શ્રીમદ્ બુદ્ધિસાગરજી ગ્રન્થમાળા—ગ્રન્થાંક ૪૬-૪૭

ॐ अर्हं

# धार्मिक गद्यसंग्रह

तथा

# पत्र सदुपदेश.

## भाग १ लो.

[ યોગનિષ્ઠ શાસ્ત્રવિશારદ જૈનાચાર્ય શ્રીમદ્ બુદ્ધિ-
સાગરજી સૂરીશ્વરના લેખો અને પત્રોનો સંગ્રહ ]

પ્રગટકર્ત્તા,

श्री अध्यात्मज्ञानप्रसारक मंडळ
હા. શા. લલ્લુભાઈ કરમચંદ દલાલ
[ ચંપાગલી—મુંબાઇ. ]

પ્રત ૫૦૦

વીર સં ૨૪૪૪ વિક્રમ સં ૧૯૭૪

મૂલ્ય રૂ. ૩-૦-૦

# નિવેદન.

શ્રીમદ્ ગુરૂવર્યે પોતાના જીવન પ્રસગમા આવતી સ્ફુર્ણાઓને ખાનગી નોટબુકમા આલેખેલી જે પૈકીનો કેટલોક ભાગ અને પત્રો આ ગ્રન્થમા લેવાયા છે અને તે જુદી જુદી રસવતીઓ કરતા પણ અધિક પ્રીય થઇ પડે તેમ છે

જુદા જુદા વિષયો સબંધે સમય સમયને યોગ્ય વિચારો,-જુદી જુદી વ્યક્તિઓને અનુસરીને જે પ્રગટ થયા છે તે-તે તે વિષયના અનુભવી અને જૈનતત્ત્વનો વિશેષ રીતે-ઉંડા વિચારપૂર્વક-જે કોઇ જાણકાર હશે અને મધ્યસ્થદૃષ્ટિથી મનન કરશે તે યથાર્થ સમજી શકે તેમ હોવાથી પ્રસ્તાવના ન લખતા ' વક્તવ્ય 'મા જણાવેલા વિચારોને યાદ રાખી આ ગ્રન્થને વાચવાનો પ્રયાસ યથાર્થ ફલ આપશે એમ જણાવવુ હીતકર જણાયુ છે

શ્રીમદ્‌ના રચિત ઘણા ગ્રન્થો એવા છે કે જે ઉપર માધ્યસ્થદૃષ્ટિ વાળા, જીજ્ઞાસુ વિદ્વાનો લખવા ધારે તો અનેક વિવેચનો લખી જુદા ગ્રન્થો રૂપે બહાર લાવી શકે, પણ ' સમય ૫૦ વર્ષ પાછળ છે ' એ વાક્ય કહે છે કે, વર્ત્તમાન સમયમા જે સમજાય છે તે કરતા ભવિષ્યમા વિશેષ સારા પ્રમાણમા સમજાશે,-ભૂમિ સ્વચ્છ થાય છે-દીર્ઘદૃષ્ટિ જ્ઞાનીઓનુ પ્રથમ તે કર્તવ્ય છે આ પત્રીનો કર્મયોગ ગ્રન્થ વાચકોને તે વિષે વધારે પ્રતિત કરાવશે

શ્રીમદ્‌નો લેખસગ્રહ અને પ્રાસગીક ઉપદેશ પત્રનો સગ્રહ વિશાળ છે, જેથી આ ' ધાર્મિક ગદ્યસગ્રહ અને પત્ર સદુપદેશને ગ્રન્થમાળાના ૪૬ તથા ૪૭ મા મણકારૂપે-ભા ૧ લા તરીકે-પ્રગટ કર્યો છે બીજો ભવિષ્યમા પ્રગટ કરાશે, તેમા કેટલાક પત્રો અને લેખો જે આ ગ્રન્થમા લેવાયા નથી તે પ્રગટ થશે, શ્રીમદે જણાવ્યુ છે તેમ અધિકારપરત્વે જુદા જુદા વિચારો જ્યા જણાય ત્યા સયોગો, અને અધિકારીનો ખ્યાલ લાવીને મનન કરશો તોજ સત્ય સમજાશે સત્ય છે કે ' સત્ય લેવુ અથવા અસત્ય લેવુ તે સ્વદૃષ્ટિ ઉપર જ આધાર રાખે છે ' ઘણા વાચકોને માત્ર ઉપરકી આ વાચવાની ટેવ પડી હોવાથી આ કથનની જરૂર પડે છે જૈન દર્શન જ

એવા પ્રકારનું છે કે કોઇ પણ વિષય સબંધી એકાંત આમજ છે એમ કહી શકાતું નથી પણ અપેક્ષાએ—અમૂક ન્યાયે—આમ છે તેમ કહેવાય છે, તેથી તે તત્વને સ્મરણમાં રાખીને જ્ઞાનીના વચનો ઉપર શ્રદ્ધા રાખી યથા શક્તિ આદર કરવો તેજ હીતાવહ છે.

"અમુક પત્રો અને લેખો યોગ્ય નથી" એમ વક્ત યમા જણાવેલા શબ્દોનો અર્થ જરા ગંભીર છે. યોગ્ય ન હોય તો લખાયજ કેમ? પણ તેનો મતાર્થ એ છે કે અમુકને માટે તે વિભાગો યોગ્ય થવા માટે સમયની ગીય છે વ્યક્તિને યોગ્ય હોય જ્યારે સમષ્ટિની આત્મશક્તિ માટે સમયની જરૂર હોય તેને જ્ઞાનીઓ સમાળની નજરથી બહાર મુકે છે અને તે ઠીક જણાય છે આપણે જોઇએ છીએ કે જે વિચાર ૨૫ વર્ષ ઉપર દરસી કહાડવામાં આવ્યો હોય તેને આજે પ્રાધાન્યતા મળે છે અને પ્રાચિનત્વ ઘસાઇ જવા પામે છે અર્થાત્ અનુકૂળ સમય જે કેમ આપે છે તેવા કે પ્રતિકુળ કે ઓછો અનુકૂળ સમય કેમ આપતો નથી

આવા ઉપયોગી અને મોટા ગ્રંથને પ્રગટ કરતા ખર્ચ પણ ઘણો થઇ ગયો છે તેમાં હાલના વિગ્રહ સમયે તો કાગળના ભાવો વધારવામાં હદજ કરી છે એમને ઇચ્છા કરેતા થકા કીંમત આ ગ્રન્થની ગણત્રી પડી જ તો પડતર કરતા તો રહ્યું રાખી નથીજ, સહાયકોને અમુક પુસ્તકો ભેટ આપવાના ઠરાવથી, ખુટતી રકમ માટે દ્વિતીય પુસ્તક થોભાવી રહેનાર છે સહાયકની ખોટ પણ ઘણી છે તે તરફ ઉદાર અને મદદ કરવાની ઇચ્છાવાળા સદ્ગૃહસ્થોનું ધ્યાન ખેચવા ઇચ્છીએ છીએ

રધાગરી સુ માઘ
કાર્તિક સુદિ ૧૧
વી સ ૨૦૪૪

લી
શ્રી અધ્યાત્મજ્ઞાન પ્રસારક મંડળ

# ધન્યવાદ.

આ ગ્રન્થના પ્રકટાર્થે, નીચે જણાવેલા સદ્‌ગૃહસ્થોએ મદદ કરી છે અને કરાવી છે તે માટે તે સર્વેનો ધન્યવાદપૂર્વક આભાર પ્રદર્શિત કરવા આ નોંધ લેવામાં આવે છે

૨૦૧] શ્રી વરસોડાની સત્તાની તરફથી હા શેઠ નગીનદાસ મગનલાલ શ્રી વરસોડા

૧૦૧] શેઠ ગમચંદ રીખવચંદ, શ્રી લોદ્રાવાલા

૨૫] શેઠ હીરાલાલ મુલચંદ વકીલ, શ્રી વીજાપુર

૨૫] શેઠ ગલાલચંદ મગળજી સંઘવી, શ્રી કડી

૨૫] શેઠ કુબેરદાસ ધરમચંદ મોદી, શ્રી કડી.

૨૫] શેઠ નગીનદાસ હરીસંઘ, શ્રી શપોર

૭૫] શેઠ સકરચંદ છગનલાલ, શ્રી માણસા

૭૫] શ્રી સાણંદ સાગરગચ્છના જ્ઞાનખાતામાંથી હા શેઠ ચતુરભાઈ કરશનભાઈ, શ્રી સાણંદ

૩૫] શેઠ નાથચંદભાઈ રતનચંદભાઈ મ્હેતા, શ્રી સાણંદ

૩૫] શેઠ શાન્તિભાઈ જેશંગભાઈ મ્હેતા, શ્રી સાણંદ (ભોગીલાલને ત્યાં પુત્ર પ્રાપ્તિના સ્મરણાર્થે)

૧૭] શેઠ દેવચંદભાઈ ઠાકરશી મ્હેતા, શ્રી સાણંદ

૧૭] શેઠ કરસનભાઈ નાગજીભાઈ મ્હેતા, શ્રી સાણંદ હા શેઠ ચતુરભાઈ

૧૭] શેઠ ગફળભાઈ સાકળચંદ મ્હેતા, શ્રી સાણંદ

૧૦] શેઠ ઉમેદભાઈ માણેકચંદ, શ્રી સાણંદ (હા ગોવિંદજીભાઈ, ત્રીકમ નદાસ, ચુનીલાલ)

૧૦] શેઠ ખેમચંદ ત્રીકમદાસ ગાંધીના સ્મરણાર્થે, (હા આત્મારામ તથા મોહનલાલ) શ્રી સાણંદ

૧૦] શેઠ મોહનલાલ ખેમચંદ ગાંધી, શ્રી સાણંદ (તેમના સ્વર્ગત પત્ની સમરતના શ્રેયાર્થે)

એવા પ્રકારનુ છે કે કાઇ પણ વિષય સબધી એમત આમજ છે એમ કહી શકાતું નથી પણ અપેક્ષાએ—અમૂક ન્યાયે—આમ છે તેમ કહેવાય છે, તેથી તે તત્ત્વને સ્મરણમા રાખીને જ્ઞાનીના વચનો ઉપર શ્રદ્ધા રાખી યથા શક્તિ આદર કરવો તેજ હીતાવહ છે

' કેટલાક પદો અને લેખો યોગ્ય નથી એમ વક્તવ્યમા જણાવેલા શબ્દોનો અર્થ જરા ગભીર છે યોગ્ય ન હોય તો લખાયજ કેમ ' પણ તેનો ભાવાર્થ એ છે કે સર્વેને માટે તે વિચારો યોગ્ય થવા માટે સમયની ઢીલ છે વ્યક્તિને યોગ્ય હોય જ્યારે સમષ્ટિની આત્મશક્તિ માટે સમયની જરૂર હોય તેને જ્ઞાનીઓ સભાળની નજરથી બહાર મુકે છે અને તે ઠીક જણાય છે આપણે જોઇએ છીએ કે જે વિચાર ૨૫ વર્ષ ઉપર હસી કહાડવામા આવ્યો હોય તેને આજે પ્રાધ્યાનતા મળે છે અને પ્રાચિનત્વ ઘસાઇ જવા પામે છે અર્થાત્ અનુકુળ સમય જે ટેકો આપે છે તેવો ટેકો પ્રતિકુળ કે ઓછો અનુકૂળ સમય ટેકો આપતો નથી

આવા ઉપયોગી અને મોટા ગ્રથને પ્રગટ કરતા ખર્ચ પણ વધી થઇ ગયો છે તેમા હાલના વિગ્રહ સમયે તો કાગળના ભાવો વધારવામા હદજ કરી છે એટલે ઇચ્છા કરતા વધુ કીમત આ ગ્રન્થની રાખવી પડી છે તો પણ પડતર કરતા તો વધુ રાખી નથીજ, સહાયકોને અમુક પુસ્તકો ભેટ આપવાના હોવાથી, ખુટતી રકમ માટે વિક્રીય પુસ્તકો ઉપરજ રહેનાર છે સહાયકોની નોંધ પણ લીધી છે ને તરફ કદર અને મદદ કરવાની ઉદારતાવાળા ગ્રહસ્થોનુ ધ્યાન ખેચી વિરમીએ છીએ

| | |
|---|---|
| ચપાગલી, મુબાઇ<br>કાર્તિક શુદિ ૧૧<br>વીર સ ૨૪૪૪ | લી<br>શ્રી અધ્યાત્મજ્ઞાન પ્રસારક મડળ |

# ધન્યવાદ.

આ ગ્રન્થના પ્રકાશનાર્થે, નીચે જણાવેલા સદ્ગૃહસ્થોએ મદદ કરી છે અને કરાવી છે તે માટે તે સર્વેનો ધન્યવાદપૂર્વક આભાર પ્રદર્શિત કરવા આ નોંધ લેવામાં આવે છે

૨૦૧) શ્રી વરસોડાની સભાની તરફથી હા. શેઠ નગીનદાસ મગનલાલ શ્રી વરસોડા

૧૦૧) શેઠ રામચંદ રીખવચંદ શ્રી લોદરાવાળા

૨૫) શેઠ હીરાલાલ સુખચંદ વકીલ શ્રી વીજાપુર

૨૫) શેઠ ગલાલચંદ મગનજી સંઘવી શ્રી કડી

૨૫) શેઠ કુબેરદાસ ધરમચંદ મોદી, શ્રી કડી.

૨૫) શેઠ નગીનદાસ હીરાચંદ શ્રી શાપોર

૭૫) શેઠ સાકરચંદ છગનલાલ, શ્રી માણસા

૭૫) શ્રી સાણંદ સાગરગચ્છના જ્ઞાનખાતામાંથી હા. શેઠ ચતુરભાઈ કરશનભાઈ, શ્રી સાણંદ

૩૫) શેઠ નાથચંદભાઈ રવચંદભાઈ મ્હેતા, શ્રી સાણંદ.

૩૫) શેઠ શાન્તિભાઈ જેશંગભાઈ મ્હેતા, શ્રી સાણંદ (ભોગીલાલને ત્યાં પુત્ર પ્રાપ્તિના સ્મરણાર્થે)

૧૭) શેઠ દેવચંદભાઈ ઠાકરશી મ્હેતા, શ્રી સાણંદ

૧૭) શેઠ કરસનભાઈ નાગજીભાઈ મ્હેતા, શ્રી સાણંદ હા. શેઠ ચતુરભાઈ

૧૭) શેઠ ગફળભાઈ સાકળચંદ મ્હેતા, શ્રી સાણંદ

૧૦) શેઠ ઉમેદભાઈ માણેકચંદ, શ્રી સાણંદ (હા. ગોવિંદજીભાઈ, ત્રીભોવનદાસ, ચુનીલાલ)

૧૦) શેઠ ખેમચંદ ત્રીકમદાસ ગાંધીના સ્મરણાર્થે, (હા. આત્મારામ તથા મોહનલાલ) શ્રી સાણંદ

૧૦) શેઠ મોહનલાલ ખેમચંદ ગાંધી, શ્રી સાણંદ (તેમના સ્વર્ગત પત્ની સમરતના શ્રેયાર્થે)

૧૦] શેઠ છગનલાલ ખેમચં૰ મ્હેતા, શ્રી સાણંદ
૧૦] શેઠ હઠીસંઘ ગોવદજી મ્હેતા શ્રી સાણંદ
૫] શેઠ જીવરાજ હઠીસંઘ મ્હેતા શ્રી સાણંદ
૧૦] બાઇ રૂપાલી તે મ્હેતા મનુકચંદ દેવચંદની વિધવા શ્રી સાણંદ
૧૦] બાઇ પુરી તે ગાંધી હીરાચંદ જયરાજની વિધવા શ્રી સાણંદ

---

રૂ ૭૪૮]

એકંદરે રૂ ૭૪૮ ઉપરની વીગતે મલ્યા છે જેમાં રૂ ૨૭૧] નો ફાળો શ્રી સાણંદનો છે તે ફાળો ગાંધી આત્મારામ ખેમચંદ અને તેમના મીત્રોએ લીધેલ મહેનતને આભારી છે જેઓ શ્રીમદ્ ગુરૂવર્ય અને શ્રીમદ્‌ના વચન શૃંગાર રૂપી ગ્રન્થો તરફ ભક્તિ રાખનારા છે, તેઓએ આ રીતે કર્મયોગ તથા ૫ સગ્રંહ ભા ૮ મા માટે પણ આવેલ ફાળો મોકલાવ્યો છે એમ્વાર ફરીથી આ સર્વે સહાયકોનો ઉપકાર માની વિરમીએ છીએ

| મુ બાઇ—ચપાગલી<br>વીસત્ ૨૪૪૪<br>કાર્તિક સુદિ ૧૧ | લી<br>અધ્યાત્મજ્ઞાન પ્રસારક મ૰ળ૰ |
|---|---|

ॐ अर्हं

# गद्यसंग्रह–वक्तव्य.

જૈન સાધુ માર્ગની જીવન યાત્રામા પ્રસગોપાત્ત જે જે વિચારાયુ, જે જે બાબતોનો ઉહાપોહ થયો તે સબંધી વિચારોની નોંધ કરેલી તેને વિશ્વ સમક્ષ મૂકવામા આવે છે આત્માનુ જે સત્ય છે તે સર્વનુ છે અને સર્વનુ જે સત્ય છે તે આત્માનુ છે જે આત્માના વિચારો પ્રગટે છે તે વસ્તુત ગુપ્ત નથી જ્ઞાનીઓની આગળ કઇ ગુપ્ત નથી સ્વાત્મપ્રિય વિચારોમા સર્વ અધિકારીજનોનો ભાગ છે તેથી તે ફરજદૃષ્ટિએ તેનો પ્રકાશ કરવો જોઇએ परस्परोपग्रहोजीवानाम् એ ન્યાયે આપણુ જે કઇ સત્ય છે તેમા સર્વનુ ઉપગ્રહ તત્ત્વ સમાયલુ છે અતએવ વિશ્વજન સમક્ષ સ્વવિચારોને મૂકવા સ્વાભાવિક પ્રવૃત્તિ થાય તેમા કાઇ આશ્ચર્ય નથી જે જે કાલે, જે જે ક્ષેત્રે, જે જે ભાવે, જે જે દૃષ્ટિએ, જે જે હૃદયમા વિચારો પ્રકાશ્યા તે તે કાલ, ક્ષેત્ર, ભાવ, દશાના ધ્યાનમા લેઇ ભવ્ય જીજ્ઞાસુ મનુષ્યો જો આ પુસ્તક વાચશે તો તેમાથી કઇ ગ્રાહ્ય શિક્ષણીય તત્ત્વ મેળવી શકશે અસૂયાદૃષ્ટિથી, વ્યક્તિ દ્વેષથી, પક્ષપાત દૃષ્ટિથી, દોષ દૃષ્ટિથી જેઓ આ પુસ્તક વાચવા પ્રયત્ન કરશે તેમને ગુણને બદલે અવગુણપણ પરિણમે તેમા તેમની દૃષ્ટિનો દોષ કારણીભૂત છે વિશ્વમાથી સત્ય લેવુ વા અસત્ય લેવુ એ સ્વાત્મદૃષ્ટિપર આધાર રાખે છે ગુણરાગદૃષ્ટિ વા મધ્યસ્થદૃષ્ટિ વિના વાચનમાથી વા ઉપદેશમાથી સત્ય ગ્રહાતુ નથી જેટલુ લખાયુ હોય તેટલુ સર્વ એક વ્યક્તિને માટે હોય નહી વા એક વ્યક્તિને સર્વ રૂચે નહી અધિકાર પ્રમાણે રૂચે છે અને ગ્રહણ કરાય છે જેટલી દૃષ્ટિ ખીલી હોય છે તે પ્રમાણે લખાય છે તેમાથી જેને જે રૂચે તે તેને ગ્રહણ કરવુ અને જે ન રૂચે તેની ઉપેક્ષા કરવી, પરતુ નકામી તકરારો કરી મલીન જીવન કરવુ એ કોઇ રીતે યોગ્ય નથી દુરાગ્રહો છુટ્યા વિના અને દુરાગ્રહ છોડવાનુ આત્મબળ ખીલવ્યા વિના સત્ય ગ્રહાતુ નથી વાચકો ઉપર ઉપરથી કોઇ વિષય વાચે અને તેનાપર પૂર્ણ મનન ન કરે તથા આજુબાજુના

સયોગે ત ક લક્ષ દેઇ ન વાચી શકે તો તેઓને જે વિષય ન સમજાય તેમા તેમનો દોષ છે સર્વ મનુષ્યો લેખનાદિ સત્પ્રવૃત્તિ તો સારા માટે કરે છે, પરતુ અન્ય વાચનારનુ, શ્રોતાઓનુ શુભ થવુ વા ન થવુ તે તો તેમની દૃષ્ટિપર આધાર રાખે છે ગુણરાગદૃષ્ટિએ જે કઈ વચાય છે વા વિચારાય છે તેમા ઘણુ સત્ય ગ્રહણ થાય છે આપણે જેને ખાનગી વિચારો માનીએ છીએ તે વિચારો વસ્તુત ખાનગી નથી, જેને આત્માનો સાક્ષાત્કાર થાય છે તેને સર્વ શુભ વિચારોનો અનુભવ આવે છે દુનિયામા જેટલા ધર્મો છે, જેટલા દર્શનો છે તે અમુક દૃષ્ટિએ સત્ય છે તેમનુ સત્ય વિચારવુ અને મધ્યસ્થદૃષ્ટિથી સત્ય ગ્રહણ કરવુ પક્ષપાતદૃષ્ટિથી પુસ્તકો વાચવાથી સત્ય ગ્રહાતુ નથી સત્ય વિચારોને મારી નાખવાની આત્મહત્યા કરનારા ઇર્ષ્યાળુ મનુષ્યો ઉત્તમ પુસ્તકો વાચીને પણ સત્ય લેઇ શકતા નથી હવે જમાનો એવો આવે છે કે દુનિયામા ઐક્ય તરફ લોકોનુ લક્ષ્ય ખેંચાય છે આત્મશક્તિઓ ખીલવી શકાય તે તરફ દુનિયાના મનુષ્યોની દૃષ્ટિ ખેંચાય છે આત્મસ્વાતંત્ર્ય તરફ લોકોનુ લક્ષ્ય ગયુ છે લોકો સત્યના કામી બનવા લાગ્યા છે લોકો સત્ય વિચારોની કદર કરવા લાગ્યા છે અને નાતજાતનો ભેદ ગણ્યા વિના સત્યના ઉપાસકો બનવા લાગ્યા છે તેવા જમાનામા આવી નોંધ પુસ્તકના વિચારો બહાર પડવાથી વિશ્વની આગળ સત્યનો પ્રકાશ કરી શકાય એ બનવા યોગ્ય છે દ્વેષી અજ્ઞાની મનુષ્યો ગમે તેવી અવળી દૃષ્ટિથી સત્ય વિચારોને મારી નાખવા પ્રયત્ન કરે પણ તેથી સત્ય વિચારો મરી જવાના નથી, પરતુ ઉલટા તે બમણા જોરથી અધિકારી જનોમા પ્રકાશી શકવાના સત્ય વિચારોજ ધર્મરૂપ છે સત્યમય આત્મા છે માટે વિવેકી મનુષ્યો સત્યને માનવાના. હવે આધ્યાત્મિક શક્તિઓ તરફ લોકોનુ લક્ષ્ય ખેંચાયુ છે અધ્યાત્મજ્ઞાનવીજ વિશ્વની ઉન્નતિ થવાની છે અને તેનો સમય પાસે આવ્યો છે

હાલમા અધ્યાત્મજ્ઞાન તરફ વિદ્વાનોને રાગ પ્રકટતો જાય છે સર્વ આત્માઓમા ઐક્ય જોવુ એવા સદ્વિચારો જોસથી બહાર આવતા જાય છે ભેદધર્મ કરતા અભેદ ધર્મ જ્ઞાન લોકોની પ્રિયતા થતી જાય છે ઉન્નતિકારક વિચારો તરફ વિશ્વમનુષ્યો વળવા લાગ્યા છે, તેવા સમયમા સત્યને બહાર લાવવા મહાત્માઓ આત્મભોગ આપી પ્રવૃત્તિ કરે એમા કઇ આશ્ચર્ય નથી

ગ્રંથસગ્રહમા ઉપયુક્તદૃષ્ટિના વિચારોની ઝાખીનો વાચકોને અનુભવ થાય એ સ્વાભાવિક છે

આત્માને જે કાલે, જે પ્રસગે જે પ્રિય વિચારો લાગ્યા તે લખાયા બહાર છપાયા તેમા અધિકાર પરત્વે અન્યોને પ્રિયપણુ અપ્રિયપણુ રહે એ સ્વાભાવિક છે બહાર નીકળેલા ભૂતકાલીન વિચારો જે આ પુસ્તકમા છે તેના સબધી વિચાર પર્યાયોમા દૃષ્ટાને સાક્ષી તરીકેનો અધિકાર છે તથા તેવી દૃષ્ટિ કે તે તે કાલીન વિચારોમા મોહબુદ્ધિ નથી પરતુ વિવેકબુદ્ધિ છે નામરૂપના મોહ વિના જીવનયાત્રામા જે જે કઇ થાય, કરાય, લખાય તે ફરજ છે, એટલોજ ઉપયોગ રહે છે એમ આત્મસાક્ષીએ વિચારાય છે, તે સબધી સ્વ દૃષ્ટિના અનુસારે મનુષ્યો ગમે તે વિચારો વા માનો તેથી સત્યનો નાશ થતો નથી' દુનિયાના શુભાશુભ અભિપ્રાયો જે જે આ સબધે પ્રકટે તેમા નિસગભાવ રહેવુ એજ લેખકની ફરજે પ્રવૃત્ત થવાની જરૂર છે

નોધપુસ્તકોમાથી જે હાલ યોગ્ય લાગ્યા તે વિચારો છપાયા છે અને કેટલાક યોગ્ય નથી લાગ્યા તે વિચારો છપાયા નથી (દેશ, કાલ, અધિકાર સ્થિતિ આદિ સયોગોને લેઇ યોગ્ય લાગ્યા તેટલાજ છપાયા છે ) સદુપદેશ પત્રોમાથી પણ જેટલા યોગ્ય લાગ્યા તેટલા છપાવ્યા છે, અને બાકીના સદુપદેશપત્રો ભવિષ્યમા છપાશે જે જે સદુપદેશપત્રો છપાયા હોય તેમાથી જે સત્ય લાગે તેને વાચકોએ ગ્રહણ કરવુ પુસ્તકના સદ્વિચારોની મહત્તા જેટલી વાચકને અનુભવાય છે તેટલી અસર તેના હૃદયપર થાય છે જેવી દૃષ્ટિ તેવી સૃષ્ટિ, જેવો ભાવ તેવા દેવ, જેવી મતિ તેવી ગતિ, એ નિયમ ખાસ ધ્યાનમા રાખીને વાચકોએ પુસ્તક વાચવુ જોઇએ એક પાનુ વાચીને, તે પર વિચાર કરવામા પા કલાક પસાર થાય એવી રીતે વાચવુ જોઇએ પુસ્તકપર પૂજ્યબુદ્ધિ રાખીને વાચવુ જોઇએ હસદૃષ્ટિથી વાચવુ જોઇએ. આત્મોન્નતિ થાય એવી દૃષ્ટિથી વાચવુ જોઇએ પુસ્તકની આશાતના ન કરવી જોઇએ. પુસ્તકનો અવિનય કરીને વાચવાથી આત્મામા તેનુ સત્ય પરિણમન થતુ નથી આત્મામાથી પ્રકટેલુ જે કઇ હોય તે અન્યાત્માઓને મળવુ જોઇએ, અને તે સ્વાત્મામા પ્રકટાવવુ જોઇએ, એવી બુદ્ધિથી પુસ્તક વાચવુ જોઇએ

આ ગદ્યસગ્રહ પુસ્તકમા જે જે વિષયો આવ્યા છે તેની અનુક્રમણિકા જેવી જોઇએ તેવી ખાસ બની શકે તેમ નથી વાચકો સ્વયમેવ તે તે ઉપદિષ્ટતત્ત્વો પામીને તેનો અનુભવ કરો એમ સૂચના કરવામા આવે છે જે જે પુસ્તકોમા જે જે કઇ મહત્ત્વ છે તે કદી છુપાવ્યુ છુપતુ નથી સત્ય નહીં દબાતા ગગને ચઢીને ગાજે છે અનતભૂતમાવ છે વર્તમાનમા પણ તેના અધિકારીજનો તેની મહત્તા સમજે છે અને ભવિષ્યકાલમા અનેક

મહા પુરૂષો થવાના, તેઓ તેની મહત્તાનો ખ્યાલ કરશે લખેલું ઉપદિષ્ટ કઈ નમાલું જતું નથી મનુષ્યોના વિચારો જણાય એવી સેવાકરજને હરેક રીતે અદા કરાય છે અને ભવિષ્યમાં અદા કરાશે

વિચારોને પ્રગટ કરવામાં આલંકારિકભાષાપર ખાસ લક્ષ્ય અપાયું નથી કોઈ સ્થાને લક્ષ્ય અપાયું છે અને કોઈ સ્થાને અપાયું નથી ખાસ તેના પર લક્ષ્ય ન રહેતા ભાવપર વિશેષ લક્ષ્ય રહે છે એવી સ્વાભાવિક ટેવ થઈ પડી છે, તેથી તે માટે ભાષાજ્ઞાનીએ ક્ષમા કરે એમ ઇચ્છાય છે ભાષા પર અનેક નિયમોના બંધનો નાખીને તેને ન મારી નાખવી જોઈએ સદાકાલ એક સરખી ભાષાની કાયા રહેતી નથી તેથી તે પર અમારા જીવન પરત્વે તેમા ખાસ લક્ષ્ય દેવાની જરૂર અમને જણાતી નથી

સર્વાત્માઓની સાથે આત્માનો સબંધ છે આત્માઓને આત્માઓના દર્શન થવા અને પરમાત્મપદ પ્રાપ્ત થવુ એજ લેખકની મુખ્યતાએ માન્યતા છે અને એ માન્યતાને લેઈ સ્વફરજ અદા કરાય છે આત્માઓની શક્તિયોને ખીલવવી સર્વ જીવોમા પરમાત્માને દેખવો, સ્વાત્મામા પરમાત્માને દેખવો, અને આત્માની પરમાત્મતા ખીલવવી એજ અમારૂ ખાસ મંતવ્ય તથા કર્તવ્ય છે આત્માની શુદ્ધતા એજ શુદ્ધ પરમ બ્રહ્મત્વ છે સર્વત્ર જનોમા, પ્રાણીઓમા પરમબ્રહ્મત્વ અનુભવવુ અને પરમ બ્રહ્મતાને પ્રાપ્ત કરવી એજ ખાસ ઉદ્દેશ છે

શ્રી સદ્ગુરૂની પૂર્ણ કૃપાથી આત્મદર્શન, પરમાત્મદર્શન થાય છે શ્રી સદ્ગુરૂની શ્રદ્ધા ભક્તિથી ધર્મની પ્રાપ્તિ થાય છે ધર્મની પ્રાપ્તિમા તર્ક કરતા શુદ્ધ હૃદયની વિશેષ જરૂર છે તર્કની કોટિ પરપરાએ ચઢેલો આત્મા શ્રી સદ્ગુરૂના બોધથી અને આત્મદર્શનથી વિમુખ રહે છે માત્ર બુદ્ધિથી કઈ આત્માનો વા પરમાત્માનો સાક્ષાત્કાર થતો નથી આત્માનો યાને બ્રહ્મનો સાક્ષાત્કાર કરવા માટે પ્રથમ ગુરૂના શરણે જવુ જોઈએ અને ભક્તિમાર્ગ, ઉપાસનામાર્ગ જ્ઞાનમાર્ગ અને કર્મયોગનુ અવલબન લેવુ જોઈએ ગુરૂની કૃપા પ્રાપ્ત કરી તેમના આદેશ પ્રમાણે વર્તવાથી પરમાત્મ તત્ત્વનો સાક્ષાત્કાર થાય છે આત્મામાજ પરમાત્મતત્ત્વનો સાક્ષાત્કાર કરાય છે આત્મામાથી સર્વદર્શનો પ્રગટ્યા છે સર્વ ધર્મો રૂપે સર્વ દર્શનો રૂપે, અને સર્વ દેવ દેવીઓ તથા શક્તિઓ રૂપે આત્માજ વિલસતો દેખાય છે માટે આત્મામાજ યાને બ્રહ્મમાજ આનન્દ-ધ્યાન વગેરેનો અનુભવ કરવો જોઈએ.

સર્વધર્મના શાસ્ત્રોએ અને સર્વમહાત્માઓએ આત્મામાજ રમીને દેવ દેવીઓનો સાક્ષાત્કાર કરેલો છે માટે ગ સગ વાગીને ભવ્ય મનુષ્યોએ આત્માની પ્રાપ્તિ કરવા પ્રયત્ન કરવો જોઇએ જ્યા આત્મા છે ત્યા સત્ય ધર્મ છે આત્મા વિના ચૈતન્યની સિદ્ધિ થતી નથી આત્માનો અનુભવ કરવાથી દૈવી બળ ખીલે છે આત્મા અનન્ત છે આત્માના સ્વરૂપને વાણીથી કથી શકાય તેમ નથી આત્માનુ પૂર્ણ સ્વરૂપ કોઇએ વર્ણવ્યુ નથી જેટલુ આત્મસ્વરૂપમા ઉંડુ ઉતરાય છે તેટલુ આત્મસ્વરૂપ અનુભવાય છે સર્વ સમાજનો આધાર આત્માપર છે આત્મા વિના સર્વ સમાજનુ શૂન્યત્વ છે આત્માને માટે સર્વ વસ્તુઓ પ્રિય છે સર્વ વસ્તુઓ કઇ આત્માની પ્રિયતા વિના પ્રિય નથી સર્વ પ્રકારના શરીરોમા આત્માઓ પ્રિય છે જ્યારે કોઇ પણ શરીરમાથી આત્મા નીકળે છે ત્યારે શરીર પ્રિય જણાતુ નથી આત્મા વિના શરીરનુ સૌન્દર્ય ક્ષણ માત્ર ટકતુ નથી માટે સર્વ પ્રકારના ધર્મોની અને સર્વ પ્રકારની શક્તિયોની પ્રાપ્તિ માટે આત્માની મહત્તા અવબોધવી જોઇએ આત્માના કરતા દેહની કિંમત ઘણી નજીવી છે દેહની પૂજા, સેવા, સારવાર કરતા આત્માની સેવા, આત્માની ભક્તિ, આત્માની ઉપાસના મહાન્ અનન્તગુણી ઉત્તમ સમજવી જોઇએ આર્યાવર્ત વગેરે દેશના મનુષ્યો જો આત્માથી શુદ્ધદૃષ્ટિએ વર્તે અને મન તથા શરીરને ઉપયોગી બાબતોમા હથિયારરૂપ ગણીને વાપરે તો તેઓ આસક્તિ વિના કર્મયોગીઓ બની આત્મામા રહેલી પરમાત્મદશા પ્રાપ્ત કરી શકે એમ દૃઢ નિશ્ચય છે ગદ્યસંગ્રહ, કર્મયોગ વગેરે જે પુસ્તકો આ લેખિનીથી લખાયા છે, તેની મુખ્ય સાધ્યદૃષ્ટિ ઉપર્યુક્ત વિચાર પ્રમાણે અવબોધવી આધ્યાત્મિકદૃષ્ટિએ મનુષ્યોની વાસ્તવિક પ્રગતિ થાય છે અધ્યાત્મજ્ઞાની બનીને કર્મયોગી બનનાર મહાત્માઓ, પરિષહો, ઉપસર્ગો વેઠવાને શક્તિમાન્ થાય છે ગદ્યસંગ્રહમા ઉપર્યુક્ત દૃષ્ટિએ અમારા વિચારો પ્રકટેલા છે માટે કોઇ બાબતમા શંકા પડે તો ઉપયુક્ત દૃષ્ટિએ સમાધાન કરવુ અથવા જ્ઞાનીઓના તથા સદ્ગુરૂના સમાગમમા આવી તે શંકાઓનો પરિહાર કરી આત્માની શુદ્ધતા કરી વ્યાવહારિક કર્તવ્યો કરવા જોઇએ

પત્રસદુપદેશમા જેજે વ્યક્તિયો પર પત્ર લખાયલા છે તે તે વ્યક્તિઓની યોગ્યતા પ્રમાણે તેઓમા વિચારો લખાયા છે, અનેક વ્યક્તિયો પર કેટલાક પત્રો લખાયા છે, પરન્તુ તે હાલ જાહેરમા મૂકી શકાય તેમ નથી જે પત્રો જાહેરમા મૂક્યા છે તેમાથી પણ કેટલાક વિચારો હાલ છપાવવામા આવ્યા

શિષ્ય જનોએ તથા મધ્યસ્થજનોએ પ્રવૃત્તિ કરવી સત્ય કથવામા જરા માત્ર સંકોચ કરવાની જરૂર નથી. કોઇ બાબતમા કોઇને કંઇ પુછવા જેવુ હશે તે રૂબરૂમા મળી ખુલાસો કરી આત્મોન્નતિ માર્ગે વળવુ. આત્મામા ઉંડા ઉતરીને આત્માને શંકાઓ પુછવાથી આત્માવડે સર્વ શંકાઓનું સમાધાન થાય છે આત્માને બ્રહ્મ, પરબ્રહ્મ, કૃષ્ણ, અરિહંત, રામ, ઇશ્વર, પરમાત્મા માનીને તેને સર્વ જીવોમા જોવો, ભાવવો અને તેનો સાક્ષાત્કાર કરી જવો અને એ માર્ગે આ ગદ્યસંગ્રહના વિચારોને આચારમા મૂકી અનાસક્તિએ વર્તવુ સ્યાદ્વાદ દૃષ્ટિએ સર્વ વિચારોમા અને આચારોમા સત્ય દેખી આત્મોન્નતિ કરવી એવા માર્ગે પ્રગટેલા વિચારોને વાચક સમક્ષ મૂકી જન સેવાના સેવક રૂપે શરીરને બનાવી કર્મયોગીનો અધિકાર બજાવવામા પ્રવૃત્ત થતા કંઇ ક્ષમાયોગ્ય ગણાય તે સજ્જનો ક્ષમસે એમ કહી નિવેદી વક્તવ્ય સમાપ્ત કરૂ છુ

ૐ અર્હં શાન્તિ

પેથાપુર-સાગરોપાશ્રય.

આસો વદિ ત્રયોદશી સં ૧૯૭૩

લે. બુદ્ધિસાગરસૂરિ.

શિષ્ય જનોએ તથા મધ્યસ્થજનોએ પ્રવૃત્તિ કરવી સત્ય કથવામા જરા માત્ર સંકોચ કરવાની જરૂર નથી કોઇ બાબતમા કોઇને કઇ પુછવા જેવુ હશે તે રૂબરૂમા મળી ખુલાસો કરી આત્મોન્નતિ માર્ગે વળવુ. આત્મામા ઉંડા ઉતરીને આત્માને શકાઓ પુછવાથી આત્માવડે સર્વ શકાઓનુ સમાધાન થાય છે આત્માને બ્રહ્મ, પરબ્રહ્મ, કૃષ્ણ, અરિહંત, રામ, ઇશ્વર, પરમાત્મા માનીને તેને સર્વ જીવોમા જોવો, ભાવવો અને તેનો સાક્ષાત્કાર કરી જવો અને એ માર્ગે આ ગદ્યગ્રંથના વિચારોને આચારમા મૂકી અનાસક્તિએ વર્તવુ સ્યાદ્વાદ દૃષ્ટિએ સર્વ વિચારોમા અને આચારોમા સત્ય દેખી આત્મોન્નતિ કરવી એવા માર્ગે પ્રગટેલા વિચારોને વાચક સમક્ષ મૂકી જન સેવાના સેવક રૂપે શરીરને બનાવી કર્મયોગીનો અધિકાર બજાવવામા પ્રવૃત્ત થતા કઇ ક્ષમાયોગ્ય ગણાય તે સજ્જનો ક્ષમજો એમ કહી નિવેદી વક્તવ્ય સમાપ્ત કરૂ છુ

ૐ अर्हं शान्ति

પેથાપુર-સાગરોપાશ્રય.

આસો વદિ ત્રયોદશી સ ૧૯૭૩

લે. બુદ્ધિસાગરસૂરિ.

# श्री अध्यात्मज्ञानप्रसारक मडळ.

(સ્થાપન-જ્ઞાનપચમી-વીર સવત્ ૨૪૩૫.

જો તમારે તત્વજ્ઞાનના ઉત્તમ સિદ્ધાતો, સરલ અને પ્રિય શૈલીમા સમજવા હોય અને પોતાનુ હૃદય નિર્મળ બનાવવુ હોય તો મડળ તરફથી પ્રગટ થયેલી

## શ્રીમદ્ બુદ્ધિસાગરજી ગ્રન્થમાળા અવશ્ય વાચો

મજકુર ગ્રથમાળામા નીચેના ગ્રન્થો પ્રગટ થયેલ છે, જે વાચી, મનન કરી, તમારા આત્માને ઉચ્ચ શ્રેણિએ ચઢાવો ઉત્તમ ગ્રન્થો એજ અપૂર્વ સત્સગ છે ખચીત આ ગ્રન્થોના મનનથી ઘણુ જાણવા અને મેળવવા પામશો-ગુરૂશ્રીની લેખનશૈલી-માધ્યસ્થદૃષ્ટિવાળી હોવાથી, દરેક ધર્માવલબીઓ તેને પ્રેમપૂર્વક વાચે છે દરેક ગ્રન્થોમા અધ્યાત્મજ્ઞાન અને તત્વજ્ઞાન સબધી વિવેચન છે

વૈરાગ્ય, ઉપદેશક અને બોધક, પદો-ભજનો-તે તે વિષયમા લીનતા કરી નાખે છે દરેક પદોનો સાર વિચારણીય છે અનેકાન્તદૃષ્ટિથી, હૃદયની વિશાળતાપૂર્વક અને પ્રિય તથા પથ્યવાણીથી વાચકોના હૃદયને ઉત્તમ કરી શકાય છે અને તે મુજબ આ ગ્રન્થો છે

માત્ર વાચકોના હિતાર્થે, ઉદાર ગૃહસ્થોની સહાય વડે,-કોઇપણ ગ્રન્થ પ્રકાશકમડળ કરતા-ઓછામા ઓછી કિમત રાખવાની પહેલ આ મડળેજ કરી છે-ઓછી કિમત છતા છપાઇ-કાગળ-બધાઇ વગેરે કામ સુદર થાય છે, તદુપરાત વધુ પ્રચારાર્થે-પ્રભાવના, વિદ્યાર્થીઓને ઇનામ અને ભેટ આપનાર માટે વધુ નકલો મગાવનારને ( શીલીકમા હોય તો ) બની શકતી ઓછી કિમતે આપવામા આવે છે

જેઓને પ્રગટ થઇ ચુકેલા અને થવાના ગ્રન્થો પૈકી, કોઇપણ ગ્રન્થો પોતાના મુરબ્બી કે સ્નેહી અને ઉપકારીઓના સ્મરણાર્થે, પ્રગટ કરવાને ઇચ્છા હોય તેમને તે મુજબ મડળ સગવડ કરી આપે છે

પત્રવ્યવહાર-મુબાઇ-ચપાગલી. વ્યવસ્થાપક-અધ્યાત્મ જ્ઞાન-પ્રસારકમડળ જોગ કરવો

# શ્રીમદ્ બુદ્ધિસાગરજી ગ્રન્થમાળામાં પ્રગટ થયેલા ગ્રન્થો

| | | પૃષ્ઠ | |
|---|---|---|---|
| ૧ | ક ભજન સંગ્રહ ભાગ ૧ લો | ૨૦૦ | ૦–૮–૦ |
| ૧ | અધ્યાત્મ વ્યાખ્યાનમાળા | ૨૦૬ | ૦–૪–૦ |
| ૨ | ભજનસંગ્રહ ભાગ ૨ જો | ૩૩૬ | ૦–૮–૦ |
| ૩ | ભજનસંગ્રહ ભાગ ૩ જો | ૨૧૫ | ૦–૮–૦ |
| ૪ | સમાધિ, શતકમ્ | ૩૪૦ | ૦–૮–૦ |
| ૫ | અનુભવ પચ્ચિશી | ૨૪૮ | ૦–૮–૦ |
| ૬ | આત્મપ્રદીપ | ૩૧૫ | ૦–૮–૦ |
| ૭ | ભજનસંગ્રહ ભાગ ૪ થો | ૩૦૪ | ૦–૮–૦ |
| ૮ | પરમાત્મદર્શન | ૪૩૨ | ૦–૧૨ ૦ |
| ૯ | પરમાત્મજ્યોતિ | ૫૦૦ | ૦–૧૨ ૦ |
| ૧૦ | તત્ત્વબિંદુ | ૨૩૦ | ૦–૪–૦ |
| ૧૧ | ગુણાનુરાગ ( આવૃત્તિ બીજી ) | ૨૪ | ૦–૧–૦ |
| ૧૨–૧૩ | ભજનસંગ્રહ ભાગ ૫ મો તથા જ્ઞાનદીપિકા | ૧૯૦ | ૦–૬–૦ |
| ૧૪ | તીર્થયાત્રાનું વિમાન ( આવૃત્તિ બીજી ) | ૬૪ | ૦–૧–૦ |
| ૧૫ | અધ્યાત્મ ભજનસંગ્રહ | ૧૯૦ | ૦–૬–૦ |
| ૧૬ | ગુરુબોધ | ૧૭૨ | ૦–૪–૦ |
| ૧૭ | તત્ત્વજ્ઞાનદીપિકા | ૧૨૪ | ૦–૬–૦ |
| ૧૮ | ગહુંલીસંગ્રહ | ૧૧૨ | ૦–૩–૦ |
| ૧૯–૨૦ | શ્રાવકધર્મસ્વરૂપ ભાગ ૧–૨ (આવૃત્તિ ત્રીજી | ૪૦–૪૦ | ૦–૧–૦ |
| ૨૧ | ભજન પદ સંગ્રહ ભાગ ૬ ઠ્ઠો | ૨૦૮ | ૦ ૧૨ ૦ |
| ૨૨ | વચનામૃત | ૩૦૮ | ૦–૧૪ ૦ |
| ૨૩ | યોગદીપક | ૨૬૮ | ૦–૧૪ ૦ |
| ૨૪ | જૈન ઐતિહાસિક રાસમાળા | ૪૦૮ | ૧–૦–૦ |
| ૨૫ | આનન્દઘન પદસંગ્રહ ભાવાર્થસહિત | ૮૦૮ | ૨–૦–૦ |
| ૨૬ | અધ્યાત્મ શાન્તિ ( આવૃત્તિ બીજી) | ૧૩૨ | ૦–૩–૦ |
| ૨૭ | કાવ્યસંગ્રહ ભાગ ૭ મો | ૧૫૬ | ૦–૮–૦ |
| ૨૮ | જૈનધર્મની પ્રાચીન અને અર્વાચીન સ્થિતિ | ૯૬ | ૦–૨–૦ |
| ૨૯ | કુમારપાલ ચરિત્ર (હિંદી) | ૨૮૭ | ૦–૬–૦ |
| ૩૦ થી ૩૪ | સુખસાગર ગુરુગીતા, | ૩૦૦ | ૦–૪–૦ |

| | | |
|---|---|---|
| ૩૫ ષડ્દ્રવ્ય વિચાર | ૨૪૦ | ૦–૪–૦ |
| ૩૬ વિજાપુર વૃત્તાંત | ૯૦ | ૦–૪–૦ |
| ૩૭ સાબરમતી કાવ્ય | ૧૯૬ | ૦–૬–૦ |
| ૩૮ પ્રતિજ્ઞાપાલન | ૧૧૦ | ૦–૫–૦ |
| ૩૯–૪૦–૪૧ જૈનગચ્છમત પ્રબંધ સંઘપ્રગતિ જૈનગીતા | | ૧–૦–૦ |
| ૪૨ જૈન ધાતુપ્રતિમા લેખ સંગ્રહ | | ૧–૦–૦ |
| ૪૩ મિત્રમૈત્રી | | ૦–૮–૦ |
| ૪૪ શિષ્યોપનિષદ્ | | ૦–૨–૦ |
| ૪૫ જૈનોપનિષદ્ | ૪૮ | ૦–૨–૦ |
| ૪૬–૪૭ ધાર્મિક ગદ્યસંગ્રહ તથા પત્ર સદુપદેશ ભાગ ૧ લો | ૯૭૬ | ૩–૦–૦ |

## નીચેના ગ્રન્થો પ્રેસમાં છપાય છે

(૧) કર્મયોગ (૨) ભજનપદસંગ્રહ ભાગ ૮ મો (૩–૪) શ્રીમદ્ દેવચંદ્રજી ગ્રંથસંગ્રહ પ્રથમભાગ–દ્વિતીયભાગ

## નિચલા સ્થળે પુસ્તકો મળે છે.

મુબાઇ, પાયધુણી બુકસેલર–મેઘજી હીરજી
,, ચંપાગલી અધ્યાત્મ જ્ઞાન પ્રસારક મંડળ

ॐ

॥ श्रीसर्वज्ञाय नमः ॥

श्रीमद् योगनिष्ठ शास्त्रविशारद जैनाचार्य बुद्धिसागर सूरिकृत

# धार्मिक गद्यसंग्रह.*

## आध्यात्मिक

આત્મા એ પરમાત્મા છે એવી ભાવનામા એટલા બધા મસ્ત બની જવુ કે આત્મા અને પરમાત્માની ભાવના ભાવતા ભેદ રહે નહિ. આત્મા એ પરમાત્મા છે આવુ અવબોધ્યા બાદ પરમાત્મભાવનામા મગ્ન બનવાની જરૂર છે; અસખ્યાત પ્રદેશમય આત્માનેજ પરમાત્મા કહેવામા આવે છે પરમાત્માની ભાવના ભાવતા અને પરમાત્મારૂપધ્યેયાકારે પરિણમી જતા પરમાત્મશક્તિયોનો અન્તરૂમા અનુભવ આવે છે, એમ સ્વાનુભવથી અવબોધાય છે આત્મા એ પરમાત્મા છે એવુ અવબોધ્યા બાદ શા માટે સાસારિક પદાર્થોની ઇચ્છા કરીને દીન બનવુ જોઇએ? આત્મા પોતે પરમાત્મારૂપે પોતાનો જાણીને અન્ય આત્માઓને જાગ્રત્ કરે છે એ તેની ફરજ છે જે આત્માઓ પોતાને ઓળખવા ઇચ્છતા હોય તેઓને આત્મજ્ઞાન આપવુ જોઇએ અન્ય આત્માઓ પણ સત્તાએ પરમાત્માઓ છે તેઓના પ્રતિ આત્મવત્ વર્તવુ એ આત્માની ખરેખરી ફરજ છે તેઓના પોતાના કરતા સત્તાની અપેક્ષાએ હલકા ગણવા એ પોતાની હલકાઇ કરવા બરોબર છે, કારણ કે પોતાનો આત્મા અન્ય આત્માઓને નીચ દૃષ્ટિથી દેખે છે તો તેના

---

* ગુરુ મહારાજશ્રીના જીવન પ્રસગમા જે જે સ્ફુરણાઓ ઉઠેલી તેના યોગે જે જે ઉદ્ગારો ખાનગી બુકોમા લખી રાખેલા તેઓનો ધાર્મિક ગદ્યસગ્રહ તરીકે અત્ર ઉતારો કરી છપાવી પ્રસિદ્ધ કરવામા આવે છે.

| | | |
|---|---|---|
| ૩૫ ષડ્દ્રવ્ય વિચાર | ૨૪૦ | ૦-૪-૦ |
| ૩૬ વિજાપુર વૃત્તાંત | ૯૦ | ૦-૪-૦ |
| ૩૭ સાબરમતી કાવ્ય | ૧૯૬ | ૦-૬-૦ |
| ૩૮ પ્રતિજ્ઞાપાલન | ૧૧૦ | ૦-૧-૦ |
| ૩૯-૪૦-૪૧ જૈનગચ્છમત પ્રબંધ સંઘપ્રગતિ. જૈનગીતા | | ૧-૦-૦ |
| ૪૨ જૈન ધાતુપ્રતિમા લેખ સંગ્રહ | | ૧-૦-૦ |
| ૪૩ મિત્રમૈત્રી | | ૦-૮-૦ |
| ૪૪ શિષ્યોપનિષદ્ | | ૦-૨-૦ |
| ૪૫ જૈનોપનિષદ્ | ૪૮ | ૦-૨-૦ |
| ૪૬-૪૭ ધાર્મિક ગદ્યસંગ્રહ તથા પત્ર સદુપદેશ ભાગ ૧ લો | ૯૭૬ | ૩-૦-૦ |

## નીચેના ગ્રન્થો પ્રેસમાં છપાય છે

(૧) કર્મયોગ (૨) ભજનપદસંગ્રહ ભાગ ૮ મો (૩-૪) શ્રીમદ્ દેવચંદ્રજી ગ્રંથસંગ્રહ પ્રથમભાગ-દ્વિતીયભાગ

## નિચલા સ્થળે પુસ્તકો મળે છે.

મુંબાઇ, પાયધુણી બુકસેલર-મેઘજી હીરજી
,, ચંપાગલી અધ્યાત્મ જ્ઞાન પ્રસારક મંડળ.

ॐ

॥ श्रीसर्वज्ञाय नमः ॥

श्रीमद् योगनिष्ठ शास्त्रविशारद जैनाचार्य बुद्धिसागर सूरिकृत

# धार्मिक गद्यसंग्रह.*

## आध्यात्मिक

આત્મા એ પરમાત્મા છે એવી ભાવનામા એટના બધા મગ્ન બની જવુ કે આત્મા અને પરમાત્માનો ભાવના ભાવતી ભેદ રહે નહિ આત્મા એ પરમાત્મા છે આવુ અવબોધ્યા બાદ પરમાત્મભાવનામા મસ્ત બન વાની જરૂર છે, અસખ્યાત પ્રદેશમય આત્માનેજ પરમાત્મા કહેવામા આવે છે પરમાત્માની ભાવના ભાવતા અને પરમાત્મારૂપધ્યેયાકારે પરિણમી જતા પરમાત્મશક્તિયોનો અન્તરૂમા અનુભવ આવે છે, એમ સ્વાનુભવથી અવ બોધાય છે આત્મા એ પરમાત્મા છે એવુ અવબોધ્યા બાદ શા માટે સાસા રિક પદાર્થોની ઇચ્છા કરીને દીન બનવુ જોઇએ? આત્મા પોતે પરમાત્મા રૂપે પોતાનો જાણીને અન્ય આત્માઓને જાગ્રત્ કરે છે એ તેની ફરજ છે જે આત્માઓ પોતાને ઓળખવા ઇચ્છતા હોય તેઓને આત્મજ્ઞાન આપવુ જોઇએ અન્ય આત્માઓ પણ સત્તાએ પરમાત્માઓ છે તેઓના પ્રતિ આત્મવત્ વર્તવુ એ આત્માની ખરેખરી ફરજ છે તેઓના પોતાના કરતા સંપાની અપેક્ષાએ હલકા ગણવા એ પોતાની હલકાઇ કરવા બરોબર છે, કારણ કે પોતાનો આત્મા અન્ય આત્માઓને નીચ દૃષ્ટિથી દેખે છે તો તેવા

---

* ગુરૂ મહારાજશ્રીના જીવન પ્રસગમા જે જે સ્ફુરણાઓ ઉઠેલી તેના યોગે જે જે ઉદ્ગારો ખાનગી બુકોમા લખી રાખેલા તેઓનો ધાર્મિક ગદ્યસગ્રહ તરીકે અવ તારો કરી છપાવી પ્રસિદ્ધ કરવામા આવે છે,

પ્રકારના પરિણામને ધારણ કરનાર પોતે તેવો બને છે આ આત્મસત્તાની અને પરિણામની અપેક્ષાએ અવબોધવુ તેમજ વિવેક દૃષ્ટિથી વસ્તુ રૂપે વસ્તુને અવબોધતા કંઇ હાનિ નથી પણ સમ્યકત્વદૃષ્ટિની વૃદ્ધિ છે તેમ નયોની અપેક્ષાએ પણ અવબોધવુ પુસ્તકો વાચીને વા ગુરૂનો ઉપદેશ સાભળીને આત્માનો અનુભવ લેવા માટે આત્મધ્યાનમા મસ્ત થવુ જોઇએ આત્માના સ્વરૂપમા ધ્યાનવડે લીન થઇ જવાથી મનની ચચળતા ટળી જાય છે અને આત્માનો અનુભવ આવે છે સર્વ પ્રકારની ધર્મ ક્રિયાઓ વડે આત્માની ઉન્નતિ કરવી આત્માના ગુણો પ્રકાશવા એજ સાધ્ય માનવામા આવ્યુ છે હુ આત્મા પોતે પરમાત્મા છુ એવી ભાવના ભાવવી એ સસારમા ઉત્તમોત્તમ હાય છે આત્મધ્યાન વડે આત્માને તારી શકાય છે પોતે પોતાને ઓળખે તોજ કર્મથી દૂર થઇ શકાય છે आतम ध्याने आतमा ऋद्धि मळेसवि आइरे, वीरजिनेश्वर उपदिसे ॥

જેનો આત્મા જે બાબત તરફ પ્રવૃત્તિ કરે છે તે તરફનુ તે જ્ઞાન પ્રાપ્ત કરી શકે છે તારના દોરડા બનાવવાના પહેલા યુરોપીયન લોકોની પાસે કંઇ તૈયાર પુસ્તકો નહોતા, પણ તે બાબતના શોધકોએ પોતાના આત્મામાથી તે બાબતનું જ્ઞાન પ્રગટ કર્યું આગગાડી બનાવવાના યુરોપીયન લોકોની પાસે પુસ્તકો નહોતા પણ તે બાબતની ક્રિયાઓ શોધી કરતા આત્મામાથી તે બાબતનુ જ્ઞાન પ્રગટયુ ટેલીફોન સબધી પણ પહેલા પુસ્તકો નહોતા પણ તે બાબતની શોધકદૃષ્ટિની પ્રવૃત્તિથી આત્મામા તેના પ્રકારનુ જ્ઞાન પ્રગટ્યુ પહેલા ફોનોગ્રાફ જેવા યત્રો નહોતા પણ એડીસને પોતાના આત્મામાથી તેવા પ્રકારનુ જ્ઞાન પ્રગટાવીને ફોનોગ્રાફ તૈયાર કર્યું પહેલાં આગબોટો બનાવવાના પુસ્તકો નહોતા તેમ છતાં શોધકોએ પોતાના આત્મામાથી તે બાબતનુ જ્ઞાન પ્રકટાવીને આગબોટો બનાવી પહેલા ટોરપીડો, સબમરીન બનાવવાના પુસ્તકો નહોતા પણ શોધકોએ કામ ચિકી બુદ્ધિના પ્રયાસે ટોરપીડો પણ બનાવી હજી ભવિષ્યમા ઘણી શોધો થશે પુસ્તકોમા હોય તેટલુજ બને છે એમ એકાન્તે ન કહી શકાય આત્મામાથી જે જ્ઞાન પ્રગટે છે તે પુસ્તકોમાં દાખલ થાય છે પશ્ચાત્ પુસ્તકોના આધારે અન્ય મનુષ્યો પ્રવૃત્તિ કરે છે પૂર્વે પણ ઘણી શોધો થઇ હશે પણ પુસ્તકો નષ્ટ થતા શોધકોએ હાલ પણ આત્મામાથી જ્ઞાન પ્રગટાવીને વસ્તુઓ બનાવી દુનિયામા જેટલાં ખર્ચા પુસ્તકો છે તેમા જે કંઇ લખાયુ છે તે આત્મામાથી પ્રગટેલા જ્ઞાનબળવડે લખાયુ છે પુસ્તકો વિના કંઇ બનવાનુ નથી એમ વિચારી

લમણે હાથ દઈ બેસી રહેવુ ન જોઇએ જો કે પહેલેથી શોધો કરીને શોધકોએ જે પુસ્તકો બનાવ્યા છે તેના આધારે કાર્ય કરતા સહેલુ થાય છે અને પુસ્તકો વિના નવીન શોધો કરતા વાર લાગે છે પણ સમજવાનુ કે સર્વ પ્રકારનુ જ્ઞાન આત્મામા છે આપણી પાસે આત્મા છે તેમાથી જે જે બાબતનુ જ્ઞાન પ્રગટાવવુ હોય તે પ્રકટે છે, એમ જાણીને શ્રદ્ધા ધારણ કરી આગળ વધવુ જોઇએ

અજ્ઞ મનુષ્યો પોતાની વૃત્તિના અનુસારે પોતાના વિચારોમા સર્વ પ્રકારનું સત્ય કલ્પીને અન્યોના સત્ય વિચારો તરફ લક્ષ આપતા નથી. અલ્પજ્ઞો, જ્ઞાનિયોના વિચારોનુ સત્ય ન સમજી શકે એ તો બનવા યોગ્ય છે, પરન્તુ અલ્પજ્ઞો તેટલુ કરીને બેસી રહેતા હોત તો તેમની તે ભૂલથી તેઓ ક્ષમાપાત્ર ગણાત, પણ અજ્ઞો અન્ય વિશેષજ્ઞોના વિચારોમા અસત્યતા માને છે અને તેઓને ધિક્કારે છે તથા તેઓના વિચારોને દાબી દઇને પોતાનો કક્કો ખરો કરવા પ્રયત્ન કરે છે સુજ્ઞો, અજ્ઞોના વિચારોમા પણ અશે અશે જે કઇ સત્ય સમાયુ છે તેને દેખી શકે છે અને અજ્ઞોના વિચારોમા જે જે અશે અસત્યતા રહી હોય છે તેથી તેઓ ખરેખર અજ્ઞોને ધિક્કારતા નથી પણ અજ્ઞોના ઉપર કરુણાભાવ ધારણ કરે છે અને તેઓના દોષોને બાળકની પેઠે ગણીને તેઓના ઉપર શુદ્ધ પ્રેમ ધારણ કરે છે સુજ્ઞો પોતાની જ્ઞાનદષ્ટિવડે સર્વ વસ્તુઓના ધર્મને અપેક્ષાએ જાણી શકે છે સત્પુરૂષો પોતાનુ હૃદય કાચના કરતા અત્યત ઉજ્જ્વલ કરે છે અને તેઓ અન્યોને પણ નિર્મલ કરવા ઉપદેશ દે છે બાળજીવ જેમ રમકડામા સુખ કલ્પીને તે વડે રમે છે તેમ અજ્ઞ જીવો રમકડાના જેવી પૌદ્ગલિક વસ્તુઓની સાથે રમે છે બાળ જેમ પોતાની હઠ મૂકતો નથી તેમ ઘણી અપેક્ષાઓનો અજાણ એવો બાળજીવ પોતાને સમજાયલા એકપક્ષી વિચારોને સત્ય માનીને બીજી તરરના વિચારોને નહિ માનવાનો કદાગ્રહ કરીને કલેશ કરે છે જૈન ધર્મના તત્ત્વોને સ્યાદ્વાદરીત્યા નહિ સમજનાર અને આચાર વેષના એકાન્ત રાગી એવા મનુષ્યો દ્રવ્ય ક્ષેત્ર કાલ અને ભાવની અને અન્ય અનેક આશયોની અપેક્ષા સમજ્યા વિના સામાન્ય બાબતોને મોટુ રૂપ આપીને શુદ્ધપ્રેમ મૈત્રીભાવ વગેરેથી પરાઙ્મુખ થઇને સકુચિત દષ્ટિનુ જીવન ગુજારે છે અને પુન. તેઓ સકુચિત દષ્ટિના આશયમા સર્વથા સર્વ સત્ય કલ્પીને પરિપૂર્ણ ઉચ્ચજીવન કરી શકતા નથી

મનુષ્યો સ્વાર્થથી પોતાની સતતિને પણ અશુભકર્મનો વારસો આ

પતા જાય છે માતા અને પિતા વગેરેમાં જે જે દુર્ગુણો હોય છે તે દુર્ગુણોનો વારસો તેઓની સતતિને પ્રાય અમુક અશે મળે છે બાળકો જેઓના સમાગમમા આવે છે તેઓના પ્રાય આચાર વિચારોને અનુસરે છે જે દેશનો રાજા સદ્ગુણી હોય છે તેની પ્રજાના ઉપર પણ રાજાના સદ્ગુણોની અસર થાય છે રોકની અસર તેના કુટુબ ઉપર થાય છે બાલ્યાવસ્થામાથી જે જે દુર્ગુણોના સસ્કારો હાના ન્હાના બાળકો ઉપર આગળ વધે છે અને અન્તે પોતાના આત્માનેજ પરમાત્માપણે દેખી શકે છે કોઇની તરફ ધિક્કાર નજરથી ન દેખો દુનિયામા અન્ય મનુષ્યોને નિજનિજ આત્માનુ ભાન કરાવવુ કે જેથી તેઓ પોતાના આત્મામા સત્ય સુખ છે એમ નિશ્ચય કરી શકે એવો મહાત્માઓના મનમા અભિપ્રાય હોય છે સર્વના આત્માઓ તરફ દૃષ્ટિ દઇએ તો તેઓના તરફ આપણો આત્મભાવ વૃદ્ધિ પામે અને આપણી અને તેઓની વચ્ચે રહેતો ભેદભાવ રૂપ પર્વતનો નાશ થઇ જાય ઘણી લક્ષ્મી થવાથી વા ઘણા વસ્ત્રો થવાથી વા ઘણા આરભ સારભના વ્યાપારો વધારવાથી વા સુન્દર અનેક કળાઓ વધારવાથી આપણી તથા દુનિયાની ખરી ઉન્નતિ થવાની નથી ખરી ઉન્નતિના ઉપાયો બાહ્યમા નથી ખરી ઉન્નતિના ઉપાયો ખરેખર આત્મામા છે આત્મામા સર્વ શોધો !" આપણને જેટલુ જોઇએ તેટલુ આપણા આત્મામા છે ફક્ત આત્મામા ઉડા ઉતરવાની જરૂર છે બાહ્યનો ત્યાગ અને અન્તરની ઉપાસના કર્યા વિના મહાન્ સિકદર—નીરો જેવા બાદશાહો પણ સુખ પામ્યા નથી સાકા ઍસીડના ઉભરાની પેઠે બાહ્યની ઉન્નતિ ક્ષણિક છે મનમા કોઇ પણ પ્રકારની વાસના રહેશે નહિ તે વખતે ખરૂ સુખ આપોઆપ પ્રગટી નીકળવાનુ છે જે મનુષ્યો આત્મામા ઉડા ઉતરતા નથી તેઓને આત્માના ખરા સુખનો નિશ્ચય ક્યાથી થઇ શકે ? દુનિયાને વાતોના તડાકામા ખરૂ સુખ જોઇએ છીએ પણ તેવી રીતે ખરા સુખનો માર્ગ શોધાય નહિ ખરા સુખના શોધકોએ અન્તરૂમા રમણતા કરવી જોઇએ આત્મજ્ઞાન સપ્રાપ્ત કરવુ જોઇએ ગુરૂના આધીન રહીને જ્ઞાનવેદિકા ઉપર વિવયે પરા ઓનો યજ્ઞ કરવો જોઇએ

પોતે જેવો આત્મા છે તેવા અન્યાત્માઓ છે એમ છતા સત્તાથી આત્માનુ સ્વરૂપ ભૂલીને જેઓ ફક્ત ઔદયિક દૃષ્ટિથી અન્યોને દેખીને ધિક્કારે છે તેઓ આત્માના ગુણોને શી રીતે ખીલવી શકે ? જીવોને જેઓ ધિક્કારતા હોય તેઓ દુનિયાના જીવોને આત્મજ્ઞાન શી રીતે આપી શકે ?

મનુષ્યો કરતા જડ વસ્તુઓ ઉપર જેઓ પ્રાણુ કરતા પણુ અનંત ગણો પ્રેમ ધારતા હોય તેઓ મનુષ્યના આત્માની કિમ્મત નવી આંકી શકે ? જેઓ જડ વસ્તુઓના પ્રેમી છે તેઓ જડ જેના છે તેથી તેઓ અન્તરનું ચૈતન્ય જાગ્રત્ કરી શકતા નથી જડ વસ્તુઓના સાટે કદી આત્માની પ્રાપ્તિ થતી નથી જડ વસ્તુઓ કદી ત્રણુ ભુવનના બાદશાહ એવા આત્માને પ્રાપ્ત કરાવવાને માટે શક્તિમાન્ થતી નથી તેથી મહાત્માઓ જડ વસ્તુઓની કલ્પાયલી ઋદ્ધિને હીસાબમા ગણુતા નથી અને તેના ઉપર મમત્વ ધારણુ કરતા નથી. જડ વસ્તુઓ ખરેખર આત્માની ચારે બાજુએ છે પણુ તેના ઉપર મમતા વિના આત્માને તેઓનાથી બધન થતુ નથી મમત્વની કલ્પના ન હોય તો ચારે બાજુએ રહેલા જડ પદાર્થો કઇ આત્માને દુખ ઉપજાવવા સમર્થ થતા નથી જડ વસ્તુઓમા લક્ષ્મીની કલ્પના કરીને અજ્ઞાની જીવ તે તે વસ્તુઓના બધનથી બધાય છે અને તે તે વસ્તુઓના ભોગની વાસના ધારણુ કરીને તે તે વસ્તુઓ માટે જન્મે છે અને મરે છે પણુ અજ્ઞાનથી જરા માત્ર ખરી શાન્તિ થતી નથી વાસનાઓનુ મરણુ થતા આત્માના સુખની પ્રતીતિ થાય છે જે વસ્તુઓ ન હોવા છતા પણુ ત્યાગી મહાત્માઓ અપરપાર આનદ ભોગવે છે તે વસ્તુઓના દાસ બનીને પણુ શ્રીમન્તો કદિ દુનિયામા ખરૂ સુખ મેળવી શકતા નથી આત્માજ મહાત્મા બને છે, આત્માજ યોગી બને છે, આત્માજ શ્રેષ્ઠ બને છે આત્માજ પ્રિય બને છે, આત્માજ સુખી બને છે આત્માજ ન્યાય કરે છે પોતાના આત્માની પેઠે સર્વ આત્માઓને માનો અને તેમની ભક્તિ કરો સર્વ આત્માઓને આરાધો, તેમના સેવક બનો, તેમના મિત્ર બનો, તેમને ખરા સુખથી જાગ્રત્ કરો પોતે જાગ્રત્ થઇને અન્યોને જાગ્રત્ કરો આત્માના ગુણો વિરૂદ્ધ જે જે ટીકાઓ નિન્દા વગેરે થાય છે તે આત્માની ટીકાઓ વા નિન્દા નથી માટે તે પોતાના આત્માને ન લગાડો તેમજ અન્યના આત્માને ન લગાડો તમારૂ પોતાનું શુદ્ધ સ્વરૂપ જે છે તેજ તમે છો

જેના હૃદયમા પરમાત્માનુ ધ્યાન છે એવા સાધુ ખરેખર પોતાની વાણીથી અન્યોને અસર કરી શકે છે જે સાધુઓ અન્યની શરમા તણાઇ જાય છે અને ગાડરીયા પ્રવાહ પ્રમાણે ચાલ્યા કરે છે તેઓના ઉપદેશની અસર બરાબર થઇ શકતી નથી. જે સાધુઓ અન્યોની તૃષ્ણા રાખીને પોતાના સદ્વિચારોને લોકાપવાદના ભયથી દાબી રાખે છે તેઓના ઉપદેશની અસર અન્યોને થઇ શકતી નથી જે સાધુઓ સાંકડી દૃષ્ટિ રાખીને અન્યોને ઉપ

દેશ આપે છે તેઓના ઉપદેશની અસર થઇ શકતી નથી જે સાધુઓના હૃદયમા ઉચ્ચ વિચારો નથી અને કહેણી પ્રમાણે રહેણી નથી તેના ઉપદેશની અન્ય લોકોને અસર થતી નથી જે સાધુઓ પુસ્તકો વાચીને સત્યનો નિર્ધાર કરી શકતા નથી તેઓ અન્યોને પોતાના વિચારો અર્પી શકતા નથી જે સાધુઓ ક્રિયાકાડમાજ સકુચિત દૃષ્ટિથી ગુથાઇ જઇને એકાન્તે ઉપદેશ આપે છે તેઓના ઉપદેશની અસર અન્યોને થતી નથી, જે સાધુઓ સભાની પરીક્ષા કર્યા વિના ગમે તેવુ બોલ્યા કરે છે તેઓના ઉપદેશની અસર અન્યોને થતી નથી જે સાધુઓ ખરૂ કહેતા ભય પામે છે તેઓના ઉપદેશની અન્યોને અસર થતી નથી જે સાધુઓ શુદ્ધપ્રેમ, મૈત્રી ભાવના, ગુણાનુરાગ દૃષ્ટિ, પરોપકાર, દયા, સત્ય, અને વૈરાગ્ય આદિ ગુણોથી હીન હોય છે તેઓના ઉપદેશની ખરેખરી અસર થતી નથી જે સાધુઓના હૃદયમા નિન્દા, ઇર્ષ્યા, ક્રોધ-વૈર-ઝેર લોભ, અને સ્વાર્થ વગેરે દુર્ગુણો હોય છે તેઓના ઉપદેશની અન્યોને અસર થઇ શકતી નથી જે સાધુઓ ભક્તોને પરસ્પર લડાવી મારે છે અને પોતાનો પક્ષ બાધવા યત્ન કરે છે તેના ઉપદેશની લોકો ઉપર અસર થઇ શકતી નથી જે સાધુઓ પોતાનુ ગાયા કરે છે અને અન્યોના શુભ વિચારોને પણ સહી શકતા નથી તેઓના ઉપદેશની લોકોના ઉપર અસર થઇ શકતી નથી જે સાધુઓ મ્હારૂ તેજ સારૂ અને અન્યોનુ સાચુ તે પણ ખોટુ કરાવવા પ્રયત્ન કરે છે અને લોકોમા કલેશ ફેલાવે છે તેઓના ઉપદેશની અન્યોના ઉપર અસર થતી નથી અનેકાન્ત માર્ગ ધ્યાનમા રાખીને જેઓ ઉપદેશ આપે છે અને જેઓ સદ્દગુણોના સ્થાન ભૂત હોય છે તેઓના ઉપદેશની લોકો ઉપર અસર થાય છે

મનુષ્યો સર્વે એક પ્રકારના હોતા નથી કોઇમા બ્રહ્મચર્યનો ગુણ હોય છે તો સત્ય હોતુ નથી કોઇનામા સત્ય બોલવાનો ગુણ હોય છે પણ બ્રહ્મચર્ય હોતુ નથી કોઇમા દાનગુણ હોય છે પણ ક્રોધનો સ્વભાવ હોય છે મનુષ્યમા સર્વ ગુણો હોય અને કોઇ પણ પ્રકારનો દોષ ન હોય એમ હાલના કાલમા બની શકે નહિ મનુષ્ય માત્રમા કોઇ પણ જાતનો ગુણ તો હોયછેજ સન્ત પુરૂષો મનુષ્યોના ગુણોને દેખે છે અને તેઓ અવગુણોને જાણે છે છતા તે તરફ લક્ષ આપતા નથી સત્પુરૂષો હંસની દૃષ્ટિ ધારણ કરીને ગુણોની તરફ દેખે છે સદ્દગુણોની તરફ લક્ષ આપવાથી ઉન્નત થવાય છે જેની સાથે બેસવામા આવે જેની સાથે વાત કરવામા આવે તેની પાસેથી ગુણ ગ્રહણ કરો મનુષ્યો પ્રાય અવગુણો તરફ લક્ષ આપીને

સદ્‌ગુણો તરફ અવલક્ષ કરે છે સત્પુરૂષો સદ્‌ગુણોને ઉત્તમ ધન સમજે છે, સદ્‌ગુણોનેજ ઉત્તમ રાજ્ય સમજે છે જે મનુષ્યની પાસે જે ગુણો હોય તેને ગ્રહણ કરો દુર્ગુણી મનુષ્યોની કદી નિન્દા કરવી નહિ દુર્ગુણ ધારણ કરનારા તરફ કરૂણાભાવ ધારણ કરવો સત્પુરૂષો કે જેઓ ગુણોના અર્થી છે તેઓની સુવર્ણની પેઠે કસોટી થાય છે સત્પુરૂષો ઉદાર દિલથી અપરાધીઓને ક્ષમા આપે છે અપરાધી જીવો ઉપર ક્ષમા આપવાથી તેઓ પડે છે તેની મોટપણમા પ્રાય અમર જતી નથી સત્વગુણી દુનિયાને બનાવવા માટે મહાત્માઓ પ્રયત્ન કરે છે ચારે ખડના મનુષ્યોના તિરસ્કાર કરવા માટે તમારો જન્મ નથી દુનિયામા તમારા વિચારથી પ્રતિપક્ષી જે જે હોય તેઓની નિન્દા કરવા માટે તમારો જન્મ નથી દુનિયામા તમને જે ન રૂચે, તમને જે ન ફાવે અને તમારાથી જે પ્રતિકૂલ હોય તેઓના પ્રતિ દ્વેષ ધરાવવા માટે તમારો અવતાર નથી દુનિયામા તમારા વિચારો જીવતા રહે અને અન્યોના વિચારો મરી જાય તેમાટે અશુભ ઉપાયો લેવા તેમા તમારી જીદગી વાપરશો નહિ વિચારો અને આચારોમાથી તમને જે સત્ય લાગે તે ગમે ત્યાથી ગ્રહણ કરીને તમારી ઉચ્ચ દશા કરવા પ્રયત્ન કરો કોઇ પણ મનુષ્યને વા પખી પશુ વગેરેને મદદ આપવા માટે તમારે હાથ લબાવવો જોઇએ

આત્માના સુખની પ્રાપ્તિ માટે સર્વ બાહ્ય વસ્તુઓનો ત્યાગ કરવો પડે છે અન્તરથી થતા મમત્વ પરિણામનો ત્યાગ તેજ ખરો ત્યાગ છે બાહ્ય વસ્તુઓપર મમત્વ રહેતુ નથી ત્યાર ગમે તે વસ્તુઓનો ધર્મના માટે ત્યાગ કરવામા આવે છે જગતની વસ્તુઓને પોતાની કલ્પીને ભ્રાન્ત મનુષ્યો દુખ પામે છે જડ વસ્તુઓને પોતાની લક્ષ્મી કલ્પવાથી અન્તે મનુષ્ય જડ જેવી સ્થિતિ પ્રાપ્ત કરી શકે છે મૂઢ મનુષ્યોને અગ્યારમા પ્રાણ રૂપ ધન લાગે છે ધન એ અગ્યારમો પ્રાણ છે એ કહેવત મૂઢ મનુષ્યોને લાગુ પડે છે જડમાં બધાયલુ મમત્વ ખરેખર બાહ્ય પ્રાણોના નાશ માટે થાય છે અને તેમજ ભાવ પ્રાણના નાશ માટે પણ તે થાય છે ધનના નાશથી ઘણા મનુષ્યો ગાડા બની ગયા છે અને વર્તમાનમા ગાડા બનેલા દેખવામાં આવે છે જ્યા સુધી અન્તરમા બાહ્ય વસ્તુની મમતા સ્ફુરે છે ત્યા સુધી મનની સ્થિરતા થતી નથી આત્માના પ્રદેશોની ચચળતા કરનાર ખરેખર પર વસ્તુની મમતા છે આત્મામા મમતાના વિચારો જે જે પ્રગટે તેને તુર્ત પાછા હઠાવવા. મમતા વિનાનો મનુષ્ય ખરેખર તેની ચારે

તરફ અનેક વસ્તુઓ છતાં ત્યાગી છે અન્તરમાં જડ વસ્તુઓની મમતાની સ્ફુરણા ઉઠે છે ત્યાં સુધી ખરેખર ત્યાગીપણું નથી કેટલાક બાહ્યથી ત્યાગી હોય છે, પણ અન્તરથી ત્યાગી હોતા નથી કેટલાક અન્તરથી ત્યાગી હોય છે પણ બાહ્યથી ત્યાગી હોતા નથી કેટલાક બાહ્યથી ત્યાગી હોતા નથી અને અંતરથી પણ ત્યાગી હોતા નથી કેટલાક બાહ્યથી પણ ત્યાગી હોય છે અને અંતરથી પણ ત્યાગી હોય છે શરીરશક્તિની સંરક્ષા માટે ધર્મની અપેક્ષાએ વસ્ત્ર માત્ર પુસ્તક વગેરે જે જે સાધનો રાખવામાં આવે છે તે પરિગ્રહ તરીકે ગણાતાં નથી જેઓની સાધ્યદૃષ્ટિ ઠેકાણે છે એવા મહાત્માઓને ઉપકરણો વગેરે વસ્તુઓથી પ્રતિબન્ધનત્વ પ્રાપ્ત થતું નથી અન્તરથી સર્વ વસ્તુઓનો ત્યાગ એજ ખરેખર મુક્તત્વ વા સ્વતંત્રત્વ અવબોધવું કોઈ પણ બાહ્ય જડ વસ્તુઓનો નાશ થતાં વા ચોરાતાં મનમાં જરા માત્ર શોક વા અરતિ ઉત્પન્ન ન થાય અને કર્તવ્યની સાથે આત્માની સહજ દશા બની રહે ત્યારે જાણવું કે મમત્વ ઘટ્યું ત્યાગની પરીક્ષાની કસોટીમાંથી પસાર થવા હે ચેતન ! પ્રયત્ન કર ખરેખરી ત્યાગાવસ્થા પ્રાપ્ત કરવા ઉત્સર્ગ અને અપવાદને ધ્યાનમાં રાખી પ્રયત્ન કર

દીર્ઘદૃષ્ટિથી વિચાર કરીને પ્રત્યેક કાર્ય કરવાની આવશ્યકતા સ્વીકારવી જોઈએ હુ જે કાર્ય કરુ છુ તેનુ ભવિષ્યમાં શુ પરિણામ આવશે ? તેનો હૃદયમાં વિચાર કરવો જોઈએ દીર્ઘદૃષ્ટિથી વિચાર કર્યા વિના જે કાર્ય કરવામાં આવે છે તેથી કાર્યહાનિ પશ્ચાત્તાપ વગેરે પ્રાપ્ત થાય છે કોઈ પણ કાર્ય કરવું હોય તો તે કાર્ય સબંધી ચારે તરફથી વિચારો કરવા જે કાર્ય કરુ છુ તેમાં મારો અધિકાર છે કે નહિ ? અને તે કાર્ય કરતાં હાનિ કરતાં લાભ વિશેષ છે કે નહિ તેનો સ્થિર દૃષ્ટિથી વિચાર કરવો વૃદ્ધ જ્ઞાની મનુષ્યોની સેવા કરવાથી દીર્ઘ દૃષ્ટિ ગુણની પ્રાપ્તિ થાય છે કાર્યો કરતાં અને તત્ સંબંધી વિચારો કરતાં કરતાં દીર્ઘદૃષ્ટિ ગુણની પ્રાપ્તિ થાય છે ધમાલ કરીને કાર્ય કરનારા મનુષ્યો ભવિષ્યકાળનો વિચાર કરી શકતા નથી દીર્ઘદૃષ્ટિથી કાર્ય કરવામાં ખરો વિવેક ગુણ પ્રાપ્ત થાય છે અને પરિણામે સુંદર કાર્ય થાય છે દરેક કાર્ય સંબંધી ઊંડો વિચાર કર્યા વિના અને તે સંબંધી આજુબાજુના સંયોગોનો અનુભવ કર્યા વિના કાર્યો કરવામાં ઘણી ભૂલો થઈ જાય છે સ્વપરનું કલ્યાણ થાય તથા કોમ સમાજવર્ગ દેશ, ધર્મ વગેરે કોઈની હાનિ ન થાય અને, દરેક વ્યક્તિનું દ્રવ્ય તથા ભાવથી કલ્યાણ થાય અને પરંપરાએ, પણ ઉત્તમ ફલ પ્રાપ્ત

થતું જાય એવા ઉત્તમ કાર્યો કરવામાં સત્પુરુષો પ્રવૃત્તિ કર છે ઉચ્ચ કોટિપર આરોહણ કરનારા ઉત્તમ મનુષ્યોને તો દીર્ઘદષ્ટિ હોયછેજ તેથી તેઓ સામાન્ય મનુષ્યોની પેઠે દોષમાં સપડાતા નથી દરેક કાર્ય કરતા પહેલાં દીર્ઘદષ્ટિથી વિચાર કરી આત્મશક્તિનો દુરૂપયોગ ન થાય અને આત્મશક્તિયોનો સદુપયોગ થાય તે માટે દીર્ઘદષ્ટિગુણથી ધર્મ કાર્યોમાં લક્ષ રાખ ।

આત્માની અનન્ત શક્તિયો છે પણ તેઓને ખીલવવાના ઉપાયો આદર્યા વિના ખીલતી નથી આત્માની જ્ઞાનાદિ શક્તિયોને ખીલવવાની કેળવણી પ્રાપ્ત કરવાની જરૂર છે કેળવણીથી જરૂર આત્માની શક્તિયો ખીલે છે આત્માનું જ્ઞાન પ્રાપ્ત થાય એવા પુસ્તકો અને એવા સત્પુરુષોના સંબંધમાં આવવું જોઇએ જ્યારે ત્યારે પણ આત્માનું સમ્યગ્ જ્ઞાન કરવાથી આત્માની શક્તિયો પ્રાપ્ત કરવાના ઉપાયો હાથમાં આવે છે આત્માનું સમ્યગ્ જ્ઞાન પ્રાપ્ત કરવાથી ઉપશમાદિ સમ્યક્ત્વની પ્રાપ્તિ થાય છે સર્વ પ્રકારના પાપ ધોવાનું તીર્થ ખરેખર આત્મજ્ઞાન છે જેનાથી શાન્તિ મળે તેને તીર્થ કહે છે જેના વડે સંસાર સમુદ્ર તરી શકાય તેને તીર્થ કહે છે આત્મજ્ઞાનવડે સંસાર સમુદ્ર તરી શકાય છે, માટે આત્મજ્ઞાન એ ઉત્તમ તીર્થ અવબોધવું સાધુ તીર્થ, સાધ્વી તીર્થ, શ્રાવક તીર્થ, શ્રાવિકા તીર્થ, જ્ઞાન તીર્થ, દર્શન તીર્થ, ચારિત્ર તીર્થ, ક્ષમા તીર્થ, સરલતા તીર્થ, માર્દવતા તીર્થ, નિર્લોભતા તીર્થ, વ્રત તીર્થ, તીર્થંકરોની કલ્યાણ ભૂમિયો તીર્થ ઇત્યાદિ તીર્થો ખરેખર નયોની અપેક્ષાએ કહેવામાં આવે છે પીસ્તાલીશ આગમો તીર્થ છે આત્મજ્ઞાન એ આત્માની પરમાત્મદશા કરવાને માટે ઉત્તમ તીર્થ છે અનેક પ્રકારના દુર્ધ્યાનનો નાશ કરવા માટે આત્મજ્ઞાન હેતુભૂત છે માટે સમ્યગ્ આત્મજ્ઞાન એ તીર્થ ગણી શકાય છે આત્મા એ પૂજવા યોગ્ય છે અને આત્માનું જ્ઞાન પણ પૂજવા યોગ્ય છે આત્મજ્ઞાન પ્રાપ્ત કરો અને પશ્ચાત્ વિચાર કરો કે આત્મજ્ઞાનમાં કેટલી બધી તીર્થતા સમાઇ છે સંસારમાં સારભૂત કોઇ હોય તો આત્મા છે, કારણ કે આત્મામાં સહજ સુખનો નિધિ રહ્યો છે અને એ આત્માની પ્રાપ્તિમાં દોષોને દોષ રૂપેજ જણાવનાર કોઇ હોય તો ખરે ખર અધ્યાત્મજ્ઞાન છે ઉત્તમ સાધુઓના સમાગમથી પરમ કલ્યાણભૂત અધ્યાત્મજ્ઞાન પ્રાપ્ત થાય છે આ જગત્માં સર્વ પ્રકારની ઉપાધિથી ભિન્ન અને આનન્દમય એવા આત્માને અધ્યાત્મજ્ઞાન જણાવે છે તેથી તેની ઉપાસના કરવી જોઇએ

ગાડરીયાપ્રવાહમા હવે ન તણાઓ!!! હવે આખો ઉઘાડીને દ્રવ્ય ક્ષેત્ર, કાલ, અને ભાવથી શુ કરવા લાયક છે તેનો વિચાર કરો, તમે કયા અધિકાર પર છો તેનો ખ્યાલ કરો સ્વાશ્રયી બનીને તમારૂ કાર્ય કરવા મડી જાઓ તમારે માથે ઘણો બોજો આવી પડયો છે તમારે ઘણી ફરજો અદા કરવાની છે આત્માના આશ્રયી બનીને તમો અપૂર્વ મદ ગ્રહણ કરી જ્યાથી કાર્ય અધુરૂ છે ત્યાથી આરભ કરો. તમારા હાથ તે જગતના હાથ બનાવો તમારી આખ તે જગતની આખ બનાવો તમારૂ હૃદય તે જગતનુ હૃદય કરો તમારી પાસે જે કઇ સારૂ હોય તે જગત્‌ને આપો તમારી આખના સામુ જોનારની સામુ જુઓ તમારા હાથના સામુ જોનાર પ્રતિ હાથ લબાવો તમારા મુખ સામુ જોનારના મુખ સામુ દેખો તમારા દીન સામુ જોનારના દીન સામુ જુઓ દુનિયામા સચાર કરનાર કોઇ જીવનો નાશ કરતા પહેલા પ્રભુની દયાનો ખ્યાલ કરો જે જીવોને ઉત્પન્ન કરવાની તમારામાં શક્તિ નથી તેઓનો નાશ પણ તમારાથી ન થાય એવો કરૂણાના હૃદયથી વિચાર કરો કોઇ પણ જીવને દુ ખ ન દો કોઇ પણ જીવને પર તત્રતાની બેડીમા ન નાખો ભલુ કરનાર મમ્યક્ત્વવતોને જગાડો સદુપદેશ સરોવર બધાવો દયાના મેઘ વર્ષાવો સત્યનો સૂર્ય ઉગાડો શાન્તિનો ચન્દ્ર ઉગાડો સદ્‌ગુણોનુ ઉપવન ખીલવો તમારા શાશ્વત જીવનની પવિત્રતાને પૂજો અને તેનુ ધ્યાન ધરો તમારા શાશ્વત જીવનના આનન્દમા મસ્ત બનો તમો માયાવિ આકારોમા લોભાઓ નહિ પણ માયાવિ આકારોની પાછળ રહેલા સત્યને દેખો સારાશ કે તમો વસ્તુને વસ્તુના ધર્મ પ્રમાણે સમ્યક્ અવલોકો કે જેથી માયાવિ આકારોનો પડદો દૂર ખસી જાય તમો વિચારો કરવામા જો જે ઉપયોગી વિચારો ભૂલી ગયા હોવ તો દીન નહિ બનતા હૃદયના ઉલ્લાસથી બીજી વખત ઉપયોગ રાખીને વિચારો કરો દુર્વાસનાઓની પાછળ પશુની પેઠે ઘસડાતા નહિ એક આત્માનો આશ્રય ગ્રહણ કરો તમો આત્મા છો જો તમારા આત્માને તમે પોતે અવલબશો તો દુર્વાસનાઓના હૃદયમા સસ્કાર પડી શકશે નહિ ત્રણ ભુવનનુ બળ તમારામા છે એવો સબળ જુસ્સો પ્રગટાવીને અશુભ ક્રોધાદિક વિચારો સાથે યુદ્ધ મચાવીને આગળ વધો પૌદ્‌ગલિક સુખની આશાના હવાઇ વિમાનમા બેઠેલી દુનિયા કયા ઘસડાઇ જશે તેનો ખ્યાલ કરો શરીરમા રહેલા આત્મા વિના અન્ય વસ્તુ ખરેખરી પ્રિય નથી ખરેખરા પ્રિય એવા આત્મામા રમશો તો આનન્દનો અનુભવ લેશો દુનિયાને હળવે હળવે ખરા સુખની દિશા તરફ દોરવા આત્મમનથી પ્રયત્ન કરો

મનુષ્યભવ એ રત્નદ્વીપ સમાન છે મનુષ્યભવમા ખરેખર ગળવાનુ છે મનુષ્યભવમા ચડવાનુ છે મનુષ્યભવમા ખરેખર જોવાનુ છે મનુષ્યભવ એ મોટામા મોટુ વિમાન છે મનુષ્યભવ એ ભવસમુદ્રને તરવા માટે મોટામા મોટી સ્ટીમર છે મનુષ્યભવ એ પરમેશ્વરને જોવાનુ દ્વાર છે મનુષ્યભવ ખરેખર સૂર્યથી મહાપ્રકાશી છે ચન્દ્રના જેવી શીતલતા પોતાને લેવા માટે અને અન્યોને શીતલતા આપવા માટે મનુષ્યભવ મળેલો છે મનુષ્યભવ એ મોક્ષની નિસ્સરણિ છે, પુણ્યની મોટી કમાણી એ મનુષ્ય ભવ છે દશ દૃષ્ટાન્તે દુર્લભ એવો મનુષ્યભવ પામીને આપણે મસ માર્ગ ઉપર ચાલવુ જોઇએ સ્વર્ગ તરફ જવુ તે પણ આપણા હાથમા છે અને નરક તરફ જવુ તે પણ આપણા હાથમા છે મોક્ષના દ્વાર ઉઘાડના તે પણ આપણા હાથમા છે ગમે તે ગતિરૂપ નગરની ટીકીટ લેઇને તે નગરમા જવુ એ આપણા હાથમા છે આપણા માર્ગમા વેરેલા કાટાઓને દૂર કરવા તે પણ આપણા હાથમા છે આપણા માર્ગમા કાટાઓ વેરવા તે પણ આપણા હાથમા છે અધકાર તરફ મુસાફરી કરવી વા પ્રકાશ તરફ મુસાફરી કરવી એ પોતાના વિચાર ઉપર આધાર રાખે છે આપણી સારી વા ખોટી કરણી પર ભવિષ્યની સુખરૂપ વા દુખરૂપ જીદગીની આશા રાખી શકાય દેહરૂપ દેવળમા રહેના આત્મા રૂપ પરમાત્માને પૂજવો—ધ્યાવવો તે પણ આપણા હાથમા છે અજ્ઞાની મનુષ્યોને પ્રકાશ તરફ નાગવામા મદદ પણ આપણે કરવાની છે પોતાની મેળે અજ્ઞાનથી નઠારા વિચારો કરીને આત્માઓ સ્વય દુખની કલ્પના ઉભી કરીને કપે છે દોડે છે, રૂવે છે અને શોક કરે છે માયાવડે થતુ હુ અને તુ ભૂલી જતા દુખસાગરની પેલી પાર જઇ શકાય છે મનુષ્યભવમા વિરતિના સાધનો પ્રાપ્ત કરીને કર્મની વર્ગણીઓ ખેરવી શકાય છે લક્ષ્મી, સત્તા આદિ જડ વસ્તુઓના સબધે હર્ષ અને વિયોગ શોક કરવો એ વિવેકી આત્માને હોય નહિ જડ વસ્તુઓમા મમત્વ કલ્પીને જ્ઞાની કદિ દીન બનતો નથી લક્ષ્મી અને સત્તાનો નાશ થવાથી આત્માની જરા માત્ર હાનિ થતી નથી પરન્તુ ઉપાધિ ટળે છે એવો વિચાર કોઇ વિરતિધારક જ્ઞાનીના મનમા આવે છે આપણે પોતાના શુદ્ધ સ્વભાવમા રમવુ એજ આપણુ મુખ્ય કર્તવ્ય છે

જેઓ મનુષ્યોના આત્માઓને સ્ફટિકરત્ન જેવા નિર્મળ બનાવવા યત્ન કરે છે એવા મહાત્માઓને નમસ્કાર થાઓ સર્વ કાચવીના ત્યાગ

માત્રથી જેમ નિર્વિષ બનતો નથી તેમ મનુષ્ય ત્યાગીનો વેષ પહેરવા માત્રથી કંઇ ત્યાગી બની શકતો નથી મનમાં રહેલાં કષાયાદિનો ત્યાગ કરવો એ ઘણું દુષ્કર કાર્ય છે હજારો ગ્રન્થ વાંચી શકાય, લાખો મનુષ્યોને ઉપદેશ દેઇ શકાય પણ દુર્ગુણ ઉપર જય મેળવવો એ ધાર્યા કરતાં ઘણું દુષ્કર કાર્ય છે વિચારમાં લાખ ઘણું આવી શકે પણ આચારમાં તો એક ઘણું મૂકી શકાય તો ધન્યવાદ ઘટી શકે પરમાત્માનું સ્વરૂપ એક ઘડીમાં વર્ણવી શકાય પણ પરમાત્મત્વ પ્રાપ્ત કરતાં તો અનેક અવતારો કરવા પડે છે ઉપદેશક પોતાની વાણીથી ઉપદેશ દેઇને લાખો મનુષ્યને રંજન કરી શકે છે પણ તે પોતાના આત્માને રંજન કરે છે કે નહિ એ બાબતનો નિર્ણય કરી શકાય નહિ મનુષ્ય બાહ્યથી જેવો આચાર દેખાડે છે તેવો આચાર તેઓના અન્તઃકરણપૂર્વક છે કે નહિ તેનો નિર્ણય કરવો એ કંઇ સામાન્ય કાર્ય નથી મનુષ્યોની પરીક્ષા કરતાં ઘણી ભૂલો થવાનો સંભવ છે મનુષ્યોના હૃદય અવલોકવાથી મનુષ્યની કિમ્મત આંકી શકાય છે મનુષ્યોના આત્માઓને સુધારવાના વિચારો કરવાનું કાર્ય ઘણું સહેલું છે પણ તેઓને સુધારવાના વિચારોને આચારમાં મૂકી બતાવવાનું કાર્ય ઘણું કઠીન છે મનુષ્યોને સુધારતાં જતાં પોતાના ઉપર આવી પડેલી ઉપાધિયોને સહન કરવાનું કાર્ય કંઇ જેવું તેવું ગણાય નહિ ગમે તે દેશનો અને ગમે તે જાતનો મનુષ્ય હોય તેમાં જ્ઞાનિયો ભેદભાવ ધારણ કરતા નથી મનુષ્યોના આત્માઓને સુવિચારો અને સુઆચારો વડે કેળવવા પ્રયત્ન કરનારા મનુષ્યોને કોટિશઃ ધન્યવાદ ઘટે છે ધનપ્રાપ્ત કરી શકાય, કીર્તિ મેળવી શકાય, સત્તા મેળવી શકાય પણ ગુણોને મેળવવા એ કાર્ય ધાર્યા કરતાં ઘણું મુશ્કેલ છે વિચારભેદ મતભેદ, આચારભેદ, અને ધર્મભેદમાં સહિષ્ણુતા રાખનારા મુનિવરો અન્ય મનુષ્યોનું સારૂં ઉપદેશવડે ભલું કરી શકે છે વિચારભેદ, આચારભેદ, અને ધર્મભેદ વગેરે બાબતો જગતમાં ચાલતી આવી છે અને ચાલે છે તેનો કંઇ એકદમ નાશ કરી શકાય નહિ પોતાના માટે ગળણું રાખી શકાય અને જલને ગાળીને પી શકાય પણ મોટા સમુદ્રને ગળણું બાંધી શકાય નહિ

પોતાની ઉપર જે વખત ઘણા લોકો ટીકા કરે તે વખતે પરમાત્માનું ભજન કરવું પરમાત્માના ધ્યાનમાં, પરમાત્માની સ્તુતિ કરવામાં અને પરમાત્માના ગુણો પ્રાપ્ત કરવામાંજ કાલ વ્યતીત કરવો ટીકા કરનારા મનુષ્યોના આત્માઓ તરફ શુદ્ધ પ્રેમથી જોવું. ટીકા કરનારાઓનું ભલું

ચિંતવવું, ટીકા કરનારાઓ વા નિંદા કરનારાઓ મ્હને ઉન્નતિક્રમમાં ચઢા વવાને માટે સહાયકારી બન્યા છે તેઓના ધક્કાથી હું આગળ વધવાનો છું અને કંઇ નવીન જાતનો અનુભવ મેળવવાનો છું, એવું મનમાં ચિંત વવું જે જે કંઇ થાય છે તેમાંથી કંઇ સાર ભવિષ્યની આશા બાંધવી વાવેલી બાજરી ઉપર રાખડી દેવાથી બાજરી વધારે મજબુત થાય છે તેમ પ્રતિપક્ષીઓના ઉપસર્ગોથી-ઉપાધિયોથી મારૂં જીવન ઉચ્ચ થવાનું છે એમ વિશ્વાસ ધારણ કરવો પ્રતિપક્ષીઓ વા દુષ્ટ મનુષ્યોપર જ્યાં સુધી હું શુદ્ધ પ્રેમથી કરૂણાભાવ ધારણ કરૂં ત્યાં સુધી તેઓના અશુભ વિચારોની અસર મારા ઉપર કદી થવાની નથી એમ મનમાં દૃઢ નિશ્ચય કરવો સત્યોપદેશ દેતાં પણ કોઇનું મર્મ ન હણાય એવો ઉપયોગ ધારણ કરવો પ્રતિપક્ષીઓનો પરાજ્ય કરવો, તેઓનું ખરાબ કરવું એ કંઇ પ્રતિ પક્ષીઓ ઉપર જય કર્યો કહેવાય નહિ પ્રતિપક્ષીઓના આત્માઓને શુભ વિચારો આપીને તેઓને સત્ય માર્ગમાં લાવવાથી પ્રતિપક્ષીઓ ઉપર જય કર્યો એમ કથાય છે વૈરીઓના વૈરનો પ્રતિબદલો લેવાથી કંઇ વૈરીઓનો પરાજ્ય કર્યો કહેવાય નહિ પણ વૈરીના વૈરનો નાશ કરવાથી વૈરીઓનો પરાજ્ય કર્યો એમ કથી શકાય છે શઠના પ્રતિ શઠના વાપર્યાથી શઠને જીત્યો એમ કહેવું એ યોગ્ય ગણાય નહિ પણ શઠના આત્માને સરલ બનાવ્યાથી તેના ઉપર જય મેળવ્યો એમ કથી શકાય છે કુતરાની સામે કુતરા જેવા થઇને ભસવાથી કંઇ કુતરાનો પરાજ્ય કર્યો એમ વસ્તુત કથી શકાય નહિ પણ કુતરાની કુટેવો વારવાથી અને પોતાના આત્માને કુતરાના જેવો ધર્મ્યાંજુ નહિ બનાવ્યાથી કુતરાનો પરાજ્ય કર્યો એમ ગણી શકાય. પોતાના ઉપર પડેલી ઉપાધિયોને જે સમતાભાવે સહન કરે છે અને પોતાનું પ્રગતિનું કાર્ય આગળ ચલાવે છે તે શૂર કથી શકાય છે, એવો વિચાર ધારણ કરીને ટીકા કરનારાઓ અને નિન્દા કરનારા મનુષ્યો પ્રતિ શુભ ભાવ ધારણ કરવો જોઇએ પોતાના કાર્યની ટીકા કરનારાઓ અને નિન્દા કરનારાઓ પોતાને જાગ્રત્ કરે છે માટે તેઓનો ઉપકાર માનવો પોતાના માર્ગમાં વેરાયલા કાંટા દૂર કરી આગળ મુસાફરી શરૂ કરવી. વજ્રનું હૃદય કરીને નિર્ભય થઇ આગળ ચાલવું

જૈન દર્શનમાં ધર્મના સર્વ અંગોનો સમાવેશ થાય છે સર્વ દુનિયાના ધર્મોની નયોની અપેક્ષાએ પરીક્ષા કરીને સત્ય દર્શાવનાર જૈનદર્શન ખરેખર એક સર્વજ્ઞ ન્યાયધીશની વાણી છે જૈન દર્શનમાં સર્વ ધર્મ-

તત્ત્વો ભર્યા છે જૈન દર્શન રૂપ દુકાનમા ઘણો માલ ભર્યો છે પણ તેનો દેશ દેશ ફેલાવો કરનારા ઉત્તમ વક્તાઓરૂપ માલ વેચનારાઓની ખામી દેખાય છે અન્ય દર્શનનોમા જૈન દર્શનની અપેક્ષાએ અલ્પ અને ઉત્તમ માલ ન હોવા છતા જેકઇ થોડો માલ છે તેનો જમાનાની રીતિએ ફેલાવો કરનારા ઘણા મનુષ્યો દેશોદેશ ફરીને લોકોને આપે છે અને તેથી દુનિયાના મનુષ્યો તે માલ કે જે કઇ ઘણો અંશે અપૂર્ણ છે તોપણ તેને પામીને ખુશ થઇ જાય છે શ્રીવીર ભગવાનની ધર્મરૂપ દુકાનમા ઘણો માલ છે પણ હાલ તે દુકાનને ચલાવનારા ગુમાસ્તાઓ જમાનાની હરિફાઇમા અન્ય દર્શની ગુમાસ્તાઓ કરતા પાછળ પડયા છે અને તેથી શ્રીમહાવીર પ્રભુની ધર્મરૂપ દુકાનના માલથી દુનિયાના ઘણા મનુષ્યો અજાણ રહ્યા છે શ્રીવીરપ્રભુ એક મહાન શહેનશાહ છે અને મુનિવરો તેમના સેવકો છે શ્રીવીરપ્રભુનુ ધર્મરાજ્ય વિસ્તારવામા પ્રભુના સેવકો તેમના નામે માલ ખાઇને વિશાલ દષ્ટિથી સતત ઉદ્યમ નહિ કરશે તો તેનુ ફળ પશ્ચાત્તાપરૂપ જૈનોને ભોગવવુ પડશે શ્રીવીર પ્રભુના જૈન દર્શનની દુકાનનો માલ ખરેખર જમાનાને અનુસરી સાધુઓ અને શ્રાવકો રૂપ ગુમાસ્તાઓને વેચતા નહિ આવડે તેમા તેમનોજ દોષ સમજાશે અન્યદર્શનીઓ કે જેઓની દુકાનમા ધર્મરૂપ નાણા અને ધર્મરૂપ માલ સામાન્ય હોય છે તેઓની દુકાનો તરફ લાખો, કરોડો મનુષ્યો ગ્રાહક થઇને જાય અને શ્રી સર્વજ્ઞવીર પ્રભુની દુકાનેથી માલ લેનારા થોડા મનુષ્યો હોય તેમા અમને તો ગુમાસ્તાઓની બેદરકારી, અકુશળતા, અલ્પ અનુભવ અને પ્રમાદપણુ સમજાય છે હવે તો ચેતવાની ખાસ જરૂર છે

છદ્મસ્થાવસ્થામા શ્રી વીર પ્રભુએ ચડકોશીયા સર્પ પર જે દયા દર્શાવી હતી તેનુ વર્ણન કરી શકાય તેમ નથી. શ્રી વીર પ્રભુના અનુયાયી એવા આપણે જે તે પ્રમાણે અન્ય કે જે આપણા કરતા નીચી કોટિના જીવો છે તેઓના ઉપર દયા દર્શાવીશુ તો આપણે શ્રી વીર પ્રભુના પગલે ચાલનારા ગણાઇશુ અન્ય જીવોના દુખોનો નાશ કરવા શ્રી વીર પ્રભુની પેઠે દયાની દષ્ટિ ધારણ કરવાની જરૂર છે જડ એવા ધન કરતા અનન્ત ગણા મોટા અને પ્રિય જીવો જણાવા જોઇએ ગરીબ જીવોના ભલા માટે જડ લક્ષ્મીનો વ્યય કરતા જો હૃદય અચકાતુ હોય તો જાણવુ કે આપણો આત્મા ખરેખર જડ વસ્તુ કરતા આત્માઓની અનન્ત ગણી ઉત્તમતા સમજવા લાયક બન્યો નથી અને તેથી ખરા ધર્મના સન્મુખ પગનુ

ભરાયુ નથી એમ અવબોધવુ ૦ડ લક્ષ્મી એ વસ્તુત લક્ષ્મી નથી છતા તેની પ્રાપ્તિ માટે અનેક દોષો સેવાય અને મનુષ્યો, પશુઓ, પખીઓ વગેરેના ભલા માટે કદાપણ ન વિચારાય, અને ન કરાય તો સમજવુ કે હજી જૈન ધર્મરૂપ કલ્પવૃક્ષની પ્રાપ્તિ થઇ નથી જૈનધર્મના ઉપદેષ્ટા શ્રી વીરપ્રભુએ ચડકોશીયાને બોધ દેવા ઉપદેશ દીધો ત્યારે તેમના અનુયાયી એવા આપણે જૈનો જીવોના ભલા માટે મનુષ્યોને જૈન ધર્મનો ઉપદેશ દેવા કદાપણુ પ્રવૃત્તિ ન કરીએ તો કેવા ગણાઇએ તે વિચારવુ જોઇએ જૈનોએ પોતાના સાધર્મી બધુઓને ભક્તિના પરિણામથી મદદ કરવી જોઇએ પણુ અનુકપાથી નહિ આત્મા તે સત્તાએ પરમાત્મા છે એવી આત્માની મહત્તા અવબોધ્યા પશ્ચાત્ જીવોને કલ્યાણુના માર્ગે ચઢાવવા ખરેખરો પ્રયત્ન થાય છે જેવી દૃષ્ટિ તેવી સૃષ્ટિ એમ અપેક્ષાએ અવબોધીને સર્વ જીવોને સારી દૃષ્ટિથી દેખવાની ટેવ પાડીને મનુષ્યો જો વીર પ્રભુના માર્ગમા વહે તો ખરેખર તેઓ સર્વથા કર્મથી મુક્ત થઇ મોક્ષનુ અનન્ત સુખ પ્રાપ્ત કરી શકે છે શ્રી વીર પ્રભુના ગુણોને અવલબીને આત્માની પવિત્રતા કરવા પ્રયત્ન કરવાની જરૂર છે શ્રી વીર પ્રભુનુ ચરિત્ર સ્મરણુ કરીને તે પ્રમાણે વર્તવાનો અભ્યાસ સેવીને પોતાનુ ભવિષ્ય પોતાને હાથે ઉજ્જવલ કરવાની જરૂર છે

એક મનુષ્ય ગુણનો ખપી છે અને એક મનુષ્ય કોઇના દોષજ દેખનારો છે બન્નેમાથી ગુણોનો ખપ કરનારો આગળ વધે છે અને દોષોનો જોનારો પાછળ પડે છે એક મનુષ્ય પોતાના કરતા સારાને દેખીને તેના કરતાં આગળ વધવા પ્રયત્ન કરે છે અને એક મનુષ્ય પોતાના કરતા જે સારા ગણાતા હોય તેની નિન્દા, હેલના, ઇર્ષ્યા કરી તેને પાછળ પાડવા પ્રયત્ન કરે છે બન્નેમાથી સારા થવાની દૃષ્ટિવાળો ઉત્તમ જાણુવો અને આગળ વધનાર સારા મનુષ્યને પાછળ પાડવા ઇર્ષ્યા, નિન્દા વગેરે દોષોને સેવે છે તે નીચ જાણુવો અને તે પાછળ રહે છે અન્ય મનુષ્યો અન્યોને જે જે ગુણોથી આકર્ષતા હોય તે તે ગુણોને પ્રાપ્ત કરવાની જરૂર છે પરન્તુ નિન્દા, ઇર્ષ્યા કરવાની કઇ જરૂર નથી કોઇની મોટી હવેલી દેખીને તેની ઇર્ષ્યા ન કરવી જોઇએ પણુ તેના કરતા મોટી હવેલી બનાવવાની પ્રવૃત્તિ કરવી જોઇએ બીજાની દુકાનનો સારો માલ દેખીને તથા તેની દુકાનની સુદરતા દેખીને હજારો મનુષ્યો તે તરફ આકર્ષાય તેથી અન્ય દુકાનવાળાએ ઇર્ષ્યા ન કરવી જોઇએ પરન્તુ તેના કરતા સુદર દુકાન અને ઉત્તમ માલ રાખવો જોઇએ કે જેથી ગ્રાહકો પોતાની મેળે દુકાને દોડ્યા

આવશે કોઇની ધર્મ દુકાન સારી ચાલતી હોય તેથી આપણે તેની ઇર્ષ્યા ન કરવી જોઇએ પણ તેના કરતા ધર્મની સારી દુકાન બનાવવાની જરૂર છે પોતાના કરતા જે જે મનુષ્યો આચારોમા, વિચારોમા અને ગુણોમા આગળ વધ્યા હોય તેઓની પેઠે પોતાને પણ આગળ વધવાની જરૂર છે પરન્તુ આગળ વધનારાઓને વિઘ્નો ન કરવા જોઇએ આપણા ભારત દેશમા અને તેમજ જૈનોમા આવી ઉત્તમ દ્રષ્ટિ ખીલશે એટલે પોતાની મેળે આગળ વધાશે એમ નિશ્ચય માનવુ કોઇની પ્રશસા સાભળીને તેના ઉપર ઇર્ષ્યા ન કરતા તેના કરતા સારા થવાની શક્તિ તથા પ્રવૃત્તિ ધારણ કરવી સારૂ દેખીને સારા થાઓ દુનિયા જેવડુ મોટુ હૃદય કરીને દુનિયામાથી સાર ગ્રહણ કરો જેટલુ ઉદાર દીલ થશે તેટલા મહાન્ થશો. મનુષ્યોમા જે કઇ સારૂ દેખાય તે ગ્રહણ કરો સારા થવા માટે શુભ દ્રષ્ટિ ખીલવવાની જરૂર છે

## लायब्रेरी

વીતરાગના વચનોને હૃદયમા ઉતારવાથી ખરા વિચારોની વિશુદ્ધતા અવબોધાય છે શ્રી વીતરાગ પ્રભુના વચનો પ્રિય લાગવાથી સસાર સમુદ્રનો અત આવે છે, મહા પુણ્યના ઉદયે શ્રી વીતરાગના વચનો ઉપર પ્રેમ પ્રગટે છે શ્રી વીતરાગ દેવથી વાણીનુ શ્રવણ થયા બાદ શ્રદ્ધા કરવી એ મહા દુર્લભ છે ભવ્ય જીવોને વીતરાગના વચનો હૃદયમા રૂચે છે અને તેના હૃદયમા શ્રદ્ધા ઉત્પન્ન થાય છે શ્રી વીતરાગ દેવની વાણીનુ આરાધન કરવાથી વીતરાગ દશાનુ આરાધન થાય છે આખા હિન્દુસ્થાનમા એક મોટા જૈનાગમ ભડાર કરવાની જરૂર છે એક મોટુ અર્ધા માઇલનુ મુકામ વ્યવસ્થાવાળુ હોય, લાખો રૂપૈયાના ખર્ચથી બધાવેલુ હોય, લખેલા જૂના પુસ્તકોનુ વ્યવસ્થા રહે અને ઉધા વગેરે પુસ્તકોને ન લાગે તથા અજવાળુ આવે એવી વ્યવસ્થા હોય દરેક સાધુઓના પુસ્તકો તેમની તરફથી સાચવવામા આવે અને તેમના સબધી રહે, એવા જૂદા જૂદા ઓરડા હોય, ઇગ્લાડની મોટી લાયબ્રેરી પેઠે સર્વ પ્રકારની વ્યવસ્થા કરવામા આવી હોય, વિજળી, અગ્નિ, ચોરેથી પુસ્તકોનુ રક્ષણ કરવાની વ્યવસ્થા કરવામા આવી હોય છાપેલા દરેક જાતના પુસ્તકો રાખવાની સારી વ્યવસ્થા કરવામા આવી હોય, જૈનાગમ ભડાર સ્થાનમા બેસીને સર્વ પ્રકારની વ્યવસ્થાપૂર્વક વાંચનારાઓ પુસ્તકો વાચે અને લખનારાઓ

લખે એવી વ્યવસ્થા હોય, ભડારમા સારા સારા લાયબ્રેરીની વ્યવસ્થા કરે એવા વિદ્વાનો રાખવામા આવ્યા હોય, જૈનાગમ ભડાર વા જૈનાગમ લાયબ્રેરીની ચારે તરફ પવિત્રતા હોય, સાધુઓ અને સાધ્વીઓ પણ આવીને ત્યા વાચે એવી વ્યવસ્થા હોય, દરેક જાતના ધર્મ પુસ્તકોનુ રક્ષણ થાય એવી વ્યવસ્થા હોય, અનેક ઓરડીઓ તથા માળની વ્યવસ્થા હોય, લાખો વા કરોડો રૂપૈયાનુ ફડ કરીને જેમા સર્વ પુસ્તકોનો સગ્રહ કરવામા આવ્યો હોય, એવા જૈનાગમ ભડારની વા લાયબ્રેરીની ઘણી આવશ્યકતા છે

ગમેતેવી દશામા પણ ઉચ્ચગુણોને ભૂલી જવા ન જોઇએ સકટની વેળામા પણ ઉચ્ચગુણોથી ભ્રષ્ટ થવુ ન જોઇએ ગુણો એજ આપણા પ્રાણ છે એમ સત્રકાળ ખરા નિશ્ચયથી માનવુ જોઇએ ગમેતેવી વિપત્તિયોના પ્રસગોમા પણ અડગ રહીને ગુણોને સેવવા જોઇએ વિપત્તિયોથી શુદ્ધ જીવન કસાય છે અને ઉચ્ચ થવાનો માર્ગ દેખી શકાય છે કષ્ટ, છેદ અને તાપ એ ત્રણમાથી આત્માને પસાર કરવો જોઇએ દુખના પ્રસગોમા ઉચ્ચ થવાનો વિચાર થાય છે દુખના પ્રસગોમા પણ દીનતા તો કદી ન ધારણ કરવી જોઇએ નરક અને નિગોદના દુખો જેણે સહ્યા છે એવા આત્માએ મનુષ્યના ભવમા દુખથી ન ગભરાવુ જોઇએ ગમે તે રીતે પણ પ્રાપ્ત થએલાં દુખો સહન કર્યા વિના છૂટકો થવાનો નથી ત્યારે દીનતા, શોક, હાય વરાળ, ગભરામણ, અને ચિન્તા વગેરે કરવાથી કોઇપણ જાતનો ફાયદો થવાનો નથી એમ નિશ્ચય કરીને દુખોના સામા અડગ ઉભા રહીને ગુણોનુ સેવન કરવુ જોઇએ દુખ પડયા વિના સુખનુ ભાન થતુ નથી દુખના પ્રસગોથી વસ્તુત વિચારીએ તો ઘણુ શિખવાનુ મળે છે અપેક્ષાએ વિચારીએ તો દુખો એ ભવિષ્યની સુખ જીદગીનો ગુરૂ છે દુખથી બ્હીવુ નહિ અને તેમજ દુખનુ કારણ એવુ કર્મ છેદવાને દરેરોજ પ્રયત્ન કરવો દુખના પ્રસગોને ઉત્સવ સમાન માનીને સમભાવે સહન કરવા જોઇએ દુખના પ્રસગોથી ઉપની દિશા સુઝી આવે છે દુખના પ્રસગો મળતા સત્ય જીવનની ઉચ્ચતાની દિશાઓ સુઝી આવી છે દુખના પ્રસગે જેઓનુ આત્મબળ જાગ્રત રહે છે તેના જ્ઞાનિમનુષ્યોનુ અનુકરણ કરીને આપણી જીદગી ઉત્તમ બનાવવા પ્રયત્ન કરવો જોઇએ આત્મામા અનત શક્તિ છે આત્માને આત્મભાવે ધારીને પરમાત્મપદ પ્રગટાવવા પ્રયત્ન કરવો એજ સત્ય માર્ગ છે

દરેક મનુષ્યે નીચે પ્રમાણે વિચાર કરવો હુ ઉચ્ચ થવા મનુષ્યનો જન્મ પામ્યો છુ અને મારે ઉચ્ચ થવુ જોઇએ મારા આત્માના અનત ગુણો ખીલવવા માટે હુ જન્મ્યો છુ સર્વ જીવોના ભલામા ભાગ લેવાને માટે મનુષ્યનુ શરીર મે ધારણ કર્યું છે મુક્તિ રૂપ મહેલના આગળના પગથીયા પર ચઢવાને માટે મારો મનુષ્યનો અવતાર છે સકલ દોષો ત્યાગ કરવાને માટે અને સકલ ગુણો ગ્રહણ કરવા માટે મારો જન્મ છે જ્યા ત્યાથી સારૂ ગ્રહણ કરીને આત્માના ગુણોની ઉચ્ચતા કરવા માટે મારો જન્મ છે સદાચારો અને સદ્વિચારો વડે મારા આત્માની શુદ્ધિ કરવા માટે દશ દૃષ્ટાન્તે દુર્લભ એવો મનુષ્ય જન્મ મે ધારણ કર્યો છે આત્માની સાથે લાગેલા અષ્ટ કર્મનો પરિહાર કરવાના ઉપાયોવડે મારે જીવવાનું છે જ્ઞાન, દર્શન અને ચારિત્રાદિ ગુણો પ્રકટાવવા માટે મારે જીવવાનુ છે સર્વ જીવોની સાથે સમભાવ ધારણ કરવાના ઉદ્દેશને ફલીભૂત કરવા માટે જીવવાનુ છે પચેન્દ્રિય વિષયોમા રાગ અને દ્વેષથી પરિણામ પામવાને માટે મારો મનુષ્ય જન્મ નથી સર્વ જીવોને મોક્ષના માર્ગે વાળવાને માટે મારો જન્મ છે સર્વ જીવોને સુખની ખરી દિશા દેખાડવા માટે મારો જન્મ છે સર્વ જીવોને સદ્ગુણનો ઉપદેશ આપવા માટે મારી જિવ્હા છે સર્વ જીવોનુ ભલુ દેખવા માટે આખ છે જગત્મા સદ્ગુણો શ્રવણ કરવા માટે કાન છે અન્યના સદ્ગુણો ગાવા માટે વાણી છે સર્વ જીવોની રક્ષા કરીને ગમન કરવા માટે આખ છે સર્વ જીવોને યથાશક્તિ દાન દેવા માટે હસ્ત છે સર્વ જીવોનુ ભલુ ચિતવવા માટે હૃદય છે સર્વ જીવોને સુખી કરવાના કાર્ય પ્રતિ ગમન કરવા માટે પાદ છે પોતાના આત્માના ગુણો વધારવા માટેજ મનુષ્ય જન્મમા યોગ્ય સામગ્રીની પ્રાપ્તિ થઇ છે આળસુ જીવન ગાળવાને માટે મનુષ્યનો અવતાર નથી અન્ય જીવોને દુખી કરવા માટે પોતાને પ્રાપ્ત થએલી કોઇપણ શક્તિ વાપરવા માટે મનુષ્યનો અવતાર નથી અન્ય જીવોને પોતાનાથી નીચ હલકા ગણવા માટે આપણે મનુષ્યનો અવતાર પામ્યા નથી પોતાનુ અને અન્ય જીવોનુ ભલુ કરવા માટે આપણને શક્તિયો મળે છે તે શક્તિયો વડે આપણે પરમાત્મ જીવન પ્રાપ્ત કરવાનુ છે

હે માનવ બંધુઓ !!! તમે સાવધ થઇને દયાના માર્ગે પ્રભુ પ્રાપ્તિ માટે ગમન કરો અપરાધીઓના અસહ્ય અપરાધોની માફી આપીને તેઓના ઉપર સ્નેહ ધારણ કરો, તમારા વૈરીઓને વૈરી તરીકે ભૂલી જઇને તેઓને

મિત્ર દૃષ્ટિથી દેખો વૈર લેવાની બુદ્ધિનો બીલકુલ ત્યાગ કરો અને સર્વ જીવોના ઉપર ઉચ્ચ શુદ્ધ સ્નેહ ભાન ધારણ કરો કોઇપણ આત્માની લાગણી દુખવી હોય તો પ્રભુની સાક્ષીએ માફી માગીને શુદ્ધ થાઓ સર્વ જીવોને પોતાના આત્મ સમાન માનીને તેઓના ભલામા ભાગ લો સ્નેહ ભક્તિના નિર્મળ પ્રવાહવડે જીવોની મલીનતા ધોઇ નાખો વૈર, વિરોધ, અને હિંસા વગેરે દુષ્ટ વાસનાઓને ભૂલી જઇને સર્વ જીવોને પોતાના આત્મસમાન પ્રિય ગણુશો તો પ્રભુને તમે દિવ્ય જ્ઞાન શક્તિથી દેખવા સમર્થ થશો. હે જગતના મનુષ્યો ! તમે ગમે તે ધર્મ પાળતા હોય તોપણ એટલુ જણાવવાનુ છે કે સર્વ જીવો ઉપર દયા, સર્વ જીવો ઉપર આત્મપ્રેમ સર્વ જીવો પર સ્નેહ, સર્વ જીવો પર મૈત્રી ભાવના, સર્વ જીવો પર કરૂણા ભાવના, સર્વ જીવો પ્રતિ પ્રમોદ ભાવના, સર્વ જીવોનુ ભલુ કરવાની બુદ્ધિ ઇત્યાદિ સદ્દગુણોને પહેલા ધારણ કરીને ધર્મમાર્ગાનુસારી થવા પ્રયત્ન કરશો દુનિયાના માનવ બન્ધુઓ ! તમો અપરાધીઓના અપરાધો ભૂલી જઇને તેઓના ઉપર પ્રેમની વૃષ્ટિ કરો એજ મહાત્મા થવાનુ પ્રથમ લક્ષણ છે દુનિયાના માનવ બન્ધુઓ ! દયા એ મોક્ષની સડકનો માર્ગ છે તે ઉપર તમે ચાલો દુનિયાના માનવ બન્ધુઓ ! તમો પ્રતિ શ્રી મહાવીરનો સદેશો છે કે તમે પોતાના દુર્ગુણોને દેખી તેઓને ટાળો અને અન્ય મનુષ્યોના દુર્ગુણો, અપરાધો, દોષો નાશ પામે એવી માતૃદૃષ્ટિ તમારી ખીલવીને અન્યોને શુદ્ધ કરો દુનિયાના મનુષ્યો ! તમે વૈર, માન, સત્તા, લક્ષ્મી, અને વિદ્યા વગેરેથી અન્ય જીવોને તાબે કરી શકશો નહિ પણ કરૂણા, દયા, સ્નેહ, પ્રેમ, અને ભક્તિથી અન્યોને વ્હાલા બનાવી શકશો એમ નક્કી માનશો

સર્વ વસ્તુઓની માથે બધાવવાનુ મુખ્ય કારણ મમત્વ છે જે મમત્વથી બધાતો નથી તે મહાત્મા જાણવો. જગતમા ઉત્તમોત્તમ ત્યાગ ગુણ છે પણ ત્યાગનો ખરો અર્થ જાણવા પ્રયત્ન કરવો જોઇએ કેટલીક વસ્તુઓ અન્ય જીવોના ભલા માટે દાનાર્થે ત્યાગવાની છે કેટલીક વસ્તુઓ પોતાનુ અને પરનુ અશુભ કરનારી જાણી ત્યાગવાની છે મન, વાણી અને કાયાના અશુભ વ્યાપારોને ત્યાગના જોઇએ દુષ્ટવાસનાઓને ત્યાગવાની જરૂર છે આર્તધ્યાન અને રૌદ્રધ્યાનને ત્યાગવાની જરૂર છે અનેક જીવોની સાથે બાધેના વૈરને ત્યાગવાની જરૂર છે કૃપણતા ત્યાગવાની જરૂર છે ક્લેશનો ત્યાગ કરવો જોઇએ નિન્દાનો ત્યાગ કરવો જોઇએ ચતુર્ગતિમા ભ્રમણ કરાવનાર સાત વ્યસન ત્યાગના જોઇએ જીવહિંસાના

પરિણામનો ત્યાગ કરવો જોઇએ. મોહની પ્રકૃતિયોનો ત્યાગ કરવો જોઇએ શોકના વિચારો, ભયના વિચારો ત્યાગવાની જરૂર છે ઝઘડાટંટાના વિચારોનો ત્યાગ કરવાની જરૂર છે કાયા, વાણી અને મન ઉપરનુ મમત્વ ત્યાગવાની જરૂર છે, કદાગ્રહ ત્યાગવાની જરૂર છે અશુદ્ધ પ્રેમ ત્યાગવાનો છે પચ્ચખાણના અતિચારો ત્યાગવાની જરૂર છે અનુપયોગી વસ્તુઓનો ત્યાગ કરવાની આવશ્યકતા છે કપટ, વિશ્વાસઘાત, દગા દ્રોહનો ત્યાગ કરવો જોઇએ કૂટ લેખ, કૂટ સાક્ષી આદિ જૂઠ વચનનો ત્યાગ કરવો જોઇએ સ્વાર્થ, આળ, ચાડી વગેરે દોષોનો ત્યાગ કરવો જોઇએ અન્તરના રાગાદિ દોષોનો ત્યાગ કરવાથી ખરેખરો ત્યાગ પ્રાપ્ત થાય છે જગતના ભલા માટે લક્ષ્મીનો ત્યાગ કરવો જોઇએ. સુપાત્ર ક્ષેત્રમા લક્ષ્મી વગેરેનો ત્યાગ કરવો જોઇએ આત્માની પરમાત્મદશા કરવા માટે ત્યજનીય સર્વ વસ્તુઓનો ત્યાગ કરવાની જરૂર છે ધર્મના કાર્યમા આત્મભોગ આપવો એ પણ એક જાતનો ત્યાગ છે સ્વાર્થ, મમત્વ, દ્વેષાદિનો ત્યાગ કરવાથી અને સર્વ વસ્તુઓને ત્યાગીને ત્યાગી થવાથી આત્માનુ સહજ સુખ પ્રાપ્ત કરી શકાય છે ત્યાગ એ મહાન્ ધર્મ છે

ઉત્તમ પુરૂષોની સગતિ કરવાથી ઉત્તમ વિચારો પ્રગટ થાય છે સન્તોની સગતિથી ખરાબ વિચારોનો ત્વરિત નાશ થાય છે સાધુઓ આ જગત્મા જગમતીર્થ છે પુસ્તકો વાચવાથી પણ જે શ્રદ્ધા, ભક્તિ, પ્રેમ, વૈરાગ્ય ત્યાગ આદિ ગુણોનો અન્તરમા સ્થાયિભાવ થતો નથી તે ગુણોનો ખરેખર સાધુ સગતિથી હૃદયમા સ્થાયિભાવ થાય છે

અન્ય જીવો ઉપર મીઠી નજર થવી એજ તારા હૃદયનુ ચિન્હ છે. પોતાની ભૂત અને વર્તમાન જીદગીનો મુકાબલો કરીને ભવિષ્યની જીદગી સુધરે એવા ઉપાયોને વર્તમાનમા સેવ. જીન્દગીની એક ક્ષણ ગએલી પાછી આવવાની નથી, આખી દુનિયામા અસખ્યાત મનુષ્યો છે સર્વ મનુષ્યો પોતાની વૃત્તિ પ્રમાણે પ્રવૃત્તિ કરે છે, તેમાથી તુ વિશેષ શુ કરે છે તેનો વિચાર કર મનુષ્યોના ભલા માટે તે શુ કર્યું ? આત્માને લાગેલા કર્મનો ક્ષય કરવા માટે તે શુ કર્યુ ? તુ હાલ જે જે પ્રવૃત્તિ કરે છે તેમાથી કયો કયો અનુભવ મેળવ્યો તેનો વિચાર કરીને આત્મ કલ્યાણમા વિશેષત લક્ષ આપ કષાયોના મૂળ છેદવાને આત્મ પુરૂષાર્થ ફોરવ જ્યારે ત્યારે આત્મ પુરૂષાર્થ ફોરવ્યા વિના આગળનો માર્ગ ખુલ્લો થવાનો નથી સર્વ ધાર્મિક કાર્યોમા અપ્રવૃત્તિ ન થાય એમ ઉપયોગ ધારણ કર કોઇનુ ખોટુ કહેતા પહેલા તે સારૂ કયા વિચારોથી માને છે તેનો પૂર્ણ

ખ્યાલ કર પોતાની બુદ્ધિવડે સત્યના માર્ગમા વિચારવા પ્રવૃતિ કર ! ત્હારી મુસાફરીથી દુનિયાના કોઇ જીવને અંશ માત્ર પણ પીડા ન થાય એવો ભાવ ધારણ કર ! જેમા વિશેષ રૂચિ પ્રતિ હોય તે માર્ગદ્વારા આગળ ગમન કર પણ યાદ રાખજે કે મોહના વિચારોના તાબામા ન આવી જવાય સાધક અવસ્થામા મોહનીય કર્મની પ્રકૃતિયોના ઉછાળાઓના સામુ થઇને યથામતિ શક્તિના અનુસારે મોક્ષ તરફ ગતિ કરવી પડે છે મોહની પ્રકૃતિયોને જીતવા પ્રયત્ન કર. અત્યંત તીવ્રોપયોગ ધારણ કરીને તટસ્થપણે શાતા અને અશાતાને વેદ ! હર્ષ અને શોકમા સમાન રહીને આત્મપ્રકાશથી આગળનો માર્ગ દેખીને તે માર્ગ તરફ ગમન કર ! સર્વ જીવો પ્રતિ યથાયોગ્ય ભક્તિ, પૂજ્યતા, શુદ્ધપ્રેમ, અને દયાના પરિણામ વર્તે એવો ભાવ રાખ ! કોઇને ઉપકાર કરીને ઉપકારનો બદલો લેવાની સ્વપ્નમા પણ ઇચ્છા ન રાખ ! સદ્વિચારોના સંસ્કારોથી પોષાયલો આત્મા આગળ ઉપર ઉચ્ચ માર્ગ પર ચઢશે એમ વિશ્વાસ ધારણ કરીને ક્ષણે ક્ષણે પરમાત્મારૂપ ધ્યેયને હૃદયમા ધારીને ધ્યાનમા મસ્ત રહી પોતાની ઉન્નતિ કર્યા કર !

ધૈર્ય ધારણ કરીને પોતાના શિરપર પડેલી આફતો સહન કરવી, શ્રી વીર પ્રભુને જે જે ઉપસર્ગો થયા હતા, તેવા ઉપસર્ગો હાલ ક્યા છે ? પૂર્વ મુનિવરોએ પ્રાણ જતા પણ ધર્મનો ત્યાગ કર્યો નથી. મેતાર્ય મુનિએ જે ઉપસર્ગ સહન કર્યો છે તેનુ વર્ણન થઇ શકે તેમ નથી આપણા ઉપર એવા ઉપસર્ગ ક્યા આવ્યા છે ? અવંતી સુકુમાલે જે ઉપસર્ગો સહન કર્યો તે સાભળતા હૃદય કમ્પે છે એવા ઉપસર્ગ પ્રસંગે પણ આત્મા કંપાયમાન થાય નહિ એવુ ધૈર્યબળ ખીલવવાની જરૂર છે સોય જેટલો ઉપસર્ગ પણ શૂળી જેટલો લાગે છે એવી હાલની દશા છે વાચિકજ્ઞાન પામીને ખુશ થવાનુ નથી પણ અંતરમા ધૈર્ય પ્રકટાવીને ઉપસર્ગ સહન કરીને સમભાવે આત્માને ભાવવો જોઇએ દુઃખના સમયમા જે આત્મજ્ઞાનનો ઉપયોગ રહે, નહિ એવા કાચા આત્મજ્ઞાનથી સંતોષ ન માનવો જોઇએ ઉપસર્ગો અને દુઃખોના સમયમા જે આત્મજ્ઞાન ટળે નહિ, અને ધૈર્યબળ અર્પે એવા આત્મજ્ઞાનની પ્રાપ્તિ કરવી જોઇએ જે શસ્ત્રથી વખત આવે પોતાનો બચાવ થાય નહિ તેમ જે જ્ઞાનથી રાગ દ્વેષનો અભાવ, ધૈર્ય આદિ ચરિત્ર પ્રગટે નહિ તે નિશ્ચયનયની અપેક્ષાએ જ્ઞાન ગણાય નહિ મરણ વખતે શરીરમાથી આત્માના પ્રદેશો નીકળે છે, તે વખતે આત્માને ઘણુ દુઃખ થાય છે અને સ્થિરતા રહેતી નથી માટે

પ્રથમથી તપ કષ્ટાનુષ્ઠાન વડે દુખો સહન કરવામાં આવે તો મરણ વખતે ઘણું દુખ સહન કરી શકાય મરણના સમાન ભય નથી દેહથી આત્માને ભિન્ન માનીને શરીરાદિપર થતો રાગ દૂર કરવો સંસારના પદાર્થો માટે હે આત્મન્! તે અનન્ત દુખ સહન કર્યાં હવે તો તું દેહથી ભિન્ન પોતાને સમજીને રોગો ઉપદ્રવો ઉપસર્ગોને સહન કર! કર્મના વિપાકો ભોગવ્યા વિના છૂટકો થવાનો નથી દીનપણે પણ કર્મ ભોગવ્યા વિના છૂટકો થવાનો નથી ત્યારે શરો થઇને શા માટે વિપાકો સમભાવે વેદતો નથી! એમ જ્ઞાની પોતાના આત્માને બોધ આપીને ધૈર્યથી કર્મના વિપાકોને સહન કરે છે

કોઇ મનુષ્યને પોતાના તાબામા લેવા હોય તો તેના ઉપર શુદ્ધ પ્રેમનો પ્રવાહ ચલાવવો જોઇએ સત્તાથી કોઇ તાબે થઇ શકતું નથી અને કદાપિ તાબે થાય છે તો ઉપરથી થાય છે પણ અન્તરથી નહિ ખરી રીતે વિચારીએ તો હૃદયને તાબે લીધાવિના કાયાને તાબે કરવાથી તાબેદાર થનાર ખરી રીતે તાબે થયો એમ ગણી શકાય નહિ શુદ્ધ પ્રેમના બળ વડે વૈરીઓને પણ તાબે કરી શકાય છે જે મનુષ્યો આપણા ઉપર વૈર રાખતા હોય, મનમા અદેખ રાખતા હોય, લાગ પડે આપણો નાશ કરવા ઇચ્છતા હોય તેઓના તરફ શુદ્ધપ્રેમથી મૈત્રીના વિચારો કરવા મધ્ય રાત્રીએ અત્યત આત્મબળથી ઉત્સાહપૂર્વક વિચાર પ્રવાહ નીચે મુજબ ચલાવવો જે મારા ઉપર અમુક મનુષ્યો વૈર રાખે છે તે હવે મિત્રના રૂપમાં બદલાય છે મારી સાથે પ્રેમથી વર્તે છે તેમના હૃદયમાં વૈર ચાલ્યું જાય છે તેઓ મારા ઉપર પ્રેમ કરે છે તેઓ ગુણી થતા જાય છે તેમનો આત્મા શુદ્ધ થાય છે મારા ઉપર તેઓ અત્યત પ્રેમ ધારણ કરે છે તેમના ઉપર હુ અત્યત શુદ્ધ પ્રેમ ધારણ કરુ છુ તેમના ગુણોને વખાણું છુ આ પ્રમાણે દરરોજ રાત્રીએ એક કલાક વિચાર શ્રેણિ ચલાવ્યાથી અમુક જે જે પ્રતિપક્ષીઓ વૈરીયો હોય છે તેમના ઉપર ગુપ્તરીતે શુદ્ધ પ્રેમની અસર થાય છે પ્રતિપક્ષીઓના અને વૈરિયોના મનનાથી વૈર ટળે છે આ પ્રયોગ અજમાવી જોવાની જરૂર છે જેટલા આત્મબળથી શુદ્ધ પ્રેમના ઉપર પ્રમાણે વિચારો કરવામા આવશે તે પ્રમાણે અન્યોને અસર કરી શકાશે આ પ્રયોગમા એકદમ ફળ ન દેખાય તો સમજવુ કે તે પ્રમાણે આત્મબળથી શુદ્ધ પ્રેમના વિચારો કરવામા આવ્યા નથી વા કંઇ વિશેષ વખત પર્યન્ત આ પ્રયોગ અજમાવાની જરૂર છે મન વાણી

અને કાયાથી શત્રુઓના આત્માઓને પણ પોતાના આત્માની પેઠે પરોક્ષમા વા પ્રત્યક્ષમા પ્રિય ગણશે તે મનુષ્ય આ પ્રયોગની સારી રીતે સિદ્ધિ કરી શકશે પશુઓ અને પખીઓ પણ શુદ્ધ પ્રેમના વિચારોથી અમર થાય છે અને તે પણ વશ્ય થાય છે વનસ્પતિ ઉપર પણ શુદ્ધ પ્રેમથી સારી અસર થાય છે પતિવ્રતા સ્ત્રી વા માતા પોતાના શુદ્ધ પ્રેમથી સતાનોને આહાર પાણી દ્વારા સારી અસર કરી શકે છે અને તેથી સતાનોના શરીર પોષાય છે આ વિચાર જૈન શાસ્ત્રોના અનુસારે છે કે કેમ તેનો ગીતાર્થોએ વિચાર કરવાની જરૂર છે એમા જે કઇ યોગ્ય સાર હોય તે ગ્રહણ કરવુ આ વિચારો જૈનશાસ્ત્રોને અનુસરીને છે કે કેમ ? તેનો નિર્ણય કરવા પ્રયત્ન કરવો

જે મનુષ્યોમા વિવેક બુદ્ધિ નથી હોતી તેઓને અન્ય સુજ્ઞ મનુષ્યો પોતાના વિચારો પ્રમાણે પ્રવર્તાવે છે અજ્ઞ મનુષ્યોની શક્તિયોને પણ વિદ્વાનો યુક્તિથી તાબે કરી શકે છે જ્ઞાનવડે રેલ્વે, આગબોટ, પવનચક્રી વગેરે અનેક વસ્તુઓદ્વારા મહા કાર્યો કરી શકાય છે મનુષ્યો ધારેછે તો પોતાના મનુષ્ય જન્મની મહત્તા અવબોધવાને શક્તિમાન્ થાય છે આર્ય ભૂમિમા પૂર્વે મોટા જ્ઞાનીઓ થઇ ગયા છે હાલમા આર્ય ભૂમિમા વસનારા મનુષ્યો વ્યસની બની ગયા છે તેમજ કુસપ, ઇર્ષ્યા અને સકુચિત દૃષ્ટિના દાસ બની ગયા છે તેથી તેઓ નીતિના માર્ગથી પ્રાય મોટા ભાગે ભ્રષ્ટ થયા છે તેઓની અજ્ઞતા વધવાથી આતિથ્ય સત્કાર ભૂલી ગયા છે અને ઘેર ઘેર કલેશ, ટટા, અજ્ઞાન, નિન્દા ઇર્ષ્યા વગેરે દુર્ગુણોએ પ્રવેશ કર્યો છે શુદ્ધ પ્રેમ, સત્ય, જ્ઞાન આસ્તિક્ય, દયા, ભક્તિ, સપ, એક બીજાને મદદ, આખી દુનિયાના મનુષ્યોની સેવા, સત્ય બોલવુ, આત્મભોગ આપવો વૃદ્ધાવસ્થામા વિશેષત પરમાર્થ કાર્યો કરવા, અને બીજાના ભલામા રાજી થવુ ઇત્યાદિ ગુણો તરફ લક્ષ જશે તો ભારતવાસીઓની ખરી ઉન્નતિ થશે પાશ્ચાત્ય પ્રજાઓમા આત્મભોગ, સપ, હિમ્મત, સહાય અને ઉદ્યોગ શોધક બુદ્ધિ વગેરે આર્યગુણોએ પ્રવેશ કર્યો છે તેથી તેઓ બાહ્યોન્નતિમા આગળ વધે છે. આર્ય લોકોમા ભક્તિનો ડોળ ઉપરનો વધવા માડયો છે અને અન્તરનો સત્ય ભક્તિરસ શુષ્ક થવા લાગ્યો છે વૈષયિક પદાર્થોની મોજ સેવામા પ્રમાદી બનેલા મનુષ્યોમાં આર્યપણાના ગુણો ક્યાથી રહી શકે ? ઠાકોરો, નવાબો, અને રાજાઓ પોતાની સત્તાનો સ્વાર્થબુદ્ધિ વડે દુરૂપયોગ પ્રાય કરતા હોય એવી દશા જ્યા વર્તતી હોય ત્યા ગુણોવડે આર્ય થવાનુ

ક્યાથી બની શકે ? જૈનરાજ્ય ગયુ ત્યારથી પડતીના ચિન્હ આરંભાયા છે તન મન અને વાણી બળનો ઉપયોગ કરીને આત્મભોગી મનુષ્યો પેદા કરવા જોઇએ આખી દુનિયાના મનુષ્યોને પોતાના આત્મ સમાન માનીને તેઓના ભલા માટે પોતાનુ સર્વ અર્પણ કરવાની વિશાળ દૃષ્ટિ ન પ્રગટે ત્યા સુધી આર્યદેશનો ઉદય થવો દુર્લભ છે જૈનાચાર્યોએ પ્રથમ સર્વ દુનિયાને ધર્મજ્ઞાનનો ઉપદેશ આપવા બહાર પડવુ પોતાની વિશાળ દૃષ્ટિ પ્રગટાવીને આખી દુનિયાના મનુષ્યોને સુધારવા પ્રયત્ન કરવો જોઇએ સાત વ્યસનનો ત્યાગ કરાવવા ઉપદેશ દેવો જોઇએ આખી દુનિયાને પ્રભુનો ઉપદેશ સંભળાવવો જે બને તે કરવુ એજ ફરજ અદા કરવી, એજ માર્ગ ગ્રહણ કરવા લાયક છે પ્રભુના જેવા ગુણો પોતાનામા પ્રગટાવવા પ્રયત્ન કરવો અને અન્યોને તે તે ગુણો પ્રગટાવવા ત્વરા કરવી એજ જૈનાચાર્યોના ઉદયનુ લક્ષણ છે

પ્રાય અજ્ઞાનથી કદાગ્રહ, હઠ, ધારણ કરી શકાય છે અ ઘબ્રહાથી મનુષ્યો કદાગ્રહ કરીને સમાજમા પશુઓની પેઠે ગભરાટ કરી મૂકે છે અજ્ઞ મનુષ્યો ગધેડાપુચ્છ પકડનારની પેઠે પકડેલો પગ મૂકતા નથી અને તેથી તેઓ ઘણી ઠોકરો ખાય છે તેઓ મનમા સમજે છે છતા ગીધા પડ્યા પણ ટંગડી ઉંચીની પેઠે પોતાનો કક્કો ખરો કરવા પ્રયત્ન કરે છે આવા હઠના વિચારોથી અનેક બાબતોમા ઘણુ વેઠવુ પડે છે હઠીલો મનુષ્ય મારૂ તે સાચુ એવી હઠ ઉપર આવીને પોતાનો પક્ષ સિદ્ધ કરવા પ્રયત્ન કરે છે વેરાના નાકાની પેઠે અજ્ઞ મનુષ્યો સમજ્યા વિના ગમે તે વાત પકડી લે છે અને તેથી તેઓ અવનતિના ખાડામા પડે છે

મનુષ્ય દૂર હોય છતા લોહચુંબકના ન્યાયે દૂર રહેલી વસ્તુઓ પુણ્યના પ્રતાપે તેના આત્માની પાસે ગમે તે રીતે ખેચાઇ આવે છે પુણ્યના અને પાપના પુદ્‌ગલોમા અચિંત્ય શક્તિ રહી છે અને તે અનેક રીતે પોતાનો વિપાક દેખાડે છે રાગદ્વેષની શુભાશુભ પરિણતિ પુણ્યના અને પાપના પુદ્‌ગલો ખરેખર આત્માના પ્રદેશોની સાથે બંધાય છે ઉગ્ર પુણ્ય અને પાપનો આજ ભવમા કોઇને વિપાક પ્રાપ્ત થાય છે શુભરાગ અને શુભ દ્વેષથી પાપના પુદ્‌ગલોને પણ પુણ્ય રૂપે પરિણમાવી શકાય છે કોઇ ક્ષેત્ર કાલ પામીને પુણ્ય પ્રકૃતિનો ઉદય પ્રગટે છે અને કોઇ ક્ષેત્ર કાલાદિ પામતા પાપ પ્રકૃતિનો ઉદય પ્રગટે છે આત્મા શરીરમા અસંખ્ય પ્રદેશો વડે વ્યાપી રહેલો છે અને તે અરૂપી હોવાથી મધ્યમ પરિણામવાળો ગણાય છે

નથી શુભ વિચારો અને અશુભ વિચારોની શ્રેણિયોથી આત્મામાં ક્ષણેક્ષણે પુણ્ય પાપના દલિકો લાગ્યા કરે છે શુભ પરિણામ વાળા વિચારોમાં પુણ્યના દલિકો ખેચવાની શક્તિ રહી છે અને અશુભ પરિણામવાળા વિચારોમાં પાપના પુદ્‌ગલ દલિકો ખેચવાની શક્તિ રહી છે પુણ્ય એ સુવર્ણની બેડી સમાન છે અને પાપ એ લોહની બેડી સમાન છે પુણ્યના ઉદયથી શાતા વેદનીયના સયોગો પ્રાપ્ત થાય છે અને પાપના ઉદયથી અશાતા વેદનીય (દુખ) ના સયોગો પ્રાપ્ત થાય છે શુભરાગ અને શુભ દ્વેષના ઉચ્ચ શુદ્ધ પરિણામથી તીર્થંકર નામ કર્મ બધાય છે શુભરાગના પરિણામ વિના તીર્થંકર નામ કર્મ બધાતુ નથી સમ્યક્‌ત્વના યોગે શુભરાગાદિ પરિણામથી જીવો તીર્થંકર નામ કર્મ બાધે છે રાગદ્વેષની વૃત્તિથી, ઉપજે છે સંસાર, રાગદ્વેષના નાશથી, ભવનો પામો પાર ॥ શુભાશુભ રાગદ્વેષની પરિણતિનો સબધ જોડનાર બહિરૂમા સચરતુ મન છે અન્તરૂમા આત્માની સાથે મન રહે છે તો સસારનો ઉદ્‌ભવ થતો નથી રાગદ્વેષ વિનાનુ મન, નિર્વિષ સર્પની પેઠે દુખ આપવા સમર્થ થતુ નથી મનુષ્યોએ ધર્મના, પરમાર્થના કાર્યો કરવા પણ પૌદ્‌ગલિક સુખની ઇચ્છા રાખવી નહિ પોતાની ફરજ સમજીને નિષ્કામ બુદ્ધિથી ધાર્મિક શુભ કાર્યો કરતા કર્મ બધાવાનુ થતુ નથી પોતાના આત્માની શુદ્ધ પરિણતિ વર્તે છે વા અશુદ્ધ પરિણતિ વર્તે છે તેનો અનુભવ પોતાને થાય છે પુણ્યની આકાંક્ષા વિના શુભ કરણીઓને જ્ઞાનીમનુષ્યો પોતાના અધિકાર પ્રમાણે સેવ્યા કરે છે પોતાનો અધિકાર કેટલો છે તે જાણીને તે પ્રમાણે આનન્દથી પ્રવૃત્તિ કરવી. પુણ્યના ઉદયથી આત્માને શ્રેષ્ઠ માનવો નહિ અને પાપના ઉદયથી આત્માને દીન માનવો નહિ પુણ્ય અને પાપ એ કઇ આત્માનો ધર્મ નથી આત્મા પોતાના ધર્મે રમણ ભુવનમા એકના ભોગવે છે બબામા ઉંચુ ઉછળેલુ જળ જેમ નીચુ પડે છે તેમ પુણ્યથી સ્વર્ગની પ્રાપ્તિ થાય છે અને પુણ્ય ક્ષયથી અને પાપથી નીચુ ઉતરવુ પડે છે ડાળી ઉપર બેઠેલુ પખી ડાળી ઉચી અને નીચી જતાં તે પ્રમાણે પોતાના આત્માને ઉંચ નીચ માની લેતુ નથી, તેમ મનુષ્યોએ પણ પુણ્ય અને પાપથી પોતાનીમા ઉચ્ચતા વા નીચતા માની લેવી નહિ

બાહ્યધર્મ ક્રિયાના ભેદો તો કદી એક થઇ શકે નહિ બાહ્યધર્મ ક્રિયાઓ જુદી જુદી હોય છે છતા તેમા વહેનાર અધ્યાત્મ રસ તો એક જાતનો હોય છે બાહ્યક્રિયાઓ દરેકની જુદી દેખીને મત સહિષ્ણુતા ધારણ કરવાની જરૂર

છે ભિન્ન ભિન્ન ક્રિયાઓની દૃષ્ટિથી મનુષ્યોને દેખતા પોતાના કરતા ઘણા તે દૂર જણાશે પણ અધ્યાત્મ દૃષ્ટિથી તેઓને દેખતા પોતાના આત્માની પાસે રહેલા તેઓ જણાશે દ્રવ્ય, ક્ષેત્ર, કાલાનુસારે બાહ્યધર્મ ક્રિયાઓના ભેદો પડ્યા, પડે છે અને પડશે, એના ઝઘડાનો કદી પાર આવનાર નથી ડાળા પાખડાની ભેદતાથી ડાળા અને પાખડા અન્ય ડાળાં અને પાખડાથી પોતાને ભિન્ન માની શકે પણ તે વૃક્ષથી વા વૃક્ષમા વહેનાર રસથી ભિન્ન નથી, તેથી તે જીવી શકે છે તે પ્રમાણે ભિન્ન ભિન્ન ધર્મક્રિયાના ભેદોથી પોતાને ભિન્ન માનનારાઓ પણ આત્મતત્ત્વથી જુદા પડતા નથી અને તેઓ આત્માનો ચૈતન્યરસ લેઈને જીવી શકે છે જેઓનામા ચૈતન્યરસ ( અધ્યાત્મરસ ) આવતો બધ થાય છે તેઓ જીવી શકતા નથી બાહ્ય ધાર્મિક ભિન્ન ભિન્ન ક્રિયાઓ એ આત્મધર્મના વેષનો છે પેટીમા જેમ રત્નો રહે છે પણ પેટીથી જેમ તે ભિન્ન હોય છે તેમ બાહ્ય ધાર્મિક ક્રિયાઓ વચ્ચે છુપાયેલુ અધ્યાત્મ તત્ત્વ તે બાહ્ય ક્રિયાઓથી ભિન્ન હોય છે છતા તેઓની સાથે સબધ ધરાવે છે ભિન્ન ભિન્ન વેષ ધારણ કરનારા મનુષ્યો ભિન્ન ભિન્ન વેષની ઉપાધિથી પોતાને અન્ય મનુષ્યોથી ભિન્ન માને છે તેઓ મૂર્ખ ઠરે છે, તદ્વત્ બાહ્ય ક્રિયાઓથી આત્મધર્મમા ભેદ દેખનારા અજ્ઞ મનુષ્યો ક્લેશ, નિન્દા આદિ દોષો સેવીને આત્માના શુદ્ધ ધર્મને પ્રાપ્ત કરી શકતા નથી બાહ્ય ધર્મની ક્રિયાઓમા સમયાનુસાર ફેરફારો થયા કરે છે પણ તેનો મુખ્ય ગુપ્ત ઉદ્દેશ શો છે તે જો જાણવામા ન આવે તો અધ પરપરા અને શુષ્કતાનો વધારો થાય છે સમ્યગ્દૃષ્ટિના અસખ્યાત ભેદ પડે છે રાગદ્વેષની પરિણતિ જે જે અશે ટળે છે તે તે અશે સમ્યગ્દૃષ્ટિપણુ પ્રાપ્ત થાય છે સમદૃષ્ટિના યોગે ધર્મક્રિયાના ભેદોમા અહમમત્વ સ્ફુરતુ નથી બાહ્ય ધર્મક્રિયાઓની ઉપયોગિતા અધિકાર પરત્વે સિદ્ધ થાય છે ધર્મનુ સામાજીક બળ ઉત્પન્ન કરવામા ધર્મની ક્રિયાના ભેદોની કડવાશ ઉત્પન્ન કરીને મળેલા સોનેરી સમયને ન ખોવો જોઈએ

વિવેક વિના અહત્વ અને મમત્વના દૃઢ આવેશમા મનુષ્યો અહકારના વશ થઈને દરેક મનુષ્યોને આદર આપી શકતા નથી અને અન્યોને હલકા પાડવાના પ્રયત્ન કરે છે આર્ય દેશમા પૂર્વે ઘણા નિરભિમાની મહાત્માઓ પ્રગટ થતા હતા અને તેથી તેઓ અન્યોને ધર્મ માર્ગ ઉપર લાવીને આર્ય દેશની મહત્તા રક્ષતા હતા અવિદ્યા, અજ્ઞાન મોહથી, અહવૃત્તિ ઉત્પન્ન થાય છે અને તેથી મનુષ્ય અસત્ કલ્પનાઓને વશ થઈને

ભવિષ્યની ઉન્નતિનાં દ્વાર બંધ કરે છે ઉત્તમોત્તમ લઘુતા છે નાના અને મોટાની અવાસ્તવિક કલ્પનામા કદાગ્રહ બંધાઇ જતા મનુષ્ય પોતાના આત્માનુ સ્વરૂપ ભૂલી જાય છે અને પોતાનામા અસતનો આરોપ કરીને નવી કલ્પનાની સૃષ્ટિ રચીને જેવી રીતે કરોળીયો પોતાની જાળમા ફસાય છે તેવી રીતે ફસાય છે અને તેથી આત્મબળનો નવો જુસ્સો ઉત્પન્ન થતો બંધ પડી જાય છે અભિમાનવૃત્તિથી આત્મોન્નતિના દ્વારો બંધ પડી જાય છે આત્મામા ગમે તેવા ગુણો પ્રગટ થાય તો પણ તે સત્ એવા ગુણો ઉત્પન્ન થયા છે તેથી અભિમાન કરવાનુ કંઇ કારણ જણાતુ નથી અભિમાનથી આર્યો પોતાના આત્માના સદ્ગુણો ખીલવવામા પોતાની મેળે વિઘ્નો ઉભા કરે છે પોતાનામા બધુ માની લઇને અન્યોના ગુણો તરફ અનક્ષ્ય રાખીને તેઓને ધિક્કારનારા મનુષ્યો કદિ વાસ્તવિક આત્માની ઉન્નતિ કરવા શક્તિમાન્ થઇ શકતા નથી અને તેઓ આર્યોની આત્મ ધર્મોન્નતિમા પણ ખરેખરો ભાગ લઇ શકતા નથી આત્માના પરિપૂર્ણ ગુણો ખીલવવામા દરેક મનુષ્યો વિદ્યાર્થીઓ છે સ્વાર્થ, તૃષ્ણા, અને વ્યસન આદિથી મનુષ્યો પોતાની શક્તિયોને ખીલવવાના ઉપાયો આદરી શકતા નથી લઘુતાથી મનુષ્યો પોતાની વાસ્તવિક દશા અવલોકી શકે છે અને જે જે પોતાની શક્તિયો ખીલી નથી તેઓને ખીલવવા પ્રયત્ન કરી શકે છે અભિમાની અને દોષદૃષ્ટિ નિંદક મનુષ્યો આર્યત્વના ગુણો પ્રગટાવી શકતા નથી. કારણ કે તેઓની દૃષ્ટિમા વિપર્યયતા હોય છે તેથી તેઓ પોતાનુ વાસ્તવિક હિત અને માતૃદૃષ્ટિવડે કરાતી જગત્ની સેવા સમજવાને લાયક બની શકતા નથી પોતાનામા સર્વ ગુણો છે એવુ વ્યક્તિની અપેક્ષાએ ભ્રાન્તિથી માની લેવાથી ગુણોનો આવિર્ભાવ કરવા માટે પ્રયત્ન થતો નથી અને તેમજ અન્ય મનુષ્યોને આદરસત્કાર આપી શકાતો નથી પોતાનામા ખરી આર્યતા પ્રગટાવવી હોય તો 'અભિમાનનો ત્યાગ કરીને" સર્વની સાથે સમાનતા રાખવી જોઇએ અને વ્યસન દુર્ગુણોનો ત્યાગ કરીને નીતિમાર્ગ પર આવવુ જોઇએ

પૂર્વે અધ્યાત્મ જ્ઞાનથી આર્યો બહુ ઉન્નત સ્થિતિ પર હતા અધ્યાત્મ વિદ્યાર્થી આર્યો પોતાના આત્માની મહત્તા સમજતા હતા અને તેઓ આત્મ જ્ઞાનથી દેહાધ્યાસને દૂર કરતા હતા આત્મજ્ઞાનથી આર્યો શરીર અને બાહ્ય વૈભવના સુખાર્થે સ્વાર્થ, તૃષ્ણા, કલેશ, અહંત્વ, પ્રમાદ આદિ દોષોથી દૂર રહેતા હતા, શરીરરૂપ પેટીમા રહેલા આત્મરૂપ રત્નની તેઓ ખરી કિંમત

જાણી શકતા હતા તેથી મન વાણી અને કાયાને તેઓ તાબે રાખીને વિષય અને વ્યસન ઉપર જય મેળવી શકતા હતા આત્મવિદ્યાના બળે તેઓ ભારત વર્ષના પ્રાણીઓને કુટુમ્બવત્ માનીને તેઓના પ્રતિ પોતાની જે જે ફરજો હતી તે અદા કરતા હતા અને નિષ્કામ કરણીથી આગળ પગલા ભરી શકતા હતા આત્મજ્ઞાન બળથી તેઓ વિષયસુખો તરફ અત્યંત આસક્તિ ન કરતા જગતના જીવોને સદ્ગુણોના માર્ગે દોરવા વિશેષ પ્રયત્ન કરતા હતા શરીરમોહનુ (દેહાધ્યાસનુ) જોર ખરેખર અવિદ્યાથી વૃદ્ધિ પામે છે તે વખતમા આત્મજ્ઞાનનો ભાનુ અત્યંત પ્રકાશમય હતો, તેથી ભારતના સ્ત્રીઓમા સદ્ગુણો પ્રાપ્ત કરવાની વિશેષ અભિલાષા હતી હાલ અધ્યાત્મ વિદ્યાના પ્રખર તેજના અભાવે શરીરમોહ, વિષય સુખેચ્છા, સ્વાર્થ, કપટ આદિ દોષોની વૃદ્ધિ થવા લાગી છે તેથી ભારતવાસીઓ આત્મોન્નતિની ખરી કુંચીઓ પ્રમાણે વર્તી શકતા નથી અધ્યાત્મ જ્ઞાન તરફ પ્રવૃત્તિ થતા મોહનુ જોર ટળે છે અને તેથી મનુષ્યો પોતે ખરી સેવા ખરી ભક્તિ, ખરી ક્રિયા, અને ખરી ફરજોના માર્ગે ચઢી શકે છે હાલમા અધ્યાત્મજ્ઞાન ફેલાવવાની જરૂર છે શ્રીવીર પ્રભુના આગમોમા અધ્યાત્મજ્ઞાન ઝળકી રહ્યુ છે

મનુષ્યે વાક્ચાતુરી પ્રાપ્ત કરી એટલે તેનામા સર્વ ગુણો આવી ગયા એમ તો કદી માની શકાય નહિ, મન વાણી અને કાયાની એકતા જ્યા જોવામા આવે છે ત્યા વાક્ચાતુર્યની સફળતા અવલોકાય છે ઘણુ બોલવાથી વા ઘણું વાચવાથી હૃદય પર જે અસર થાય છે તેના કરતા હૃદયમા ઘણુ મનન કરવાથી જે અસર થાય છે તે ઓર પ્રકારની છે હૃદયમા સ્વતંત્ર વિચાર કરનારાઓની વાણી અને કાયાનુ જે વર્તન દેખવામા આવે છે તે આદર્શરૂપ અને અન્યોને અસર કરવા રૂપ થઇ પડે છે આદર્શ જીવન કરવુ હોય તો હૃદયના ગુણો ખીલવવાની જરૂર છે હૃદયના ગુણો ખીલવવાથી કાયિક સદ્વર્તનરૂપ બાહ્ય ચારિત્ર્ય, પોતાની યોગ્યતા અને અધિકાર પ્રમાણે ઉચ્ચ થાય છે અને તેથી, વાણીથી બહાર કાઢવામા આવતા થોડા શબ્દો પણ જગતને ઉત્તમ અસર કરવા સમર્થ બને છે શુદ્ધ પ્રેમને ખીલવવો હોય તો વાક્ચાતુર્ય કરતા હૃદયના ગુણોના સયમમા લક્ષ રાખવુ વાણી અને કાયાની ચેષ્ટાથી જગતને ઉપર ઉપરનો આડંબર નાખવાનો, પ્રેમપાઠ શીખવવા કરતા હૃદયના શુદ્ધ વિચારોથી, શુદ્ધ પ્રેમને ફેળવી જગતને પોતાનુ વાસ્તવિક વર્તન દેખાડવું એ આદર્શ પુરુષ થવાનુ ચિહ્ન છે, વાક્ચાતુર્યથી લોકો છેતરાય છે અને તેની સાથે સ્વાર્થવૃત્તિ તો

કાયમ રહે છે વાક્ચાતુર્યથી ખરા જ્ઞાનની પરીક્ષા થઇ શકતી નથી
વાણીના ચાતુર્યથી પોતાની ઐડકતા જણાવવી એ પોતાના આત્માને છેતર
વાનુ કાર્ય છે જેનાથી પોતાના આત્માને છેતરી શકાય છે તેનાથી અન્ય
જીવોને પણ કેમ ન છેતરી શકાય? પોતાના આત્માને જેનાથી પ્રકાશી
શકાય એવુ સદ્વર્તન, સાચા બોલ અને શુભ વિચાર એજ અન્ય જીવોના
શ્રેય માટે છે એવુ અવબોધી વાક્ચાતુર્ય પ્રાપ્ત કરવા પહેલા હૃદયની
ઉત્તમતા કરવી એજ યોગ્ય છે

## समकितीनी परीक्षा

અમુક મનુષ્યમા સમ્યક્ત્વ છે કે કેમ તેની પરીક્ષા કરવી હોય તો
તેનામા ગુણાનુરાગ છે કે નહિ તેની તપાસ કરવી આ જગતમા કોઇપણ
મનુષ્ય મુક્તિ પામશે તે ગુણાનુરાગી થશે ત્યારે પામશે ગુણાનુરાગ એ વીત
રાગના ધર્મને પમાડનાર મોટો ગુણ છે જેનામા ગુણાનુરાગ છે તે સમ્ય
ક્ત્વ પામ્યો વા પામશે ગુણાનુરાગી સત્યની બાજુ તરફ વળે છે અને
દોષને દેખે છે તોપણ દોષ તરફ તેનુ લક્ષ-ચિત્ત ચોંટતુ નથી જ્યા ત્યા
ગુણ છે તેજ મારા છે એવી ગુણાનુરાગીની દૃષ્ટિ હોય છે, તેથી તે ગુણ
અને ગુણીની પરીક્ષા કરતો કરતો છેવટે સર્વગુણી એવા વીતરાગ દેવનો
રાગ ધારણ કરી શકે છે અને વીતરાગનો ભક્ત બને છે ગુણાનુરાગી માર્ગા
નુસારી તો અવશ્ય હોય છે તેને ગુણનો પક્ષપાત હોય છે મ્હારુ તે સારુ
એવો તે આગ્રહ કરતો નથી, પણ જે જે ગુણો છે તે મારા આત્માના
છે એવી તેની દૃષ્ટિ હોવાથી ગુણાનુરાગી ગુણશ્રેણિ પર ચઢે છે અને
હળવે હળવે તે ગુણના આધારભૂત થાય છે જેનામા કોઇપણ જાતનો ગુણ
હોય તેને સમકિતી દોષ રૂપે દેખતો નથી સમકિતી કોઇના ગુણને અવગુણ
રૂપે ઓપતો નથી ગુણાનુરાગી કદી કોઇના દોષને વદતો નથી ગુણાનુરાગી
અમુક મનુષ્ય છે તો સમજવુ કે તે હાલ સામાન્ય સ્થિતિમા છે તો પણ
તે અન્તે તે ગુણના યોગે પરમાત્માની પ્રાપ્તિનો અધિકારી બનવાનો એમ
અવબોધવુ કુળથી જૈન કહેવાતો હોય અને તેનામા જો ગુણાનુરાગીપણુ
હોય તો તે શ્રીવીર પ્રભુના ગુણોનો રાગી બની શકે નહિ ગમે તેવો ક્રિયા
વાદી કર્મયોગી હોય વા વિદ્વાન્ હોય પરન્તુ જો ગુણાનુરાગી નથી હોતો
તો તે અન્ય મનુષ્યના ગુણોને દેખી શકતો નથી, અને ઉલટો અન્યોના
ગુણને પણ દોષરૂપે વદીને જનસમાજને નીચ બનાવવા પ્રયત્ન કરે છે અને

તેથી પોતે તથા અન્યોને ઉપકારક બની શકતો નથી ગુણાનુરાગી અને કો ઇના ગુણને બોલનાર ખરેખર પરમાત્માને પ્રાપ્ત કરી શકે છે

શ્રુત જ્ઞાનના અનુસારે અ ન્તર્મુખ ઉપયોગથી આત્મતત્વનુ ચિતવન કરતા કરતા જે જે અનુભવ સ્ફુરણાઓ ઉઠે તે તે અનુભવ સ્ફુરણાઓને શાસ્ત્રોના આધારે તપાસવી અને તેમાં જ્ઞાનીઓની સલાહ લેઇ ઘટતો ફેરફાર કરવો શાસ્ત્રોમા કથેલા આત્મ સબધી વચનોનો અન્તર્મુખોપયો ગધ્યાનથી અનુભવ કરવો અને તે તે વચનોમા રહેલુ પરિપૂર્ણ હાર્દ અવ બોધવા ધ્યાન ધરવુ જોઇએ એકાન્ત સ્થાનોમા આત્મતત્વ સબધી દીર્ઘ કાલ પર્યંત વિચારો કરવાથી આત્માના જ્ઞાનાનુભવમા વૃદ્ધિ થાય છે દ્રવ્ય સવરદ્વારા ભાવસવરના ઉપયોગમા લીન થએલો મનુષ્ય શુદ્ધભાવ નિર્જરાના સમુખ થઇને સમયે સમયે અનન્ત ગુણ કર્મની નિર્જરા કરીને આત્માના અસખ્યાત પ્રદેશોને નિર્મલ કરે છે પોતાના આત્માની શુદ્ધોપ યોગથી શુદ્ધિ થાય છે અને તેથી જીવ પોતાના સહજ ગુણનો પ્રકાશ જે જે અંશે થાય છે તેને અનુભવી શકે છે મતિજ્ઞાન, શ્રુતજ્ઞાનાદિનો પ્રકાશ ખીલવવો હોય તો ખરેખર આત્માના શુદ્ધોપયોગવડે ધ્યાન કરવાની જરૂર છે પૂર્વ મહામુનિવરો આત્માનુ ધ્યાન ધરીને અપૂર્વ જ્ઞાન પ્રગટ કરી જગતમા ચમત્કાર બતાવતા હતા નિવૃત્તિ માર્ગમા આત્માના ગુણો ખીલ વવા ધ્યાનની મુખ્યતા બતાવી છે ધ્યાનના સન્મુખ થએલ મનુષ્ય દરરોજ તત્વજ્ઞાનના પ્રકાશમા વૃદ્ધિ કરે છે અને તેથી પૂર્વના અનુભવો કરતા વર્તમાનમા ઘણો જ્ઞાની થએલો પોતાને દેખી શકે છે અને ભવિષ્યમા વર્તમાન જ્ઞાન કરતા વિશેષ જ્ઞાની થવાનો એમ તે નિર્ણય કરી શકે છે આગળ આગળના જ્ઞાનાનુભવથી પૂર્વ પૂર્વમા થએલા જ્ઞાનમા ઘણુ બાકી રહેતુ તે દેખી શકે છે છેવટે પરિપૂર્ણ કેવળ જ્ઞાન થતા આત્માને કોઈ જાતનુ જ્ઞાન બાકી રહેતુ નથી આવી દશા પ્રાપ્ત કરવા માટે અન્તર્મુખ વૃત્તિથી આત્મ સાક્ષાત્કાર કરીને તેમા સદા લયલીન રહેવુ

અપ્રમત્ત સાધુઓને અવશ્યકાદિ ક્રિયાઓનો નિયમ નથી

**नह्यप्रमत्तसाधूनां, क्रियाप्यावश्यकादिका ।**
**नियता ध्यानशुद्धत्वाद्यदन्यैरप्यदः स्मृतम् ॥७॥ (अध्यात्मसार)**

અપ્રમત્ત સાધુઓને આવશ્યક પ્રતિ લેખન વગેરે ક્રિયા કરવાનો નિયમ નથી, કારણ કે ધ્યાનવડે પોતાના આત્માની શુદ્ધિ કરે છે તેથી

આ પ્રમાણે અન્યોએ પણ કહ્યુ છે જેઓનામા ધ્યાનની શુદ્ધિ હોય છે તેઓનો અધિકાર ઉચ્ચ છે આત્મજ્ઞાનીધ્યાનીનો વ્યાપાર અન્તરમા રમણતા રૂપ હોય છે મન, વચન, અને કાયાની ચચલતા થાય એવી ક્રિયાઓ ન કરતા તેઓ મન, વચન અને કાયયોગની સ્થિરતા થાય એવી ધ્યાન ક્રિયા તરફ લક્ષ આપે છે ધ્યાનમા જેઓનો વખત જાય છે તેમને ધન્ય છે બાલજીવ લિગ રજોહરણાદિલિગ દેખી ધર્મ માને છે મધ્યમ ક્રિયાઓમા ધર્મ દેખે છે અને ઉત્તમજ્ઞાની જ્ઞાનમા ધર્મ માને છે બાલ પશ્યતિ લિङ्गम् इत्यादि શ્રી હરિભદ્રસૂરિ ષોડશકમા દર્શાવે છે “ वत्थु सहावो धम्मो ” આ ઉત્તરાધ્યયન સૂત્રની ગાથાથી પણ આત્માનો સ્વભાવ તેજ આત્માનો ધર્મ સિદ્ધ થાય છે મન વચન, અને કાયાથી ભિન્ન એવો જ્ઞાન દર્શનાદિ ગુણો તેજ આત્માનો ધર્મ છે જ્યા આત્મ ધર્મમા ધ્યાન વડે રમણતા થતી હોય અને આત્મદ્રવ્યમાં લયલીનતા થવાથી આત્માનો સહજાનદ અનુભવાતો હોય ત્યા બાહ્ય આવશ્યકાદિ ક્રિયાઓ કરવી એવો નિયમ હોય નહી એમ યથાયોગ્ય બનવા યોગ્ય છે આત્મધર્મનુ ધ્યાન ધરનાર સાધુ અપ્રમત્ત કહેવાય છે મન, વચન અને કાયાના યોગનુ ધ્યાનમા સ્થિરત્વ થાય છે મન, વચન અને કાયાના યોગનુ સ્થિરપણુ થવાથી આવશ્યકક્રિયાઓ-કરણી કે જેમા કાયાદિ યોગની ચચલતા થાય એવી દશાને અપ્રમત્ત દશામા ધ્યાન યોગીઓ ઇચ્છી શકતા નથી ધ્યાની સાધુઓને પોતાના અધિકાર ભેદે રુચિ યોગે જે કરવા યોગ્ય હોય છે તેજ તેઓને રૂચે છે બાલકને દીગલાની રમત રૂચે છે પણ યુવાનને રૂચતી નથી તેનુ કારણ અધિકાર પરત્વે દષ્ટિ અને રૂચિનો ભેદ પડે છે તેજ છે જેમા જેને રૂચિ હોય છે તેમા તે રમણતા કરે છે તે તેમાજ આનન્દ પામી શકે છે ક્રિયાના અધિકારીને ધ્યાનીની ધ્યાન ક્રિયામાં રૂચિ લાગે નહી તેમજ અપ્રમત્ત સાધુઓને આવશ્યકાદિ ક્રિયામા ચેન પડે નહિ, એવુ પ્રત્યેકના અધિકાર ભેદે સમજવુ

જ્યારે ધ્યાનીને ક્રિયાનો નિયમ નથી તો ગોચરી વગેરે ક્રિયાઓ શામાટે કરવી જોઇએ તેનું કારણ દર્શાવે છે

देहनिर्वाहमात्रार्था, यापि भिक्षाटनादिका ।
क्रिया सा ज्ञानिनोऽसङ्गान्नैव ध्यानविघातिका ॥२१॥ (अध्यात्मसार)

દેહના નિર્વાહાર્થે ગોચરી વગેરે જે ક્રિયા હોય છે તે અસગપણાથી

જ્ઞાનીને ધ્યાનનો વિઘાત કરનારી હોતી નથી આત્મજ્ઞાની સાધુને બાહ્યની ક્રિયાઓ કરતા છતા પણ જ્ઞાનબળે અસંગપણું રહે એ સ્વભાવિક છે પ્રસંગોપાત્ત ગોચરી વગેરે જે જે ક્રિયાઓ કરાય છે તેમાં અહંમમત્વના અધ્યાસ વિના બંધાવાનું થતું નથી જ્ઞાની આસ્રવની ક્રિયાઓને પણ સંવરરૂપે પરિણમાવે છે તો પશ્ચાત્ ભિક્ષાટનાદિક્રિયાઓમાં તેનું અસંગપણું રહે એમાં કંઈ આશ્ચર્ય નથી શાન્ત, દાન્ત, મોક્ષાર્થી અને વિશ્વવત્સલ એવો આત્મજ્ઞાની સાધુ જે ક્રિયા કરે છે તે યોગ્ય છે નિઃસંગ ભાવથી આહારાદિક ક્રિયા કરતો જ્ઞાની બંધાતો નથી જ્ઞાની ગોચરી વગેરે ક્રિયા કરતો છતો અસંગપણાથી કર્મની નિર્જરા કરે છે આત્મજ્ઞાની પોતાના અધિકાર પ્રમાણે ક્રિયાઓ કરે છે તોપણ તે અસંગપણાથી આત્મશક્તિયોને ખીલવી શકે છે જ્ઞાનયોગીને પ્રસંગોપાત્ત ક્રિયાયોગ સેવવો પડે છે પણ તે રાગિક ક્રિયાયોગની શૈલીમાં રૈગિકત્વ તેથી અમુકજ ક્રિયા કરવી જોઇએ અને અમુક નહિ એવી રીતે બંધાતો નથી અધ્યાત્મ જ્ઞાનનો વિઘાત કરનારી જે જે ક્રિયાઓ હોય છે તે તે તરફ તે લક્ષ આપતો નથી સાપેક્ષ દૃષ્ટિથી જ્ઞાની દેહ નિર્વાહાદિ અર્થે જે જે ક્રિયાઓ તે તે દ્રવ્ય, ક્ષેત્ર કાલ અને ભાવે ઉપયોગી છે, તેઓને તે અપેક્ષાએ કરે છે પણ તે ક્રિયાઓના રહસ્યને સમ્યગ્ અવબોધતો હોવાથી ઔપચારિક સાધનને વાસ્તવિક સદ્‌ભૂત સાધન તરીકે માની લેતો નથી બાહ્ય ક્રિયાઓ તો અન્ય વચનાર્થે કપટથી પણ થઇ શકે છે માટે રૂપ ક્રિયા વેષ અને ઉપદેશથી સાધ્યદૃષ્ટિ ન ચૂકતા આત્માના શુદ્ધોપયોગે ઔપચારિક નિમિત્ત કારણ રૂપ ગણાતી ક્રિયાઓમાં સદ્‌ભૂત સાધનતાનો આરોપ કરવો નહિ જ્ઞાનયોગી ક્રિયાયોગને સેવે છે પણ તે ઉપરના શ્લોકમાં દર્શાવ્યા પ્રમાણે દેહ નિર્વાહાદિ કારણોને લેઇને ક્રિયાયોગ સેવે છે તેથી તેને તે તે આહાર ગ્રહણ ભક્ષણાદિ ક્રિયાઓ ધ્યાનના વિઘાતભૂત થતી નથી પણ ઉલટી ધ્યાનમાં સાહાય્ય કરનારી થાય છે

નિશ્ચયમાં લીન થએલાઓને અતિ પ્રયોજનભૂત ક્રિયાઓ થતી નથી પણ વ્યવહાર દશામાં રહેલાઓને ક્રિયાઓ ગુણરાગી થાય છે

> या निश्चयैकलीनानां क्रिया नातिप्रयोजनाः ।
> व्यवहारदशास्थानां ता एवातिगुणावहाः ॥१९॥ (अध्यात्मसार)

નિશ્ચયમાર્ગ એકલીન ચિત્ત જેઓનું થએલું છે એવા મનુષ્યોને

ક્રિયાઓ કંઇ અતિ પ્રયોજનવાળી હોતી નથી, કારણકે ક્રિયાઓ કરીને જેની સિદ્ધિ કરવાની છે તેતો તેઓને નિશ્ચયમા એકલીન ચિત્તથી થાય છે, ધાર્મિક ક્રિયાયોમા ચિત્ત રમાવીને તે વડે પરમાત્મા થતી મનની રમણતા વારવાની હોય છે ધાર્મિક ક્રિયાયોનુ પ્રયોજન ખરી રીતે અપેક્ષાએ તો નિશ્ચય શુદ્ધાત્મ સ્વરૂપમા ચિત્તની લીનતા કરવાને માટે હોય છે ગાય ભેસને ઘાસ ખવરાવવાનુ પ્રયોજન ઘૃતની સિદ્ધિ અર્થે છે ઘૃતની સિદ્ધિ થતા ઘાસનુ પ્રયોજન રહેતુ નથી ઘટની સિદ્ધિ અર્થે ચક્રભ્રમણ વગેરે ક્રિયાયોની જરૂર રહે છે પણ ઘટપૂર્ણ સિદ્ધ થતા ચક્રભ્રમણ વગેરે ક્રિયાઓ તેજ ઘટને અર્થે પશ્ચાત્ પ્રયોજનવાળી હોતી નથી તદ્વત્ અત્ર પણ આત્મ ગુણમા ચિત્ત લીન થતા તેના માટે ખાસ તે વખતે નિમિત્ત કારણરૂપ ગણાતી ક્રિયાઓ અતિ પ્રયોજનવાળી ગણાતી નથી આત્માના ગુણોમા ચિત્તને રમાવવામાટે પ્રથમાભ્યાસમા નિમિત્ત કારણરૂપ ક્રિયાઓની આવશ્યકતા સિદ્ધ કરે છે પણ પશ્ચાત્ નિશ્ચયેકલીનતારૂપ કાર્ય થતા નિમિત્ત કારણરૂપ ક્રિયાઓ અતિ પ્રયોજનવાળી રહેતી નથી, જ્ઞાનયોગ એ નિશ્ચય માર્ગ છે જ્ઞાનયોગ વડે આત્મામા રમણતા કરવી, તત્ત્વનુ ચિંતવન કરવુ, ઇત્યાદિ નિશ્ચય જ્ઞાનયોગ છે એ જ્ઞાનયોગ વડે ચિત્તની એકાગ્રતા થતા કર્મયોગ રૂપ ક્રિયાઓનુ અત્યંત પ્રયોજન રહેતુ નથી જે ક્રિયાઓનુ નિશ્ચયૈકલીન ચિત્તવાળાઓને અત્યંત પ્રયોજન રહેતુ નથી તેજ ક્રિયાઓ વ્યવહાર દશામા રહેનારાઓને અત્યંત ગુણ કરનારી થાય છે જ્ઞાનયોગ વડે ચિત્તની એકાગ્રતા જેઓની થતી નથી તેવાઓને કર્મયોગભૂત ક્રિયાઓ અત્યંત હિતકારી થાય છે જ્ઞાનયોગ એ ઉચ્ચ યોગ છે, તેમા જેઓનો અધિકાર નથી તેવા બાળજીવોને ક્રિયાયોગ ગુણાવહ થાય છે પ્રતિક્રમણ આવશ્યક વગેરે ક્રિયાઓથી બાળજીવોને ગુણ થાય છે જેઓને જે જે અધિકારે જે જે યોગની આરાધના કરવાની હોય છે તેજ તેઓને ગુણકર થાય છે જ્ઞાનીઓની સૂક્ષ્મદૃષ્ટિ થઇ હોય છે તેથી તેઓ જ્ઞાનયોગ વડે ચિત્તની સ્થિરતા કરી શકે છે પણ સ્થૂલ બુદ્ધિવાળા કર્મયોગના અધિકારીઓને તો ક્રિયાઓ કરવાની હોય છે, કારણ કે જ્ઞાનયોગની અપ્રાપ્તિએ તેઓ નિમિત્ત કારણભૂત ધાર્મિકક્રિયાયોથી કંઇક શુભ ધર્મને આરાધી શકે છે. જ્ઞાનયોગીઓ કે જેઓ નિશ્ચયમા એકલીન ચિત્તવાળા થએલા હોય છે તેઓ તો રત્નના વ્યાપારીઓ ગણાય છે અને વ્યવહાર દશામા રહેલા તો ફડીયા જેવા હોય છે. રત્નના વ્યાપારીઓને ફડિયાઓનો વ્યાપાર અત્યંત

પ્રયોજનવાળો થતો નથી પણ રત્નના વ્યાપારનો જેઓએ અધિકાર પ્રાપ્ત કર્યો નથી એવા કિરિયાણાના વ્યાપારીઓને કિરિયાણાનો વ્યાપાર હિતકારી થાય છે

## कर्मयोगनु फल

आवश्यकादिरागेण, वात्सल्याद्भगवद्गिराम् ।
प्राप्नोतिस्वर्गसौख्यानि, न यातिपरमपदम् ॥४॥ अध्यात्मसार॥

આવશ્યકાદિના રાગ વડે અને ભગવત્ વાણીપર પ્રેમ ધારણ કરવાથી મનુષ્ય સ્વર્ગ સુખને પામે છે, પણ પરમપદ મોક્ષને પ્રાપ્ત કરી શકતો નથી આવશ્યકાદિના રાગથી પુણ્યનો બંધ થાય છે આવશ્યકાદિક્રિયાયોગપર રાગ ધારણ કરવાથી શુભાનુબન્ધ અનુષ્ઠાન થાય છે ભગવંતની વાણી પર રાગ ધારણ કરવાથી શુભાસ્રવનો બંધ થાય છે, આદિ શબ્દથી પ્રતિલેખન પ્રભુપૂજા, દેવદર્શન, તીર્થયાત્રા અને સાધર્મ્ય વાત્સલ્ય વગેરેથી સ્વર્ગ સુખની પ્રાપ્તિ થાય છે એમ અવબોધવું આવશ્યકાદિ ક્રિયાયોગ તે કર્મયોગ છે કર્મયોગ કરતા જ્ઞાનયોગ અનન્ત ઘણો ઉત્તમ છે, ધાર્મિક કર્મયોગ કરતા અશુભ રાગ દ્વેષની પરિણતિ જાગ્રત્ થાય છે તો સંસારમા બંધાવાનુ થાય છે આવશ્યકાદિ ક્રિયાવિધિયોગના મતભેદે કલેશની ઉદીરણા કરીને પરસ્પર વિવાદ કરવામાં આવે છે તો સર્વની ક્રિયાઓ પણ આસ્રવરૂપે પરિણમે છે, એમ ખાસ લક્ષમા રાખીને ભિન્ન ભિન્ન ગચ્છભેદે ભિન્ન ભિન્ન આવશ્યકાદિ વિધિની, આચાર વગેરેની માન્યતાની તકરારમા ન પડતા ચિત્તની આત્મામા લીનતા થાય એ ઉદ્દેશ ધ્યાનમા રાખી ક્રિયાઓ કરવાની જરૂર છે આવશ્યકાદિ ક્રિયાઓ કરનારાઓમાં હઠ, કદાગ્રહ ન હોવો જોઇએ ક્રિયા કરનારાઓમા છળ કપટ, પ્રપંચ, સ્વાર્થ, નિન્દા, ઇર્ષ્યા અને આશા વગેરે દોષો હોયછે તો શુભાનુબંધ કરનારી પણ ક્રિયાઓ થઇ શકતી નથી જ્યા સ્વા ક્રિયાવાદીઓમા નિંદાની ટેવ વિશેષ હોય છે નિંદાની ટેવ હોય છે ત્યા સુધી ક્રિયાની સફળતા થતી નથી જેનામા મધ્યસ્થ ગુણ અને ગુણાનુરાગ એ બે ગુણો હોય છે તે કર્મયોગથી ઉપયુક્ત સ્વર્ગ ફલ મેળવી શકે છે ક્રિયાઓ કરનારામા માર્ગાનુસારીના ગુણો હોય છે, તો તેઓની ક્રિયા શુભાનુબંધ કરનારી થાય છે અન્વશ્રદ્ધા અને ગાડરીયા પ્રવાહથી કરવામા આવતી ક્રિયાઓથી ઉત્તમ શુદ્ધ અધ્ય

વસાયો પ્રગટી શકતા નથી અને વહોરાના નાડાની પેઠે સમજ્યા વિના ક્રિયાનો આગ્રહ ઇચ્છિત ફલને આપવા સમર્થ થતો નથી "**क्रिया करत जनम गयो गयो, न मनको फेर**" આ વાક્યનો આત્મજ્ઞાનથી અર્થ વિચારીને રાગદ્વેષની મન્દતા દરરોજ થતી જાય અને શુભાધ્યવસાયોની વૃદ્ધિ થાય એવી તહેતુ તથા અમૃત ક્રિયા તરફ લક્ષ રાખવો મોક્ષની પ્રાપ્તિ ખરેખર જ્ઞાન યોગથી થાય છે આવશ્યક વગેરેની બાહ્યક્રિયાઓ નિમિત્ત કારણ છે અને જ્ઞાનયોગમયતો આત્મા પોતે છે, માટે પોતાના શુદ્ધ જ્ઞાનાદિ ધર્મમય થવુ એવી દૃષ્ટિ રાખવી

## ज्ञानयोगनु स्वरूप

**ज्ञानयोगस्तपः शुद्ध–मात्मरत्येकलक्षणम् ।**
**इन्द्रियार्थोन्मनीभावात् समीक्षसुखसाधकः ॥५॥ अध्यात्मसार॥**

આત્માના શુદ્ધ ધર્મમા રમણતારૂપ શુદ્ધતપ છે અને તેજ જ્ઞાનયોગ કહેવાય છે ઇન્દ્રિયોના પોતપોતાના વિષયોથી ઉન્મનીભાવ હોવાથી જ્ઞાન યોગ ખરેખર મોક્ષ સુખસાધક છે જ્યારે આત્મજ્ઞાન થાય છે ત્યારે જ્ઞાન યોગ ગણાય છે વ્યાકરણ શાસ્ત્રો, ન્યાયના શાસ્ત્રો વગેરે શાસ્ત્રોનું અધ્યયન કરીને પણ આત્મજ્ઞાન પ્રાપ્ત કરવુ જોઇએ આત્માની પ્રતીતિ થવાથી આત્મજ્ઞાની બાહ્યમા ઉન્મુખ થતી વૃત્તિયોને આકર્ષીને પોતાના આત્માભિમુખ કરે છે આત્માના જ્ઞાનાદિ ગુણોનો અનુભવ થતા બાહ્યમા ભટકતું એવુ મન ઠેકાણે આવે છે અને આત્મામા રતિ થાય છે આત્માના શુદ્ધ ધર્મમા રમણતા, પ્રીતિ, એકતાન લાગતા સવર અને નિર્જરા એ બે તત્ત્વ પ્રગટાવી શકાય છે આવી રીતે આત્મરતિ થવાથી ઉન્મની ભાવની સહેજે પ્રાપ્તિ થાય છે આવી રીતે જ્ઞાનયોગવડે અલ્પકાલમા મોક્ષ સુખ સાધી શકાય છે રાગદ્વેષાત્મક જગતનો આત્મામા વિકલ્પ સંકલ્પ ન પ્રગટે અને નિર્વિકલ્પક ઉપયોગથી આત્મામા સ્થિરોપયોગ રહે એવો સર્વોત્તમ જ્ઞાનયોગ સાધવા યોગ્ય છે ધ્યેયરૂપે આત્માનો જ્યા ભાસ થાય અને આત્મારૂપ ધ્યેયનો ધ્યાતા આત્મા જ્યા અનુભવાય છે તે જ્ઞાનયોગને અન્તર્ દૃષ્ટિથી અવલોકી શકાય છે આત્મામા પર્યાયનો ઉત્પાદ તે બ્રહ્મા, આત્મામા પર્યાયનો વ્યય તે મહાદેવ અને આત્માની ધ્રુવતા તે વિષ્ણુ 'એમ આ

આત્મામા ગુણનો અસ્તિભાવ અનુભવવામા આવતા જ્ઞાનયોગનુ ખરૂ સ્વરૂપ પ્રગટાવી શકાય છે મોહ દૈત્યનો નાશ કરનારી શુદ્ધ પરિણતિ રૂપ અભિકાને આત્મામા દેખવી તથા પ્રગટાવવી એ જ્ઞાનયોગ છે આત્મારૂપ વેદીમા કર્મરૂપ કાષ્ઠોને ભસ્મીભૂત કરનાર જ્ઞાનાગ્નિ સળગાવવી અને સોઽહં મંત્રરૂપ વેદમંત્ર ભણીને વિષય વૃત્તિયોરૂપ પશુઓને હણવાથી આત્મયજ્ઞની પૂર્ણાહૂતિ થાય છે આત્માના અસંખ્યાત પ્રદેશ રૂપ આર્ય ભૂમિમા મોહાદિ અસુરોની સાથે લડીને જ્ઞાનાદિ સુરાજ્ય મેળવી શકાય છે સુરોઅને અસુરોનુ અન્તર્ દષ્ટિથી સ્વરૂપ અવલોકવુ જોઇએ, અને આત્માના અસંખ્યાત પ્રદેશરૂપ આર્યક્ષેત્રમા સુરરૂપ પોતે બનવુ જોઇએ તથા મોહાદિ અસુરોને હઠાવી પોતાની અસંખ્યાત પ્રદેશરૂપ ભૂમિમા નિર્ભયપણે સ્વસુખ ભોગમા મહાલવુ જોઇએ પોતાના શુદ્ધ ધર્મના ઉપયોગમા સ્થિરતા ધારણ કરીને તટસ્થપણે શરીરાદિના શુભાશુભમા વર્તવુ એવુ શુદ્ધ તપ તે જ્ઞાનયોગ છે જ્ઞાનયોગીને સર્વ પ્રકારના એકાન્તિક આગ્રહો દ્રવ્ય, ક્ષેત્ર, કાલ અને ભાવ સંબંધી છૂટે છે અને તે સુખમય પોતાને અનુભવે છે

જ્ઞાનયોગ દશામા શુ થાય છે ?

न परप्रतिबन्धोऽस्मिन्नल्पोप्येकात्मवेदनात् ।
शुभकर्मापिनैवात्र व्याक्षेपायोपजायते ॥ ६ ॥ अध्यात्मसार ॥

એક શુદ્ધાત્મ સ્વરૂપના વેદનથી અર્થાત્ અનુભવથી જ્ઞાનયોગમા પરનો પ્રતિબંધ હોતો નથી જ્ઞાનયોગમા શુભકર્મ પણ વ્યાક્ષેપાર્થે થતુ નથી જ્ઞાનયોગીને શુભકર્મથી પ્રતિબંધ થતો નથી જ્ઞાનયોગીને શુભકર્મ મોક્ષ પ્રાપ્તિમા વિઘ્નભૂત થતુ નથી એવો ભાવાર્થ પ્રગટે છે આત્મજ્ઞાનીને શુભાશુભનો પ્રતિબંધ નથી કારણ કે આત્માના સ્વરૂપનુ વેદન થતા શુભાશુભ કર્મની પરિણતિ ધારા વ્હેતી નથી તેમજ પ્રારબ્ધ રૂપ શુભાશુભ વદતા હર્ષશોકની પરિણતિના અભાવે નવીન કર્મ બંધાતા નથી આવી જ્ઞાનયોગીની આ તાત્વિક દશા હોય છે સાક્ષીભૂત થએલો એવો આત્મજ્ઞાની જે જે દેખે છે અને બાહ્યથી પ્રસંગોપાત્ત જે જે કરે છે તેમા તે પ્રતિબન્ધ પામતા નથી જ્ઞાનયોગીએ ભૂતકાળમા અશુદ્ધ અનંત પર્યાયો કર્યા તેમાથી તે કયા પર્યાયમા લપટાય ? અર્થાત્ કોઇમા પણ લપટાય નહિ વર્તમાનમા પણ અનેક ઔપચારિક પર્યાયોને આત્માના સંબંધે જાણે છે દેખે છે

પણ તેમા તે પ્રતિબન્ધ પામતો નથી જ્ઞાનયોગમા ઔપચારિક પર્યાયોનુ અહત્વ મમત્વ નહિ ભાસવાથી મન શરીર વાણીથી પ્રસગોપાત્ત જે જે કરાય પણ તેમા પ્રતિબન્ધ ક્યાથી હોય શકે ? અર્થાત્ ન હોઈ શકે આવી જ્ઞાનયોગ દશામા જે જે આખે દેખાય છે તે તે અન્તરની આખે જુદુ દેખાય છે અને ભિન્નત્વનો તેમા અનુભવ થાય છે આવી દશાથી દુનિયાની દૃષ્ટિએ જ્ઞાનયોગી બાહ્ય જગતમા જે રૂપે છે તે રૂપે તે અન્તરની દૃષ્ટિએ નથી એમ દિવ્ય જ્ઞાનીઓ જાણી શકે છે બાહ્યના સાનુકૂલ વા પ્રતિકૂળ સયોગોમા, ખાવામા, પીવામા, રહેવામા, અનેક પ્રકારની શારીરિક ક્રિયાઓ કરવામા આત્મજ્ઞાનીને પ્રતિબન્ધ નથી જે કઇ કરે છે, ભોગવે છે, તેમા હુ એવી અહવૃત્તિથી આત્મજ્ઞાની પ્રતિબન્ધમા પડતો નથી જ્ઞાનયોગી કર્મયોગના અમુક આચારોમા હુ એવી અહવૃત્તિથી બધાતો નથી હૈયે ચાલે ओकरे, ज्ञानी सरखो अचल, व्यवहारे व्यवहारसु, निश्चयम थिरथम આત્મજ્ઞાની શુભ કર્મો કરે છે તેમા તે " कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन " આવી પ્રવૃત્તિ કરતો હોવાથી શુભ કર્મો પણ તેને નડતા નથી, કારણ કે તે અન્તરથી શુભાશુભવૃત્તિના પ્રતિબન્ધથી રહિત છે

આત્મામા સતુષ્ટ થએલા જ્ઞાનયોગીને કર્તવ્ય કઇ બાકી રહેતુ નથી

यस्त्वात्मरति रेवस्या दात्मतृप्तश्च मानवः ।
आत्मन्येव सतुष्ट स्तस्यकार्यं न विद्यते ॥ ८ ॥ अध्यात्मसार ॥

જે મનુષ્ય આત્મરતિ છે, આત્મ તૃપ્ત અને આત્મામાજ સતુષ્ટ રહે છે તો કઇ કર્તવ્ય કર્મ બાકી રહ્યુ હોય એવુ જણાતુ નથી આત્મજ્ઞાની-આત્મરતિને જગતનુ તથા જગતમા પૌદ્ગલિક કાર્યોનુ પ્રયોજન નથી આત્મજ્ઞાની જે નિર્વિકલ્પ દશામા જાગે છે તે દશામા જગત્ ઉંઘે છે, કારણકે જગતને તે દશાનો અનુભવ નથી આત્મજ્ઞાની જે વિકલ્પ સકલ્પ દશામા ઉંઘે છે તે દશામા વિકલ્પ સકલ્પવાળુ જગત્ જાગે છે વિકલ્પ સકલ્પ એ મનનો ધર્મ છે મનના ધર્મથી પેલીપાર રહેતુ એવુ આત્માનુ શુદ્ધ ધર્મ સ્વરૂપ છે તેમા રમણતા કરનારને કઇ જગતનુ પ્રયોજન રહેતુ નથી. કર્મયોગનુ પ્રયોજન ખરેખર તેના આત્મજ્ઞાનીને ગણો હોય '

आत्मज्ञाननी ज्योतिमा, सदा रहे आनद ।
बुद्धिसागर ज्ञानीने, नडे न दुनिया फद ॥ १ ॥
प्रारब्धे जे जे थतु, साक्षी त्या निज होय ।
बुद्धिसागर ज्ञानीने, सहज भाव अवलोय ॥ २ ॥
प्रारब्धे करणी थती, नहि करणीय विचार ।
बुद्धिसागर ज्ञानीनी, दशा अलौकिक धार ॥ ३ ॥
आत्मामा तृप्ति थता, रहे न आशा लेश ।
बुद्धिसागर ज्ञानीने, सहजानद हमेश ॥ ४ ॥
लेवु नहीं देवु नहीं, जगनी साथ लगार ।
बुद्धिसागर ज्ञानीने, सहजभाव निर्धार ॥ ५ ॥

અધ્યાત્મ દૃષ્ટિએઆત્મામા લોકાલોક સમાઇ જાયછે આત્મામા શુભ પરિણામ રૂપ દિવ્ય ભાવનો આવિર્ભાવ તે અધ્યાત્મદૃષ્ટિએ સ્વર્ગ છે આત્મામા અશુભ પરિણામનો આવિર્ભાવ તે અધ્યાત્મ દૃષ્ટિએ નરક છે શુભ પરિણામ અને અશુભ પરિણામ એ બે સ્થૂલ જગતમા સુખ દુખના હેતુભૂત છે શુભ પરિણામ ને અશુભ પરિણામથી ભિન્ન એવા શુદ્ધ પરિણામમા મોક્ષ છે આત્મામા શુદ્ધ પરિણામ રૂપે મોક્ષનો અધ્યાત્મ દૃષ્ટિએ આવિર્ભાવ થતા શુભાશુભમા કઇ કર્ત્તવ્ય જણાતુ નથી અને કર્ત્તવ્યની બુદ્ધિએ શુભાશુભની આચરણા થતી નથી આત્મસતુષ્ટ મુનિને ઇન્દ્ર વરદાન માગવા કહે તો તેને કઇ વરદાન માગવાનુ કર્ત્તવ્ય જણાતુ નથી કોઇનુ અશુભ કરવાનુ પણ તેને રહેતુ નથી, કારણકે શુભાશુભમા ચિત્ત દેવુ એ તેને ગમતુ નથી આવી આત્મજ્ઞાનયોગીની દશા વર્તે છે તેને અજ્ઞાનીઓ બહિરૂથી દેખી જાણી શકે નહિ અજ્ઞાનિયોની દૃષ્ટિમા જ્ઞાનયોગીની દશા દેખાયજ નહિ જ્ઞાનયોગથી સતુષ્ટ થએલનો આત્મા પૂજવા ધ્યાવવા યોગ્ય છે તેમનુ જ્ઞાનસ્વરૂપ આરાધવા તથા પ્રાપ્ત કરવા યોગ્ય છે

આત્મજ્ઞાની અને આત્મ સતુષ્ટને કઇ કર્ત્તવ્ય રહેતુ નથી, તેનુ કારણ નીચે મુજબ છે —

**नैवतस्य कृतेनार्थो, नाकृते नेह कश्चन ।**
**नचास्य सर्वभूतेषु, कश्चिदर्थं व्यपाश्रयः ॥ ९ ॥ अध्यात्मसार॥**

આત્મસંતુષ્ટ યોગીને કરવા વડે કંઇ નથી અને ન કરવા વડે કંઇ નથી કારણ કે તે બાહ્યમા કરવુ અને નહીં કરવુ તેના પરિણામથી તે મુક્ત છે મોહવિના આત્મજ્ઞાની જે જે કંઇ કરે છે તેમા તેને કંઇ સ્વાર્થ હોતો નથી અને તે સાક્ષીભૂત થઇને કરે છે તેથી તે જે જે કાર્યો કરતો તેમા તેનું કશુ કંઇ જતુ આવતુ નથી કારણ કે તે કરવાથી લેપાતો નથી જ્ઞાની પોતાના ભૂતકાળમા થએલા અનંત પર્યાયાને જાણે છે તથા વર્તમાનમા સમયે સમયે બદલાતા પર્યાયોને જાણે છે તેમજ અન્ય દ્રવ્યોના પર્યાયોને જાણે છે ક્ષણે ક્ષણે દરેક વસ્તુનું અભિનવ પર્યાયે રૂપાંતર થયા કરે છે તેથી આત્મજ્ઞાની પોતાનામા ક્ષણે ક્ષણે જ્ઞાનાદિ પર્યાયોનુ રૂપાતર થતુ દેખે છે અને તેનો અનુભવ કરે છે, તેથી જ્ઞાનયોગમા અનંતાનંદ ભોગવે છે પોતાના આત્માથી ભિન્ન એવા પરવસ્તુઓના પર્યાયો કે જે તેના રૂપે ઉત્પાદ વ્યયને પામે છે તેમા પોતાનુ તે કંઇ દેખતો નથી, અને પોતાના અર્થે તેને પરવસ્તુનુ કંઇ કર્તવ્ય રહેતુ નથી એમ અનુભવ દૃષ્ટિથી અનુભવી શકાય છે આત્મનિષ્ઠજ્ઞાની વ્યવહારથી કાર્યો કરે છે તો તેમા તેનો સ્વાર્થ નહિ હોવાથી કાર્યો કરે છે તેથી તેનુ કંઇ પણ પ્રયોજન સિદ્ધ થતુ નથી અને તેમજ આત્મજ્ઞાનનિષ્ઠયોગી કોઇ કાર્ય નથી કરતો તો નહિ કરવા વડે પણ તેને કંઇ નથી સાગરશમા કહેવાનુ કે કાર્યો કરવા વડે વા ન કરવા વડે તેને કંઇ નથી આવુ સ્વરૂપ ખરેખરી રીતે તો તેવી દશા પ્રાપ્ત કરે તેનાજ અનુભવમા આવી શકે છે આત્મસંતુષ્ટ જ્ઞાનીનુ કરવુ વા ન કરવુ એ સર્વ દુનિયાની દૃષ્ટિની પેલી પાર હોવાથી આત્મસંતુષ્ટ મનુષ્ય તેને પરિપૂર્ણ અનેક અપેક્ષાઓથી જાણી શકે છે સર્વ પ્રાણીઓમા આત્મસંતુષ્ટ જ્ઞાનીને અર્થનો સ્વાર્થ હોતો નથી આત્મજ્ઞાનીને આત્મામા સંતોષ થવાથી અન્ય પ્રાણીઓ દ્વારા સંતોષ પ્રાપ્ત કરવાનો હોતો નથી આત્મજ્ઞાની પોતાનામા જેવુ સત્તાએ જ્ઞાનાદિ ધન રહ્યુ છે તેવુ સર્વમા દેખે છે, તેથી સમાન દૃષ્ટિથી સ્વાર્થાદિ સંગ વિના આત્મામા દેખે છે અને આનન્દમા લીન રહે છે બાહ્ય જગતમા બંધાયલી અહંવૃત્તિ છેદીને તે સર્વ પૌદ્ગલિક વસ્તુઓથી પોતાને ભિન્ન દેખે છે સર્વ પ્રાણીઓમા તે નિઃસ્વાર્થ દૃષ્ટિથી દેખીને આત્માના આનન્દમા લયલીન રહે છે

જ્ઞાનયોગીને ક્રિયા કરવાની હોતી નથી તેનું કારણ દર્શાવે છે,

अवकाशो निषिद्धोऽस्मिन्नरत्यानन्दयोरपि ।
ध्यानावष्टम्भतः क्वास्तु तत्क्रियाणां विकल्पनम्॥ अध्यात्मसार॥

જ્ઞાનયોગમાં અરતિ અને રતિનો અવકાશનો નિષેધ છે તો ધ્યાનના અવષ્ટંભથી ક્રિયાઓનો વિકલ્પ ક્યાંથી હોય ? આ ઠેકાણે સાતમા ગુણસ્થાનક પર્યન્તનો જ્ઞાનયોગ છે અને આ ઠેકાણે છઠ્ઠા ગુણસ્થાનક સુધી અમુક સાપેક્ષ દૃષ્ટિથી ક્રિયાયોગ છે જ્યાં જ્ઞાનયોગવડે આત્મરમણતા થતી હોય ત્યાં ક્રિયાની કંઈ જરૂર નથી એટલું જ નહિ પણ ક્રિયા કરવાની વિકલ્પ સંકલ્પ કરવાની પણ જરૂર નથી આત્મધ્યાનમાં રહેનારાઓને ક્રિયાનો વિકલ્પ પણ ક્યાંથી હોય ? જેનું મન ખરેખર જ્ઞાનયોગથી તત્પર હોય તેને ક્રિયાઓમાં પ્રવૃત્તિ હોતી નથી આથી એમ કહેવાનો આશય સિદ્ધ થતો નથી કે ક્રિયાયોગની શ્રદ્ધા વા જરૂર નથી જેનું મન ક્રિયા યોગના આલંબન વડે ઠરતું હોય તેને તો ક્રિયાયોગની જરૂર છે ધ્યાની સાધુને ધ્યાનમાં મનની સ્થિરતા થાય છે માટે તેને ક્રિયા કરવાનો વિકલ્પ હોતો નથી ક્રિયાવાદીઓ ક્રિયાની મહત્તાના બણગાં ફુંકીને જ્ઞાનયોગીઓને અધર્મી જૂઠા ઠરાવવા પ્રયત્ન કરે તેમાં તે કર્મયોગીઓની ભૂલ છે, કારણ કે જ્ઞાનયોગ વિના કર્મયોગની અસ્તિતાની વા ઉપયોગિતાની સિદ્ધિ થતી નથી કર્મયોગને પોતાની અસ્તિતા માટે જ્ઞાનયોગની સામું સદા દેખવું પડે છે જ્ઞાનયોગીઓને કર્મયોગીઓ ખરેખર પોતાની પેઠે ક્રિયા કર્મ કરનારા નહિ દેખવાથી સ્થૂલ બુદ્ધિથી તેઓ એમ વિચારે છે કે અરે જ્ઞાનયોગીઓ તો કંઈ ધર્મ કરતા નથી પણ ક્રિયાવાદીઓ ઉંડો વિચાર કરે તો તેઓને માલુમ પડશે કે અરે આત્માનો ધર્મ તો અન્તર્ દૃષ્ટિથી દેખી શકાય પણ બાહ્ય દૃષ્ટિથી દેખી શકાય નહિ જ્ઞાન અને ધ્યાનના બળે કેવલ જ્ઞાન ઉત્પન્ન થાય છે અને તે કેવલ જ્ઞાન પણ અન્તર્ દૃષ્ટિ વિના પામી શકાય નહિ બાહિરથી જે ક્રિયાઓ કરવી તે તો બાળજીવોને અધિકારે ઘટે છે જેઓને આત્મ જ્ઞાન થયું હોય અને જેઓ આત્માનું ધ્યાન ધરતા હોય તેઓએ ક્રિયાવાદીઓના બબડાટ સામું લક્ષ દેવું નહિ આત્માના ધ્યાનમાં મસ્ત થવું અને શુદ્ધ ધર્મની પ્રાપ્તિ અર્થે જ્ઞાનયોગની વિચારો કર્યા કરવા જ્ઞાનયોગ, વડે ધ્યાનમાં રહીને મન-વચન અને કાયાદ્વારા ચંચલ થતા વીર્યને સ્થિર

કરવું અનેક નયોની સાપેક્ષ દૃષ્ટિ વડે અન્ય દ્રવ્યને ભિન્ન પાડીને તેના ગુણ પર્યાયોથી આત્મદ્રવ્યને ભિન્ન પાડીને તેના ગુણ પર્યાયની ચિંતના કરવી આવી રીતે ધ્યાનનું અવલંબન લેઈને પોતાના આત્માની પરમાત્મતા પ્રગટ કરવી

જ્ઞાનયોગીની આચારક્રિયા પણ ફલભેદથી ભિન્ન ભિન્ન ભેદવાળી હોય છે

रत्नशिक्षादृगन्या हि तन्नियोजनदृग् यथा।
फलभेदात् तथाचारक्रियाप्यस्य विभिद्यते ॥१२॥ अध्यात्मसार ॥

રત્નની શિક્ષા દૃષ્ટિ અન્ય છે અને તેની નિયોજન દૃષ્ટિ અન્ય છે, તે પ્રમાણે ફલભેદથી આ યોગની આચાર ક્રિયા પણ ભેદવાળી થાય છે જ્યાં ફલભેદ પડે ત્યાં યોગની આચારક્રિયા સ્વતઃ એવ ભેદાય છે એમ અનુભવ દૃષ્ટિથી અવલોકતા અવબોધાય છે જ્ઞાનયોગીઓની ફલભેદે ક્રિયાઓ ભિન્ન ભિન્ન પ્રકારની ગણાય છે અધિકાર ભેદે ક્રિયાઓ ભિન્ન ભિન્ન પ્રકારની હોય છે જ્ઞાનીઓ સંકલ્પ વિકલ્પથી રહિત થઈને સ્વાધિકારે આચારમા પ્રવૃત્તિ કરે છે જ્ઞાનયોગીઓ પોતાને શું શું કર્તવ્ય છે તેનો નિર્ણય પોતાની મેળે કરીને જે કાલે જે ક્ષેત્રે જે યોગ્ય હોય છે તે કરે છે જ્ઞાનયોગીઓ શુદ્ધ વૃત્તિથી મરી જઈને અને દેહાધ્યાસાતીત નિર્વિકલ્પક આધ્યાત્મિક મહાવિદેહક્ષેત્ર કે જે પોતાના અસંખ્યાત પ્રદેશ રૂપ છે તેમા અવતરે છે અધ્યાત્મદૃષ્ટિએ આત્મારૂપ મહાવિદેહક્ષેત્રમા સત્તાએ રહેલા પરમાત્માને ધ્યાવે છે અને બહિરથી દ્રવ્યક્ષેત્ર કાલથી યોગ્ય એવી ક્રિયાઓને અધ્યાત્મદૃષ્ટિએ કરે છે આત્મજ્ઞાનીઓ આત્માની શિક્ષાદૃષ્ટિને ધારણ કરે છે અને પશ્ચાત્ આત્માના શુદ્ધ સ્વરૂપમા પોતાની દૃષ્ટિને યોજે છે શરીરને તેઓ ઉપરનું ખોખું—પડ છે એમ જાણીને તેમાં રહેલા આત્માને જુવે છે ઔદારિક શરીરમાં રહેલા કાર્મણ અને તૈજસ શરીરથી ભિન્ન એવા આત્માને દેખવા દૃષ્ટિની યોજના કરે છે આત્માને કાર્મણ અને તૈજસ શરીરથી ભિન્ન પાડીને તથા મનથી પોતાના આત્માને દૃષ્ટિ વડે ભિન્ન પાડીને ઠેઠ ઉંડા પોતાના સ્વરૂપમા ઉતરી જાય છે આત્મામા ઉતર્યા બાદ પણ તેઓ અશુદ્ધ સ્વરૂપને ભિન્ન કરીને પોતાના શુદ્ધ સ્વરૂપમા કે જે સ્વરૂપ ખરેખર નામ રૂપાદિથી તથા શબ્દાદિથી ભિન્ન જ્યોતિર્મય છે તેમા જ્ઞાનદૃષ્ટિની યોજના કરે છે, પોતાના શુદ્ધ સ્વરૂપમા

જ્ઞાનદષ્ટિ વડે રમે છે ફલભેદે તેમની દૃષ્ટિમા ભેદ પડે છે તેમાં તેમની પરિણામ ધારા કારણીભૂત છે ખરેખર શુદ્ધાધ્યવસાય થયા પશ્ચાત્ જ્ઞાનીઓની બાહ્ય તથા આન્તરિક ક્રિયામા પરસ્પર સબંધ રહેતો નથી તે વાતનો આત્મજ્ઞાનીઓને અનુભવ આવી શકે તેમ છે

સંકલ્પથી કર્મબન્ધ થાય છે, સંકલ્પ વિના કર્મયોગથી કર્મબન્ધ થતો નથી તે દર્શાવે છે

कर्माण्याचरतो–ज्ञातु मुक्तिभावो न हीयते ।
तत्र संकल्पजो बन्धो, गीयते यत्परैरपि ॥ ३२ ॥ अध्यात्मसार

આત્મજ્ઞાનીને કર્મ આચરતા મુક્તિભાવ ટળતો નથી કારણ કે કર્મ કરવામા સંકલ્પથી બંધ છે કર્મ વિષે જો ફલાદિકનો સંકલ્પ હોતો નથી, તો જ્ઞાની કર્મયોગ કરતો છતો બંધાતો નથી અનેક જ્ઞાનીઓએ કર્મમા સંકલ્પ વિના કર્મ કર્યાં છે અને મુક્તિ રૂપ ફલ પ્રાપ્ત કર્યું છે જ્ઞાનીઓને પોતાના અધિકાર પ્રમાણે કર્મો કરવા પડે છે જ્ઞાનીઓ અને અજ્ઞાનીઓના બાહ્યથી સમાન કર્મ જણાય છે આત્મજ્ઞાનીઓ ખાય છે પીવે છે, ચાલે છે, હાલે છે, બોલે છે તેમજ અજ્ઞાનીઓ પણ ખાય છે, પીવે છે બોલે છે, ચાલે છે અને અન્ય કાર્યો કરે છે આત્મજ્ઞાનીઓ સંકલ્પ વિના કર્મ કરે છે તેથી અજ્ઞાનીઓની પેઠે બાહ્યથી સમાન કર્મવાળા હોવા છતા કર્મથી ( ક્રિયાથી ) બંધાતા નથી આત્મજ્ઞાનીઓ ધર્મની ઉન્નતિ વગેરેના સાત્વિક ગુણી કર્મો કરે છે પણ તેમા તે ફલની ઇચ્છા વિના બંધાતા નથી નામ, રૂપાદિનો અધ્યાસ જેઓને ટળી ગયો છે એવા આત્મજ્ઞાનીઓ કર્મ કરે છે તો પણ બંધાતા નથી અને કર્મ ન કરે તો પણ બંધાતા નથી રજોગુણી અને તમોગુણી કર્મથી દૂર રહીને જ્ઞાનીઓ સત્ત્વગુણ કર્મને કરે છે આત્મજ્ઞાની શબ્દથી ભિન્ન એવું આત્મસ્વરૂપ અવબોધે છે અને જ્ઞાન દૃષ્ટિથી તેનો ઉપયોગ રાખીને ધાવમાતાની પેઠે વા જલમા રહેતા કમલની પેઠે નિર્લેપ રહીને બાહ્યથી કર્મ કરતો હોવાથી કર્મ કરતો છતો પણ અકર્મ છે આત્મજ્ઞાની કર્મ કરતા છતા તેમા પોતાનું અકર્તાપણું તથા અભોક્તાપણું દેખે છે જે જે બાહ્યના કર્મો છે તેમા સંકલ્પ રહિત પ્રવૃત્તિ થવાથી તથા કર્મમા પણ પોતાનો અકર્મ રૂપ પરિણામ હોવાથી જ્ઞાની કર્મ કરતો છતા પણ અકર્મી છે એમ પોતાને દેખે છે, આત્મજ્ઞાની અકર્મ રૂપ એવા

પોતાનામાં શુદ્ધધર્મ ભોગરૂપ વા મુક્તિરૂપ કર્મફળને દેખે છે, જ્ઞાની અષ્ટ કર્મથી ભિન્ન અકર્મ એવા પોતાના અસંખ્યાત પ્રદેશોમાં જ્ઞાનદર્શનના શુદ્ધ પર્યાયોનો ઉત્પાદ વ્યયરૂપ કર્મને દેખે છે કર્મમાં કર્મ દેખે છે અષ્ટ-કર્મને અષ્ટકર્મ રૂપે વા ક્રિયા રૂપ કર્મને ક્રિયા કર્મરૂપપણે દેખે છે, અને કર્મથી ભિન્ન એવા પોતાનુ શુદ્ધ ધર્મ સ્વરૂપ છે તે અકર્મ રૂપ છે તેને અકર્મપણે દેખે છે આત્મજ્ઞાની દ્રવ્યાર્થિક નયની અપેક્ષાએ અકર્મ અર્થાત્ અક્રિયરૂપ પોતાનો આત્મા છે તેને અકર્મ અર્થાત્ ક્રિયારહિત રૂપે ખરેખર દ્રવ્યાર્થિકનયની અપેક્ષાએ દેખે છે

આત્મજ્ઞાની પર્યાયાર્થિકનયની અપેક્ષાએ પર્યાયપર દૃષ્ટિ દેઇને પોતાના આત્માને કર્મરૂપ યાને ઉત્પાવ્યયક્રિયારૂપ દેખે છે આત્મામા અનન્ત પર્યાયો છે સમયે સમયે આત્માના પર્યાયોમા ઉત્પાદ-વ્યયરૂપ ક્રિયા કર્મ થયા કરે છે ઉત્પાદવ્યયરૂપ ક્રિયા કર્મને જ્ઞાની પર્યાયાર્થિકનયની અપેક્ષાએ ઉત્પાદવ્યય ક્રિયા કર્મરૂપે દેખે છે કર્મને કર્મરૂપે દેખવાની સાપેક્ષ શક્તિ અને અકર્મને અકર્મ રૂપે દેખવાની સાપેક્ષ નય શક્તિને ધારનાર તત્ત્વ જ્ઞાની અર્થાત્ આત્મજ્ઞાની છે આત્મજ્ઞાની દ્રવ્યથી અક્રિય અર્થાત્ અકર્મ રૂપ એવા આત્મામા પર્યાયાર્થિકનયની અપેક્ષાએ ઉત્પાદવ્યયરૂપ ક્રિયા અર્થાત્ કર્મને દેખે છે જ્ઞાનીની આ પ્રમાણે બાહ્ય અને અન્તરથી દ્રવ્ય અને પર્યાયથી એમ અનેક સાપેક્ષનય યોગે દૃષ્ટિ પ્રગટવાથી તે સ્વાધિકારે કર્મને કરતો છતો અર્થાત્ કાયાદિ વડે કાર્યોને કરતો છતો પણ સકલ્પ (પરિણામ) વિના બધાતો નથી આજ આશયને અનુસરીને ભગવદ્ગીતાના નીચેના શ્લોકનો અર્થ કરવામા આવે તો તે સ્યાદ્વાદજ્ઞાનની પુષ્ટિ અર્થે થાય છે તથાચ " भगवद्गीतायाम् "

कर्मण्यकर्म यः पश्येदकर्मणि च कर्म यः
स बुद्धिमान् मनुष्येषु स युक्तः कृतकर्मकृत् ॥२३॥ अध्यात्मसारगत ॥

આત્મજ્ઞાનીની આવી કર્મયોગમા નિર્લેપતા પ્રવર્તે છે " ક્રિયાએ કર્મ, પરિણામે બધ, અને ઉપયોગે ધર્મ " આ ત્રણ બાબતનો વિચાર કરવામા આવે તો ઉપયોગે રહીને આત્મ ધર્મને સાધતો એવો કર્મ કરનાર જ્ઞાનયોગી પરિણામ અર્થાત્ સકલ્પ વિના કર્મથી બધાતો નથી ચતુર્થ ગુણસ્થાનકથી પ્રારભીને આત્મજ્ઞાન અર્થાત્ જ્ઞાનયોગનો પ્રાદુર્ભાવ

થાય છે સમ્યક્ત્વ અર્થાત્ શુદ્ધ વિવેક પ્રગટયા બાદ ગૃહસ્થ વા સાધુ પોત પોતાના અધિકાર પ્રમાણે કર્મ કરતો છતો અન્તરથી અલિપ્ત રહે છે સુખમા વા દુઃખમા વિપત્તિયોના પ્રસંગોમા, હર્ષના પ્રસંગોમા, શોકના પ્રસંગોમા, મિત્રોના પ્રસંગોમા, શત્રુઓના પ્રસંગોમા, ઘરમા વા અરણ્યમા આત્મજ્ઞાની દ્રવ્ય ક્ષેત્ર કાલાદિ અનુસારે કર્મ કરતો છતો બંધાતો નથી આત્મજ્ઞાન થવાથી બાહ્યના શુભાશુભ પ્રસંગોમા પ્રસંગોપાત્ત કરાતા કર્મમા અહંવૃત્તિનો જ્ઞાનીને અભાવ હોય છે ઇન્દ્રિયો અને મનને બાહ્ય વસ્તુઓમા યોજ્યાવિના આત્માનો સહજાનંદ અનુભવાય એટલે જાણવુ કે આત્મજ્ઞાનની ઝાંખી કંઇક પોતાનામા પ્રગટી છે પોતાની આત્મજ્ઞાન દશાનો પોતાને ખ્યાલ આવે છે તે અન્યોને રૂપી વસ્તુઓની પેઠે દેખાડી શકાય નહીં આવી જ્ઞાનીની દશામા કર્મથી બંધાવાનુ થાય નહીં

અભેદોપાસનારૂપયોગ શ્રેષ્ઠતર છે

समापत्तिरिह व्यक्तमात्मन परमात्मनि ।
अभेदोपासनारूपस्ततः श्रेष्ठतरो ह्ययम् ॥ ८९ ॥

પરમાત્મામા આત્માની સમાપત્તિ કરવાથી આત્માની પરમાત્મતાનો સ્પષ્ટ અનુભવ આવે છે આત્મા અને પરમાત્માની અભેદોપાસના રૂપ શ્રેષ્ઠતર યોગ છે પ્રથમ અભ્યાસ કરતા પરમાત્મામા આત્માની સ્થિરતા લીનતા કરવી પશ્ચાત્ પરમાત્માથી આત્મા ભિન્ન નથી એમ ભાવવુ મારા આત્મામા પરમાત્મપણુ છે અને તે સત્તાગ્રાહક સંગ્રહનયની અપેક્ષાએ સ્પષ્ટ છે એમ ભાવવુ આત્મા અને પરમાત્માની અભેદોપાસના કરતા કરતા આત્મા તેજ પરમાત્મા છે એમ અનુભવ ખીલતો જાય છે આત્મા તેજ પરમાત્મા છે એમ ધ્યાન કરતા અભેદપણે ભાવના કરવાથી પરમાત્મત્વ પ્રગટે છે જેવો સંયમ કરવામા આવે તેવો ધ્યાતા થાય છે પરમાત્માનો સંયમ કરતા અને આત્મામા પરમાત્માની ઉપાસના કરવાથી આત્મા અને પરમાત્માનો ભેદ ટળી જાય છે, એમ જ્ઞાનયોગીઓને અનુભવ આવે છે આત્મા અને પરમાત્માની અભેદોપાસના કરતા પૂર્વે સંગ્રહનય દૃષ્ટિથી સર્વ પ્રાણીઓ કે જે ઉર્ધ્વલોક તીર્ચ્છાલોક અને અધોલોકમા રહેલા છે તેઓમા પરમાત્મત્વ દેખવુ, ભાવવુ, જે જે પ્રાણીઓ દેખવામા આવે છે તેઓના શરીરાદિ તરફ ન દેખતા તેઓમા રહેલી પર

માત્મત્વ સત્તા દેખવી અને મનમાં પણ સર્વ જીવોની પરમાત્મતા વિચારવી સૂક્ષ્મસત્તાગ્રાહક સંગ્રહનયદષ્ટિથી પશુ, પંખીઓ અને મનુષ્યોની શરીરાદિ ચેષ્ટાઓ તરફ અલક્ષ્ય કરીને ગમે તેવા સંયોગોમાં પણ તેઓનામાં પરમાત્મત્વ દેખવું અને ભાવવું પોતાના આત્મામાં પરમાત્મત્વ દેખવું અને ભાવવું સર્વ પ્રાણીઓમાં સત્તાએ પરમાત્માઓ છે એમ ભાવના ભાવવી બાળકો, યુવાનો, વૃદ્ધો, સ્ત્રીઓ અને પુરૂષોમાં સત્તાએ પરમાત્મ દેવ છે એવું દૃઢ નિશ્ચયથી માનવું અને તેઓમાં રહેલા પરમાત્મપણા સંબંધી ધ્યાન કરવો ચઉદ રાજલોકમાં સત્તાએ સર્વ જીવોમાં પરમાત્મત્વ છે એમ સંગ્રહનય દષ્ટિથી દેખવું અને ભાવવું. મારામાં જેવું પરમાત્મત્વ રહ્યું છે તેવું આ આંખે દેખાતા સર્વ જીવોમાં પરમાત્મપણું રહ્યું છે તેથી સત્તાની અપેક્ષાએ આખું જગત્ સદ્ચિત્ પરમાત્મારૂપ દેખાય છે સત્તાએ ચિદ્ રૂપ સર્વ જીવોની સેવા ભક્તિ અને ધ્યાનમાં એકત્વ રૂપ ઉપાસના કરવાથી નાત, જાત, નામ, રૂપાદિ સ્થૂલ ભેદની ભ્રાન્તિનો નાશ થાય છે અને પરમાત્મત્વજ સર્વત્ર સત્તાથી અવલોકાય છે આ પ્રમાણે ખાતા, પીતા, ઉઠતા, બેસતાં અને અન્ય કાર્ય કરતા છતા સંગ્રહનયદષ્ટિથી સત્તાની સપેક્ષાએ સર્વત્ર પરમાત્માની ભાવના ભાવ્યાથી આત્માની અને પરમાત્માની અભેદોપાસનાની સિદ્ધિ થાય છે

સર્વ પ્રાણીઓમાં સત્તાએ પરમાત્માઓ રહ્યા છે, આમ જે જુવે છે તે પોતાનામાં અન્યોમાં પ્રભુને જોઈ શકે છે અને તે પ્રભુને પ્રાપ્ત કરી શકે છે જે મનુષ્ય અભેદોપાસનાથી આખી દુનિયામાં પરમાત્મ દેવનો સંયમ કરતો નથી તે પ્રભુની પ્રાપ્તિ ઇચ્છે તો ક્યાંથી તે તેને મળી શકે ? જે સર્વ જીવોમાં અભેદોપાસનાથી પરમાત્મપણું સત્તાએ દેખતો નથી અને સર્વ જીવોને ચ્હાતો નથી તે પ્રભુના નામ વડે પ્રભુની સાથે અભેદોપાસના કેવી રીતે કરી શકે ? આખી દુનિયામાં ઉદાર ભાવથી સત્તાએ સર્વ જીવોને પરમાત્માઓ માનીને તેઓના પ્રતિ આત્મદષ્ટિ રાખીને તથા આત્મદષ્ટિને આચારમાં મૂકીને વર્તવાથી પ્રભુની ભક્તિ સેવારૂપ અભેદોપાસના ક્ષણેક્ષણે થયા કરે છે આત્મામાં પ્રભુતા પ્રગટાવવાની અભેદોપાસના સર્વોત્તમોપાય છે દુનિયામાં સર્વ જીવોની સાથે સત્તાએ તેઓ પરમાત્માઓ છે એવો ભાવ રાખીને વર્તવું જોઈએ જે અસંખ્યાત પ્રદેશરૂપ અરૂપી આત્મતત્ત્વ પોતામાં વ્યાપી રહ્યું છે તેવા પ્રકારે સર્વ

પ્રાણીઓમા ભિન ભિન આત્મતત્વ એક સરખા ગુણવાળુ વ્યાપી રહ્યુ છે તે આત્મતત્વનેજ ખરી રીતે દેખવાનુ છે અને તેનેજ ખરી રીતે પૂજવાનુ છે અને તેના સ્વભાવે ખરી રીતે વર્તવાનુ છે નાના મોટા ત્રણ ભુવનમા રહેલા સર્વ દેહધારીઓ એકસરખા સત્તાએ પરમાત્માઓને દેખવા આવી રીતે સત્તાએ પરમાત્મત્વને દેખવાથી સર્વ જીવોની સાથે વૈર વિરોધ રહેતો નથી અને તેમજ અહ મમત્વરૂપ મોહભાવ સ્વયમેવ પાણીમા લૂણની પેઠે વિલય પામી શકે છે એમા કઇ આશ્ચર્ય નથી સત્તાએ સર્વ પ્રાણીઓમા પરમાત્માને દેખવા એ કઇ બાળકનો ખેલ નથી મહાજ્ઞાનીઓ આવી દૃષ્ટિ ધારણ કરીને ખરેખરી અભેદોપાસના સેવવા સમર્થ થઇ શકે છે આવી ઉત્તમ અભેદોપાસનામા તન્મય થઇ જવાથી લૌકિક નીતિયો, રીતિયો, લૌકિક વિચારો અને આચારોના ભેદ, ખેદ, અને કલેશનો નાશ થાય છે અને હૃદયની સ્ફટિકની પેઠે નિર્મલતા થાય છે વેદાન્તદર્શન સર્વત્ર સર્વને બ્રહ્મભાવનાથી દેખવાનો ઉપદેશ આપે છે શ્રીમહાવીરપ્રભુએ ઉપદેશેલી અભેદોપાસના સર્વત્ર સત્તાની અપેક્ષાએ પરમાત્મત્વ દેખવાનો ઉપદેશ આપે છે જૈનદર્શન આવી રીતે સાપેક્ષપણે સર્વત્ર પ્રાણીઓમા પરમાત્માને દેખવાની સાથે પ્રતિશરીર ભિન ભિન આત્માનુ વ્યક્તિગત અસ્તિત્વ સ્વીકારે છે સર્વજીવો સત્તાએ પરમાત્માઓ છે- અને સર્વજીવોએ પરમાત્મસત્તાને પોતાનામા દેખવી, અનુભવવી, પોતાનામા અને અન્યજીવોમા સત્તાએ પરમાત્મપણું દેખવુ, માનવુ, ધ્યાવુ એ ખરેખરી અભેદોપાસના સેવવા યોગ્ય છે

સત્તાગ્રાહક સગ્રહનયદૃષ્ટિથી સર્વ પ્રાણીઓમા સત્તાએ પરમાત્માઓ રહ્યા છે એવુ જ્યારે ભાન થાય છે ત્યારે સર્વજીવોની સાથે ઉત્તમ, ઉદાર, શુદ્ધ પ્રેમ ભાવથી વર્તવાનુ મન થાય છે ખરેખર ઉદાર ચરિત્ર પણ આવી દૃષ્ટિથી પ્રગટ થાય છે સર્વત્ર સર્વ પ્રાણીઓમા પરમાત્માઓને સત્તાએ દેખનારા જ્ઞાનીઓના હૃદયમાથી રાગદ્વેષ ટળે છે અને સર્વત્ર સર્વથા પર આત્મ સત્તાને દેખતા આખી દુનિયા જાણે પોતાનુ કુટુબ હોય એમ ભાસે છે કહ્યુ છે કે अयं निजः परो वेति, गणना लघुचेतसाम् । उदारचरितानां तु, वसुधैव कुटुम्बकम् ॥ ખરેખર સર્વ જીવોમા સત્તાએ પરમાત્મત્વ દેખવાથી સકુચિત સેવા ભક્તિનો પરિણામ ટળે છે અને તેના ઠેકાણે વિશાલ દૃષ્ટિથી સેવા ભક્તિનો પરિણામ જાગ્રત્ થાય છે જે જીવો પરમાત્માઓ થયા છે અને જેઓમા સત્તાએ પરમાત્મત્વ રહ્યુ છે અને ભવિષ્યમાં

અપેક્ષાએ આત્માનો ગુણ તેજ સામાયિક છે સર્વ સાવદ્યયોગનુ પ્રત્યાખ્યાન જેમા છે એવા સામાયિકમા જ્ઞાન, દર્શન અને ચારિત્રનો અન્તર્ભાવ થાય છે સર્વનય વિચાર વિષયભૂત સામાયિક છે એમ વિશેષાવશ્યકમા "सव्वनयसमयाचार" એમ કહી સૂચવ્યુ છે જ્ઞાન, દર્શન અને ચારિત્ર એ ત્રણ વડે વ્યવહારનય આત્માની મુક્તિ માને છે અને નિશ્ચયનય એકલા ચારિત્રવડે આત્માની મુક્તિ માને છે વ્યવહાર અને નિશ્ચયનય એ બે નય વડે સામાયિકનુ સ્વરૂપ ધારીને આત્માના ધર્મમા રમણતા ક્રવા માટે શુદ્ધોપયોગ ધારણ કરવો વ્યવહાર અને નિશ્ચયનયથી સમભાવરૂપ સામાયિક પ્રાપ્ત કરવાનો પ્રયત્ન કરવો રાગ અને દ્વેષના પરિણામને દૂર કરીને સામાયિક કરનાર જ્ઞાની પોતાના આત્માનુ સમભાવ સ્વરૂપ ભાવે છે જે જે અંશે જ્ઞાની પોતાના આત્માનુ સમભાવ સ્વરૂપ ભાવે છે તે તે અંશે સામાયિક કરનારનો આત્મા દિવ્ય સ્વરૂપમા પરિણામ પામતો જાય છે અને તેના મન વચન અને કાયાના યોગની શુદ્ધિ થતી જાય છે સામાયિક કરનાર જ્ઞાની સમકિતી અને મિથ્યાત્વી આદિ સર્વ જીવો પર સમભાવ ધારણ કરીને પોતાના આત્માની સમભાવ પરિણતિ ખીલવે છે અને તેમજ સર્વ જીવોની સાથે મૈત્રીભાવ ધારણ કરતો છતો વર્તમાન અને ભવિષ્ય કાલને સુધારે છે સામાયિક કરનાર ખરેખર વર્તમાન કાલ સુધારે છે અને તેથી ભવિષ્ય કાલમા પણ તે સમભાવ વડે ઉચ્ચ બની શકે છે ચૌદ રાજ લોકમા રહેલા સર્વ જીવોની સાથે રાગદ્વેષ રહિત સમભાવે સામાયિકમા વર્તે છે અને તેથી સમયે સમયે અનન્તકર્મની નિર્જરા કરી શકે છે આત્મ જ્ઞાની સર્વ જીવોનુ સત્તાએ પરમાત્મપણુ સામાયિકમા ગ્રહીને દેખે છે અને તેને ભાવે છે તેથી પોતાનામા પરમાત્મપણુ પ્રગટ કરવા સમર્થ બને છે કાચી બે ઘડીમા સામાયિકવડે જ્ઞાની ધ્યાની જીવ કેવલ જ્ઞાન પ્રગટાવી શકે છે અને જન્મ જરા તથા મરણના બંધનથી મુક્ત થાય છે સંગ્રહનયથી આત્માની સત્તાને ધ્યાવીને જે પરમાત્મસત્તાને પોતાનામા દેખે છે તે જ્ઞાની મનુષ્ય શુદ્ધ વ્યવહારવડે સામાયિકની આચરણા કરી શકે છે અને નિશ્ચયનયથી આત્માના સમભાવમા રમણતા કરીને પરિપૂર્ણ પરમાત્મપણુ પ્રગટાવી શકે છે

## सामायिक

मोक्ष भवे च सर्वत्र, निस्पृहो मुनि सत्तमः ।
मक्ताम्यासयोगेन, यत उक्तो जिनागमे ॥१॥ (अभिमान राजेंद्र)

जो समो सव्वभूएसु, तसेसु थावरेसु य ॥
तस्स सामाइयं होइ, इइ केवलिभासियं ॥ १ ॥

જે ત્રસ અને સ્થાવર સર્વ જીવો પર રાગ અને દ્વેષ પરિણામ રહિત સમભાવી છે તેને કેવલી ભાષિત સામાયિક હોય છે કર્મયોગે જીવો સંસારમા પરિભ્રમણ કરે છે તેઓની ઉત્તમતાનો ખ્યાલ આત્મજ્ઞાનથી થાય છે અને તેથી સર્વજીવો પર સમભાવ પ્રગટે છે જીવોનો મૂળ સ્વભાવ કંઇ ક્રોધ॥ અશુભમા પ્રવૃત્તિ કરવાનો નથી કર્મના વશથી એ સર્વ થાય છે એમ અનુભવ આવતા શત્રુઓ તરીકે વર્તણુક ચલાવનારા જીવોનુ પણ બુરૂ કરવાનો વિચાર પ્રગટતો નથી, ઉલટુ તેઓનુ સત્તાએ રહેલુ સ્વરૂપ જોવાથી તેમની પૂજ્યતા અને મહત્તાનો ખ્યાલ આવે છે અને જીવોને જીવોની દૃષ્ટિએ દેખવાથી આત્મજ્ઞાનીને તેઓ ઉપર સમભાવ પ્રગટે છે સર્વ જીવોની પરમાત્માઓ જેવી સત્તાએ દશા દેખ્યા બાદ આત્મજ્ઞાનીના મનમા તેઓના ઉપર પૂજ્યભાવ પ્રગટે છે અને તેઓનુ શ્રેય કરવા વ્યાવહારિક વિવેક, ભક્તિ સેવા અને ઉપાસનાના વિચારો જાગે છે અને તેથી તે શ્રીવીરપ્રભુના ઉપદેશને આખી દુનિયામા ફેલાવવા પ્રયત્ન કરે છે કારણ કે શ્રીવીરપ્રભુના વચનોથી આખી દુનિયાના જીવોને શાન્તિ મળે છે આખી દુનિયાને સર્વ જીવો પર સમભાવ પ્રગટ થાય એવા સામાયિક'આવશ્યકનો લાભ મળો એવો આત્મજ્ઞાની ઉદાર ધર્મભાવ ધારણ કરી શકે છે અને તે સમભાવરૂપ સામાયિકની આચરણા આચારમા મુકવા શક્તિમાન્ થાય છે

સર્વ જીવોની સાથે સમભાવથી વર્તવાનો પરિણામ તથા તેના આચારને ખીલવવાથી પ્રતિદિન ઉત્તમોત્તમ સામાયિક પ્રાપ્ત કરી શકાય છે કોઇ પણ જીવને મારવો નહિ સર્વ જીવો પર થતા શુભાશુભ સંકલ્પથી વિરામ પામવુ અને સર્વ જીવોની સાથે તેઓના શુદ્ધ ધર્મના અને પોતાના શુદ્ધ ધર્મના ઉપયોગથી શુદ્ધ પરિણામવાળા થવુ, એજ ઉત્તમ સામાયિકની દશા છે આવી દશામા આવનાર જ્ઞાની ખરેખર ૧ સમકિત સામાયિક, ૨ શ્રુત સામાયિક, ૩ દેશવિરતિ સામાયિક, ૪ અને સર્વ વિરતિ સામાયિકની મહત્તાનો અને ઉપયોગિતાનો ખ્યાલ કરી શકે છે દ્રવ્યાર્થિકનયની અપેક્ષાએ આત્મા તેજ સામાયિક છે અને પર્યાયાર્થિક

यथैकं हेमकेयूर कुण्डलादिपुवर्तते
नृनारकादिभावेषु तथाऽस्मैकोनिरञ्जनः ॥ २४

कर्मणस्तेहिपर्याया, नात्मनः शुद्धसाक्षिणः
कर्मक्रियास्वभावोय दात्मातुनस्वभाववान् ॥२५॥ अध्यात्मसार

જેમ બાજુબંધ અને કુંડળ વગેરેમા સુવર્ણ એકજ છે તેમ મનુષ્ય નાગકાદિ પર્યાયમા આત્મા એકજ મનુષ્ય દેવ નરક અને તિર્યંચ વગેરે કર્મના પર્યાયો છે વસ્તુત શુદ્ધ સાક્ષીભૂત એવા આત્માના તે પર્યાયો નથી ક્રિયા સ્વભાવવાળુ કર્મ છે ક્રિયાથી કર્મ થાય છે અને કર્મથી મનુષ્યાદિ પર્યાયો થાય છે એમ સમજીને જ્ઞાની વિચારે કે આત્માનો સ્વભાવ તેવો નથી આત્માનો ક્રિયારૂપ સ્વભાવ નથી તેથી તે કર્મથી ન્યારો છે કર્મના પર્યાયોમા આત્માનુ અહમમત્વ ધરી શકે નહિ તેમજ કર્મ પર્યાયોમા હુ આત્મા છુ એવી ભ્રાન્તિ કરવી તે સત્ય નથી કર્મના પર્યાયોને અને આત્માના પર્યાયોને ભેદજ્ઞાનથી ભિન્ન ભિન્ન જાણીને આત્મજ્ઞાની હંસની પેઠે કર્મના પર્યાયોથી મુક્ત થઈને આત્માના શુદ્ધ પર્યાયોમા એકતા લીનતા ધારણ કરે છે અને તેથી તે કર્મના પર્યાયો નના ધારણ થાય તેની સ્થિતિમા પોતાના આત્માને મૂકતો નથી આત્મજ્ઞાની શરીરાદિક સર્વ કર્મના પર્યાયોમા શુભાશુભ વૃત્તિથી બધાતો નથી આત્મજ્ઞાની પોતાનામા શુદ્ધ નિશ્ચય જ્ઞાનનો પ્રકાશ પાડે છે અને તેવી અગ્નિની પેઠે સર્વ કર્મને બાળી ભસ્મ કરે છે અગ્નિ ગમે તે પદાર્થોના સબધમા પોતાનો ઉષ્ણ સ્વભાવ છોડતો નથી તદ્વત્ આત્મજ્ઞાની સર્વત્ર શુદ્ધોપયોગને ધારણ કરી પોતાનુ ભાવ જીવન ધારણ કરી શકે છે અગ્નિને જેમ ઉધેઇ લાગતી નથી તેમ આત્મ જ્ઞાનીને કર્મલેપ મોહલેપરૂપ ઉધેઇ લાગતી નથી આખી દુનિયામા કોઇ એવી એક વસ્તુ નથી કે જે આત્મજ્ઞાનીને બધન માટે થાય આત્મજ્ઞાની બાહ્ય જડ પદાર્થોની વચમા પોતાના અસખ્ય પ્રદેશી આત્માને રહેતો દેખે છે તેથી તે સર્વ જ્ઞેયોનુ જ્ઞાન કરે છે અને પોતાના શુદ્ધ પર્યાયોને પ્રગટ કરે છે કર્મના પર્યાયથી ભિન્ન એવા આત્માના શુદ્ધ પર્યાયોનો ઉપયોગ ધારણ કરનાર જ્ઞાનયોગીને ખાતા પીતા ઉઠતા બેસતા જ્યા ત્યા પ્રારબ્ધથી-પ્રવૃત્તિ કરતા છતા પણ અન્તરથી નિવૃત્તિરૂપ શુદ્ધ સહજ સમાધિ વર્તે છે તે શરીર વા પ્રાણરૂપ કર્મને ભોગવવાના કરતા કર્મ પર્યાયોથી દૂર રહી

ઉત્તમ મુનિ ખરેખર મોક્ષ અને ભવમા સર્વત્ર નિસ્પૃહ હોય છે સસાર અને મોક્ષની સ્પૃહા રહિત સમભાવે મુનિવર રહે છે ચક્રવર્તિયો, ઇન્દ્રો વગેરેની સુખની ઇચ્છા પણ નિસ્પૃહ મુનિને હોતી નથી પોતાના સહજ સુખમા મગ્ન એવા મુનિને પૌદ્ગલિક સુખની સ્પૃહા ક્યાથી હોય? સમભાવમા વર્તનાર મુનિવરને મોક્ષની સ્પૃહા ન હોય તો ભવની તો સ્પૃહા ક્યાથી હોય? સમભાવમા પરિણામ પામેના મુનિવરની ખરેખર આવી ઉત્તમ દશા હોય છે સમભાવ ભાવિત મુનિવરનો આત્મા અન્તરથી જુદા પ્રકારનો હોય છે સુક્કા નાળીએરના ગોળાને અને નાળીએરના છોતને જેવો સબધ છે તેવો સબધ સમભાવી મુનિને અને દુનિયાના પદાર્થોને હોય છે સમભાવી મુનિવરને કોઇ પણ જાતની ઇચ્છા, સ્પૃહા, પ્રગટતી નથી સમભાવી મુનિવરની આવી આન્તરિકપરિણામ દશા વર્તે છે, તેને સર્વજ્ઞ વીતરાગ દેવ જાણવા સમર્થ થાય છે આવી સમભાવી મુનિવરની તુલના કરનાર દુનિયામા કોઇ નથી આવી ઉત્તમ નિસ્પૃહતાના વિચારો જેઓના મનમા પ્રગટે છે તેવા મનુષ્યોને ધન્યવાદ ઘટે છે અને જેઓ નિસ્પૃહતાના વિચારોને આચારમા મૂકીને નિસ્પૃહતાની મૂર્તિ અથવા આદર્શરૂપ બને છે તેઓને અમારો નમસ્કાર થાઓ સ્પૃહા એ આત્માનો મૂળ ધર્મ નથી પણ તેનો રાગરૂપ વિભાગ પરિણામ છે આત્માને આત્મરૂપ અવબોધમા પશ્ચાત્ આત્મામા સમભાવ પરિણતિ પ્રગટવા માંડે છે અને તેથી સ્પૃહા રૂપ વિભાવ પરિણતિ સેવવા રૂચિ થતી નથી આત્મા વિના અન્ય વસ્તુઓ ખરેખર જડ હોવાથી તેમા જ્ઞાની મુનિને સ્પૃહા પ્રગટતી નથી મુક્તિને પ્રાપ્ત કરનાર આત્મા છે મુનિના આત્મામા સમભાવની પરિણતિનુ એટલુ બધુ ઘેન વ્યાપી જાય છે કે તેથી મુનિવર સર્વત્ર નિસ્પૃહ દૃષ્ટિથી દેખી શકે છે કાયા, ઉપકરણો અને બાહ્ય પદાર્થોના સબધમા છતા પણ ઉત્તમ મુનિ ખરેખરો નિસ્પૃહ હોવાથી કોઇ પણ ઠેકાણે મૂર્ચ્છાથી બધાતો નથી **मूछापरिग्गहो वुत्तो नाय पुत्तेण ताइणा** ( દશવૈકાલિક ) મૂર્ચ્છા તેજ પરિગ્રહ છે એમ જ્ઞાત પુત્ર વાત શ્રી મહાવીર દેવે કથ્યુ છે નિસ્પૃહ મુનિવરને ગચ્છાદિક સબધમાં રહેતા અને જૈન ધર્મની સેવા કરતા છતા પણ અન્તરથી નિર્લેપપણુ નિસગપણુ રહે છે આવા મુનિની નિસ્પૃહતા જગતને અનુકરણીય છે જગત્મા નિસ્પૃહ દશાનો પ્રકાશ થાઓ

મનુષ્ય નારકી વગેરે પર્યાયોને ધારણ કરનાર, આત્મા તો વસ્તુતઃ એક છે

यथैक हेमकेयूर कुण्डलादिपुवर्तते
नृनारकादिभावेषु तथाऽत्मैकोनिरञ्जनः ॥ ७४

कर्मणस्तेहिपर्याया, नात्मनः शुद्धसाक्षिणः
कर्मक्रियास्वभावोय दात्मातुनस्वभाववान् ॥७५॥ अध्यात्मसार

જેમ બાજુબંધ અને કુંડલ વગેરેમાં સુવર્ણ એકજ છે તેમ મનુષ્ય નારકાદિ પર્યાયમાં આત્મા એકજ મનુષ્ય દેવ નર્ક અને તિર્યંચ વગેરે કર્મના પર્યાયો છે વસ્તુતઃ શુદ્ધ સાક્ષીભૂત એવા આત્માના તે પર્યાયો નથી ક્રિયા સ્વભાવવાળું કર્મ છે ક્રિયાથી કર્મ થાય છે અને કર્મથી મનુષ્યાદિ પર્યાયો થાય છે એમ સમજીને જ્ઞાની વિચારે કે આત્માનો સ્વભાવ તેવો નથી આત્માનો ક્રિયારૂપ સ્વભાવ નથી તેથી તે કર્મથી ન્યારો છે કર્મના પર્યાયોમાં આત્માનું અહંમમત્વ ધરી શકે નહિ તેમજ કર્મ પર્યાયોમાં હું આત્મા છું એવી બ્રાન્તિ કરવી તે સત્ય નથી કર્મના પર્યાયોને અને આત્માના પર્યાયોને ભેદજ્ઞાનથી ભિન્ન ભિન્ન જાણીને આત્મજ્ઞાની હંમેશાં પૈં૦ કર્મના પર્યાયોથી મુક્ત થઈને આત્માના શુદ્ધ પર્યાયોમાં એકતા લીનતા ધારણ કરે છે અને તેથી તે કર્મના પર્યાયો નવા ધારણ થાય તેવી સ્થિતિમાં પોતાના આત્માને મૂકતો નથી આત્મજ્ઞાની શરીરાદિક સર્વ કર્મના પર્યાયોમાં શુભાશુભ વૃત્તિથી બંધાતો નથી આત્મજ્ઞાની પોતાનામાં શુદ્ધ નિશ્ચય જ્ઞાનનો પ્રકાશ પાડે છે અને તેથી અગ્નિની પેઠે સર્વ કર્મને બાળી ભસ્મ કરે છે અગ્નિ ગમે તે પદાર્થોના સંબંધમાં પોતાનો ઉષ્ણ સ્વભાવ છોડતો નથી તદ્વત્ આત્મજ્ઞાની સર્વત્ર શુદ્ધોપયોગને ધારણ કરી પોતાનું ભાન જીવન ધારણ કરી શકે છે અગ્નિને જેમ ઉધેઈ લાગતી નથી તેમ આત્મજ્ઞાનીને કર્મલેપ મોહલેપરૂપ ઉધેઈ લાગતી નથી આખી દુનિયામાં કોઈ એવી એક વસ્તુ નથી કે જે આત્મજ્ઞાનીને બંધન માટે થાય આત્મજ્ઞાની બાહ્ય જડ પદાર્થોની વચમાં પોતાના અસંખ્ય પ્રદેશી આત્માને રહેલો દેખે છે તેથી તે સર્વ જ્ઞેયોનું જ્ઞાન કરે છે અને પોતાના શુદ્ધ પર્યાયોને પ્રગટ કરે છે કર્મના પર્યાયથી ભિન્ન એવા આત્માના શુદ્ધ પર્યાયોનો ઉપયોગ ધારણ કરનાર જ્ઞાનયોગીને ખાતા પીતા ઉઠતા બેસતા જ્યાં ત્યાં પ્રારબ્ધથી-પ્રવૃત્તિ કરતા છતા પણ અન્તરથી નિવૃત્તિરૂપ શુદ્ધ સહજ સમાધિ વર્તે છે તે શરીર વા પ્રાણુપર કબજો મેળવનારા કરતાં કર્મ પર્યાયોથી દૂર રહી

પોતાના શુદ્ધ પર્યાયોને પ્રગટાવીને અનન્ત ગુણ ઉત્તમ સમતારોથી પર એવા આત્માને ક્રમશઃ મેળવે છે

શુદ્ધનય જ્ઞાન અને તેની ભાવનાથી આત્મામા એમ્ત્ન પ્રાપ્ત થાય છે

इतिशुद्धनयायत्त मेकत्व प्राप्त मात्मनि
अशादि कल्पनाप्यस्य नेष्टायत् पूर्णवादिनः॥२१॥अ यात्मसार॥

એ પ્રમાણે આત્મામા પ્રાપ્ત થએલુ એવુ એકપણુ તે ખરેખર શુદ્ધનયના તાબે છે પૂર્ણવાદિને આત્માના અશ વગેરેની કલ્પના પણ ઇષ્ટ નથી પૂર્ણવાદી શુદ્ધ નિશ્ચયથી પોતાના આત્મામા પરિપૂર્ણત્વ દેખે છે અને તેમા એકત્વ ભાવને પામી આનદમા મગ્ન રહે છે પોતાના આત્માનો શુદ્ધ ધર્મ પ્રગટાવવાને માટે આત્મજ્ઞાનીઓએ શુદ્ધનયનુ આલબન લેવુ જોઇએ આત્માના પરિપૂર્ણ શુદ્ધધર્મને શુદ્ધનય દર્શાવે છે માટે શુદ્ધનયની દૃષ્ટિથી આત્માનુ સ્વરૂપ વિચારતા ધ્યાવતા ભાવતા અશુદ્ધતા ટળે છે અને શુદ્ધતા પ્રગટ થાય છે પોતાને જો કે કર્મની અશુદ્ધતા લાગી છે પણ પોતાનુ શુદ્ધ સ્વરૂપ પ્રગટાવવા માટે તો શુદ્ધધર્મોપયોગ ધારણ કરવાની ખાસ જરૂર છે પોતાના શુદ્ધ ધર્મમા એટના બધા લીન થઇ જવુ જોઇએ કે આત્માના શુદ્ધ સ્વરૂપ વિના અશુદ્ધતાનુ સ્વપ્ન પણ આવે નહિ આત્માના શુદ્ધ જ્ઞાન-દર્શન અને ચારિત્રનો ઉપયોગ ધારણ કરીને આત્મજ્ઞાની પોતાની પૂર્ણતાનો અનુભવ કરે છે આત્મજ્ઞાની સાપેક્ષ દૃષ્ટિથી પોતામા પૂર્ણતા વિચારે છે ॐ पूर्णमिदं पूर्ण पूर्णात् पूर्णमुदच्यते, पूर्णस्य पूर्णमादाय, पूर्णमेवावशिष्यते ॥ આ પ્રત્યક્ષ અનુભવથી જણાતુ એવુ આત્માનુ પૂર્ણ સ્વરૂપ છે આત્મામા સ્વદ્રવ્યાદિકની અસ્તિતા અને પરદ્રવ્યાદિકની નાસ્તિતાનો પરિપૂર્ણ સમાવેશ થાય છે તેથી અસ્તિ અને નાસ્તિની અપેક્ષાએ સર્વ અસ્તિધર્મ અને નાસ્તિધર્મનો આત્મામા અન્તર્ભાવ થાય છે આત્મામા સત્તાએ પૂર્ણ સ્વરૂપનો તિરોભાવ છે તિરોભાવી એવા પૂર્ણ સ્વરૂપનો આવિર્ભાવ થાય છે પૂર્ણ એવા આત્માના ધર્મનો પૂર્ણ પ્રગટભાવ થાય છે તે સત્તા અને વ્યક્તિ અથવા આવિર્ભાવ અને તિરોભાવની અપેક્ષાએ સમજવુ આત્માની પૂર્ણતામાથી પૂર્ણતાને બાદ કરીએ તો પણ પૂર્ણતા રહે છે સારાશમા કહેવાનુ કે આત્માની પૂર્ણતાનો કદી નાશ થતો નથી આત્માની પૂર્ણતા સદા પ્રતિપર્યાય અને

સામર્થ્ય પર્યાયની અપેક્ષાએ કાયમ રહે છે આત્માના ગુણ પર્યાયોની પૂર્ણતા ખરેખર છતિપર્યાયોમાંથી સામર્થ્ય પર્યાયોમા આવે છે છતિપર્યાય કરતા સામર્થ્ય પર્યાયો અનન્તગુણ વિશેષ છે આત્માના શુદ્ધોપયોગથી એક સરખા સ્થિર ધ્યાનમા રહી આત્માની પૂર્ણતાનો ખ્યાલ કરવામા આવે છે તો પશ્ચાત્ કોઇ જાતની અપૂર્ણતા—અસતોષ વાસના વગેરે જણાતું નથી એમ ક્ષયોપશમજ્ઞાનધ્યાન બળેપણ નિશ્ચય કરી શકાય છે તો કેવળ જ્ઞાનનુ તો શું કહેવુ ? આત્માની શુદ્ધ નિશ્ચયનયદૃષ્ટિ પ્રગટતા પોતાની શુદ્ધતાનો પ્રકાશ પોતાની મેળે થાય છે અને પશ્ચાત્ પોતાની શુદ્ધતા કરવી એ પોતાના હાથમા છે અને તે શુદ્ધોપયોગ બળે થાય છે એમ પરિપૂર્ણ ખ્યાલ આવે છે પોતાની શુદ્ધતા થવાની હોય તો શુદ્ધ નિશ્ચયનયની દૃષ્ટિ પ્રગટે છે તેનો અનુભવીઓ અનુભવ કરે છે

આત્મજ્ઞાની વિવેકી પ્રારભજ્ઞાનાવસ્થામા આત્માની આ પ્રમાણે પ્રાર્થના કરે છે

**प्रपञ्चसञ्चयक्लिष्टान्, मायारूपात् बिभेमि ते ।**
**प्रसीद भगवन्नात्मन् ! शुद्धरूपं प्रकाशय ॥३३॥ अध्यात्मसार॥**

ભાવાર્થ—હે આત્મન્ ! પ્રપચ સચયથી કલેશવાળા તારા માયા રૂપથી હુ બીહુ છુ હે ભગવન્ આત્મન્ ! કૃપા કર અને પોતાના શુદ્ધ રૂપને પ્રકાશ ! આત્માને આ પ્રમાણે પ્રાર્થના કરનાર આત્માજ છે આત્મ જ્ઞાનથી જાગ્રત્ થએલ જ્ઞાની પોતાની અશુદ્ધતા દેખીને અને કર્મનો પ્રપચ દેખીને પોતાના આત્માને પ્રાર્થના કરે છે પોતાના આત્માની પરિણતિ સુધર્યા વિના હજારો નિમિત્ત કારણો મળે તો પણ પોતાની શુદ્ધતા થઇ શકતી નથી માટે આત્માની શુદ્ધ પરિણતિ રૂપ પ્રસન્નતાની પ્રાર્થના પોતાનો આત્મા કરે છે પોતાનો આત્મા ભગવાન્ છે આરાધ્ય છે પોતાની સૃષ્ટિનો કર્તા પોતાનો આત્મા ખરેખરો ઇશ્વર છે પોતાનામા રહેલુ શુદ્ધ જ્ઞાન એજ ખરેખર નિર્ગુણપણુ છે પોતાની પ્રસન્નતા પોતાના પગ ચર્યા વિના કઇ વળવાનુ નથી પોતાના ખરા રૂપના આવેશમા આવ્યા વિના પ્રસન્નતા પ્રગટતી નથી યોદ્ધો ધડપર માથુ નથી એવો ભાવ લાવીને જ્યારે ખરા રૂપમા આવે છે ત્યારે તે વિજય વરમાળને પ્રાપ્ત કરે છે પોતાની શુદ્ધતા અને પરમાત્મતા પ્રગટાવવા અર્થે ખરા રૂપમા અર્થાત્ ખરા

આવેશમા આવવાની જરૂર છે પોતાના આત્માની સ્તુતિ કરવી એ પર માત્મદશા પ્રગટાવવાનુ મગળ ચિન્હ છે પોતાનામા રહેલ પરમાત્માની પ્રાર્થના સ્તુતિ કરીને તેને શુદ્ધ ધર્મના આવિર્ભાવ રૂપે પ્રત્યક્ષ કરવાની જરૂર છે જેમ જેમ આત્માની ઉપર પ્રમાણે પ્રાર્થના કરવામા આવે છે તેમ તેમ આત્મામા જાણે ઇશ્વરી પ્રસન્નતા પ્રગટ થતી હોય એમ અનુભવ આવે છે આત્માની પ્રસન્નતાને માટે આત્મા જવાબદાર છે પોતાનો આત્મા ઇશ્વર રૂપ હોઇ ખરી પ્રાર્થનાનો તે પોતાની મેળે આન્તરિક સ્ફુરણાથી જવાબ આપે છે દરરોજ અમુક વખત સુધી પોતાના આત્માની ઉપર પ્રમાણે પ્રાર્થના કરવામા આવે તો અ તરના દેવની પ્રસન્નતાની ખુમારીનો અનુભવ આવ્યાવિના રહેતો નથી પોતાના આત્માને સર્વસ્વ સ્વધર્મને અર્પણ કરી શુદ્ધ નિશ્ચયથી તેની સેવા કરવાથી માયાના રૂપથી આત્મા ભિન્ન થાય છે અને માયાની ભૈરવતા રહિત પોતાના શુદ્ધરૂપે પોતાને દર્શન આપે છે

વસ્તુત વિવેક દૃષ્ટિથી વિચાર કરતા અવબોધાય છે કે આત્માનુ દર્શન કરવુ અને આત્માની શુદ્ધતાનો પ્રકાશ કરવો એજ આગમોનો સાર છે આપણે કોણ છીએ અને આપણી શુદ્ધતાનો કેવી રીતે પ્રકાશ કરવો તે અવબોધવાની આવશ્યકતા છે ત્રણમણ વા ચારમણના શરીરમા રહેનાર અને ભૂતકાલનુ સ્મરણ કરનાર આત્મા પોતાનો છે અને તે શરીરને વ્યાપી રહ્યો છે આત્માનુ મૂળ સ્વરૂપ અને કર્મના યોગે વિકૃત સ્વરૂપ અનતોકીને એમજ વિવેક દૃષ્ટિ દર્શાવે છે કે વિભાવિકરૂપ તે ખરે ખર આત્માનુ રૂપ નથી મોહના સબધે વિભાગ દશાનુ પરિણમન થએલુ છે એ વિભાગ દશાના પરિણમનથી વિવેકી આત્મા ભય પામે છે અને તેથી તે પોતાના આત્માને કહે છે કે હે આત્મન્ ! તમે પોતાના શુદ્ધરૂપે પ્રકાશમય થાઓ વિભાવ માયારૂપ તમારા વૈરાટ્ સ્વરૂપનો પરિહાર કરવા માટે વિવેકરૂપ અર્જુન પોતાના આત્મારૂપ કૃષ્ણને કહે છે કે હે આત્મારૂપ કૃષ્ણ તમારી કર્મરૂપ વિભાવ માયાથી બનેલી વૈરાટ્ સ્વરૂપતાને દેખીને હુ ભય પામુ છુ કર્મરૂપ માયાએ તમે વિશ્વરૂપ જણાઓ છો અને તેથી આખી દુનિયા તમારી કર્મરૂપ માયાના વૈરાટ્ સ્વરૂપમા દેખાય છે માટે તેનો ત્યાગ કરીને તમે પોતાના શુદ્ધ નિર્મલ રૂપે પ્રકાશો કે જેથી હુ આનન્દ પામુ આ પ્રમાણે વિવેક જ્ઞાનરૂપ અર્જુન પોતાના આત્મારૂપ કૃષ્ણને કહે છે વિવેક જ્ઞાન પોતાના આત્માને આ પ્રમાણે જ્યારથી વિજ્ઞપ્તિ કરે છે

ત્યારથી સમજવું કે હવે આત્મા ઉત્ક્રાન્તિ માર્ગમાં સંચરેલો કૂટાતો, પીટાતો, અથડાતો, અને ઠોકરો ખાતો પોતાના શુદ્ધ ધર્મના આવિર્ભાવને પ્રાપ્ત કરવાનો એમ નિશ્ચયથી અવબોધવું પોતાની શુદ્ધતા અવબોધી અને અશુદ્ધતાથી ભય પામવાનું થયું ત્યારથી સમજવું કે હવે આત્માની વેળા જાગી, પોતાના આત્માને વિવેક દૃષ્ટિથી ભગવાન્ તરીકે ઓળખીને ભગવાન્ શબ્દથી સંબોધ્યો એટલે સમજવું કે પોતાનું ભગવાનપણું પ્રગટ કરવાનો માર્ગ ખુલ્લો થયો પોતાની સિદ્ધતા, બુદ્ધતા, અને પરમાત્મતા અવબોધ્યા બાદ આવા પ્રકારના ઉદ્‌ગારો નીકળે છે અને પોતાના આત્માને કહેવાય છે કે હે ભગવન્ તું પોતાના શુદ્ધ સ્વરૂપને પ્રકાશ પોતાના આત્માને માટે જેને આવું માન પ્રગટ્યું અર્થાત્ ઉત્તમ સત્કાર પ્રેમ ભક્તિ ઉત્પન્ન થઈ તે આત્મા ખરેખર પોતાના હાથમાં મુક્તિને ધારણ કરનાર થયો એમ અવબોધવું ઉપર્યુક્ત વિવેકનો નમસ્કાર ખરેખર આત્મજ્ઞાનીને પ્રાપ્ત થાય છે

## शुद्धविवेकथी आत्मानुं भान

> साक्षिणः सुखरूपस्य सुषुप्तौ निरहङ्कृतेः
> यथा भानं तथा शुद्ध-विवेके तदतिस्फुटम् ॥७८॥
> ( अध्यात्मसारे आत्मनिश्चयाधिकार)

ભાવાર્થ—સુષુપ્તિમાં સાક્ષી નિરહંકારી એવા સુખરૂપ આત્માનું જેમ ભાન થાય છે તેમ શુદ્ધ વિવેક પ્રગટ થયે છતે આત્માનું અતિ સ્ફુટ ભાન થાય છે ઘોર નિન્દ્રામાં પાંચ ઇન્દ્રિયો અને મનનો વ્યાપાર કથંચિત્ શાન્ત થવાથી બાહ્ય દુઃખનો અભાવ માલુમ પડે છે અને તે વખતે હું અમુક છું, આ તું છે, આ હું છું, એ મારૂં, આ તારૂં, અમુક નામ રૂપ વાળો હું એવું ભાન હોતું નથી અહંકાર વિના સાક્ષીરૂપ અને સુખરૂપ આત્માનું ભાન થાય છે નિદ્રામાંથી જાગ્રત્ થતાં કહેવું પડે છે કે હાશ ખૂબ સુખ થયું દુનિયા ક્યાં તરફ હતી તે હું જાણતો નહોતો સુખનું ભાન જાગ્રત્ થતાં થાય છે અને તેનો સાક્ષીભૂત પોતાનો આત્મા હોય છે, સુષુપ્તિ અવસ્થા કરતાં શુદ્ધ વિવેક પ્રાપ્ત થયે છતે તો પોતાનું ભાન પોતાને રહે છે અને આનંદમાં નિમગ્ન એવો પોતાનો આત્મા સાક્ષાત્ અનુભવાય છે. આત્મજ્ઞાનથી શુદ્ધ વિવેક પ્રગટે છે અને શુદ્ધ વિવેક પ્રગટ-

વાથી ભરનિંગાની પેઠે નામ રૂપ આ સંસારને ભૂલી શકાય છે પાંચ ઇન્દ્રિયો અને મનનો બાહ્ય વ્યાપાર ટળે છે અને શુદ્ધ ચેતના વડે અંતર્મુખ વૃત્તિ થાય છે આવી દશા થતાં મન અંતર્ આત્મામાં વળીને આત્માના ધર્મમાં લીન થાય છે અને અન્તર્મુખોપયોગવડે આત્માની ઉપાસના થાય છે આત્માના અસંખ્યાત પ્રદેશોમાં પોતાનો ઉપયોગ રહે છે અને તેમાં ઉપયોગની સ્થિરતા થતાં એકદમ ઝાત્કાર-ઝળહળ જ્યોતિનો પ્રકાશ થાય છે આવો અનુભવ લેખકને આવ્યો છે આત્માનો પ્રકાશ થવાથી બે ઘડી સુધીનો એવો આનન્દ રહે છે કે જેનું વાણીથી વર્ણન કરી શકાતું નથી ધ્યાતા ધ્યેય અને ધ્યાન એ ત્રણની તે વખતે એકતા ભાસે છે અને આત્મજ્યોતિના ઝાત્કારનો અનુભવ કદિ ટળતો નથી આત્માનો ઝાત્કાર થયા પશ્ચાત્ આખો દિવસ આનન્દની વેન રહ્યા કરે છે ઘોર નિદ્રામાં જેમ બાહ્ય દ્રષ્ટા દૃશ્ય અને દર્શનનું ભાન રહેતું નથી તેમ શુદ્ધ વિવેક પ્રગટે છતાં અહં મમત્વરૂપ બાહ્ય દૃશ્યનું ભાન રહેતું નથી આવી દશામાં સાક્ષીભૂત નિરહંકાર સુખરૂપે જે ભાસે છે તેજ પોતાનો આત્મા છે, તીર્થયાત્રા તપ, જપ, પઠન પાઠન દીક્ષા, શિક્ષા અને ભિક્ષા વગેરે વગેરેથી જે સાધ્ય કરવાનું છે તે આત્માનું ભાન પ્રગટ થતાં સ્વયમેવ જણાય છે અનન્ત કાળ પર્યન્ત તપ, જપ, અને શાસ્ત્રાભ્યાસ કરીને આત્માનો સાક્ષાત્કાર કરવાનો હોય છે કાર્યની સિદ્ધિ થતાં કારણોની જરૂર રહેતી નથી સુખરૂપ આત્માનો સાક્ષાત્કાર થવો એ ઉત્તમ સમાધિ છે આત્મજ્ઞાનીઓની આવી દશા થયા પશ્ચાત્ જે કર્તવ્ય તેમને કરવાનું હોય છે તે શુદ્ધ વિવેકમાં ભાસે છે અને તેથી તે તે પ્રમાણે કરે છે

નયોની કલ્પના આત્માને વિકાર કરી શકતી નથી

नात्मनोविकृतिं दत्ते तदेषानयकल्पना
शुद्धस्य रजतस्येव, शुक्तिधर्मप्रकल्पना॥११८॥ अ सा
आत्मनिश्चयाधिकार

નૈગમ, સંગ્રહ, વ્યવહાર, ઋજુસૂત્ર, શબ્દ, સમભિરૂઢ અને એવંભૂત એ સાત નયો અને તેના સાતસો ભેદની કલ્પના વા અસંખ્યાત નયોની કલ્પનાથી આત્માનો વિકાર થતો નથી શ્રીમદ્ ચિદાનન્દજી કથે છે કે—

नय अरु भंग निक्षेप विचारत पूरवधर थाके गुण हेरी,
विकलप करत त्याग नविपाये निर्विकल्पतें हेत भयेरी ॥

अकलकला जगजीवनतेरी ।

નય, ભંગ અને નિક્ષેપનો વિચાર કરતા પૂર્વધરો થાકી ગયા પણ વિકલ્પ કરતા આત્મસ્વરૂપનો પાર પામ્યા નહીં માટે આત્માની નિર્વિકલ્પ દશાની સાથે મારો પ્રેમ થયો છે—

ભિન્ન ભિન્ન અસંખ્ય દૃષ્ટિથી સૂર્યને દેખવામા આવે અને સૂર્ય સંબંધી કલ્પનાઓ કરવામા આવે તેથી કંઈ સૂર્યમા વિકાર થતો નથી આજ વાતને શ્રીમદ્ રજતના દૃષ્ટાન્તથી જણાવે છે શુદ્ધ રૂપામા જેમ છીપના ધર્મની કલ્પના કરવામા આવે તો તેથી શુદ્ધ રૂપામા વિકાર થતો નથી રૂપુ જેવુ શુદ્ધ હોય છે તેવુ ને તેવુ શુદ્ધ રહે છે તેમ નયોની કલ્પનાથી આત્મા સ્વાભાવિક રૂપમા ફેરફાર થતો નથી અસંખ્યનયો પોતપોતાની કલ્પનાવડે આત્માને કલ્પે પણ તેથી આત્મામા વિકાર થતો નથી આત્મા તો જેવો છે તેવોને તેવો દ્રવ્યપણે અવિકારી રહે છે નયોની કલ્પનાથી આત્મામા વિકાર થતો નથી सविकल्पश्रुतमा નયોની કલ્પનાનો સમાવેશ થાય છે સવિકલ્પ ધ્યાનમા નયોની કલ્પના ઉપયોગી છે નિર્વિકલ્પમય આત્માનુ સ્વરૂપ છે તેમા નયોની કલ્પનાથી વિકાર કરી શકાતો નથી નયોની કલ્પના જેમા છે એવા આત્માના નિર્વિકલ્પ સ્વરૂપમા સતત નિર્વિકલ્પોપયોગ સ્થિર કરવાથી વાસ્તવિક આત્માનન્દનો અનુભવ આવે છે આત્મા અને તેના ગુણ પર્યાયોનુ જેવુ સ્વરૂપ છે તેમા વાસ્તવિકપણે કદિ નયોથી વિકાર થવાનો નથી નયોની કલ્પનાની પેલીપાર નિર્વિકલ્પ અનુભવ છે નિર્વિકલ્પ અનુભવ જ્ઞાન પ્રાપ્ત થતા આ બાબતનો અનુભવ આવે છે दर्शन ज्ञान चरणथकी, अलख स्वरूप रस पीजीए, शुद्ध निरञ्जनएकरे, धर्म ॥ ५ ॥ આનન્દઘનજી જ્ઞાનીઓનો એક સરખો અનુભવ મળે છે

આત્મા આત્મજ્ઞાનથી મુક્ત થાય છે પણ શાસ્ત્રોથી મુક્ત થતો નથી

अज्ञाता विषयासक्तो, बध्यते विषयैस्तुसः
ज्ञानाद्धि मुच्यतेचात्मा, न तु शास्त्रादि पुद्गलात् ॥१४०॥

વિષયાસક્ત એવો અજ્ઞાની વિષયોવડે બધાય છે પણ વિષયમા ગગવિનાનો જ્ઞાની તેજ વિષયોથી બધાતો નથી જ્યા ત્યા વિષયો ભરેલા છે શરીર મન વાણી એજ વિષયો છે અજ્ઞાની તેથી બધાય છે અને જ્ઞાની પોતાના જ્ઞાનબળે શરીર મન વાણીરૂપ વિષયોમા અનાસક્તિપણાથી છૂટે છે આત્મા જ્યારે ત્યારે પણ આત્મજ્ઞાનથી મુકાય છે આત્મજ્ઞાનથી વિષયોમા બધાવાનુ થતુ નથી અજ્ઞાની વિષયોમાં સુખ રહેતુ જાણે છે અને જ્ઞાની વિષયોમા સુખની બુદ્ધિ ધારણ કરતો નથી તેથી તેને વિષયો બાધવાને સમર્થ થતા નથી અજ્ઞાની જ્યા ત્યા સુખની બુદ્ધિથી ગમે તે પદાર્થમા બધાય છે અજ્ઞાનીને આખી દુનિયા વિષયભૂત હોવાથી આખી દુનિયામા ગમે ત્યા જાય છે ત્યા તે જડ પદાર્થોમા સુખની કલ્પના કરીને ભ્રાન્તિથી પોતાની મેળે બધાય છે તે એક વિષયથી છૂટે છે તો બીજા વિષયથી બધાય છે સત્વ ના કા ળોગ પણ તે અહ મમત્વ વૃત્તિથી બધાય છે બધ ગમે ત્યા જાય ત્યા પણ ન ફાફા મારવાનો, તદ્વત્ અજ્ઞાની ગમે તેવા ધર્મના હેતુઓમા પણ પર વસ્તુમા સુખની ભ્રાન્તિથી અહ મમત્વની કલ્પના કરીને બધાવાનો અજ્ઞાનીને શાસ્ત્ર પુદ્ગલનો પણ મુક્તિ માટે થતા નથી તત્વરસના શાસ્ત્રો વગેરે અનેક દુનિયાનુ જ્ઞાન આપનારા શાસ્ત્રોના અભ્યાસથી અજ્ઞાની, બનયો છૂટતો નથી આત્મજ્ઞાનથી આત્મા મુકાય છે પણ શાસ્ત્ર પુદ્ગલનથી નહિ એ પ્રમાણે આત્મજ્ઞાનીઓ પોકારીને કહે છે ધર્મના શાસ્ત્રોનો અભ્યાસ કરીને પણ જો આત્મજ્ઞાન પ્રાપ્ત કરવામા ન આવ્યુ તો મુક્તિ થતી નથી અધ્યાત્મશાસ્ત્રોથી આત્મજ્ઞાન પ્રગટે છે અધ્યાત્મ જ્ઞાનની પ્રાપ્તિ માટે અધ્યાત્મશાસ્ત્રોને નિમિત્તકારણતા છે અધ્યાત્મશાસ્ત્રો, ધર્મશાસ્ત્રો, તત્વશાસ્ત્રોનો અભ્યાસ કરીને આત્મજ્ઞાન પ્રગટાવવામા આવે છે તો આત્મજ્ઞાનથી આત્મા વિષયોથી છૂટે છે પણ એકલ સાધ્ય નિરપેક્ષશાસ્ત્ર પુદ્ગલોવડે આત્મા વિષયોથી છૂટતો નથી એમ શ્રીમદ્ ઉપાધ્યાય જણાવે છે તે અનુભવમા આવે છે આત્મજ્ઞાની જ્ઞાનબળે વિષયો છતા તેમા અનાસક્તિપણાથી બધાતો નથી વિષયો અર્થાત્ પ ચથી દુનિયામાથી ટળી જતા નથી પરતુ તેમા આસક્તિ થાય છે તેને દૂર કરવાની જરૂર છે આત્મજ્ઞાનથી જ્ઞાની ખરેખર વિષયોમા થતી આસક્તિથી છૂટે છે વિષયોમા થતી આસક્તિ તેજ ખરેખર બન્ધન છે તેનો નાશ કરવા માટે આત્મજ્ઞાન ખરેખર ઉત્તમ કારણ છે આત્મજ્ઞાની સસારના વિષયોમા નિર્લેપ રહીને સમાધિ નામ કરી પરમસુખમા મ્હાલે છે

વસ્તુત મુક્તિની પ્રાપ્તિ માટે જ્ઞાન, દર્શન, અને ચારિત્રરૂપ ભાવલિંગ કારણ છે પણ બાહ્યલિંગ કારણ નથી તે દર્શાવે છે

अतो रत्नत्रय मोक्ष स्तदभावे कृतार्थता ।
पाखण्डिगणलिङ्गैश्च गृहलिङ्गैश्च कापि न ॥ १७९ ॥
अध्यात्म आत्मनिश्चयाधिकार

पाखण्डिगणलिङ्गेषु, गृहलिङ्गेषु ये रताः ।
न ते समयसारस्य, ज्ञातारो बालबुद्धयः ॥ १८० ॥

भावलिङ्गरता येतु, सर्व सारविदो हि ते ।
लिङ्गस्था वा गृहस्थावा, सिध्यन्ति धुतकल्मषा ॥ १८१ ॥

भावलिङ्ग हि मोक्षाङ्ग, द्रव्यलिङ्गमकारणम ।
द्रव्य नात्यन्तिकं यस्मा न्नाप्यैकान्तिकमिष्यते ॥ १८२ ॥

भावलिङ्ग ततो मोक्षो, भिन्नलिङ्गेष्वपि ध्रुवः ।
कदाग्रह विमुच्यैतद्, भावनीय मनस्विना ॥ १८७ ॥

જ્ઞાનદર્શન અને આત્મગુણ રમણતા રૂપ ચારિત્રરૂપ ભાવ લિંગથી મોક્ષ છે પાખંડિઓના લિંગો અને ગૃહસ્થોના લિંગો વડે ભાવલિંગ વિના કૃતાર્થતા નથી પાખંડિગણ લિંગોમાં અને ગૃહસ્થલિંગોમા જે આસક્ત થએલા છે તે સિદ્ધાન્તના સારને જાણતા નથી કારણ કે તે બાલબુદ્ધિ વાળા છે बाल, पश्यति लिङ्ग બાહ્ય ચિન્હને દેખે છે પણ સત્ય ધર્મને દેખી શકતો નથી જ્ઞાનાદિક ભાવલિંગમાં જેઓ રાગી છે તેઓ સિદ્ધાન્તોના સારને જાણનારા છે પશ્ચાત્ ભલે તે ગમે તે લિંગધારી હોય વા ગૃહસ્થો હોય તોપણ તે પાપોને ધોઇ નાખેલા એવા સિદ્ધ થાય છે જ્ઞાન, દર્શન અને સ્વાત્મ ધર્મ રમણતા રૂપ ચારિત્રરૂપ ભાવલિંગજ મોક્ષનું કારણ છે અને રજોહરણાદિ વેષ રૂપ દ્રવ્યલિંગ તો અકારણ છે તેથી આત્યન્તિક અને એકાન્તપણે દ્રવ્યલિંગ ઇચ્છાતું નથી ભિન્ન ભિન્ન લિંગોમા પણ ભાવ લિંગથી મોક્ષ છે માટે કદાગ્રહનો ત્યાગ કરીને પંડિતે આ બાબતનો વિ

ત્યાગ કરવો જ્ઞાન, દર્શન ચારિત્રાદિગુણો વિના મુક્તિ થતી નથી બાહ્ય લિંગોમાં જેઓ આસક્ત થઇ અશુદ્ધ વ્યવહારને મુખ્ય રીતે જેઓ જ્ઞાનાદિ ગુણો વિના પોતાનામાં સાધુપણું માનીને અહંકારી બને છે, તેઓ ત્યાગનું સ્વરૂપ જાણી શક્તા નથી બાહ્યનો ઘટાટોપ કરવાથી અને બાહ્યના ઘટાટોપથી કંઇ કાર્યની સિદ્ધિ થતી નથી.

પાખંડલિંગ આધુનિક અને ગૃહસ્થલિંગ એ તો ધર્મની ઓળખાણ માટે છે ભાવલિંગ વિના દ્રવ્યલિંગોથી મુક્તિ થતી નથી વૈરાગ્યની વૃત્તિમાં કહ્યું છે કે અનંતવાર રજોહરણાદિ દ્રવ્યલિંગ ધારણ કરવામાં આવ્યા પણ ભાવલિંગ વિના મુક્તિ થઇ નહિ જનશ્રુતિ પણ એવી છે કે મેરૂપર્વત જેટલા રજોહરણ અને મુખવસ્ત્રિકાઓ ગ્રહવામાં આવે તો પણ વાસ્તવિક-જ્ઞાન-દર્શન-ચારિત્રરૂપ ભાવલિંગ વિના મુક્તિ નથી જ્ઞાન-દર્શન-ચારિત્રાદિ ગુણો વિના જો દ્રવ્યલિંગથી મુક્તિ થતી હોત તો નાટકીયાની પણ થઇ શકે ઉપરના વેષ અને આચારથી ખુશ થવાથી કંઇ વળતું નથી આત્માના સદ્ગુણોથી આત્માની સિદ્ધિ થાય છે અન્યલિંગે પણ જીવો મુક્તિ પામે છે તેનું કારણ ખરેખર ભાવલિંગ છે આત્માના ગુણો તેજ ભાવલિંગ છે તે જો પ્રાપ્ત કરવામાં આવે તો આત્મા તેજ પરમાત્મા થાય છે લિંગોની તકરારો કરીને રાગ દ્વેષમાં પડીને ભાવલિંગથી ભ્રષ્ટ ન થવું જોઇએ ભાવલિંગની સાધ્યતાનો ઉપયોગ ન ચૂકવો જોઇએ દ્રવ્યલિંગના કદાગ્રહથી ક્લેશ કરીને મનુષ્યો એક બીજાનું અશુભ ચિંતવે છે અને મમત્વભાવથી બંધાઇને સાધ્યની શૂન્યતા ધારણ કરે છે દ્રવ્યલિંગના આગ્રહીઓ પોત પોતાના લિંગની સિદ્ધિ કરવા અનેક પ્રકારની કુયુક્તિઓ કરે છે અને ભાવલિંગના સ્વરૂપને નિશ્ચય કથીને બાળજીવોને કદાગ્રહમાં યોજે છે દ્રવ્યલિંગના એકાન્તરાગી મનુષ્યો ભાવલિંગની કંઇ પણ જેવી જોઇએ તેવી કરી શકતા નથી દ્રવ્યલિંગનો મમત્વ કદાગ્રહ એ પરિગ્રહ છે આત્માના ગુણો એ ભાવલિંગ છે તેમાં ભવ્ય મનુષ્યોએ રૂચિ ધારણ કરવી જોઇએ ભાવલિંગમાં કદાગ્રહ, મમત્વ, દ્વેષ અને ક્લેશ વગેરે દોષો હોતા નથી વેષ બાહ્યાચાર વગેરે બાહ્યમાં તો કપટ કરી શકાય છે ભાવલિંગમાં તો કપટ હોઇ શકતું નથી ગમે તે ગામમાં, ગમે તે નગરમાં ગમે તે દેશના મનુષ્યોમાં, ગમે તે બાલ્યાદિ અવસ્થામાં જ્ઞાન--દર્શન--ચારિત્રરૂપ ભાવલિંગથી મોક્ષ થાય છે એમ નિશ્ચયનય

ડિંડિમ વગાડીને કથે છે શ્રીવીર પ્રભુએ સર્વજ્ઞ દૃષ્ટિથી કથેલુ અવ્ય લિગાઓ જ્ઞાન દર્શન-ચારિત્રરૂપ ભાવલિંગ ગમે તે મનુષ્યને મોક્ષ આપવા સમર્થ છે સ્ત્રી હોય વા પુરુષ હોય, જૈન કોમનો મનુષ્ય હોય વા જૈનેતર હોય પણ જો તેનામાં ભાવલિંગ આવ્યુ તો ગમે તેવુ બાહ્યલિંગ હોવા છતા તેની મુક્તિ થાય છે એમ નિશ્ચય છે

ભવ્ય જીવોએ ભાવલિંગ રૂપ સાધ્યની અપેક્ષાએ દ્રવ્યલિંગ રૂપ સાધન વ્યવહારને આદરવો જોઇએ દ્રવ્યલિંગધારકોએ દ્રવ્યલિંગનુ મમત્વ ન ધારણ કરવુ જોઇએ ભાવલિંગ રૂપ પોતાના જ્ઞાનાદિ ગુણો પ્રાપ્ત કરવા નિરહંવૃત્તિથી ખરો ઉપયોગ દેવો જોઇએ સાધુએ દ્રવ્યલિંગથી પોતાનામા સાધુપણુ આવી ગયુ એમ માની ન લેવુ જોઇએ શ્રી ધર્મરત્ન પ્રકરણમા શ્રીમદ્ દેવેન્દ્રસૂરિએ ભાવ સાધુના લિંગો વર્ણવ્યા છે તેનુ મનન કરીને તેવા ગુણો પ્રગટાવવા પ્રયત્ન કરવો જોઇએ દિગંબરોએ વસ્ત્ર ન હોય તોજ મુક્તિ મળે એવા કદાગ્રહને વશ ન થતા ગમે તે લિંગ હોવા છતા ભાવલિંગથી મુક્તિ થાય છે એવા ન્યાય માર્ગ તરફ વળીને આત્માના ગુણો પ્રગટાવવા પ્રયત્ન કરવો જોઇએ

## કવ્વાલિ

ફુલીને ફાળકો થા ના, ગ્રહીને સાધુનો વેષજ,
અનન્તા દ્રવ્યલિંગોને, ગ્રહ્યા છે ભાવ લિંગજ વણ ૧

ગુણો વણ તો ફટાટોપે, વળે ના કંઇ વિચારી જો
જ્યા જ્યા રાગદ્વેષાદિ, નથી ત્યા ત્યાગ અન્તરનો ૨

અમે સાધુ ખરાઠેએ, અહંવૃત્તિ રહી એવી
ગુણોની જ્યા નથી પરવા, સર્યું શુ દ્રવ્યવેષે ત્યા ૩

ઘણી ઇર્ષ્યા ઘણી નિન્દા, હલાહલદ્વેષની વૃત્તિ
નથી મમતા હૃદયમાહી, સર્યું શુ દ્રવ્યવેષે ત્યા ૪

પરસ્પર વેષીની નિન્દા, કપટ નાટક ભજવાતુ
ઉછાળા ક્રોધના ભારી, સર્યું શુ દ્રવ્યવેષે ત્યા ૫

ક્રિયા આચારના ઝઘડા, ઉપરથી ધર્મના નામે
ગુણોની દાઝ નહિ દિલમા, સર્યું શુ દ્રવ્યવેષે ત્યાં ૬

કદાગ્રહ કીચના કીડા, બનીને દષ્ટિરાગે તો
ગ્રહ્યું તે સાચ માન્યું જ્યાં, સર્યું શું દ્રવ્યવેષે ત્યાં ૭

ધર્યું મન્તવ્ય એકાન્તે, નથી ત્યાં ભાવ વણ મુક્તિ
બુદ્ધ્યબ્ધિ ભાવલિંગે હો, ખરેખર મુક્તિની સિદ્ધિ ૮

ભાવલિંગની સાધ્યદૃષ્ટિએ સાધુઓને દ્રવ્યલિંગ હિતાવહ છે આધ્યાત્મિકદૃષ્ટિએ શ્રીમદ્‌ના શ્લોકોનું મનન કરી આત્મહિત કરવું જોઈએ

ભાવલિંગ છે તેજ મુક્તિનું ઉપાદાન કારણ છે દ્રવ્યલિંગતો નિમિત્ત કારણ છે ભાવલિંગની મુખ્યતાએ દ્રવ્યલિંગની સાધનતા ઉપયોગી છે આખી દુનિયાના મનુષ્યો જ્ઞાન દર્શન ચારિત્રરૂપ ભાવલિંગને પામે એવા ઉપાયોનો પ્રચાર કરવો જોઈએ ભાવલિંગરૂપ સાધ્યને હૃદયમાં ધારણ કરીને દ્રવ્યલિંગો ભિન્ન હોવા છતાં કદિ પરસ્પર ભિન્ન દ્રવ્યલિંગોથી ક્લેશ, ભેદ અને ખેદને ન ધારણ કરવો જોઈએ બાહ્યના ભિન્ન ભિન્ન લિંગો ટળીને તેનો એક દ્રવ્યલિંગ નિશ્ચય થયો નથી, થતો નથી અને થશે નહિ રાગદ્વેષના મધ્યમાં રહીને અર્થાત્ મધ્યસ્થ રહીને વિચારવામાં આવે તો દ્રવ્યલિંગ ભેદની ભિન્ન ભિન્ન માન્યતાઓમાં પણ ભાવલિંગની ઉપયોગિતા સ્વીકારવાનો વિચાર પ્રગટી શકે અને દ્રવ્યલિંગની ભિન્નતાના અવલોકનથી કષાયની વૃદ્ધિ ન થાય પરન્તુ કષાયની મંદતા થાય અને સર્વ જીવોની સાથે મધ્યસ્થભાવે વર્તી શકાય ભાવલિંગની ખરેખરી આવશ્યકતા સ્વીકારવાથી દ્રવ્યલિંગ ધારણ કર્યા છતાં દ્રવ્યલિંગીઓને દેખી ઈર્ષ્યા દ્વેષ અને ખેદ વગેરે દુર્ગુણો પ્રગટતા નથી ભાવલિંગથી મુક્તિને માનનારાઓ દ્રવ્યલિંગીઓના દ્રવ્યલિંગ કદાગ્રહો ( જેવા કે અમુક વેષેજ એકાન્તે મુક્તિ છે ) ના અધીન થતા નથી દ્રવ્યલિંગ અને ભાવલિંગનો તફાવત અવબોધ્યા પશ્ચાત્ મમત્વ, કલેશ અને અન્યોનું અશુભ કરવા દુર્ધ્યાન થતું નથી નિશ્ચયનયની અપેક્ષાએ ભાવલિંગ તે મુક્તિનું કારણ છે અને વ્યવહારનયની અપેક્ષાએ દ્રવ્યલિંગની મુક્તિ પ્રતિ નિમિત્તકારણતા છે શ્રી તીર્થંકરોએ વ્યવહાર નયની અપેક્ષાએ રજોહરણ મુખવસ્ત્રિકા આદિ દ્રવ્યલિંગને ચારિત્રની આરાધના માટે ઉપયોગી ગણ્યું છે સાધુઓને દ્રવ્યલિંગ ધારણ કરવું પણ દ્રવ્યલિંગની મૂર્છા રાખવી નહિ આગમોમાં-સમ્મતિતર્ક વિશેષાવશ્યક વગેરેમાં દ્રવ્યલિંગ ધારણ કરવાનાં કારણો દર્શાવ્યાં છે રજોહરણ મુખવસ્ત્રિકા, વસ્ત્ર, અને પાત્ર

વગેરે ધારણ કરીને ચારિત્રની આરાધના કરી શકાય છે, માટે સાધુઓએ વસ્ત્ર પાત્રાદિ ન ધારણ કરવા એવો સૂત્ર વિરૂદ્ધ ઉપદેશ દેવો નહિ

આ કાલમા સ્થવિરકલ્પી સાધુઓની અસ્તિતા સ્વીકારવામા આવી છે સાધુને વસ્ત્રાદિ ઉપાધિ નહિ રાખવાની માન્યતા સ્વીકારનારાઓએ સમજવુ જોઇએ કે ચારિત્રની આરાધના કરવામા રજોહરણ, મુખવસ્ત્રિકા વસ્ત્ર અને પાત્રાદિકની ખાસ ઉપયોગિતા સિદ્ધ ઠરે છે દ્રવ્યલિંગ ઉપાધિ વગેરેમા મમત્વ નહિ રાખવુ એજ ભાવલિંગની પ્રાપ્તિમા હેતુતા અવબોધવી. દ્રવ્યલિંગ ધારણ કરીને સાધુઓએ પ્રમાદ વિકથાનો ત્યાગ કરીને જ્ઞાન દર્શન ચારિત્રરૂપ ભાવલિંગની આરાધના કરવી જોઇએ આ કાળમા રજોહરણાદિપર સરાગતા રહે એવી સ્થિતિ છે કારણ કે હાલ સરાગ સંયમ છે વસ્ત્ર પાત્ર રજોહરણ વગેરે મુક્તિનુ કારણ છે જેમ શરીર છે તે મુક્તિનુ કારણ છે તેમ વસ્ત્ર વેષાદિક મુક્તિનુ કારણ છે રજોહરણ વસ્ત્રાદિક રાખવાથી રાગ થાય છે એમ કોઇ કહે તો તેના ઉત્તરમા કહેવાનુ કે શરીરપર પણ રાગ થઇ શકે છે શરીર અને વસ્ત્રાદિકનુ મમત્વ ત્યાગીને જેઓ ત્યાગી થયા છે એવા સાધુઓને શરીર વેષ વસ્ત્રાદિકપર મમત્વ નહિ ધારણ કરવુ જોઇએ શરીર, વેષ, વસ્ત્રાદિકની મુક્તિ પ્રતિ ઉપયોગિતા છે શરીર અને દ્રવ્યલિંગ છતા ભાવલિંગમા આસક્ત એવા સાધુને મુક્તિની પ્રાપ્તિમા કોઇ જાતનો વિરોધ આવતો નથી જે સાધુઓ ભાવલિંગમા આસક્ત છે તેઓને દ્રવ્યલિંગ વસ્ત્રાદિકપર મમતા હોતી નથી ભાવલિંગમા આસક્ત એવા દ્રવ્યલિંગ ધારીઓને મમત્વ ન પ્રગટે તે માટે ઉપરની કવ્વાલિની ઉપયોગિતા છે પણ કંઇ દ્રવ્યલિંગના નિષેધાર્થે ઉપરની કવ્વાલિ નથી દ્રવ્યલિંગ ધારી સાધુઓ પોતાનું ભાવલિંગ લક્ષ્યમા રાખે અને તેમા રમણતા કરે તથા બાહ્ય દ્રવ્યલિંગની ભિન્નતાએ કદાગ્રહ મમત્વ અને મતભેદ કરી કલેશ ન કરે તે માટે ઉપર લખેલી કવ્વાલિ ભાવલિંગનો ઉપયોગ આપવા માટે ઉપયોગી જાણવી ભાવલિંગની પ્રાપ્તિ માટે સદા બનતા ઉપાયો સેવવા અને આત્માની શુદ્ધતા કરવી એજ હિત શિક્ષા છે

શ્રીમદ્ ઉપાધ્યાયના અનુભવોદ્‌ગાર

જ્ઞાનીઓના વચન વડે અમે બ્રહ્મવિલાસોને અનુભવીએ છે

ब्रह्मस्थो ब्रह्मज्ञो ब्रह्म प्राप्नोति तत्र किंचित्रम् ।
ब्रह्मविदां वचसाऽपि ब्रह्मविलासाननुभवाम' ॥ २६ ॥

## अ सार अनुभवाधिकार

બ્રહ્મમાં રહેલો બ્રહ્મનો જ્ઞાતા બ્રહ્મને પામે છે ત્યાં શું આશ્ચર્ય છે ? અર્થાત્ કશું ત્યાં આશ્ચર્ય નથી પરન્તુ અમો તો આત્મજ્ઞાનીઓના વચન વડે બ્રહ્મવિલાસને અનુભવીએ છીએ તે એક આશ્ચર્ય છે આ પ્રમાણે કથનાર શ્રી ઉપાધ્યાયજી એમ જણાવે છે કે અમને તો જ્ઞાનીઓના વચ નથી બ્રહ્માનન્દનો અનુભવ થાય છે આત્મજ્ઞાનિઓના નાભિથી ઉઠેલા અધ્યાત્મ શબ્દોમાં શ્રોતાઓને અસર કરનારી જીવતી શક્તિ રહી હોય છે જેઓ પૂર્વભવના અધ્યાત્મજ્ઞાનના સંસ્કારી છે તેઓને જ્ઞાનીઓની વાણી શ્રવણ કરતાંજ બ્રહ્માનન્દનો અનુભવ મળે છે આર્યવર્તના આર્ય ભવ્યમનુષ્યોના ભાગ્યમાં બ્રહ્માનન્દનો અનુભવ કરવાનું લખ્યું છે આત્મા પોતાના સ્વરૂપને કહેનારા શબ્દો સાંભળીને પોતાના સ્વરૂપમાં લીન થઇ જાય છે અન્તર્મુખ જ્ઞાનોપયોગથી પોતાનું બ્રહ્મસ્વરૂપ ઓળખે છે પોતાના આત્માના બ્રહ્મસ્વરૂપને જે જાણે છે તે બ્રાહ્મણ કહેવાય છે પોતાનું શુદ્ધ બ્રહ્મસ્વરૂપ જાણ્યા બાદ આત્માને અન્યજડપદાર્થોમાં રસ પડતો નથી આત્મજ્ઞાનીને સર્વત્ર બ્રહ્મસ્વરૂપમાં રસ પડે છે અને સર્વત્ર તેની દૃષ્ટિની આગળ બ્રહ્મસ્વરૂપ તરી આવે છે તેના મુખમાંથી બ્રહ્મવાણી નીકળે છે અને તે બ્રહ્મવાણીથી સર્વત્ર સર્વદા સર્વથા સર્વને આર્યત્વની પ્રાપ્તિ થાય છે આત્મજ્ઞાનીઓના વચનોથી ઉપાધ્યાય સરખા બ્રહ્મવિલાસોને અનુભવે છે તો પશ્ચાત્ તેઓ ધ્યાનદશામાં તો અખંડ બ્રહ્માનન્દનો અનુભવ કરે એમાં કંઇ આશ્ચર્ય નથી આત્મજ્ઞાનીઓ આત્મજ્ઞાનમાં મસ્ત રહે છે તેઓની વાણીથી તેઓનું આન્તરિક સ્વરૂપ સમજવાની દિશા અવલોકી શકાય છે રાગદ્વેષની પરિણતિની મંદતા કરનાર અને અનેક નયોની અપેક્ષાએ આત્મતત્ત્વનું જ્ઞાન કરનાર અને સતત ધ્યાનના પ્રવાહે આત્મતત્ત્વનો નિશ્ચય કરીને તેનો અનુભવ કરનાર મનુષ્ય ખરેખર આત્મજ્ઞાન સંબંધી ઉદ્ગારો કાઢે છે તેની વાણીની ખરેખર પાત્ર જીવોને બ્રહ્માનન્દનો અનુભવ મળે છે આત્મજ્ઞાનીઓના લેખો, ગ્રંથો અને શબ્દો ઇત્યાદિ ખરેખર જગત્ જીવોને અલૌકિક આનંદ આપે છે બ્રહ્મ

જ્ઞાનીઓના વચનથી બ્રહ્માનન્દ અનુભવાય છે એવું શ્રીમદ્ ઉપાધ્યાયનું વચન અમને અનુભવમાં આવે છે

## योगीए केवी रीते वर्तवुं ?

निश्चित्यागमतत्त्वं तस्मादुत्सृज्य लोकसंज्ञां च ।
श्रद्धा विवेकसारं यतितव्यं योगिना नित्यम् ॥ ३९ ॥
( अध्यात्मसार अनुभवाधिकार )

આગમ તત્ત્વનો નિશ્ચય કરીને અને તે નિશ્ચયથી લોકસંજ્ઞાનો ત્યાગ કરીને યોગીએ શ્રદ્ધા વિવેક વિવેકસાર પૂર્વક નિત્ય યત્ન કરવો જોઇએ આગમ તત્ત્વનો નિશ્ચય પ્રાપ્ત થયા વિના લોકસંજ્ઞાનો ત્યાગ થતો નથી લોકો મને શું કહેશે ? લોકોમાં હું સારો નહિ ગણાઉં, લોકો માગ વિરૂદ્ધ બોલશે, લોકો જેમ મારો કહે તેમ ચાલવું જોઇએ, લોકની રીતિએ ગાડરીયા પ્રવાહ પ્રમાણે ચાલવું જોઇએ ઇત્યાદિ લોકસંજ્ઞાનો પરિહાર કરીને અને આત્માને આગળ કરીને ચાલવું તે આત્મતત્ત્વનો નિશ્ચય કર્યા વિના બની શકે તેમ નથી, માટે યોગીએ આગમોનું અધ્યયન કરીને તેનું તત્ત્વ રહસ્ય અવબોધવું અને તેનો આત્મસાક્ષીએ દૃઢ નિશ્ચય કરવો જોઇએ શ્રદ્ધા અને વિવેકસારને પ્રાપ્ત કરી આત્માના ગુણોની ઉત્ક્રાન્તિ અર્થે આત્મ ગુણોમાં રમણતા કરવી જોઇએ લોક વ્યવહારનો ત્યાગ કરીને પોતાના આત્માની ઉન્નતિ થાય એવા ધ્યાનાદિક આલંબનવડે પ્રવર્તવું જોઇએ ભય-શોક-ખેદ-મમત્વ અને અહંવૃત્તિનો સ્વપ્ને ખ્યાલ ન આવે એવી રીતે વર્તીને બ્રહ્માનન્દમાં મગ્ન થવું જોઇએ આત્મજ્ઞાની યોગી આ પ્રમાણે વર્તતો છતો આત્મજ્ઞાનધ્યાન સમાધિમાં લીન થઇને અવધૂત દશાને પામે છે લૌકિક શાસ્ત્રોમાં અવધૂતનું નીચે પ્રમાણે લક્ષણ દર્શાવ્યું છે

योत्रिलङ्घ्याश्रमान् वर्णान्, आत्मन्येव स्थितः पुमान् ।
अतिवर्णाश्रमी योगी, अवधूतः स उच्यते ॥ १ ॥
( अभिधानराजेन्द्र )

જે સર્વ આશ્રમો અને સર્વ વર્ણોનું ઉલ્લંઘન કરીને આત્મામાં સ્થિતિ કરે છે તે અતિવર્ણાશ્રમી યોગી અવધૂત કહેવાય છે, આશ્રમો અને

વર્ણોનું ઉલ્લંઘન કરીને જે યોગી આત્મામાં સ્થિતિ કરે છે તે અવધૂત કહેવાય છે દ્રવ્ય અવધૂત, ભાવ અવધૂત, વ્યવહાર અવધૂત નિશ્ચય અવધૂત વગેરે અનેક અવધૂતના ભેદો છે લૌકિક અવધૂત અને લોકોત્તર અવધૂત વગેરે અવધૂતના ભેદો જાણવા લોક સંજ્ઞાનો ત્યાગ કરનાર એવા આત્મજ્ઞાની યોગીની લોકોત્તર અવધૂત દશા જાગે છે લોકોની દૃષ્ટિમાં લોકોત્તર અવધૂતજ્ઞાની ગાડા જેવો વિપરીત ભાસે છે **जग जाणे उन्मत औ, ओ जाणे जग अन्ध—ज्ञानी ज्ञु जगम रह्यो, यु नहि कोइ संबंध ॥** આત્મજ્ઞાની યોગીની અવધૂત દશાને સ્થૂલ બુદ્ધિથી કળી શકાતી નથી અવધૂત યોગીનું બોલવું ચાલવું કરવું વગેરે સર્વ જુદા પ્રકારનું છે યોગીએ આત્માના અખંડાનન્દમાં સદા મસ્ત રહેવું જોઈએ અને આત્મકલ્યાણ થાય અને પરમેશ્વરની પ્રાપ્તિ થાય એવી લોકોત્તર અવધૂત દશાને ધારણ કરવી જોઈએ

લોકોત્તર જ્ઞાન દર્શન ચારિત્રમાં સ્થિર થએલા અવધૂત યોગીની જગતથી જૂદા પ્રકારની દશા છે લોકોત્તર અવધૂતયોગીઓ બે શતકપર થઈ ગએલા શ્રીમદ્ આનન્દઘનજી અને વિશમા સૈકાના પ્રારંભમાં થએલા શ્રીમદ્ ચિદાનન્દજી જેવા હોય છે શ્રીમદ્ ચિદાનન્દજી મહારાજ ખંભાતના ખરતર ગચ્છના યતિ હતા આગમોનો અભ્યાસ કરીને તેમણે ગીતાર્થપણું પ્રાપ્ત કર્યું હતું તેમણે મગધ દેશમાં પદ્માવતી દેવીની આરાધના કરી હતી, તેના યોગે તેમની આગળ પદ્માવતી સાક્ષાત્ થયા અને વર માગવાનું કહ્યું ચિદાનન્દજીએ પૂછ્યું કે તમે અતુલ લક્ષ્મી આપો દેવીએ કહ્યું કે તમો ભોગી નથી પણ યોગી થવાના છો કર્પૂરચંદજીએ દેવીને કહ્યું કે જો એમ છે તો હું યોગી થઈશ કર્પૂરચંદજીએ પશ્ચાત્ આગમોનું જ્ઞાન પ્રાપ્ત કરીને યોગનો અભ્યાસ શરૂ કર્યો યોગમાં તેઓ વધવા લાગ્યા અને તેથી તેમને જનસમુદાયથી જૂદું રહેવાની ઇચ્છા થઈ તેઓશ્રી પાદરા, દરાપરા, વડોદરા, ઉમેટા વગેરે ઠેકાણે વિહાર કરતા હતા ખંડેરાવ ગાયકવાડ સરકારના વખતમાં તેઓએ દરાપરામાં ચોમાસું કર્યું હતું પાદરામાં તેઓશ્રી પિસ્તાલીશ આગમો લેઈને આવ્યા હતા વડોદરાથી તેઓ એક વખત આકાશ માર્ગે ઉડીને ખંભાત ગયા હતા યોગનો અભ્યાસ કરતા કરતા તેમને આકાશગામિની વિદ્યાની સિદ્ધિ થઈ હતી તેઓશ્રીએ સં ૧૯૦૪ લગભગમાં ભાવનગરમાં ચોમાસું કર્યું હતું અને સંવત્સરીના દિવસે ઉભા ઉભા મુખથી બારસાસૂત્ર શ્રીસંઘને સંભળાવ્યું હતું તેઓશ્રીએ પાલીતાણામાં

ભાવનગરના સંઘ શ્રાવકના સંઘની સાથે ગયા હતા તેઓશ્રી અમદાવાદમા હઠીભાઈની વાડીમા એક વખત આવીને ઉતર્યા હતા તે વખતે અમદાવાદમા શ્રીનેમિસાગરજી મહારાજ તથા શ્રીરૂપવિજયજી મહારાજ હતા તે વખતની ચાલતી ચર્ચા સબધી ખુલાસો મેળવવા માટે કેટલાક શ્રાવકો શ્રીચિદાનન્દજી પાસે ગયા હતા તે વખતે શ્રીમદ્ શ્રી નેમિસાગરજીના પક્ષમા પોતાનો વિચાર દર્શાવ્યો હતો તે વખતે અમદાવાદમા પ્રેમાભાઈ નગરશેઠ વિદ્યમાન હતા પાલીતાણામા તેમણે એક વખતે અપરિચિતયતિ તરીકે એક ચાતુર્માસ કર્યું હતુ કેટલાક મનુષ્યના કહેવા પ્રમાણે તેઓશ્રી સં ૧૯૨૫ની સાલ સુધી વિદ્યમાન હતા તેમણે ઘણા વર્ષો ગિરિનાર પર્વતની ગુફાઓમા ગાળ્યા હતાં ગિરિનાર પર્વતમા ગયા બાદ કોઈના દેખવામા તેઓશ્રી આવ્યા હોય તેમ પ્રાય સાભળવામા આવ્યુ નથી કેટલાક મનુષ્યોના કહેવા પ્રમાણે તેઓશ્રીએ સમેત શિખર પર્વતપર દેહોત્સર્ગ કર્યો હતો તેઓશ્રી લોકોત્તર અવધૂતયોગી હતા ચિદાનન્દ સ્વરોદય અને ચિદાનન્દ બહોતેરી વગેરે કૃતિયો તેમની હાલ વિદ્યમાન છે શ્રીમદ્ ચિદાનન્દજીની ઉત્તર વય ખરેખર અધ્યાત્મજ્ઞાન અને યોગ સમાધિથી અવધૂતદશામા ગઈ છે તેઓશ્રી વૈરાગી, ત્યાગી, જ્ઞાની, ધ્યાની યોગી હતા નિવૃત્તિ માર્ગમા મહા રમણુતા કરતા હતા તેમના ગુણોનુ સ્મરણ હો તેમણે લોકસજ્ઞાનો ત્યાગ કરીને ચારિત્ર માર્ગમા રમણુતા કરી હતી તેમની હિમ્મત પાછળની દુનિયામા વિશેષ થઈ છે

સમભાવ—સમભાવનુ સ્વરૂપ સમજવુ અને તેને આચારમા મૂકીને બતાવવુ એ મુશ્કેલ કાર્ય છે સમભાવમા જેની નિષ્ઠા થઈ હોય છે તેના વચનોમા દેવતાઈ બળનો વાસ થાય છે મુક્તિના સુખની આ ભવમા જીવતા કોઈ આસ્વાદી શકે છે તો તે ખરેખર સમભાવધારકજ આસ્વાદી શકે છે સમભાવધારક મહાત્માની આખમા દિવ્ય તેજ વસે છે અને તે જે કઈ વિચારે છે તેમા સત્યનો પ્રકાશ પડયા વિના રહેતો નથી જે પ્રભુના ખરા ભક્તો હોય છે તે સમભાવમા પરિણામ પામેલા હોય છે બુદ્ધ હોય, ખ્રીસ્તી હોય, મુસલમાન હોય, વેદાન્તિ હોય, દિગંબરી હોય, શ્વેતામ્બરી હોય, ગૃહસ્થ હોય વા સાધુ હોય પણ તે સમભાવથી મુક્તિ પામે છે એમા સંશય નથી ખરેખર સમભાવીના હૃદયમા સત્યધર્મનો પ્રકાશ થાય છે જેણે સમભાવને આચારમા મૂકી બતાવ્યો છે તેજ ખરેખરા ક્ષમાશ્રમણ કહેવાય છે સમભાવનો માર્ગ એ ખરેખર મોક્ષની સિદ્ધિ સડક છે તેના પર દિવ્યજ્ઞાનીઓ ચાલી શકે છે પ્રભુનુ ભજન કરનાર સમભાવી મહા

ત્માઓની દેવતાઓ સંભાળ લે છે અને તેઓ ધાર્યા કરતાં ઉચમાં ઘણા શાંત હોય છે સમભાવધારકો રાગદ્વેષથી મુક્ત થાય છે તો તે સંસારથી મુક્ત થાય એમાં કશું આશ્ચર્ય નથી સમભાવના ગાનો ગાવાં, સમભાવનું માહાત્મ્ય સમજાવવું અને સમભાવને ઉત્તમ અવબોધવો એ સહેલ છે, પણ સમભાવની પરિણતિ ધારણ કરવી એ કાર્ય ધાર્યા કરતાં ઘણું મુશ્કેલ છે સમભાવીનો એક શબ્દ પણ દુનિયામાં જીવતો રહે છે અને તે સમભાવીના મૃત્યુ બાદ પણ હજારો વર્ષ પર્યન્ત સમભાવની અમર કરનારો થઇ પડે છે પરમેશ્વરને ઓળખવાનો માર્ગ સમભાવ છે ત્યાગી સંન્યાસી, સાધુ, સંત, ફકીર, ખાખી, યોગી અને મુનિનો સમભાવથી આત્માની ઉજ્જવલતા કરી શકે છે તપ જપ, મન અને ધર્માનુષ્ઠાનો સમભાવની તુલે આવી શકતાં નથી ધર્મજ્ઞાન, આત્મજ્ઞાન, ક્રિયાજ્ઞાન વગેરે જ્ઞાન પામીને સમભાવ પ્રાપ્ત કરવો જોઇએ

દુનિયામાં સર્વજીવો શાતા અને અશાતા વેદનીય ભોગવે છે શાતા અને અશાતા વેદનીયના હેતુઓ દરેક જીવને આયુધાર્યા પ્રાપ્ત થાય છે શાતા વેદનીયનો ભોક્તા મહાપુરુષ ગણાય એવો નિયમ સિદ્ધ ઠરતો નથી તેમજ અશાતા વેદનીયનો ભોક્તા નીચ ગણાય એવો નિયમ સિદ્ધ ઠરતો નથી શાતા અને અશાતા વેદનીય ભોગવતી વખતે જે મનુષ્ય નિઃસંગ પરિણામથી હર્ષ શોક અને મોહમાં મુઝાતો નથી તે સત્પુરુષ યાને સન્ત ગણાય છે શાતાવેદનીયમાં મહત્ત્વ વા મમત્વ બુદ્ધિ થાય છે તે પણ મોહની મુઝામણ છે અશાતા વેદનીય ભોગવતી વખતે પોતાને નીચ પામર પામવામાં આવે છે અને દીનતા કરવામાં આવે છે તે પણ મોહની મુઝામણ છે બાલજીવો અશાતા વેદનીયનો પરિહાર ઇચ્છે છે અશાતા વેદનીયપર તેઓ અરૂચિ ધારણ કરે છે બાલજીવો અશાતા વેદનીયને વિષ સમાન ગણે છે અને શાતા વેદનીયને અમૃત સમાન ગણે છે બાલજીવો અશાતા વેદનીય પર દ્વેષ ધારણ કરે છે જ્ઞાનીઓ યોગીઓ, અશાતા અને શાતા વેદનીય એ બન્ને પ્રાપ્ત થએ છતે સમભાવે રહે છે જ્ઞાનીઓ શાતા વેદનીય અને શાતા વેદનીયના હેતુઓપર રાગ ધારણ કર્યા વિના પૂર્વકૃત શાતા કર્મને ભોગવે છે જ્ઞાનિયો અશાતા વેદનીયપર અરૂચિ ધારણ કર્યા વિના તેમજ અશાતા જે જે નિમિત્તોથી થાય તે તે નિમિત્તો પર દ્વેષ, ખેદ, વૈર અને કાષાદિક કર્યા વિના સમભાવે અશાતા વેદનીયને ભોગવે છે જ્ઞાનીઓ શાતા અને અશાતા વેદનીયને પુદ્ગલ સ્કંધ જાણીને તેમાં પો

તાનુ કઇ માનતા નથી શાતા અને અશાતાના સયોગો વચ્ચે રહેતા પોતાના આત્માને જ્ઞાનિયો ભિન્નપણે અવલોકે છે જ્ઞાનીઓ પોતાની આવી નિર્લેપ દશાનો ખ્યાલ પોતે કરી શકે છે અન્ય મનુષ્યો ખ્યાલ કરી શકે કે નહિ ? તેની ભજના જાણવી પોતાની પરિણતિનો અનુભવ પોતાને આવી શકે છે તેમા અન્ય મનુષ્યોના અભિપ્રાયોની જરૂર જ્ઞાનીઓ વિચારી શકતા નથી જ્ઞાની બને છે તે દુનિયાની સુખ દુ:ખના પ્રસગોમા સમભાવ ધારણ કરી શકે છે બાહ્યથી શાતા અને અશાતા વેદનીયના પ્રસગોથી દુનિયાની લોકોની દૃષ્ટિમા જ્ઞાની, સુખી અને દુ:ખી દેખાય છે પણ પોતાની દૃષ્ટિમા પોતાને શાતા અને અશાતાથી ન્યારો દેખે છે અને પોતાને આત્મ સ્વભાવે સુખી માને છે

પ્રેમને ચાહનારાઓએ પોતાના હૃદયથી સર્વ જીવોને પ્રેમથી ચાહવા જોઇએ જેના હૃદયમા શુદ્ધ પ્રેમ નથી તે અન્યના હૃદયમા શુદ્ધ પ્રેમ પ્રગટાવવા સમર્થ થતો નથી પ્રેમ એ દીપક સમાન છે તે કર્મરૂપ દીવેટને બાળી નાખે છે વિષય તૃષ્ણા, કામ તૃષ્ણા, સ્વાર્થ, ઇચ્છાઓ, વાસનાઓ નામ અને રૂપનું અહત્વ ઇત્યાદિનો જ્યા અભાવ છે ત્યા આત્માના શુદ્ધ સ્વરૂપનો શુદ્ધ પ્રેમ છે શુદ્ધ પ્રેમને પ્રગટાવીને દુનિયાના સર્વ જીવો પર શુદ્ધ પ્રેમ મેઘવૃષ્ટિ કરીને તેઓને નિર્મલ કરવા જોઇએ શુદ્ધ પ્રેમ જ્યા પ્રગટે છે તે દેશ અને તે જીવો આર્ય ગણાય છે આત્મજ્ઞાનના ઉચ્ચ શિખરે ચઢેલા મહાત્માઓના હૃદયમા દિવ્ય શુદ્ધ પ્રેમના ઝરણા પ્રગટે છે અને તે શુદ્ધ પ્રેમ ઝરણાના વ્હેળાઓ ભેગા થઇને દિવ્ય દયા ગગા નદી રૂપ બને છે જેઓના હૃદયમા સર્વ જગત્ જીવો પ્રતિ વ્યાપનારો શુદ્ધ પ્રેમ નથી તેઓ પ્રભુને પ્રાપ્ત કરવાના અધિકારી બની શકતા નથી શુદ્ધ પ્રેમના ઝરણાના પ્રવાહથી બનેલી દિવ્યદયાગગામા જેઓ ન્હાય છે તેઓ જીવોની પૂજામા, જિન પૂજા-પ્રભુ પૂજાનો અનુભવ કરી શકે છે જેઓના હૃદયમા શુદ્ધ પ્રેમ છે તેઓના હૃદયમાથી એવી દિવ્ય ધ્વનિ નીકળે છે કે જગત્મા કોઇને કોઇ વૈરી ન હોવો જોઇએ શુદ્ધ પ્રેમના રસમા રસિક થએલાઓને આખુ જગત્ ઓર પ્રકારનુ દેખાય છે તેઓનુ જગતની પેઠે વ્યાપકપ્રેમહૃદય થવાથી તેઓના ઉદાર આશયો વિચારો અને અનુભવોમા પ્રભુના જ્ઞાનની ઝાખી થાય છે કલ્પવૃક્ષની પેઠે શુદ્ધ પ્રેમ જ્યા ત્યા પ્રાપ્ત થઇ શકતો નથી શુદ્ધ પ્રેમથી અનુભવાતા આનન્દથી આત્માનો અનુભવ કરી શકાય છે એમ જ્યારે મનુષ્યો સમજશે ત્યારે મમત્વ ત્યાગ કરીને

તેઓ આત્મારૂપ વિભુને પ્રાપ્ત કરવાના અધિકારી બની શકશે મનુષ્યોમાં શુદ્ધ પ્રેમના અભાવે વાસનાઓ સ્વાર્થો ઇર્ષ્યા, ઇચ્છાઓ, નિર્દયતા આતિથ્ય સત્કારનો અભાવ, શોક, ચિન્તા, મોહ અને ક્રોધ વગેરે દુર્ગુણોનો સદ્ભાવ દેખવામાં આવે છે શુદ્ધ પ્રેમ ધારકોના હૃદયમાં આનન્દ છે અને તેઓનુ મુખ સદા પ્રફુલ્લ હોય છે

## आत्मा आतम स्वभावमा, करे रमणता सार
## एवा साधन साधीए, उत्तम छे व्यवहार ॥१॥ ( बुद्धिसागर )

આત્મા એ પોતાના શુદ્ધજ્ઞાન દર્શન ચારિત્રધર્મમાં રમણતા કરવી એજ સર્વ કર્ત્તવ્યોનુ સાર છે આત્મા પોતાના શુદ્ધ ધર્મમાં રમણતા કરે એવા સાધનોને સાધવા એજ ઉત્તમ વ્યવહાર છે દ્રવ્યક્ષેત્ર કાલભાવે આત્મામાં રમણતા થાય એવા સાધનો સાધવાની લક્ષ્યતા ન વિસ્મરવી જોઇએ શુદ્ધાનન્દ એજ આત્માનુ વાસ્તવિક જીવન છે અને એવા વાસ્તવિક શુદ્ધાનન્દ જીવનથી જીવ્યા વિના જે જે દુ ખના શ્વાસોશ્વાસ લેવા તે આ આત્માનુ જીવન ગણી શકાય નહિ આત્માનો શુદ્ધાનન્દ પ્રાપ્ત કરવો અને તેના વડે આન્તરિક જીવન વહે અને બાહ્યત શ્વાસોચ્છ્વાસથી જીવન વહે એવા સાધનો પોતાની ચારે તરફ પ્રગટાવવા કે જેથી મનુષ્ય જન્મની સફલતા થઇ શકે વાસ્તવિક શુદ્ધાનન્દજીવન વહે એવુ વાચવુ એવુ શ્રવણ કરવુ એવુ કરવુ, એવુ લખવુ એવુ લખાવવુ એવી ક્રિયા કરવી અને એવી સગતિ કરવી એજ શ્રીવીર પ્રભુના ઉપદેશોનુ રહસ્ય છે આત્માનુ સિદ્ધાન્તોવડે જ્ઞાન કરીને આત્મ સહજસુખ જીવન પ્રાપ્ત કરવા પ્રયત્ન કરવો અને વિક્ષેપોને હઠાવવા એજ મુખ્ય કર્તવ્ય છે રાગદ્વેષની વૃદ્ધિ કરવાને માટે સાધનો નથી કિન્તુ રાગદ્વેષની ક્ષીણતાપૂર્વક આત્માના શુદ્ધાનન્દ પ્રગટાવવા માટે સાધનો છે એમ ખાસ લક્ષ્યમાં રાખીને સાધનોનો વ્યવહાર કરવાથી આત્મ વિમુખતા થતી નથી વ્યવહાર સાધનો વડે આત્માની સમ્મુખતા રહે એમ સતત ઉપયોગ રાખવો ખાતા, પીતા, સુતા, બેસતા, ચાલતા, બોલતા વાચતા આદિ અનેક પ્રકારની ધાર્મિક અને વ્યવહારિક ક્રિયાઓ કરતા છતા આત્માના જ્ઞાન દર્શન ચારિત્રાદિ ગુણોનુ અન્તરમા જાજ્વલ્યમાન સ્મરણ રહે એમ ખાસ ઉપયોગ રાખવો વિચાર શ્રેણિ પરંપરામા વારવાર પ્રવર્તતા છતા આત્માનો શુદ્ધોપયોગ રહે અને અયોગ્ય આચારો તથા વિચારોથી પ્રતિક્રમણ અર્થાત્ પાછા ફરવાનુ થાય

એમ ઉપયોગ રાખવો તથા સમભાવ સામાયકરૂપ આત્માના ઘરમા આત્માને રમાડવો એજ વાસ્તવિક આનંદજીવને જીવવુ અનમોલવુ

આત્માના કોઈ પણ મહાગુણની પ્રાપ્તિ માટે એક સરખો સતત પ્રયત્ન અત્યત ફળપ્રદ છે કોઇ પણ એક મહાગુણનો આવિર્ભાવ થતાં અન્ય ગુણો સ્વયમેવ ખીલવા લાગે છે, માટે આત્માના એક મહાગુણને પ્રકટ કરવા ખાસ લક્ષ દેવુ

આત્માના ગુણોને અનુભવમા લેવા જોઇએ આત્માના ગુણનો અનુભવ કર્યાથી તત્સબધી હૃદયમા ઉડી શ્રદ્ધા ઉપજે છે અને તેથી તત્સબધી પ્રયત્ન કરવામા પૂર્ણ વિશ્વાસ અને પૂર્ણ રૂચિ રહે છે આત્માના એક ગુણનો પણ પરિપૂર્ણ અનુભવ કરવાથી અન્યગુણો સબધી અનુભવ આવ્યા વિના રહેતો નથી આત્માના ગુણોનો અનુભવ કરનાર તે તે ગુણોની પ્રાપ્તિ માટે પરિપૂર્ણ પ્રયત્ન કરી શકે છે શાસ્ત્રોનુ શ્રવણ કરીને, શાસ્ત્રોનુ વાચન કરીને અને તેમજ ગુરૂના વ્યાખ્યાનો શ્રવણ કરીને આત્માના ગુણોનો અનુભવ કરવા માટે કલાકોના કલાકો પર્યંત વિચારો ચલાવવા જોઇએ સ્વયપ્રજ્ઞાથી વિચારો કરવાનો અભ્યાસ સેવ્યાથી અનુભવ ખીલે છે અને તે અમુક કાળે અમુકાશે પરિપક્વપણાને પામે છે

કોઇ પણ ગુણનો અભ્યાસ દરરોજ નિયમાનુસારે અભય, અદ્વેષ અને અખેદપણે સેવવાથી તે ગુણ સબધી વીર્ય પ્રગટે છે પ્રેમરૂચિ ઉત્સાહ આદિ વડે જે ગુણ ખાસ લક્ષ્યમા ધાર્યો હોય તેનું સ્મરણ મનન નિદિધ્યાસન અને તેમા સયમ કરવાથી ઘણા આવરણોના નાશપૂર્વક તે ગુણ ખીલે છે અને તેનો પોતાને અનુભવ થાય છે

જે મનુષ્યમા જેટલી જ્ઞાન શક્તિ હોય છે તેના આધારે તે ગુણનો અનુભવ કરી શકે છે અને તે પ્રમાણે તે પોતાનો અનુભવ જણાવી શકે છે સર્વ મનુષ્યોને કર્મમા ભિન્નભિન્ન હોવાથી અને તેના ભિન્નભિન્ન ક્ષયોપશમ હોવાથી તરતમ યોગે ભિન્નભિન્ન જ્ઞાનાદિ શક્તિયો પ્રગટે છે અને તરતમ યોગે અનુભવમા પણ ફેરફાર દેખાય છે તેથી એક બીજાના ભિન્ન અનુભવને લેઇ પરસ્પર નિંદા વગેરે કરવો યોગ્ય નથી પ્રત્યેક મનુષ્યને સર્વ જાતના સપૂર્ણ અનુભવો એક કાલમા થઇ શકતા નથી સર્વ સપૂર્ણ અનુભવોની પ્રાપ્તિ કરવામા ઘણો કાલ અને ઘણુ જ્ઞાન જોઇએ તત્ત્વજ્ઞાનના સૂક્ષ્મ અનુભવોના પથીઓ જગતમા અલ્પ મળી શકે છે અને

તેઓનો પણ દ્રવ્ય, ક્ષેત્ર, કાળ ભાવની અપેક્ષાએ તરતમ યોગે ષડ્ગુણ હાનિવૃદ્ધિમા અન્તર્ભાવ થઇ શકે છે

જડ ચેતનના વિવેકવડે પવિત્ર જ્ઞાન થાય છે દેહ, મન, વાણી અને બાહ્ય દૃશ્યોમા હુ નથી એવુ સમ્યગ્ જ્ઞાન થતા પર વસ્તુમા અહંત્વ બુદ્ધિ નષ્ટ થાય છે પરદ્રવ્ય વસ્તુઓમા ઇષ્ટત્વ બુદ્ધિ ન થાય અને તે પ્રારબ્ધવશાત્ દૃશ્ય ભોગ્ય આહારાદિ વસ્તુઓનો ભોગ ઉપભોગ અધિકાર પ્રમાણે થાય એ મોક્ષની સ્થિર ભૂમિકા અવબોધવી પ્રથમ જે આત્મજ્ઞાન થાય છે ત્યાર બાદ સર્વ જીવોને સ્વસ્વકર્માવરણ ક્ષયોપશમાદિની તરતમતાએ તરતમભવ કાલ યોગે આવી આત્મદશા થાય છે આત્માના અસંખ્ય પ્રદેશો પૈકી એકેક પ્રદેશે અનંત જ્ઞાન, અનન્તદર્શન, અને અનન્ત ચારિત્રાદિ ગુણો રહ્યા છે આત્માના એક પ્રદેશની એક સમયમા એટલી બધી શક્તિ રહી છે કે તે એક પ્રદેશમા એક સમયે રહેનાર જ્ઞાન વડે પોતાના અસ્તિ નાસ્તિ અનન્ત પર્યાયો ગુણો અને આખી દુનિયાના દ્રવ્ય ગુણો અને પર્યાયોને જાણી શકે છે એક પ્રદેશમા રહેલ જ્ઞાન શુભમા એક સમયમા સર્વ દુનિયાના પદાર્થોનુ માપ કરવાની શક્તિ રહી છે આત્માના જ્ઞાનાદિ ગુણો પોત પોતાનુ સમયે સમયે કાર્ય બજાવ્યા કરે છે એવા એવા વાસ્તવિક ઉપયોગમા રમણ કરનાર જ્ઞાની બાહ્ય શરીરાદિની ક્રિયાઓને કરે છે છતા તેમા તે તટસ્થ સાક્ષી રૂપે દૃષ્ટા બને છે પણ તે તેમા પરિણામ પામતો નથી જ્ઞાની દર્શન વડે સામાન્યોપયોગે સ્વપરને દેખે છે અને ચારિત્રવડે આત્માના પ્રદેશે પ્રદેશે રહેલા અનન્ત જ્ઞાનાદિ ગુણોની વાસ્તવિક શુદ્ધતા સ્થિરતામા રમે છે અને તેમા અનન્ત આનન્દનો ભોગ માને છે જ્ઞાની આત્મા બાહ્ય વ્યવહાર ધર્મ પ્રવૃત્તિ કરે છે ધર્મ પ્રવૃત્તિની ક્રિયાઓના અનન્ત ભેદો અને તેઓને અવલંબવાના કારણોને દ્રવ્ય ક્ષેત્ર-કાલ ભાવથી સ્વ અને પરાપેક્ષાએ સમ્યગ્ અવબોધતો હોવાથી સાપેક્ષદૃષ્ટિએ ઉપયોગ ભાવે કદાગ્રહ રહિતપણે આત્માના ઉપયોગમા રહે છે તે જે કંઇ કરે છે તે સર્વ તેની શુદ્ધતા ઉચ્ચતા અને નિર્જરાર્થે થાય છે આત્મજ્ઞાનીને બાહ્યની સર્વ વસ્તુઓ સાધનાર્થે અને સ્વપરના ઉપકારાર્થે થાય છે પણ બંધનાર્થે થતી નથી સાધ્ય દૃષ્ટિ વ્યવહાર દૃષ્ટિ, નિશ્ચય દૃષ્ટિ, પરમાર્થ દૃષ્ટિ આલંબન દૃષ્ટિ, સમાજ દૃષ્ટિ, લૌકિક દૃષ્ટિ, લોકોત્તર દૃષ્ટિ, સ્વદૃષ્ટિ અને પરદૃષ્ટિ આદિ અનેક દૃષ્ટિયોનું સમ્યગ્ જ્ઞાનીને સમ્યગ્ જ્ઞાન થવાથી તે આત્માના શુદ્ધ ધર્મમા રમણતા થાય એવી સર્વ પ્રવૃત્તિ કરે છે

## सम्यग्दर्शन

વ્યવહારથી સ્થૂલબુદ્ધિએ સમ્યગ્ દર્શનના આરાધકો દુનિયામા અનેક મનુષ્યો થઇ શકે છે વ્યવહારથી સમ્યગ દર્શનની અનન્ત ગુણી ઉપયોગિતા છે દેવ, ગુરૂ અને ધર્મની શ્રદ્ધા ભક્તિ ઉપાસના વગેરે કરવાથી વ્યાવહારિક સમ્યગ્ દર્શનની આરાધના કરી શકાય છે વ્યાવહારિક દર્શન એ સાધન સાધ્ય સબંધ દૃષ્ટિએ વિચારતા નૈશ્ચયિક દર્શનપ્રતિ કારણીભૂત સિદ્ધ ઠરે છે વ્યાવહારિક દર્શનનુ અસ્તિત્વ અને તેનુ સરક્ષણુ ખરેખર વિશ્વમા અનન્તસુખ પ્રાપ્તિ પ્રતિ ઉપકારક છે એમ અનુભવ દૃષ્ટિએ અને ધર્મ સમાજ દૃષ્ટિએ વિચારતા સિદ્ધ થાય છે વ્યાવહારિક સમ્યગ્ દર્શન યદ્યપિ અનન્ત ગુણુ સાધન દૃષ્ટિએ ઉપયોગી અને ઉપકારક છે તથાપિ નૈશ્ચયિક સમ્યગ્ દર્શનની ઉપયોગિતા અને મહત્તા અનન્ત ગુણી ઉપયોગી અનુભવાનન્દરૂપ છે નૈશ્ચયિક દર્શનની પ્રાપ્તિ પોતાને થઇ એમ શાથી સમજવુ ? એ પ્રશ્નના ઉત્તરમા એટલુ કથવાનુ કે આત્માનો અનુભવ થતા અન્તર્મુહૂર્ત પર્યન્ત લોકાલોકમા માય નહી એવો સમભાવમય આનન્દ ઉત્પન્ન થાય છે અને તે આનન્દ ખરેખર ઇન્દ્રિયો તથા મનની પેલીપાર જે આત્માનુ સ્વરૂપ છે તેમાથી પ્રગટ્યો હોય એવો અનુભવ થાય છે આત્માનો ઇન્દ્રિયાતીત સહજાનન્દ સાક્ષાત્ અન્તરમાં સ્વય આત્મા અનુભવે છે આવા ઇન્દ્રિયાતીત સહજાનન્દને વેદતા આત્માની પૂર્ણ પ્રતીતિ થાય છે આત્મપ્રભુનુ દર્શન ખરેખર આવા અલૌકિક આનન્દથી અનુભવાય છે. પ્રભુની પ્રાપ્તિનો નિર્ણય ખરેખર આવા અનન્ત સુખની ધેનમા ઘેરાયલા આત્માથી સમ્યગ્દર્શનકાલે થાય છે જે કાલમા આવુ સમ્યગ્ દર્શન થાય છે તત્કાલમા સર્વ ધર્મના સત્યાસત્યનો હૃદયમા નિર્ણય થાય છે અને તેથી સમ્યગ્ દર્શનમય ચેતન પોતાનુ ભાવજીવન પોતાના મૂળરૂપે વહતુ અનુભવે છે અને તે ઇન્દ્રિયજન્ય સુખોની વાસનાઓનો દાસ બની શકતો નથી આત્મા, પરમાત્મા કર્મ અને આ દૃશ્યાદૃશ્ય વિશ્વ તેનું યથાર્થ સ્વરૂપ અવગત કરી શકાય છે અને દૃશ્યવસ્તુઓનુ વિવેકજ્ઞાન પ્રગટ થવાથી વસ્તુના જ્ઞાનમા મુઝવણુ થતી નથી ઉપશમસમ્યક્ત્વમા આત્માની આવી દશા અનુભવાય છે ક્ષયોપશમ સમ્યગ્ દર્શનમા 'આત્માનુ અન્તર્મુહૂર્ત પર્યન્ત અનન્તસુખ અનુભવાય છે આવી સ્થિતિ એક સરખી ઉપશમ ક્ષયોપશમ સમ્યગ્ દર્શનમા સદા રહેતી નથી ક્ષાયિકદર્શનમા વસ્તુઓનો સમ્યગ્ નિર્ધાર થાય છે અને

અનન્તસુખ પ્રગટે છે ઉપશમાદિ સમ્યગ્ દર્શનની સાથે વિરત્યાદિ ગુણો પ્રગટયા હોય છે તો તે કાલે સમ્યગ્ દર્શન કરતા અનન્ત ગુણ વિશેષ સુખનો અનુભવ આવે છે એકલા સમ્યગ્ દર્શનથી જડ ચેતનનું ભેદજ્ઞાન થતા અનન્ત ગુણ આનંદ વેદાય છે અને પશ્ચાત્ વિરતિ સમભાવમય આત્મા થતા જે અનન્ત ગુણ સુખ ઉપજે છે તેનો અનુભવ જાણવામા આવે છે પણ કથી શકવામા આવતો નથી નૈશ્ચયિક દર્શન અને સમભાવની આનન્દમસ્તીપર આવેલા મસ્તોની સેવાથી સમ્યગ્ દર્શનની પ્રાપ્તિ થાય છે

## परभावमां पडवाथी हानि

રાગદ્વેષરૂપ પરભાવમા પડવાથી મનની ચચળતા થાય છે પરભાવમા પડવાથી ઈર્ષ્યા, દ્વેષ, નિન્દા, ખટપટ, ખંડન મંડન, અને પરના દોષ દેખવાની દૃષ્ટિનો વ્યાપાર વગેરે દુર્ગુણો ઉત્પન્ન થાય છે અને તેથી વાસ્તવિક શાન્તિ પ્રાપ્ત થતી નથી સાધુઓ પરભાવમા પડીને રાગદ્વેષ વિકલ્પ સંકલ્પ શ્રેણિમા ન પડાય તેની કાળજી રાખે છે અને સ્વસ્વભાવમા રમણતા કરવા માટે મનુષ્યોના પરિચયથી અપ્રતિબદ્ધપણે વિચરે છે આત્મજ્ઞાનપૂર્વક નૈશ્ચયિક ચારિત્ર્ય પરિણતિવડે પરિણમિતસાધુ, વ્યવહાર ધર્મ ક્રિયાઓને સ્વાધિકાર પ્રમાણે કરતો છતો પરભાવ રમણરૂપવિકલ્પ સંકલ્પ પ્રપંચ ન પડાય તેનો ઉપયોગ રાખે છે અને પરભાવ રમણ વિકલ્પ સંકલ્પના કારણોના સમૂહ મધ્યે સ્થિત છતા પણ તેમા નૈશ્ચયિકચારિત્રપરિણતિબળવડે પરભાવમા પડી શકતો નથી આવી સ્થિતિ પ્રાપ્ત કર્યા કરવી એ સમાધિજ છે

નિર્ભય સ્વરૂપ આત્મા છે ભય એ આત્માનો શુદ્ધ ધર્મ નથી તેથી ગમે તેવી અવસ્થામા પોતાના આત્માને નિર્ભય રાખવો દેહ અને દૃશ્ય પદાર્થોમા હુ એવી સ્ફુરણા ઉઠે છે તેમાથી હુ એવી વૃત્તિ કાઢી નાખવાથી આત્માની શુદ્ધતાનો અનુભવ આવે છે દુનિયાવી કદિ બીજુ નહિ પોતાના આત્મધર્મનો ધ્યાન કરવો એજ ઉત્તમ લક્ષ છે જ્ઞાનીને અનેક વિપત્તિયો આવે છે પણ તે વિપત્તિયોને ગણતો નથી કારણ કે વિપત્તિયોથી પોતે ઘડાય છે અને પોતાના જ્ઞાનને પક્વ કરી શકે છે જ્ઞાનવડે અનેક પદાર્થો દેખી શકાય છે તેથી જ્ઞાનીને આનંદ થાય છે બાહ્યની ગમે તેવી વિપત્તિના પ્રસંગમા પોતાના આત્માને બાહ્યની અસર થતી નથી એમ દૃઢ ભાર ધારવો પોતાના સબંધી અર્થાત્ બાહ્યથી શરીરના સબંધને લેઇ નામોચ્ચારણ

પૂર્વક કોઇ ગમે તે બોલે તે વખતે એવી રીતે વિચાર કરવો કે નામ અને રૂપથી હું ભિન્ન છું જે જે નામો પાડેલા છે તે મારા નથી જે જે રૂપી પદાર્થો છે તે મ્હારા નથી નામ અને રૂપથી હું ભિન્ન છું નામ અને રૂપથી ભિન્ન એવા મારા સ્વરૂપને દુનિયા જાણી શકતી નથી જે મ્હને ખરી રીતે જાણે છે તે તેને જાણે છે જે આત્માને જાણે છે તે પોતાને તથા પરને જાણે છે તેથી તે આત્મજ્ઞાની છે આત્મજ્ઞાની નામ રૂપના પ્રપંચમા અહંવૃત્તિ ધારતો નથી અને તે અહંવૃત્તિનો પરજીવોપર આક્ષેપ કરતો નથી જે આત્માને જાણે છે તે બાહ્ય વસ્તુઓમા વા બાહ્ય પ્રપંચોમા રાચતોમાચતો નથી હું આત્મા છું, સત્તાએ સિદ્ધનો ભ્રાતા છું સત્તાએ મ્હારામા અને સિદ્ધમા કંઇ ફેર નથી આવા મ્હારા સ્વરૂપનો ઉપયોગ દેતા અજ્ઞાનરૂપ અંધકાર ક્યાથી હોય ? આત્મજ્ઞાની અધિકાર પરત્વે કર્મયોગી હોય છે પણ કર્મમા અલિપ્ત રહીને કર્મ કરી શકે છે, એવી તેની આત્મદૃષ્ટિ હોય છે તેથી તે બાહ્યથી કર્મોની (કાર્યોની ક્રિયાઓની) સાથે સંબંધિત હોવા છતા કમલપત્રવત્ અન્તરથી નિર્લેપ રહે છે આવી ઉત્તમ જ્ઞાનીની સ્થિતિને જ્ઞાની જાણી શકે છે અજ્ઞાની ઘૂક ખરેખર આત્મારૂપ સૂર્યને દેખી શકતો નથી નેતિ નેતિ પોકારીને વેદાન્ત શાસ્ત્રો જેનું પરિપૂર્ણ વર્ણન કરી શકતા નથી અને જૈનાગમો अवक्तव्य એ ભંગ કથીને આત્મતત્ત્વનું પરિપૂર્ણ વર્ણન કરવાની અશક્યતા દર્શાવે છે એવું આત્મતત્ત્વ તેજ હું છું તેનામા ઉંડા ઉતરવાથી દુ ખુની સ્ફુરણાનો વિલય થાય છે આત્માની અશુદ્ધ પરિણતિ એજ સંસાર અને આત્માની શુદ્ધ પરિણતિ એજ મોક્ષ છે આત્માની અશુદ્ધ પરિણતિ એ કર્મજન્ય છે માટે તેનાથી દૂર રહેવા અન્તર્મુખોપયોગથી આત્માના શુદ્ધ ધર્મમા રમણતા કરવી તેમાજ ગુણસ્થાનકનો અન્તર્ભાવ થાય છે

---

# जैन धर्म साहित्य.

( १९६७ )

## धर्मी कोण थइ शके ?

પ્રશ્ન—ધર્મી બનવાને માટે પ્રથમ શુ કરવુ જોઇએ ?

ઉત્તર—મનુષ્ય જ્યા સુધી નીતિના ગુણો ધારણ કરી શકતો નથી ત્યા સુધી તે મનુષ્ય કહેવરાવવાને યોગ્ય નથી દયા, સત્ય, મૈત્રી, કૃતજ્ઞતા, શુદ્ધ પ્રેમ, સેવા, ભક્તિ, પ્રમાણિકતા, સહનશીલતા, વિનય અને વિવેક વગેરે ગુણો વિનાનો મનુષ્ય તે પશુ સમાન છે મનુષ્ય જો ઉપર્યુક્ત મનુષ્યપણાના ગુણો ધારણ કરે તો તે ધર્મ ધારણ કરવાને અધિકારી બની શકે છે

પ્રશ્ન—કેટલાક પોતાને ધર્મી માનતા એવા મનુષ્યોને દેખવામા આવે છે તો તેમનામા પોતાનાથી વિરુદ્ધ ધર્મવાળા મનુષ્યો તરફ પ્રેમથી વર્તન દેખવામા આવતુ નથી અને ઉલટુ પોતાનાથી વિરુદ્ધ ધર્મી મનુષ્યો તરફ તિરસ્કાર, નિન્દા, દ્વેષ અને તેમનુ અશુભ ચિતવન વગેરે દેખવામા આવે છે આમ પ્રાય દેખવામા આવે છે તેનુ કારણ શુ હશે ?

ઉત્તર—અજ્ઞતા, પક્ષપાત, સકુચિત દ્રષ્ટિ, અધશ્રદ્ધા, અવિવેક અને જ્ઞાન દ્રષ્ટિના વિશેષ પ્રકાશના અભાવે ધર્મી ગણાતા મનુષ્યોમા એવા દોષો દેખવામા આવે છે દુનિયામા જે ખરો ધર્મ છે તે કદિ કોઇ વિરુદ્ધ ધર્મીનો તિરસ્કાર કરવાનું જણાવતો નથી તેમજ ભિન્ન ધર્મીઓ તરફ શુદ્ધ પ્રેમથી ન વર્તવુ એમ પણ જણાવતો નથી સત્યધર્મી કદિ ધર્માંધ હોતો નથી

પ્રશ્ન—સત્ય ધર્મીઓના કેવા લક્ષણો હોય છે ?

ઉત્તર—સત્યધર્મીઓ 'સત્યની અનેક વ્યાખ્યાઓને જાણીને સત્યધર્મની બાજુઓ તપાસે છે અને તેઓ કદાગ્રહનો ત્યાગ કરીને સત્યને ગ્રહે છે જગતના સર્વ જીવોપર તેઓને આત્મબુદ્ધિ પ્રગટે છે ભિન્ન ભિન્ન ધર્મ પાળનારાઓપર તેઓને તિરસ્કાર થતો નથી, ઉલટુ

તેઓ ભિન ભિન્ન ધર્મ પાળનારાઓને ધર્મના ખરા આચારો અને વિચારો બતાવીને તેઓની સેવા કરે છે સત્યધર્મની ઉપાસના કરનારાઓમા પક્ષપાત, સકુચિત દષ્ટિ અને અન્ધશ્રદ્ધા હોતી નથી તેઓ પોતાના ધર્મથી ભિન્નધર્મીઓમા જે કઇ આચારો અને વિચારોમા સત્ય રહેલુ છે તેને તેઓ સત્યની દષ્ટિથી દેખે છે પોતાના કુટુબ સમાન આખી દુનિયાના જીવો છે એમ જેઓ આચા ્મા મૂકીને બતાવવા માગતા હોય તેઓ સત્યધર્મની પાસે જાય છે સત્યધર્મીઓ દયા, સત્ય, પ્રમાણિકતા, આચારશુદ્ધિ, શ્રદ્ધા ભક્તિ, વિનય વિવેક અને ગભીરતા આદિ ધર્મ ગુણોથી અલકૃત હોય છે મોહરૂપ સેતાનના દુષ્ટ વિચારો અને આચારોથી તેઓ દૂર રહે છે અને સત્ય હૃદયથી પ્રભુની ઉપાસના કરે છે સત્યધર્મીઓ આ ત્માના જ્ઞાન ચારિત્રાદિ ગુણોની ઉપાસના કરે છે ધર્મને નામે મિથ્યા ક્લેશ, વૈર અને ભેદને તેઓ ઉભા કરતા નથી શ્રીમહાવીર પ્રભુના સિદ્ધાન્તોને અનેકાન્ત દષ્ટિથી વિચારે છે અને સત્ય દેખે છે

પ્રશ્ન—જૈન ધર્મનુ સરક્ષણ કરવા માટે શુ કરવુ જોઇએ ?

ઉત્તર—જૈનોએ મહાસઘ ભેગો કરવો જોઇએ જૈન ધર્મના સદાચારો માટે પૂર્ણ લક્ષ્ય રાખવુ જોઇએ અને પોતાના અધિકાર પ્રમાણે કર્ત્તવ્ય કરવામા આત્મવીર્ય સ્ફોરવવુ જોઇએ ભિન્નભિન્ન ગચ્છના સાધુઓએ સપ કરીને અમુક નિયમો ઠરાવીને જૈન ધર્મનો ઉપદેશ દેવાની શૈલી એવી રીતે સ્વીકારવી કે જેથી હાલના વખતમા જૈન ધર્મનો પ્રચાર થઇ શકે ગુરુકુલો—જૈન ધાર્મિક શાળાઓની સ્થાપ નાઓ કરવી જોઇએ

પ્રશ્ન—ભિન્ન ભિન્ન ગચ્છના સાધુઓને પરસ્પર શી રીતે સપ થઇ શકે ? સાધુઓ તો પરસ્પર ગચ્છની સામાન્ય ભિન્ન મા યતાઓથી એક બીજાને મળી શકતા નથી તો તેઓ સપ કરીને શુ જૈન ધર્મના પ્રચાર માટે વિચાર કરી શકે ખરા કે ? કદાપિ માનો કે તેઓ મળી શકે અને સપ કરી શકે તો કેવી રીતે સપ કરીને મળી શકે ?

ઉત્તર—જેઓના મનમા જૈનધર્માભિમાનનો જુસ્સો છે, જેઓ સ્વપર શાસ્ત્રોમા કુશળ થએલા છે અને જેઓ દેશકાલની સ્થિતિ જાણી શકે છે એવા જૈન સાધુઓએ અમુક કલમોની શરતે પરસ્પર સપ

ટકી શકે અને સામાન્ય રીતે જૈન ધર્મના સિદ્ધાંતોને હાથમા લેઇ શકાય એવી રીતે પરસ્પર ભિન્ન ગચ્છના સાધુઓએ, સાધુમહાસભા સ્થાપીને જૈન ધર્મની ઉન્નતિના કાર્યો કરવા જોઇએ પાશ્ચાત્ય ધર્મવાળાઓ તથા અન્ય ભિન્ન ભિન્ન ધર્મવાળાઓ ધાર્મિક પ્રગતિના કયા કયા ઉપાયો ગ્રહણ કરે છે અને તેમા તેઓ કેવી રીતે ફાવે છે તે જાણવુ જોઇએ અને તેમાના યોગ્ય ઉપાયોને ગ્રહણ કરવા જોઇએ અને અનુભવની સૂક્ષ્મ દૃષ્ટિથી ધાર્મિકોન્નતિના આચારો અને વિચારોમા સુધારો વધારો એવી રીતનો કરવો જોઇએ કે જેથી જૈનાગમથી અવિરૂદ્ધપણે પ્રગતિ માર્ગમા પ્રયત્ન થાય દેશ કાલને અનુસરી જૈન સાધુઓના આચારોમા અત્ર પર્યન્ત ઘણા પરિવર્તનો થએલા છે જૈન સાધુઓ ભિન્ન ભિન્ન ગચ્છના અને ભિન્ન ભિન્ન માન્યતા માનનારા હોના છતા પ્રત્યેક ગચ્છવાળાને પરસ્પર વિરોધ ન આવે એવા સામાન્ય જૈન ધર્મની ઉન્નતિના ઉપાયોમા સપીને કાર્ય કરવાના કોલકરારો કરીને **સાધુમહાસભા** સ્થાપી શકે અને પુન જૈનધર્મોદ્ધાર કરવા પ્રવૃત્તિ કરી શકે તો તે બનવા યોગ્ય છે જૈન સાધુઓએ સપમા વિઘ્ન આવે એવા જે જે કારણો હોય તેઓને હાથમા ન ધરવા જોઇએ જો આ પ્રમાણે તેઓ સપીને મહા સભા ભરી જૈન ધર્મની સેવા કરશે તો પોતાનુ અસ્તિત્વ ટકાવી શકશે. જૈન ગૃહસ્થોએ ઉદારભાવથી ભિન્ન ભિન્ન પક્ષોમા, ગચ્છોમા રહેલા જૈનો સાથે સપીને પરસ્પર અવિરોધી બાબતોને હાથમાં લેઇને જૈન ધર્મની સેવા માટે તૈયાર થવુ જોઇએ પરસ્પર ગચ્છમા કલેશ થાય, કુસપ થાય અને જૈનોને પાછા પડવા જેવુ થાય એવી ઉદીરણા છાપાથી, ઉપદેશથી વા અન્ય રીતે પણ ન કરવી જોઇએ

આર્યાવર્તમા અઢી હજાર વર્ષ પૂર્વે જૈનધર્મ, વેદધર્મ અને બૌદ્ધધર્મ એ ત્રણ ધર્મ વિદ્યમાન હતા આર્યો ત્રણ ધર્મ પૈકી ગમે તે ધર્મ પાળતા હતા પાછળથી આ ત્રણ ધર્મના અનુયાયીઓમા સ્પર્ધા ચાલી અને સ્પર્ધા ચાલી એ પરિણામ આવ્યુ કે પરસ્પર મૈત્રીભાવના ન રહી શકી શકરાચાર્યના વખતમા જૈનો અને બૌદ્ધોના વેદધર્મના અનુયાયીઓએ ખૂન કરવા માંડયા અને ધર્મનો ઉદારભાવ કે જે સર્વ જીવોપર સમાન દૃષ્ટિથી દેખવુ અને સર્વનુ ભલુ ઇચ્છવુ અને ભલુ કરવુ આવા સદ્વિચારોને વેદધર્મીઓ કે જે હિન્દુઓ નામથી હાલ ઓળખાય છે તેઓએ દૂર

કર્યા, ત્યારથી આર્યાવર્તની પડતી થવા લાગી કુદરતનો નિયમ એવો છે કે જે અન્યધર્મીઓને સતાવવા અને તેઓનો નાશ કરવા પ્રયત્ન કરે છે તેઓને તેવી રીતે પાછો બદલો મળે છે હિંદુસ્તાનપર મુસલમાનોની સ્વારીઓ ચઢી આવી અને તેનું ફળ હિન્દુઓને ભોગવવું પડયું આર્યાવર્તની પડતી થઇ અને હાલ પણ તે દેખાય છે **જેવું આપવું તેવું લેવું જેવો આઘાત તેવો પ્રત્યાઘાત,** આ નિયમ વેદધર્મીઓને લાગુ પડયો કહેવાનો સારાંશ એ છે કે આર્યાવર્તમાં આર્યોએ પોતાના આત્મગુણોથી પોતાની શ્રેષ્ઠતા બતાવી છે તેમાં અનાર્ય બુદ્ધિથી હાનિ થઇ એમ અનુભવથી અવલોકતા જણાય છે જૈન રાજાઓએ કદિ અન્ય ધર્મીઓને સતાવ્યા નથી અને તેઓનાપર બલાત્કાર કરીને તેઓના ખૂન કર્યા નથી પ્રભુ આજ્ઞા એ છે કે સર્વ જીવોપર દયા કરવી સર્વ જીવો સત્તાએ પરમાત્માઓ છે માટે તેઓને પોતાના આત્માની પેઠે દેખવા પોતાના ધર્મથી વિરૂદ્ધ હોય તેવા મનુષ્યોપર પણ મૈત્રીભાવના ધારણ કરવી અને તેઓના પર કરૂણા રાખીને તેઓને ભલા માર્ગે દોરવા તેમજ તેઓના પર ઉદાર ભાવ રાખવો જેઓ દયા સત્યાદિ ધર્મથી વિરૂદ્ધ હોય તેવા જીવો પર માધ્યસ્થભાવ ધારણ કરવો ભિન્ન ભિન્ન ધર્મી મનુષ્યો પર દયા ભ્રાતૃભાવ રહે અને તેઓને માતા જેમ પુત્રનું ભલું કરે છે તેમ તેઓના પ્રતિ વર્તન ચલાવવામા આવે તો આર્યોની ઉન્નતિ થઇ શકે એમ નિશ્ચય છે દયા, શુદ્ધ પ્રેમ, પરોપકાર, ભ્રાતૃભાવ, કરૂણા આદિ જે ધર્મમા ગુણો નથી તે ખરેખરી રીતે કહીએ તો ધર્મ નથી જૈનધર્મમા આવા સદ્વિચારોથી ઉદાર ભાવ પોષવામા આવ્યો છે આર્યાવર્તના વતનીઓ પરસ્પર એક બીજાની સાથે મૈત્રી ભાવનાથી જોડાઇને રહેશે અને તેમજ સર્વ જીવોને સાહાય્ય આપશે ત્યારે આર્ય દેશની ઉન્નતિ થશે જ્ઞાનચારિત્ર આદિ સદ્ગુણોથી સર્વ આર્યોને ઉત્તમ બનાવવા સેવા કરવી એજ ઉદયનું ચિન્હ છે

પ્રશ્ન—ધર્મ એટલે શું ?

ઉત્તર—દુર્ગતિમા પડતા પ્રાણીઓનો ઉદ્ધાર કરીને જે શુભ ગતિમા સ્થાપન કરે તેને ધર્મ કહે છે આત્માના જ્ઞાન, દર્શન, ચારિત્રાદિ સદ્ગુણોને ધર્મ કહેવામા આવે છે वत्थु सहावो धम्मो–वस्तुस्वभावो धम्म વસ્તુના સ્વભાવને ધર્મ કહે છે જડનો જડત્વનો ધર્મ છે અને આત્માનો જ્ઞાનદર્શન ચારિત્રાદિ ધર્મ છે જે જે વસ્તુઓ

જે જે લક્ષણો દેખવામા આવે તે તે તે વસ્તુઓનો ધર્મ છે આત્માનો વ્યવહારનયની અપેક્ષાએ સમકિત ધર્મ, શ્રુતધર્મ અને ચારિત્ર ધર્મ છે શ્રુતધર્મની પ્રાપ્તિ થવાથી ચારિત્રધર્મની આરાધના કરી શકાય છે વિનય, વિવેક, જિજ્ઞાસા, સેવા, ભક્તિ, સદ્ગુરુ ની ઉપાસના અને તેમને ધર્મની પૃચ્છા કરવાથી ધર્મનુ જ્ઞાન પ્રાપ્ત કરી શકાય છે

પ્રશ્ન—ધર્માર્થે યુદ્ધો કરવાની જરૂર છે

ઉત્તર—ધર્માર્થે યુદ્ધો કરવાની જરૂર છે દુનિયામા થતી લડાઇઓને શાન્ત કરી અને ધર્મને માટે રુધિર લોહી ન રેડવું એજ ધર્મ ગણાય કે દુનિયાના મનુષ્યોને અભય આપે શાન્તિ અને સુખ આપનાર ધર્મ છે જે મનુષ્યો ધર્મના નામે તરવાર, બંદુક અને તોપો વડે જ્યા લડાઇ ચલાવે છે ત્યા પ્રભુનો ખરો ધર્મ નથી, કારણ કે જ્યા સર્વ જીવો પર દયા ન હોય તો ત્યા પ્રભુના ખરા ધર્મનો વાસ હોતો નથી પ્રભુનો ધર્મ તો દુનિયામા સર્વ જીવો પર કરૂણાબુદ્ધિ પ્રગટાવે છે જે જે ધર્મવાળાઓએ ધર્માન્ધ થઇને અન્ય ધર્મીઓ પર બન્દુકો, તોપો અને તરવારો ચલાવી છે તે તે ધર્મવાળાઓએ ધર્મની ખરી દિશાને ઓળખી નથી મનુષ્યો વગેરેના લોહી રેડવામા ધર્મ નથી પણ અધર્મ છે દયા, સત્ય, બ્રહ્મચર્ય, અસ્તેય આદિ ધર્મ છે મિથ્યાત્વીઓ પર કરૂણા અને મધ્યસ્થ ભાવના રાખવાનુ કાર્ય ખરેખર ધર્મ શીખવે છે કામ, ક્રોધ, લોભ, માન આદિ દુર્ગુણોની સાથે યુદ્ધ કરવુ એવુ ખરૂ યુદ્ધ કરવાનુ ધર્મ શિખવે છે

## मणिचद्रजी अने काकीमा.

અમદાવાદમા મણિચદ્રજી વીસમા સૈકાના પ્રારભમા વિદ્યમાન હતા તેઓશ્રી અમદાવાદમા સારગપુર તળીયા પોળના ઉપાશ્રયમા રહેતા હતા તેઓશ્રી યતિ તરીકે હતા યતિના મહાવ્રત યથાશક્તિ સારીરીતે પાળી શકતા હતા દરરોજ એક વખત આહાર લેતા હતા એકાંતમા રહેતા હતા મનુષ્યોનો ઘણો પરિચય કરતા નહોતા તેઓને શરીરે રોગ ઉત્પન્ન થયો હતો સીમધર સ્વામીને એક દેવતાએ પૂછ્યુ હતુ કે હાલ દક્ષિણાર્દ્ધ ભરતમા કોઇ આત્માર્થી ઉત્તમ યતિ છે ? તેના ઉત્તરમા સીમન્ધર સ્વામીએ કહ્યુ હતુ કે દક્ષિણાર્દ્ધ ભરતમા અમદાવાદમા મણિચદ્રજી નામે યતિ છે,

તે આત્માર્થી છે ત્રીજાભવે મુક્તિગામી છે સીમંધરસ્વામીના વચન સાભળીને દેવતા મુનિ મણિચંદ્રજી પાસે આવ્યો અને તેમની સ્થા દેખી પ્રસન્ન થયો અને કહ્યુ કે તમે કંઇ માગો મણિચંદ્રજીએ કહ્યુ કે આત્માના શુદ્ધ સ્વરૂપ વિના મ્હારે કાંઇ જોઇતુ નથી દેવતાએ કહ્યું કે હુ તમારા શરીરનો રોગ મટાડુ ત્યારે મણિચંદ્રજીએ કહ્યુ કે પ્રારબ્ધરૂપ જે કર્મ મ્હારે ભોગવવાનુ છે તે ભોગ વ્યા વિના છુટકો નથી મને આનંદ છે મણિચંદ્રજીએ દેવતાને પૂછ્યુ કે અમદાવાદ શહેરમા શાસન દેવતાઓનો વાસો છે કે કેમ? ત્યારે દેવતાએ કહ્યુ કે શાસન દેવતાનો વાસો છે મણિચંદ્રજી મહારાજ પાસે ઘેલાભાઇ શેઠે અભ્યાસ કર્યો હતો અને તેમણે મુનિની પાંચ ભાવનાની સજ્ઝાય બનાવેલી છે ખુશાલભાઇ શેઠે શ્રી મણિચંદ્રજી મહારાજ પાસે અભ્યાસ કર્યો હતો અને તેથી ખુશાલભાઇ દ્રવ્યાનુયોગ અને અધ્યાત્મ જ્ઞાનના વિષયમા અનુભવી થયા હતા ખુશાલભાઇ શેઠની પાસે તળીયાની પોળવાળા ત્રિભોવનદાસે અભ્યાસ કર્યો હતો મણિચંદ્રજી મહારાજે અનુભવ જ્ઞાનની એકવીશ સજ્ઝાયો બનાવી છે અને તેમા અધ્યાત્મ જ્ઞાનના આનંદની રેલમછેલા થઇ રહી છે ત્રિભોવન શેઠ બીજીવાર સ્ત્રી પરણ્યા હતા અને તે કાશીમા તરીકે ઓળખાતી હતી વીશમા શતકના પ્રારંભમા કાશીમા તથા ત્રિભોવનદાસ વિદ્યમાન હતા કાશીમા કાંઇપણ ભણ્યા નહોતા ત્રિભોવનદાસ અનુભવી પુરૂષ હતા ત્રિભોવનદાસ તથા કાશીમા એક દિવસ પ્રભુપૂજા કર્યા બાદ નૃત્ય કરતા હતા નૃત્ય કર્યા બાદ ત્રિભોવનદાસે કાશીમાના હાથમા આનન્દઘનજીનુ પુસ્તક મૂકયુ અને વાચવાને કહ્યુ કાશીમાએ એકદમ પુસ્તક વાચવા માંડયુ ત્યારથી તેમનો અનુભવ વધવા માંડયો અને સિદ્ધાંતોમા કુશલ થયા જોઇતારામ શેઠ વગેરે ત્રણ શ્રાવકો કાશીમાના રાગી થયા અને તેમની પાસે શ્રુતજ્ઞાનનો અભ્યાસ કરવા લાગ્યા કાશીમા અને જોઇતારામ શેઠ પંડિત વીરવિજયજી અને પંડિત રૂપવિજયજીના વ્યાખ્યાન સાભળવા જતા હતા, અને સાક્ષર સાધુઓ પણ તેમની સલાહ પૂછતા હતા વકીલ કેશવલાલ પ્રેમચંદના પિતામહના ભાઇ તરીકે જોઇતારામ શેઠ હતા અને હાલ જોઇતારામ શેઠની પોળી પ્રસિદ્ધ છે

## ધર્મ વિચારો તથા ધર્માચારોમા થતો ફેરફાર

વિશ્વમાં વર્તતા સર્વ ધર્મના ઐતિહાસિક ગ્રન્થો વાચવાથી માલુમ પડે છે કે પ્રત્યેક ધર્મના વિચારો અને આચારોમા દ્રવ્ય, ક્ષેત્ર, કાલ ભાવના

નુસારે કઇ ને કઇ ફેરફાર થએલા જણાય છે વિચાર, મતભેદ તથા આચાર મતથી જૈન ધર્મમા શ્રીવીર પ્રભુની પાછળ શ્વેતાંબર તથા દિગંબર એ બે કોમ ભિન્ન પડેલી માલુમ પડે છે દિગબરોમા મૂળસંઘી, કાષ્ઠાસંઘી, માથુરસંઘી વગેરે જે મતભેદ થયા છે તે પણ વિચાર અને આચાર મતભેદથી થએલા ફેરફારો છે શ્વેતાંબરોમા મૂર્તિપૂજક અને તેમાથી નીકળેલા સ્થાનક વાસીઓ અને તેમાથી નીકળેલા તેરાપંથીઓ ઇત્યાદિ ફેરફારોમા વિચાર, મતભેદજન્ય આચાર ઇત્યાદિ મતભેદ કારણ છે શ્રીવીર પ્રભુના સમકાલીન સાધુઓ અને સાધ્વીઓ તથા સાપ્રત વિદ્યમાન સાધુઓ અને સાધ્વીઓના આચારો, ઉપકરણો, વેષ અને વિચારોમા ફેરફાર જણાય છે અને ભવિષ્યમા કયા પ્રકારના ફેરફારો થશે તે તત્સમયના વિદ્વાનો અવબોધી શકશે વેદ ધર્મગત વિચારોમા અને આચારોમા પણ ઐતિહાસિક પુસ્તકોના વાચનથી ઘણા ફેરફારો થએલા જાણી શકાય છે જે જે ફેરફારોની ચર્ચાઓની ચર્ચાઓ પુસ્તકોમા ચઢી અને તેના સરસંગે થઇ ગયા, અને સાપ્રત વિદ્યમાન છે તેનુ સૂક્ષ્મ સ્વરૂપ જાણવાથી સમ્યગ્ જ્ઞાનમા વૃદ્ધિ થઇ શકે છે સાખ્યધર્મ, વેદાન્તધર્મ, જૈમિની, વૈશેષિક, કણાદ, પતંજલિ, શંકરાચાર્યમત, રામાનુજ મત, વલ્લભ સપ્રદાય, માધવાચાર્ય સપ્રદાય, સ્વામીનારાયણ સપ્રદાય, આર્યસમાજ, પ્રાર્થના સમાજ, લિંગાયત, બ્રહ્મસમાજ, બીજધર્મ, રાધાપન્થ આદિ અનેક હિન્દુ ધર્મ તરીકે હાલ જે ધર્મો થએલા છે તેમા ફેરફારો થએલા છે તે સર્વ દ્રવ્ય ક્ષેત્ર કાલ ભાવયોગે વિચારભેદ અને આચારભેદથી અવબોધી શકાય છે બુદ્ધ ધર્મમા અઢી હજાર વર્ષમા ઘણા મતભેદો થએલા અવબોધી શકાય છે ખ્રીસ્તિધર્મ, યાહુદીધર્મ, જયુધર્મ, વામમાર્ગીધર્મ, મુસલમાનધર્મ વગેરે ધર્મમા વિચારભેદ અને આચાર મતભેદથી અનેક ફેરફારો થએલા અવબોધાય છે અને ભવિષ્યમા દ્રવ્યક્ષેત્ર કાલભાવભેદે ઘણા ફેરફારો થશે, તે ભવિષ્યમા થનાર વિદ્વાનો અવબોધી શકશે વ્યાવહારિક, રાજકીય, વ્યાપારાદિમાદિ વિષયોમા પણ અનેક શતકોથી અનેક ફેરફારો થએલા અવબોધી શકાય છે ઉત્પાદ વ્યય અને ધ્રુવ વડે સત્પણુ સર્વત્ર સમજી શકાય છે વસ્તુ માત્રમા ઉત્પાદ વ્યય થાય છે અને મૂળરૂપે ધ્રુવપણુ છે

## जैनोनी सख्या घटवाना कारणो

૧ માગધમ.

૨ વૃદ્ધમ

૩ અનારોગ્યના હેતુઓનુ સેવન
૪ કેળવણીને સ્ત્રીઓની સાથે લગ્ન થવાનો અભાવ
૫ પ્લેગ વગેરે રોગો પ્રગટ થતા તેનાથી દૂર રહેવાની વ્યવસ્થાનો અભાવ
૬ દેવદ્રવ્ય, જ્ઞાનદ્રવ્યાદિનુ ભક્ષણ
૭ શરીર બળ વૃદ્ધિ પામે એવા વ્યાયામ વગેરે કારણોનો અભાવ
૮ શાસ્ત્રીય તથા વૈદ્યકીય નિયમ પ્રમાણે બ્રહ્મચર્ય પાળવાનો અભાવ
૯ સાધર્મ્યવાત્સલ, પ્રભાવના વગેરેનો જૈનોને સાહાય્ય આપવાના વાસ્ત વિક હેતુઓના સેવનનો અભાવ
૧૦ પરસ્પર સઘમા વેર-કલેશ-ટટા-બખેડા થવાના હેતુઓનુ સેવન
૧૧ હવાથી શરીરનુ પોષણ થાય એવા સ્થાનોમા ઘર બાધવાનો તથા રહેવાનો અભાવ
૧૨ કન્યાવિક્રયનુ મહા પાપ સેવન વગેરે પાપોનુ પ્રાકટ્ય
૧૩ વિશ્વાસઘાત, જૂઠ જૂઠી સાક્ષીઓ, અપ્રમાણિકતા, વ્યભિચાર, ઠગબાજી જૂઠા દસ્તાવેજ અન્ય મનુષ્યોની આતરડી દુ ખવવી-હાય લેવી ઇત્યાદિ
૧૪ ગુરૂશ્રદ્ધાભક્તિની ખામી
૧૫ જૈન સઘ નાયકોનુ જૈન સખ્યા વૃદ્ધિ પામે અને ઘટે નહીં તત્સ બધી દુર્લક્ષ
૧૬ જૈન સખ્યામા વૃદ્ધિ થાય એ માટે વાર્ષિક સઘ મેળવીને ચર્ચા કર વાનો તથા યોગ્ય ઉપાયો લેવાનો અભાવ
૧૭ ચારે વર્ણમા જૈન ધર્મ પ્રચાર કરવાનો અભાવ તથા ચારે વર્ણ આદિના મનુષ્યોને જૈન બનાવવાની વ્યવસ્થા તથા ઉપદેશનો અભાવ
૧૮ દરેક વર્ણના મનુષ્યો જૈન બને એવી ધર્મ ગુરૂઓની કાળજીનો અભાવ તથા તત્સબધી ભેગા મળી કાર્ય કરવાનો અભાવ

આર્યાવર્તમા એક મોટુ લાખો રૂપૈયા ખર્ચીને જ્ઞાનાલય કરવાની જરૂર છે ઇંગ્લાડની મોટામા મોટી લાયબ્રેરી જેવડુ જ્ઞાનાલય બધાવવામા આવે અને જૈન ધર્મના લખાવેલા તથા છપાવેલા દરેક જાતના પુસ્તકો રાખવામા આવે તો જૈન ગ્રથોની ભક્તિ સારી પેઠે કરી એમ કહી શકાય જૈનોના લાખો રૂપૈયા વ્યવસ્થા અને ઉત્તમ વિચારની સકલનાના અભાવે અન્ય બાબતોમા ખર્ચાય છે પણ એક મોટુ જૈન પુસ્તકાલય બનાવવા માટે લાખો રૂપૈયા ખર્ચાય તો ભવિષ્યની પ્રજાને મહાન્ વારસો આપી શકાય અમદાવાદ, પાલીતાણા વગેરે મધ્ય સ્થળોમાથી ગમે તે સ્થળ

પસંદ કરવામા આવે તો તે યોગ્ય ગણી શકાય આખા હિન્દુસ્તાનના જૈનોમા આવા ઉત્તમ વિચારોને પ્રથમ તો ફેલાવવાની જરૂર છે પશ્ચાત્ એક મહા સભા કરવાની જરૂર છે પશ્ચાત્ આગેવાન શ્રાવકોએ એ કાર્ય ઉપાડી લેવુ જોઇએ ધર્મના આચાર્યો, ઉપાધ્યાયો, સાધુઓ વગેરેના પુસ્તકો તેમના નામે રાખવામા આવે અને જ્ઞાનાલયમા તે જુદી જુદી કોટડીઓમા મૂકવામા આવે એવી વ્યવસ્થા કરવામા આવે અને તેમને ખપ પડે મોકલવામા આવે તો જૈન ભારત જ્ઞાનાલયની ઉન્નતિ થાય એક જૈન ભારત મહાજ્ઞાનાલય અને તેની વ્યવસ્થા થાય તો જૈનોનો ઉદય થઇ શકે

સાધુઓને પૂર્વની પેઠે ભણાવવાની વ્યવસ્થા કરવામા આવે તો સાધુઓનુ જ્ઞાન વધે અને તેવી તેઓ ઉપદેશ દેઇને લાખોક્રોડો મનુષ્યોનુ કલ્યાણ કરી શકે હાલમા પ્રાચીન પાઠપાઠન વ્યવસ્થા ક્રમ જોઇએ તેવો હો નથી પૂર્વે ગૃહસ્થો ગૃહસ્થાવસ્થામા સંસ્કૃત આદિ ભાષાજ્ઞ હતા તેથી તેઓ સાધુ થતા ત્યારે હાલની પેઠે પચ સધિથી અભ્યાસ શરૂ કરાવવો પડતો નહોતો એમ પ્રાય દેખવામા અનુભવવામા આવે છે આચાર્યો, ઉપાધ્યાયો વગેરે ભણાવવાનુ કામ સારી રીતે કરતા હતા ભિન્ન ભિન્ન ગચ્છના સાધુઓ હાલ અમુક સાધુ પાસે ભણી શકે એવી સ્થિતિ દેખવામા આવતી નથી અને તેમજ એક ગચ્છના સાધુઓમા પણ સંપના અભાવે વિદ્વાન્ સાધુઓની પાસે અભ્યાસ કરવાની અન્ય સાધુઓને અમુક કારણોથી સગવડ મળી શકતી નથી શ્રી દેવચદ્રજી ખરતર ગચ્છના હતા તેમની પાસે તપાગચ્છના શ્રી ઉત્તમવિજયજીએ તથા શ્રી જિનવિજયજીએ પણ અભ્યાસ કર્યો હતો એમ તેમના ચરિત્રથી જણાય છે શ્રી ધર્મસાગરજી ઉપાધ્યાય પણ એક વખતે ખરતર ગચ્છમા કેટલાક વખત સુધી રહ્યા હતા તે વખતે તેમની પાસે ખરતર ગચ્છના સાધુઓએ અભ્યાસ કર્યો હતો એમ અવબોધાય છે ચલવાસી સાધુઓની પાસેથી પણ પૂર્વે સાધુઓ જ્ઞાન પ્રાપ્ત કરતા હતા હાલમા તો જાણે સંકુચિત દૃષ્ટિ થઇ ગઇ હોય એવુ ઘણાભાગે લાગે છે પ્રાચીન અને આધુનિક એ બે જમાનામા અભ્યાસનુ યોગ્ય એવુ મિશ્રણ કરીને સાધુઓને અભ્યાસ કરાવવાની આવશ્યકતા છે જમાનાને ઓળખવો જોઇએ અને હાલના જમાનાના લોકોને ઉપદેશ આપી શકાય એવી પ્રણાલિકાથી અધ્યયન કરવુ જોઇએ [illegible] ભાષાનો પણ સાધુઓએ અભ્યાસ કરવો જોઇએ જમાનાને અનુસરી જાહેર બોધ આપવો જોઇએ, ભિન્ન ભિન્ન સઘાડાના સાધુઓ કે

જે અભ્યાસીઓ હોય તેઓ એક ઠેકાણે ભણી શકે એવો સુધારો કરવો જોઇએ સાધુઓ કોલેજના વિદ્યાર્થીઓની પેઠે ભેગા મળીને અભ્યાસ કરે તો પરસ્પર એક બીજાને ઘણું જાણવાનુ મળી શકે જમાનો વિદ્યુત્ વેગે દોડે છે તેને સાધુઓ જવા દેશે તો જમાનાની પાછળ ઘસડાવુ પડશે

સાધુ વર્ગના પ્રતિપક્ષી બનીને ઘણા લોકોએ સાધુ વર્ગનો નાશ કરવા પ્રયત્ન કર્યો પણ સાધુ ધર્મના માહાત્મ્યથી અદ્યાપિ પર્યંત સાધુ સાધ્વી સંઘ વર્તે છે અને પાચમા આરાના છેડા પર્યંત વર્તશે દિગમ્બર વૃત્તિ ધારણ કરનારાઓએ સાધુ વર્ગની જડ ઉખેડવા પ્રયત્ન કર્યો પણ તેઓનુ કઇ વળ્યુ નહિ જે સાધુ વર્ગ કુદરતને યોગ્ય લાગે છે તેનો નાશ કદિ થઇ શકે નહિ સાધુ વર્ગની અસ્તિતાની જરૂર ન હોય તો કુદરત પોતાની મેળે સાધુની અસ્તિતા રાખત જ નહિ બૌદ્ધ ધર્મ એક વખત હિન્દુસ્તાનમા સર્વત્ર પ્રસરી ગયો હતો પણ આર્યાવર્તમાં તેની અનુપયોગિતા હોવાથી તેનો અસ્ત થયો, અને જ્યારે તે ધર્મના આચારોની અને વિચારોની આવશ્યકતા માલુમ પડશે ત્યારે તેનો પાછો હિન્દુસ્તાનમા પ્રચાર થવાનો જૈન સાધુઓની એટલી બધી ઉપયોગિતા છે કે તેનુ પરિપૂર્ણ વર્ણન કરી શકાય નહિ વિક્રમ સવત્ સોળમા સૈકામા કડવા શાહે સાધુ સાધ્વીની અસ્તિતા ન રહે એવા વિચારો ફેલવવા પ્રયત્ન કર્યો પણ અન્તે તેમના વિચારો સમાઇ ગયા કારણ કે તેમની દૃષ્ટિમા કોઇ સાધુ ન ભાસ્યો ને તેથી કોઇ સાધુ નથી એમ તેમણે કથ્યુ તે કઇ સર્વ લોકોમા માન્ય થયુ નહિ શરીરમાથી આત્મા જતા શરીર બગડી જાય છે અને તેનો કુદરતી રીતે નાશ થાય છે તેમ સાધુવર્ગમા ધર્મરૂપ ચૈતન્ય ટળી જાય તો પોતાની મેળે સાધુઓનો નાશ થાય પણ તેમ કદી બનવાનુ નથી ખરા સાધુઓની અસ્તિતા જ્યા હોય છે ત્યાજ પાસત્થાઓ હોય છે જે ક્ષેત્રમા પાસત્થાઓ હોય છે ત્યા ખરા સાધુઓ હોય છે શ્રમણ અને સાધ્વી વર્ગની કદિ અસ્તિતા ટળી જવાની નથી ઘણા ઉત્કૃષ્ટાચાર અને ઘણા કનિષ્ટાચારથી પણ સાધુ માર્ગ ચાલતો નથી. મધ્ય આચારથી સાધુ માર્ગ વહે છે કચન કામિનીના ત્યાગી અને સૂત્રોથી અવિરુદ્ધ દેશના દેનાર સાધુઓથી જૈન ધર્મ ચાલે છે જૈન શાસનના ત્રેવીસ ઉદય થવાના છે સાધુ-નીતી-સમ્યગીથી જૈન ધર્મ ચાલવાનો છે આ કાળમા તરતમ યોગે સાધુ માર્ગ પાળનારા સાધુઓ છે સર્વ સાધુઓ એક સરખા આચાર પાળનારા હોતા નથી માટે માર્ગ અગીકાર કરીને જેઓ ચારિત્ર પાળે

છે તેઓ સાધુ માર્ગમા જમાનાને અનુસરી આચાર વગેરેમા સુધારો કરી શકે છે ગીતાર્થ અનિશ્રિતનુ એ માર્ગ છે ચતુર્વિધ સઘ મનકાળ રહેશે. જૈન ધર્મમા સાધુઓને ઉત્તમ અને ગુરુ તરીકે માનવામા આવ્યા છે

જૈનોની પ્રવૃત્તિ ખરેખર જૈન ધર્મના ફેલાવા માટે થાય તો જૈન ધર્મનો ફેલાવો થઇ શકે આર્યસમાજીઓને જુસ્સો અને ખ્રિસ્તિઓનો પોત-પોતાનો ધર્મ ફેલાવવા માટે વિશેષ જુસ્સો દેખાય છે આર્યસમાજીઓ જે સુધારાઓ કરે છે તેમા [illegible] હાલના જમાનાને સાનુકૂળ હોવાથી કેળવાયલા વર્ગનો મોટો ભાગ તે તરફ આકર્ષાય છે આર્યસમાજીઓ કર્મથી જાતિ માને છે જૈનો તો અસલથી કર્મથી જાતિ માનતા આવ્યા છે તેથી તેમના કરતા જૈનોના વિચારો તે બાબતમા પૂર્વ કાળથી સમ્મત છે આર્યસમાજીઓ ગુરુકુળ સ્થાપન કરે છે જૈનોની પાઠશાળાઓ પણ અમુક અંશે ગુરુકુળની ગરજ સારે છે આર્યસમાજીઓ અન્ય ધર્મવાળાઓને પોતાના ધર્મમા દાખલ કરે છે જૈનો પણ અન્ય ધર્મીઓને પોતાના ધર્મમા દાખલ કરે છે જૈનોમા હાલ એવા પ્રકારની વ્યવસ્થા થવી જોઇએ કે અન્ય જાતિના લોકો જૈન ધર્મ પાળવા તત્પર થાય તો તેઓને જૈન ધર્મ શ્રદ્ધા વિધિ પૂર્વક ગ્રહણ કરાવીને એક નવો વર્ગ ઉત્પન્ન કરવો અને તેમા અન્ય જાતિના લોકોને જૈન બનાવીને દાખલ કરવામા આવે આગળ જતા સો વર્ષ ઉપર થતા તેઓને અસલ જૈનોની સાથે ભેળવી દેવામા આવે વૈષ્ણવવણિકો વગેરે ઉત્તમ વર્ણના લોકોને તો તુર્ત પોતાની સાથે ભેળવી દેવામા આવે તો તે યોગ્યજ ગણાય હાલમા જૈન સમાજના વિચારોને સાનુકૂળ રહીને આવુ પણ નવીન ધર્મ પ્રચારક કાર્ય પ્રારભવામા આવશે તો ભવિષ્યમા તેનુ ઉત્તમ ફળ આવશે અને ભવિષ્યનો કેળવાયલો વર્ગ આ કાર્યને સારી મદદ આપશે આર્યસમાજમા ઉપદેશકો ધર્મ ફેલાવવાનુ કાર્ય કરે છે ત્યારે જૈનોમા સાધુઓ સાધ્વીઓ અને કેટલાક ગૃહસ્થો પણ હાલની રૂઢીથી જૈન ધર્મોપદેશ દેવાનુ કાર્ય કરે છે આર્યસમાજીઓ લક્ષ્મીનુ બળ ધરાવતા નથી અને જૈનો તો હાલ લક્ષ્મીનુ મોટુ બળ ધરાવે છે આર્યસમાજીઓ કેળવણીને મદદ આપે છે તેમજ જૈનો પણ કેળવણીને મદદ આપે છે જૈનો પાછળ હઠે તેવા નથી પણ હજી તેઓનામા જૈન ધાર્મિક કેળવણી અને વ્યાવહારિક કેળવણીની ન્યૂનતા છે તેથી તથા શારીરિક બળ તથા માનસિક બળની ન્યૂનતાથી સર્વની આગળ ગમન કરી શકયા નથી આર્યસમાજીઓ કરતા જૈનોની જૈનાગમો ઉપર

ઘણી શ્રદ્ધા છે પણ તેઓ મોગ ભાગે અંકોળવાયલા હોવાથી આ સમા છુઓની પેઠે જાહેરમા ઘણુ આવી શકતા નથી પણ હવે જૈનોમા ધર્મો ત્સાહનો નૂતન રગ રેડાય છે અને કંઇક ધર્મ પ્રવૃત્તિમા ભાગ લેવાય છે જૈનોની ઉન્નતિ થાઓ ! ! !

ખ્રીસ્તિઓએ આર્યાવર્તમા પોતાનો ધર્મ ફેલાવ્યો છે પણ તેઓના ધર્મમા તત્ત્વોની વ્યાખ્યા વિશેષ દેખવામા આવતી નથી અને તેમજ પશુ પખી વગેરે પ્રાણીઓમા આત્મા માનવામા આવતો નથી તેથી અન્તે તે ધર્મનો ફેલાવો થનો બધ પડી જવાનો લક્ષ્મીની મદદ આદિ કારણોની ગરીમ આર્યોને તેઓએ પોતાના ધર્મમા દાખલ કર્યા છે, પણ તત્ત્વો વિના ખ્રીસ્તિ ધર્મનો મહેલ ડગી જવાનો હાલ યુરોપમા ઘણા વિદ્વાનો ખ્રીસ્તિ ધર્મની શ્રદ્ધાથી હીન થયા છે આર્યાવર્તના ધર્મોની આધ્યાત્મિક દશા આગળ ખ્રીસ્તિ ધર્મનો ઉપદેશ ફીક્કો પડી જાય છે જૈન ધર્મમા આત્મા કર્મ, શરીર ગતિ, પુનર્જન્મ આદિ તત્ત્વો માટે જેવુ કહેવામા આવ્યુ છે તેની આગળ ખ્રીસ્તિ ધર્મના પુસ્તકો માનાનગત કરીને બેસી રહે છે તત્ત્વોની દ્દષ્ટિથીમા જૈન ધર્મના તત્ત્વો ખરેખર સર્વ ધર્મની આગળ આવે છે ખ્રીસ્તિ ધર્મની પેઠે જૈન ધર્મને તેવા પ્રકારની મદદ હોય અને ધર્મ ફેલાવો કરવા માટે તેવા પ્રકારની વ્યવસ્થા હોત તો જૈન ધર્મ આખી દુનિયામા શાન્તિ ફેલાવી દીધી હોત જૈનધર્મના ઉપદેશ પ્રમાણે જો જૈનો ચાલે તો તેઓ અન્ય ધર્મીઓની પ્રશસા પાત્ર થઇ પડે અને અનેક મનુષ્યોને સમ્યક્ત્વની પ્રાપ્તિમા નિમિત્ત કારણભૂત બને એમા જરા માત્ર સશય નથી મુસલમાનોના ધર્મ યુદ્ધ વખતે પણ જૈનોએ પોતાના ધર્મનુ સરક્ષણ કર્યુ છે હિન્દુઓએ મુસલમાનો સામે પોતાની છાતી રાખી અને લાખો મનુષ્યોના પ્રાણ ખોઇને પોતાના ધર્મનુ રક્ષણ કર્યુ છે અને તેવા પ્રસગે હિન્દુઓએ જૈનોને પણ દેરાસરનુ રક્ષણ કરવુ વગેરે બાબતમા સહાય આપી છે જૈનોએ તે વખતે હિન્દુઓને બુદ્ધિ વડે તથા વ્યાપાર વડે સાહાય આપી છે જૈનાચાર્યોએ સાહિત્યના ગ્રન્થો લખીને અન્ય વિદ્વાનોનુ કાર્ય પોતે ઉપાડી લીધુ છે મુસલમાની રાજ્યના વખતમા જૈનોએ પોતાનો ધર્મ ધારી રાખ્યો છે હવે તો ગામ જેવા બ્રીટીશ રાજ્યમા કેળવણીના પ્રતાપે જૈન ધર્મનો પાયો મજબુત કરવાનો અને જૈન ધર્મ ફેલાવાના ઉપાયો લેવાનો વખત આવી પહોચ્યો છે હવે જૈન બન્ધુઓએ સોનેરી તક ન ગુમાવવી જોઇએ

જૈન ધર્મની સર્વ ધર્મોમા શ્રેષ્ઠતા છે સર્વ ધર્મોમા સકલનયોની અપેક્ષાએ જૈન ધર્મ સત્ય છે એમ શ્રદ્ધા ધારણ કરીને સ્વધર્માભિમાન ધારણ કર્યું, એટલુ કરીને પણ જૈનોએ બેસી રહેવાનુ નથી જૈન ધર્મનું અભિમાન ધારણ કરીને આગળ માર્ગમા આગળ વધવાની જરૂર છે જૈન ધર્મમા બતાવેલા નીતિના વિચારો-આચારો પ્રમાણે વર્તીને ખરા આર્ય જૈન તરીકે બનીને અન્યોને દૃષ્ટાન્તીભૂત થવુ જોઇએ સાકર આખાની ફેરી ઘણી મીઠી છે એમ કહેવા માત્રથી મીઠા રસનો સ્વાદ આવતો નથી પણ ફેરીને ઘોળીને તેનો જીહ્વા ઉપર રસ મુકવાથી મિષ્ટ રસનો સ્વાદ આવે છે જૈનો જૈનશાસ્ત્રમા બતાવેલા ગુણોને પોતે ધારણ કરે તો અન્ય ધર્મીઓની આગળ મુખ ઉચુ કરીને બોલી શકે અને તેઓને સમ્યક્ત્વના માર્ગ તરફ વાળી શકે જૈન નામ ધારીને જિન પ્રભુની આજ્ઞા પ્રમાણે જે જૈનો નથી વર્તતા, તેઓ જૈન ધર્મના આરાધક બની શકતા નથી માર્ગાનુસારી ગુણો ધારણ કરાવી જૈન ધર્મની પ્રાપ્તિ સન્મુખ પગલા ભરી શકાય કે જે મનુષ્યો જૈન ધર્મના આચારો અને સદ્વિચારો પ્રમાણે વર્તે છે તે જૈન ધર્મની સારી રીતે પ્રભાવના કરી શકે છે મૈત્રી, પ્રમોદ, માધ્યસ્થ અને કારુણ્ય એ ચાર ભાવનાઓને આચારમા મૂકીને આર્ય જૈનોએ જૈન ધર્મ સેવવો જોઇએ દુર્વ્યસનો, દુર્ગુણોથી દૂર રહીને જૈન ધર્મની આરાધના કરનાર જીવો જગતમા પ્રતિષ્ઠા પામે છે જૈન ધર્મમા કહેલા સદ્ગુણો પ્રમાણે જો જૈનો વર્તે તો ક્લેશ, તકરાર, ઇર્ષ્યા, નિન્દા, અને તોફાનોનો અન્ત આવે અને જૈન સમાજ એક દિવ્ય શાન્ત સ્વર્ગમય જેવો બની શકે દયાગુણ વડે જૈનો જેમ અન્ય ધર્મીઓ ઉપર દાખલો બેસાડે છે તેમ અન્ય ગુણોવડે અન્ય ધર્મીઓની પ્રશંસાના પાત્ર બનવાની જરૂર છે જૈન ધર્મની અનુમોદના કરનાર અન્ય એકાન્ત વાદિયો પણ જૈન ધર્મના સન્મુખ થઇ શકે છે અન્ય લોકો જૈન ધર્મની પ્રશંસા કરે તો તેમા જૈનોને મહાન્ લાભ પ્રાપ્ત થાય છે અન્ય ધર્મીઓને સદ્ગુણોવડે જીતો અને અન્ય ધર્મીઓને સદ્ગુણો વડે પોતાની તરફ આકર્ષો લોહચુમ્બકમા શક્તિ છે તો તે લોહને પોતાની તરફ ખેચી શકે છે તેમ જૈનોમા જેમ જેમ સદ્ગુણો વધશે તેમ તેમ તેઓ અન્ય ધર્મીઓને પોતાની તરફ આકર્ષી શકશે ગુણ વિનાનો ઘટાટોપ નકામો છે અગુણી જૈનોદ્વારા જૈન ધર્મની હેલના થાય છે ભૂખના હાથમા સાચુ રત્ન હોય તો પણ કોઇ તેની વાતનો એકદમ વિશ્વાસ કરે નહિ સઘના ભગતે ગુણો વડે એક્ય કરવુ, અને તે વડે જૈન ધર્મની પ્રભાવના કરવી

ઘણી શ્રદ્ધા છે પણ તેઓ ભોગ ભાગે અફળવાયના હોવાથી આ નસમા છઓની પેઠે જાહેરમા ઘણા આવી શકતા નથી પણ હવે જૈનોમા ધર્મો ત્સાહનો નૂતન રસ રેડાય છે અને કઇક ધર્મ પ્રવૃત્તિમા ભાગ લેવાય છે જૈનોની ઉન્નતિ થાઓ !!!

ક્રીસ્તિઓએ આર્યાવર્તમા પોતાનો ધર્મ ફેલાવ્યો છે પણ તેઓના ધર્મમા તત્ત્વોની વ્યાખ્યા વિશેષ દેખવામા આવતી નથી અને તેમજ પશુ પખી વગેરે પ્રાણીઓમા આત્મા માનવામા આવતો નથી તેથી અ તે તે ધમનો ફેલાવો થતો બધ પડી જવાનો લક્ષ્મીની મ ૯ આદિ કારણોથી ગરીબ આર્યોને તેઓએ પોતાના ધમમા દાખલ ર્ક્યા છે, પણ તત્ત્વો વિના ક્રીસ્તિ ધર્મનો મહેલ ડગી જવાનો હાલ યુરોપમા ઘણા વિદ્વાનો ક્રીસ્તિ ધર્મની શ્રદ્ધાથી હીન થયા છે આર્યાવર્તના ધર્મોની આધ્યાત્મિક દશા આગળ ક્રીસ્તિ ધર્મનો ઉપદેશ શીઘ્ર પડી જાય છે જૈન ધર્મમા આત્મા કર્મ, શરીર ગતિ, પુનર્જન્મ આદિ તત્ત્વો માટે જેજે કહેવામા આવ્યુ છે તેની આગળ ક્રીસ્તિ ધર્મના પુસ્તકો મૌનાવલમ્બન કરીને બેસી રહે છે તત્ત્વોની હરિફાઇમા જૈન ધર્મના તત્ત્વો ખરેખર સર્વ ધર્મની આગળ આવે છે ક્રીસ્તિ ધર્મની પેઠે જૈન ધર્મને તેવા પ્રકારની મદદ હોય અને ધર્મ ફેલાવો કરવા માટે તેવા પ્રકારની વ્યવસ્થા હોત તો જૈન ધર્મ આખી દુનિયામા શાન્તિ ફેલાવી દીધી હોત જૈનધર્મના ઉપદેશ પ્રમાણે જો જૈનો ચાલે તો તેઓ અન્ય ધર્મીઓની પ્રશસા પાત્ર થઇ પડે અને અનેક મનુષ્યોને સમ્યક્ત્વની પ્રાપ્તિમા નિમિત્ત કારણભૂત બને એમા જરા માત્ર સશય નથી મુસલમાનોના ધર્મ યુદ્ધ વખતે પણ જૈનોએ પોતાના ધર્મનુ સરક્ષણ કર્યુ છે હિન્દુઓએ મુસલમાનો સામે પોતાની છાતી રાખી અને લાખો મનુષ્યોના પ્રાણ આપીને પોતાના ધર્મનુ રક્ષણ કર્યુ છે અને તેવા પ્રસગે હિ દુઓએ જૈનોને પણ દેરાસરનુ રક્ષણ કરવુ વગેરે બાબતમા સહાય આપી છે જૈનોએ તે વખતે હિન્દુઓને બુદ્ધિ વડે તથા વ્યાપાર વડે સાહાય આપી છે જૈનાચાર્યોએ સાહિત્યના ગ્રન્થો લખીને અન્ય વિદ્વાનોનુ કાર્ય પોતે ઉપાડી લીધુ છે મુસલમાની રાજ્યના વખતમા જૈનોએ પોતાનો ધર્મ ધારી રાખ્યો છે હવે તો ઇમ જૈના બ્રીટીશ રાજ્યમા કેળવણીના પ્રતાપે જૈન ધર્મના પાયો મજબુત કરવાનો અને જૈન ધર્મ ફેલાવાના ઉપાયો લેવાનો વખત આવી પહોચ્યો છે હવે જૈન બન્ધુઓએ સોનેરી તક ન ગુમાવવી જોઇએ

જૈન ધર્મની સર્વ ધર્મોમા શ્રેષ્ઠતા છે સર્વ ધર્મોમા એકાન્તનયોની અપેક્ષાએ જૈન ધર્મ સત્ય છે એમ શ્રદ્ધા ધારણ કરીને સ્વધર્માભિમાન ધારણ કર્યું, એટલુ કરીને પણ જૈનોએ બેસી રહેવાનુ નથી જૈન ધર્મનું અભિમાન ધારણ કરીને ચારિત્ર માર્ગમા આગળ વધવાની જરૂર છે જૈન ધર્મમા બતાવેલા નીતિના વિચારો-આચારો પ્રમાણે વર્તીને ખરા આર્ય જૈન તરીકે બનીને અન્યોને દૃષ્ટાન્તીભૂત થવુ જોઇએ અમારા આણાની કેરી ઘણી મીઠી છે એમ કહેવા માત્રથી મીઠા રસનો સ્વાદ આવતો નથી પણ કરીને ઘોળીને તેનો જીહ્વા ઉપર રસ મૂકવાથી મિષ્ટ રસનો સ્વાદ આવે છે જૈનો જૈનશાસ્ત્રમા બતાવેલા ગુણોને પોતે ધારણ કરે તો અન્ય ધર્મીઓની આગળ મુખ ઉચુ કરીને બોલી શકે અને તેઓને સમ્યક્ત્વના માર્ગે તરફ વાળી શકે જૈન નામ ધારીને જિન પ્રભુની આજ્ઞા પ્રમાણે જે જૈનો નથી વર્તતા, તેઓ જૈન ધર્મના આરાધક બની શકતા નથી માર્ગાનુસારી ગુણો ધારણ કરાવી જૈન ધર્મની પ્રાપ્તિ સન્મુખ પગલા ભરી શકાય છે જે મનુષ્યો જૈન ધર્મના આચારો અને સદ્વિચારો પ્રમાણે વર્તે છે તે જૈન ધર્મની સારી રીતે પ્રભાવના કરી શકે છે મૈત્રી, પ્રમોદ, માધ્યસ્થ અને કારુણ્ય એ ચાર ભાવનાઓને વ્યવહારમા મૂકીને આર્ય જૈનોએ જૈન ધર્મ સેવવો જોઇએ દુર્વ્યસનો, દુર્ગુણોથી દૂર રહીને જૈન ધર્મની આરાધના કરનાર જીવો જગત્મા પ્રતિષ્ઠા પામે છે જૈન ધર્મમા કહેલા સદ્ગુણો પ્રમાણે જો જૈનો વર્તે તો ક્લેશ, તકરાર, ઇર્ષ્યા, નિન્દા, અને તોફાનોનો અન્ત આવે અને જૈન સમાજ એક દિવ્ય શાન્ત સ્વર્ગમય જેવો બની શકે દયાગુણ વડે જૈનો જેમ અન્ય ધર્મીઓ ઉપર છાપ બેસાડે છે તેમ અન્ય ગુણોવડે અન્ય ધર્મીઓની પ્રશંસાના પાત્ર બનવાની જરૂર છે જૈન ધર્મની અનુમોદના કરનાર અન્ય એકાન્ત વાદિયો પણ જૈન ધર્મના સન્મુખ થઇ શકે છે અન્ય લોકો જૈન ધર્મની પ્રશસા કરે તો તેમા જૈનોને મહાન્ લાભ પ્રાપ્ત થાય છે અન્ય ધર્મીઓને સદ્ગુણોવડે જીતો અને અન્ય ધર્મીઓને સદ્ગુણો વડે પોતાની તરફ આકર્ષી શકો લોહચુંબકમા શક્તિ છે તો તે લોખંડને પોતાની તરફ ખેચી શકે છે તેમ જૈનોમા જેમ જેમ સદ્ગુણો વધશે તેમ તેમ તેઓ અન્ય ધર્મીઓને પોતાની તરફ આકર્ષી શકશે ગુણ વિનાનો બડાઈપ નકામો છે, સદ્ગુણી જૈનોદ્વારા જૈન ધર્મનો ફેલાવો થાય છે જૂઠાના હાથમા સાચુ રત્ન હોય તો પણ કોઇ તેની વાતનો એકદમ વિશ્વાસ કરે નહિ સર્વના જગતે ગુણો વડે [illegible] અને તે વડે જૈન ધર્મની પ્રભાવના કરવી

જેઓનાથી વ્રત પચ્ચખાણ ન કરી શકાય પણ જૈન ધર્મ ઉપર પૂર્ણ શ્રદ્ધા હોય એવા મનુષ્યોએ અવિરતિ જૈન શ્રાવકનું પદ અંગીકાર કરવું જોઇએ પણ અન્યોની નિન્દાથી અન્યધર્મમા ગમન ન થવુ જોઇએ અવિરતિ સમ્યગ્દૃષ્ટિ એ ચોથુ ગુણ સ્થાનક છે તે ગુણસ્થાનકના ગુણો ધારણ કરવાને પ્રયત્ન કરવો જોઇએ કૃષ્ણ મહારાજા અને શ્રેણિક મહારાજા વગેરે ચોથા ગુણસ્થાનકના ધણી હતા કોઇપણ જાતનું પ્રત્યાખ્યાન ન હોય એવા મનુષ્યોએ જૈન ધર્મની સેવા, દેવ ગુરૂની આરાધના કરીને ચોથા ગુણસ્થાનકનું શ્રાવકપણું પ્રાપ્ત કરવુ જોઇએ કેટલાક જૈનો જેને વ્રત પચ્ચખાણ નથી એવા જૈનોની નિંદા કરીને તેઓને જૈન ધર્મથી વિમુખ કરે છે, પણ જૈનોને વ્રત પચ્ચખાણ વિનાના જૈનોની નિન્દા ન કરવી જોઇએ તેઓને ઉપદેશ દેવો અને જે જે અંશે જૈન ધર્મની શ્રદ્ધા પૂર્વક આરાધના કરે તે તે અંશે તેઓને વખાણવા અને આગળ ચડાવવા પ્રયત્ન કરવો જૈન તત્ત્વની પૂર્ણ શ્રદ્ધા હોય એવા જૈનોને પણ ધન્યવાદ ઘટે છે રાત્રી ન ખાય અને પ્રભુની પૂજા કરે એટલુ કરવા માત્રથીજ જૈન ગણાય એમ એકાંતે સ્વીકારીને અવિરતિ સમ્યગ્ દૃષ્ટિ ગુણસ્થાનકના ગુણોને વિસરવા ન જોઇએ જૈન ધર્મની રક્ષા વૃદ્ધિ કરનારાઓની માતા જેવી દૃષ્ટિ રહે છે અને જૈન ધર્મ પાલકોને શિક્ષા આપીને આગળ પડનારાઓની પિતાના જેવી દૃષ્ટિ રહે છે માતા અને પિતાએ તેના જેવી દૃષ્ટિ રાખવી જોઇએ દેવ ગુરૂ અને ધર્મની શ્રદ્ધા ધારણ કરીને જેઓ ચોથા ગુણસ્થાનકની દશામા રહીને વર્તે છે અને જૈન શાસનની પ્રભાવના કરે છે તેઓને ધન્યવાદ ઘટે છે જૈન ધર્મથી ભ્રષ્ટ થનાર જીવોને પણ જેઓ તન, ધન, મન વડે સહાય આપે છે અને જૈન ધર્મમા સ્થિર કરે છે એવા જૈનોને ધન્યવાદ ઘટે છે જૈન ધર્મથી પડતા એવા સાધુ સાધ્વી શ્રાવક અને શ્રાવિકાઓને અનેક ઉપાયોથી અને આત્મભોગ આપીને જેઓ જૈન દર્શનમા સ્થિર કરે છે તેઓને અનેક તીર્થોની યાત્રાઓનો તથા અનેક સંઘ કાઢવાનુ ફળ પ્રાપ્ત થાય છે સમ્યક્ત્વ, જ્ઞાન અને ચારિત્ર એ ત્રણની જે જે અંશે આરાધના જે જે જીવો કરે છે તેઓ તે તે અંશે જૈનધર્મી ગણાય છે

પરિપૂર્ણ આંગ્લ ભાષાના અભ્યાસક જૈનો જો વિશેષાવશ્યક, કર્મ ગ્રન્થ-કર્મ પ્રકૃતિ-તત્ત્વાર્થ-સમ્મતિતર્ક, સ્યાદ્વાદમંજરી વગેરે તત્ત્વ ગ્રંથોના અસલની ગુરૂગમ શૈલીપૂર્વક અભ્યાસ કરે અને પશ્ચાત્ હાલની ભાષણ પદ્ધતિ પૂર્વક જૈન તત્ત્વોને ફેલાવા માટે ભાષણો આપે તો ખરેખર જૈન

ધર્મ તરફ અન્યદેશીય વા સ્વદેશીય આગ્લ ભાષાના વિદ્વાનોની ધર્મ તરફ રૂચિ પ્રગટાવી શકે આગ્લ ભાષાની પરિપૂર્ણ વિદ્વત્તા મેળવીને જૈન સાધુઓ જો જૈન ધર્મના તત્ત્વો સબધી જાહેર ભાષણો આપે તો ખરેખર આ જમાનામા તેઓ જૈન ધર્મને જાહેરમા લાવી શકે શ્રી મહાવીર સ્વામિનુ જીવન ચરિત્ર હાલની ઉચ્ચ લેખન પદ્ધતિના અનુસારે રચાવુ જોઇએ અને તે તે ચરિત્રનો ઘણી ભાષામા અનુવાદ થવો જોઇએ મહાન્ જૈન ધર્મના ઉપદેષ્ટા સર્વજ્ઞ શ્રીવીર પ્રભુના ચરિત્રથી ઘણા દેશના લોકો અજાણ છે આર્યાવર્તમા પણ ઘણા લોકો શ્રીવીર પ્રભુના જીવન ચરિત્રથી અજાણ છે શ્રીવીર પ્રભુનું ચરિત વાચ્યા બાદ લોકોની જૈન શાસ્ત્રો જોવા માટે અભિરુચિ વધે એ સ્વાભાવિક છે પ્રાચીન પદ્ધતિના અનુસારે જૈન ધર્મનો ઉપદેશ ગ્રહણ કરનારાઓ જૈનો માટે તો અસલની રીતિ પ્રમાણે સાધુઓનો ઉપદેશ ઉત્તમ છે પણ નવા જમાનાની રીતિની અભિરૂચિધારકો માટે તો અન્ય ઉપાયો ગ્રહણ કરવાની આવશ્યકતા છે પણ આ બધા સદ્વિચારોનો માર્ગ ગ્રહણ કરાવનાર સદ્‌ગુરૂઓ પ્રગટાવવા જોઇએ અને જૈનાગમથી અવિરુદ્ધ પણે જૈન ધર્મનો ફેલાવો કરવો વા આરાધના કરવી એ મૂલ મત્ર લક્ષ્યમા રાખવાની જરૂર છે પરિપૂર્ણ જૈન શાસ્ત્રોનો અસલની રીત પ્રમાણે ગુરૂગમ પૂર્વક અભ્યાસ કરીને આગ્લ ભાષા વગેરેમા જૈન તત્ત્વોનો ફેલાવો કરવામા આવે તો ભૂલો ન થઇ શકશે, અન્યથા ભૂલ થાપનો પ્રસગ પ્રાપ્ત થઇ શકશે નવા જમાનાની શૈલી પ્રમાણે જૂના ચરિત્રોને નવીન ચરિત્ર રૂપમા મૂકવાથી વધારે લાભ થવાનો સભવ છે, તેમા પણ સૂચના કે વર્તમાનવિદ્યમાનગીતાર્થ પુરૂષોની સલાહ તો પ્રસગોપાત્ત લેવીજ જોઇએ

ઘણા લોકો અમારી પાસે આવીને કહે છે કે પ્રતિદિન જૈનોની વસતિ ઘટતી જાય છે કેટલાક કહે છે કે જૈનોની વસતિ વધારવા ઉપાયો લેવા જોઇએ કેટલાક કહે છે કે તેર લાખ જૈનોએ અન્ય ધર્મિયોની સામુ ટકી રહેવુ જોઇએ કેટલાક કહે છે કે આર્ય સમાજીઓની પેઠે પગલા ભરવા જોઇએ કેટલાક કહે છે કે હવે જૂના રિવાજોને દેશવટો દેઇ નવા રીવાજો દાખલ કરવા જોઇએ કોઇ કથે છે કે જૈનોમા ઉત્સાહ નથી કેટલાક કહે છે જૈનો બીકણ છે તેથી જૈન ધર્મની પડતી દશા આવી છે કેટલાક જૈનો કથે છે કે જૈનોમા કુસપ ઇર્ષ્યા ઘણી છે તેથી જૈનોની પડતી દશા આવી છે કેટલાક કથે છે કેળવાયલા જૈનોમા શ્રદ્ધાધર્માભિમાન નથી

અને તેથી તેઓ કઇ જૈનોનુ શ્રેય સાધી શકે તેમ નથી સુધારકો કહે છે કે જૂનાઓમા કઇ સત્વ નથી અને તેઓ કોઇ કઇ કરે છે તની ટીકાઓજ કર્યા કરે છે કેટલાક જૂના વિચારકો કથે છે કે નવા વિચારકોથી આપણે જૂદા પડી જવુ કેટલાક કથે છે કે હાલમા સ્વતંત્રતા વધારવી અને ગમે તે ધર્મમા દાખલ થવુ કેટલાક કથે છે કે જૈનોના સકુચિત વિચારો છે તેથી જૈન કોમના શ્રેય કાર્યો કરવામા ઘણી મુશ્કેલી નડે છે કેટલાક જૈનો કથે છે કે જૈનોમા સુધારાઓ દાખલ કર્યા વિના ઉન્નતિ થવાની નથી કેટલાક કથે છે કે જૈનો પરસ્પર એક બીજાને મદદ કરી શકતા નથી કેટલાક કથે છે કે વાણિયાઓના હાથમા ધર્મ આવ્યો ત્યારથી જૈન ધર્મની પડતી થઇ કેટલાક કથે છે કે જૈનો પોતાની લક્ષ્મીનો કેળવણી વગેરેમા આર્ય સમાજીની પેઠે ઉપયોગ કરી શકતા નથી કેટલાક કથે છે કે જૈનોમા ધર્માભિમાન બિલકુલ ઘટી ગયુ છે કેટલાક કથે છે કે જૈનોમા સ્વાર્થ વગેરે દોષો વધવા લાગ્યા છે કેટલાક કથે છે કે જૈનોને પોતાની જાતનુ અભિમાન નથી કેટલાક કથે છે કે જૈન સાધુઓ સાકડી દૃષ્ટિ ધારણ કરે છે અને તેઓનામા સપ નથી તેથી જૈન ધર્મની સેવા કરવાને તેઓ અશક્ત બન્યા છે આ પ્રમાણે ઘણા લોકોના ભિન્ન ભિન્ન વિચારો સાભળવામા આવે છે પણ તેઓ ઉન્નતિના ઉપાયોને શોધતા નથી અને તેમજ સ્વાશ્રયી બનતા નથી કુસપ, ઇર્ષ્યા, અભિમાન આદિ દુર્ગુણોનો ત્યાગ કર્યા વિના જૈનકોમના આગેવાનો પોતાનુ ભવિષ્ય સુધારી શકવાના નથી મુસલમાનો ધર્મને માટે જેમ પ્રાણ પાથરે છે તેમ જૈનોમા તેવી શક્તિ આવવી જોઇએ સાકળીની પેઠે એક બીજાની સાથે જૈનોએ સપીને જોડાઇ રહી આગળ પગલુ ભરવુ જોઇએ

જૈનોમા પ્રતિદિન સપ વધે એવા ઉપાયો ઘણા જૈનો તરફથી લેવામા આવે છે પણ તેમ છતાં કલેશના અગ્નિઓની તીવ્રગતિ વહેવા લાગશે એમ કેટલાક સયોગોથી અવબોધાય છે સ્વાર્થ, માનપૂજા અને વિચારોના ભેદભેદ માનીને અજ્ઞાનતાના તાબે થએલા મનુષ્યો પોતાના આત્મભોગે સપ વધે તેમ કરવા દીર્ઘદૃષ્ટિ વાપરતા નથી જૈનોની એક્તામા માન પૂજા એ વિઘ્ન કરનાર છે સવ જૈનોના ભલામા સ્વાર્થથી વિઘ્નો નાખીને કેટલાક મનુષ્યો આનદ માને છે પણ તેમા અતે વિઘ્નકર્તાઓને લાભ નથી જૈનોમા સપ થાય તે માટે પ્રાણનો પણ ત્યાગ કરનાર એવા જૈનો જ્યારે પણ થશે ત્યારે, જૈન વર્ગમા નવા વિચારો, વિદ્યુત્‌ની પેઠે જલ્દી

પ્રસરશે અને તેથી જૈન સઘનો ઉદય થશે ગમે તેવા સ્વાર્થનો ભોગ પણ **જૈન ધર્મના અને જૈનોના ઉદય માટે આપવો જોઇએ,** આવી લાગણી જ્યારે જૈનોમા ફેલાશે ત્યારે જૈન ધર્મનો ફેલાવો થવાનો જૈન ધર્મના ઉદય માટે પરિષહો સહન કરવાને માટે પણ આત્મા અચકાશે નહિ ત્યારે જૈન ધર્મનો ઉદય થવાનો જૈન ધર્મનો ઉદય કરવા માટે તન, મન અને લક્ષ્મીનો ખરી રીતે ઉપયોગ થશે ત્યારે જૈન ધર્મનો ઉદય થવાનો હાલમા જૈનોમા મહાવિદ્વાનોની ખાસ જરૂર છે મહાવિદ્વાનો વિના જૈન ધર્મનો ઉદય કરવાના કાર્યોમા ખોટ પડે છે જૈન સાધુઓમા પણ મોટા મોટા પડિતો પેદા થાય એવી રીતની પાઠશાળાઓ કાઢવાની જરૂર છે પહેલા એક્ક આચાર્યની પાસે બે કરો સાધુઓ રહેતા હતા, શ્રીમદ્ શ્રી હીર વિજયસૂરિની પાસે પણ બે હજાર ઉપરાત સાધુઓ હતા હાલમા કેટલાક લોકોની સાધુઓ તરફ અરૂચિ વધતી જાય છે તેના જે જે કારણો હોય તેનો પરિહાર કરવો જોઇએ હાલમા ભિન્નભિન્ન સાધુઓના સઘાડામા સપ વધે એવા ઉપાયો લેવામા આવે છે પણ ભાવી ભાવથી ઉદ્યમ લેખે આવતો નથી અને ઉલટુ પરિણામ આવે છે તેનુ કારણુ અમને તો એમ લાગે છે કે સાધુઓમા હાલના જમાનાને અનુસરી કેવી રીતે વર્તવાનુ છે તેનુ પુરેપુરૂ જ્ઞાન નથી તેથી તેઓ પોતાના એક તરફના વિચારોમા દૃઢ રહીને જમાનો ઓળખી શકતા નથી કેટલાક સાધુઓ જમાનો ઓળખે છે પણ વૃદ્ધ અને કેટલાક વિઘ્ન નાખનાર સાધુઓની આગળ તેઓનુ કશુ ચાલતુ નથી પણ ઉદ્યમની હજી ઘણી જરૂર છે ભવિષ્યમા કઇ પરિણામ સારૂ આવે એવી સાધુઓની દૃષ્ટિ બને એવા ઉપાયો લેવાની જરૂર છે

શ્રાવકોની સાધુઓ પ્રતિ એક સરખી ભક્તિ રહે એમ બને તો તેઓનો ઉદય થઇ શકે એક શ્રાવક એક સાધુ પાસે જતો હતો કેટલાક દિવસે તે મળ્યો અને અમને કહેવા લાગ્યો કે હવે હુ એ સાધુની પાસે જતો નથી મ્હે પ્રશ્ન કર્યો કે તુ શા માટે જતો નથી ત્યારે તેણે કહ્યુ કે તેમના સબધી ખરાબ વાત સાભળવામા આવી છે મ્હે પૂછ્યુ કે તે સબધી તે જાતે તપાસ કરી છે ? તેણે કહ્યુ કે મે વાત સાભળી છે પણ જાતે કઇ તપાસ કરી નથી મે કહ્યુ કોઇના કહેવાથી કોઇ વાત તુ માની લે તો, અનર્થ થાય કે ન થાય ? તેણે કહ્યુ હા થાય મે પૂછ્યુ ત્હારા ઉપર તે સાધુનો ઉપકાર થયો કે કેમ ? તેણે કહ્યુ હા, મ્હારા ઉપર

અને તેથી તેઓ કંઇ જૈનોનું શ્રેય સાધી શકે તેમ નથી સુધારકો કહે છે કે જૂનાઓમાં કંઇ સત્વ નથી અને તેઓ કોઇ કંઇ કરે છે તેની ટીકાઓજ કર્યા કરે છે કેટલાક જૂના વિચારકો કહે છે કે નવા વિચારકોથી આપણે જૂદા પડી જવું કેટલાક કહે છે કે હાલમાં સ્વતન્ત્રતા વધારવી અને ગમે તે ધર્મમાં દાખલ થવું કેટલાક કહે છે કે જૈનોના સંકુચિત વિચારો છે તેથી જૈન કોમના શ્રેય કાર્યો કરવામાં ઘણી મુશ્કેલી નડે છે કેટલાક લોકો કહે છે કે જૈનોમાં સુધારાઓ દાખલ કર્યા વિના ઉન્નતિ થવાની નથી કેટલાક કહે છે કે જૈનો પરસ્પર એક બીજાને મદદ કરી શકતા નથી કેટલાક કહે છે કે વાણિયાઓના હાથમાં ધર્મ આવ્યો ત્યારથી જૈન ધર્મની પડતી થઇ કેટલાક કહે છે કે જૈનો પોતાની લક્ષ્મીનો કેળવણી વગેરેમાં આર્ય સમાજીની પેઠે ઉપયોગ કરી શકતા નથી કેટલાક કહે છે કે જૈનોમાં ધર્માભિમાન બિલકૂલ ઘટી ગયું છે કેટલાક કહે છે કે જૈનોમાં સ્વાર્થ વગેરે દોષો વધવા લાગ્યા છે કેટલાક કહે છે કે જૈનોને પોતાની જાતનું અભિમાન નથી કેટલાક કહે છે કે જૈન સાધુઓ સાંકડી દૃષ્ટિ ધારણ કરે છે અને તેઓનામાં સંપ નથી તેથી જૈન ધર્મની સેવા કરવાને તેઓ અશક્ત બન્યા છે આ પ્રમાણે ઘણા લોકોના ભિન્ન ભિન્ન વિચારો સાંભળવામાં આવે છે પણ તેઓ ઉન્નતિના ઉપાયોને શોધતા નથી અને તેમજ સ્વાશ્રયી બનતા નથી કુસંપ, ઇર્ષ્યા, અભિમાન આદિ દુર્ગુણોનો ત્યાગ કર્યા વિના જૈનકોમના આગેવાનો પોતાનું ભવિષ્ય સુધારી શકવાના નથી મુસલમાનો ધર્મને માટે જેમ પ્રાણ પાથરે છે તેમ જૈનોમાં તેવી શક્તિ આવવી જોઇએ સાંકળની પેઠે એક બીજાની સાથે જૈનોએ સંપીને જોડાઇ રહી આગળ પગલું ભરવું જોઇએ

જૈનોમાં પ્રતિદિન સંપ વધે એવા ઉપાયો ઘણા જૈનો તરફથી લેવામાં આવે છે પણ તેમ છતાં કલેશના આંદોલનોની તીવ્રગતિ વહેવા લાગશે એમ કેટલાક સંયોગોથી અવબોધાય છે સ્વાર્થ, માનપૂજા અને વિચારોના ભેદભેદ માનીને અહંવૃત્તિના તાબે થએલા મનુષ્યો પોતાના આત્મભોગે સંપ કરે તેમ કરવા દીર્ઘદૃષ્ટિ વાપરતા નથી જૈનોની એકતામાં માન પૂજા એ વિઘ્ન કરનાર છે સર્વ જીવોના ભલામાં સ્વાર્થથી વિઘ્નો નાખીને કેટલાક મનુષ્યો આનંદ માને છે પણ તેમાં અંતે વિઘ્નસંતોષીઓને લાભ નથી જૈનોમાં સંપ થાય તે માટે પ્રાણનો પણ ત્યાગ કરનાર એવા જૈનો જ્યારે ઘણા થશે ત્યારે જૈન વર્ગમાં સંપના વિચારો, વિદ્યુતની પેઠે જોરથી

પ્રસરશે અને તેથી જૈન ધર્મનો ઉદય થશે ગમે તેવા સ્વાર્થનો ભોગ પણ જૈન ધર્મના અને જૈનોના ઉદય માટે આપવો જોઇએ, આવી લાગણી જ્યારે જૈનોમાં ફેલાશે ત્યારે જૈન ધર્મનો ફેલાવો થવાનો જૈન ધર્મના ઉદય માટે પરિષહો સહન કરવાને માટે પણ આત્મા અચકાશે નહિ ત્યારે જૈન ધર્મનો ઉદય થવાનો જૈન ધર્મનો ઉદય કરવા માટે તન, મન અને લક્ષ્મીનો ખરી રીતે ઉપયોગ થશે ત્યારે જૈન ધર્મનો ઉદય થવાનો હાલમા જૈનોમા મહાવિદ્વાનોની ખાસ જરૂર છે મહાવિદ્વાનો વિના જૈન ધર્મનો ઉદય કરવાના કાર્યોમા ખોટ પડે છે જૈન સાધુઓમા પણ મોટા મોટા પડિતો પેદા થાય એવી રીતની પાઠશાળાઓ કાઢવાની જરૂર છે પહેલા એકેક આચાર્યની પાસે સેકડો સાધુઓ રહેતા હતા, શ્રીમદ્ શ્રી હીર વિજયસૂરિની પાસે પણ બે હજાર ઉપરાંત સાધુઓ હતા હાલમા કેટલાક લોકોની સાધુઓ તરફ અરૂચિ વધતી જાય છે તેના જે જે કારણો હોય તેનો પરિહાર કરવો જોઇએ હાલમા ભિન્નભિન્ન સાધુઓના સઘાડામા સપ વધે એના ઉપાયો લેવામા આવે છે પણ ભાવી ભાવથી ઉદ્યમ લેખે આવતો નથી અને ઉલટુ પરિણામ આવે છે તેનુ કારણ અમને તો એમ લાગે છે કે સાધુઓમા હાલના જમાનાને અનુસરી કેવી રીતે વર્તવાનુ છે તેનુ પુરેપુરૂ જ્ઞાન નથી તેથી તેઓ પોતાના એક તરફના વિચારોમા દ્રઢ રહીને જમાનો ઓળખી શકતા નથી કેટલાક સાધુઓ જમાનો ઓળખે છે પણ વૃદ્ધ અને કેટલાક વિઘ્ન નાખનાર સાધુઓની આગળ તેઓનુ કશુ ચાલતુ નથી પણ ઉદ્યમની હજી ઘણી જરૂર છે ભવિષ્યમા કઇ પરિણામ સારૂ આવે એવી સાધુઓની દષ્ટિ બને એના ઉપાયો લેવાની જરૂર છે

શ્રાવકોની સાધુઓ પ્રતિ એક સરખી ભક્તિ રહે એમ બને તો તેઓનો ઉદય થઇ શકે એક શ્રાવક એક સાધુ પાસે જતો હતો કેટલાક દિવસે તે મળ્યો અને અમને કહેવા લાગ્યો કે હવે હુ એ સાધુની પાસે જતો નથી મ્હે પ્રશ્ન કર્યો કે તુ શા માટે જતો નથી ત્યારે તેણે કહ્યુ કે તેમના સબધી ખરાબ વાત સાભળવામા આવી છે મ્હે પૂછ્યુ કે તે સબધી તે જાતે તપાસ કરી છે ? તેણે કહ્યુ કે મે વાત સાભળી છે પણ જાતે કઇ તપાસ કરી નથી મે કહ્યુ બીજાના કહેવાથી કોઇ વાત તુ માની લે તો અનર્થ થાય કે ન થાય ? તેણે કહ્યુ હા થાય મે પૂછ્યુ મ્હારા ઉપર તે સાધુનો ... જો કે કેમ ? તેણે કહ્યુ હા, મ્હારા ઉપર,

તેમણે મોટો ઉપકાર કર્યો છે શાસ્ત્રોની ઘણી ઘણી વાતો તેમની પાસેથી સાંભળી છે, અને તેણે વ્યવહાર સમ્યક્ત્વ પમાડયુ છે મે પૂછ્યુ તે સાધુમા તે કેટના દૂષણો જોયા ? તેણે કહ્યુ મે તો લોક અફવા સાંભળી છે મે પૂછ્યુ ભાઇ !! લોક અફવા સવ સાચી હોઇ શકે ખરી કે ? તેણે કહ્યુ ના સર્વે લોક અફવાઓ સાચી ન હોય. મે પૂછ્યુ તમે સાધુ ઉપર કેટલો બધો પ્રેમ રાખતા હતા ? તેણે કહ્યુ હુ ઘણો પ્રેમ રાખતો હતો અને તે પણ મ્હારા ઉપર અત્યત પ્રેમ રાખતા હતા મે પૂછ્યુ તુ હવે જે કોના ઉપાશ્રયે જાય છે તે સાધુની અફવા પણ સાંભળીશ તો પછી ક્યા જઇશ તેણે કહ્યુ વળી બીજે ઉપાશ્રયે, મે પૂછ્યુ તુ તે સાધુની નિદા કરે છે ? તેણે કહ્યુ હા, મે પૂછ્યુ તે સાધુને તુ કેવી દૃષ્ટિથી કદાપિ મળે છે તો દેખે છે ? તેણે કહ્યુ ધિક્કાર દૃષ્ટિથી મે કહ્યુ તારા ઉપર ઉપકાર કર્યો તેનો કઇ ખ્યાલ તારા દિલમા આવે છે ? તેણે કહ્યુ ના મે કહ્યુ ત્હારામા શ્રાવકના કેટલા ગુણ પ્રગટ્યા છે ? તેણે કહ્યુ તે સબધી હુ કઇ લક્ષ આપતો નથી મે તેને કહ્યુ કે હે શ્રાવક ! તુ દુનિયામા સવ ગુણો એક મનુષ્યમા હોય એવો મનુષ્ય દેખાડી શકીશ ? તેણે કહ્યુ ના મે કહ્યુ તે જેના ઉપર ઉપકાર કર્યો હોય તે મનુષ્ય તારા તરફ ધિક્કારની દૃષ્ટિથી દેખે તો તને કેવુ લાગે, તેણે કહ્યુ બહુ ખરાબ છેવટે મ્હે તેને ઉપદેશ દીધો કે હે ભવ્ય મનુષ્ય ! હજી તુ શ્રાવકના સદ્ગુણો પ્રાપ્ત કરવા પ્રયત્ન કર તુ જે સાધુથી દૂર થયો છે તેના તે જાતિ તપાસથી નિર્ધાર કર્યો નથી તેમજ છતા વા અછતા કોઇના દોષો કોઇના આગળ કહેવા નહિ એમ ધર્મરત્ન પ્રકરણમા શ્રાવકના અગ્યારમા ગુણમા કહ્યુ છે તેમજ ઉપકારીના દોષો તો કદિ બોલના નહિ એમ સત્પુરૂષો પ્રતિપાદન કરે છે તેમ છતા તુ તારા ઉપકારી સાધુની નિદા કરે છે એ કઇ રીતે સારૂ નથી ઉપકારીની સામે થવાથી મનુષ્ય કૃતઘ્ની બને છે અને તે નીચ ગતિ તરફ ગમન કરે છે તને નિશ્ચયસમ્યક્ત્વનુ કારણીભૂત એવુ વ્યવહાર સમ્યક્ત્વ પમાડનાર તે સાધુ છે તેના સામુ તુ ધિક્કારની નજરથી દેખે છે ત્યા સુધી તુ શ્રાવકપદને લાયક નથી મૈથુન આદિ કુકર્મ કરનારા એવા પાંજરાપોળના પશુઓ ઉપર પણ તુ ધિક્કારની દૃષ્ટિથી દેખતો નથી ત્યારે તારા ઉપકારી એવા સાધુ ઉપર તુ ધિક્કારની દૃષ્ટિથી દેખે એ કેટલુ બધુ ખરાબ ગણાય હજી તો વ્હાલા બન્ધુ તારે મનુષ્ય થવુ જોઇએ અને માર્ગાનુસારિના ગુણો પ્રાપ્ત કરવા જોઇએ ગમે તે ધર્મના અને ગમે

તેવા દોષી એવા ગૃહસ્થોનો તુ સમાગમ કરે છે અને તેઓની સાથે મળતા બોલતા ચાલતા અનેક કાર્યો કરતા તેઓના ઉપર પ્રેમ રાખે છે અને તારા ઉપકારી સાધુ ઉપર તો ધિક્કારની અને દોષ દ્રષ્ટિથી દેખે છે એ કેટલુ બધુ ખરાબ ગણાય ? તુ કદાપિ એમ જાણીશ કે તેમની સાથે સબધ રાખવાથી તેમના દોષોને ઉત્તેજન મળે આ પણ ત્હારૂ માનવુ યોગ્ય નથી કારણ કે દુનિયા ગુણોને સમજે છે કઇ રોગીની પાસે જવાથી દાક્તરો કઇ રોગને વા રોગીને ઉત્તેજન આપતા નથી આટલી બધી સદુચિત દ્રષ્ટિ ધારણ કરવી એ તને યોગ્ય નથી તારામા કઇ બધા ગુણો નથી તુ વિચાર કરે તો ત્હારામા પણ ઘણા દોષો હશે તે દોષોને અન્યો પણ જાણતા હશે અન્ય લોકો ત્હારી પાસે દોષોને ઉત્તેજન મળે એવુ જાણી ત્હારી પાસે ન આવે તો તને કેવુ લાગે ? દોષીની પાસે બેસનારાઓથી દોષીને દોષનુ ઉત્તેજન મળતુ હોય તો રોગીની પાસે બેસનારાઓ, રોગીને અને રોગને ઉત્તેજન આપનારા ગણાય જૈનશાસ્ત્રોમા શત્રુના ઉપર પણ ધિક્કારની દ્રષ્ટિથી જોવુ એવુ પ્રતિપાદન કર્યું નથી તેમજ કોઇની નિન્દા કરવાનુ પણ લખ્યુ નથી તેમા પણ ગુરૂજનની નિન્દા કરવાનુ તો વિરોધતા ત્યાગ કરવાનુ કથ્યુ છે લોકોની અફવાથી તુ પોતાના ઉપકારી સાધુ ઉપર ઉપકારના બાહ્યદોષની પેઠે દોષનો આરોપ કરે છે તેથી તે આળ કહેવાય અને કોઇના ઉપર જે આળ ચઢાવે છે તે પરભવમા સીતાની પેઠે આળરૂપ મહાદુઃખને પ્રાપ્ત કરે છે પોતાના જાતે પરિપૂર્ણ તપાસ કર્યા વિના કોઇના ઉપર દોષ ચઢાવવો તે ખરેખર મહા પાપ છે આળ ચઢાવનાર મનુષ્યો દુર્ગતિમાર્ગ પ્રતિગમન કરે છે તારા ઉપકારી સાધુનો આ પ્રમાણે ફક્ત લોક અફવાથી દોષ બોલીને આવી ખરાબ દુર્ગુણ ટેવથી અન્ય દોષો તરફ વળીશ જેવી આ સાધુની નિન્દા કરે છે તેવી અન્ય સાધુની નિન્દા કરીશ તેથી મહાપાપ કર્મ બાંધીશ ત્હારૂ જીવન સુધારવુ હોય તો દોષો મૂકીને સદ્દગુણો ગ્રહણ કર ! ! તારા ઉપકારી સાધુને ખમાવ ! ! પોતાનાથી હવે આવો દોષ ન થાય તે માટે પશ્ચાત્તાપ કર, સર્વ સાધુઓમાથી ગુણો ગ્રહણ કર ! કોઇનામા કઇ ગુણ તો કોઇ દોષ હોય છે સર્વ ગુણી વીતરાગ છે સાધુઓમા પણ દોષ આવી જાય પરેલા તુ ગુણ લેતા શિખ અને પછીથી વ્રત આદિનો ખપ કર !

ઓઘે કેટલાક તો જૈન ધર્મને માને છે નિશ્ચય સમ્યકત્વની અપેક્ષાએ જૈનો બનનારા આ કાલમા ઘણા થોડા નીકળી શકે વ્યવહાર સમ્યકત્વની

અપેક્ષાએ જૈન ધર્મને માનનારાઓ ઘણા બની શકે વ્યવહારનયના પણ ઘણા ભેદ છે જે જે દૃષ્ટિએ જૈન બને છે તે તે દૃષ્ટિએ તેને જૈન માનવો ગમે તે નયની અપેક્ષાએ જૈન બનનાર મનુષ્યને આગળ ચઢાવવા પ્રયત્ન કરવો કૂવો ખોદવાથી પાણી નીકળે છે સુકાઇ ગએલી નદીમાં પણ વેડો ( વરડો ) ખોદવાથી પાણી નીકળે છે કૂવાની અપેક્ષાએ પણ જેઓ જૈનો હોય પણ જૈન ધર્મ ન જાણતા હોય તેઓને જૈન ધર્મ જણાવવો પણ તેઓને નિન્દવા નહીં જૈન બનનારના આત્મામાં જે જે ગુણો અધુરા હોય તે તે પૂર્ણ કરાવવા પ્રયત્ન કરાવવો નાના બાળકોની પેઠે અજ્ઞ જૈનોને સુધારવા અને આગળ વધારવા પ્રયત્ન કરવો જેઓને કારણ સામગ્રી પાસે છે તેઓને કારણ સામગ્રીના ગુણો સમજાવીને કાર્ય તરફ ખેંચવા જૈન ધર્મ પ્રાપ્ત કરવાની કારણ સામગ્રી જ્યાં ત્યાં જ મ સેવાથી મળે છે તે પણ મહા પુણ્યની વાત જાણવી, જૈનોને જૈન ધર્મ પ્રાપ્ત કરવાની કારણ સામગ્રી મળી હોય તેઓને બોધ આપીને જાગ્રત્ કરવાની જરૂર છે જૈન ધર્મના પ્રવર્તકમુનિવરો વ્યવહારનયની અપેક્ષાએ અનેક કારણો વડે જૈન ધર્મ પ્રવર્તાવવાનું સમજે છે અને તેથી તેઓ દ્રવ્ય-ક્ષેત્ર કાળ અને ભાવથી જૈનો બનાવવાને માટે પ્રયત્ન કરે છે જે જૈનો વ્યવહારથી બનેલા હોય છે, તેઓને શ્રુત-વ્રતાદિવડે ખરા જૈનો બનાવવા પ્રયત્ન કરવો જોઇએ ઘટ બનાવ્યા પશ્ચાત્ જળ ભરવાથી તે જેમ શોભી શકે છે તેમ વ્યવહારથી કહેવાતા જૈનો પણ યથાશક્તિ ગુણોને પ્રાપ્ત કરીને ઉત્તમ જૈનો તરીકે શોભી શકે છે

જૈન ધર્મની ઉત્તમતા જેમ જેમ વિચારીએ છીએ તેમ તેમ વિશેષ પ્રકારે અનુભવાય છે જૈન ધર્મના આચારો અને વિચારોનો ફેલાવો કરવા માટે જન્મ ધારણ કર્યો છે જૈન ધર્મના આચારો અને વિચારોથી આખી દુનિયાને લાભ થઇ શકે તેમ છે જૈન ધર્મ પાળનારાઓ જો જૈન ધર્મનાં તત્ત્વો પરિપૂર્ણ અવબોધે તો ખરેખર તેઓ દુનિયાના મનુષ્યોને અપૂર્વ લાભ આપે એવા ઉપાયો રચી શકે હવે ચાર ખંડના મનુષ્યોનું પરસ્પર મિલન થવા માંડયું છે સત્યને ગ્રહણ કરવા તરફ લોકોની અભિરૂચિ વધવા માંડી છે પાણીપાગના મુનસીની પેઠે જૈન ધર્મ પાળનારાઓને હવે વર્તવાનો સમય રહ્યો નથી હવે તો સત્યની ગર્જના કર્યા વિના લોકોની આગળ ફાવી શકાય તેમ નથી ધર્મને પ્રાણ કરતાં અધિક માનીને ધર્મની

આરાધના સેવા અને ફેલાવા માટે સર્વસ્વ અર્પણ કર્યા વિના છૂટકો નથી જૈનો નમાલી પ્રજામા ખપે વા નગુણી પ્રજામા ખપે એવુ ન બનવુ જોઇએ સદ્વિચારોથી આખી દુનિયાના મનુષ્યોના હૃદય ભરી દો ધર્મના સત્ય શબ્દોવડે આખી દુનિયાના મનુષ્યોના કાન ભરી દો તમો જેઓને નીચ માનીને અને નાલાયક માનીને બેસી રહ્યા છો તેઓને ધર્મના લાભવડે ઉચ્ચ અને લાયક બનાવવા યત્ન કરો ધર્મની પૂર્ણ શ્રદ્ધા ધારણ કરીને પોતાના ધર્મતત્ત્વનો લાભ આપવા આત્મભોગ આપીને ત્યાગી બનો જૈન ધર્મની સેવા કરવામા પાછુ વાળીને ન જુઓ સમજો અને અન્યોને ધર્મનુ તત્ત્વ સમજાવો જૈન ધર્મ અને જૈનોની વૃદ્ધિ માટે અહંતાને ભૂલી જાઓ અને નમ્રતાથી કાર્ય કરો ! ! !

પતાકા સમાન શ્રાવકો હોય છે તેઓ ભમાવ્યાથી ભમી જાય છે તથા વારવાર એક ગુરુને છોડીને અન્ય ગુરુઓ કર્યા કરે છે પતાકા સમાન એવા શ્રાવકોની દેવગુરુ અને ધર્મ સબધી શ્રદ્ધા સ્થિર રહેતી નથી પતાકાના સમાન એવા શ્રાવકો વારવાર મૂઢ લોકોના ભમાવ્યા ભમ્યા કરે છે ખરટ સમાન શ્રાવકો પોતાને ઉપદેશનારા સાધુઓને ખરડે છે ખરટ શ્રાવકો નિશ્ચયનયથી મિથ્યાત્વી છે પણ વ્યવહારથી જિનમદિર જાય છે તેથી શ્રાવક કહેવાય છે ખરટ સમાન શ્રાવકો સાધુઓને વિષ્ઠાની પેઠે હેલના કલક વગેરે દેઇને ખરડે છે શોક્યના સમાન શ્રાવકો સાધુઓના છિદ્ર દેખ્યા કરે છે અને સાધુનુ રજ જેટલુ દૂષણ પણ ગજ જેટલુ કરીને લોકોમાં જ્યા ત્યા બતાવતા ફરે છે શોક્યની પેઠે તેવા શ્રાવકો સાધુઓના છિદ્ર તપાસતા ફરે છે અને સાધુઓની નિન્દા કરીને પોતાને અપવિત્ર બનાવે છે શોક્ય સમાન શ્રાવકો સાધુઓની નિન્દા કુપવીમા પોતાનુ જીવન અપવિત્ર કરે છે શોક્યને જેમ પોતાની શોક્ય ઉપર દ્વેષ, ઇર્ષ્યા હોય છે તેમ શોક્ય સમાન શ્રાવકો સાધુઓ ઉપર દ્વેષ, અરુચિ, ઇર્ષ્યા ધારણ કરે છે, જેથી શોક્યના સમાન એવા શ્રાવકો નિશ્ચયનયથી મિથ્યાત્વી જાણવા વ્યવહારનયથી જિનમદિર જવુ ધર્મક્રિયા કરવી ઇત્યાદિવડે શ્રાવક ગણાય છે પણ તેઓ પોતાના આત્માની શુદ્ધિ કરવા સમર્થ થતા નથી કારણ કે તેઓનામા શ્રાવકના ગુણો પ્રગટેલા હોતા નથી માતા પિતા સમાન, ભાઇ સમાન, અને આરીસા સમાન એવા શ્રાવકો જૈન ધર્મ આરાધવાને માટે સમર્થ થાય છે, માટે શ્રાવકોએ માતા પિતા

શ્રાવકો બનવા પ્રયત્નશીલ થવુ શ્રાવકો પોતાનામા શ્રાવકના ગુણો પ્રાપ્ત કરવા પ્રયત્ન કરે તો તેઓ શ્રાવક ધર્મની ઉન્નતિ કરી શકે

હરાયુ ઢોર જ્યાં ત્યાં ફર્યા કરે છે તેમ નગુરા મનુષ્યો હરાયા ઢોરની પેઠ સ્વચ્છંદતાથી જ્યા ત્યા ફરતા ફરે છે વાછરા પોપટ અને સિંહો ઉસ્તાદોના તાબામા રહીને કેળવણી પામે છે અને મનુષ્યોને આનંદ પમાડે છે તે પ્રમાણે જે મનુષ્યો ગુરુના આજ્ઞારૂપી વાડામા રહીને કેળવાય છે તેઓ જંગલી મનુષ્યો કરતા ઉત્તમ બની શકે છે વાડામા રહેનાર પશુ જેમ સુખમા જીવન ગાળે છે તેમ ગુરુની આજ્ઞારૂપ વાડામા રહેનાર શિષ્યો ખરેખર ગુરુના જેવા ઉત્તમ બને છે દોરામા પરોવેલા મોતિયો જેમ શોભાને ધારણ કરે છે તેમ ગુરુ અને ગચ્છની નિશ્રાએ રહીને ધર્મની કેળવણી લેનારા શિષ્યો પોતાની ઉન્નતિ કરવા સમર્થ થાય છે નિશાળરૂપ વાડામાં રહી વિદ્યાર્થીઓ કેળવણી લેઇ મનુષ્ય તરીકે થઇ શકે છે તેમ ગુરુ અને ગચ્છના મર્યાદામા રહી શિષ્યો પોતાના ઉચ્ચ ગુણોને ખીલવી શકે છે સમાજ, મંડળ, સોસાયટી, પરિષત્, કોન્ફરન્સ સમુદાય ટોળી, મંડળી એ પણ ગચ્છના રૂપાંતરો અમુક અપેક્ષાએ કહી શકાય જે જે બાબતને લેઇ ઘણા મનુષ્યો એકમતથી ચાલશે તે પણ ગચ્છ જેવુ ગણાશે શ્રીવીરપ્રભુના અગીયાર ગણધરો હતા અને તેઓના નવ ગચ્છ થયા દરેક રાજ્યોમા પણ દરેક વિષય પરત્વે ભિન્નભિન્ન મંડળો સ્થાપન કરવામા આવે છે ગચ્છ પણ અમુક આચારો અને વિચારો ધરાવનાર સાધુઓ વગેરેનુ મંડલ છે ભિન્નભિન્ન ગચ્છોના મનુષ્યોએ પરસ્પર એક બીજાની ઇર્ષ્યા કરીને જાતિ નિંદા વગેરે દોષો વડે ક્લેશ મારામારી યુદ્ધો વગેરે ન કરવા જોઇએ ગચ્છોના અધિપતિયોએ પરસ્પર મળતા આચારો અને વિચારોમા સંપ રાખીને ભેગા મળીને કાર્ય કરવા જોઇએ અને જે જે આચારો અને માન્યતાઓની બાબતમા મતભેદ પડે ત્યા નીતિની મર્યાદા સાચવીને પોતાની માન્યતાઓ સિદ્ધ કરવા પ્રયત્ન કરવો જોઇએ પણ સામાન્ય બાબતોમા મગજ ખોઇને કલેશની ઉદીરણા કરીને કોમની વા સમાજની અવનતિ થાય તેવી પ્રવૃત્તિ કરવી નહિ કરાવવી નહિ અને કરતા હોય તેની અનુમોદના કરવી નહિ નીતિની મર્યાદામા રહીને પોતાના સિદ્ધાંતો ઉપદેશવા પ્રયત્ન કરવો જોઇએ ગચ્છો એ ક્લેશ કરવાને માટે નથી પણ ઉન્નતિના માર્ગે ચઢવાને માટે શુભાશયો છે એવો મુખ્ય ઉદ્દેશ ભૂલી ન જવો જોઇએ.

જે શિષ્ય પોતાના મનમા વિચારે છે કે અહો ! મને મહા પુણ્યના ઉદયથી સદ્ગુરૂનો યોગ મળ્યો છે માટે ગુરૂશ્રી જે ઉપદેશ આપે તે શ્રવણ કરવાની જરૂર છે એમ વિચાર કરનાર શિષ્ય શ્રીસદ્ગુરૂના ઉપદેશનો અધિકારી બની શકે છે ગુરૂનો ઉપદેશ શ્રવણ કર્યા બાદ તે ઉપદેશનુ મનન કરવુ જોઇએ ઉપદેશમા કયા કયા વિચારો સમાય છે તેનો વિચાર કરનારા શિષ્યો ખરેખર ગુરૂના ઉપદેશના પાત્રભૂત ઠરે છે જ્ઞાની ગુરૂની વાતોમાંની પણ ઘણો સાર ખેચી શકાય તેમ છે ઉત્તમ શિષ્યો શ્રવણ કરેલા ઉપદેશના સારને હૃદયમા ધારણ કરે છે અને સામાન્ય શિષ્યો સાભળ્યા બાદ ઉપદેશની યાદી કરતા નથી સાભળતા રસ પડે એટલે થયુ બાકી કઇ નહિ આવા મૂઢ શિષ્યો ગુરૂના ઉપદેશરૂપ અમૃતની કિમ્મત આકી શકતા નથી તેવી તેઓને ગુરૂનુ માહાત્મ્ય અવબોધાતુ નથી મૂઢ મનુષ્યો ગુરૂની વાણી કુલાચારથી સાભળવી જોઇએ એમ મનમા જાણીને સાભળે છે પણ મોક્ષાર્થે ગુરૂનો ઉપદેશ શ્રવણ કરવા યોગ્ય છે એવો ખાસ વિચાર કરી શકતા નથી ઉત્તમ શ્રાવકો અને શિષ્યો આરીસાના સમાન હોય છે આરીસામા સામા જેજે પદાર્થો મૂકવામા આવ્યા હોય તેઓનુ પ્રતિબિબ યથાર્થ ભાસે છે તે પ્રમાણે ઉત્તમ શ્રાવકો અને શિષ્યોના હૃદયમા ગુરૂનો ઉપદેશ યથાયોગ્ય ઠરે છે અને તેથી તેઓ મોક્ષપુરીના પગથિયા ઉપર સત્વર ચઢી શકે છે ઉત્તમ શિષ્યો વાચના, પૃચ્છના, પરાવર્તના, અનુપ્રેક્ષા, ધર્મકથા લક્ષણ, પચ પ્રકારનો સ્વાધ્યાય કરે છે અને સિદ્ધાતોમા ઉંડા ઉતરીને ઉત્તમ હાર્દો ખેચી કાઢે છે તેથી તેઓ પોતે તરે છે અને અન્યોને તારવા માટે પ્રયત્ન કરે છે ઉત્તમ શિષ્યો ગુરૂ પાસે રહીને ગુરૂના હૃદયમા રહેલુ શ્રુતજ્ઞાન ગ્રહણ કરવા સમર્થ બને છે ઉત્તમ શિષ્યો ચોથી પૂતળી જેવા હોય છે તેથા તેઓ સ્વપરનું કલ્યાણ કરવા સમર્થ બને છે ગુરૂનું હૃદય લેનાની ઇચ્છાવાળા શિષ્યોએ પ્રથમ યોગ્યતા પ્રાપ્ત કરવી જોઇએ

શ્રીમહાવીરપ્રભુના સમયમા ગૌતમબુદ્ધ થયો હતો શ્રીમહાવીર પ્રભુ અને ગૌતમબુદ્ધ સમકાલીન હતા ગૌતમબુદ્ધે ચલાવેલા બુદ્ધધર્મમા દારૂ માસનો (પાછળથી) ઘણો સડો પેસી ગયો બુદ્ધધર્મ પાળનારા સાધુ અને સાધ્વીઓ પણ હાલ પણ માસ ભક્ષણ કરે છે શ્રીવીરપ્રભુનુ શાસન પાળનારા જૈનો અદ્યાપિ પર્યંત દારૂ અને માસથી દૂર રહ્યા છે, શ્રીમહાવીરના ઉપદેશમા અલૌકિક શક્તિ દેખવામા આવે છે 'દારૂ અને માસથી કેટલાક પાશ્ચાત

વિઓનો પણ દૂર રહેવા લાગ્યા છે અને તેઓ મંડળીઓ સ્થાપી દારૂ માંસનો પ્રચાર દૂર કરવા પ્રયત્ન કરે છે દયાનંદ સરસ્વતિએ આર્યસમાજની સ્થાપના કરી છે તે દયાનંદ સ્વામીનો મુખ્ય ઉદ્દેશ એ હતો કે દારૂ અને માંસના વેદમાંથી પાઠ દૂર કરીને વા અર્થ ફેરવીને વેદ ધર્મનો પ્રચાર કરવો જો કે તે ઉદ્દેશ કેટલેક અંશે સિદ્ધ થયો છે તો પણ આર્ય સમાજમાં માંસ વાપરવાના વિચારવાળા કેટલાક ઉત્પન્ન થયા છે અને દારૂ માંસની ગરબડ થવા લાગી છે પચ્ચાસ વર્ષ લગભગથી ઉત્પન્ન થએલ આર્ય સમાજમાં પણ આવી ગરબડ થઇ છે, પણ શ્રીમહાવીર પ્રભુના જૈનશાસનમાં હજી સુધી ગોટાળો થવા લાગ્યો નથી જૈનાચાર્યો અને સાધુઓના ઉપદેશના પ્રતાપે ગુજરાત, કાઠીઆવાડ, માળવા, મારવાડ, મેવાડ વગેરેમાં અન્ય દેશ જેટલો માંસનો પ્રચાર વધી પડયો નથી જૈન સાધુઓના ઉપદેશની આ બાબતમાં ઘણી અસર થાય છે જેના હૃદય દયામય બની ગયા છે એવા શ્રીમહાવીરપ્રભુના સાધુઓએ આજ સુધી દારૂ માંસનો ઘણો નિષેધ કર્યો છે જૈન સાધુઓ લાખો કરોડોની સંખ્યામાં વધ્યા જાય તો દારૂ માંસ, હિંસા વગેરેનો પ્રચાર અટકી જાય ગુજરાતમાં અદ્યાપિપર્યંત જૈનોના જોરથી દારૂ, માંસના નિષેધ સંબંધી ઘણો સારો પ્રયત્ન થયા છે શ્રીમહાવીરપ્રભુનો ઉત્તમ ઉપદેશ ફેલાવનારા ચતુર્વિધ સંઘની ઉન્નતિ થાઓ !!!

જૈન કોમ જ્યારે જ્ઞાનના પ્રદેશમાં વિહાર કરશે ત્યારે પોતાની મેળે ઉદયના હેતુઓનું અવલંબન કરશે જૈન કોમને જાગ્યા બાદ ઘણું કાર્ય કરવાનું છે પોતાની શી મહત્તા છે તે ખરેખરી તો જ્ઞાનદૃષ્ટિથી અવબોધાય છે અનેક અપેક્ષાઓએ જૈનધર્મની સત્યતા અવબોધીને અન્યોને જણાવવાની શક્તિ પ્રાપ્ત કરાવવા જેવી કેળવણીના ઉપાયો ઉત્તમ રીતે તો અદ્યાપિ પર્યંત યોજવામાં આવ્યા નથી

એક વખત મારી પાસે ઘણા શ્રાવકો આવ્યા અને તે જૈનધર્મના ઉદય સંબંધી વિચારો કરવા લાગ્યા એક શ્રાવક કહેવા લાગ્યો કે સંવત્ ૨૦૦૦ ની સાલમાં જૈનોનો ઉદય કરે એવા ઉત્તમ પુરુષો પ્રકટશે એક શ્રાવક કહેવા લાગ્યો કે સિદ્ધાચલ પર્વત પર આદીશ્વર ભગવાનની મૂર્તિ પર જ્યારથી વિજળી પડી છે ત્યારથી જૈનોની પડતી આવી પડી છે જૈનોમાં મોટા મોટા આચાર્યો, કરોડાધિપતિ શેઠીયાઓ, પ્રધાનો સત્તાધિ

કારીઓ વગેરે ત્યારથી મંદ દેખવામાં આવે છે, માટે આદીશ્વર ભગવાનની મૂર્તિ દૂર નવી બેસાડવી જોઇએ એક શ્રાવક કહેવા લાગ્યો કે પડતો કાલ આવ્યો છે માટે ચડતો ભાવ ક્યાંથી દેખાય ? એક શ્રાવક કહેવા લાગ્યો કે કર્મના ઉપર આધાર રાખ્યાથી જૈનો આગળ પડતા થયા નહિ એક શ્રાવક કહેવા લાગ્યો કે ક્ષત્રિયોને વાણિયા બનાવ્યા ત્યારથી તે ઢીલા બની ગયા તેથી ઉદય થતો નથી એક શ્રાવક કહેવા લાગ્યો કે જૈનોમાં સ્વાર્થ, નિન્દા-ઇર્ષ્યા અને કૃતઘ્ન આદિ દોષો જ્યારથી વિશેષ પ્રમાણમાં ફેલાવા લાગ્યા ત્યારથી જૈનોની અવનતિ થવા લાગી એક શ્રાવક કહેવા લાગ્યો કે અન્યધર્મીઓની પેઠે જૈનો જમાનાને અનુસરી ચાલતા નથી તેથી અવનતિના ભાગીદાર બન્યા છે એક શ્રાવક કહેવા લાગ્યો કે ધર્મમત-ગચ્છ-કદાગ્રહ-ભિન્ન ભિન્ન ગચ્છ ક્રિયાના ભેદોથી જૈનાચાર્યોએ પરસ્પર ખંડનમંડન કરી જૈન કોમમાં કુસંપ ફગાવીને અવનતિના મૂળ રોપ્યા અને તેના ફલ હાલના જૈનો આસ્વાદે છે આ પ્રમાણે બોલીને શ્રાવકો મારો અભિપ્રાય જાણવા માટે મારા સામું જોઇ રહ્યા મેં કહ્યું કે શ્રાવકો ! ઉદયના ખરાં કારણોને સેવવામાં ન આવે ત્યાં સુધી ઉદય થઇ શકતો નથી ઉદયની ઇચ્છા રાખનારા દરેક જૈને બોલેલું આચારમાં મૂકવું જોઇએ પોતે કંઇ સારૂં કરવા માટે સ્વાશ્રયી બનવું જોઇએ સર્વમાં પોતાને દેખવાની દૃષ્ટિ ધારણ કરવી જોઇએ સર્વની સાથે પ્રેમ અને સંપરૂપ સાંકળની સાથે બંધાઇને ઉન્નતિના કાર્યો કરવા જોઇએ અન્યની ઉન્નતિને પોતાની ઉન્નતિ માની લેવી જોઇએ જૈનધર્મની શ્રદ્ધાના રસથી સર્વના આત્માઓને રસીલા બનાવવા જોઇએ અહં પણું ભૂલીને સર્વને પોતાના સમાન ગણવા જોઇએ દરેક જૈન એ હું છું એવું જાણવું જોઇએ આ પ્રમાણે જાણીને તે પ્રમાણે વર્તવું જોઇએ સદાચાર અને સુવિચારોથી વર્તવાથી સમુદાય તથા સારા ઉપાયો વડે જૈનોની પ્રગતિ કરી શકાશે

દુનિયામાં એક વખતે જૈનધર્મ પાળનારાઓની સંખ્યા ચાલીશ કરોડના આશરે હતી અઢી હજાર વર્ષ પહેલાં આર્ય લોકો પ્રાય મોટા ભાગે જૈનધર્મ પાળતા હતા આચાર્યો-સાધુઓ-સાધ્વીઓએ હિંદુસ્તાન અને હિન્દુસ્તાનની આસપાસનો દેશ જૈનધર્મથી ગજાવી મૂક્યો હતો તેવા જૈનધર્મની દિવસે દિવસે પડતી જણાય છે અને જૈન ધર્મ પાળનારની સંખ્યા હાલમાન તેર લાખની ગણાય છે જૈનધર્મ પાળનારાઓની સંખ્યા ઘટવાના વાસ્તવિક કારણો શોધવાની જરૂર છે જૈનોની સંખ્યામાં પ્રતિદિન ઘટાડો થાય

છે તેના કારણો ઘણા છે જૈનાચાર્યોએ પરસ્પર ધર્મભેદની ચર્ચામા પોતાના બળનો ઘણો વ્યય કર્યો છે બૌદ્ધધર્મ અને વેદધર્મની સામે ટકી રહેવાને તેઓએ સઘ ભેગા કરીને વિચારો કર્યા નથી. પોતાના ધર્મ પાળનારાઓની સખ્યામા ઘટાડો થાય છે એમ જાણતા છતા નિવૃત્તિમાર્ગ અને ભાવીભાવને મુખ્ય માની ધર્મ ની પ્રવૃત્તિમા આત્મબળનો ઘણો વ્યય કર્યો જણાતો નથી દિગબર શ્વેતાબર-ખરતર તથા ઢુઢીયા વગેરેએ સાધુદાયિક બળ ભેગુ કરીને આગળ વધવા વિચારો કર્યા હોય એવા ઉલ્લેખો મળતા નથી ધર્મની શ્રદ્ધા અને આત્મબળથી સઘ ભેગો કરીને ઉન્નતિના ઉપાયો રચવામા ઉપયોગ કર્યો નથી અમુક બાબતોમા મતમહિષ્ણુતા ધારણ કરીને જૈનોની સખ્યામા વધારો કરવાના ઉપાયો કરવામા સઘનુ ધ્યાન ખેચાતુ નથી પોતપોતાના ગચ્છોના ખડનમડનમાથી પરવારીને અન્ય લોકોને જૈન બનાવવામા વારવાર મધો ભેગા કરીને ઉપાયો લીધા હોય એવા લેખો દેખવામા આવ્યા નથી અન્યધર્મીઓની સાથે હરિફાઈમા ઉતરવા માટે કેટલાક સૈકામા તો પ્રયાસ થયો છે એવુ જોવામા આવે છે જમાનાને અનુસરી જૈનોની સખ્યામા વધારો કરવામા હાલ પણ મહાસઘ ભેગો થઈને વિચાર કરી શકતો નથી સાધુઓએ પરસ્પર એક બીજાના ખડનમા આત્મબળનો વ્યય કર્યો હોય એમ અમુક સયોગોમા અનુમાન થાય છે જૈનધર્મ પાળનારાઓમા ધર્માભિમાનનો નવો જુસ્સો પ્રગટ્યો નથી એક વણિગ્ જાતિનો જ માન જૈન ધર્મ હોય એવુ માનીસ તો પના ચિન્હો જન પ્રવર્તમાને ધારણ કર્યા હોય એવુ લાગે છે જૈનોનો મોટો ભાગ જૈનધર્મના તત્ત્વોથી અજાણ છે હવે કઈ જૈનોમા ચળવળ થવા લાગી છે જૈનાચાર્યો અને સાધુઓએ પોતાની પ્રમાદદશા છોડી છે જૈનોને ઉંઘમાથી ઉઠાડવાને જાગ્રત્ થએલા જૈનો બુમો પાડે છે મહાસઘના સામુદાયિક બળથી અને આત્મભોગથી પ્રયાસ કરવામા આવે તો જૈનોની અસ્તિતા નભાવી શકાય

જૈનોમા કેળવાયલો વર્ગ વધતો થાય છે પણ તેઓનામા આર્યસમાજીઓ અને ખ્રીસ્તિયોની પેઠે આત્મભોગ આપવાની શક્તિ આવી નથી કેળવાયલો જૈનવર્ગ પોતાના ગુરુઓથી પ્રાય મોટા ભાગે વિમુખ રહે છે અને તે ધર્મ પથમા અકેળવાયલ જૈનવર્ગથી પાછો પડે છે-અકેળવાયલ જૈન કરતા ભણેલો જૈન પોતાની શક્તિયોનો ભોગ આપવામા પાછો પડે છે જૈનોમા તે ખરા ત્યાગથી ભાગ લેઈ શકતો નથી તેથી કેળવાયલ જૈનધ

પોતાની કિમ્મત અંકાવવામા ભૂલ કરી કે ધર્મની શ્રદ્ધા વિના કેળવાયેલા
જૈનોએ જૂનાઓની શ્રદ્ધા બેસતી નથી કેળવાયેલો વર્ગ બોલવા પ્રમાણે
રહેણીમા રહેશે ત્યારે તેની કિમ્મત વધશે ખરી રીતે વિચાર કરવામા આવે
તો સદ્‌ગુણો વિનાની કેળવણી શુષ્ક ગણાય છે અને તેથી આત્મોન્નતિના
માર્ગો ખુલ્લા થતા નથી આત્માના ગુણોની કેળવણી માટે ભાષાની કેળવ
ણીની ઉપયોગિતા સિદ્ધ કરે છે જ્યા સુધી મન વાણી કાયાના ગુણોનો
શુભમાર્ગમા ઉપયોગ થતો નથી અથવા મન વાણી અને કાયાની શક્તિ
યોને ખીલવવામા આવી નથી અને વ્યક્તિને માટે તેમજ આખી
દુનિયાના ભલામા ભાગ લેવાય એવા સેવાગુણ ખીલવ્યો નથી ત્યા સુધી
ખરી કેળવણી પ્રાપ્ત થઇ એમ માની શકાય નહિ આત્માના અનેક સદ્‌ગુણોને
જે જે ઉપાયે ખીલવવા તે કેળવણી કહેવાય છે પોતાની તથા જગતની
ઉન્નતિમા વાસ્તવિક ભોગ ન આપી શકાય તે કેળવણી અધુરી તથા શુષ્ક
જાણવી જૈનોમા ખરી કેળવણીનો પ્રચાર થાય તેવા ઉપાયો શોધવા આગે
વાનોએ પ્રયત્ન કરવો જોઇએ દરેક પ્રકારના ગુણોને ખીલવવાના માર્ગને
કેળવણી કહી શકાય કેળવાયેલા જૈનો વિચાર કરે છે બોલે છે પણ આત્મ
ભોગ આપવાને જોઇએ તે પ્રમાણમા તૈયાર થયા નથી તેઓ પહેલા
પોતાનો સ્વાર્થ ઇચ્છે છે પોતાના સ્વાર્થનો ત્યાગ કરવો એ ધાર્મિકજ્ઞાન
પ્રાપ્ત કર્યા વિના બની શકે નહિ જૈનધર્મનું જ્ઞાન પ્રાપ્ત કરીને જૈનોની
સેવા કરવા તેમજ આખી દુનિયાના જીવોનુ ભલુ કરવા પ્રયત્ન કરનાર
જૈનો પ્રગટ થશે ત્યારે જૈનોનો ઉદય નજીકમા સમજવો અનેક ઉપાધિયો
દુખો સહન કરીને જૈનોની ઉન્નતિમા ભાગ લેવાની જરૂર છે

આર્યાવર્તની ચતુર્વર્ણ પ્રજાને ઉચ્ચ સસ્કારિક કેળવણી જોઇએ તે
પ્રમાણમા હજી મળી શકતી નથી આર્યાવર્તના લોકો પોતાની ઉન્નતિનો
માર્ગ દેખી શકે તેવા વિચારોનો બહોળો ફેલાવો થયો નથી આર્યાવર્તના
લોકોને સ્વર્ગ ઝમાગની પ્રગતિમા કર્મયોગી થવાની વ્યવસ્થા જોઇએ
છીએ આર્યાવર્તના લોકોને ખરા ઉપદેશકોની જરૂર છે આર્યાવર્તના લોકોમા
બોલવા પ્રમાણે વર્તવાની કેળવણીને—નીતિના માર્ગ ઉપર ઉભા રહીને—આપ
વાની જરૂર છે આર્યાવર્તના વિદ્યાર્થીઓને વીશ વર્ષ પર્યન્ત બ્રહ્મચર્ય
પાળીને શારીરિક સપત્તિ મેળવે તથા મનમા સદ્વિચારોનો પ્રવાહ વહાવી શકે
એવુ શિક્ષણ આપવાની જરૂર છે આર્યાવર્તના લોકોને અધ્યાત્મવિદ્યા
અને યમ નિયમાદિ યોગોને આચારમા મૂકી શકે એવુ શિક્ષણ આપવાની

જરૂર છે આર્યાવર્તની ઉછરતી પ્રજામા શુદ્ધપ્રેમ, દયા, પરોપકાર, જાત મહેનત, સંપ, સહનશીલતા, ખરો ત્યાગ, દીર્ઘદ્રષ્ટિ વગેરે ગુણોને આચારમા મૂકીને બનાવી શકે એવા શિક્ષકો પ્રગટાવવાની જરૂર છે આર્યાવર્તની પ્રજામા આત્માની મહત્તા અને સત્ય સ્વધર્મપુષ્ટિ જોઇએ આર્યાવર્તની ઉછરતી પ્રજાને આત્મભોગ આપીને તેમને ખરા માર્ગે દોરે એવા સદાચારી, જ્ઞાની, ક્રિયાયોગી નેતાઓની ખરી આવશ્યકતા છે આર્યાવર્તના મનુષ્યોમા પશુઓ પખીઓ વગેરેનુ ભલુ કરતા ધર્મવિચારોને ફેલાવવાની જરૂર છે આર્યાવર્તના લોકોમા મતમતાંતરભિન્નતા ટળાવવાની જરૂર છે આર્યાવર્તના લોકોને કયા કયા ગુણોની ખોટ પડી છે તે સમજાવે એવા ઐતિહાસિક પુસ્તકોની જરૂર છે શ્રીમહાવીરપ્રભુએ ઉપદેશેલો ધર્મ એ આર્યાવર્તનો સાર્વજનિક ધર્મ થાય એવો ઉપદેશ કરવાની જરૂર છે નાત જાતોના હજારો ભેદ કઇ દ્રષ્ટિએ થયા તથા ધર્મના ઘણા ભેદો કઇ દ્રષ્ટિએ પડ્યા અને કઇ દ્રષ્ટિએ તેની ઉપયોગિતા વા અનુપયોગિતા છે તે આર્યાવર્તના એક ખૂણાના એક ઝુંપડામા રહેતા ગરીબ મનુષ્ય પણ જાણીને કર્મયોગી બને એવા પ્રયત્નો કરવાની જરૂર છે જૈનધર્મના આચાર અને વિચારો સાર્વજનિક છે તેનો ફેલાવો કરવાની જરૂર છે

શ્રી ચોવીશ તીર્થંકરોએ આ આર્યદેશ ઉપર ધર્મનો ઉપદેશ આપીને આર્યાવર્ત ઉપર મહાન્ ઉપકાર કર્યો છે શ્રી ચોવીશ તીર્થંકરો ક્ષત્રિય કુળમા જન્મ્યા હતા અને તેઓએ આખી દુનિયાના મનુષ્યોને તેમની ખરી ઉન્નતિ અર્થે ધર્મોપદેશ દીધો હતો જે ક્ષત્રિય કુળમા તીર્થંકરો જન્મ્યા છે તે ક્ષત્રિય કુળ હાલ શ્રી તીર્થંકરોના ધર્મવિચારોને જાણવા પ્રયત્ન કરતુ નથી તે શોચનીય છે જૈનધર્મ દુનિયાના મનુષ્યોના હૃદયમા ઉત્તમ શુદ્ધ ભાવના અને સદાચારનો રસ રેડે છે અને તેથી મનુષ્યો શુદ્ધાચારો તરફ સહેજે પ્રવૃત્તિ કરે છે જૈનધર્મનુ ઉદાર સ્વરૂપ નહિ જાણનારાઓ ભલે જૈનધર્મને સંકુચિતદ્રષ્ટિવાળો કહે પણ તેમ નથી જૈનધર્મના સિદ્ધાંતોનો અભ્યાસ કર્યા વિના આત્મોન્નતિનો ખરો માર્ગ સમ્યગ્ અવબોધી શકાય નહિ એમ અનુભવ આવે છે જૈનશાસ્ત્રોમા ચૈતન્યવાદ અધ્યાત્મવિદ્યા, યોગવિદ્યા ભરપૂર છે જ્ઞાનીઓ જૈનધર્મના સિદ્ધાંતોને અવબોધવા સમર્થ થઇ શકે એવી સ્થિતિ હોવાથી બાળજીવો કે જે કેટલાક જૈનો છતા જૈનધર્મનુ સ્વરૂપ નથી જાણતા તેવાઓ દુનિયાને જૈનધર્મનુ અમૃત પાવા સમર્થ ન થઇ શકે તે બનવા યોગ્ય છે જૈન

ધર્મનું સાહિત્ય બહાર આવવાથી આર્યાવર્તના લોકોમાં નવું ચૈતન્ય સ્ફુરાયમાન થશે આર્યાવર્ત ધર્મનો ખજાનો છે મનુષ્યોમાં મનુષ્યપણું લાવનાર જૈનશાસ્ત્રોમાં બતાવેલા ઉદાર વિચારો છે અને તે આચારમાં મૂકવાની જરૂર છે આર્યાવર્તનો ખરો જૈનધર્મ ખરેખર આર્યાવર્તના લોકોના ઉદય માટે બહાર પ્રકાશમાં લાવવાની જરૂર છે મારો અમુક ધર્મ છે એવું માનીને અન્યધર્મ ઉપર અસહિષ્ણુતા ધારણ કરી અશાન્તિનું વાતાવરણ ફેલાવીને અવનતિના માર્ગ તરફ ગમન ન થાય એવો ખાસ ઉપયોગ રાખવાની જરૂર છે કોઇ પણ ધર્મના સત્ય વિચારોને એકાન્ત દૃષ્ટિથી અન્યાય ન મળે એવો ઉપયોગ રાખવાની જરૂર છે ઉત્તમ વિચારો ઝીલી શકાય વા કરી શકાય તે માટે વીશ વર્ષ પર્યંત શારીરિક બ્રહ્મચર્ય પાળવાની તથા કુસંગત કરવાની આર્યાવર્તના લોકોને ખાસ જરૂર છે એનું ભાર દઇને ખાસ કહેવામાં આવે છે આપણે અન્યધર્મીઓને પાડવા જોઇએ નહિ, તેમની સાથે નીતિથી વર્તવું અને તેમને ઉત્તમધર્મના વિચારો સન્મુખ લાવવા

શ્રદ્ધાવંત જૈનો આગમોને આગળ કરીને આગમોથી અવિરૂદ્ધપણે ધર્મની ક્રિયાઓ કરે છે જૈનાચાર્યો આગમોથી અવિરૂદ્ધપણે જૈનધર્મનો ઉપદેશ આપે છે શ્રીપ્રભુના સિદ્ધાંતોની મહત્તાનો સર્વ દેશમાં પ્રકાશ થાય એજ જૈનોની ઉત્તમ સેવા છે જૈનાગમોની માન્યતા સ્વીકારીને જૈનો આર્યાવર્તની શ્રેષ્ઠતા અન્ય દેશોમાં પ્રસિદ્ધ કરી શકશે ગમે તે જાતિવાળા જૈનોએ જૈનાગમોને આગળ કરીને ધર્માનુષ્ઠાનોમાં લક્ષ્ય રાખવું જોઇએ હિન્દુઓનું સર્વસ્વ તેમની માન્યતાના જેમ વેદ છે તેમ જૈનોનું સર્વસ્વ જૈનાગમો છે જૈનાગમોની શ્રદ્ધાવાળો જૈન ઉત્તમોત્તમ ધર્મી છે મુસલમાનો જેમ કુરાનને આગળ કરીને ચાલે છે તેમ જૈન બધુઓએ ધર્મની બાબતમાં જૈનાગમોને આગળ કરીને પ્રવર્તવું જોઇએ ખ્રીસ્તિયો બાયબલને માન આપીને ચાલે છે તેમ જૈન બાધવોએ લોકોત્તર જૈનાગમોને માન આપીને ધર્મકરણીમાં પ્રવૃત્ત થવું જોઇએ જૈનધર્મ જ્યાં સુધી જૈનોની નસોમાં વહેશે ત્યાં સુધી જૈનો પોતાના સામાજિક, આત્મિક ઉન્નતિના માર્ગે વહ્યા કરશે જૈનાગમોની શ્રદ્ધાથી ભ્રષ્ટ થએલો જૈન ગમે તે જાતિનો જૈન હોય પણ તે જૈન કહેવાય નહીં જૈનધર્મની શ્રદ્ધાથી જૈનોમાં એક જાતનો પ્રેમરસ વહેતો રહેશે અને તેથી સનાતન જૈનધર્મનું રક્ષણ થયા કરશે નવકારશીઓ, વિજમણા વગેરેનું ખંડન કરવું જોઇએ નહિ પણ તેમાં સુધારો

કરવો જોઇએ રક્ષણ પદ્ધતિથી જૈનોએ જે કંઇ સુધારા કરવા હોય તે કરવા પણ મૂળ ધર્માચારોનો નાશ થાય એવી પદ્ધતિ કદી અંગીકાર કરવી નહિ દરેક ગચ્છના આગેવાન સાધુઓએ સુતેહ જાગવીને ધર્મનો ફેલાવો કરવા પ્રવૃત્તિ કરવી એમ જો કરવામા નહિ આવે તો આવા વખતમા ગચ્છોના ઉપરથી લોકોની રૂચિ ઉતરી જશે અને ભવિષ્યમા પોતાનુ બળ ઘટી જશે જમાનાને માન આપીને રક્ષણ પદ્ધતિથી જૈન ધર્મનો ફેલાવો કરવો અને ઉપયોગી બાબતોમા સુધારા કરવા

એકભાવ ગણ્યા વિના-સનને સમાન ગણીને તેઓને આજીવિકા વૃત્તિ ઉપાયોની ક્ષા સુવ્યવસ્થા સાથે ધર્મી બનાવવા માટે ધર્મોપદેશ કરવામા આવશે તો જૈનધર્મમા લાખો મનુષ્યોને દાખલ કરી શકાશે એવુ ધર્માચાર્યોએ લક્ષમા રાખવુ જોઇએ સ્વધર્માભિવૃદ્ધિના ઐતિહાસિક ગ્રન્થો વાંચો અને તેમા દાખલ થનારાઓની આર્થિક સ્થિતિ પર લક્ષ્ય દો તો તમને અવબોધાશે કે આજીવિકા સૂત્રોની સાથે ધર્મનો આત્યંતિક નિકટ સંબંધ છે ધાર્મિક જ્ઞાનની પ્રાપ્તિ કરનારાઓ માટે સાધર્મિક વાત્સલ્ય અત્યંત ઉપયોગી છે साहम्मिआण वच्छल्ल ઇત્યાદિ પાઠો વડે જીવોને ધર્મ સમ્મુખ કરવા હોય તો પ્રભાવના આદિ વડે બાહ્ય જીવોને વ્યાવહારિક સુખ સાધનોની સાહાય્ય સમર્પવા પૂર્વક ધાર્મિકમાર્ગમા પ્રવેશાવવાની આવશ્યકતા સદા-સર્વથા સિદ્ધ નિયમ રૂપ છે એમ નિશ્ચય કરીને, ધર્મોપાસકોએ વ્યવહાર ગૃહસ્થત્વ ધર્મમા યાવત્ અવસ્થિતિ છે તાવત્ ઉપયુક્ત સાધર્મિક વાત્સલ્ય પ્રભાવનાદિ ધર્મકાર્યમા સ્વ સર્વ શક્તિયોનો ભોગ આપવો જોઇએ બાહ્ય સુખ સાધનોની પ્રભાવનાની સાથે જૈનોની સંખ્યામા મુસલમાનો અને ખ્રીસ્તિયોની પેઠે અમુક જૈનધર્મ વિચાર અને આચાર શૈલીએ વૃદ્ધિ થાય એમ પ્રાચીન જૈનધર્મોદ્ધારક અને સ્થાપકોની દૃષ્ટિને દ્રવ્ય ક્ષેત્ર કાળ અને ભાવથી આચારમા લાવીને પ્રવૃત્તિ કરવી એવી દૃઢ ભાવના સર્વથા-મર્યાદા-સહિત જૈનોમા પ્રગટવી જોઇએ અને એવી સધર્મક સામાજિક ભાવનામા સર્વ જૈનો એકમત થાય એવી જૈન ધર્માચાર્યોએ ઉપદેશ શૈલી સ્વીકારવી જોઇએ તીર્થંકરોના ભક્તો કે જે સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકા તરીકે હોય તેઓમા પૂજ્ય બુદ્ધિ, ભક્તિભાવ સેવા ઉપાસના વાત્સલ્ય સ્થિરીકરણ વગેરે વડે પૂજાની વિશેષ આરાધના થાય તોજ જૈનધર્મમા નવુ મહા સંખ્યાબળ ચૈતન્ય સ્ફુરી શકશે

ૐ शान्ति ३

---

# औपदेशिक.

સંવત્ ૧૯૬૭

## वटनी अन्योक्ति

એક મનુષ્ય એક દિવસ કેટલીક સાંસારિક ઉપાધિયોથી થાકીને વડના ઝાડ તળે વિશ્રામ લેતો હતો અને પોતાના આત્માને ધિક્કારતો હતો તેને અનેક વિઘ્નો નડયા હતા તે ગળે પાસો ખાવા લાગ્યો ત્યારે તેને વડે કહ્યું કે હે ભલા મનુષ્ય ! અનન્ત રત્ન ચિંતામણિ કરતાં પણ દુર્લભ એવી તારી જીંદગીનો વ્યર્થ કેમ નાશ કરે છે ? હું ઝાડ થઇને દુઃખ સહન કરૂં છું ત્યારે લોકો મને વડ કહે છે વડું મોટું ઝાડ હું થાઉં છું છતાં મ્હારૂં બીજ ન્હાનું છે તેમજ જડલોકો મારા ડાળા કાપી નાખે છે, મૂર્ખ વાનરો મારો આશ્રમ લેઇને વ્યર્થ માગ પાદડા તોડી નાખે છે, મારી વડવાઇઓને લોકો કાપી નાખે છે, કાગડા અને ગીધ જેવા પંખી મારા ઉપર બેસે છે, ઉન્હાળાનો પ્રખર તાપ સહન કરવો પડે છે, ચોમાસામાં મેઘની ધારાઓ અને વાયુના સખ્ત ઝુમનાઓ સહન કરવા પડે છે, પોશ માસની સખ્ત ટાઢ બોલ્યા વિના સહેવી પડે છે, કેટલાક મ્હારૂં અપમાન કરે છે, કેટલાક મારી છાલ કાઢે છે, આવાં આવાં અનેક દુઃખો સહન કરીને લોકોને છાયા આપું છું પાદડા આપું છું લાકડાં આપું છું ત્યારે લોકોએ છેવટે મારા ગુણના અનુસારે મારૂં નામ વડ પાડયું છે હે મનુષ્ય ! તું દુનિયાથી કેમ કંટાળે છે ? અને મરણના કેમ વિચારો કરે છે ? તેથી કંઇ તું સુખી થઇ શકે નહિ માટે મારી પેઠે દુઃખો સહન કર ! અને તારી ફરજ પરમાર્થ બુદ્ધિથી બજાવ્યા કર ! દુનિયાના માન અને અપમાનને મુંગે મ્હોડે સહન કર ! અન્તે તારા ગુણોની પરીક્ષા થશે

## ઘડાનું દૃષ્ટાંત

વડના થડમાં માતાજી નામે પૂજાયેલો એક ઘડો હતો તે પેલા મનુષ્યને કહેવા લાગ્યો કે હે મનુષ્ય ! તું મહાન્ આત્મા થઇને કેમ કંટાળી

જાય છે સૂર્યના તાપ વિના વનસ્પતિ વધી શકતી નથી તો દુઃખરૂપ તાપ વિના મનુષ્ય શી રીતે વધી શકે ? શ્રી પાર્શ્વપ્રભુને દુઃખ પડયુ હતુ શ્રીમહાવીરપ્રભુને દુઃખ પડ્યુ હતુ દુઃખ સહન કર્યા વિના કોઇ ઉચ્ચતા થતી નથી તુ મારૂ દૃષ્ટાંત સાંભળ પ્રથમ તો કુંભારે મને ખાણમાંથી કાઢીને મને ગધેડા ઉપર ચડાવ્યો ગામમા ફેરવીને મને પછાડ્યો પછી પાણી નાખીને મને ખુબ ગુંદ્યો પશ્ચાત્ ચક્ર ઉપર ચડાવીને મારુ માથુ કાપી નાખ્યુ પછી મને તડકે મુકી મારો ગુરૂ મને ટપલા મારવા લાગ્યો, પછીથી મને નરકના કુંભીપાકના જેવી વેદના ભોગવવા માટે ભઠ્ઠીમા ઘાલ્યો પછીથી મને બાહાર કાઢી તપાસ્યો પશ્ચાત્ મને ટકાની કિમ્મતમા વેચ્યો કુંભારગુરૂએ આપેલુ સર્વ દુઃખ મેં મૂંગા મુખે સહન કર્યુ ત્યારે મારી યોગ્યતા વધી અને હવે પૂજનના લાયક બન્યો છુ માંગલિક શુકન ઉત્તમ ગણાય છે માટે તને હુ કહુ છુ કે તારે જો જગતમા મોટા થવુ હોય તો મારી પેઠે દુઃખો સહન કર મારૂ માથુ કરતા પણ લોકો સતાવશે લોકો તારી નિન્દા કરશે તારા કાર્યોમા વિઘ્ન પડશે તને કોઇ સારો કહેશે અને કોઇ નઠારો કહેશે એ બધુ સમભાવે વેઠીને તારે ઉત્તમ કાર્ય કરવા પડશે પશ્ચાત્ તારી મહત્તાનો ખ્યાલ ખરેખર લોકોને આવશે પેલો મનુષ્ય ઘડાનુ અને ઘટનુ બોલવુ સાંભળી ચમક્યો પોતાની ભૂલ દેખી અને પોતાનુ ઉચ્ચ જીવન કરવા ઉત્સાહી બન્યો પાસાને છેદી નાખ્યો અને દુઃખોને વેઠવા પ્રયત્ન કરવા લાગ્યો અને અંતે સુખી થયો

## विचारीने अभिप्राय बांधवा पर दृष्टांत

લોકોની ઉડતી વાતો ઉપરથી કોઇ મનુષ્યે સબંધી કોઇ પણ મનુષ્ય ઉપર એકદમ અમુક અભિપ્રાય બાંધવાનુ સાહસ કરવુ નહિ લોકોમા ઉડતી સર્વ વાતો સાચી હોય એવો કઇ નિયમ નથી ગુજરાતમા આવેલ ગામમા ઘણા રજપૂતો રહેતા હતા એક ઘરડી રજપુતાણી એક દિવસ હસીને બોલી મને બીજી સ્ત્રીને કહ્યુ કે ઢલી ડોશી તેના મુખમા દાંત નહોતા તેથી એમ કહેવાયુ, જે સાંભળી બહેરી સ્ત્રી સમજી કે ઢલ્લી લુટી આ વાત સર્વ સ્ત્રીઓમા ફેલાઇ અને અંતે આખા ગામમા વાઇ કે દલ્લી લુંટાઇ ગામના લોકો દલ્લી લુટાઇ તેથી ધાડના ભયથી હાથ તરવારો લેઇ સજ્જ થયા અને મહોલ્લાના ભાગાકા કરવા લાગ્યા એવામા એક રોડ વચમા આવીને કહ્યુ કે દલ્લી લુટાઇ એવો મનમા ત્યા કાગળ આવ્યો રજપૂતો કહેવા

લાગ્યા કે આખુ ગામ જાણે છે ત્યા હવે કાગળનુ શુ કામ? શેઠે કહ્યુ દલ્લી લુટાવાના ખબર કોણ લાવ્યુ? રજપૂતોએ કહ્યુ શેઠ એ બાબતની તપાસ તમે કરો શેઠે તપાસ શરૂ કરી–તપાસ શરૂ કરતા કરતા પેલી રજપૂતાણી–એ વાત કરી ત્યા પત્તો લાગ્યો રજપૂતો અને શેઠ ઘરડી રજપૂતાણીને ત્યા ગયા અને કહ્યુ કે બા! દલ્લી લુટાયાની વાત તમે કરી છે? પેલી ઘરડી રજપૂતાણીએ કહ્યુ કે હુ તો કાઇ જાણુતી નથી હુ તો દળી રહી હતી એવી વાત મારી પાડોશણને મે કરી હતી પાડોશણ કહેવા લાગી કે દલ્લી લુટી એવી મહે બહેરી હોવાથી સાભળી આ વાત સાભળીને રજપૂતોને, શેઠને અને ગામના લોકોને હસવુ આવ્યુ આ ઉપરથી સમજવાનુ કે કોઇ આપણને વાત કરે તે ઉપરથી તુર્ત તે વાત એકદમ સાચી ન માની લેવી જોઇએ મોટા મનુષ્યોએ કાનના કાચા ન થવુ જોઇએ કોઇ પણ મનુષ્ય ગાઇ સબળવી વાત કરે તેનો સર્વ બાજુથી ચોક્સ નિર્ણય કરવો જોઇએ કે જેથી પાછળથી પશ્ચાત્તાપ ન થાય રાજાઓએ, શેઠીયાઓએ તથા સત્તાધિકારીઓએ પોતાના કાનને તથા હૃદયને પરતત્ર ન બનાવવુ જોઇએ બહાર જે વાતો મોટી મોટી સભળાય છે તેઓનુ મૂળ તપાસવામા આવે છે તો તેમાનુ કાઇ પણ હોતુ નથી એવુ પણ ઘણી વખત બને છે

## શેઠને ફાસી

અમદાવાદ જેવા નગરમા એક કરોડાધિપતિ શેઠ રાત્રે ચૌટામા ફરવા ગયા હતા રસ્તામા કોઇએ જેના પેટમા તરવાર ઘોચી છે એવો પુરૂષ દીઠો શેઠે ત્યાથી તેના પેટમાથી તરવાર કાઢી જે જોય તુર્ત પોલીસે પેના શેઠને પકડીને કહ્યુ કે તે આ પુરૂષનુ ખુન કર્યુ છે શેઠ ઊપર કોર્ટમા તપાસ ચાલી શેઠે તરવાર કાઢવાની વાત કબુલ કરી છેવટે ન્યાયમા એવુ ઠર્યુ કે શેઠે પેલા પુરૂષનુ ખૂન કર્યુ માટે શેઠને ફાસી દેવી આ દૃષ્ટાન્ત શ્રવણ કરીને એટલો વિચાર કરવો જોઇએ કે કોઇ વાત કાનથી સાભળીને એકદમ માનવી નહિ તેમ એકદમ દેખીને પણ માનવી નહિ શ્રવણ કરી પશ્ચાત્ ચોક્સ નિર્ણય કરીને તથા દેખીને પણ ચોક્કસ નિર્ણય કરીને અભિપ્રાય બાધવા

## દેખાદેખી કરવાથી હાનિ

સાની દેખાદેખી ગાડરીયા પ્રવાહની પેઠે કોઇ જાતની ક્રિયા કરવી

નહિ પણ સમજીને ક્રિયા કરવી કે જેથી પાછળ પોતાની હાસી ન થાય દેખાદેખી કાર્ય કરવાથી વિચાર શક્તિ ખીલતી નથી અને પશુઓની પેઠે પરની પાછળ દોરાવવુ પડે છે પરની દેખાદેખી કંઈ પણ કરવાથી સાક્ષર વર્ગમા હાસીપાત્ર થવુ પડે છે તેના ઉપર મોતિયા ગધેડાનુ દૃષ્ટાત કહેવામા આવે છે ગુજરાત દેશમા વિદ્યાપુર નગર હતુ ત્યા એક રાજા રાજ્ય કરતો હતો તે રાજાને ભોળી રાણી હતી ભોળી રાણીને એક કુભારણ સખી હતી તેણીના વિના રાણીને ગમતુ નહોતુ કુભારણ અને કુભારને સતાન નહોતુ તેના ઘેર એક ગધેડી હતી તેને એક બચ્ચુ આવ્યુ તેનુ નામ મદનીયો પાડવામા આવ્યુ કુભારણ મદનીયાને પુત્રની પેઠે પાળવા લાગી અને તેની સારી બરદાસ્ત કરવા લાગી મદનીયો ધોળો હતો કુભારણને બહુ પ્યારો હતો એક દિવસ તે માદો પડ્યો અને મરી ગયો તેનુ કુભાર અને કુભારણે પુત્રની પેઠે મૃતકાર્ય કર્યું રાણીએ એક દાસીની પાસે ખબર કરાવી કે આજ કુભારણ કેમ આવી નથી દાસીએ જણાવ્યુ કે તેનો વ્હાલો મદનીયો મરી ગયો છે રાણી વિચારવા લાગી કે તેનો મોતિયો પુત્ર મરી ગયો તેથી આપણે પણ રોવુ જોઇએ એમ વિચારી રાણી ડુસકે ડુસકે રોવા લાગી રાજાએ આ વાત જાણી અને તે પણ વિચારવા લાગ્યો કે રાણીનુ પાસેનુ સગુ મરી ગયુ હશે તેથી તે પણ આપણુ સગુ થાય એમ વિચારીને રોવા લાગ્યો તેની દેખાદેખી પ્રધાન તથા કારભારી રોવા લાગ્યો, તે દેખીને સેનાપતિ પણ રોવા લાગ્યો, રાજા વગેરે રોતા રોતા ચૌટા વચ્ચે ચાલ્યા તે દેખીને શેઠિયાઓ-વ્યાપારીઓ પણ દેખાદેખી રોઇને પાછળ ચાલવા લાગ્યા બ્રાહ્મણ, કસારા, દરજી, લવાર, પટેલીઆ વગેરે અઢારે વર્ણ રોતી રોતી તળાવના કાઠે ગઇ રાજા વગેરે સર્વે બેઠા એવામા એક ભાટે રાજાને પૂછ્યુ કે મહારાજાધિરાજ ! આપના સગામા કોણ મરી ગયુ ? રાજાએ કહ્યુ કે એ રાણી જાણે છે રાણી પાસે પૂછાવ્યુ ત્યારે તેણે કહ્યુ કે મ્હારી બ્હેનપણી કુભારણનો મદનીયો દીકરો મરી ગયો છે કુભારણને ત્યા ખબર કરાવી ત્યારે માલુમ પડ્યુ કે મદનીયો ગધેડો મરી ગયો છે આ સાભળી હસવુ આવ્યુ અને રાજા વગેરે મોટા લોકો ઝખવાણા પડી ગયા આ દૃષ્ટાત ઉપરથી સાર લેવાનો એ છે કે દેખાદેખી કોઇ ક્રિયા કરવાના કરતા બરાબર સમજીને કરવી જોઇએ ' દેખાદેખી સાધે જોગ-પડે પિંડ કે વાધે રોગ ' આવુ ન બને તે માટે જે જે કરવામા આવે તે સમ્યગ્ જાણવુ જોઇએ સમજીને કર

વાથી પશ્ચાત્તાપ કરવાનો વખત આવતો નથી અન્યથા મનીષાની મહો કાળ જેવુ બને છે કેઇ વસ્તુ કરવા જાણવા પ્રયત્ન કરવો અને જે આચારમા મૂકવાનુ હોય તેનુ તો અવશ્ય જ્ઞાન પ્રાપ્ત કરવુ જોઇએ "પહેલુ જ્ઞાન ને પછી કિરિયા" पढम नाण तओ दया ॥

## लघु बाळ जेवा साधुओ

એક વિદ્વાન્ પુરુષનો સમાગમ થયો તેને મે કહ્યુ કે ખરા સન્તો ન્હાના બાળકના વિનોદી ચકડા જેવા ચકડોળને ધારણ કરે છે ન્હાના બાળકને જેમ સર્વ મનુષ્યો ચાહે છે તેમ સત્પુરુષોને સર્વ મનુષ્યો ચાહે છે ન્હાનુ બાળક દુશ્મનને પણ પ્રિય ગણે છે તેમ સત્પુરુષો દુશ્મનને પણ પ્રિય ગણે છે ન્હાનુ બાળક કોઇના ઉપર આ મારો શત્રુ છે એવી બુદ્ધિ વાળુ દેખાતુ નથી તેમ સાધુઓ પણ કોઇના ઉપર શત્રુબુદ્ધિવાળા દેખાતા નથી ન્હાનુ બાળક જેવુ આનન્દમા રમ્યા કરે છે તેમ સાધુઓ પણ જ્ઞાનાનન્દમા મસ્ત રહે છે ન્હાના બાળક ઉપર પ્રાય સર્વ મનુષ્યો પ્રેમ ધારણ કરે છે તેમ સાધુઓ ઉપર સર્વ મનુષ્યો પ્રેમ ધારણ કરે છે ન્હાના બાળકની ચેષ્ટાથી દુશ્મન પણ જેમ પીગળી જઇને દયાર્દ્ર બને છે તેમ સાધુઓની ચેષ્ટાથી દુર્જનો પણ દયાર્દ્ર બને છે ન્હાના બાળકને નાત જાતનો ભેદભાવ હોતો નથી તેમ સાધુઓને પણ નાત જાતનો ભેદભાવ હોતો નથી ન્હાના બાળકને અજ્ઞાનાનન્દ હોય છે અને ખરા જ્ઞાની સાધુઓ તો જ્ઞાનાનન્દમા મસ્ત રહે છે ન્હાના બાળકને ચિન્તાઓ-શોક વગેરે અલ્પ હોય છે તેમ સાધુઓને પણ જ્ઞાનના બળે ચિન્તાઓ શોક વગેરે રહેતા નથી ન્હાના બાળકમા પ્રેમ હોય છે સાધુઓમા શુદ્ધ પ્રેમ હોય છે ન્હાના બાળકને માતાના ઉપર વિશ્વાસ હોય છે સાધુઓને પરમાત્મા ઉપર તથા ગુરુ ઉપર વિશ્વાસ હોય છે ન્હાના બાળકો પોતાની વાત અન્યોને કહે છે તેથી તેમના બોલના પર પ્યાર આવે છે સાધુઓ પણ સરળ દિલથી અન્યોને ખરેખરો ઉપદેશ આપે છે તેથી તેમના બોલના ઉપર લોકોને પ્રેમ પ્રગટે છે ન્હાનુ બાળક પ્રેમથી અને સ્પષ્ટાચારથી અન્યોના હૃદય આકર્ષે છે તેમ મુનિવરો પણ શુદ્ધ પ્રેમ અને સ્પષ્ટાચારથી લોકોના હૃદય આકર્ષી શકે છે બાલ્યા વસ્થામા જે આનન્દ હોય છે તે અજ્ઞાન મહિમાથી છે સાધુની અવસ્થામા જ્ઞાનાનન્દ યોગાનન્દ પ્રગટે છે બાળકો મોટા થાય છે ત્યારે તેઓમા સ

સારના પ્રપંચોના લીધે સ્વાર્થ-કપટ વગેરે દોષો પ્રગટે છે જ્ઞાની એવા સાધુની અવસ્થામાં સ્વાર્થાદિક દોષોનો લય થાય છે તેથી તેનુ આનંદમય જીવન બની રહે છે

## મુનિની સર્વત્ર નિસ્પૃહતા

એક મુનિ વ્યાખ્યાન વાંચવાની તૈયારી કરવા લાગ્યા એ શ્રાવિકાએ કહ્યુ કે હજી મારો પુત્ર આવ્યો નથી શ્રાવિકાનો પુત્ર આગેવાન હતો મુનિએ કહ્યુ વ્યાખ્યાનનો સમય થઇ ગયો છે શ્રાવિકાએ કહ્યુ મારા પુત્ર વિના વ્યાખ્યાન વંચાશે નહિ મુનિરાજે કહ્યુ કે શ્રાવિકે ! અમે કોઈની સ્પૃહા રાખતા નથી તારા પુત્ર જેવા ઘણા તો મારા વાસક્ષેપમાંથી ઘણા પ્રગટે છે જે જગતની સ્પૃહા રાખે છે તે જગતને તાબે થાય છે-જે જગતની સ્પૃહા રાખતા નથી તે જગતનો ઉપરી બને છે

## ગુરુશ્રદ્ધાની ચર્ચા

એક વખતે એક સાધુ ઉપાશ્રયમા શાન્ત ચિત્તથી બેઠા બેઠા પરમાત્માનો વિચાર કરતા હતા તે વખતે એક શ્રાવક આવી કહેવા લાગ્યો કે મહારાજ ! હવે મારી શ્રદ્ધા તમારા ઉપર સ્થિર રહેતી નથી સર્વ સાધુઓ ચાલે તે પ્રમાણે ચાલો મારા કહેવા પ્રમાણે ચાલશો તો તમારી મહત્તા વધશે તમને આજ સુધી ગુરુ માનુ છુ પણ હવે તમે જો બરાબર મારા કહેવા પ્રમાણે ન વર્તશો તો દુનિયા તમને નિંદશે તેથી હુ તમને ગુરુ માનીશ નહિ, તેમજ તમારી પાસે આવીશ નહિ દુનિયાની તરફ ધ્યાન દેઇને લોકમાં મારી સારી પ્રશંસા થાય તે પ્રમાણે વર્તશો તો તમને ગુરુ માનીશ કેમ તમે શો ઉત્તર આપો છો ? પેલા શાન્ત મુનિવરે શ્રાવકને કહ્યુ કે શ્રાવક ! તારા વિચારોમા હજી પરિપૂર્ણ સત્યતા આવી નથી તુ ગામના ખીલાની પેઠે જેની પાસે જાય છે તેના જેવા વિચારો કરનાર બની જાય છે કીર્તિ નામ કર્મના ઉદયથી કીર્તિ પસરે છે અને અપકીર્તિના ઉદયથી અપકીર્તિ થાય છે કોઇ પણ મનુષ્ય સબધી દુનિયાનો એક સરખો અભિપ્રાય નથી કેટલાક મનુષ્યો અમુક મનુષ્યને વખાણે તો અન્ય મનુષ્યો તેને ધિક્કારે છે એકજ ચંદ્રને દેખીને પ્રત્યેક મનુષ્ય પોતાના અભિપ્રાય પ્રમાણે તેને સ્તવે છે વા નિંદે છે આત્મસાક્ષીએ ધર્મ કર

વાની જરૂર છે લોકોમા પ્રશસા થાય તેમ જે વર્તવા પ્રયત્ન કરે છે અને
આત્માના સ્વાભાવિક ગુણો તરફ લક્ષ દેતો નથી તે આત્મગુણોથી [illegible]
છે લોકો પોતપોતાની રૂચિ દૃષ્ટિ પ્રમાણે ભિન્નભિન્ન મત ધારે છે [illegible]
એક સરખો મત મળતો આવતો નથી આગમોના આધારે મને જે [illegible]
જાય છે અને મારાથી શક્તિ પ્રમાણે જે થાય છે તે હુ કરૂ છુ [illegible]
મતના વિચાર રૂપ વાયરાના જોરે આકડાના તુલની પેઠે ઉડવાની [illegible]
નથી તુ કહે છે કે હુ તમને ગુરૂ માનીશ નહિ આના ઉત્તરમા [illegible]
કે તુ ગુરૂ માને તે માટે હુ સાધુ થયો નથી શ્રાવક સમજીને જો [illegible]
તુ ગુરૂ કરતા શીખ્યો હોય તો તારી હાલના જેવી ત્રિશકુની [illegible]
રહેત નહિ સમકિતદાયક ગુરૂ તરીકે મને ગુરૂ માનતો હોય તો તેને [illegible]
ત્યાગ થઇ શકે નહિ વેશ્યાની પેઠે જેઓ વારવાર ગુરૂઓ [illegible]
બદલે છે તેઓ હજી શિષ્યનુ લક્ષણ સમજી શકતા નથી તુ [illegible]
મને ગુરૂ માને છે મારો તેમા કાઇ સ્વાર્થ નથી પેલો શ્રાવક [illegible]
મુનિનો ઉપદેશ સાભળી ખુશ થઇ ગયો અને ગુરૂનુ કથન [illegible]

## योग्यता प्रमाणे उपदेश

એક મુનિએ બાલશ્રાવકોની આગળ દ્રવ્યાનુયોગની દેશના દેઇ [illegible]
વ્યાખ્યાન પૂર્ણ થયા બાદ શ્રાવકોને પૂછ્યુ, શ્રાવકો ! [illegible]
શ્રાવકોએ કહ્યુ, ગુરૂ મહારાજ ! અમને કઇ સમજણ પડી [illegible]
જાવના બહુ પ્રયત્ન કર્યો તે વાત ખરી છે પણ અમને [illegible]
પડી માટે આપને તસ્દી પડી તેથી દીલગીર થઇએ છીએ [illegible]
કે મે ભૂલ કરી છે તેમનો અધિકાર તપાસ્યા વિના [illegible]
કર્યું નહિ શ્રોતાના અધિકાર પ્રમાણે દેશના દેવી [illegible]
તેના અધિકાર પ્રમાણે સમજાવવા પ્રયત્ન કરવો [illegible]
પ્રમાણે સમજાવવા પ્રયત્ન કરવો અને જ્ઞાનીને દેશ [illegible]
દેશ દેવો ઉપદેશ આપતા પહેલા શ્રોતાનુ જ્ઞાન [illegible]
રીત બોધી શકાય તે બાબતનો પૂર્ણ વિચાર [illegible]
જે જે બાબતોનો બોધ આપવાની ઇચ્છા હોય [illegible]
છે કે કેમ ? એવુ પ્રથમથી જાણવાની જરૂર [illegible]
અથવા વૈદ્ય પ્રથમથી [illegible]
આપે છે દ્રવ્ય, ક્ષેત્ર, [illegible]

આપે છે તો દર્શને ફાયદો થાય છે પ્રથમ તો શ્રોતા ભાવિત છે કે અભાવિત છે, તેના મનમા ધર્મ સબધી કેવા વિચારો પ્રગટે છે, તે કોની કોની સગતિમા આવ્યો છે, તેની શ્રદ્ધા કેવી છે કેવા ભાવથી તે તત્ત્વને શ્રવણ કરવા ઇચ્છે છે, ઇત્યાદિ બાબતનો અનુભવ કરીને પશ્ચાત્ તેને બોધ દેવામા આવે છે તો શ્રોતા અને વક્તાને આનન્દ પડે છે

## योग्यता प्रमाणे बोध देवा पर दृष्टात

વડોદરામા એક વખત રૂપવિજયજી મહારાજ ગયા હતા ત્યા તેઓ વ્યાખ્યાન વાચતા હતા પાલીના એક શ્રાવકે તેમની તારીફ સાભળી કે શ્રીરૂપવિજયજી દ્રવ્યાનુયોગના જ્ઞાતા છે પાલીનો શ્રાવક વડોદરે આવ્યો અને ખાસ વ્યાખ્યાન શ્રવણ કરવા ગયો વ્યાખ્યાનમા કથાઓ ચાલતી હતી તેથી પેલો શ્રાવક નારાજ થયો મહારાજે તેનુ મન જાણી લીધુ અને બીજા દિવસે પ્રસગ લાવીને દ્રવ્યાનુયોગની દેશના દીધી તેથી પાલીના શ્રાવકને બહુ આનદ થયો અને મહારાજની તારીફ કરી એક નગરમા એક સાધુ વ્યાખ્યાન વાચતા હતા, તે નૈયાયિક હતા વ્યાપ્તિનુ સ્વરૂપ વાચતા હતા ઘણી શ્રાવિકાઓ વ્યાખ્યાનમા જતી હતી એક વખત એક શ્રાવિકાને તેના ધણીએ કહ્યું કે વ્યાખ્યાનમા શુ આવે છે? તેણીએ કહ્યુ કે જ્યા ધૂમાડો હોય ત્યા રસોડુ હોય (પર્વતમા ધૂમાડો છે, એવી વાત આવે છે) આ ઉપરથી સમજવાનુ કે અધિકાર પ્રમાણે ઉપદેશ આપવાથી લાભ થાય છે

## ज्ञानीओनी अवस्थामा विशेष आनद

એક વખતે એક મુનિવર પાસે મણીલાલ નામનો શ્રાવક આવ્યો તેણે ગુરૂ મહારાજને વિનયપૂર્વક કહ્યુ કે કૃપાનાથ ! મારી બાલ્યાવસ્થા જેવો હાલ મને સાધુ ઉપર ભાવ થતો નથી દેવ, ગુરૂ ધર્મના ઉપર બાલ્યાવસ્થામા મને ઘણી રૂચિ હતી હાલ તેમને દેખુ છુ તો પણ બાલ્યાવસ્થા જેવો પ્રેમ પ્રગટતો નથી બાલ્યાવસ્થા સારી કે યુવાવસ્થા સારી તેની મને શકા રહે છે બાલ્યાવસ્થામા મારી મા ઉપર અને મારા બાલમિત્રો ઉપર જેવો રાગ હતો તેવો રાગ હાલ નથી હાલ તો મ્હારૂ જીવન સ્વાર્થમય બનતું જાય છે આનુ શુ કારણ હશે અને હવે મારે શુ કરવુ જોઇએ તે કૃપા કરીને સમજાવશો કે જેથી મારૂ જીવન સુધરે

ગુરૂ મહારાજ કહે છે કે, પન્નાલાલ ! બાલ્ય-બાલ્યાવસ્થામા નિર્દોષ પ્રેમ પ્રાય હોય છે પ્રાય બાલ્યાવસ્થામા કોઇના અવગુણ દોષો તરફ દૃષ્ટિ જતી નથી જેવુ હૃદયમા તેવી રીતે બાલ્યનુ વર્તન પણ હોય છે સસારના કાવા દાવા, કપટ કળાઓ સ્વાર્થ વગેરે દોષોનુ વિશેષત અનભિજ્ઞપણુ હોવાથી નિર્દોષ પ્રેમ અને પ્રસન્ન વદન રહે છે પશ્ચાત્ મોટી ઉમર થતા સસારની બાબતોનુ જ્ઞાન વધે છે અને મોહનુ જોર પણ તે સાથે વધે છે, તેથી દેવ, ગુરૂ, ધર્મના ઉપર પણ અજ્ઞાની જીવોને બાલ્યાવસ્થા જેવો પ્રેમ રહેતો નથી જ્ઞાની મનુષ્યોને તો બાલ્યાવસ્થા કરતા જ્ઞાનની વિશેષત પ્રાપ્તિ થવાથી વિશેષત ધર્મ, ગુરૂ, દેવ ઉપર પ્રેમ પ્રગટે છે બાલ્યાવસ્થાનો જેવો ઉત્તમ પ્રેમ હોય છે તેવો મોટી ઉમ્મરે પ્રાય જ્ઞાની જીવોમા પ્રેમ રહી શકે છે પ્રેમ લક્ષણા ભક્તિ જેની બાલ્યાવસ્થામા સધાય છે તેવી અજ્ઞાનીઓ મોટી ઉમરમા સાધી શકતા નથી કૃષ્ણને માનનારા કેટલાક વૈષ્ણવો કહે છે કે ૧૧ વર્ષ અને બાવન દિવસના કૃષ્ણ અને તે પછીના કૃષ્ણ તે પહેલાના કરતા જૂદા હતા અગિયાર વર્ષ સાધિક બાવન દિવસના કૃષ્ણમા કનિકાવનો પ્રવેશ થયો નહોતો આ ઉપરથી અપેક્ષાએ મારાશ ગ્રહણ કરવાનો કે મોટી ઉમ્મરમા પણ જ્ઞાનની સાથે બાલ્યાવસ્થાના કરતા શુદ્ધ એવો પ્રેમ ધારણ કરીને, દેવ, ગુરૂ અને ધર્મની સેવના કરવી મોટી ઉમર થતા અનેક વસ્તુઓના હૃદયમા સ્વાર્થિક માયિક સસ્કારો પ્રગટે છે તેથી માતા, પિતા, ગુરૂ, મિત્ર ઉપર પણ શુદ્ધ પ્રેમ ધારણ કરી શકાતો નથી શુદ્ધદેવ-ગુરૂ-ધર્મ પર શુદ્ધપ્રેમ ધારણ કર કુમતિના વિચારોને કાઢી નાખ જ્ઞાન યોગીના જેવી પોતાના આત્માની દશા કરીશ તો બાલ્યાવસ્થા કરતા અનતગણો આનન્દી બનીશ

## स्वय गुणी बनवा पर एक भक्तनु दृष्टात

અન્યોને ધર્મી બનાવવા પહેલા પોતાનામા સદ્ગુણોનો આવિર્ભાવ કરવાની જરૂર છે પોતાનામા ગુણો પ્રગટ્યા હોય છે તો તેની અન્યોને અસર થાય છે એક ઠેકાણે એક ભક્ત પુરૂષ રહેતો હતો તેની પાડોશમા એક કલેશી મનુષ્ય રહેતો હતો કલેશી મનુષ્ય આખા ફળીયામા ગમે તે પ્રસગો ઉભા કરીને અને તેની સાથે ગમે તે રીતે બોલ્યા કરતો હતો કલેશ કર્યા વિના તેને જપ થતો નહોતો એક દિવસ પેલા ભક્ત પુરૂષનો વારો આવ્યો કલેશ કરનારે પેલા ભક્તના ઉપર પ્રસગ પામીને ગાળોની

## हाथीना कानमा काचडो पेठो

આવ્યો અને જંગલીઓના લુગડા તાપણીમા નાખવા લાગ્યો અને એક લુગડું બળતું બળતું ઝુમ લાકડી પાગે પડ્યું તેથી વનમા અગ્નિ ભભૂક બળવા લાગ્યો ઘણા પ્રાણીઓ મરી ગયા હાથી અગ્નિના તાપે સરોવરમાં પેઠો, અને સરોવરના પ્રાણીઓને તેથી ઉપદ્રવ થયો આ દૃષ્ટાંત સમજીને વિવેકી મનુષ્યોએ ક્ષુદ્ર કલહને પણ સમાવવા પ્રયત્ન કરવો જોઇએ

× × ×

સુધારકો જુનાઓને નિંદે કમખોડે તેથી કંઇ તેઓ સુધારામાં આગળ વધી શકે નહિ પ્રાચીનોના વિચારોમા પણ જે જે અસત્ય જણાતું હોય તે બદલ કરવાની જરૂર છે સનાતનીઓ સુધારકોને નિન્દે, કમખોડે અને તેઓમા પરભાવ કરે તેથી તેઓ કંઇ સુધારકો ઉપર સારી અસર કરી શકે નહિ સુધારકોની દૃષ્ટિમા સર્વથા સત્ય વા સર્વથા અસત્ય સમાયુ હોય એવો નિયમ નથી, તેમજ સનાતનીઓના (પ્રાચીનોના) વિચારોમા સર્વથા સત્ય વા સર્વથા અસત્ય સમાયુ હોય એવો નિયમ નથી દ્રવ્ય, ક્ષેત્ર, કાલ અને ભાવથી સત્ય અને અસત્ય અવબોધી શકાય છે દ્રવ્ય ક્ષેત્ર, કાલ અને ભાવથી વસ્તુનું પૂર્ણ સ્વરૂપ જાણ્યા વિના સત્ય વા અસત્યનો સંપૂર્ણ નિશ્ચય થઇ શકતો નથી સુધારકો પ્રાચીનોના કે જે પોતાનાથી વિરુદ્ધ વિચારો લાગતા હોય તે વિચારોની સાથે વિરુદ્ધતા ધારણ કરે તો કંઇક યોગ્ય ગણાય, પરન્તુ જો તેઓ પ્રાચીનોની સાથે અંગત વૈર, દ્વેષ, ક્લેશ ધારણ કરે તો અનીતિના માર્ગમાં તેઓનો પ્રવેશ થએલો ગણાય પ્રાચીનો, સનાતનીઓ પોતાના વિચારોથી વિરુદ્ધ એવા સુધારકોના વિચારોને લેઇ સુધારકો ઉપર વૈર રાખે, સુધારકોનો નાશ કરવા પ્રયત્ન કરે અને વ્યક્તિ-જાતિ નિંદા યુદ્ધ વગેરે કરે તો અનીતિના માર્ગમાં તેઓનો પ્રવેશ થયો એમ ગણી શકાય પરસ્પર વિચારોની ભિન્નતાએ જાતિ નિંદા, ક્લેશ વગેરે ન કરવો જોઇએ પોતાનાથી વિરુદ્ધ વિચાર જેઓના હોય તેઓના આત્માઓની નિન્દા હેલના કરવાથી કદી જગે જય મેળવી શકાતો નથી પોતાનાથી વિરુદ્ધ વિચારો કે જે આગમોના આધારે જૂઠા હોય તો નીતિથી તે જૂઠા વિચારોને હઠાવવા પુસ્તકો વા ભાષણો દ્વારા પ્રયત્ન કરવો જોઇએ સત્ય નીતિથી સત્યનુ મંડન કરતા અને અસત્યનું ખંડન કરતા કોઇની જાતિ નિંદા ઉપર ન ઉતરી જવુ જોઇએ સત્યને સત્ય તરીકે સ્થાપન કરવામા નીતિથી પ્રયત્નશીલ થવું જોઇએ

અને નિર્ભય બનવુ જોઇએ સત્યની અનેક અપેક્ષાઓ હોય છે સનાતનીઓ અને સુધારકોમા જે જે અંશે સત્ય જણાતુ હોય તે તે અપેક્ષાએ તે તે સત્યને ગ્રહણ કરીને ખરા જૈનોએ જહુરીની પેઠે સત્યનો પ્રકાશ કરવો

અન્યોની મરજી સાચવીને અન્યોની પ્રીતિ આદિ મેળવવા હાજી હા કરવાની ટેવ કદી ન પાડવી જોઇએ, હાજી હા કરવાની ટેવથી પોતાની સ્વતંત્રતાને દેશવટો દેવાય છે અને પોતાના વિચારો વિરૂદ્ધ વર્તવાથી પોતાના આત્માનુ અપમાન કરી શકાય છે, અને તેથી અન્તે પરિણામ સારૂ આવતુ નથી પોતાના સદ્વિચારોને દાબી દેઇ અન્યોની મરજી સાચવવાથી ઇન્દ્રાસન મળતુ હોય તો પણ તેની સ્પૃહા ખરેખર સત્પુરૂષો રાખતા નથી

## हाजी हा पर दृष्टान्त बोध

માનસ નગરમા પહેલા એક રાજા થઇ ગયો તેણે વિચાર કર્યો કે આપણે એક સારો દિવાન રાખવો હાજી હા કરનારા દિવાનથી સત્યનો પ્રકાશ બહાર આવતો નથી એક દિવસ તેણે કેટલાક મનુષ્યોને દિવાન પદની માટે બોલાવ્યા ચન્દ્રશંકર નામના પુરૂષને તેણે બોલાવીને પૂછ્યુ ચન્દ્રશંકરજી ? હાથીની સ્વારી મને ઠીક લાગે છે તમારો શો અભિપ્રાય છે ? ચન્દ્રશંકરે કહ્યુ વાહરે વાહ હાથીઓની સ્વારી તો રાજાઓને શોભી શકે રાજાએ કહ્યુ, હાથીના કરતા ઘોડાની સ્વારી સારી લાગે છે ચન્દ્રશંકરે કહ્યુ, હાથીના કરતા ઘોડો લાખ દરજ્જે સારો હાથી રીસાળ રહે છે અને દોડી શકતો નથી રાજાએ કહ્યુ, ગધેડાની સ્વારી બહુ સારી લાગે છે ચન્દ્રશંકરે કહ્યુ, વાહરે વાહ ગધેડાની સ્વારીથી તો કદી પડવાનો ભય રહેતો નથી અને મરજીમા આવે ત્યા ઉભુ રાખી શકાય છે રાજાએ કહ્યુ ગધેડાની સ્વારી કરવાથી લોકોમા હાસી થાય ચન્દ્રશંકરે કહ્યુ, હા સાહેબ, બરાબર વાત છે ગધેડાના જેવુ મૂર્ખ કોઇ પ્રાણી નથી, રાજાએ કહ્યુ, પાલખીમા બેસવાથી આનન્દ પ્રગટે છે, ચન્દ્રશંકરે કહ્યુ, વાહરે વાહ, પાલખીની શી વાત થાય ? રાજાએ કહ્યુ પાલખી બહુ હાલે છે ચન્દ્રશંકરે કહ્યુ, હા સાહેબ, પાલખીમા બેસવાથી પીધેલુ પાણી હાલે છે રાજાએ વિચાર્યું કે આ મનુષ્યને દિવાન બનાવ્યો હોય તો, તેનાથી મારા રાજ્યની ઉન્નતિ થવી દુર્લભ છે ચન્દ્રશંકરને કહ્યુ તમો હાજી હા કરનારા મનુષ્ય છો તેથી તમને દિવાન કરી શકાશે નહિ શાન્તિદાસ નામના એક ગૃહસ્થને બોલાવીને રાજાએ પૂછ્યું— રાજાએ પોતાની મેળે કારોબાર ચલાવવો જોઇએ કે પ્રજાની સમ્મતિ લેવી

જોઇએ ? શાંતિદાસે કહ્યું પ્રજાના વિચારોની સમ્મતિ લેવી જોઇએ બ્રિટીશ સરકારની રાજ્ય પદ્ધતિએ રાજ્ય ચલાવવાની જરૂર છે પ્રજાની સેવા અને પ્રજાની ઉન્નતિ અર્થે રાજા છે એમ સ્મરણમાં રાખવાની જરૂર છે મારા સ્વતંત્ર વિચારો છું કહું છું તેમાં કંઇ ફેરફાર હોય તો પરસ્પર વિચારોની આપ લે કરવાની જરૂર છે રાજા અને પ્રજાએ ભેગા મળીને પરસ્પર વિચારોની આપ લે કરવી જોઇએ રાજાએ શાંતિદાસના સ્વતંત્ર વિચારો જાણીને તેને દિવાન નીમ્યો આ ઉપરથી સમજવાનું કે હાજી હા કરવાની ટેવથી ખરેખરો લાભ થઇ શકતો નથી આગમના આધારે સત્યજ્ઞાનનો પ્રકાશ લેઇ પોતાની અને પારકી ઉન્નતિ કરવા પ્રયત્ન કરવો

દારમાઠ અને ધટાટોપના કૃત્રિમ મંડળોથી અજ્ઞ મનુષ્યોને પ્રપંચ જાળમાં ફસાવીને પોતાની સ્વાર્થ વૃત્તિને તૃપ્ત કરનારા મનુષ્યો પોતાના આત્માને છેતરે છે અને તેથી અંતે અવનતિનો માર્ગ ખુલ્લો થાય છે વિશેષમતિ ધારણ કરનારાઓ સામાન્ય મતિવાળા મનુષ્યોને પોતાના વશ કરી શકે છે પણ અંતે તેથી પોતાનો અભ્યુદય થતો નથી મન, વાણી અને કાયાની શક્તિયોને ખીલવવી હોય તો ડોળપણું ત્યાગ્યા વિના છૂટકો થવાનો નથી દરેક મનુષ્યોની સાથે આર્યભાવથી વર્તવામાં આવે તોજ આર્યપણું પ્રાપ્ત થાય

## वाणिया धारना खीला छे तेनु दृष्टांत

વાણિયા ધારના ખીલા છે એવી કહેવત નીચે મુજબ સાંભળી છે મારવાડમાં સાન્ડી ગામમાં એક ભોજક સાધુનો વેશ ધારણ કરીને ગયો ગામની બહાર તે બકધ્યાન તથા કપટ ક્રિયા કરીને ઉત્તમ ચારિત્રનો ડોળ દેખાડવા લાગ્યો વાણિયાઓ તેને ગામમાં લેઇ ગયા પ્રતિક્રમણ વખતે વાણિયાઓ આવ્યા પ્રતિક્રમણમાં કાઉસગ્ગમાં તેણે બે હાથ ઉંચા કર્યા વાણિયાઓએ પૂછ્યું બાપજી ! બે હાથ ઉંચા કેમ કર્યા ? પેલા કપટી સાધુએ કહ્યું "મુક્તિમાં જાણા હોવે તો બે હાથ ઉંચા કરણા ઔર નરકમેં જાણા હોવે તો બે હાથ નીચા કરણા" વાણિયાઓએ વિચાર્યું કે અહો આ મુનિ ઉત્તમ ક્રિયા કરનારા છે ખરી ક્રિયા તો તેમણે બતાવી એક દિવસ એક શ્રાવકે મહારાજને કહ્યું કે નવકારવાળી ગણવાના નિયમ આપો પેલા મુનિએ કહ્યું 'નવકારવાળી કહે તો સ્ત્રી હો જાવે નોકારવાળી કહેણા ચાહિયે સાધુ સ્ત્રીકો પાસ ન રાખે નોકારવાળી તો સ્ત્રી હો ગઇ નોકારવાલીકુ સ્ત્રી કહે કર પાસ રખે તો દોષ લગ જાવે' પેલા વાણિયાઓએ કહ્યું કે આ

મુનિ ખરી ક્રિયા દેખાડનારા આવ્યા છે ગામના વાણિયાઓએ મુનિજીને કહ્યુ કે આજ પ્રતિક્રમણ કરાવો મુનિએ કહ્યુ કે હુ કરૂ તેમ કર્યા કરો પેલા કપટી મુનિ જેમ કરવા લાગ્યા તેમ વણિકો કરવા લાગ્યા છઠ્ઠા આવશ્યકના અન્તે પેલા કપટી મુનિને વઇ (કેફરૂ) આવી તેથી આળોટવા લાગ્યો વાણિયાઓ પણ આળોટવા લાગ્યા મુનિના મુખે ફીણ આવ્યુ વાણીઆ ઓએ ઘણી મહેનત કરી પણ ફીણ આવ્યુ નહિ અને ક્રિયા પૂરી થયા બાદ કહેવા લાગ્યા કે "બાપજી ! થારો પડિક્રમણ બહોત આછો હુવો થાક ફેણુ આયા" માકુ નહિ આયા એક દિવસે કાર્તિક પુનમે ગામની બહાર ગણુ મથન ક્રિયા કરાવી ગામના રસ્તામાં લાકડુ ઉભુ કરીને બન્ને તરફના લોકો પાસે ખેંચાવ્યુ તે ઘડીમા આમ જાય અને ઘડીમા આમ જાય વાણિયા બહુ ખુશ થયા અને કહેવા લાગ્યા કે આ સાધુ સાચો છે અને કર્મ ટાળવાની અમને ખરી ક્રિયા બતાવી છેવટે પેલા કપટી સાધુએ કહ્યુ કે વાણિયાઓ ! તમે આ ઘાણના ખીલા જેવા આમ તેમ ભમાવ્યાથી ભમી જાઓ છો મે તમને ખોટુ ભરમાવ્યુ છે અને છેવટે જણાવુ છુ કે તમે ગાડરની પેઠે કપટી ક્રિયાના આડંબરે છો કપટીઓ કયા ભૂનો તમારા જેવા ગાલડોને ભમાવે છે તેથી તમારી એક ગુરૂ ઉપર શ્રદ્ધા રહેતી નથી તમારી આગળ કપટી કરામત ઘટાટોપ કરનાર ફાવી જાય છે અને તમારી એક ગુરૂ ઉપર શ્રદ્ધા ગુરૂપણાની પાકી ન રહેવાથી ઘાણના ખીલા જેવા બની જાઓ છો તમે કદી કોઇના થયા નથી અને તમારા ઉપર ગુરૂનો વિશ્વાસ રહેતો નથી અને ખરી શ્રદ્ધા વિના તમારૂ કલ્યાણ થતુ નથી

## नारद जेवानी वातपर विश्वास न मूकवो जोइए

નારદવેડા કરીને પરસ્પર લડાવી મારનાર મનુષ્યોનુ કદી કલ્યાણ થતુ નથી એક બીજાને આડુ અવળુ ભમાવીને પરસ્પર કલેશ કરાવનારા મનુષ્યોનો કદિ વિશ્વાસ ધારણ કરવો નહિ ભદ્રક મનુષ્યોને કજીઆબાજ મનુષ્યો લડાવી મારે છે તેના ઉપર એક દૃષ્ટાંત નીચે મુજબ છે

## दृष्टान्त बोध

વિદ્યાપુર નામના નગરમા ચન્દ્રસેન રાજા રાજ્ય કરતો હતો ત્યા રૂપમદાસ નામના શેઠ અને ચંપા નામની શેઠાણી વસતા હતા બન્નેનો એક બીજા ઉપર પ્રેમ તથા વિશ્વાસ સારો હતો પુરૂષ અને સ્ત્રી આનન્દમા જીવન ગાળતા હતા કોઇ દિવસ અંશ માત્ર પણ કલેશ થયો નહતો, એ ખરેખરો પ્રેમ અને સંપ છે રાજાની મંડળીમાંના એકે કહ્યુ તે બેની મધ્યે

તુ લગાય કરાવુ બીજાઓએ કહ્યુ જો તુ લડાઇ કરાવે તો ખરેખરો નારદ કહેવાય પેતો નારદ વણિકનો વેષ ધારણ કરી રૂપમદાસ શેઠની દુકાને ગયો પરગામથી માલ ખરીદવા આવ્યો છુ એમ રૂપમદાસના પૂછતા જણાવ્યુ જમવાના વખતે શેઠ તેને પોતાની સાથે ઘેર લેઇ ગયા શેઠાણીએ ભોજન પીરસ્યુ પણ નારદે ખાધુ નહિ ન ખાવાનુ કારણ પૂછતા અનેક બહાના જણાવ્યા પશ્ચાત્ તે ઘેર શેઠની ગાદી ઉપર સુઇ ગયો રૂપમદાસ શેઠ દુકાને ગયા શેઠાણીએ પેતા વસીયાત નારદ શેઠને કહ્યુ કેમ તમે જમ્યા નહિ ? મને ખરૂ કારણ કહો શેઠે કહ્યુ એ કહેવામા સાર નથી શેઠાણીએ હઠ પકડી અતે નારદ શેઠે કહ્યુ તારો ધણી મારા ગામનો ધોબી છે બાલ્યાવસ્થામા અમે બ ને મિત્ર હતા તે અહીં આવ્યા બાદ શેઠ બની બેઠો અને તે તને પરણ્યો પણ તેની સાથે મારાથી શી રીતે ખવાય ? પરણના પહેલા કુળ વગેરે પૂછયુ હોત તો સારૂ તમારો ભવ બગડયો શેઠાણીએ કહ્યુ શેઠ ધોબી છે એમ શાથી જાણી શકાય ? પેતા નારદે કહ્યુ કે રાત્રે બ ડો ચાટશે એટલે ખારાશ જણાશે તેથી લુગડા ધોતો હતો એમ જણાશે શેઠાણીએ પરીક્ષા લેવાનો ઠરાવ કર્યો નારદજી દુકાને ગયા અને ત્યા પણ શેઠના પૂછવાથી જણાવ્યુ કે તારી સ્ત્રી ચુડેલ છે તેથી મે ખાધુ નહિ શેઠે કહ્યુ તે ચુડેલ છે એમ શાથી જાણી શકાય નારદશેઠે કહ્યુ, રાત્રીએ તુ ઉંઘી જાય છે ત્યારે તે તારો બરડો ચાટીને લોહી પીએ છે શેઠને પણ વહેમ પડયો અને પરીક્ષા લેવાનો ઠરાવ કર્યો રાત્રે શેઠ કપટથી ઉંઘ્યો એટલે શેઠાણીએ હળવે રહીને જીભ વડે બરડાને ચાટવા માંડયો તેની ખારાશ જણાઇ શેઠે બૂમ પાડી કે અરે આ ચૂડેલ છે શેઠાણીએ બૂમ પાડી કે અરે આ ધોબી છે બ નેનુ કેશાકેશી યુદ્ધ થયુ હજારો મનુષ્યો દેખતા કલેશ વધવા લાગ્યો રાજા સુધી ફરિયાદ ગઇ પેતા નારદ શેઠની નારદવિદ્યા પ્રગટ થઇ અને પુન બન્ને વચ્ચે પ્રેમ સપ થયો આ ઉપરથી સમજવાનુ કે નારદ જેવા દુર્જન મનુષ્યો કાચાકાનના ભોળા લોકોને આડુઅવળુ ભરમાવીને લડાવી મારે છે માટે કોઇની વાત સુણીને એકદમ કોઇ જાતનો નિશ્ચય કરવો નહિ કદી કાચાકાનના થવુ નહિ જેટલુ કાને સભળાય તેટલુ સત્ય હોય એવુ માનવુ નહિ ' વા વાયાથી નળીયુ ખસ્યુ, તે દેખીને કુતરૂ ભસ્યુ એવુ ઘણી વખત બને છે એક કાનથી બીજે કાન વાત જતા ઘણો ફેરફાર થઇ જાય છે માટે અનેક રીતે વિચાર કરીને તથા તપાસ કરીને કોઇની વાત સાભળીને તેની માન્યતા સ્વીકારવી

# अतिथि सेवा.

સંવત ૧૯૬૭

ગામડાઓમા આતિથ્યભાવ વિશેષ દેખવામા આવે છે ભારત ભૂમિના ગામડાઓમા અતિથિને દેવની સમાન પૂજવામા આવે છે પોતાને ઘેર કોઇ પણ મનુષ્ય આવે તો તેનો સત્કાર કરવો જોઇએ અને તેને યથાશક્તિ ભોજન કરાવીને ખુશ કરવો જોઇએ પોતાને ઘેર કદિ શત્રુ પણ અતિથિ થઇને આવે તો લૌકિક વ્યવહાર પ્રમાણે તેનો આદર સત્કાર પૂજા કરવાની જરૂર છે સર્વ પ્રકારના અપરાધો ભૂલી જઇને શત્રુને પણ ઘેર આવતા અતિથિ તરીકે સ્વીકારી તેનો દેવની પેઠ આદર સત્કાર કરવો જોઇએ અતિથિ સત્કાર સબંધી અમારા સાંભળવામા એક વાત આવી હતી તે નીચે મુજબ

મેવાડમા કેશરીયાજી તરફના પહાડી પ્રદેશોમા એક ભાવડો રહેતો હતો દુષ્કાલના પ્રસંગે તે ગરીબ થઇ ગયો હતો એક વખત એક સાહેબ પાદરીની પાસે સાહાય્ય લેવા ગયો પેલા પાદરી સાહેબે સિપાઇ પાસે ધક્કા મરાવી કાઢી મૂક્યો પેલો ભાવડો પોતાના ઘેર ગયો અને અન્ય ઉપાયો વડે આજીવિકા ચલાવવા લાગ્યો કેટલાક માસ બાદ પેલો સાહેબ ડુંગરામા ફરવા ગયો ડુંગરામા તે ભૂલો પડયો અને સાંજરે પેલા ભાવડાની ઝુંપડી પાસે આવી પહોંચ્યો સાહેબ આખા દિવસનો ભૂખ્યો અને તરસ્યો હતો પેલા ભાવડાએ પાદરી સાહેબને ઓળખીને માન સાથે ખાટલી ઉપર બેસાર્યો અને પોતાના ઘરમાથી પાણી લાવીને પાયુ, પશ્ચાત્ તેને છાશ રોટલો અને ઘોલીના પાંદડાનુ શાક ખાવા આપ્યુ સાહેબને તો ભૂખથી તે અમૃત સમાન લાગ્યુ રાત્રીના વખતમા સાહેબને ઘાસની પથારી કરીને તેમા સુવાની વ્યવસ્થા કરી આપી તથા તેને તાપવા માટે તાપણી કરી તેમજ જાનવરોનો ઉપદ્રવ ન થાય તે માટે પોતે સાહેબની પાસે જાગતો બેઠો પાદરી સાહેબને સવારમા તેમના મુકામ તરફ વિદાય કર્યા માર્ગમા વાતચિત કરવાથી પાદરી સાહેબે પેલા ભાવડાને ઓળખ્યો અને કહ્યુ કે

હુ તને ઓળખુ છુ ભાવડાએ કહ્યુ કે હુ પણ તમોને ઓળખુ છુ પાદરી સાહેબે કહ્યુ કે તુ મારા ધક્કા અપમાન વગેરે ભૂલી ગયો અને મારો સત્કાર કર્યો તેનુ શુ કારણ? પેલા ભાવડાએ જવાબ આપ્યો કે અમારા ભારતવાસીઓ પોતાને ઘેર ગમે તેવો શત્રુ આવે પણ તેની દેવની પેઠે સેવા કરે છે અને તેમા ખામી આવવા દેતા નથી તમોએ તે જે કર્યુ તે તરફ મારે જોવાનુ નથી મારે તો તમે મારા ઘેર આવ્યા એટલે અતિથિ માનીને દેવની પેઠે પૂજવા જોઇએ એવુ અમારૂ આર્યોનુ લક્ષણ છે પ્રભુના કૃત્રિમ ભક્ત થવાથી વા સત્તાથી વા લક્ષ્મીથી વા ગોદ્દેસર થવાથી પ્રભુને પ્રાપ્ત કરી શકાતા નથી પ્રભુનો ઉપદેશ એ છે કે સર્વ પ્રાણીઓને મારા સમાન માનશો તો તમે મને પ્રાપ્ત કરી શકશો અમે જગતી લોકો વિશેષ શુ સમજી શકીએ પેલા પ્રીતિ સાહેબને ભાવડાના ઉપદેશની બહુ અસર થઇ તેણે ભાવડાને પૈસા આપવા માંડ્યા ભાવડાએ કહ્યુ કે અતિથિ સેવામા લક્ષ્મીની લાલચ રહેતી નથી સાહેબ પોતાના ઘરમા પેઠો અને વિચાર કર્યો કે હજી આપણે પાદરી થયા પણ પ્રભુના ભક્તના ગુણો પ્રાપ્ત કર્યા નથી ભારતવાસીઓની ભાવવાળી અતિથિ સેવા તો ગામડામા હજી કઇક દેખાય છે બાકી શહેરના લોકો તો ધૂર્તતા-સ્વાર્થતા, ઉપરનો પ્રેમ આદિથી ખરી અતિથિ સેવાથી પરદેશીઓના સસર્ગે દૂર થતા જાય છે

ગૃહસ્થવાસ માડનારા મનુષ્યોએ અતિથિ સેવા ખરા પ્રેમથી કરવી જોઇએ ગૃહસ્થાવાસનુ ભૂષણ દાન છે સુપાત્રમા દાન દીધા વિના ગૃહાવાસ શોભી શક્તો નથી ગૃહસ્થ બનીને પોતાને ઘેર યાચના કરનારાઓને યોગ્ય એવુ દાન જે મનુષ્ય આપતો નથી તેના ઘરમા અને શ્મશાનમા તફાવત નથી પોતાના ઘેર જે જે સાધુ સન્તો આવે તેમની સેવા ભક્તિ કરવી જોઇએ સાધુઓને નિર્દોષ આહાર વહોરાવનાર ગૃહસ્થો ઉત્તમ ફળ પ્રાપ્ત કરે છે એક કબુતર અને કબુતરીએ એક ઘોર વનમા એક ઝાડ ઉપર પોતાનુ ઘર બાધ્યુ હતુ અને ત્યા તે બે રહેતા હતા એક દિવસ સાત દિવસનો ભૂખ્યો અને પોષ માસના લીધે ટાઢથી ઠરી ગયેલો એક શિકારી તે ઝાડની નીચે આવી બેઠો અને અત્યત ઠંડકથી તેના હાથ પગ ઠરી ગયા પેલો કબુતર પોતાની સ્ત્રીને કહે છે કે હે સ્ત્રી! આપણા ઘર અતિથિ આવ્યો છે માટે અતિથિ સેવા કરવી જોઇએ પેલી કબુતરી ઉડીને કોઇ ઠેકાણેથી ચાચમા બળતુ લાકડુ લેઇ આવી અને હેઠળ પડેલા પાદડાંમાં મૂકીને પાંખોથી વાયુ ઉડાવવા લાગી તેથી પાદડાનો ભડકો થયો

# अतिथि सेवापर कबुतर अने कबुतरीनु दृष्टांत

તેના તાપ વડે પેલા શીકારીને ચૈતન્ય આવ્યુ અને તે બેઠો થયો કબુતરી પોતાના સ્વામી કબુતરને કહે છે કે આપણા ઘેર આવેલા આ શિકારી અતિથિને ભોજન કરાવવુ જોઇએ કબુતરે કહ્યુ કે હુ આ તાપણીમા પડીને શેકાઇ જઇશ તો તે ખાઇને શિકારી સતુષ્ટ થશે કબુતરી કહેવા લાગી કે હુ તાપણીમા પડુ કબુતર કહેવા લાગ્યો કે હુ તાપણીમા પડુ ઘણી રકઝક થયા પછી બન્ને ઠરાવ કરીને તાપણીમા પડયા પેલો શિકારી આ બન્નેની વાત સાભળીને તથા તે બન્નેના શરીરનુ ભોજન કરીને તે વિચારવા લાગ્યો કે અરે મે તો ગૃહસ્થાવાસ માડીને આ પખીના જેવુ કદિ કોઈનુ આતિથ્ય કર્યું નથી પખીઓ પણ અતિથિ સેવામા સર્વસ્વ ત્યાગ કરીને પોતાની ફરજ બજાવે છે ત્યારે મ તો કઇ કયુ નથી મારી શી ગતિ થશે ? મે તો લાખો પશુ પખીઓને મારીને મારો આત્મા પાપી બનાવ્યો છે કોઇ પણ પુણ્યનુ કાર્ય મે કર્યું નથી મે આજ સુધીનુ બધુ જીવતર નકામુ ગાળ્યુ છે એમ વિચાર કરતા કરતા તેના મનમા બહુ પશ્ચાત્તાપ થયો અને અશ્રુની ધારાઓ વહેવા લાગી વગડામા એક સાધુ ધ્યાન ધરતા હતા તેની પાસે ગયો અને પોતાનુ સર્વ વૃત્તાંત કહીને પાપનો નાશ કરનારી એવી સાધુની દીક્ષા ગ્રહણ કરી ! તે યમ-નિયમોને પાળવા લાગ્યો દુર્ગુણોનો ત્યાગ કરીને ધર્મના અનુષ્ઠાનો કરવા લાગ્યો આ તે મરીને સુગતિમા ગયો કબુતર અને કબુતરીનુ ગૃહસ્થાવાસનુ અતિથિ સેવા ઉપર દૃષ્ટાત સાભળીને ગૃહસ્થ મનુષ્યોએ અતિથિ સેવા કરવી જોઇએ, સાધુઓની સેવા કરવી જોઇએ, ત્યાગીઓને આહાર પાણી વડે સ્થવા જોઇએ દયા-સત્ય-પરોપકાર-ભક્તિ, શુદ્ધ પ્રેમ વડે ધર્મ કરવામા તત્પર થવુ જોઇએ

# पूजा हेतु.

સંવત્ ૧૯૬૭

જિનેશ્વર પ્રભુના નવ અંગે પૂજા કરવાના હેતુઓ શાસ્ત્રોમા દર્શાવ્યા છે પ્રભુના ગુણો લેવાને માટે પ્રભુની પૂજા કરવાની જરૂર છે વીતરાગ દેવપર શુદ્ધ પ્રેમ પ્રગટવાથી વીતરાગ પ્રભુની દશા પ્રાપ્ત કરવા વિચારો પ્રગટ્યા કરે છે વીતરાગની પ્રતિમા દેખીને વીતરાગ દશાનુ સ્મરણ કરવુ અને પ્રભુના જેવી પોતાનામા વીતરાગ દશા પ્રગટાવવા પ્રયત્ન કરવો પ્રભુની પ્રતિમા દેખીને વારવાર તેમના જીવન ચરિત્રનુ સ્મરણ થાય છે અને તેથી તેમના ગુણોનુ વારવાર સ્મરણ થાય છે શુદ્ધ પ્રેમ પૂર્વક ગુણોનુ સ્મરણ કરવાથી હૃદયમા ગુણોના સસ્કાર પડે છે અને અન્તે વીતરાગના જેવા ગુણો પોતાના આત્મામા પ્રકટી નીકળે છે કારણ પામીને વીતરાગના ગુણોનુ સ્મરણ થાય છે પ્રભુના ગુણોનુ સ્મરણ કરવાને માટે પ્રભુની પ્રતિમાની આવશ્યકતા છે કારણ કે પ્રભુની પ્રતિમારૂપ આલબન પામીને ભક્તો પ્રભુના ગુણોનુ સ્તવન મનન સ્મરણ કરી શકે છે પ્રભુની પ્રતિમામા પ્રભુનો આરોપ કરવામા આવે છે અને પ્રભુની આગળ ભક્તો દોષો ટાળીને ગુણો લેવાના વિચારો કરે છે પ્રભુના ગુણો સ્મરણ કરીને પોતાનામા રહેલા દુર્ગુણો કાઢવાને માટે દૃઢ પ્રતિજ્ઞાઓ કરે છે પ્રભુના ગુણો પ્રાપ્ત કરવા માટે પ્રભુની પ્રતિમાની પૂજા કરે છે પૂજાના અનેક ભેદો વડે પ્રભુને પૂજે છે પ્રભુના સેવક બનીને ભક્તો પોતાના હૃદયના ઉભરાઓ બહાર કાઢે છે અને પ્રભુને હૃદયમા સ્થાપન કરે છે જેટલી વખત સુધી પ્રભુના ગુણોનુ કીર્તન કરવામા આવે છે તેટલી વખત સુધી આત્મા પોતાના સ્વભાવમા રમણતા કરે છે અને તેનાથી હૃદયમા ગુણોના બીજો વાવે છે કે જે કાલાન્તરે વૃક્ષ રૂપે દેખાય છે સસારી જીવો જેવા જેવા કારણો પામે છે તેવા તેવા પ્રકારના વિચારો કરવામા તત્પર થઇ જાય છે સસારી જીવો બાહ્ય અનેક કારણોને પ્રાપ્ત કરીને દીવસનો મોટો ભાગ સસારમા વ્યતીત કરે છે તેવા જીવોને જિનપ્રતિમાનુ આલબન મળે છે તો પ્રભુના ગુણો પ્રાપ્ત કરવા તરફ તેઓનુ મન વળે છે

પ્રભુના જમણા પગના અગૃ઼ પૂજા કરીને મનમા એવુ વિચારવુ કે ભગવાન્ પગના બળ વડે દેશોદેશ વિચર્યા છે અનેક જીવોને બોધ આપીને તારવામા પગની સાહાય્ય લીધી છે માટે પ્રભુના જમણા પગને પૂજીને આપણે પણ પ્રભુના જમણા પગની પેઠે ધર્મના કાર્યો કરવા જોઇએ ચરણ કમળ પૂજીને સેવાધર્મ સ્વીકારવો જોઇએ આખા શરીરમા પગ સેવકનુ કાર્ય કરે છે આખા શરીરનો આધાર પગપર છે તેમ સર્વ ધર્મનો આધાર સેવાધર્મ છે જેઓ પ્રથમ સેવક બને છે તેઓ પશ્ચાત્ સ્વામી બનવાને લાયક બને છે જેઓ સેવાધર્મનો જાતિ અનુભવ ગ્રહણ કરતા નથી તેઓ સ્વામી થઇ શકતા નથી સેવાધર્મ પ્રથમ શિખવો જોઇએ અને સેવાધર્મ પ્રથમ કરવો જોઇએ પ્રભુએ પગનો જગત્ જીવોનુ શ્રેય કરવા ઉપયોગ કર્યો છે તે પ્રમાણે આપણે પણ તેમના ચરણ કમળ પૂજીને તેમના ચરણ કમલનો સેવા ધર્મ સ્વીકારશુ ત્યારે ખરેખર સેવક બની શકીશુ મોટા થવુ હોય તો સેવાધર્મ સ્વીકારો એમ પ્રભુના ચરણકમળ પૂજનનો સાર ગ્રહણ કરો પ્રભુના ચરણ કમળ પૂજીને સેવાધર્મ સ્વીકારીને આપણે તે પ્રમાણે વર્તીએ તો પોતાનુ અને જગતનુ કેટલુ બધુ કલ્યાણ કરી શકીએ ? તેનો ખ્યાલ કરવો જોઇએ પ્રભુના ચરણકમળ પૂજનારે પોતાની શક્તિ વડે સેવા ધર્મ કરવો જોઇએ જૈનધર્મની સેવામા દરરોજ ભાગ અને આચાર ન્ધ્ધે તો સમજવુ કે પ્રભુના ચરણકમલની ખરેખરી પૂજા કરવામા આવે છે સેવક બનીને જૈનોએ પ્રત્યેક ધર્મકાર્યો કરવા જોઇએ, અને બાહ્ય પદવી વગેરેની ઇચ્છાઓનો ત્યાગ કરવો જોઇએ એમ ચરણ કમલની પૂજા જણાવે છે સેવાધર્મ કરવામા યુગલિકોની પેઠે વિનયની જરૂર રહે છે જૈનશાસનની ઉન્નતિ કરવી હોય વા જગતનુ કલ્યાણ કરવુ હોય તો પ્રભુચરણના સેવક બનીને પ્રભુચરણના ગુણો ગ્રહણ કરી તે પ્રમાણે વર્તો જાનુબળે પણ કાયોત્સર્ગમા રહ્યા હતા કાયોત્સર્ગમા જાનુએ સાહાય્ય આપી હતી આપણે પણ જાનુનો ગુણ ગ્રહણ કરીને અન્યોને ધર્મકાર્યોમા સહાય આપવી જોઇએ જાનુને પૂજીને પ્રત્યેક જીવોને સુકાર્યમા સહાય આપવાનો આત્મામા ગુણ પ્રગટાવવો જોઇએ જાનુના જેવા ગુણો પ્રગટાવવા માટે દરરોજ પ્રયત્ન કરવો જોઇએ

પ્રભુના હસ્તની પૂજા કરીને આપણે પ્રભુના હસ્તની પેઠે પ્રવૃત્તિ કરવી જોઇએ પૂર્વે ગૃહસ્થાવાસમા તીર્થંકરોએ સાંવત્સરિક દાન આપ્યુ હતુ, તદ્વત્ સંસારમા રહેનારા મનુષ્યોએ પણ પ્રભુના હસ્તની પૂજા કરીને

પોતાના હસ્તવડે સુપાત્રોમા દાન દેવુ જોઇએ પ્રભુના હસ્તે અનેક પાર માર્થિક કાર્યો કર્યા છે માટે તે પૂજ્ય બન્યા છે, અને તેની પૂજ્યતાના હેતુઓને આપણે પણ ગ્રહણ કરીને આપણા હસ્તને પૂજ્ય બનાવવો જોઇએ પ્રભુના હસ્તનો ગુણ લેવા માટે પ્રભુના હસ્તની પૂજા કરવામા આવે છે. વીતરાગ દેવના હસ્તની પેઠે પોતાના હસ્તવડે દાન દેવા આદિ અનેક શુભ કાર્યો થવા જોઇએ લક્ષ્મી સત્તા આદિનો પરમાર્થ કાર્યોની ઉન્નતિમા ઉપયોગ કરવો જોઇએ પ્રભુએ હસ્તવડે જેવા કાર્યો કર્યા તેવા કાર્યો કરવાને માટે હસ્ત પૂજતી વખતે દૃઢ સકલ્પ ધારણ કરવો 'જે હાથે તે સાથે' સારાશ કે જે હસ્તવડે દાનાદિ શુભ ધર્મ કરવામા આવશે તેજ અતે પરભવમા સાથે આવશે પ્રભુના હસ્તની પૂજા કરતા છતા જેઓ કજુસના શિરદાર રહે છે તેઓ ખરેખરી રીતે પ્રભુહસ્તની પૂજા કરી શકતા નથી પ્રભુના હસ્તની પૂજા કર્યા બાદ પોતાના હસ્તે દાનાદિ ઉત્તમ શુભ કાર્યો થવા જોઇએ પ્રભુએ અનેક જીવોને પોતાના હસ્તે દીક્ષા આપી તેની રીતે આપણે પણ પ્રભુના હસ્તનુ અનુસરણ કરવા પ્રવૃત્ત કરવો જોઇએ પ્રભુના હસ્તના ગુણો લેવાને માટેજ આપણે પ્રભુના હસ્તની પૂજા કરીએ છીએ એમ ખાસ ધ્યાનમા રાખવુ જોઇએ પોતાના હસ્તે કોઇપણ બાબતમા કઇ વપરાય છે પણ યાદ રાખવુ કે શુભ કાર્યમા હસ્તનો ઉપયોગ કરવાનો છે મનુષ્યોમા દાન ગુણ પ્રથમ ખીલવવો જોઇએ દાન ગુણથી ત્યાગ દશા ઉત્પન્ન થાય છે અને ત્યાગ દશાથી ખરો સન્યાસ પ્રાપ્ત થાય છે દરરોજ પોતાના હસ્તે દાન કરવાનો અભ્યાસ પાડવો મૂર્ચ્છાનો ત્યાગ થયા વિના દાન દેઇ શકાતુ નથી હસ્તથી જેઓ દાન કરે છે તેઓ પરભવમા સુખી થાય છે પ્રભુનુ મસ્તક પૂજીને પ્રભુના જેવુ ધ્યાન ધરવા ભાવ રાખવો જોઇએ પ્રભુએ ધ્યાન બળ વડે કર્મનો નાશ કર્યો હતો, તેની રીતે પ્રભુનુ મસ્તક પૂજીને ધ્યાનના સદ્વિચારો કરવા જોઇએ

પ્રભુએ કઠવડે દેશના દેઇ અનેક જીવોને તાર્યા તેમના કઠે પૂજા કરીને કઠનો ગુણ પ્રાપ્ત કરવા પ્રયત્ન કરવો જોઇએ પ્રભુના કઠની જેમ પોતાના કઠનો સદુપયોગ કરવામા આવે તોજ કઠની પૂજા સફલ થાય પ્રભુના કઠે પૂજા કરતી વખતે પ્રભુએ કઠ વડે દેશના દીધી તેનુ ચિત્ર પોતાના હૃદયપટમા ખડુ કરવુ પોતાના કઠમાથી પોતાનુ અને અન્ય જીવોનુ શ્રેય થાય એવા શબ્દો બહાર કાઢવા કઠવડે પ્રભુના ગુણોનુ ગાન કરવુ

પ્રભુની પરમાર્થ દેશનાનુ સ્મરણ કરવુ શ્રી વીર પ્રભુએ છેલ્લા વખતે સોળ પ્રહર સુધી દેશના દીધી શ્રીવીર પ્રભુએ જગતને તારવા માટે જે ઉપદેશ દીધો તે કદી ભુલાય તેમ નથી તેમના હૃદયનુ વારવાર પૂજન કરીને તેમના ગુણુ પ્રાપ્ત કરવા પ્રયત્ન કરવો એજ પૂજકોનુ ખરૂ કર્તવ્ય છે પ્રભુનુ હૃદય પૂજીને પ્રભુના હૃદયની પેઠે આપણુ હૃદય શુદ્ધ બનાવવા સકલ્પ કરવો પ્રભુએ ધ્યાન ધરીને કેવળ જ્ઞાન પ્રગટાવ્યુ તે પ્રમાણે આપણે પણુ ધ્યાન ધરવા પ્રયત્ન કરવો જોઇએ છદ્મસ્થાવસ્થામા પ્રભુએ ક્ષમાદિ અનેક ગુણોને હૃદયમા ધારણુ કર્યા હતા અને મેરૂ પર્વતની પેઠે હૃદયમા ધૈર્ય ધારણુ કરીને ઉપસર્ગોથી વ્યાકુળમાન થયા નહોતા પ્રભુના હૃદયને પૂજીને પ્રભુના હૃદયગુણો લેવા દૃઢ સકલ્પ કરવો પ્રભુનુ હૃદય પૂજીને તેવુ હૃદય બનાવવા દરરોજ આપના ઉપાયો લેવા પ્રભુના હૃદયમા રહેલા દરેક ગુણોનુ સ્મરણુ કરીને પ્રભુનુ હૃદય પૂજવામા આવે તો પૂજકોના હૃદયની શુદ્ધિ થઇ શકે પ્રભુના હૃદયને પૂજીને હૃદયના પ્રત્યેક ગુણો લેવા દૃઢ સકલ્પ કરવો હે પ્રભો તમારૂ હૃદય જેવુ નિર્મળ છે તેવુ મારૂ હૃદય કરવાને માટે હુ તમારૂ હૃદય પૂજીને દૃઢ સકલ્પ કરીને મારૂ હૃદય આજથી શુદ્ધ બનાવવા પ્રયત્ન કરીશ મારા હૃદયમા રહેલા ક્રોધાદિક દોષોને હવે હુ આપનુ હૃદય પૂજીને દૂર કરવા પ્રયત્ન કરીશ. આપના હૃદયનુ આલબન લેઇ મારૂ હૃદય શુદ્ધ કરવા આજથી ખરા અતકરણથી પ્રયત્ન કરીશ હે પ્રભો ! આપના હૃદયમા પ્રગટ થએલ જ્ઞાનને પ્રાપ્ત કરવા માટે મારા હૃદયની આજથી હુ શુદ્ધિ કરીશ શુદ્ધ હૃદયની શુદ્ધતાનો પ્રકાશ ખરેખર શુદ્ધ હૃદયમા પડી શકે છે આપના હૃદયની પૂજ્યતા અવબોધવાથી મારા હૃદયમા આપનુ હૃદય યથાયોગ્ય રીતે પરિણુમાવીશ અને આપના હૃદયના ગુણો પ્રાપ્ત કરીશ એમ—હૃદયની પૂજા કરતા દૃઢ સકલ્પ કરવો જે લોકો પ્રભુનુ હૃદય પૂજે છે અને પ્રભુના હૃદયના ગુણો પોતાના હૃદયમા પ્રગટાવતા નથી તેઓ પ્રભુની હૃદય પૂજાનુ માહાત્મ્ય સમ્યગ્ અવબોધી શક્તા નથી પત્થર પણુ દોરડીના ઘસારાથી ઘસાય છે પણુ જેનુ હૃદય ખરેખર પ્રભુના હૃદયની પૂજા કરતાં પાપથી દૂર ન થાય તો સમજવુ કે તે જીવ હજી સસારમા ઘણો વખત પરિભ્રમણુ કરશે પ્રભુનુ હૃદય પૂજતી વખતે દરરોજ હૃદયમા વિચાર કરવો કે પ્રભુનુ હૃદય પૂજીને મારા હૃદયમા મે કયા કયા ગુણો પ્રગટાવ્યા અને હજી કયા કયા ગુણો પ્રગટાવવાના બાકી છે દરરોજ પ્રભુના હૃદયને પૂજીને ગૃહસ્થ જૈનોએ હૃદયની શુદ્ધતા કરવા પ્રયત્ન કરવો

પૂજાનુ નિમિત્ત પામીને પ્રભુના હૃદય ગુણો સ્મરણ કરવાનો ભાવ પ્રગટ થાય છે છદ્મસ્થાવસ્થામા શ્રીપ્રભુના હૃદયમા જેવી વૈરાગ્ય દશા હતી તેવી પ્રાપ્ત કરવાને માટે પ્રભુની પ્રાર્થના કરવી છદ્મસ્થાવસ્થામા મૈત્રી, પ્રમોદ, માધ્યસ્થ અને કારુણ્ય એ ચાર ભાવના શ્રીપ્રભુના હૃદયમા પ્રગટી હતી તેવી ચાર ભાવનાઓ પોતાના હૃદયમા પ્રગટાવવાને માટે પ્રભુનુ હૃદય પૂજતી વખતે દૃઢ સકલ્પ કરવો છદ્મસ્થાવસ્થામા પ્રભુના હૃદયમા જેવો શુદ્ધ પ્રેમ હતો તેવો પ્રેમ ધારણ કરવા માટે હે પ્રભો ! હુ તમારા હૃદયનુ અનુકરણ કરૂ છુ હે પ્રભો ! તમોએ સર્વ જીવોને શાસન રસી બનાવવાની ભાવના હૃદયમા ભાવી હતી તેવી ભાવના હે પ્રભો ! હુ તમારૂ હૃદય પૂજીને ભાવુ છુ હે પ્રભો છદ્મસ્થાવસ્થામા તમારા હૃદયમા જેવી દયા હતી તેવી દયાને ધારણ કરવા માટે હુ તમારા હૃદયને પૂજુ છુ હે પ્રભો ! તમારા હૃદયની ગભીરતા પ્રાપ્ત કરવા માટે હુ તમારા હૃદયને પૂજુ છુ હે પ્રભો ! તમારા જેવી નિસગ અવસ્થા પ્રાપ્ત કરવા માટે હુ તમારા હૃદયને પૂજુ છુ હે પ્રભો ! તમારા હૃદયની નિર્મલતા પ્રાપ્ત કરવાને માટે હુ તમારા હૃદયને પૂજુ છુ હે પ્રભો તમોએ દીક્ષા અગીકાર કરીને હૃદયમા નિર્ગ્રન્થ દશાના ગુણો પ્રગટાવ્યા તેવા ગુણો મારા હૃદયમા પ્રગટાવવાને હુ તમારા હૃદયને પૂજુ છુ હે પ્રભો આપના હૃદયમા કેવલ જ્ઞાનરૂપ સૂર્ય પ્રગટ્યો તેવો મારા હૃદયમા કેવળજ્ઞાન રૂપ સૂર્ય પ્રગટાવવાને હુ આપના હૃદયની પૂજા કરૂ છુ

પ્રભુના હૃદયની પૂજા કરતી વખતે પ્રભુના હૃદયની સાથે પોતાના હૃદયનુ ઐક્ય કરવા ભાવના રાખવી પ્રભુના હૃદયને અનેક ગુણોનુ મન્દિર માનીને તેમા પ્રવેશ કરીને પ્રત્યેક ગુણનુ અસત પ્રેમથી સ્મરણ કરવુ અને પ્રત્યેક ગુણ પોતાના હૃદયમા પ્રગટે એવો દૃઢ સકલ્પ કરવો પ્રભુનુ હૃદય પૂજતા મારૂ હૃદય શુદ્ધ થાય છે એવી ભાવના ભાવવી પ્રભુના હૃદયમા પોતાનુ મન જોડીને તલ્લીન બની જવુ મારા હૃદયની શુદ્ધિ કરવા માટેજ પ્રભુના હૃદયનુ આલબન ખાસ મારે કરવુ જોઇએ પ્રભુના હૃદયનુ ધ્યાન ધરતા પ્રભુના હૃદયને પુજતા મારૂ હૃદય પણ અભ્યાસ બળે અન્તે એવુ થશે એવો દૃઢ વિશ્વાસ ધારણ કરવો પ્રભુના હૃદયના ગુણો સ્મરતા, ગાવતા મારા હૃદયમા ગુણો પ્રગટ થવાનાજ કારણ કે ધ્યેય જેવુ હૃદય બની જાય છે હે પ્રભો ! તમોએ અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય, પરિગ્રહ, ત્યાગી આદિ ગુણોને હૃદયમા ધારણ કરીને પરમાત્મ

દશા પ્રાપ્ત કરી તેવા ગુણો પ્રાપ્ત કરવાને મન, વચન અને કાયાના યોગથી હું પ્રયત્ન કરના દૃઢ સંકલ્પ કરું છું અને આપનું હૃદય પૂજીને હું આપના જેવા ગુણો ધારણ કરવા આજથી પ્રયત્ન કરીશ હે પ્રભો! આપની નાભિ પૂજીને આપણી નાભિના ગુણો લેવા આજથી પ્રયત્ન કરીશ એમ પૂજકોએ મનમાં દૃઢ સંકલ્પ ધારણ કરવો નાભિમાંથી પ્રગટ થએલ વિચાર સિદ્ધ થાય છે એમ લોકમાં કહેવત છે હે પ્રભો આપણી નાભિ અનેક ગુણોનું સ્થાન છે માટે આપની નાભિથી પૂજા કરીને તેવા ગુણો પ્રાપ્ત કરવા પ્રયત્ન કરૂં છું એમ પૂજકે ભાવના ભાવવી પ્રભુનું સંપૂર્ણ શરીર પૂજવા યોગ્ય છે પ્રભુના નવ અંગ પૂજવાના હેતુઓ અનેક છે તેનું ગુરુગમપૂર્વક જ્ઞાન ગ્રહણ કરવું જોઇએ પ્રભુની પ્રતિમા ઉપર ઘરેણા આંગી હોય તે વખતે મનમાં ભાવના ભાવવી કે અહો! પ્રભુએ રાજ્યાવસ્થાથી સકલ શોભાનો ત્યાગ કરીને દીક્ષા ગ્રહી ત્યાગી થયા અને હું તો પૌદ્ગલિક ઘરેણા ધન વગેરેની મમતામાં લીન બની ગયો છું પ્રભુ રાજ્યાવસ્થામાં પણ અન્તરથી ન્યારા રહેતા હતા તે પ્રમાણે હું ગૃહસ્થાવાસમાં આજથી ન્યારો રહેવા પ્રયત્ન કરીશ પૌદ્ગલિક વસ્તુઓની મમતા ત્યાગીશ પ્રભુને ન્હવ ણવતી વખતે પ્રભુના અતિશય વગેરેનું ચિંતવન કરવું તીર્થંકર પ્રભુ બાલ્યાવસ્થાથી નિજ્ઞાની હતા, સમ્યક્ત્વ ધારી હતા વગેરે ગુણોનું ચિંત વન કરવું પ્રભુના દરેક અંગને પૂજીને ગુણો ગ્રહણ કરવાનો ભાવ વધા રવો અને ગુણો ગ્રહણ કરવા પ્રયત્ન કરવો

પ્રભુની અષ્ટ પ્રકારી પૂજા કરતા પૂજાના મુખ્ય ઉદ્દેશોને હૃદયમા ધારણ કરવા અમારી બનાવેલી અષ્ટ પ્રકારી પૂજામા દ્રવ્ય અને ભાવ પૂજાનું સમ્યગ્ સ્વરૂપ દર્શાવ્યું છે જલ, ચંદન, પુષ્પ, ધૂપ, દીપ, અક્ષત, નૈવેદ્ય અને ફલપૂજા કરતી વખતે દરેક પૂજા વખતે અન્તરમાં ભાવ જલાદિ પૂજાની ભાવના ભાવીને તેવા ગુણો અન્તરમા પ્રગટાવવા પ્રયત્ન કરવો ભિન્ન ભિન્ન દ્રવ્ય પૂજાના ભેદોથી ભિન્ન ભિન્ન આત્માના ગુણો પ્રાપ્ત કરવાનો ઉદ્દેશ હૃદયમા ધારણ કરવો જોઇએ પ્રભુની પ્રતિમામા પ્રભુનો આરોપ કરીને પ્રભુનું અવલંબન કરીને પ્રભુના જેવા ગુણો પોતાના આત્મામા પ્રકટાવવા શાસ્ત્રોમા ભક્તિ સેવા વગેરેનું કથન કરવામા આવ્યું છે અને તે યથાયોગ્ય છે અક્ષરનું અવલંબન કરીને જેમ જ્ઞાનની પ્રાપ્તિ કરવામા આવે છે તેમ પ્રભુની પ્રતિમાનું અવલંબન કરીને સદ્ગુણોની પ્રાપ્તિ કરી શકાય છે પ્રભુની પ્રતિમાનું આલંબન લેનાથી પ્રભુનું ચરિત્ર

ખરેખર હૃદય પટપર ખડુ કરી શકાય છે પ્રભુ પ્રતિમાના ઉત્થાપકો સેકડો વર્ષથી પ્રયત્ન કરે છે તો પણ સનાતન જૈન ધર્મના કોટની એક ઈંટ ખેર વવાને માટે પણ જોઇએ તેવા તેઓ સમર્થ થયા નથી પ્રભુની પ્રતિમાના ઉત્થાપકો ગમે તેટલો પ્રયત્ન કરે તો પણ પ્રતિમાની ઉત્થાપના કરવાને માટે વિજયી નિવડવાના નથી સાકાર વસ્તુના આલમ્બનદ્વારા નિરાકાર ગુણોની પ્રાપ્તિ કરવા સમર્થતા પ્રાપ્ત કરી શકાય છે પ્રભુ પ્રતિમાની આવશ્યકતા સબધી લખવામા આવે તો એક મહાન્ ગ્રથ લખી શકાય પ્રભુની પ્રતિમાદ્વારા ગુણો મેળવી શકાય છે રાગીની છબી દેખીને રાગ ઉત્પન્ન થાય છે કામિનીની છબી દેખીને કામ ઉત્પન્ન થાય છે શાન્ત પુરૂષની મૂર્તિ દેખવાથી શાન્ત ગુણ ઉત્પન્ન થાય છે એમ સામાન્ય ઉપદેશક વા સાધુની છબી દેખીને તેના ગુણોનુ સ્મરણ થાય છે તો અનન્ત ગુણોના ધામભૂત એવા પરમાત્મા વીતરાગ દેવની પ્રતિમા દેખવાથી તેમના ગુણોનુ સ્મરણ થાય એ સ્વાભાવિક છે, અને તેમજ તેમના ગુણોની પ્રાપ્તિ થઇ શકે તેમા કઇ આશ્ચર્ય નથી પ્રભુ પ્રતિમાને દેખીને પ્રભુના ગુણોનુ સ્મરણ સહેજે થાય છે પ્રભુની પ્રતિમાને પ્રભુરૂપ માનીને સેવા-પૂજા-ભક્તિ-આરાધના કરવાથી સેવક પોતાના આત્માની ઉન્નતિ કરી શકે છે

## प्रतिमा पूजा दर्शन लाभ

શ્રી વીતરાગ દેવની પ્રતિમાને પ્રશસ્તભાવથી અવલોકનારા પુણ્યબન્ધાદિ પ્રાપ્ત કરે છે વીતરાગ દેવની પ્રતિમાને દેખીને જે મનુષ્યો દ્વેષભાવ ધારણ કરે છે તેઓ પાપનો બધ કરે છે વીતરાગદેવની પ્રતિમાને દેખી જેઓ વીતરાગના જ્ઞાનાદિ ગુણોનુ સ્મરણ કરે છે તેઓ સવર અને નિર્જરા તત્ત્વને મેવી શકે છે પ્રભુની પ્રતિમામા પ્રભુપણું ધારીને પ્રભુના સર્વ ગુણોનુ સ્મરણ કરવુ પ્રભુની પ્રતિમાને પ્રભુના ગુણો પ્રાપ્ત કરવા માટે પૂજવાની જરૂર છે પ્રભુની પ્રતિમામા પ્રભુની સ્થાપના કરીને ભક્તિ કરવાથી સમવસરણમા બેઠેલા પ્રભુની ભક્તિ જેટલુજ અધ્યવસાયની શુદ્ધિએ ફળ પ્રાપ્ત થાય છે પ્રભુની ભક્તિના અગોનો નિષેધ કરવાની જરૂર નથી પરન્તુ પ્રભુની ભક્તિના અગોમા સુધારો કરવાની જરૂર છે પ્રભુના ગુણો જાણીને જેઓ પ્રભુની પ્રતિમાની પૂજા સેવા ભક્તિ કરે છે તેઓ દર્શનની શુદ્ધિ કરે છે પ્રભુના ગુણોનુ પ્રતિમા આદિ નિમિત્ત પામ્યા વિના સ્મરણ થતુ નથી માટે પ્રભુ પ્રતિમાની ઉપયોગિતા સિદ્ધ થાય છે લોકોના મનરજન કરવાને માટે

વા પૌદ્ગલિક સુખની લાલસાએ જેઓ પ્રભુની સેવા ભક્તિ પૂજા કરે છે તેઓ પૂજા ભક્તિ સેવાનુ વાસ્તવિક ફલ પ્રાપ્ત કરી શકતા નથી પ્રભુની પ્રતિમા પ્રભુ રૂપ છે એવો ભાવ ધારણ કરી સેવક બનીને પ્રભુના ગુણોને સેવવા-પૂજવા-આરાધનારૂપ દ્રવ્ય અને ભાવથી ભક્તિ કરતા ખરેખર સેવકનો આત્મા તે પ્રભુરૂપ થાય છે પ્રભુની ભક્તિ કરનારાઓમા પ્રભુના ગુણો પ્રતિદિન પ્રગટતા જાય અને કષાયોની મન્દતા પ્રતિદિન થતી જાય તો સમજવુ કે તેઓનામાં ખરી ભક્તિ પ્રગટવા પામી છે ગૃહસ્થોએ પ્રભુની દ્રવ્ય અને ભાવથી ભક્તિ કરવી જોઇએ પ્રભુની દ્રવ્ય ભક્તિમા ભાવની અપેક્ષાએ અલ્પહાનિ છે અને લાભ ઘણો છે ગૃહસ્થોએ પ્રતિદિન પ્રભુની પૂજા કરવી જોઇએ સાધુઓ ભાવસ્તવના અધિકારી છે અક્ષરો રૂપ મૂર્તિના આલબન વડે જેમ જ્ઞાનની યાદી આવે છે તેમ પ્રભુ પ્રતિમાના અવલબનથી સાક્ષાત્ પ્રભુનુ સ્મરણ થાય છે રાગીનુ ચિત્ર દેખવાથી જેમ રાગ ઉત્પન્ન થાય છે તેમ વીતરાગની મૂર્તિ દેખવાથી વીતરાગ ગુણનુ સ્મરણ સેવન થાય છે આખી દુનિયા અનેક રીતિએ મૂર્તિપૂજક છે એમ વિદ્વાનો કથે છે

નથી તે ધર્મ વિશ્વમા ઝાઝી વાર ટકી નથી શકતો તે ઇતિહાસના પાને સ્વાસ્તિત્વની યાદી ભવિષ્યની પ્રજાને દેખાડે છે એમ અવબોધીને પરસ્પર ચાર અંગવાળા મનુષ્ય વર્ગ સર્પીને ધર્મના ચાર અંગવાળા મનુષ્ય વર્ગની વૃદ્ધિ કરવી જોઇએ અને નષ્ટ થએલા બધારણને પુન પ્રગટ કરી સુવ્યવસ્થિત કરવા જોઇએ જ્ઞાનિવર્ગની હાનિ થતા દેશની પ્રજાની-ધર્મની અને ત્રણ વર્ણની હાનિ થાય છે જ્ઞાનિવર્ગ વિના ક્ષત્રિય વૈશ્ય અને [illegible] સ્વાધિકારમા વ્યવસ્થિત રાખવાને અન્ય કોઇ શક્તિમાન્ થતો નથી જે દેશમા જ્ઞાનિયો ઉચ્ચ દશામા હોય છે તે દેશની પડતી થતી નથી ક્ષત્રિય-શૂદ્ર અને વૈશ્યનુ મગજ ખરેખર જ્ઞાનિવર્ગ છે ક્ષત્રિય વર્ગના અભાવે દેશ ધર્મ અને પ્રજાનુ સરક્ષણ થઇ શક્તુ નથી બ્રાહ્મણ અર્થાત્ જ્ઞાનિવર્ગ-વૈશ્ય અને શૂદ્ર એ ત્રણની સરક્ષા કરવાને ક્ષત્રિય વર્ગ શક્તિમાન્ થાય છે જે દેશમા જે ધર્મમા ક્ષત્રિય વર્ગની સર્વ પ્રકારે ઉન્નતિ હોતી નથી તે દેશ અન્તે પરતન્ત્ર બને છે અને જ્ઞાન વ્યાપાર અને સેવાથી વિમુખ બને અવ્યવસ્થિત થઇ જાય છે જે દેશમા ક્ષત્રિય વર્ગની યથાયોગ્ય ઉન્નતિ હોય છે ત્યા બ્રાહ્મણ, વૈશ્ય અને શૂદ્ર એ ત્રણ વર્ગના ગુણ અને કર્મથી ઉન્નતિ હોય છે જ બ્રાહ્મણ, અને ક્ષત્રિય વર્ગ એ બન્નેનું પોષણ કરનાર વૈશ્ય વર્ગની ઉન્નતિ જ્યા હોતી નથી ત્યા અવશ્ય ત્રણ વર્ગની પડતી થાય છે બ્રાહ્મણ-ક્ષત્રિય અને શૂદ્ર વર્ગનો પોષક વૈશ્ય વર્ગ જેમ બને તેમ ઉચ્ચ સ્થિતિમા આવે તેવા પ્રયત્નો કરવા જોઇએ વૈશ્ય વર્ગથી ધર્મ કારક જનોનુ પોષણ થાય છે વૈશ્ય વર્ગ વિના દેશની ધર્મની અને મનુષ્યોની પોષકતા રહી શકતી નથી ક્ષત્રિય વર્ગાદિને પોષક વસ્તુઓને પુરી પાડનાર અને વ્યાવહારિક સગવડતાઓ કરી આપનાર વૈશ્ય વર્ગ છે

ઉત્તમ ખેતી અને મધ્યમ વ્યાપાર એ બેનુ સરક્ષણ કરનાર અને બેને ખીલવીને વિશ્વનું પોષણ કરનાર વૈશ્યવર્ગ જેટલા પ્રમાણમા હોય છે તેટલા પ્રમાણમા બ્રાહ્મણ, ક્ષત્રિય અને શૂદ્ર વર્ણ પણ ઉન્નતિ પર હોય છે દેશ અને પરદેશની સાથે ક્રય વિક્રય કરીને દેશને ધન અને [illegible] ગજ વડે આબાદ બનાવીને ધર્મની બાહ્ય સ્થિતિના ધર્મ વૃદ્ધિકારક વ્યાપારોને વૈશ્યવર્ગ ખીલવી શકે છે જે દેશમા અને જે ધર્મમા વૈશ્ય વર્ગની પડતી હોય છે તે દેશની અને તે ધર્મની પડતી થાય છે વૈશ્ય વર્ગનુ સરક્ષણ ક્ષત્રિય વર્ગ કરી શકે છે અને વૈશ્ય વર્ગને જ્ઞાનવડે ઉચ્ચ કરનાર ગુણ કર્મથી વિદ્વાનોથી બનેલો બ્રાહ્મણ વર્ગ છે અને

તેમની સેવા કરનાર શુદ્ર અર્થાત્ સેવક વર્ગ છે ઉદરમા જે જે આહાર નાખવામા આવે છે તેનો ભાગ સર્વાગને મળે છે તદ્દત્ વૈશ્ય વર્ગને જે જે વ્યાપારાદિમા લાભો પ્રાપ્ત થાય છે તેના ભાગો ખરેખર અન્ય વર્ણોને પ્રાપ્ત થાય છે ઉદર સમાન વૈશ્ય વર્ગના શીર્ષ પર અન્યાગોને પોષવાને મહા ભારી બોજો પડેલો છે વૈશ્ય વર્ગની તેના કર્તવ્ય પ્રમાણે જેટલી મહત્તા છે તેટલી અન્ય ત્રિવર્ગની છે વિશ્વમા શૂદ્ર અર્થાત્ સેવક વર્ગ વિના કદિ ચાલી શક્તુ નથી ધર્મના બધારણથી બધાયલી કોમમા શુદ્ર વર્ગ વિના ક્ષણ માત્ર પણ ચાલી શકે તેમ નથી બાલકની બાલ્યાવસ્થામા જેમ માતા પિતા સેવા ઉઠાવે છે તેમ શુદ્ર વર્ણ પણ અન્ય ત્રણ વર્ગની માતૃ દૃષ્ટિએ સેવા ઉઠાવે છે અને ધર્મ તથા રાજ્યના વ્યવહારમા ઉપયોગિતાનો પાઠ ભજવી શકે છે શુદ્ર વર્ગ નીચ છે એમ અન્ય વર્ગોએ માનીને તેને જ્ઞાનાદિકનો લાભ જો અન્ય વર્ણ ન આપે તો પોતાની ઉન્નતિ પર કુહાડો મારનાર બ્રાહ્મણાદિ વર્ગ છે એમ નિશ્ચયત અવબોધવુ ક્ષત્રિય વર્ગ તરફથી સરક્ષકતાનો લાભ ખરેખર શુદ્ર વર્ગને મળવો જોઇએ, બ્રાહ્મણ તરફથી જ્ઞાનનો લાભ મળવો જોઇએ, અને વૈશ્ય વર્ગ તરફથી પોષણતાનો લાભ ખરેખર શુદ્રોને મળવો જોઇએ સેવક વર્ગ જ્ઞાન, સરક્ષકત્વ અને પોષણત્વ એ ત્રણ લાભને યથા યોગ્ય ત્રણ વર્ગ તરફથી પ્રાપ્ત કરે તો તે સ્વોન્નતિની સાથે બ્રાહ્મણાદિ વર્ગની યથાયોગ્ય સેવા કરવાને શક્તિમાન્ થાય છે કોઇ અપેક્ષાએ મગજના કરતા પગ પ્રથમ પૂજાય છે અર્થાત્ કથ્ય સારાશ એ છે કે બ્રાહ્મણ કરતા સેવક વર્ગ સેવાના કૃત્યથી વિશ્વમા પ્રથમ પૂજવા યોગ્ય થાય છે પગે તાપ લાગવાથી જેમ મગજને હાનિ થાય છે તદ્દત્ સેવક વર્ગ અર્થાત્ વિશ્વમા સર્વ મનુષ્યોની અનેક પ્રકારે સેવા ઉઠાવનાર વર્ગની હાનિ થતા શીર્ષ સમાન જ્ઞાનિ વર્ગની હાનિ થાય છે જગતનુ શ્રેય કરવાના જે જે સેવામાર્ગો છે, તે તે સેવામાર્ગોમા પ્રવૃત્ત થનાર સેવક વર્ગના આધારે બાકીના ત્રણ બ્રાહ્મણાદિ વર્ગ ઉભા રહી શકે છે પાદના અભાવે પેટ, હસ્ત અને શીર્ષ જેવી રીતે સ્વકાર્ય કરી શકતા નથી, તદ્દત્ ધર્મ કર્મ આદિ સર્વ શુભ માર્ગની સેવા કરનાર સેવક વર્ગ વિના બ્રાહ્મણાદિ વર્ગની સ્થિતિ અવબોધવી જ્ઞાનિવર્ગ વિના સેવક અન્ધ છે અને સેવકવર્ગ વિના જ્ઞાનિવર્ગ ખરેખર પગુ છે જ્ઞાનિવર્ગ અને સેવકવર્ગ એ બન્ને પરસ્પર સપીને ચાલે છે તો બન્નેનુ જીવન નભી શકે છે સેવક વર્ગ કઇ નીચ નથી સેવક વર્ગ એ

વિશ્વ જનોની માતા સમાન છે તેની પૂજ્યતા સુવ્યવસ્થિત રહે છે ને આ ય ત્રણ વર્ગોની પૂજ્યતા અને સુવ્યવસ્થિતત્વ કાયમ રહે છે

ખ્રીસ્તિ, મુસલમાન, હિન્દુ અને બૌદ્ધોમા ગુણ કર્મના અનુસારે અને કોઇમા જાત્યનુસારે ચાર વર્ણ-ચાર વર્ગના મનુષ્યોની સુવ્યવસ્થા અવનો કવામા આવે છે જૈનધમમા પૂર્વે ચાર વગ વાળા મનુષ્યોની અસ્તિતા હતી કેટલાક શતકોથી જૈનધર્મમાં વૈશ્ય વર્ગ પછી પણ ફક્ત એક વણિક વર્ગ રહેવાથી જૈનધમના વિસ્તારને બદલે મનુષ્ય સખ્યની અપેક્ષાએ સકુચિતતા વધતી જાય છે અને તેથી યદિ ભવિષ્યમા પણ પ્રવર્ત્તો કરે તો તેનુ પરિણામ અત્યત ભયકર આવે એમ કથ્યા વિના રહી શકાતુ નથી ધર્મના આચારો અને વિચારો ખરેખર ચતુર્વર્ણીય મનુષ્યો માટે છે અ ય ધર્મના આચારો અને વિચારો જેમ સર્વવર્ગીય મનુષ્યો માટે વર્તમાનમા પ્રવર્તે છે તદ્વત્ જૈન ધમના આચારો અને વિચારો સર્વવર્ગીય મનુષ્યો માટે પ્રવર્તે તો જૈનોની પૂર્વકાલની જાહોજલાલી ભવિષ્યની પ્રજાને દેખવાનો સુસમય પ્રાપ્ત થાય ચાર વર્ગોને સ્વગુણ કર્માનુસારે જૈનધર્મના આચારો પાળવાની વ્યવસ્થા થાય અને પુન ચારે વર્ણ ધર્મમા આચાર સસ્કાર દ્વારા સ્થાપિત થાય તો બીજમાંથી વૃક્ષની પેઠે જૈનધર્મ પુન જગત્મા ખીલીને વિસ્તાર પામી શકે શરીરમા ચારે અગ વિના વા એકેક અગની વિભિન્નતાએ શરીર વ્યષ્ટિની સ્થિતિ પ્રમાણે જગત્ સમષ્ટિ અને ધમ સામ્રાજ્ય સમષ્ટિની પણ તેવી દશા થાય છે શરીરમા હસ્ત, પાદ, ઉદર અને શીર્ષ પરસ્પર એક બીજાની સાથે કેવી રીતે બધાઇને પરસ્પર એક બીજાને સાહાય્ય કરે છે તે વ્યષ્ટિ-વ્યક્તિ તરીકે જે અવબોધે છે તે બાહ્ય સમષ્ટિમા ધર્મ સામ્રાજ્ય વગેરેમા પણ તેવા પ્રકારની યોજના કરીને ધર્મ વ્યવહારની સુવ્યવસ્થા સરક્ષા અને તેની સુવૃદ્ધિ કરી શકે છે જૈનાગમોમા ચારે વર્ણના ધર્મારાધનમા અને ધર્મના હક્કમા ભેદ દર્શાવ્યા નથી અને નિગમોમા ગૃહસ્થોની અપેક્ષાએ ચારે વર્ણની આવશ્યકતા ગુણ કર્મની સુવ્યવસ્થાએ સ્વીકારવાની દિશા અવલોકવામા આવે છે ગુણ કર્માનુસાર ચાર વર્ણની વ્યવસ્થા હોય વા જન્મ જાતિના અનુસારે ચાર વર્ણની વ્યવસ્થા હોય બન્ને પ્રકારમાથી ગમે તે રીતે ચાર વર્ગના ગુણોની વ્યાવહારિકોન્નતિ થતી હોય તો દ્રવ્ય ક્ષેત્ર કાલાનુસારે સગ્રાહ્ય કરીને ચાર વર્ણમા જૈનધર્મ ખીલવવો જોઇએ જગતની વ્યાવહારિકબાહ્યધર્મ

સરક્ષક રીતિએ ચાર વર્ણની સુવ્યવસ્થાની સરક્ષા વૃદ્ધિમા જૈનધર્મનો મત્ર ફુકાવો જોઇએ અને સર્વ વર્ણમા યથા યોગ્ય જેમ ઘટે તેમ જૈન ધર્મના વિચારો અને આચારોના બીજ વવાય અને તેના સુફલ આવે એવી સુયોજના, ક્રમ પૂર્વક કરવી જોઇએ એમ વ્યાવહારિક ધર્મ સરક્ષક નેતાઓએ સૂક્ષ્મ દીર્ઘ પારિણામિક દૃષ્ટિએ વિચારવુ જોઇએ હિન્દુ ધર્મમા ચાર વર્ણ અથવા ચાર વર્ણના ઉદ્દેશોનો કઇક ભાગ હિન્દુ ધર્મ દૃષ્ટિ પ્રમાણે સરક્ષાયલો છે અને તેની વ્યવસ્થા સ્થૂલ જગતમા અમુક નિયમોએ યોજાયલી છે તેથી હિન્દુ ધર્મ હજી જીવતો રહ્યો છે જૈનધર્મમા તેવી વર્ણ વિભાગની યોજનાઓ વ્યાવહારિક વર્ણ દૃષ્ટિએ હતી કિન્તુ હાલ તો તેવી સ્થિતિ ન હોવાથી સ્થૂલ વિશ્વના મનુષ્ય સ્થૂલ ધર્મ વ્યવહારમા જૈન ધર્મનુ અસ્તિત્વ અને સરક્ષક વૃદ્ધિ બળ એક વણિક્ જાતિને અવલબીને યત્ કિચિત્ અવલોકાય છે બાકીના વૈશ્યો, બ્રાહ્મણો અને શૂદ્રોમાથી જૈન ધર્મનુ અસ્તિત્વ સરક્ષકત્વ બળ ટળી ગએલુ દેખાય છે

ગમે તેવો સત્ય વિશ્વવ્યાપક અને સુખપ્રદ ધર્મ હોય પણ તે વિચારો દ્વારા સર્વ મનુષ્ય વર્ગના આચારમા પોતાનુ દિવ્ય સ્વરૂપ ન દેખાડે અને એવી યોજનાઓમા ન મૂકાય ત્યા સુધી તે મનુષ્ય વર્ગ સ્થૂલ ધર્મ વ્યવહારમા તે ચિરજીવતાને ગ્રહી શકે નહિ એમ વાસ્તવિક સ્થૂલ વ્યવહારાનુભવ દૃષ્ટિએ સાક્ષરો વિચાર કરશે તો તેમને સત્ય અવબોધાયા વિના નહીં રહે બૌદ્ધ, ખ્રીસ્ત અને મુસ્લીમધર્મે ગુણકર્મ અથવા અન્ય રીતે જગતના સ્થૂલ જીવન વ્યવહારોની સરક્ષા અને જીવન દૃષ્ટિએ તેની ઉપયોગિતા અને પરમ્પરની સગવડના અવલોકને ચાર વર્ણ વર્ગના ઉદ્દેશોને ગુણ કર્મ દ્વારા વિશ્વમા પ્રવર્તાવી સ્વધર્મ રૂપ મત્રને તેમા ચૈતન્યરૂપે મૂકીને સ્વધર્મનુ અસ્તિત્વ રૂપ દઢ મૂલ ઘણુ ઉંડુ ઘાલ્યુ છે કે જેથી તે ધર્મોનો ઘણા કાલ પર્યંત ટકાવ થઇ શકે જૈનધર્મની તે પ્રમાણે પૂર્વે સ્થૂલ વર્ણ વર્ગ ધર્મની અપેક્ષાએ આચારોમા વર્ગ વ્યવસ્થા હતી તેથી જૈનધર્મની પરિપૂર્ણ જાહોજલાલી ભારતમા સર્વત્ર પ્રસરી હતી પરન્તુ ઉપર્યુક્ત સ્થૂલ વર્ણ વ્યવહાર ધર્મની સુવ્યવસ્થાના બધારણોની યોજનાઓને અન્યધર્મિગુરૂઓ દ્વારા અનેક આઘાતો લાગવાથી હાલ તો તત્સબધી નામાવશેષ જેવી વર્ણવ્યવસ્થા પૂર્વક સ્થૂલ ધર્મ યોજનાઓ અને આચારો દેખાય છે ઉપર્યુક્ત સ્થૂલ વર્ણ વિભાગ વ્યવસ્થાપૂર્વક ધાર્મિકાચાર વ્યવસ્થાઓની યોજનાઓને અમુક રીતિએ સસ્કારિત કરીને તેને સર્વત્ર આચારમાં મૂકવાની યોજનાઓ

ણી કરવામાં આવે અને તે પ્રમાણે સર્વત્ર સર્વ વર્ણમાં જૈનધર્મ પ્રવર્તાવવામાં આવે તો જૈનધર્મરૂપ ગંગાના ભારતમાં ઉંડા મૂલ જાય અને દેવી ધર્મનો નાશ ન થાય એમ નિર્ણય કરી શકવામાં આવે છે શ્રીવીરપ્રભુનું શાસન એકવીશ હજાર વર્ષ પર્યંત રહે એમ આગમમાં જણાવવામાં આવ્યું છે તે પણ આ રીતિએ જૈનધર્મ પુનઃ યુગપ્રધાનો દ્વારા વર્ણ વિભાગમાં પ્રચલિત થઇ ચિરજીવનાનું રૂપ ગ્રહે તે ઉપરથી અપેક્ષા દ્વારા સમજી શકાય છે ભવિષ્યમાં શું શું બને તે કથી શકાય નહિ પરન્તુ એટલું તો ચોક્કસ છે કે ભવિષ્યમાં અનેક યુગપ્રધાનો થશે અને તેઓવડે ચાર વર્ણના ઉપરાંત કથિત ગુણકર્મોવડે ધાર્મિક મનુષ્ય વર્ગના ચાર વિભાગો પાડવામાં આવશે અને તેવી યોજનાઓવડે ધાર્મિક મહાસંઘની રૂચ કરવામાં આવશે હાલ જે જૈનેતર કોઇક ભાગ છે અને એક વૈશ્યમાં વણિક્ જાતિ એકલીજ જૈનધર્મ પાળે છે તેવું ભવિષ્યમાં રહેવું કઠિન છે ક્ષેત્રકાલાનુસાર આગમો અને નિગમોના રહસ્ય અને જમાનો તથા અનુભવ એ સર્વની એકતા કરીને જૈનધર્મ પાળનાર મનુષ્યોના વિભાગો સ્થૂલધર્મ વ્યવહારાચારમાં સંસ્થાપિત કરવામાં આવશે અને અનુક્રમે થનાર યુગપ્રધાનોને સર્વ સમાજહતાઓ એવી મળશે કે તેઓ જૈનધર્મને સ્થૂલ વ્યવહારાચારમાં ચિરજીવતાનો પુનરૂદ્ધાર રૂપ મરમ્મ આપ્યા કરશે કથવું પડે છે કે અનેક પક્ષો આવી બાબતોમાં તે તે કાલે પડ્યા, પડે છે અને ભવિષ્યમાં પડશે તથાપિ મુખ્ય બળવંત જ્ઞાનિયોના જૈનધર્મના ચિરજીવતાના ઉપાય વિચારપ્રવાહોનો જુસ્સો મહારૂપ પકડે છે એવું ભૂતમાં બન્યું, બને છે અને ભવિષ્યમાં બનશે

ચાતુર્વર્ણ્ય પ્રજાની વ્યાવહારિક વ્યવસ્થામાં પરસ્પર ઉચ્ચત્વ વા નીચત્વ માનીને આત્મજ્ઞાનાદિ ગુણોની પ્રાપ્તિમાં પરસ્પર કોઇએ અન્તરાયીભૂત થવું નહિ એમ શ્રીવીરપ્રભુએ સદુપદેશ દીધો છે સર્વવર્ણીય મનુષ્યોને જૈનધર્મ પાળવાની સત્તા છે ધર્મમાં વર્ણ નાત જાતનો ભેદ બાધક રૂપ નથી એમ અવબોધીને પ્રત્યેક મનુષ્ય વ્યવહારે ગમે તે વર્ગમાં રહ્યા છતાં પણ એક વર્ણરૂપ દશામાં છતાં પણ ધર્મની આરાધનામાં પશ્ચાત્ ન પડવું જોઇએ વર્ણ વ્યવસ્થા એ લૌકિક વ્યવહાર દૃષ્ટિએ તેના ગુણ કર્માનુસાર વિશ્વ વ્યવસ્થા સંરક્ષાના તથા ધર્મ સંરક્ષા પ્રવૃદ્ધિ આદિમાં ઉપયોગી છે પરંતુ નિશ્ચય દૃષ્ટિએ તેની ઉપયોગિતા નથી એમ અનેક દૃષ્ટિએ તત્સંબંધી વિચાર કરીને વર્તમાનમાં વર્ણાદિક વ્યવસ્થાની સાથે ધર્મની યોજના પર લક્ષ્ય રાખી અમુક વ્યાવહારિક દૃષ્ટિએ પ્રયત્ન કરવો એ ઉચિત છે જૈનધર્મ એ મોક્ષ

માર્ગમા સચરવાને અને આત્માના સત્ય સુખમય મોક્ષપદની પ્રાપ્તિ માટે છે એમ અવબોધાયા પશ્ચાત્ જૈનધર્મોપાસક ગમે તે વર્ણીય વા વર્ણ રહિત હોય તોપણ તત્સબધે નિરોપ લક્ષ ન દેતા ધર્મદૃષ્ટિએ સ્વધર્મબન્ધુ છે એવો નિશ્ચય કરીને તેને સર્વ રીતે વ્યાહારિક તથા આધ્યાત્મિક ઉચ્ચ જીવન કરવાની સાહાય્ય આપવી એ પરસ્પર જૈનનુ વાસ્તવિક વૈયાવૃત્ય કર્ત્તવ્ય સદા સ્મર્તવ્ય અને આરાધ્ય છે એમ અનબોધીને તેને આચારમા મૂકી બતાવવુ જોઇએ વર્ણ વ્યવસ્થામા વ્યવસ્થિત રહેવામા ધર્મ છે એવી ઔપચારિક કલ્પનાને સત્ય તરીકે ન સ્વીકારવી જોઇએ શ્રીવીરપ્રભુના ધર્મના સર્વ સેવકો સરખા છે સર્વનો ધર્મમા સમાન હક્ક છે અને સર્વ ધર્મિગણુઓમા આત્મા તે પરમાત્મા છે એવો ખ્યાલ પ્રગટવો જોઇએ ધર્મ બાહ્યાચારો એ મોક્ષ પ્રતિ નિમિત્ત ભૂત છે પરન્તુ તે ભાવનારૂપરસથી શૂન્ય થતા ઝારના શુષ્ક સાદાના જેવા અવબોધીને મતભેદ કલેશથી ન રગાતા આત્મધર્મ પ્રગટાવના નિમિત્તભૂત થાય એમ સર્વ મનુષ્યોએ અવબોધવુ જોઇએ ધર્મના બાહ્યાગભૂત આચારોમા બહુ મતભેદ, શુષ્કતા અને જડતા વધી જતા ધાર્મિક જન સમાજનુ ચારિત્ર્ય શીથિલ થતુ જાય છે અને જન સમાજની ઉપેક્ષા થતી જાય છે જૈનધર્મ પાળનારા મનુષ્યોમા વર્ણ વ્યવસ્થાના આચારોમા ઉચ્ચ ગુણુની શુષ્કતા અને રજોગુણ અને તમો ગુણુની અભિવૃદ્ધિ થતા તેમા શતકે શતકે અભિનવ પરિવર્તન થવા પામ્યુ છે તેથી ઐતિહાસિક દૃષ્ટિધારકો યદિ તત્સબધી વર્ણવ્યવસ્થા, આચાર વ્યવસ્થા, ક્રિયાવ્યવસ્થા, ધર્મ સસ્કાર વ્યવસ્થા વગેરેનુ શાસ્ત્રોના આધારે વિલોકશે તો પરિવર્તન યુગોનુ સ્વરૂપ યથાતથ્ય તારવી કાઢશે શ્રીવીરપ્રભુનો ધર્મ પાલનારાઓ સર્વ પ્રકારની વર્ણાદિક વ્યવસ્થાથી સુદૃઢ હોય છે તો તેઓ ભવિષ્યની પ્રજામા જૈનધર્માભિવૃદ્ધિના અને જૈનધર્મ સરક્ષકતાનુ સાહિત્ય અર્પવાને શક્તિમાન્ થાય છે દ્રવ્ય, ક્ષેત્ર કાલ અને ભાવને અનુસરી ધર્મની સત્યતાને સરક્ષનાર વ્યવહાર દશાના વાર્ણિક આચારો જે રીતે જૈનધર્મની અભિવૃદ્ધિ થાય તે રીતે આદરવા યોગ્ય છે

ચાતુર્વર્ણિક વ્યવસ્થાની યોજના પ્રમોદ્યાથી અન્યદૃષ્ટિયોએ જે જે જૈનધર્મની આરાધના માટે કથ્ય છે તેની આરાધનાની ઉપયોગિતામા અવિરોધપણે ઉપર્યુક્ત કથન છે એમ અવબોધીને પરસ્પરાવિરોધકદૃષ્ટિએ સર્વ દૃષ્ટિયોનુ કથ્ય સાપેક્ષપણે અવબોધવુ વાર્ણિક વ્યવસ્થા વ્યવસ્થિત મનુષ્યો ગૃહસ્થાવાસમા ધર્મ અને કર્મ એ બેમાં પ્રવૃત્ત રહે છે અને ધર્મની

પરપરારૂપ પ્રવાહને સરક્ષી શકે એવો પોતાની પાછળ સતતિ પ્રવાહ મૂકતા જાય છે સસાર ત્યાગી મુનિવરો ચાતુર્વર્ણિક ગૃહસ્થ મનુષ્યોને ધર્મ, અર્થ, કામ અને મોક્ષનો માર્ગ દર્શાવે છે દાન, શીયલ, તપ અને ભાવના એ ચારનો ઉપદેશ દેઈને ત્યાગી મુનિવર ગુરૂઓ ગૃહસ્થ મનુષ્યોને ધર્મમા સ્થિર કરી શકે છે ગૃહસ્થ મનુષ્યો અવિરતિ સમ્યક્ દૃષ્ટિ અને દેશવિરતિ એ બે પાળવાને સમર્થ થાય છે સાધુઓને વર્ણાદિકનુ દ્રવ્યથી વા ભાવથી બધન હોતુ નથી ગમે તે વર્ણીય મનુષ્યને તે ઉપદેશ આપીને જૈનધર્મના સન્મુખ કરી શકે છે માનો કે સર્વત્ર વિશ્વમા સર્વ મનુષ્યો જૈન બને તો તેઓ ચાર વર્ણના આચારોને કેવી રીતે આચરી શકે અને તે કેવી વ્યવસ્થાથી વ્યવહાર પરસ્પર બાંધી શકે ? તેના પ્રત્યુત્તરમા કથવુ પડશે કે બાહ્યરાજ્ય સામાજ્યમા જૈનધર્મિઓએ ચારવર્ણના ગુણકર્મોને સ્થૂલ વ્યવસ્થામા આચારમા મૂકવા જોઇએ અને જો તે સ્થૂલ વ્યવહારમા ચારે વર્ણના ગુણકર્મોને, જૈનો ન આચરી શકે તો ચાર વર્ણના ગુણકર્મો જે રીતે આવશ્યકરૂપે સ્વીકારવા જોઇએ તે ન સ્વીકારવામા આવ્યાથી જૈનસામ્રાજ્ય વ્યવહાર અવ્યવસ્થિત અને નષ્ટપ્રાય બની શકે તથા તેથી તે જગત્ વ્યવહારના અભાવે ધર્મની આરાધનામા સર્વ જીવો ભાગ ન લઇ શકે કે જેનુ દૃષ્ટાંત હાલના કાલમા જૈનોની જેવી દશા છે તેવી થાય તેમજ જૈનોનુ સકીર્ણ ક્ષેત્રજ રહે અને જૈનોના વિશ્વવ્યાપકતારૂપ ક્ષેત્ર વિસ્તારનો વિલોપ થાય આમ કથવામા અને વિચારવામા ઘણુ કથવુ અપેક્ષાએ બાકી રહે છે, તથાપિ નિર્ણય એટલો તો સાપેક્ષપણે ચોક્કસ થાય છે કે વર્ણવ્યવહાર ગુણકર્મોથી ગૃહસ્થ જૈનો વ્યવહારમા સુવ્યવસ્થિત હોય તોજ જૈનજગત્‌ની સરક્ષકતા અને અભિવૃદ્ધિ કરવા શક્તિમાન્ થાય છે વ્યવહાર એ મર્યાદા છે મર્યાદારૂપ વ્યવહાર તે નિયમિત સકીર્ણતારૂપ છે, તથાપિ તેની અમુક દૃષ્ટિએ અમુક દ્રવ્ય, ક્ષેત્ર કાલ અને ભાવ પ્રમાણે ઉપયોગિતા અમુક જીવો માટે છે વા અમુક દશામા છે તે અવબોધીને તેનો નિશ્ચય કરીને તથા રીતિએ સ્થૂલ ધર્મ વ્યવહારમા અને વર્ણાદિક વ્યવસ્થિતિમા સપ્રવર્તવાથી શાસન રક્ષા પ્રભાવનાદિ થઇ શકે છે

પૂર્વે ચાતુર્વર્ણીય મનુષ્યો જૈનો હતા તદ્વત્ અધુના તથાવિધ સદુપાયોથી ભવિષ્યમા તેવી સ્થિતિ પુન પ્રાપ્ત થાય એવી સ્થિતિ શક્ય છે ? કારણ સામગ્રી અને ઉદ્ધારક મહાપુરૂષ ગીતાર્થોના ઉપદેશે તે શક્ય છે આમા વિઘ્નકારક મનુષ્યો ઉપસ્થિત થાય તે પણ શક્ય છે તેમ છતા વિઘ્ન

કષ્ટો સહીને પણ તેવી સ્થિતિના અભ્યુદય માર્ગે શનૈ શનૈ મનુષ્યોને આકર્ષી શકાય અને ભવિષ્યમા યુગ પ્રધાનોના સદ્ભાવે સસ્કારિત વર્ણ-વ્યવસ્થાચારના બધારણો દેશ કાલાનુસારે ધર્મવૃદ્ધિકારક સસ્કારોને પામીને ઉન્નત થાય એમ સભાવ્ય છે વ્યવહારનય એ જૈનધર્મરક્ષાનુ અને વૃદ્ધિનુ મૂલ છે અતએવ અધ્યાત્મરસિક સન્તોએ પણ જૈનશાસન અને તેની વૃદ્ધિ થાય એવા મનુષ્યોની વર્ણીય સ્થિતિને વિસ્તાર રૂપમા મૂકવા વર્ણવ્યવહારધર્મસસ્થાપનદૃષ્ટિએ આત્મભોગ આપવા સદા કટી બદ્ધ રહી જૈનોની સખ્યામા વૃદ્ધિ થાય એમ કરવુ જોઇએ મહાસઘને વ્યવસ્થા પૂર્વક સુદૃઢ બધારણોથી સસ્કારિત કરીને ગૃહસ્થ જૈનોમા ચાર વર્ણના મનુષ્યોનો સમાવેશ કરવા યોગ્ય સદુપાયો દર્શાવવા જોઇએ વ્યાવહારિક ધર્મ, કર્મ, સસ્કાર કરાવનાર ગુરૂ અને મોક્ષમાર્ગ દર્શક તથા મોક્ષમાર્ગની આરાધના કરાવનાર મુનિરાજ ગુરૂ વ્યવસ્થાથી સઘના બધારણો એવા ઉપદેશવા જોઇએ કે જેથી જૈનોની ચાતુર્વર્ણિક વ્યવસ્થા વડે વા અન્ય કોઇ ઉચ્ચ વ્યવસ્થાવડે ચાર વર્ણના ગુણકર્મોની દશાવડે ગૃહસ્થ જીવનની સાથે પૃથ્વી પર જૈનધર્મ દીર્ઘકાલ જીવતો રહે જૈન ધર્મનો પુનરૂદ્ધાર પુન ચાર વર્ણમા પામવાનો છે તેથી તેની પૂર્વની સ્ફુરણાઓ જગત્‌ને જાગ્રત્ કરાવવાને માટે અમુક વ્યક્તિ દ્વારા પ્રકાશ પામીને આચારમા પ્રકટ થવા તૈયારી કરે છે, અને એવી સ્થિતિ સાહાય્યક યુગ પ્રધાનાદિ કાર્યોમા પ્રવૃત્ત થાય એ શક્ય છે નદી જ્યાથી નીકળે છે ત્યા જલના લઘુ ન્હાના ન્હાના ઝરણા હોય છે તે સર્વ ઝરણા ભેગા મળીને વહેળાનુ રૂપ લે છે અને તેમા અન્ય ઝરણા તથા વ્હેળાઓ ભેગા મળીને તે નદીનુ વિસ્તારવાળુ રૂપ લેઉે અને તે સાગરને મળે છે સાગરની પાસેની નદીનુ સ્વરૂપ ક્યા અને નદીના મૂળનુ સ્વરૂપ ક્યા? તેમા મહાન્ અન્તર્ છે તદ્વત્ આ પણ ચાતુર્વર્ણ્ય રૂપમા જૈનધર્મના પ્રાદુર્ભાવનુ મૂળ વિચારતા સામાન્ય ઝરણાનુ વહન લાગશે પરન્તુ તે અનેક મહાપ્રભાવક મુનિવરો અને ગૃહસ્થ જૈનોના વિચાર વહન ઝરણા અને તેની તીવ્ર ભાવનાપ્રવૃત્તિ રૂપ વ્હેળાઓથી ચારેવર્ણોમા જૈનધર્મનો અવતાર રૂપ પુનરૂદ્ધારનદી ભવિષ્યમા મોટુ રૂપ ધારણ કરે એ બનવા યોગ્ય છે નાત જાતના ભેદ ભાવાભિમાનને ટાળી સર્વ જાતિયોને પવિત્ર કરનાર સર્વવર્ણોની જૈન રૂપે એકવર્ણ કરનાર વર્ણ વ્યવસ્થામા છતા આત્માને પરમાત્મા તરીકે અવબોધનાર જૈનધર્મ સર્વત્ર વિશ્વમા ઉપર્યુક્ત ગુણ કર્મ વ્યવસ્થાયુક્ત વર્ણાદિ

અનેક દેશ કાલ પરત્વે ભિન્ન ભિન્ન મનુષ્ય જાતિયોમા પ્રસરીને સર્વ જીવોને નિર્ભય, નિવૃત્તિ અને મોક્ષસુખમા લયલીન કરો

રક્ષણકારક, જ્ઞાનપ્રદ, વ્યાપાર કરનાર અને સેવાકારક એ ચાર વર્ગને ઉદાર વ્યવસ્થા દૃષ્ટિથી ધર્મ સૃષ્ટિ રક્ષકભૂત ચાર અગોતરીકે પ્રકટ કરવાને વિશાળ વિચારકોને ઉભા કરવાની જરૂર છે આગબોટમા બેઠેલા મનુષ્યો અને ચલાવનારા ભર દરિયામા આગબોટ ચલાવવાનો વ્યાપાર બધ કરે તો તેમની જેવી દશા થાય તેવી જૈનધર્મની સ્થિતિ થાય અતએવ ધર્મ સરક્ષક ગીતાર્થોએ નિવૃત્તિરૂપ ક્ષેત્રની સરક્ષાર્થ ઉપર્યુક્ત પ્રવૃત્તિને ઉપદેશવી જોઇએ કાલનો દોષ આગળ ધરીને ઉપર્યુક્ત વ્યવસ્થામાં અલ્પતમનસ્ક ન રહેવુ જોઇએ જૈનો ! ઉઠો ઉભા થાઓ !!! વિશ્વાસ ધારણ કરો !!! તમારા આત્મ સમાન અન્યાત્માઓને ગણીને વિશ્વ મનુષ્યોને સુખના માર્ગ પર ચલાવો અને દુ ખના માર્ગમાથી નિવૃત્ત કરીને શાશ્વત સુખ માર્ગ તરફ વાળો વિચાર સ્વાતન્ત્ર્ય અને આત્મસ્વાતન્ત્ર્યના માર્ગને બનાવો શુષ્ક ક્રિયાવાદ અને શુષ્ક જ્ઞાનવાદથી શુષ્ક થએલા મનુષ્યોમા આત્મ ચારિત્ર્ય અને આધ્યાત્મિક જ્ઞાન રસ રેડીને તેઓને અમૃત જીવનનો અનુભવ આપો સર્વાત્માઓ સત્તાએ પરમાત્માઓ છે તેઓના હૃદયના દ્વાર ઠોકીને ઉઘાડો, મતમતાન્તરના લઘુવર્તુલોમા પડી રહીને પરસ્પર એક બીજાને તિરસ્કાર કરનારા મનુષ્યોને જ્ઞાનના અત્યન્ત વર્તુલમા પ્રવેશાવીને સર્વ મતમતાન્તરોના લઘુવર્તુલોને અનન્ત જ્ઞાનમા નયોની અપેક્ષાએ સમાવીને જગતનો ઉદ્ધાર કરો સર્વ જીવોના કલ્યાણાર્થે આત્મભોગ આપવા તૈયાર થાઓ આત્મા તેજ પરમાત્મા છે આત્માને લાગેલો કર્મરૂપ પડદો છે તેને ચીરીને આત્માના પ્રકાશ વડે સર્વ જ્ઞેયોને દેખો સામાન્ય મતભેદોમા ઉદારભાવ રાખીને મૈત્રી પ્રેમની સાકળ વડે સર્વ મનુષ્યોને પરસ્પર સબધિત કરો આત્મ શક્તિયોને મેળવો તમારૂ મન્તવ્ય સારૂ છે, ઉત્તમ છે, સર્વનુ શ્રેય કરનાર છે એવુ અન્યોને દર્શાવવા માટે તમો આદર્શરૂપ બનો અને પશ્ચાત્ સબધમા આવનાર મનુષ્યને ઉપદેશ દો નિશ્ચયદૃષ્ટિથી અધ્યાત્મજ્ઞાનના ઉપયોગી રહો પરન્તુ વ્યાવહારિક ધર્મ સરક્ષક અને સસ્કારિત તથા ઉદ્ધારક દૃષ્ટિને આચારમા મૂકીને ઉપર્યુક્ત કથનને ઉદારચિત્ત અને અનેક વિચારોના જીવન પ્રવાહને વિશ્વમા વિસ્તારો વિશ્વના સર્વ પ્રાણીઓના ભલા માટે તમે અહત્વ ભૂલીને સેવાધર્મ સ્વીકારો હુ અને તુ એવો ભાવ ભૂલીને સર્વમા આત્મતત્ત્વને અવલોકો તમારામા રહેલી સકુચિત દૃષ્ટિઓ કઇ સ્યાદ્વાદ દૃષ્ટિ છે એમ માનશો નહિ

**સ્યાદ્વાદદૃષ્ટિ તો અનન્ત અને વિશ્વવ્યાપક છે.સ્યાદ્વાદદૃષ્ટિમય આત્માને કરો એટલે તમે વિશ્વના સર્વ મનુષ્યોને સદ્વિચારો આપવા સમર્થ થશો.** વર્તમાનમા બધાયલી આચારની ક્રિયા જૈનધર્મના રહસ્યો સમાઇ જાય તેમ નથી અતએવ વિશાલ તત્ત્વદૃષ્ટિથી યૌગિક ધર્માચાર અને બાહ્યવર્ણાચારની વ્યવસ્થાને અવલોકીને તેને સસ્કારિત કરવા લક્ષ આપવુ જોઇએ શરીર વિના આત્મા રહી શકે નહીં અને જગતનુ તથા સ્વકલ્યાણ ખરેખર મનુષ્ય શરીર વિના કરી શકે નહીં, તદ્વત્ ઉપર્યુક્ત વ્યવહાર વ્યવસ્થાઓ સર્વે ધર્મરૂપાત્માનુ શરીરભૂત છે તે હતા તેમા રહી અહ મમત્વ વિમુક્ત વૃત્તિએ જૈનધર્મરૂપ આત્માની ઉન્નતિ કરી શકાય છે એ પ્રમાણે અત્રબોધી કર્તવ્યપરાયણ થાઓ અન્યાન્તરોએ કથિત મ ધર્યુ છે પરન્તુ તે ઉપર્યુક્ત વિચારકોને તદ્વિચારમા લીન થતા સહેજે ધ્યાનમા સુજશે

ઉપર્યુક્ત ચાર વર્ગમા વૈર-માન, પરસ્પર એક બીજાનુ અશુભ કરવાની બુદ્ધિ અને તેવી પ્રવૃત્તિ, જડવાદ, પાપપ્રવૃત્તિ, દારૂ આદિ વ્યસનોનો પ્રચાર, અજ્ઞાનતાનો પ્રચાર, સાધુસન્તપર દ્વેષ રજોગુણ અને તમોગુણની વૃદ્ધિ, હિંસા પાપમય મોજ વિલાસ, કેળવણીના પ્રચારનો અભાવ, સર્વજીવોનુ શ્રેય કરવાની બુદ્ધિની મન્દતા, પરસ્પર એક બીજાની સત્તાનો નાશ કરવાની પ્રવૃત્તિ, પરસ્પર એક બીજાનુ શુભ, ઉદય અને ગુણો દેખીને વધતી જતી ઇર્ષ્યા અને તેથી સામાન્ય હેતુઓને લેઇ ઝગડા અને પરસ્પર ફાટફુટ, અનુષ્ઠાનોમા વધતી જતી શુષ્કતા, પરસ્પર એક બીજાના દોષોને પ્રકટ કરવાની પ્રવૃત્તિ, પરસ્પર એકબીજા વર્ગને દુ ખ દેવાની પ્રવૃત્તિ, પરસ્પર સામાન્ય મતભેદોમા મહાવિરોધ ઉત્પન્ન કરવાની પ્રેરણા, ગમ્ભીરતાના બદલે ક્ષુદ્રતાની વૃદ્ધિ, પરસ્પર સમાનતા માનવાને બદલે વિષમતા, દયા, ક્ષમા, માર્દવતા, નમ્રતા, સરળતા, નિર્લોભતા, સયમ સત્ય, બ્રહ્મચર્ય ઉપકાર, નિષ્કામ પ્રવૃત્તિ, સાહાય્ય, જ્ઞાનશિક્ષણ દાન, આત્મભોગ દેવાની પ્રવૃત્તિ, સેવા, ભક્તિ, ધ્યાન, તપ વગેરે સદ્ગુણોનો ચારે વર્ણમાથી અભાવ જેમ જેમ થતો જાય છે તેમ તેમ ચારે વર્ણના ગુણ કર્મોની અવ્યવસ્થા થઇને તેનો લોપ થતો જાય છે અને દેશ, ધર્મ અને આત્મસરક્ષણ કરવાની શક્તિયોનો નાશ થતો જાય છે પર્વતના શિખર પરથી તુટી પડેલા અને કકડારૂપ થએલ પત્થરના જેવુ સર્વ પ્રકારની ઉન્નતિ છિન્નભિન્ન અવ્યવસ્થિત કાર્યો વગેરેનુ છેવટે પરિણામ આવે છે અને તેથી અન્ય વિજાતીય દેશી મનુષ્યોના હસ્તે પરતત્ર ગુલામ રહેવુ પડે છે. જૈનોએ ચાર વર્ગની

ધર્મ વ્યવસ્થાને ખોઇ દીધી અને તેથી સપ્રતિ જે ધમની અવનતિ થઇ છે તે અન્ય ધર્મોના મુકાબલે અવગત થયા વિના રહેતી નથી આ પ્રમાણે અન્ય જાતિ દેશીય ધર્મોમા ભૂતકાલે બન્યુ છે અને ભવિષ્યમા ઉપરના કારણે વિશ્વપ્રવર્તિત ધર્મોમા તેવુ થયા કરશે ધમનો જુસ્સો પ્રેમભાવ ભ્રાતૃભાવ, રક્ષણની શક્તિ, વ્યાપાર શક્તિ, સેવા ધર્મની શક્તિયો, જ્ઞાન શક્તિ, ગુરૂઓપર પૂજ્યભક્તિભાવ, આત્મભોગ આપવાની શક્તિ ક્રિયામાર્ગ અને જ્ઞાનમાર્ગની ઉપયોગિતાનો નિર્ણય કરવાની શક્તિ, સામાજીક ગુણકર્મ બધારણો સુધારવાની અને સરક્ષવાની શક્તિ, ધર્મ ગુરૂની આજ્ઞામા દૃઢ રહેવાની શ્રદ્ધા, આત્મજ્ઞાનનો પ્રચાર અને વ્યવહાર ધમકાર્યોને સ્વાધિકાર પ્રમાણે કરવાની ફરજને પ્રાણ જતા ધારણ કરવાની શક્તિ ધાર્મિક ફરજો અને વ્યાવહારિકેદયમરક ફરજો બજાવતા પ્રાણભોગ આપવાની આત્મશ્રદ્ધા પ્રવૃત્તિ, જ્ઞાની સાધુઓને સાહાય્ય આપવાની પૂર્ણ શ્રદ્ધા ભક્તિ વિશાલ દૃષ્ટિ, ઉદાર ભાવ, સર્વ મનુષ્યોને સાહાય્ય આપવાની આત્મભોગ પ્રવૃત્તિ, ધમની, સઘની, દેશની સર્વ મનુષ્ય જાતની ઉન્નતિ અને પરમાર્થની પ્રવૃત્તિમા સ્વવર્ગીય મનુષ્યોને સ્વસ્વાધિકારે પ્રવર્તવાની ફરજ વગેરે ગુણોની પૂર્ણકલાઓ ખીલવવાથીજ દેશની ધર્મની અને મનુષ્યોની ઉન્નતિની અભિવૃદ્ધિ અને સ્વાદિ સરક્ષણ થઇ શકે છે જે દેશમા ઉપર્યુક્ત સદ્ગુણો હોય છે તે દેશના મનુષ્યોની ચડતી થયા કરે છે અને પડતી થતી નથી એમ સર્વત્ર, સર્વથા, સર્વદા સર્વ પ્રકારની ઉન્નતિના ઇત્યાદિ લક્ષણો અવબોધવા

સર્વત્ર દેશમા ચારે પ્રકારના ગુણ કર્મવાળા મનુષ્યોમા અધ્યાત્મજ્ઞાન દ્વારા આધ્યાત્મિક ગુણો ખીલે છે અને તદ્દેશીય મનુષ્યો સાત્વિક ગુણોની ઉન્નતિ પ્રાપ્ત કરે છે રજોગુણ અને તમોગુણની ઉન્નતિ સદા ટકી શકતી નથી રજોગુણી અને તમોગુણીની ઉન્નતિથી અભ્યુદય પામેલા મનુષ્યો બાહ્ય વ્યાવહારિક સ્થૂલ વસ્તુઓપર સત્તા ભોગવી શકે છે અને તેઓ સત્વ ગુણની દૈવિક ગુણોની શક્તિયોને દબાવી શકે છે પરન્તુ અન્તે તો તેઓ પરસ્પર કલેશ યુદ્ધાદિવડે યાદવાસ્થળી રચીને સ્વયમેવ વિનાશ પામે છે રજોગુણ અને તમોગુણની શક્તિને આસુરી શક્તિ કથવામા આવે છે અને રજો ગુણ અને તમોગુણમાજ રાચી માચી રહેતા મનુષ્યોને સત્વગુણની અપેક્ષાએ અસુરો-દૈત્યો કથવામા આવે છે સત્વગુણને સેવનારાઓ દૈવી શક્તિવાળાઓ અવબોધવા વિશ્વમા દૈવી શક્તિવાળા અને આસુરી શક્તિ

વાળાઓનુ પારસ્પરિક યુદ્ધ સદા પ્રવર્ત્યા કરે છે વિશ્વમા કોઇ સમયે આસુરી શક્તિના ઉપાસકોનુ પ્રાબલ્ય વધે છે તો કોઇ સમયે દૈવી શક્તિવાળાનુ જોર વધે છે દૈવી શક્તિ વિશ્વનુ સરક્ષણ કરે છે અને આસુરી શક્તિ ખીલીને અન્તે વિશ્વના પ્રાણીઓને સહારે છે આવી બે પ્રકારની શક્તિયોનુ પૂર્ણ રહસ્ય અવબોધ્યા વિના વિશ્વ મનુષ્યો સત્ય ધર્મ અને વ્યવહારનુ સરક્ષણ કરવા શક્તિમાન્ થતા નથી **વિશ્વમા સર્વત્ર સર્વથા સર્વદા સત્વગુણની દૈવી શક્તિયોનુ સામ્રાજ્ય પ્રવર્તશે એવુ થનાનુ નથી તેમજ વિશ્વમા સર્વત્ર સર્વથા આસુરી શક્તિયોનુ સર્વદા સામ્રાજ્ય પ્રવર્તશે અને સત્વગુણની શક્તિયોનો સર્વથા તિરોભાવ થશે એમ પણ બનવાનુ નથી** વિશ્વમા કોઇ દેશમા કોઇ કાલમા કેચિત્ જીવ દ્રવ્યોમા આસુરી ભાવનુ મુખ્યપણે અને સત્વગુણનુ ગૌણપણે સામ્રાજ્ય પ્રવર્ત્યું, પ્રવર્તે છે અને પ્રવર્તશે વિશ્વમા કોઇ દેશમા કોઇ કાલમા કેચિદ્ આર્ય જીવોમા સાત્વિકગુણ શક્તિયોનુ મુખ્યપણે અને રજોગુણ તમોગુણની આસુરી શક્તિયોનુ ગૌણભાવે સામ્રાજ્ય પ્રવર્ત્યું, પ્રવર્તે છે અને પ્રવર્તશે આત્મજ્ઞાની મહાત્માઓનુ મુખ્ય સાધ્ય લક્ષ એ હોય છે કે વિશ્વવર્તિ સર્વ જીવોને આત્માનું જ્ઞાન અર્પીને રજોગુણ અને તમોગુણથી પરાઙ્મુખ કરી સત્વગુણાભિમુખ કરીને તેઓને પરમાત્મપદ ભોક્તા કરવા પરન્તુ આ તેઓની નેમ સર્વથા સર્વદા જીવોને ઉપયોગી થઇ શકતી નથી, એનું કારણ એ છે કે સર્વ જીવોને ભિન્ન ભિન્ન કર્મ લાગેલા હોવાથી તેઓની એક સરખી વિચારશ્રેણિ અને મોક્ષ માર્ગ પ્રવૃત્તિ પણ એક સરખી હોતી નથી આવી સ્થિતિ ખરખર વિશ્વની છતા ગૃહસ્થ ચાતુર્વર્ણિક ધર્મ કર્મની વિચારાચારા વ્યવસ્થાનુ ખધારણ કરી તેઓ સર્વ જીવોને સત્વગુણી બનાવવા પ્રયત્ન કરે છે અને આત્માની પરમાત્મતા પ્રકટ કરાવવા સર્વોપાયોને દર્શાવે છે સત્વગુણી મનુષ્યો દૈવી સપત્તિવાળા છે અને તેઓનુ મુખ્યતાએ આર્ય ક્ષેત્રના ભૂતોના ઉપગ્રહે અવતરવુ થાય છે અન્ય દેશોમા સાત્વિકગુણી મનુષ્યો ગૌણતાએ ઉપજે છે એમ છતા આર્યક્ષેત્રના આર્ય મનુષ્યોની સાત્વિકતા તો જુદા પ્રકારની હોય છે **અનન્ત સાધુઓએ અને તીર્થંકરોએ આર્ય ક્ષેત્રની મૃત્તિકામાથી પોતાના દેહને પોષ્યોછે અને તેઓએ અનન્ત દેહોને આર્યક્ષેત્રની મૃત્તિકામાથી વિલયભૂત કર્યા છે તેઓના શરીરના પચભૂતના ભાગ પચભૂતમા આર્ય ક્ષેત્રમા ઉપજે છે** તેઓ સર્વ સામ ગ્રીદ્વારા દ્રવ્ય-ક્ષેત્ર-કાલ-ભાવયોગે પરમાત્મપદ પ્રાપ્ત કરવા અધિકારી બને છે

આર્યક્ષેત્રમા ઉત્પન્ન થએલ મનુષ્યોને આર્ય ગુણોની સંપ્રાપ્તિ ખરખર અનાર્ય ક્ષેત્રો કરતા વહેલી થાય એ સર્વથા સવદા સર્વ રીતે સભાવ્યમાન છે આર્ય ક્ષેત્રની વાડ સમાન ક્ષત્રિયો અને આર્યક્ષેત્રમા જ્ઞાન વિસ્તારનાર આત્મજ્ઞાનિયો અર્થાત્ આત્મરૂપ બ્રહ્મને જાણનાર બ્રાહ્મણો છે આર્યક્ષેત્રમા વ્યાપારિક આદિ વ્યવસ્થાને સરક્ષનાર અને તદ્દ્વારા અન્ય ત્રિવર્ગીય મનુષ્યોનુ સરક્ષણ કરનાર વૈશ્યો છે સર્વ પ્રકારની સેવા ધર્મની પ્રવૃત્તિ કરનાર જ્ઞાનિયો છે જ્ઞાન વિના ખરેખર વ્યાવહારિક તથા ધાર્મિક સેવા માર્ગ અવબોધી શકાતો નથી અને તેથી સેવાના જ્ઞાનના અભાવે સર્વ જીવોના કલ્યાણાર્થ સર્વ પ્રકારની સેવા કરે એવા મહાસેવકો ઉત્પન્ન થઇ શકતા નથી વિશ્વના પાદ સમાન એવા મહાસેવકો સર્વ મનુષ્યોને પૂજ્ય છે **એવી ભાવના ઉત્પન્ન થયા વિના અને ઉચ્ચ નીચનો ભેદભાવ ટળ્યા વિના વિશ્વમા કોઇ દેશ વા કોઇ ધર્મના મનુષ્યો કલ્યાણસુખ પ્રાપ્ત કરવા અધિકારી બની શકતા નથી** ઉ ત્યાથી અરિહંત વેગળા એવુ નક્કી માનીને સર્વવર્ણીય મનુષ્યોમા પરમાત્મભાવ દેખીને સર્વના ભલામા ભાગ લેવા સેવાધર્મ સ્વીકારવો એજ ઉન્નતિનો મૂળ મત્ર છે મૃત્યુ અને સર્વ ભીતિયોને ભૂલીને આત્મશક્તિયો સ્ફુરાવીને ગૃહસ્થ ચાતુર્વર્ણિક મનુષ્યોને ઉચ્ચ કરવા અને તેઓના આત્માને પરમાત્મ રૂપે પ્રગટાવવા ધર્મસેવક તરીકે મહાપુરૂષોએ બહાર આવીને તીવ્ર કરાદિ પરીના ભોક્તા બનવુ એ ધાર્મિક દૃષ્ટિ સાપેક્ષિકએ ધર્મ કર્તવ્ય ખાસ વ્યવહારનયે માન્ય છે **जइ जिणमय पवज्जह ता मा ववहारनिच्छए मुयह । ववहारनउच्छेए तित्थुच्छेओ जओ भणिओ ॥** ઇત્યાદિથી વ્યવહારનયની મહત્તા અવબોધીને ગૃહસ્થ ચાતુર્વર્ણિક ધર્મકર્મ વ્યવસ્થા પ્રગતિને અવલબો સાધુ-સાધ્વી-શ્રાવક અને શ્રાવિકારૂપ ચતુર્વિધ મહાસંઘ ખરેખર એક મહાવૃક્ષના ચાર સ્કધવત્ શોભે છે સાધુ સાધ્વી શ્રાવક અને શ્રાવિકારૂપ એ ધર્મ વૃક્ષના ચાર સ્કધરૂપ છે તેમા સર્વને મૂળમાથી બ્રહ્મરસ તો એક સરખો મળે છે ચારવર્ણો એ ચાર પ્રકારના મહાસંઘ છે પોતાના મૂળ તરફ લક્ષ રાખીને સ્કધ ડાળા અને પાદડારૂપ પડતી મતમતાતરની ભિન્નતાની ઉપેક્ષા કરી સર્વને પરસ્પર સાહાય્ય આપવી **परस्परोपग्रहो जीवानाम्** એ મૂળ સૂત્રનુ વિસ્મરણ કદાપિ ન કરવુ જોઇએ આત્માની અપેક્ષાએ સર્વ પ્રાણીયો એક સરખા છે મનુષ્યત્વની અપેક્ષાએ સર્વ મનુષ્યો એક સરખા છે પરસ્પર સર્વ પ્રાણીઓને અને સર્વ મનુષ્યોને સાહાય્ય કરવાની મુખ્ય

વસ્થા રક્ષવી જોઇએ અને તે સાહાય્યક સુવ્યવસ્થા પ્રમાણે પ્રવૃત્તિ કરીને સર્વની પ્રગતિ કરવી એ જૈનોએ કર્મ અને ધર્મ દષ્ટિની સાપેક્ષતાએ સમજવુ જોઇએ ધર્મ અને વ્યાવહારિક વર્ણ-કર્મ બધારણો દેશકાલાદિના અનુસારે જે જે દષ્ટિએ હોય અને જે જે દષ્ટિએ અનુપયોગી હોય તેનો વિવેક કરીને ચાતુર્વર્ણિક ધર્મ કર્મ વ્યવહારાચાર વિચાર પ્રગતિ માર્ગમા સચરવુ એ વિશેષ હિતાવહ છે અલ્પહાનિ અને વિશેષ ધર્મલાભ ઉત્સર્ગ, અપવાદ સ્વાધિકાર ઇત્યાદિનો પરિપૂર્ણ બોધ કરીને આત્મોન્નતિમા પ્રવૃત્તિ કરવી જોઇએ

ઉપર્યુક્ત ગુણ કર્માનુસારે વ્યવહારિક દષ્ટિએ ચાતુર્વર્ણીય ગાર્હસ્થ્ય ધર્મ કર્મ વિચારાચાર વ્યવસ્થા પ્રમાણે વર્તતા છતા માનવ બન્ધુઓ ! તમો તમારા શરીરમા વ્યાપેલા આત્માને પરમાત્મા માનીને સ્વય પોતાને સ્વતંત્ર અને સત્ય સુખ માનીને કલ્પિત ભય દુ ખ ની વિચારશ્રેણિને ભૂલી જાઓ વ્યવહારે સ્વાધિકારે જે જે ગુણકર્મ કર્તવ્યોને તમો કરતા હોય તથાપિ અન્તર્ દષ્ટિએ તમો સર્વે સરખા આત્માઓ છો એવુ લક્ષ્યમા રાખી અને સામ્યભાવ પ્રગટતા ત્યાગી બનીને આત્મસમાધિમા લયલીન થઇ અનન્ત સુખને ક્ષણે ક્ષણે આસ્વાદ્યા કરો ઉપર્યુક્ત વ્યવહારમા વર્ત્યા છતા પરમ બ્રહ્મ સ્વરૂપમય થવુ એજ તમારૂ વાસ્તવિક આવશ્યક કર્તવ્ય ક્ષણે ક્ષણે સ્મરતા રહો સર્વમા સમાનભાવ રાખીને પરતત્રતાના બન્ધનો ઉચ્છેદી નાખો બ્રહ્મસ્વરૂપમા લીન થઇ જાઓ અને સર્વ વિશ્વમા જૈનધર્મરૂપ બ્રહ્મને પ્રગટ કરવાને દૈવી શક્તિયો વડે પ્રયત્ન કરો જ્ઞાનયોગવડે વસ્તુતત્ત્વનો પ્રકાશ કરો અજ્ઞાનરૂપ તિમિરમા હેના જીવોને જ્ઞાનરૂપ પ્રકાશ બહાર આકર્ષે છે અને તેઓને સુખની ઉચ્ચ ભૂમિકાના માર્ગ પ્રતિ આકર્ષે છે આત્માનુ જ્ઞાન પ્રાપ્ત કર્યા વિના સર્વ પ્રકારના રાગદ્વેષના બધનોમાથી આત્મા મુક્ત થતો નથી

**રૂઢિક્રિયાના સકુચિત મનરૂપ ખાબોચીયામા ધર્મરૂપ જલ ગંદુ બની જાય છે અને તે ઉપર કલેશ, અજ્ઞાન, મોહ, રાગ, દ્વેષ, હિંસાભાવ, જડતા વગેરેની સેવાળ એટલી બધી જલ ઉપર વિસ્તરાઈજાય છે કે જેથી તેમા રહેલા યત્કિંચિત્ જલનુ ભાન થતુ નથી. તેવા પ્રસગે તેમા તુચ્છ જતુઓ રહે છે. જ્ઞાની હંસો ત્યા આવી શકે જ નહિ**

દરેક ધર્મમાં રૂઢિબન્ધનો, અનુષ્ઠાનો અને વિચારોમા શુષ્કતા અધ્યાત્મ જ્ઞાનનો અભાવ અને અજ્ઞાનનો પ્રચાર તથા મોહાદિદ્વારા સકુચિત દષ્ટિ થતા તેની ગધાતા જલના ખાબોચીયા જેવી દશા થાય છે અને તેની સ્થિતિ થયા

ખા૦ તેની વિશાલતા ટળી જાય છે તેમજ તેમા શુદ્ધ ધર્મરૂપ જલના અભાવે જ્ઞાનીઓ ખાબોચીયા રૂપ થએલ ધર્મથી વિમુખ થાય છે આવી સ્થિતિ ખરેખર ભૂતકાલમા અનેક ધર્મોની થએલી છે વર્તમાનમાં કેટલાક ધર્મોની દેખાય છે અને ભવિષ્યમા કેટલાક ધર્મોની થશે **જૈનધર્મોપાસકોએ ગમે તેવા વ્યાવહારિક રૂઢાચારોના યોગ જૈનધર્મની ખાબોચીયા જેવી સ્થિતિ ન થઈ જાય તે સબંધી ખાસ વિચાર કરીને ઘટતા ઉપાયો લેવા જો**ઇએ અનેક મત મતાંતરોમા વહેંચાએલી અને મતભેદે પરસ્પર એક બીજાના પર શત્રુબુદ્ધિ રાખીને યુદ્ધ કરનારી તથા પરસ્પર એક બીજાને અધર્મી, પાપી, અનાચારી માનનારી પ્રજાએ પોતાની ગંધાતા ખાબોચીયા જેવી દશા છે કે કેમ તેનો સ્વયમેવ વિચાર કરીને સંકુચિતત્વ, અજ્ઞાન, દ્વેષ, કલેશ મતની અસહિષ્ણુતા વૈર-નિંદા વગેરે દોષો ટળે અને ધર્મની વિશાલતા ઉત્તમતા, અને નિર્મલતાની વૃદ્ધિ થાય એવા ઉપાયો લેવા એટલુ પ્રસંગોપાત્ત કથવામા આવે છે **શ્રીવીરપ્રભુએ નાત જાતની મહત્તા માની નહોતી એમ સૂત્રો પરથી સિદ્ધ થાય છે** પાછળથી વેદાન્તીઓના જોર વખતે વર્ણવ્યવસ્થા કંઇક શરૂ થઇ આ સબંધી ઘણુ કહેવાનુ તથા વિચારવાનુ છે ગૃહસ્થ ચાતુર્વર્ણિક મનુષ્યોની આત્મિકોન્નતિનો આધાર જ્ઞાન છે આત્મજ્ઞાનના પ્રકાશે તેઓ વ્યાવહારિક શુભકર્મ મા પ્રવૃત્તિયુક્ત થયા છતા પણ આધ્યાત્મિક સુખનુ પાત્ર બની શકે છે આત્મજ્ઞાન વિના ધર્માનુષ્ઠાનોમા પણ જડતા, શુષ્કતા અને સંકુચિતદૃષ્ટિવિચારનાવાળા બનીને તેઓ સત્યમાર્ગથી ભ્રષ્ટ થાય છે આધ્યાત્મિક જ્ઞાનનો વિશ્વમા જેમ જેમ વિશેષત ફેલાવો થાય છે તેમ તેમ સર્વવર્ણીય મનુષ્યોની આત્મવિશુદ્ધિની વૃદ્ધિ અને જડ વસ્તુઓની મૂર્ચ્છા અહં મમત્વ પૂજા વગેરેનો વિનય પામે છે સર્વ વર્ણને પૂજ્ય એવા વર્ણાતીત અનન્ત બ્રહ્મમા રમનારા ત્યાગીઓની સેવા ભક્તિ વડે વર્ણસ્થ મનુષ્યોએ આત્મજ્ઞાન પ્રાપ્ત કરવુ જોઇએ સર્વવર્ણીય મનુષ્યોને આત્મજ્ઞાનદ્વારા સત્ય સુખનો માર્ગ દેખાડનારા ત્યાગી મુનિવરો હોય છે તેઓની સેવા ભક્તિમા લયલીનતા ધારણ કરવાથી તેઓ પ્રવૃત્તિમા પડેલા મનુષ્યોને નિવૃત્તિ સુખનુ દર્શન કરાવે છે નિવૃત્તિમાર્ગના વિચારો અને આચારોનુ રક્ષણ કરનાર અને તેનુ સાહિત્ય દ્વારા અસ્તિત્વ પોતાની પાછળ મૂકનારા સાધુઓ તથા સાધ્વીઓ છે પ્રવૃત્તિમાર્ગ સ્થિત મનુષ્યોને જ્ઞાન વૈરાગ્ય, ભક્તિમાર્ગ તથા ધર્મક્રિયાનુ વાસ્તવિક સ્વરૂપ અવબોધાવનાર ત્યાગી સદ્‌ગુરૂ છે મોક્ષના પ્રતિનિધિ સદ્‌ગુરૂ છે ત્યાગી મુનિ ગુરૂના ભક્ત થયા

વિના મોક્ષમાર્ગનુ વાસ્તવિક જ્ઞાન સપ્રાપ્ત થતુ નથી શ્રીમહાવીર પ્રભુએ ત્યાગી ગુરુની મહત્તા દર્શાવી છે અતએવ આત્મજ્ઞાન અને પરમાત્મપદની પ્રાપ્તિ અર્થે મુનિ સદ્ગુરુ શરણ્યપણે સ્વીકારીને ચારે વર્ણના પુરુષો અને સ્ત્રીઓએ તેમની આજ્ઞા પ્રમાણે પ્રવર્તવુ જોઇએ **સમ્યગ્ જ્ઞાનના અભાવે આત્મા તેજ ચતુર્ગતિ રૂપ છે** આત્માને સમ્યગ્ આત્મજ્ઞાન પ્રદ મુનિ સદ્ગુરુ છે અતએવ સર્વ વર્ણના મનુષ્યોએ મુનિવરોની સેવા કરી આત્મજ્ઞાન દર્શન અને ચારિત્રની પ્રાપ્તિ કરવા પ્રયત્ન કરવો સાધુઓની સેવા ભક્તિથી વિશ્વ મનુષ્યોનુ કલ્યાણ થાય છે વાસ્તવિક ત્યાગી મુનિગણો સર્વ વિશ્વ મનુષ્યોના પૂજ્ય નેતાઓ છે તેઓની શ્રદ્ધા ભક્તિમા વિશ્વ મનુષ્યોએ વર્તવુ જોઇએ વિશ્વની ઉન્નતિ, શાન્તિ અને તેમના વાસ્તવિક સુખના આધારભૂત સાધુઓ છે એમ સત્ય માનવુ એવુ સત્યનુ વાધ વગાડીને વિશ્વવર્તિ મનુષ્યોને જાહેર કરવામા આવે છે ચારે વર્ણના મનુષ્યોને ધાર્મિક ભાવનાના રસવડે પોષીને તેઓનુ નૈતિક અને ધાર્મિક ઉચ્ચ જીવન કરનાર સાધુઓ છે આચાર અને વિચારની ઉત્તમતાની સાથે મનુષ્યોને દિવ્ય સૃષ્ટિમા દિવ્યાત્માઓ તરીકે બનાવનાર મુનિરાજોને ગૃહસ્થોએ સ્વપ્રાણભૂત માનવા જોઇએ

સાધુઓ સાધ્વીઓના જ્ઞાન અને ચારિત્ર્યપર સર્વ મનુષ્યોની ઉન્નતિનો આધાર રહેલો છે સાધુઓ અને સાધ્વીઓના સદ્વિચારો અને સદાચારોની વિશ્વપર જેટલી અસર થાય છે તેટલી અન્યથી થતી નથી **સાધુઓ અને સાધ્વીઓ એ આર્યના દેવ દેવીઓ છે તેમના પર આર્યોની જ્યાસુધી પૂજ્ય બુદ્ધિ રહેશે ત્યા સુધી ભારતમા આર્યત્વ સરક્ષાશે.** ધર્માચાર્યો, સાધુઓ અને સાધ્વીઓથી વિશ્વને ધર્મનો અને ભાષા સાહિત્યનો લાભ મળે છે શાસ્ત્રોના પ્રવાહને પ્રવર્તાવનાર સાધુઓ અને સાધ્વીઓની સેવા ભક્તિથી દેશોન્નતિ ખરી રીતે થઇ અને થશે એમ નિશ્ચયતઃ અવબોધવુ **સપ્રતિ જે કઇ ધાર્મિક સાહિત્ય શાસ્ત્રોનો અખૂટ ભડાર છે તેના પિતા માતા ખરેખર સાધુ અને સાધ્વીઓ છે** ધર્મનુ રક્ષણ કરવાથી અને ધર્માભિમાનના પ્રબળ વેગથી દેશની રક્ષા થઇ શકે છે દેશની ભાવનાના કરતા ધર્મની ભાવનાનુ મૂળ ઉંડુ છે અતએવ ધર્મ સામ્રાજ્યની ભાવનાના બળે અનેક મનુષ્યો સ્વધર્મ રક્ષણાર્થે આત્મભોગ અર્પવા તત્પર બને છે સામાન્ય મતભેદે કુસપ, કલેશ, વેર આદિ ઉત્પન્ન કરીને પરસ્પર એક બીજાનો નાશ કરવાને સાધુઓએ પ્રયત્ન ન કરવો મતભેદ સહિષ્ણુતા ધારણ કરીને પરસ્પર એક બીજાને

ધર્મ જ્ઞાન પ્રાપ્તિ વગેરેમા સાહાય્ય આપવી દેશકાલાનુસાર સાધુવર્ગે અને ધર્મનો નાશ ન થાય એના ઉપાયો પ્રતિદિન લેવા અને જમાનાને અનુસરી ધર્મનો બોધ દેવો આચાર્યોએ પરસ્પર સપીને વર્તવુ પરસ્પર એક બીજાની ઉન્નતિમા વીર્યનો સદ્વ્યય કરવો જો એ પ્રમાણે વર્તવામા પ્રમાદ થશે તો સ્વહસ્તે ધર્મનો અને સાધુઓ વગેરેનો ઉચ્છેદ કરવાનુ પાપ તેઓ સ્વય વ્હોરી લેશે સામાન્ય મતભેદની બાબતોની ઉદાર દૃષ્ટિથી ઉપેક્ષા કરીને સાધુઓએ ચાર પ્રકારના વર્ણની ધાર્મિકોન્નતિના ઉપાયો રચવા અને તે પ્રમાણે ઉપદેશ દેવો ચારિત્ર્યમા શૈથિલ્ય ન પ્રવેશે એ માટે ઘટતા ઉપાયો લેવા સાધુઓ અને સાધ્વીઓના વિરોધી નાસ્તિકો સામે ઉભા રહીને સ્વાસ્તિત્વ અને સ્વોન્નતિનુ રક્ષણ કરનાર પ્રબધો-ઉપાયોની વ્યવસ્થા કરવી સર્વગચ્છીય સાધુઓએ પરસ્પર સપાદિ કોન કરાર કરીને અમુક મળતી આવતી બાબતોમા મળીને સપવન વુ આધુશાળાઓની અને સાધ્વીઓની શાળાની વ્યવસ્થા કરવી તથા જ્ઞાન ભડારોની સુવ્યવસ્થા કરવી સ્વધર્મ પાળનારી પ્રજામા ચારે પ્રકારની શક્તિયો સરક્ષિત અને વ્યવસ્થિત રહે એવો ઉપદેશ દેવો સાધુઓ સર્વ પ્રકારની પ્રચલિત ભાષામા વિદ્વાન્ બને એવી રીતે તેઓને અભ્યાસ કરાવવો સ્વધર્મપાલક ગૃહસ્થો સ્વધર્મનુ રક્ષણ કરે એવી રીતનો ઉપદેશ દેઇ સર્વરીતે બળવાન બનાવવા

---

# संवत् १९६८ नी सालना उद्‌गाररूप विचारो.

### સવત્ ૧૯૬૮ કાર્તિક સુદ ૧ સોમવાર ૨૩ મી ઑક્ટોબ્બર ૧૯૧૧ મુબાઇ

પ્રાત કાલમા દેવદર્શન

પ્રારભ વર્ષમા કેવી રીતે વતવુ તેનો વ્યાખ્યાનમા ઉપદેશ દીધો

સાધુના આચારો અને વિચારો કેવા જોઇએ તેનો વિચાર કર્યો

નવી। વર્ષમા સ્વોન્નતિ અને પરોન્નતિ ના કાર્યો આસથી થાઓ ! ચારિત્રની ઉત્તમ કોટીમા વિશેષત સ્થિરતા થાઓ ! સદ્‌ગુરૂ અને સત્પુરુષોની પ્રેમદષ્ટિનુ પાત્ર થઇ શકાય તેમ સર્વ વ્યવસ્થા બનો !

માનસિક દોષો અને કાયિક દોષોનો નાશ થાઓ !

આત્મ શક્તિયો ખીલો

### મુબાઇ સવત્ ૧૯૬૮ ના કારતક સુદ ૨ મગળ તા ૨૪ મી ઑક્ટોબ્બર ૧૯૧૧

મનુષ્યના શુભ વિચારો અને અશુભ વિચારોનો આધાર આન્તરિક અને બાહ્ય સયોગો પર પ્રાય રહ્યો છે કરોડો કરોડો વિચાર કરીને, યોગ્ય મનુષ્યોની પરીક્ષા કરીને તેની આગળ હૃદય ખોલવુ જગતના પ્રવાહમાં પ્રવાહિત મનુષ્યોનો ઘણો ભાગ એકદમ ઉચ્ચ જ્ઞાનમા પ્રવિષ્ટ થવાનો નથી મધ્યમ વૃત્તિથી જગતના મનુષ્યોનો મોટો ભાગ જ્ઞાનમા પ્રવહે છે પરિપૂર્ણ જ્ઞાનદષ્ટિ પ્રાપ્ત કરવાનો ઉત્સાહ રાખવો, અને પોતાના અધિકાર પ્રમાણે અન્ય જીવોની દશા ન હોય તેથી તેઓના સબધે કટાળવુ નહિ

## મુંબાઈ સંવત્ ૧૯૬૮ ના કાર્તિક સુદ ૩ બુધવાર તા. ૨૫ મી ઑક્ટોબર ૧૯૧૧.

મોહના મધ્યવસાયના ઉત્પત્ત સમયે વૈરાગ્ય પરિણામ જેના હૃદયમા જાગ્રત્ થાય છે તેને ધન્યના૦ ઘટે છે જ્ઞાનગર્ભિત વૈરાગ્ય રમની ચિરસ્થાયિતા અર્થે જ્ઞાનવન્તોના સમાગમની અત્યંત આવશ્યકતા છે

પ્રત્યેક મનુષ્યની અધિક દશાની પરીક્ષા કરનાર તત્ તત્ મનુષ્ય યોગ્ય ઉપદેશ આપવાને માટે સમર્થ બને છે તત્ તત્ મનુષ્યોના અધિકારની પરીક્ષા કર્યા વિના ઉપદેશ દાનથી નિષ્ફળતા વા વિપરીતતારૂપ ફળનુ અવલોકન થાય છે

મનુષ્યના હૃદયનુ સમાવલોકન કરવા માટે તેની સાથે સર્વકાલિક ગાઢ પરિચયની આવશ્યકતા છે મનુષ્યોના હૃદયોદ્‌ગાર, મન મળ્યા વિના વાણીદ્વારા બહિર્ નીકળતા નથી સમાન આચાર અને વિચારથી મનુષ્યનુ અન્ય મનુષ્યોની સાથે મન મળે છે સૂક્ષ્મ વિચાર શક્તિના અનુક્રમાભ્યાસથી મનુષ્યોના હૃદયની પરીક્ષા કરી શકાય છે

નિસ્વાર્થ અને નિર્વિષયીશુદ્ધપ્રેમધારક સત્પુરૂષોના પ્રતિ પૂજ્યભાવ ધારણ કરવાથી નીચ મનુષ્યો પણ ઉચ્ચતર મહાત્માઓના આસનને પ્રાપ્ત કરે છે વૈષયિકપ્રેમ વિકારથી સ્વ અને પરનુ ઉચ્ચ શ્રેય કદાપિ સધાતુ નથી અત એવ સર્વથા સર્વદા શુદ્ધ પ્રેમ પ્રકટાવવા હૃદયમા ઉત્તમ વિચારો કરવા ઉત્તમમાટે ઉત્તમ વિચારોની આવશ્યકતા છે એમ સિદ્ધ ઠરે છે જ્ઞાનનુ ફળ માનસિક ઉત્તમ ચારિત્ર દશા છે યદિ માનસિક ઉચ્ચ ચારિત્ર સિદ્ધ થયુ તો પશ્ચાત્ કાયિક અને વાચિક ઉત્તમ ચારિત્ર સહેજે બનશે

## સંવત્ ૧૯૬૮ કાર્તિક સુદ ૪ ગુરૂવાર તા. ૨૬ મી ઑક્ટોબર ૧૯૧૧ મુંબઇ

જૈન પુસ્તકોનો સમગ્ર એક ભંડાર એક સુરક્ષિત સ્થાનમા સ્થાપવો જોઇએ પાલીતાણા અગર અમદાવાદ વગેરેમા લાખો રૂપીયાના ભોગે એક સરસ્વતી જ્ઞાન ભંડાર સ્થાપવાની આવશ્યકતા છે અને તેમા સર્વ પ્રકારના પુસ્તકોની એક એક પ્રતિ અવશ્ય રાખવાની ગોઠવણ થવી જોઇએ આવા

ઉત્તમ વિચારો ગમે તે યોજનાઓ અને ગમે તે રૂપાન્તરે ગમે તેની પ્રેરણાથી સિદ્ધ થાઓ ! લખેલા અને છાપેલા સર્વ જૈન પુસ્તકોનો ઉત્તમ ભંડાર કરવાથી જૈન શાસનની ઉન્નતિ થાય તેમ છે

જૈન ધર્મનો ફેલાવો કરવાની અત્યન્ત આવશ્યકતા છે જૈન શાસ્ત્રોનો પ્રસાર કર્યા વિના જૈનધર્મનો વિસ્તાર થવો અશક્ય છે જૈન સાધુઓના ઉપદેશથી જૈન ધર્મની વૃદ્ધિ થવાની છે અતએવ જૈન સાધુઓને પરન પાદન અને નવીન શિષ્ય કરવામા સાહાય્ય કરવાની આવશ્યકતા છે અદ્યાવધિપર્યન્ત આત્મભોગ આપીને મુનિવરોએ જૈનધર્મનું રક્ષણ કર્યું છે, અને ભવિષ્યમા પણ તેઓ કરશે ગીતાર્થ મુનિવરો જેમ વિશેષ થાય તેવા ઉપાયો યોજવાની આવશ્યકતા છે ગીતાર્થ મુનિવરો દ્રવ્ય, ક્ષેત્ર, કાલ અને ભાવને અનુસરી જૈનધર્મનું રક્ષણ અને તેની વૃદ્ધિ કરે છે

## સંવત ૧૯૬૮ કાર્તિક સુદ ૫ શુક્ર તા. ૨૭ મી ઑક્ટોમ્બર ૧૯૧૧ મુંબાઇ

ગૃહકલહ, રાજ્યકલહ અને કુટુમ્બાદિ કલહથી આર્યાવર્તની સર્વ પ્રકારે અવનતિ થઇ છે અને થાય છે પ્રત્યેક મનુષ્યોને પોતપોતાના અધિકાર પ્રમાણે ચારિત્ર બળની આવશ્યકતા છે પતિ પોતાના પતિરૂપ ચારિત્રને ઉચ્છેદે તો ભવિષ્યમા અને વર્તમાનમા સ્વકીય અને પરકીયની અવનતિ કરનારો સ્વયમેવ બને છે પતિવ્રતા સ્ત્રી સ્વકીય પતિના ધર્મરૂપ ચારિત્ર બળથી ભ્રષ્ટ થાય છે તો, તેનાથી સ્વપરાવનતિનું મૂળ રોપાય છે અને તેના કડુફળો દીર્ઘકાલ પર્યંત ભવિષ્યની પ્રજા પણ સ્વાદે છે એવ નૃપતિ, સાધુ, પિતા, માતા, પુત્ર, શિષ્ય, શેઠ, નોકર અને પ્રધાન વગેરે પોતાના ધર્મથી ભ્રષ્ટ થાય છે તો તેઓ સ્વ અને પરની અધોદશા કરી મૂકે છે શિષ્યો પોતાના શિષ્યધર્મને વિસ્મરીને ઉન્મત બની ગુરૂની આજ્ઞાનો ભંગ કરે છે, અને ગુરૂનો વિશ્વાસઘાત કરે છે તો તેઓ પોતાની મેળે ભવિષ્યની શિષ્ય સંતતિનું શિષ્યધર્મચારિત્ર નષ્ટ કરે છે દારૂ, વેશ્યા જુગાર, ચોરી, પરદાર સેવા વગેરે વ્યસનથી મનુષ્યનું ઉત્તમ ચારિત્ર ભ્રષ્ટ થાય છે, અને મનુષ્ય તેનો દોષ અન્યને અર્પે છે, તે અયોગ્ય છે સંસાર વ્યવહા-

રમા ઉત્તમ નીતિરૂપ ચારિત્રને ધારકો સ્વદેશોનતિ કરી શકે છે ઉત્તમ આચાર અને ઉત્તમ પરોપકાર આદિના વિચારોથી મનુષ્ય ગમે તે સ્થિતિમા સ્વદેશ સેવા, સ્વધર્મ સેવા, અને અધિમાર સેવા કરવા સમથ બને છે ઉત્તમ બોધને આચારમા મૂકવાથીજ સ્વધર્મોનતિ થાય છે ઇર્ષા દ્વેષ, કલેશ, અને કુસપ વગેરે માનસિક દોષો ટળ્યા વિના ભારતભૂમિસ્થ મનુષ્યોની આન્તરિક તથા બાહ્યોનતિ થવાની નથી, માટે ઉપર્યુક્ત કથનને આચારમા મૂકવાની અત્યત આવશ્યકતા છે

## સવત્ ૧૯૬૮ કાર્તિક સુ ૬ શનિવાર તા ૨૮ મી ઑક્ટોમ્બર ૧૯૧૧ મુબાઈ

અપ્રામાણિક મનુષ્યોના સસર્ગથી તેઓની માનસિક નિર્બળતાનો વ્યાવહારિક પ્રત્યક્ષપણે ખ્યાલ આવે છે અપ્રામાણિક વૃત્તિધારકમનુષ્યોના વચનોનો વિશ્વાસ દૃઢભવતો નથી દુર્જન મનુષ્યોની મધુરી વાણી અને તાત્કાલિક સુખાવહ ચેષ્ટા પણ અન્તે કિમ્પાક ફળની પેઠે સજ્જનોના પ્રાણનો નાશ કરનારી થાય છે ભાષાશાસ્ત્ર વા રસાયનાદિકશાસ્ત્રોના અભ્યાસીયો સજ્જનો હોય એવો નિયમ નથી પ્રત્યેક વસ્તુનુ સૂક્ષ્મજ્ઞાન સપ્રાપ્ત કરી શકાય છે કિન્તુ મન વાણી અને કાયાદ્વારા સદાચારની પ્રાપ્તિ કરવી મહા દુર્લભ છે કેળવણી પામેલા સાક્ષરો પણ વિપરીત થયા છતા રાક્ષસોનો પાઠ, ભવરૂપનાટયભૂમિમા ભજવી બતાવે છે કેટલીક વખત કહેવાતી કેળવણી નહિ પામેલા મનુષ્યોમા પણ કેટલાક કેળવણી પામેલાઓ કરતા દયા સાચ શુદ્ધપ્રેમ કૃતજ્ઞતા, પરોપકાર દાન મૈત્રી અને સ્વાર્પણતા આદિ વિશેષ સદ્ગુણો દેખવામા આવે છે પ્રામાણિક મનુષ્ય પોતાની પ્રીતિને દૃઢ બનાવે છે, અને નીતિના માર્ગપર અડગ શ્રદ્ધાથ ઉભા રહીને ગરીબા ઇમા પણ શહેનશાહી કરતા વિશેષ શાન્તિ ભોગવે છે વિચારીને જે બાબતની પ્રતિજ્ઞા કરી વા મનમા દૃઢ સકલ્પ કર્યો તે પ્રમાણે પ્રવૃત્તિ કરવી ઉપમાર્ગે કહેવુ પડે છે કે વિચારના સૂક્ષ્મ વિજ્ઞાન આચારમા મૂકીને પ્રત્યક્ષ કરી શકાય છે

## સંવત ૧૯૬૮ કાર્તિક સુદ ૭ રવિ તા ૨૯ મી ઑક્ટોમ્બર ૧૯૧૧

હે ચેતન ! અનેક સુપુરૂષો અનેક પુરૂષોના સમાગમમા આવ્યો તે ઘણુ જોયુ, અનુભવ્યુ, હવે તો સારમા સારભૂત નિરૂપાધિ દશાના પ્રદેશમાજ ગમન કર્યા કર ! ! ધર્મ પ્રવૃત્તિની ઉપાધિઓના ઘણા સબધો તો પોતાની મેળે તું ઉભા કરે છે તેમા જો કે ઉપકારનો ઉદ્દેશ મુખ્યપણે છે તો પણ નિરૂપાધિ દશા જળવાઇ રહે તેવી રીતે ઉપકારમા પ્રવૃત્ત થઇને સ્વશુદ્ધ ગુણોનુ ધ્યાન ધર્યા કર ! તથા નિરવદ્ય ક્રિયામા પ્રવૃત્તિ કર્યા કર ! આધુની દશામા પ્રતિદિન ઉચ્ચ નિર્મળ અધ્યવસાયોના હેતુઓનુ અવલબન કરતો જા ! ઉપકારનો ભાઇ હોય એ ન્યાયના અનુભવ લઇને પણ તુ અખેદભાવે રહે અનેક પ્રકારની વૃત્તિયોના ધારક મનુષ્યો સ્વકીય વૃત્યનુસારે વર્તે આચરે તો પણ તુ મધ્યસ્થ ભાવથી વર્તજે ! ધર્મનો પ્રચાર કરવા તારી અત્યત શુભેચ્છા છે, કિન્તુ સર્વસાનુકુલ સામગ્રી વિના ઇચ્છિતોદય ની સિદ્ધિ થતી નથી જૈન ગુરૂકુળ વિચારો દર્શાવવામા તે યથાશક્તિ પ્રયત્ન કર્યો છે તુ બને તે કર પણ તાત્કાલિક ફલની ઇચ્છાથી ચિંતાના પ્રવાહમા તણાતો નહિ ધર્મના પ્રવૃત્તિ માર્ગરૂપ વ્યવહાર માર્ગમા જેમ નિરૂપાધિ દશા રહે તેવી રીતે પ્રવૃત્તિ કર અને અતરમા સહજ સમાધિની ભાવના ભાવ ઉદયથી ન હઠે એવી કર્મના યોગે પ્રાપ્ત થએલી ઉપાધિઓને શાન્ત ભાવે વેદ અને માનસિક સ્થિરતા ધારણ કર

## સંવત્‌ ૧૯૬૮ કાર્તિક સુદ ૮ સોમવાર તા. ૩૦ મી ઑક્ટોમ્બર ૧૯૧૧ મુબાઇ.

સાધુઓનો અનેક નયથી ગર્ભિત ઉપદેશ હોય છે કોઇ વખત કોઇ બાબતની મુખ્યતાએ ઉપદેશ દેવાતો હોય અને કોઇ બાબતની ગૌણતા થઇ હોય કોઇ વખત ગૌણીભૂત વિષયને મુખ્ય કરીને ઉપદેશ દેવાતો હોય, ત્યા શ્રોતાની પાત્રતા અને વક્તાના આશય આદિ દ્રવ્ય ક્ષેત્ર કાલ અને ભાવની તારતમ્યતા વિચારથી કોઇ વખત અમુક બાબતમા નિશ્ચયની મુખ્યતાએ ઉપદેશ દેવામા આવે છે કોઇ વખત અમુક બાબતમા વ્યવહારની પ્રધાનતાએ ઉપદેશ દેવામા આવે છે કોઇ વખત ક્રિયાની મુખ્ય અમુક અધિકારીઓ પ્રતિ ઉ [illegible] આવે છે અને કોઇ વખત,

પ્રકારના અધિકારીઓ પ્રતિષ્ઠાનની મુખ્યતાએ ઉપદેશ દેવામાં આવે છે ગીતાર્થોના દ્રવ્ય, ક્ષેત્ર કાલ અને ભાવ તેમજ ભિન્ન ભિન્ન અધિકારીની યોગ્યતાના ભેગે આર્ય અનેક આશયોથી ભરપૂર ઉપદેશ હોય છે બાલ, મધ્યમ અને ઉપદેશ ઉત્કૃષ્ટ શ્રોતાઓ પ્રતિ અમુક અમુક બાબતો સબન્ધી ભિન્ન ભિન્નપણે ઉપદેશ દેવામાં આવે છે ગીતાર્થ સાધુઓની દ્રવ્ય, ક્ષેત્ર, કાલ અને ભાવની ભિન્નતાએ, ઉત્સર્ગ અને અપવાદની ભિન્નતાએ, આચરણાઓ પણ ઉત્સર્ગ અને અપવાદને અનુસરી હોય છે ચારિત્ર માર્ગમાં ઉત્સર્ગ અને અપવા૦ એ બે વિના ચાલી શકતું નથી ક્ષયોપશમ જ્ઞાનની ભિન્નતાથી શ્રોતાઓના અને શિષ્યોના ભિન્ન ભિન્ન અધિકાર હોવાથી ગીતાર્થ ગુરૂ દ્વારા સર્વેને એક સરખો લાભ મળી શકે વા ન મળી શકે તેમાં કંઇ આશ્ચર્ય નથી

## ૧૯૬૮ કાર્તિક સુદ ૯ મગળ તા ૩૧ મી ઑક્ટોમ્બર ૧૯૧૧ મુબાઇ

મિથ્યાદૃષ્ટિજીવોને સમ્યગ્ જ્ઞાન અને સમ્યગ્ દર્શનથી પણ મોક્ષ માર્ગના અગભૂત તપશ્ચર્યાદિ ક્રિયા હોય છે **અને મોક્ષ માર્ગની પ્રાપ્તિ થાઓ!** આવા આશયથી તપશ્ચર્યા કરનારા મિથ્યા દૃષ્ટિ મનુષ્યોને સકામ નિર્જરા હોય છે **षड् त्रिंशद् जल्प** નામના ગ્રંથમાં **कर्मक्षयो मे भूयात्** આ રીતે કામ એટલે ઇચ્છાથી તપ પરિષહ સહન કરનારને સકામ નિર્જરા દર્શાવી છે યોગશાસ્ત્ર વૃત્તિમાં પણ **निर्जरा मे भूयात्** એ પ્રમાણે અભિલાષવડે મુક્ત પુરૂષને નિર્જરાને સકામ નિર્જરા કથી છે સમ્યકત્વ દશા પ્રાપ્ત કરવાને જે આસન્નતાને ભજતા હોય અને મોક્ષ મારો થાઓ આવી કામનાથી જેઓ તપ કરતા હોય તેવા મિથ્યા દૃષ્ટિ જીવોને સકામ નિર્જરા ઘટી શકે છે ધર્મ બિન્દુ વગેરેમાં શ્રીમદ્ હરિભદ્ર સૂરિએ પતજલી પ્રમુખને માર્ગાનુસારી ગણ્યા છે પ્રથમ ગુણ સ્થાનકમાં મનુષ્યોને સદુપદેશ મળે છે ત્યારે ચોથા ગુણ સ્થાનકની તેઓને પ્રાપ્તિ થાય છે માટે મિથ્યા દૃષ્ટિ જીવોને જૈનાગમનો ઉપદેશ આપવો કે જેથી તેઓમાના કોઇને પણ અનેકાંત માર્ગની શ્રદ્ધા થાય પ્રદેશી રાજા સમાન દૃઢ નાસ્તિકો પણ સદ્ગુરૂઓના ઉપદેશથી સમ્યકત્વને પામ્યા માટે જૈન સાધુઓએ જો જૈન ધર્મનો ફેલાવો કરવો હોય તો પ્રથમ જૈન ધર્મના ઉપદેશ મનુષ્યોને દેવો યોગ્યતાની પરીક્ષા કરીને આપેલો ઉપદેશ મનુષ્યોને અસર કર્યા વિના રહેતો નથી

## સવત્ ૧૯૬૮ કાર્તિક સુદ ૧૦ બુધવાર તા ૧ લી નવેમ્બર ૧૯૧૧ મુબાઇ

કોલાબાના જિન મદિરમા સ્થાપેલી પ્રતિમાઓના દર્શન કર્યા મુબઇમા કોટ વગેરેની બિલ્ડિગો પણ રમણીય રસ્તામા જતા દેખવામા આવી પૂર્વે રાજગૃહી વગેરે નગરીયોની પણ સૂત્ર વર્ણનાનુસારે અપૂર્વ શોભા હશે એમા શકા રહેતી નથી આર્યાવર્તમા શ્રેણિક જેવા જૈન નૃપતિઓનુ સામ્રાજ્ય પ્રવર્તતુ હતુ, ત્યારે જૈનોનો મહાન્ અભ્યુદય હતો સમ્પ્રતિ, એતાદૃશ સમય જૈનોનો હોય તો જૈન ધર્મની કેવી જાહોજલાલી હોય તેનો સહેજ ખ્યાલ આવે તેમ છે

## સવત્ ૧૯૬૮ કાર્તિક સુદ ૧૩ શનિવાર તા ૪ નવેમ્બર ૧૯૧૧ મુબાઈ

૭ આવશ્યકોનુ સ્વરૂપ આજરોજ વ્યાખ્યાનમા સારી રીતે યથામતિ સમજાવ્યુ હતુ તદ્દેતુ અને અમૃત ક્રિયાવડે ૭ આવશ્યક કરાઓ । એવી ઇચ્છા [illegible] ૭ આવશ્યકોનુ યથાર્થ સ્વરૂપ નહિ સમજવાથી અને ગાડરીયા પ્રવાહપતિત મનુષ્યોની સાધ્ય શૂન્ય દૃષ્ટિથી લોકોમા આવશ્યક ઉપર અરૂચિ વધતી જાય છે, પણ તેથી જિજ્ઞાસુઓએ નહિ કટાળતા આવશ્યકોનુ સ્વરૂપ જાણીને કહેણી પ્રમાણે રહેણી રાખીને દરરોજ ૭ આવશ્યની ક્રિયા કરવી જોઇએ ૭ આવશ્યકનો ભાવ અને તેનો ઉદ્દેશ ઉત્તમોત્તમ છે જેમ જેમ આવશ્યક સબધી વિચાર કરીએ છીએ તેમ તેમ તેની અપૂર્વતા અભિનવપણે ભાસ્યા કરે છે મનુષ્યના આત્માને ઉચ્ચમા ઉચ્ચ બનાવવા માટે આવશ્યકોનુ સ્વરૂપ છે દ્રવ્ય આવશ્યક કરતા કેટલા ભાવ આવશ્યકનુ પ્રતિદિન ઉચ્ચ સ્વરૂપ પ્રાપ્ત કરવા માટે પ્રયત્ન કરવા જોઇએ આત્મિકોન્નતિમા પ્રવેશ કરવાને માટે આવશ્યકની ઉત્તમતા જેટલી વર્ણવીએ તેટલી ન્યૂન છે આવશ્યકોના યથાર્થ સ્વરૂપને સમજીને જેઓ આવશ્યક કરે છે તેઓના આત્માની ઉચ્ચતા થયા વિના રહેતી નથી મનુષ્યે શુદ્ધિ માટે ૭ આવશ્યક કરવા જોઇએ હઠયોગ, રાજયોગ, નૈતિકયોગ મત્રયોગ, ભક્તિયોગ અને જ્ઞાનયોગ, અધ્યાત્મ જ્ઞાન અને ઉત્તમ સદ્‌ગુણો વગેરેનો ૭ આવશ્યકમા સમાવેશ થાય છે યમ, નિયમ, આસન,

પ્રાણાયામ, પ્રત્યાહાર ધારણા ધ્યાન અને સમાધિ આ અષ્ટાંગ યોગનો પણ ૭ આવશ્યકમા સમાવેશ થાય છે શબ્દ અને શબ્દાર્થ તેમજ અનુભવાર્થ પૂર્વક છ આવશ્યકોને અવબોધીને વ્યવહાર અને નિશ્ચયનય પૂર્વક ૭ આવશ્યક કરવા જોઈએ દરરોજ આવશ્યક ક્રિયાનડે આત્મોન્નતિ કરવા દરરોજ બે વખત તેનો અભ્યાસ કરવો આવશ્યક કરનારમા સમતા, ભક્તિ, પ્રેમ, વૈરાગ્ય, ગુરુભક્તિ વિનય નૈતિકબળ ક્ષમાદિગુણ પાપપરિત્યાગ ભ્રાતૃભાવ, મમત્વત્યાગ ઉચ્ચજ્ઞાન ધ્યેય, અને શરીરાત્મ બુદ્ધિનો ત્યાગ આદિ ગુણો પ્રકટવા જોઈએ

## સવત્ ૧૯૬૮ કાર્તિક વ૦ ૨ બુધ તા. ૮ મી નવેમ્બર ૧૯૧૧ મુબાઈ.

દરરોજ મનુષ્યોને બોધ દેવા માટે વ્યાખ્યાન વાચુ છુ, પણ જોઈએ તેવી તેમના આચાર વિચારો જોતા વ્યાખ્યાન શ્રવણથી ઘણી અસર થઈ હોય તેમ લાગતુ નથી આનુ કારણ એ છે કે તેઓ ગાડરીઆ પ્રવાહની પેઠે વ્યાખ્યાન શ્રવણ કરે છે, અને વ્યાખ્યાન શ્રવણ કર્યા પશ્ચાત્ તેનુ વારવાર મનન કરતા નથી, તેથી શિલાપર થએલી દૃષ્ટિની પેઠે તેમના મન પર થએલી અસર ઘડીવાર પછી ભુસાઈ જાય છે શ્રવણ બાદ મનન કરવુ જોઈએ આકાશમાથી થએલી વૃષ્ટિને તલાવ વગેરેને બાધી તેમા સગ્રહવાથી દુષ્કાલના સમયમા જળની અમૃત સમાન કિંમત ગણાય છે, તેવી રીતે ઉપદેશ શ્રવણને હૃદયમાં ધારી રાખીને તેના હૃદયમા સસ્કારો પાડવાથી ગુરુઉપદેશ વિરહમાં ગુરુનો ઉપદેશ તાજો રહે છે અને તેથી રાગદ્વેષને ઉત્પન્ન થતા વારી શકાય છે આજ અનુભવ એક કારણથી થઈ આવ્યો છે

## સવત્ ૧૯૬૮ કાર્તિક વદિ ૩ ગુરુવાર તા. ૯ મી નવેમ્બર ૧૯૧૧ મુબાઈ.

અન્તર્ સુખવૃત્તિ જેની થાય છે, તેનુ મન આનન્દથી મસ્ત બને છે અને નિસ્પૃહ ભાવમા એટલુ બધુ ઉડુ ઉતરી જાય છે કે તેની આગળ ધનાદિકની કંઈ કિંમત ભાસતી નથી, निस्पृहस्य तृणंजगत् નિસ્પૃહીને

જગત્ તૃણસમાન ભાસે છે આવી માનસિક દશા ઘણી વખત આવે છે છતાં વ્યાવહારિક વિક્ષેપોથી અને ધર્મના કાર્યો કરવામાં દાક્ષિણ્યથી આવો ભાવ સદાકાલ રહેતો નથી અર્થાત્ તેમાં કંઇ મંદતા આવે છે તે મંદતા ટાળવામાં હવે અન્તઃકરણથી પ્રયત્ન કરવાનો નિશ્ચય કર્યો છે

## સંવત્ ૧૯૬૮ કાર્તિક વદિ ૬ શનિવાર તા. ૧૧ મી નવેમ્બર મુંબાઈ.

જૈનધર્મ સંબંધી પત્રો કાઢનારાઓ જો એક બીજા ઉપર આક્ષેપો કરે તો ખરેખર ! જૈનધર્મની અવનતિ થઇ શકે પત્રકારોએ મળતી બાબ તોમાં સંપ કરીને ચાલવું જોઇએ અને જે બાબતો મળતી ન આવતી હોય તે બાબતમાં પરસ્પર પત્રકારોએ દલીલ આપીને પોતાના વિચારોને ગંભીરપણે ચર્ચવા જોઇએ અને વ્યક્તિ નિંદા આદિ દોષોથી દૂર રહીને ઉદારભાવથી ધાર્મિક વિષયોને ચર્ચવા જોઇએ હાલમાં પત્રકારો પોતાના મૂળ ઉદ્દેશને સાચવીને સામાજિકોન્નતિ કરવા જેવો જોઇએ તેવો પ્રયત્ન કરતા નથી પત્રકારોમાં ગંભીરતા, ઉદારતા, ભ્રાતૃભાવ, શુદ્ધપ્રેમ, ઉત્તમનીતિ, વિશાળદૃષ્ટિ, અને અન્યોની સાથે સંપ જાળવવાની શક્તિ આદિ સદ્ગુણો હોવા જોઇએ પત્રકારોએ સ્વાર્થ દૃષ્ટિનો ત્યાગ કરવો જોઇએ, અને પરમાર્થ બુદ્ધિથી લેખો લખવા પ્રયત્ન કરવો જોઇએ આ જમાનામાં સંકુચિત દૃષ્ટિનું રાજ્ય ચાલવાનું નથી જ્ઞાનના જમાનામાં વિશાળ દૃષ્ટિનું રાજ્ય પ્રવર્તે છે જૈનો જમાનાને અનુસરી જૈનાગમોને અવિરોધી એવી વિશાળ દૃષ્ટિને ધારણ કરશે તો ઉત્ક્રાન્તિના જમાનામાં અન્યધર્મી પ્રજાઓની સાથે સ્પર્ધામાં ટકી શકશે, અન્યથા જૈનોનો વ્યાવહારિક તથા ધાર્મિક અભ્યુદયનો સંભવ નથી

## સંવત્ ૧૯૬૮ કાર્તિક વ૦ ૬ રવિ તા ૧૨ મી નવેમ્બર ૧૯૧૧ મુંબાઈ.

ભિન્ન ભિન્ન પ્રકારના વિચારવંત મનુષ્યોને જૈનાગમોના રહસ્ય સમજાવવા એ કંઇ સામાન્ય કાર્ય નથી નયોની અપેક્ષાએ ઉત્તમ બોધ દેવામાં આવે તો પ્રત્યેક મનુષ્યને સાપેક્ષ વાણીની અસર થયા વિના રહે નહિ એમ નિશ્ચય થાય છે કદાગ્રહીઓ પણ સાપેક્ષ વાણીથી કથાતા સાપેક્ષ બોધથી કદાગ્રહનો ત્યાગ કરે છે વસ્તુના ભિન્ન ભિન્ન ધર્મો જણાવવાને નયોની સાપેક્ષતાનો સ્વીકાર કરવો પડે છે અને તેથી વસ્તુના ભિન્ન ધર્મોની માન્યતા સ્વીકારવામા અને સમજવામા કદાગ્રહ રહેતો નથી નયોનું સ્વરૂપ કથનાર ભગવાનનું જેટલું માહાત્મ્ય વર્ણવીએ તેટલુ અલ્પ છે નયોનુ સ્વરૂપ સમજતા મનુષ્યોના મનમાથી કદાગ્રહરૂપ વિષ ટળી જાય છે અને તેને ઠેકાણે મનુષ્યોના મનમા સાપેક્ષનય બોધરૂપ અમૃતનો વાસ થાય છે આ બાબતનો હવે અનુભવ વૃદ્ધિ પામે છે ખરેખર નયોના બોધથી હૃદયમા કિંચિત્ અંશે ઉદારતા પ્રકટે છે, અને તેથી જૈનેતર કોમને ન્ય [illegible] ક્ષવાણીથી બોધ આપી શકાય છે તથા તેઓને વીરપ્રભુના ગુણરાગી કરવામા આવે છે જેટલા જૈનો છે તેટલા સર્વે જો સાત નયોનુ સ્વરૂપ અવબોધે તો પૂર્વની પેઠે દરેક દેશમા જૈનધર્મને સ્થાપી શકાય અને તેથી પૃથ્વીના પ્રત્યેક ભાગમા જૈનધર્મની જય પતાકા ફરકી શકે જ્ઞાની એક જૈન બનાવવાથી તીર્થની યાત્રા જેટલું ફળ મળે છે

## સંવત્ ૧૯૬૮ ના કાર્તિક વદિ ૯ મંગળ તા ૧૪ મી નવેમ્બર ૧૯૧૧ મુંબાઇ.

પ્રાતઃકાલ વ્યાખ્યાનમા સામાયકાવશ્યકનુ વિશેષત સ્વરૂપ વર્ણવ્યુ, મનની સમાન વૃત્તિ ધારણ કરવા માટે સામાયક કરવુ જોઇએ સામાયકની અસર અન્ય કાર્યો કરતી વખતે થવી જોઇએ અદ્યપિ પર્યંત સામાયક આવશ્યકના મૂળ અર્થને જોઇએ તે પ્રમાણે આદરી શકાયો નથી સામાયક આવશ્યકના હેતુઓનુ જ્યારે મનન કરૂ છુ ત્યારે તેના ઉપર અત્યંત પ્રેમ

માટે ઉત્પન્ન થાય છે શ્રુતસામાયક, સમ્યક્ત્વસામાયક, દેશવિરતિ સામાયક, અને સર્વવિરતિસામાયક, આચાર સામાયિક ઉત્તરોત્તર અત્યંત સુખની પ્રાપ્તિ કરાવનારા છે

કેટલાક સાધુઓના રાગી બનેલા અને જૈનકુળથી બનેલા શ્રાવકો અધ્યાત્મશાસ્ત્રના લેખો લખવાથી એકાન્તે નિશ્ચયવાદી આદિ આક્ષેપો કરીને લોકોની રૂચિ હઠાવવા પ્રયત્ન કરે છે અને નિન્દાની મલીનતાથી પોતાના આત્માને મલીન કરે છે, તે દેખીને તેઓના ઉપર ખરેખર અન્ત.કરણથી કરૂણાભાવ ઉદ્ભવે છે, તેઓનુ શ્રેય થાઓ ? ઉત્તમ વ્યવહાર અને અધ્યાત્મ દષ્ટિ એ બેની આવશ્યકતા સ્વીકારૂ છુ ઉત્તમ ધર્મ વ્યવહારમા પ્રવૃત્તિ કરવી એમ્દમ ઉત્તમ વ્યવહારની ક્રિયાઓ પ્રાપ્ત ન થાય તેથી કટાળવુ જોઇએ નહિં દોષ લાગે છે અને ઉત્તમ વ્યવહાર ધર્મની આચરણ થઇ શકતી નથી એમ કહી ઢીના બનીને ધર્મ વ્યવહારની પ્રવૃત્તિ મૂકી ન દેવી જોઇએ હૃદયમા નિશ્ચય દષ્ટિ ધારણ કરવી આવી વીતરાગ ઉપદેશ શૈલીથી પ્રરૂપણા કરતા કોઇ આક્ષેપ કરે વા નિન્દા કરે તેથી મનમા ખેદ ઉત્પન્ન થતો નથી સાપેક્ષ નયવાણીથી બોધ દેતા, અને સાપેક્ષ બુદ્ધિથી પ્રવર્તતા, નિર્ભયત્વ હૃદયમા છે વીતરાગની આજ્ઞાએ ધર્મ છે

## સવત ૧૯૬૮ કાર્તિક વદ ૧૧ ગુરૂવાર તા. ૧૬ મી નવેમ્બર ૧૯૧૧ મુબાઈ

શ્રાવકોની દાક્ષિણ્યતામા ફસાઇને સ્વતત્રતાનો ત્યાગ કરવો નહિ, અને રત્નત્રયીની આરાધના માટે, વિચાર અને આચારમા એક ટેકથી પ્રવૃત્તિ કરવી તથા દુઃખ વેદીને સત્યતત્ત્વનો ઉપદેશ દેવો તથા કોઇની અપવાદ વિના ચારિત્ર માર્ગમા સ્પૃહા રાખવી નહિ, એવી પૂર્વના કરતા હવે ઉત્કટ પ્રતિજ્ઞા આજરોજ કરવામા આવે છે

## સવત્ ૧૯૬૮ કાર્તિક વદ ૧૨ શુક્રવાર તા ૧૭ મી નવેમ્બર ૧૯૧૧ મુબાઇ

પ્રભુ ભક્તિના ગાયનો સબધી વિચાર કરવામા આવ્યો પ્રભુ ભક્તિનુ જે સ્વરૂપ અવબોધે છે અને જે ગાયનમા લખેના ભાવાર્થમય પોતાના હૃદયને બનાવે છે અને પ્રભુ ભક્તિના પાત્ર રૂપ બને છે તેજ પ્રભુ ભક્તિના સ્તવનો ગાઇને તે તે ઉદ્ગારો દ્વારા પોતાના આત્માની ઉનતિ કરી શકે છે શ્રીમદ્ આનદઘનજી શ્રીયશોવિજયજી ઉપાધ્યાય અને શ્રીમદ્ દેવચદ્રકૃત પ્રભુના સ્તવનો ખરેખર અન્તર ઉદ્ગારમય છે તેથી સ્તવનોના ગાનારાઓ તે તે સ્તવનોમા છુપાયેલા ઉચ્ચ ભાવાર્થને અવબોધીને ગાય તો પોતાની ઉચ્ચ પરિણુતિ કરી શકે જે સ્તવન બોલવામા આવે તે સ્તવનના ભાવાર્થના રસમય હૃદય થવુ જોઇએ કર્તાએ જેવી પરિણુતિથી શબ્દો દ્વારા સ્તુતિ કરી હોય તેવી પરિણુતિનો સ્પર્શ થાય તોજ તે સ્તવન વા સ્તુતિની ઉત્તમતાનો ખ્યાલ આવે છે, અને પોતાના આત્માની શુદ્ધ પરિણુતિ થાય છે આ સબધમા એક ગ્રથ બની જાય એટલા વિચારો પ્રકટે છે હાલમાં ચાલતી પ્રભુ ભક્તિની પ્રણાલિકામા જ્ઞાન અને તન્મયવૃત્તિ થવાની સુધારણા થવી જોઇએ

## સવત્ ૧૯૬૮ કાર્તિક વદ ૩૦ સોમવાર તા ૨૦ મી નવેમ્બર ૧૯૧૧ મુબાઇ.

કોઇપણ મનુષ્યને ઉપકાર કરવો તેનો પ્રતિબદલો નહિ ઇચ્છવાથી અને પ્રતિબદલો નહિ લેવાથી આત્માની કેવી રીતે ઉચ્ચ દશા થાય છે, તેનો દીર્ઘ વિચાર કર્યો પોતાના અધિકાર પ્રમાણે પરોપકારના કાર્યો કરવાં એ વેદાતિઓનો કર્મયોગ છે અને જૈનોનો સુક્રિયાયોગ છે પરોપકારના કાર્યો નતિદિન કર્યા કરવા પણ તેના ફળની આકાક્ષા રાખવી નહિ આજ સિદ્ધાંત મહાત્માઓએ પ્રતિપાદન કર્યો છે તેની ઉત્તમતાનો અનુભવ ખરેખર તે પ્રમાણે વર્તનારજ અવબોધી શકે છે મહાત્માઓ સ્વાભાવિક રીત્યા નિષ્કામ પરોપકાર કરણીને વ્યસનની પેઠે મન વાણી અને કાયાથી આદરે છે

## સંવત્ ૧૯૬૮ માગશર સુદિ ૧ તા. ૨૨ મી નવેમ્બર ૧૯૧૧ મુબાઇ.

સાધુઓએ વસ્ત્રોની ઉપાધિ ઘણી ન રાખવી જોઇએ मुच्छा परिग्गहो वुत्तो नायपुत्तेण ताइणा મૂર્છા એજ પરિગ્રહ છે એમ શ્રીમદ્ મહાવીર પ્રભુએ કથ્યુ છે આ વાક્ય નિશ્ચયનયનુ છે વ્યવહારનયને માન આપીને જેમ જેમ અલ્પ પરિગ્રહ ધારણા કરાય તેમ તેમ પ્રવૃત્તિ કરવી જોઇએ હાલમા વસ્ત્રોની પ્રિયતામા કેટલાક સાધુઓ પ્રવૃત્ત થઇને ઉપધિને ઉપાધિ રૂપે ફેરવી નાખે છે ભવિષ્યમાં પણ જો આ પ્રમાણે પ્રવૃત્તિ રહેશે તો શિથિલાચાર થવાનો ભય રહે છે

## સંવત્ ૧૯૬૮ ના માગશર સુદ ૩ ગુરૂવાર તા ૨૩ મી નવેમ્બર ૧૯૧૧ મુબાઇ.

જૈન સાધુઓનું ઐક્ય થવામા ઘણા વિક્ષેપ નડે છે ઐક્ય થવાથી કેટલાક સાધુઓ શિથિલાચારી થઇ ગયા છે, તે પણ સુધરશે ઉદ્યમ છતાં પણ અન્ય કારણોની સામગ્રીના અભાવે સાધુઓનુ ઐક્ય થઇ શકતુ નથી ઉચ્ચ આધ્યાત્મિકજ્ઞાન અને કદાગ્રહ ત્યાગત્વ હોય તો સાધુ વર્ગનુ સમેલન થઇ શકે હાલમા તો સાધુવર્ગમાં કોઇ ઠેકાણે પ્રાચીન અને નવીન વિચારોના નામે કંઇક ધર્મ કલેશ ચાલે છે અદ્યાપિ પર્યંત સાધુઓ ચારિત્રની ઉત્તમતાએ પોતાનુ ઉત્તમત્વ દર્શાવી રહ્યા છે પરંતુ ઇર્ષ્યા અને સ્વમતાગ્રહથી સંકુચિતવૃત્તિથી કેટલેક ઠેકાણે સાધુઓમા પરસ્પરં વૈમનસ્ય ઉત્પન્ન થયુ છે તેને ટાળવામા જો નહિ આવશે તો સાધુઓનુ અધપતન થાય એમ આશકા રહે છે ગચ્છના અને સઘના બધારણોને નિયમિત, સસ્કારિત અને ઉચ્ચ કરવામાં આવશે તો પ્રાય સંવેગિસાધુઓની ઉન્નતિ થશે આ સબધી સાધુઓને કહેવાનુ છે સમાગમમા આવનારને સાધુઓની ઉન્નતિ અને સાધુઓમા સપ બની રહે એવા વિચારો આપવાનો નિશ્ચય કરવામા આવે છે

## માગશર શુદ ૩ શુક્રવાર તા ૨૪ મી મુબાઈ

સમાધિના સ્થાનો સેવ્યા વિના સમાધિની પ્રાપ્તિ થતી નથી વીશ અસમાધિ સ્થાન ગણાવ્યા છે મોહનીય કર્મના ઉદયથી અસમાધિ થાય છે આત્મજ્ઞાનના ઉપયોગ વિના અસમાધિનો નાશ થઇ શકતો નથી

## સવત્ ૧૯૬૮ માગસર સુદ ૪ શનિ તા ૨૫ મી નવેમ્બર ૧૯૧૧ મુબઇ

ઐતિહાસિક જ્ઞાન મેળવવાથી વાચકોની વિશાલ દૃષ્ટિ થાય છે એમ હૃદયમા અનુભવ આવ્યો સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકાઓને પ્રાચીન તથા અર્વાચીન ઐતિહાસિક જ્ઞાન મેળવવુ જોઇએ જૈનચાર્યોને તો પ્રાચીન તથા અર્વાચીન ઐતિહાસિક જ્ઞાન અવશ્ય મેળવવુ જોઇએ દુનીઆમા જેટલા ધર્મ ચાલે છે તેના આગેવાનોએ કેવી રીતે કેવા સયોગોમા કેવા પ્રકારના વિચારથી ધર્મ પ્રવર્તાવ્યો તે ઐતિહાસિક પુસ્તકોથી અવબોધાય છે દેશ, ધર્મ અને રાજ્ય વગેરેના ઐતિહાસિક જ્ઞાનથી સકુચિત દૃષ્ટિનો નાશ થાય છે ગીતાર્થ ગુરૂનુ અવલબન કરી ઐતિહાસિક પુસ્તકો વાચવાથી ધર્મ શ્રદ્ધામા મલિનતા પ્રાપ્ત થતી નથી પ્રાચીન તથા અર્વાચીન જ્ઞાનમા પુસ્તકો વાચીને મનુષ્યો મનોવૃત્તિ પ્રમાણે સાર ખેચી શકે છે સમ્યગ્ દૃષ્ટિ જીવોને સવળુ પરિણમે છે, અને જૈન ધર્મનો પ્રચાર કેવી રીતે કરવો તેના ઉપાયો પણ જ્ઞાનમા સ્પષ્ટ ભાસે છે અને સમય સૂચકગુણની પ્રાપ્તિ થાય છે

## સવત્ ૧૯૬૮ ના માગશર શુદ ૧૦ શુક્રવાર તા ૧ લી ડીસેમ્બર ૧૯૧૧ મુબાઇ

રાજકીય ધર્મની ઉન્નતિ થાય છે તેટલી અન્ય ધર્મની ઉન્નતિ થઇ શકતી નથી જ્યારે જૈન ધર્મ ભારતવર્ષમા રાજકીય ધર્મ હતો ત્યારે તેનો પ્રચાર ઘણા દેશોમા થયો હતો હાલ જે ધર્મો રાજકીય તરીકે દેખાય છે તેનો પ્રચાર ઘણો દેખવામા આવે છે જૈન ધર્મ રાજકીય બની રહ્યો નહિ

તેમાં જૈનો અને જૈનાચાર્યોની દીર્ઘ દૃષ્ટિનો વા વિશાલ દૃષ્ટિનો વા આત્મબળનો વા ઉદાર વિચારનો અભાવ અથવા આત્મને ભોગવવાનું સામર્થ્ય ઘટ્યું હોય એમ દેખાય છે જૈન ધર્મને "રાજકીય ધર્મ" બનાવવામાં દ્રવ્ય, ક્ષેત્ર, કાલ, અને ભાવથી આચારો તથા વિચારો કરવાની જરૂર પડે છે જમાનાને નહિ ઓળખનારાઓ આવા વિચારોને ક્યાથી કરી શકે ? જે કરી શકે છે તેવા જૈનો અલ્પ છે તેથી સમુદાયમાં તેઓનું જોર પ્રવર્તતું નથી

## સંવત્ ૧૯૬૮ મૃગશીર્ષ શુદ ૧૨ ને રવિવાર તા ૩ જી ડીસેમ્બર ૧૯૧૧ મુબાઇ

નૈતિક વ્યવહારની આચરણા આદર્યા વિના આર્ય દેશમાં જન્મેલાઓ પણ સત્ય આર્યત્વથી વિભૂષિત થતા નથી નૈતિક વ્યવહારબદ્ધ રાજ્ય બંધારણથી આગ્લ સરકારે ભારતભૂમિનું રાજ્ય પ્રાપ્ત કર્યું છે નૈતિક વ્યવહાર પ્રમાણે વર્તવાને માટે ઉત્તમ જ્ઞાન વિના એક પગલું પણ આગળ ચાલી શકાય તેમ નથી ઉત્તમ જ્ઞાનની પ્રાપ્તિ માટે અનેક ઉત્તમ વિદ્વાનોના ઉત્તમ ગ્રન્થોનું વાચન જોઇએ, જે દેશમાં નૈતિક વ્યવહારની શિથિલતા થાય છે ત્યાંના મનુષ્યોમાં અશાન્તિનો પ્રવેશ થાય છે નૈતિક વ્યવહાર વિના એક બીજા દેશના મનુષ્યો પરસ્પર સંપની સાકળમાં યોજાઇને રહી શકતા નથી બ્રિટિશ રાજ્ય બંધારણમાં નૈતિક વ્યવહાર પ્રણાલિકા વિશેષત દેખવામાં આવે છે જૈન ધાર્મિક વ્યવહાર બંધારણમાં પણ સર્વ ગચ્છીય મનુષ્યોને સાકળના આકડાની પેઠે એક સાથે રહેવામાં નૈતિક વ્યવહાર બંધારણ ઉત્તમ બાધવામાં આવે તો જૈનોનો ઉદય થાય ।

## સંવત્ ૧૯૬૮ મૃગશીર્ષ સુદિ ૧૩ સોમવાર તા. ૪-૧૨-૧૯૧૧ મુબાઈ

પરમાત્માઓને સાગરવરગંભીરા એ પદથી સ્તવવામાં આવે છે પણ સ્તવનકારે સાગરની પેઠે ગંભીર એવો પરમાત્માનો ગંભીર ગુણ પ્રાપ્ત કરવા પ્રયત્ન કરવો જોઇએ શ્રાવકપદ પ્રાપ્ત કરવામાં પણ એકવીશ

ગુણમાથી પ્રથમ ગભીર ગુણને પ્રાપ્ત કરવો જોઇએ ગભીરગુણ પ્રાપ્ત કર્યા વિના શ્રાવકધર્મની પ્રાપ્તિ થતી નથી, ત્યારે સાધુધર્મ ની પ્રાપ્તિ ખરેખર ગભીરગુણ પ્રાપ્ત કર્યાવિના ક્યાથી થઇ શકે ગભીરગુણને પ્રાપ્ત કરવો એજ સાધ્યબિદુ લક્ષ રાખીને સાગરવરગભીરા એ પદથી પરમાત્માઓની સ્તુતિ કરવી જોઇએ ધર્મરત્ન પ્રકરણમા શ્રાવકપણુ પ્રાપ્ત કરવા માટે ગભીર ગુણથી આગળ ચલવુ જોઇએ એમ સ્પષ્ટ દર્શાવ્યુ છે ગભીરતા ગુણ મનુષ્યો ખરેખર મનુષ્યત્વને પ્રાપ્ત કરી શકતા નથી ગભીર ગુણ વિના આર્યધર્મની પ્રાપ્તિ થઇ શકતી નથી શ્રી સર્વજ્ઞ વીરપ્રભુમા પોતાની પાસે રહેલા દુર રહેલા સર્વ જીવોના દોષોને જાણતા હતા પણ કદિ કોઇના દોષોને કહેતા નહોતા ગભીરતા વિના ગુપ્તજ્ઞાનની પ્રાપ્તિ થતી નથી જેનુ હૃદય સમુદ્રના જેવુ ગભીર નથી તે અનેક ગુણોનુ ભાજન બની શકતો નથી

### સવત ૧૯૬૮ મૃગશીર્ષ શુદ ૧૪ મગળવાર
### તા ૫-૧૨-૧૯૧૧ મુબાઇ

ચતુર્વિશતિસ્તવ સૂત્રનુ મનન કરવાથી પરમાત્માઓ ઉપર પ્રેમ પ્રકટે છે, અને ભક્તિની પ્રાપ્તિ થાય છે ભક્તિમા અધિકારી થએલ મનુષ્ય સમતાભાવરૂપ સામાયિક કરવાનો અધિકાર પ્રાપ્ત કરી શકે છે ભક્તિથી હૃદયની શુદ્ધિ થાય છે અને તેથી સમતાભાવમા પ્રવેશ કરી શકાય છે તીર્થંકરોના પર જેની પ્રેમ લક્ષણા ભક્તિ જેની પ્રકટી નથી તે મનુષ્ય સામાયિક આવશ્યકમા પ્રવેશ કરી શકતો નથી, અને કદાપિ સામાયક અગીકાર કરે છે તો પણ મનની ચચળતાને દૂર કરી શકતો નથી

### સવત્ ૧૯૬૮ના મૃગશીર્ષ વદ ૫ રવિ.
### તા ૧૦-૧૨-૧૧ મુબાઇ

પ્રભુની મૂર્તિ દ્વારા પ્રભુના ગુણોનુ સ્મરણ કરીને તેવા ગુણો પ્રકટાવવા નો મુખ્ય ઉદ્દેશ પૂજાની પ્રણાલિકામા છે તત્ સબધી સૂક્ષ્મ વિચારોને દર્શાવી સ્થૂલ દૃષ્ટાતોથી પૂજા વિષયનુ પ્રતિપાદન કર્યું

કેળવણી પામેલા વિદ્યાર્થીઓને હેતુ પૂર્વક ઉપદેશ આપવાથી તેઓ ઘુર્ત ઉપદેશનો સાર ખેંચી શકે છે અને પોતે જે વિષય જાણે છે, તે અન્યને સારી પેઠે સમજાવી શકે છે એમ અનુભવ થયો

મલાર

× × × ×

## સંવત્ ૧૯૬૮ ના માગશર વદિ ૧૩ સોમવાર
## તા. ૧૮-૧૨-૧૯૧૧ ભાઇંદર

આત્માની શક્તિયો ખીલવવાને માટે ઉત્તમ પુરૂષોની સંગતિની જરૂર છે બાલ્યાવસ્થામાં શુભાચારધારક મનુષ્યોના સહવાસમાં રહેવું જોઇએ અને વિચારશક્તિ ખીલવવા જ્ઞાની મનુષ્યોના સહવાસમાં રહેવું જોઇએ

કુવા અગર સરોવરમાં પડેલા મનુષ્ય ઉપર ઘણું પાણી ફરી વળે છે તો પણ તેને બિલકુલ બોજો લાગતો નથી પણ એક ઘડો પાણી મસ્તકપર લઇએ છીએ તો ભાર લાગે છે તે પ્રમાણે મનુષ્ય અહંત્વ વિના સર્વ કાર્ય કરે છે તો તેને ભાર દુઃખ લાગતું નથી પણ પોતાના ઉપર અહંત્વ મમત્વ કલ્પીને ફરે છે તો તેને દુઃખ લાગે છે.

આચાર વિચાર સંબંધી હૃદયમાં અશુભ સંસ્કાર પડયા પશ્ચાત્ હૃદયમાં આચાર વિચારના શુભ સંસ્કાર પાડવાનો અભ્યાસ ઘણો જો ન સેવાય તો આચાર અને વિચારમાં ફેરફાર થઇ શકતો નથી પારાનું સુવર્ણ બનાવવું એ કાર્ય જેટલું દુષ્કર છે, તેટલુંજ અશુભ સંસ્કાર પડયા પછી શુભ સંસ્કાર પાડવાનું કાર્ય છે બાલ્યાવસ્થાથી અમુક આચારો અને વિચારોના શુભ સંસ્કારો હૃદયમાં પડવાથી હાલ આવી દશા અમુક ગુણોની અપેક્ષાએ પ્રાપ્ત થઇ છે ઉન્ય ગુણોના હૃદયમાં સંસ્કાર પાડવાનું કાર્ય અનુક્રમે વધારવાનો અભ્યાસ સેવવાની આવશ્યકતા સ્વીકારૂં છું જે જે દુર્ગુણોના સંસ્કારો હૃદયમાં ઘણા ભવથી ઘર કરીને રહ્યા છે, તે તે દુર્ગુણોનો હવે નાશ કરવા સંકલ્પ કરૂં છું

## સંવત્ ૧૯૬૮ માગશર વદિ ૧૪ મંગળવાર તા ૧૯-૧૨-૧૧
વસઇ

ઉત્તમ શુભ વિચારોને ઉત્તમ વિચારકોની સંગતિ થાય છે તો એક બીજાને અપૂર્વ રસ પડે છે સમાન વિચારકોનો પરસ્પર મેળ થાય છે બે સમાન વિચારકોનું અભિચારમણ બળ વધે છે પરસ્પરને સાહાય્ય દેવામાં સમાન વિચારકો પોતાની શક્તિને વાપરે છે સમાન વિચાર અને આચાર વિના પરસ્પરના મન મળતા નથી મનુષ્યો પોતાના સમાન વિચારોની શોધમા ફરે છે, અને તેઓની સંગતિથી આનંદ અનુભવે છે તેમજ પોતાના સરખા વિચારોને ઉત્પન્ન કરી હૃદયની સરળતાનો અનુભવ લે છે સમાનવૃત્તિથી પરસ્પરનો દિવ્ય પ્રેમ ખીલતો જાય છે જેમા સ્વાર્થત્યાગ, પરમાર્થત્વ, શાંતિ ભનાઇ દ્વેષત્યાગ અને ઉદારભાવ હોય છે તેજ મનુષ્યો દિવ્ય પ્રેમની સૃષ્ટિમા પ્રવેશ કરવાના અધિકારી બને છે

પ્રભુપ્રતિમાદ્વારા પ્રભુભક્તિ કરવાથી પ્રેમ, દયા, ભક્તિ સેવા અને સન્યાસતા વગેરે ગુણો પ્રગ્ટી શકે છે જે પ્રભુભક્તિથી નીતિ, પ્રેમ અને દયાદિ વ્રતોમા પ્રવેશાય છે તે પ્રભુભક્તિની આરાધના અહર્નિશ કરવી જોઇએ એવા જેવી ભક્તિથી લોહચુંબકની પેઠે ગુણોનું આકર્ષણ થાય છે દિવ્યપ્રેમ, દયા અને સત્ય પ્રકટવા માંડે એટલે સમજવું કે પ્રભુ ભક્તિમા પ્રવેશ કરાયો છે

× × × ×

## સંવત્ ૧૯૬૮ માગશર વદિ ૦)) બુધવાર તા ૨૦-૧૨-૧૧
અગાસી

મનનીય ગાથાઓ સંમતિ તર્કમાથી

एगसमयम्मि एगदव्विअस्स बहुआ विहुति उप्पाया ।
उप्पाय समा विगमा ठिइया उस्सग्गओ नियमा ॥४०॥ (द्विकांड)
कालो सहाव नियई पुव्वकय पुरिसकारणेगता ।
मिच्छत्त त चेवओ समासओ होंति सम्मत्त ॥ ५३ ॥ (द्विकांड)
नत्थि न निच्चो न कुणइ कय न वेयइ नत्थि निव्वाण ।
मोक्खो ह्यावो नत्थिय्य छ मिच्छत्तस्स ठाणाइ ॥५४॥ (द्विकांड)

नाऊ सासणभत्ती मित्तपण सिद्धंतजाणगो होइ ।
नवि जाणओत्र नियमा पन्नवणानिच्छिओनाम ॥६३॥ (द्विकाड)
चरणकरणप्पहाणा ससमयपरसमयमुक्कवावारा
चरणकरणस्स सारं निच्छयसुद्धं न याणंति ॥६७॥ (द्विकाड)
जेण विणा लोगस्सवि ववहारो सव्वहा न निव्वडइ ॥
तस्सभुवणेक्कगुरुणो नमो अणेगंतवायस्स ॥६९॥ (द्विकाड)

सिद्धं सिद्धट्ठाणं ठाणमणोवमसुहं उवगयाणं ।
कुसमयविसासणं सासणं जिणाणं भवजिणाणं ॥ १ ॥

મંગલાચરણ

× × × ×

## સંવત્ ૧૯૬૮ પોશ શુદિ ૧ ગુરૂવાર તા ૨૧-૧૨-૧૧
## ગોપાલ

શરીરને હદની બહાર કાર્યમાં યોજવાથી હાનિકારક પરિણામ આવે છે શરીરની આરોગ્યતાથી ધર્મની આરાધના કરી શકાય છે અને મનોયોગની સાનુકૂળતા પણ રહે છે શરીરયોગબળ ક્ષય ન થાય તે પ્રમાણે ઉપયોગ રાખીને પ્રવૃત્તિ કરવી જોઇએ દૃઢ નિરોગ શરીર વિના ધ્યાન સમાધિમાં પણ વિશેષત પ્રવેશ થતો નથી શરીરબળ ખીલવીને તેને સાચવવું તેમજ તેનો ધાર્મિક કાર્યોમાં ઉપયોગ કરવો એજ ઉત્તમ મનુષ્યનું કર્તવ્ય છે શરીરના વીર્યને સાચવવાથી શરીરની દૃઢતા કાયમ રહે છે, અને શરીર વીર્યરક્ષણરૂપ બ્રહ્મચર્યથી આન્તરિક બ્રહ્મચર્યની પ્રાપ્તિમાં મોટી મદદ મળે છે શારીરિક નિરોગતા કાયમ રહે તે માટે શારીરિક શાસ્ત્રોનું જ્ઞાન કરીને યથાશક્તિ અધિકાર પ્રમાણે શારીરિક નિરોગતા રહે તેવા ઉપાયોને યોજવા જોઇએ શારીરિક યોગથી માનસિક યોગનું રક્ષણ થાય છે શારીરિક, વાચિક અને મનોયોગ એ ત્રણમાંનો ગમે તે યોગ પોતાના કાર્યમાટે ઉત્તમ છે

ઋષભનારાચ સંઘયણ વિના કેવલજ્ઞાનની પ્રાપ્તિ થતી નથી આગમશાસ્ત્રવચનથી જ્ઞાનિને ઘણો અનુભવ મળે છે અને તેથી તેને શારીરિક બલ ખીલવવાનું રહસ્ય સમજાય છે માનસિક શક્તિ પણ શારીરિક નિરો

ગતા અને શારીરિક બળ વિના ધાર્મિક કાર્યો કરવાને શક્તિમાન થતી નથી, માટે વીશ વર્ષ પર્યંત બ્રહ્મચર્યાશ્રમમાં રહીને શારીરિક બળ પ્રાપ્ત કરે તેવી બાબતોને સગવડતા કરી આપવી જોઇએ

× × × ×

## સંવત ૧૯૬૮ પોષ શુદિ ૨ શુક્રવાર તા. ૨૨-૧૨-૧૧
### પાલગઢ

વિચારબળ વિનાના આચારોમાં સરસતા અનુભવી શકાતી નથી આચારોનું બળ સમજાવનારા વિચારો છે આચારોનું પૂર્ણ જ્ઞાન લીધા વિના આચારોને આચરનારા પુરૂષોમાં શુષ્કતા જડતા અને ગાડરીઆ પ્રવાહની દિશા જોવામાં આવે છે ક્રિયાઓ વા આચારોનો એક અર્થ છે દ્રવ્ય, ક્ષેત્ર, કાલ અને ભાવથી ક્રિયાઓનું રહસ્ય અવબોધવું જોઇએ આચાર નદીના આકાર જેવા છે અને વિચારો મેઘના જળ જેવા છે મેઘના જળ જેવા વિચારોથી નદી નદીઓના આકારો રચી શકાય છે જેજે કાળે જેજે સારા અગર નઠારા આચારો બન્યા તેતે કાળે તેને સારા અગર ખોટા વિચારનુંજ તે પરિણામ છે એમ નિશ્ચય બોધી શકાય છે વિચારબળવાળો દ્રવ્ય, ક્ષેત્ર કાલ અને ભાવ જમાને આચારોને આચરવાનું જાણતો હોવાથી શાસ્ત્રવિચારબળવાળો ગીતાર્થ બનીને જૈનશાસનને ચલાવે છે અને તેના અનુયાયિઓને મોક્ષ પ્રતિ વહેવરાવે છે

× × × ×

## સંવત્ ૧૯૬૮ પોષ સુદિ ૩ શનિવાર તા ૨૩-૧૨-૧૧
### પાલગઢ

પાલગઢ અને સોપાલાની પૂર્વે ડુંગરોની લેન આવી રહી છે પાલગઢના ડુંગરો વગેરેથી મરાઠાઓ પોતાના રાજ્યનો પ્રસંગોપાત્ત બચાવ કરી શકતા હતા આ તરફના જંગલી લોકોમાં જાતિનો ધર્મ ઘણો ભાગે દેખાય છે વિદ્વત્તાની સાથે નીતિ હોયજ એવો નિયમ દેખી શકાતો

નથી નીતિધર્મના બાપણા કરનારાઓમાં પણ પ્રાયઃ નીતિધર્મ સર્વત્ર કથની પ્રમાણે ટોઇ શકતો નથી અજ્ઞાન જનોમાં સર્વત્ર નીતિધર્મ હોઇ શકતો નથી ધર્મના નામે ટીલા ટપકા કરનારા મનુષ્યોમાં પણ સર્વથા સર્વત્ર નીતિના આચારો દેખી શકાતા નથી અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને પરિગ્રહ મમતાત્યાગરૂપ યમને નૈતિક ધર્મ કહેવામાં આવે છે યમ વા નૈતિક ધર્મથી ભ્રષ્ટ થએલી દુનિયા પોતાના હાથે નરક રચે છે અને દુઃખોને પોતાના હાથે આમન્ત્રણ કરે છે ઉચ્ચ તાત્ત્વિક જ્ઞાન અને સત્સમાગમ વિના યોગના પ્રથમ નૈતિક યમના પગથીએ પૂર્ણ ચઢયા વિના સમાધિની આશા રાખવી એ આકાશકુસુમવત્ અસત્ છે નૈતિકયમના સિદ્ધાંતોને અંગીકાર કર્યા વગર દુનિયાની પ્રજા તથા રાજાઓને શાંતિ મળવાની નથી માથું મુંડાવીને સાધુ થએલાઓમાં તથા ધર્માચાર્યોમાં નૈતિક ગુણો વિના પ્રભુત્વ પ્રાપ્ત થવાનું નથી અનીતિથી પ્રાપ્ત થએલું પ્રભુત્વ પૂર્ણિમાના ચંદ્રની પેઠે સનાતન ટકી શકતું નથી આખી દુનિયાના બાળકોને બાલ્યાવસ્થાથીજ નૈતિક સદાચરણરૂપ શિક્ષણ પામેથી નૈતિક શિક્ષણ આપવું જોઇએ નૈતિક સદાચાર વિના ઉત્તમ મનુષ્યકોટિમાં ગણના થતી નથી જિનેશ્વર ભગવાનને સેવનારી જૈનકોમમાં નૈતિક ગુણોની વૃદ્ધિ થાય તો તે અન્ય કોમ ઉપર પોતાના સદ્ગુણોની સારી અસર થઇ શકે

× × × ×

### સંવત્ ૧૯૬૮ પોષ સુદિ ૪ રવિવાર તા. ૨૪-૧૨-૧૧
### વાનગામ

વાનગામથી પૂર્વ દિશા તરફ પન્નર માઇલ જઇએ એટલે આસેરીનો પર્વત આવે છે તેના ઉપર આશરે સવાસો હાથ પાણીથી ભરપૂર હોજા છે બે હાથથી તે ૭ હાથ સુધીના હોજો છે, તે હોજો બગો હાથ ઉંડા છે તે ઠેકાણે પૂર્વના કિંવદંતી પ્રમાણે ગેઇ કોળી રાજા રહેતો હતો ફીરંગીના વખતમાં જતો રહ્યો હતો તેનું ધન તેણે એક હોજમાં ફીરંગીના ભયથી નાખ્યું એમ લોકો વાતો કરે છે તે ડુંગર ઉપર જંગલી કેળાને રાનકેળ કહે છે મરાઠી ભાષામાં ચવાનામની કેળ કહે છે તેના નીચે કંદ હોય છે તે કંદ આધારણ મીઠો હોય છે રૂપિયો તેને વાપરે છે આસેરીના ડુંગર

ઉપર ચુનાથી બાંધેલા બે તળાવ છે અને એમ સાદુ ખળેલુ છે તે ડુંગર ઉપર ઘરના જેવી બે ગુફાઓ છે કોઇ વખતે બાવાઓ ત્યા વસે છે

પુનાથી કમણુ સુધી પરશુરામની ધરતી ગણાય છે તેને ઉત્તર કોંકણ કહે છે ગોળવડથી સાત માઇલ ઉપર બારોગ્નો ડુંગર છે ત્યા પરશુરામનુ સ્થાન હતુ એવી દંતકથા છે તે ડુંગર ઉપર જોવા લાયક ત્રણ ગુફાઓ છે ન્હાની ગુફાઓ દશના આશરે છે ઠાણા જીલ્લાની પાસે ડુંગરીના ઉપર ઘણી જાતની વનસ્પતિ થાય છે જંગલી ખાતાના ઇન્સ્પેક્ટરે સર્વ વિગો ત્તારણુની ત્રણ ચાર જાતની બુટીઓ દેખાડી હતી

× × × ×

## સંવત્ ૧૯૬૮ પોષ સુદિ ૭ બુધવાર તા. ૨૭-૧૨-૧૧ દાહણુ ઓરડી

ગીતાર્થો સ્વ અને પરસમયના જ્ઞાતા હોય છે પરશાસ્ત્રોનો અભ્યાસ કર્યા વિના પરસમયના જાણ બની શકાતુ નથી સ્વદર્શન અને પરદર્શનના શાસ્ત્રોનો અભ્યાસ કર્યા વિના, પરસમયના જાણ બની શકાતુ નથી સ્વદર્શન અને પરદર્શનના શાસ્ત્રોનો મુકાબલો કર્યા પશ્ચાત્ જે અનેકાંતદર્શનની શ્રદ્ધા થાય છે તેમજ અનેકાંતદર્શનનુ જ્ઞાન ઉત્પન્ન થાય છે તે સ્થિર રહે છે સ્વસમય અને પરસમયનો જ્ઞાતા મનુષ્ય પોતાનુ તથા પરનુ કલ્યાણ કરવા સમર્થ થાય છે પ્રાચીનકાળમા સ્વ સમયની અને પરસમયની ઘેરઘેર અને ઉપાશ્રયોમા પણ ચર્ચા થતી હતી હાલના કાળમા તેવા પ્રકારની જ્ઞાનદશા જણાતી નથી તોપણ હવે કંઇ જાગૃતિ થવા લાગી છે, અને મનુષ્યોનુ મન શાસ્ત્રોના વાચન તરફ દોરાયુ છે

- જ્ઞાનરૂચિધારક મનુષ્યો ઉત્પન્ન કરવા જોઇએ ધર્મશાસ્ત્રોના રહસ્યને જાણનારા મનુષ્યો દુનિયામા ઘણા થશે ત્યારે જૈનધર્મના શાસ્ત્રોની કિંમત અંકાશે, અને દુનિયામા જાહેરમા તેની એટલી અવાજે નિવૃત્તિમાર્ગને માટે પ્રશંસા થશે તથા તત્ત્વજ્ઞાનમા જૈન શાસ્ત્રોની અન્ય દર્શનીય શાસ્ત્રો કરતા સર્વ પ્રકારે ઉત્તમતા છે, પણ તેવા પ્રકારના તત્ત્વજ્ઞાનિયો હાલ દુનિયામા ઘણા ન હોવાથી દુનિયામા તેનો ઘણો આઘોષ નથી, પણ હાલ જેવી શાન્તિ

દુનિયામા ઘણે ભાગે છે તેની પચ્ચાસ સો વર્ષ રહેશે અને ધર્મશાસ્ત્રોના અભ્યાસીઓ સર્વત્ર ઉત્પન્ન થશે તો એકવાર જૈનધર્મની ખૂબીઓ અને જૈનદર્શનની મહત્તાનો ખ્યાલ દુનિયાના ઘણા મનુષ્યોને આવશે, અને શ્રીમહાવીર પ્રભુનુ નામ સર્વત્ર પ્રખ્યાત થશે આવો વખત જલ્દી આવો!

× × × ×

## સવત્ ૧૯૬૮ પોષ સુદિ ૮ ગુરૂવાર તા. ૨૮-૧૨-૧૧
## બોરડી

સમાધિમા જેટલો સમય જાય છે તેટલા સમયમા ઇન્દ્રિયોનો વ્યાપાર બધ જેવો હોવાથી અને તેમજ મન પણ અન્તરમા એક સ્થિરપણાથી લાગેલુ હોવાથી આત્મશક્તિયોની વૃદ્ધિ થાય છે તથા મન, વચન અને કાયાના યોગબળમા નવુ ચેતન આવે છે સમાધિમા રહેવાથી આત્મબળમા વધારો થાય છે અને આત્માના અતીન્દ્રિય આનન્દનો રસ રેલછેલ થઇ જતો હોય એવો ભાસ થાય છે ચક્ષુથી દશ્ય દુનિયા કરતા સમાધિદશામા અલૌકિક અનુભવાય છે જેટલા વખત સુધી મન સમાધિમા રહે છે, તેટલા વખત સુધી સકલ્પો થતા નથી એવો ભાસ થાય છે, અને સમાધિમાથી ઉત્થાન થતા એકદમ સાસારિક કાર્યો પ્રતિ લક્ષ્ય લાગતુ નથી એવો અનુભવ આવે છે સમાધિદશામા ખરો આનદ પોતાનામાથી પ્રકટે છે અને તે માટે બાહ્યનુ કઇ પણ કરવાનુ નથી એમ જણાય છે સર્વ કાર્યની પૂર્ણાહૂતિ સમાધિમા વિલય પામી હોય એવો ભાસ થાય છે સમાધિમા પ્રથમ તો મન અને આત્મા જુદો ભાસે છે પણ કેટલીકવાર પશ્ચાત્ એક આત્મતત્ત્વનોજ ઉપયોગ રહે છે અને બાકીનુ એકદમ ભૂલાઇ જાય છે તેમ અનુભવ આવે છે આવી દશા સદા કાલ રાત્રિ અને દિવસ રહેતી નથી પણ સમાધિના ઉત્થાનકાળમા કેટલાક સમય સુધી દુધપાકના વમન પછી જેમ દુધપાકની મીઠાશ અનુભવાય તેમ સુખભાવ રહે છે પુન આવી દશામા સ્થિર થવાનુ મન થાય છે પણ ધાર્મિક કાર્યોના વ્યવસાયથી ઘણીવાર તેમા સ્થિર રહેવાનુ નથી પણ અમુક વખતે પુન સમાધિના અભ્યાસથી તેનો સ્વાદ પુન મળે છે એટલે બાહ્ય દુ ખ ભૂલાય છે આધ્યાત્મિક અને યૌગિક શાસ્ત્રોના ઘણા પરિશી

લનની તથા મનનથી ઘણા ભાગે આત્મા તરફ વૃત્તિ રહે છે ગ્રંથલેખન વાચન અને ઔપદેશિક કાર્યથી તથા ધર્મચર્ચા કાર્યથી જે જે વખતે નિવૃત્ત થવાય છે તેતે કાલે સમાધિ ધ્યાનમાંજ મન પરોવાય છે

× × × ×

## સંવત ૧૯૬૮ પોષ સુદિ ૯ શુક્રવાર તા ૨૯-૧૨-૧૧ શ્રીગામ

ગુરૂની ભક્તિ કરતાં અનેક વિઘ્નો આવી પડે છે તોપણ ભક્તો ભક્તિથી પરાઙ્મુખ થતા નથી નિષ્કામવૃત્તિથી શિષ્યોએ ગુરૂની સેવા કરવી જોઈએ. સદ્ગુરૂના આચારોમાંથીજ શિષ્યો ધારે તો ઘણો બોધ લઇ શકે સ્વચ્છંદી શિષ્યોને ગુરૂની આજ્ઞાઓ પ્રતિકુલ લાગે છે, અને ગુરૂનો ઉપદેશ પણ કુશિષ્યોને વિપરીતપણે પરિણમે છે ગુરૂની ભક્તિ એ આવશ્યક કાર્ય છે માટે તે શિષ્યોએ કરવી જોઇએ ગુરૂના ગુણો તરફ જેને લક્ષ્ય નથી અને ગુરૂની નિંદા કરવામાં પણ જેઓ પાછા પડતા નથી તેઓ ગુરૂની ભક્તિથી દૂર રહે છે અને ગુરૂભક્ત બનવાના અધિકારી થઇ શકતા નથી ગુરૂના વચનની શ્રદ્ધા ન હોય તે કદિ ગુરૂની પાસે અશ્રદ્ધા વૃત્તિથી પચ્ચીશ વર્ષ પર્યન્ત રહે તો પણ ગુરૂનો બોધ હૃદયમાં ઉતારવાને લાયક બની શકતો નથી ગુરૂની પાસે રહેનારા અને ગુરૂએ મુંડેલા સર્વે ગુરૂભક્તો હોય એવો કદિ નિશ્ચય કરી શકાય નહીં સમવસરણમાં ભગવાન્ ઉપદેશ આપતા હતા તે વખતે પાખંડીઓ અને શ્રદ્ધાલુઓ બન્ને ઉપદેશ સાંભળતા હતા પાખંડીઓને તીર્થંકરનો ઉપદેશ અવળો પરિણમતો હતો તેથી તેમાં તે પાખંડીઓની અનધિકારિતાજ ગેયરૂપ છે ગુરૂના ઉપદેશનો વિપરીતાર્થ ગ્રહણ કરનારાઓ ગુરૂના ભક્ત ન બની શકે તેમાં તેમની દોષ દૃષ્ટિતાજ અવબોધાય છે તરવારની ધારપર ચાલી શકવું સહેલ છે પણ ગુરૂની ભક્તિ કરવી મુશ્કેલ છે ગુરૂની ભક્તિ કરતાં ભક્તને ગુરૂની આજ્ઞા પ્રમાણેજ તન મન અને વાણીને પ્રવર્તાવવી પડે છે ખડ્ગના માર્ગપર ચાલવું જેટલું મુશ્કેલ છે તેના કરતાં ગુરૂની ભક્તિમાં સ્થિર રહેવું વિશેષ મુશ્કેલ છે **ઉત્તમ ભક્તિદશામાં ગુરૂની આજ્ઞાનું કારણ પણ પુછાતું નથી ગુરૂની આજ્ઞામાં સર્વ હિત સમાયું છે એવી પૂર્ણ શ્રદ્ધા ધારણ કરવી પડે**

છે અને ગુરૂની આજ્ઞાબાજ ધર્મ માનવો પડે છે આવી [illegible]
કરનારાઓને ઉદ્વેગ, ભય, લાજ અને દુર્જનોના [illegible]
પડે છે આવા કાળમાં આવા પ્રકારની ભક્તિના પાત્રો [illegible]
ગુરૂની ભક્તિ કરીને ગુરૂને આત્મજ્ઞાનની પ્રાપ્તિ માટે [illegible]
શિષ્ય એવુ નામ ધરાવનારા શિષ્યો વા ભક્તો [illegible]
પાછા ફરી જાય છે ઉત્તમ શિષ્ય ભક્તો અથવી [illegible]
દઢ રહીને આત્મિક જ્ઞાનને પ્રાપ્ત કરી શકે છે [illegible]
ગુરૂના હૃદયને આકર્ષી શકે છે ૐ શાન્તિ ૩

× × ×

દેશમાં ઉત્તમ ભક્તજનો ઉત્પન્ન થાઓ ! ગન્ધભક્તિની પેઠે ગુરુની ભક્તિ પણ છાની રહેતી નથી વૈષયિક સંબંધમાં ભક્તિનો અનગા ઉપયોગ કરવાથી ભક્તિના પગથીઆથી નીચે ઉતરે છે, અને વિષયોના પાશમાં ફસાઈ જવાય છે જગત્ સેવા, સર્વનું ભલું કરવું આદિનો પણ વ્યવહાર ભક્તિમાં સમાવેશ થાય છે ભક્તિમાર્ગમાં વિચરનાર મનુષ્યોના હૃદય દયા દુઃખ પ્રેમ, આત્મભાવ અને પરોપકાર ભાવથી ભરાઇ ગયેલા હોય છે ભક્તમાં લોહચુંબકની પેઠે આકર્ષક શક્તિ રહેલી છે તેથી ભક્ત કોઈ ઠેકાણે છાનો રહી શકતો નથી ૐ શાંતિ ૨

× × × ×

## સંવત્ ૧૯૬૮ પોષ સુદિ ૧૧ રવિવાર તા ૩૧-૧૨-૧૧ વાપી

ગૃહસ્થો પરસ્પર એક બીજાને પ્રેમથી મળી શકે છે જૈનોના સાધુઓમાં ગચ્છોના ભેદથી વા કોઇ ગમે તે કારણથી સાધુઓ એક બીજાને પરસ્પર મળી શકતા નથી, ગચ્છગચ્છના સંઘાડાઓના સાધુઓ સામાન્ય બાબતોમાં પણ એક બીજાને જોઇએ તે પ્રમાણમાં સપ્રીતે મળી શકતા નથી, કેટલાક ઉત્તમ સાધુઓને મૂકી અન્ય સાધુઓમાં આમાનું કંઇક અનુભવ કરવાથી માલુમ પડે છે વિક્રમસંવત્ ૧૦ મા સૈકા સુધી સાધુઓનું ઐક્ય ઘણું હતું એવું ઐતિહાસિક દૃષ્ટિથી અવલોકતાં દેખાય છે વર્તમાનકાલમાં સાધુઓનું ઐક્ય કરવામાં દીર્ઘદૃષ્ટિધારક ગીતાર્થ મુનિવરો ઘણા ન હોવાથી અનેક વિઘ્નો ઉભાં થાય છે તેથી જોઇએ તે પ્રમાણમાં આત્મબળ ફોરવી શકાતું નથી કેળવણી પામેલા ઘણા સાધુઓ થશે, અને તેઓ સંઘાટકના અધિપતિ થશે ત્યારે જમાનાને અનુસરી સાધુઓનું ઐક્ય કરવામાં વિચારબળ કાર્ય કરી શકશે સુરતમાં આજ દેશનું સાધુમંડળ ૧૯૬૭ ની સાલમાં ઉભું કર્યું હતું પણ વિચારભેદે ક્લેશની ઉત્પત્તિ કરી તેથી સાધુઓનું ઐક્ય કરવામાં મહાવિઘ્ન ઉભું થયું હવે ભવિષ્યમાં હે ! ચેતન ! ઉદારચિત્તથી સાધુઓની ઉન્નતિ થાય અને જૈનધર્મ પાળનારાઓની સંખ્યામાં વધારો થાય એવા ઉપાયો આદરવા માટે સાધુઓના વિચારોનું ઘણા ભાગે ઐક્ય કરવામાં પ્રયત્ન કર શાસન

દેવતાઓ ! મારા હાથે ઉત્તમ કાર્ય કરવામા મદદગાર થાઓ જૈનોની સખ્યા ઘટતી જાય છે, અને જૈનધર્મ સમાચાતો જાય છે તેથી મનમા ઘણુ લાગી આવે છે ! હે ! શાસન દેવતાઓ ! તમો અમારા પ્રયત્નમા સહાયકારી બનો અને જૈનશાસનની ઉન્નતિ કરવામા જેજે વિઘ્નો આવે તેનો દૂર કરો વીશમી સદીમા જૈનોન્નતિના ઉપાયોના બીજ અમારા હાથે વવાઓ અમારા વિચારોને ઉપાડી લે તેવા ઉત્તમ ભક્તો ઉત્તમ થાઓ કેટલાક વણિકો અમારા વિચારો સાભળે છે, પણ તેઓને જોઇએ તેવી ઉત્તમ જ્ઞાનણીના અભાવે ધર્માભિમાન પ્રકટી શકતુ નથી હે ! શાસન દેવતાઓ ! જૈનશાસનની ઉન્નતિના જે જે હાર પૂર્વે પાચ છ શતકથી અધાધુધીથી બધ પડી ગયા છે, તેને ખુલ્લા કરવામા સહાય કરો

× × × ×

## સવત્ ૧૯૬૮ પોષ શુદિ ૧૨ સોમવાર તા ૧-૧-૧૨. વાપી

જે ગીતાર્થ ગુરુને સુપાત્ર શિષ્યો હોય છે તે દુનિયામા પરોપકારના કાર્ય તથા જૈનશાસનની ઉન્નતિ કરવા સમર્થ થાય છે સુપાત્ર સાધુ શિષ્યો ગુરુના અભિપ્રાયને તેમના કહ્યા વિના ઇગિતાકારથી જાણીને પણ ગુરુના દ્વારા થતા ધાર્મિક કાર્યોને પોતાની શક્તિયોથી સાહાય્ય આપે છે ગુરુની આશાતનાને પ્રાણાન્તે પણ નહિ કરનાર અને ગુરુની સેવામા સદા કાલ રહેનાર તેમજ ગુરુના બોધને અનુસરનાર શિષ્યોથી ગુરુમહારાજ ધર્મ સેવા અને ધર્મોન્નતિના અનેક કાર્યો કરવા શક્તિમાન થાય છે પોતાના વિનય, વિવેક, ભક્તિ, ગુણદૃષ્ટિ અને ગુરુશ્રદ્ધાદિ ગુણોથી સુપાત્ર શિષ્યો ગુરુની આરાધના કરવા સદાકાલ તૈયાર રહે છે પરમભક્તિથી સુશિષ્યો ગુરુના ચિત્તને પ્રસન્ન કરે છે, અને ગુરુની પાસેથી તાત્ત્વિકજ્ઞાન ગ્રહે છે ગુરુએ પ્રસન્ન મનથી આપેલુ ધાર્મિકજ્ઞાન ખરેખર શિષ્યોના હૃદયમા ઉત્તમ રીત્યા પરિણમે છે શિષ્યે એ પોતાના અધિકારને સાચવી ગુરુની સેવાના તત્પર રહેવુ ગુરુની આજ્ઞા પ્રમાણે ચાલવાથી શિષ્યોના હૃદયમા ધર્મ પ્રકટી શકે છે ગુરુના વચનો અનેક આશયોથી ભરપૂર હોય છે તેથી તે વચનો ન સમજાય તો તેમા શકા કરવી નહિ પણ તે વચ

તેના આશયો જાણના પ્રયત્ન કરવો અને વિનયથી ગુરુને પૂછી પછી વચનના આશયો અવમોધવા

વક્તા પુરુષના સર્વ આશયો શબ્દોમા આવી શકતા નથી તેનો વક્તા પુરૂષનુ હૃદય જોના પ્રયત્ન કરવો જોઇએ જેટલા હૃદયમા વિચારો ઉત્પન્ન થાય છે, તેટના વાણી દ્વારા કહી શકાતા નથી તેથી વક્તાના હૃદયમા અનેક આશયોમાનાકેટનાક બહાર આવી શકતા નથી **પ્રતિદિન અભિનવજ્ઞાન ઉત્પન્ન થયા કરે છે તેના યોગે પ્રતિદિન પૂર્વના કરતા ઉત્તરોત્તર આશયોમા ફેરફાર થયા કરે છે** અમુક નકારના વિચારની અપેક્ષાએ કોઇ વસ્તુ સબ ધી મત બાધી શકાય છે તાત્ત્વિક સ્થિર નિયમોનુ જ્ઞાન સતકાન બે દુ ચારની પે એક સરખુ રહે છે વિચારો સબન્ધી સયમ કરતા તેમા નવુ નવુ જાણવાનુ મળે છે

× × × ×

## સવત ૧૯૬૮ પોષ શુદિ ૧૩ મગળવાર તા ૨-૧-૧૨ વાપી

પખ્ખીસૂત્રના પાઠો બોલતાની સાથેજ તેનો અર્થ હૃદયમા સમ્યગ્ ભાસે એવી રીતે જેણે પાક્ષિકસૂત્રનુ મનન કર્યું છે તે મુનિવર પખ્ખી સૂત્રનો સ્વાધ્યાય કરી પોતાની યોગ્યતાનો વિચાર કરી શકે છે પચ મહાવ્રતના પાઠોનુ મનન અને તેનો અનુભવ કરતા લાગે છે, કે હજી પખ્ખી સૂત્રમા કહ્યા પ્રમાણે ઉત્તરકરણ ચારિત્રમા પરિપૂર્ણતયા પ્રવર્તી શકાતુ નથી પાક્ષિકસૂત્રમા કહ્યા પ્રમાણે વર્તવાને હુ તો પ્રયત્નશીલ અને ઉત્સાહી છુ શ્રીયશોદેવસૂરિએ પખ્ખીસૂત્રની પોતાના ક્ષયોપશમાનુસારે સારી ટીકા કરી છે શ્રીચદ્રસૂરિના શિષ્ય યશોદેવે પખ્ખીસૂત્રપર અને પોડશકપર ટીકા કરેલી છે તેઓ બારમા સૈકામા થઇ ગએના છે આવડી શબ્દી પતિની પાછળ સતી થાય છે એમ તેમણે ટીકામા પ્રસગે પાત્ત લખ્યુ છે એ ઉપ થી એમ સિદ્ધ થાય છે, કે બારમા સૈકામા પતિની પાછળ સતી થઇ બળી મરવાનો રિવાજ હતો યશોદેવના વખતમા એટલે વિક્રમસવત્ ૧૧૮ ની સાલમા પાટણમા સિદ્ધરાજ જયસિંહ રાજ્ય કરનાર હતો સોની નેમિચદ્રની પોષાળમા તેઓ રહ્યા હતા નેમિચદ્ર

પોતે સોની હોય વા સોનીનો વ્યાપાર ( ઘરેણાં ઘાટ વગેરેમાં પ્રવૃત્તિવાળા હોવાથી સોની ( સૌવર્ણિક ) એવી અટક પડી હોય અને તે સોની હોય તો એમ સિદ્ધ થાય છે, કે બારમા સૈકામા સોનીનો ધંધો કરનાર સોની લોકો જૈનધર્મ પાળતા હતા યશોદેવ ચંદ્રકુળમા થયા હતા યશોદેવના વખતમા શ્રીહેમચંદ્રસૂરિની પણ ખ્યાતિ હતી શ્રીચંદ્રકુળમા તે વખતે ઘણા વિદ્વાન મુનિયો હતા પખ્ખીસૂત્રની પ્રસ્તાવના ઉચ્ચ આશયોથી અને પ્રાચીન તથા અર્વાચીન સમયના આચારના મુકાબલાની સાથે થાય તો સામ્પ્રત સાધુઓના મતોની ઉચ્ચતા વૃદ્ધિ પામે

## સંવત્ ૧૯૬૮ પોષ સુદિ ૧૮ બુધવાર તા. ૩-૧-૧૨.

### દમણ

પરમ સુખ જેના અંતે છે અને દયા, વૈરાગ્ય, જ્ઞાન વગેરે જેની આદ્યમા છે એવા ધર્મની પ્રાપ્તિ કરાવવા મનુષ્યોને ઉપદેશ દેવો તે દયાળુ મનુષ્યોનુ કાર્ય છે અન્ય મનુષ્યોને ધર્મનો ઉપદેશ દેવો એ ભાવ અભયદાન છે એક મનુષ્યને સમ્યક્‌ત્વની પ્રાપ્તિ કરાવતા ચૌદ રાજલોકના જીવને અભયદાન આપી શકાય છે

× × × ×

## સંવત્ ૧૯૬૮ પોષ વદિ ૨ શનિવાર તા ૬-૧-૧૨

### દમણ

દુર્જનના સંગથી ચિત્તમા બળાપો થાય છે ઉત્તમ મહાત્માઓને પણ દુર્જનનો સંગ કોઇ અપેક્ષાએ જોતા ઉદ્વેગ કરનારો થાય છે સજ્જન મનુષ્યોને પીડ્યો છતા પણ તે પીલેલી શેરડીની પેઠે સરસતાને આપે છે પણ સત્કાર જેનો કર્યો છે એવો દુર્જન ત્રાસ આપ્યા વિના રહેતો નથી દુર્જન અને ઘુવડ બન્ને સન્મિત્રને દેખી શકતા નથી દુર્જન મનુષ્ય ખરેખર મનુષ્યના દોષો દેખ્યા કરે છે સત્પુરુષોની સંગતિથી ગમે તેવા પાપી મનુષ્યો પણ ઉત્તમ બને છે સજ્જનો દુર્જનના અપવાદથી મનમા ખેદ પામતા નથી ઉત્તમ મનુષ્યો અન્યોના સદ્‌ગુણોને ગ્રહણ કરે છે અને

અન્યોને ઉચ્ચમાર્ગમા ચલાવવાને માટે પ્રયત્ન કરે છે ઉત્તમ મનુષ્યો અનેક પ્રકારના સકટો વેઠીને પણ અન્યોને સદ્ગુણો આપવા પ્રયત્ન કરે છે દુર્જનોની ઉપાધિ વિના સજ્જનો આ જગતમા પારખી શકાતા નથી દુર્જનો ઉત્તમ મનુષ્યોને દુખ આપવા બાકી રાખતા નથી દુર્જનો સારી બાબતનો પણ વિપરીત અર્થ ગ્રહણ કરે છે દુર્જનોને પણ સજ્જનો અન્તે પોતાના વિચારથી પોતાના જેવા બનાવે છે ગુણદૃષ્ટિ વિના સજ્જનોની પાસે રાત્રિ દિવસ રહેવામા આવે તો પણ સજ્જનોના સમાગમનો લાભ મેળવી શકાતો નથી દુર્જનો પોતાની અવળી દૃષ્ટિથી સજ્જનોના આચાર અને વિચારને વિપરીતપણે પરિણમાવે છે પાર્શ્વમણિની સગતિથી લોહનુ સુવર્ણ થાય છે પણ પાર્શ્વમણિ લોહ બનતુ નથી સત્પુરૂષો તો પોતાના સગીઓને પોતાનો રગ દઇને પોતાના જેવા બનાવે છે ઉત્તમ બનવાનો અભ્યાસ ચાલુ છે હે ચેતન ! તુ ઉત્તમ સદ્ગુણોનો પ્રતિદિન પ્રકાશ કરવા પુરૂષાર્થને સર્વ પ્રકારે ફોરવ ! ફોરવ ! ફોરવ !

### દોહા

મન વાણી કાયા થકી પાપ તજો સસાર,<br>
મન વાણી કાયા થકી ધમ કરો નરનાર<br>
હળી મળીને ચાલીયે, સદ્ગુની સાથ હમેશ<br>
ધમ થકી સુખ પામીયે, બુદ્ધિસાગર લેશ,

× × × ×

### સવત્ ૧૯૬૮ પોષ વદિ ૩ રવિવાર તા. ૭-૧-૧૯૧૨

#### દમણ

ઉચ્ચ જ્ઞાનથી ઉચ્ચ હૃદય જેનુ બન્યુ છે, એવો મનુષ્ય પોતાના ઉત્તમ ચારિત્ર્યથી લોકોના ઉપર સારી અસર કરી શકે છે દયા, સત્ય, અસ્તેય બ્રહ્મચર્ય, અને લક્ષ્મીના ત્યાગી એવા અને ઉત્તમ જ્ઞાનથી સત્ય દૃષ્ટિધારક સાધુઓ જગતનું કલ્યાણ કરવા સમર્થ થાય છે જે આત્મભોગ આપવાને માટે સમર્થ થતો નથી અને મોજ મઝામા મસ્ત બને છે તે સાધુનો વેશ પહેરીને પણ પોતાના આત્માનુ તથા પર મનુષ્યોનુ કલ્યાણ કરવા

સમર્થ થતો નથી ભ્રષ્ટ સાધુઓથી મનુષ્ય વ્યુદ્ગ્રાહિત ચિત્તવાળા બને છે અને તેથી ઉત્તમ સાધુઓનો ઉપદેશ પણ વિશેષ પ્રમાણમા જગતના લાભ માટે થતો નથી

× × × ×

## સંવત્ ૧૯૬૮ પોષ વદિ ૬ બુધવાર તા ૧૦-૧-૧૨ પારડી

સાધુનુ ચારિત્ર ઉચ્ચ હોવુ જોઇએ, અને તેની છાપ અન્યોના ઉપર પડવી જોઇએ ગુણગ્રાહિ જીવોના મન પર સાધુઓના ઉચ્ચ ચારિત્રની છાપ પડે છે જ્ઞાનગર્ભિત વૈરાગ્યથી ઉત્તમ સાધુઓ શોભી શકે છે સાધુઓની વાણી રૂપ અમૃતથી ભવ્ય મનુષ્યોના હૃદય પોષાય છે અને અનેક પ્રકારના સદ્ગુણોની ભૂમિકા રૂપ હૃદય બને છે અધ્યાત્મ જ્ઞાનથી ઉત્તમ સાધુઓ મોહનીય કર્મનો ઉદય ટાળવા સતત પ્રયત્ન કરે છે અને વ્યાવહારિક ધાર્મિક ક્રિયાથી મન, વચન અને કાયાના યોગની ઉચ્ચતા કરે છે આવશ્યક સૂત્રોમા દર્શાવેલા અર્થને જાણીને, આવશ્યકાદિ ક્રિયાઓને કરનારા સાધુઓની ઉન્નતિ થયા વિના રહેતી નથી પોતાના આત્માને માટે આવશ્યકોને હુ કરૂ છુ એવો દૃઢ સંકલ્પ કરીને આવશ્યક ક્રિયાઓમા પ્રવૃત્તિ કરીને જે સાધુઓ એ આવશ્યક ક્રિયાઓ કરે છે તેઓના આચરણો પ્રતિદિન સુધરતા જાય છે તેઓની આખે દોષો અને સદ્ગુણો એ ભિન્નપણે દેખાય છે, દુર્ગુણોથી પાછા હઠવાને માટે અને દુર્ગુણોથી થએલા પાપની માફી માટે જે સાધુઓ તથા શ્રાવકો પ્રતિક્રમણ કરે છે તેઓના આચારો અને વિચારો દુનિયામા અન્ય મનુષ્યો કરતા ઉચ્ચ હોવા જોઇએ પ્રતિદિન જે સાધુઓ પ્રતિક્રમણ કરે છે અને દોષોને ટાળવાજ પ્રયત્ન કરે છે તેઓના આત્માને ધન્યવાદ ઘટે છે જેઓ પ્રતિક્રમણના શબ્દમાત્રને બોલે છે પણ દુર્ગુણોને ટાળીને સદ્ગુણો પ્રાપ્ત કરવા પ્રયત્ન કરતા નથી તેઓ ક્રિયારૂચિ માત્ર ધારક છે પણ ક્રિયાના ઉદ્દેશપૂર્વક આત્માના ગુણો પ્રગટાવવાના અધિકારી નથી યાવજ્જીવ સામાયકાદિ આવશ્યકોનુ આરાધન કરવાનુ કાર્ય કદિ ભૂલવુ જોઇતુ નથી આવશ્યક ક્રિયાઓ કરનારા જૈનોના સદાચારો અને આચારો દુનિયામા દૃષ્ટાત રૂપ થાય છે જે કાળમા અજ્ઞાનનુ જોર

વિશેષ હોય છે, અને ધાર્મિક વિદ્યાની કેળવણી નામ માત્રજ હોય છે તે કાળના જૈનો દુનિયામાં ધર્મનો પ્રકાશ કરવાને સમર્થ થતા નથી વિચાર પૂર્વક આચારને ધારણ કરનારા જૈનો કદિ પોતે ધારણ કરેલા આચારોથી પરાઙ્મુખ થતા નથી સમજ્યા વિના આચારવ્રતને ધારણ કરનારા જૈનોને અન્ય કોઇ અમ ધર્મ સમજાવે છે તો અન્યને પણ ગ્રહણ કરે છે આચારને પાળનારા જેઓ છે તેઓને આચારોનું જ્ઞાન આપવું અથવા તેઓએ આચારોનું જ્ઞાન લેવું વિચાર સિદ્ધ આચાર કરવો જોઇએ સદા ચાર પ્રથમ ધર્મ છે એ મૂળ સિદ્ધાંત આદરવા યોગ્ય છે

× × × ×

## સંવત્ ૧૯૬૮ પોષ વદિ ૮ ગુરૂવાર ૧૧-૧-૧૨
### વલસાડ

હે ચેતન ! ત્હારે દુનિયાના મનુષ્યોના સંબંધમાં આવ્યા વિના તો છુટકો થવાનો નથી પોતાના વિચારોથી ભિન્ન વિચારવાળા મનુષ્યો મળ્યા વિના રહેવાના નથી અને તું અન્ય મનુષ્યોના સંસર્ગથી કંટાળી તોપણ કંઇ વળવાનું નથી ત્યારે ત્હારે એમ કરવું જોઇએ કે મનુષ્યોના સંબંધમાં આવતા અન્ય મનુષ્યોને સારા વિચારો આપવા અને અન્ય મનુષ્યોના સંસર્ગથી નહિ કંટાળતા તેઓને ઉચ્ચબોધ આપવા પ્રયત્ન કરવો વિવેક દૃષ્ટિથી લાભ જોઇને સ્વપરનું કલ્યાણ થાય તેમ પ્રવૃત્તિ કરવી. જે જે બાબતોમાં ભૂલ થાય તે તે બાબતોમાં પુન ભૂલ ન થવા દેવી જોઇએ જે જે દોષો સેવાતા હોય તેનાથી દૂર રહેવા પ્રયત્ન કરવો પ્રતિક્રમણ કરીને પુનઃ આગળ ચઢવા પ્રયત્ન કરવો. હે ચેતન ! તું આ શરીરમાં જ્યાં સુધી રહે ત્યાં સુધી આ પ્રમાણે વર્તવાનું છે કર્મના જોરથી પાછું હઠવાનું થાય તો પણ ત્હારે આગળ ચઢવાનો માર્ગ મૂકવાનો નથી ઉપયોગથી ચૂકતાં તુર્ત ઠોકર લાગે છે ' ઉપયોગે ધર્મ ' એ કહેણી અક્ષરે અક્ષર સૂત્ર જેવી માનીને ચારે તરફથી વિચાર કરીને તું આગળ ચાલ ! અનેક ભવમાં બાંધેલ કર્મ ઉદયમાં આવીને તેનો ભાવ દેખાડે તો તેથી તું હિમ્મત હાર નહિ જ્યારે ત્યારે પણ જ્ઞાનાવરણીયાદિ કર્મનો ક્ષય કર્યા વિના છુટકો થવાનો નથી હળવે હળવે ત્હારૂ કાર્ય કર્યા કર એકદમ

ફળના વિરોધ ન દેખી શકાય તેથી હારે સદ્‌ગુણોની પ્રાપ્તિનો અભ્યાસ કરવો. જોઇએ સારા કાર્યમાં વિઘ્ન આવે છે વિઘ્નો દેખીને ભય પામ નહિ સંકટ અને ઉપાધિયોના સામા લડ્યા વિના શ્રીવીરનો ભક્ત થઇ શકાતો નથી હે ચેતન ! કર્મના યોગે ક્રોધાદિ દુર્ગુણો પ્રકટે છે માટે તું સ્વશક્તિનો પૂર્ણ વિશ્વાસ રાખીને અભ્યાસ કર્યા કર ! આવી ધર્મની સામગ્રી પામીને ઘણાં શુભ કાર્યો કરી શકાય તેમ છે મળેલી શક્તિયોનો દુર્વ્યય કરવા પ્રયત્ન કર નહિ ! હે ચેતન ! હારો ધાર્મિક અભ્યાસ અને મનની પ્રસન્નતા સુવિચારે આગળની દશા ઉપર ચઢાવશેજ

× × × ×

## સંવત્ ૧૯૬૮ના પોષ વદિ ૯ ગુરુવાર તા ૧૨-૧-૧૨ વલસાડ

અધ્યાત્મમતપરીક્ષાની ટીકા વાંચી શ્રીમદ્ યશોવિજય ઉપાધ્યાયે ટીકામાં પોતાનું હૃદય ખોલી દીધું છે અમુક શુષ્ક અધ્યાત્મીઓની દૃષ્ટિ સન્મુખ ખડા કરીને ગ્રંથની રચના કરવામાં આવી છે શુદ્ધ અધ્યાત્મ જ્ઞાની એકાન્ત બનવું નહિ શુભ અને શુદ્ધ વ્યવહારને માનીને તથા તે નયના આચારોને આચરીને હૃદયમાં નિશ્ચયદૃષ્ટિ ધારણ કરવી એમ કર્તાનો સ્ફુટ આશય દેખાય છે જ્યારે કોઇ કાલમાં શુષ્ક અધ્યાત્મિઓનું જોર વધી જાય છે ત્યારે શુષ્ક અધ્યાત્મિઓના વિચારો ફેરવવાને આવા ગ્રન્થો ની રચના કરવાની જરૂર પડે છે તેમજ કોઇ કાલમાં એકાન્ત જડક્રિયા વાદિઓ ગાડરીયા પ્રવાહની પેઠે જ્ઞાનશૂન્યપણે ગુણોની દરકાર રાખ્યા વિના ક્રિયાઓ કરે છે અને આત્માના ગુણોને પ્રકટાવવા પ્રયત્ન કરતા નથી અને અધ્યાત્મજ્ઞાનથી દૂર રહે છે તેના પ્રસંગે અધ્યાત્મ તત્ત્વજ્ઞાતાઓ જડ ક્રિયાવાદીઓના વિચારો ફેરવીને તેમને સાપેક્ષ દૃષ્ટિમાં આણવા માટે અધ્યાત્મ તત્ત્વ ઉપર રુચિ થાય અને જ્ઞાનની મહત્તા સમજાય તેમજ જ્ઞાન પ્રાપ્ત કરવા અભ્યાસમાં જીવો વર્તે તેવા જ્ઞાનની મહત્તાના ગ્રન્થો રચે છે કાળ અને જીવોની દૃષ્ટિ ઉચ્ચ કરવાની અપેક્ષાએ બન્ને પક્ષના ગ્રન્થો રચવાના અવ્યવસ્થા અવલોકવાની જરૂર છે બન્ને શાસનોની મહત્તાને સમજાવનાર ગ્રન્થોને સાપેક્ષ દૃષ્ટિથી જેઓ વાંચે છે તેઓ એકાન્ત

પક્ષપાતમાં પડતા નથી જ્ઞાન અને ક્રિયા એ બે નયની આવશ્યકતા છે શ્રી મદ્ ઉપાધ્યાયજી અધ્યાત્મજ્ઞાનના રસિક હતા તો પણ તેઓએ શુષ્ક અધ્યાત્મના વિચારોને બંધ્લાવવા આવો ઉત્તમ પ્રયત્ન કરીને જૈન સમાજ પર મોટો ઉપકાર કર્યો છે

× × × ×

## સંવત ૧૯૬૮ પોષ વદિ ૧૦ શનિવાર તા ૧૩ મી જાનેવારી ૧૯૧૨ વલસાડ

પીસ્તાલીશ આગમો વગેરે સુશાસ્ત્રોની પ્રથમ શ્રદ્ધા કરવાથી અને પશ્ચાત્ તેનો અભ્યાસ કરવાથી મનમા ઉત્તમ ભાવનાનો પ્રવાહ વહ્યા કરે છે પરસ્પર પાઠોમા વિષમતા કદાપિ સ્વમતિથી દેખાય તો તેનો નિર્ણય જ્ઞાનીઓને પૂછી કરવો અથવા કેવલજ્ઞાનિગમ્ય કહી તેની શ્રદ્ધા રાખવી પોતાની અલ્પબુદ્ધિથી સૂત્રોના રહસ્ય બુદ્ધિગમ્ય ન થઇ શકે તેથી તે ખોટાં કરી શકતા નથી કેવળજ્ઞાનથી કથેલા પદાર્થો અલ્પબુદ્ધિમન્તોના સમજવામા ન આવે તેથી તે કદાપિ અસત્ય કરી શકે નહિ એમ એ ના કલાસનો વિદ્યાર્થી જે સૂક્ષ્મ બાબતને બુદ્ધિમા ઉતારી શકતો હોય તે સૂક્ષ્મ બાબતને પહેલી ચોપડી ભણનાર બુદ્ધિગમ્ય કરી શકે નહિ તેથી એમ એ કલાસના વિદ્યાર્થીની બુદ્ધિમા જે ભાસે છે તે અસત્ય ગણી શકાય નહિ પીસ્તાલીશ આગમો પૈકી ઘણા સૂત્રોમા સાધુના આચારોનુ વિવેચન આવે છે તેનો અનુભવ ખરેખર ! જે ચારિત્રાવસ્થા અગીકાર કરે છે, એવા મુનિયોને આવે છે આગમોના રહસ્યોને ગીતાર્થ મુનિયો સમ્યગ્રીત્યા અવબોધી શકે છે ગીતાર્થ મુનિયોના હૃદયમાજ આગમોના રહસ્યો સારી રીતે ભાસી શકે છે ચારિત્ર નહિ અગીકાર કરનારના મનમા ચરણકરણાનુયોગના પાઠો જે સૂત્રોમા કથ્યા છે તેની અપેક્ષાઓ સમ્યગ્ ભાસતી નથી, ચારિત્ર અગીકાર કર્યો વિના ગમે તેવો ગૃહસ્થ વિદ્વાન હોય તો પણ તેના હૃદયમા ચરણકરણાનુયોગના પાઠોનો અનુભવ આવી શકે નહિ શિક્ષકો કે જેણે શિક્ષણીય શાસ્ત્રોનુ જ્ઞાન અધિકાર ને શક્તિ આદિથી મનન કર્યુ હોય છે, તે શિક્ષણીય બાબતોનુ યોગ્ય ભાન કરી શકે છે તે પ્રમાણે ચારિત્ર અગીકાર કરીને ગીતાર્થ થએલા એવા મુનિવરો વાર્ત

માનિક ચારિત્ર પાલન નિયમોને તદાધારે બાંધી શકે છે. ગીતાર્થ મુનિવરના ઉપદેશથી ધર્મગ્રહણ કરવો જોઈએ. આગમોને ઉત્થાપીને જેઓ કલ્પિત મતોને સ્થાપન કરે છે તે ભાવ મૃષાવાદિ થાય છે. ચોથાવ્રતના ભંગની આલોચના મળી શકે છે પણ ઉત્સૂત્રપ્રરૂપણને આલોચના દુર્લભ છે. આગમોથી જૈનધર્મનું જ્ઞાન મેળવીને જેઓ આગમોથી વિપરીત મત ચલાવે છે, તે જિનાજ્ઞાનો લોપ કરે છે. આગમોમાં કદાપિ ગુરુગમ વિના કેવલીના પરોક્ષપણાથી કોઈ ઠેકાણે ગચ્છ ભેદની ક્રિયાઓમાં તારતમ્યતા નહિ શ્રીમદ્ યશોવિજયજી ઉપાધ્યાય વગેરેના ઉપદેશ પ્રમાણે આવતું કેટલીક ન સમજાય તે વાત કેવલી ઉપર બગાવવી.

× × × ×

## સંવત્ ૧૯૬૮ ના પોષ વદિ ૧૦ રવિવાર તા. ૧૪-૧-૧૨
### વલસાડ

જૈનધર્મરૂપ રાજ્યના રાજા શ્રીમહાવીરપ્રભુ છે. સાંપ્રત સર્વે જૈનો શ્રીમહાવીરપ્રભુના રાજ્યમાં ગણી શકાય છતાં તેના પ્રવર્તક આચાર્યો ઉપાધ્યાયો વગેરે સંઘ ગણી શકાય છે. વ્યાકરણ ન્યાય આદિ ભણીને જે સાધુઓ વાદસંપન્ન થયા છે તે તો જૈનધર્મ રાજ્યના સેનાપતિની ઉપમાને ધારણ કરે છે. જૈનધર્મ રાજ્યના રક્ષણ માટે જેઓ તન મનથી પ્રયત્ન કરે છે, તેઓ યોદ્ધાઓની પદવીને ધારણ કરે છે. જૈનધર્મનો ફેલાવો કરવાને માટે જેઓ અનેક પ્રકારના ઉપાયોને જાણે છે અને અન્ય ધર્મના શાસ્ત્રોને જાણે છે તેમજ અન્ય ધર્માચાર્યોની હીલચાલને જાણીને તેઓની દેખરેખ રાખી જૈનધર્મ રાજ્યને ટકાવવા સદાકાલ પ્રયત્ન કરે છે તેઓ રેસીડેન્ટ સમાન જાણવા. જૈનધર્મ રાજ્ય પ્રવર્તાવવાનો મુખ્ય કારોબાર કરીને સર્વ ઉપર દેખરેખ રાખનારાઓ આચાર્યો વાઇસરાયના ઠેકાણે જાણવા. ચતુર્વિધ સંઘની સભા તે પાર્લામેંટને ઠેકાણે જાણવી. જૈનધર્મના સિદ્ધાંતો જાણીને વ્યવસ્થાદૃષ્ટિથી જૈનધર્મ પાળનારાઓને ઉપદેશ આપે છે અને તેઓના પ્રશ્નોના ઉત્તરો આપે છે, તથા જૈન ધર્મમાં પરસ્પર થતી ચર્ચાઓનું જે સમાધાન કરે છે તેઓ જજના ઠેકાણે જાણવા. અર્થાત્ તેઓ જૈન ધર્મ રાજ્યના જડજો ચરબોધના

સાત નયનો વિવેક સમજાવવો સાત નય ભંગી રૂપ વ્યૂહ રચના સમજાવી સ્યાદ્વાદની મોટી તોપો સમજાવી ચમત્કાર રૂપ હવાઈ નિશાનો સમજાવવા જૈન ધર્મ રાજ્યના આઠ પ્રભાવકો છે જૈન ગુરૂ વગેરે જૈનધર્મ રાજ્ય વધારવાની ઉત્તમ સંસ્થાઓ છે ગુમાસ્તાઓનું લશ્કર જ્યાં ત્યાં ફરતું જાણવું આગમોને નાગમોના બાણો જાણવાં જૈનધર્મ રાજ્યના બધા રસ્તા જૈન રાજ્યની વૃદ્ધિ થાય છે શાસ્ત્રને અનુસરીને જૈનધર્મ રાજ્યના અધારણોને સુધારવા જોઈએ જૈનધર્મ રાજ્યનું રક્ષણ તથા તેનો ફેલાવો કરવાને જૈનોએ કુસંપ કલેશ વગેરેને દેશવટો આપીને એક ચિત્તથી કાર્ય કરવા જોઈએ બાહ્ય રાજ્યના જેટલા ખાતા છે અને જેવી ઉત્તમ વ્યવસ્થા કરવી પડે છે તેવી રીતે જૈનધર્મ રાજ્યના ખાતા હોય છે અને તેની ઉત્તમ વ્યવસ્થા કરવી જોઈએ જૈનધર્મની ધાર્મિક ક્રિયાઓના યોગીઓ જૈનોદયમાં પ્રવૃત્તિ કરે છે અને આધ્યાત્મિક જ્ઞાનીઓ જૈનધર્મ રાજ્યના સૂક્ષ્મતત્ત્વોનું રક્ષણ કરે છે અનેક દૃષ્ટિથી જૈનધર્મ રાજ્યને દેખી શકાય છે

× × × ×

## સંવત્ ૧૯૬૮ના પોષ વદિ ૧૧ સોમવાર તા. ૧૫-૧-૧૯૧૨

### વલસાડ.

આર્યસમાજીઓની પેઠે જૈનો પણ ધર્મઝનુનમાંથી જૈનોને ઉન્નત બનાવવા પ્રયત્ન કરે તો આર્યસમાજીઓ કરતા પણ જૈનો પોતાની ઉન્નતિ વિશેષ પ્રકારે કરી શકે જૈનગુરુકુળ સ્થાપવાની આવશ્યકતા છે જૈનધર્મનો અભ્યુદય થાય તેના ઉપાયો હવે લીધા વિના છુટકો થવાનો નથી જૈનાગમોથી અવિરૂદ્ધ એવા પ્રગતિ ક્રમના ઉપાયોની યોજના થવી જોઈએ જૈનધર્મ પાળનારાઓ વધે તેના ઉપાયો લેવાની ઘણી જરૂર છે જૈનધર્મના આચારો અને વિચારોનો સંતતિ વૃદ્ધિની પેઠે જગત્મા ફેલાવો કરવા જૈનધર્માભિમાનીઓએ કમર કસીને પ્રયત્ન કરવો જોઈએ જૈનધર્મને પાળનાર જૈનો બનાવવાની ઘણી જરૂર છે જૈનાગમોને જાણનાર જૈનો જૈનધર્મની અભિવૃદ્ધિ અને ઉત્તમ વિચારો કરી શકે છે સામાન્ય બાબતો કે જે સર્વ જૈનોને એક સરખી રીતે માન્ય હોય તેવી બાબતોમાં પ્રત્યેક જૈનોએ એક સરખી રીતે હળીમળીને વર્તવું જોઈએ સામાન્ય બાબતમાં

સર્વ જૈનોએ અન્ય વિક્ષેપો નડે નહિ તેવા ઉપાયો લઈને પ્રયત્ન કરવો જોઈએ જે જે બાબતોમાં મતભેદ ન હોય તે બાબતોના માટે ગમે તેવા અંતર બાબતોના મતભેદ છતાં પણ પ્રયત્ન કરવો જોઈએ દુનિયાનો કોઈપણ ધર્મ, મતભેદ વિના નથી જૈનધર્મના ત્રણે ફિરકાઓમાં જે જે મળતી બાબતો આવતી હોય તે બાબતો દ્વારા ઉન્નતિ કરવાને માટે જૈન મહા પરિષદ્ જેવી સંસ્થાઓ સ્થાપવાની પણ ઘણી જરૂર છે કોઈ વખત અણધાર્યો આક્ષેપોથી મતભેદ થવા પામે તો ઘણી સાવચેતીથી કાર્ય કરવું જોઈએ આવી બાબતોમાં પ્રવૃત્તિ કરવાથી ધર્મનો ક્રિયાયોગ સાધવો શકાય છે જૈનધર્મની સેવા કરનારાઓ કદિ સેવાનું ફળ પામ્યા વિના રહેતા નથી

× × × ×

## સંવત્ ૧૯૬૮ના પોષ વદિ ૧૨ મંગળવાર તા ૧૬-૧-૧૨ વલસાડ.

જૈનધર્મના સિદ્ધાંતોની ખરી ખૂબીઓ દુનિયામાં બહાર લાવવાથી અન્ય ધર્મના સિદ્ધાંતોની સાથે જૈનધર્મના સિદ્ધાંતોનો મુકાબલો કરી શકાય છે, અને જૈનધર્મના સિદ્ધાંતોની ઉત્તમતાને દુનિયા જાણી શકે છે જૈનધર્મના સિદ્ધાંતોની ઉત્તમતાની છાપ દુનિયામાં પડવાથી જૈનશાસ્ત્રનો જય થાય છે "જૈનશાસ્ત્રનો જય" એટલું બોલવા માત્રથી જૈનશાસ્ત્રનો જય થઈ શકતો નથી જૈનધર્મના સિદ્ધાંતોનો ફેલાવો કરવામાં સર્વ સમર્પણ થવું જોઈએ સ્વાર્પણ કર્યા વિના જૈનધર્મની સેવા પરિપૂર્ણ કરી શકાતી નથી કોઈ પણ કાર્ય આત્મભોગ આપ્યા વિના સારૂં બની શકતું નથી ત્યારે જૈનધર્મોન્નતિનું કાર્ય પણ આત્મભોગ આપ્યા વિના ક્યાંથી બની શકે ? જ્યારે ત્યારે પણ સાક્ષર જૈનો વડે જૈનધર્મ પ્રતિ લાખો વા કરોડો મનુષ્યોના ચિત્ત આકર્ષાશે એક મોટા પર્વતને ઘસારો લાગતાં તેના પત્થરો ખરીને તેની જેમ ડુંગરી બની જાય છે અને છેવટે પત્થરા અવશેષ રહે છે તેમ પૂર્વે જૈનધર્મ ભારતનો મહાન્ ધર્મ હતો તેની ક્ષય થતાં થતાં હાલ તેર લાખ જેટલા જૈનો રહ્યા છે જૈનધર્મ સત્ય છે અને તેનો ફેલાવો કરવા લાયક છે ત્યારે તે કેમ ઘટી ગયો ? તેના ઉત્તરમાં જૈનધર્મના પ્રવર્તકોમાં પ્રમાદ કાલ દોષ અને જૈનધર્મની વૃદ્ધિના ઉપાયોનો પ્રતિદિન

વિચાર અને તે પ્રમાણે જે પ્રવૃત્તિ કરવી તેનો અભાવ થવા લાગ્યો ઇત્યાદિ જૈનધર્મનો ફેલાવો કરવામાં ઘણા વિઘ્નો, વિક્ષેપો નડયા હોય એમ અનુમાન લાગે છે જૈનાચાર્યોના સામા અન્યો તરફથી ઘણા ઉપદ્રવો નડેલા છે તે તે કાળે અન્યોએ કરેલા ઉપદ્રવોને છતીને જૈનાચાર્યોએ આગળ વધવા પ્રયત્ન કર્યો હતો, પણ અન્ય આચાર્યો કરતા જૈનાચાર્યોને ધર્મનો ફેલાવો કરવામાં ચારે તરફથી જોઇએ તેટલા સાનૂકુલ સાધનો ન મળ્યા હોય એમ લાગે છે તો પણ જૈનાચાર્યોએ જૈનધર્મનું રક્ષણ કર્યું છે, માટે તેમનો આપણા ઉપર મહાન્ ઉપકાર થયો છે

× × × ×

## સંવત્ ૧૯૬૮ પોષ વદિ ૧૩ બુધવાર તા ૧૭-૧-૧૯૧૨ વલસાડ

આત્માની શક્તિ વધારવાને માટે મનમાં ઉત્પન્ન થતા વિકલ્પ સંકલ્પો અમુક કાળ પર્યંત શમાવવાની ઘણી જરૂર છે સમાધિમાં અભ્યાસથી એવી અદ્ભુત શક્તિ પ્રાપ્ત થાય છે, કે અન્ય મનુષ્યોના ઉપર ઘણી સારી અસર કરી શકાય છે આ બાબતનો જાતિ અનુભવ પ્રાપ્ત થયો તેથી એમ અનુમાન થાય છે કે સહજ સમાધિના અભ્યાસીઓ મનની શક્તિ વધારીને પોતાના જેવા વિચારો અન્યોના હૃદયમાં ઉત્પન્ન કરી શકે છે મેસ્મેરીઝમ અને હીપ્નોટીઝમના અભ્યાસીઓ પોતાના વિચારોની અસર ખરેખર અન્યોના હૃદય ઉપર કરી શકે છે તો સમાધિના અભ્યાસ કરનારાઓની ઔપદેશિક વગેરે કાર્યો વડે અન્યોને જલદી અસર થાય છે પૂર્વે યોગ સમાધિના અભ્યાસીઓ મનુષ્યો પર ચમત્કારિક અસર કરતા હતા, એમ અનેક ગ્રન્થોથી જણાય છે સામ્પ્રતકાલમાં યોગ સમાધિના અભ્યાસીઓ ઘણા ઉત્પન્ન થાય તો તેઓના વિચારોની અસર દુનિયાપર ઘણી થાય અલ્પ સમાધિ અભ્યાસથી આવો અનુભવ આવે છે તો વિશેષ સમાધિના અભ્યાસકોનું શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે હોય તેમાં કાંઇ પણ આશ્ચર્ય નથી સારી સમાધિનું સ્વરૂપ પામવા શાસ્ત્રોના આધારે પ્રયત્ન કરવાની જરૂર છે શ્રીમદ્ હેમચન્દ્ર મહારાજે યોગ સમાધિના અમુક અંશોને પ્રાપ્ત કરી જૈનધર્મનો ઉદ્ધાર કર્યો હતો તેઓના માર્ગને દીપાવવા અધુના પણ પ્રયત્ન કરવાની આવશ્યકતા છે

× × × ×

## સંવત્ ૧૯૬૮ના પોષ વદિ ૧૪ ગુરૂવાર તા. ૧૮-૧-૧૨
### વલસાડ

હાલમા ગતિના વખતમા ધ્યાન સમાધિનો અભ્યાસ સેવવાથી સહજ સુખનો અનુભવ વધતો જાય છે બાકીનું આગમ। અને ઓદયિક પ્રવૃત્તિથી સમાધિના ઉંડા પ્રદેશમા ઉતરવાનો સતત અભ્યાસ થઇ શકતો નથી પારમાર્થિક કાર્યોમા પ્રવૃત્તિ કરવાનુ કામ અપુકાર્યુ આવી પડે છે શુભ પ્રવૃત્તિ સર્વથા આદેય છે શુભપ્રવૃત્તિરૂપ ધર્મ વ્યવહાર કાર્યો સેવવામા અન્તરથી નિર્લેપતા રાખવી એવો પ્રયત્ન હાલ વિશેષતઃ કરાય છે ધ્યાનની પીઠિકા દૃઢ કરવાનુ કાર્ય હજી ચાલે છે ધ્યાન કરતા કરતા મન વિશ્રામ પામવાથી સમાધિનો અનુભવ આવે છે ધ્યાન અને સમાધિથી આત્મબળ વૃદ્ધિ પામે છે, અને મનની પૂર્વે નહિ અનુભવેલી એવી શાન્તતા અનુભવાય છે સમાધિના કાલ પશ્ચાત્ સાત્ત્વિક વિચારોની શ્રેણિ હૃદયમા ઉત્પન્ન થાય છે સમાધિકારક પ્રવૃત્તિમાર્ગમા અત્યન્ત બળ વાપરવું પડે છે પ્રથમ અભ્યાસમા તો ક્રિયા યોગ દ્વારા સમાધિની સ્થિતિ પ્રાપ્ત કરવા પ્રયત્ન કરવો જોઇએ ધર્મક્રિયામાર્ગથી ભ્રષ્ટ થઇને નિષ્ક્રિય પોતાને માની બેસવાથી કંઇ યોગી બની શકાતુ નથી ધર્મક્રિયામાર્ગમા પ્રવૃત્ત કરવાથી યોગ સમાધિમા છેવટે પ્રવેશ કરી શકાય છે પારમાર્થિક શુભ કાર્યોની પ્રવૃત્તિ તજીને જેઓ યોગ સમાધિ પ્રાપ્ત કરવા ઇચ્છે છે, તેઓ કદિ અપરની ઉન્નતિ કરવા શક્તિમાન્ થતા નથી પારમાર્થિક શુભ ધર્મ વ્યવહાર કાર્ય કરતા કરતા યોગીપણુ પ્રાપ્ત થાય છે માટે તે માર્ગે સર્વ મનુષ્યોએ પ્રવૃત્તિ કરવી જોઇએ

× × × ×

## સંવત્ ૧૯૬૮ પોષ વદિ ૦)) શુક્રવાર તા. ૧૯-૧-૧૨
### વલસાડ

દયા, સત્ય, અસ્તેય દેશાન બ્રહ્મચર્ય, સર્વત બ્રહ્મચર્ય, પરિગ્રહ પરિમાણ, સર્વથી પરિગ્રહ ત્યાગ, દારૂ માંસ ત્યાગ આદિ ગુણો જેમા પીઠિકારૂપે છે એવા જૈનધર્મનો વિસ્તાર કરવામા જે જૈનો કમ્મર કસતા નથી તેઓ જૈન નામને લજવે છે, જૈનશાસ્ત્રોમા નીતિધર્મનો વ્રતોમા જ સમાવેશ

કરવામાં આવ્યો છે ગુણસ્થાનકના અધિકાર પ્રમાણે જૈનોએ વર્તવાનું છે સર્વ જીવોનો એક સરખો અનાદિક ધર્મ છે નો અધિકાર નથી જે જે અંશે ધર્મ અંગીકાર કરે તે તે અંશે જૈન કહેવાય છે નયોની અપેક્ષાએ આખી દુનિયાના ધર્મના અભિપ્રાયોનો જેમાં સમાવેશ થાય છે એવા અનેકાન્ત જૈનધર્મની ખૂબીઓ સૂક્ષ્મ અલૌકિક હોય એમાં કાંઇ આશ્ચર્ય નથી દુનિયામાં જ્ઞાનનો પ્રચાર જેમ જેમ વૃદ્ધિ પામશે અને દુનિયાના લોકો ધર્મતત્ત્વની શોધમાં પ્રવૃત્તિ કરશે ત્યારે તેઓને જૈનધર્મના સિદ્ધાન્તોની અપૂર્વ ખૂબીઓ સમજાશે જ્ઞાનીનું મગજ સિદ્ધાંતોના સૂક્ષ્મ રહસ્યોને તપાસી શકે છે પચ્ચાશ સાઠ વર્ષ પશ્ચાત્ અન્ય દેશોના વિદ્વાનો જૈન ધર્મના સિદ્ધાન્તોનો પ્રચાર કરવા પ્રયત્ન કરશે અમુક જાતિમાં જ તરીકે જૈનો મનાય છે તત્ સંબંધી સુધારો થશે અને જૈનધર્મ પાળવામાં જાતિનો ભેદ નડશે નહિ તેમજ જૈનો બનાવવાના દ્વાર ખુલ્લા થશે, એમ લાગે છે પચ્ચાશ સાઠ વર્ષ પછી જ્ઞાનના ફેલાવાથી જૈનોમાં ઘણા સુધારાઓ થશે પવિત્ર જૈનધર્મનો દુનિયામાં પ્રતિદિન ફેલાવો થાઓ એજ હૃદયની ભાવના છે

× × × ×

## સંવત્ ૧૯૬૮ ના માઘ શુદિ ૧ શનિવાર તા ૨૦-૧-૧૨
### વલસાડ

વિવેકદૃષ્ટિથી સર્વ કાર્ય કરવાનો અભ્યાસ પાડવો જોઇએ ઉપયોગ રાખી તે કાર્યો કરવાથી ભૂલ થતી નથી જે જે કાર્યો કરવામાં આવે તે કેટલાં કર્યાં તે ઉપર લક્ષ નહિ આપતાં તે તે કાર્ય કેવું સુંદર કર્યું તે ઉપર લક્ષ્ય આપવું જોઇએ **થોડું કરવું પણ તે સુંદર કરવું** આવી વૃત્તિથી ઉત્તમ કાર્યો કરી શકાય છે જેનું ફળ ઉત્તમ હોય એવી ક્રિયાઓ કરવામાં આત્માની શક્તિને વાપરવી જોઇએ જે જે કાર્યો કરવામાં આવે તેની ચારે તરફથી તપાસ કરવી જોઇએ પ્રત્યેક કાર્યોમાંથી નવો અનુભવ મેળવવો જોઇએ **ઘણાં કામ લઇને પડતાં મૂકવા કરતાં એક કામ લઇને તેને પરિપૂર્ણ કરવું** એ વિશેષ સારૂં છે અનુક્રમ નિયમસર પદ્ધતિથી કાર્ય કરવાની ટેવ પાડવાથી તે તે કાર્યો કરવામાં આત્માની શક્તિનો નિયમસર ઉપયોગ થાય

રાખીમાંથી રહે છે નિષ્કામબુદ્ધિવાળા મહાત્માઓને ધાર્મિક કાર્યો કરવામાં રસ પડે છે તેથી તેઓ પરોપકારક ધાર્મિક કાર્યો કર્યા વિના રહી શકતા નથી હે આત્મન્ ! નિષ્કામ બુદ્ધિથી ઉપદેશ ગ્રન્થો બનાવવા વગેરે કાર્યોને કર્યા કર !

× × × ×

## સંવત્ ૧૯૬૮ ના માઘ સુદિ ૮ મંગળવાર
## તા. ૨૩-૧-૧૯૧૨ બીલીમોરા

જૈનધર્મને રાજકીયધર્મ બનાવનારા કલિકાલસર્વજ્ઞ શ્રીમદ્ હેમચંદ્રાચાર્યે મન વાણી અને કાયાથી અત્યન્ત મહેનત કરી હતી જૈનધર્મના ઉદ્ધાર માટે તેમણે કુમારપાળરાજાને જૈન બનાવ્યો અને તેઓશ્રીએ જૈનધર્મના પ્રચાર માટે અને જૈનગ્રંથો રચવા માટે અત્યંત પ્રયત્ન કર્યો છે તેમની પાછળ તેમના જેવા મુનિવરો ન પાકવાથી તેમજ ભાવિભાવ યોગે જૈનધર્મપાળનારાઓની સંકુચિતતા થવા લાગી શ્રીમદ્ હેમચંદ્રે તે કાલને અનુસરીને જે પગલાં ભર્યા હતા તે કરોડો ઘણા ઉત્તમ હતા જૈનોના મહા ઉપકારી એવા શ્રીમદ્ હેમચંદ્ર જેવા હજારો મુનિવરો ઉત્પન્ન થાઓ ! ધર્મરાજ્યના નવર્તક અને શીલસૂર્ એવા શ્રીમદ્ હેમચંદ્રના હૃદયનું ધર્માભિમાન વિચારીએ છીએ તો એટલું માલૂમ પડે છે કે તેઓ જૈનધર્મના પ્રચારક આત્મભોગી પુરૂષમાં પ્રથમ નંબરે મૂકવા યોગ્ય આજ સુધીના આચાર્યમાં તે હતા મંત્રશાસ્ત્ર, યોગશાસ્ત્ર, વ્યાકરણ, ન્યાય સિદ્ધાંત, તંત્ર, જ્યોતિષ્ વગેરે અનેક બાબતોમાં તેઓ નિપુણ હતા તેમના જેવા આત્માઓ પ્રકટી નીકળો ! જૈન ગુરુકુલ વગેરેની સ્થાપનાથી ઉત્તમ જૈનધર્મપ્રચારક પુરૂષો પ્રકટી નીકળશે એવી આશા રહે છે જૈનધર્મ માટે આત્મભોગ આપનારા સાક્ષર મુનિવરોને વધાવી લેવા જોઇએ. પૂર્વાચાર્યોના કૃત્યોની અનુમોદના કરવી જોઇએ તેમજ સાંપ્રતકાલમાં જે જે મુનિવરો જૈનધર્મના ઉદય માટે આત્મભોગ આપી જે પ્રયત્ન કરતા હોય તેઓને મદદ કરવી જોઇએ અને તેઓનો ઉત્સાહ વધે એમ ઉદારચિત્તથી વર્તવું જોઇએ ઉત્તમ મુનિવરોનાં ચરિત્રો હૃદયમાં ઉંડી અસર કરે છે

× × × ×

કાર્યો કરવાનો અભ્યાસ છોડવો નહિ દુનિયાના ધન્યવાદ અને વાંદવાદના શબ્દોની પોતાનાપર વૃષ્ટિ થતી હોય તોપણ મહાત્માઓ તે પ્રતિ લક્ષ્ય રાખતા નથી તેઓ તો એમ સમજે છે, કે પોતાની ફરજ મનુષ્યે અદા કરવી જોઇએ અન્તરમા ઉત્પન્ન થયેના શુભ વિચારો એજ મારૂં માન છે એમ સમજી પોતાની ધાર્મિક ફરજને અદા કરવાને કદિ ચૂકતા નથી લોકો તરફથી માન આદિની ઇચ્છા રાખીને ઉપદેશ વા ગ્રંથો લખનારા મનુષ્યો કોઇ વખતે સન્માન નહિ મળતા મનમા દિલગીરી ધારણ કરે છે, અને શુભ કાર્યોથી પાછા હઠે છે નિષ્કામભાવથી ધાર્મિક કાર્યો કરનારા મહાત્માઓ કદી દિલગીર થતા નથી અને ધાર્મિક શુભ કાર્યોથી પાછા હઠતા નથી

× × × ×

## સંવત્ ૧૯૬૮ ના માઘ શુદિ ૩ સોમવાર તા ૨૨-૧-૧૨ વલસાડ

ઇર્ષ્યાળુઓ અનેક પ્રકારની વાતો કરીને પાછા પાડવા પ્રયત્ન કરે તો પણ કદિ તે તરફ લક્ષ્ય આપવુ નહિ કીર્તિની વા અન્ય કોઇ બાબતની સ્પૃહાવિના ગ્રંથ લેખન વગેરે કાર્ય કરતા છતા પણ કીર્તિ માન, પૂજા વગેરેની લાલચોથી ઈર્ષ્યાળુઓ મહાત્માઓને વગોવવા પ્રયત્ન કરે તેથી મહાત્માઓએ કદિ ઉત્તમ ધાર્મિક કાર્યોથી પાછા હઠવુ નહિ પોતાનાથી ઉત્તમ કાર્યોમા પ્રવૃત્તિ થતી હોય અને તેથી દુર્જનો ઇર્ષ્યાથી બળી જઇને ગમે તેવા નીચ શબ્દો હલકા પાડવા બોલે તો તેથી ઉપકારક કાર્યોને ત્યજવા નહિ અને દુર્જનોના શબ્દોને સાંભળવા પણ નહિ પોતાનુ કાર્ય કરવામા અત્યંત ધૈર્ય ધારણ કરવુ જેના સામા દુર્જનો હોતા નથી તે મહાત્માના ગુણો પ્રગટાવી શકતો નથી સૂર્ય ઉદય પહેલા કાગડાઓ કા કા શબ્દો કર્યા કરે છે તેથી સૂર્ય પોતાની ગતિનું કાર્ય છોડી દેતો નથી સર્વ મનુષ્યો વખાણે તો કાર્ય કરવુ, આવુ તો કદિ બનનાર નથી પારમાર્થિક કાર્યો કરનારાઓની ગમે તેવી નિંદા કરવામા આવે તો પણ તેવા પરોપકારનિષ્ઠ મહાત્માઓ મન વાણી અને કાર્યોના પરમાર્થથી પાછા હઠતા નથી વિવાહમા સાસરીમાપક્ષવાળી સ્ત્રીઓ, વરને કેટલીક કામમા ભાંડે છે તેથી વર વિના રહેતો નથી ઉપકારના કાર્યો કરવામાં મહાત્માઓ સદાકાલ

રાચીમાચી રહે છે નિષ્કામબુદ્ધિવાળા મહાત્માઓને ધાર્મિક કાર્યો કરવામાં રસ પડે છે તેથી તેઓ પરોપકારક ધાર્મિક કાર્યો કર્યા વિના જીવી શકતા નથી હે આત્મન્ ! નિષ્કામ બુદ્ધિથી ઉપદેશ ગ્રન્થો બનાવવા વગેરે કાર્યોને કર્યા કર !

× × × ×

## સંવત્ ૧૯૬૮ ના માઘ સુદિ ૪ મંગળવાર
## તા ૨૩-૧-૧૯૧૨ બીલીમોરા

જૈનધર્મને રાજકીયધર્મ બનાવવાને કલિકાલસર્વજ્ઞ શ્રીમદ્ હેમચન્દ્રાચાર્યે મન વાણી અને કાયાથી અત્યન્ત મહેનત કરી હતી જૈનધર્મના ઉદ્ધાર માટે તેમણે કુમારપાળરાજાને જૈન બનાવ્યો અને તેઓશ્રીએ જૈનધર્મના પ્રચાર માટે અને જૈનગ્રન્થો રચવા માટે અત્યંત પ્રયત્ન કર્યો છે તેમની પાછળ તેમના જેવા મુનિવર્ગ ન પાકવાથી તેમજ ભાવિભાવ યોગે જૈનધર્મપાળનારાઓની સંકુચિતતા થવા લાગી શ્રીમદ્ હેમચન્દ્રે તે કાલને અનુસરીને જે પગલાં ભર્યાં હતા તે કરોડો ઘણા ઉત્તમ હતા જૈનોના મહા ઉપકારી એવા શ્રીમદ્ હેમચન્દ્ર જેવા હજારો મુનિવરો ઉત્પન્ન થાઓ ! ધર્મરાજ્યના પ્રવર્તક અને શીલગુરુ એવા શ્રીમદ્ હેમચન્દ્રના હૃદયનું ધર્માભિમાન વિચારીએ છીએ તો એટલું માલૂમ પડે છે કે તેઓ જૈનધર્મના પ્રચારક આત્મભોગી પુરુષમાં પ્રથમ નમ્બરે મૂકવા યોગ્ય આજ દુનીના આચાર્યગણમાં તે હતા મંત્રશાસ્ત્ર, યોગશાસ્ત્ર, વ્યાકરણ, ન્યાય સિદ્ધાંત, તંત્ર, જ્યોતિષ્ વગેરે અનેક બાબતોમાં તેઓ નિપુણ હતા તેમના જેવા આત્માઓ પ્રકટી નીકળો ! જૈન ગુરુકુલ વગેરેની સ્થાપનાથી ઉત્તમ જૈનધર્મપ્રચારક પુરુષો પ્રકટી નીકળશે, એવી આશા રહે છે જૈનધર્મ માટે આત્મભોગ આપનારા સાક્ષર મુનિવરોને વધાવી લેવા જોઇએ પૂર્વાચાર્યોના કૃત્યોની અનુમોદના કરવી જોઇએ તેમજ સાંપ્રતકાલમાં જે જે મુનિવરો જૈનધર્મના ઉદય માટે આત્મભોગ આપી જે પ્રયત્ન કરતા હોય તેઓને મદદ કરવી જોઇએ અને તેઓનો ઉત્સાહ વધે એમ ઉદારચિત્તથી વર્તવું જોઇએ ઉત્તમ મુનિવરોનાં ચરિત્રો હૃદયમાં ઉંડી અસર કરે છે

× × × ×

## સંવત્ ૧૯૬૮ માઘ શુદિ ૫ તા ૨૪-૧-૧૨
## બીલીમોરા

ઉપર ઉપરનું જ્ઞાન મેળવીને જેઓ ઉપદેશ આપવા નીકળી પડે છે તેઓ પોતાના ઉપદેશથી અન્યોને હાનિ પહોંચાડી શકે છે યોગ્યતા પરખ્યા વિના આપેલો ઉપદેશ નિષ્ફળ જાય છે જેની વાણીથી સદ્ગુણોનોજ લાભ થઇ શકે તે ઉત્તમ ઉપદેશક ગણાય છે ગુણાનુરાગ અને મધ્યસ્થ ગુણ અને હૃદય શુદ્ધતાના ગુણ વિના ઉપદેશની સચોટ અસર થતી નથી જે ઉપદેશથી આત્માના સદ્ગુણો મેળવવા ઇચ્છા થાય અને દુર્ગુણોને ટાળવાની બુદ્ધિ થાય એ ઉત્તમ ઉપદેશ છે ગુણાનુરાગ અને મધ્યસ્થ ગુણ વિના ઉપદેશ સાંભળનાર પણ ઉપદેશનું રહસ્ય પ્રાપ્ત કરી શક્તો નથી ઉપદેશ દેનારના વર્તનપર ઉપદેશની અસરનો આધાર અમુક અપેક્ષાએ રાખી શકાય છે યોગ્ય ઉપદેશ અને યોગ્ય શિષ્યનો સબંધ મળે છે તો ઉપદેશની કિંમત આંકી શકાય છે નિસ્પૃહ ભાવથી ઉપદેશ દેનારાઓને એકાંત ધર્મની પ્રાપ્તિ છે ઉપદેશ દેનારાઓ મહાન્ લાભ પ્રાપ્ત કરી શકે છે ઉપદેશ દેનારાઓને એકાંત ધર્મની પ્રાપ્તિ છે શ્રોતાઓને લાભ થાય વા ન થાય તેનો નિશ્ચય કહી શકાય નહિ લક્ષ્મી અને રાજ્યદાનાદિ કરતા ઉપદેશ દાન શ્રેષ્ઠ છે જેણે ઘણું વાંચેલું હોય છે, ઘણું સાંભળેલું હોય છે અને જેને ઘણો અનુભવ હોય છે તે ઉપદેશ સારી રીતે દઇ શકે છે હાલમાં ઉપદેશની પદ્ધતિ ચાલે છે તેમાં સુધારો કરવાની આવશ્યકતા છે ઉપદેશક સાધુઓએ પોતાના આત્મામાં ગુણો પ્રકટાવવા વિચાર કરવો જોઇએ શાન્ત દાન્ત વૈરાગી અને ત્યાગી સાધુઓ પોતાના ઉપદેશથી અન્યોને સારી અસર કરવા સમર્થ બને છે જેઓ આજીવિકાનાજ ઉદ્દેશથી ઉપદેશ દે છે તેઓના ઉપદેશના વાક્યોમાં સ્વાર્થના અનેક વિચારો આવ્યા વિના રહેતા નથી ઉપદેશકોએ ઉપદેશના બી વાવ્યા કરવા તેનું ફળ ગમે ત્યારે પણ નક્કી એમ જાણી ઉપદેશનું કાર્ય કરવું જોઇએ

× × × ×

## સંવત્ ૧૯૬૮ ના માઘ શુદિ ૬ ગુરૂવાર
## તા ૨૫-૧-૧૯૧૨. અમલસાડ

જેઓને ઉપદેશ દેવામા આવે છે તે શ્રાવકોનો મોટો ભાગ નિરક્ષર હોવાથી જૈન તત્ત્વો સમજવાને માટે અધિકારી પણ સ્વવિચાર પ્રમાણે પ્રાય જણાતો નથી તેથી તેઓની આગળ ધર્મકથાઓ કહેવી પડે છે અને તેઓને પ્રથમ ધર્મક્રિયાઓના આચારોમા જોડવા પડે છે ઓર શ્રદ્ધાની રુચિવી તેઓ ધર્મ માર્ગમા પ્રવેશ કરે છે કેટલાક તો જાતિના આચારોથી પણ અમુક બાબતોમા દૂર હોય છે તેઓને પણ તે સમજે તેવા ઉપદેશથી બોધ દેવો પડે છે કેટલાક શ્રાવક જૈનોની શ્રદ્ધા અને રુચિ અલ્પ હોય છે તેઓ ગુરૂને અ પરુચિથી માને છે અને લોક વ્યવહાર સાચવવાને માટે ગુરૂની ભક્તિ કરતા હોય છે એમ સૂક્ષ્મ બુદ્ધિમાનોને જણાયા વિના રહેતુ નથી કેટલાક જૈનકુળમા ઉત્પન્ન થએલા શ્રાવકો અજ્ઞાનના યોગે શ્રાવકના આચારોથી પરાઙ્મુખ હોય છે કેટલાક જૈનકુળમા જન્મેલા શ્રાવકો ગાડરીઆ પ્રવાહની પેઠે ગુરૂની માન્યતા ધરાવે છે કેટલાક શ્રાવકો સદ્ગુરૂના જોગ મળતા પણ તત્ત્વ જાણવાની ઇચ્છા ધરાવતા નથી શ્રાવક જૈનોની અવદશા દેખીને તેઓને સુધારવા પ્રયત્ન કરવો તેઓની શ્રદ્ધાવૃદ્ધિ પામે અને સદાચારમા રુચિ થાય તેમ ઉપાયો યોજવા પણ તેઓને તરછોડી દેવા નહિ જૈનોને ધર્મમાર્ગમા યોજવાને માટે જેટલુ બને તેટલુ કર્યા વિના રહેવુ નહિ આપણા કરતા અન્ય જૈનોને નીચે દેખીને તેઓને ધિક્કારવા નહિ પણ તેઓને ઉચ્ચ કરવા બનતા ઉપાયો યોજવા પોતાનાથી બનતુ કર્યાવિના કદિ રહેવુ નહિ જેઓ માર્ગાનુસારીના ગુણોની યોગ્યતાવાળા ન હોય તેઓને માર્ગાનુસારીના ગુણોમા જોડવા આપણા કરતા જેઓ ઉચ્ચ છે, તેની અપેક્ષાએ આપણે નીચા છીએ એમ જાણી આપણા આત્મ સજાતીય બન્ધુઓપર શુદ્ધ પ્રેમ ધારણ કરીને તેઓનામા ધર્મરુચિ વધે એવા પ્રયત્નો આદરવા જોઇએ કોઇ જીવ તે જે શુભમાર્ગમા પ્રવૃત્તિ કરતો હોય તેનાથી અધિક શુભ માર્ગમા પોતાનાથી ન લાવી શકાય ત્યા સુધી તેણે તેને આદરેલા શુભ માર્ગનો ઉત્સાહ ભગ થાય એમ કરવુ નહિ શુભ અધ્યવસાયો પણ સર્વ જીવના એક સરખા હોતા નથી ઉચ્ચ શુભ અધ્યવસાયોના અધિકારી જીવો બને તેમ પ્રયત્ન કરવો !

× × × ×

## સંવત્ ૧૯૬૮ માઘ શુદિ ૭ શુક્રવાર તા ૨૬-૧-૧૨
## નવસારી

જૈન તરીકે નામ ધરાવનાર જૈને પોતાની શક્તિ પ્રમાણે જૈનોની વ્યાવહારિક તથા ધાર્મિક ઉન્નતિ થાય તેવા કાર્યો કરવાજ જોઇએ જો તે પોતાની ફરજ અદા નહિ કરે તો પોતાની ફરજથી તે ભ્રષ્ટ થાય છે આખી દુનિયાના મનુષ્યો કે જે મિથ્યાત્વ નામના પહેલા પગથીયાપર રહેલા છે, તેઓના કરતા જૈનો સદ્ગુણોમા આગળ વધેલા હોવા જોઇએ પહેલા ગુણસ્થાનકના મનુષ્યો કરતા ચોથા પાચમા અને છઠ્ઠા ગુણસ્થાનકમા રહેલા જૈનો આત્માની શક્તિઓ ખીલવવાને આગળ વધેલા હોવા જોઇએ દુર્ગુણોને જીતનારના અનુયાયિઓએ પણ દુર્ગુણોને હતી તે જીવનના ખરા અનુયાયી તરીકે બહાર પડવુ જોઇએ દુર્ગુણોને જીતવાની રૂચિ થયા વિના કદિ જૈન થવાતુ નથી જેટલા જેટલા અશે દુર્ગુણોને જીતવામા આવે છે, તેટલા તેટલા અશે જૈનો આગળ વધે છે જિનના ઉપાસક જૈનોમાથી દુર્ગુણો પ્રતિદિન ટળવા જોઇએ અને પ્રતિદિન સદ્ગુણો વધવા જોઇએ ગુણસ્થાનકના અધિકારી જે અને ગુણસ્થાનકની યોગ્યતાએ ધાર્મિકક્રિયાઓ કરવાની પ્રવૃત્તિ કરવી જોઇએ જૈનોમા જાતિના સદ્ગુણો તો મનુષ્યની પેઠે જૈન બનવાની સાથેજ ઉત્પન્ન થવા જોઇએ સર્વ ધર્મકાર્ય આદિમા જય મેળવનારા જૈનો હોવા જોઇએ સમ્યક્ત્વના વિચારોથી જૈનો મિથ્યાત્વ વિચારોના ઉપર જય મેળવે છે મિથ્યાત્વ વિચારોના ઉપર જય મેળવે છે તે જૈન બની શકે છે સત્યને સત્ય તરીકે ને અસત્યને અસત્ય તરીકે જાણનાર જૈન હોય છે જૈનકુળમા જન્મેલા જૈનોએ જૈન શબ્દવાચ્ય ગુણો મેળવવા પ્રયત્ન કરવો જોઇએ ધર્મ અર્થ, કામ અને મોક્ષ એ ચાર વર્ગનુ આરાધન કરનારા ગૃહસ્થ જૈનોએ આત્મશક્તિઓને પ્રકટાવવી જોઇએ જૈનોએ પોતાના અધિકાર નભાવે પ્રાપ્ત થએલ કાર્યોમા આત્મશક્તિ ફેરવવી જોઇએ

× × × ×

## સંવત્ ૧૯૬૮ ના માઘ શુદિ ૮ શનિવાર તા ૨૭-૧-૧૯૧૨ નવસારી

નિયમસર વિચારો કરવાની ટેવ પાડવી હદની બહાર મનમા વિચારો કરવાથી મગજને નુકસાન થાય છે મનની ઉચ્ચતા વધતી જાય એવા વિચારો કર્યા કરવાથી શુભ સંસ્કારોની વૃદ્ધિ થાય છે મૈત્રી આદિભાવનાઓ ભાવવાથી આત્માની શુદ્ધિ થાય છે પ્રથમ તો મનમાથી રજોગુણ અને તમોગુણના વિચારોને દૂર કરવા અને સાત્વિક વિચારોથી મનને પરિપૂર્ણ વાસિત કરવુ સાત્વિક વિચારો કરવાની ટેવ પાડવાથી રજોગુણના અને તમોગુણના વિચારોનો સહેજે નાશ થાય છે સુવિચારો કરવાથી કુવિચારો પોતાની મેળે શાન્ત થઇ જાય છે ચિંતાના વિચારોને હર્ષના વિચારોમા ફેરવી નાખવા જોઇએ અસ્થિર વિચારોને સ્થિર વિચારોમા ફેરવી નાખવા અશુદ્ધપ્રેમના વિચારોને શુદ્ધ પ્રેમના વિચારોમા ફેરવી નાખવા સારાસારનીય વિચારોનો ત્યાગ કરવો હોય તો ઉચ્ચ વિચારોજ ર્યા કરવા ઉચ્ચ વિચારોમા વ્યાપૃત થએલુ મન પશ્ચાત્ ઉચ્ચા લેસ્યાના વિચારોના અભ્યાસને મેળવવા સમર્થ થાય છે એકવાર શુદ્ધ વિચારોનો અભ્યાસ દૃઢ થવાથી પશ્ચાત્ અશુદ્ધ વિચારોનો એકદમ મનમા પ્રવેશ થઇ શકતો નથી શુદ્ધ વિચારોનુ બળ વૃદ્ધિ પામ્યા બાદ અશુદ્ધ વિચારોથી ટકી શકાતુ નથી મનમા પ્રત્યેક ક્ષણે કઇ જાતના વિચારો ઉત્પન્ન થાય છે, તેનો ઉપયોગ ધારણ કરવો કયા વિચાર પશ્ચાત્ કઇ જાતના મનમા વિચારો કયા કારણથી ઉત્પન થયા તેનો ખ્યાલ કરી જવો પશ્ચાનુપૂર્વીએ વિચારો કયા કયા થયા તે જાણવાનો અભ્યાસ પાડવાથી ઉપયોગની વૃદ્ધિ થાય છે, અને મનના ઉત્પન થનાર વિચારોપર કાબુ મેળવી શકાય છે નળમાથી જળ જેટલુ લેવુ હોય તેટલુ લઇ શકાય છે તેવી રીતે મનને પણ નળ જેવુ બનાવીને કરવા યોગ્ય વિચારો કરવા જોઇએ

× × × ×

## સંવત્ ૧૯૬૮ માઘ શુદિ ૭ શુક્રવાર તા ૨૬-૧-૧૨
## નવસારી

જૈન તરીકે નામ ધરાવનાર જૈને પોતાની શક્તિ પ્રમાણે જૈનોની વ્યાવહારિક તથા ધાર્મિક ઉન્નતિ થાય તેવા કાર્યો કરવાજ જોઇએ જો તે પોતાની ફરજ અદા નહિ કરે તો પોતાની ફરજથી તે ભ્રષ્ટ થાય છે આખી દુનિયાના મનુષ્યો કે જે મિથ્યાત્વ નામના પહેલા પગથીયાપર રહેલા છે, તેઓના કરતા જૈનો સદ્ગુણોમા આગળ વધેલા હોવા જોઇએ પહેલા ગુણસ્થાનકના મનુષ્યો કરતા ચોથા પાચમા અને છઠ્ઠા ગુણસ્થાનકમા રહેલા જૈનો આત્માની શક્તિઓ ખીલવવાને આગળ વધેલા હોવા જોઇએ દુર્ગુણોને જીતનારના અનુયાયિઓએ પણ દુર્ગુણોને જીતી તે જીવનના ખરા અનુયાયી તરીકે બહાર પડવુ જોઇએ દુર્ગુણોને જીતવાની રૂચિ થયા વિના કદિ જૈન થવાતુ નથી જેટલા જેટલા અંશે દુર્ગુણોને જીતવામા આવે છે, તેટલા તેટલા અંશે જૈનો આગળ વધે છે જિનના ઉપાસક જૈનોમાથી દુર્ગુણો પ્રતિદિન ટળવા જોઇએ અને પ્રતિદિન સદ્ગુણો વધવા જોઇએ ગુણસ્થાનકના અધિકારી ભેદે અને ગુણસ્થાનકની યોગ્યતાએ ધાર્મિકક્રિયાઓ કરવાની પ્રવૃત્તિ કરવી જોઇએ જૈનોમા જાતિના સદ્ગુણો તો ગળથુથીની પેઠે જૈન બનવાની સાથેજ ઉત્પન્ન થવા જોઇએ સર્વ ધર્મકાર્ય આદિમા જય મેળવનારા જૈનો હોવા જોઇએ સમ્યક્ત્વના વિચારોથી જૈનો મિથ્યાત્વ વિચારોના ઉપર જય મેળવે છે મિથ્યાત્વ વિચારોના ઉપર જય મેળવે છે તે જૈન બની શકે છે સત્યને સત્ય તરીકે ને અસત્યને અસત્ય તરીકે જાણનાર જૈન હોય છે જૈનકુળમા જન્મેલા જૈનોએ જૈન શબ્દવાચ્ય ગુણો મેળવવા પ્રયત્ન કરવો જોઇએ ધર્મ અર્થ કામ અને મોક્ષ એ ચાર વર્ગનુ આરાધન કરનારા ગૃહસ્થ જૈનોએ આત્મશક્તિઓને પ્રકટાવવી જોઇએ જૈનોએ પોતાના અધિકાર પ્રમાણે પ્રાપ્ત થએલ કાર્યોમા આત્મશક્તિ ફેરવવી જોઇએ

× × × ×

## સંવત્ ૧૯૬૮ ના માઘ શુદિ ૮ શનિવાર તા ૨૭-૧-૧૯૧૨ નવસારી

નિયમસર વિચારો કરવાની ટેવ પાડવી હદની બહાર મનમા વિચારો કરવાથી મગજને નુકસાન થાય છે મનની ઉચ્ચતા વધતી જાય એવા વિચારો કર્યા કરવાથી શુભ સસ્કારોની વૃદ્ધિ થાય છે મૈત્રી આદિભાવનાઓ ભાવવાથી આત્માની શુદ્ધિ થાય છે પ્રથમ તો મનમાથી રજોગુણ અને તમોગુણના વિચારોને દૂર કરવા અને સાત્વિક વિચારોથી મનને પરિપૂર્ણ વાસિત કરવુ સાત્વિક વિચારો કરવાની ટેવ પાડવાથી રજોગુણના અને તમોગુણના વિચારોનો સહેજે નાશ થાય છે સુવિચારો કરવાથી કુવિચારો પોતાની મેળે શાન્ત થઇ જાય છે ચિતાના વિચારોને હર્ષના વિચારોમા ફેરવી નાખવા જોઇએ અસ્થિર વિચારોને સ્થિર વિચારોમા ફેરવી નાખવા અશુદ્ધપ્રેમના વિચારોને શુદ્ધ પ્રેમના વિચારોમા ફેરવી નાખવા સારાશ કે નીચ વિચારોનો ત્યાગ કરવો હોય તો ઉચ્ચ વિચારોજ કર્યા કરવા ઉચ્ચ વિચારોમા વ્યાપૃત થએલુ મન પશ્ચાત્ ઉચ્ચ લેશ્યાના વિચારોના અભ્યાસને સેવવા સમર્થ થાય છે એકવાર શુદ્ધ વિચારોનો અભ્યાસ દઢ થવાથી પશ્ચાત્ અશુદ્ધ વિચારોનો એકદમ મનમા પ્રવેશ થઇ શકતો નથી શુદ્ધ વિચારોનુ બળ વૃદ્ધિ પામ્યા બાદ અશુદ્ધ વિચારોથી ટળી શકાતુ નથી મનમા પ્રત્યેક ક્ષણે કઇ જાતના વિચારો ઉત્પન્ન થાય છે, તેનો ઉપયોગ ધારણ કરવો કયા વિચાર પશ્ચાત્ કઈ જાતના મનમા વિચારો કયા કારણથી ઉત્પન્ન થયા તેનો ખ્યાલ કરી જવો પશ્ચાનુપૂર્વીએ વિચારો કયા કયા થયા તે જાણવાનો અભ્યાસ પાડવાથી ઉપયોગની વૃદ્ધિ થાય છે, અને મનના ઉત્પન થનાર વિચારોપર કાબુ મેળવી શકાય છે નળમાથી જળ જેટલુ લેવુ હોય તેટલુ લેઇ શકાય છે તેવી રીતે મનને પણ નળ જેવુ બનાવીને કરવા યોગ્ય વિચારો કરવા જોઇએ

× × × ×

## સંવત્ ૧૯૬૮ ના માઘ, શુદિ ૯ રવિવાર તા ૨૮-૧-૧૯૧૨ સચીન

વ્યાવહારિક કેળવણી અને ધાર્મિક કેળવણીનો અમુક વર્ષ પર્યંત અભ્યાસ કરીને જેઓએ વૈરાગ્યત્યાગની ભૂમિકા સિદ્ધ કરી છે એવી મનુષ્યો દીક્ષા અંગીકાર કરે તો તેઓ સાધુવેષને સારી રીતે શોભાવી શકે છે અને દુનિયાને ધર્મના માર્ગે ચલાવી શકે છે વૈરાગ્ય, ત્યાગ અને જ્ઞાન વિના સાધુ ધર્મની યથાયોગ્ય આરાધના થઇ શકતી નથી દ્રવ્ય ક્ષેત્ર, કાલ ભાવને સમજવાની જેનામા યોગ્યતા આવી નથી તેવા મનુષ્યો ધાર્મિક ઉપદેશ આપવાને સમર્થ થઇ શકતા નથી અ૫જ્ઞાને અભિમાન એ ન્યાયનો વિચાર કરતા માલુમ પડે છે કે અલ્પજ્ઞાનધારક ઉપદેશકોના અવ્યવસ્થિત અનુપયોગી તથા આડા માર્ગે લઇ જનારા વિચારોથી દુનિયાના મનુષ્યોને નફો કરતા ટોટો વધારે થાય છે અલ્પજ્ઞાનધારક ઉપદેશકોનું હૃદય જેટલે તે પ્રમાણમા ખીલેલુ હોય છે તેથી અન્ય મનુષ્યોના હૃદયને પણ તે ખીલવી શકતા નથી અજ્ઞાની સાધુ ખરેખર ગીતાર્થની નિશ્રાવિના આરાધક થઇ શકતો નથી અજ્ઞાની સાધુ પોતાના સ્વચ્છંદે ચાલીને કર્મ બાંધે છે ગીતાર્થ સાધુઓજ મુખ્યતે ઉપદેશ દેવાનો અધિકાર ધરાવી શકે છે ગીતાર્થ સાધુ દ્રવ્યક્ષેત્ર, કાલ અને ભાવ જાણે છે તેથી તેને ઉપદેશ તથા વિહાર વિગેરેનો અધિકાર મળી શકે છે અગીતાર્થ સાધુના વચનથી અમૃત પણ પીવુ યોગ્ય નથી ગીતાર્થ સાધુના વચનથી હલાહલ વિષનુ પાન કરવુ પણ શ્રેષ્ઠ છે એમ ઉપદેશમાલામા જણાવ્યુ છે અગીતાર્થ સાધુઓ દુ:ખ વેઠીને ગીતાર્થ સાધુઓ ની આજ્ઞામા રહે ત્યારેજ તે પોતાના આત્માનુ હિત કરવાને માટે સમર્થ બને છે, ગીતાર્થ સાધુનો ઉપદેશ શ્રોતાના હૃદયમા ઉતરે છે અને શ્રોતાઓને ઉચ્ચ સદ્વર્તનનો લાભ પ્રાપ્ત થાય છે સાધુઓને દીક્ષા આપવા સંબંધી વ્યવસ્થા કેવા પ્રકારની કરેવી તત્ સંબંધી અનેક વિચારો કર્યા પણ હજી ચોક્કસ વ્યવસ્થાના નિયમ ઉપર આવી શકાયુ નથી આ વાત સર્વ સાધુઓને માટે સંપ્રતિ પ્રાપ્ત સંયોગોને અનુસરી અયોગ્યને દીક્ષા આપવા સંબંધી વ્યવસ્થા પરત્વે છે

× × × ×

સંવત્ ૧૯૬૮ ના માઘ શુદિ ૧૦ સોમવાર તા. ૨૯-૧-૧૯૧૨
સુરત-સાગરામપરા

સદ્ગુણો વિનાનો ઘટાટોપ ઘણા કાલ પર્યંત નભી શકતો નથી સદ્ગુણોને પ્રકટાવ્યા વિના મનુષ્ય પોતાની કિંમત સમજી શકતો નથી. કથનીક થના કરતાં કર્તવ્યપરાયણ થઇને પોતાની ફરજ અદા કરવાની ટેવ પાડવી વખતની કિંમત સમજવાની શક્તિ પ્રાપ્ત થાય છે ત્યારે મનુષ્ય પોતાની ઉન્નતિ કરવા પ્રયત્નશીલ થાય છે દુર્ગુણોને ટાળવા હોય તો દુર્ગુણોને ભૂલી જઇને સદ્ગુણોનું મનન સ્મરણ કરવું મનને કોઇ પણ કામે લગાડવાનો અભ્યાસ પાડવો નકામું પડેલું મન આડું અવળું ભટક્યા કરે છે, અને અવ્યવસ્થાના માર્ગમાં ઉતરી જાય છે જે કાર્ય કરવાનું હોય તે કાર્યમાં મનને તન્મય કરવાની ટેવ પાડવી અન્ય દેશના મનુષ્યો સાંસારિક કાર્યોમાં પણ મનને તન્મય કરીને લીધેલા કાર્યને પાર પાડે છે જે કાર્ય કરવાનું હોય તેમાં તન્મય થઇ જવું અન્ય કાર્ય કરતી વખતે તે કાર્યમાં તન્મય થઇ જવું જે કાર્ય હાથમાં લેવું તે કાર્યમાં જ તે વખતે ચિત્તને રાખવાથી તે કાર્યની સારી રીતે સિદ્ધિ થાય છે, અને તે કાર્યનો અનુભવ થાય છે નિયમસર કાર્ય કરવાથી અને તે તે કાર્યમાં ચિત્ત રાખવાથી મનુષ્ય ગૃહીત કામની સિદ્ધિ કરવા સમર્થ બને છે જે જે કાર્યો કરવાના હોય તેમાં રસ પ્રકટાવવો જોઇએ જે જે કાર્ય કરવામાં રસ પડે છે તે તે કાર્યની સારી રીતે સિદ્ધિ થાય છે મગજને હદ બહાર કોઇ પણ કાર્યમાં રોકવાથી મગજ બગડે છે, અને તે કાર્ય ઉત્તમ રીત્યા સિદ્ધ થતું નથી જે જે કાર્યો કરવાં તે ઉપયોગ રાખીને કરવાં જોઇએ તન્મય બનીને કાર્ય કરવાથી તત્કાર્ય સંબંધી અપૂર્વ જ્ઞાન મળે છે. વ્યવસ્થાપૂર્વક કાર્ય કરવાની પદ્ધતિને મજબુતપણે મનુષ્યો જ્યારે જ્યારે અવલંબશે ત્યારે ત્યારે તે કાય યોગના ઉચ્ચ શિખરપર ચઢી શકશે આર્યો અને અમેરિકનો હાલ નિયમસર કાર્ય કરવાની રીતિ તથા તન્મય બનીને કાર્ય કરવાની પદ્ધતિથી તેઓ પ્રવૃત્તિ માર્ગના યોગીઓ બન્યા છે અવ્યવસ્થિત કાર્ય કરવાની પદ્ધતિનો ત્યાગ કરીને વ્યવસ્થિત કાર્ય પદ્ધતિનો સ્વીકાર કરવાની ઘણી જરૂર છે જે જે બાબતને અંગીકાર કરવી તેમાં તન્મય થઇ જવું અર્થાત્ તેમાં મનનો સંયમ કરવો તે તે કાર્ય સંબંધમાં મનનો સંયમ કરવાથી તે તે કાર્યની સિદ્ધિ થાય છે તેમજ આત્મ શક્તિની વૃદ્ધિ થાય છે અને તેથી આવતા ભવમાં પણ તે શક્તિનો શીઘ્ર પ્રચાર થાય છે



× × × ×

## સંવત્ ૧૯૬૮ માઘ શુદિ ૧૧ મંગળવાર તા. ૩૦-૧-૧૯૧૨
## સુરત-ગોપીપુરા

સાધુદશા અંગીકાર કર્યા પશ્ચાત્ સુગમય જીવન ગુજારવું હોય તો દ્રવ્યાનુયોગ અને અધ્યાત્મજ્ઞાન સંપ્રાપ્ત કરવું પોતાને ઉપાધિ થાય નહિ એવી દશાવાળા શિષ્યો કરવા સ્ત્રી પશુ અને પંડક વાળી વસતિમાં વાસ કરવો નહીં ચિત્ત ચંચળ થાય એવા મનુષ્યોની સાથે રહેવું નહિ અજ્ઞ, શઠ, અને ઉપાધિકારક મનુષ્યોના પરિચયમાં બનતા સુધી ન આવવું સુખ વડે સંયમયાત્રા નિર્વહે એવા ઠેકાણે વિચરવું પોતાના આત્મિક વિચારનું અવલંબન કરવું જ્ઞાનીસાધુઓનો સમાગમ કરવો આધ્યાત્મિક તત્ત્વોના પુસ્તકો વાંચવા કલેશની ચર્ચા વગેરેમાં ભાગ લેવો નહિ યુક્ત એવો આહાર વિહાર કરવો સાધુ મહાત્માઓના જીવન ચરિત્રો વાંચવા અધ્યાત્મ ભજનો ગાવા સ્વાલંબનથી વાસ કરવો જ્ઞાની મુનિવરોની નિશ્રા કરવી પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિમાં વિશેષતઃ પ્રવૃત્તિ કરવી આત્મધ્યાન ધરવાનો અભ્યાસ વધારવો સંકલ્પ અને વિકલ્પો ઉપર સામ્રાજ્ય મેળવવો એકાંત પ્રદેશોમાં વાસ કરવો સમાધિના અભ્યાસમાં લયલીન થઇ જવું શરીરની સુખાકારી જાળવવી અતિ જાગવું નહિ અને તેમજ અતિ ઉંઘવું નહિ યોગના ગ્રન્થો વાંચીને આત્મશક્તિ ખીલવવા પ્રયત્ન કરવો શુદ્ધ હવામાં વાસ કરવો ઘણું બોલવું નહિ એક બાબતમાંથી મન થાકે ત્યારે તેને બીજી બાબતમાં જોડી દેવું ધ્યાન કરતાં કરતાં મન થાકી જાય ત્યારે તેને રસ પડે એવી ધર્મકથાઓમાં જોડવું અથવા અન્ય કોઇ મુનિની સાથે ધર્મકથામાં જોડવું આત્માને સાક્ષીભૂત કરીને મનની ક્રિયાઓનું નિરીક્ષણ કરવું પરમાત્માની સાથે ઐક્યભાવના કરવામાં મનને જોડી દેવું આવશ્યકાદિ ક્રિયાઓના શુભ રહસ્યો અવબોધીને તે તે કાલે તે તે ક્રિયાઓના મૂળભાવ વડે આત્માને પોષવો વૈરાગ્યરસમાં સદાકાલ ઝીલ્યા કરવું અહંત્વ અને મમત્વના વિચારોથી દૂર રહેવા પ્રયત્ન કરવો આત્માના સ્વાભાવિક સદ્‌ગુણો વધે તેમ પ્રવૃત્તિ કરવી સમતાભાવની વૃદ્ધિ કરવાનો અભ્યાસ કરવો ઇન્દ્રિયસુખબુદ્ધિનો ત્યાગ કરીને આત્મસુખની શ્રદ્ધા ધારણ કરવી આમ સમાધિ પ્રાપ્ત કરીને આત્મસુખ પ્રાપ્ત કરવું એજ મુખ્ય કર્તવ્ય માન્યું છે જેટલું થશે તેટલું કરશું ૐ શાન્તિ

× × × ×

## સંવત્ ૧૯૬૮ ના માઘ શુદિ ૧૨ બુધવાર તા. ૩૧-૧-૧૯૧૨.

### સુરત-ગોપીપુરા

જ્ઞાન આપ્યા વિના બનેલા શિષ્યોને ફરી જતા વાર લાગતી નથી આચાર અને સુવિચારોથી જેઓનું મન મળે છે તે શિષ્યો ખરેખર ગુરૂના ઉપાસક બની શકે છે સામાન્ય જ્ઞાનથી શિષ્ય થએલાની શ્રદ્ધાને અન્ય મનુષ્યો ઉડાવી દે છે ચતુર્વિધ સંઘરૂપ શ્રીવીરનું શાસન એકવીસ હજાર વર્ષ પર્યંત ચાલશે એમા જરા પણ સંશય નથી તેમા ઉદયો તથા ધર્મધુરંધર આચાર્યો થવાના છે પ્રતિદિન પડતી થવાની છે એમ મનમા લાવીને કદિ ઉદ્યમનો ત્યાગ કરવો નહિ ભવિષ્યમા ગમે તે બનનાર હોય તો પણ કદિ ઉદ્યમનો ત્યાગ કરવો નહિ જૈનશાસનની ઉન્નતિ થવાની છે, એમ મનમા ભાવ લાવી ને જૈનધર્મની ઉન્નતિના ઉપાયો આદરવામા જરા માત્ર પણ પ્રમાદ કરવો નહિ જૈનશાસનની જેઓના હૃદયમા દાઝ છે એવા જૈનોએ ગમે તેવા મતભેદો છતા સંપ ધારણ કરીને ધર્મકાર્ય કરવાજ જોઇએ અંદર અંદરના કલહથી જૈનો જૈનશાસન રૂપ ગાયનો ઘાત થાય તેવી પ્રમાદદશાથી પ્રવૃત્તિ કરે તો ખરેખર તેઓ જૈનશાસનના નાશનું પાપ કરનારા ગણાય એમ માની શમય જૈનશાસન રૂપ ગાયનુ જે જૈનો રક્ષણ કરે છે તેઓ સુખ સંપત્તિને પામે છે ભિન્ન ભિન્ન ગચ્છના જૈનોએ સર્વસાધારણ જૈનશાસનની ઉન્નતિના ધર્મકાર્યમા એક થવુ જોઇએ સાધારણ ઉન્નતિના કાર્યોમા એક થઇને જૈનશાસનની ઉન્નતિ કરવા કદિ ચૂકવું નહિ જૈનશાસનની ઉન્નતિમા તકરારી વિષયને આડો ધરવો નહિ. જૈનશાસનને પોતાના પ્રાણસમાન માનીને તેની રક્ષા કરવા મન વચન અને કાયાનો ભોગ આપવો ઉદારવૃત્તિથી અન્યધર્મવાળાઓના ઉપર કરૂણાભાવ રાખીને જૈનશાસનને સર્વત્ર ફેલાવવા પ્રયત્ન કરવો

× × × ×

## સંવત્ ૧૯૬૮ માઘ શુદિ ૧૩ ગુરૂવાર તા. ૧-૨-૧૯૧૨
### સુરત-ગોપીપુરા.

દાનધર્મથી મનુષ્ય પોતાના આત્માને ઉચ્ચ કરી શકે છે મમત્વ ત્યાગવિના તન, મન, ધન અને વાણીનું દાન થઇ શકતું નથી પોતાની માનેલી વસ્તુઓને અન્યોના ભલા માટે વાપરવી એજ પ્રથમ દાન ધર્મ વા પરોપકાર ધર્મ વા સેવા ધર્મ છે દ્રવ્ય, ક્ષેત્ર કાલ અને ભાવના અનુસારે દાનના ભેદોનું સેવન કરવું જોઇએ દાન કરવામા પણ વિવેકની જરૂર છે જગતમા દાનરૂપ આપેન ધર્મની પ્રવૃત્તિ જાણતા વા અજાણતા ઉત્તેજ કર્યો કરે છે મારી ફરજ છે એમ જાણી કોઇ પણ જાતનો પ્રતિબદલો લેવાની ઇચ્છાનો ત્યાગ કરીને દાન દેવાનો અભ્યાસ પાડવો જોઇએ અમેરિકા યુરોપ વગેરે દેશોમા દાન દેવાની જુદા પ્રકારની પ્રણાલિકાઓ છે આર્યભૂમિમા દાન દેવાની પ્રણાલિકાના ગુપ્ત રહસ્યો ઉચ્ચ પ્રકારના માલૂમ પડે છે જગતમા દાન ધર્મ વિના કોઇને ચાલી શકે તેમ નથી જગતમા શરીરાદિકના પોષણ વગેરે માટે કંઇ પણ લીધા વિના ચાલતુ નથી તેમજ કોઇને કંઇ પણ દીધા વિના ચાલતુ નથી આપવુ અને લેવુ એ કુદરતનો નિયમસિદ્ધ કાયદો છે એકેન્દ્રિય જીવોના દેહનુ પણ અણુમંડળમાં દાન થાય છે પરસ્પર એક બીજાને તેથી ઉપકાર થાય છે બાલ્યાવસ્થાથી દાન દેવાની ટેવ પાડવી જોઇએ પ્રત્યેક મનુષ્યોને દાન દેવાની રૂચિ કરાવવાથી મહાન્ લાભ પ્રાપ્ત થાય છે એક બીજમાથી લાખો બીજ થાય તેમ એક દાનમાથી લાખગણો ફાયદો થાય તેમા ઘણો લાભ અવબોધવો શીયલતપ અને ભાવના એ ત્રણ ધર્મની પૂર્વે દાન મૂકેલો છે, એમા ઘણુ રહસ્ય રહેલુ છે દાનની સિદ્ધિ કર્યા વિના મનુષ્ય આગળના ધર્મનો યથાયોગ્ય અધિકારી થઇ શકતો નથી દાનથી તીર્થંકર પદવીની પ્રાપ્તિ થાય છે કેવલજ્ઞાન ઉપજ્યા પશ્ચાત્ પણ તીર્થંકરો ઉપદેશરૂપ દાનધર્મને સેવે છે તીર્થંકરો પણ પોતાની ફરજ અદા કરે છે ત્યારે અન્ય મનુષ્યોનુ તો શુ કહેવુ ? દાન દીધા વિના કદિ પણ રહેવુ નહિ અભયદાન સુપાત્ર દાન ઉચિત દાન, અનુકંપા દાન, અને કીર્તિ દાન એ પાચ પ્રકારના દાન જાણવા જ્ઞાન દાન, વસ્ત્ર દાન, અન્ન દાન, અને ઔષધ દાનથી પોતાના આત્માને પોષવો જોઇએ

× × × ×

## સવત્ ૧૯૬૮ માઘ શુદિ ૧૪ શુક્રવાર તા ૯-૨-૧૯૧૨ સુરત-ગોપીપુરા

"સર્વ જીવોને પોતાના આત્માની તુલ્ય-માનીને તેઓની રક્ષા કરવી જોઇએ દયાસમાન કોઇ ધર્મ નથી પોતાના આત્માના ઉપર જેવો પ્રેમ પ્રકટે છે તેવો પ્રેમ સર્વ જીવો પર પ્રકટાવીને સર્વ જીવોના પ્રાણનુ રક્ષણ કરવુ દરરોજ સર્વ જીવોના ઉપર પ્રેમભાવનાને માટે અમુક વખતનો નિર્ણય કરવો કોઇ પણ મનુષ્ય આપણો પૂર્ણપ્રેમી હોય તેના જેવો પ્રેમ સર્વ જીવો પર પ્રકટાવવાને માટે અમુક પ્રેમમૂર્તિ જેવા સર્વ જીવોને ધારી લેવા પશુ પખી વગેરે પ્રાણીઓ અને ગરીબ નિરાધાર મનુષ્યોના પ્રાણાદિના રક્ષણ માટે આપણી પાસે જે જે શક્તિયો હોય તેનો સદુપયોગ કરવો સર્વ પ્રાણીઓના રક્ષણ માટે જે જે શક્તિયોને વાપરવામા આવે છે, તે તે શક્તિયોની ખરેખર વૃદ્ધિ થયા વિના રહેતી નથી જગતમા દયાધર્મનુ સાર્વભૌમ રાજ્ય પ્રવર્તે તો ખરેખર આ દુનિયા સ્વર્ગના કરતા પણ અત્યત ઉત્તમ બની જાય **પ્રભુને મળવાનુ દ્વાર દયા છે આત્માને પરમાત્મા બનાવનાર દયા છે.** એકેન્દ્રિય જીવોપર જેઓ દયાની દૃષ્ટિને વર્ષાવી રહ્યા છે એવા સાધુઓના અત કરણમા કોઇનુ મન વચન અને કાયાથી અશુભ કરવાની ઇચ્છાનો લેશ પણ ક્યાથી હોય? દયાથી પોતાના આત્માને પવિત્ર કરનારા સાધુઓની સગતિ જેઓ કરે છે તેઓ પોતાના આત્માને દયાથી નિર્મળ બનાવી શકે છે દયાની ઉત્કૃષ્ટ દશા તેજ જગત્ની ઉન્નતિની ઉત્કૃષ્ટ દશા જાણીને સર્વ જીવોની દયા કરવામા સદાકાલ તત્પર રહેવુ દયા ધર્મની ભૂમિમા દૃઢ કરતા અન્ય સદ્‍ગુણો પણ પોતાની મેળે પ્રાપ્ત થવાના જગતના જીવોની પૂજ્ય માતા દયા છે એમ મનમા અવબોધીને દયાનુ આરાધન સદાકાલ કર્યા કરવુ દયા અને શુદ્ધપ્રેમ વિના દાન પણ દઇ શકાતુ નથી જેઓનુ હૃદય દયાના વિચારોથી ભીનુ થઇ રહ્યુ છે તેઓના હૃદયમા નિંદા, વૈર, કલેશ, હિંસા, ક્રોધ અને વિશ્વાસઘાત વગેરે દુર્ગુણો રહી શકે નહિ દયાના વિચારો પ્રકટાવવાને માટે દરરોજ દયાની ભાવના ભાવવી અને પ્રાણીઓનુ રક્ષણ કરવુ પ્રાણીઓને અભયદાન દેવુ."

ૐ શાન્તિ ૩

× × × ×

## સંવત્ ૧૯૬૮ માઘ વદિ ૧ શનિવાર તા ૩-૨-૧૯૧૨
## સુરત–ગોપીપુરા

આ કાલમા સાધુ ગુરૂતત્ત્વનો નિશ્ચય કરવામા કેટલાક શ્રાવકો થકા ચીન રહે છે કેટલાક કહેવાતા શ્રાવકો પોતે ચારિત્રમાર્ગને આગમોના અનુસારે જાણી શકતા નથી તેથી તેઓ ગુરૂકુલવાસ વા જ્ઞાનપરપરાના અભાવે પોતાના પગપર કુહાડો મારવાની પેઠે જૈનશાસનના રક્ષક-પ્રવર્તક એવા સાધુઓના પ્રતિકૂલ બનીને જૈનશાસનની વૃદ્ધિમા વિઘ્નકારક બને છે ઉત્સર્ગ માર્ગપ્રરૂપક આચારાગાદિ સૂત્રો અને કારણે અપવાદ પ્રરૂપક છ છેદ સૂત્ર આદિ આગમોના રહસ્યો જે ગુરૂગમથી નહિ સમજનારા શ્રાવકો પરિપૂર્ણ ચારિત્રજ્ઞાનના અભાવે સાધુ ગુરૂઓ ઉપર અરૂચિ કરીને તેઓના નાશક બને છે, તેથી તેઓ ચારિત્ર માર્ગ સમ્મુખ થઈ શકતા નથી, અને તેથી તેઓને ઘણા કાલપર્યન્ત મસારમા પરિભ્રમણ કરવુ પડે છે રાગ અને દ્વેષને આધીન થએલા કેટલાક સાધુઓ બાળ જીવોને સાધુ ઉપરથી શ્રદ્ધા ઉઠી જાય એવો ઉપદેશ આપે તો તે પણ જૈનાગમોના અજાણ છે, અને તેથી તેઓ પાપમાર્ગમા પ્રવૃત્તિ કરે છે એમ જાણવુ ઉત્સર્ગ માર્ગ પ્રરૂપક એવા જૈનાગમોનો બોધ કરીને દ્રવ્ય, ક્ષેત્ર, કાલ, અને ભાવના અનુસારે સાધુના આચારોની નિશ્ચય નયથી પરીક્ષા કરવા ગીતાર્થ મુનિવર સમર્થ બને છે જૈનધર્મનો નિશ્ચય જેણે કરાવ્યો છે એવા સાધુ ગુરૂ મહાપરોપકારી હોવાથી તેઓની શ્રદ્ધા તથા પૂજ્યતા ગમે તેવા અવસરમાંએ પણ એક સરખી ધારણ કરવી સાધુઓ પરસ્પર એક બીજાની ઇર્ષ્યા કરીને જેટલી પોતાના વર્ગની અવનતિ કરે છે તેટલી ગૃહસ્થો કદિ અવનતિ કરવા સમર્થ થતા નથી સાધુઓની નિંદા કરનારા કેટલાક સાધુઓ થાય છે, અને તેઓ ગુણોવડે માધુત્વ પામે તો કદિ નિંદા કરી શકે નહિ સાધુ ગુરુવર્ગપર રૂચિ કેવા રીતે વૃદ્ધિ પામે તેનો વિચાર સાધુવર્ગના આગેવાનો નહિ કરે તો રાજ્યની શાન્તિના સમયમા ઘણી હાનિ પહોચશે હજુ પણ જ્ઞાની સાધુઓએ ઘણો વિચાર કરવો જોઈએ સાધુવર્ગનો નાશ થાય એવી પાપકથા કદિ કરવી નહિ

× × × ×

## સંવત ૧૯૬૮ માઘ વદિ ૨ રવિવાર તા ૪-૨-૧૯૧૨.
### સુરત-ગોપીપુરા

જગતને ઉત્તમ બનાવવું હોય તો સુવિચારોનો ફેલાવો કરવો જોઇએ સુવિચારોનો પ્રવાહ મેઘની પેઠે જગતમાં જ્યાં જ્યાં પૂર જોશમાં ફેલાશે ત્યાં ત્યાં સદાચારો રૂપ અંકુરો ફૂટી નીકળશે સુઆચારોનો આધાર સુવિચારો ઉપર છે દુનિયાની વાસ્તવિક ઉન્નતિ કરનાર સુવિચારો છે હિંસા જૂઠ આદિ જ્યાં જ્યાં આચારો દેખવામાં આવે છે ત્યાં ત્યાં પૂર્વે કુવિચારો હોવા જોઇએ એવો નિયમ છે સુવિચારોના બળ વડે મનુષ્યો ઉત્તમ કાર્યો કરવાને માટે શક્તિમાન્ થાય છે સુઆચારમાં એકદમ પ્રવેશ ન થાય તો હિમ્મત હારવી નહિ પણ સુવિચારોનો પ્રવાહ વહેવરાવવા પ્રયત્ન કરવો સુવિચારોની ભાવનાનું બળ એકત્ર થતાં સુઆચાર પોતાની મેળે કાયા અને ઇંદ્રિયો દ્વારા પ્રકટ થાય છે સુવિચારોના સબળપણામાં જે જે મનુષ્યો આવે છે તેઓનામાં પણ સુવિચારો ફૂટી નીકળે છે મનને નઠારા વિચારોથી પાછું વાળીને સદાકાલ મનમાં સુવિચારો કર્યા કરવા સમુદ્રમાં એક તરંગ જેમ બીજા તરંગોને પ્રકટાવવા સમર્થ થાય છે તેમ મનમાં જેટલા જોરથી એક સુવિચાર પ્રકટે છે તેટલા જોરથી તે અન્ય સુવિચારોને પ્રકટાવવા સમર્થ થાય છે સુવિચાર કરતાં વિચારમાં બળ વિશેષ હોય છે તો સુવિચારને તે હઠાવી દે છે, કુવિચારને એકવાર હઠાવી દીધા એટલે નિશ્ચિન્ત બની જવું નહિ કારણ કે કુવિચારોથી મનમાં જે જે સંસ્કારો પડ્યા હોય છે તે પુનઃ કુવિચારની સંગતિના તેવા કારણો મળતાં જાગ્રત્ થાય છે માટે મનમાં વારંવાર ધર્મના સુવિચારો કરીને મોહના કુવિચારોના સંસ્કારોને પણ મૂળમાંથી ઘસી નાખવા જોઇએ શુભ અને શુદ્ધ વિચારોમાં મનને સદાકાલ જોડી દેવાથી ગગસની પેઠે મન, અન્ય ઉત્પાત કરવા સમર્થ થતું નથી મનમાં જે જે વિચારો થાય તે તે ઉપેક્ષાથી જોયા કરવા, અને કુવિચારોને પ્રકટ થતાંને થતાંજ વારવા મનમાં એક કલાક પર્યંત ભાવના યુક્ત કરેલ એક શુભ વિચારની જેટલી કિંમત છે તેટલી કિંમતને પહોંચી વળવા અન્ય કોઇ અનુષ્ઠાન સમર્થ થતું નથી શુભવિચારોની ભાવનાનું ફળ સ્થૂલ ભૂમિકામાં એકદમ ન દેખાય તેથી શુભવિચારોની ભાવનાથી કદિ પાછા હટવું નહિ

## સંવત્ ૧૯૬૮ માઘ વદિ ૩ સોમવાર તા ૫-૨-૧૯૧૨

### સુરત-ગોપીપુરા

જેને પોતાના વિચારોમાં અન્યોને લાવવા હોય તેણે પ્રથમ સુવિચારો પ્રમાણે વર્તવું જોઈએ મનુષ્ય પોતે જે વિચારમાં અને જે આચારમાં જેટલો દૃઢ હોય છે તેટલો તે અન્ય મનુષ્યોપર અસર કરવાને માટે શક્તિમાન્ થાય છે જે મનુષ્ય બોલ્યા પ્રમાણે વર્તી શકે છે તેના બોલની અસર અન્યો ઉપર સારી રીતે થાય છે જે સદ્ગુણો મેળવી અન્યને કથવું હોય તે સદ્ગુણો પ્રાપ્ત કરવા માટે પ્રયત્ન કરવો જોઈએ અમુક સદ્ગુણોને ધારણ કરનાર મનુષ્ય બોલ્યા વિના પણ તે અન્યોને અસર કરી શકે છે બોલવાના કરતાં કરવું અનન્તગણું ઉત્તમ છે આચાર અને વિચારમાં ઉત્તમ થએલ મનુષ્યની પાસે જતાં અન્યોના વિચારો બદલાઈ જાય છે ઉત્તમ યોગીઓની પાસે જતાં આ બાબતનો અનુભવ મળે છે એક બોલે છે પણ કરતો નથી એક ધર્મનો ઉપદેશ દે છે અને તે પ્રમાણે વર્તવા પ્રયત્ન કરે છે તેમાં કહેનાર અને તે પ્રમાણે વર્તનાર ઉત્તમ અવબોધાય છે જિનાગમાનુસારે કદાપિ પ્રવર્તી ન શકાય તો પ્રમાદ સમજવો, પણ ઉત્સૂત્ર ભાષણ કરીને દુર્ગતિમાં પ્રવેશ કરવા તૈયાર થવું નહિ જૈનાગમોનાનુસારે ચાલવા પ્રયત્ન કરવો કદાપિ તે પ્રમાણે કાયાદિથી ન ચલાય તો પણ મનમાં સુઆચારની ભાવના ભાવ્યા કરવી થોડું હોય અને ઘણું જણાય એવો વાણી આદિથી [illegible] કરવો નહિ પ્રમાણિકતા રાખીને જે મનુષ્યો પ્રવૃત્તિ કરે છે, તેઓના વચનની અસર અન્ય મનુષ્યો પર મજબૂત થાય છે જે મનુષ્ય પોતાનું સુધારવા સમર્થ બને છે તે મનુષ્ય ખરેખર અન્યોનું સુધારવા સમર્થ બની શકે છે પ્રથમ પોતાની શક્તિઓ પ્રકટાવવી અને પશ્ચાત્ અન્યોની શક્તિઓ પ્રકટાવવા પ્રયત્ન કરવો પોતાનું શ્રેય કરવા યથાશક્તિ પ્રયત્ન કરવો અને તે સાથે અન્ય મનુષ્યોનું પણ શ્રેય કરવા કાલાનુસારે યથાશક્તિ ઉદ્યમ કરવો

× × × ×

## સવત્ ૧૯૬૮ માઘ વદિ ૪ મગળવાર તા ૬-૨-૧૯૧૨
### સુરત

દ્રવ્ય અભય નથી મનુષ્યો તીર્થ કરની પદવી પ્રાપ્ત કરે છે મરતા જીવોને બચાવવાથી મહાન્ લાભ પ્રાપ્ત થાય છે જે મનુષ્યો અન્ય જીવોને અભય દાન આપે છે, તેઓ પોતાના આત્માને નિર્ભય બનાવે છે અભયદાન આપવાથી અભય મળી શકે છે, એમા જરા માત્ર શકા નથી પોતાને કોઇ અભય આપે તો જેટલો આનન્દ મળે છે તેટલો આનન્દ ખરેખર અન્ય જીવોને અભયદાન આપવાથી મળે છે જેઓ અભયદાન કરે છે તેઓને ત્રણ ભુવનનુ ઐશ્વર્ય પ્રાપ્ત થાય છે અભયદાન દેનારો પાપકર્મનો નાશ કરે છે અને પુણ્યની રાશિ પ્રાપ્ત કરે છે પશુઓ અને પખીઓ વગેરે પ્રાણીઓના પ્રાણ બચાવવા માટે પ્રયત્ન કરવો જોઇએ પૂર્વે આર્યાવર્તમા ઘણી દયા હતી હાલ ઘણા પશુઓની કતલ થાય છે, ઘણા પશુઓ ભૂખ્યા મરી જાય છે દયાના ભક્તો તેઓને અભયદાન દેવા પ્રયત્ન કરે છે દયાના વિચારો જગતમા ઘણા ફેલાવાથી અભયદાન દેનારા મનુષ્યોની સખ્યામા વધારો થશે અભયદાનનુ માહાત્મ્ય સમજાવે એવા ઉપદેશકો અને એવા ગ્રથોની ઘણી જરૂર છે જે ધર્મમા દયા નથી એ ધર્મ ગણી શકાય નહિ દયારૂપ નદીના તીરે ધર્મરૂપ અકુરાઓ ઉગી નીકળે છે અભયદાન દેવામા ઉત્તમ મનુષ્યો પોતાની ફરજ સમજે છે ઇગ્લાડ અને અમેરિકામા પણ દયાનાં તત્ત્વોનો પ્રકાશ થવા લાગ્યો છે અભયદાન દેનાર જીવો આ ભવમા અને પરભવમા સુખી થાય છે અનેક પ્રકારના દાનમા અભયદાનનો પ્રથમ નબર છે અભયદાન દેનારાઓએ કોઇપણ પ્રકારના ક્ષણિક ફળની ઇચ્છા રાખ્યા વિના પોતાની પ્રવૃત્તિ જારૂ રાખવી સપ્રતિ, અશોક અને કુમારપાળ વગેરે રાજાઓએ પશુઓ અને પખીઓની પાજરાપોળો બધાવીને ઉત્તમ કલ્પવૃક્ષના બીજ વાવ્યા હતા દયા એ સાર્વજનિક ધર્મ છે સર્વ ધર્મવાળાઓએ દયાનો ફેલાવો કરવા પ્રયત્ન કરવો જોઇએ રાજ્યની શાન્તિના સમયમા દયા તત્ત્વનો પ્રકાશ વધતો જાય છે જેમ જેમ જગતમા જ્ઞાનનો પ્રચાર વધતો જશે અને દુનિયાના લોકોનુ ધર્મ પ્રતિ વલણ વિશેષત વળશે તેમ તેમ તેઓની દૃષ્ટિની આગળ દયાની દેવી દેખાશે અભયદાનનો ફેલાવો કરનારા ઉચ્ચગતિ અને ઉચ્ચસુખને પામ્યા વિના રહેતા નથી

## સંવત્ ૧૯૬૮ માઘ વદિ ૫ બુધવાર તા ૭-૨-૧૯૧૨

### સુરત

સાધુ, સાધ્વી શ્રાવક શ્રાવિકા, જીર્ણોદ્ધાર, જ્ઞાન અને ચૈત્ય એ સાત સુક્ષેત્ર ગણાય છે જૈનધર્મીઓ વધે તે માટે જે દાન દેવામાં આવે છે તેને સુપાત્રદાન કહેવામા આવે છે જે ક્ષેત્રની મદતા થઇ ગઇ હોય તે ક્ષેત્રમા દાનની આવશ્યકતા છે જે ક્ષેત્રમા દાન વાપરવાથી જૈનધર્મનો દુનિયામા ફેલાવો થાય તે ક્ષેત્રમા દાન કરવુ જોઇએ ધાર્મિક જ્ઞાન ક્ષેત્રના ઉદયથી અન્ય ક્ષેત્રો પર પ્રકાશ પડે છે ચતુર્વિધ સઘને જ્ઞાનની પ્રાપ્તિ થાય તેવા કાર્યો કરવામા ધનનો વ્યય કરવો જોઇએ દ્રવ્ય, ક્ષેત્ર, કાલ અને ભાવનો ઉપયોગ રાખીને સાત ક્ષેત્રોમા વિવેકથી દાન કરવુ જોઇએ જૈનોનો વધારો થશે અને જૈન કોમ જો દુનિયામાં ટકી રહેશે તો અન્ય ક્ષેત્રો પણ ટકી શકશે માટે ચતુર્વિધસઘની અનેક પ્રકારે ઉન્નતિ કરવા પ્રયત્ન કરવો પોતાના આત્માના સમાન સર્વ આત્માઓને માનનાર મનુષ્યો જૈનધર્મની ઉન્નતિ કરી શકે છે વાતો કરે વડા થતા નથી જૈન ધર્મ પ્રચારની વાતો કરવા માત્રથીજ એકાન્તે ઉન્નતિ કરી શકાતી નથી જૈનેતર મનુષ્યોના આત્માઓને શુદ્ધ સ્વરૂપમા આણવા માટે મન, વચન, કાયા અને ધનનો ભોગ આપવો જોઇએ સેવાધર્મ સ્વીકારીને અન્યોને જૈન કરવાને માટે અન્ય મનુષ્યોના આત્માઓની સેવા કરવી જોઇએ ક્લેશ આદિનો ત્યાગ કરીને જૈનોની ઉન્નતિ માટે પોતાનુ સર્વસ્વ અર્પણ કરવુ જોઇએ દાન કરતા ત્યાગ તો અવશ્ય થતો હોવાથી દાનીને ત્યાગ ગુણ સહેજે પ્રાપ્ત થાય છે મમત્વ પરિણામનો ત્યાગ કર્યા વિના દાન દેઇ શકાતુ નથી જેટલો મમત્વ પરિણામનો ત્યાગ તેટલો આત્મધર્મનો આવિર્ભાવ અવબોધીને સાત ક્ષેત્રમા દાન કરવુ જોઇએ

× × × ×

## સંવત્ ૧૯૬૮ માઘ વદિ ૬ ગુરૂવાર તા ૮-૨-૧૨ કતારગામ

આ કાળમા ધર્મસ્નેહની ઘણી જરૂર છે એકદમ કઇ વીતરાગ દશા પ્રાપ્ત થતી નથી ધર્મસ્નેહના પગથીએ પગ મૂકનાથી ધર્મ કરવામા પ્રતિ દિન રૂચિ વધતી જાય છે ધર્મની પ્રાપ્તિનિમિત્તે ધર્મી મનુષ્યોપર સ્નેહ ધારી કરતાં કરતા અન્તે વીતરાગતાના અ ત પ્રદેશમા ઉતારી શકાય છે ધર્મી મનુષ્યને જોઇ જેના હૃદયમા સ્નેહ વૃદ્ધિ પામતો નથી વા સ્નેહ પ્રકટ થતો નથી, તે મનુષ્ય ધર્મના ઉચ્ચ પગથીયાપર ચઢવાને માટે અધિકારી બનતો નથી સસારના સગાઓ ઉપર જે પ્રેમ હોય છે, તેના કરતા ગુરૂ આદિ ઉપર જેનો અધિક પ્રેમ નથી તે ધમના ઉચ્ચ માર્ગને પ્રાપ્ત કરી શકતો નથી દુનિયામા રાગ કર્યા વિના રહેવાતુ ન હોય તો ગુરૂની સાથે રાગ કરવો સદ્ગુરૂના ઉપર રાગ કરવાથી અન્ય વસ્તુઓ ઉપર થતો રાગ ક્ષય પામે છે અને ધર્મીના હેતુઓ ઉપર રાગ પ્રકટે છે છેવટે અન્તરૂમા સ્થિરતા થવાથી અપ્રમત્તદશાની પ્રાપ્તિ થાય છે અને તેથી કેવળજ્ઞાનના યોગ્ય શુક્લધ્યાનનો આત્મા ધ્યાતા બનીને દશમા ગુણ સ્થાનકમા રાગનો ક્ષય કરે છે અપ્રશસ્ય રાગને પ્રશસ્ય રાગમા ફેરવી નાખવો જોઇએ સદ્ગુરુ મુનિપર પ્રશસ્ય રાગ ધારણ કરવાથી અપ્રશસ્ય રાગનો પરિણામ ક્ષય પામે છે સદ્ગુરૂ ઉપર જેમ જેમ અધિક પ્રેમ પ્રકટે છે તેમ તેમ આત્મા ખરે ખર ધર્મના માર્ગમા ઉચ્ચ બનતો જાય છે સદ્ગુરૂના રાગથી આત્મામા અનેક ગુણો પ્રકટી નીકળે છે

× × × ×

## સવત્ ૧૯૬૮ માઘ વદિ ૭ શુક્રવાર તા ૯-૨-૧૨ સાયણ

સાધુની સેવા કરવાથી પોતાના આત્માની ઉચ્ચ દશા થાય છે સાધુની સેવા કરવાથી સાધુના ગુણોનો લાભ મળે છે સાધુ સગતિથી અનેક પ્રકારના પાપાચરણો ટળે છે સાધુની સેવાથી મીઠા મેવા મળે છે સુસાધુની સેવા કરવી જોઇએ પ્રેમોત્સાહથી સાધુવર્ગની સેવા કરતા કદિ ઉત્સાહનો ભગ ન કરવો જોઇએ અમુક પ્રકારનો મનમા ક્ષણિક સ્વાર્થ ધારણ કરીને સાધુની સેવા કરવાના કરતા નિષ્કામબુદ્ધિથી સાધુવર્ગની સેવા

કરતાં અત્યંત ઘણો લાભ પ્રાપ્ત થાય છે દુષ્ટજનોથી સાધુઓનું રક્ષણ કરવાથી સાધુવર્ગની ઉન્નતિ થાય છે વસતી, પાત્ર, આહાર, જલ પુસ્તક દાન, વસ્ત્ર આદિથી સાધુની સેવા કરી શકાય છે કોઈ સાધુ ખરાબ થાય તેથી સુસાધુ ઉપરથી શ્રદ્ધા ત્યજવી નહિ શ્રેણિક રાજા અને કૃષ્ણની સાધુ વર્ગ ઉપર અત્યન્ત ભક્તિ હતી ખરા મનથી કરેલી સાધુની સેવા કદી નિષ્ફળ જતી નથી સાધુની સેવાથી અનેક જીવો કર્મનો ક્ષય કરીને મોક્ષ પદ પામ્યા છે, પામે છે અને પામશે ગંગા નદી કલ્પવૃક્ષ, અને ચિંતામણિ રત્ન કરતાં પણ સાધુનો અનંત ઘણો મહિમા છે વિધિપૂર્વક સાધુની સેવા કરવી જોઈએ वेयावच्चगुण अप्पडिवाइ वैयावच्च ગુણ ખરેખર અપ્રતિપાતી છે સાધુની સેવા ચાકરી કરનારાઓ તીર્થંકર નામ કર્મ બાંધે છે સાધુની સેવા ચાકરી ખરા અંતઃકરણથી કર્યા વિના સાધુનું હૃદય લઈ શકાતું નથી સાધુની સેવા ચાકરીથી સાધુના આશીર્વાદને પાત્ર બની શકાય છે સાધુની સંગતિથી આત્માની ઉચ્ચ દશા થયા વિના રહેતી નથી સાધુની સેવા ભક્તિ કરતાં પરમાત્મ પદ પ્રાપ્ત કરી શકાય છે તે મનુષ્યોને ધન્ય છે કે જેઓના મન સાધુઓને દેખી પ્રફુલ્લિત થાય છે પરમ સુખનું કારણ ખરેખર સાધુની સેવા છે જેનામાં વિવેક હોય છે, તે સાધુઓનું બહુમાન કર્યા વિના રહેતો નથી પરમાર્થ માટે સાધુઓ દેહને ધારણ કરી શકે છે પાપ ધોઈને સેવકોને પોતાનું રૂપ દેનાર સાધુઓને હંમેશ વંદના થાઓ

× × × ×

## સંવત્ ૧૯૬૮ માઘ વદિ ૮ શનિવાર તા ૧૦-૨-૧૯૧૨ કોસબાડ

આત્માના છ સ્થાનકનો લાંબા કાલ પર્યંત વિચાર કરવાથી આત્મ જ્ઞાનનો પ્રકાશ વૃદ્ધિ પામે છે છ સ્થાનકનું જેમ વિશેષ પ્રકારે મનન કરવામાં આવે છે તેમ તેમ આત્મતત્ત્વ સંબંધી વિશેષ પ્રકાશ પડે છે આત્માની શુદ્ધ પરિણતિ પ્રગટે તેવી વિચાર શ્રેણિ કરવી જોઈએ આત્માના ષટ્ સ્થાનક સંબંધી અનુભવ જ્ઞાન મેળવીને આત્માના સ્વભાવમાં રમણતા કરવી એક આત્મતત્ત્વનો નિશ અહોરાત્ર પર્યન્ત ધ્યાન ધરવાથી આત્માના અનુભવની ઝાંખી થાય છે મનમાં ઉત્પન્ન થતા રાગ અને દ્વેષના વિકલ્પ

સંકલ્પને દબાવવાથી અને સમભાવ વિચાર શ્રેણિથી આત્માનું ધ્યાન ધરવાથી આત્માનું સહજ બળ અમુક અંગે પ્રગટ થતું જાય છે. આત્માના અનેક ગુણોમાંથી કોઇપણ એક ગુણ સંબંધી દીર્ઘકાળ પર્યંત વિચાર કરવો. આત્માના ગુણોને પ્રગટાવવામાં વિઘ્નભૂત થતા મોહ વિક્ષેપોને હઠાવવા પ્રયત્ન કરવો. પરમાત્માની સાથે આત્માનું ઐક્ય કરવાથી અને પરભાવનું ભાન ભૂલી જવાથી રાગ દ્વેષની પરિણતિનો અવરોધ થાય છે. ધ્યાતા, ધ્યેય અને ધ્યાનની એકતા જેટલા કાળ પર્યંત થાય છે, તેટલા કાળ પર્યંત અન્ય વસ્તુમાં ચિત્ત લાગતું નથી. ધ્યાનમાં પરમાત્માની સાથે આત્માનું ઐક્ય કરવાથી પરમસુખરસનો આસ્વાદ કરી શકાય છે. પિંડસ્થ, પદસ્થ અને રૂપસ્થ એ ત્રણ સાલંબન ધ્યાન કહેવાય છે. એ ત્રણ ધ્યાનનું સ્વરૂપ જાણવા બાદ એ ત્રણ સાલંબન ધ્યાન વડે આત્માને ધ્યાઇ શકાય છે. સાલંબન ધ્યાનની ભૂમિકા સ્થિર કર્યા પશ્ચાત્ નિરાલંબન ધ્યાનમાં પ્રવેશ કરી શકાય છે. સાલંબન ધ્યાનને સવિકલ્પ ધ્યાન કથે છે. રૂપાતીત ધ્યાનને નિરાલંબન ધ્યાન કથે છે. સાલંબન સવિકલ્પ ધ્યાન કારણ છે અને નિરાલંબન (નિર્વિકલ્પ) ધ્યાન કાર્ય છે. શુભ અને અશુભ વિચારના અનુસારે મનુષ્ય શુભ અને અશુભ ધ્યાનમાં પ્રવર્તે છે. અશુભ ધ્યાનને વારવું હોયતો મોટામાં મોટો ઉપાય એ છે કે શુભ વિચારનું વિશેષત સેવન કરવું.

× × × ×

## સંવત્ ૧૯૬૮ માઘ વદિ ૯ તા ૧૧-૨-૧૨ અંકલેશ્વર

જૈનધર્મોપદેશકોએ ગામોગામ પરિભ્રમણ કરીને જૈનતત્ત્વોનો ઉપદેશ દેવો જોઇએ. જૈનતત્ત્વોના વિચારોનો દેશોદેશ અને ગામોગામ ફેલાવો કરવો જોઇએ. હજારો સંકટો વેઠીને પણ મનુષ્યોને જૈન ધર્મની શ્રદ્ધા કરાવવી જોઇએ. તનતોડીને જૈનધર્મના વિચારોનો ફેલાવો કરવા અનેક ઉપાયોથી પ્રયત્ન કરવો જોઇએ. એક મરણીઓ સોને ભારે તેની પેઠે એક આત્મભોગ આપનાર જ્ઞાની પુરૂષ ખરેખર લાખો મનુષ્યોને જૈનધર્મની શ્રદ્ધા કરાવે છે. હાલ જૈનધર્મનો ઉપદેશ દેવાને સર્વ પ્રકારની સારી સગવડતા છે. જ્ઞાની જૈનોએ જમાનાનો લાભ લેવા ચૂકવું ન જોઇએ.

સર્વ પ્રકારના સ્વાર્થનો ત્યાગ કરીને ત્યાગી બનેલા મુનિવરોએ પ્રમાદનો ત્યાગ કરીને ધર્મના ઉપદેશ દેવા પ્રયત્ન કરવો જોઇએ બાલજીવોને સરળ પણે સમજાય એવા પ્રકારના ધાર્મિક પુસ્તકો લખીને સર્વત્ર જૈનધર્મનો પ્રચાર કરવા સાક્ષર જૈનોએ ઉદ્યમ કરવો જૈનશાસનની જેઓને દાઝ છે તેવા જ્ઞાની સાધુઓએ નિર્મલત્વનો ત્યાગ કરીને જૈનશાસનનો વધારો કરવા પ્રયત્ન કરવો જોઇએ જૈનશાસનની દાઝ જેના હૃદયમા છે તેવો જૈન પોતાનુ સર્વસ્વ જૈનધર્મની ઉન્નતિ અર્થે સમર્પણ કરે છે આત્મબળને સ્ફોરવ્યા વિના પોતાનો ઉદ્ધાર પણ થવાનો નથી શુષ્કજ્ઞાનીઓ અન્યોનુ શ્રેય કરવા પ્રયત્ન કરી શકતા નથી વ્યવહારમાર્ગને અવલબીને અને નિશ્ચય દ્રષ્ટિ હૃદયમા ધારણ કરીને જૈનધર્મનુ સેવન કરનારાઓ પોતાનુ પણ સાધે છે અને પ્રસગોપાત્ત અન્ય મનુષ્યોનુ પણ શ્રેય કરવા ચૂકતા નથી જૈનધર્મના તત્ત્વોનો ફેલાવો કરવાને માટે જે ઉપદેશકો ઉદ્યમ કરે છે તેઓ તીર્થંકરનામકર્મને બાંધે છે જૈનશાસનની ઉન્નતિ કરવાનો જેના મનમા અધ્યવસાય પ્રગટે છે, તે મનુષ્યને ધન્યવાદ ઘટે છે જૈનશાસ્ત્રોના અતરમા ઉડા ઉતરીને જેઓએ અભ્યાસ કર્યો છે, તેમજ પરદર્શન સિદ્ધાતોનુ રહસ્ય જેઓએ પ્રાપ્ત કર્યુ છે તેઓ જૈનધર્મના ખરા ઉપદેશકો બની શકે છે

× × × ×

**સવત્ ૧૯૬૮ માઘ વદિ ૧૦ સોમવાર તા ૧૨-૨-૧૨ ઝઘડીઆ**

નવો નદીનો પ્રવાહ બનાવવો તે મેઘના હાથમા છે નદી કઇ અન્ય નદીનો પ્રવાહ બનાવવાને શક્તિમાન્ થતી નથી તેમ વિચારરૂપ મેઘથી આચારરૂપ નદીનો પ્રવાહ ઉત્પન્ન થઇ શકે છે નદીના આકારનો ફેરફાર કરવાને મેઘ શક્તિમાન્ થાય છે આચારોનો મુખ્ય આધાર ખરેખર વિચાર ઉપરજ છે દુનિયામા જેટલા ક્રિયાના આચારો દેખાય છે તેની પૂર્વે તે તે આચારોને ઉત્પન્ન કરનાર અમુક અમુક વિચારો થતા હતા એમ કહેવામા અનુભવ પ્રમાણ છે જ્ઞાન પૂર્વે અને ક્રિયા પશ્ચાત્ એવો સ્વાભાવિક નિયમ છે મનુષ્યના અમુક પ્રકારના આચારોથી તેના મનમા અમુક વિચારો હોવા જોઇએ એમ અનુમાન થાય છે કોઇપણ બાબતના વિચારો કરતા કરતા

મગજ થાકી જાય એમ લાગે તે પહેલા વિચારોની શ્રેણિ બધ કરવી શરીરની ક્રિયા કરતા મનને વિચાર કરવામા વિશેષ પરિશ્રમ પડે છે શરીરની મહેનત કરનાર કરતા જ્ઞાનાભ્યાસીને ઘણો પરિશ્રમ પડે છે મનની ક્રિયામા જ્ઞાનબળની જરૂર પડે છે શરીરની ક્રિયા કરતા માનસિક વિચારની શુભ ક્રિયા સ્વપરને અનન્ત ઘણો ફાયદો કરે છે કોઇનુ મન ફેરવવામા આવે છે તો ત્વરિત તેની કાયા અને વાણીનો વ્યાપાર ફરી જાય છે શારીરિક ક્રિયાઓ જે જે થાય છે, તેના મુખ્ય રહસ્યોને પણ માનસિક વિચારશક્તિથી પ્રાપ્ત કરી શકાય છે જ્ઞાનના બળથી જ્ઞાની દ્રવ્ય, ક્ષેત્રકાલાદિક પ્રસગે નવીન આચરણાઓને આચરી શકે છે આત્મધર્મસાધક જ્ઞાનીની બાહ્યક્રિયાઓને બાળજીવો દેખી શકે છે અને તેનો આદર કરી શકે છે આત્માર્થી જ્ઞાનીની બાહ્ય આચરણાઓ પણ અમુક શુભ અધ્યવસાયના ઉદ્દેશથી યુક્ત હોય છે બાળ જીવો તે ઉદ્દેશને શોધી કાઢવાને સમર્થ બની શકતા નથી માનસિક વિચારોના પ્રવાહોથી શરીર અને જગતના ઉપર ઘણી અસર થાય છે વિચાર શક્તિથી સ્થૂલમા ફેરફાર કરી શકાય છે એ બાબતના સૂક્ષ્મ રહસ્યને ખરેખર તત્ત્વજ્ઞાનીઓ સમજી શકે છે મનમા અમુક વિચાર ઉત્પન્ન થાય છે તેને આખ આદિની ચેષ્ટા ઓથી અનુમેય કરી શકાય છે વિચાર શક્તિથી પુસ્તકની સૃષ્ટિ રચી શકાય છે અને પુસ્તકની સૃષ્ટિથી મનુષ્યોના આચારો અને વિચારોમા ફેરફાર કરી શકાય છે

× × × ×

**સવત્ ૧૯૬૮ માઘ વદિ ૧૧ મગળવાર તા ૧૩-૨-૧૨ શુકલતીર્થ**

કેટના સાધુનુ નામ ધરાવીને પોતાના પક્ષનું બળ જમાવવાને માટે અનેક પ્રકારના સઘમા વિક્ષેપ નાખે છે પોતાના ગચ્છના મમત્વથી અન્ય ગચ્છોની સાથે કલેશમા પડીને ઘણા સાધુઓની સાથે પ્રતિકૂલતાને ધારણ કરીને પક્ષાપક્ષી કરી સાધુઓના સઘમા વિક્ષેપ નાખે છે પોતાની વિદ્વત્તાનો વ્યય એક પક્ષની પુષ્ટિમા કરીને સામાન્યત સર્વ ગચ્છોમા વહેચાઇ ગયેલા સાધુઓની સાથે સામાન્ય રીત્યા સપ જાળવવાને માટે પણ શક્તિમાન્ થતા નથી સાધુઓમા પરસ્પર પ્રેમ રહેશે તો સાધુઓની ઉન્નતિ

થશે. ગૃહસ્થો કરતાં સાધુઓમાં પરસ્પર શુદ્ધ પ્રેમ પ્રગટેલો હોવો જોઇએ. સાધુઓ અન્ય સંઘાડાના સાધુઓને દેખીને તેઓના સદ્ગુણોનું બહુમાન નહિ કરે અને ઇર્ષ્યા કરે તો જૈનશાસનનો ઉદય ક્યાંથી થઇ શકે? પરસ્પર ગચ્છની ભિન્ન આચરણાઓને લઇ જાહેરમાં કલેશની ઉદીરણા થાય તેવા ઉપદેશો જ્યાં અપાતા હોય ત્યાં ભિન્ન ભિન્ન સંઘાડાના સાધુઓ ભેળા થઇને જૈનધર્મનો ઉદય કરવા ક્યાંથી વિચારો ચલાવી શકે? સ્વમત કદાગ્રહથી મોટા મોટા વિદ્વાનોને પણ જૈનશાસનની હાનિનો વિચાર સૂઝતો નથી. કેળવણી પામેલા અને સંપના હીમાયતી એવા જૈન સાધુઓ જો થશે તો જૈનશાસનનો ઉદય થઇ શકશે એવી પ્રાય ઘણા ભાગે આશા રહે છે. સાધુઓની ઉન્નતિમાં પરસ્પર કદાગ્રહ કરીને પક્ષ બાંધનારા કેટલાક અધકચરા મુનિવર્ગો આડા આવે છે એમ કેટલાક શ્રાવકો કહે છે તેઓને જવાબ આપવા સૂઝ પડતી નથી. મારાથી કે તે બાબતનો જવાબ આપવા પહેલાં તે બાબતનો વિચાર કરીએ છીએ તો કિંચિત્ તેનો ભાસ જણાય છે. મોહના ઉછાળાના વશમાં જેઓ આવતા નથી તેઓ જ્ઞાન દર્શન અને ચારિત્ર ગુણમાં રમણતા કરવાને શક્તિમાન્ થાય છે. જે સાધુઓ રાગદ્વેષની પરિણતિથી દૂર રહેવા મનનો ઉપયોગ રાખે છે તેઓ જે જે બાબતોથી કલેશની ઉદીરણા થાય તેવી બાબતોમાં પ્રવેશતા નથી. જે સાધુઓ સમભાવરૂપ સરોવરમાં ઝીલે છે તેઓને રાગાદિ તાપથી અસર થતી નથી. મૈત્રીમગ્ન બની ગયેલા અને ગુણાનુરાગ દ્રષ્ટિથીજ જગતને દેખનારા એવા સાધુઓના દર્શન કરતાં મનુષ્ય પોતાના આત્માને નિર્મલ કરે છે. પરના પરમાણુ જેટલા ગુણને પણ પર્વત સમાન માનીને હૃદયમાં પ્રમોદભાવને ધારણ કરનાર જે મુનિયો હોય છે તેઓને સદા નમસ્કાર થાઓ!

× × × ×

સંવત્ ૧૯૬૮ માઘ વદિ ૧૨ બુધવાર તા ૧૪-૨-૧૨ અગારેશ્વર

सेयवरोवा आसवरोवा, बुद्धोवा अहवअन्नोवा
समभाव भावी अप्पा, लहइ मुक्ख नसंदेहो ॥ १ ॥

ચાહે તો શ્વેતામ્બર હોય, દિગમ્બર હોય, બુદ્ધ ભક્ત હોય વા અન્ય હોય પણ જેણે સમભાવ વડે આત્મા ભાવ્યો છે, તે મોક્ષ પામે છે, તેમા સન્દેહ નથી પ્રિય વા અપ્રિય સર્વ પદાર્થોમા જે સમભાવથી વર્તે છે, તે સમસ્ત કર્મનો ક્ષય કરે છે રાગ અને દ્વેષનો ક્ષય કરવામા સર્વ પ્રકારના ધર્મોની આરાધના અવબોધવી ગમે તે ધર્મના મનુષ્યે સમભાવની દોરી અંગીકાર કરવી જોઇએ સમભાવ દશામા બાહ્ય વસ્તુઓની અસ્તિતા છતા બાહ્યમા કંઇ માનુકૂલ વા પ્રતિકુલ જણાતુ નથી સમભાવની દશામા મોહનો ઉપશમ થાય છે અન્ય દર્શનોને સમભાવ દૃષ્ટિથી દેખવાથી તેમા દ્વેષ ઉત્પન્ન થતો નથી, તેમ સ્વપક્ષપર રાગ પણ થતો નથી સમભાવની દૃષ્ટિથી સત્યને સત્યપણે અવધારતો અને તેનુ ધ્યાન કરતો છતો આત્મા અપ્રમત્ત દશામા ઉતરીને ક્ષપક શ્રેણિ પ્રાપ્ત કરી કેવલ જ્ઞાનને પામે છે સમભાવવડે આત્મા ભાવિત થયો હોય છે, તે વખતે આત્માના શુદ્ધ સ્વભાવનો ખ્યાલ આવે છે, અને જૈન દર્શનની અપૂર્વતાનો નિશ્ચય થાય છે સમભાવની દૃષ્ટિથી જૈન ધર્મમા પડેલા ગચ્છાદિ ભેદોમાથી સત્ય તારવી શકાય છે, અને નયોની અપેક્ષાએ અપેક્ષામય વાક્યોનો અવબોધ થાય છે જૈન ધર્મ એ મુક્તિનો સાચો માર્ગ છે એમ નિશ્ચયથી જાણવુ હોય તો સમભાવ વડે પોતાના આત્માને ભાવો રાગ અને દ્વેષની પરિણતિનો જેમ જેમ વેગ શમે છે, તેમ તેમ સમભાવના પગથીએ પગ મૂકી શકાય છે રાગ અને દ્વેષનો નાશ કર્યા વિના કદિ મોક્ષ મળનાર નથી વ્યવહારનય કથિત આવશ્યક ક્રિયાઓને સમભાવના હેત માટે કરવી જોઇએ સર્વ જૈનોએ સમભાવરૂપ સામાયક આવશ્યક પ્રાપ્ત કરવુ જોઇએ શ્રી સર્વજ્ઞ મહાવીર પ્રભુએ ગુણસ્થાનકના અધિકાર પ્રમાણે સમભાવની પરિણતિ ઉપર સ્થિર રહેવુ એ ઘણુ દુર્લભ છે સમભાવ રૂપ સામાયિક આવશ્યક પ્રાપ્ત કરવા માટે સદાકાલ પ્રયત્ન કરવો જોઇએ

× × × ×

**સંવત્ ૧૯૬૮ માઘ વદિ ૧૩ શુક્રવાર તા. ૧૬-૨-૧૨ દરજ્જ.**

મનુષ્યો વિના પ્રયોજનની અને રાગ દ્વેષ વૃદ્ધિકારક વાતો કરીને પોતાની જીંદગીનો ઘણો વખત નકામો ગાળે છે જેનાથી આર્તધ્યાન અને રૌદ્ર ધ્યાન વધે એવી વાતો કરવાથી આત્માના ગુણોનું આચ્છાદન થાય છે જેઓ આત્માની શક્તિ પ્રાપ્ત કરવાને માટે સાધુ મા થયા છે તેઓએ નકામી કુથલી કરવી જોઇએ નહિ નકામો વખત ગુમાવવો નહિ એમ સાધુઓએ પોતે નહિ ગૃહસ્થાને શિખવવું જોઇએ અપ્રશસ્ત ભાવને પરવસ્તુ જાણીને ઉપશમાદિ ભાવોને પ્રાપ્ત કરવા પ્રયત્ન કરવો જોઇએ જે સ્થાનકો વા જે આશ્રય સેવાથી મનની ચંચલતા ટળે એવા ઉપાયો યોજવા જોઇએ જેની સંગતિ કરવાથી દુર્ગુણોને ટાળવાનું મન થાય અને સદ્ગુણોને સેવવાનું મન થાય તેની સંગતિ કરવી જોઇએ. सो कहीए सो पुछीए, तामें धरीए रंग ॥ या ते मिटे अबोधता बोधरूप व्हे गंग ॥ १ ॥ શ્રીમદ્ યશોવિજયજી ઉપાધ્યાયે આ દુહામાં કર્તવ્યકાર્ય કહેવાનો તથા પૂછવાનો સારો ઉપદેશ દીધો છે દુનિયામાં અમુલ્ય એવા મનુષ્યજન્મ પામીને મોક્ષ માર્ગપ્રતિ પ્રયાણ કરવું જોઇએ પ્રમાદોને નોતરવા પડતા નથી તે તો વિના બોલાવ્યા આવે છે અને ઉપશમાદિ ધર્મ પ્રાપ્ત કરવાને માટે તો ઉદ્યમ કરવો પડે છે દુર્ગુણો તો રસ્તામાં જતાં કાંટાની પેઠે વળગી પડે છે અને સદ્ગુણો તો રત્નની પેઠે દુઃખ વડે પ્રાપ્ત થાય છે, ધર્માધર્મ જેમાં હોય એવા ધર્મમાં તો સહેજે બાળજીવોની રૂચિ થાય છે, પણ ઉપશમાદિ ધર્મમાં તો જ્ઞાનદશા થયા વિના અને પ્રમાદનો પરિહાર કર્યો વિના રૂચિ થવી દુર્લભ છે ધર્મની વાર્તાઓ કરવાથી જ્ઞાનદર્શન અને ચારિત્ર માર્ગ પ્રતિ પ્રયાણ થાય છે આત્માના આનંદ ગુણની જે કરવાથી પ્રતીતિ થાય તેવા ઉપાયો આદરવા જોઇએ આત્માના સહજાનંદ ગુણની પ્રાપ્તિ કરવા માટે આત્માના ગુણોના ઉપાસક બનવું જોઇએ, આત્માના સ્વરૂપમાં જ્યારે સ્થિરતા થાય છે, ત્યારે આનન્દ પ્રકટયા વિના રહેતો નથી.

× × × ×

**સંવત્ ૧૯૬૮ માહ વદિ ૧૪ શનીવાર તા ૧૭-૨-૧૯૧૨ કરજણ**

ભક્તિ કરવાથી-પરમાત્માના ગુણોની સાથે લીનતા થઇ જાય છે, ત્યારે શાંત સુધારસ સ્વાદનો કંઇક ભાસ થાય છે આત્માને પરમાત્માની સંમુખ કરવો જોઇએ સૂર્યની સામે સંબન્ધ ધરાવનાર કમલ જેમ જલમા નિર્લેપ રહી શકે છે તેમ પરમાત્માની સામી દૃષ્ટિ ધારણ કરનાર આત્મા પણ સંસારરૂપ જલમા નિર્લેપ રહી શકે છે પરમાત્માની સાથે આત્માનો પ્રેમભાવ બંધાતા આત્માની મલીનતા ટળી જાય છે પરમાત્માના ઉપર ધારણ કરેલી પ્રીતિ વસ્તુત પોતાના આત્માની ઉચ્ચ દશા કરવાને સમર્થ બને છે પરમાત્માની સાથે શુદ્ધ પ્રેમથી સંબંધ બાંધ્યા વિના મુક્તિના પગથીએ ચઢી શકાતુ નથી પરમાત્માના ગુણોની ભાવનામા લીનતા થતા આત્મા પોતાનામા સત્તાએ રહેલા ગુણોને પ્રકટ કરે એમા કંઇ આશ્ચર્ય નથી પરમાત્માની સાથે શુદ્ધ પ્રેમ ધારણ કરીને અશુદ્ધ પ્રેમનો નાશ કરવો જોઇએ દુનિયાના સર્વ જીવોપર શુદ્ધ પ્રેમ પ્રકટે ત્યારે સમજવુ કે પરમાત્માની સાથે શુદ્ધ પ્રેમ સંબંધ બંધાયો છે પરમાત્માની ભક્તિ કરનારાઓના હૃદયમા દુનિયાપર શુદ્ધ પ્રેમ પ્રકટવો જોઇએ, અને સર્વ જીવોને મિત્ર સમાન ભાસવા જોઇએ પરમાત્માની ભાવના ભાવતાં પોતાનો આત્માજ પરમાત્મા રૂપ ભાસે ત્યા સુધી પરમાત્માની ભાવના ભાવવી જોઇએ ઉપાધિ અને પરમાત્માની ભક્તિ એ બે એક કાલમા થઇ શકતા નથી

× × × ×

**સંવત ૧૯૬૮ માહ વદ ૦)) રવિવાર તા ૧૮-૨-૧૯૧૨. ઇટોલા**

વ્યવહાર અને નિશ્ચયનય એ બેને માન્યા વિના સમ્યક્ત્વની પ્રાપ્તિ થતી નથી ચંદ્ર અને સૂર્યની પેઠે વ્યવહાર અને નિશ્ચયનય જગત્મા વિજયવંત વર્તે છે વ્યવહાર કારણ છે અને નિશ્ચય કાર્યભૂત છે આત્માના અધ્યવસાયની શુદ્ધિમા વ્યવહારનય નિમિત્ત કારણ છે, જે મનુષ્ય વ્યવહારનય કથિત ધર્મની ઉત્થાપના કરે છે, તે જૈન શાસનની ઉત્થાપના કરે છે નિશ્ચયનય પ્રાપ્ત ચેતનના શુભાદિ અધ્યવસાયથી પડતા પ્રસન્નચંદ્ર રાજર્ષિની પેઠે વ્યવહારનય આલંબન આપીને પુન ધર્મમા સ્થિર કરે છે અશુભ

વ્યવહારમાંથી શુભ વ્યવહારમા અને શુભ વ્યવહારમાંથી શુદ્ધ વ્યવહારે પ્રવૃત્તિ કરવા ઉપાયો યોજવા વ્યવહારનય નિમિત્ત કારણ છે અને નિશ્ચયનય ઉપાદાન કારણ છે આત્માના ગુણોને પ્રકટ કરવા માટે કોઈ પણ નિમિત્ત કારણરૂપ વ્યવહારનું અવલબન કર્યા વિના કોઈનો પણ છુટકો થવાનો નથી ગૃહાવાસમા રહેલા તીર્થંકરો પણ આત્માના ગુણો પ્રકટાવવા માટે સાધુ દીક્ષારૂપ વ્યવહારને અગીકાર કરે છે મન, વચન અને કાયાના યોગની શુદ્ધિ કરવા માટે જે જે બાહ્ય પ્રયત્નો કરવામા આવે છે તે સર્વ વ્યવહાર છે તેરમા ગુણ સ્થાનકમા ગયેલા તીર્થંકરો પણ વ્યવહાર ધર્મને ચલાવે છે, કેવલી ભગવાન્ આહાર પાણી કરે છે દેશનાદિ દે છે અને તીર્થાદિ સ્થાપે છે, એ સર્વ વ્યવહાર છે વ્યવહાર કથિત જે જે ક્રિયાયોમા પ્રવૃત્ત થવું હોય તે પહેલા તેનું જ્ઞાન કરવાની અત્યન્ત જરૂર છે ક્રિયાઓના મૂળ રહસ્યોને સમજીને ધાર્મિક ક્રિયાઓનો પોતાના અધિકાર પ્રમાણે સ્વીકાર કરવો જોઈએ વ્યવહાર ક્રિયાની સાધનાનું મૂળ રહસ્ય આત્માના પરિણામની શુદ્ધિ કરવી તેજ છે એ વાત ભૂલવી ન જોઈએ નિશ્ચયદૃષ્ટિ હૃદયમા ધારણ કરીને વ્યવહારની આરાધના કરવી જોઈએ જે કારણથી કાર્યની અમુક અશે સિદ્ધિ ન થાય તે અકારણ કહેવાય. મનની શુદ્ધિદ્વારા આત્માના ગુણોનો આવિર્ભાવ થાય અને મોહનું જોર ટળે તેમ પ્રવૃત્તિ કરવી તે વ્યવહાર ધર્મ છે

× × × ×

## સંવત્ ૧૯૬૮ ફાગણ સુદિ ૧ સોમવાર તા ૧૯–૨–૧૯૧૨ દરાપરા

હેયજ્ઞેય અને ઉપાદેયની બુદ્ધિ પૂર્વક દરેક પુસ્તકો વાચવા જોઈએ પુસ્તક વચવામા પોતાનો અધિકાર વિચારવો જોઈએ કયા દ્રવ્ય ક્ષેત્રકાલ અને ભાવથી કયા હેતુએ પુસ્તક રચ્યુ છે અને તેમાથી શુ શુ ગ્રહણ કરવા લાયક છે તેનો વિવેક કરવો જોઈએ પુસ્તક વાચીને તેમાથી મુખ્ય મુદ્દાઓ તારવી કાઢવા જોઈએ કયા અનુયોગને અનુસરીને તે મુદ્દાઓ છે તેનો ખ્યાલ કરવો જોઈએ જેટલા ભાગ વાચવો તેમા જેટલો સમય લાગે તેના કરતા ત્રણ ઘણો કાલ તેના મનનમા ગાળવો જોઈએ જે જે ઉપયોગી ગ્રંથો વાચવામા આવે, તેના હૃદયમા દૃઢ સસ્કારો પાડવા જોઈએ

અભ્યાસ કરતા પ્રત્યેક બાબતમા મનને ત્રણ વા ચાર ગણી મહેનત આપ્યા વિના જ્ઞાનના ઉડા પ્રદેશમા પ્રવેશ થઇ શકતો નથી વાચન પૃચ્છનાદિ નિયમ વડે સ્વાધ્યાય કરવાથી જ્ઞાનની પ્રાપ્તિ થાય છે જે વિષય વાચવામા આવે તે વિષયમા મનને સ્થિર કરવુ જોઇએ જે વિષય વાચવામાં આવે તેની સાથે મનની એકતા થવાથી તે વિષયની ખરી ખૂબિયોનો ઉદયમા ભાસ થાય છે ઉપ ચોટીયા વાચનથી કાગચોગીયુ જ્ઞાન મળે છે પણ વસ્તુનુ ખરૂ જ્ઞાન પ્રાપ્ત થતુ નથી કોઇ પણ બાબતને વાચીને તેની મૂર્તિને હૃદયમા ખડી કરી તેના વિચારમા લીન થઇ જવુ જોઇએ હૃદયપટપર વાચેલી બાબતનુ ચિત્ર બરાબર પડે એવી રીતે વાચીને પશ્ચાત્ તે બાબતનુ જ્ઞાન પ્રાપ્ત કરવાને તે બાબતમા ખૂબ ઉડા એવા ઉતરી જવુ કે જેથી અન્ય વસ્તુનુ સ્મરણ પણ ન થાય આ પ્રમાણે પુસ્તક વાચન વા સ્વાધ્યાય વગેરે કરવામાં આવે તો પ્રતિદિન જ્ઞાનની વૃદ્ધિ થાય અને તત્ત્વજ્ઞાનનો આનન્દ પ્રાપ્ત કરી શકાય વિષય કષાયમાથી ચિત્તને પાછુ ખેચીને જ્ઞાનાભ્યાસમા સ્થિર કરવામા આવે છે તો જ્ઞાનની વૃદ્ધિ થાય છે જ્ઞાનાવરણીય કર્મનો ક્ષયોપશમ ક્યા ક્યા હેતુઓથી થાય છે, તેનો જે અભ્યાસ કરે છે, તેને જ્ઞાનની પ્રાપ્તિ થાય છે

× × × ×

સવત્ ૧૯૬૮ ના ફાગણ સુદિ ૨ મગળવાર તા ૨૦-૨-૧૨ પાદરા

અન્ય ધર્મવાળાઓને પ્રતિબોધવા માટે ઉદ્યમ કરનારાઓએ અન્ય ધર્મીના શાસ્ત્રોનો સારી રીતે અભ્યાસ કરવો જોઇએ અન્ય દર્શનીઓને તેઓના માન્ય ગ્રન્થોના દાખલાઓ આપીને તેઓને સમજાવવાથી તેઓ નામા વિશ્વાસ બેસાડીને જૈન દર્શનના સિદ્ધાતોના આધારે સમજાવવા અન્ય દર્શનીઓ કરતા જૈન દર્શનના સિદ્ધાતોની ઉત્તમતા સમજાવવા પ્રબલ કરીને તેઓને જૈનાગમોની પ્રામાણિકતાની સિદ્ધિ કરી બતાવવી અન્ય દર્શનના તત્ત્વો કરતા જૈન દર્શનના તત્ત્વોની ઉત્તમતા સમજાવવી. અન્ય દર્શનોની એકાન્તતા અને જૈન દર્શનની અનેકાન્તતા સમજાવવી સર્વજ્ઞ પ્રણીત જૈન દર્શન છે એમ આગમોના આધારે સિદ્ધ કરી બતાવવુ અહિંસા અને અનેકાન્તમય જૈન દર્શન ઉત્તમ છે એમ દાખલા દલીલોથી

સમજાવવા પ્રયત્ન કરવો જૈન દર્શનના ધર્માચારો અન્ય દર્શન ધર્માચારો કરતા પણ ઉત્તમ છે એમ સમજાવવા પ્રયત્ન કરવો જૈન દર્શનની સર્વોત્તમતા સમજાવીને અન્ય દર્શનીઓને જૈન ધર્મ પમાડવો અન્ય દર્શનીઓનો જૈન ધર્મ ઉપર રાગ થાય એવો પ્રથમ બોધ દેવો પશ્ચાત્ સત્ય દેવ ગુરૂ ધર્મ અને અસત્ય દેવ ગુરૂ ધર્મમા ભેદ સમજાય એવો ઉપદેશ દેવો અન્ય દર્શનીઓનો અધિકાર પરખીને તેઓને જે જે ઉપાયો વડે બોધ થાય તે તે ઉપાયો દ્વારા ધર્મ પમાડવા પ્રયત્ન કરવો ધર્મ બિન્દુમા અન્ય ધર્મીઓને જૈન ધર્મ પમાડવા માટે કયા કયા ઉપાયો યોજવા તે સબન્ધી સારો ઉપાય બતાવ્યો છે મિથ્યા દૃષ્ટિ જીવોને પ્રથમ તો માર્ગાનુસારિપણાને ઉપદેશ દેવો દ્રવ્ય ક્ષેત્ર કાલ અને જીવોની યોગ્યતા પ્રમાણે તેઓને જૈન ધર્મનો ઉપદેશ આપવાથી ધરેલી ધારણા સિદ્ધ થાય છે જમાનાને અનુસરી ઉપદેશ આપવાની રીતિમા ફેરફાર થયા કરે છે ગીતાર્થો ઉપદેશ દેવાની પદ્ધતિને જાણી લેઉ, અને જૈન ધર્મની વૃદ્ધિ કરવામા બાકી રાખતા નથી શાન્ત અને અવસરજ્ઞ વિદ્વાન્, ઉપદેશક મુનિવર ઉપદેશ દેવાની રીતિયોને સમજી શકે છે

× × × ×

## સવત્ ૧૯૬૮ ફાગણ સુદિ ૩ બુધવાર તા ૨૧-૨-૧૯૧૨ પાદરા

આત્માના જ્ઞાન દર્શન અને ચારિત્રાદિ ગુણોમાં રમણતા કરવાથી અને તે નિજમા રહેવા મનુષ્યનો મોક્ષ થાય છે હે આત્મન્ ! ! ! બાહ્ય સર્વ વસ્તુઓ છે તે તુ નથી અને તે વસ્તુઓમા ક્ષટત્વ નથી મનથી થએલી ઇષ્ટાનિષ્ટ કલ્પનાથી બાહ્ય વસ્તુઓમા લેપાવુ જોઇએ નહિ દ્રવ્યાનુયોગ જાણીને સારે ચરણ કરણાનુયોગની ધર્મપ્રવૃત્તિ સ્વાધિકાર પ્રમાણે આદરવી જોઇએ શુદ્ધ પોતાના સત્તાગત ધર્મને પ્રકટાવવાને તેમા સ્થિર ઉપયોગ ધારણ કરવાની જરૂર છે આત્મામા રમણતા કરીને અશુદ્ધ ધર્મ કરણને શુદ્ધ ધર્મ કરણ રૂપે પ્રવર્તાવવુ જોઇએ મન, વચન અને કાયાની ચચલતા વારીને આત્મશક્તિની અચલતા કરવી જોઇએ વિચારશે અને અધિકાર ભેદે કથાના એવા સાતનય પતિપાદ્ય ધર્મનો એકાન્તનયથી કદિ ઉપદેશ ન દેવાય એમ ઉપયોગ રાખવો જોઇએ પોતાના અધિકાર ધર્મથી ઉપરના

ધર્મનું અને પોતાના અધિકાર ધર્મથી નીચેના ધર્મનું કદિ ખંડન ન થવું જોઇએ ઉપર ઉપરના નયકથિત ધર્મની અપેક્ષાએ અધો અધોનય કથિત ધર્મની અશુદ્ધતા તા અવલોકનમા ખીને સાપેક્ષ વાદ ધર્મ પ્રરૂપણાનો ત્યાગ કરીને એકાન્ત રૂપ શાન ગ્રો જોઇએ નયો અમુક અપેક્ષાએ વિચારવાળી વિચાર દૃષ્ટિયો છે તેથી તેઓને નયાભાસ રૂપે ન પરિણમાવી જોઇએ નીચાની અપેક્ષાએ ઉપરના ગુણસ્થાનકો વા ઉપરના નયો શુદ્ધ વા શુદ્ધ કથક છે પણ નીચાની અપેક્ષા ન લેવામાં આવે તો શુદ્ધ, એની અપેક્ષાએ કરી શકે ! પરસ્પર નયોની સાપેક્ષતાએ પ્રત્યેક વસ્તુનું સ્વરૂપ અવબોધવું જોઇએ ધર્માચરણમાં પણ નયોની અપેક્ષાએ અને સ્વાધિકારભેદે ભેદ પડે છે અમુક નય કથિત ધર્મની ક્રિયા વા રુચિ પ્રાપ્ત થવાથી અન્ય નય કથિત ધર્મક્રિયા વા રુચિનું ખંડન થતું નથી હે ચેતન ! નયોના સાપેક્ષ ચક્રમાં સમાતા એવા સર્વ ધર્મના રહસ્યરૂપ જૈન ધર્મનું પ્રમાદ દશા ત્યાગીને અપ્રમત્ત યોગવડે આરાધન કર ! તારામાં અસ્તિરૂપે રહેલા જ્ઞાનાદિ અન્વયધર્મનું આરાધન કરતાં છતાં નાસ્તિરૂપે રહેલા વ્યતિરેક ધર્મનું તો સહેજે આરાધન થાય છે

× × × ×

## સંવત્ ૧૯૬૮ ના ફાગણ સુદિ ૪ બુધવાર તા. ૨૨-૨-૧૨ પાદરા

શુદ્ધોપયોગ સમાધિમાં હે ચેતન ! તું વારંવાર રમણતા કર ! રાગ અને દ્વેષની અશુદ્ધ પરિણતિનો ત્યાગ કરીને સ્વભાવમાં રમ શુદ્ધ પરિણતિમાં જ્ઞાન દર્શન અને ચારિત્ર એ ત્રણનો સમાવેશ થાય છે દર્શન જ્ઞાનને સહાય કરે છે ચારિત્ર પાને જ્ઞાનને સહાય કરે છે અર્થાત્ ચારિત્રથી જ્ઞાનની શુદ્ધિ થાય છે તેમજ જ્ઞાનથી ચારિત્રની શુદ્ધિ થાય છે, આત્માના ગુણોમાં જ ઉપયોગ રહેવાથી સ્વરૂપાનંદ પ્રાપ્ત થાય છે. વિભાવ દશામાં પરિણમેલા આત્મવીર્યને સ્વભાવ દશામાં ક્ષણે ક્ષણે પરિણમાવવું જોઇએ આત્માના ઉપયોગથી અશુદ્ધ ભાવને પણ શુદ્ધ ભાવ તરીકે પરિણમાવી શકાય છે. શુદ્ધોપયોગમાં રમણતા કરવા માનસીક અશુદ્ધ ભાવનો નાશ થાય છે દુર્ગુણોનો નાશ કરવા માટે સદ્ગુણોનું જ વારંવાર ધ્યાન ધરવું જોઇએ. જ્યાં ત્યાં દુર્ગુણોને જોવા વા દુર્ગુણોમાં લક્ષ્ય રાખવ તેના કરતાં ...

જોવા અને સદ્ગુણોમા લક્ષ્ય રાખવુ તે અનત ગુણ ઉત્તમ ધર્મ કાર્ય છે દુર્ગુણોથી આત્માના સદ્ગુણોનુ આચ્છાદન થાય છે માટે દુર્ગુણોને સદ્ગુણો રૂપે ફેરવી નાખવા જોઇએ સદ્ગુણોની પ્રાપ્તિ માટે હે આત્મન્! તુ ક્ષણે ક્ષણે પ્રયત્ન કર। ઇન્દ્રિયોના વિષયનું ગ્રહણ કર્યા વિના જે અન્તર્ માનો આનદ ઉઠે છે, તે આનન્દને પ્રાપ્ત કરવા માટે પ્રયત્ન કરવો જોઇએ મનને જડ પદાર્થો સુખકર ન લાગે અને દુખકર ન લાગે અને મન આત્માની સાથે લાગેલુ હોય તે વખતે જે સુખ થાય છે તેને આત્મિક સુખ કહી શકાય છે

× × × ×

## ૧૯૬૮ ના ફાગણ સુદિ ૫ શુક્રવાર તા ૨૩-૨-૧૯૧૨ પાદરા

ભાવીભાવ ઉપર કેટલાક જીવો આધાર રાખીને ઉદ્યમ કરતા નથી ઉદ્યમ કરતા કાર્યની સિદ્ધિ ન થાય ત્યારે બનવાનુ હતુ તે બન્યુ એમ દરેક બાબતમા નિશ્ચય કરવો છદ્મસ્થ મનુષ્યોને કેવલજ્ઞાન નથી તેથી તેઓએ ઉદ્યમ કરવો જોઇએ પચસમવાયમા કોઇ અપેક્ષાએ ઉદ્યમની પ્રધાનતા છે મોક્ષની પ્રાપ્તિમા પણ જ્ઞાનદર્શન અને ચારિત્રના ઉદ્યમની આવશ્યકતા છે પ્રીતિ ભક્તિ વચન અને અસગ અનુષ્ઠાન વડે પરમાત્મતત્ત્વની આરાધના કરવી જોઇએ અશુદ્ધ પ્રીતિને શુદ્ધ પ્રીતિરૂપે પરિણમાવીને આત્માની પરિણતિની ઉચ્ચતા કરવી જોઇએ શુદ્ધ પ્રીતિવડે સદ્ગુરુ અને ધર્મની આરાધના કરવી જોઇએ અશુદ્ધ પ્રીતિથી સસારની ઉત્પત્તિ થાય છે, અને શુદ્ધ પ્રીતવડે શુદ્ધાત્મધર્મ સૃષ્ટિની રચના થાય છે અશુદ્ધ પ્રીતિથી ઉપાધિ વધે છે અને ચિત્તની ચચલતા વૃદ્ધિ પામવાથી આત્મ વીર્યની પણ ચચલતા વધે છે શુદ્ધ પ્રીતિ અનુષ્ઠાનથી ઉપાધિ ટળે છે અને મનની ચચલતા ટળે છે તેમજ આત્મ વીર્યની સ્થિરતાના હેતુઓની પ્રાપ્તિ થાય છે શુદ્ધ પ્રીતિ અનુષ્ઠાનથી પોતનો આત્મા સુધરે છે, તેમજ પોતાના સસર્ગમા આવનાર અન્ય આત્માઓ પણ સુધરે છે શુદ્ધ પ્રીતિના અનુષ્ઠાનથી સાત્વિક દશા ઉત્પન્ન થાય છે તેમજ રજોગુણ અને તમોગુણનો નાશ કરી શકાય છે વિનય અને બહુમાન પૂર્વક ભક્તિ અનુષ્ઠાન વડે ધર્મની આરાધના કરવી

× × × ×

## સંવત ૧૯૬૮ ફાગણ સુદિ ૮ સોમવાર તા. ૨૬-૨-૧૯૧૨, પાદરા

જે ઉત્તમ શ્રાવક હોય છે તે દ્રવ્ય શ્રાવકના એકવીશ અને ભાવ શ્રાવકના સત્તર ગુણો પૈકી અમુક ગુણોવડે તો અલંકૃત હોય છે નીતિના સદ્‌ગુણો જેના આચારમાં અને વિચારમાં છે તે શ્રાવક કહેવાય છે માર્ગાનુસારિના ગુણો વડે શ્રાવક જગત્‌માં શોભી શકે છે પરમાર્થબુદ્ધિથી પરોપકારના કાર્યો કરીને શ્રાવક પોતાનું જીવન દૃષ્ટાન્તીભૂત કરે છે ધર્મના રહસ્યો સમજવાને માટે સદ્‌ગુરુના ઉપદેશનું પાન કરે છે વાચના, પૃચ્છના, પરાવર્તના, અનુપ્રેક્ષા અને ધર્મકથાનક્ષણ એ પાંચ પ્રકારના સ્વાધ્યાયને પોતાના અધિકાર પ્રમાણે કરે છે મનોથી અને વિશાળદૃષ્ટિથી અન્ય ધર્મપાળક મનુષ્યોની પ્રશંસાનો પાત્ર બને છે ધર્મ, અર્થ કામ અને મોક્ષ એ ચારે વર્ગનું આરાધન કરે છે પોતાના સદ્‌વિચારોનો સર્વત્ર ફેલાવો કરે છે, મૈત્રી, પ્રમોદ, માધ્યસ્થ અને કારુણ્ય આ ચાર પ્રકારની ભાવના વડે પોતાના આત્માને ક્ષણે ક્ષણે શ્રાવક ઉચ્ચ કરે છે જ્ઞાનને સમજીને સત્‌ક્રિયાઓને આચારમાં મૂકે છે સાધુઓ પર જે પૂજ્યભાવને ધારણ કરે છે અને શ્રાવકોપર ભક્તિભાવને ધારણ કરે છે, અને જૈનેતર મનુષ્યો પર કરુણાભાવને ધારણ કરે છે તથા મધ્યસ્થભાવને ધારણ કરે છે તથા સદ્‌ગુણોથી દિવ્ય બનનાર મનુષ્યોપર પ્રમોદ ભાવને ધારણ કરે છે, અને દુર્ગુણો ગ્રહીને પડનાર જીવો પર કરુણાભાવ ધારણ કરે છે, વિવેકદૃષ્ટિથી તે સર્વ બાબતનો વિચાર કરે છે, ગુરુની સેવા-ભક્તિથી તે પોતાના આત્માને નિર્મલ કરે છે, સંસારરૂપ કેદખાનામાંથી છુટવાને માટે તે પ્રયત્ન કરે છે, શાન્તરસ વડે તે આત્માને પોષે છે પોતાના સમાગમમાં આવનાર મનુષ્યોની ધર્મદૃષ્ટિ ખીલવવા પ્રયત્ન કરે છે સાધુવર્ગ અને સાધ્વીવર્ગની વૃદ્ધિ થાય એવો ભક્તિભાવ ધારણ કરે છે, ધર્મકૃત્યમાં શૂર બને છે, અને પાપ કૃત્ય કરવામાં ભીરુ બને છે, કોઇના છતા વા અછતા દોષોની નિંદા કરતો નથી, ધર્મ જ્ઞાનનો ફેલાવો કરવા પ્રયત્ન કરે છે સાધુવર્ગ અને સાધ્વી વર્ગને આહારાદિ દાન આપીને પોતાના આત્માની શુદ્ધિ કરે છે

× × × ×

સંવત્ ૧૯૬૮ ના ફાગણ સુદિ ૧૪ શનિવાર તા ૨-૩-૧૨ પાદરા

આત્માના સદ્ગુણો ખીલવ્યા વિના કદિ મહાન્ થઇ શકાતુ નથી. ઉત્તમ પુરૂષોના ચરિત્રો વાચીને આત્મોન્નતિનો માર્ગ ગ્રહણ કરવાનો છે સદ્ગુણોનો સંચય કરવાથી દુર્ગુણોમાં પરિણમેલી શક્તિ પોતાનુ અશુદ્ધપણું ત્યાગીને સદ્ગુણોમા પરિણમીને શુદ્ધપણે પરિણમે છે તીર્થંકરાદિના ઉત્તમ ચરિત્રો વાચીને સદ્ગુણોમાજ પ્રવૃત્તિ કરવાની છે શુદ્ધ પ્રેમનો મહાસાગર પ્રકટાવ્યા વિના આત્માને લાગેલા પાપ કાદવ ધોવાતો નથી એમ પણ દુર્ગુણનું પોષણ ન થાય અને સદ્ગુણો અને તેના હેતુઓમા પ્રવૃત્તિ થાય એવો અને તેમજ સર્વ જીવોને મૂળ સત્તાએ પરમાત્મબુદ્ધિથી જોવાની શક્તિ અર્પનાર શુદ્ધ પ્રેમ છે સ્વાર્થાદિ દોષ વિના સ્વકીય આત્માની પેઠે સર્વ આત્માઓને જોનાર, શુદ્ધ પ્રેમના સાગરમા સ્નાન કરીને પરમ સમતા રમની રીતતાને પ્રાપ્ત કરે છે શુદ્ધપ્રેમીઓ સંકુચિતદૃષ્ટિથી કદિ ધર્મનો માર્ગ પ્રરૂપી શકતા નથી સર્વ જીવોને સ્વાત્મ સમાન માનીને તેઓની રક્ષાદિ કરવામા પ્રવૃત્તિ કરવી એજ ખરેખરી ઉત્તમ જગત્સેવા છે જે જે ગુણો શુદ્ધ પ્રેમબળ વડે પોતાનામા જે જે અંશે પ્રકટાવ્યા છે તે તે અંશે અન્યો ઉપર પણ તે તે સદ્ગુણોની છાપ પાડી શકાય છે કોઇ પણ પ્રકારની ભ્રાન્તિ અને રૂચિથી ભિન્ન લૌકિક વા ધાર્મિક રૂચિના વશ થઇને આત્માને ગાડરીયા પ્રવાહમાં વહેવરાવવાથી ઉપરના પગથીઆ ઉપર ચઢી શકાતુ નથી હે આત્મન્ ! નિષ્કપટભાવે પોતાનો માર્ગ ગ્રહણ કરી લે સદ્ગુણાર્થે કરેલો એક સંકલ્પ પણ નિષ્ફલ જવાનો નથી, એમ પરિપૂર્ણ વિશ્વાસ રાખ. જીવોની યોગ્યતા પ્રમાણે બનુ કરવા પ્રયત્ન કર ! નિન્દા વગેરેથી જરા માત્ર અનુત્સાહી બનવું જોઇતું નથી. જ્ઞાની મનુષ્યોની સહાકાન ઉચ્ચદૃષ્ટિ રહે છે હે ચેતન ! હારા મૂળ સ્વભાવ ધર્મથી જગતને દેખીશ તો વિશાલ દૃષ્ટિ પ્રતિદિન ખીલ્યા કરશે આ જ ધર્મવ્યાપાર પ્રતિદિન કરવાનો છે

× × × ×

## સવત્ ૧૯૬૮'ના ફાગણ સુદિ ૧૫-રવિવાર
## તા૦ ૩-૩-૧૯૧૨ માહસા

જૈન ધાર્મિક વિચારોનો પ્રચાર કરવાને માટે ઉચ્ચ કેળવણી જેમા મળે એવી ગુરૂકુલ આદિની સસ્થાઓ ખોલ્યા વિના જૈનોનો છૂટકો નથી જૈનોની વસતી છેલ્લા પોણોસો વર્ષથી બહુ ઘટવા લાગી છે જન્મ કરતા મરણની સખ્યા વિશેષ પ્રમાણમા જોવામા આવે છે આ પ્રમાણે સો વર્ષ સુધી આવી સ્થિતિ ચાલશે તો, જૈનોની સખ્યા થોડી થવાનો મોટો ભય રહે છે માટે આ બાબતના ઉપાયો શોધી કાઢવાની ઘણી જરૂર છે આ કાર્ય શ્રાવકોનું છે, શ્રાવકોને જાગ્રત્ કરના ગુરૂકુળ વગેરે ઉત્તમ સસ્થાની ઘણી જરૂર છે સર્વ જાતો હવે જાગ્રત્ થઇ ગઇ છે હવે તો જૈનોને જાગ્યા વિના બીલકુલ છુટકો નથી જૈનો જો પ્રમાદમા પડી રહેશે ને અમૂલ્ય સમયને નકામો ગાળશે તો તેમના જેટલો કોઇને પશ્ચાત્તાપ કરવો પડશે નહિ જમાનો હરિફાઇનો આવી પહોચ્યો છે જૈનધર્મના ઉત્તમ રહસ્યોને બહાર મૂકવા જોઇએ સકુચિતવૃત્તિને દૂર કરીને સર્વજીવોને પોતાના કુટુબ સમાન માની તેઓના કલ્યાણાર્થે જૈનધર્મનો બોધ દેવો જોઇએ અન્ય કોમોનુ જૈનધર્મ પ્રતિ ચિત્ત આકર્ષાય એવા ઉપદેશો અને ગ્રથોને રચવા જોઇએ જૈનધર્મના જેવા આચારો અને વિચારો ખરેખર અન્ય ધર્મમા નથી પણ જૈનો પોતે તેમનો યથાશક્તિથી સમ્યગ્ રીત્યા લાભ લઇ શકે એમ પણ સામાજિક વિચારદૃષ્ટિથી અવલોકતા જણાયુ નથી અન્યધર્મીઓને માટે જૈનધર્મના તત્ત્વોનો પ્રકાશ કરવો જોઇએ જૈનધર્મને અમુક જાતિ સાથે સબધ નથી સ્વદેશીય જાતિવાળાઓને માટે જૈનધર્મ ખુલ્લો છે અરે ! જૈન શાસન દેવતાઓ ! તમો ઉપયોગ ધારણ કરો ! જૈન ધર્મ અને જૈનોનો અભ્યુદય થાય તેના ઉપાયોમા જૈનયોદ્ધાઓને સહાય કરો, જૈનધર્મના પરમાર્થ ઇત્યાદિ વિચારોની દુનિયાને ઘણી જરૂર છે જૈનધર્મનો ફેલાવો કરે અને જૈનધર્મના ઉદ્ધારમા ભાગ લે એવા મહાત્માઓ પ્રકટી નીકળો. જૈનોમા રહેલી સમુચિત શક્તિ પ્રકટ થાઓ ઇર્ષ્યા, ક્લેશ, સ્વાર્થ અને અહકારના વિચારોનો પરિહાર કરી જીનોના સેવક બનીને ધર્મની સેવા બજાવવી જોઇએ

×　　×

## સંવત્ ૧૯૬૮ ના ફાગણ વદિ ૧ સોમવાર તા. ૪-૩-૧૯૧૨ પાદરા

નામ, કીર્તિ, મહત્તા અને પ્રતિષ્ઠાના પરપોટાની આશા રાખીને જગત્નું અને તેમજ પોતાનું શ્રેય કરવામાં પરિપૂર્ણ કાર્યની સિદ્ધિ થઇ શકતી નથી હું અન્યના કરતાં મહાન્ છું એવી અહંતાને ભૂલીને સર્વ આત્માઓને સમાન માનીને તેઓના સદ્ગુણોની ઉન્નતિ જે જે ઉપાયો વડે થાય તે તે ઉપાયોને આદરવારૂપ સેવા કરવી જોઇએ આવી દશામાં આવનાર મનુષ્યને સર્વના સદ્ગુણો ખીલવવા માટે નિષ્કામસેવાનો અધિકાર પ્રાપ્ત થાય છે કોઇના પણ આત્માને શત્રુરૂપ ન કલ્પતાં તેની ઉન્નતિ અર્થે યથાશક્તિ બનતું કરવું જોઇએ આવી રીતે સર્વ જીવોના સેવક વા મિત્ર બનીને તેઓનું શ્રેય કરવા પ્રવૃત્તિ કરનાર મનુષ્ય ખરેખર અનેક મનુષ્યોને જૈનધર્મસન્મુખ કરી શકે છે જે મનુષ્યો નામ રૂપ, લક્ષ્મી, કામ, ભોગ અને બાહ્ય મમત્વમાં મુઝાય છે તેઓને ધર્મની દરકાર રહેતી નથી તેઓ નામાદિકના સેવક બનવાથી પરમાર્થના સેવક બની શકતા નથી શ્રીવીર પ્રભુની પેઠે ધન, કીર્તિ, શાતા વગેરે બાહ્ય વસ્તુઓને જેઓ નાકના મેલની પેઠે ત્યાગ કરીને આત્માની ઉન્નતિ કરવા યત્ન કરે છે તેઓ ધર્મનો પ્રચાર કરવા સમર્થ થાય છે ભારતવાસી આર્ય જૈનો જો હવે સ્વાર્થ ત્યાગીને પોતાના અને જગત્ના ઉદ્ધાર માટે જાગ્રત્ નહિ થશે તો તેઓ મનુષ્યની કોટિમાં પણ પોતાને ગણાવવાને લાયક રહેશે નહિ જેઓ જૈન ધર્મનો ઉદ્ધાર કરવાની ઇચ્છા રાખે છે તેઓએ નવીન પંથ કાઢવાની કલ્પના પણ મનમાં ન કરવી જોઇએ પંથ માનનારાઓની ટુંકી દૃષ્ટિ હોય છે વિશાલદૃષ્ટિ વિના વિશાલ જેનું ક્ષેત્ર છે એવા જૈન ધર્મનો અધિકારી કોઇ બની શકતો નથી અત્ર એટલું વિશેષ સમજવું કે વિશાલદૃષ્ટિનો અર્થ જૈનસિદ્ધાંતોથી વિપરીત મનની અસત્કલ્પનારૂપ કોઇએ ન સમજવો જોઇએ ઉદાર મન રાખીને ધર્મની અપૂર્વ ભેટ ખરેખર અન્યોને આપવી જોઇએ પોતાના ધર્મમાં સર્વ સુખની કુંચીઓ છે માટે જૈનોએ પોતાના જૈનધર્મનો ઉદારભાવથી પ્રસાર કરવો જોઇએ

× × × ×

## સંવત્ ૧૯૬૮ના ફાગણ વદિ ૨ મંગળવાર તા ૫-૩-૧૯૧૨ પાદરા

વિશેષાવશ્યક વિગેરે ઉત્તમ ગ્રન્થો વાચ્યા વિના વા સાંભળ્યા વિના મનુષ્યો સ્યાદ્વાદમાર્ગનું વિશેષત જ્ઞાન પ્રાપ્ત કરી શકતા નથી સિદ્ધાંતોનું જ્ઞાન કર્યા વિના ખરેખરો ઉપદેશ આપી શકાતો નથી ટીકાઓ, વૃત્તિઓ વગેરે વાચ્યા વા સાંભળ્યા વિના પૂર્વાચાર્યોના જ્ઞાનનો તથા તેમની ઉત્તમતાનો ખ્યાલ આવી શકતો નથી જે જે આચાર્યોના બનાવેલા ગ્રન્થ વાચવા, સાંભળવા તેમા વિશેષ એટલું છે, કે તેઓના પ્રતિ ઉચ્ચ પ્રેમરૂપ ભક્તિ દર્શાવવી એમ કરવાથી તેઓના હૃદય ખરેખર શ્રોતાઓ તથા વાચકોના હૃદયમા ઉતરે છે પૂર્વાચાર્યોના ગહન ગ્રન્થોનો સાર લીધા વિના તેમના વિષે અભિપ્રાય બાધી શકાતો નથી પૂર્વ પુરૂષો પ્રતિ પૂજ્યબુદ્ધિ રાખવાથી શ્રોતા તથા વક્તાને ખરૂ તત્ત્વ પ્રાપ્ત થાય છે પૂર્વાચાર્યોએ તે તે દ્રવ્ય ક્ષેત્ર કાલ અને ભાવને લઇ લખેલા ગ્રન્થોને અધિકાર, સમય, હૃદય ધ્વનિના પરમાર્થોનું જ્ઞાન થાય તેવી રીતે વાચવા જોઇએ લેખકો ઘણુ લખે છે તોપણ જે જાણે છે તેમાનો ઘણો થોડો ભાગ લખી શકે છે વા બોલી શકે છે મધ્યસ્થદૃષ્ટિથી લેખ્ય વિષયની તુલના કરવી જોઇએ પક્ષપાત દૃષ્ટિથી કોઇપણ પુસ્તક વાચવાથી પરિપૂર્ણ સાર ખેચી શકાતો નથી કોઇ પણ પુસ્ત ઉપર વિવેચન વા ટીકા કરવી હોય તો મૂળ ગ્રન્થ રચનાર ઉપર પૂજ્ય પ્રેમબુદ્ધિ [illegible] વિના સાર વિવેચન કરી શકાતુ નથી કોઇપણ સારા મનુષ્યનુ ચરિત્ર લખવુ હોય તો તેના સદ્ગુણોને શોધી કાઢવા અને તેના ઉપર શુદ્ધ પ્રેમ ધારણ કરવો શુદ્ધ પ્રેમ ધારણ કરીને ચરિત્ર લખતા જીવન રૂપ રેખા સારી રીતે દોરીને તેને રગી શકાય છે ઉત્તમ મનુષ્યોના ચરિત્રો વાચવાથી તથા લખવાથી પોતાની તથા દુનિયાની ઉન્નતિ થાય છે ઉત્તમ પૂર્વાચાર્યોના જીવન ચરિત્રો આકર્ષક પદ્ધતિથી લખાવાની ઘણી આવશ્યકતા છે

### સંવત્ ૧૯૬૮ ફાગણ વદિ ૪ ગુરૂવાર તા. ૭-૩-૧૯૧૨ પાદરા

અનેક પ્રકારની ભાષાદિની પંડિતાઇ મેળવીને જે મનુષ્યો ગર્વ ધારણ કરે છે તે મનુષ્યત્વને યોગ્ય નથી. અન્ય મનુષ્યોની ગમે તે રીતે હલકાઇ કરીને પોતાનો ઉત્કર્ષ કરવાને માટે જેઓ પ્રયત્ન કરે છે તે અસ્ત થતા દીપકના તેજની ઉપમાને ધારણ કરે છે. જેઓના મનમાં અન્યોનો ઉત્કર્ષ સહન થતો નથી તેઓની પંડિતાઇમાં ધૂળ જાણવી. અધ્યાત્મ યોગમાં રમણતા કરનારની બાહ્ય વિદ્વત્તા સફળ થાય છે. પરસ્પરપ્રેમમય જેની દૃષ્ટિ બની નથી તેની આંખમાં દ્વેષનો વિકાર ક્ષણે ક્ષણે ઉત્પન્ન થયા કરે છે. પોતાના આત્માના જ્ઞાનાદિગુણો પ્રકટાવવાની ઇચ્છા જેના મનમાં થઇ નથી તે મૂર્ખ ઉપાધ્યાને પાત્ર ઠરે છે. જે શ્રાવકોમાં શ્રાવકોના એકવીશ ગુણ આવ્યા નથી અને બાર શ્રાવકના સત્તર ગુણ આવ્યા નથી તેઓએ સાધુઓ વગેરે અન્યની નિંદામાં ન પડતાં ઉપર્યુક્ત ગુણોને પ્રાપ્ત કરવા જોઇએ. સાધુઓએ પોતાના આચારો અને સુવિચારોથી પૃથ્વીને શોભાવવી જોઇએ. ઉત્તમ ચારિત્રવિશિષ્ટ મૌનાવસ્થાથી પણ અન્ય મનુષ્યોપર ચારિત્રની જે અસર કરી શકાય છે તે ઉત્તમ ચારિત્ર વિહીન મનુષ્યો વિવિધ ચારિત્રોપદેશથી કંઈ અસર કરી શકાતી નથી. મૌન રહીને પણ સદ્ગુણોને જે ઉપાર્જન કરે છે, તેઓના ગુણોની સુવાસના બોલ્યા વિના સર્વત્ર પ્રસર્યા કરે છે. લોકોમાં કીર્તિ વધે વા અમુક પ્રકારના સ્વાર્થની સિદ્ધિ વા મારૂં નામ પ્રખ્યાતિમાં આવે ઇત્યાદિ અપ્રશસ્ય ઇચ્છાઓનો ત્યાગ કરીને ઉત્તમ ચારિત્રમાં પ્રયત્ન કરવાથી લોકોને સન્માર્ગે વાળી શકાય છે. કેટલાક નહિ બોલનાર અને ઉત્તમ સદ્ગુણ ચારિત્ર ધારણ કરનાર મનુષ્યોને દેખીને ઘણા લોકો પોતાની મેળે તેના પ્રમાણે ઉચ્ચ ચારિત્રગુણી થવાને માટે પ્રયત્ન કર્યા કરે છે. ઉત્તમ ચારિત્ર હોય અને ઉત્તમ ઉપદેશ દેવાની શક્તિ હોય છે તો દૂધમાં સાકર ભળ્યા જેવું થાય છે. અહંકાર ત્યાગીને પંડિતપણું પ્રાપ્ત થતાં ઉત્તમ સદ્ગુણમય ચારિત્રમાર્ગમાં યત્ન કરીને વિદ્વત્તાની સફલતા કરવી જોઇએ. બહુ બોલવા કરતાં થોડું બોલીને પોતાના ગુણોવડે અન્યોને ઘણી અસર કરવી જોઇએ.

× × × ×

## સંવત ૧૯૬૮ ના ફાગણ વદિ ૫ શુક્રવાર તા ૮-૩-૧૯૧૨ પાદરા

દ્વેષાગ્નિ જ્યાં ઉપજે છે તે સ્થાનનો નાશ કરી દે છે જે મનુષ્યો દ્વેષાગ્નિનું સેવન કરે છે, તેઓ પોતાના આત્માના ગુણોને બાળે છે દ્વેષાગ્નિને જેઓ શાંત કરી દે છે, તેઓ માનવજાતિનું કલ્યાણ કરવા સમર્થ બને છે દુર્ગુણો ઉપર જય મેળવ્યા વિના મનુષ્યો ખરા બહાદુર ગણી શકાતા નથી, વિષય વાસનાઓ અને અનેક પ્રકારના સ્વાર્થરૂપ પશુઓનો જ્ઞાનાગ્નિમાં જે હોમ કરે છે તે ખરો ભાવયજ્ઞકરનાર જાણવો પ્રાણધારી પશુઓને જેઓ હોમમાં હોમે છે, તેઓના કરતાં રાક્ષસોની ઉપમાને અન્ય કયો મનુષ્ય ધારણ કરી શકે ? અશુભ સ્વાર્થ વૃત્તિનો ત્યાગ કર્યા વિના દયા અને દાન કરી શકાતું નથી જેટલા અંશે દાન કરી શકાય છે તેટલા અંશે ત્યાગ અને મમતાનો ત્યાગ કહી શકાય છે અશુભેચ્છાઓનો ત્યાગ કર્યા વિના કદાપિ ઉચ્ચપદ પ્રાપ્ત થઇ શકતું નથી જે મનુષ્યો શુભેચ્છાઓવડે પોતાનું હૃદય ભરી દે છે તેઓના આત્મામાં સદ્ગુણો ઉગી શકે છે પ્રબળ પુરૂષાર્થ સ્ફોરવીને અશુભેચ્છાઓની સાથે યુદ્ધ કરીને સાધુઓએ મહાવીર યોદ્ધા તરીકે પોતાનું નામ દીપાવવું જોઇએ કોઇ પણ સાધુ અગર શ્રાવકના મનમાં અન્યનું બૂરૂ કરવાની ઇચ્છા વા પ્રવૃત્તિ થાય, તો તે સાધુ અગર શ્રાવક ખરેખર મહાવીર પ્રભુના માર્ગથી ભ્રષ્ટ થાય છે શ્રી મહાવીરપ્રભુની જેવી ચંડકોશિક ઉપર અત્યંત કરૂણાદૃષ્ટિ રહી હતી તેવી મહાવીરના અનુયાયિઓની દૃષ્ટિ થાય તો તેઓના સહવાસથી અન્ય મનુષ્યો ઉપર પણ સારી અસર થયા વિના રહે નહિ જૈનોના શુભાચારો અને શુભ વિચારમાં એટલું બધું બળ છે, કે તેની અસર અન્યોને થયા વિના રહેતી નથી માનવ બંધુઓએ દર રોજ ઉત્તમ આચારો અને વિચારોને વધારવા પ્રયત્ન કર્યા કરવો અશુભ વિચારોના મૂળને ઉખેડી નાખવું જોઇએ હે આર્યજૈનો ! આત્માના સદ્ગુણો ખીલવવાનો અમૂલ્ય સમય મળ્યો છે તેને સફળ કરો !

## સંવત્ ૧૯૬૮ ફાગણ વદિ શનિવાર તા ૯-૩-૧૧

કનક અને કામિનીનો ત્યાગ કરવો સહેલ છે, પણ પરનિંદા અને ઇર્ષ્યાનો ત્યાગ કરવો મુશ્કેલ છે જે મનુષ્યો પરની નિંદા કરવામાં યોગનું બળ વાપરે છે તેઓ યોગની શક્તિને હારી જાય છે કોઇની પણ નિંદા કરવા પહેલાં જો મનુષ્યો વિચારે તો ખરેખર નિંદા કરવાની ટેવ છોડી દે અન્યની નિંદા કરનાર પોતાના આત્માનો અપમાન કરી શકે છે નિંદા કરનારની જીભ તરવારની ધાર સમાન છે, અને ઇર્ષ્યા કરનારની આંખ ખરેખર ધૂમકેતુની ઉપમાને ધારણ કરે છે નિંદા અને ઇર્ષ્યા કરવાથી આત્માની નિર્મલતા વધતી નથી પંડિતાઇ મેળવવી સહેલ છે, સાધુનો વેષ ધારણ કરવો સહેલ છે, પણ નિંદા અને ઇર્ષ્યાનો ત્યાગ કરવો મુશ્કેલ છે વિષ ધારણ કરનાર સર્પથી પ્રાણીઓ ભય પામે છે, તે પ્રમાણે ઇર્ષ્યાનુ અને નિંદા કરનાર મનુષ્યથી સર્વ લોકો ભય પામે છે શ્રી મહાવીર પ્રભુનો એવો ઉપદેશ છે કે પાપી જીવના ઉપર પણ કરૂણાભાવ ચિન્તવવો પણ તેને ધિક્કારીને વા તેના ઉપર ક્રોધ કરીને નવાં કર્મ બાંધવા નહિ જે મનુષ્યો શ્રી મહાવીર પ્રભુના પગલે ચાલવા પ્રયત્ન કરે છે, તેઓએ સર્વ દોષી જીવો ઉપર કરૂણાભાવ ધારણ કરવો અને જેઓમાં જે જે અંશે ગુણો હોય તેઓના તે તે અંશોના ગુણો પર પ્રમોદભાવ ધારણ કરવો મનુષ્યોમાં રહેલા આત્માઓ ઉપર જેઓના હૃદયમાં પ્રેમ પ્રકટે છે તેઓ કદાપિ કોઇની નિંદા વા ઇર્ષ્યા કરતા નથી કદાપિ પોતાનાથી મોહના યોગે નિંદાદિ દોષોમાં પ્રવૃત્તિ થાય છે તો પોતાના આત્મામાં પુન તે તે દોષો ન પ્રકટે એવા સખ્ત ઉપાયોને યોજે છે અને શ્રીવીરપ્રભુના માર્ગમાં ગમન કરે છે અનિંદક અને ઇર્ષ્યાના ત્યાગી મનુષ્યોના હૃદય નિર્મલ થવાથી તેઓના હૃદયમાં સમ્યગ્ જ્ઞાનનો પ્રકાશ થઇ શકે છે અને તેવા મનુષ્યો સર્વ પ્રાણી માત્રના પ્રેમપાત્ર બને છે અને તેઓજ અન્યોને સહાય આપીને મોક્ષ માર્ગની મુસાફરી શરૂ કરી શકે છે ગૃહસ્થાવસ્થામાં વા સાધુ અવસ્થામાં તેઓ પોતાની ફરજ અદા કરવા સમર્થ બને છે

× × × ×

## સંવત્ ૧૯૬૮ ફાગણ વદિ ૮ સોમવાર તા. ૧૧-૩-૧૨ પાદરા

મનને આત્માની સાથે જોડી રાખવું મનને નકામું જ્યાં ત્યાં ભટકવા દેવાથી મનસંયમની સિદ્ધિ થતી નથી આત્માની આજ્ઞા વિના મન સ્વચ્છંદતાથી વર્તે છે ત્યાં સુધી સંકલ્પની સિદ્ધિ થઇ શકતી નથી આત્માની આજ્ઞા પ્રમાણે મન વર્તે એવો દૃઢ સંકલ્પ કરીને મનના ઉપર વારંવાર ઉપદેશ દેવો કે જેથી મનમાં નકામા વિચારો પ્રકટે નહિ મનમાં કોઇપણ અધિકાર પ્રમાણે ધાર્મિક દેવગુરુ આદિના વિચારો પ્રગટાવીને તેમાં રસજ્ઞતા ઉત્પન્ન કરવી મનનો તેમાં પ્રેમ લાગે એમ કરવું દેવગુરૂના પર શુદ્ધપ્રેમ થવાથી મન તેમાં રમણતા કરી શકે છે, અને તેથી મનની શુદ્ધિ થતી જાય છે આત્માના અસંખ્યાતપ્રદેશોમાં એક સ્થિર ઉપયોગથી રમણતા કરવાથી મન તેમાં લયલીન થઇ જાય છે, અને તેથી આનંદ રસ પ્રકટે છે આત્માના અસંખ્ય પ્રદેશોમાં રમણતા કરવાનો જ્યારે પ્રેમ લાગે છે ત્યારે બાહ્યમાં નીરસતા અનુભવાય છે અને આત્માના શુદ્ધ પ્રેમની રમણતા પ્રકટતાથી મોહની પ્રકૃતિયોનું પ્રાબલ્ય બહુ ક્ષીણ થઇ જાય છે દ્રવ્યાનુયોગના તીવ્ર ઉપયોગ વિના અસંખ્યપ્રદેશોમાં રમણતા થઇ શકતી નથી, તેથી બાલજીવોએ તો દેવગુરુ આદિમાં રમણતા કરીને મનને જોડી રાખવું સૂક્ષ્મ બાબતથી મન થાકી જાય ત્યારે સ્થૂલ બાબતોમાં મનને જોડી દેવું મસ્તકને હાનિ પહોંચે અને મન થાકી જાય ત્યારે મનને શાન્તિ આપવી મનની પાસેથી નિયમસર કામ લેવું જોઇએ અન્યથા શારીરિક અને માનસિક સ્થિતિ બગડી જાય છે અને આત્માની ઉચ્ચતા કરતાં વિઘ્નો વેઠવા પડે છે મગજનું યંત્ર બગડી ન જાય એવું લક્ષ્ય રાખવું જોઇએ મનના ઉપર આત્માની સત્તા એવી ઉત્તમ બેસાડવી કે જેથી મનમાં શોક, વિયોગ અને ચિંતા વગેરેના અનુપયોગી વિચારો પ્રકટેજ નહિ આત્માનું જ્ઞાન સંપ્રાપ્ત કરીને મનનાપર અંકુશ મૂકાય એવી આત્માની દશા કર્યા વિના આત્મા ખરેખર મનને કબજામાં રાખવા શક્તિમાન્ થઇ શકતો નથી મનને કબજામાં રાખીને ઉપયોગમાં વર્તનાર આત્મા અન્તરૂજીવનનો ભોક્તા બને છે, અને સહજાનંદનો રસીયો થાય છે

× × × ×

## સંવત્ ૧૯૬૮ ફાગણ વદિ ૯ મંગળવાર તા. ૧૨-૩-૧૨ પાદરા

કોઈપણ બાબતમાં રસ પડે ત્યારે ઉંઘ આવતી નથી. જેમાં સમજણ પડતી નથી અને જે વિષય ગમતો નથી ત્યારે તે તરફનો કંટાળો આવે છે. જેની જેટલી દૃષ્ટિ ખીલી છે તેને તે દૃષ્ટિના અધિકારે તે તે વસ્તુમાં રસ પડે છે. બાળકોને જેમાં રસ પડે છે, તેમાં યુવકોને રસ પડતો નથી. ભોગીઓને જેમાં રસ પડે છે તેમાં યોગીઓને રસ પડતો નથી. યુવાનોને જેમાં રસ પડે છે, તેમાં વૃદ્ધોને ગમ પડતો નથી. કથાના અધિકારીઓને કથા સાંભળવામાં રસ પડે છે, તેમાં તત્ત્વવેત્તાઓને રસ પડતો નથી. તત્ત્વવેત્તાઓને જે બાબતમાં રસ પડે છે, ત્યાં અજ્ઞાનીઓને રસ પડતો નથી. શિકારીઓને જેમાં રસ પડે છે, તેમાં દયાળુઓને તત્ત્વથી જોતાં ખરેખર આનંદ દેખાતો નથી. મિથ્યાત્વીઓને જેમાં રસ પડે છે, તેમાં સમ્યગ્દૃષ્ટિયોને રસ પડતો નથી. ભક્તોને જેમાં રસ પડે છે, તેમાં યોદ્ધાઓને બરાબર રસ પડતો નથી. સર્વ જીવોની ભિન્ન ભિન્ન પરિણતિયો છે, તેથી બુદ્ધિ, રૂચિ અને અધિકારભેદે તેઓમાં ભિન્ન ભિન્ન પરિણતિયોગે રસભેદ પણ ભિન્ન ભિન્ન દેખવામાં આવે છે. બાહ્ય પદાર્થો દ્વારા અજ્ઞાનથી જે આનન્દરસ ભોગવવામાં આવે છે તે ક્ષણિક હોવાથી ટળી જાય છે. ક્ષણિક વસ્તુઓદ્વારા પ્રાપ્ત થતો આનંદરસ તે વસ્તુતઃ આનન્દરસ નથી. નાટક વગેરે જોઈને વા બાળકો વગેરે રમાડીને જે આનન્દરસ લેવામાં આવે છે તે ક્ષણિક હોવાથી શાતાવેદનીયરૂપ ગણાય છે અને તે દુઃખરૂપજ છે. બાહ્ય પદાર્થ જન્ય આનન્દરસ ટળી જાય છે માટે આત્મજ્ઞાની યોગીઓ આત્માના સહજાનન્દ રસને પ્રાપ્ત કરવા અન્તરમાં લીન થઈ જાય છે. આત્મા સ્વયં નિત્ય હોવાથી આનન્દરસ પણ નિત્ય છે. તેથી સહજાનન્દનો ભોગ લેતાં બાહ્ય પદાર્થદ્વારા આનન્દરસ લેવાની ઇચ્છાઓ મરવા માંડે છે અને આત્માના સહજ આનન્દ રસનો અનુભવ થવાથી, તેનો દૃઢ નિશ્ચય થવાથી મન, વાણી અને કાયાના યોગનો વ્યાપાર પણ આત્માના આનન્દરસથી સન્મુખ થાય છે. જ્ઞાનીઓની છેલ્લામાં છેલ્લી ખરી શોધ સહજાનંદ રસ પ્રાપ્ત કરવાની હોવાથી તેઓને રસના કારણો જે જે હોય છે તેમાં પણ રસ પ્રકટે છે અને તેથી તેઓનું ચિત્ત તે તે સાધનોદ્વારા સ્થિર થાય છે.

## સંવત્ ૧૯૬૮ ફાગણ વદિ ૧૦ બુધવાર તા ૧૩-૩-૧૨ પાદરા

ત્રણ ચાર સૈકાથી ભારતભૂમિમા આવેલા ખ્રીસ્તી પા રીઓએ ખ્રીસ્તીઓની લાખો પ્રમાણમા સખ્યા વધારી દીધી છે આર્યસમાજીઓએ અર્ધ સૈકામા અઠ્ઠાવીશ લાખ લગભગ મનુષ્યોને આર્યસમાજી કર્યાં છે થીઓસોફીના નેતાઓએ પોતાનો ધર્મ વધારવા ભગીરથ પ્રયત્ન આદર્યો છે બૌદ્ધધર્મનો પ્રચાર હિંદુસ્થાનમા થવા લાગ્યો છે જૈનોની સખ્યા પ્રતિદિન ઘટતી જાય છે, પ્રશસ્ત રાગની બુદ્ધિથી વિચાર કરીએ છીએ તો નસેનસ ધર્મોત્સાહથી ઉછળે છે જૈનોમા બે પડી ગયા છે દિગબરોમાથી તેરાપથી અને શ્વેતામ્બરોમાથી સ્થાનકવાસી મત નીકળ્યો છે શ્રી મહાવીર પ્રભુના તીર્થનો વિચાર કરીએ તો પણ મનમા ખેદ થાય છે કે બે હજાર ચારસો ને આડત્રીશ વર્ષ ઉપર પ્રભુએ જૈન તીર્થની સ્થાપના કરી તેમની પાછળ થનારાઓએ વીરપ્રભુના તીર્થની વૃદ્ધિ કરવી જોઇએ બાપની પેઢીને દિકરાઓએ વધારવી જોઇએ મહાવીર સ્વામીના લગભગ કાળમા જૈનોની સંખ્યા ચાલીસ ક્રોડ લગભગની ગણાતી હતી સર્વજ્ઞસ્થાપિત ધર્મ પાળનાર મનુષ્યોની સંખ્યા પ્રતિદિન વધવી જોઇએ પણ હાલ જૈનો ઘટે છે તેથી પ્રશસ્ત રાગ બુદ્ધિથી વિચારતા ખેદ ઉત્પન્ન થાય છે અન્યોની પેઢીઓમા મનુષ્યોની સખ્યા વધતી જાય છે, અને પ્રભુ મહાવીરની ધર્મપેઢી હજારો વર્ષથી ચાલે છે તેમાથી મનુષ્યોની સખ્યા ઘટે છે, તેમા સાધુઓનો શ્રાવકોનો દોષ છે, કે ભાવીભાવનો દોષ છે તેનો વિચાર કરવો જોઇએ શ્રીમહાવીર પ્રભુની સત્યધર્મની પેઢીનો મહિમા વધવો જોઇએ, અને જેથી ધર્મરૂપ માલની ખરિદી કરનારાઓની સખ્યા પણ વધવી જોઇએ જૈનધર્મની પેઢી ચલાવનારા અને તેમની પાટે બેસનારા સૂરિયો ઉપાધ્યાયો અને સાધુઓ હાલમા છે તેઓએ આ બાબતનો વિચાર કરવો જોઇએ તેઓ જો પ્રમાદ કરશે તો પ્રમાદ દોષના યોગે તેઓને તથા તેઓની પરપરાના સાધુઓને ઘણુ ખમવુ પડશે અમા ા પૂજ્ય મુનિવરો જાગ્રત્ થાય અને શ્રાવકો પણ જાગ્રત્ થાય એમ ઇચ્છુ છુ સર્વવડે જે કરી શકાય તે એક સારાથી કેમ બની શકે ? જે અત્ર જૈનો છે તે તો વીર્યહીન હોવાથી તેમની આગળ જે કંઇ કહેવુ તે અરણ્યરૂદન માત્ર છે તો પણ ઉપાયો તો ગમે તે યોજવા જોઇએ ભાવીભાવ ઉપર આધાર રાખીને કદિ બેસી તો ન રહેવુ જોઇએ હિંમત અને સતત પ્રયત્નથી અમારા બાંધવોએ જૈનધર્મના

કાર્યોમાં મચ્યા રહેવું જોઇએ જૈનધર્મની વૃદ્ધિ માટે પ્રશસ્ય પ્રેમ, ભક્તિ ઉત્સાહ અને જ્ઞાનાદિ ગુણો પ્રાપ્ત કરીને પોતાની શક્તિ અનુસારે જૈનોએ ધર્મસેવા કરવીજ જોઇએ

× × × ×

**સંવત્ ૧૯૬૮ ના ફાગણ વદિ ૧૧ ગુરૂવાર તા ૧૪-૩-૧૨ પાદરા.**

નૈગમનયની અપેક્ષાએ ધર્મનો પ્રચાર કરવામા આવે તો ઘણા અજ્ઞાની લોકો પણ જૈનધર્મના સન્મુખ થઇ શકે નૈગમનય અને વ્યવહાર નયની અપેક્ષાએ જૈનધર્મ પાળનારાઓ ઘણા થઇ શકે રૂજુસૂત્રનયની અપેક્ષાએ તે બે નય કરતા ધર્મ પાળનારા ન્યૂન થઇ શકે રૂજુસૂત્રનય કરતાં શબ્દનયની અપેક્ષાએ જૈનધર્મની સખ્યા ઓછી ગણી શકાય શબ્દનય કરતા સમભિરૂઢનયની અપેક્ષાએ ધર્મીઓની સખ્યા ન્યૂન છે સમભિરૂઢનય કરતા એવભૂતનયની અપેક્ષાએ ધર્મીઓની સખ્યા ઘણી થોડી છે હાલમા નૈગમનય અને વ્યવહારનયની અપેક્ષાએ ધર્મ સાધનારાઓની સખ્યા ઘણી છે ફાર ઉપરના નય કરતા અધોઅધોનયને અનુસરીને ધર્મ પાળનારાઓની સખ્યા ખરેખર દુનિયામા બહુ બહુતર દેખવામા આવે છે એકાન્ત રૂજુસૂત્રનયની અપેક્ષાને લઇ ઉત્પન્ન થએલ બૌદ્ધધર્મ પાળનારાઓની પચ્ચાસ ક્રોડ ઉપર સખ્યા છે એકાન્ત નૈગમનયને અનુસરીને ઇશ્વરને જગત્કર્ત્તા તરીકે માનીને ધર્મ પાળનારા મુસલમાનો અને ખ્રીસ્તીઓ વગેરેની સખ્યા આશરે અબજ ગણી શકાય વ્યવહારનયને એકાન્તે સ્વીકારીને વ્યવહારિક પ્રત્યક્ષ સ્વીકારનારા નાસ્તિકોની સખ્યા પણ ઘણી છે એકાન્ત સગ્રહનય માનીને બ્રહ્મનુ જ એકનુ અસ્તિત્વ સ્વીકારનારા અદ્વૈતવાદીઓની સખ્યા કરોડો મનુષ્યોની છે આમ એકાન્તે એકેક નયને માનીને અન્યનયોને ઉત્થાપનારાઓની સખ્યાનો હિસાબ ગણ્યો સાત નયોની સાપેક્ષતાએ ધર્મને માનનારા જૈનોની ત્રણે ફીરકાઓની સખ્યા ભેગી કરીએ તો આશરે તેર લાખ મનુષ્યોની થાય છે નયોની અપેક્ષાએ ધર્મને જાણવામા ઘણી સૂક્ષ્મબુદ્ધિની જરૂર છે તેવા બુદ્ધિવાળા મનુષ્યો વિના નિરપેક્ષનયધર્મમા ઘણા મનુષ્યો દાખલ થઇ શકે છે નૈગમનય અને વ્યહારનયની ઉત્થાપના કરીને નિશ્ચયનયની અપેક્ષાએ ધર્મ ચલાવવામાં

આવે તો જૈનોનું નામ પણ દુનિયામાં રહી શકે નહિ પૂર્વાચાર્યોએ કથિત નૈગમનય, સંગ્રહ અને વ્યવહારનય કથિત જૈનધર્મને જે ઉત્થાપે છે તે ચતુર્વિધ સંઘરૂપ તીર્થનો ઉચ્છેદ કરે છે એમ કથ્યું છે જૈનધર્મના પ્રવર્તકોએ સાપેક્ષબુદ્ધિથી જૈનધર્મને નૈગમ અને વ્યવહાર વડે ચલાવવો અને યોગ્ય અધિકારીને નિશ્ચયનય ધર્મનો ઉપદેશ દેવો

× × × ×

## સંવત્ ૧૯૬૮ ના ફાગણ વદિ ૧૨ શુક્રવાર તા ૧૫-૩-૧૨ પાદરા

ગીતાર્થ ગુરૂના વચન પ્રમાણે જે મનુષ્યો ધર્મની આરાધના કરે છે અને ધર્મ સેવા કરે છે તેઓ કદિ આડા માર્ગમાં ફસાઇ જતા નથી દ્રવ્ય, ક્ષેત્ર, કાલ અને ભાવથી પ્રતિકૂલપણે ધર્મજુસ્સાનો વ્યય કરવો નહિ શુદ્ધપ્રેમ વિના કોઇ દિવસ અન્ય મનુષ્યોને પોતાના ધર્મમાં લાવી શકાતા નથી ઔરંગજેબ પાદશાહની પેઠે અને અલ્લાઉદ્દીન પાદશાહની પેઠે જે ધર્મના નામે તરવાર ચલાવે છે તેને પરમાત્મપદની પ્રાપ્તિ થઇ શકતી નથી સત્યબોધ અને શુદ્ધ પ્રેમ વિના ધર્મની વૃદ્ધિ કરી શકાતી નથી જેના હૃદયમાં શુદ્ધ પ્રેમ અને દયાના શીતળ ઝરણાં નથી તેવા મનુષ્યોને આચારો અને વિચારો લુખા હોય છે ગીતાર્થ ગુરૂઓ આ બધુ સમજાવે છે અને મનુષ્યોને ધર્મમાર્ગે દોરે છે, અને સદ્ગુણો વિનાના મનુષ્યો સત્ય ધર્મ માર્ગમાં અધર્મ રૂપ કંટાળ વૃક્ષો વાવે છે અને તે કાંટાઓ તેઓના શરીરે લાગવાથી તેઓ દુઃખી થાય છે સદ્ગુણો વિનાના વિદ્વાન્ મનુષ્યો જ્વાલામુખી પર્વતસમાન છે શુદ્ધ પ્રેમ, દયા, દાન, પરોપકાર, ગંભીરતા, સુજનતા, નગર સેવા આત્મદૃષ્ટિ આદિ સદ્ગુણો વિનાના લક્ષ્મી સત્તાના ધારક મનુષ્યો કૂતરા બિલાડા અને વ્યાઘ્રની પેઠે પોતાનું આયુષ્ય વ્યતીત કરે છે ઉપર્યુક્ત ગુણ વિનાના ગુરૂઓ દુનિયાને સદ્ગુણો વડે પોષી શક્તા નથી જ્ઞાની ગીતાર્થ મુનિવરો અધિકાર પ્રમાણે પ્રત્યેક મનુષ્યને દુર્ગુણો માંથી મુક્ત થવાના અને સદ્ગુણો પ્રાપ્ત કરવાના આચારો અને વિચારોને આપી ભાવકલ્પવૃક્ષની ઉપમાને તેઓ સાર્થક કરે છે મનુષ્યોને ધિક્કારનારા, તિરસ્કાર કરનારા અને દુઃખ દેનારાઓ તો ઘણા મનુષ્યો હોય છે પણ મનુષ્યોના દુર્ગુણોને હરનારા અને તેઓના માતાની પેઠે પ્રેમ ધારણ

કરનાર નિઃસ્વાર્થી દયાવંત પ્રેમી, જ્ઞાની એવા મુનિવરો હોય છે ગીતાર્થ ગુરૂઓની વિશાલદૃષ્ટિ હોય છે તેઓ ડાક્તરોની પેઠે મનુષ્યોના દોષોને ટાળવાનો અને તેમના આત્માઓની ઉન્નતિ કરવાના ઉપાયો જાણે છે જેઓ દોષી મનુષ્યોને હલકા ગણે છે તેઓ ખરેખર ઉત્તમ મહાત્માવા ઉત્તમ મનુષ્ય તરીકે ગણી શકાતા નથી અન્યોને હલકા નહિ ગણનારા ગીતાર્થ મુનિવરો ધર્મનો પ્રચાર કરી શકે છે

× × × ×

## સંવત ૧૯૬૮ ના ફાગણ વદિ ૧૩ શનિવાર તા ૧૬-૩-૧૨ પાદરા

શ્રીમાન્ ગૃહસ્થ જૈનો યદિ સાધર્મિ ગૃહસ્થજનોને ભક્તિની વૃત્તિ પૂર્વક સાહાય્ય કરે તો સાધર્મિકસેવા કરી એમ ગણાય લક્ષ્મીમંત જૈનોમાં પ્રાય અજ્ઞાન અને એશઆરામપણું વિશેષ દેખવામાં આવે છે લક્ષ્મીના લાભથી પ્રમત્ત બનીને શ્રીમંતો પરમાર્થના કાર્યોમાં પ્રવૃત્તિ નહિ કરે તો તેમનું ભવિષ્ય અંધકારમય બનશે કેટલાક વિદ્વાનોમાં અહંકાર અને ઇર્ષ્યાનો વાસ વાસો કરે છે તેથી તેઓ સર્વ ભેગા મળીને પરમાર્થ કાર્યો કરી શકતા નથી નિષ્કામ ભાવથી જગત્‌ના લોકોનું ભલું કરવું તે રૂપ જગત્ સેવાને જ્ઞાનીઓ સ્વીકારે છે પરમાત્માપદની ઉચ્ચ દશાપર ચઢેલા શ્રીમહાવીરે જેમ સર્વને બોધ દેવાનું કાર્ય કર્યું તેમ સર્વજ્ઞાનીઓ જગત્ ઉપર પરોપકારરૂપ સેવાને આવશ્યક કાર્ય ગણીને કરે છે અજ્ઞાનીઓ પરમાર્થના કાર્યો કરતા અહંવૃત્તિના ઉછાળાથી લડી મરે છે અને જ્ઞાનીઓ નિષ્કામવૃત્તિથી પરનું ભલું કરવા રૂપ જગત્ સેવા કરતા કદિ ખેદ, ક્લેશ, હર્ષ વા શોકને પામતા નથી સકામવૃત્તિના કરતા ખરેખર સર્વ પ્રકારની બાહ્યેચ્છા ત્યાગ રૂપ નિષ્કામ વૃત્તિથી જે કાર્યો કરવામાં આવે છે તેથી અનિમેષ્દશા રહે છે, અને અનન્ત સદ્‌ગુણોને આત્મામાં પ્રકટાવી શકાય છે જે જ્ઞાનીઓની નિષ્કામવૃત્તિ રહેતી હોય અને જેઓ પરધનના ત્યાગી હોય તેમની સલાહ લઇને ગૃહસ્થોએ પરમાર્થ સેવા વા જગત્ સેવા કરવી જોઇએ જેઓને બાહ્ય પદાર્થોમાં અહંવૃત્તિ પ્રકટતી નથી તેવા મનુષ્યો પ્રત્યેક કાર્યો કરતા છતા સમાનભાવમાં રહી શકે છે માટે હું સમભાવમાં રહીને કાર્ય કરૂંછુ એમ માનીને પ્રમાદશત્રુને ભૂલવો જોઇએ નહિ, ઉચ્ચ અને આગળનો અનુભવ આવતા પૂર્વના વિચારોમાં કેટલું અસત્ય હતું તેનો તોલ કરી કાર્યો કરતા કષાયથી ચેતીને ચાલવું જોઇએ

૩૧ × × × ×

## સંવત્ ૧૯૬૮ ફાગણ વદિ ૧૪ રવિવાર તા ૧૭-૩-૧૨ પાદરા

પ્રભુભક્તિ અને સ્મરણ કરવાથી થતા લાભ સબંધી ઉપદેશ દીધો આ કાલમા અન્તરૂથી શાંત હોવા છતા ઉપરથી ફૂફવાડો રાખવો જોઇએ ખેતરને વાડની જરૂર છે ભ્યને લશ્કરની જરૂર છે ઉંધાના આબાને વાડો લીબાની જરૂર છે તેમ જૈનશાસનનું રક્ષણ કરનાર એવા પ્રશસ્ય રાગ અને દ્વેષાદિ પરિણતિધારક શૂરવીર જૈનોની આવશ્યકતા છે નીખ ગુરૂ ગોવિંદસિંહે મુસલમાનોથી હિંદુઓને બચાવ્યા શિવાજીએ શસ્ત્ર વાપરીને મુસલમાનોથી હિંદુઓનું રક્ષણ કર્યું જૈનશાસનમા સાધુઓ વગેરેને ઉપદ્રવ કરનારા કેટલાક જૈનશાસનદ્રોહીઓને શિક્ષા આપવાને જૈનશાસનના રાગીઓ કાલાનુસારે નીતિથી તેના ચાપતા ઉપાયો સેવે તો તેમા લાભ અવબોધાય છે જૈનશાસનની રક્ષાને માટે ચાપતા ઉપાયો લેવા જોઇએ સદ્ગુરૂના ઉપર ઉપસર્ગ કરનારાઓ તે દુષ્ટતા ન કરે તેવા ચાપતા ઉપાયોથી બોધ શિક્ષા કરવી જોઇએ દુર્જનોને વ્યવહારનયતે અનુસરી શિક્ષા કરવી જોઇએ સરકાર ચોર વગેરે દુષ્ટ લોકોને દબાવીને પ્રજાનું રક્ષણ કરે છે ઇંગ્લીશ સરકારના રાજ્ય સ્થાપવાથી જૈન વગેરે પ્રજાને સારી શાંતિ મળી છે પ્રજાને ઉપદ્રવ કરનાર રાજ્યદ્રોહી અને દુષ્ટ લોકોને સરકાર શિક્ષા આપે છે, તેમા સર્વ પ્રજાનો લાભ સમાય છે જૈનધર્મ વિરૂદ્ધ વર્તનાર અને જૈનશાસનના સાધુઓ વગેરેની હેલના કરાવનારને જૈન સંઘ ખરે ખર જૈન સંઘની બહાર કરે તો તેમા અલ્પ હાનિ અને બહુ લાભનું કાર્ય અવબોધાય છે જૈન સનાતન માર્ગમાથી વિપરીત પંથ કાઢનારાઓ માનપૂજાની લાલચમા અર્થનો પણ અનર્થ કરે છે અન્તરૂમા મૈત્રીભાવ ધારણ કરીને વ્યવહારથી જૈનશાસનની વિરૂદ્ધ વર્તનારાઓને સમજાવવા જોઇએ. તેઓના કુતર્કની હાનિકર દલીલોનો સુયુક્તિથી પ્રત્યુત્તર આપવો જોઇએ કાંટો કાંટાથી દૂર થાય છે એવી ન્યાયથી પણ અપવાદપ્રવૃત્તિ કરીને મલ ધર્મનું રક્ષણ કરવું જોઇએ શુદ્ધ પ્રેમથી દ્વેષ નાશ પામે છે એ ન્યાય બને ત્યા સુધી આદરવો કોઇ ઉદીરણા કરીને કલેશના માર્ગમા ખેંચે તો ન્યાયથી ચાપતા ઉપાયો આદરવા જોઇએ, અને પોતે જાતે ઉદીરણા કરી કોઇની સાથે કલેશ ન કરવો જોઇએ અપવાદમાર્ગે વ્યવહારથી આવી પ્રવૃત્તિ કરતા પણ અન્તરૂથી નિર્લેપ રહીને જૈનશાસનની સેવા કરવી જોઇએ

× × × ×

## સંવત્ ૧૯૬૮ ફાગણ વદિ ૦)) સોમવાર તા ૧૮-૩-૧૨ પાદરા

પ્રવૃત્તિમાર્ગમા અનેક પ્રકારની ઉપાધિયો મનુષ્યોના શીર્ષપર આવી ચઢે છે, અને ઉપાધિપ્રસગોમા મનની નિરાકુલતા જાળવવી એ કઇ સામાન્ય કાર્ય નથી અનેક પ્રકારના કાર્યો કરતા ઉપાધિ પ્રસગો આવે ત્યારે મગજને ખોવુ નહિ એવી દશા નાપ્ત કરવા તેમણે ઉત્તમ જ્ઞાન પ્રાપ્ત કરવુ જોઇએ ગૃહસ્થ મનુષ્યોનો અધિકાર ભેદે આજીવિકાદિ અર્થે કાર્યો કર્યા વિના તો છુટકો થવાનો નથી મનુષ્યો ઉત્તમ જ્ઞાન પ્રાપ્ત કરે તો ગૃહસ્થાવાસમા મગજની સમતોલતા સાચવીને મહાન્ કાર્ય કરવાને માટે શક્તિમાન્ થાય છે ઉત્તમ સદ્ગુણોવડે સસ્કારિત મનવાળા ગૃહસ્થો જગત્‌ને નિર્ભયોકસમાન બનાવવા માટે પ્રયત્ન કરે છે સમ્યગ્જ્ઞાનની પ્રાપ્તિ થયા બાદ કષાયોની મન્દતાની સાથે ગુણસ્થાનકના ભેદે વ્યાવહારિક તથા ધાર્મિક કાર્યો કરી શકાય છે જ્ઞાનીના કાર્યોમા ઘણો સુધારો અને વિવેક વ્યવસ્થા દેખવામા આવે છે સત્તા, લક્ષ્મી અને વિદ્યા આદિની પ્રાપ્તિથી જ્ઞાની ગૃહસ્થોના પ્રવૃત્તિમાર્ગમા અત્યુત્તમતા અવલોકી શકાય છે મગજનુ સમતોલપણુ જાળવીને જે મનુષ્યો વ્યાવહારિક પારમાર્થિક કાર્યોને કરે છે તેઓ પોતાના કાર્યની સિદ્ધિ પણ કરે છે, અને અહવૃત્તિ વિના અલિપ્ત પણ અમુક નયની અપેક્ષાએ રહી શકે છે અજ્ઞાની ગૃહસ્થો કરતા જ્ઞાની ગૃહસ્થો નિષ્કામબુદ્ધિથી કાર્ય કરે છે, તેથી તેઓ મગજનુ સમતોલપણુ જાળવવુ ઇત્યાદિ સદ્ગુણો વડે પોતાના સબધમા આવનારાઓને પણ પોતાના ગુણોની અસર કરી શકે છે અમુક અશે પણ વ્યાવહારિક ધાર્મિક પ્રવૃત્તિ વિના આ કાલમા ચાલી શકતુ નથી સાધુઓને પણ ધાર્મિકપ્રવૃત્તિ કરવી પડે છે ઉત્તમજ્ઞાન વડે મગજનુ સમતોલપણુ જાળવીને પ્રવૃત્તિ માર્ગને સેવી શકાય એવી દશા પ્રાપ્ત કરવાને મનુષ્યોએ પ્રયત્ન કરવો. પ્રવૃત્તિમાર્ગના મુસાફર બનવા પહેલા ઉપર્યુક્ત સદ્ગુણોવડે આત્માને શોભાવવો જોઇએ ગૃહસ્થ વા સાધુ અવસ્થામા અધિકારભેદે પ્રવૃત્તિ માર્ગના મુસાફર થતા પહેલા અનેક ઉપાધિ છે પરિષહો અને વિઘ્નોમાથી પસાર થવાને માટે ઉપર્યુક્ત સદ્ગુણોને મળવવા જોઇએ

× × × ×

## સંવત્ ૧૯૬૮ ચૈત્ર શુદિ ૨ બુધવાર તા ૨૦-૩-૧૯૧૨ પાદરા

કાયા કરતાં વાણીનું કાર્ય અતિ ઝડપથી થાય છે અને વાણી કરતાં મનનું કાર્ય અતિ ઝડપથી થાય છે અને મન કરતાં શુદ્ધ જ્ઞાનનું કાર્ય અતિ વેગથી થાય છે કાયા કરતાં વાણીની વિશેષ શક્તિ છે, અને મન કરતાં આત્માની વિશેષ શક્તિ છે સર્વની શક્તિયો પોતપોતાના સ્થાનકમાં બળવાન છે મન, વચન અને કાયાના યોગ વિના આત્મધર્મની સાધના થઈ શકતી નથી મન, વચન અને કાયાની શક્તિને આત્માભિમુખ કરવી જોઈએ. આત્માના જ્ઞાનાદિ ગુણોની શુદ્ધિ માટે ત્રણે યોગની જરૂર છે મન વચન અને કાયાના વ્યાપારથી અન્યોને ઉપકાર થઈ શકે છે મન વચન અને કાયાનો ઔદયિક ભાવ પણ અન્ય જીવોને સાધ્ય સાપેક્ષાએ ધર્મ હેતુરૂપે પરિણમે છે મન, વચન અને કાયા વડે પોતાને અને પરને જે લાભ થાય છે તેનું વર્ણન કરતાં પાર આવી શકે તેમ નથી મન વચન અને કાયાની શક્તિનો વિભાવ એટલે રાગદ્વેષાદિભાવ આત્મસન્મુખ પ્રકટે તો સંસારની વૃદ્ધિ થાય છે ત્રણ યોગની શક્તિયો દ્વારા આત્માના શુદ્ધ સ્વરૂપમાં પરિણમવું જોઈએ ત્રણ યોગની શક્તિનો જેઓ સદુપયોગ કરતા નથી તેઓ પોતાના આત્માનું અને અન્ય જીવોનું હિત કરવાને શક્તિમાન્ થતા નથી લક્ષ્મી વગેરેથી જે ઉત્તમ કાર્ય થઈ શકતું નથી તે કાર્ય ખરેખર ત્રણ યોગથી થઈ શકે છે ત્રણ યોગમાં આત્માનું વીર્ય પરિણમેલું હોય છે આત્માના વીર્યને આત્મરૂપે પરિણમાવવું એજ મુખ્ય ધર્મ છે ત્રણ યોગની શક્તિયોના સમાન કોઈ વ્યાવહારિક ઋદ્ધિ નથી મન, વચન અને કાયાના યોગની શક્તિયોને કેળવીને તેને શુભ માર્ગે વાપરવાનો અભ્યાસ કરવો જોઈએ આત્માની ત્રણ યોગરૂપ શક્તિયોને સદુપયોગ કરનારાઓ જગતમાં ધર્મનો પ્રચાર કરવાને માટે શક્તિમાન્ થાય છે આત્માના ત્રણ યોગવડે આત્માના શુદ્ધધર્મની પ્રાપ્તિ કરવા માટે વ્યવહાર નયની અપેક્ષાએ ઉત્સર્ગ માર્ગ અને અપવાદ માર્ગનું અવલંબન કરવું જોઈએ વ્યવહાર નય અને નિશ્ચયનયકથિત આત્મશક્તિયોનો પ્રકાશ કરવો જોઈએ. ઉત્સાહબળથી શક્તિયોની વૃદ્ધિ થાય છે માટે આલસ્ય વગેરેનો ત્યાગ કરીને આત્મશક્તિયો જેમ પ્રકટે તે પ્રમાણે ત્રણ યોગની પ્રવૃત્તિ કરવી

× × × ×

## સવત ૧૯૬૮ ચૈત્ર સુદિ ૩ ગુરૂવાર તા ૨૧-૩-૧૯૧૨ પાદરા

રાગ અને દ્વેષ વડે જેઓના અત કરણ વાસિત થયા છે તેઓ મન, વાણી અને કાયાના બળને અહિતમાર્ગમા પ્રવર્તાવી શકે છે તેઓ વાણીવડે લેખવડે અને સત્તાવડે અ ય જીવોને સતાવવા પ્રયત્ન કરે છે ક્રોધી મનુષ્યો ક્રોધવડે અશુભ વિચારોનું વાતાવરણ જગતમા ફેલાવીને એક જાતના હિંસક બને છે ક્રોધ અને ઇર્ષ્યાદિ દુર્ગુણ ધારક લેખકો પત્રોમા દારૂ ભરીને વાચકોના હૃદયમા ક્રોધાદિક દુર્ગુણો ઉત્પન્ન થાય તેવા લેખો લખનારાઓ ભાવકસાઇની પ ક્તીને અનુસરે છે કેટલાક લેખકો, વૈર વાળવાના માટે અશુભ લેખોરૂપ વિષવૃક્ષોને વાવે છે અને તેનુ ફળ પર પરાએ ખરાબ ભોગવવુ પડે છે મન વચન અને કાયાની શક્તિનો દુરૂપયોગ કરનારા પોતાના પગ ઉપર કુહાડો મારીને પોતાનો નાશ કરે છે જે લેખકો લેખ લખવાથી શુભાશુભ પરિણામો જગતમા કેવા આવે છે તેનુ સૂક્ષ્મ રહસ્ય અવગો વતા નથી, તેઓ લેખ લખવાને લાયક ગણાતા નથી પત્રો કાઢીને ક્રયો લખીને અમુક કામનાની પૂર્તિ કરવી એજ મુખ્ય ઉદ્દેશ હૃદયમા રાખીને જેઓ વાચકોના હૃદયને ઝેરી બનાવવામા મદદગાર બને છે, તેઓના જ મનો ઉપયોગિતા બીલકુલ નથી જેઓ સ્વાથ, તૃષ્ણા અને લોભાદિ પરવશતાથી લેખો લખીને સતધર્મથી દૂર જાય છે તેઓ મનુષ્ય તરીકે ગણાવવાને માટે પણ લાયક હોતા નથી જે લેખોથી મનુષ્યોના મનમા સદ્ગુણોની અસર થાય અને દુર્ગુણો ટાળવાની રૂચિ થાય તેમજ આત્માની ઉન્નતિ માટે પુરૂષાર્થ સ્ફોરવવાની રુચિ અને પ્રવૃત્તિ થાય તેજ લેખો જગતમા સુવર્ણાક્ષરે કોતરી રાખવા લાયક છે, અને તે લેખોના લખનારાઓના નામ સુવર્ણાક્ષરથી કોતરી રાખવા જોઇએ જે લેખકો જગતને દિવ્ય લેખ સમાન સદ્ગુણો વડે બનાવવા પ્રયત્ન કરે છે તેઓ લેખક નામની સાર્થકતા કરે છે જે લેખોથી કોઇની ચામડી ઊંડા બાહ્ય વા અભ્યતરથી જણાય નહિ અને દોષોની નીચતા અને ગુણોની ઉચ્ચતા માલૂમ પડે તેમજ દોષો અને ગુણોના પારખો મનુષ્યોને અમર કરી શકે તેજ ઉત્તમ લેખકો છે અશુભ વિચારોને ફેલાવનારા લેખકો પ્લેગના જંતુઓને ફેલાવનારા ચાચડો જેવા જાણવા લેખકોનો અને વક્તાઓની પરિષદ્ ભરાય અને તેમા ઉત્તમ લેખ અને ઉત્તમ ભાષણની પ્રવૃત્તિ કરવા પ્રયત્ન થાય તો ઉત્તમ સુધારાનો લાભ પ્રાપ્ત કરી શકાય

× × × ×

## સંવત ૧૯૬૮ ચૈત્ર સુદિ ૪ શુક્રવાર તા ૨૨-૩-૧૨ પાદરા

જ્યારે આત્મામા ક્ષયોપશમજ્ઞાન વડે રમણતા કરવામા આવે છે ત્યારે આનન્દનો પાર રહેતો નથી મનની શાન્તાવસ્થા થાય છે ત્યારે દુનિયામા કઇ પણ કાર્ય બાકી રહ્યુ હોય એમ લાગતુ નથી જેમ જેમ મન શાન્ત થતુ જાય છે અને આત્માના સ્વરૂપમા રમણતા કરે છે તેમ તેમ બાહ્યની દુનિયાને ગતરાત્રિની પેઠે ભૂલાય છે તે વખતે મનનો વ્યાપાર બધ થવાથી લેશ્યા અને કર્મનુ ચક્ર પણ અમુક અશે વ્યાપાર રહિત થાય છે જે મન વડે કર્મનુ ગ્રહણ થાય છે તે મન તો આત્મામા લાગેલુ હોવાથી કર્મનુ ગ્રહણ થઇ શકતુ નથી લેખકને આગમોના આધારે મનને આત્મામા રમાવતા આવો અનુભવ આવે છે આત્મામા લાગેલુ અને ત્યા આનન્દ રમ ભોગવતુ મન ખરેખર અન્તરાત્માને અનુભવે છે કોઇ કોઇ વખત તો બાહ્ય પદાર્થોની સાથે મન લાગતુ નથી ક્ષયોપશમ ભાવનો ઉપયોગ સદા કાળ એક સરખો નહિ રહેવાથી આત્મદશા મા મન ટકતી નથી, અને શરીરાદિના અન્નોના શ્રેય માટે મનને અન્ય પદાર્થો સાથ સમધિત કરવુ પડે છે તેમજ તે મન પણ એક સરખી રીતે આત્માની સાથે રમણતા કરી શકતુ નથી આત્માની સાથે મન જોડાયલુ હોય છે તે વખતે જ્ઞાનાવરણીયાદિ કર્મનો બધ થતો અટકે છે અને જ્ઞાનાવરણીયાદિ કર્મનો ક્ષયોપશમ થવાથી આત્માના જ્ઞાનાદિ ગુણોની પુષ્ટિ થયા કરે છે મનની ચચળતા ટળતા અને મનને ધ્યાનવડે ધ્યેય વસ્તુમા સ્થિર કરતા આત્માનો ઉપયોગ વધે છે, એવો અનુભવ આવે છે બાહ્ય પદાર્થોના સમધે મનમા હર્ષ વા શોકની લાગણી ન થાય એવી કેળવણી ગ્રહણ કરવાથી દુનિયામા અલૌકિક જીવન પ્રાપ્ત કરી શકાય છે, અને દુનિયાને પોતાના માર્ગમા દોરી શકાય છે કોઇ પણ મહાન્ મહાત્મા થઇ શકે તો મનની આવી ઉત્તમ દશા પ્રાપ્ત કર્યા વિના થઇ શકે નહિ બાહ્યપદાર્થોથી જેના મનમા હર્ષ અને શોક થાય નહિ એવી દશાવાળો આત્મા ખરેખર દુનિયામા ક્રિયાયોગી બનીને નિર્લેપ રહી અનેક જીવોનો ઉદ્ધાર કરવા સમર્થ થાય છે કદાપિ તેવો મનુષ્ય આત્મામાજ રમણતા કરવાને માટે સમર્થ થાય છે તો આત્માના ગુણોનો આવિર્ભાવ કરીને પરમાત્મપદ પ્રાપ્ત કરી અનત સુખનો ભોગી બને છે

× × × ×

## સવત્ ૧૯૬૮ ચૈત્ર સુદિ ૫ શનિવાર તા. ૨૩-૩-૧૯૧૨ પાદરા

દ્રવ્ય મનથી ભાવમનની પરિસ્ફૂર્તિ થાય છે ભાવમન પોતે કઇ જ્ઞેય પદાર્થો પાસે જતુ નથી અને જ્ઞેય પદાર્થો ગમન કરીને મનની પાસે આવી મનને પ્રાપ્ત થતા નથી દ્રવ્યમન વા ભાવ એ બેમાથી કોઇ મનનું શરીરની બહાર નીકળવાનુ થતુ નથી કેટલાક મનમા આવેલનો અર્થાત્ મનોવર્ગણાને બહાર અન્ય મનુષ્યો પાસે મોકલી શકાય છે એમ માને છે તે જૈનાગમથી વિરૂદ્ધ છે મનદ્વારા અન્ય જીવોનુ શુભ વા અશુભ ચિતવવા તેજસશરીરાદિ અન્ય પુદ્‌ગલોદ્વારા અન્ય જીવોનુ શુભાશુભ કરી શકાય છે એમ જૈનાગમે દ્વારા પ્રાય અવબોધાય છે મનોવર્ગણાથી જુદા પડેલા એવા કૃષ્ણાદિ અશુભલેશ્યા તથા શુકલાદિ શુભલેશ્યાના પુદ્‌ગલો અન્તર્ મુહૂર્તમા અન્યરૂપે પરિણમે છે, વા અસખ્યાત કાલપર્યન્ત તેવાને તેવા રૂપે રહે છે છૂટા પડેલી એવી મનોવર્ગણામા પણ તેમ સમજવુ દ્રવ્યમનમા પણ ષડ્‌ગુણ હાનિ વૃદ્ધિ રૂપ ઉત્પાદ વ્યય થયા કરે છે ભાવમનમા પણ ષડ્‌ગુણ હાનિ વૃદ્ધિ રૂપ ઉત્પાદ વ્યય થયા કરે છે ઉચ્ચ લેસ્યાના પરિણામ વડે દ્રવ્યમનોવર્ગણાન્ત પાતિ પુદ્‌ગલો, શુભાદિ રસ પરિણામને ધારણ કરે છે અને તે દ્રવ્યમનથી શુભ પુદ્‌ગલો જો છૂટા પડે છે તો તેની સ્થિતિ ઉપર્યુકત વચનાનુસારે થાય છે શુભ મનોવર્ગણા દ્રવ્યના પુદ્‌ગલોને મહાત્માઓએ જે ઠેકાણે છોડયા હોય છે તે સ્થાન તીર્થરૂપ પવિત્ર ગણાય છે અશુભ મનો વર્ગણાદ્રવ્ય પુદ્‌ગલોને જે ઠેકાણે છોડવામા આવે છે તે સ્થાન અપવિત્ર ગણાય છે જે મનુષ્યોએ જે ઠેકાણે ભક્તિની ધૂન મચાવી હોય છે તે ઠેકાણે મનોવર્ગણા અન્ય મનુષ્યોના સબધમા આવતા ભક્તિના પરિણામમા નિમિત્ત કારણભૂત પરિણમે છે જે ગુફાઓમા યોગીઓએ સમાધિ અને જ્ઞાનના વિચારો કર્યા હોય છે ત્યાં તેઓના આત્માથી જે મનોદ્રવ્ય પુદ્‌ગલો ખરે છે તે ચીકણા - સ્પર્શવાળા અને ભારે હોય છે તો ઘણા વર્ષ પર્યંત કાયમ રહે છે અને ત્યા આવનાર મનુષ્યોને યોગ સમાધિ અને જ્ઞાનની ભાવનામા નિમિત્ત કારણ રૂપે સહાયી બને છે વ્યભિચારિણી કામી સ્ત્રીઓથી કામોત્તેજક પુદ્‌ગલો તેઓ જ્યા વારવાર બેસીને કામના વિચારો કર્યા કરે છે ત્યા ખરે છે અને તે પુદ્‌ગલો તેવા પ્રકારના વિચારને ઉત્પન્ન થવામાં મદદ કરે છે કસાઇ વગેરે જુદા જુદા અશુભ અને શુભ વિચારો કરનારાઓના સ્થાનમા પણ તેમ સમજી લેવુ સિદ્ધાચલાદિ તીર્થ

સ્થાનોમાં શુભ લેશ્યાના પુદ્ગલો ખર્યા હોય છે તેથી ત્યાં જનારાઓને ઉત્તમ ભાવનામાં તે પુદ્ગલોની સહાય મળે છે

× × × ×

સંવત્ ૧૯૬૮ ચૈત્ર સુદિ ૬ રવિવાર તા ૨૪-૩-૧૨ પાદરા

નીતિના સદ્ગુણો વિના આચાર અને વિચારની શુદ્ધિ રહેતી નથી પ્રમાણિકતાથી પ્રવૃત્તિ કરનાર મનુષ્યના મનમાં શુભ લેશ્યાનો ઉદય થાય છે મનોદ્રવ્યનું સમયે સમયે ગ્રહણ થાય છે અનંત મનોદ્રવ્યને જીવ સમયે સમયે ગ્રહણ કરે છે અને છોડે છે પ્રામાણિક નીતિ વગેરેના સદ્ગુણોથી ઉત્તમ મનોદ્રવ્યનું ગ્રહણ, આત્મા કરે છે અને અશુભમનોદ્રવ્યનો ત્યાગ કરે છે શુક્લ લેશ્યાના પરિણામ પણ ઉત્તમ નીતિના સદ્ગુણો વિના હોઇ શકતા નથી જેનો અનીતિમય આચાર છે તેના મનમાં શુભ લેશ્યાનો સદ્ભાવ નથી એમ અનુમાન થાય છે તેમજ તે અશુભ કૃષ્ણ લેશ્યાના પરિણામને તેમજ અશુભ લેશ્યાજનક મનોદ્રવ્યને સમયે સમયે ગ્રહણ કરે છે એમ જાણવું, અશુભ મનોદ્રવ્ય ગ્રહણ કરેલા આત્માના નીચ પરિણામની પરંપરા વધારવાને માટે સમર્થ થાય છે હડકાયા કુતરાના વિષની પેઠે અશુભતરમનોદ્રવ્યની પરંપરા અશુભ વિચારોને ઉત્પન્ન કરવા સમર્થ બને છે અનીતિના આચારો અને વિચારોથી પોતાના આત્માને હાનિ થાય છે એટલુંજ નહિ કિન્તુ અનીતિના આચારો અને વિચારોથી સરોવરમાં નાખેલા પત્થરો જેમ આખા સરોવરમાં તરંગોને ઉત્પન્ન કરે છે તેમ સંબંધમાં આવનાર તથા પરંપરાએ થોડી ઘણી અસર, આખી દુનિયાને થયા વિના રહેતી નથી અનીતિના વિચારોનો ત્યાગ કરવાથી પોતાના આત્માનું હિત થાય છે અને આખી દુનિયાનું હિત પણ પરંપરાએ થોડું ઘણું કરી શકાય છે નીતિના સદ્ગુણોથી એક મનુષ્ય દેવતાઇ તેજની પેઠે જગતમાં પ્રકાશ કરી શકે છે, જેથી ધર્મના ઉપાસકોમાં નીતિના સદ્ગુણોથી પોતાના આચારો અને વિચારોને એવા સુંદર કરવા જોઇએ કે તેઓનું ગૃહસ્થ વા સાધુજીવન ખરેખર નિર્મલ આદર્શની પેઠે દુનિયાને પોતાના સદ્ગુણોની વૃદ્ધિમાં સહાયભાગી થઇ પડે

**સંવત્ ૧૯૬૮ ના ચૈત્ર સુદિ ૭ સોમવાર તા ૨૫-૩-૧૨ પાદરા**

જ્યારે હૃદયમા ક્રોધ પ્રકટયો હોય ત્યારે અને ત્યાંસુધી કોઇની સાથે વાર્તાલાપ કરવો નહિ અને તેમજ મનની શાન્તિ થાય તેવુ કોઇ પદ ગાવુ વા મનની શાન્તિ થાય એવુ કોઇ પુસ્તક વાચવુ વા કોઇ શાન્ત સ્વરૂપનુ મનન કરવુ કોઇ વખતે ધ્યાનપર ચિત્ત સ્થિર રાખવામા આવે છે તો ક્રોધની શાતિ ત્વરિત થાય છે જે સ્થાનમા અને જેના નિમિત્તે ક્રોધ થયો હોય તે વખતે સ્થાન અને તે મનુષ્યોથી દૂર ખસી જવુ, અને ક્રોધ શાન્ત થતા પુન. તે સ્થાન અને તે મનુષ્યોના પરિચયમા આવવુ અત્યન્ત ક્રોધ કરવાથી કષાય સમુદ્ઘાત થાય છે, અને તેથી શરીરની બહાર આત્માના પ્રદેશો નીકળે છે તેમજ મનોદ્રવ્યનુ કૃષ્ણાદિલેશ્યારૂપે પરિણમન થાય છે ક્રોધના ઉદયથી તૈજસ પુદ્ગલોનો પ્રકટભાવ થવાથી શરીરમા ઉષ્ણતા વ્યાપે છે અને તેવા વખતે અત્યત ક્રૂર પરિણામથી અશુભગતિબધ પડે છે ક્રોધના ઉદયથી અગ્નિની પેઠે શરીરની બહાર તે વખતે જે જે પુદ્ગલો નીકળે છે તે પણ તેવા ક્રોધના સયોગોની ઉદીરણામા અને ક્રોધોત્પત્તિમા સહાયકારી થાય છે ગોશાલા ઉપર તેજોલેશ્યા મૂકનાર તાપસને ક્રોધ થયો હતો ત્યારેજ આત્મશક્તિને અવળા માર્ગે પરિણમાવીને તેણે ઉષ્ણપુદ્ગલરૂપ તેજોલેશ્યાને મૂકીને ગોશાલાને દુ ખ દેવા પ્રયત્ન કર્યો હતો મહા કૃપાળુ શ્રી વીરપ્રભુએ કરૂણા રૂપ આત્મશક્તિના બળવડે શરીરમા વા શરીર બાહ્યના પુદ્ગલોને શીત પુદ્ગલરૂપે પરિણમાવીને તે શીતલેશ્યાના પુદ્ગલોથી તેજોલેશ્યાના પુદ્ગલોને શાન્ત કર્યા હતા દયાના વા કૃપાના પરિણામ વડે શાન્તિકારક પુદ્ગલ પ્રવાહને સામા મનુષ્ય ઉપર વહાવી શકાય છે ક્રોધના ઉદયથી જગત્મા ફેલાતા ઉષ્ણ પુદ્ગલોનો ફેલાવો થાય છે, અને તેથી મનુષ્યોના દ્રવ્ય અને ભાવ પ્રાણની હિંસા પરપરાએ કરાય છે માટે ક્રોધના ઉદયને દબાવવા ઘણી સાવચેતી રાખવી જોઇએ શુદ્ધપ્રેમ અને કરૂણાવડે ક્રોધીઓ અને ક્રોધના ઉપર જય મેળવી શકાય છે

× × × ×

સંવત્ ૧૯૬૮ ના ચૈત્ર શુદિ ૮ મંગળવાર તા. ૨૬-૩-૧૨ પાદરા.

પ્રત્યેક કાર્ય કર્યા બાદ શાન્તિ લેવી જોઇએ પાંચે ઇંદ્રિયો અને છઠ્ઠા મનને પણ અમુક કાર્ય પર્યંત શાન્તિ આપવી જોઇએ પ્રત્યેકેન્દ્રિયથી હદ બહાર કાર્ય લેવામાં આવે છે તો ઇન્દ્રિયની શક્તિ ક્ષીણ થઇ જાય છે મનોદ્રવ્યદ્વારા ભાવમનનો વિષય પ્રવર્તે છે ભાવમનનું કાર્ય પણ અનિયમિત અને હદ બહાર થાય છે તો મગજની નસો, થાકી જાય છે, અને તેથી શારીરિક અને માનસિક નબળાઇ જણાઇ આવે છે કોઇ વખત નસો અને તેના અન્ય અવયવો ઉપર હદ બહાર ભાવમનના ચિંતવનના લીધે બોજો આવી પડે છે, તો ઘડીયાલના મંત્રોના તારોની પેઠે મગજ ખસી જાય છે, અને તેથી પ્રદિલત્વ પ્રાપ્ત થાય છે શરીરના મહેનતુઓ કરતાં મનના મહેનતુઓને અમુક સમય પર્યંત આરામ લેવાની ઘણી જરૂર છે શારીરિક કાર્ય કરતા કરતાં માનસિક કાર્ય કરતાં ત્વરિત થાક લાગે છે મીલોના સંચાઓમાંના યંત્રોમાં જેમ ચરબીનો ઉપયોગ કરવામાં આવે છે અને ચરબીનો નાશ થાય છે તેમ મગજનો સંચો ચાલે છે તે વખતે વીર્યનો અને રક્તનો વ્યય થાય છે એમ અનુભવ આવે છે, માટે હદ બહાર માનસિક વિચારણાઓ પણ કરવા યોગ્ય નથી ક્રોધ, ભય, લોભ, રાગ અને અન્ય કામના વિચારોથી હૃદય ઉપર ખરાબ અસર થાય છે અને તેથી પર્વતમાં સુરંગ ફોડવાથી પર્વતના જેવી અવસ્થા થાય છે તેવી મન, કાયા અને આત્માની નિર્બલાવસ્થા થાય છે શારીરિક બળ અને માનસિક બળને ખીલવીને તેને આત્માના ગુણોને ખીલવવાના કાર્યમાં વાપરવું જોઇએ કોઇ પણ વસ્તુનું ધ્યાન ધરતાં મન થાકી જાય વા કાયા પણ થાકી ગયેલી દેખાય ત્યારે અવશ્ય અમુક વખત સુધી શાન્તિ લેવી જોઇએ જેઓના મગજ નબળાં છે તેઓએ મગજને થાક લાગે એમ જણાય એટલે વિશ્રામ લેવો વિચારનું યંત્ર વિજળીના પાવર કરતાં અત્યંત ઝડપથી ચાલે છે માટે વિચાર કરનારાઓ બહુ મહેનત કરે છે અને તેઓને ઘણો આત્મભોગ આપવો પડે છે વિચાર કરનારાઓને પ્રાય વીર્યાદિનો વ્યય કરવો પડે છે અને તેઓ જો શાન્તિના વિચારો કરે છે તો ઘણા ઠેકાણે શાન્તિ ફેલાવી શકે છે ખરી શાન્તિ તો પરભાવરમણતાના ત્યાગથી થઇ શકે છે તેની શાન્તિ પ્રાપ્ત થાઓ !

× × × ×

કથિત આગમોનો ગુરૂગમ પૂર્વક અભ્યાસ કરીને સાત નય, ચાર નિક્ષેપા ચાર પ્રમાણ અને સપ્તભંગી વડે જીવાજીવાદિ પદાર્થનું સ્યાદ્વાદપણે જ્ઞાન કરવાથી સમ્યગ્દષ્ટિત્વ પ્રાપ્ત થાય છે જે જીવોને સમ્યગ્ દૃષ્ટિની પ્રાપ્તિ થાય છે તેઓ અનેકાન્તપણે જગતના પદાર્થોને જાણે છે અને એકાન્તપણે પદાર્થોનું વર્ણન કરે છે આ સર્વજ્ઞ વીતરાગ[illegible] આગમોનો સદાકાલ અભ્યાસ કરવો અને ગીતાર્થ મુનિવરોની સેવા કરી શ્રી વીતરાગની વાણીનું જ્ઞાન પ્રાપ્ત કરવાને માટે સદાકાલ પ્રયત્ન કરવો શ્રી વીતરાગ દેવ હાલ સાક્ષાત્ નથી તો પણ પંચમઆરામાં તેમની વાણીનો ભવ્ય જીવોને આધાર છે શ્રીમત્ સર્વજ્ઞ[illegible] વડે સ્યાદ્વાદભાવે સર્વ વસ્તુઓનું જ્ઞાન કરીને જે જે ઉપાયોથી રાગ દ્વેષ ઘટે અને આત્માની શુદ્ધતા થાય તે તે ઉપાયોવડે ધર્મની આરાધના કરવી મિથ્યદૃષ્ટિ જીવોપર મૈત્રી આદિ ભાવનાઓ ધારણ કરવી અને તેઓનું ભલું કરવા પ્રયત્ન કરવો તેઓના ઉપર દ્વેષ ધારણ કરવો નહિ

× × ×

## ચૈત્ર વદિ ૧ મંગળવાર તા. ૨-૪-૧૨ પાદરા

નૈશ્ચયિક અર્થાવગ્રહ એક સમયનો છે જઘન્યથી અને ઉત્કૃષ્ટથી ઇહા અને અપાયનો કાલ અન્તર્મુહૂર્ત છે વ્યંજનાવગ્રહ અને વ્યાવહારિક અર્થાવગ્રહ એ બેનો કાલ અન્તર્મુહૂર્તનો છે ધારણાનો કાલ સંખ્યાતા અને અસંખ્યાતા કાલનો છે અન્તર્મુહૂર્તની પણ ધારણા છે અવિચ્યુતિ સ્મૃતિ અને વાસનાના ભેદની ધારણા ત્રણ પ્રકારની છે તેમાં અવિચ્યુતિ અને સ્મૃતિ રૂપ ધારણાનો કાલ અન્તર્મુહૂર્ત છે અને જે તદર્થ જ્ઞાનાવરણ ક્ષયોપશમરૂપ વાસના નામવાળી ધારણા છે, તે સંખ્યાતા આયુષ્યવાળા જીવોને સંખ્યાતા વર્ષની છે અને પલ્યોપમાદિ અસંખ્યાતા વર્ષના આયુષ્યવાળા જીવોને અસંખ્યાતા વર્ષની છે સ્મૃતિના બીજરૂપ વાસના છે શ્રોત્રેન્દ્રિય, સ્પર્શેલા એવા શબ્દ દ્રવ્યોને ગ્રહણ કરે છે ઘ્રાણેન્દ્રિય, રસનેન્દ્રિય અને સ્પર્શનેન્દ્રિય એ ત્રણ ઇન્દ્રિયો સ્પર્શેલા અને આત્મપ્રદેશોની સાથે ગાઢ ચોંટેલા એવા દ્રવ્યોને ગ્રહણ કરે છે અર્થાત્ બદ્ધ અને સ્પૃષ્ટ

એવા દ્રવ્યોને એ ત્રણ ઇન્દ્રિયો ગ્રહણ કરે છે ચક્ષુનો અપ્રાપ્ત એવા વિષયને ગ્રહણ કરે છે અને તે યોગ્ય દેશમાં રહેલા એવા વિષયને ગ્રહણ કરે છે શ્રોત્રેન્દ્રિય વિજ્ઞાન પટુતર છે અને ઘ્રાણાદિક ત્રણ તો પટુતર વિજ્ઞાનતત નથી નયન, લાખ યોજન પર્યંત દેખી શકે છે શ્રોત્રેન્દ્રિય ઉત્કૃષ્ટથી બાર યોજનથી આવેલા એવા મેઘ ગર્જિતાદિ શબ્દને ગ્રહણ કરે છે ઘ્રાણેન્દ્રિય રસનેન્દ્રિય અને સ્પર્શનેન્દ્રિય એ ત્રણ ઇંદ્રિયો ઉત્કૃષ્ટ નવ યોજન નથી આવેલા એવા પોતપોતાના વિષયોને ગ્રહણ કરે છે નવયોજનથી આવેલા ગંધવાળા દ્રવ્યમાં રસ પણ હોય છે તેથી રસનેન્દ્રિય તેને ગ્રહણ કરી શકે છે બાર યોજનથી ઉપરાંતના વિષયોને શ્રોત્રેન્દ્રિય આદિ ઇન્દ્રિયો ઇન્દ્રિય બળના અભાવે ગ્રહણ કરી શકતી નથી નયનને વર્જીને બાકીની ઇન્દ્રિયો જઘન્યથી અંગુલના અસંખ્યાત ભાગમાં રહેલા વિષયોને ગ્રહણ કરી શકે છે અંગુલના અસંખ્યાતમા ભાગમાં ચક્ષુનો વિષય નથી રજ, મેલ વગેરે ઠેઠ પાસે રહેલા પદાર્થોને આંખ દેખી શકતી નથી મનનો ક્ષેત્રથકી વિષય જાણવાનો નિયમ નથી

× × × ×

## સંવત ૧૯૬૮ ચૈત્ર વદિ ૨ બુધવાર તા ૩-૪-૧૨ વડોદરા

મન થકી થનાર એવા મતિ અને શ્રુતમાં પુદ્ગલ માત્ર નિબંધનનો અભાવ છે પાંચ ઇન્દ્રિયોથકી થનાર મતિ અને શ્રુતમાં પુદ્ગલ માત્ર નિબંધનનિયત વિષય પરિમાણ છે પાંચ ઇન્દ્રિયો પુદ્ગલ માત્ર નિબંધ નિયમ વાળી છે સર્વ વક્તાઓ કાયાના યોગવડે શબ્દ દ્રવ્યોને ગ્રહણ કરે છે, અને વચનયોગવડે વક્તાઓ શબ્દદ્રવ્યોનું વિસર્જન કરે છે જે વડે મન વાગ્યોગોને ગ્રહણ કરે છે તે કાયિક યોગ છે અને જે સંરંભવડે તે વાગ્દ્રવ્યોને મૂકે છે તે વાચિકયોગ છે અને જેવડે મનો દ્રવ્યોને ચિંતામાં વ્યાપારયુક્ત કરે છે તે મનયોગ છે એક તનુયોગજ ઉપાધિભેદથી ત્રણ પ્રકારે વ્યવહારાય છે પરમાર્થથી વિચારતાં તો સર્વત્ર એક કાયયોગજ છે તનુયોગમાં મન અને વચનયોગનો અન્તર્ભાવ થાય છે કારણ કે કાયયોગવડે શબ્દ અને મનોદ્રવ્યનું ગ્રહણ થાય છે માટે પ્રાણ અને અપાનનો વ્યાપાર પણ કાયિકયોગથી ભિન્ન નથી. માટે તેનો

સમાવેશ પણ કાયયોગમાંજ થાય છે વ્યવહારમાં મનનું ચિંતાફલ અર્થાત્ ધર્મધ્યાન વગેરે કરવું તે વિચારરૂપ ફલ અને વાણીનું સ્વાધ્યાય વિધાન વગેરે ફલ દેખવામાં આવે છે, તેથી કાયાથી મન અને વચન એ બે યોગને જુદા પાડયા છે પ્રાણ અને અપાનનું કાયયોગથી ભિન્ન ફળ દેખવામાં આવતું નથી તેથી તેને કાયથી જુદો પાડયો નથી વક્તા પ્રથમ સમયમાં જે ભાષાદ્રવ્યને ગ્રહણ કરે છે તેને દ્વિતીય સમયમાં મૂકે છે બીજા સમયમાં ગ્રહણ કરેલ ભાષાદ્રવ્યને ચોથા સમયમાં મૂકે છે ગ્રહણમાં સમયનું અંતર નથી, કિંતુ શબ્દ દ્રવ્યના નિસર્જનમાં સમયાન્તર છે એમ પ્રજ્ઞાપનાસૂત્રમાં કથ્યું છે પ્રથમ સમયમાં નિસર્ગ વિના પણ ગ્રહણનો સંભાવ છે, માટે ગ્રહણ સ્વતંત્ર છે અને નિસર્જન પરતંત્ર છે ગ્રહણ કરેલા શબ્દ દ્રવ્યોને ગ્રહણના સમયકાળમાં વક્તા મૂકતો નથી પરંતુ પૂર્વે પૂર્વે ગ્રહણ કરેલા શબ્દદ્રવ્યોને ઉત્તર ઉત્તર સમયમાં છોડે છે ઔદારિક વૈક્રિય અને આહારક શરીરવાળો જીવ શબ્દદ્રવ્યોને ગ્રહણ કરે છે, અને મૂકે છે સત્યા, સત્યમૃષા મૃષા અને અસત્યમૃષા એ ચાર પ્રકારના ભાષા દ્રવ્યોને ઉપર્યુક્ત ત્રણ શરીરવાળો જીવ ગ્રહે છે ને મૂકે છે

× × × ×

## સંવત્ ૧૯૬૮ ના ચૈત્ર વદિ ૩ ગુરૂવાર તા ૪ એપ્રિલ ૧૯૧૨ વડોદરા

છઠ્ઠા ગુણસ્થાનક કરતા સાતમા અપ્રમત્ત-ગુણસ્થાનકનો કાલ વિશેષ છે એમ શ્રીપાલરાસમાં શ્રીમદ્ યશોવિજયજી જણાવે છે

નિંદા, વિકથા, અહંકાર આદિ દોષોને મનમાં ઉત્પન્ન થતાજ વારવા જોઇએ મનુષ્ય પોતાના આત્માને ક્યા ક્યા દોષો લાગ્યા છે તે જોવાને સમર્થ થાય છે ત્યારે તે તે દોષોનો નાશ કરવાને માટે પ્રયત્નશીલ થાય છે પોતાનામાં કેવો અમુક અમુક છે એમ જાણીને પણ ઉદ્યમ કર્યા વિના દોષોનો નાશ થતો નથી અંતરમાં અહંકારાદિ દોષોનો નાશ કરવાને માટે તીવ્ર લાગણી ઉત્પન્ન થવી જોઇએ સદ્ગુરુઓ ઉપર અમત પ્રેમ થતા દોષોમાં રૂચિ નહિ રહેવાથી દોષોનું મૂળ શિથિલ થવા માંડે છે અને હળવે હળવે સર્વ દોષોનો નાશ થાય છે પોતાનામાં ઘણા દોષો

છતાં જે મનુષ્ય પોતાનામાં સર્વ ગુણો ઉત્પન્ન થયા છે એમ માની લે છે તે ગુણોને પ્રકટાવવાને માટે ઉદ્યમ કરી શકતો નથી આત્મામાં સત્તાએ અનન્ત ગુણો રહ્યા છે, પણ તેઓને પ્રકટાવ્યા વિના તો આત્માની પૂર્ણ સિદ્ધિ થવાની નથી આગમો, ન્યાય અને વ્યાકરણ આદિ શાસ્ત્રોનો અભ્યાસ કરીને પંડિત થઇ શકાય છે આગમોનો અભ્યાસ કરીને વિદ્વાન્ થયા બાદ પણ મનમાં ઉત્પન્ન થનાર ક્રોધ, માન, માયા, લોભ, નિંદા પ્રપંચ, અને ઇર્ષ્યાદિ દોષોનો નાશ કરવા પ્રયત્ન કરવો જોઇએ દોષોને ટાળ્યા વિના તો કદિ છુટકો થવાનો નથી અને તેમજ ખરી શાન્તિ મળવાની નથી આગમો, ન્યાય અને વ્યાકરણ આદિ શાસ્ત્રોનો અભ્યાસ કરીને પંડિત થઇ શકાય છે પણ તેના કરતાં ક્રોધ, માન, માયા, લોભ, ઇર્ષ્યા, ક્લેશ અને મેભાનના આદિ દોષોનો નાશ કરનાર મનુષ્ય અનન્ત ગુણ ઉત્તમ ગણાય છે જ્ઞાનાદિ ગુણોની પ્રાપ્તિ માટે અન્તરમાં સદાકાલ ઉપયોગ રાખવો જોઇએ પ્રમાદદશાના હેતુઓનો ત્યાગ કરવાનો ઉપદેશ આપ ના। અને અન્યોમાં પ્રમાદ શાની પચાત કરનારા મનુષ્યો તો ઘણા મળી આવે પણ અપ્રમત્તદશાને ધારણ કરીને અન્યોને આદર્શની પેઠે દોષો ટાળવાને માટે નિમિત્તરૂપ બને એવા વિરલા મહાત્માઓ છે દોષ દૃષ્ટિથી અન્યોના મલીનચરિત્રોનો જેમના મનમાં સંસ્કાર પડે છે તે મનુષ્યોમાં અનેક દોષો વગર બોલાવ્યા છતાં આવે છે માટે તેવા મનુષ્યો અપ્રમત્તદશાની પ્રાપ્તિ વા તેની સ્થિરતા કરી શકતા નથી દોષ દૃષ્ટિધારકોના સમાગમમાં જેઓ આવે છે, તેઓનામાં અપ્રમત્તદશાનો ભાવ પ્રકટી શકતો નથી અપ્રમત્તદશામાં ચિત્તની સ્થિરતા થવાથી હૃદયમાં શાસ્ત્રોનો સાર સારી રીતે પ્રકટી શકે છે અપ્રમત્તદશાધારક મુનિવરોને સદાકાલ નમસ્કાર થાઓ !

## સંવત્ ૧૯૬૮ ના ચૈત્ર વદિ ૪ શુક્રવાર તા ૫-૪-૧૨ વડોદરા

અમુક કારણોથી કેટલાક મનુષ્યો પ્રતિપક્ષી લાગે છે, તેથી તેઓ નામા કે લાભ સદ્ગુણો રહ્યા હોય છે તે પણ દુર્ગુણોરૂપ ભાસે છે પોતાના જે પ્રતિપક્ષીઓ હોય છે તેઓના ગુણોને પ્રાય દેખવામા આવે છે, અને તે સદ્ગુણોનુ ગાન કરવામા આવે તો સજ્જનત્વ ગુણ ટકી શકે છે પોતાનુ મધ પ્રતિપક્ષી મનુષ્ય ન હોય ત્યા સુધી તો પહેલીકોટીના મનુષ્યો તેના ગુણોને પણ સદ્ગુણોરૂપે દર્શાવવા અને મનુષ્યોની આગળ પ્રયત્ન કરે છે પણ તે પ્રતિકૂળ થાય છે ત્યારે સદ્ગુણોને પણ દુર્ગુણોરૂપે દર્શાવવાનો પ્રયત્ન કરવામા આવે છે બીજીકોટીના મનુષ્યો પતિપક્ષીઓના સદ્ગુણો અને દુર્ગુણો એ બને દેખે છે અને ઉત્તમોત્તમ કોટીના મનુષ્યો ગમે ત્યા પ્રતિકૂળસયોગોમા પણ સ્વાર્થ વિના સવના સદ્ગુણોને દેખે છે, અને ગાય છે સદ્ગુણોને દેખવાથી અને સદ્ગુણોનુ મનન કરવાથી સદ્ગુણોનો આત્મામા આવિર્ભાવ થાય છ ગુણાનુરાગદષ્ટિ સદાકાલ રહેવી એ પ્રાય. બાલજીવોને માટે દુર્લભ છે, ઉત્તમ પુરૂષો અનેક વિપત્તિયોમાં પણ ગુણાનુરાગદષ્ટિને ધારણ કરે છે અજ્ઞાની જીવો મોહદષ્ટિના યોગે અનેક દોષોને દેખવાનો જ્યા ત્યા વ્યાપાર ધારણ કરે છે જ્ઞાની સન્ત મનુષ્યોની એક ઘડીની સગતિ જે લાભ આપવાને માટે સમર્થ થાય છે તેટલો લાભ કદિ કરોડો અજ્ઞાની જીવોથી મળી શકવાનો નથી વય અને વેષથી કઇ પૂજ્યત્વ પ્રાપ્ત થતુ નથી સદ્ગુણો વિના વય અને લિંગ માત્રથી કઇ પૂજ્યતા પ્રાપ્ત થઇ શકતી નથી સત્ય અને લક્ષ્મીના ધારકો જો વિવેક, વિનય, ગભીરતા, ઉદારતા, દયાળુતા અને ભક્તિ આદિ સદ્ગુણો વિનાના હોય છે તો અન્ય મનુષ્યોને તેઓ અનેક પ્રકારની ઉપાધિ આપવા સમર્થ થાય છે અનેક મનુષ્યોના ભિન્ન ભિન્ન મત દેખીને સહનશીલતા ધારણ કરવી જોઇએ ભિન્ન ભિન્ન મત દેખીને તે તે મત ધારીઓ ઉપર દ્વેષ ધારણ કરવામા આવે છે તો સત્ય ધર્મ પાળનારના મનમા કદિ શાન્તિ થવાની નથી. મતસહિષ્ણુના નામનો ગુણ ધારણ કર્યા વિના દુનિયામા દરેક મનુષ્યોની સાથે સ્યાદ્શાન્તિથી રહી શકાતુ નથી સમ્યક્ત્વની શ્રદ્ધા ધારણ કરીને નયોની સાપેક્ષતાએ મતસહિષ્ણુતા ધારણ કરીને આર્યજીવોને જૈન બનાવવાને માટે યત્ન કરવા જોઇએ

× × × ×

**સવત્ ૧૯૬૮ ચૈત્ર વદિ ૫ શનિવાર તા ૬ એપ્રિલ ૧૯૧૨ વડોદરા**

આ કાલમા સરાગ સયમ છે પ્રશસ્યરાગાદિના સદ્‌ભાવે સરાગ સયમ કહેવાય છે પણ અપ્રશસ્યરાગાદિના સદ્‌ભાવે સરાગ સયમ કહેવાતુ નથી સરાગ સયમના પણ અસખ્યાત ભેદ પડે છે જે રાગ અને દ્વેષ વડે સવર તરફ સન્મુખ થવાય તે પ્રશસ્ય રાગ દ્વેષ કહેવાય છે અપ્રશસ્ય રાગ દ્વેષના પરિણામને પૂરો જાણવા માત્રથી કઇ તેનો નાશ થતો નથી કિન્તુ દેવ ગુરૂ આદિ શુભ આલબનનુ શરણુ કરવામા આવે છે તોજ અપ્રશસ્ય રાગાદિને પ્રશસ્યરાગાદિપણે ફેરવી શકાય છે શુભ નિમિત્તો વિના શુભ ભાવનાની પ્રાપ્તિ થઇ શકતી નથી મનુષ્યે પોતાની ચારે તરફ શુભ નિમિત્તો ગોઠવી દેવા જોઇએ કે જેથી અશુભ પરિણામના સયોગો મળતા છતા પણ શુભપરિણામ ધારણ કરી શકાય આત્માનુ સમ્યગ્‌જ્ઞાન પ્રાપ્ત કરવાથી આત્મામા ઉચ્ચ વિવેક પ્રકટે છે અને તેથી આશ્રવના હેતુઓને પણ સવરપણે પરિણમાવવાની શક્તિ પ્રકટે છે અધ્યાત્મજ્ઞાનની પરિપક્વદશાના તીવ્ર ઉપયોગે આશ્રવના હેતુઓને સવર રૂપે પરિણમાવી શકાય એમ બની શકે ખરુ અનુભવથી જોતા આ બાબતની શ્રદ્ધા આવે છે અધ્યાત્મજ્ઞાનની પક્વદશાનુ અહત્વ માનીને અજ્ઞાનીઓએ આશ્રવહેતુઓ અમને સવરરૂપે પરિણમે છે એમ મિથ્યાવિવાદ કરવો નહિ અનુભવની શાળાના વિદ્યાર્થી બનવુ એ કઇ સામાન્ય બાબત નથી મનુષ્યોને એક અનુભવ ખરેખર ઉત્તરોત્તર અનેક અનુભવોને આપવા સમર્થ થાય છે અન્તરગ અને બાહ્યચારિત્રની પ્રાપ્તિ કરવા પ્રયત્ન કરવો જોઇએ ચારિત્રધારકોએ સરાગતાનો કદિ દુરૂપયોગ કરવો નહિ આત્મસાધ્ય લક્ષ્યમા રાખીને સજ્વલન ક્રોધ, માયા, માન અને લોભને પ્રશસ્યરૂપે પરિણમાવવા જોઇએ આત્માના શુદ્ધધર્મનો ઉપયોગ ધારણ કરીને તેમા રમણતા કરનારને ઉચ્ચ પરિણામની ધારા પ્રાપ્ત થાય છે ગીતાર્થ ગુરૂપર રાગ ધારણ કરવાથી રાગને આત્માના આલબન રૂપમા ફેરવી શકાય છે આત્મારૂપ સાધ્યના રસીયાનુ નિશાન તો વીતરાગદશારૂપ હોય છે વીતરાગ દશાના ઉપયોગીને સરાગસયમ એક પગથીઆ જેવુ છે

## સંવત ૧૯૬૮ ના ચૈત્ર વદિ ૬ રવિવાર તા ૭-૪-૧૨ વડોદરા

જમાનાને અનુસરીને કેટલીક બાબતોમા ફેરફાર થયા કરે છે જમાનાને અનુસરી ગીતાર્થો કેટલીક બાબતોમા ફેરફાર કરે છે અમુક વખતે અમુક સંયોગોને લઇ ફેરફાર થયા કરે છે સાધુઓ અસલના વખતમા મોહપત્તિને કદોરો બાંધતા નહોતા હાલ કેટલાક મુહપત્તિ બાંધે છે શ્વેતવસ્ત્રને બદલે સંવેગીઓ કારણને લઇ પીતવસ્ત્ર ધારણ કરે છે કારણયોગે રજોહરણની સાથે દાંડાનો સંબંધ થયો અમુક સંયોગોની અપેક્ષા કરતા પાત્ર રંગવાની વ્યવસ્થા હાલ જુદી રીતે ચાલે છે અમુક જમાનામા તરપણીને દાખલ કરવામા આવી અમુક સમયથી દાંડાને દોરો બાંધવાની પ્રવૃત્તિ ચાલી દેશ કાલાનુયોગે જ્ઞાન, દર્શન અને ચારિત્રના બાહ્ય કારણોમા સુધારો વધારો થયા કરે છે પહેલા યોગમુદ્રાથી મુનિવરો ઉપદેશ દેતા હતા હાલ તે પ્રમાણે યોગમુદ્રાથી મુનિવરો ઉપદેશ દેતા નથી દ્રવ્ય ક્ષેત્ર કાલ અને ભાવયોગે દરેક ધર્મપંથોમા અમુક બાબતોમા ફેરફાર થયા કરે છે જ્ઞાનીપુરુષો પચ્ચાસ વર્ષ આગળ દેખે છે અને અજ્ઞાનીઓ વ્યવહારને દેખે માને છે તેથી કેટલીક બાબતોના ફેરફારોને લઇ સુધારક અને પ્રાચીન એવા બે પક્ષ પડી જાય છે અને એકેક નયની દૃષ્ટિથી બન્ને વચ્ચે આન્તરિક ભેદ પ્રકટે છે જ્ઞાનીઓ ભૂત અને ભવિષ્યના વર્તમાનમા ઉભા રહીને બન્ને કાલનો વિવેક કરીને વર્તમાન કાલમા ભવિષ્યનુ જીવન રચે છે જૈનાગમોથી અવિરુદ્ધ અને અત્યંત લાભ જેનાથી થઇ શકે એવા આચારો અને વિચારો ખરેખર જ્ઞાની પુરુષો કરે છે અલ્પ હાનિ અને અધિક લાભ જેમા હોય એવા કૃત્યને જ્ઞાની પુરુષો કરે છે વિદ્વાનો વર્તમાન કાલમા આગળ વધવાનો પ્રયત્ન કરે છે ત્યારે અજ્ઞ મનુષ્યો આગળ ચઢવાને માટે પ્રગતિ કરનારાઓને પાછા ખેંચવા પ્રયત્ન કરે છે જ્ઞાની મનુષ્યો તો કાર્ય કરવામા પોતાનો અધિકાર માનીને જમાનાને અનુસરી ધર્મસેવા કર્યા કરે છે અન્ય મનુષ્યો મારા વિષે શુ કહેશે એવો વિચાર જેઓ કરે છે તેઓ સ્વફરજને અદા કરતા નથી અન્ય મનુષ્યોની વાણીરૂપ મોરલીના અનેક વિચારધ્વનિના અનુસારે જે મનુષ્યો નાચ્યા કરે છે તેઓ બાજીગર કરતા અન્ય મહાન્ લાભ પ્રાપ્ત કરી શકતા નથી આત્માની અને ઉત્તમ જ્ઞાનીઓની સાક્ષી મૂકીને અન્યોના અભિપ્રાયો મેળવવા જેઓ ચિત્તમા ઇચ્છા રાખે છે તેઓ જમાનાને અનુસરી સ્વફરજો અદા કરી શકતા નથી

× × × ×

**સંવત ૧૯૬૮ ના ચૈત્ર વદિ ૭ સોમવાર તા ૮-૪-૧૨ વડોદરા**

કોઇપણ પ્રકારની ભાષાના શબ્દોને મગજમા ભરી રાખવાથી કોઇ તત્ત્વજ્ઞાની ગણી શકાતો નથી સંસ્કૃત ભાષાને જાણે એ જ્ઞાની ગણાય અને ગુજરાતી વગેરે ભાષાઓ જાણે અને તેમા ગ્રન્થો લખે એ જ્ઞાની ન ગણાય એવો કઇ નિયમ નથી ગમે તે ભાષાનુ જ્ઞાન કરવામા આવે તો પણ તેથી જ્ઞાનીપણું પ્રાપ્ત થઇ શકતુ નથી ભાષા એ જ્ઞાન રૂપ મનુષ્યના વસ્ત્રો છે જ્ઞાનના સંકેતરૂપ અનેક ભાષાઓ છે જે દેશમા જે કાલે જે ભાષા જીવતી હોય છે તેનાવડે અન્યોને બોધ આપવા માટે ગ્રન્થો વગેરે લખતા લખાવતા પાંડિત્ય કદાપિ ઘટતુ નથી જૈનાચાર્યોએ આજ નિયમને અનુસરી સંસ્કૃત, પ્રાકૃત અને ગુજરાતી વગેરે ભાષાઓનુ અવલંબન લઇને અનેક ગ્રંથો રચ્યા છે કોઇપણ ભાષામા સત્ય તત્ત્વોનો ઉપદેશ દેવો અને કોઇ પણ ભાષામા સત્ય તત્ત્વના ગ્રંથો રચવા એજ પંડિતોનુ ખરૂ પાંડિત્ય છે સંસ્કૃત ગ્રંથોનુ ગુજરાતી વગેરે ભાષાન્તર કર્યા વિના છૂટકો ન થતો હોય તેવા સમયમા સંસ્કૃતભાષાના ગ્રંથો રચીને ફક્ત પાંડિત્ય દર્શાવવાની દૃષ્ટિ રાખવી એ વસ્તુત જોતા યોગ્ય નથી ભાષાઓ સંકેત રૂપ હોવાથી દેશકાલના યોગે અનેક ભાષાઓ પ્રકટી નીકળે છે સર્વ જીવો પ્રાય તે તે દેશ અને કાલાનુસારે જીવતી ભાષામા વિશેષ સમજી શકે છે તેથી તીર્થંકર ભગવન્તો પણ અર્ધ પ્રાકૃત મિશ્રિત ભાષામા ઉપદેશ આપે છે તેથી તેમના કેવલજ્ઞાનને કઇ હાનિ પહોચતી નથી જુની ભાષાઓનુ અને જુની ભાષાઓમા લખાયલા પુસ્તકોનુ સંરક્ષણ કરવુ એ વાત કદિ ભૂલવા યોગ્ય નથી, ભાષાના પાંડિત્યથી અહંકાર કદિ કરવો જોઇએ નહિ મગજરૂપ કોથળામા ભાષાના શબ્દોરૂપ દાણાઓને ભરવા અને સમાવવા માત્રથી કઇ પાંડિત્ય પ્રાપ્ત થતુ હોત તો રેલવે ગાડીઓને પણ પાંડિત્યપદ પ્રાપ્ત થઇ શકે શબ્દોદ્વારા વિવેકજ્ઞાનને પ્રાપ્ત કરીને આત્માના સદ્ગુણો મેળવવા પ્રયત્ન કરવો જોઇએ શુદ્ધ પ્રેમ, મૈત્રી ભાવના ક્ષમા આદિ સદ્ગુણો મેળવાય તો ભાષાની સફલતા ગણાય ભાષાના પાંડિત્યમાત્રથી આત્માની શુદ્ધદશા થતી નથી ભાષા કરતા આન્તરિક સદ્ગુણોની સ્ફુરણાઓ વિશેષ પ્રકારે શોભી શકે છે ગુણોના પાંડિત્ય આગળ ભાષાનુ પાંડિત્ય હિસાબમા નથી

## ૧૯૬૮ ચૈત્ર વદિ ૭ મંગળવાર. તા ૯ મી એપ્રિલ ૧૯૧૨ વડોદરા

દેશમા અનેક સદ્‌ગુણી મનુષ્યો જે કેળવણી વડે જેનાથી ઉત્પન્ન થાય તેજ કેળવણી ઉત્તમ પ્રકારની કહેનાર છે જે દેશમા વિષય વાસનાને ઉત્તેજન મળે એવી કેળવણી આપવામા આવે છે તે દેશની અન્તે અધોદશા થાય છે દયા, ભક્તિ શુદ્ધપ્રેમ વિનય અને સદાચારથી વિમુખ કેળવણીને કેળવણીનુ નામ આપી શકાય નહિ જેનાથી માઠા વિચાર રૂપે મન ન કેળવાય તેમજ જેનાથી ઉત્તમ શબ્દો બોલવાની ટેવ ન પડે અને તેમજ જેનાથી કાયા શુભ કાર્યોમા વ્યાપાર યુક્ત ન થાય તે કેળવણી કથી શકાય નહિ ભાષાજ્ઞાન પૂર્વક લખતા તથા વાચતા આવડે એટલે કેળવણી પામેલા મનુષ્ય ગણાય એમ કોઇએ સંકુચિત અર્થ ગ્રહણ કરવો નહિ સ્વચ્છન્દતાથી પ્રવૃત્તિ કરનારાઓ કેળવણી પામેલા કહી ગણી શકાય નહિ અનેક સદ્‌ગુણો પૂર્વક હૃદયને કેળવવાથી ખરી કેળવણી પામેલો મનુષ્ય ગણી શકાય છે મન વચન અને કાયાના યોગને શુભ માર્ગમા પ્રવર્તાવવાની શક્તિ જે જે અંશે પ્રાપ્ત થાય છે તે તે અંશે સંસ્કારિત ઉચ્ચ કેળવણી કથી શકાય છે કાક અને કુતરાના બચ્ચાઓની પેઠે ઇંગ્રેજી ભાષામા બોલતા આવડયુ એટલા માત્રથી કોઇને કેળવાયલો માની લેવાની ભૂલ કરવી નહિ ઉચ્ચ દયા ભક્તિ સત્ય, શુદ્ધ પ્રેમ, નિરહંકાર પરોપકાર ઉદારભાવ, સમાનવૃત્તિ, દાનવૃત્તિ, બ્રહ્મચર્ય, વૈરાગ્ય, વિવેક અને વિનયથી જેઓ કેળવાતા નથી તેઓ સાક્ષરો ગણાતા હોય છે તો રાક્ષસની વૃત્તિને ધારણ કરી શકે છે સદ્‌ગુણો વિનાની કેળવણીથી બકરીના ગળાના સ્તનની પેઠે પોતાને તથા અન્યોને લાભ પ્રાપ્ત થઇ શકતો નથી કોઇ પણ ભાષાના અક્ષિલના સાક્ષરો થવાથી પણ ઉત્તમ સદ્‌ગુણો વિના પોતાને તથા દુનિયાને આનન્દમય જીવનનો લાભ આપી શકાતો નથી સદ્‌ગુણોની ઉચ્ચ ભાવનાથી મન કેળવાતુ ન હોય તો તે કેળવણીની શક્તિના અન્યોને પીડા આપી શકાય છે ઉચ્ચગુણો વડે આખી દુનિયા સ્વર્ગ સમાન બને, અર્થાત્ આખી દુનિયામાથી વૈર, ઝેર, હિંસા, અસત્ય ચોરી, વિશ્વાસઘાત સ્વાર્થ, ઇર્ષ્યા પ્રપંચ, ક્રોધ માન, માયા, લોભ નિંદા, ધર્મયુદ્ધ, અને અજ્ઞાન, વગેરે દોષો ટળી જાય તેવી કેળવણીનો ફેલાવો કરવાની અત્યંત જરૂર છે સહજાનન્દમય એવા આ તત્ત્વની કેળવણીજ ખરેખર છેલ્લામા છેલ્લી કેળવણી છે આત્માના અનન્ત ગુણો ખીલે એવા પ્રકારનુ ધ્યાન સમાધિરૂપ અભ્યાસ છે તે છેલ્લામાં છલ્લી આધ્યાત્મિક કેળવણી અવ

બોધથી વ્યવહાર અને નિશ્ચય ન થતા જ્ઞાન વડે અધિકાર પરત્વે કેળવણી પ્રાપ્ત કરવા માટે પ્રયત્ન કરવો જોઈએ

× × × ×

## સંવત્ ૧૯૬૮ ના ચૈત્ર વદિ ૮ બુધવાર તા ૧૦ એપ્રિલ ૧૯૧૨ વડોદરા.

વેષ માત્ર પહેરવાથી સાધુઓ બની જતા નથી લોચ કરવાથી વા માથુ મુંડાવા માત્રથી કોઈ પણ સાધુ થઈ શકે નહિ વેષ, આચાર અને ગુણો આ ત્રણ જેઓમા છે તેઓ સાધુઓ કહેવાય છે સાધુઓના સદ્ગુણો જેઓમા છે એવા સાધુઓનું બહુ માન કરવુ સાધુઓના આચારના કેટલાક સૂત્રો અને પક્ષ બાંધવાની શક્તિ થોડી આવી એટલે ગામો ગામ ફરીને અન્ય સાધુઓની નિંદા કરવી અને પોતાનો પક્ષ વધારવો આ કંઈ ઉત્તમ સાધુઓના લક્ષણ નથી કેટલાક જૈન સાધુઓમા હાલ ગુણાનુરાગ દૃષ્ટિપ્રાય. દોષદૃષ્ટિરૂપે પરિણમી ગએલી દેખાય છે તેથી જૈનસાધુઓ સાધુના આચાર મળતા છતા પણ પરસ્પર એક બીજાની હેલના કરી કરાવીને જૈનશાસનની હેલના કરાવે છે કેટલાક એકાન્તક્રિયાવાદિ સાધુઓમા ક્રિયાઓની તકરારો પરસ્પર ચાલ્યા કરે છે અને તેઓ પરસ્પર એક બીજાની અંગત ટીકા કરીને જૈનોમા જૈનેતર વર્ગમા પોતાની મેળે હલકા પડે છે સ્વપક્ષોત્કર્ષ અને પરપક્ષનો અપકર્ષ કરવાની કેટલાક સાધુઓમા અને શ્રાવકોમા જોરશોર વૃત્તિ પ્રકટી નીકળી છે તેથી તેઓ પરસ્પરની અંગત ટીકાઓથી નવરા થતા નથી બ્રિટિશ સરકારના પ્રતાપે હાલ શાંતિનુ સામ્રાજ્ય પ્રકટે છે કેટલાક જૈન સાધુઓની સંકુચિતદૃષ્ટિના લીધે પ્રાય ઘણા જૈનોમા વિક્ષેપના વિચારોનો ફેલાવો થવાથી જૈનસંઘથી મહાન્ કાર્યો થઈ શકતા નથી કેટલાક અસંયતિ પૂજાના પ્રવર્તક ગૃહસ્થો પણ જૈનોમા કલેશની ઉદીરણામા ભાગ લેતા જણાય છે આનુ પરિણામ સાંપ્રતકાલમા પણ કેટલાક જનોમા સાધુઓ પ્રતિ અરુચિભાવરૂપ દેખાવા માડ્યુ છે સાધુઓ પ્રતિ અરુચિભાવ વધવાથી જૈનશાસનને ધક્કો લાગે છે એમ અવલોકાય છે ઘણાં કબૂતરો જે કૂવામા પેસે છે તો કુવો બગડી જાય છે તેમ ઘણી ઘણી ભિન્ન ભિન્નદૃષ્ટિયોથી લડનારા અને એક

બીજાની અદેખાઇથી જૈનસમાજમાં કલેશ કરાવનાર ઘણા સાધુઓ તો એક ગામમાં રહે ને તે ગામના લોકોમાં કલેશ, કુસંપ, અને અરુચિ ભાવ ફેલાવે છે ઘણા મતભેદના ઝઘડાઓમાંથી સંઘનુ અને સાધુઓનુ ન્યૂ છિન્નભિન્ન થઇ જાય છે જૈનસાધુઓનુ આત્મબળ છિન્નભિન્ન થવાથી તેઓ શ્રી મહાવીર પ્રભુની દુકાનમાં મનુષ્યોનો વધારો કરી શકતા નથી હે શાસનદેવતાઓ! તમો જૈનશાસનને ખીલવો મતભેદ ઇર્ષ્યા, નિંદા વગેરેથી જૈનસાધુઓને મુક્ત થવામાં સાહાય્ય કરો ચતુર્વિધ સંઘની શુભ્રો- વડે અભિવૃદ્ધિ થાઓ !

× × × ×

## સંવત્ ૧૯૬૮ ચૈત્ર વદિ ૯ ગુરૂવાર તા ૧૧-૪-૧૨ પાદરા

પાંચ ઇન્દ્રિયોની સાથે મન જોડાય છે ત્યારે ઇન્દ્રિયોથી વિષયનુ ગ્રહણ થાય છે મનને આત્માના શુદ્ધ ગુણોમાં જોડવામાં આવે છે તો બાહ્યની ઇન્દ્રિયોનો વ્યાપાર પ્રવર્તતો નથી આત્માની સાથે યોજાયેલુ મન ખરેખર આત્મિક સુખ પ્રકટાવવા માટે નિમિત્તપણે પરિણમે છે આત્મામાં પરિણામ પામેલુ ભાવ મન ખરેખર બાહ્યના દુ ખ સંયોગોથી દૂર રહે છે આત્મામાં પરિણામ પામેલુ મન વસ્તુત કર્મ બાંધવાને માટે શક્તિમાન્ થતુ નથી કિંતુ મોહાદિ કર્મનો નાશ કરવાને માટે શક્તિમાન્ થાય છે બાહ્ય ઇન્દ્રિયોના વિષયોમાં રાગ અને દ્વેષપણે ભાવ મન પરિણમતુ હોય છે ત્યારે કર્મ બંધાય છે પણ મન ઇન્દ્રિયોના સંબંધમાં રાગ અને દ્વેષ યુક્ત મન ન જોડાય ત્યારે બાહ્ય વિષયો, કર્મ બંધમાં હેતુપણે પરિણમતા નથી રાગદ્વેષના પરિણામથી રહિત એવુ મન તે મોક્ષનુ કારણ છે આત્માના સ્વરૂપમાં રમણતા કરવામાં આવે છે ત્યારે ભાવ ચારિત્ર કહેવાય છે આત્મામાં રમણતા કરતા કરતા આનંદ રસની ઝાંખી અનુભવાય છે તે વખતે ત્રણ ભુવનના બાહ્ય સુખો તૃણમાત્ર ભાસે છે એકવાર આત્માના સુખનો અનુભવ આવે છે તો પશ્ચાત્ દુનિયાના પૌદ્ગલિક સુખની સ્પૃહા છૂટે છે પાંચ ઇન્દ્રિયોની સાથે સ્વાર્થ વિના દુનિયાના શ્રેય માટે મન જોડાય છે, અને પારમાર્થિક કૃત્યો કરાય છે તો નિષ્કામ કર્મ યોગીની દશા પ્રાપ્ત થાય છે પાંચે ઇન્દ્રિયોનો વ્યાપાર થયા વિના તો રહેતો નથી,

ત્યારે કર્મબંધન થાય તેવી રીતે મનને જોડીને કાર્ય કરવામાં આવે તો તેથી દુનિયાની તથા પોતાની ઉન્નતિ સાધી શકાય છે પરમાર્થ વ્યવહારિક કાર્યો કરવામાં તથા આત્માના સદ્ગુણોમાં રમણતા કરવામાં રાગ દ્વેષ રહિત મનની દશા કરવાની ખાસ જરૂર છે પ્રારબ્ધ કર્મને શરીરદ્વારા ભોગવ્યા વિના છૂટકો થવાનો નથી ત્યારે તે વખતે મનની સમાનદશા જળવાઈ રહે એવી ઉચ્ચદશા સેવ્યા વિના કાર્યસિદ્ધિ થવાની નથી લાગણીને દુખવનાર અનેક શબ્દો સાંભળવામાં આવે વા અન્ય તરફથી ઉપસર્ગ કરવામાં આવે તોપણ પારમાર્થિક કાર્યો કરવામાં અથવા આત્મ રમણતામાં મનને બાહ્ય સંયોગોથી અસર થાય નહિ એવી દશા પ્રાપ્ત કર્યા વિના પોતાનું અને દુનિયાનું ભલું કરવા શક્તિમાન્ થઈ શકાતું નથી આત્મામાં ઉંડુ ઉતરી ગયેલું અને ત્યાં સ્થિર થએલું મન ખરેખર અન્તરના આનન્દથી જીવી શકે છે અને તેનું પ્રતિબિંબ જાણે બહિરમાં દેખાતું હોય એવો ભાસ થાય છે, સહજાનંદ રસમાં મનને બોળી દો

× × × ×

## સંવત્ ૧૯૬૮ ચૈત્ર વદિ ૧૦ શુક્રવાર તા ૧૨-૪-૧૨.

નવા યુગનો આરંભકાલ ખરેખર નૂતન વિચારોથી થાય છે દોડતા જમાનામાં મનુષ્યોએ દોડવું જોઈએ, પણ પાછળ પડવું જોઈએ નહિ જુનું તે સારૂં અને નવું તે ખોટું એવી બુદ્ધિ રાખવી નહિ અને તેમજ નવીન તે સારૂં અને જુનું તે ખોટું એમ માનવાની પણ કદિ ભૂલ કરવી નહિ જૂનામાંથી જે જે સારૂં લાગે તે લેવું અને નવીનમાંથી જે સારૂં લાગે તે લેવું, અને અભ્યુદયમાર્ગમાં એક સ્થિર દૃષ્ટિ ધારણ કરીને ચાલ્યા જવું જોઈએ જૂના અને નવા વિચારો માટે પક્ષો ઉભા કરવાની જરૂર નથી નવા અને જૂના વિચારોની તુલના કરવી જોઈએ અને જુના તથા નવા વિચારોને સાંકળના આંકડાઓની પેઠે ગોઠવીને ઉન્નતિક્રમમાં પગલું ભરવું જોઈએ સર્વ બાબતોના વિચારોને અપેક્ષારૂપ આંકડાઓથી ગોઠવીને તેઓની વિચાર સાંકળ બનાવવી જોઈએ આ જમાનો આગળ વધવાનો છે પગ હાથ પગ બાંધીને બેસી રહેવાનો નથી જે બેસી રહે છે તેનું નસીબ પણ બેસી રહે છે અને જે દોડે છે તેનું નસીબ પણ દોડે છે જે-

ઉન્નતિ થાય છે તેનું નસીબ પણ ઉંચુ થાય છે જુના અને નવા વિચારોના મતભેદની સહનશીલતા ધારણ કરીને સર્વ મનુષ્યોએ મળતા આવતા સામાન્ય વિચારોમા ભેગા રહીને કાર્યો કરવા જોઇએ ખુમો પાડવાથી આગળ ગતિ થઇ શકવાની નથી કિન્તુ કાર્યો કરવાથી આગળ જઇ શકાશે જનો જમાનાની પાછળ પાછળ ચાલશે તે આગળ વધેલાના દાસ જેવા ગણાશે જૈનસાધુઓએ પણ અન્ય ધર્મોપદેશકોની અને જમાનાની પાછળ પાછળ ન ઘસડાવું જોઇએ પણ જમાનાની આગળ ચાલવુ જોઇએ જમાનાની આગળ ચાલનારને વર્તમાનકાળમા જૂના લોકો નિંદશે, ભાંડશે તોપણ અંતે તે ભવિષ્યના લોકો માટે પૂજ્ય ગણાશે જૂના અને નવીન વિચારોની કેટલીક બાબતોમા સમ્મિશ્રતા કરીને કાર્યો કરવાની જરૂર છે હાલ જ્ઞાનનો જમાનો છે તેમજ શોધ ખોળનો જમાનો છે સંકુચિત દૃષ્ટિધારકો જો જમાનાને ઓળખશે નહિ અને તેમજ જમાનાને અનુસરી પ્રગતિમાર્ગમા ગમન નહિ કરશે તો પાછળ રહી જશે વિવેકથી અધિક લાભ દેખી જમાનાને અનુસરી ચાલવું જ જોઇએ ભવિષ્યમાં સાધનસંવિધા સુસંગઠન અને જ્ઞાનનો ઉદય વધશે

× × × ×

## સંવત્ ૧૯૬૮ ચૈત્ર વદિ ૧૧ શનિવાર તા ૧૩-૪-૧૨ વડોદરા.

ધર્મનો મૂળપાયો અધ્યાત્મજ્ઞાન છે અધ્યાત્મજ્ઞાનને શિખરે ચઢેલા મનુષ્યો નિત્ય સુખમા સદાકાળ મગ્ન રહે છે શુષ્કતા આનન્દ રહિત રસમય એવુ અધ્યાત્મજ્ઞાન જેઓને પ્રાપ્ત થાય છે તેઓની માનસિક સૃષ્ટિ ખરેખર શુક્લલેશ્યાના યોગે સ્ફટિકરત્નસમાન નિર્મલ બને છે અધ્યાત્મજ્ઞાનમા પરિણમવાથી મનમાંથી કૃષ્ણાદિલેશ્યાઓ ટળી જાય છે જેને અધ્યાત્મજ્ઞાન પ્રાપ્ત થએલું હોય છે તે આત્માની સૃષ્ટિનો વિલાસી બને છે દેવતાઓના વિહાર કરતાં તેનો વિહાર ખરૂ આનન્દમય હોય છે. મૂળ અધ્યાત્મ જ્ઞાનને પ્રાપ્ત કરવાથી સર્વ પ્રકારના દોષો ટાળવાની બુદ્ધિ પ્રકટી રહે છે આત્માની મહત્તાનો આરંભની શરૂઆત ખીલવવાનું કાર્ય જેઓ કરે છે તેઓ સર્વ મનુષ્યો વા સર્વ જીવોના હૃદયમા પ્રવેશ કરીને સર્વ જીવોને પોતાના હૃદયની પાસે લાવીને મહાન્ લાભ આપે છે. અધ્યાત્મજ્ઞાનની પરિણતિ

રૂપણે ઉપદેશ દેવો જોઇએ વિચિત્ર પ્રકારના મનુષ્યોને બોધ કેવી રીતે આપવો તે બાબતનો જે જે ગીતાર્થોને અનુભવ હોય તેમની પાસેથી જ્ઞાન પ્રાપ્ત કરવું જોઇએ બાલજીવોને બાલજીવોના અધિકાર પ્રમાણે તેઓને રૂચે અને સમજણ પડે એવો ઉપદેશ દેવો જોઇએ સભાને ઓળખ્યાવિના ઉપદેશ દેવામાં આવે છે તો તેનું સમ્યગ્ ફલ પ્રાપ્ત થતું નથી કોઇનું ખંડન વા નિંદા વગેરેનો પ્રકાશ ન થાય અર્થાત્ અમુકનામાં અમુક દોષ છે, એમ લોકો નામપૂર્વક નિશ્ચય કરી શકે એવો ઉપદેશ ન દેવો જોઇએ ઉપદેશથી મનુષ્યોનું આકર્ષણ થાય અને તેઓ ધર્મમાં પ્રવૃત્તિ કરી શકે એવી રીતે બોધ દેવો જોઇએ ઉપદેશકોએ પોતાનામાં ગુણો પ્રકટાવવા જોઇએ. બાહ્ય ઉપદેશકોથી અન્યોના હૃદયમાં સચોટ અસર કરી શકાતી નથી વર્તમાનકાળમાં ઘણાં પુસ્તકો વાંચવાથી અને ભિન્ન ભિન્ન ધર્મના ઉપદેશકોની ઉપદેશશૈલીનું નિરીક્ષણ કરવાથી ઔપદેશિક કાર્યમાં વિજય મેળવી શકાય છે માણીધારાના મુનિઓની પેઠે કેટલાક મહાત્માઓ જાહેરમાં આવી શકતા નથી જમાનાને અનુસરીને મનુષ્યોના વિચારોમાં કેવા ફેરફારો થાય છે તે બાબતનો જેઓને અનુભવ નથી તેઓ જમાનાને અનુસરી જૈનધર્મનો ઉપદેશવડે ઘણો ફેલાવો કરવા શક્તિમાન્ થતા નથી જમાનાને અનુસરી વ્યાપારીઓ વ્યાપારમાં ફાવી શકે છે અનેક જાતના વ્યાપારીઓ જો જમાનાના અનુસારે જૂનાની સાથે નવી બાબતોને ગ્રહણ ન કરે તો ખતા ખાય છે, તે પ્રમાણે પૂજ્ય મુનિવરોએ પણ ઉપદેશક શૈલી સંબંધી અનુભવ કરવો જોઇએ

× × × ×

## સંવત્ ૧૯૬૮ ચૈત્ર વદિ ૧૪ મંગળવાર તા ૧૬-૪-૧૨ પાદરા

જ્યાં નીતિના ઉપદેશ પ્રમાણે નીતિનું સદ્વર્તન નથી, તેનો વ્યવહાર તે સત્ય વ્યવહાર તરીકે ગણાતો નથી અનેક મનુષ્યો ઉપદેશ દેવામાં અને વાતો કરવામાં દેવ જેવા લાગે છે પણ તેઓનું વર્તન તપાસવામાં આવે છે તો તેઓ ફક્ત વાણીરસિયાજ માલુમ પડે છે જે વ્યવહારમાં નીતિના સદ્ગુણો હોતા નથી, તેઓ માત્ર વ્યવહાર માત્ર બોલનારા છે જેઓ વ્યવહારને એકાંતે પુષ્ટ કરીને નિશ્ચયધર્મનો તિરસ્કાર કરે છે,

શાસ્ત્રોમાંથી અનેક પ્રકારનું જ્ઞાન પ્રાપ્ત કરી શકાય તેમ છે દુનિયામાં ગુણો અને અવગુણો બે છે અવગુણોને દેખનાર અવગુણો લે છે અને સદ્ગુણોને દેખનાર સદ્ગુણો ગ્રહણ કરે છે આત્મા એજ પરમાત્મા છે એવો નિશ્ચય થતાં હૃદયમાં અદ્ભુત ઉત્સાહ ઉત્પન્ન થાય છે અને તેને આત્મની શુદ્ધિ કરવામાં આવે છે, તે પ્રતિ સારી રીતે પ્રવૃત્તિ કરી શકાય છે આત્મામાં પરમાત્મત્વ સત્તાએ રહ્યું છે તેને પ્રકટ કરવા માટે અસંખ્ય યોગો અર્થાત્ હેતુઓ છે સર્વ જીવોમાં સત્તાએ પરમાત્મત્વ રહ્યું છે માટે કોઇના ઉપર ધર્મના ભેદે દ્વેષ વા ખેદ ન ધારણ કરતાં સર્વ જીવોને તેઓના આત્મામાં રહેલા સદ્ગુણો બતાવવા જોઇએ ગમે તે દર્શનમાં દાખલ થયેલા મનુષ્યો હોય પણ તેઓ આત્માઓ છે તેઓના આત્માઓને શોક ભય, સંતાપ ઉપજે એવી પ્રવૃત્તિ ન કરવી જોઇએ સર્વે આત્માઓને આત્મદૃષ્ટિથી દેખનાર એવો વિશાલદૃષ્ટિધારક મનુષ્ય ખરેખર જૈનદર્શનની વિશાલતાનો લાભ સર્વને આપવા સમર્થ થાય છે જેમ જેમ આકાશમાં ઉચા ચઢવામાં આવે છે, તેમ તેમ પૃથ્વી ઉપર પડેલા ખાડા અને ટેકરાઓ મળી ગએલા લાગે છે તે પ્રમાણે આત્માનું ઉચ્ચ પ્રકારનું અનુભવ જ્ઞાન જેમ જેમ પ્રગટ થતું જાય છે તેમ તેમ પૂર્વે મનાયલા નાના ભેદો અર્થાત્ ઉચ્ચ નીચપણું ભાસતું નથી શ્રીમહાવીરનું ખરેખર ઉત્તમ અધ્યાત્મજ્ઞાનનો બોધ આપીને દુનિયાના મનુષ્યોને ઉચ્ચ બનાવે છે હે સાધુઓ વગેરે જૈનોને આત્મદૃષ્ટિ પ્રાપ્ત કરીને જૈન શાસનની સેવા બજાવી સર્વ જગત્જીવોને પરમાત્માના ભક્તો બનાવવા

× × × ×

## સંવત્ ૧૯૬૮ ચૈત્ર વદિ ૧૩ સોમવાર તા ૧૫-૪-૧૨ પાદરા

વર્તમાનકાલમાં પ્રત્યેક ધર્મવાળાઓની શી શી ઉપદેશ શૈલી થાય છે, તે અવલોકવી જોઇએ ગીતાર્થ મુનિવરને સર્વ પ્રકારની ઉપદેશશૈલી જાણવી પડે છે જમાનાને ગ્રહણ થાય તેવી રીતથી જૈનધર્મની ઉપદેશશૈલી ગ્રહણ કરવી જોઇએ ઉપદેશશૈલીનું જ્ઞાન પ્રાપ્ત કરવું જોઇએ મનુષ્યોને ઉપદેશ દેવાની પદ્ધતિ શીખવાની ખાસ જરૂર છે પૂર્વની ઉપદેશશૈલી અને હાલની ઉપદેશશૈલી એ બેને ભેગી કરીને આગમથી અવિરુ

જોઇ વારવાર આવો ઉત્તમ અવસર તને મળનાર નથી આત્માના શુદ્ધ સ્વરૂપનું શ્વાસોશ્વાસે સ્મરણ કર્યા કર ! હે ચેતન ! આ અસાર સસારમા એક ધર્મ છે તે સારભૂત માનીને તેની પ્રાપ્તિ માટે ક્ષણે ક્ષણે પ્રયત્ન કર્યા કર જ્ઞાન અને સત્તાનો અહકાર કર નહિ કોઇ પણ જીવને પીડા થાય, એવો મન વાણી અને કાયાથી પ્રયત્ન કરીશ નહિ સદ્ગુણો માટે દરરોજ અભ્યાસ કર પોતાનામા રહેલા દોષોને ટાળવા માટે પ્રયત્ન કર ભૂલ્યો ત્યાથી ફરીથી ગણ અગમ એવુ તારૂ સ્વરૂપ અવબોધવાને માટે દરરોજ આત્મચિતન કર્યા કર શ્રી વીતરાગ પ્રભુના સદ્ગુણોની ઉપાસના કરીને જાગ્રત્ રહેવા પ્રયત્ન કર મનમા ઉત્પન્ન થનાર મોહના અધ્યવસાયોને ટાળવા માટે સદાકાલ પ્રયત્ન કર્યા કર રાગદ્વેષના વિકલ્પથી રહિત એવા નિર્વિકલ્પ ચેતન સ્વરૂપનો અનુભવ કરના ધ્યાન કર આત્માના શુદ્ધધર્મનો રસિયો થવાને ઉદ્યમ કર કે જેથી પરરાગાદિભાવની રસિકતા ટળે અને સહજાનન્દ સુખનો ભોગી તુ બની શકે જ્ઞાન, દર્શન અને ચારિત્રની સેવના કરવી તેજ આત્માની સેવા છે બહુ બહુ બોલીને પણ હે ચેતન ! તે પ્રમાણે પ્રવૃત્તિ કરીને આગળ ચલ એક સકલ્પ પણ નકામો જવાનો નથી માટે આત્માના શુદ્ધ સ્વરૂપની ભાવના ભાવ્યા કર હે આત્મન્ ! તારા ગુણોને પ્રકટ કરવાનો આ અમૂલ્ય સમય છે, તેની સફલતા કર

× × × ×

## સવત ૧૯૬૮ ના વૈશાખ સુદિ ૧ ગુરૂવાર તા. ૧૮-૪-૧૨ પાદરા

વક્તા કદમાથી જે શબ્દો કાઢે છે અને તેમા જે જણાવે છે, તેના કરતા ઘણુ તેના હૃદયમા રહી જાય છે લેખક જે કઇ લખે છે, તેના કરતા ઘણુ જ્ઞાન ખરેખર તેના હૃદયમા રહી જાય છે હૃદયમા જેટલા વિચારો કર્યા હોય છે, તેટલા સર્વે શબ્દોદ્વારા બહિર્ આવી શકતા નથી બોલેલા શબ્દો ઉપર અનુમાન કરીને હૃદયના સર્વ આશયોનો આધાર રાખવામા ભૂલ થાય છે હૃદયમા જેટલા વિચારો થયા કરે છે, તેટલા વાણી વડે કથી શકાતા નથી, અને જેટલા વિચારો કહેવામા આવે છે તેટલા લખી શકાતા નથી અનુભવજ્ઞાનવાળુ હૃદય ખરેખર પાતાળીયા કૂવા જેવુ છે તેમાથી વિચાર રૂપ જલ ખૂટતુ નથી મનુષ્યોના હૃદયમા ક્ષણે ક્ષણે અમુક

તેઓ જડ વ્યવહારી અવબોધવા, વ્યવહાર અને નિશ્ચયનયના એકાંત રાગી ભિન્ન રાગી થઇને ખંડનમંડનમાં પડવાથી કંઇ વળવાનું નથી વ્યવહાર અને નિશ્ચયનય એ બે નયોની શ્રદ્ધા ધારીને સત્ય, પ્રમાણિકતા, વગેરે સદ્‌ગુણોથી ઉચ્ચ જીવન બનાવવું જોઇએ કોઇ વ્યવહાર વ્યવહાર કર્યા કરે પણ વ્યવહાર માનીને નીતિના સદ્‌ગુણોથી આત્માને ઉચ્ચ ન બનાવે તો તેનું કંઇ વળવાનું નથી નિશ્ચય નિશ્ચય કર્યા કર પણ જેઓ નીતિ આદિના સદ્‌ગુણોથી પોતાના આત્માને ઉચ્ચ બનાવતા નથી તેઓ નિશ્ચયનયનો એકાન્ત પક્ષ ગ્રહણ કરીને આત્મહિત સાધી શકતા નથી આત્માના સદ્‌ગુણોનો પ્રકાશ કરવામાં પ્રવૃત્તિ કરવાથી મનુષ્ય ખરેખરો આરાધક થઇ શકે છે જે મનુષ્ય સદ્‌ગુણોને ધારણ કરે છે તેનો વ્યવહાર બોલ્યા વિના પણ શોભી શકે છે સત્ય, શુદ્ધ પ્રેમ ભક્તિ, દયા, પરોપકાર વગેરે ગુણોને ખીલવવા પ્રયત્ન કરવો જોઇએ માર્ગાનુસારીના ગુણો ધારણ કરવાથી સમ્યક્ત્વની પ્રાપ્તિ થાય છે માર્ગાનુસારીના ગુણોનું ઠેકાણું ન હોય અને સમ્યક્ત્વ ગુણની આગળનું અભિમાન ધારણ કરવું તે ખરેખર યોગ્ય નથી સર્વ ગુણોની પહેલાં માર્ગાનુસારી ગુણો પ્રાપ્ત કરવાની જરૂર છે પ્રથમ માર્ગાનુસારી ગુણોનો ઉપદેશ દઇ મનુષ્યને યોગ્ય બનાવ્યા બાદ સમ્યક્ત્વાદિ ગુણો માટે આદર કરાવવો

× × ×

### સંવત્ ૧૯૬૮ ચૈત્ર વદિ ૦)) બુધવાર તા. ૧૭-૪-૧૨ પાદરા

ક્ષણભંગુર એવા મનુષ્ય શરીરનો ભરોસો નથી પાણીના પરપોટા જેવી મનુષ્ય જીંદગી છે હજારો વિઘ્નોથી મનુષ્ય જીંદગી ખરેખર ભય યુક્ત છે સંસારની અસારતાનો વિચાર કરવાથી ખરો માર્ગ સુઝે છે આ દુનિયામાં કોઇનું શરીર સદાકાલ રહેતું નથી મરણનો ભય માથે જાણીને પ્રમાદદશાથી મુક્ત થઇને હે ચેતન ! હવે ધર્મની આરાધના કર ધર્મની આરાધના કર ધર્મની આરાધના કર કાલ કરવાનું હોય તે આજ કર એક શ્વાસોચ્છ્‌વાસ પણ તું નકામો ગાળ નહિ મનુષ્ય જીંદગીમાં ધર્મની જેટલી કમાણી કરવી હોય તેટલી કરી શકાય છે જેની કિમ્મત થાય નહિ, એવા મન વાણી અને કાયાના યોગને હે આત્મન્ ! તું ધર્મ વ્યાપારમાં

ત્રેડ વારંવાર આવો ઉત્તમ અવસર તને મળનાર નથી આત્માના શુદ્ધ સ્વરૂપનું શ્વાસોચ્છ્વાસે સ્મરણ કર્યા કર ! હે ચેતન ! આ અસાર સંસારમાં એક ધર્મ છે તે સારભૂત માનીને તેની પ્રાપ્તિ માટે ક્ષણે ક્ષણે પ્રયત્ન કર્યા કર જ્ઞાન અને મનનો અહંકાર કર નહિ કોઈ પણ જીવને પીડા થાય, એવો મન વાણી અને કાયાથી પ્રયત્ન કરીશ નહિ સદ્‌ગુણો માટે દરરોજ અભ્યાસ કર પોતાનામાં રહેલા દોષોને ટાળવા માટે પ્રયત્ન કર ભૂલ્યો ત્યાંથી ફરીથી ગણ અગમ એવું તારું સ્વરૂપ અનુભવવાને માટે દરરોજ આત્મચિંતન કર્યા કર શ્રી વીતરાગ પ્રભુના સદ્‌ગુણોની ઉપાસના કરીને જાગ્રત્ રહેવા પ્રયત્ન કર મનમાં ઉત્પન્ન થનાર મોહના અધ્યવસાયોને ટાળવા માટે સદાકાલ પ્રયત્ન કર્યા કર રાગદ્વેષના વિકલ્પથી રહિત એવા નિર્વિકલ્પ ચેતન સ્વરૂપનો અનુભવ કરતા ધ્યાન કર આત્માના શુદ્ધધર્મનો રસિયો થવાને ઉદ્યમ કર કે જેથી પરરાગાદિભાવની રસિકતા ટળે અને સહજાનન્દ સુખનો ભોગી તું બની શકે જ્ઞાન, દર્શન અને ચારિત્રની સેવના કરવી તેજ આત્માની સેવા છે બહુ બહુ બોલીને પણ હે ચેતન ! તે પ્રમાણે પ્રવૃત્તિ કરીને આગળ ચાલ એક સંકલ્પ પણ નકામો જવાનો નથી માટે આત્માના શુદ્ધ સ્વરૂપની ભાવના ભાવ્યા કર હે આત્મન્ ! તારા ગુણોને પ્રકટ કરવાનો આ અમૂલ્ય સમય છે, તેની સફલતા કર

× × × ×

## સંવત ૧૯૬૮ ના વૈશાખ શુદિ ૧ ગુરુવાર તા. ૧૮-૪-૧૨ પાદરા

વક્તા કંઠમાંથી જે શબ્દો કાઢે છે અને તેમાં જે જણાવે છે, તેના કરતાં ઘણું તેના હૃદયમાં રહી જાય છે લેખક જે કંઈ લખે છે, તેના કરતાં ઘણું જ્ઞાન ખરેખર તેના હૃદયમાં રહી જાય છે હૃદયમાં જેટલા વિચારો કર્યા હોય છે, તેના સર્વે શબ્દોદ્વારા બહિર્ આવી શકતા નથી બોલેલા શબ્દો ઉપર અનુમાન કરીને હૃદયના સર્વ આશયોનો આધાર રાખવામાં ભૂલ થાય છે હૃદયમાં જેટલા વિચારો થયા કરે છે, તેટલા વાણી વડે કથી શકાતા નથી, અને જેટલા વિચારો કહેવામાં આવે છે તેટલા લખી શકાતા નથી અનુભવજ્ઞાનવાળું હૃદય ખરેખર પાતાળીઆ કૂવા જેવું છે તેમાંથી વિચાર રૂપ જલ ખૂટતું નથી મનુષ્યોના હૃદયમાં હાલે હાલે અમુક

નિમિત્ત સયોગે હજારો વિચારો થયા કરે છે તેથી અમુક વખતે થયેલા અમુક અભિપ્રાયને વળગી રહીને તેના હૃદયનો સદાકાલને માટે એક સરખો વિચાર બાંધવો જોઇએ નહિ શુભાશુભ વિચારોના અનુસારે હૃદય ઉચ્ચ નીચ બન્યા કરે છે રાગ અને દ્વેષની તીવ્રતાથી જે વિચારો કરવામાં આવે છે તેના સજજડ સસ્કારો પડે છે તેમજ પૂર્ણ વૈરાગ્યધારાના જોરથી અને પૂર્ણ સમતાના જોરથી જે વિચારો કરાય છે તેની અસર ખરેખર ઉત્તમ થાય છે અને તેથી અનન્ત ભવના બદ્ધ કર્મનો ક્ષય થાય છે શુભ વિચારો વડે મનની ઉજજવલતા કરવામા આવે છે તો કાય યોગ પોતાની મેળે ધર્મકાર્યો કરવામા પ્રવૃત્ત થાય છે મનુષ્યોની પાસે ઘણા કાલપર્યન્ત વસ્યાવિના તેઓના હૃદયની પરીક્ષા થઇ શકતી નથી **સોનુ જોવુ કસી અને માણસ જોવુ વસી** એ નાની સરખી કહેવતની કિંમત થઇ શકતી નથી મનુષ્યના શબ્દોમા તેના હૃદયના આશયો પ્રકટ થાય તેવો સર્વ કહે કાંઇ નિયમ નથી શબ્દોની જાળમા હૃદયને છૂપાવી શકાય છે માટે હૃદયમાં પ્રકટ થતા આશયોને જાણવા ઉત્તમ પુરૂષો પ્રયત્ન કરે છે, અને મુખથી બોલતા શબ્દો અને આશયોનો સારીપેઠે વિવેક કરે છે

× × × ×

## સવત્ ૧૯૬૮ વૈશાખ સુદિ ૨ શુક્રવાર તા ૧૯-૪-૧૨ પાદરા

કેળવાયેલા જૈનોમાં આર્યસમાજીઓની પેઠે ધર્મનો જોઇએ તે પ્રમાણમા જુસ્સો પ્રકટ્યો નથી આર્યસમાજીઓની અને ખ્રીસ્તીયોની પેઠે જૈનો જૈનધર્મના ફેલાવા માટે ચાપતા ઉપાયો જોઇએ તે પ્રમાણમા લેતા નથી હવે તો જમાનાને ઓળખીને જૈનશાસનની ઉન્નતિ અર્થે અત્યન્ત તીવ્રોત્સાહે ઉપાયો આદરવાની આવશ્યકતા છે જૈનશ્વેતામ્બર કોન્ફ્રન્સના ભરવાથી પણ જૈનોમા પ્રગતિના વિચારોની ચર્ચાઓ થવા લાગી છે હાલને હાલ માયનો આરંભ કરીને તેનુ ફલ દેખવાને માટે જે જૈનો વિચાર કરે છે, તેઓ ધર્મની પ્રગતિના કાર્યોનો આરંભ કરીને પશ્ચાત્ મંદોત્સાહી બની જાય છે રાયણના વાવનારની પેઠે ભવિષ્યની પ્રજાને માટે જૈનધર્મની પ્રગતિના કાર્યો આરંભવા જોઇએ જૈન ગુરૂકુલ, જૈનધર્મ

સાહિત્ય સેવા વગેરે કાર્યોનો લાભ ભવિષ્યના મનુષ્યો લેવાના છે અને તે કાર્યો કરવા એ પોતાની ફરજ છે, અને તે અત્ર કર્યા વિના છૂટકો નથી એમ નિશ્ચય કરીને વિવેકપૂર્વક ખરેખર ધર્મ પ્રગતિ કાર્યોમા મડ્યા રહેવાની જરૂર છે, ધર્મસેના એજ જૈનોનુ ઉત્તમ કર્તવ્ય છે દુનિયાના સઘળા મનુષ્યોને જૈનધર્મ ઉત્તમ લાભ આપવા સમર્થ છે માટે આખી દુનિયામા સાર્વભૌમ થવાને માટે જૈનધર્મ લાયક છે આગબોટને ચલાવનારા કેપ્ટનો જો હુશીયાર હોય છે તો આગબોટને ઇચ્છિત સ્થાનમા પહોચાડે છે તે પ્રમાણે જૈનધર્મનો ફેલાવો કરનારા મહાત્માઓ દેશકાલના જ્ઞાતાઓ અને ગીતાર્થો હોય છે, તો જૈનધર્મની અપૂર્વ મહત્તાનો લાભ ખરેખર આખી દુનિયાને આપવા સમર્થ બને છે ધર્મના પ્રવર્તકો પરસ્પર હળીમળીને જૈનધર્મના સામાન્ય ઉપાયોના સિદ્ધાન્તોને ફેલાવવા પ્રયત્ન કરે તો ખરેખર તેનો લાભ આગળના અર્થાત્ ભવિષ્યના મનુષ્યોને પ્રાપ્ત થઇ શકશે અન્યધર્મની ખૂબીઓ કરતા જૈનધર્મના તત્ત્વોની ખૂબીઓ ઉત્તમ છે, એમ જૈનોએ દુનીઆને દેખાડવુ જોઇએ. જૈનધર્મની સેવા કરવાથી પોતાના આત્માની શુદ્ધતા થાય છે માટે સર્વ જૈનોએ હવે જાગ્રત્ થઇ કાર્યમા પ્રવૃત્ત થવુ જોઇએ

× × × ×

## સંવત્ ૧૯૬૮ના વૈશાખ સુદિ ૪ રવિવાર તા ૨૧-૪-૧૨ પાદરા

જૈનશાસનની પ્રભાવના રાખનાર મુનિવરોએ અષ્ટાગ યોગની આરાધના કરવી જૈનશાસ્ત્રોની શૈલી પ્રમાણે પર્વતની ગુફાઓ અને નદીઓના કાંઠામા યોગ્ય વ્યવસ્થાપૂર્વક રહીને આત્માની લબ્ધિયોને પ્રગટાવવા પ્રયત્ન કરવો. સૂરિમંત્ર અને વર્દ્ધમાનવિદ્યા વગેરેની એકાત ગુફા વગેરે પવિત્ર સ્થાનોમા અમુક કાળપર્યંત રહીને આરાધના કરવી હઠયોગના પ્રાણાયામાદિ ભેગ તથા સમાધિવડે મનની સ્થિરતા સાધવાથી ધારેલા કાર્યો સિદ્ધ થાય છે, ત્રાટક વગેરેની પૂર્ણ સાધના કરનારા યોગીઓનો પ્રભાવ ખરેખર અન્ય મનુષ્યો અને પશુઓ ઉપર પણ પડે છે મંત્ર યોગીઓ ખરેખર બ્રહ્મચર્યના પ્રતાપે જૈનધર્મની પ્રભાવના કરવા શક્તિમાન્ થાય છે પણ હઠયોગ વડે મનને તાબામા કરવામા આવે છે તો મંત્રોની સિદ્ધિ

ખરેખર કારણ સામગ્રીયોગે થાય છે આત્મધ્યાન ધરનારા નિસ્પૃહ અને નિર્જન પ્રદેશ સેવનારા યોગીઓ પોતાના આત્માની શક્તિયોને પ્રકટાવે છે અને તેમના સકલ્પો સિદ્ધ થાય છે કેટલાક વર્ષ પશ્ચાત્ યોગવિદ્યા તરફ જૈન મહાત્માઓની આજના કરતા વિશેષ પ્રવૃત્તિ થશે અને જૈન ધર્મની પ્રભાવનામા તેઓ આગળ પડતા થશે બાળબ્રહ્મચારી યોગીઓ આત્મશક્તિયોનો પ્રકાશ કરીને જગતમા દીપતા તારાની પેઠે પ્રકાશ નાખે છે દુનિયામા હવે બ્રહ્મચર્ય તરફ રૂચિ વધશે અને ઉગ્ર બ્રહ્મચર્યધારક મહાત્માઓ બનાવવા બ્રહ્મચર્યની સસ્થાઓ અમુક આકારમા પ્રકટ થશે જૈનોમા પણ તેની ચળવળ થશે અને યુગપ્રધાનનો કેટલાક સમય પશ્ચાત્ પ્રકટભાવ થશે સૂરિમત્ર વર્ધમાનવિદ્યા વગેરેની આરાધના કરવાથી પ્રભાવકશક્તિ ખીલવા માડે છે અને જૈનશાસનની રક્ષા કરી શકાય છે સાધના આદિ ઉદ્યમ વડે જેઓ અનુભવ કરે છે તેઓજ આરાધનાની શ્રદ્ધાને ધારણ કરી શકે છે પૂર્વાચાર્યો મહા સમર્થ પ્રભાવકો હતા માટે તેમના પગલે ચાલીને આત્માની શક્તિઓ પ્રકટાવવાને અને જૈનશાસનની, પ્રભાવના કરવાને સદાકાળ ઉદ્યમશીલ બનવુ

× × × ×

## સવત ૧૯૬૮ વૈશાખ સુદિ ૫ સોમવાર તા ૨૨-૪-૧૨ પાદરા

દયા એ સર્વ ધર્મનુ મૂળતત્ત્વ છે જે ધર્મમાં દયા નથી તે ધર્મ ગણાતો નથી દયારૂપ નદીમા ધર્મરૂપ વનસ્પતિ ઉગી શકે છે ખરેખર વસ્તુતઃ વિચાર કરીએ છીએ, તો દયા વિના અનુભવ પ્રત્યક્ષ કોઇ ધર્મ જણાતો નથી જેવી જૈનદર્શનના સિદ્ધાંતોમા અને આચારોમા દયાની વૃત્તિ દેખવામા આવે છે તેવી અન્યદર્શનોમા દયાની વૃત્તિ દેખવામા આવતી નથી, તેથી જૈનો દયાધર્મીઓના ઉપનામથી દુનિયામા ઓળખાય છે દયાના સિદ્ધાતમા જૈનો જેટલા કોઇ ધર્મવાળા ઉડા ઉતર્યા નથી દયાનો સિદ્ધાત સ્વાભાવિક સ્ફુરણાથી સિદ્ધ થાય છે મનુષ્યને અમુક રીતિએ તથા અમુક અશે દયાની વૃત્તિ પ્રકટે છે, અને તેના અનુભવ સાક્ષના આત્મા પેઠે અન્યની સાક્ષીની જરૂર પડતી નથી નાના બાળકને પણ કોઇ ધર્મમા દાખલ ન થયો હોય તત્પૂર્વે દયાની લાગણી હોય છે આખી દુનિયાના જીવોને દયાની દષ્ટિથી દેખવામા આવે છે ત્યારે

પ્રભુ પદપ્રાપ્ત કરવાને મનુષ્ય અધિકારી બને છે જેઓને દુનિયાના સર્વ જીવો પોતાના આત્મસમાન ભાસે છે, તેઓ કોઇપણ જીવનો ઘાત કરવા ઇચ્છા અને પ્રવૃત્તિ કરે નહિ, એમ બનવા યોગ્ય છે અનંત જીવો સર્વજ્ઞની આજ્ઞા મુજબ દયાને સેવી પરમાત્માઓ થયા, મહાવિદેહમા થાય છે અને ભવિષ્યમા થશે દયા, અનુકંપા આદિ ભાવને પ્રકટાવવા માટે જીવનુ સ્વરૂપ અવબોધવુ જોઇએ વીતરાગ-આગમોનો ફેલાવો કરીને દુનિયામા સર્વત્ર દયાના વિચારો ફેલાવવા જોઇએ જેઓ જીવદયાના પ્રતિપક્ષી બને છે અને દયાનુ ખડન કરે છે, તેઓ ધર્મના પ્રતિપક્ષી બને છે, અને સસારમા અનેક પ્રકારના દુખો પામતા છતા પરિભ્રમણ કરે છે આચારાગ વગેરે સૂત્રોમા જીવદયાનુ સારી રીતે પ્રતિપાદન કર્યું છે શ્રાવક કરતા સાધુના વ્રતો અગીકાર કરવાથી જીવોની અનતગણી દયા કરી શકાય છે સાધુને છકાયના પ્રતિપાલક કહ્યા છે **અહિંસા પ્રથમ ધર્મ** જેઓ કોઇ જીવની હિંસા કરતા નથી તેઓ મુક્ત થાય છે કોઇ પણ જીવને કોઇપણ રીતે પીડા કરવી નહિ, એજ ધર્મનુ મૂળ રહસ્ય છે દુનિયામા ખરેખર ધર્મિઓ દયાના સિદ્ધાન્તને પાળનાર જૈનો ગણાય છે

× × × ×

## સવત્ ૧૯૬૮ વૈશાખ સુદિ ૬ મગળવાર તા ૨૩-૪-૧૨ પાદરા

જૈનશાસનની સેવા કરનારા જૈનોની પ્રશસા કરવાથી તેઓનામા જૈનશાસનની સેવા કરવાની શક્તિ વધે છે જૈનધર્મની પ્રભાવના કરનારાઓની સહાય કરવી અગત વૈરાદિનુ વિસ્મરણ કરીને જૈનશાસનની સેવા કરવા માટે સર્વ જૈનોએ સપીને વર્તવુ જોઇએ જૈનધર્મના ઉપદેશકો અને જૈનધર્મના ગ્રન્થો બનાવીને જૈનધર્મનો ફેલાવો કરનારા મુનિવરો વગેરેની ભક્તિ કરવાથી મહા ફલ પ્રાપ્ત થાય છે જૈનધર્મની સેવામા તીર્થંકરની સેવાનો લાભ મળે છે હવે જમાનાને પહોચી વળવા માટે જૈનધર્મના સિદ્ધાન્તોનો જે જે ઉપાયોથી ફેલાવો થાય તે તે ઉપાયોને હાથ ધરવામાં એક ક્ષણ પણ પ્રમાદ કરવાનો સમય નથી જૈનોએ પોતાની જાત માટે પરસ્પર ક્લેશ વગેરે સહન કરીને પણ જૈનશાસનના કામમા એક્ય સપ ધારણ કરવો જોઇએ. નાતજાતના અને

અગત વગેરે કનેશાની જૈનશાસનના કાર્યોમા કિ જુ। થઇને જૈન શાસનને હાનિ પહોચે તેવી રીતે કરવુ નહિ સાધુઓએ પણ એક બીજાની સામાન્ય મતભેદની બાબતોને આગળ કરીને જૈનશાસનની ઉન્નતિના સામુદાયિક કાર્યોમા કિ વિક્ષેપ નાખવો નહિ ગમે તે ગચ્છના સાધુઓ હોય તોપણ શ્રાવકોએ જૈનશાસનથી ઉનતિના સામુદાયિક કાર્યોમા તેમનાથી દૂર રહેવુ નહિ મોટા નધર્માઓ મુસલમાનો અને ખ્રીસ્તીઓના ધાર્મિક ઉન્નતિના કાર્યોની હરીફાઇમા જૈનોએ કદી પાછળ પડવુ નહિ ગયા પ્રખ તનો શોચ કરવાથી કઇ વળવાનુ નથી વર્તમાનને સુધારવાથી ભવિષ્ય કાળમા જૈનશાસનની ઉન્નતિ થવા કરશે વખતની કિમ્મત નથી જૈન શાસનની ઉન્નતિની ઇચ્છા કરનારનુ મન ખરેખર વિશાલ હોવુ જોઇએ અને તેણે પોતાના ઉપર જે જે આક્ષેપો થતા હોય તે સર્વે જૈનશાસનની ઉન્નતિની ખાતર સહન કરવા જોઇએ મનુષ્યમાત્રનુ ભલુ કરવાની બુદ્ધિ જેનામા પ્રકટે છે તે જૈનશાસનનો પ્રભાવક બની શકે છે જૈન શાસનની તનમનયોગે ઉન્નતિ કરનારાઓને મન વચન કાયાવડે સાહાય્ય આપવી, અને તેઓની પુષ્ટિ કરવી, કે જેથી તેઓને ધર્મકાર્ય કરતા ઉત્સાહ વધે

× × × ×

## વૈશાખ સુદિ ૮ બુધવાર તા ૨૪-૪-૧૨ પાદરા.

ગ્રન્થો અને સામાન્ય લેખો લખવા જોઇએ મૂલભાષામા ગ્રન્થો અને સામાન્ય લેખો લખવાથી મનુષ્યોના ઘણા ભાગને તેથી લાભ મળતો નથી કોઇપણ ગ્રંથ વા લેખ વાચવાથી વાચકના હૃદયમા સચોટ અસર થાય તેજ રીતિને અનુસરીને અધુના પ્રવૃત્તિ કરવી જોઇએ જે વિષયને ગ્રંથમા પ્રતિપાદન કરવો હોય તે વિષયનુ લેખકે પ્રથમ પૂર્ણ જ્ઞાન કરવુ જોઇએ પ્રગતિના વિચારો વડે યુક્ત એવા ગ્રન્થો અને લેખો લખવાની જરૂર છે ગુણો ઉપર રુચિ કરાવે અને દોષોનો ત્યાગ કરવા માટે મનમા વિદ્યુતની પેઠે અસર કરનાર એવા ગ્રંથો અને સામાન્ય લેખોનો દુનિયામા ફેલાવો કરવાની અત્યત જરૂર છે વર્તમાનમા ભવિષ્ય રચવાની શક્તિ સપ્રાપ્ત થાય એવા પુસ્તકો જેઓ રચે છે, એવા લેખકો ને કવિયોને સદાય

આપવાની જરૂર છે વ્યભિચાર, પ્રપંચ, મોજશોખ અને અવિવેકતા વગેરે દુર્ગુણોને ઉત્પન્ન કરનારા પુસ્તકો રચવાથી દુનિયાને અવનતિના ખાડામા ઉતારી શકાય છે હિંસા જુઠ, ચોરી, વ્યભિચાર, છળ, વિશ્વાસઘાત, વૈર, અહંકાર અને સ્વચ્છંદતાને વધારનારા પુસ્તકો અને લેખો લખવાથી દેશનુ વા કોમનુ કલ્યાણ થઇ શકતુ નથી જે ભાષાને મનુષ્યો બાલ્યાવસ્થાથી બોલતા હોય એવી ભાષામા ગ્રથો વા લેખો લખવાથી લાખો અને કરોડો મનુષ્યો ઉપર વિચારોની અસર કરી શકાય છે શ્રી તીર્થંકરો અને આચાર્યોએ આવી ઉત્તમશૈલીને અનુસરી જીવતી ભાષામા ઉપદેશ અને ગ્રથ લખવાનો પ્રયાસ કર્યો છે પ્રગતિમાર્ગ તરફ મનુષ્યોનુ ધ્યાન ખેચાય અને જૈનાગમોથી અવિરૂદ્ધ એવા અને પ્રત્યેક મનુષ્યના સ્વાધિકારને જણાવનાર ગ્રથો લખી છપાવીને તેનો સર્વત્ર ફેલાવો કરવો જોઇએ ધાર્મિક ગ્રથોના રહસ્યોનો જગતમા ફેલાવો કરવાની જરૂર છે દુનિયામા સર્વ પ્રકારનુ જ્ઞાન કરવાની આવશ્યકતા છે સર્વ પ્રકારનુ જ્ઞાન કરતા ઉત્તમ વિવેક પ્રગટી શકે છે મનુષ્યોએ પોતાની ઉન્નતિમા સહાયકારી ગ્રથોને અવશ્ય વાચવા જોઇએ શારીરિક, વાચિક, માનસિક અને છેવટમા છેવટની આત્મિક ઉન્નતિ છે અધ્યાત્મ ગ્રથોના પરિશીલનથી આત્મિક ઉન્નતિ થાય છે

× × × ×

## સવત્ ૧૯૬૮ વૈશાખ શુદિ ૯ ગુરૂવાર તા૦ ૨૫-૪-૧૨ પાદરા.

સર્વધર્મનુ મૂળ વિનય છે વિનય વિના શ્રી સદ્ગુરૂની ઉપાસના થઇ શકતી નથી, અને વિનય વિના સદ્ગુરૂ પોતાના અત કરણથી ગુપ્ત વિદ્યાઓ આપતા નથી ગમે તેવો મનુષ્ય વિદ્વાન્ હોય અને લાખો મનુષ્યો તેને માનતા હોય તો પણ તે ઉચિત વિનય વિના શોભાને ધારણ કરી શકતો નથી લૌકિક અને લોકોત્તર બે થી વિનયનુ સ્વરૂપ અવબોધીને જેજે સ્થાને જે જે પ્રમાણે વિનયની આચરણા કરવી ઘટે તે તે સ્થાને તે તે પ્રમાણે વિનયની આચરણા આચરવી જોઇએ લોકોત્તર ગુણવતોનો વિનય કરવાથી તીર્થંકર પદની પ્રાપ્તિ થાય છે વિનય કરતી વખતે પ્રશસ્ય પરિણામનો પ્રવાહ વધે છે અને હૃદયમા લઘુતા ઉત્પન્ન થાય છે, તેથી જ્ઞાનાવરણીય કર્મનો ક્ષય થાય છે, અને તેમજ પુણ્યબધ થાય છે સમ્યક્ત્વવત જીવ

વિનયનો આચાર સેવતો છતો ઘણા કર્મની નિર્જરા કરે છે, અને અનેક મનુષ્યોના પ્રેમને મેળવી શકે છે, વિનયી શિષ્ય પોતાના સદ્ગુરૂની કૃપા મેળવવાને સમર્થ બને છે, અને તેની ગુરૂ પોતાના પાસે જે જે હોય છે તેને આપવા માટે ઉત્સુક બને છે વિનયહીન મનુષ્યો કોશ્વાનની કૂતરીની પેઠે જ્યા જાય છે ત્યા હડધૂત થાય છે અને તેમના ઉપર ગુણીપુરૂષોનું બહુ માન રહેતુ નથી મન વાણી અને કાયાથી જેઓ સમ્યગ્રીત્યા વિનયનુ આરાધન કરે છે તેઓ સંસારસમુદ્રને તરી જાય છે જેઓ શ્રી સદ્ગુરૂનો વિનય સેવતા નથી અને ગુરૂનો અવિનય કરે છે તેઓ આ ભવમા પણ ખરી શાન્તિ અને મહાનન્દને પ્રાપ્ત કરી શકતા નથી સર્વ આચરણાઓમા વિનયસમાન કોઇ ઉત્તમ આચરણા નથી જૈનાગમોમા વિનયની જેમણે ઠેકાણે ઉત્તમતા દર્શાવી છે તે પ્રમાણે વિનય ગુણને જે આચારમા મૂકવા મનુષ્યો પ્રયત્ન કરે તો ગુણોનુ ધામ બને એમ કહેવામા કાઇ આશ્ચર્ય અવબોધાતુ નથી ઉત્તમ શુદ્ધપ્રેમના જેઓ ઉપાસકો છે તેઓ ઉત્તમ વિનયગુણને સેવી શકે છે દ્રવ્ય વિનય અને ભાવ વિનયનુ સ્વરૂપ અવબોધીને વિનય ગુણ પ્રાપ્ત કરવા પ્રયત્ન સેવવો જોઇએ

× × × ×

## સંવત્ ૧૯૬૮ વૈશાખ શુદિ શુક્રવાર તા ૨૬-૪-૧૨ પાદરા.

અધ્યાત્મજ્ઞાન, તીવ્ર જ્ઞાન ગર્ભિત વૈરાગ્ય, સહજ સમાધિની પરિણતિ અને ચિત્તમા વિકલ્પ સંકલ્પ ન પ્રકટે એવા ધ્યાન યોગ્ય સાધનો હોય, શરીર નિરોગી હોય, બે ત્રણ અધ્યાત્મજ્ઞાની અને પ્રમાદથી દૂર રહેનારા ઉત્તમ આચારશીલ શાન્ત, સાધુઓની સંગતિ હોય તો આત્માની ઉચ્ચ પરિણતિની વૃદ્ધિ થયા કરે એમા કઇ આશ્ચર્ય નથી અ૫ ઉપાધિ હોય, આત્માર્થી અને જ્ઞાની અને તેમજ અપ્રમત્ત દશાના અભિલાષી એવા મનુષ્યોનોજ માત્ર પરિચય હોય તેમજ ગામની બહાર રહેવાનુ નિર્જન અને ઉપાધિ રહિત સ્થાન હોય તેમજ જ્યા રહેવાથી આત્માના સ્વરૂપમાં રમણતા થતી હોય તેમજ જ્યાં રહેવાથી જ્ઞાન-ધ્યાનની વૃદ્ધિના સાધનો પરિપૂર્ણ મળતા હોય અને તેમજ દ્રવ્યાનુયોગના તથા અધ્યાત્મના ત્રણચાર મારા મંથો હોય તો સાધુઓમા તે વાચીને આત્માની શુદ્ધ પરિણતિ

અમુક ગુણસ્થાનકના હદ વાળી કરી શકાય છે સાધુ અવસ્થામા બહુ શ્રુત દશા પ્રાપ્ત કરીને ઉપર્યુક્ત સામગ્રીનો સયોગ પ્રાપ્ત કરવામા આવે તો આત્મ સુખની પ્રતીતિનો અનુભવ સારી રીતે પ્રાપ્ત કરી શકાય છે, તેમા કોઇ પ્રકારની શકા નથી આત્માર્થી સાધુને છેવટ આવી ઉત્તમ અવસ્થા ઇચ્છવા યોગ્ય છે સાધુના આચાર સચવાતા હોય અને આત્માનો સહજ આનદ જે સામગ્રીથી અનુભવાતો હોય તેવી સામગ્રીની પ્રાપ્તિ થાઓ સદાકાલ વ્યવહાર અને નિશ્ચયનય પૂર્વક સમાધિ દશાને ઇચ્છવામા આવે છે જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ અને વીર્ય એ પચ આચારનુ સમ્યગ્રીત્યા આરાધન થાઓ આત્માની પરમાત્મતા પ્રકટ કરવા માટે સદાકાલ આત્માના શુદ્ધ ધર્મનુ સ્મરણ થયા કરો આત્માની શક્તિઓ પ્રતિદિન વિશેષ ખીલે એવા સાધનોની પ્રાપ્તિ થાઓ જે જે ભાવવડે રાગદ્વેષની પરિણતિ મદ પડે અને આત્માની શુદ્ધ પરિણતિ સમ્મુખ થવાય તે તે ઉપાયોની પ્રાપ્તિ થાઓ સતત ધ્યાન ધારાનો પ્રવાહ ચાલ્યા કરે એવી પુષ્ટ સામગ્રી મળો આચારો અને વિચારોની શુદ્ધતામા ક્ષણે ક્ષણે વૃદ્ધિ થાઓ, એમ ઇચ્છુ છુ ધ્યાન અને સમાધિમા આયુષ્યનો ઘણો ભાગ જાય અને ધર્મના ઉપદેશાદિક કાર્યોમા બાકીનુ વહો, એમ ભાવના ભાવુ છુ

× × × ×

## સવત ૧૯૬૮ વૈશાખ શુદિ ૧૧ શનિવાર તા ૨૭-૪-૧૨ ઉમેટા

જ્ઞાનરૂપ દીપવડે આત્મારૂપ ઘરમા રહેલી ઋદ્ધિને દેખવી જોઇએ જે યોગી હોય છે તે આન્તરિક લક્ષ્મીને પ્રાપ્ત કરવા પ્રયત્ન કરે છે આત્મા પ્રસન્ન હોય છે, ત્યારે સદ્ગતિ થાય છે, અને આત્મા પ્રતિ આત્મા અપ્રસન્ન હોય છે ત્યારે દુર્ગતિ થાય છે માટે આત્માવડે આત્માનુ ધ્યાન ધરવુ જોઇએ સર્વતીર્થને પૂજીને સર્વતીર્થરૂપ બનનાર આત્મા શરીરમા રહેલો છે એવા આત્મારૂપ તીર્થના દર્શન કરવા જોઇએ સત્વ, રજો અને તમો ગુણાતીત આત્માનુ શુદ્ધ સ્વરૂપ છે આત્મારૂપ દેવ વસ્તુત સાત ધાતુથી રહિત છે પોતાના જ્ઞાનાદિ ગુણમા રમણ કરનાર આત્મા પોતે દેવ બને છે મતો પરૂપ અમૃતમા મગ્ન રહેનાર અને જેને શત્રુ મિત્ર સમ છે, એવા તથા શાતા અને અશાતાને સમભાવે વેદનાર રાગદ્વેષથી પરાડ્મુખ અને આત્મજ્ઞાન વડે બાહ્ય સાસારિક કલેશોને ભૂલનાર એવા પૂજ્ય મહાત્માઓ મોક્ષ પ્રાપ્ત કરે છે

શુદ્ધસ્ફટિકસમાન સર્વજ્ઞગુણ વિભૂષિત અને પરમાત્મકતાયુત એવા આત્માને મનુષ્યોએ ધ્યાવવો જોઇએ આત્મતત્ત્વનુ જ્ઞાન કર્યા બાદ હોમ વગેરે હિંસામય પ્રવૃત્તિને સુજ્ઞ મનુષ્યો કરતા નથી આત્મજ્ઞાન એ પરમતીર્થ છે, પણ નદીનુ જલ કઇ તીર્થ ગણાતુ નથી નદીઓના કાઠે શુદ્ધ હવા હોય છે તેથી એકાન્ત સ્થાનમા યોગીઓ ત્યા આત્મધ્યાન ધરે છે અને પરમ સ્થિરતાનો અનુભવ કરે છે વ્યાવહારિક ધર્માચારોને આચરીને આત્માના ગુણો પ્રકટાવવા માટે સતો પ્રયત્ન કરે છે આત્મજ્ઞાન તેજ પરમશૌચ છે તે વિના અન્ય પૌદ્ગલિક વસ્તુઓ વસ્તુત શૌચરૂપ ગણાય નહિ કાયામા રહેતા આત્માને કાયારહિત ધ્યાવવો અને આત્માના શુદ્ધ ધર્મમા મનને સ્થિર કરી દેવુ अहं निरञ्जनो देव, सर्वलोकाग्रमाश्रित । इति ध्यान सदा ध्यायेदक्षयस्थानकारण ॥ હુ નિરજન દેવ છુ સર્વ લોકના અગ્રભાગે આશ્રિત છુ એવુ ધ્યાન સદા ધ્યાનીએ ધ્યાવવુ જોઇએ અક્ષય સ્થાનનુ કારણ ધ્યાન છે પવન સ્થિર થાય છે ત્યારે મન સ્થિર થાય છે આવી હઠયોગની પ્રક્રિયાનુ રહસ્ય અનુપ્રેક્ષણીય છે મનની સ્થિરતા માટે યોગાભ્યાસની જરૂર છે જેમ જેમ મનનો બાહ્ય વ્યાપાર ટળે છે, તેમ તેમ મોહના સ્થાનક વિલય પામે છે, માટે મનોવ્યાપારની બાહ્ય પ્રવૃત્તિ ટાળવા સદાકાલ અભ્યાસ કરવો આત્મામા લાગેલુ અને વિષયથી છૂટી ગયેલા મનથી ઉન્મનીભાવ પ્રાપ્ત થાય છે ધ્યાતા અને ધ્યેયનુ ઐક્ય થતા આત્મા સમરસી ભાવને પ્રાપ્ત કરે છે યોગદીપમાલા सोम सूर्यद्वयातीत, वायुसञ्चारवर्जितम् । सङ्कल्परहित पर ब्रह्म निगद्यते ॥ આત્મજ્ઞાનવડે આત્માનુ શુદ્ધ ધ્યાવતા મનની ચચલતા ટળે છે

× × × ×

## સવત્ ૧૯૬૮ વૈશાખ શુદિ ૧૨ રવિવાર તા ૨૮-૪-૧૨ આકલાવ

મન સાધ્યુ તેણે સર્વ સાધ્યુ જેણે મન વશ કર્યું તેણે ત્રણલોક વશ કર્યો એમ કહેવાય છે ક્ષણે ક્ષણે મનમા અનેક વિચારો પ્રકટે છે અને પુન લય પામે છે મનમા વ્યાધિ ઉત્પન થતા શરીરનુ યત્ર બગડે છે મનમા અનેક પ્રકારના ચિતાના વિચારો કરવાથી કેટલાક રોગો ઉત્પન્ન થાય છે મનરૂપ પારાને બરાબર મારી જાણે છે, તે મોક્ષમાર્ગ રૂપ આકા

શમા ઉડવાને સમર્થ થાય છે આત્મજ્ઞાનનો પરિપકવ અનુભવ થયા વિના મનની ચચલતાને ટાળવા કોઇ સમર્થ થઇ શકતો નથી આકાશની સાથે અનેક તોપો વગેરેથી લડવુ તેની બરોબર મનને તાબે કરવાનુ કાર્ય છે આત્માના તાબામા ન આવેલુ એવુ મન પોતાની ઇચ્છા પ્રમાણે ભટકયા કરે છે )મનને ઇચ્છાના કીડાના દર જેટલો માર્ગ આપવામા આવે છે તો તે ધીમે ધીમે આકાશ જેટલો ઇચ્છા માર્ગ કરી દે છે મનને ગાળો દેવાથી વા તેની નિંદા કરવા માત્રથી કઇ તે આત્માના વશમા આવતુ નથી મનને વશ કરનારા ખેલાડીઓ કે જેને યોગીઓ કહે છે, તેઓ ધીમે ધીમે આત્મજ્ઞાન વડે મનને વશ કરવા યુક્તિઓ રચ્યા કરે છે, અને મનને અતરમા હળવે હળવે ચોટાડે છે, પશ્ચાત્ તેઓ મનને રાજયોગવડે નિર્વિષ બનાવે છે રાગ અને દ્વેષરૂપવિષથી રહિત મન કરવાને માટે સર્વજ્ઞોએ સર્વ જીવોના ભિન્ન ભિન્ન અધિકાર જાણીને અધિકારભેદે અનેક ઉપાયો દર્શાવ્યા છે જલના કલ્લોલોની શાતિ થતા સરોવરમા જેમ ચદ્રનુ પ્રતિબિબ પડે છે, તેમ મનમા ઉઠતા રાગ-દ્વેષના અધ્યવસાયરૂપ કલ્લોલો શમતા મન રૂપ માનસ સરોવરમા આત્માનુ ધ્યાન પ્રકટે છે, અને તેથી આત્માનુ દર્શન ખરેખર આત્મા પોતે કરે છે જે ચમત્કારો દુનિયામા ગુપ્ત રહેલા છે, તે સર્વનુ જ્ઞાન કરવુ હોયતો યોગવિદ્યાનો અભ્યાસ કરીને મનને આત્માના વશમા કરવુ મનને વશ કરીને યોગીઓ અનેક પ્રકારના ચમત્કારો કરી બતાવે છે આર્યાવર્તમા મનને વશ કરવાનો અભ્યાસ કરનારા ઘણા મુનિવરો ઉત્પન્ન થાઓ

× × × ×

## સવત ૧૯૬૮ વૈશાખ શુદિ ૧૩ સોમવાર તા ૨૯-૪-૧૨ આંકલાવ

સમ્યગ્જ્ઞાન, દર્શન અને ચારિત્રના નિમિત્ત હેતુઓનુ આલબન લેવુ. નિમિત્તવાસી આત્મા છે એ વાત કદાપિ ભૂલવા યોગ્ય નથી નિમિત્ત પામીને જીવ પાછો શુભમાર્ગમા આવે છે દિવસમા અનેક શુભ અને અશુભ નિમિત્તોનો સયોગ પ્રસગોપાત્ત થયા કરે છે અશુભ આલબનથી આત્માની પરિણતિ બગડે છે પ્રસન્નચદ્ર-રાજર્ષિએ દૂતના શબ્દો સાભળીને અશુભ ધ્યાન ધર્યુ અને પોતાના મસ્તકનો મુકુટ મારવા માટે

મસ્તકપર હાથ મુક્યો ત્યારે હુ સાધુ છુ એમ ભાન આવતા દુર્ધ્યાનનો પશ્ચાત્તાપ કરી શુભ ધ્યાન ધરવા લાગ્યા, અને તેથી શુકલધ્યાનમા પ્રવેશ કરીને કેવળ પામ્યા ભવદેવ મુનિ થયા બાદ સ્ત્રીના રાગથી પોતાના ઘેર ગયા અને તેમની સ્ત્રીએ તેમને પ્રતિબોધ આપીને પુન ચારિત્રમા સ્થિર કર્યા ગચ્છમા રહેલ સ્થવિર મુનિના આલબનથી પડતા પરિણામને પામેલા લઘુ શિષ્યો પણ ચારિત્રના ચડતા પરિણામને ધારણ કરે છે શુભા લબન પામીને ચડકૌશીયા સર્પે સ્વર્ગગતિની પ્રાપ્તિ કરી ગૌતમાદિ વિપ્રો, શ્રીવીરપ્રભુનુ નિમિત્ત પામીને ચારિત્રમાર્ગ અગિકાર કરી ગણધર પદવી પામ્યા બ્રહ્મચર્યની નવવાડ શાસ્ત્રોમા બતાવી છે તેનુ કારણ પણ એ છે કે નવવાડના આલબનવડે કામના વિકારોથી દૂર રહી શકાય છે અશુભ હેતુરૂપ આલબનોથી આત્માની અશુદ્ધ પરિણતિ થાય છે, માટે શાસ્ત્રોમા સદ્ગુરુ આદિ શુભ આલબનો સેવાનુ દર્શાવ્યુ છે પુષ્ટ એવા શુભ આલબનોના અત્યત સબધમા રહેવાથી અશુભ રાગાદિ શત્રુઓનો ભય અને તેઓનુ પ્રાબલ્ય ટળે છે, રાગદ્વેષનો જે જે આલબનો સેવાથી ક્ષય થાય તે તે આલબનોને સેવવા સદાકાળ ભવ્ય જીવોએ પ્રયત્ન કરવો જોઇએ જેની સગતિ કરવાથી આત્મા પ્રતિદિન અશુભ એવા રાગદ્વેષાદિ પરિણામમા લયલીન થતા જાય તેને અસત્ સગત કહેવામા આવે છે સદ્ગુણી મનુષ્યોનુ આલબન સેવાથી આત્માની પરિણતિ સુધરે છે અને અશુભ વિચારોથી આત્મા પ્રતિદિન વિરામ પામે છે

× × × ×

## સવત્ ૧૯૬૮ વૈશાખ શુદિ ૧૪ મગળવાર તા ૩૦-૪-૧૯૧૨ બોરસદ

જૈનધર્મમા દાખલ થનાર મનુષ્યોને સર્વ પ્રકારની શક્તિથી ખૂબ ઉત્તેજન આપવુ જોઇએ નવીન જૈનો બનાવવાને માટે જૈનોએ એક સમાજ સ્થાપીને ચાપતા ઉપાયો યોજવા જોઇએ મનુષ્યો સહેલાઇથી તત્ત્વોનુ જ્ઞાન પ્રાપ્ત કરી શકે એવા જૈનધર્મના પુસ્તકોનો મફત ફેલાવો કરવો જોઇએ ગામે ગામ અને ગામોગામ જૈનધર્મમા અન્ય મનુષ્યોને લાવી શકે એવા ક્ષ ભાષણકર્ત્તાઓને મોકલવા જોઇએ નવીન જૈનો બનાવવા માટે અને જૈનધર્મમા દાખલ થયેલાઓની વ્યવસ્થા કરવા માટે એક મોટુ

ફંડ એકત્રુ જોઇએ સાધર્મિક વાત્સલ્યને માટે ઉઘાડેલા ફંડનો ઉપયોગ જૈનોને સહાય કરવામા થવો જોઇએ નવીન જૈનોને બનાવવા માટે જે ફંડની યોજનાઓ યોજવાની હોય તે પહેલા આર્ય અને ખ્રીસ્તીઓના ફંડની યોજનાનો અનુભવ લેવો જોઇએ જૈનધર્મના આચારો અને વિચારોની ઉત્તમતા જણાવે એવા વર્તમાનકાળ જમાનાને અનુસરી જે જે લેખકો, પુસ્તકો લખતા હોય તેઓને સહાય આપવી જોઇએ, તથા તેઓની ભક્તિ કરવી જોઇએ જૈન સાધુઓ જાહેરમા ધર્મોપદેશ આપે એવી પ્રેરણા થવી જોઇએ અને તેઓને ધર્મોપદેશ આપવા અત્યંત ઉત્સાહ પ્રગટે એવા સંયોગો મેળવી આપવા જોઇએ પૂર્વકાલની પેઠે જૈનોએ ધર્મ પ્રચારક હેતુઓને પુન વધાવી લઇ જૈનશાસનની ભક્તિ કરવાને કટિબદ્ધ થવુ જોઇએ જૈનશાસનની સેવા કરનારા જૈન બંધુઓના હૃદયમા પ્રતિદિન અધિક ઉત્સાહ પ્રકટે એવા ઉપાયોને જૈનોએ આદરવા જોઇએ જૈનોના ઉપર પ્રેમ હોય છે તેનામા જૈનશાસનની ભક્તિસેવા હોય છે એમ અવબોધવુ જોઇએ જૈનોની સેવા કરનારાઓ જૈનશાસનની વસ્તુત સેવા કરે છે જૈનધર્મની ઉન્નતિ કરનાર એવી જૈનસભાઓને ઉપયુક્ત બાબતમા જોડી દેવી જોઇએ

× × × ×

### સંવત્ ૧૯૬૮ વૈશાખ શુદિ ૧૫ બુધવાર તા. ૧-૫-૧૨ બોરસદ

> कश्चिच्छुभोऽपि विषय, परिणामवशात् पुनर्भवत्यशुभ ।
> कश्चिदशुभोऽपि भूत्वा, कालेन पुन शुभीभवति ॥ ४९ ॥ प्र० र
> कारणवशेन यद्यद्, प्रयोजन जायते यथा यत्र ।
> तेन तथा त विषय शुभमशुभ वा प्रकल्पयति ॥ ५० ॥ प्र र
> अन्येषा यो विषय, स्वाभिप्रायेण भवति पुष्टिकर ।
> स्वमतिविकल्पाभिहता, स्तमेव भूयो द्विषत्यन्ये ॥ ५१ ॥ प्र र

ભાવાર્થ —કોઇ પણ શુભ વિષય ( પદાર્થ ) પરિણામવશથી પુન અશુભ થઇને કાલાંતરે શુભ પણ પુન થાય છે કારણવશે જ્યા જે પ્રમાણે જે જે પ્રયોજન ઉત્પન્ન થાય છે, તે વડે તે પ્રમાણે તે તે વિષયને શુભા

અશુભ સંકલ્પે છે અન્યોને જે વિષય પોતાના અભિપ્રાયવડે પુષ્ટિકર થાય છે, તેના પર સ્વમતિવિકલ્પવડે અભિહત મનુષ્યો ખૂબ દ્વેષ કરે છે બાલ પદાર્થોમાં શુભત્વ આ અશુભત્વની કલ્પના કરતો નથી પર વસ્તુમાંથી શુભત્વ અને અશુભત્વનો અધ્યાસ ટળી જવો એ કાઇ સામાન્ય કાર્ય નથી. ઉત્તમ જ્ઞાનની પરિપક્વ દશા થતા બાહ્યભાવોમા શુભ વા અશુભની કલ્પના થતી નથી, અને તે પદાર્થોના સબધમા આવ્યા છતા પણ તેમા લેપાયમાનપણુ થતુ નથી તત્ત્વજ્ઞાનીઓને વસ્તુ સ્વરૂપ આ પ્રમાણે ભાસે છે આવી દશા પ્રાપ્ત કરવાની ઇચ્છાવાળા જીવોએ પ્રથમ પ્રત્યેક પદાર્થોમા શુભાશુભત્વ કલ્પાય છે તે કયા કયા દ્રવ્ય, ક્ષેત્ર, કાલ અને ભાવથી કલ્પાય છે તથા તેમા શુભાશુભત્વની કલ્પના કયા કયા કારણોથી મનુષ્યો વગેરે કરે છે તે સબધી ઉડા ઉતરીને વિચાર કરવો જોઇએ વ્યવહાર અને નિશ્ચયનયથી પદાર્થોનુ સ્વરૂપ વિચારવુ જોઇએ અને હેય, જ્ઞેય, તથા ઉપાદેયનો વિચાર કરીને વિષયોના નિમિત્તો વડે જે જે શુભાશુભ કલ્પનાના વિકારો ઉઠે છે તેનો નાશ થાય એમ પ્રવર્તવુ

× × × ×

## સંવત્ ૧૯૬૮ વૈશાખ વદિ ૧ ગુરૂવાર તા ૨-૫-૧૧ બોરસદ

જે મનુષ્યો ઉત્સર્ગમાર્ગથી સપ્રતિમલખા સાધુઓમા સાધુના આચારો દેખવા ઇચ્છા તે વિચારો કરે છે તેઓ ભૂલ કરે છે જેટલા ઉત્સર્ગ માર્ગો છે તેટલા અપવાદ માર્ગો છે ટેકરીઓમી અપેક્ષાએ ખાડાઓ હોય છે ઉત્સર્ગ ચારિત્રમાર્ગના રક્ષણ માટે ચારિત્ર સબધી અપવાદ માર્ગોનુ અવલબન કરવુ પડે છે ચારિત્રમાર્ગ સબધી ઉત્સર્ગ અને અપવાદનુ જે મનુષ્યો વિશેષ પ્રકારે જ્ઞાન કરે છે તેઓને દ્રવ્ય ક્ષેત્ર, કાલ, અને ભાવ પ્રમાણે સાધુઓના ચારિત્રોનુ જ્ઞાન થાય છે અને તેથી તેઓની સાધુઓ ઉપર શ્રદ્ધા ટળી જતી નથી ઉત્સર્ગને કારણે ઉત્સર્ગ અને અપવાદને [illegible] અપવાદની યોજના કરી ત્રણ ગુપ્તિ એ ઉત્સર્ગ માર્ગનુ ચારિત્ર છે અને પાચ સમિતિ એ અપવાદ માર્ગનુ ચારિત્ર કહેવાય છે કારણવડે કાર્યની સિદ્ધિ થાય છે પણ કારણ વિના કદાપિ કાર્યની સિદ્ધિ થઇ શકતી નથી જે મનુષ્યોની સાધુઓના ઉપર અરૂચિ હોય છે તેઓ

સાધુઓના છતા સદ્‌ગુણોને પણ દેખી શકતા નથી અને તેઓ સાધુઓની નિંદા કરીને ગુણાનુરાગદૃષ્ટિથી દૂર જાય છે ઉત્સર્ગ અને અપવાદ એ બે માર્ગના આચારો જેમા દર્શાવ્યા છે, તેવા શાસ્ત્રોનુ ગુરુગમપૂર્વક જ્ઞાન કરીને સાધુઓની તરતમ યોગે પરીક્ષા કરીને સાપેક્ષનયવાદપૂર્વક તેઓની સેવના કરવી જોઇએ સાધુઓને ચારિત્ર પાળવામા સાહાય્ય કરવી જોઇએ સાધુઓને કોઇ ઉપદ્રવ કરતુ હોય તો તેનુ નિવારણ કરવુ જોઇએ તેમજ માતૃદૃષ્ટિથી પડી ગયેલા સાધુઓને શિખામણ આપીને ઠેકાણે લાવવા જોઇએ સાધુઓની ઉન્નતિ અર્થે ઉત્તમ શ્રાવકો તેઓની સેવા ભક્તિ કરે છે અને તેઓએ કરેલા ઉપકારને ભૂલી જતા નથી સાધુઓના સદ્‌ગુણોને દેખનારાઓ ખરેખર ચારિત્ર માર્ગ પર પ્રેમ ધારણ કરી શકે છે, અને તેઓ ચારિત્રમાર્ગના આરાધક બને છે

× × × ×

## સંવત ૧૯૬૮ વૈશાખ વદિ ૨ શુક્રવાર તા ૩ મે ૧૯૧૨ બોરસદ

સાધુઓ વિચાર કરીને બોલે છે અને યોગ્ય શબ્દોથી અન્યોના પ્રશ્નોનો ઉત્તર આપે છે પોતાના આત્માના સદ્‌ગુણો ખીલવવા માટે મન, વચન અને કાયાથી પ્રયત્ન કરે છે કોઇની નામ દઇને નિંદા કરતા નથી, અને તેમજ કોઇનુ નામ દઇને તેના છિદ્રોને અન્યોની આગળ કહેતા નથી નામ દઇને કોઇનુ મર્મ પ્રકાશતા નથી સાધુઓ હાસ્યની કથાઓ કરીને ક્લેશની ઉદીરણા થાય તેમ પ્રવૃત્તિ કરતા નથી જ્યારે મુનિવરો બોલે છે ત્યારે તેઓ ભાષાસમિતિનો ઉપયોગ ધારણ કરીને બોલે છે. જૈનધર્મની આરાધના પોતે કરે છે અને અન્યોને જૈનધર્મની આરાધના માટે ઉપદેશ આપે છે અન્ય જીવોના હૃદયમા સમ્યગ્જ્ઞાનરૂપ દીપક પ્રકટાવવાને માટે તેઓ ઉપદેશ આપે છે સર્વ જગતના જીવોનુ તેઓ શ્રેય ઇચ્છે છે સાધુઓ સર્વ જીવોની સાથે મૈત્રીભાવ ધારણ કરે છે, અને કોઇનુ અશુભ કરવા પ્રવૃત્તિ કરતા નથી ઉત્સર્ગમાર્ગ અને અપવાદના હેતુઓ અવબોધીને ઉત્સર્ગની વખતે ઉત્સર્ગ—અને અપવાદની વખતે અપવાદ સેવે છે દ્રવ્ય, ક્ષેત્ર, કાલ અને [illegible] સ્વરૂપ અવબોધીને વ્યવહાર અને નિશ્ચય

એ બે નયનું અવલંબન લઇ જૈનશાસનોન્નતિ કરવા યથાશક્તિ પ્રવૃત્તિ કરે છે આત્માના જ્ઞાનાદિ ગુણોનું સ્વરૂપ વિચારે છે અને જ્ઞાનાદિ ગુણોમાં ચિત્તને રમાવીને સહજ સુખનો અનુભવ લેવા પ્રયત્ન કરે છે આત્માના શુદ્ધ ધર્મનેજ ઉપાદેય માનીને તેમાં રમણતા કરે છે નિમિત્ત કારણરૂપ અનેક પ્રકારનો વ્યવહાર સેવીને પણ આન્તરિક શુદ્ધ ધર્મ પ્રકટાવવાનું સાધ્ય લક્ષ્ય કદિ ચૂકતા નથી આત્માનો શુદ્ધ ધર્મ છે તેજ સાધ્ય છે, એવો ઉપયોગ રાખીને કાલે કાલે અધિકાર પરત્વે ધર્મ ક્રિયાઓને આદરે છે આત્મસાધક મુનિવરો ગૃહસ્થોની સ્પૃહા ધારણ કરીને પરતન્ત્ર થતા નથી પંચાચારને પાળવાને માટે તેઓ સદા અપ્રમત્ત રહે છે શુભાશુભ યોગમાં પોતાના ચિત્તને રમાવે છે અને મનરૂપ મર્કટને વશ કરવા પ્રયત્ન કરે છે સત્તાએ પોતાનો આત્મા પરમાત્મા છે એવું અવબોધીને આત્માનું ધ્યાન ધરે છે, અને આત્મસુખના ભોક્તા બને છે

× × × ×

## સંવત્ ૧૯૬૮ વૈશાખ વદિ ૩ શનિવાર તા ૪ થી મે ૧૯૧૨ ઓરસદ

જે કોમમાં ઘણા મતભેદો પડે અને પ્રત્યેક મનુષ્યો પોતપોતાના વિચારો સત્ય માની અન્યોની સાથે ક્લેશ અને અંગત હુમલા કરી પોતા નાથી વિરૂદ્ધ વિચારકોનો નાશ કરવા ધારે તો તે કોમ ગમે તો મેરૂપર્વત જેટલી ઉંચી હોય તો પણ અવનતિના ખાડામાં પત્થરની પેઠે ધમી પડયા વિના રહે નહિ જૈન કોમમાં પણ સામાન્ય મતભેદો પડે અને પ્રત્યેક મત ધારક પોતાનાથી વિરૂદ્ધ પક્ષ ધારકો ઉપર અંગત હુમલાઓ કરે અને મૈત્રી આદિ ભાવનાઓને ભૂલી જઇને વિરૂદ્ધમતવાળાઓના નાશ માટેજ આત્મવીર્યનો ઉપયોગ કરે તો તેથી ભવિષ્યમાં જૈનકોમમાં કેટલો બધો બગાડો થાય ? તેની કલ્પના પણ થઇ શકે નહિ આગમોને માનનારા એવા ભિન્ન ભિન્ન સંઘાડાવાળા સાધુઓ પરસ્પર માન્યતાથી વિરૂદ્ધ જતા એવા આચારો અને વિચારોથી એક બીજાને ઉત્થાપક માનીને પોતાનો પક્ષ મજબૂત કરવા ગમે તેવા એક બીજાની ઉપર અંગત હુમલાઓ કરે અને અન્ય જૈનો વધારવાના કરતા જે જૈનો હોય તેને , પોતપોતાની

આત્માઓનુ શ્રેય કરવા પ્રયત્ન કરવો વીતરાગધર્મથી દૂર રહેલા મનુષ્યો પર કદિ શત્રુતા ધારણ કરવી નહિ, તેમજ જૈનધર્મને નહિ પાળનારા મનુષ્યોની અનિન્દા કરવી નહિ વિશાલદષ્ટિમા લોહચુબકના જેવી શક્તિ રહી છે, જેઓ અનેકાંત વિશાલદષ્ટિને ધારણ કરે છે, તેઓ અન્ય મનુષ્યોને પોતાના સદ્વિચારોનુ દાન આપી શકે છે જૈનશાસ્ત્રો અને જૈનેતર ધર્મશાસ્ત્રોના રહસ્યોને જેઓ સારી પેઠે જાણી શકે છે, અને જેઓ વિશાલદષ્ટિથી આત્માના સત્ય ધર્મને અવબોધે છે તેઓ જૈનધર્મની ઉન્નતિ કરવાને સમર્થ થાય છે અનેક પથોના વચ્ચે ઉભા રહીને તેવા જૈનો ખરેખર અનેક મતવાદીઓને પણ અનેકાન્તધર્મનુ અમૃતપાન કરાવવા સમર્થ થાય છે

× × × ×

## સવત્ ૧૯૬૮ ના વૈશાખ વદિ ૫ સોમવાર તા. ૬ મે ૧૯૧૨ બોરસદ.

વિચારથી નાસ્તિક બનના છતા પણ કદિ નીતિ આદિના સદાચારોનો ત્યાગ કરવો નહિ સદાચારો પાછા સદ્વિચારોને ખેંચી લાવે છે મનમા પ્રકટેલા અશુભ વિચારોને કદિ કાયા થકી આચારમાં મૂકવાને સાહસ ખેડવુ નહિ મન બગડે તો પણ કાયાને અશુભ માર્ગમા જવા દેવી નહિ અન્તે તેથી મન પણ સુધરે છે કાયા થકી શુભાચારોમા દઢ રહેવાથી મનના વિકારો પણ ટળે છે મનમા કોઇ પાપ કરવાનો વિચાર આવ્યો અને મન તે પાપ કરવાને તત્પર થઇ રહે તોપણ કાયાને તેમા ભેળવવામા ન આવે તો મનને પણ ઠેકાણે લાવી શકાય છે મનમા પાપ કરવાની ઇચ્છા પ્રકટી પણ કાયા થકી તે પાપને ન કરવામા આવે ત્યા સુધી જાહેરમાં પાપ કર્યુ કહેવાય નહિ મનમા વ્રત ભાગવાની ઇચ્છા થઇ હોય પણ જ્યા સુધી કાયાના યોગથી વ્રત ન ભાગ્યુ હોય ત્યા સુધી તે વ્યવહારથી વ્રતનો ધારક ગણી શકાય છે આજ સિદ્ધાતને અનુસરીને એક કબીર કવિએ કહ્યું છે કે **मन जाय तो जाणे दो, मत जाणे दो शरीर, बीन चढाइ कामठी, क्यु लगेगा तीर?** આ કહેવત પણ જૈનધર્મના વ્યવહારમાર્ગને પુષ્ટિ આપનારી છે લાખો વિચારો મનમાં કરીને ત્યાને વિવેકથી કાયાવડે

કાર્યમ જોડવી જોઇએ મન જે અશુભ માર્ગમા યોજાઇ જાય છે, તો અશુભ માર્ગથી દૂર થવુ એ મુશ્કેલ કાર્ય થઇ પડે છે શુભ માર્ગમા મનની સાથે કાયાને પણ યોજતા શુભમાર્ગમા દઢતા થાય છે, અને શુભ માર્ગથી એકદમ પાછુ પડાતુ નથી આત્માના જ્ઞાનબળથી શુભમાર્ગ અને અશુભમાર્ગનો નિશ્ચય થાય છે શુભાચારો પણ રૂઢિના વશથી કરાતા હોય, અને તે કેટલાક કારણોથી સદ્વિચારોને પ્રકટાવવા સમર્થ ન થતા હોય, તથા તે અશુભ આચારોના સડારૂપે પરિણામ પામતા હોય, તો તેમા પણ દ્રવ્ય, ક્ષેત્ર, કાલ અને ભાવથી સુધારો કરી મોક્ષ માર્ગમા વિચરવુ આ બાબતનો વિશેષ નિર્ણય કરવો કોઇને માનસિક વિચારોની અસર કાયા ઉપર તુર્ત થાય છે, અને કોઇને તુર્ત થતી નથી, ઇત્યાદિ ઘણી ચર્ચા છે

× × × ×

## સવત્ ૧૯૬૮ ના વૈશાખ વદિ ૬ મગળવાર તા ૭ મે ૧૯૧૨. ઓરસદ

ચિત્તને એકાગ્ર કરવાનો અભ્યાસ કરવાથી અવધાનશક્તિ ખીલે છે અને ધાર્યા પ્રમાણે મનની પાસેથી કામ લઇ શકાય છે કોઇ પણ બાબતમા મનને રોધી રાખીને તે પદાર્થના ઉંડા પ્રદેશમા ઉતરીને તેની સર્વ દિશાઓ તપાસવી આ પ્રમાણે પદાર્થનું જ્ઞાન કરવામા મનને યોજવાથી તે તે વસ્તુઓના સત્યસ્વરૂપને પ્રાપ્ત કરી શકાય છે મનમા કોઇ પણ પદાર્થ ધારણ કરતા તે ધ્યેયરૂપે બને છે, એટલે તે પદાર્થ સબધી સયમની સિદ્ધિ થાય છે, અને તેથી મનની શક્તિ વધે છે અને દીર્ઘકાલ યત્નના માર્ગને અલ્પકાલ વડે પ્રાપ્ત કરી શકાય છે જ્યારે કોઇ અમુક બાબતમા ઉંડા ઉતરવુ હોય ત્યારે મનને અન્ય પદાર્થોથી મુક્ત કરીને ફક્ત તે અમુક પદાર્થ સબધીજ વિચારો કર્યા કરવા. આ પ્રમાણે મનની એકાગ્રતાપૂર્વક સતત અભ્યાસ કરવાથી તત્ત્વજ્ઞાનના ઉંડા પ્રદેશમા ઉતરી શકાય છે, જે પદાર્થોનુ જ્ઞાન કરવાની ઇચ્છા હોય તે પદાર્થો સબધી મનમા પ્રથમ રમવૃત્તિ પ્રકટાવવી, જોઇએ હુ તે પદાર્થોના સમ્યગ્સ્વરૂપને જાણી શકીશ મારામા તે તે પદાર્થોને જાણવાની શક્તિ ખીલવાની, એમ નિશ્ચય કરીને મનમા તે તે પદાર્થો

સંબંધી લાભાલાભ પર્યંત વિચારો કરવા 'એક પરમાણુનું ધ્યાન ધરતાં દિવસોના દિવસો ચાલ્યા જાય છે ત્યારે પરમાણુના સ્વરૂપની કિંચિત્ ઝાંખી થાય છે પ્રતિદિન અમુક પદાર્થનું અભિનવજ્ઞાન થતું જાય છે,' અને તે તે પદાર્થો સંબંધી અલ્પમતિથી કરેલા નિશ્ચયોને ફેરવવા પડે છે માટે અનેકનયો અને દ્રવ્ય, ક્ષેત્ર, કાલ, ભાવથી કોઇ પણ પદાર્થોનો અપેક્ષાયુક્ત વિચાર કરવો અને તત્ સંબંધી ઉપદેશ પણ સાપેક્ષદૃષ્ટિથી દેવો કે જેથી તે તે પદાર્થો સંબંધી અભિનવજ્ઞાન પ્રકટ થતાં અને ઉપદેશ દેતાં આપ્તાગમની અવિરૂદ્ધતા પ્રાપ્ત કરી શકાય મનને એકાગ્ર કરવાની કુંચીઓને જેઓ પ્રાપ્ત કરે છે, તેઓ પોતાના આત્માની જ્ઞાનાદિ શક્તિયોનો પ્રકાશ ખીલવીને અન્યોને પણ સહાયી બને છે

× × × ×

## સંવત્ ૧૯૬૮ ના વૈશાખ વદિ ૭ બુધવાર તા ૮ મી મે ૧૯૧૨. બોરસદ

श्लोक

उदयोप[illegible]मितौ लाभाऽलाभावनित्यकौ मत्वा ।
नालाभे [illegible] न च लाभे विस्मयः कार्यः ॥ प्र-र-प्र ८९
सन्त्यज्य लोकचिंतामात्मपरिज्ञानचिंतनेऽभिरतः ।
जितरोषलोभमदनः सुखमास्ते निर्ज्वरः साधुः ॥ प्र-र-प्र २९
स्वशरीरेऽपि न रज्यति शत्रावपि न प्रदोषमुपयाति ।
रोगजरामरणभयैरव्यथितो यः स नित्यसुखी ॥ २४० । प्र-र.

ઉદયાગત [illegible] લાભ અને અલાભને અનિત્ય માનીને અલાભમાં [illegible] અને લાભમાં વિસ્મય કરવો નહિ [illegible] છે કે [illegible] કહિ કાજી કબહિ પાજી કબહિ હુવા [illegible] જગમે કીર્તિ ગાજી સબ પુદ્‌ગલકી [illegible] આપ સ્વભાવમેં રે અવધૂ સદા મગનમેં રહેના ॥ ઇત્યાદિ વાક્યોથી પાદ્‌ગલિક વસ્તુઓના લાભથી વા અલાભથી હર્ષ વા શોક કરવો

નહિ આત્મિક ગુણોનો લાભ પામીને પણ વિસ્મય થવું નહિ સર્વ વસ્તુ પોત પોતાના સ્વભાવે વર્તા કરે છે અનેક પ્રકારના પર્યાયો પોતપોતાનું કાર્ય બજાવે છે તેથી હર્ષ વા શોક કરવાની કંઈ જરૂર નથી લોકચિંતાનો ત્યાગ કરીને આત્માના પરિજ્ઞાન ચિંતનમાં સદાકાળ જે આસક્ત રહે છે, અને જે રોષ લોભ અને કામને જીતે છે તેવો નિર્જર સાધુ મહાજ્ઞાન સુખી રહે છે જે પોતાના શરીરમાં રંગાતો નથી અને શત્રુ ઉપર પણ દ્વેષ કરતો નથી અને જે રોગ જરા મરણ ભયો વડે અવ્યથિત છે તે નિત્ય સુખભોક્તા છે સાધુઓએ આવી નિત્ય સુખની દિશા તરફ લક્ષ્ય રાખવું જોઈએ આત્માને નિર્ભય ભાવના ભાવીને નિર્ભય બનાવવા મહાકાળ પ્રયત્ન કરવો જોઈએ સાધુઓ ચક્રવર્તિ [illegible] અને આત્માના સહજ સુખની દિશા તરફ તેઓ સદાકાલ પ્રયત્ન કરે છે ભવ્ય જીવોએ આત્માના સદ્ગુણોનો માર્ગ લેવો જોઈએ.

× × × ×

## સંવત ૧૯૬૮ વૈશાખ વદિ ૮ ગુરૂવાર. તા ૯ મી મે ૧૯૧૨. કાવીઠા

કોઈપણ મનુષ્ય પોતાના વિચારોથી વિરૂદ્ધ મતનો હોય તો તેના ઉપર તિરસ્કાર કરવો નહિ તેમજ તેની નિંદા કરવી નહિ કિન્તુ તેને જે જે ઉપાયોથી બોધ થાય તેતે ઉપાયો વડે સમજાવીને ઠેકાણે લાવવો જોઈએ પોતાના વિચારોને સારી રીતે દર્શાવવા અને વિરૂદ્ધ પ્રસંગોમાં પણ મગજનું સમતોલપણું ખોવું નહિ પોતાનાથી વિરૂદ્ધ વિચારકોના હૃદયમાં પોતાના વિચારો ઠસાવવાનો યત્ન કરનારાઓએ મૈત્રી ભાવનાનો કદિ ત્યાગ કરવો નહિ બાળકનું મુખ કાળું થયું હોય છે, અને તેને એમ કહેવામાં આવે છે, કે તારૂં મુખ કાળું થયું છે, તું કાળો છે, એમ કહેવાથી તે કપાલ અને નાક ઉપર પડેલા કાળા ડાઘા કાઢી ન નાખે તો તેના ઉપર આરીસો ધરવો આરીસામાં પોતાના મુખપર પડેલા ડાઘાઓને દેખી તેઓને કાઢી નાખવા તે અવશ્ય પ્રયત્ન કરશે જે મનુષ્યો પોતાના વિચારોમાં દોષો છતાં દોષો ન દેખતા હોય તેઓને સદ્અધ્યાત્મરૂપ આરીસાઓ દેખાડવાથી પોતાની મેળે તેઓ પોતાના વિચારોમાં થતી ભૂલોને દેખીને તેનો સુધારો

કરશે. પોતાનાથી વિરૂદ્ધ વિચાર ધરાવનાર મતવાદીઓનો તિરસ્કાર કરીને તેઓને જો દૂરજ રાખવામા આવશે, તો તેઓની ભૂલો સુધારવાનો તેઓને ક્યારે વખત મળશે તેનો વિચાર કરવો ઘટે છે સમ્યગ્ વિચાર કરનારા મનુષ્યોની સમ્યગ્ વિચાર કરનારાઓ ઉપર અસર થયા વિના રહેતી નથી સમ્યગ વિચાર બળથી અન્યોના મનને જિત્યા વિના તેઓને બાહિરની સત્તાથી ખરેખરા પોતાના તાબે કરી શકાતા નથી પોતાના સ વિચારોને અ યોના હૃદયમા ઉતારીને તેઓને તાબે કરી શકાય છે, પણ તેઓની કાયાને કે મા રાખવા માત્રથીજ વસ્તુત તેઓ તાબે થઇ શકતા નથી. પોતાની જે જે માન્યતાઓ હોય તેઓના ઉત્તમ આશયો અ યોને સમજાવવાથી અન્ય મનુષ્યો સર્વ પ્રકારે પોતાના તાબે થઇને પોતાના આત્માની પેઠે અ યોને પણ તેઓ અસર કરવાને શક્તિમાન્ થાય છે સદ્‌વિચારોમાં એટલુ બધુ બળ છે કે તેથી કાયાના યંત્રોને તેઓ પ્રવર્તાવી શકે છે અને આખી દુનિયાને શુભરૂપમા ફેરવવાને શક્તિમાન્ થાય છે

× × × ×

## સવત્ ૧૯૬૮ ના વૈશાખ વદિ ૯ શુક્રવાર તા ૧૦ મી મે ૧૯૧૨ કાવીઠા

શ્લોક

शास्त्राध्ययने चाऽध्यापने च, संचिंतने तथात्मनि च ।
धर्मकथने च सतत, यत्न सर्वात्मना कार्यं ॥ प्र-र

શ્રીમદ્ ઉમાસ્વાતિ વાચકે આ શ્લોકમા જે જે બાબતો સ બધી યત્ન કરવાનો કથ્યો છે તે ખરેખર વિચારણીય અને આદરણીય છે ધર્મશાસ્ત્રોના અધ્યયનમા અને શાસ્ત્રોના અધ્યાપનમાં ઉદ્યમ કરવો જોઇએ તથા તત્ત્વોના સ ચિતનમા ભવ્ય જીવોએ યત્ન દરરોજ કરવો જોઇએ શાસ્ત્રોનુ અધ્યયન અને અધ્યાપન કરતા સ ચિતન ખરેખર ઉત્તમ છે તત્ત્વોના ચિતનમા ઉદ્યમ કરવાથી અનેક શકાઓનુ સમાધાન થાય છે અને ઉત્તરોત્તર વસ્તુ તત્ત્વનો બોધ વૃદ્ધિ પામતો જાય છે તત્ત્વોનુ સમ્યક્ ચિતવન કરીને આત્મામા યત્ન કરવો જોઇએ આત્મામા રહેલા શુદ્ધ જ્ઞાનાદિ ગુણોને પ્રાપ્ત કરવા યત્ન કરવો જોઇએ આત્માનો નયોની

અપેક્ષાએ બોધ કરીને આત્મામા રમણતારૂપ ક્રિયા કરવાથી શાસ્ત્રોમા કથેતા આભરણોનો અન્તર્ થકી નિર્ધાર થાય છે વ્યવહાર ધર્મ અને નિશ્ચય ધર્મ આદિ ધર્મના અનેક ભેદનુ કથન કરવામા સર્વ પ્રકારે યત્ન કરવો જોઇએ શ્રીમદ્ ઉમાસ્વાતિ મહારાજે આ શ્લોકમા પ્રશસ્ય યત્નની દિશા દર્શાવી છે તેમના ઉપદેશાનુસારે જો યત્ન કરવામા આવે તો ખરેખર આત્મા પોતાના શુદ્ધ ધર્મના ઉચ્ચ પ્રદેશ તરફ ગમન કરી શકે ઉત્તમ પ્રશસ્ય યત્ન કરવાથી અશુભ વ્યાપારની શક્તિયો પણ શુભ વ્યાપારશક્તિયોરૂપે પરિણામ પામે છે ઉપર્યુક્ત શ્લોકમા જૈનશાસનની ઉન્નતિનો પ્રથમ માર્ગ દર્શાવ્યો છે જૈનધર્મના સદ્વિચારોનો ફેલાવો કરવાની ઇચ્છાવાળા જીવોએ ઉપર્યુક્ત શ્લોકના ભાવાર્થને આચારમા મૂકવો જોઇએ શ્લોકના ભાવાર્થ પ્રમાણે ઉદ્યમ કરવાથી શ્લોકની ઉત્તમતાનો ખ્યાલ આવે છે જે કાળમા આવા ઉત્તમ મુનિવરો વિચરતા હતા તે કાળમા આર્યાવર્તની ધાર્મિક ઉન્નતિ કેવી ઉચ્ચ હતી તેનો ખ્યાલ કરવો જોઇએ, અને વર્તમાનકાળને સુધારવો જોઇએ

× × × ×

## સંવત ૧૯૬૮ વૈશાખ વદિ ૧૦ શનિવાર તા૦ ૧૧ મી મે ૧૯૧૨ કાવીઠા

મોહથી મુઝાયેલો આત્મા ખરેખર પોતાનુ આત્મબળ, સત્તા, ધન વગેરેનો પરમાર્થકૃત્યોમા સદુપયોગ કરી શકતો નથી મોહને સમાવ્યા વિના ધન વગેરે પરથી મમત્વ ટળતુ નથી, અને મોહના જોરે વીતરાગ ધર્મનો જગતમા ફેલાવો કરવાને આત્મવીર્ય ફોરવી શકાતુ નથી સદ્ગુરુ બોધ આદિ પ્રસંગોથી આત્મામા કંઇક શુભોત્સાહ પ્રકટે છે, પણ જનમા કાદેના લીસોટાની પેઠે મૂઢ જીવોનો અલ્પવીર્યરૂપ ઉત્સાહ કંઇક અશુભસંયોગો પામતા સ્વપ્નની સુખડી પેઠે ટળી જાય છે બાલજીવોનો પારમાર્થિક ઉત્સાહ, જલના બુદ્બુદ જેવો હોય છે અગ્નિના તણખાની પેઠે અલ્પ એવો પણ વૃદ્ધિ પામનારો એવો આત્મોત્સાહ ખરેખર ધર્મની પ્રાપ્તિ માટે બાહ્ય સર્વ વસ્તુઓના મમત્વનો ત્યાગ કરાવે છે અત્યંત તીવ્ર ઉત્સાહના વેગથી પારમાર્થિક કૃત્યોને માટે આત્મભોગ આપી શકાય છે જગતના

જીવોનુ કલ્યાણ કરવાને માટે ઉત્તમ પુરૂષોના હૃદયમા પ્રથમ પ્રેમથી કરૂણા ઉપજે છે અને પ્રેમની પરિપક્વ અવસ્થામા તેઓના ઉપર ભક્તિ પ્રકટે છે પશ્ચાત્ તેઓનુ શ્રેય કરવા અત્યત ઉત્સાહ યોગે પોતાના સર્વસ્વનો તેઓને માટે ઉપયોગ કરી શકાય છે આવી દશામા મહાત્માઓ અને ભક્તો દુનિયાની ઉત્તમ સેવા કરનારા અને વસ્તુત જોતા દુનિયા ઉપર પરમ ઉપકાર કરનારા ગણાય છે ઉદારચિત્તવાળા પરોપકારી મનુષ્યો પામે જે કષ્ટ હોય છે અને તેઓને જે કષ્ટ વિશેષ પ્રાપ્ત થાય છે, તેનો ઉત્તમ માર્ગમા સદુપયોગ થવાથી તેઓનુ સર્વ ઉપકાર માટેજ અવબોધાય છે એક પુત્રની સેવા મગદાસ કરનારી માતા અત્યત ધન્યવાદને પાત્ર ગણાય છે તો આખી દુનિયાના જીવોની રક્ષા સેવા અને તેઓનુ ભલુ કરવાવાળા સતપુરૂષોના ઉપકારનુ તો કેવી રીતે વર્ણન થઇ શકે? અર્થાત્ કોઇ રીતે થઇ શકે નહિ મોહને દુપમા આવનાર જેઓ તે દબાવે છે તેઓ કલ્પવૃક્ષના પેઠ જથા જાત [illegible] રસનુ હિત સાધ્યા કરે છે તેઓ ઉપકાર કરવામા નાત જાત લિંગ, વય વગેરેના ભેદને જોતા નથી આત્મ દૃષ્ટિથી સર્વને દેખી તેઓને ઉચ્ચ કરે છે અને મોહના ઉપર જય મેળવે છે

× × × ×

## સવત્ ૧૯૬૮ ના વૈશાખ વદિ ૧૧ રવિ તા. ૧૨ મી મે ૧૯૧૨ મ્હેસર

સેકડો અને હજારો ધાર્મિક ગ્રથો વાચીને પણ કરતુ શુ તેનો સમ્યગ્ નિર્ધાર કરીને આદરને આદરવુ જોઇએ સદ્ગ્રથોના શ્રવણ રસ અને વાચન રસ માત્રથી કૃતકૃત્ય બની ગયા એવુ ન માની લેવુ જોઇએ, અને દીર્ઘકાળ પર્યત મનન કરીને તેનો અનુભવ કરવો જોઇએ અનુભવીને આદરવા યોગ્ય હોય તેનો આદર કરવો જોઇએ વાચીને અને શ્રવણ કરીને ખુશી થનાર કરતા તે પ્રમાણે કરી બતાવનાર મનુષ્ય કરોડ દરજ્જે ઉત્તમ છે અનેક શાસ્ત્રોનો અભ્યાસ કરીને પડિતોએ વિવેકદૃષ્ટિથી સુકૃત્યના માર્ગમા ગમન કરવુ જોઇએ આદેયતત્ત્વોનુ પ્રથમ જ્ઞાન કરીને પશ્ચાત્ તેની બાહ્ય અને અન્તર્ ક્રિયામા પ્રવૃત્ત થવાની દિશા ગ્રહણ કરવી જોઇએ મોહકની વાર્તાની પેઠે મોટી મોટી તત્ત્વની વાર્તાઓ કરનારા બનવા માત્રથી કઇ ફળ પ્રાપ્ત થઇ શકતુ નથી દાન, દયા અને આત્મભોગ આપ

વાની મોટી મોટી વાર્તાઓ માત્ર કરવાથી દાનાદિનું ખરું ફલ પ્રાપ્ત થઇ શકતું નથી પણ દાનાદિક કરવાથી અનુભવ અને ફલ પ્રાપ્ત થાય છે જે જે ઉત્તમ કાર્યો કરવાની રૂચિ થાય તેના પ્રદેશ તરફ સંચરવા આત્મબલ ફોરવવાથી તે કાર્યોનો અનુભવ આવે છે સાધુપણું આમ પાળવું જોઇએ અને શ્રાવકપણું આમ પાળવું જોઇએ ઇત્યાદિ વાર્તાઓ કરવાના કરતા પોતે તે પ્રમાણે કરીને મનુષ્યોને દૃષ્ટાન્તભૂત થવું એ અનન્તગુણું ઉત્તમ કાર્ય છે કોઇ બાબતનો ઉપદેશ દેનારાઓ પોતે તે પ્રમાણે કેટલું વર્તે છે તે ઉપર ઉપદેશની અસર અન્ય મનુષ્યોને થઈ શકે છે ઉત્તમ ધાર્મિક કાર્યોને આચારમા મૂકનારા મનુષ્યો આ માતા સદ્ગુણોની વૃદ્ધિ કર્યા કરે છે

× × × ×

સંવત્ ૧૯૬૮ વૈશાખ વદિ ૧૨ સોમવાર તા ૧૩-૫-૧૯૧૨

વડતાલ

ભિન્નભિન્ન રૂચિવાળા મનુષ્યો જગત્મા છે ખાવામા, પીવામા, પહેરવામા, ભણવામા, ગણવામા, બેસવામા, ઉઠવામા, જવામા, આવવામા, ધર્મમા, કર્મમા, મનુષ્યોની ભિન્નભિન્ન પ્રકારની રૂચિ હોય છે તથી દુનિયાના સર્વ મનુષ્યોને કોઇ પણ વસ્તુ એક સરખી રૂચતી નથી भिन्न रुचिर्हि लोकः આ સસ્કૃત કહેવત અક્ષરે અક્ષર સત્ય છે ધર્મની ક્રિયાઓ પણ એક સરખી સર્વને રૂચતી નથી ધર્મીઓની અને અધર્મીઓની રૂચિમા પણ આકાશ પાતાલ જેટલુ અન્તર્ અવલોકવામાં આવે છે વિદ્વાનો અને મૂર્ખાઓની રૂચિમા પણ ખાસ અન્તર્ હોય છે ભોગી અને યોગીની રૂચિમા પણ ઘણું અન્તર્ વિલોકવામાં આવે છે અનેક પ્રકારનાં શાક કરેલા હોય છે, પણ કોઇને કોઇ શાક રૂચે છે અને કોઇને કઇ શાક રૂચે છે, અનેક પ્રકારનાં ભોજન કર્યા હોય છે પણ કોઇને કઇ રૂચે છે ને કોઇને કઇ રૂચે છે શાસ્ત્રોમા પણ અનેક પ્રકારના છે તેમાથી કોઇને કોઇ શાસ્ત્ર પર રૂચિ થાય છે, તો કોઇને કોઇ શાસ્ત્રપર રૂચિ થાય છે સાધુઓ અનેક પ્રકારના હોય છે, તેમા કોઇને અમુક સાધુપર રૂચિ થાય છે, અને કોઇને અમુક સાધુપર રૂચિ થાય છે દુનિયામાં ધર્મ ॥ અનેક પંથો છે

તેમાં કોઈને અમુક ધર્મપંથપર રૂચિ થાય છે તો કોઈને અમુક ધર્મ પંથપર રૂચિ થાય છે, તો પશ્ચાત્ તે વિનાના અન્ય ધર્મો પર અરૂચિ થાય છે બાલ્યાવસ્થામાં જે જે પર રૂચિ પ્રગટે છે તે તે પર પ્રાય યુવાવસ્થામાં રૂચિ પ્રકટતી નથી, અને તેમજ યુવાવસ્થામાં જે જે પર રૂચિ પ્રકટે છે તે તે પર પ્રાય. વૃદ્ધાવસ્થામાં રૂચિ પ્રકટતી નથી આવી ભિન્ન પ્રકારની રૂચિ શાથી પ્રકટે છે? અને તે રૂચિનો કરનાર કોણ છે? તેનો જ્ઞાની મનુષ્યો વિચાર કરે છે અને રૂચિના સમ્યક્ સ્વરૂપને અવબોધવા સત્પુરૂષો અને આગમોનુ અવલબન લે છે ભિન્નભિન્ન રૂચિ થવાના અનેક કારણો છે તેનો જ્ઞાનિમનુષ્યો નિર્ધાર કરે છે

× × × ×

## સંવત ૧૯૬૮ વૈશાખ વદિ ૧૮ બુધવાર તા. ૧૫ મી મે ૧૯૧૨ રામોલ

હે પરમાત્મન્!!! ત્હારા અનેક ગુણોનુ હુ સ્મરણ કરૂ છુ હે પરમાત્મન્ દેવ!!! ત્હારી ભક્તિની સદાકાલ આરાધના થાઓ હે સર્વજ્ઞ પરમાત્મન્ દેવ!!! મારા મનનો તુ સાક્ષી છે, તારા ધ્યાન વડે મારાથી કરાયલાં સર્વ પાપોનો નાશ થાઓ, અને મારામા અનેક સદ્ગુણો ખીલો! હે સર્વજ્ઞ દેવ! જગત્મા પરમ શાન્તિ પસારવાને માટે હુ મારાથી બનતુ કરવા તૈયાર થયો છુ હે સર્વજ્ઞ! વીતરાગ દેવ! મારાથી કરાયેલા દુષ્કૃત્યોને તારી સાક્ષીએ આલોચુ છુ, અને ભવિષ્યમા દુષ્કૃત્યો નહિ કરવાને માટે આજથી હુ પ્રતિજ્ઞા ધારણ કરૂ છુ હે સર્વજ્ઞ દેવ! તારા સત્ય ધર્મ માર્ગની ઉપાસના કરવા હુ પ્રયત્ન કરૂ છુ હે સર્વજ્ઞ દેવ! મારી અલ્પબુદ્ધિથી જે કાંઇ ભૂલો થતી હોય તેની માફી માગુ છુ અને કદિ મારાથી ભૂલો ન થાય તેવી ભાવના ભાવુ છુ હે સર્વજ્ઞ દેવ! તમારા સર્વ હિત વચનોને હુ શિરપર ધારણ કરૂ છુ હે સર્વજ્ઞ વીતરાગ દેવ! તારા સ્મરણથી મારા આત્માની શુદ્ધ દશારૂપ સિદ્ધિ પ્રાપ્ત કરવા પ્રયત્ન કરૂ છુ હે દેવ! મન વચન અને કાયાના યોગ વડે મારા આત્માના શુદ્ધ ધર્મને પ્રકટાવવા વ્યવહાર ધર્મને સેવુ છુ અને હૃદયમા નિશ્ચય દૃષ્ટિને ધારણ કરૂ છુ હે સર્વજ્ઞ! વીતરાગ દેવ! તારા ઉપદેશના સૂક્ષ્મ રહસ્યો સમજાઓ અને

વીતરાગ માર્ગમા મારૂં સમ્યગ્ ગમન થાઓ હે દેવ ! મને પરમ સહજા નન્દની પ્રાપ્તિ થાઓ

× × × ×

**સંવત્ ૧૯૬૮ વૈશાખ વદિ ૦)) ગુરૂવાર તા ૧૬ મી મે ૧૯૧૨ વસો**

તારી પાસે જે મનુષ્યો આવે તેઓને ઉત્તમ સદ્ગુણોનો બોધ આપ! ભિન્ન ભિન્ન ધર્મના મનુષ્યો તારી પાસે આવે અને તેઓ પોતાના વિચારોથી વિરૂદ્ધ વિચારોને દર્શાવે તો પણ તેઓના ઉપર મૈત્રીભાવના રાખ તે ધારણ કરેલી મૈત્રીભાવના ખરેખર જૈનધર્મની ઉત્તમતા સિદ્ધ કરી આપશે અન્યમનુષ્યોને ધર્મનો ઉપદેશ આપતી વખતે મગજની સમતોલતા ખો નહિ હે આત્મન્ ! તારી પાસે આવનાર મનુષ્યો ઉપર શુદ્ધ પ્રેમ ધારણ કર હે આત્મન્ ! અન્યોને ઉપદેશ દેતી વખતે તેઓનું કલ્યાણ થાઓ, એવો દૃઢ સંકલ્પ કર ! કોઇ પણ ધર્મ મપ્રતાપમા અમુક નયની અપેક્ષાએ સત્ય હોય તો તે નયની અપેક્ષાએ તે સત્યનો અપલાપ કરીશ નહીં હે આત્મન્ !!! ત્હારા તરફ જે મનુષ્યો હિતની ખાતર દેખતા હોય તેઓનુ શ્રેય કરવા કઇ પ્રયત્ન અવશ્ય કર જે મનુષ્યો દુરાચરણી હોય તેઓને પણ ઉપદેશવડે સુધારવા પ્રયત્ન કર દુનિયામા મિથ્યાત્વ ધર્મ પાળનારાઓ ઉપર હે ચેતન ! તુ તિરસ્કાર દૃષ્ટિથી દેખ નહિ, તેમજ તેઓના ઉપર દ્વેષ ધારણ કર નહિ હે આત્મન્ ! તુ વિદ્યા, સત્તા અને બાહ્ય મહત્તા કરતા હૃદયની નિર્મલતાને વિશેષત ઉત્તમ ગણ હે ચેતન ! તુ પોતાને સત્તાથી સિદ્ધ સમાન માનીને તેની સિદ્ધતા પ્રકટ કરવા પ્રયત્ન કર સત્યને સત્ય તરીકે કરીને દુનિયાને સત્યનો લાભ આપ ! તારી ઉપર વિશ્વાસ રાખીને આવનારાઓને સદુપદેશવડે તાર ! તારી જીંદગી ઉત્તમ ધાર્મિકકાર્યોવડે શોભે તેવો પ્રયત્ન કર ! તારી પાસે રહેનારા મનુષ્યોને સંગતિનો લાભ આપ્યા કર ! ક્રોધાદિક દુર્ગુણોનો મૂળમાથી ક્ષય કરવા દરરોજ અભ્યાસ કર ! ઉત્તમ ધાર્મિક પારમાર્થિક વિચારોવડે હૃદયની પવિત્રતા કર જે જે મનુષ્યોમા સદ્ગુણો દેખે તેની અનુમોદના કર જગતના સર્વજીવોને તારાથી દુખ ન થાય એવો માર્ગ ગ્રહણ કર જગતના સર્વજીવોનુ ભલું થાય એવો માર્ગ ગ્રહણ કરવા વીતરાગ દેવની પ્રાર્થના કર !

× × × ×

**સંવત્ ૧૯૬૮ જેઠ સુદિ ૧ શુક્રવાર તા. ૧૭ મી મે ૧૯૧૨ વસો.**

ઉત્તમ મનુષ્યોની સંગતિ કરવા માટે પ્રયત્ન કર ! નિર્વિકલ્પ દશામાં અખંડ ઉપયોગપણે જ્યાં સુધી ન રહેવાય ત્યાં સુધી તું સુસાધુઓનું અવલંબન ગ્રહણ કર. સદ્ગુણી મનુષ્યોના પરિચયમાં પુનઃ પુનઃ આવવાની જરૂર છે. આત્માના ગુણો પ્રકટાવવાને માટે જે જે આલંબનો યોગ્ય હોય તેનો આદર કર. જે જે મનુષ્યોનો સમાગમ થાય તે તે મનુષ્યોના સદ્ગુણોની ધોળી બાજુ દેખવાનો અભ્યાસ કર. જે જે મનુષ્યો તારા સમાગમમાં આવે તેઓને પ્રભુના માર્ગમાં ચલાવ ! જે જે માર્ગથી જે જે બાહ્ય વા આન્તરિક શક્તિયો તને પ્રાપ્ત થઇ હોય તેનો કદાપિ અન્ય જીવને પીડાય દુરૂપયોગ કર નહિ. જે જે સાધુઓ તારી પાસે આવે તેઓ કંઇ શુભ ગ્રહણ કરે એવી પ્રવૃત્તિ કર ! દુઃખી મનુષ્યોના અવાજો સાંભળીને તેઓનું ઔષધ કર. પોતાને તથા અન્ય જીવોને મોહ પીડે છે, એમ જાણીને અપ્રમત્ત થા. અને અન્યોને ઉત્તમ શબ્દો વડે જાગ્રત કર. મનુષ્યોને લાભ મળે એવા ધર્મ માર્ગોને દેખાડવા પ્રયત્ન કર. પોતાની ફરજ ગમે તે રીતે બજાવવી જોઇએ, એમ મનમાં નિશ્ચય કરીને તું પોતાની ફરજ અદા કર. તારી પ્રવૃત્તિથી મનુષ્યોને તાત્કાલિક લાભ ન મળ્યો એવું તને દેખાય તો પણ તું નિરાશ થા નહિ. તારૂં કાર્ય તું બજાવ્યા કર. તારે તારી ફરજ બજાવવાની છે. અન્યોને લાભ મળો વા ન મળો તેની તારે ચિંતા ન કરવી જોઇએ. નિષ્કામબુદ્ધિથી સ્વફરજને અદા કર ! જ્ઞાનિ મનુષ્યોના સહવાસથી ઉત્તમ લાભ મળે છે. એમ મનમાં નિશ્ચય કરીને તેઓના સદ્વિચારોનું મનન કર ! જે જે સદ્ગ્રંથો વાંચે તેનો હૃદયમાં પરિપૂર્ણ ભાવાવિચાર અને વિવેક દૃષ્ટિથી આદેય તત્વને ગ્રહણ કરવા પ્રયત્ન કર. જ્ઞાની મનુષ્યોના વચનોનો અને આચારોનો દ્રવ્ય, ક્ષેત્ર, કાલ અને ભાવથી અપેક્ષા પૂર્વક વિચાર કરી સત્ય ગ્રહણ કર.

× × × ×

## સંવત્ ૧૯૬૮ જેઠ સુદિ ૨ શનિવાર તા ૧૮ મી મે ૧૯૧૨ વસો

સદાચાર વિનાના મનુષ્યો વિદ્વાનો છતા પણ શોભી શકતા નથી સદાચારોના રહસ્યોથી આત્માના સદ્ગુણોની વૃદ્ધિ થાય એજ હેતુ પ્રકટપણે ભાસે છે વ્યાવહારિક અને ધાર્મિક એ બે પ્રકારના સદાચારો હોય છે જૈનધર્મમા સદાચારો સબધી ઘણુ વિવેચન કરવામા આવ્યુ છે જૈનધર્મના સદાચારો ખરેખર ઉડા રહસ્યથી ભરપૂર છે તેનુ ગુરુગમ પૂર્વક રહસ્ય સમજવાથી તેમાથી ઘણુ જાણવાનુ મળે છે યોગવિદ્યા, વૈદ્યવિદ્યા, અને સાયન્સ વિદ્યાથી પણ અનુભવ કરતા જૈનધર્મના સદાચારો હેતુપૂર્વક અને સર્વજ્ઞદષ્ટિથી રચાયના માલુમ પડે છે કોઇ પણ સદાચારનુ ઉંડુ રહસ્ય અવબોધ્યા વિના તેની નિરૂપયોગિતા બતાવવા પ્રયત્ન કરવો એ અજ્ઞાનચેષ્ટા છે દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવથી બાહ્ય સદાચારોને અધિકાર અને અધિકારી ભેદે તપાસવામા આવે છે તો અનેક શકાઓનુ સમાધાન થાય છે તથા હઠ કદાગ્રહ તથા વિવાદના કલેશો શમે છે આત્મા પોતાના યોગ્ય એવા સદાચાર પાળવાને માટે રૂચિવત થાય છે સદાચાર પાળવાની રૂચિ થતા ચારિત્ર ગુણની પ્રાપ્તિ થાય છે અને મન, વાણી અને કાયાના યોગનો સુધારો કરી શકાય છે જે જે સદાચારો સેવવામા આવે છે તેઓનુ દ્રવ્ય ક્ષેત્ર કાળ ભાવ અને અધિકારથી જ્ઞાન પ્રાપ્ત કરવામા આવે છે તો કોઇ વખત પ્રાય આચારથી ભ્રષ્ટ થવુ નથી પ્રત્યેક જીવોની આચારો સબધી ભિન્નભિન્ન રૂચિ હોય છે, તેના હેતુઓનુ પણ સમ્યગ્રીત્યા જ્ઞાન થાય છે વય, જ્ઞાન, રૂચિ અને અધિકારના ભેદે આચારોમા ફેરફાર કરવા પડે છે તત્સબધી ઉડા ઉતરીને સમ્યગ્ અવબોધ પ્રાપ્ત કરવો જોઇએ

## સંવત્ ૧૯૬૮ જેઠ સુદિ ૩ રવિવાર તા. ૧૯ મી મે ૧૯૧૨ વસો

કોઇના હૃદયનો આશય અવબોધ્યા વિના તેના આશયથી વિરુદ્ધ અભિપ્રાય બાંધતા પહેલાં બને તેટલી સાવચેતી રાખ અને ભૂલ ન થવા દે મનુષ્યો શબ્દોદ્વારા હૃદયમાં રહેલા સર્વ આશયોને એકદમ જણાવી શકતા નથી માટે કોઇપણ મનુષ્યોના અલ્પ શબ્દોથી તેના હૃદયના સંપૂર્ણ આશયોને તે પ્રમાણે હશે એમ એકદમ નિર્ણય નહિ કરી લેવો જોઇએ બન્ને પક્ષના પરસ્પર વિરુદ્ધ વિચારોને પરિપૂર્ણ અવબોધ્યા વિના અને તત્સંબંધી ચારે તરફથી પરિપૂર્ણ અનુભવ લીધા વિના કોઇપણ પક્ષમાં સાનુમત થવાથી સત્યની વિરુદ્ધ જવાય છે, ધર્મભેદે અને મતભેદે તારા ઉપર અનેક પ્રકારે અન્ય મનુષ્યો ટીકા કરે તોપણ જે જે નયોની અપેક્ષાએ અન્યોના વિચારોમાં અને આચારોમાં જે કંઇ સત્ય હોય તેનો અપલાપ કરીશ નહિ, તેમજ તેઓની જાત નિંદા કરીને તેઓને હલકા પાડવા પ્રયત્ન કરીશ નહિ અન્ય મનુષ્યોના આચારોમાં અને વિચારોમાં જે જે અંશે અસત્યતા હોય તેની અનુમોદના કરીશ નહિ તારાથી જે જે લોકો વિરુદ્ધ હોય તેઓની જાતનિંદા કરવાની કદાપિકાળે ઇચ્છા કરીશ નહિ આગમો અને યુક્તિયોવડે અન્યોની સાથે મૈત્રીભાવ રાખીને ચર્ચા કરી સત્ય સમજાવવા પ્રયત્ન વિશેષતઃ કર્યા કર. પણ મગજની સમતોલતા ખોવાય નહિ એ વાત વિશેષતઃ સ્મરણમાં રાખ જે જે નયોની અપેક્ષાએ જે જે સત્ય ગણાતું હોય તેનો પરિપૂર્ણ અનુભવ કરીને તે પ્રમાણે સંભાષણ કર પક્ષપાતદૃષ્ટિ ધારણ કરીને કોઇના આશયને વિપરીતપણે અન્યોને દેખાડીશ નહિ ચારે તરફ અગ્નિ સળગ્યો હોય અને તેમાં જેમ શીતલ રહેવું તે પ્રમાણે પોતાના ધર્મથી અને અમુક વિચારોથી પ્રતિપક્ષી બનેલાઓ ઉપર મૈત્રી ભાવના ધારણ કરવી એ ત્હારૂં કાર્ય છે ઉત્તમ મૈત્રી ભાવનાની કસોટીમાં જેમ દૃઢપણે મેરૂપર્વતની પેઠે ટકી શકાય તે પ્રમાણે દરરોજના અભ્યાસબળથી વર્તવા પ્રયત્ન કર !

× × × ×

જૈનો દ્રવ્ય, ક્ષેત્ર, કાલ, અને ભાવને જોઇ શકતા નથી તે જૈનો જૈન
તનો વિજય વાવટો ફરકાવવાને શક્તિમાન્ થતા નથી જૈનશાસનની
ના હૃદયમા ઉંડી દાઝ છે તેઓ હઠ કદાગ્રહના ત્યાગ કરીને જૈનોનુ
કરવા અને સપ વધારવા સદાકાલ પ્રયત્ન કર છે

× × × ×

ત્ ૧૯૬૮ જેઠ શુદિ ૭ ગુરૂવાર તા ૨૩ મી મે ૧૯૧૨ વસો

પરોપકાર, સ્વાર્થત્યાગ, દાન આદિ સદ્ગુણો જેઓનામા હોય છે, તે
મનુષ્યો ગણાય છે ઉત્તમ કુલમા ઉત્પન્ન થએલાજ કઇ ઉત્તમ મનુષ્યો
નથી જે મનુષ્યો અન્યોના દુ ખ દેખીને તેઓને સહાય આપતા
અન્ય મનુષ્યોને સારી સલાહ આપી શકતા નથી, પોતાની પાસે જે
સ્તુઓ હોય છે તે તે વસ્તુઓનુ જગતના શ્રેય માટે દાન કરી
નથી, અન્ય લોકોને નીચ ગણીને ધિક્કારે છે, તેઓ ઉચ્ચ જાતમા
થયેલા હોય તો પણ તે મોટા ગણી શકાય નહિ જે મનુષ્યો
મોટા પ્રોફેસરો, પ્રીન્સીપાલો અને આચાર્યો બન્યા હોય પણ જેઓ
દાન, પરોપકાર, સૌજન્ય, ઉદારભાવ, સહનશીલતા, સંતોષ, શુદ્ધ
મીઠી વાણી, સદાચાર વગેરેથી દૂર હોય છે તો તેઓ વસ્તુત ઉપર્યુક્ત
ાળા સાધારણ મનુષ્ય કરતા પણ ઉચ્ચ ગણાય નહિ એક ગરીબ
નીચ કોમમા જન્મ્યા છતા મહિને સો રૂપિયા રળે છે તેમાથી

અને મિત્રપર સમાનતા ધારણ કર સમભાવદૃષ્ટિથી માનુકૂલ વા પ્રતિકૂલ જીવોને દેખવાનો અભ્યાસ કરીને અપ્રમત્તદશાના આનન્દનો અનુભવ કર ! હે આત્મન્ ! તારી જીંદગી અનેક મનુષ્યોના આશ્રયભૂત બનો હે આત્મન્ ! સ્વપુરૂષાર્થ અર્થાત્ આત્મપ્રયત્નરૂપ મિત્રથી તારું શ્રેય થનાર છે આત્મપુરૂષાર્થથી મોહનીયાદિ કર્મનો નાશ થાય છે હે આત્મન્ ! વર્તમાનની જીંદગી ઉપર ભવિષ્યનો આધાર છે એમ અવબોધીને તું વર્તમાનકાળમાં સ્વસુધારો કર !

× × × ×

સંવત ૧૯૬૮ ના જેઠ સુદિ ૬ બુધવાર તા. ૨૨ મી મે ૧૯૧૨ વરસો.

જૈનબંધુઓ ! વર્તમાન સમયનું નિરીક્ષણ કરીને હાનિકારક રીવાજોને દૂર નહિ કરશો તો ખરેખર ભવિષ્યના જૈનોના ધન્યવાદને પાત્ર તેઓ થઇ શકશે નહિ ગાડરીઓ રવાહ અને નગીના વશમાં પડવાથી સત્ય અને અસત્યનો પોતાની મેળે નિર્ણય કરી શકાતો નથી કીર્તિ વગેરેના કારણથી જમણો તેમજ અન્ય બાબતોમાં જૈનો ધન ખર્ચે છે, અને તેથી તેઓ પોતાના ધનનો જેવા રૂપમાં જોઇએ તેવા રૂપમાં સત્ય ઉપયોગ કરી શકતા નથી સાધુપાઠશાળાઓ, ગુરૂકુલ, ગરીબ જૈનોને સહાય વગેરે બાબતોમાં જૈનો સમ્યગ્ વિવેકથી ધન ખર્ચશે તો ખરેખર તેઓ આર્ય સમાજ વગેરે અન્ય ધર્મીઓની હરીફાઇમાં આગળ વધી શકશે જે સાધુઓ ગચ્છ ભેદોની તકરારોને આગળ કરીને પ્રત્યેક ગચ્છોમાં કલેશને જાગ્રત કરીને જૈનોમાં તડા પડાવીને વર્તમાન સમયનો લાભ ખરેખર જૈનોને લેવા દેતા નથી, તેઓ જૈનધર્મિયોના સંપવૃક્ષની શાખાઓને છેદી દે છે અને તેથી કલેશરૂપ તાપના ભાગી તેઓ બને છે ગચ્છભેદોની તકરારોનો શ્રી સર્વજ્ઞ વિના કોઇ અન્ત લાવી શકવાનો નથી સાધુઓ અને શ્રાવકો હવે વર્તમાન સમયનો વિચાર કરીને ચાલશે તો તેઓ દુનિયામાં પોતાની હયાતી રાખી શકશે શ્વેતામ્બરોએ વા દિગમ્બરોએ પરસ્પર અવિરૂદ્ધ એવાં ધર્મ કાર્યોને ભેગા મળીને કરવાં જોઇએ રાજ્યખટપટમાં જેમ ભિન્ન ભિન્ન જાતિઓ ભેગી થઇને એક મતથી કામ ચલાવે છે તેમ સામાન્ય શુભ કાર્યોમાં જુદા જુદા ફીરકાવાળા જૈનોએ ભેગા મળીને અને સંપીને પ્રવૃત્તિ કરવી જોઇએ

જે જૈનો દ્રવ્ય, ક્ષેત્ર, કાલ, અને ભાવને જોઇ શકતા નથી તે જૈનો જૈન શાસનનો વિજય વાવટો ફરકાવવાને શક્તિમાન્ થતા નથી જૈનશાસનની જેઓના હૃદયમાં ઉંડી દાઝ છે તેઓ હઠ કદાગ્રહનો ત્યાગ કરીને જૈનોનું ભનુ કરવા અને સંપ વધારવા મહાકાર્ય પ્રયત્ન કરે છે

× × × ×

## સંવત્ ૧૯૬૮ જેઠ શુદિ ૭ ગુરૂવાર તા ૨૩ મી મે ૧૯૧૨ વસો

પરોપકાર, સ્વાર્થત્યાગ, દાન આદિ સદ્ગુણો જેઓનામાં હોય છે, તે ઉત્તમ મનુષ્યો ગણાય છે ઉત્તમ કુલમાં ઉત્પન્ન થએલાજ કંઇ ઉત્તમ મનુષ્યો હોતા નથી જે મનુષ્યો અન્યોના દુઃખ દેખીને તેઓને સહાય આપતા નથી, અન્ય મનુષ્યોને સારી સલાહ આપી શકતા નથી, પોતાની પાસે જે જે વસ્તુઓ હોય છે તે તે વસ્તુઓનું જગતના શ્રેય માટે દાન કરી શકતા નથી, અન્ય લોકોને નીચ ગણીને ધિક્કારે છે, તેઓ ઉચ્ચ જાતમાં ઉત્પન્ન થયેલા હોય તો પણ તે મોટા ગણી શકાય નહિ જે મનુષ્યો મોટા મોટા પ્રોફેસરો, પ્રીન્સીપાલો અને આચાર્યો બન્યા હોય પણ જેઓ દયા, દાન, પરોપકાર, સૌજન્ય, ઉદારભાવ, સહનશીલતા, સંતોષ, શુદ્ધ પ્રેમ, મીઠી વાણી, સદાચાર વગેરેથી દૂર હોય છે તો તેઓ વસ્તુતઃ ઉપર્યુક્ત ગુણોવાળા સાધારણ મનુષ્ય કરતા પણ ઉચ્ચ ગણાય નહિ એક ગરીબ મનુષ્ય નીચ ગામમાં જન્મ્યા છતા મહિને સો રૂપિયા રળે છે તેમાંથી પચીશ રૂપીયા ઘર ખર્ચ પેટે રાખીને પંચોતેર રૂપીયા જગતના જીવોને જીવાડવા, ગુણી બનાવવા, દુઃખ ટાળવા, અને સદ્ગુણોની મૂર્તિ બનાવવા ખર્ચે છે અને એક ઉચ્ચકુળમાં જન્મેલો લાખો રૂપિયાનો માલીક અને વાર્ષિક પચ્ચીશ હજારની આવક છતાં પાંચ હજાર રૂપિયા પણ જગતના જીવોના કલ્યાણાર્થે ખર્ચતો નથી તેવા ઉચ્ચકુલમાં જન્મેલા લક્ષાધિપતિ કરતા પેલો નીચ ગામમાંજ જન્મેલો પારમાર્થિક કૃત્યમાં જીંદગી અને લક્ષ્મી ખર્ચનાર વિશેષ શ્રેષ્ઠ જાણવો મનુષ્ય ફક્ત એક ઉચ્ચકુલમાં જન્મ્યો એટલા માત્રથી શ્રેષ્ઠ ગણાતો નથી. પણ ઉત્તમ ગુણો, ઉત્તમ આચારો અને ઉત્તમ કૃત્યો જે કરે છે, તે ગમે તેવા કુલમાં જન્મ્યો હોય છે તો પણ તે

શ્રેષ્ઠ ગણાય છે કેટલાક મનુષ્યો જાતિનુ મિથ્યાભિમાન ધારણ કરીને મહ ગુણોવડે થતી શ્રેષ્ઠતા તરફ લક્ષ દેતા નથી

×　　×　　×　　×

**સંવત ૧૯૬૮ જેઠ સુદિ ૮ શુક્રવાર તા૦ ૨૪ મી મે ૧૯૧૨ માતરગામ**

ભગવાનની સેવા કરવાથી આત્માના પરિણામની શુદ્ધતા થાય છે ભગવાનના ગુણોને ગાવામા ભક્તપુરુષના હૃદયમા આનંદરસની રેલ છેલ થઇ જાય છે શ્રીસુમતિનાથના દર્શન કરતા અપૂર્વ આનંદ રસ પ્રગટયો સાલંબન ધ્યાન વડે હૃદયની ઉચ્ચતા કરી શકાય છે જે મનુષ્યો ભગવાનના ગુણોના અત્યંત રાગી બન્યા હોય છે તેઓ ભગવાનની પ્રતિમાનુ અવલંબન કરીને પોતાના આત્મામા ગુણો પ્રકટાવવાને ખાસ પ્રયત્ન કરે છે

**स्वामी गुण ओलखी स्वामिन ज भजे, दरिसन शुद्धता तेह पामे**
**ज्ञान चारित्र तप वीर्य उल्लासथी, कर्म जीपी वसे मुक्तिधामें साद हा ॥**

પ્રભુની સેવા, ભક્તિ, ધ્યાન ઉપાસના વગેરે સર્વે શ્રી પ્રભુના ગુણો પોતાના આત્મામા રહેલા ગુણો પ્રકટાવવા માટેજ છે તીર્થંકરોના ગુણોને ઓળખીને તીર્થકરોને જે સેવે છે તે આત્માના દર્શનની શુદ્ધતાને પ્રાપ્ત કરે છે જે જે તીર્થકરોની ઉપાસના કરવી તે તે તીર્થંકરોના ચરિત્રો પોતાના હૃદયપટ આગળ ખડા કરવા જોઇએ તીર્થ કરોની બાલ્યાવસ્થા, યુવાવસ્થા, રાજ્યાવસ્થા, ત્યાગાવસ્થા કેવલજ્ઞાનાવસ્થા વગેરે અવસ્થાઓનો વિચાર કરવામા આવે તો તે તે અવસ્થાઓમાથી અત્યંત શિખવાનુ મળે છે એક તીર્થંકરપ્રભુનુ બાલ્યાવસ્થાથી માંડીને નિર્વાણાવસ્થા પર્યંતનુ ચરિત્ર વાચીને તે ઉપર વિચાર કરવામા આવે છે તો પોતાના આત્માની ઉચ્ચદશા કરવાનુ ભાન સારી રીતે પ્રકટે છે અને તે પ્રમાણે મન, વાણી અને કાયાથી પ્રવૃત્તિ પણ થઇ શકે છે, શાતા અને અશાતાના પ્રસંગોમા મનની સમાનતા રાખવાનો અપૂર્વ પાઠ શિખવામા ભગવાનનુ જીવનચરિત્ર મદદ કરે છે શ્રીમહાવીરપ્રભુના જીવનચરિત્રમાથી અનેક ગુણો શિખવાના મળે છે અનન્ત ગુણનુ ધામ એવા શ્રીવીરપ્રભુનુ ક્ષણે ક્ષણે સ્મરણ કરીને તેમના ગુણોનુ અવલંબન લેવુ એજ ઉત્તમભક્તિ છે

×　　×　　×　　×

**સવત ૧૯૬૮ ના જેઠ સુદિ ૯ શનિવાર તા. ૨૫ મી મે ૧૯૧૨ એડા**

જૈનકોમમા ગામોગામ કોઇ કોઇ જાતનો કુસપ દેખવામા આવે છે, તેથી જૈનકોમમા એકી ઢગવે કોઇપણ ધાર્મિક કાર્ય સારી રીતે થમ લમા મૂકી શકાતુ નથી અગ્નભાષાની કેળવણીથી કેળવાયલા કેટલાક જૈનો પણ મતભેદથી કુસપ કરીને જૈનકોમના ઉદયમા વિઘ્ન નાખે છે જૈનકોમમા વ્યાવહારિક કેળવણી પણ ઘણી વૃદ્ધિ પામી નથી તેથી તે અન્ય કેળવાયલી કોમની હરિફાઇમા પાછળ પડી જાય એમ સભવે છે પરન્તુ જૈનકોમના આગેવાન ગૃહસ્થો જો આત્મભોગ આપીને જૈનકોમને આગળ વધારવા પ્રયત્ન કરશે તો અન્ય કેળવાયલી કોમની હરિફાઇમા જૈનકોમ ટકી શકશે આ કાર્ય ખરેખર ગૃહસ્થ જૈનોનુ છે, જૈનકોમે અધાપિ પર્યંત ગમે તે રીતે પોતાની મહત્તા જાળવી છે પણ હવે સુમપીને અને આત્મભોગ આપીને ઉદયના ઉપાયોને આદરશે તો પોતાની મહત્તા જાળવવા શક્તિમાન્ થશે. અભિમાન, ઇર્ષ્યા, ટુકદષ્ટિ, સ્વાર્થ, કપટ, મિથ્યા કીર્તિ, કુવ્યય, મોજશોખ, હાનિકારક રીવાજો અને અજ્ઞાન વગેરે દોષોથી જૈનકોમે પોતાની મહત્તાનો પ્રકાશ ખીલવવામા વિઘ્ન ઉભા કર્યા છે ઉપદેશકો ઉપદેશ આપીને થાકી ગયા પણ હજી કુસપ ટળતો નથી કેટલાક લક્ષ્મીના સેવકો કે જે પોતાના વિચારોમાજ બ્રહ્માડને સમા વનારાઓ જૈનકોમની ઉન્નતિમા લક્ષ્ય આપતા નથી અને આગેવાનીપણુ કાયમ રાખવા પેટ ફુટે છે કેટલાક પોતાની વિદ્વત્તાનો ફાકો રાખે છે, પણ મન, વાણી, કાયા અને લક્ષ્મીવડે અન્યોને ઉપકાર કરી શકતા નથી, અને પાણી આરાના મુનશીની પેઠે બબડે છે અને મનમાજ પરણે છે, તેઓ પોતાનુ તથા અન્યનુ કલ્યાણ કરી શકતા નથી કેટલાક જૈનો પોતાના ધધાને પરમેશ્વર કરતા પ્યારો ગણીને જૈનકોમના સબધી એક ભલો વિચાર પણ કરતા નથી તેવા જૈનો અજાસીયાની પેઠે સ્વાર્થમાટે દેહની માટી મૂકી જાય છે જૈનો ! જાગો ! જાગો ! જાગો ! તમારા જાગવાથી દુનિયાને મહાન્ લાભ થશે હે જૈનો ! હવે ઉઘવાનો સમય નથી જૈન બધુ ઓની ઉન્નતિ થાઓ દયા વગેરે પરમાર્થના કાર્યો કરવામા જૈનકોમમા નવીન પ્રબલ જુસ્સો પ્રકટો

સવત્ ૧૯૬૮ ના જેઠ સુદિ ૧૦ રવિવાર તા. ૨૬ મી મે ૧૯૧૨ પેથા

અધ્યાત્મજ્ઞાનનુ માહાત્મ્ય વર્ણવતા વા તેના ઉપર વિશેષ રૂચિ થતા ધર્મક્રિયા માર્ગનો નિષેધ ન સમજવો અમુક અધિકારી પરત્વે ધર્મક્રિયાની વિશેષત પુષ્ટિ કરતા જ્ઞાનમાર્ગનો નિષેધ કરવામા આવે છે એમ સમજવુ નહિ સાતનયોમાથી અમુક કારણ પ્રસગે અમુક નયની પુષ્ટિ કરવામા આવે તેમ અન્યનયોની સાપેક્ષતાએ અવબોધવુ પણ નિરપેક્ષતાએ અવબોધવુ નહિ દ્રવ્ય, ક્ષેત્ર, કાલ ભાવ અધિકારી આદિની અપેક્ષાએ ધર્મક્રિયાઓમા સુધારા કરવામા આવે તેનો વિપરીતાર્થ નિષેધરૂપ કોઇએ સ્વીકારવો નહિ જે જે નયોની જે જે અપેક્ષાએ મહત્તા છે તેમજ જે જે નિક્ષેપાઓની જે જે હેતુઓથી મહત્તા છે તેનો તે પ્રમાણે અધિકાર વર્ણવતા અન્ય બાબતોની મહત્તા વર્ણવાતી નથી વા તે અન્ય બાબતોની મહત્તા માન્ય નથી એવો અર્થ કરવો નહિ પ્રતિક્રમણ, પૂજા વગેરે ધર્મ અનુષ્ઠાનોનુ વાસ્તવિક સ્વરૂપ વર્ણવતા અને તે તે અનુષ્ઠાનોમા રૂઢિ અનુસારે પ્રવર્તતા અજ્ઞાનાદિથી જે જે વિપરીત પ્રવૃત્તિ થતી હોય તેનુ અમુક અપેક્ષાએ ખડન કરતા પ્રતિક્રમણ પૂજા વગેરે અનુષ્ઠાનો સાજ્ય છે વા તે અનહેય છે, એમ કોઇએ વિપરીતભાવ ગ્રહણ કરવો નહિ નયોની અપેક્ષાએ સામાયક અને પૂજાનુ સ્વરૂપ સમજાવતા છતા તેનો એકાન્તાર્થ ગ્રહણ કરવો નહિ હઠ સમાધિનુ વર્ણન કરવાથી જૈનાગમોથી વિરૂદ્ધ એવી હઠયોગની ક્રિયાઓ અમને માન્ય છે એવો કોઇએ વિપરીતભાવ ગ્રહણ કરવો નહિ જૈનેતર વિદ્વાનોના ગ્રથો લેખો વા તેઓના વિચારોમાથી જે જે કઇ જૈનાગમ સિદ્ધાતથી અવિરોધી હોય તેજ અનુમોદનીય છે જે જે જૈનાગમોથી અવિરૂદ્ધ હોય તે તે સ્યાદ્વાદશૈલીની અપેક્ષાએ માન્ય છે અન્ય દર્શનીઓના તત્ત્વોનો અને જૈનતત્ત્વોનો મુકાબલો કરવા સાદૃશ્ય ખેડતા કોઇની અમુક અપેક્ષાએ પ્રશસા કરવાથી અને કોઇનો નિષેધ કરવાથી તેમા એકાત પ્રશસા અને એકાત નિષેધ સર્વદા સર્વથા અવબોધવો નહિ અન્ય દર્શનીઓની સાથે સબધ હોવાથી તેઓના જૈનાગમોથી વિરોધી એવા તત્ત્વો અને આચારો અમને માન્ય છે એમ સમજવુ નહિ જૈનોમા પડેલા ભિન્ન ભિન્ન ગચ્છોમા પણ જૈનાગમોથી અવિરોધી જે જે આચારો અને તત્ત્વો હોય તે તે અમારે માન્ય છે

× × × ×

## સંવત ૧૯૬૮ નાં જેઠ સુદિ ૧૦ સોમવાર તા ૨૭ મી મે ૧૯૧૨ કલોલ

જૈનધર્મસાધકોને ધર્મતત્ત્વની પ્રાપ્તિ માટે અન્યત્ર પરિભ્રમણ કરવાની જરૂર નથી કારણ કે સર્વજ્ઞકથિત શ્રીજૈનધર્મમાં કોઇ પણ બાબતની ન્યૂનતા નથી જૈનધર્મના સિદ્ધાન્તો પરિપૂર્ણ સત્ય હોવાથી અન્ય ધર્મના સર્વાંશે અપરિપૂર્ણ એવા સિદ્ધાંતોનો આશ્રય લેવાની આવશ્યકતા સિદ્ધ કરતી નથી જૈનધર્મસાધકો દયાલુ બની જાય છે, અને તેથી તે દેશની પરતંત્રતા કારણીભૂત થાય છે, આમ કહેનારાઓ જૈનધર્મને અન્યાય આપે છે જૈનધર્મ માનો કે આખી દુનિયા પાળે અને આખી દુનિયા દયાળુ બની જાય તો મહાભયંકર યુદ્ધો કરવાને કોણ શસ્ત્રોને સજ્જ કરે ? આખી દુનિયામાં દયાના તત્ત્વથી શાન્તિ ફેલાવનારા જૈનો પ્રકટે તો આર્યાવર્તને દુઃખ આપવા કોઇ પણ દેશ તૈયાર થાય નહિ તેમજ જૈનધર્મમાં મુખ્યતાએ ગણાતી એવી દયાની ઉપાસના કરનારાઓ અન્ય દેશોને સ્વાર્થબુદ્ધિ વડે પરતંત્રતાની બેડીમાં નાખવાને માટે તૈયાર થઇ શકે નહિ જૈનધર્મમાં કથેલી ઉદાર દયાનો પ્રચાર કરવાને માટે જેઓ પ્રયત્ન કરે છે તેઓ અમુક અંશે જૈનધર્મમાં કહેલા માર્ગાનુસારિગુણોના ઉપાસક બને છે, અને તેમાં જૈનધર્મની આરાધનાસમ્મુખ થતા જાય છે જૈનધર્મમાં ઉત્તમ આચારો અને વિચારો જણાવ્યા છે જૈનાગમોમાં અપૂર્વ શોધો છે જે મનુષ્યો જૈનાગમોનું પરિપૂર્ણ સંશોધન કરે છે તેઓ જૈનતત્ત્વોની અપૂર્વ ખૂબીઓ સમજી શકે છે જૈનાગમોનો અભ્યાસ કરનારાઓ સાયન્સવિદ્યા ઉપર સારૂં અજવાળું પાડી શકે છે જૈનાગમોના સમ્યગ્રીત્યા પરિપૂર્ણ અધ્યયન કરનારાઓ જો સાયન્સવિદ્યા તરફ લક્ષ્ય આપે તો તેઓને સહેજે જણાય કે સાયન્સવિદ્યાએ અદ્યાપિ પર્યંત જે શોધી કાઢ્યું નથી તેને સર્વજ્ઞદૃષ્ટિથી શ્રીવીતરાગ સર્વજ્ઞે પૂર્વે હજારો વર્ષ પહેલાં કથ્યું છે કેટલાક જૈનો જૈનાગમોનું સમ્યગ્રીત્યા પરિપૂર્ણ જ્ઞાન કર્યા પહેલાં જૈનધર્મમાં ખામીઓ કાઢતા દોઢચતુર બને છે પણ જો તેઓ 'ગુરુગમપૂર્વક જૈનશૈલીના અનુસારે યથાનુક્રમથી જૈનધર્મશાસ્ત્રોનો અભ્યાસ' કરશે તો જૈનધર્મ અપૂર્વ ખૂબીઓથી ભરપૂર છે એમ તેમને લાગશે

× × × ×

## સંવત્ ૧૯૬૮ જેઠ સુદિ ૧૩ મંગળવાર તા. ૨૮ મી મે ૧૯૧૨ નારોલ.

પ્રભુની મહત્તા અવબોધ અને પ્રભુના માર્ગમાં પ્રવૃત્તિ ક

જગતના ઉત્તમ રત્નની શોધ કરતાં સંત માલૂમ પડ્યું કે પ્રભુ મહાન્ રત્ન છું

બધુંઓ ! અન્ય જીવોના સુખ માટે મનમાં સદ્વિચારો કરો અને પોતાના આત્માને બ ચોના શ્રેય માટે જાગ્રત્ કરો બન્ધુઓ ! દુ ખીઓને દિલાસો આપો ધનવડે વનવાનની અને સત્તાવડે સત્તાધીશની કદર કર નાર લાખો મનુષ્યો છે પણ ગુણની કદર કરનારા મનુષ્યો વિરલા છે

આપણી પાસે ઉત્તમ સિદ્ધાંતો છે પણ તેને બહાર લાવવાની શક્તિને આપણે જાગ્રત્ કરતા નથી

વર્તમાનસ્થિતિમાંજ આપણે કાર્ય કરીને આત્મોન્નતિવડે આગળ વધવાનું છે, એ સિદ્ધાંત ભૂલવો જોઇતો નથી જે મનુષ્ય એક તરફથી પોતાના ઉપર આવતા સંકટોના સામો ઉભો રહીને તેને જવાબ આપે છ અને બીજી બાજુથી દુ ખી મનુષ્યોના અશ્રુઓ લ્હુવે છે અને તેઓને દુ ખ મુક્ત કરે છે તેજ ધર્મવીરપુરૂષ છે જે મનુષ્ય પોતાના ઉપર પડેલા દુ:ખડા જેની તેની આગળ ગાયા કરે છે અને ચિંતાના વિચારોમાં જીવન ગાળે છે તે કાયર છે

પોતે તુ શું કરી શકે તેમ છે ? તે કાર્ય કરીને બતાવ હવે વાતોના તડાકા મારવાથી કંઇ વળી શકે તેમ નથી જે જે કાર્ય તારા જીવનમાં કરવા ધાર્યાં છે તે પ્રતિ લક્ષ્ય રાખીને તે તે કાર્યો કરવામાં સદાકાલ મંડયો રહે

જે ધાર્મિક લાગણીઓ બડાઇને માટે બતાવવામાં આવે છે અને કરવામાં કંઇ નથી હોતું ત્યાં આદર્શ પુરૂષ બનવાનું સ્વપ્ન છે એમ અવબોધવું લોક ત્હારા કાર્યની ટીકાઓ કરે તે પર લક્ષ્ય નહિ આપતાં તારું કાર્ય તું કર્યા કર ફક્ત તારું કાર્ય સારૂં છે કે કેમ તેનો તારે પોતે વિચાર કરીને આગળ પગલું ભરવું જોઇએ જેના કાર્યપર ટીકા થતી નથી તેનું કાર્ય જાહેરમાં આવતું નથી તારા કાર્યનો પડઘો તારા કાને સંભળાશે માટે અન્યોના મુખ સામે જોવાની જરૂર નથી ઉચ્ચમન મીઠીવાણી અને ઉત્તમ આચારથી હે મુસાફર ! તારી મુસાફરી આગળ લંબાવ !

× × × ×

## સંવત ૧૯૬૮ જેઠ સુદિ ૧૪ બુધવાર તા૦ ૨૯ મી મે ૧૯૧૨ અમદાવાદ

પરોપકાર કરવા માટે જીવવાનુ છે અન્ય જીવોનુ સારૂ કરવુ એજ પરોપકાર છે પરોપકાર વિનાના દિવસો શાપસમાન છે તમારી પાસે જે કંઇ સારૂ હોય તે અન્ય જીવોના ભલા માટે વાપરો અનેક પ્રકારની ક્ષુદ્ર કામનાઓની તૃપ્તિ માટે મનુષ્યનુ જીવન નથી પોતાના અને અન્યોના ઉદ્ધારાર્થે મનુષ્ય જીવન છે પરોપકારની સાંકળથી બંધાયલુ બધુ જગત્ છે, તેમ છતા જે પરોપકારને ભૂલે છે તે મનુષ્ય છતા રાક્ષસ જેવો છે પરોપકારી મનુષ્યોના હાડકાં રાખ અને તેઓના નામ પૂજ્ય છે જેઓ પરોપકારને સેવતા નથી તેઓની લક્ષ્મી સત્તા વિદ્યા, શારિરિક સંપત્તિ અને વાણીનુ બળ ખરેખર બકરીના ગળા પાસે લટકતા આંચળથી વિશેષ શોભાને આપતુ નથી પ્રેમ દૃષ્ટિથી સર્વ જીવોને ચાહો અને તેઓનુ ભલુ કરવા પ્રયત્ન કરો મારા શત્રુઓ છે, મારૂ બુરૂ ઇચ્છનારાઓ છે એ વાત ભૂલી જાઓ, અને સર્વને શુદ્ધ પ્રેમથી નિહાળો તમારી શક્તિના અનુસારે પરોપકાર કરવામા પાછળ ન પડો ભારત વાસીઓનો મુખ્ય ગુણ પરોપકાર છે

જે કોઇ પરોપકાર કરો છો તે પોતાની ફરજ માનીને કરો પરંતુ અન્યનો સેવાની બુદ્ધિથી જે પરોપકાર કરવામા આવે છે તે પરોપકાર નથી

પરોપકાર કરવામા જાગ્રત્ થાઓ અને કદિ તેથી વિરમો નહિ દ્રવ્ય અને ભાવ એ બે પ્રકારે પરોપકારના ભેદ છે પરોપકારના કાર્યો કરવામા તમારૂ બળ વાપરો આપણે પ્રત્યેક મનુષ્યોની સાથે રહીને પરોપકારના કાર્યો કરવાના છે એ સિદ્ધાતને લક્ષ્ય બહાર ન રાખો

સંપત્તિ, કીર્તિ, ભોગવિલાસ, શરીર આદિ ક્ષણિક વસ્તુઓ સદાકાળ રહેવાની નથી, માટે જાગ્રત્ થઇને સર્વ મનુષ્યોને સુખની દિશા દેખાડવા જાગ્રત્ થવા હે મનુષ્યો ! ઉદ્યમ કરો ! સત્ય ધર્મ અને સત્ય કાર્ય કરવામા જીંદગી પસાર થાય તેજ ઉત્તમ કામ છે હિંમત રાખો અને પરોપકારના કાર્યો કર્યા કરો સત્પુરૂષોની પાસે જે કંઇ હોય છે તે પરોપકારને માટેજ છે સત્પુરૂષ થાઓ અને આગળ વધો જે કંઇ નવુ અનુભવવાનુ છે તે આગળ ગમન કર્યાથી જણાશે

40 × × × ×

## સંવત ૧૯૬૮ ના જેઠ વદિ ૧ ગુરૂવાર તા. ૩૧ મી મે ૧૯૧૨ અમદાવાદ

૧ જે મનુષ્યો ઉપકારને ભૂલી જતા નથી તેઓ મનુષ્યપણાને લાયક છે. ઉત્તમ પુરૂષો ઉપકારીનો પ્રતિ બદલો વાળવા માટે વખત આવે ભૂલ કરતા નથી. જગતમાં કોઈ પણ મનુષ્ય એવો નથી કે જે કોઈના ઉપકાર તળે ન આવેલો હોય. પામર મનુષ્યો ઉપકારને ભૂલી જાય છે, અને ઉપકાર કરનાર એવા ગુરુ માતા પિતા ધર્માચાર્ય મિત્રો વગેરેનું પણ અશુભ કરવા બાકી રાખતા નથી.

મારા ઉપર નાના મોટા જે જે જીવોએ ઉપકાર ભૂતકાળમાં કર્યા હોય, વર્તમાનમાં કરે છે અને ભવિષ્યમાં કરશે તેઓનું ભલું થાઓ એમ બે હાથ જોડીને પરમાત્મ દેવની આગળ પ્રાર્થના કરું છું. કોઈ પણ જીવ આ જગતમાં કોઈના ઉપર ઉપકાર કરતો હોય તેના કાર્યમાં આવનાર વિઘ્નોનો નાશ થાઓ એવી પરમાત્મ દેવ પ્રતિ પ્રાર્થના કરું છું. કોઈપણ જીવ ઉન્નતિ કાર્ય કરવા પ્રયત્ન કરતો હોય તેના માર્ગમાં મારાથી અન્તરાય ન થાઓ એવી ભાવના ભાવું છું. તેમજ જે ઉચ્ચ ઉન્નતિ ક્રમ પર ચઢતા હોય અને સદ્‌ગુણોનો માર્ગ ગ્રહણ કરતા હોય તેઓના ગમનમાં હું સહાયકારી બનું એવી પ્રાર્થના કરું છું. કોઈપણ જીવે મારા ઉપર અમુક અંશે ઉપકાર કર્યો તે ઉપકાર કદિ ન ભુલાઓ અને તે ઉપકારના પ્રતિ બદલો કોઈપણ રીતે તેને મળો એવી ભાવના ભાવું છું. ગમે તેવી સ્વાર્થની ઇચ્છાઓ પ્રકટે છે તેવી દશામાં પણ ઉપકારીના ઉપકાર ન ભુલાઓ એમ વાર વાર ઇચ્છું છું. કૃતજ્ઞતાની કેળવણી વિના દુનિયા ઉપકારના ગુણ જાણી શકતી નથી. અજ્ઞાનતાના આવરણથી મનુષ્યો ઉપકાર તરતત સમજી શકતા નથી, અને તેથી તેઓ ઉપકારીઓને પણ ઇતર મનુષ્યોની માફક ગણીને તેઓની સેવા કરી શકતા નથી. ઉપકાર કરનારાઓએ ઉપકારનો બદલો ન ઇચ્છવો જોઇએ, પણ ઉપકાર તળે દબાયલાઓએ પરમાણુ જેટલા ઉપકારને પણ પર્વત સમાન માનીને ઉપકારીની સેવા કરવી જોઇએ. અરે તું કોઈના ઉપકારને ભૂલીશ નહિ. તારા ઉપર ઘણાઓના ઉપકાર થયા છે. સર્વ જીવોના ભલા માટે પ્રયત્ન કરીને જગતનું દેવું ચુકવી દે. તું ઉત્તમ સર્વાને ઇચ્છતો હોય તો મન, વાણી, કાયા, સત્તા, અને લક્ષ્મીથી જગતનું ઉપકારરૂપ દેવું ચુકવવા પ્રયત્ન કર.

× × × ×

## સંવત્ ૧૯૬૮ જેઠ વદિ ૨ શનિવાર તા. ૧ લી જુન ૧૯૧૨ અમદાવાદ.

જૈન ઐતિહાસિક જ્ઞાન મેળવવાથી પહેલાંનો જમાનો અને હાલનો જમાનો એ બે જમાનાનો મુકાબલો કરી શકાય છે પ્રાચીન આચાર્યો અને આધુનિક આચાર્યો વગેરેના આચાર અને વિચારોનો મુકાબલો થવાથી પોતાની ભૂલો સુધરે છે અને વર્તમાનમાં જે કર્તવ્ય છે તે ઉપર લક્ષ્ય ખેંચાય છે તથા તેથી આત્માના સદ્ગુણો ખીલવવા અને સામાજિક સુધારો કરવા જે જે ઉપાયો આદરવા યોજ્યા હોય તેમાં શંકા રહેતી નથી જે જે ઠીકાઓ જુદા પડયા તેના આન્તરિક કારણો શોધવાથી અને તે સમયના આજુબાજુના સંયોગો અવબોધવાથી પોતાના જ્ઞાનની ઘણી વૃદ્ધિ થાય છે ઐતિહાસિક જ્ઞાનથી ઘણી બાબતોનો અનુભવ મળે છે, અને તેથી વાચકનું ચારિત્ર ઉત્તમ થાય છે જે જે સમિમાં જેવા જેવા સંયોગોથી પરિવર્તનો થયાં હોય છે, તેનું વિશેષ પ્રકારે જ્ઞાન થવાથી વર્તમાન કાળમાં કેવી રીતે પ્રવર્તવું તેનું સમ્યગ્ જ્ઞાન થાય છે જૈન ઐતિહાસિક બાબતોને જાગતી રાખવાની ઘણી જરૂર છે ધર્મના પ્રવર્તકોએ દરેક ધર્મનો ઇતિહાસ સારી રીતે અવલોકવો જોઇએ સ્વપર ધર્મનું ઐતિહાસિક જ્ઞાન પ્રાપ્ત કરવાથી દીર્ઘદૃષ્ટિ પ્રાપ્ત થાય છે જૈનધર્મ આદિધર્મનું ઐતિહાસિક જ્ઞાન પ્રાપ્ત કરવાથી વર્તમાન કાળમાં ઉન્નતિના જે જે ઉપાયો હોય છે તે દૃષ્ટિ આગળ ખડા થાય છે ઐતિહાસિક બનાવોને સ્થૂલ દૃષ્ટિથી અવલોકવા કરતાં સૂક્ષ્મ દૃષ્ટિથી અવલોકવા જોઇએ, અને તેમાંથી હેય, જ્ઞેય અને ઉપાદેય બુદ્ધિથી સાર ખેંચવો જોઇએ જૈન વગેરે કોમમાં ઐતિહાસિક જ્ઞાનનો બહોળો ફેલાવો કરવો જોઇએ દરેક દેશના લોકોએ ધર્મ બાબતો વગેરેનું ઐતિહાસિક જ્ઞાન મેળવવું જોઇએ, કે જેથી તેઓને પોતાના વિચારોમાં જે જે અંશે ફેરફાર કરવો જોઇએ તેની સમજણપડે બાહ્ય અને અંતર્ ભાવને જે અવલોકીને ઐતિહાસિક બાબતોનો વિચાર કરે છે તે, ખરૂં રહસ્ય પ્રાપ્ત કરે છે

× × × ×

## સંવત્ ૧૯૬૮ જેઠ વદિ ૨ રવિવાર તા. ૨૭ જુન ૧૯૧૨ અમદાવાદ

મનુષ્યોમાં જે જે અંશે સદ્ગુણો હોય તે તે અંશે તેઓની પ્રશંસા કરવી મનુષ્યોના દોષો નહિ દેખતાં તેઓનામાં રહેલા ગુણો દેખવા જોઇએ કોઇપણ મનુષ્યથી જગતના જીવો પ્રતિ અસંત ઉપકાર થતો હોય તેઓની હેલના કરવાથી, તેઓના શુભ કાર્યમાં હાનિ પહોંચાડવાથી જગતના જીવોને પરંપરાએ હાનિ પહોંચાડી શકાય છે મનુષ્યોને કદિ તેઓની નિંદા કરીને સુધારી શકાતા નથી મનુષ્યોને સદ્ગુણો તરફ રૂચિ કરાવવાથી તેઓની દોષો તરફની પ્રવૃત્તિ મંદ પડે છે, અને સદ્ગુણોની પ્રવૃત્તિ શરૂ થાય છે શુદ્ધ પ્રેમ દૃષ્ટિથી સર્વ જીવોને દેખવાનો અભ્યાસ પાડવાથી કોઇપણ જીવના ગુણો દેખવા તરફ લક્ષ્ય ખેંચાય છે જેના ઉપર આપણો પ્રેમ હોય છે, તેના ગુણોજ આપણે દેખીએ છીએ અને તેના દોષો ઢાંકવાની પ્રવૃત્તિ થાય છે આપણો તેવો પ્રેમ જો જગતના સર્વ જીવો સાથે વર્તે તો કોઇપણ જીવની નિંદા વા તેની હેલના કરવાની વૃત્તિ થાય નહિ આવી પ્રેમ દૃષ્ટિમાં અનેક વિઘ્નો આવે છે, અને જેથી જેના ઉપર પ્રેમ હોય છે, તેના ઉપર દ્વેષ થવાથી પ્રેમીને દ્વેષી માનીને તેના ગુણોને પણ દુર્ગુણોના રૂપમાં ફેરવી નાખવામાં આવે છે પાછો દ્વેષીના ઉપર પ્રેમ થવાથી તેના સદ્ગુણોને સદ્ગુણો તરીકે દેખવામાં આવે છે, અને દુર્ગુણો તરફ લક્ષ્ય રહેતુ નથી મોક્ષમાર્ગની નિસરણી ઉપર પગ દેતા પહેલાં મનુષ્યોએ શુદ્ધ પ્રેમનો સંબંધ સર્વ જીવોની સાથે બાંધવો જોઇએ જેમ જેમ સર્વ જીવોપર શુદ્ધ પ્રેમ વિસ્તરે છે તેમ તેમ સર્વત્ર સદ્ગુણો દેખાય છે પ્રારંભાવસ્થામાં આજ પગથીએ આગળ ચઢી શકાય છે, પછી કર્મના યોગે ગમે તે સ્થિતિમાં મૂકાયેલા મનુષ્યોએ પ્રથમ આ માર્ગે ગમન કરવુ એ ઉત્તમ ઉપાય છે પ્રથમાભ્યાસની ભૂમિકામાં જેઓ દુઃખ વેઠીને રહે છે, તેઓ સર્વ જીવોની સાથે મળીને રાખીને સદ્ગુણોના પાત્રભૂત બને છે દુનિયાને આવી સ્થિતિમાં લાવવાને માટે સત્ પુરૂષોએ પ્રયત્ન કરવો જોઇએ

× × × ×

બદલો ભલાઇથી આપવો એમ મહાત્માઓ વિચારે છે, અને બુરાઇનો બદલો બુરાઇથી આપવો એમ અધમ પુરૂષો વિચાર કરે છે

ગમે તેવા ગભરાટના સમયમાં પણ હું શું કરૂંછું, મારે શું કરવું જોઇએ તેનો વિચાર કરી જવો દુનિયા સર્વ પ્રપંચી છે, અને આપણે પોતે સાગ છીએ એવો મત કદિ બાંધવો નહિ કોઇ પણ મનુષ્ય સંબંધી સદાભાવ એક સરખો મત બાંધવો એ તેની પૂર્ણ જીંદગીનું અવલોકન કર્યા વિના યોગ્ય ગણી શકાય નહિ કોઇ પણ મનુષ્યના મરણ બાદ તેની જીંદગી ઉપર પરિશ્રમથી આજુબાજુના સંયોગોથી અને પોતાની બુદ્ધિ અનુસારે મત બાંધી શકાય છે. સામા મનુષ્ય સંબંધી મત બાંધનાર મનુષ્ય પોતાની વૃત્તિના અનુસારે મત બાંધી શકે છે તેથી મત બાંધનાર ઉપર પણ મતબાંધવાનો પ્રસંગ મળી શકે છે અન્યોના આચારો અને વિચારો ઉપર મત બાંધનાર મનુષ્યોના વિચારો ઉપર મત બાંધનાર મનુષ્યો હોય છે માટે કોઇ પણ મનુષ્ય સંબંધી મત બાંધતા પહેલા મત બાંધવાના જે જે હેતુઓ હોય તેનો તપાસ કરવો મત બાંધવાના સાધનો સત્ય છે કે અસત્ય છે તેનો નિર્ણય કરવો તેમા કોઇ બાજુથી ભૂલ તો નથી થતી ? તેનો વિચાર કરવો. જે જે સાધનો વડે મત બાંધવો જોઇએ તે સંબંધી દીર્ઘ વિચારો કરવા.

)

× × × ×

## સંવત્ ૧૯૬૮ ના જેઠ વદિ ૯ રવિવાર તા ૯ મી જુન ૧૯૧૨ અમદાવાદ

જેના માટે જે યોગ્ય હોય અને જેને જેની અને
તને તે બાબતમા જે ઉપદેશ યોગ્ય લાગતો હોય તે
જેટલુ પચે તેને તેટલુ આપ !
ઉન્નતિનો તપાસ કરીને આપ ! મ
અમુકને કેવા થશે તેનો પૂ આ
આપ માનસિક વિચારો
અન્યોને આપ વિ
અન્યોને યોગ્ય લાગે તે
હોય અને તેઓને

જે જે છે તેમાં સર્વનો હક્ક છે, એમ માનીને અન્યોને ઉદારભાવથી જે જે આપવાનું હોય તે આપ ! એકનું અનન્ત ગણુ થાય તેવુ અન્યોને આપ ! ભવિષ્યમા પરંપરાએ પ્રતિદિન વૃદ્ધિ પામે તેવુ અન્યોને આપ જે જે મનુષ્યોને જે જે સમયે જે જે ઉપયોગી હોય અને તે તે તારી પાસે હોય તે આપ ! તું આપવા માટે જન્મ્યો છે જે જે આપ વાથી પ્રતિબદલા તરીકે જે જે પાછુ મળે છે તેનીઇચ્છા ન રાખ. જે જે આપે તે બહુમાન અને શુદ્ધપ્રેમથી આપ !

અતિથી સત્કાર એ આર્યોનું મુખ્ય લક્ષણુ છે જેના હૃદયમા અતિથી સત્કાર નથી તે પોતાના દેશની, ધર્મની અને આત્માની અવગણના કરે છે શત્રુ પણ અતિથિ થઇને આવે તો તેની ગુરૂજનની પેઠે સેવાભક્તિ અને બહુમાન કરવુ શત્રુ પણ અતિથિ થઇને આવે તો તેના ઉપર અરિબુદ્ધિ ધારવી નહિ, પણ તે પોતાનો છે એવી બુદ્ધિ ધારણ કરવી કે જેથી ભવિષ્યમાં ઘણાભવ પર્યંત વૈર સસ્કારો પડવાના હોય તે ન પડે અને વર્તમાનમા તે સસ્કારો ટાળીને મહાન્ ઉપકાર કરી શકાય તથા સત્પુરૂષોની કોટિમા પ્રવેશ કરી શકાય. જેની પાસે પ્રતિપક્ષી પણ અતિથિ થઇને આવે અને તેને જે માન આપતો નથી તે મનુષ્યની કોટીમા ગણાવવાને લાયક નથી જે અતિથિનો અનાદર કરે છે, તેનો સદ્ગુણો અનાદર કરે છે સાધુઓમા, ત્યાગીઓમા, ગૃહસ્થોમા અતિથિ સત્કાર ગુણ ખીલવવા જેઓ ઉદ્યમ કરે છે તેઓ પરમાત્માના સાચા સેવકો છે પોતાની પાસે આવેલા કોઇપણ આત્માનો તિરસ્કાર કરવો એ પોતાનો તિરસ્કાર કરવા બરાબર છે જે મનુષ્યોમા અતિથિ સત્કાર ગુણ છે તે આર્યો છે અતિથિ સત્કાર કરવો એ પરમાત્માના સેવક બનવાની ઉત્તમ નિશાની છે

× × × ×

## સંવત્ ૧૯૬૮ ના જેઠ વદિ ૧૦ સોમવાર તા ૧૦ મી જુન ૧૯૧૨ અમદાવાદ

જેનું મન નાના બાળકની પેઠે સરળ છે તે સત્પુરૂષ કહેવાય છે જેના મનમાં કપટની મલીનતા નથી અને સદાકાળ આનંદી રહે છે તે યોગી થવાને માટે લાયક છે. જેના મનમા પ્રતિક્રમણ કર્યાના- પાપ સેવ

વાની મિલકત ઇચ્છા ન હોય તે પ્રતિક્રમણરૂપ યોગ માર્ગનો અધિકારી ગણી શકાય છે દૃશ દૃષ્ય અને દર્શનની એકતાને તે પામે છે તે ખરો દર્શન કરનારો ગણી શકાય છે ધર્મની જે જે ક્રિયાઓ, જે જે અનુષ્ઠાનો પોતે કરે અને તેના પૂર્ણરહસ્યને સારી પેઠે અવબોધે તે ક્રિયાયોગી ગણી શકાય છે જે જે ધર્મની ક્રિયાઓ કરતા આખુ જીવન ચાલ્યુ જાય અને મૈત્રી દયા ભક્તિ, સમાનભાવ, વૈરાગ્ય, પ્રીતિ વ્રત, ઉદારભાવ વિનય, અતિથિ સત્કાર વગેરે ગુણોને ન પામી શકાય તો ધર્મની ક્રિયાઓમા પોતાની યોગ્યતા નથી એમ અવબોધવુ જે મનુષ્ય વિદ્વાન્ હોય પણ જેમ ભ્રાતૃભાવ, દયા સત્ય, પ્રમાણિકતા, નીતિ આદિ સદ્ગુણોથી રહિત હોય તે પોતાનુ કલ્યાણ કરી શકતો નથી, અને દુનિયાનુ ભલુ પણ કરી શકતો નથી જે બાહ્યની તપશ્ચર્યા કરીને તપસ્વી બન્યો હોય પણ અન્તરમા સમતા, દયા, સત્ય, પરમાર્થતા, પરોપકાર વગેરે સદ્ગુણોથી અલકૃત ન હોય તો તેનુ તપશ્ચરણ કેસુડાના પુષ્પની પેઠે શોભતુ નથી જેનામા કદાગ્રહ હોય અને રસ્તામા જતા લોકોની સાથે લડી મરનાર હોય અને તેમજ સકુચિત દૃષ્ટિથી વર્તમાન કાલના લાભનેજ અવલોકનાર હોય તથા ભવિષ્યના મહાન્ લાભને ભૂલનાર હોય તેમજ ભિન્ન ભિન્ન વિચારકોની વચ્ચે ઉભો રહી પરમાર્થ કાર્ય કરવાની શક્તિ ન ધરાવતો હોય તો લોકોપયોગી મહાકાર્યો કરવાને શક્તિમાન્ થતો નથી તેમજ તે દુનિયામા પરોપકારી જેવો કોઇએ તેવારૂપે બની શકતો નથી જે મનુષ્ય દુનિયાના મનુષ્યોનું શ્રેય કરવા કંઇ પણ હૃદયની લાગણી ધરાવતો નથી, તે મનુષ્ય ખરેખર દુનિયાના સ્મરણમાં રહી શકતો નથી અને તે દુનિયામાં સ્વાર્થ સાધક ગણાય છે જે મનુષ્ય દુનિયામા સર્વનુ ભલુ કરવા પ્રયત્ન કરે છે તે વિક્રમ રાજાની પેઠે પોતાની પાછળ અમર નામ કરી જાય છે જેને દુનિયામાથી ગુણો લેવાની બુદ્ધિ હોય છે તેને ગુણો મળે છે, અને જેને દુનિયામાથી દુર્ગુણો લેવાની વૃત્તિ હોય છે તેને દુર્ગુણો પ્રાપ્ત થાય છે દુનિયામાં જેવુ લવુ હોય તેવુ તૈયાર છે જે મનુષ્ય આત્માનો મૂળ ધર્મ જાણે છે તે દુનિયાને સુખના માર્ગે દોરવા ખરી હાર્દે ધરખમ કરી શકે છે જે મનુષ્ય આત્માના સ્વાભાવિક સદ્ગુણોને ધારણ કરે છે તે દુનિયાને સત્ય માર્ગપર લાવી શકે છે

× × × ×

## સવત્ ૧૯૬૮ ના જેઠ વદિ ૧૧ મગળવાર તા ૧૧ મી જુન ૧૯૧૨ અમદાવાદ

શ્રીમદ્ રવિસાગરજી મહારાજને સ્વર્ગગમન થયાં આજે ચૌદ વર્ષ પૂર્ણ થયા છે શ્રીમદ્ રવિસાગરજી મહારાજની અનુભવબુદ્ધિ ઘણી હતી તે કાલમા તે ઉત્કૃષ્ટ ચારિત્ર ધારક હતા તેમનો મનુષ્યોપર સારો પ્રભાવ પડતો હતો શ્રીમદ્‌ની દીર્ઘ દૃષ્ટિ હતી મનુષ્યની પરીક્ષા કરવામા તે એક્કા હતા તે પચ્ચીશ વર્ષપર મળેલા મનુષ્યને પણ અર્ધ રાત્રીએ બોલાવા માત્રથી ઓળખી કાઢતા હતા તેમણે સીત્તોતેર વર્ષનું આયુષ્ય ધાર્યું હતુ ભાષા સમિતિનો સારી પેઠે ઉપયોગ ધારતા હતા ગમે તેવા વિકટ પ્રસંગોમા દીર્ઘદૃષ્ટિ અને સમય સૂચકતાને વાપરી નિર્લેપ રહીને અન્યો ઉપર પોતાનો પ્રભાવ પાડતા હતા, અને અન્યોને ધર્માનુયાયી બનાવતા હતા તેમનામા પ્રમાણિકત્વ હતુ તેથી તેમના બોલોનો ભાર જૈનકોમ ઉપર ઘણો પડતો હતો એક આંખમા ચદ્ર અને એક આંખમાં સૂર્ય એવી સ્થિતિથી શ્રીમદ્ શિષ્યોનુ હિત કરતા હતા તેમના સમાગમમા આવનાર મનુષ્યોના મન તેઓ પોતાની તરફ આકર્ષી લેતા હતા નાની ઉમ્મરના સાધુનુ પણ વ્યાખ્યાન સાભળવામા રૂચિ ધારણ કરતા હતા, અને તે પ્રમાણે વર્તીને સાધુઓને ન્યાય આપતા પોતાનો અનુભવ આપતા હતા શ્રીમદ્ અખડ બ્રહ્મચર્ય ધાર- મહાપુરૂષ હતા તેથી તેમનામા વચન સિદ્ધિ હતી શ્રીમદ્‌નો પહેલા જરા ગરમ સ્વભાવ હતો, પણ હળવે હળવે ઉમ્મર વીતતા તે ઘણો ન્યૂન થઇ ગયો હતો શ્રીમદ્ અન્ય સાધુઓની સાથે સપીને ચાલતા હતા, અને કદિ કોઇ જાતના ક્લેશ અને જૈનશાસનની હીનતા કરાવે એવી ધમાધમમાં પડયા નહોતા તેમના સમકાલીન સાધુઓ અને જૈનકોમમા તેમની સારી પ્રતિષ્ઠા હતી તેઓ ચારિત્ર ધર્મનો અભિમાન કરતા નહોતા ગચ્છની ખડન મડન ચર્ચામા શ્રીમદ્ પડયા નહોતા પચાચાર પાળવામા પ્રમાદ દશા ટાળીને યથાશક્તિ પ્રયત્ન કરતા હતા ક્રિયા [illegible] નો સઘાડો વખણાય [illegible] તે બાબતમા શ્રીમદ્ વખણાતા હતા તેમ [illegible] નો કોઇ અર્થ નથી [illegible] ગુણોને તેમણે [illegible] પેઠે [illegible] ને આગળ ખીલવવા પ્રયત્ન કરતા હતા શ્રીમદે પોતાના [illegible] કાંઇ નથી મરણ વખતે અમોએ ઘણ કહ્યુ હતું, પણ તેમણે સ્પષ્ટ [illegible] કહી હતી શ્રીમદ્‌ના વિચારો સારા હતા શ્રીમદ્ જુના જમાનાને અનુસરીને વર્તનારા હતા તે વખતમા ઘણા સાધુઓની તેવી દૃષ્ટિ હતી શ્રીમદ્ વક્તા, ધર્મપ્રચારક,

ભક્ત, અનુભવી કહી શકાય, હજારો મનુષ્યોને ધર્મમાર્ગમાં જોડનાર એવા શ્રીમદ્‌ના આત્માને શાન્તિ મળો

× × × ×

## સંવત્ ૧૯૬૮ ના જેઠ વદિ ૧૨ બુધવાર તા ૧૨ મી જુન ૧૯૧૨ અમદાવાદ.

પ્રતિજ્ઞા પાળનાર શૂરવીર મનુષ્યો ગણાય છે પ્રથમ વિવેક શક્તિથી મનમાં ચોક્કસ વિચાર કરીને સ્વપરને જેથી લાભ થાય એવી પ્રતિજ્ઞા લેવી જોઇએ દ્રવ્ય, ક્ષેત્ર, કાલ, ભાવ, વય, આજુબાજુના સંયોગો અને પોતાના સામર્થ્યનો વિચાર કરીને પ્રતિજ્ઞા લેવી જોઇએ જે બાબતની પ્રતિજ્ઞા લેવા વિચાર હોય તે બાબતનું પૂર્ણ જ્ઞાન મેળવવું જોઇએ દેવ ગુરૂ અને ઉત્તમ મહાત્માઓની સાક્ષીએ લીધેલી પ્રતિજ્ઞા જાવ પૂર્ણ નિર્વહી શકાય છે અમુક સંયોગોમાં અમુક બાબતમાં ચોક્કસ વળગી રહીને અમુક શક્તિ પ્રકટાવવાને માટે પ્રતિજ્ઞા કરવામાં આવે છે જે બાબતની પ્રતિજ્ઞા કરવામાં આવે છે, તે તરફ વારંવાર ઉપયોગ રહે છે અને તેથી આત્મામાં તે બાબતની સિદ્ધિ થાય એવું વીર્ય પ્રકટી નીકળે છે જેનું મન મજબૂત હોય છે, અને જે ભય, ખેદ, કાયરપણાથી રહિત હોય છે તે પ્રતિજ્ઞાને પાળી શકે છે જે મનુષ્યો શૂરા અને ટેકીલા હોય છે તે મનુષ્યો લીધેલી પ્રતિજ્ઞાને અનેક પ્રકારની આપત્તિયો વેઠીને પણ પાળે છે જે મનુષ્યો પ્રતિજ્ઞાનો ભંગ કરે છે, તેમના ચારિત્રનો પાયો શિથિલ થઇ જાય છે, અને તેઓ કાયર પુરૂષોની કોટિમાં ગણાય છે જે મનુષ્યો ધારના ખીલાની પેઠે પ્રતિજ્ઞાઓ લઇને પોતાના આત્માની દયા કરે છે, તેમની મનુષ્યોમાં પણ ગણના થવી પણ મુશ્કેલ છે જે મનુષ્યો પ્રતિજ્ઞાની કિમ્મત સમજી શકતા નથી તે, ભક્ત દાતાર અને શૂર એ ત્રણમાંથી એક પણ બની શકતા નથી પ્રતિજ્ઞા લઇને જે મનુષ્યો ફરી જાય છે, અને પોતાના આત્માને લાલચો તરફ ઘસડી જાય છે તે મનુષ્યોના ચરણની ધૂળથી અપવિત્ર થવાય છે આર્ય દેશમાં પ્રતિજ્ઞા ભ્રષ્ટ મનુષ્યોની ઉત્પત્તિ કદિ ન થાઓ જેની પ્રતિજ્ઞા સાચે છે તેનું સર્વ સાચું છે જેની અસત્ય પ્રતિજ્ઞા છે તેનું સર્વ અસત્ય છે. જે પ્રતિજ્ઞા પાળી શકે છે તે મનુષ્ય થઇ શકે છે ભલે તો ધરબારી હોય વા ઘરતો

ત્યાગ કર્યો હોય પણ પ્રતિજ્ઞાપાલનશક્તિ વિનાના મનુષ્યો સર્પ, રાક્ષસ અને ધૂમકેતુ કરતા વિશેષ ભય કરે છે કપટ દ્રોહ, વિશ્વાસઘાત, સ્વાર્થ તુચ્છતા લોભ, ભય, નિર્બળ મન, અને ધર્મપર અવિશ્વાસ ઇત્યાદિ દુર્ગુણો જેનામા હોય છે તે મનુષ્ય પ્રતિજ્ઞાના નામને લજાવે છે, અને ખરના જેવો છતા સિહનુ ચામડુ ઓઢી સિહ જેવો બનવા ધારે છે પણ અન્તે તેનો નાશ થાય છે જે મનુષ્ય પ્રતિજ્ઞા પાળવાને માટે શક્તિમાન્ થાય છે તે મનુષ્ય ગુણોને ખીલવવા માટે શક્તિમાન્ થાય છે જે મનુષ્ય ફક્ત પ્રતિજ્ઞા પાળવાની રૂચિ ધરાવે છે અને તે પ્રમાણે વર્તે છે તેનામા સર્વ પ્રકારના ગુણો ધીમે ધીમે આવે છે ગમે તેવા સયોગોમા પ્રતિજ્ઞા પાલન શક્તિ ખીલવો સર્વ ગુણો મેળવવાની પૂર્ણ પ્રતિજ્ઞા ગુણને ખીલવો પ્રતિજ્ઞા પાલનશક્તિમા પાસ થાઓ પ્રતિજ્ઞાપાલનશક્તિ ખીલવવાથી મનુષ્યો દેવ સમાન બને છે અને દુનિયાને સ્વર્ગ સમાન બનાવે છે

× × × ×

## સવત્ ૧૯૬૮ જેઠ વદિ ૧૩ ગુરૂવાર તા ૧૩ મી જુન ૧૯૧૨ અમદાવાદ

મનુષ્યોને અન્નદાન આદિ દાન આપ્યાથી તેઓને પોતાના ધર્મમા દાખલ કરી શકાય છે તે માટે ખ્રીસ્તીઓનો દાખલો મોજુદ છે, અને આજ કારણથી સાધર્મ્ય વાત્સલ્ય કરવાની જરૂર છે મનુષ્યોને પોતાના ધર્મમા દાખલ કરવા હોય તો તેમને જે જે બાબતની સહાય આપવી ઘટે તે આપવી જોઇએ આ રિવાજ ઘણા સૈકાથી ચાલ્યો આવે છે, અને તે અનેક આકારોવડે પોતાનું અસ્તિત્વ ધરાવી શકે છે અન્ય મનુષ્યોને પોતાના ધર્મમા લેવાને માટે અન્ય ઉપાય એ છે કે તેઓના આત્માનુ કોઇપણ રીતે ભલુ કરવા અનેક ઉપાયો કરવા પ્રભાવનાનો મુખ્ય ઉદ્દેશ ઉડા ઉતરીને તપાસીયે છીએ તો તેમાથી ઘણું જાણવાનુ મળી આવે છે, અને તે ધર્મનો પાયો ઉડો નાખવામા ઉપયોગી નિમિત્ત કારણ છે મનુષ્યોમા ધર્મની ભાવનાની વૃદ્ધિ થાય એવી પ્રભાવનાની મુખ્ય સરલ વ્યાખ્યાનો અર્થ છે, અને તેના અર્થ પ્રમાણે પ્રવૃત્તિ થાય તો દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવથી પ્રભાવના કરનારને મહાન્ લાભ પ્રાપ્ત થઇ શકે ધર્મની

ભાવના ખીલવવા માટે પ્રભાવના કરવી એ પોતાની ફરજ છે પોતાની ફરજ અદા કર્યા વિના મનુષ્યોએ રહિ ન રહેવું જોઇએ પ્રભાવનાના અર્થની સિદ્ધિ થાય તેવી રીતે અને તે યોગ્યતા પ્રકટાવે એવી માર્ગ દશાએ પ્રભાવના કરવી જોઇએ ધન, મન વાણી અને કાયાવડે પ્રભાવના થઇ શકે છે પોતાના સદ્વિચારો વડે પ્રભાવના કરી શકાય છે કોઇને જ્ઞાનદાન આપીને પ્રભાવના કરી શકાય છે અન્યને પવિત્ર મનુષ્યોની સંગત કરાવીને પ્રભાવના કરી શકાય છે ધર્મનાં પુસ્તકોના ફેલાવો કરીને પ્રભાવના કરી શકાય છે કોઇપણ મનુષ્યને તેની આગળ વધવામાં સહાય આપીને પ્રભાવના કરી શકાય છે કોઇપણ મનુષ્યને ધર્મસૂત્રો ભણવામાં સહાય આપીને પ્રભાવના કરી શકાય છે મનુષ્યોમાં નીતિના સદ્ગુણો વૃદ્ધિ પામે એવો ઉપદેશ અને એવાં પુસ્તકોનું દાન કરીને પ્રભાવના કરી શકાય છે સાધર્મ્ય વાત્સલ્ય-પ્રભાવના ઇત્યાદિ ભક્તિના અંગો છે, અને એવા ભક્તિના અંગોને જે ધારણ કરે છે, તેને ભક્ત ગણી શકાય છે ભક્તિને ધારણ કરનાર ભક્ત ખરેખર પરમાત્માના ભક્તોની ભક્તિ કરીને સત્યધર્મ રૂપ સૂર્યના કિરણોનો પ્રકાશ દુનિયાપર ફેલાવે છે જે મનુષ્યને પ્રભુના ભક્તોપર પ્રેમ નથી તે મનુષ્ય ખરેખર પ્રભુપર પણ પ્રેમ ધારણ કરી શકતો નથી એમ કહેવામાં ઘણું ગુપ્ત રહસ્ય સમાયું છે તેનો વિવેક દૃષ્ટિથી વિચાર કરવો જોઇએ

× × × ×

## સંવત્ ૧૯૬૮ ના જેઠ વદિ ૧૪ શુક્રવાર તા ૧૪ મી જુન ૧૯૧૨ અમદાવાદ

સત્ય એ મહાન્ ધર્મ છે સત્ય કથ્યા વિના જગતમાં કોઇ પણ જાતનો ઉત્તમ વ્યવહાર ચાલી શકે નહિ અપેક્ષાએ અનેક વ્યાખ્યાઓથી સત્યનું સ્વરૂપ અનુભવગમ્ય કરવું જોઇએ સત્યાસ્તિત્વ પરોપકાર્ય એવા નાસ્તિકો પરિપૂર્ણ અનુભવ કરવા યોગ્ય છે પરમેશ્વરને નહિ માનનાર નાસ્તિકો પણ સત્ય બોલવું એ મહાન્ ધર્મ માને છે જે મનુષ્ય સત્ય બોલતો નથી, તે અંધકારમાં પેસે છે અને પ્રભુનો તિરસ્કાર કરે છે આર્યાવર્તની અવનતિ થઇ હોય તો અનેક લાલચોમાં લલચાયલા અસત્ય

વાદિમનુષ્યોથી થઇ છે જે મનુષ્ય જ્યાં સુધી સત્યના માર્ગપર એક ટકથી ચાલી શક્તો નથી, તે મનુષ્ય ખરેખર ત્યાંસુધી ધર્મી બની શકતો નથી જે મનુષ્ય સત્ય બોલવું એ મહા સિદ્ધાંતને ધર્મ તરીકે સ્વીકારતો નથી તેની અન્યધર્મ ક્રિયાઓ નિષ્ફળ છે ઘણા મનુષ્યો તપ જપ અનુષ્ઠાન અને ટીલાં ટપકાં કરીને પ્રભુના નામની માળાઓ ગણનારા એવા અસત્ય બોલતા સાંભળ્યા છે ધર્મના ઉપાસકો બનીને ધર્મના ઉપદેશકો 'શુદ્ધ સાધુ સંતોના નામે થઇને અસત્ય બોલતાં દેખ્યા છે આનું કારણ એ છે કે તે મનુષ્યોના હૃદયમાં સત્યનો પૂર્ણ મહિમા સમજાયો નથી, અને તેમજ તેઓ સત્યની કિંમત સમજનારા એવા ઉત્તમ મહાત્માઓના ઉપદેશને તેઓએ સાંભળ્યો નથી જૈનોમા પણ જે જૈનો સત્યનું સ્વરૂપ સમજીને સત્યને બોલે છે તેવા વિરલ મનુષ્યો દેખવામા આવે છે અસત્ય બોલવું આદિ કેટલાક દુર્ગુણો તો બાલ્યાવસ્થાથી શરૂ થાય છે સત્યનો પ્રકાશ થયા વિના આર્યાવર્ત આર્ય દેશોની સાત્વિક ઉન્નતિ થઇ શકનાર નથી, અને તેના અભાવે દુનિયા સત્ય સુખને પ્રાપ્ત કરી શકનાર નથી બાલ્યાવસ્થાથીજ' ઉપાસના કરવામા આવે એવી કેળવણી મળ્યા વિના દુનિયામાં ઉત્તમ વ્યવહાર, સુખ પ્રાપ્તિ અને દુ ખનો નાશ થનાર નથી સત્યવિના સાધુ કોઇ બની શકે નહિ મનુષ્યો મોહથી અસત્ય 'બોલે છે, અને તેમજ મનુષ્યો મોહના ઉપર પગ દઇને સત્ય બોલે છે હરિશ્ચંદ્ર રાજાની પેઠે અન્તે સત્યથી સુખ પ્રાપ્ત થાય છે સત્યથી મોક્ષ પ્રાપ્ત થાય છે જ્યા સત્ય નથી ત્યા ધર્મ નથી સત્ય બોલતા વિચાર કરવો પડતો નથી, અને અસત્ય બોલતા મનમા જાળ ગુંથવી પડે છે સત્યવિના શાન્તિથી સત્સ્વરૂપ ધર્મ મહિમા પ્રવેશ કર્યા વિના મનુષ્ય પરમાત્માનું દર્શન કરી શકતો નથી સત્યને પૂજો સત્ય બોલો સત્ય એ સુખનો સાથી છે

× × × ×

ભાવના ખીલવવા માટે પ્રભાવના કરવી એ પોતાની ફરજ છે. પોતાની ફરજ અદા કર્યા વિના મનુષ્યોએ રહિ ન રહેવું જોઈએ. પ્રભાવનાના અર્થની સિદ્ધિ થાય તેવી રીતે અને તે યોગ્યતા પ્રકટાવે એવા ભાવ્ય દશાએ પ્રભાવના કરવી જોઈએ. ધન, મન, વાણી અને કાયાવડે પ્રભાવના થઈ શકે છે. પોતાના સદ્વિચારો વડે પ્રભાવના કરી શકાય છે. કોઈને જ્ઞાનદાન આપીને પ્રભાવના કરી શકાય છે. કોઈને પવિત્ર મનુષ્યોની સંગત કરાવીને પ્રભાવના કરી શકાય છે. ધર્મના પુસ્તકોનો ફેલાવો કરીને પ્રભાવના કરી શકાય છે. કોઈપણ મનુષ્યને તેની ખરાબ દશામાં સહાય આપીને પ્રભાવના કરી શકાય છે. કોઈપણ મનુષ્યને ધર્મસૂત્રો ભણવામાં સહાય આપીને પ્રભાવના કરી શકાય છે. મનુષ્યોમાં નીતિના સદ્ગુણો વૃદ્ધિ પામે એવો ઉપદેશ અને એવા પુસ્તકોનું દાન કરીને પ્રભાવના કરી શકાય છે. સાધર્મ્ય વાત્સલ્ય-પ્રભાવના ઇત્યાદિ ભક્તિના અંગો છે, અને એવા ભક્તિના અંગોને જે ધારણ કરે છે તેને ભક્ત ગણી શકાય છે. ભક્તિને ધારણ કરનાર ભક્ત ખરેખર પરમાત્માના ભક્તોની ભક્તિ કરીને સત્યધર્મ રૂપ સૂર્યના કિરણોનો પ્રકાશ દુનિયાપર ફેલાવે છે. જે મનુષ્યને પ્રભુના ભક્તોપર પ્રેમ નથી તે મનુષ્ય ખરેખર પ્રભુપર પણ પ્રેમ ધારણ કરી શકતો નથી એમ કહેવામાં ઘણું ગુપ્ત રહસ્ય સમાયું છે. તેનો વિવેક દૃષ્ટિથી વિચાર કરવો જોઈએ.

× × × ×

## સંવત્ ૧૯૬૮ ના જેઠ વદિ ૧૪ શુક્રવાર તા ૧૪ મી જુન ૧૯૧૨ અમદાવાદ

સત્ય એ મહાન્ ધર્મ છે. સત્ય કથ્યા વિના જગત્માં કોઈપણ જાતનો ઉત્તમ વ્યવહાર ચાલી શકે નહિ. અપેક્ષા વડે અનેક વ્યાખ્યાઓથી સત્યનું સ્વરૂપ અનુભવગમ્ય કરવું જોઈએ. સત્યાન્નાસ્તિ પરો ધર્મઃ એ વાક્યનો પરિપૂર્ણ અનુભવ કરવા યોગ્ય છે. પરમેશ્વરને નહિ માનનાર નાસ્તિકો પણ સત્ય બોલવું એ મહાન્ ધર્મ માને છે. જે મનુષ્ય સત્ય બોલતો નથી, તે અંધકારમાં પેસે છે અને પ્રકાશનો તિરસ્કાર કરે છે. આર્યાવર્તની અવનતિ થઈ હોય તો અનેક કારણોમાં લવચાયવા અસત્ય

આહાર ગ્રહણ કરે છે, તેવા મનુષ્યો ખરેખર અપરાધીઓને માફી આપી શકે છે, અને વૈરી ઉપર પ્રેમ અને દોષીજનો ઉપર કરૂણા બુદ્ધિ ધારીને તેઓને સુધારી શકે છે

× × × ×

## સંવત્ ૧૯૬૮ ના અ અષાડ સુદિ ૭ શુક્રવાર તા ૨૧ મી જુન ૧૯૧૨. અમદાવાદ

મન વચન અને કાયાથી અખંડિત બ્રહ્મચર્ય ધારણ કરનાર ખરેખર દેવ સમાન ચમત્કારિક કાર્યો કરી શકે છે નવ પ્રકારની બ્રહ્મચર્યની ગુપ્તિયો સાચવીને જે મનુષ્યો બ્રહ્મચર્યના ઉપાસક બને છે, તે મનુષ્યો અનેક રોગોમાથી બચી જાય છે, અને વીર્યના સંરક્ષણથી દીર્ઘકાલિક ધ્યાન ધરવાને સમર્થ બને છે મેગ્મેરિઝમ, હિપનોટિઝમ વગેરે પ્રયોગો સારી રીતે કરવા હોય તો બ્રહ્મચર્ય ધારણ કરવાની ખાસ જરૂર છે તત્ત્વવિદ્યાનો, અભ્યાસ કરવાને માટે બ્રહ્મચર્ય ધારણ કરવાની ખાસ જરૂર છે ગુરૂકુલમા બ્રહ્મચારી અવસ્થામા પૂર્વે અભ્યાસ કરવાને વિદ્યાર્થીઓ રહેતા હતા, અને ગુરૂની પાસેથી અપૂર્વ વિદ્યાઓની પ્રાપ્તિ કરતા હતા આખા શરીરના સંચાને નભાવનાર વીર્ય છે, અને તે વીર્યનુ રક્ષણ કરીને જેઓ ઉર્ધ્વરેતા બને છે તે મનુષ્યો સંકલ્પ બળને ખીલવી શકે છે તથા ધારેલા કાર્યોની સિદ્ધિ કરી શકે છે માબાપોએ પોતાના પુત્રો અને પુત્રીઓને, સારા સંયોગોમા રાખીને તેઓને બ્રહ્મચારી બનાવવા જોઇએ બ્રહ્મચર્યના બળથી અનેક પ્રકારના મંત્રોને સાધી સિદ્ધ કરી શકાય છે બ્રહ્મચર્ય બળવડે દેવતાઓને વશ કરી શકાય છે જે પુરૂષ પચ્ચીશ વર્ષ પર્યંત અને સ્ત્રી જો વીશ વર્ષ પર્યંત ગૃહસ્થાવાસમાં બ્રહ્મચર્ય ધારણ કરે છે તેઓ દેશની, ધર્મની અને સમાજની ઉન્નતિ કરવા સમર્થ થાય છે હજારો ઇચ્છાઓ હતીને બ્રહ્મચર્ય પાળવુ જોઇએ બ્રહ્મચર્યરૂપ કલ્પવૃક્ષને જે મનુષ્યો ઉછેરીને મોટુ કરે છે, તેઓ તેના સ્વાદુરૂપ ચાખે છે, અને વંશ પરંપરાની ઉન્નતિના તેઓ હેતુભૂત થાય છે ગામ વા શહેરની બહાર.વનોદ્યાનમા વા નદીના કાંઠે ગુરૂકુલો સ્થાપીને આર્યાવર્તના ઉછરતા બાળકોને, કસરત કરવાના સાધનો, સાડવા જોઇએ ઉછરતા બાળકોમા સ્વતંત્ર વિચાર કરવાની શક્તિ

## સંવત ૧૯૬૮ ના અ. અષાડ સુદિ ૬ ગુરૂવાર તા. ૨૦ મી જુન ૧૯૧૨ અમદાવાદ

અપરાધીઓ ઉપર દયા કરવી અને તેઓના દોષોની માફી આપીને તેઓના દોષો ટાળવા એજ આર્યોની ઉન્નતિનું પ્રથમ ચિહ્ન છે આર્યનું લક્ષણ આ છે, અને અનાર્યનું લક્ષણ વિપરીત છે દોષીઓ અને અપરાધીઓ પ્રતિ જ્યાં સુધી પ્રેમ અને દયાળુતા નહિ દેખાડીએ ત્યાં સુધી આપણા અપરાધો અને દોષોને માટે પ્રભુની પાસે માફી માગવી વા જીવોને ખમાવવાનો વિવેક કરવો એ સર્વ શુષ્ક હૃદયથીજ અવબોધવું આપણે મોટા થવું હોય તો અપરાધીઓ પ્રતિ ઉદાર ભાવ રાખીને તેઓને ક્ષમા કરવાનો પાઠ શિખવાની જરૂર છે અન્યોના ઉપર ઉદાર ભાવ રાખ્યા વિના આપણા ઉપર અન્યોનો ઉદાર ભાવ ક્યાંથી રહી શકે? મનુષ્ય માત્ર દોષોને માટે તિરસ્કારને પાત્ર છે, અને તે ગુણોને માટે ધન્યવાદને પાત્ર છે મનુષ્ય માત્રમાં કેટલાક દોષો હોય છે અને કેટલાક ગુણો હોય છે દોષોની અપેક્ષાએ થોડા ઘણા અંશે સર્વ મનુષ્યો ધિક્કારપાત્ર ઠરી શકે છે અને ગુણોની અપેક્ષાએ મનુષ્ય માત્ર થોડા ઘણા અંશે ધન્યવાદ પાત્ર ઠરી શકે છે, સામાન્ય અધમ મનુષ્યો તો મૂકીને દોષો દેખીને દોષીઓને ધિક્કાર્યા કરે છે મધ્યમ મનુષ્યો દોષોને પણ દેખે છે અને ગુણોને પણ દેખે છે પણ દોષોની અપેક્ષાએ મનુષ્ય માત્રને તેઓ ધિક્કારે છે અને ગુણોની અપેક્ષાએ મનુષ્ય માત્રને ધન્યવાદ આપે છે ઉત્તમ મનુષ્યો મનુષ્ય માત્રમાં દોષો હોય છે, અને તે દેખીને તેઓ આશ્ચર્ય માનતા નથી દોષીઓના ઉપર કરૂણા ધારે છે અને તેઓના સદ્ગુણો દેખીને તેઓને પ્રશંસે છે તેઓ આત્માને મહાન્ ઉચ્ચ દેખે છે તેથી દોષીના આત્માને પણ નહિ ધિક્કારતા તેને સુધારે છે અપરાધીઓને માફી આપીને તેઓને ઉત્તમ હિતશિક્ષાના પાઠો ભણાવે છે વૈરનો બદલો વૈરથી લેવો વા અપરાધનો બદલો અપરાધીને શિક્ષા અપાવીને લેવો એમ ઉત્તમ સત્પુરૂષોની બીલકુલ માન્યતા હોતી નથી ચંદનના જેવો તેઓનો સ્વભાવ હોવાથી આર્યના ખરા ગુણોને ખરી દુઃખની વેળાએ પણ ત્યાગતા નથી જેનામાં આવો ઉત્તમ ગુણ છે તે ગમે તે દેશમાં જન્મ્યો હોય તો પણ તે ગુણની અપેક્ષાએ આર્ય છે રજોગુણ અને તમોગુણથી પોતાની ઉન્નતિ માનનારા મનુષ્યોએ આર્યાવર્તની અવનતિ કરી છે, અને તેના ફળ હાલ પણ ભારતવાસીઓ ભોગવે છે રજોગુણી અને તમોગુણી આહારનો જેઓ ત્યાગ કરે છે, અને સત્વગુણી

આહાર ગ્રહણ કરે છે, તેવા મનુષ્યો ખરેખર અપરાધીઓને માફી આપી શકે છે, અને વરી ઉપર પ્રેમ અને દોષીજનો ઉપર કરૂણા બુદ્ધિ ધારીને તેઓને સુધારી શકે છે

× × × ×

## સંવત્ ૧૯૬૮ ના અ અષાડ સુદિ ૭ શુક્રવાર તા ૨૧ મી જુન ૧૯૧૨, અમદાવાદ

મન વચન અને કાયાથી અખંડિત બ્રહ્મચર્ય ધારણ કરનાર ખરેખર દેવ સમાન ચમત્કારિક કાર્યો કરી શકે છે નવ પ્રકારની બ્રહ્મચર્યની ગુપ્તિયો સાચવીને જે મનુષ્યો બ્રહ્મચર્યના ઉપાસક બને છે, તે મનુષ્યો અનેક રોગોમાથી બચી જાય છે, અને વીર્યના સંરક્ષણથી દીર્ઘકાલિક ધ્યાન ધરવાને સમર્થ બને છે મેસ્મેરિઝમ, હિપનોટિઝમ વગેરે પ્રયોગો સારી રીતે કરવા હોય તો બ્રહ્મચર્ય ધારણ કરવાની ખાસ જરૂર છે તત્ત્વવિદ્યાનો, અભ્યાસ કરવાને માટે બ્રહ્મચર્ય ધારણ કરવાની ખાસ જરૂર છે ગુરૂકુલમા, બ્રહ્મચારી અવસ્થામાં પૂર્વે અભ્યાસ કરવાને વિદ્યાર્થીઓ રહેતા હતા, અને ગુરૂની પાસેથી અપૂર્વ વિદ્યાઓની પ્રાપ્તિ કરતા હતા આખા શરીરના સચાને નભાવનાર વીર્ય છે, અને તે વીર્યનુ રક્ષણ કરીને જેઓ ઉર્ધ્વરેતા બને છે તે મનુષ્યો સંકલ્પ બળને ખીલવી શકે છે તથા ધારેલા કાર્યોની સિદ્ધિ કરી શકે છે માબાપોએ પોતાના પુત્રો અને પુત્રીઓને, સારા, સયોગોમા રાખીને તેઓને બ્રહ્મચારી બનાવવા જોઇએ બ્રહ્મચર્યના બળથી અનેક પ્રકારના મંત્રોને સાધી સિદ્ધ કરી શકાય છે બ્રહ્મચર્ય બળવડે દેવતાઓને વશ કરી શકાય છે જે પુરૂષ પચ્ચીશ વર્ષ પર્યંત અને સ્ત્રી જે વીશ વર્ષ પર્યંત ગૃહસ્થાવાસમા બ્રહ્મચર્ય ધારણ કરે છે તે બન્ને દેશની, ધર્મની, અને સમાજની ઉન્નતિ કરવા સમર્થ થાય છે હજારો ઇચ્છાઓ જીતીને બ્રહ્મચર્ય પાળવુ જોઇએ બ્રહ્મચર્યરૂપ કલ્પવૃક્ષને જે મનુષ્યો ઉછેરીને મોટું કરે છે, તેઓ તેના સ્વાદુફલ ચાખે છે, અને વંશ પરંપરાની ઉન્નતિના તેઓ હેતુભૂત થાય છે ગામ વા શહેરની બહાર, વનોદ્યાનમા વા નદીના કાંઠે, ગુરૂકુલો સ્થાપીને આર્યાવર્તના ઉછરતા બાળકોને કસરત કરવાના સાધનો પૂરા પાડવા જોઇએ ઉછરતા બાળકોમા સ્વતંત્ર વિચાર કરવાની શક્તિ

ખીલવી જોઇએ અને તેઓને આર્ય જૈન બનાવવા માટે પ્રયત્ન કરવો જોઇએ બ્રહ્મચર્ય ધારણ કરનાર સાધુઓના સ્થાનકો હોવાં જોઇએ જેમા આત્મારૂપ પરમાત્મા રહ્યા છે, એવા શરીરની કિમત નથી લાબી વય સુધી જીવવાની આશા રાખનારાઓએ બ્રહ્મચર્યને સારી રીતે પાળવુ જોઇએ વીર્યની સરક્ષાથી દેહનુ આરોગ્ય વધે છે અસખ્ય વા અનન્ત હીરા કરતા મનુષ્ય શરીરની કિમત ઘણી છે, અને તેના કરતા શરીર વીર્ય સરક્ષા કરીને બ્રહ્મચર્ય પાળવુ તેનુ તો મૂલ્ય જ ક્યાથી થઇ શકે ?

× × × ×

## સવત્ ૧૯૬૮ ના અ અષાઢ શુદ ૮ શનિવાર તા ૨૨ મી જુન ૧૯૧૨ અમદાવાદ

સસ્કારો અને તેના મત્રોનુ ગુપ્ત રહસ્ય યોગીઓ અવબોધી શકે છે ખેતરમાથી ભૂમિને જેમ ખેડ ખાતર વગેરેના સસ્કારો આપવામા આવે છે, તેમ મનુષ્યના આત્માને પણ સસ્કારો આપવાથી અમુક ચોક્કસ ધારેલુ પરિણામ લાવી શકાય છે સસ્કારોની આવશ્યકતા છે, એમ દલીલોથી સ્પષ્ટ સમજાવી આપનાર અનેક પુસ્તકો રચવાની જરૂર છે સસ્કારોના જે મત્રો ઠરાવવામા આવ્યા છે, તેનુ જ્ઞાન ખરેખર વક્તા તથા શ્રોતાને હોવુ જોઇએ વેદીઆ ઢોરની પેઠે તે સસ્કારોના મત્રો ન ગોખાવવા જોઇએ દરેક વસ્તુને ઉત્તમ બનાવવાને અનેક પ્રકારના સસ્કાર આપવામા આવે છે જે ક્રિયાઓથી અને વિચારોથી જેના ઉપર સસ્કાર કરવામા આવે છે, તેને અમર કરવી જોઇએ માતા અને પિતાએ ગર્ભના પહેલા ઉત્તમ દયાદિ ધર્માચારો અને દયાના ધર્મના વિચારો વડે પોતાના આત્મા પોષવો જોઇએ જે માતા અને પિતા પોતાના આત્માના સદ્ગુણોને ખીલવતા નથી તે માતા અને પિતાથી થનાર સતતિને તેઓ ઉત્તમ બનાવી શકતા નથી પોતાની સતતિને ઉત્તમ દૃઢ અને પવિત્ર બનાવવાની ઇચ્છાવાળા માતા અને પિતાએ પ્રથમ પોતે તે તે ગુણો વડે ઉત્તમ બનવુ જોઇએ બાપ તેવા બેટા અને વડ તેવા ટેટા એ વાત પણ સસ્કારથી સિદ્ધ થાય છે માતાના આચારોની અને વિચારોની ગર્ભમા રહેલા આત્મા ઉપર તીવ્ર અસર થાય છે માતા જેવા પ્રકારના આહાર કરે છે તેવા પ્રકારની ગર્ભ

ઉપર અસર કરે છે ગર્ભમા રહેના આત્મા ઉપર મારા સરકાર પાડવામા નથી આવતા તો તે આત્મા મોરા થાય છે તો પણ તેને કેલવણી અને સુમગતિની પણ જોઇએ તેવી સારી અસર થઇ શકતી નથી જૈનોમા સરકારનુ જ્ઞાન અને સરકાર વિધિનો હાલ પ્રાયશ્ચોપ થયા જેવુ થઇ શકયુ છે ઉત્તમ સસ્કારો વિના દુનિયાના મનુષ્યો સુધરતા નથી એક કવિ કથે છે, કે **ખરી કેળવણી તો સસ્કારોની મનુષ્યના આત્માને ગર્ભમાં** મળે છે જે આત્માને ગર્ભ સમયમા શુભસ્કારોની કેળવણી આપવામા આવે છે, તેને નઠારા સયોગોની એકદમ અસર થઇ શકતી નથી, અને શુભ સયોગોની સારી રીતે અસર થાય છે સસ્કારોના ઉંડા રહસ્યોનુ દુનિયા જ્ઞાન મેળવે તે માટે સત્પુરૂષોએ તન વાણી મનથી દરરોજ પ્રયત્ન કરવો જોઇએ

× × × ×

## સવત્ ૧૯૬૮ ના અ અશાડ સુદિ ૧૦ સોમવાર તા ૨૪ મી જુન ૧૯૧૨ અમદાવાદ

અશુભકર્મનો નાશ કરવાને શુભ કર્મોને પ્રથમ સેવવાની જરૂર છે શુભ પરિણામ અશુભ પરિણામ એ બે પરિણામ મનમા ઉત્પન્ન થતા હોય ત્યા સુધી શુભ પરિણામ અને શુભ પરિણામના હેતુઓને સેવવાની ઘણી જરૂર છે કાયા અને વાણીદ્વારા પુણ્ય અને પાપ અને તેના હેતુઓ આચરી શકાય છે પુણ્ય કાર્ય અને તેના હેતુઓનુ સસેવન કરતા પાપ અને તેના હેતુઓથી છુટી શકાય છે કાંટાપણી પગમાં લાગેલો કાંટો કાઢી શકાય છે પશ્ચાત્ કાટાની જરૂર રહેતી નથી તદ્વત્ પાપ કૃત્યોને પુણ્ય કૃત્યો વડે હઠાવી શકાય છે, અને પશ્ચાત્ આત્માના શુદ્ધ ધર્મમા રમણતા થતા સતકર્મોની પણ જરૂર રહેતી નથી અશુભક્રિયા વડે આત્મા ન લેપાય તે માટે શુભ ક્રિયાઓના સયોગોમા રહેવુ જોઇએ શુભ ક્રિયા વા શુભ પ્રવૃત્તિ કરવા માત્રથીજ અશુભક્રિયા અસત્ક્રિયા, વા અશુભ પ્રવૃત્તિને હઠાવી શકાય છે શુભ ક્રિયા વા શુભ પ્રવૃત્તિમા કોઇકી શુભેચ્છા વડે પ્રવૃત્તિ થાય છે અને કોઇકી ફરજ અદા કરવા એવી વૃત્તિથી નિર્લેપપણે પ્રવૃત્તિ થાય છે સારાશ કે કેટલાક મનુષ્યો શુભ કાર્યો કરે છે પણ તેને પોદ્ગલિક શાતારૂપફલની

ઇચ્છાએ કરતા નથી પૌદ્ગલિક સુખેચ્છારૂપ લેપનો ત્યાગ કરીને નિર્લેપ ત્યાએ સત્કાર્યોમા મહાત્માઓ-સત્પુરૂષો પ્રવૃત્તિ કરે છે નિષ્ક્રિય દશાનો અધિકાર પ્રાપ્ત થયા પહેલા માનસિક, વાચિક અને કાયિક ક્રિયાનો ત્યાગ કરવામા આવે છે તો તે ત્યાગ ફક્ત નામ માત્રનો ગણાય છે, અને પાછુ ત્રણે યોગથી ગમે તે ક્રિયાઓ કર્યાવિના છુટકા થતો નથી, માટે પોતાનો અધિકાર તપાસીને મન વચન અને કાયાવડે સત્કાર્યો કરવામા પ્રવૃત્તિ કરવી જોઇએ અને અ તરમા નિર્વાનિનુ સાધ્યબિન્દુ લક્ષવુ જોઇએ સત્પ્ર વૃત્તિથી નિવૃત્તિ પ્રાપ્ત કરી શકાય છે સત્પ્રવૃત્તિ એ પુણ્ય ક્રિયા શુભક્રિયા, શુભાચાર આદિ પર્યાયવાચી નામવાળી અવબોધવી. નિષ્ક્રિય થવાને માટે પણ તેના ઉપાયો રૂપ સત્ક્રિયા કરવાની જરૂર છે, અને તે સ્વભાવ સિદ્ધ છે આર્યાવર્તના મનુષ્યો નિવૃત્તિ માર્ગને મુખ્યતાએ ઇચ્છે છે, કિન્તુ પ્રવૃત્તિ માર્ગવિના નિવૃત્તિમાર્ગમા આલસ્યાદિ દોષો આવ્યા છે, અને તેથી ભારત વાસીયો હીન આલસુ અને સત્કર્મહીન પ્રાય અમુક દૃષ્ટિથી જોતા બની ગયેલા લાગે છે સદ્ગુણો તરફ પ્રવૃત્તિ કરવી એ સત્પ્રવૃત્તિ છે શુભ કર્મો વા શુભ કાર્યોમા પ્રવૃત્તિ કરવામા અંશ માત્ર પણ આલસ્ય ન સેવવુ જોઇએ શુભકર્મ પ્રવૃત્તિ આદરવામા શ્રદ્ધા ધારણ કરવી જોઇએ સત્ક્રિયા અને સમયની કિંમત થઇ શકતી નથી

× × × ×

## સંવત્ ૧૯૬૮ ના અષાડ સુદિ ૧૧ મંગળવાર તા ૨૫ મી જુન ૧૯૧૨ અમદાવાદ

જૈન ધર્મના સાધુઓએ દુનિયામા શાન્તિ પ્રવર્તે માટે પૂર્વે અનેક પ્રકારના સદ્ગુણોનો ઉપદેશ દીધા છે રાજાઓથી જે મનુષ્યો સુધરતા નથી તે મુનિવરોના ઉપદેશથી સુધરે છે સન્તો, મનુષ્યોના અન્તરમા ઉપ દેશ અને સદાચાર વડે સત્વગુણની ઉંડી અસર કરે છે જે સાધુઓમા સાધુ પદને લાયક એવા નાનાવિધ સર્વે ગુણો હોય છે, તે સાધુઓ દયાના સાગર જેવા હોવાથી તેઓની આસપાસ શાન્તિનુ સામ્રાજ્ય ગોઠવાય છે, અને તેથી તેઓના સમાગમમા આવનારાઓને શાન્તિ રસનો સ્વાદ ચખાડે છે દયાળુ અને પ્રમાણિક ન્યાયી ન્યાયાધીશોના પણ જેઓ સદ્ગુણો વડે

શુદ્ધ બને છે એવા સાધુ મહાત્માઓમાં હૃદયની પરિપૂર્ણ પવિત્રતા હોવાથી તેઓ જગત્નું કલ્યાણ કરી શકે છે જેના આત્માએ બહુ જાણ્યું નથી ઘણું જોયું નથી અને અનેક પ્રકારનો અનુભવ કર્યો નથી અને જેનો આત્મા વિશાલદૃષ્ટિના શિખરે પહોંચી સત્ય અભિપ્રાય તથા સત્ય વર્તન ચલાવવા સમર્થ થયો નથી, તથા જેનો આત્મા અમુક પ્રકારની એક દેશીય ધાર્મિક રૂઢિમાં એમ તપને આત્મ કલ્યાણ માનીને અન્ય ધર્મ ક્રિયાઓને ધિક્કારે છે તેનો આત્મા દુનિયામાં સૂર્યની પેઠે પ્રકાશ કરવા સમર્થ થતો નથી ઉચ્ચજ્ઞાનદશાને પહોંચેલા જ્ઞાની મહાત્માઓ ધર્મ નેતાઓ ગણાય છે, અને તેઓના મનમાં એકાન્ત કદાગ્રહ બાંધેલા મનુષ્યો, એકડીયાની નિશાળના બાળકની દશા જેવા લાગે છે, અને તેથી તેઓની ભૂલો તરફ મહાત્માઓ ઉપેક્ષા કરીને તેઓને જેટલી બુદ્ધિ ખીલી હોય છે તદનુસારે ધર્મ પ્રવૃત્તિને દર્શાવે છે, પણ તેઓ બાળકની પેઠે જે જે કરે છે તે સત્ય માને છે, અને બાકીનું અસત્ય માને છે તથા પરસ્પર કદાગ્રહથી ચર્ચા કરી કલેશના વિચારોને ફેલાવે છે, પણ અલ્પ દૃષ્ટિના યોગે અનેકાન્ત જ્ઞાનરૂપ સાગરમાં ઝીલી શકતા નથી એકાન્ત દૃષ્ટિ ધારક મનુષ્યો નાના બાળકો જેમ ઢીંગલીઓને માટે લડી પડે છે તેમ ધર્મના સાધનભૂત વસ્તુને માટે લડી મરે છે તેવા અજ્ઞાની જીવોને સન્નરના હેતુઓ પણ આશ્ચર્ય પામે છે જેઓ અનેક અપેક્ષાદૃષ્ટિવાળા નયોના જ્ઞાનવડે અનેકાન્તપણાને પામ્યા છે એવા સત્પુરુષો જગતના જીવોની અપેક્ષાવાળા જ્ઞાન ચક્ષુઓને ઉઘાડવા પ્રયત્ન કરે છે તેઓને શુભ માર્ગે ચલાવે છે તેઓની લાતો સહન કરીને પણ તેઓના ઉપર કરુણા દૃષ્ટિ રાખીને ધર્મ માર્ગ પર ચલાવે છે ઉત્તમ અનેક સદ્ગુણોના ધરભૂત એવા સાધુઓ સદા જીવોની આન્તરિકદશા સુધારવા પ્રયત્ન કરે છે ભાષા, વેષ અને બાહ્ય ક્રિયામાં જેઓને મમત્વ હોતું નથી, તેઓનો આત્મા ક્ષણે ક્ષણે દુનિયા ઉપર વિશેષ પ્રકાશ કરતો જાય તેવો ઉંચો ચડ્યા કરે છે કુવામાં હોય તો હવાડામાં આવે તેની પેઠે સાધુઓના ગુણો ગૃહસ્થોમાં આવશે અન્યના ગૃહસ્થો ઉચ્ચ સદ્ગુણોથી ખીલ્યા હશે તો તેમાંથી કોઇ સાધુ થશે તેનામાં ઉત્તમ અનેક સદ્ગુણો પ્રગટશે અને અપરનું કલ્યાણ કરવા સમર્થ થશે

× × × ×

## સંવત ૧૯૬૮ ના અ અષાડ સુદિ ૧૨ બુધવાર તા. ૨૬ મી જીન ૧૯૧૨ અમદાવાદ

દેવેન્દ્રસૂરિજીએ દેવવંદન ભાષ્યમાં દેવવંદનનું સારી રીતે સ્વરૂપ સમજાવ્યું છે, અને ગુરૂવંદન ભાષ્યમાં ગુરૂવંદનથી થતા લાભોનું સારી રીતે દિગ્દર્શન કર્યું છે ગુરુનો વિનય કરવો અને ગુરૂની આશાતનાઓ ટાળવી ઇત્યાદિ બાબતોનું સારી રીતે વિવેચન કર્યું છે ગુરૂવંદન કરવાની વિધિ ખરેખર અત્યુત્તમ છે ધર્મનું મૂળ વિનય છે ગુરૂના વિનયથી રત્નત્રયીની પ્રાપ્તિ થાય છે ગુરૂની આજ્ઞામાં ધર્મ છે ગુરૂની આજ્ઞા વિના તપ સંયમનું ફલ પ્રાપ્ત થઇ શકતું નથી ગુરૂને બહુવેલ સંદિસાહુ એમ જે કહેવામાં આવે છે તેમાં ઘણું રહસ્ય સમાયું છે જૈનશાસ્ત્રોમાં ગુરૂના વિનયનું સમ્યગ્ સ્વરૂપ દર્શાવ્યું છે દેવેન્દ્રસૂરિ મહારાજે અનેક સારા પુસ્તકો રચીને જૈનકોમ ઉપર અતુલ ઉપકાર કર્યો છે તેથી દેવેન્દ્રસૂરિ મહારાજની કીર્તિ સદા અમર રહેશે સર્વ જૈનોએ ગુરૂવંદન ભાષ્યને એકવાર વાંચવું વા માભળવું જોઇએ શરીરના અમુક અવયવને અમુક બોલ કહીને મુહપત્તિદ્વારા પડિલેહવામાં આવે છે તેમાં યોગવિદ્યાના ગુપ્ત રહસ્યો અત્ર બોધાય છે અમુક બોલ કહીને અમુક અવયવને પડિલેહવાના નિયમોમાં જે ગુપ્ત રહસ્ય છે તે યોગીઓ જાણે છે, અને અન્યોને સમજાવી શકે છે પૂર્વના મુનિવરોને શરીરના અમુક અંગોના નિમિત્તે અમુક ફુરણ ઉત્પન્ન થાય છે એવું જ્ઞાન હતું તે આ ઉપરથી સિદ્ધ થાય છે ગુરૂને વંદન કરતાં મરણ કરવું જોઇએ તે પણ સારી રીતે દર્શાવ્યું છે જૈનોએ દ [illegible] લાગી ત્યારે ગુરૂને વંદન કરવું જોઇએ પેશાબ [illegible] આવશ્યક કાર્ય જેમ કર્યું પડે [illegible] કર્યાં વિના છુટકો થતો નથી પેશાબ અને વડીનીતિની આવશ્યકતા જે સમજી શકતા હોય અને ગુરૂવંદનની આવશ્યકતા જે સમજી શકતા ન હોય તે હજી શિષ્ય વા ભક્ત થવાને લાયક નથી ગુરૂને વંદન કર્યા બાદ પ્રત્યાખ્યાન કરવું જોઇએ તે માટે પ્રત્યાખ્યાનનું શ્રીમદ્ દેવેન્દ્રસૂરિએ સ્વરૂપ વર્ણવ્યું છે મનને જીત્યાવિના પ્રત્યાખ્યાન થઇ શકતું નથી મનની ઇચ્છાઓને જીતનાર મનુષ્યો પ્રત્યાખ્યાન કરી શકે છે મન અને ઇંદ્રિયોને કબજામાં રાખવા માટે પ્રત્યાખ્યાનની આવશ્યકતા છે પ્રત્યાખ્યાન પણ એક યોગનું અંગ છે, અને તેનો પ્રતિદિન અભ્યાસ વધારવો જોઇએ દ્રવ્ય પ્રત્યાખ્યાન અને ભાવ પ્રત્યાખ્યાન એ બે પ્રકારના

ત્યાખ્યાન અવબોધવા જોઇએ પ્રત્યાખ્યાન ભાષ્યમા પ્રત્યાખ્યાન સબંધી એકદર સારૂ વિવેચન કરવામા આવ્યુ છે સત્તરમા સૈકામા વિજયદેવસૂરિના રાજ્યમા એ ત્રણ ભાષ્યપર બાલાવબોધ લખવામા આવ્યો છે

× × × ×

## સંવત્ ૧૯૬૮ ના અ. અષાડ સુદિ ૧૩ ગુરૂવાર તા ૨૭ મી જુન ૧૯૧૨. અમદાવાદ.

ક્રિયા માર્ગનુ પ્રાધાન્યત વર્ણન અન્ય ધર્મ માર્ગોના નિષેધ કરવાને માટે નથી, પણ તે તે ક્રિયાના અધિકારીઓને તેમા રૂચિ કરાવવા માટે છે જ્ઞાનમાર્ગનુ પ્રાધાન્યત વર્ણન જીવોને જ્ઞાનમાર્ગમા રૂચિ કરાવવાને માટે છે, પણ અન્ય માર્ગો તરફ અરૂચિ કરાવવા માટે નથી ભક્તિ માર્ગનું વર્ણન અન્ય માર્ગોના ખડન માટે નથી, પણ ભક્તિમાર્ગમા ભક્તિમાર્ગના અધિકારી જીવોને રૂચિ કરાવવા માટે છે ચારિત્ર માર્ગનુ પ્રાધાન્યત વર્ણન ખરેખર અન્ય માર્ગોના નિષેધ માટે નથી, કિન્તુ ચારિત્ર માર્ગ તરફ જીવોને પ્રેમ થાય તે માટે ચારિત્ર મહિમા વર્ણન જાણવુ એ પ્રમાણે દર્શન માટે અવબોધવુ સુધારા કરવાના જે જે વિચારો કહેવામા આવે છે તેમા કઇ પ્રાચીનતામા જે કઇ સત્ય રહેવુ છે તેના નિષેધ માટે નથી કિન્તુ સુધારાના વિચારોથી પ્રગતિનો ઉદ્દેશ સિદ્ધ કરવા માટે છે ધ્યાન સમાધિનું મુખ્ય રીત્યા જે જે વર્ણન કરવામા આવે છે તે તેના અધિકારી જીવોની રૂચિ પ્રકટાવવા માટે છે, પરન્તુ અન્ય માર્ગના નિષેધ માટે નથી પ્રાચીન આચારોની મહત્તા વર્ણવવામા આવતી હોય તો તેના સત્ય માટે છે, પણ નવ્ય સુધારાના સત્યવિચારોના નિષેધ માટે નથી સાધુઓનુ વિશેષત માહાત્મ્ય વર્ણવવામા આવે તે સાધુ ધર્મના વાસ્તવિક ગુણો અને સાધુઓ દ્વારા જગતનુ કલ્યાણ થાય છે, તેને ઉદ્દેશીને છે, પણ તેથી અન્ય કુસાધુઓની પુષ્ટિ માટે વા અન્ય માર્ગોના નિષેધ માટે ન અવબોધવુ તીર્થોનુ વર્ણન કરવામા આવે છે, તે તીર્થોથી થતા લાભને લક્ષી છે, પણ તેથી અન્યનુ ખડન વા નિષેધ સમજવો નહિ કેળવણીનુ વિશેષત વર્ણન કરવામા આવે છે તે કેળવણીના વાસ્તવિક ગુણોને લક્ષીને છે, પણ તેથી અન્ય બાબતોનુ ખડન સમજવુ નહિ,

વિદ્વાનોના તરફથી જે જે ઉપાધિયો થાય તે સહન કરીને તારે આગળ માર્ગ લેવાનો છે તારા માથે જે જે ફરજો જગત્ના ભલા માટે આવી પડી છે, તેને સારી રીતે બજાવવાને વિરૂદ્ધમતધારકોના કોલાહલો વચ્ચે તારૂં કાર્ય શાન્તપણે કરે જા અજ્ઞ લોકોના કોલાહલો સામું જોવાનું નથી, પણ અજ્ઞલોકોનું ભલું થવાનો જે માર્ગ છે તેના સામુ જો ! લોકોની ક્ષણિક નિંદા સામું ન જોતાં લોકોને સત્ય માર્ગે ચલાવવાનું કાર્ય કર ! શાસ્ત્રોના ધાને સહન કરીને પણ હૃદયરૂપ ક્ષેત્રમાં ધર્મ બીજને વાવ ! લોકોના કલ્યાણ માટે તારૂં સર્વ સમર્પણ કર ! તારી લોકો વાહ વાહ કરે વા ન કરે તે ઉપર લક્ષ ન દેતાં તારી ફરજ બજાવ્યા કર. જગત્ના ભલા માટે જે કંઈ પ્રવૃત્તિ કરે તેનું ફલ તુર્ત દેખવાની ઉત્સુકતાનો ત્યાગ કર ! ખરા અન્તઃકરણથી પરમાર્થ કાર્ય કરનારને ગુપ્ત સહાય મળે છે, અને તેની આગળ વિજય વાવો વાગે છે જે કાર્યને જ્ઞાનીઓનો મોટો ભાગ વખાણે છે તે કાર્ય કરવામાં અન્તે વિજય મળ્યા વિના રહેતો નથી ગમે તેવા પ્રતિકુલ સંયોગોમાં આત્માના ઉત્સાહની વૃદ્ધિ કર ! બળવાન્ થએલો આત્મા પ્રતિકુલ સંયોગોને જીતે છે, અને પ્રતિકૂલ સંયોગોને પણ સાનુકૂલ સંયોગ તરીકે ફેરવી નાખે છે સત્ય સૂર્યની પેઠે સદાકાલ પ્રકાશે છે સત્યરૂપ સૂર્યને ઘુવડો ન દેખી શકે તેમાં ઘુવડોનો દોષ છે દુનિયાના લોકોને સત્ય બતાવ ! અને સદા સત્યના માર્ગે વહ્યા કર, સત્યના માર્ગમાં વહેતાં મરવું તે શ્રેય છે પણ અસત્ય માર્ગમાં વહીને જીવવું તે કલ્યાણકારી નથી સત્યમાર્ગમાં રહેલા કાંટાને દૂર કર, અને અન્ધોના ચક્ષુઓ ઉઘાડ ક્ષુધા અને તૃષાના દુઃખો નહીં મનુષ્યોને સત્ય માર્ગ તરફ વાળ સર્વજ્ઞ પ્રભુનો તું સેવક છે અપ્રમત્તપણે ધર્મસેવા કર્યા કર તારી પાસે જેઓ શ્વાનની પેઠે ભસે તેની સામુ જોવા પીઠ ન ફેરવ જેઓ સામા આવીને બોલે તેને જવાબ આપ અને સત્યનો પ્રકાશ કર ॐ शान्ति

× × × ×

## સવંત્ ૧૯૬૮ ના અષાડ વદિ ૧ રવિવાર તા. ૩૦ મી જુન ૧૯૧૨ અમદાવાદ.

વિચારભેદે અન્ય મનુષ્યો ઉપર ગુસ્સે ન થતા અન્યોના વિચારોનુ સમાધાન કરવા પ્રયત્ન કરવો જોઇએ મિથ્યાત્વ વિચાર કરનારા ઉપર દ્વેષ ન કરતા મિથ્યાત્વિયોના મિથ્યા વિચારોને ફેરવવા માટે પ્રયત્ન કરવો જોઇએ મિથ્યાત્વી જીવોના ઉપર દ્વેષ કરવાથી વા તેઓને ધિક્કારવાથી તેઓનુ શ્રેયઃ થતુ નથી તેમજ પોતાના આત્માની પણ ઉન્નતિ થઇ શકતી નથી મિથ્યાત્વી મનુષ્યોના મિથ્યાત્વ વિચારોને સમ્યકત્વ વિચારોથી છેદી લેવા જોઇએ સમ્યકત્વવિચારોને ફેલાવ્યા વિના મિથ્યાત્વિચારો ટળી શકતા નથી આપણે જ્યારે ત્યારે પણ મિથ્યાત્વ વિચારોને સમ્યકત્વ વિચારોથી હઠાવી શકીશુ સમ્યકત્વનો ઉપદેશ અને સમ્યકત્વ વિચારોના પુસ્તકોનો ફેલાવો કર્યા વિના કદિ મિથ્યાત્વ વિચારોનુ જોર ટળતું નથી બાઇબલ આઠસે ભાષામા છપાયુ છે તેનો ફેલાવો આખી દુનિયામા થઇ ગયો છે વેદાન્તીઓની ભગવદ્ગીતાનો આખી દુનિયામા પ્રાય ફેલાવો થવા લાગ્યો છે જૈનધર્મના પુસ્તકોનો આખી દુનિયામા ફેલાવો કર્યા વિના સમ્યકત્વ વિચારોનો પ્રચાર થઇ શકવાનો નથી મનુષ્યો પરમાત્મનો ધર્મ ફેલાવીને પરમાત્માના પગને ચાલી શકે છે શ્રી જિનેશ્વર પરમાત્માનો ઉપદેશ જે અંગીકાર કરે છે, તેનુ કલ્યાણ થયા વિના રહેતુ નથી **વિચાર કરવાથી મનુષ્ય ફરે છે એવી કિવદન્તી વારવાર મનન કરીને મનુષ્યોના વિચારો ઉત્તમ માર્ગ પ્રતિ ફેરવવા માટે પ્રયત્ન કરવો જોઇએ** જે જે બાબત તરફ મનુષ્યોને લઇ જવા હોય તે તે બાબતના વિચારોવડે મનુષ્યોને ફેરવવા જોઇએ મનુષ્યોનું આતરિકબળ વિચાર છે ધર્મના વિચારોની અન્ય મનુષ્યો ઉપર અસર કરીને અન્ય મનુષ્યોને આપણે ધર્મી બનાવી શકીએ સદ્વિચારોવડે આપણે અન્યોનું મન ફેરવીને ઉત્તમ બનાવીશુ સદ્વિચારોના બળે પોતાની મેળે અન્ય મનુષ્યોની વાણી અને કાયા પણ કલ્યાણ માર્ગ તરફ ગમન કરશે **સર્વ સ્થૂલ વસ્તુઓના બલ કરતા સદ્વિચારોનુ અનન્તગણુ વિશેષ બળ** છે માટે સદ્વિચારોનો ફેલાવો કરીને દુનિયાને સ્વર્ગ સમાન ઉત્તમ બનાવવા પ્રયત્ન કરવો જોઇએ શ્રી વીરપ્રભુના અમૃત ઉપદેશની પ્રસાદીનો લાભ આખી દુનિયાને આપવા સદ્ગુરૂઓ તનતોડ મહેનત કરીને મનુષ્ય જન્મની પ્રભ્જ અદા કરે છે જે જે માર્ગે જે જે અરો જે જે ઉપાયે દુનિયા ધર્મ

સદ્‌ગુણો હોતા નથી તેઓ પાણીયારાના મુન્સીની પેઠે પોતાના ઘરની બહાર ધર્મનો ફેલાવો કરવામાં સમર્થ થતા નથી જે મનુષ્યો દુનિયાને તારવા ઇચ્છે છે તેઓએ ઘણી દયા ધારણ કરવી જોઇએ જેને જીવ ઉપર દયા નથી અને કોઇને દુઃખી દેખી કરૂણાળુ બનતો નથી, તે મનુષ્ય રૂપે રાક્ષસ છે અને તે પ્રભુનો ધર્મ પાળવા લાયક બન્યો નથી જે ધર્મની સમાજનું બંધારણ ઉત્તમ હોતું નથી, તે ધર્મની પ્રવૃદ્ધિ થઇ શકતી નથી જૈનસંઘ ના જૈન સમાજનું બંધારણ હાલ સુવ્યવસ્થિત કરવાની જરૂર છે જૈન સમાજનું બંધારણ હવે સુધારીને નહિ બાંધવામાં આવે તો ભવિષ્યમાં બહુ હાનિ પ્રાપ્ત થવાની જૈનસંઘના સુવ્યવસ્થિત બંધારણના અભાવે હાલના સુવર્ણમયી સમયમાં જૈનોમાં ઝઘડાઓના વિષમય વૃક્ષો ઉગે છે અને વૃદ્ધિ પામે છે જમાનાનો વીજળીના જેવો વેગ છે, અને જૈનોની કીડીની પેઠે ગતિ છે હવે કહો કે તે શી રીતે જમાનાને પહોંચી શકે ? ભાવીભાવ પ્રબલ છે એમ માની બેસી રહેવું એ કોઇપણ રીતે યોગ્ય નથી પાંચમા આરાનો ગાવનો માનીને બેસી રહેતા અક્રિયવાદીનું શરણ અંગીકાર કરવું પડશે કોઇપણ જાતની ધાર્મિક પ્રગતિની ક્રિયા કરવીજ જોઇએ ભાવીના ઉદરમાં શું છે તે જોવાની જરૂર નથી આપણે તો આપણી ધાર્મિક સામાજિક ઉન્નતિના શિખરે પહોંચવા પ્રયત્ન કરવો જોઇએ શુભોદ્યમ કરવાથી શુભ ફલ થાય છે એમ નિશ્ચય કરીને આગળ વધવા પ્રયત્ન કરવોજ જોઇએ વર્તમાન કાળના સદ્‌વિચારો અને શુભ પ્રયત્નપર શુભ ભવિષ્યની આશા રાખી શકાય છે

× × × ×

### સંવત્ ૧૯૬૮ ના અ૦ અષાડ વદિ ૪ બુધવાર તા ૩ જુલાઇ ૧૯૧૨ અમદાવાદ

શ્રી હરિભદ્ર સૂરિકૃત દશ વૈકાલિકની ટીકા વાંચી શ્રીમદ્ હરિભદ્ર સૂરિએ વિશાલ બુદ્ધિથી કેટલેક ઠેકાણે લઘુ વિવેચન કર્યું છે પૂર્વે કરતા આ વખતે દશ વૈકાલિકની ટીકા વાંચવાથી સારો અનુભવ થયો દશ વૈકાલિક જે વખતે શય્યંભવ સૂરિએ રચ્યું તે વખતે સાધુઓની કેવી દશા હશે તે તેમણે આપેલા વિધિ ઉપદેશથી જણાઇ આવે છે દશ

વૈકાલિકમા પ્રાય સાધુના ઉત્સર્ગ માર્ગનુ વિવેચન છે દરેક સાધુ અને સાધ્વીએ દશ વૈકાલિકનુ મનન કરવુ જોઇએ 'વિનય અને ભાષા સબધી અધ્યયનમા વિશેષ લક્ષ્ય દેવા યોગ્ય છે ગુરુગમપૂર્વક દશ વૈકાલિક સૂત્રનુ અધ્યયન કરવુ જોઇએ સાધુના મન વાણી અને કાયા ઉપર અકુશ મૂકનાર દશ વૈકાલિક સૂત્ર છે સયમમાર્ગમા સ્થિરતા પ્રાપ્ત કરવા માટે દશ વૈકાલિક સૂત્રની જરૂર છે

× × × ×

## સવત્ ૧૯૬૮ ના અ. અષાડ વદિ ૫ ગુરૂવાર તા. ૪ થી જુલાઇ ૧૯૧૨. અમદાવાદ

મન જે વખતે ચિ તાતુર બન્યુ હોય તે વખતે આત્માના શુદ્ધ ધર્મના વિચારો કરવા આત્માનો સ્થિરતા ગુણુ ધ્યાવવાથી અસ્થિરતા ટળી જાય છે હુ મેરૂપર્વત પેઠે મારા ધર્મે સ્થિર છુ, એવી ભાવના ભાવ્યાથી અનેક વિપત્તિઓ સામુ અડગ રહી શકાય છે, અને દુ ખના ઘો ઘમા હિમત હારી શકાતી નથી ઉપસર્ગો, દુ ખો અને અન્ય જીવો મારા આત્માનુ કઇ કરી શકવાના નથી, એવો દૃ મ કલ્પ કરીને એક કલાક પર્યત ધ્યાન ધરવાથી પ્રતિકૂલ ઉપસર્ગોની વચ્ચોવચ્ચ ક્ષમતા ઉભા રહેવાની શક્તિ પ્રાપ્ત થાય છે અનેક ઉપસર્ગો અને દુ ખો વચ્ચે ઉભા રહીને આત્માની સમાન ભાવ શક્તિ ખીલવવી જોઇએ જ્ઞાનીનો આત્મા દુ ખોના કસોટીથી કસાઇને મેર્યશક્તિ પ્રાપ્ત કરે છે દુ ખો કઇ અનુભવ આપવા માટે પ્રાપ્ત થયા છે, એવો ભાવ લાવીને પ્રાપ્ત દુ ખોથી ગભરા ન થતા તેઓના સામા ઉભા રહેવુ મનમા જે દુ ખની કલ્પના ન કરવામા આવે તો દુ ખના હેતુઓ ભાસતા નથી વ્યાધિ અને ઉપાધિને પણ મનમાં દુ ખની કલ્પના કર્યાવિના વેદવામા આવે છે તો ઉપાધિ અને વ્યાધિના સમયમા પણ આત્મા સ્વતત્ર ઉપયોગી બની રહે છે હે આત્મન્ ! આત્મશક્તિને ખીલવ ! ઉપર્યુક્ત ઉપાયોને અન્તરૂમા ધારણ કરી સાવધાન થઇ આગળ ચાલ ! જ્ઞાનની પરીક્ષા, દુ ખમા થાય છે

× × × ×

## સવત્ ૧૯૬૮ ના અ. અષાડ વદિ ૬ શુક્રવાર તા ૧૫ મી જુલાઇ ૧૯૧૨ અમદાવાદ

ભૂતકાળમા જે જે દુખના પ્રસગો ન યા હોય તે ભૂલી જા ભૂત કાળમાં પડેલા દુખોનુ સ્મરણ કરીને વર્તમાનકાળમા દુખી ન થા દુખના પ્રસગો સ્મરણ કરીને વર્તમાન કાલમા દુખના સરકારો ન પાડ ભવિષ્ય કાલમા થનાર દુખોની ચિંતા કરીને વર્તમાન મનમા દુખી ન થા દુખના વિચારો વારવાર મનમા ચકટાવવાથી સુખને ઠેકાણે દુખ આવીને ઉભુ રહે છે દુખના વિચારો કરવાથી દુખની પરિણતિ વૃદ્ધિ પામે છે, અને આર્તધ્યાનના વશમાં પડી જવાય છે દુખના વિચારો છોડી દે આનન્દના વિચારો કર ગમે તેવી સકટ દશામા પણ આનન્દની ભાવના ભાવ આનન્દમય છુ અને મારા આત્મામા આનદનો સાગર ભર્યો છે એવી ભાવના ભાવ દુખના વિચારોને આનદના વિચારોથી પાછા હઠાવ આત્મા આનદમય છે અને આનદ એજ મારૂ પરમ જીવન છે એવી ભાવના ભાવ આનન્દ વિના મારાથી જીવી શકાય નહિ આનદરૂપ જીવન વડે હુ જીવુ છુ એમ દૃઢ સકલ્પ ધારણ કર ગમે તેવા બાહ્ય સયોગોમા મારે આનન્દમાજ રહેવુ એટલે ગમે તેવા દુખના વાદળોથી આચ્છાદિત થતા પણ હુ અન્તરૂપો આનન્દમય છુ મારૂ આનદમય સ્વરૂપ ખરેખર કદિ આત્મામાથી નષ્ટ થનાર નથી પરમ શુદ્ધાનદ પ્રાપ્તિ માટે જીવુ છુ મારા આનદ સ્વભાવનો પ્રકટ કર્તા હુ પોતે છુ આનન્દની વાતો કરવી આનન્દના ગીતો ગાવા, ગમે તેવા સયોગોમા જે જે કાર્યો કરવામા આવે તે વખતે આનન્દની ભાવના અન્તરમા ભાવ્યા કરવી એમ હે ચેતન! તુ દૃઢ નિશ્ચય કર! શુદ્ધાનદ મળે એવા ધર્મ પુસ્તકોને વારવાર વાચ. ચિંતાના વિચારો ન કરતાં શાન્તિના વિચારો કર દુખની ભાવનાને હઠા વવા માટે આનદમય પોતાને ભાવ ત્રણ કાલમા હુ આત્મા છેદાઉ નહિ, ભેદાઉ નહિ, પાચ ભૂતમાનુ કોઇ ભૂત મારો નાશ કરવા સમર્થ છે નહિ શસ્ત્રથી મારો મૃત્યુથી નાશ [illegible] શકાય તેમ નથી શરીર છૂટે છે શરીરો વસ્ત્ર જેવા છે, કર્મના યોગે શરીર વસ્ત્રો બદલાય છે, પણ હુ આત્મા તો જેવોને તેવો છુ મારૂ આત્મ ત્રણ કાલમા એક રૂપ છે આખી દુનિયા સામી થાય તો પણ મારૂ આત્મસ્વરૂપ નષ્ટ કરી શકે નહિ જડ જડના સ્વરૂપે છુ અને હુ આત્મા મારા ધર્મે છુ મારો પરમ

વિમળ સ્વભાવ છે મારૂ આનન્દ સ્વરૂપ છે, તેનો હુ ભોક્તા છુ, એમ વારવાર ભાવના ભાવવી

× × × ×

**સવત્ ૧૯૬૮ ના અ. અષાઢ વદિ ૭ શનિવાર તા૦ ૬ ઠ્ઠી જુલાઇ ૧૯૧૨ અમદાવાદ**

અજ્ઞાનથી મમત્વ વધે છે, અને જ્ઞાનથી મમત્વ ટળે છે મમત્વથી મનુષ્યો પોતાના આત્માની ઉન્નતિમા પોતાના હાથે વિઘ્નો ઉભા કરે છે મમત્વથી વિશાલ હૃદય પણ સકુચિત થઇ જાય છે અશુભ મમત્વથી ગમે તેવુ અશુભ થયા વિના રહેતુ નથી મમત્વને ઉપજાવતા વાર લાગતી નથી પણ તેનો નાશ કરતા વાર લાગે છે મમત્વથી જો કે જુસ્સો પ્રકટે છે પણ તેમા ખરા વિવેકની ખામી રહે છે પ્રથમ દશામા શુભ મમત્વની આકાક્ષા અને તેની જરૂર છે પણ જેમ જેમ જ્ઞાનથી વિશાલ હૃદય થાય છે, તેમ તેમ મમત્વ વિના પણ પોતાની ફરજ સમજીને સર્વ કાર્યો કરી શકાય છે, અને તેથી નિર્લેપ અવસ્થા રહે છે તથા આત્માની ઉચ્ચ દશા વૃદ્ધિ પામે છે મમત્વ દશાના જીવનમા ઘણો ફેર છે અને તે ઉચ્ચ કોટી પર ચઢેલો મનુષ્ય તેનો અનુભવ કરવા સમર્થ બને છે અશુભ મમત્વથી પ્રવૃત્તિ કરનારા મનુષ્યો પોતે લેપાય છે અને અન્યોને પણ લેપ લગાવે છે મમત્વથી અને અમમત્વભાવથી કાર્યો કરનારાઓ ખરેખર કાર્યોની અપેક્ષાએ તો અજ્ઞાનીઓને એક સરખા લાગે છે પણ જ્ઞાનીઓ તેઓની પરિણામની અપેક્ષાએ ભેદ દશા અવબોધી શકે છે

આત્મજ્ઞાનથી નિર્મમત્વપણે સત્કાર્યો કરવાની અભ્યાસ વૃત્તિ ખીલવી શકાય છે મમત્વના પણ અસખ્ય ભેદ છે પણ તીવ્ર મમત્વની અપેક્ષાએ તેના કરતા મદ મમત્વવાળો નિર્મમત્વ કહી શકાય આમ અમુક હદ સુધી નિર્મમત્વ કહી શકાય

નિર્મમત્વ ભાવે બનતા કાર્યો કર વિશાલ દૃષ્ટિથી મમત્વ છેદીને નિર્મમત્વ થા નિર્મમત્વ ભાવ એજ પોતાનો ધર્મ અવબોધીને નિર્મમત્વ થા નિર્મમત્વ ભાવ એજ મુક્ત થવાની છેલ્લામા છેલ્લી પરમ કુચી છે એમ અવબોધીને નિર્મ[illegible] કરવા યોગ્ય કાર્ય કર જગતૂમા સ્વતંત્રતા

પ્રાપ્ત કરવાને માટે નિર્મમત્વ ભાવથી વિચર હવે અને રોકયા! નિર્લેપ રહી સહજાનંદ ભોગી થવાને માટે નિર્મમત્વ ભાવ ધાર બધાવુ અને મુકત થાઉ એવો કોઇ પણ કાર્યમા અધ્યવસાય ( વિચાર ) ન ઉત્પન્ન થાય એવી ઉચ્ચ ભૂમિકામા પ્રવેશ કરીને સ્વપર શુદ્ધત્વોને સેવ

× × × ×

### સવત્ ૧૯૬૮ ના અ. અષાડ વદિ ૮ રવિવાર. તા. ૭ મી જુલાઇ ૧૯૧૨. અમદાવાદ

શરીરમાદ્ય ખલુ ધર્મ સાધનમ્ શરીરજ નિશ્ચત ધર્મનુ સાધન આદિમાં છે શરીરની આરોગ્યતા જળવાઇ રહે એવા ઉપાયો આદરવા જોઇએ નિયમિત આહારવિહાર અને ઉદ્યમથી શરીરની આરોગ્યતા સાચવવી શરીર વિના ધર્મની સાધના થઇ શકતી નથી શરીરની આરોગ્યતા હોય છે તોજ સર્વ ધર્મભેદોની સાધના થઇ શકે છે શરીર પોતાનુ નથી તે ક્ષણિક છે; એમ વસ્તુત તે માલુમ પડે છે તો પણ મુક્તિ માટે તેની કિંમત આકી શકાતી નથી કારણ કે શરીરવિના કોઇ જ્ઞાનધ્યાનની પ્રાપ્તિ કરી શકતુ નથી. શરીરમા રહીનેજ સર્વ ધર્મ કાર્ય કરવાના છે અને પછી શરીરની ઉપયોગિતા ન જાણી એ કેટલુ બધુ અજ્ઞાન! બ્રહ્મચર્યાદિ ગુણોવડે શરીરની સરક્ષા કરવી જોઇએ શરીરમા રહેલો આત્મા તેસત્તાએ પરમાત્મા છે; અને તેનુ શરીર તે એક દેવળ સમાન છે શરીર રૂપ નૌકાનુ સરક્ષણ કરવાથી સસાર સાગરની પેલી પાર જવાય છે અર્થાત્ શરીરની સરક્ષા કરીને ધર્મ સાધના કરવાથી મનુષ્યો સસાર સમુદ્રને તરી જાય છે દશ દષ્ટાંતે દુર્લભ એવો મનુષ્યભવ પ્રાપ્ત થાય છે તે પામીને જે શરીરનો અધર્મમાં ઉપયોગ કરે છે તે મનુષ્ય જન્મ હારે છે શરીરમા રહેલા આત્માને શરીરના ભોગે પ્રાપ્ત કરવો જોઇએ શરીર પર મમત્વ નહિ કરવુ પણ શરીરની આરોગ્યતા ધર્માર્થે જાળવવી એ તો આવશ્યક કાર્ય છે આત્માર્થી મનુષ્યને શરીરની આરોગ્યતા ઘણી ઉપયોગી છે ધર્મી મનુષ્યોના શરીર કલ્પવૃક્ષ અને ચિંતામણિ રત્ન સમાન છે

શરીરની ઉપયોગિતા અવબોધ ! ! ! શરીરની આરોગ્યતાનો સદુપયોગ કર શરીર શક્તિનો દુરુપયોગ ન કર શરીરને વશમા રાખ શરીરદ્વારા આ

શ્રવ ન સેવાય તેમ ઉપયોગ રાખ શરીરપર નિર્મમત્વ ભાવ રાખ ! લક્ષ્મી આદિ ધન કરતા શરીર ધનની અનન્ત ઘણી કિમત અવબોધીને તદ્દ્વારા ધર્મ કાર્યો કર પ્રત્યાખ્યાન કર યમ, નિયમ, આસન, પ્રાણાયામ આદિ વડે શરીરને ધર્માર્થે વાપર આ કાળમાં પણ આ શરીરદ્વારા આત્મ ધર્મનું સાધન અમુક અંશે કરી લે પ્રમાદનો ત્યાગ કર

× × × ×

## સવત્ ૧૯૬૮ ના અધિક અષાડ વદિ ૯ સોમવાર તા. ૮ મી જુલાઇ ૧૯૧૨ અમદાવાદ.

રોગના સામુ આત્મ બળ કેટલુ ટકી રહે છે તેનો અનુભવ થયો આ કાલમા પૂર્વના જેવા શરીર ન હોવાથી સાધુઓ પૂર્વની પેઠે બાહ્ય ચારિત્ર ઉત્કૃષ્ટ યથાયોગ્ય પાળી શકે નહિ એમ બનવા યોગ્ય છે, અને તેમ બને છે રોગાદિક થએ છતે દવા વાપરવાથી શરીરની આરોગ્યતા પ્રાપ્ત થાય છે આ કાલમા કેટલાક ઉત્તમ પુરૂષો સાધુઓની વૈયાવચ્ચ કરી શકે છે. કેટલાક નામધારી શ્રાવકો તો સાધુઓએ કરેલા ઉપકારને ભૂલી જાય છે, અને ગુરૂના સામા થાય છે કેટલાક શ્રાવકો તો સ્વાર્થ હોય છે ત્યા સુધી સાધુની હાજી હા અને કપટ વિનયની રીતિ બતાવે છે, પશ્ચાત્ સાધુની પાસે પણ આવતા નથી આ કાલમા શ્રાવકોની સાધુઓ ઉપર એક સરખી રૂચિ રહેવી એ દુર્લભ છે કેટલાક નામધારી શ્રાવકો પોતાના ગુરૂને પણ હિસાબમા ગણતા નથી કેટલાક શ્રાવકો તો ભમા વ્યાથી ભમી જઇને એક ગુરૂને છોડી બીજાને કરે છે અને બીજાને છોડી ત્રીજાને ગુરૂ કરે છે પહેલાને છોડી બીજાને ગુરૂ કરે છે ત્યારે પહેલા ગુરૂની પાસે જતા નથી તેમજ તેમનો ઉપકાર જે કર્યો હોય છે તેનો પણ નિંદાના રૂપમા પ્રતિ બદલો આપે છે બીજાને છોડી ત્રીજાને ગ્રહણ કરે છે ત્યાર બીજાના પણ પ્રતિપક્ષી બને છે કેટલાક નામધારી શ્રાવકો શ્રાવકની ઉપર ઉપરની કરણી સાચવે છે, પણ તેમની વર્ણકમા તો નીતિના ગુણો પણ પ્રાય હોતા નથી કેટલાક શ્રાવકો તો ગુરૂપ્રતિ બજા વવાની ફરજને પણ જાણતા નથી ફક્ત તેઓ કુલાચારથી શ્રાવક ગણાય છે કેટલાક શ્રાવ ...દિ પ્રસગે ધર્મને પણ પી જાય તેવા હોય છે.

આ કાલમાં ન્યાયમપન વૈનસમાજ શ્રાવકો વિરલા હોય છે કેટલાક ધર્મની પ્રતિક્રમણાદિક ક્રિયા કરનારા શ્રાવકોમાં સત્ય બોલવું, પ્રમાણિકતા રાખવી ઇત્યાદિ ગુણો પણ જોઇએ તેવા જણાતા નથી દેખાદેખી ગાડરીયા પ્રવાહમાં તણાતા અને પરમાર્થ તત્વજ્ઞાનથી શૂન્ય એવા ઘણા શ્રાવકો દેખવામાં આવે છે એવા શ્રાવકોને પ્રથમ વિવેક જ્ઞાન પ્રાપ્ત કરાવવું જોઇએ સદ્ગુણ ધારક શ્રાવકો પણ અરી અરી દેખવામાં આવે છે શ્રાવકોને શ્રાવકના ગુણો પ્રાપ્ત કરાવવા સદુપદેશ દેવો તેઓને ગુણી બનાવવા અનેક ઉપાયો કરવા જોઇએ તેવા શ્રાવકોનું ભલું કરવું

× × × ×

## સંવત્ ૧૯૬૮ ના અ અષાડ વદિ ૧૦ મંગળવાર તા ૯ મી જુલાઇ ૧૯૧૨ અમદાવાદ

ગમે તે ક્ષેત્રમાં અને ગમે તે કાલમાં દયા એ ગમે તે દર્શનમાં ધર્મ છે અમુક વાડામાજ ધર્મનું રજીષ્ટર કોઇને કરી આપવામાં આવ્યું નથી સત્ય બોલવું એ ધર્મ છે કોઇની વસ્તુ પૂછ્યા વિના ન લેવી એ ધર્મ છે પ્રાણીઓને દુ ખમાંથી મુક્ત કરવા પોતાની શક્તિ પ્રમાણે પ્રયત્ન કરવો એ ધર્મ છે પ્રમાણિકપણુ ધારણ કરવુ એ ધર્મ છે સાધુઓની ભક્તિ કરવી એ ધર્મ છે મનુષ્યોના દોષો ટળે એવા શુભ ગ્રંથો લખવા અને તે દોષોનો નાશ થાય એવો ઉપદેશ દેવો એ ધર્મ છે કોઇપણ મનુષ્યનુ ભલુ કરવુ એ ધર્મ છે મનુષ્યોને દુ ખમાં દિલાસો આપવો અને મનુષ્યોને દુ ખમાં સહાય કરવી એ ધર્મ છે ગમે તે દેશ અને ગમે તે કાલમાં સત્ય ધર્મનું રૂપ એક સરખુ રહે છે સર્વ જીવોને પોતાના આત્મ સમાન માનવાં એ મનુષ્યોનો ધર્મ છે, અને પ્રત્યેક જીવને પરમાત્મ બુદ્ધિથી સત્તાએ અવલોકવા એ ઇશ્વર થવાને માટે ઇશ્વરીય ધર્મ છે ગમે તે ધર્મ માનનાર મનુષ્ય હોય પણ તેના આત્માની દયા કરવી એ મહાન્ ધર્મ છે ગમે તે ધર્મ પાળનાર મનુષ્ય હોય પણ તેને પોતાના આત્માના સમાન ગણીને તેનો આત્મા સુખ પામે એવો માર્ગ બતાવવો તે ધર્મ છે ક્રોધ, માન માયા, લોભ, કામવાસના, ઇર્ષ્યા દ્વેષ, નિંદા કલહ મિથ્યાત્વ આળ વિશ્વાસઘાત વગેરે દોષોને જે જે અંશે ટાળવામાં આવે તે તે અંશે ધર્મ છે જે જે

ઉપાયોથી રાગદ્વેષ ટળે તે તે ઉપાયો ધર્મરૂપ કહેવાય છે, વિવેકથી સત્યનો નિશ્ચય કરવો એ ધર્મ છે મનુષ્યોને સદ્‌ગુણોની કેળવણી આપવી એ ધર્મ છે કાયિક અને માનસિક દુઃખોનો નાશ થાય એવા સદુપાયો યોજવા તે ધર્મ છે દીન અનાથ, રોગી, અપંગ વગેરે દુઃખી મનુષ્યોને તથા પશુ પંખી જલચરાદિ જીવોની દયા કરવામાં તન મન ધનથી ઉદ્યમ કરવો એ મહાન્ ધર્મ છે પ્રથમ તો નીતિ પાળવાથી મનુષ્ય પોતે મનુષ્ય તરીકે ગણાય છે નીતિ વિના ગમે તે ધર્મના પન્થમાં રહેતો મનુષ્ય તે હજી મનુષ્ય તરીકે ગણાવાને લાયક બની શકે નહિ પ્રતિજ્ઞા પાળવી મોટાઓનો વિનય કરવો ગુરૂની ભક્તિ કરવી ઉપકારીના ઉપકારને કદિ ભૂલવો નહિ અર્થાત્ ઉપકારીનું ભલું કરવું ગમે તેવા શત્રુના પણ છતા ગુણોની પ્રશંસા કરવી કોઈપણ આત્માના ઉપર વૈર ન રાખવું દ્વેષનો નાશ શુદ્ધપ્રેમથી વાળવો ઇત્યાદિ ગુણો તે ધર્મ છે આખી દુનિયાને માટે ઉપર્યુક્ત ગુણોરૂપ ધર્મ ખુલ્લા છે મનુષ્ય ગમે ત્યારે આવો ધર્મ સેવી શકે છે આવા સદ્‌ગુણોથી મુક્તિ મળે છે

× × × ×

સંવત ૧૯૬૮ ના અ૦ અષાડ વદિ ૧૧ બુધવાર
તા ૧૦ જુલાઈ ૧૯૧૨. અમદાવાદ.

આત્માના સદ્‌ગુણોનો પ્રકાશ કર્યાવિના કદિ કોઈનો પણ ઉદય થવાનો નથી જ્યારે ત્યારે આત્માના સદ્‌ગુણોજ પોતાનો ઉદય કરે છે જે જે અંશે આત્મશક્તિયોનો પ્રકાશ થયો હોય છે, તે તે અંશે સ્વ અને અન્યોનું ભલું કરી શકાય છે રજોગુણ અને તમોગુણનો ઉદય કદિ સ્થિર રહેતો નથી રજોગુણી અને તમોગુણી બુદ્ધિથી પણ જે ઉદય થાય છે તે સદાકાલ સ્થિર રહેતો નથી અને તેનું અંતે પરિણામ સારૂં આવતું નથી કોઈ પણ દેશ વા જાતિ રજોગુણ અને તમોગુણની બુદ્ધિવડે દીર્ઘકાલક વ્યાવહારિક વા ધાર્મિક અભ્યુદય કરી શકે નહિ અજ્ઞાનાવસ્થામાંથી રજોગુણ અને તમોગુણની બુદ્ધિવડે ઉદય થાય છે એવો નિશ્ચય થાય છે પણ જ્યારે હૃદયમાં સત્વગુણી બુદ્ધિ ઉત્પન્ન થાય છે ત્યારે સત્વગુણની બુદ્ધિવડે વ્યાવહારિક તથા ધાર્મિક અભ્યુદય થવાનો છે

એમ હૃદયમાં દૃઢ પ્રતિતિ ઉત્પન્ન થાય છે સત્વગુણની બુદ્ધિવડે નીતિના માર્ગપર મનુષ્ય ચાલી શકે છે સત્વગુણી આહાર, વસ્ત્ર, દવા આદિના સેવનથી સત્વગુણી બુદ્ધિ ઉત્પન્ન થાય છે દુનિયા રજોગુણ અને તમોગુણ તરફ પ્રવૃતિ કરે છે અને બાહ્ય સાધનોની ઉન્નતિ દ્વારા બાહ્ય સુખ ઇચ્છે છે પણ અન્તરમા રહેલા રજોગુણ અને તમોગુણ એ બેથી સુખના સ્થાને અન્તે દુખજ દેખાય છે પ્રવૃત્તિ માર્ગના શિખરે કદાપિ દુનિયા પહોચે તો પણ જ્યા સુધી રજોગુણ અને તમોગુણથી દુનિયા ગ્રસાયેલી છે ત્યાસુધી દુનિયા ખરી શાન્તિનુ અમૃત બિન્દુ આસ્વાદી શકવાની નથી અલ્પ એવી સત્વગુણની પ્રવૃત્તિની સત્પુરૂષો ખરી શાન્તિનો અનુભવ લે છે રજોગુણ અને તમોગુણની દુનિયામા સૂક્ષ્મવાયુની પેઠે અસર થયા કરે છે, અને તેથી દુનિયામા કોઇ પણ ઠેકાણે અશાન્તિનો જ્વાળામુખી પર્વત ફાટી નીકળ્યા વિના રહેતો નથી સત્વગુણના ઉદય પર વિશ્વાસ રાખ! સત્વગુણના ઉદયપર આખી દુનિયાને લાવવા પ્રયત્ન કર! સત્વગુણી વિદ્યા, સત્વગુણી બુદ્ધિ અને સત્વગુણી આહારનો લાભ બતાવી દુનિયાને સત્વગુણનો ઉદય દેખાડ સત્વગુણના ઉદયથી પોતાના આત્માની ઉન્નતિ કરી દુનિયાના દરેક જાતના મનુષ્યો સત્વગુણવડે પોતાના સદ્ગુણો પ્રકટ કરે એવા ઉપાયોનો ફેલાવો કર! કર! કર!

× × × ×

## સવત્ ૧૯૬૮ ના અ અષાડ વદિ ૧૨ ગુરૂવાર તા ૧૧ મી જુલાઈ ૧૯૧૨. અમદાવાદ.

કોઇ પણ જાતના વ્યાવહારિક મહોપકારમાં અલ્પ હાનિ અને મહાલાભ હોય છે નવકારશી કરવામા ઘણો લાભ અને અલ્પહાનિ દેખવામા આવે છે તીર્થ દર્શનાર્થે સઘ કાઢવામા પણ મહાલાભ અને અલ્પ હાનિ દેખાય છે પ્રભુ પૂજા કરવામા પણ અલ્પહાનિ અને મહાલાભ દેખાય છે કોઇ પણ મહોપકારનુ કૃત્ય કરવામા મહાલાભ તરફ દેખવામા આવે છે, પણ અલ્પ હાનિ તરફ લક્ષ આપવામા આવતુ નથી પરોપકારની મૂર્તિરૂપ સત્પુરૂષોના શ્વાસોશ્વાસ પરોપકારથી ભરેલા હોય છે પરોપકાર કરનાર સર્વ મનુષ્યો પર પોતાના સદ્વિચારોની અસર કરી શકે

છે પરોપકાર કર્યા વિના કોઈપણ મનુષ્યને પોતાની તરફ આકર્ષી શકાય નહિ પૂર્વે આર્યો પરોપકાર કરવામા દક્ષ હતા, તેથી આર્ય દેશની ઉન્નતિની ધ્વજા સર્વત્ર ફરતી હતી પૂર્વે આર્ય જૈનો પરોપકારના સદ્ગુણ વડે અન્ય ધર્મીઓને જૈનધર્મી ત્વરિત બનાવી શકતા હતા પરોપકાર કર્યા વિના પુણ્યની આશા રાખવી એ વ્યર્થ છે હાલમા જૈનો જો પરોપકારના કાર્યોથી મનુષ્યોનુ શ્રેય કરવા વિશેષ પ્રવૃત્તિ કરે તો ખરેખર હાલના સુધરેલા જમાનામા તેઓ ઘણા જૈનો બનાવવાને શક્તિમાન્ થાય નિષ્કામ બુદ્ધિથી શત્રુ ઉપર પણ દાનાદિક વડે પરોપકાર કરવા કદિ ચુકવુ નહિ સુનેરા જમાનામા પરોપકાર કરવાના માર્ગો પણ સુધરેલા હોય છે પરોપકાર કરવાના અનેક માર્ગો હોય છે આપણા અસલના પરોપકાર કરવાના માર્ગો ઘણા સરસ હતા વિદ્વાન વા ધનવંતજ પરોપકાર કરી શકે તેવો નિયમ નથી સર્વ જીવો પરસ્પર એક બીજાને પરોપકાર કરી શકે છે જ્ઞાનદાન, અન્નદાન, ઔષધદાનાદિક વડે પરોપકાર કરનારા સત્પુરૂષોવડે પૃથ્વી રત્નગર્ભા ગણાય છે જલ, વાયુ, વનસ્પતિ વગેરે કરતા મનુષ્ય ધારે તો ઘણો પરોપકાર કરી શકે! સ્વાર્થ ત્યાગી મહાત્માઓ પરોપકારના વ્યસની બને છે, અને તેઓને પરોપકાર કર્યા વિના ગમતુ નથી છ કાયના રક્ષક મુનિરાજાઓ સમ્યગ્ ધર્મના ઉપદેશવડે ઉત્તમોત્તમ પરોપકાર કરવાને માટે શક્તિમાન્ થાય છે પરોપકાર કરનારનુ અન્તે અગે વિશાળ હૃદય થવુ જાય છે પરોપકારી મનુષ્ય ખરેખરો ત્યાગી બની શકે છે પોતાની પાસે રહેનારાઓ ઉપર શેરીમા રહેનારાઓ ઉપર, મિત્રો ઉપર, શહેરમા, દેશમા રહેનારાઓ ઉપર અને અંતે સર્વ દેશના જીવો ઉપર પરોપકાર કરવા માટે તત્પર થવુ પરોપકારી મનુષ્યો દુનિયામા ઘણા થાઓ પરોપકાર કરવામા તત્પર થા! સર્વ જીવોને જ્ઞાનદાન આપવાનો પરોપકાર કર! પોતાના આત્માના ગુણો વધે એવા પરોપકારમા લક્ષ રાખ! પરોપકાર એ પોતાની ફરજ છે એમ ગણી પરોપકાર કર!

× × × ×

## સંવત્ ૧૯૬૮ ના અ અષાડ વદિ ૧૩ શુક્રવાર તા ૧૨ મી જુલાઇ ૧૯૧૨ અમદાવાદ.

આખી દુનિયાના ખૂણાઓપર જૈનધર્મના ફેલાવો કરવા પ્રયત્ન કરો પશ્ચાત્ જુઓ કે દુનિયામાં મનુષ્યોમાં દયાતત્ત્વ કેટલું જોસભેર વહે છે આખી દુનિયાના મનુષ્યોને શાંતિમાં ઓતપ્રોત કરનાર દયાદેવી છે આર્ય જૈનોએ પાશ્ચાત્યોને દયાતત્ત્વ આપવાનું છે પોતાના શુદ્ધાચારોને આચારમાં મૂકીને પાશ્ચાત્ય પ્રજાને પોતાના માર્ગે દોરવવી જોઇએ પાશ્ચાત્યો ખરેખર જૈનશાસ્ત્ર વાચે તો તેમાથી ઘણું તત્ત્વ ગ્રહણ કરી શકશે આપણને પાશ્ચાત્ય પ્રજાની રીતિ રીવાજોની જરૂર નથી પણ આપણને તો આપણા રીત રીવાજોની જરૂર છે કારણ કે આપણા હજારો વર્ષથી ચાલતા આવેલા રીતરીવાજોથીજ આપણો ઉદ્ધાર થવાનો છે શ્રીમદ્ મહાવીર પ્રભુના વખતમાં જે આચારો પ્રવર્તતા હતા તે આચારોની આપણને જરૂર છે આપણે તે ઉત્તમ આચારોના પોષણથી આત્માને પોષવો જોઇએ આપણા સનાતન રીત રિવાજોમા જે કંઇ સડો પેસી ગયો છે તેને દૂર કરવો એજ આપણો સુધારો છે આપણા આચારોના ખોખામા સદ્વિચારોનો રસ રેડીને તેઓને સજીવન કરવા જોઇએ આપણા આચારોમા શુ રહસ્ય સમાયુ છે તેનુ દીર્ઘદૃષ્ટિથી જ્ઞાન કરીને જે ભૂલો થઇ હોય તેનો પરિહાર કરવો, એજ આપણો ખરો સુધારો છે આપણે આપણા સનાતન આચારો છે હજારો વર્ષથી અનેક મુશીબતો વચ્ચે ટકી રહ્યા છીએ તેનો ત્યાગ ન કરતા માતાની પેઠે તેઓને પૂજ્ય ગણીને તેઓમા દેશકાલ પરત્વે યોગ્ય સુધારો કરીને આપણ ઉત્તમ જીવન બનાવવા પ્રયત્ન કરવો જોઇએ દુનિયામા સુધારાના છેલ્લા શિખર તરીકે જે સુધારાઓ કરવાના છે તે સર્વે સુધારાઓનો જૈનશાસ્ત્રોમા પ્રતિપાદેલા આચારો અને વિચારોને પરિપૂર્ણ અમલમા મૂકવા સર્વથા શક્તિમાન્ થમા નથી દુનિયામા જૈનધર્મના સદ્વિચારોનો એકવાર ફેલાવો થવા દો અને પછી જુઓ કે જૈનધર્મની મનુષ્યોપર અસર થાય છે હાલમા જૈનધર્મનો ચારે દિશાએ ફેલાવો કરવાને માટે મહાત્માઓને પ્રકટાવવા જોઇએ જૈનધર્મમા રહેલા દયા વગેરે સત્યો સમુદ્રના તળીયેથી પણ બહાર આવ્યા વિના રહેવાના નથી ગમે તે દેશના અને જાતના મનુષ્યો કે જે જૈનધર્મ ગ્રહણ કરવા લાયક હશે તે જૈનધર્મની શોધ કરીને જૈનધર્મનો ફેલાવો કરશે

× × × ×

### સંવત્ ૧૯૬૮ ના અ અષાડ વદિ ૧૪ શનિવાર તા. ૧૩ મી જુલાઈ ૧૯૧૨ અમદાવાદ

નવીન સાધુએ વૃદ્ધ સાધુની સેવા કરીને અનુભવ પ્રાપ્ત કરવો જોઇએ વૃદ્ધ સાધુઓની સેવા કરવાથી સ્થિરતા પ્રાપ્ત થાય છે જેઓએ વૃદ્ધ સાધુની સેવા કરી નથી તેઓને ગુરૂપરંપરાનુ જ્ઞાન મળતુ નથી ગૃહસ્થો પણ ગુણવંત એવા વૃદ્ધોને અનુસરીને ધર્મના અધિકારી બને છે વૃદ્ધ સાધુઓ પોતાની સેવા કરનાર બાલ સાધુઓને સાધુ સમાચારી શિખવે છે જે સાધુઓ ગુરૂકુલ વાસમા રહીને વૃદ્ધ સાધુઓની સેવા કરે છે અને શાસ્ત્રોનુ જ્ઞાન પ્રાપ્ત કરે છે તેઓને ઉત્તમ ચારિત્ર પ્રાપ્ત થાય છે વિનીત સાધુઓ ખરેખર ગુરૂકુલ વાસ સેવીને વૃદ્ધોની સેવા કરી શકે છે, અને તેઓના હૃદયને પોતાના હૃદયમા ઉતારવા સમર્થ બને છે ગુરૂકુલ પરંપરાએ ચાલતી આવેલી વિદ્યાઓને પ્રાપ્ત કરવી હોય તો ગુરૂકુલવાસમા વસવુ જોઇએ અયોગ્ય, અપાત્ર, કુશિષ્યો ખરેખર ગુરૂકુલ વાસમા રહી શકતા નથી જ્ઞાન દર્શન અને ચારિત્રની વૃદ્ધિનુ કારણ ખરેખર વૃદ્ધ સાધુઓની સેવા છે ગુરૂકુલવાસમા રહીને ગુરૂના મુખથી આત્મતત્ત્વ સબંધી જ્ઞાન મેળવવાથી તે જ્ઞાન ફળે છે અને ઉત્તરોત્તર ઉત્તમ ફળ પ્રકટાવે છે અનેક ગુણનુ ધામ થવુ હોય તો ગુરૂકુલમા વસીને વૃદ્ધ સાધુઓની સેવા કરવી જોઇએ જેઓએ વૃદ્ધ સાધુઓની સેવા કરી નથી, તેવા સાધુઓના અન્ય મનુષ્યો પર જોઈએ તે પ્રમાણમા પ્રતાપ પડતો નથી સદ્ગુરૂની આજ્ઞાના આરાધક શિષ્યો પોતાના આત્માની ખરી શાન્તિ પ્રાપ્ત કરે છે અને પોતાના સમાગમમા આવનાર મનુષ્યોને પણ ખરો શાન્તિ પ્રાપ્ત કરાવે છે ગુરૂકુલમા વસીને સદ્ગુરૂની સેવા કરનારા આત્માર્થીસાધુઓ દ્રવ્ય ક્ષેત્રકાલ ભાવને જાણી શકે છે તે વીતરાગના માર્ગમા ગમન કરે છે ગુરૂની આજ્ઞાના આરાધક સુશિષ્યો જૈન શાસનની ઉન્નતિ કરે છે વ્યવહાર અને નિશ્ચય ધર્મનું તેઓ આરાધન કરે છે અને ગચ્છના તથા સંઘના આધાર ભૂત થાય છે

× × × ×

## 'સંવત્ ૧૯૬૮ ના અધિક અષાડ વદિ ૦)) રવિવાર
## તા ૧૪ મી જુલાઇ ૧૯૧૨ અમદાવાદ

ધર્મના સિદ્ધાંતોને સમજાવ ! પણ કોઇની જાત ઉપર ટીકા કર નહિ પોતાની માન્યતા દલીલોથી સિદ્ધ કર ! કિન્તુ કોઇની માન્યતાની અદેખાઇ ન કર કોઇને પોતાના તરફ આકર્ષવો હોય તો શુદ્ધપ્રેમ રાખ ! નકામો કલેશ થાય એવી બાબતોમા ધ્યાન ન આપ તારા હૃદયમા શુદ્ધપ્રેમ પ્રગટશે, તો સર્વ જીવોના ઉપર પ્રેમ થવાનો અને તેથી સર્વ જીવોની દયા પાળવાને માટે તુ પ્રયત્ન કરી શકીશ આખી દુનિયાપર પ્રેમ પ્રકટ્યા બાદ જગત્ સેવા કરવાની રૂચિ થાય છે ધર્મનો ફેલાવો કરવાની ઉત્તમોત્તમ કુંચી 'શુદ્ધપ્રેમ સેવાભક્તિ અને પરોપકાર છે જે પોતાના ધર્મથી ભિન્ન હોય 'તેઓને સત્ય ધર્મમા લાવવાને માટે પરોપકાર, શુદ્ધપ્રેમ સેવા વગેરે ગુણોજ ખરા ઉપાય તરીકે છે શા માટે અમુક મનુષ્યોજ મારા ધર્મી છે એમ સામાન્ય બુદ્ધિથી માની બેસે છે ? જેનામા વીતરાગ ભગવતે કથેલા ગુણો આવે તે સર્વ પોતાના ધર્મી બધુઓ છે એમ માન પ્રથમ તો અન્યોને સદ્‌વિચારોથી ધર્મી બનાવ તેમા પણ અનેકાંત માર્ગનો ઉપયોગ રાખીને ભૂલ ન થાય તેમ પ્રવૃત્તિ કર જમાનાને ઓળખીને ધર્મવૃદ્ધિમાં પ્રવૃત્તિ કર વાસ્તવિક ધર્મોપદેશ સાર તો એ છે કે દરેક મનુષ્યને પોતાના આત્માનુ શુદ્ધ સ્વરૂપ બતાવવુ અને તેઓને આત્મધર્મ ખીલવવા ઉત્સાહી કરવા સ્યાદ્વાદ શૈલીએ મનુષ્યોને આત્મતત્ત્વજ્ઞાન કરાવવામા આવે તો તેઓ પોતાની મેળે આખો ઉઘડયા બાદ સત્ક્રિયારૂપ પ્રવૃત્તિ કરશે આખો ઉઘડયા વિના મનુષ્યોને દોરી દોરીને ક્યા સુધી લઇ જવાશે ? આખો ઉઘડયા વિના અધ શ્રદ્ધાવાળા ભક્તોને બનાવવાથી જે ભક્તોમા-ધર્મીઓમા વસ્તુત જે ગુણો ઉત્પન્ન થવા જોઇએ તે થઇ શકતા નથી માટે મનુષ્યોની આખો ઉઘાડીને તેઓને ધર્મી બનાવવા જોઇએ અશે અશે વિચારથી ધર્મભેદ રહે તો તે ધર્મભેદથી જ્ઞાની મનુષ્યો પરસ્પર કલેશ કરતા નથી જ્ઞાનથી વિશાલ દૃષ્ટિ પ્રાપ્ત થાય છે માટે મનુષ્યોને જ્ઞાનરૂપ ચક્ષુનુ પ્રથમ દાન આપવુ જોઇએ એકજ તરફનું જ્ઞાન પામેલા મનુષ્યો આંખળી ચાકરૂડની પેઠે ગમન કરે છે ઉત્તમજ્ઞાન દૃષ્ટિ ખીલવવાથી દરેક મનુષ્યોના વિચારોમા જે જે અશે સત્ય રહ્યુ છે તે જાણવાનો ઉપાય છે અને તેથી દુનિયામા ધર્મ શાન્તિ પથરાવવા માટે મેઘની પેઠે કાર્ય કરી શકાય છે શ્રીમદ્ મહાવીર પ્રભુએ કથેના અનેકાન્ત ધર્મમા સર્વ ધર્મોનો અશે અશે સમાવેશ

થવાથી સર્વ ધર્મ નિષિરૂપ જૈનધર્મની બલીહારી જાઉં છું હાલમાં એવા ઉત્તમ જૈનધર્મના સાપેક્ષ બોધનો ફેલાવો થાઓ

\+ × × ×

## સંવત્ ૧૯૬૮ ના અષાડ સુદિ ૧ સોમવાર તા ૧૫ જુલાઇ ૧૯૧૨ અમદાવાદ

પૂર્વે હિંદુસ્તાનના લોકો ઉત્તમ હતા મો હિંદુસ્તાન સુવર્ણ ભૂમિ દેશ ગણાતો હતો તેનું કારણ એ છે કે તે વખતના લોકો પરમાર્થી, શુદ્ધપ્રેમી, પરોપકારી આદિ અનેક ગુણના ભંડાર હતા હાલ આર્યાવર્તની પડતી દેખાય છે તેનું કારણ એ છે કે હિંદુસ્તાનના લોકોમા દુર્ગુણોનો વાસ થયો છે દુર્ગુણોને દેશનિકાલ ન આપવામા આવે ત્યા સુધી આર્યાવર્તનો ઉદય થઇ શકે નહિ હિંદુસ્તાનના લોકોમા અજ્ઞાન, વ્હેમ, કુસંપ, ઇર્ષ્યા, વિશ્વાસઘાત, અસત્ય, દારૂમાંસ ભોગ વ્યભિચાર, બાળલગ્ન, સ્વાર્થ, સ્વાર્થી, પ્રેમી, ભેદભાવ, સંકુચિત દૃષ્ટિ કૃતઘ્ન, આલસ્ય, તૃષ્ણા અહંકાર, લોભ, નિરર્થક ક્લેશો અને કાટકુટ વગેરે દુર્ગુણોનુ જોર વધી જવાથી હાન પડતી દેખવામા આવે છે! નીચ ગરીબોને અને સ્ત્રીઓને જ્યા સુધી ધિક્કારવામા આવશે, અને મિથ્યાભિમાન રાખીને જ્યા સુધી અન્ય દેશના મનુષ્યોના સદ્ગુણો ન સેવાશે ત્યા સુધી આર્યાવર્ત પાછુ અસલની સ્થિતિએ આવી જાય એમ બનવુ અશક્ય છે આર્યાવર્તના લોકો પોતાના આત્માના સમાન અન્ય આત્માને માનશે, અને અન્ય દેશના મનુષ્યો ઉપર પણ ઉપકાર કરવા લાયક બનશે, ત્યારે તેઓનો વ્યાવહારિકોદય થશે આર્યાવર્તના લોકોને અન્ય દેશો પાસેથી ઘણુ શિખવાનુ છે, અને અન્ય દેશીય મનુષ્યોને અધ્યાત્મ વિદ્યા જાણવાની છે ઇંગ્લીશ સરકારના શાન્ત રાજ્ય તળે રહીને ઘણા અનુભવો લેવાના છે અને તે માટેજ તેમનુ પારતન્ત્ર્ય ભોગવીને આગળ વધવાનુ છે હિંદુસ્તાના લોકોમા અનેક પ્રકારની વિદ્યા, પ્રેમ, સંપ, પરોપકાર, જગત્ સેવા, સમાનતા, ધર્મની સહિષ્ણુતા, વિશાલદૃષ્ટિ, નીતિ પ્રમાણિકતા, દયા, સત્ય, પરમાર્થ બુદ્ધિ, રાજ્ય ચલાવવાની શક્તિ, સ્વાર્થત્યાગ, ક્ષમા, ઐક્ય, બ્રહ્મચર્ય, સત્યગ્રહણ, સદા ભોક્તુ, ઇર્ષ્યાત્યાગ, સંતોષ, ગુણાનુરાગ વગેરે સદ્ગુણો ન આવે ત્યાં સુધી

તેમનો ઉદય થવાનો નથી ઉપયુક્ત સદ્ગુણોને તેઓ પ્રાપ્ત કરશે ત્યારે લાયક બનશે, અને તેથી તેઓની ઉન્નતિ થશે કુસંપ, સ્વાર્થ, લોભ, અનીતિ આદિ દુર્ગુણોથી હિંદુસ્તાનની પાયમાલી થઇ છે, માટે બ્રિટિશ રાજ્યની શાંત છાયા તળે રહીને તેઓએ સદ્ગુણો મેળવવા અનેક પ્રકારનો ઉદ્યમ કરવો જોઇએ પોતાના ઉપર કેળવણી આદિથી ઉપકાર કરનાર ઈંગ્લંડ દેશના મનુષ્યો ઉપર ઉપકાર બુદ્ધિ ધારણ કરીને કૃતજ્ઞતા ગુણવડે આગળ વધવું જોઇએ આર્યાવર્ત્તે ગુણદૃષ્ટિ ધારણ કરીને ગુણો લેવા જો-ઇએ શ્રીમહાવીર પ્રભુએ જ્ઞાનદર્શન અને ચારિત્રવડે આત્માની ખરી ઉન્નતિ દર્શાવી છે ધર્મની શ્રદ્ધા ધારણ કરીને ગુણોવડે આપણે પોતાનો ઉદય કરી શકીશું ધર્મથી ખરૂં સુખ પ્રાપ્ત થઇ શકે છે

× × × ×

## સંવત્ ૧૯૬૮ ના અષાડ સુદિ ૨ મંગળવાર તા. ૧૬ મી જુલાઈ ૧૯૧૨ અમદાવાદ

જૈનોએ પરસ્પર એક બીજા શીરની સાથે કલેશ કરીને ઘણું ખોયું છે હાલતો ઉન્નતિના શિખર પરથી પડીને તળેટીએ રડવડતા આવી પહોંચ્યા જેવી દશા દેખાય છે કેટલાક સાધુઓએ ગચ્છોના નામે જૈન કોમના નાના વિભાગો બનાવ્યા અને પરસ્પર અથડાઇને જૈનોની અવનતિમાં કેટલેક અંશે અમુક સંયોગોમાં કારણીભૂત થયા છે જૈનોની વસતી દિન પ્રતિદિન ઘટતી જાય છે આ તરફ ગૃહસ્થ જૈનોનું ધ્યાન દેખાતું નથી કેટલાક નિરક્ષર ગૃહસ્થ જૈનો ગાડી વાડી લાડીની મોજમઝામાં જીવન વ્યતીત કરે છે કેટલાકોને જૈનધર્મનો જુસ્સો છે પરન્તુ તે એવા સંયોગોમાં છે કે તેઓનો અવાજ બહાર આવી શકતો નથી કેટલાક કેળવાયેલા જૈનોમાં ઉચ્ચ ચારિત્રની ખામી દેખવામાં આવે છે તદ્દન જૂના વિચારવાળાઓ જમાનાને અનુસરી પ્રગતિ કરનારા જૈનોને નાસ્તિક માને છે ભિન્ન ભિન્ન ગચ્છના સાધુઓમાં પરસ્પર સંપીને પ્રગતિ માર્ગમાં વહેવાની હજી શક્તિ આવી નથી સંઘનું બંધારણ જમાનાને અનુસરી હજી સુધારવામાં આવ્યું નથી સ્વામીના સગપણ સમો અવર ન સગપણ કોય, એ વાક્યનો ઉપયોગ બરાબર કરવામાં આવતો નથી જૈનધર્મના આચાર્યોમાં પરસ્પર

સપ દેખાતો નથી શ્રાવકોની સાધુ વર્ગ પરથી શ્રદ્ધા ઉઠતી જાય છે જૈનોમા સદ્ગુણો ખીલે અને તેઓ આખી દુનિયામા આગળ પડતા થાય એવી ધાર્મિક શુભ પ્રવૃત્તિ આગળ વધતી હોય એમ હાલતો પ્રાય જણાતુ નથી હવે કેટલાક સાધુઓ તથા શ્રાવકોની આખ ઉઘડી છે અને તેઓ પ્રયત્ન કરવા લાગ્યા છે તેઓના પ્રગતિ કાર્યમા વિઘ્ન સતોષીઓ વિઘ્ન નાખ્યા કરે છે જૈનો હવે કઇક સારૂ ખોટુ પારખવા લાગ્યા છે

હે વીરશાસન અધિષ્ઠાતા દેવતાઓ ! તમે હવે ભારતવાસીઓની આખ ઉઘાડો અને દયામય એવા જૈનધર્મના ફેલાવા માટે અમને વા અમારા જેવા અન્યો વા જેનામા ધર્મનો પ્રકાશ કરવાની યોગ્યતા હોય તેવા મનુષ્યોને સહાય થાઓ જૈનધર્મ તે આખી દુનિયાનો ધર્મ બનાવ વામા હે શાસન દેવતાઓ સહાય કરો આખી દુનિયાના ધર્મમા જે કઇ અપેક્ષાએ સત્ય છે, તે સત્યનો ઉપદેશ દેનાર શ્રીમહાવીરપ્રભુ હતા અને તેમણે જૈનાગમોમાં તે સત્યનો સાર કહ્યો છે માટે જૈનશાસનમા સત્યધર્મને અનેક દૃષ્ટિએ બતાવ્યો છે તે શ્રી જૈનશાસનનો ફેલાવો કરવાને હે શાસન દેવતાઓ તમે સહાય કરો ! પરમાર્થ બુદ્ધિ અને જગત્ સેવા કરવાની આજ્ઞા ફરમાવનાર એવા જૈનધર્મનો ઉદય થાઓ આત્મામાજ સત્યધર્મ બતાવી આખા દુનિયાને શાન્તિના માર્ગ તરફ વાળનાર એવા જૈનધર્મનો ઉદય થાઓ [illegible] ફીરકાઓનુ ઐક્ય થાઓ, અને એક બીજા તરફ થતી અશુભ વૃત્તિના નાશ થાઓ ઉચ્ચ ચારિત્ર ધારક એવા સાધુઓ અને સાધ્વીઓની વૃદ્ધિ થાઓ

× × × ×

## સવત ૧૯૬૮ના અષાડ સુદિ ૪ ગુરૂવાર તા. ૧૮ મી. જુલાઇ ૧૯૧૨ અમદાવાદ.

વદીત સાખ્ય બૌધ દર્શન વગેરેના તત્ત્વોનો અને જૈન તત્ત્વોનો મુકાબલો કરતા જૈનાગમ તત્ત્વોની સત્યતા અને શ્રેષ્ઠતા [અનુભવાય છે આચારો' અને વિચારોમા પણ જૈન દર્શનની ઉત્તમતા અને સત્યતા ખરેખર અનુભવાય છે બાહ્ય અને અન્તરથી જૈન દર્શનની શ્રેષ્ઠતા અનુભવાય છે જૈનદર્શન માનનારા કેટલાક અનુજ જૈનોના શાસ્ત્રથી વિપરીત આચારો

દેખીને ક્ષુદ્ર મનુષ્યોએ જૈન ધર્મના આચારો સમજ્યા વિના ઉતાવળથી હલકો મત ન બાંધી લેવો જોઇએ ઇશુની દયા અને ક્ષમાના કરતાં શ્રી મહાવીર પ્રભુની દયા ક્ષમા ખરેખર અલૌકિક હતી શ્રી વીર પ્રભુ સર્વજ્ઞ હતા અને ઇશુ તો સર્વજ્ઞ નહોતા ઇશુને જીવાદિ તત્ત્વોનું સમ્યગ્ જ્ઞાન નહોતું ઇશુની એકદેશીય દયા હતી અને શ્રી વીરપ્રભુની તો અલૌકિક સાથે સર્વ દેશીય દયા હતી ઇશુના કરતાં શ્રી વીરપ્રભુએ વિશેષ પરિષહો સહ્યા હતા શ્રી વીરપ્રભુ આર્ય દેશમાં જન્મ્યા હતા અને રાજાના પુત્ર હતા તેઓ ચારિત્ર પાળીને કેવલ જ્ઞાની થયા હતા, ઇશુમાં તેમાંનું કંઈ નહોતું માટે ઇશુએ પ્રકાશેલો ધર્મ અસમ્યક્ અપરિપૂર્ણ અને સામાન્ય મિથ્યાત્વ યુક્ત હતો ફક્ત તેના ભક્તોએ તેનો ધર્મ અનેક ઉપાયોથી ફેલાવ્યો પણ જ્ઞાન માર્ગમાં આગળ પડતા તત્ત્વજ્ઞાનીઓ અન્તે તે ધર્મને માનશે નહિ નીતિના વાક્યો તેણે કથ્યાં છે એવાં નીતિના વાક્યોનો હિંદુસ્તાનના સામાન્ય સન્યાસીઓ પણ કહી શકે છે તે દેશના લોકોને તેણે નીતિ આદિ માર્ગે વાળવા પ્રયત્ન કર્યો હતો તે વખતના તે લોકોમાં તે દેશના ધર્મની અપેક્ષાએ તે સુધારક ગણી શકાય પણ તેથી તેનો પ્રરૂપેલો ધર્મ સર્વથા મિથ્યાત્વ રહિત નથી એમ અવબોધવું

ગૌતમબુદ્ધના ચારિત્ર અને તેના ઉપદેશ પ્રમાણે હાલના બૌદ્ધ ધર્મીઓ વર્તતા નથી દારૂ અને માંસનું તેઓ ભક્ષણ કરે છે બૌદ્ધને કેવલ જ્ઞાન થયું નહોતું શ્રી મહાવીર પ્રભુના સમકાલીન ગૌતમબુદ્ધ હતા શ્રી મહાવીર પ્રભુની દયા અને તેમના શુદ્ધ પ્રેમ તથા આચારને ગૌતમબુદ્ધ પહોંચી શકે નહિ શ્રી મહાવીર પ્રભુએ જે સત્યનો ઉપદેશ આપ્યો છે, તેનો પરિપૂર્ણ અભ્યાસ કરવાથી ગૌતમબુદ્ધમાં તેવી સર્વજ્ઞ દશા નહોતી એમ અનુભવીને સમજાશે શ્રી મહાવીર પ્રભુના ચારિત્રનું તથા તેમના સિદ્ધાંતોનો ઉંડો અભ્યાસ કરવામાં આવે તો શ્રી મહાવીર સર્વજ્ઞ હતા એમ અન્ય મનુષ્યોને જણાશે અન્ય દર્શનો સાથે જૈનધર્મના સિદ્ધાંતોનો મુકાબલો કરવામાં આવશે તો જૈન સિદ્ધાંતોની સત્યતા ઉપર પૂર્ણશ્રદ્ધા થશે ગુરૂગમપૂર્વક જૈનસિદ્ધાંતોનો અભ્યાસ કરીને તેઓને દુનિયાના ભલા ખાતર પ્રકાશમાં લાવવા જોઇએ થીઓસોફીસ્ટો ખ્રિસ્તીયો અને આર્ય સમાજીસ્ટોની ધર્મ ફેલાવાની યુક્તિઓને ધ્યાનમાં લેઇ જૈન વિદ્વાનોએ દુનિયાના કલ્યાણ માટે જૈનાગમોનો ફેલાવો કરવો જોઇએ ખરૂં પૂછો તો જૈનાગમોના જ્ઞાતાઓનાજ મગજમાં ધર્મ ફેલાવાની સર્વ યુક્તિયો સ્ફુરે છે

× × × ×

## સંવત્ ૧૯૬૮ ના અષાડ સુદિ ૫ શુક્રવાર તા. ૧૯ મી જુલાઈ ૧૯૧૨. અમદાવાદ

જૈનેતર દર્શનીઓને કદિ ધિક્કારવા નહિ કિન્તુ તેઓના ઉપર માતૃદૃષ્ટિ ધારણ કરીને તેઓની સમ્યગ્ દૃષ્ટિ થાય તેના ઉપાયો યોજવા જોઇએ કીડી, કથુઆ અને જલના ઉપર પર દયા કરનારા એવા જૈનોએ અન્યધર્મિમનુષ્યોપર મૈત્રીભાવના ધારણ કરવી જોઇએ તેઓને સમ્યગ્ ધર્મ માર્ગ તરફ વાળવા અને તે માટે તેઓના ઉપર જે જે ઉપકાર કરવા એ ખરેખરી ધર્મસેવા છે જૈનેતર દર્શનીઓમાં કેટલાક માર્ગાનુસારી આત્માઓ હોય છે હલકા પ્રાણીઓની પણ દયા કરનારા અને તેઓના માટે પાંજરાપોળો વગેરે કરનારા જૈનો અહો અન્યધર્મી એવા મનુષ્યોના ભલા માટે શું ન કરી શકે ? અર્થાત્ સર્વ પ્રકારે તેઓનું ભલું કરી શકે સર્વધર્મી એવા જૈનોની ભક્તિ માટે ખરેખરા જૈનો પોતાના પ્રાણ પાથરે છે, અને તેઓની ભક્તિ કરે છે અન્યદર્શનીઓમાં પણ રહેલા એવા માર્ગાનુસારીગુણો પ્રશંસવા યોગ્ય છે અન્યદર્શનીયાને જૈનધર્મની પ્રાપ્તિ થાય તે માટે શુદ્ધપ્રેમથી તેઓના ઉપર ઉપકાર કરવો જોઇએ, અને અન્યદર્શનીઓને શ્રી મહાવીર કથિત ધર્મ ઉપર રૂચિ થાય એવા ઉપાયો યોજવા જોઇએ આખી દુનિયામાં શ્રીવીરપ્રભુનો ઉપદેશ ફેલાવીને આપણે શ્રીપ્રભુના આરાધક બની શકશું જૈનધર્મનો ફેલાવો કરવા માટે આપણામાં અને આપણી ભવિષ્યની સંતતિમાં ઘણા ગુણો ઉત્પન્ન થાય તેના આજથી સદુપાયો હાથમાં ધરવા જોઇએ જગત્નો દયાથી ઉદ્ધાર થઇ શકશે જૈનોએ આ માટે મહાસંઘની યોજના કરવી જોઇએ અને સદ્‌ગુણોથી ઉપદેશક બનેલા મહાત્માઓને સહાય આપીને આગળ વધવા પ્રયત્ન કરવો જોઇએ જૈનધર્મમાં જે સત્ય રહેલું છે, તેનો પ્રકાશ થવાનો હવે સમય દેખાય છે વેદાંત અને બૌદ્ધધર્મ તરફ લોકોની દૃષ્ટિ ગઇ છે અને પછીથી જૈનધર્મ તરફ તે લોકોની દૃષ્ટિ પડશે અને માર્ગાનુસારી જીવોનું ધ્યાન શ્રી જૈનધર્મના તત્ત્વોના અભ્યાસ તરફ ખેંચાશે સર્વ દર્શનમાંથી નયોની અપેક્ષાએ સત્ય શોધનાર એવા જૈનધર્મને ઉદાર વિચારકો પસંદ કરશે અને સ્યાદ્વાદ દર્શનની ખૂબીઓને પાશ્ચાત્યો પણ સ્વીકારશે, અને શ્રદ્ધા કરશે પશ્ચાત્ જૈનધર્મના આચારોથી વ્યવહાર જૈન બનશે

× × × ×

## સંવત્ ૧૯૬૮ ના અષાડ શુદ ૭ શનિવાર તા ૨૦ મી જુલાઈ ૧૯૧૨ અમદાવાદ

કર્મસબંધી જૈનશાસ્ત્રોમા જેટલુ વર્ણન છે તેટલુ અન્ય દર્શનીઓના શાસ્ત્રોમા દેખાતુ નથી કર્મગ્રથ કમ્મપયડી, પંચસગ્રહ વગેરે ગ્રથો વાચીને કર્મનુ જ્ઞાન કરવુ જોઇએ કર્મગ્રથોનો અભ્યાસ કરીને વિદ્વાનો અહકાર ન કરવો જોઇએ મોહનીયાદિ કર્મની પરિણતિઓને જીતવા પ્રયત્ન કરવો એજ કર્મગ્રથના અભ્યાસનુ ચારિત્ર રૂપ ફલ અવબોધવુ કર્મગ્રથ ભણીને જેઓ રાગદ્વેષની પરિણતિનો નાશ કરવા યત્ન કરતા નથી, તેઓ કર્મગ્રથ જ્ઞાનનો સાર પ્રાપ્ત કરી શકતા નથી કર્મગ્રન્થના અભ્યાસીઓએ કર્મનુ સ્વરૂપ અવબોધીને કર્મની શ્રદ્ધા ધારણ કરીને જે જે દુખો પડે છે તે કર્મથી પડે છે, એમ માની સમભાવે દુખો વેદવાનો અભ્યાસ કરવો કર્મને સમતાથી ભોગવવા જોઇએ અને નવીન કર્મ ન બંધાય એમ આ તરફ પ્રયત્ન સેવવો જોઇએ સર્વ જીવો કર્મના વશ છે, તેથી કર્માધીન જીવો ઉપર કરુણા ભાવ વા આત્મભાવ ધારણ કરવો દુખ પામવામા કોઇ જીવ નિમિત્ત ભૂત થાય તોપણ તે જીવ ઉપર દ્વેષ ન પ્રકટ થાય ત્યારે સમજવુ કે કર્મની શ્રદ્ધા અને કર્મજ્ઞાનથી જે ફલ પ્રાપ્ત કરવાનુ છે તે થયુ કર્મના વશ પડેલી દુનિયાને મુક્ત કરવા માટે સદ્ગુણોની આવશ્યકતા છે કર્મનું કારણ રાગ અને દ્વેષ છે રાગ અને દ્વેષનો નાશ કરવા ઉદ્યમશીલ બનવુ એજ કર્મગ્રથ જાણવાનુ ફલ છે કર્મ કર્મ એમ ગોખીને જેઓ કર્મને દુખનુ કારણ માને છે, છતા કર્મના પંજામા જેઓ ફસાય છે, તેવા જીવોપર કરુણા ચિતવવી અને તેઓને કર્મના પંજામાથી મુક્ત થવાના સહજયોગનો ઉપદેશ દેવો કર્મથી જે જીવો મુઝાયા છે અને કર્મના નચાવ્યા જે જીવો નાચે છે, તેઓના ઉપર અશુભ ભાવ ધારવો તો એ કેટલુ બધુ ખોટુ ખરાબ કહેવાય ? પડતા ઉપર પાટુ મારવાની પેઠે કર્મના તાબામા આવેલા જીવોનુ અશુભ ચિતવવુ, અવબોધવુ, મિથ્યાત્વ, અવિરતિ કષાય આદિ કર્મબંધ હેતુઓને દૂર કરવા જ્ઞાનીઓ પ્રયત્ન કરે છે બાલજીવોએ કર્મબંધના હેતુભૂત એવા બાહ્ય પદાર્થોથી દૂર રહેવા પ્રયત્ન કરવો મધ્યમ જીવો રાગ અને દ્વેષનો નાશ કરવા પ્રયત્ન કરે છે અને ઉત્તમજ્ઞાનિપુરુષો કર્મનો નાશ કરવા માટે આત્માના શુદ્ધ સ્વરૂપમા રમણતા કરે છે આ વ્યાખ્યા અપેક્ષાએ અધિકાર ભેદે અવબોધવા યોગ્ય છે આત્માજ કર્મને બાધે છે અને આત્માજ કર્મનો

નાશ કરે છે આત્મા જો આત્મભાવે વર્તે તો પોતાનુ શુદ્ધ સ્વરૂપ પ્રાપ્ત કરી શકે છે વેદાન્તિઓ, પૌરાણિકો, અને બૌદ્ધો પણ કર્મનુ અશે અશે અપેક્ષાએ અસ્તિત્વ માને છે

× × × ×

સવત્ ૧૯૬૮ અષાડ સુદિ ૮ રવિવાર તા. ૨૧ મી
જુલાઈ ૧૯૧૨ અમદાવાદ

સસાર અસાર છે, એટલુ બોલવા માત્રથી કઇ વૈરાગ્ય બણી શકાય નહિ ત્યાગીનો વેષ પહેરવા માત્રથી કોઈ ત્યાગી બની શકે નહિ, નામ માત્ર વૈરાગ્ય અને ત્યાગથી કઇ કાર્ય સરતુ નથી બાળજીવો જેમા અસારતા દેખે છે તેમા જ્ઞાની પુરૂષો સાર દેખે છે અસાર અને સારની માન્યતા સર્વ મનુષ્યો પોતપોતાની બુદ્ધિ પ્રમાણે માને છે જ્ઞાનીપુરૂષો મોહને અસાર માને છે વિવેકબુદ્ધિથી વિચારતા અપેક્ષાએ દુનિયા સારભૂત લાગે છે અને અપેક્ષાએ વિચારતા દુનિયા અસારભૂત પણ લાગે છે અજ્ઞજીવો પોતાની બુદ્ધિથી સાસારિક વસ્તુઓ કે જેના ઉપર મમત્વ થાય છે તેઓનો ત્યાગ કરે છે મધ્યમ જીવો મમત્વ પરિણામનો ત્યાગ કરે છે, અને ઉત્તમ મહાત્માઓનો તો એટલો બધો અધિકાર વધી ગયો હોય છે કે તેઓનામા ત્યાગ વા અત્યાગની કલ્પના પણ સ્ફુરતી નથી આત્માની સાથે જે જે વસ્તુઓનો સબધ હોય તે આત્માની નથી એવા પરિણામથી વર્તાય અને સર્વ વસ્તુઓમાથી ઇષ્ટાનિષ્ટ કલ્પના ટળી જાય ત્યારે ખરો ત્યાગ પ્રાપ્ત થાય છે ત્યાગની કોટી છેલ્લામા છેલ્લી છે અન્તરથી મમતાનો ત્યાગ થયા વિના બાહ્ય ત્યાગ ટકી શકતો નથી મૂર્ચ્છારૂપ પરિગ્રહના ત્યાગથી ત્યાગી બનેલાઓ ખરેખરા ત્યાગી ગણાય છે મનમાથી વાસનાઓને ટાળવી એ ખરો ત્યાગ છે વ્યાકરણ, ન્યાય, અલકાર શાસ્ત્રોથી કઇ ત્યાગદશા ઉત્પન્ન થતી નથી અધ્યાત્મજ્ઞાનથી ખરેખરી ત્યાગાવસ્થા પ્રાપ્ત થાય છે કોઇ ઇષ્ટ વસ્તુઓના અભાવે ત્યાગી ગણાય પણ તે ખરેખરો ત્યાગી નથી સકલ ઇષ્ટ વસ્તુઓનુ જગતના ભલા માટે દાન કરવામા આવે ત્યારે સમજવુ કે અન્તરમા ત્યાગ દશા ઉત્પન્ન થઇ છે જે મનુષ્ય દાની હોય છે તેને ત્યાગ ગુણ તો હોય છેજ પોતાની કોઇપણ પ્રાણપ્રિય વસ્તુનો જગત્ કે પ્રાણાર્થે

ત્યાગ કરવો એ ખરેખરો ત્યાગ છે લાખો ગ્રંથોવડે ત્યાગનું વર્ણન કરવામાં આવે પણ ત્યાગદશા પ્રાપ્ત ન કરવામાં આવે ત્યાં સુધી મનુષ્ય ફોનોગ્રાફ જેવો છે ઉદાસીન વા શોકાતુર મન કરી દેવું એ કંઇ ખરા વૈરાગ્યનું લક્ષણ નથી પોતાની પાસે જે કંઇ હોય તે અન્યના ભલા માટે વાપરવામાં આવે છે ત્યારે વૈરાગ્ય કેટલો પ્રગટ થયો તે અવબોધી શકાય છે અધ્યાત્મ જ્ઞાનથી ત્યાગ અને વૈરાગ્યથી સદ્ગુણની પ્રાપ્તિ થઇ શકે છે ગૃહસ્થ દશામાં વૈરાગ્ય અને ત્યાગ સદ્ગુણને ખીલવવા પ્રયત્ન કરવો અને પોતાનામાં તે ગુણો લાવવા ખાસ લક્ષ આપવું ત્યાગીઓની અને વૈરાગીઓની નિંદા ન કરો પણ ત્યાગ અને વૈરાગ્યને આચારમાં મૂકીને આદર્શવત્ બનો કે જેથી દુનિયાને સ્વર્ગ સમાન કરી શકાય અર્થાત્ ઉત્તમ કરી શકાય

× × × ×

## સંવત્ ૧૯૬૮ ના અષાડ સુદિ ૯ સોમવાર તા ૨૨ મી જુલાઇ ૧૯૧૨ અમદાવાદ

પોતાના આત્માની શક્તિયો ખીલવવાને માટે ગુરૂદેવની આજ્ઞા પ્રમાણે વર્તવું અન્ય લોકોના કામમાં ટીકા કરવાની ટેવને ત્યજીને ગુરૂના અભિપ્રાયાનુસાર પોતાનું સદ્વર્તન કરવું ગુરૂના આશયો શિષ્યોથી ન સમજાય એવું બને છે ગુરૂના આશયો સારા છે એમ વિશ્વાસ રાખીને શિષ્યોએ પોતાના અધિકાર પ્રમાણે જે જે શુભ કાર્યો કરવાના હોય તે કરવા શિષ્યો ગમે તેટલા બુદ્ધિમાન હોય તો પણ ગુરૂની આજ્ઞા પ્રમાણે તેમણે વર્તવું જોઇએ શિષ્યોએ દરરોજ સમતાભાવ સામાયક ગુણ પ્રાપ્ત કરવા વિશેષ વિશેષ પ્રકારે પ્રયત્ન કરવો જોઇએ શિષ્યોએ ગુરૂની કૃપા ઇચ્છવી અને સર્વ પ્રકારની વાસનાઓનો ત્યાગ કરીને ગુરૂને પોતાનો આત્મા સોંપવો આમ કરવાથી શ્રી સદ્ગુરૂના શુદ્ધ વિચારોનો પ્રકાશ ખરેખર શિષ્યના હૃદયમાં ઉતરશે પુસ્તક વાંચવાથી ગુરૂની ખોટ પુરાતી નથી દીપકથી દીવો થાય છે પણ દીપક એવા અક્ષરથી અન્ય દીવો પ્રગટાવી શકાતો નથી તદ્વત્ ગુરૂના ચૈતન્યથી શિષ્યોમાં રહેલું ચૈતન્ય જાગ્રત્ થાય છે ગુરૂનું હૃદય પોતાનામાં ઉતરે એવો ભક્તિભાવ ધારણ કરવા શિષ્યોએ પ્રયત્ન કરવો જોઇએ શ્રી સદ્ગુરૂને પોતાનું દીલ આપ્યાથી શિષ્યના ઉપર ગુરૂની કૃપા

કરે છે અને તેથી શિષ્યમાં યોગ્ય સદ્ગુણો પ્રગટ થાય છે ગુરુનો ઉપદેશ યોગ્ય શિષ્યના હૃદયમાં ઠરી શકે છે અપાત્ર શિષ્યને શ્રી સદ્ગુરુનો ઉપદેશ અસર કરી શકતો નથી ગુરુઓ પાસેથી એકદમ ચમત્કારો પ્રાપ્ત કરી શકાતા નથી, કદાપિ કોઇક ચમત્કાર પ્રાપ્ત કરી શકાય છે તો યોગ્યતા વિના તેનો દુરૂપયોગ કરી નખાય છે અને તેથી અન્ય જીવોને હાનિ પહોંચાડી શકાય છે શિષ્યોએ વિનયાદિ ગુણો વડે પાત્ર બનવું જોઇએ જો તેઓમાં યોગ્યતા પ્રકટશે તો ગુરુઓ પોતાની મેળે તેઓને આગમનો માર્ગ બતાવશે પુસ્તકો શિષ્યોને દિશા દેખાડી શકે છે પણ તેનો અનુભવ તો ગુરુઓજ શિષ્યોના હૃદયમાં ઉતારી શકે છે ગુરુઓ અપૂર્વ અનુભવ આપવાને માટે સદાકાળ તૈયાર હોય છે પણ શિષ્યોની યોગ્યતા થવામાં જે વાર થાય છે તેજ વાર સમજી લેવી સમુદ્રના તળીયામાં થતી લીલાઓનો પાર પામી શકાય પણ ગુરુના હૃદયના આશયો અને તેમની અપેક્ષામય વાણીનો પાર પામી શકાય નહિ સ્વ અને અન્યાત્માઓને ઉન્નતિક્રમમાં યોજવા એજ ગુરુઓનું મુખ્ય કર્ત્તવ્ય છે શ્રી સદ્ગુરુની આજ્ઞામાં રહેનારઓ આત્મશક્તિયોને પ્રાપ્ત કરે છે ૐ શાન્તિ । શાન્તિ ૩

× × × ×

### સંવત ૧૯૬૮ ના અષાડ સુદિ ૧૦ મંગળવાર તા ૨૩ મી જુલાઇ ૧૯૧૨ અમદાવાદ

હે આત્મન્ ! તું મનની કલ્પના વડે પોતાની મેળે શામાટે ભયના વાદળ ચારેતરફ ઉભા કરે છે ? ભયની કલ્પના કરવાથી ભય ઉત્પન્ન થાય છે હે આત્મન્ ! તું અન્યજીવોનો ભય ગણે છે પણ તે ત્હને યોગ્ય નથી, કારણ કે તારા શુદ્ધ સ્વરૂપને અન્ય કોઇ હાનિ પહોંચાડવા સમર્થ નથી હે આત્મન્ ! જો તું પોતાના સ્વભાવે રમે છે તો અન્યોની ભિન્ન કલ્પના વડે તારૂં કંઇ બગડવાનું નથી તેમજ હે આત્મન્ ! જો તું સ્વકીય શુદ્ધ સ્વભાવે રમણતા નથી કરતો તો અન્યોની પ્રશંસા વડે તારૂં કંઇ હિત થવાનું નથી હે આત્મન્ ! યશ, પ્રતિષ્ઠા, કીર્તિ, શાતા વગેરેના લાભની હાનિના ભયથી તને કદિ કોઇપણ કાળમાં ખરી શાન્તિ પ્રગટનાર નથી હે આત્મન્ ! જો

તુ નિર્ભય દશામા રમણ કરે છે અને પોતાના સ્વભાવનો આશ્રય લે છે તો ત્રણ લોકથી પણ તારે ભય પામવાનુ પ્રયોજન કાઇ દેખાતુ નથી

હે આત્મન્ ! અન્યો કરતા તને બાહ્ય સયોગો સારા મળ્યા હોય એટલે તારે તેથી અભિમાની ન બનવુ જોઇએ આખા બ્રહ્માડ તરફ દૃષ્ટિ નાખીને દેખ અને પછી તુ વિચાર કે તારી પાસે જે છે તે શા હિસાબમા છે તારૂ શરીર બાહ્ય પદાર્થો કે જેથી તું મમ્લાય છે તે આખી દુનિયામા કઇ તરફ આવેલા છે ? દુનિયામા સર્વ વસ્તુઓ પોતપોતાના સ્વભાવ પ્રમાણે વર્તે છે કઇ વસ્તુનો તુ સ્વામી છે કે તેના ઉપર હારે મમત્વ ધારણ કરવુ જોઇએ અને તેમજ પરજડ વસ્તુઓના અલાભથી તારે ખેદ ધારણ કરવો જોઇએ હે આત્મન્ ! હારે શામાટે પરવસ્તુઓના અલાભથી ખેદભાવ ધારણ કરવો જોઇએ ? હે આત્મન્ ! તુ દીન નથી તારામા સત્ય સુખનો ભડાર છે તે તરફ દૃષ્ટિ દેઇ સર્વ ક્ષણિક બાહ્ય વાસનાઓને ભૂલી જા હે આત્મન્ ! તારામા સત્તાએ કાઇ બાબતની ન્યૂનતા નથી જેટલી મનની ચચળતા છે તેટલુ દુ ખ છે હે આત્મન્ ! શા માટે હારે પરવસ્તુમા સુખમાનીને પરવસ્તુની લાલચમાંથી લીન બનવુ જોઇએ હે આત્મન્ ! તુ સદાકાલ આન દમા રહે દુ ખના હેતુઓનુ સ્મરણ કરીને નકામુ દુ ખ ઉભુ ન કર જો તુ પોતાને દુ ખી માની લઇશ તો ચારે બાજુએ જાણે દુ ખના વાદળા ઝઝુમી રહ્યા છે, એમ તને જણાશે તુ મનમા એમ નિશ્ચય કર કે મને કોઇ દુ ખ દઇ શકે જ નહિ એવો જો દૃઢ વિચાર કરીશ તો કોઇપણ દુ ખ દેનાર તને જણાશે નહિ બાહ્યની સર્વ ઉપાધિયોનો ભય જતો રહેતા પોતાનો આત્મા પોતાને આનન્દ રૂપ જણાશે હે આત્મન્ ! તુ નિર્ભય થઇને આન દમા ગુલતાન થઇ જા આન દમા સદાકાલ રમણતા કરી શકે એવા આત્મભાવને ધારણ કરવામાં સદાકાલ તત્પરથા આત્માનો આનન્દ ધર્મ તેજ તારો ખરો ધર્મ છે

× × × ×

## સંવત ૧૯૬૮ ના અષાડ સુદિ ૧૧ બુધવાર તા ૨૪ મી જુલાઈ ૧૯૧૨ અમદાવાદ

પરસ્પર એક બીજાની ઇર્ષ્યા કરીને આગ ચગાવનારા મનુષ્યોની ધર્મ ક્રિયા ક્ષારપર લીંપણના સમાન છે અન્યાયથી વિત્ત પેદા કરીને આજીવિકા ચલાવનારા મનુષ્યોની શોભા પલાશ પુષ્પ જેવી છે પોતાનુ હૃદય વેચીને અન્યની હાજી હા કરીને અસત્યના માર્ગમા જનાર મનુષ્યોની વાણી કરતા ધુળની પણ કિંમત વિશેષ ગણી શકાય ચાડી ચુગલી કરીને પેટ ભરનારા મનુષ્યો કરતા વિષ્ટાથી ઉદર ભરનારા રાસભ સારો હજારો વા લાખો જીવોના પ્રાણ ચુસીને પેટ ભરનાર મનુષ્યોનુ જીવન કદિ સુખમય થતુ નથી અને તેઓ જીવતાજ પોતાની ઘોર, પેટમા બનાવે છે જે મનુષ્યો પ્રભુના ભક્ત એવુ નામ ધરાવીને જગતને ઉતરે છે, અને અન્યાય કરી જીવે છે તેઓનો ઉદ્ધાર થવો દુર્લભ છે જે મનુષ્યની મન વાણી અને કાયામા પરનુ અશુભ કરવાનો વ્યાપાર છે તે પ્રભુની પાસે માફી માગે તો કેમ રીતે છુટી શકે ? જે મનુષ્ય પોતાના અસદ્વિચારોનો કોઈ પણ રીતે ફેલાવો કરે છે તે ખરેખર પ્લેગ રોગ સમાન અન્ય મનુષ્યોને દુઃખદ જાણવો જે મનુષ્ય પોતાના આત્માને શુભ માર્ગમા લાવવા પ્રયત્ન કરે છે તે સર્વ જીવો ચ્યાવે ?, અને સર્વ જીવોની સાથે મૈત્રીભાવ ધારણ કરે છે **જે મનુષ્ય શ્રી સદ્ગુરૂના ચરણકમળમા આલોટયો નથી અર્થાત્ શ્રી સદ્ગુરૂનાં જેણે ચરણકમળ સેવ્યા નથી, અને ગુરૂની કૃપા જેણે મેળવી નથી, તે અન્યોને શિષ્ય કરવાને લાયક બનતો નથી, અને કદાપિ પોતે લાયક બન્યા વિના શિષ્ય કરે છે તો તેનુ પરિણામ સારૂ આ** વતુ નથી જે પુત્રના ગુણો ધારણ કરવાને સમર્થ થયો નથી, તે પિતા બનવાને લાયક નથી, જે શિષ્યના ગુણો ધારણ કરવાને પણ સમર્થ થયો નથી, તે ગુરૂ બનવાને લાયક બન્યો નથી જે સેવકના ગુણો ધારણ કરવાને પણ લાયક બન્યો નથી તે રાજા-શેઠ બનવાને માટે લાયક નથી, પોતાના અધિકાર પ્રમાણે જે મળે વા જે થાય વા જે ભોગવવુ પડે તેમા મનુષ્યોએ સંતોષ માનવો જોઈએ કર્મથી જે સ્થિતિમા આવવાનુ થાય તે સ્થિતિ પ્રાપ્ત થતા હર્ષ વા શોક ન કરતા આનન્દથી વર્તવુ સમુદ્રના ભરતીઓટ જેમ ક્ષણિક છે, તેમ મનુષ્યને જે જે પ્રાપ્ત થાય છે, તે ક્ષણિક હોવાથી ફોગટ શા માટે અજ્ઞાનથી બંધનમા પડવુ જોઈએ એમ સદાકાળ ભાવના ભાવવી રાગના પ્રસંગે વૈરાગ્ય પ્રકટે એજ ઉત્તમ જ્ઞાનનો વ્યાપાર છે,

પરભાવના સર્વ પર્યાયોને ત્યાગીને તે પર્યાયોના મધ્યમાં રહેલા અનંત સુખનિધિભૂત આત્માને દેખો

× × × ×

## સંવત્ ૧૯૬૮ ના અષાડ સુદિ ૧૨ ગુરૂવાર તા ૨૫ મી જુલાઇ ૧૯૧૨ અમદાવાદ

દુનિયામાં મહાન સુલેહ વર્તે છે ત્યારે મનુષ્યો શાન્તિના સ્થાન રૂ ધર્મતત્ત્વોનો અભ્યાસ કરીને સત્ય ધર્મની તરફ લક્ષ્ય દેવા ઇચ્છા કરે છે શાન્તિના સમયમાં જૈનતત્ત્વો અને જૈન સાત્વિક આચારો ની પરીક્ષા વાનો મનુષ્યોને વખત મળે છે જૈન શાસ્ત્રોમાં વર્ણવેલા ધર્મ તત્ત્વોની કસોટી કરવા માટે કેટલાક વર્ષ પછી દુનિયાના વિદ્વાનો પ્રવૃત્તિ કરશે વેદાન્ત અને બૌદ્ધ ધર્મની તરફ પાશ્ચાત્ય વિદ્વાનોની દૃષ્ટિ ગઇ છે હવે જૈન ધર્મના તત્ત્વો તરફ પાશ્ચાત્યોની દૃષ્ટિ જશે સાત્વિક ગુણાભિમુખ પ્રાણ કરાવનાર જૈનધર્મ હોવાથી રજોગુણી અને તમોગુણી મનુષ્યોની રુચિ એકદમ ન પ્રસરી શકે એ બનવા યોગ્ય છે તથાપિ સર્વ એવા જૈન ધર્મને માન આપવાને માટે લોકોની રુચિ વધશે જૈન ધર્મ તરફ રુચિ થાય એવા દુનિયામાં ઘણા મનુષ્યો છે પણ તેઓની રુચિને પ્રકટાવે એવા જૈનાએ સાધનો તૈયાર કરવા જોઇએ આર્યાવર્તમાં પણ દરેક જાતના મનુષ્યો જૈન ધર્મનો ઉપદેશ સમજે એવી વિશાલ વ્યવસ્થા થવી જોઇએ દુનિયાના મનુષ્યોને જૈનશાસ્ત્રોમાંથી ઘણું મળી શકે તેમ છે પણ પ્રથમ તો જૈન ધર્મની ધુરાને ધરનારા સુરત જૈનોએ શ્રદ્ધાળુ સાક્ષર એવા જૈન ઉપદેશકોને તૈયાર કરવા જોઇએ જૈનો વ્યાપારી છે, અને તેઓ ધારે તો લક્ષ્મીવડે ઘણું કરી શકે ધર્મની વૃદ્ધિ સર્વસ્વ અર્પણ કરનારા જૈનો ઘણા પ્રકટી નીકળે એવું જૈન વિદ્યાલય વા જૈન ગુરુકુલ સ્થાપવું જોઇએ રાગદૃષ્ટિથી આમ વિચારાતું નથી. કિન્તુ જૈન ધર્મ ની આરાધનાથી દુનિયાને ઉત્તમોત્તમ સુખ મળવાનું છે તે માટે આ પ્રમાણે વિચારો કરે છે અમારા અન્ય ધર્મો તરફ દ્વેષ વા તિરસ્કાર નથી અન્ય ધર્મોમાં જે કંઇ સત્ય છે તેનું સ્યાદ્વાદ દર્શનમાં ગ્રહણ હોવાથી અપેક્ષાએ સત્યને સત્ય માનવામાં આવે છે અન્ય દર્શનીઓમાં પણ જે નીતિ આદિ માર્ગાનુસારિ

. । . . . . . . પ્રએ ધર્મના નામે અપકૃત્ય પાપ કરવાનું
થી એમ જૈનધર્મ ઉપદેશ દે છે અન્ય દર્શનીઓને પણ હરકત કરવાનું
ખરેખર જૈન દર્શન જણાવતું નથી

× × × ×

સંવત્ ૧૯૬૮ ના અષાડ સુદિ ૧૩ શુક્રવાર તા. ૨૬
શ્રી જુલાઇ ઠેઠેર અમદાવાદ

જેનાથી ઇર્ષ્યા કર્યા વિના આગળ વધાય તેવી શુભકાર્યમાં સ્પર્ધા
રવી એવી સ્પર્ધા કથંચિત્ ઉપયોગી છે ગમે તે રીતે અન્યનું અશુભ
રી પોતાની મહત્તા વધે એવા રૂપમાં સ્પર્ધાનો ઉપયોગ કરવો તે
ખરેખર અનાર્ય રાક્ષસ કાર્ય ગણાય

મધ્યસ્થ રીતિ માધ્યસ્થ દૃષ્ટિથી સત્ય તત્ત્વના નિર્ણય માટે પરસ્પર
પ્રીતિપૂર્વક વાદ કરવાથી તત્ત્વની પ્રાપ્તિ થાય છે રાગ અને દ્વેષથી જે
... કરવામાં આવે છે તેમાં કુયુક્તિ હઠ અને અન્તે કલેશજ પરિણામરૂપ
... દેખાય છે મારું તે સત્ય આવી બુદ્ધિથી ઝગડાવાદમાં પક્ષપાત હોય છે
... સત્ય તે મારું આવી બુદ્ધિ રાખીને જે વાદ કરવામાં આવે છે, તેમાંથી
... ગ્રહી શકાય છે જેનું વચન યુક્તિવાળું હોય તે ગ્રહણ કરવું આવી
જેની બુદ્ધિ હોય છે, તે મનુષ્યો સત્યની પ્રાપ્તિ કરી શકે છે મમત્વ ભાવ
... યુક્તિસહિત, અભિમાનરહિત, ન્યાયસહિત સભ્યતાસહિત અને શુદ્ધપ્રેમ
સહિત વાદમાં વાદીઓને એક બીજામાંથી સત્ય લેવાનો પ્રસંગ મળે છે
દરેક ધર્મના વક્તાઓમાં, લેખકોમાં અને વાચકોના હૃદયમાં જો સત્ય
ગ્રાહિણી બુદ્ધિ જાગ્રત્ થાય તો ખરેખર પ્રાચીન આધુનિક ધર્મના પુસ્ત
કોમાંથી ઘણું ગ્રહણ કરી શકે શ્રી વીરપ્રભુની વાણી જેના હૃદયમાં રહી છે
તે એક ન્યાયાધીશ બને છે અને તે સર્વ પુસ્તકોને અપેક્ષાબુદ્ધિરૂપ ત્રાજવામાં
તોલીને તત્ત્વ ... ... ... છે જેમ જેમ ... ... પરિણતિ મંદ
પડતી જાય છે, અને મધ્યસ્થ ... ... જાગે છે, તેમ તેમ મતમતાન્તર
સંબંધી જે હઠકદાગ્રહ બંધાઇ ગયા હોય છે તે ટળે છે પાણીની પાળથી
કાંઠાઓની જુદી જુદી મર્યાદા હોય છે, પણ જલનો પ્રવાહ અત્યંત વધતાં
અર્થાત્ ... આવતાં પાણીની પાળથી કરેલી મર્યાદા રહેતી નથી તેમ એકાન્ત

નયવાદની બુદ્ધિથી મતમતાંતરની કલ્પનાનો આગ્રહ થાય છે પણ સાપેક્ષ નયવાદરૂપ જલની રેલ આવતાં મતાગ્રહ મર્યાદા થાય બની રહેલા મતરૂપી ભાગ ઓની ભેદતા રહેતી નથી ગીતાર્થ પુરૂષો સાપેક્ષ નયવાદના ગભીર રહસ્યને અવબોધીને શાહેનશાહ વા પાર્લામેન્ટની પેઠે ધર્મરાજ્ય ચલાવી શકે છે, અને જગતના મનુષ્યોને ઉત્તમ બનાવે છે પાર્લામેન્ટમાં જેમ સર્વના અભિપ્રાયથી કાર્ય થાય છે, તેમ અત્ર ધર્મરાજ્ય ચલાવવામાં પણ સર્વ નયોના સાપેક્ષ અભિપ્રાયોને ભેગા કરીને ગીતાર્થો પ્રવર્તે છે દુનિમાની લૌકિક પાર્લામેન્ટની વ્યવસ્થા કરતાં અલૌકિક ધર્મરાજ્યની વ્યવસ્થા ઘણી ઉત્તમ હોય છે ધર્મ પાર્લામેન્ટના સભાસદોના મગજ ઘણા ઉત્તમ અને વિશાલ હોય છે, તેથી તેવા ગીતાર્થ પુરૂષોની જગતમાં પૂજ્યતા હોય છે, અને તેઓનું શરણ કરીને મનુષ્યો ધર્મની આરાધના કરે છે

× × ×

## સંવત્ ૧૯૬૮ ના અષાડ સુદિ ૧૪ શનિવાર, તા ૨૭ મી જુલાઇ ૧૯૧૨ અમદાવાદ.

મહાત્માઓના શરીરમાંથી નીકળેલા પુદ્ગલો અન્ય મનુષ્યોને અસર કરે છે, શુભપુદ્ગલો શુભ અસર કરે છે, અને અશુભ પુદ્ગલો અન્યજીવોને અશુભ અસર કરે છે શાંત મહાત્માઓના સમાગમમાં આવનારાઓને પ્રાય તે પુદ્ગલો વગેરેની અસર થાય છે, અને તેવા મહાત્માઓના સમાગમમાં આવનારાઓ ઘણા થોડા કાલમાં સુધરી જાય છે મહાત્માઓના ચરણકમલ ધોઇ પીનારાઓને મહાત્માઓના સદ્વિચારોનો લાભ મળે છે તેમજ મહાત્માઓનો હાથ જેઓના માથા ઉપર મૂકાય છે તેઓને વિદ્યુત ની પેઠે સદ્વિચારોની અસર થાય છે અત્યંત ત્યાગી મહાત્માઓના સમાગમમાં આવતા અત્યંત નિર્દયી મનુષ્યોના મનોદ્રવ્ય પણ દયાના વિચારને અનુસરે છે મહાત્માઓની આંખ અને વાણી પણ અન્ય મનુષ્યોને આકર્ષી શકે છે અને મહાત્માઓ ન બોલ્યા છતાં પણ અન્ય મનુષ્યોને હજારો રીતિએ સારી અસર કરવા શક્તિમાન્ થાય છે મહાત્માઓના તીવ્ર શુભવિચારોની અસરથી તેમના શરીરના પુદ્ગલોમાં પણ ઉત્તમ શક્તિ રેખાય છે અને તેથી તેઓ અનેક પ્રકારના રોગોની ઉપ

શાન્તિ કરી શકે છે કામી યુવક સુંદર નારીનો સ્પર્શ જેમ કામાવસ્થા પ્રકટાવવા સમર્થ થાય છે, તેમ શાન બ્રહ્મચારી સાધુ મહાત્માઓના શરીરેનો સ્પર્શ ખરેખર વૈરાગ્ય, સંતોષ આદિ ગુણો પ્રકટાવવા સમર્થ થાય છે જેની પાસે શુભ શક્તિ હોય છે, તેની પાસે રહેવાથી શુભ શક્તિનો લાભ મળે છે જે મનુષ્યોમા દુર્ગુણોની શક્તિયો વધી ગઇ હોય છે, એવા અસત્ મનુષ્યોના સહવાસથી અશુભ પુદ્ગલોની અને અસદ્વિચારોની અસર ખરેખર સામાન્ય શક્તિવાળા જીવોને થાય છે સત્પુરુષોના સદ્ગુણોની અન્ય જીવો ઉપર સારી અસર થાય છે જેઓનામા ઉત્તમ જ્ઞાન, વૈરાગ્ય, શુદ્ધ પ્રેમ, ચારિત્ર આદિ સદ્ગુણો ખીલ્યા હોય છે, તેવા મુનિ મહાત્માઓ અન્ય દુર્ગુણી જીવોને પણ પોતાના સહવાસનો શુભ લાભ અર્પે છે સત् संगति किं न करोति पुसां, दुष्टजन संगति परिहरी, भजे सुगरु संतानरे, योग सामर्थ्य चित्त भावथी, धरे मुगति निदानरे, शान्ति जिन एक मुज वीनति ॥ દુષ્ટજનોની સંગતિનો ત્યાગ કરીને સત્પુરુષોની સંગતિ કરવી જોઇએ દુષ્ટ મનુષ્યોની સંગતિ ન કરવી, પરંતુ દુષ્ટ મનુષ્યોને સુજ્ઞોએ ધિક્કારની નજરથી ન જોવા તેમજ દુષ્ટ મનુષ્યો ઉપર શુદ્ધપ્રેમથી મૈત્રીભાવના ધારણ કરવી કે જેથી સત્પુરુષોની વા મુનિવરોની સંગતિ કરવાને તેઓ યોગ્યતા પ્રાપ્ત કરી શકે સન્તસાધુઓની મન, વાણી અને કાયાવડે સેવા કરવી અને તેમના ગુણો લેવા

× × × ×

## સંવત્ ૧૯૬૮ ના અષાઢ સુદિ ૧૪ રવિવાર. તા ૨૮ મી જુલાઇ ૧૯૧૨ અમદાવાદ

કોઇપણ ફળ આશા રાખ્યા વિના સ્વાશ્રયી બની ત્હારા કાર્યો કર્યા કર ખાગ રૂપમા આવ્યા વિના અર્થાત્ આત્માનો જુસ્સો પ્રગટાવ્યા વિના અને તેમજ ખંતથી કાર્યમા મંડી રહ્યા વિના કાર્ય સિદ્ધિ થવાની નથી ત્હારા કાર્યોમા આનંદથી પ્રવૃત્તિ કર્યા કર ! આખી દુનિયા સામું ન દેખ પણ ત્હારા સત્ય ક્રિયા પર ધ્યાન આપ મહાત્માઓએ કરેલા સુગમ માર્ગમા કાસમા જેમ વહે છે તેની પેઠે પાછળથી મનુષ્યો વહ્યા કરે છે લોકપ્રતિષ્ઠા અને યશની ઇચ્છા રાખ્યા વિના સત્યનું અવલંબન કર.'

લાખો અસત્યના ઉપાસક હોય તો તેથી ડરી ન જતાં આ ગીરની વા આ દુનિયાની મિથ્યા નામરૂપ વૃત્તિની અપેક્ષા રાખ્યા વિના નિર્ભયપણે સત્ય ધર્મમાં પ્રવૃત્તિ કર ! જેનાથી નિર્દોષ શુદ્ધાનન્દની ઝાંખીનો અનુભવ ન થાય અને મન ઉદ્વેગ રહે એવી બાહ્ય ક્રિયાઓથી નિવૃત્ત થા સતક્રિયાઓ કરવામાં આનન્દરસના ઝરણાં વહે છે દુનિયામાં જન્મીને ત્યારે અનેક મનુષ્યોને સત્યધર્મનો વારસો ભવિષ્યમાં આપવાનો છે અને તેમ તને લાગે છે માટે વીતરાગનો સેવક બનીને હવે તે કાર્યમાં પ્રવૃત્તિ કર્યા કર ! હે શાસન દેવતાઓ ! તમો સહાયકારી બનો, તમો સત્યના ઉપાસક છો, સત્યના ઇચ્છનારાઓને અને સત્ય ફેલાવનારાઓને તમે સહાય કરો તો, તેમાં તમારી ફરજ જ અદા કરી શકો છો સત્યને બંધન નથી સત્યનો નાશ થતો નથી, સત્યના પ્રદેશમાં સદા આનન્દ રહે છે, સત્યની સૃષ્ટિનો પ્રકાશ અપૂર્વ છે સત્ય તરફ ગમન કરી અસત્યથી પાછો ફર, સત્ય તારો આત્મા છે, સત્ય તારૂં સ્વરૂપ છે, સત્યને દેખ સત્યની ભાવનાભાવ, સત્ય એવા વીરપ્રભુના ધર્મમાં સદાકાલ આસક્ત થા સત્યની દૃષ્ટિમાં પક્ષપાત નથી દુનિયા બોલ્યા કરે તો બોલવા ? પરંતુ ત્હારે તો સત્યધર્મ કાર્ય કરવું જોઇએ કુવાનો ચીંચુડો ચે ચે કર્યા કરે ત્યાં સુધી જલ વહ્યા કરે છે તેમ દુનિયાના લોકો બોલ્યા કરે ત્યાં સુધી કાર્ય કર્યા કર, કે જેથી ત્હારા સત્કાર્યોમાં તું આગળ વધી શકે સત્યધર્મની ઉપાસના કરતાં લાખો વા કરોડો દુખોને સહન કર ! આનન્દરસથી રસીલો થઇને ત્હારા અધિકાર પરત્વે ધર્મકાર્યો કર્યા કર જગતના મનુષ્યોને ચેતાવ ત્હારા આત્માથી અન્ય આત્માઓનું ચૈતન્ય પ્રકટશે આત્માથી આત્માનું ચૈતન્ય જાગ્રત્ થાય છે

× × × ×

## સંવત્ ૧૯૬૮ ના અષાડ સુદિ ૧૫ સોમવાર તા ૨૯ મી જુલાઈ ૧૯૧૨ અમદાવાદ

હે ચેતન ! તું પોતાના શુદ્ધ સ્વરૂપનો ઉપયોગ ધારણ કર સ્વશુદ્ધ પ્રકાશ વડે અજ્ઞાનની ભ્રાન્તિ દૂર કર યોદ્ધાને યુદ્ધભૂમિમાં જેટલો ઉપયોગ રાખવો પડે છે તેના કરતાં ત્હારે અનેક કામ કરતાં છતાં પણ તેથી

## સંવત્ ૧૯૬૮ ના અષાડ વ. ૧ મંગળવાર તા. ૩૦ મી જુલાઈ ૧૯૧૨ અમદાવાદ

ઉત્તમ મનુષ્યોના સદ્‌ગુણોનો સંયમ કરવાથી તેઓના સદ્‌ગુણોનો ધ્યાનારના મનમાં પ્રાદુર્ભાવ થાય છે તીર્થંકરોનું ધ્યાન ધરવાથી તીર્થંકરોના ગુણો પોતાના આત્મામાં ધ્યાનની દશા પ્રમાણે પ્રકટી નીકળે છે તીર્થંકરોની મનોવર્ગણામાં સંયમ કરવાથી ધ્યાનારની મનોવર્ગણા ઉત્તમ થતી જાય છે ધ્યાન કરતાં પીઠે નમાણે પ્રથમ સંકલ્પ કરવો ઉચ્ચ શુભ દ્રવ્યની અનેની મનોવર્ગણાઓને હું મારી તરફ ખેંચું છું અશુભ મનોદ્રવ્યને બહાર કાઢું છું અને તેને ઠેકાણે શુભ મનોદ્રવ્યને ભરું છું મનને અશુભ અસર કરનાર પદ્‌ગલોથી દૂર થાઉં છું શુક્લલેશ્યાના ઉત્પન્ન કરનાર પુદ્‌ગલો મારી તરફ આવે છે બ્રહ્મચારી જે જે મનુષ્યો થઈ ગયા તેઓના મનમાં બ્રહ્મચર્યના વિચારો કરાવનાર મનોદ્રવ્યને મારા આત્મા પ્રતિ આકર્ષવા સંકલ્પ કરું છું જે મનોદ્રવ્યના સબંધે પુરુષ વેદ આદિના વિચારો થાય છે, એવી મનોવર્ગણા કરતાં હું બ્રહ્મચર્યના ગુણ પ્રકટાવનાર ઉચ્ચ મનોદ્રવ્યને આકર્ષું છું વૈરાગી-ત્યાગી યોગી મનુષ્યોની મનોવર્ગણા કે જે તેઓના આત્માઓથી છૂટી પડીને આકાશમાં રહી છે, તેઓને ઉચ્ચ સદ્‌વિચારો પ્રકટાવવા માટે ઇચ્છું છું અને તેમાં સંયમ કરું છું તેઓમાં સંયમ કરવાથી તે તે આમન્ન મનોદ્રવ્ય પુદ્‌ગલોનું પોતાના મન તરફ આકર્ષણ થાય છે અને તે વર્ગણાઓ પોતાના શુભ મનોદ્રવ્ય તરીકે પરિણામ પામે છે જગતમાં શુદ્ધ ધ્યાનાર ધ્યાતારી ધ્યાનીઓની શુભ ઉચ્ચ મનોવર્ગણામાં સંયમ કરું છું તીર્થંકરો પૂર્વે જેવા હતા અને જે ઠેકાણે ધ્યાન ધરતા હતા તેવી મૂર્તિ મનની આગળ ખડીને તેમના ગુણો લેવા ધ્યાન ધરું છું

આવી રીતે ધ્યાનના માટે ઉપર્યુક્ત સંકલ્પોમાંથી ગમે તે સંકલ્પ કરીને ધ્યાન ધરવાથી ધ્યાનારના મનની ઉચ્ચતા અને શુદ્ધતા વધતી જાય છે પવિત્ર સ્થાનમાં બેસીને ધ્યાન ધરવાથી તે તે સ્થાનમાં આકાશમાં રહેલા શુભ મનોદ્રવ્યથી ધ્યાનારના મનની શુદ્ધ અને ઉચ્ચ દશા થાય છે, અને અશુભ મનોદ્રવ્ય વિખરાઈ જાય છે આત્માના ગુણોને પોષનાર શુભ મનોદ્રવ્યનો ઉત્તમ અને સૂક્ષ્મ ખોરાક છે રાજસિક અને તામસિક આહારનો ત્યાગ કરીને સાત્વિક આહારથી શરીરને પોષવાથી મનોદ્રવ્યની ઉચ્ચતામાં

વધારે થાય છે કોઇ પણ અંતર ગમે તે ગીની મનો વધી મલીનતા થાય છે, માટે ઉત્તમ શુભ વિચારોના મનનો વ્યાપાર સમાલ ચલાવ્યા કરવો ॐ શાન્તિ

× × × ×

## સંવત્ ૧૯૬૮ ના અષાડ વદ ૨ બુધવાર તા ૩૧ મી જુલાઈ ૧૯૧૨ અમદાવાદ

જેટલુ બને તેટલુ આચારમા મૂકવા પ્રયત્ન કરવો અને જેટલુ બને તેટલુ આચારમા મૂકવા ભાવ રાખવો મનમા શુભ વિચારો તો જેટલા બને તેટલા કરવા જોઇએ ચારિત્રાદિગુણો પ્રાપ્ત કરવા માટે જે જે સદ્વિચારો કરવામા આવે છે તેનુ ફળ પરભવમા પણ મળી શકે છે સદ્વિચારો કરેલા કદિ નકામા જવાના નથી જે જે હેતુઓનું આલંબન લેવાથી સદ્વિચારો પ્રગટે તે તે હેતુઓનુ આલંબન લેવા કદિ ચુકવુ નહિ ઉત્તમ ભાવનાઓના વ્યાપારમા સર્વકાલ મનને યોજ્યા કરવુ મનમા ગમે તે રીતે અશુભ વિચાર પ્રગટવા ન દેવો સદ્વિચારો પ્રમાણે વર્તન કરવ જોઇએ, એમ મનમા યાદી રાખવી જોઇએ જગતુમા જે જે મહાત્માઓ થયા છે, અને થશે તે સદ્વિચારના પ્રતાપેજ, એમ મનમા ખૂબ નિશ્ચય કરવો મનમા સદ્વિચારોનો પ્રવાહ વહેશે એટલે તુર્ત સદાચાર રૂપ અંકુરે ફુટી નીકળવાના જલની વૃષ્ટિ થતાજ જેમ વનસ્પતિ ઉગી નીકળે છે તેમ સદાચારોના-વિચારોનો પ્રવાહ જોસબંધ મનમા વહેતા અંશે અંશે પણ સદાચારો પ્રગટયા વિના રહેતા નથી સદાચારો અને સદ્વિચારોની અનુમોદના કરનાર મનુષ્યો મહાત્માઓ બની શકે છે જે જે મનુષ્યોમા જે જે અંશે સદ્વિચારો અને સદાચાર હોય તેઓની તે તે અંશે અનુમોદના કરવાથી અંતરમા તે તે ગુણો પ્રકટી નીકળે એવા અનુમોદના કરનાર મનુષ્યો બીજને વાવે છે

મને તો આ બાબતનો અનુભવ આવ્યો છે સદ્વિચારનુ એટલુ બધુ બળ છે કે તે અસદ્વિચારોના સામે ટક્કર ઝીલી શકે છે કોઇ આત્માને મારો અહિત કર્તા છે એમ ન ધાર શ્રી વીરપ્રભુના ચારિત્રનો ઉપયોગ ધારણકર, શ્રી હરિભદ્ર અને શ્રી હેમચંદ્રસૂરિના સદ્વિચારો અને

સત્કાર્યોનું મન કર મહૂર્તિ ન ને મનાય રંગ શૂ ર [illegible] ફોરવ. આત્માનું જેટલું બળ તેટનું મન ફોરવ સર્વ આત્માઓમાં આત્મ સત્તા રહી છે આત્માજ પરમેષ્ઠીરૂપ છે, એવું જાણીને તેની ભાવનામાં મગ્ન રહે કે જેથી તે વ્યક્તિપણે તું થઇ શકે अरिहंत तेहिज आतमा-वीर जिनेश्वर उपदिसे

× × × ×

સંવત્ ૧૯૬૮ ના અષાડ વદિ ૩ ગુરૂવાર તા ૧ લી
ઑગસ્ટ ૧૯૧૨ અમદાવાદ

જે વખતે ચારે વર્ણના લોકો જૈનધર્મ પાળતા હતા, ત્યારે દરેક વર્ણના શ્રાવક લોકોના ઘેરથી સાધુઓ આહાર લેતા હતા એમ કેટલીક ચર્ચા પશ્ચાત્ કથવું પડે છે અતિથિસંવિભાગ ચારે વર્ણના શ્રાવકો અંગીકાર કરી શકે અને ચારે વર્ણના શ્રાવકો સાધુઓને વહોરાવ્યા વિના અતિથિ સંવિભાગ વ્રતને આરાધી શકે નહિ એમ સિદ્ધ થાય છે ઉત્તરાધ્યયન સૂત્રમાં હરિકેશીનું અધ્યયન મનન કરવા યોગ્ય છે ગમે તે વર્ણના લોકો શ્રાવકના વ્રત લઇ શકે છે અને વીતરાગ ધર્મ આરાધી શકે છે તથા તેઓને પ્રભુનો ધર્મ [illegible] અમુક વર્ણના લોકોજ જૈનધર્મ પાળી શકે [illegible] જાહેર કરી આપવામાં આવ્યું નથી શ્રી મહાવીર પ્રભુના લગભગ સમયમાં હાલના જેટલા નાતો-વર્ણોના ભેદ નહોતા એમ લાગે છે અને તેની સાબિતી માટે ઘણી દલીલો આપી શકાય તેમ છે સંપ્રતિ સમયમાં જૈનધર્મની દૃષ્ટિએ જોતા પહેલા કરતા હાલ ઘણો ફેરફાર થઇ ગયેલો માલુમ પડે છે શ્રી શ્રેણિક રાજાએ મેતાર્યમુનિ કે જે ગૃહસ્થાવાસમાં ચંડાળ હતા તેમને ગૃહસ્થ દશામાં પોતાની પુત્રી પરણાવી હતી આર્દ્રમુનિ ગૃહસ્થાવાસમાં અનાર્ય દેશના મ્લેચ્છ રાજાના પુત્ર હતા તેમને પરે આવાવતના શેઠે પોતાની પુત્રી પરણાવી હતી સોમિલ બ્રાહ્મણે પોતાની પુત્રીનું લગ્ન શ્રી ગજસુકુમાર ક્ષત્રિયની સાથે કર્યું હતું પૂર્વના સમયનો ઇતિહાસ અવલોકતા અને હાલનો જમાનો અવલોકતા મતભેદો અને આચારભેદો કેટલાક પડ્યા એમ અવબોધાય છે પૂર્વના સમયમાં ઉદાર વિચાર અને આચારોની ઉત્તમતા હતી સુકૃત્યોથી

મનુષ્ય ઉત્તમ કહેવાય છે પણ વર્ણથી ઉત્તમ થઇ શકતો નથી એમ ધર્મ દષ્ટિએ પ્રરૂપણા થતી હતી પૂર્વે કાનમાં વિચારોની ઘણી સ્વતંત્રતા હતી તિર્યંચ પણ જે જૈનધર્મની આરાધના કરીને દેવલોકમાં જાય એવો જૈનધર્મ દુનિયાના સર્વ મનુષ્યો પાળે અને તેમને કોઇ જાતની ધર્મ પાળતાં કોઇ તરફથી હરકત થવી ન જોઇએ આખી દુનિયાના મનુષ્યો માટે જૈનધર્મના દ્વાર ખુલ્લાં છે જૈનધર્મે આત્મા તે પરમાત્મા છે એવું સત્ય જણાવીને સર્વે પરમાત્માઓ સત્તાએ છે એવું ભાન કરાવ્યું છે, એવું સ્વતંત્રપદ અર્પનાર જૈનશાસન સનાતન જયવંતુ વર્તો પોતાના આત્મામાં વાડાનું બંધન નથી આચારોની અપેક્ષાએ જૈનધર્મને વાડો માનવામાં આવે તો ખરેખર જૈનધર્મના આચારરૂપ વાડામાં રહેલા જીવો ધર્માચાર સેવી પણ ટળી દેવ થઇ જાય છે

× × × ×

## સંવત્ ૧૯૬૮ ના અષાડ વદિ ૪ શુક્રવાર તા૦ ૨ જી ઑગસ્ટ ૧૯૧૨ અમદાવાદ

સામાન્ય મતભેદોને આગળ કરીને દ્વેષી મનુષ્યો નાતજાતમાં-સંઘમાં મોટા મોટા વિગ્રહો ઉત્પન્ન કરે છે કેટલાક મનુષ્યો સ્વપક્ષ સ્થાપવાને માટે સામાન્ય મતભેદોથી થતા દ્વેષને એક મહાભારત યુદ્ધનું રૂપ આપીને સમાજની -સંઘની છિન્નભિન્ન વ્યવસ્થા કરી નાખે છે કેટલાક મનુષ્યો ભવિષ્યકાલની ઉન્નતિને વર્તમાનમાં અવરોધી શકાય એવા સંકુચિત દષ્ટિથી વિચારો ફેલાવે છે, અને પોતાના પગ પર કુહાડા મારવા જેવું કરે છે ઉત્તમ સુજ્ઞ મનુષ્યો સામાન્ય મતભેદોથી વધુ હાનિ અને અલ્પ લાભ થાય તેવી તકરારો ઉઠાવતા નથી સુજ્ઞ મનુષ્યો વિશાલદષ્ટિથી વસ્તુતઃ તત્ત્વનું અવલોકન કરીને સુસંપ વધે અને ઉન્નતિક્રમના પગથીઆ પર પ્રતિદિન આગળ ચઢી શકાય એવા માર્ગનું અવલંબન કરે છે આત્મારાધક સુજ્ઞ બન્ધુઓ મૈત્રીભાવનાથી પવિત્ર જીવન ગાળવા પ્રયત્ન કરે છે સુજ્ઞ મનુષ્યો, વૈરવિરોધની ઉદીરણાને પોતે જાણી જોઇને કરતા નથી સુજ્ઞ મનુષ્યો વૈરના સ્થાનકોનો પરિહાર કરે છે આખી દુનિયાના મનુષ્યોના આત્માઓને સ્વાત્મવત્ દેખનારાઓ જે ભાવને ધારણ કરી શકતા નથી ઉત્તમ સદ્ગુણોના

ભાવે જાગ્રત્ થઇ શમતુ નથી પરમ મગલ સ્વરૂપ એવુ અમરપદ પોતાના આત્મામા ઉડા ઉતરીને શોધવુ જોઇએ અને ચિરજીવી બનવુ જોઇએ

× × × ×

## સવત્ ૧૯૬૮ ના અષાડ વદિ ૧૧ શુક્રવાર તા ૯ મી ઑગસ્ટ ૧૯૧૨ અમદાવાદ

પ્રાચીન ગ્રન્થોમાથી સત્ય ગ્રહણ કરવુ જૂનુ તેટલુ બધુ કઇ સત્ય ન હોઇ શકે તેમજ નવુ એટલુ બધુ કઇ સત્ય ન હોઇ શકે દ્રવ્ય ક્ષેત્રકાલ અને ભાવથી જે જે આશયોવડે જ્યા જ્યા જે જે સત્ય અવબોધાય તે તે સત્યને તે તે આશયોની અપેક્ષાએ સત્ય માનવુ અપેક્ષા વિના સત્યની વ્યાખ્યા બાંધી શકાય નહિ અનેક આશયોથી સત્ય કહેવામા આવે તોપણ સત્યનુ પરિપૂર્ણ કથન થઇ શકે નહિ આખી દુનિયાના સર્વ ધર્મોને પરિપૂર્ણ જાણીને પશ્ચાત્ સ્યાદ્વાદ દર્શનની અપેક્ષાએ સત્યની વ્યાખ્યા કરવામા આવે તો સત્યનુ ઘણી અપેક્ષાએ ગ્રહણ થઇ શકે સ્યાદ્વાદ દર્શનની અપેક્ષાએ સત્યની વિશાલ વ્યાખ્યા થઇ શકે અને તેની અપેક્ષાએ સત્યને ગ્રહણ કરવામા આવે વા માનવામા આવે તો જૈનદર્શનની સત્યતાનો પ્રભાવ ખરેખર દુનિયામા અપૂર્વ અસર કરનાર થઇ પડે છે એકાન્ત દર્શનની અપેક્ષાએ સત્યની સકુચિત વ્યાખ્યા થઇ શકે છે અને અનેકાન્ત દર્શનની અપેક્ષાએ સત્યની વિશાલ વ્યાખ્યા થઇ શકે છે અસખ્ય નયવડે સત્યની અસખ્ય રૂપે વ્યાખ્યા કરી શકાય છે એક વસ્તુની સત્યતા, અનેક નયોની અપેક્ષાએ અનેકરૂપે કથી શકાય છે જે મનુષ્ય જેટલી અપેક્ષાએ વસ્તુને અવબોધે તેટલી અપેક્ષાએ તે વસ્તુની સત્યતા માની શકે છે બાકી જે જે અપેક્ષાઓ એ ન જાણી શકે તે બાબતમા તે વસ્તુના ધર્મોને અસત્ય માની શકે છે જૈનદર્શનના આશયો અવબોધીને જેઓ જૈનો બન્યા છે તે અનેક નયોની અપેક્ષાએ દરેક વસ્તુના સત્યને અવબોધતા હોવાથી ભૂતકાલ વર્તમાન અને ભવિષ્યમા રહેનાર વસ્તુઓના સત્યધર્મોને તે તે કાલાદિ વા નયાદિની અપેક્ષાએ જાણે છે, તેથી તેઓના હૃદયમા એકાન્ત વાદનો ક્લેશ રહેતો નથી ઉપયુક્ત નયોના આશયોની અપેક્ષાએ સત્યને જાણનાર જૈનોને નવા જૂનાનો કદાગ્રહ ક્યાથી રહે ? તેઓ ખરેખર સત્ય જોઇ શકે છે

× × × ×

## સંવત્ ૧૯૬૮ ના અષાડ વદિ ૧૨ શનિવાર તા ૧૦ ઑગષ્ટ ૧૯૧૨. અમદાવાદ.

પોતાનાથી ભિન્ન આચાર ધરનાર ઉપર અરુચિ ધારણ ન કર કોઇ પણ મનુષ્યોના આચારો અને વિચારોની નિંદા ન કરતાં તેઓના આચારો અને વિચારોમાં યોગ્ય સુધારણા કરવા પ્રયત્ન કર દુનિયાના ઘણા મનુષ્યોના આચારો પોતાનાથી ભિન્ન હોય તેથી તે ઘણા લોકોની સાથે યુદ્ધ કરવાની જરૂર નથી, પણ તેઓ સારા આચારો પાળી શકે એવા ઉપાયો શોધ અને તેનો ફેલાવો કર આખી દુનિયાના ધર્મોના આચારોનું મનન કર અને તે કેવા ધોરણ ઉપર રચાયેલા છે તેનો ખ્યાલ કર, પશ્ચાત્ પોતાના ધર્મના આચારોની સાથે અન્યધર્મોના આચારોનો મુકાબલો કર પશ્ચાત્ પોતાના ધર્મના આચારો કઇ કઇ અપેક્ષાએ ઉત્તમ છે અને અન્ય ધર્મના આચારોમાં કઇ કઇ અપેક્ષાએ ન્યૂનતા છે તે અન્યોને જણાવવા પ્રયત્ન કર દરેક ધર્મના ભિન્ન ભિન્ન આચારો થવાનું શું ? કારણ છે અને ભિન્ન ભિન્ન આચારોમાં કઇ કઇ અપેક્ષાએ સત્યત્વ છે તે પણ શોધી કહાડ અને કઇ કઇ અપેક્ષાએ અસત્યત્વ છે તે પણ શોધી કહાડ કયા ધર્મના આચારો આ દુનિયામાં સર્વ લોકોને અનુકુળ થઇ શકે તેમજ કયા ધર્મના આચારો ઉપર લોકોનું વિશેષ ચિત્ત આકર્ષાય છે, તેનો વિશેષ વિશેષ ઉપયોગ ધારણ કરીને નિશ્ચય કર કે જેથી તારા બોલવાની વિશેષ કિંમત થઇ શકે જમાનાને અનુસરી જૈનધર્મના આચારો દુનિયાને કેટલી અસર કરી શકે અને દુનિયાના મનુષ્યોનું તે તરફ કેવી રીતે આકર્ષણ કરી શકે તેનો ખ્યાલ કર જૈનધર્મના આચારો તરફ લોકોની રૂચિ વધે એવા કયા કયા ઉપાયો લેવા જોઇએ, તેનો ખ્યાલ કર જૈનધર્મના આચારોવડે જૈનોની અભિવૃદ્ધિ કરી શકાય કે જૈનધર્મના વિચારોવડે જૈનોની અભિવૃદ્ધિ કરી શકાય તેનો ધ્યાન કર આધુનિક જૈનો, જૈનધર્મના આચારો તરફ કેટલી રૂચિ ધારણ કરે છે તેનો અનુભવ કર ભવિષ્યમાં જૈનધર્મના કયા કયા આચારો તરફ લોકોનું મન દોરાશે તેનો વિચાર કર સાયન્સ વિદ્યાના વિચારોની અપેક્ષાએ જૈનધર્મના કયા કયા આચારોમાં વિશેષ મહત્વ અવબોધાય છે તેનો ધ્યાન કર યોગ વિદ્યાની અપેક્ષાએ જૈનધર્મના કયા કયા આચારોની મહત્તા છે તેનો અનુભવ કર, અને ધર્માચારોની સિદ્ધિ માટે વિશેષ અનુભવ કર

×

## સંવત્ ૧૯૬૮ ના શ્રાવણ સુદિ ૧ મંગળવાર તા. ૧૩ મી ઑગસ્ટ ૧૯૧૨ અમદાવાદ

સમયને નકામો ગાળ નહિ. બાલ્યાવસ્થામાં જો સમયની કીંમત સમજાઇ હોત અને તે અવસ્થામાં ઉપયોગી સાધનોની સામગ્રી મળી હોત તો ખરેખર વર્તમાન સમયમાં મહાકાર્યો કરવાની શક્તિ સંપ્રાપ્ત થઇ શકી હોત. મનુષ્ય માત્રને વખતની કીંમત કરતાં આવડવી જોઇએ. ભવિષ્યના મનુષ્યો પોતાને મળેલા વખતનો સદુપયોગ કરે એવા સાધનોની સામગ્રી તેઓને પ્રાપ્ત થાય એવો ઉપદેશ દઇને કંઇ બનતું કર. થોડા વખતમાં ઘણું કરવાનું છે માટે પ્રમાદ કરીશ નહિ. સમય વીત્યા બાદ પશ્ચાત્તાપ કરવાથી કંઇ સમય પાછો આવતો નથી. મહાપુરૂષોએ એક શ્વાસોચ્છ્વાસની-પણ અમૂલ્ય કીંમત આંકી છે, તેનો તું ખ્યાલ કર. તું એક માનવ મુસાફર છે. તારી મુસાફરી સુખરૂપ નીવડવી જોઇએ. શ્રી વીરપ્રભુ પોતાના શ્રીમુખે ગૌતમને કથે છે કે હે ગૌતમ ! તું સમય માત્ર પણ પ્રમાદ કરીશ નહિ. મનુષ્ય જીંદગીમાં ઘણું કરી શકાય તેમ છે માટે સર્વ પ્રકારના સંયોગોમાં આગળ વધવા પ્રયત્ન કર. જીંદગીમાં જે જે બનાવો બને છે તે અનુભવ આપે છે. દુઃખો પણ સુખને આડકતરીતિએ જણાવવામાં અનુભવ આપે છે. દુઃખોથી આત્મા કસાય છે અને તે પોતાનામાં રહેલા સદ્ગુણો તરફ અવલોકવા પ્રયત્ન કરે છે. એક ક્ષણ માત્ર પણ મનમાં અશુભ વિચાર ન પ્રકટે તેનો ઉપયોગ રાખ. મનુષ્ય જીવનને ઉચ્ચ દશા તરફ લઇ જા. આન્તરિક સ્ફુરણાઓ ઉચ્ચ જીવન થવાની સાક્ષી આપે છે. શુભ વિચારોમાં સર્વ વખત ગાળવા પ્રયત્ન કર. અન્ય ભવમાં જે કંઇ પ્રાપ્ત કરવાનું છે વા જે કંઇ ત્યાં થવાનું છે, તેનો આધાર આ ત્હારી મનુષ્ય જીંદગી ઉપર છે. હસ્તમાં સંપ્રાપ્ત થયેલું અમૃત ઢોળી પણ નંખાય અને પી પણ શકાય. જેટલો કાળ સારો ગયો તેની અનુમોદના કર, અને જે કાળ નકામો ગયો તેનો પશ્ચાત્તાપ કર. પશ્ચાત્તાપ કરીને બેસી રહેવાથી કંઇ વળવાનું નથી. પણ ભવિષ્યકાળનો સદુપયોગ કરવા ભક્તિ ધ્યાન પરોપકાર, દયા વ્રત પાળવા સંબંધી ઉપયોગ રાખ. ધર્મદેશના અને સતક્રિયાઓ વડે સ્વજીવનને સફલ કર. મળેલા સમયની સફલતા થઇ એમ તારો આત્મા જ્યાં સુધી સાક્ષી ન પૂરે ત્યાં સુધી આગળ વધીને સમયને સફલ કરવા પૂરતા સાધનો વડે પ્રયત્ન કર્યા કર. કાળને જીતીને તેનો પ્રભુ થા.

× × × ×

## સંવત્ ૧૯૬૮ ના શ્રાવણ સુદિ ૨ બુધવાર તા ૧૪ મી ઑગસ્ટ ૧૯૧૨ અમદાવાદ

દેશકાલના સંયોગોના આધારે દરેક દેશના લોકોમાં અને દરેક ધર્મના આચારોમાં ફેરફારો થયા કરે છે દેશકાલના સંયોગોમાં જે જે આચારોનો ફેરફાર કરવો પડે તે કર્યા વિના છૂટકો થતો નથી દેશકાલને અનુસરી લાભ તપાસ કરતા ઘણી બાબતોના આચારોમા ફેરફાર થયો છે અને ભવિષ્યમાં થશે ધર્મના આચાર્યો દેશકાલને અનુસરી પ્રવૃત્તિ કરે છે તો દેશકાલાનુસારે મનુષ્યોને ધર્મમાર્ગમા લાવી શકે છે પૂર્વની બીનઉપયોગી કેટલીક બાબતો આગળ ધરીને વર્તમાન જમાનામા વહોરાના નાડાની પેઠે પકડયુ તે પકડયુ કરીને જે લોકો પ્રગતિ માર્ગમા આગળ વધાય તેવા માનુકૂલ સંયોગોમા-આચારોમા ફેરફાર કરીને જમાનાના સામા ટકી શકતા નથી, તેઓ જમાનાની પાછળ રહી જાય છે અને તેઓના હાથે ધર્મની હાનિ થાય છે પૂર્વકાલમા આર્યાવર્ત્તના લોકોની આજીવિકા અલ્પારંભથી થતી હતી હાલમા તે પ્રમાણે વ્યવસ્થા નથી વસ્ત્ર વેષ વગેરેમા પૂર્વના કરતા વર્તમાન કાલમા ઘણો ફેરફાર થઇ ગયો છે પોતાની શક્તિ પ્રમાણે ધર્મના આચારોને આચરવા જોઇએ પૂર્વે નાતજાતના ઘણા ભેદો ન હતા ઓશવાલ, પોરવાડ, શ્રીમાલી લોકો પૂર્વે ક્ષત્રિયો હતા કેટલાક સૈકા પૂર્વે તેઓને જૈન કુલ તરીકે સ્થાપવામા આવ્યા તેથી તે લોકો વાણીઆ તરીકે પોતાને ઓળખે છે, અને અમારા વિના અન્ય વર્ણથી જૈનધર્મ પાળી શકાય નહિ, એમ કેટલાકો સંકુચિત દૃષ્ટિથી માની લે છે, પણ હવે એ સંકુચિત દૃષ્ટિ ચાલવાની નથી શ્રી વીરપ્રભુના સમયની પેઠે હવે જૈનધર્મમા વર્ણાવર્ણનો ભેદ માનીને લડી મરવાનુ રહ્યુ નથી હિંદુઓના વર્ગની ખરેખર જૈનોને ઘણી અસર થઈ છે અને તેમની પ્રબલતાથી જૈનો પણ નાતજાતના ભેદો માની સંકુચિત દૃષ્ટિ ધારવા લાગ્યા છે હવે કેળવણીના જમાનામા કેળવાયેલો વર્ગ એ બધુ માની શકે તેમ નથી, અને નાતજાતના ભેદોથી જૈનધર્મને સંકુચિત કરવો એ કોઇ રીતે યોગ્ય નથી

× × ×

## સંવત્ ૧૯૬૮ ના શ્રાવણ સુદિ ૩ ગુરૂવાર તા ૧૫ મી ઑગસ્ટ ૧૯૧૨ અમદાવાદ.

મનમા પ્રગટતા શુભ, અશુભ વિચારોથી પોતાની ઉન્નતિ થાય છે કે અવનતિ થાય છે તે અવબોધી શકાય છે મનમા શુભ વિચારો પ્રગટતા હોય તો જાણવુ કે હુ ઉન્નતિક્રમના પગથીઆપર ચઢુ છુ રાત્રે સ્વપ્નમા અશુભ કામ-ક્રોધાદિકના ચિત્રો પ્રગટતા હોય તો જાણવુ કે મારો આત્મા હજુ વિષય કષાયના તાબે છે પોતાની વર્ષ પહેલાની જીદગીમા થતા વિચારો અને વર્તમાનકાળમા થતા વિચારોનો મુકાબલો કરી જવો અને પછી પોતાનો આત્મા પ્રગતિ માર્ગમા છે કે પશ્ચાત્ છે તેનો નિર્ણય કરી લેવો આચારો કરતા વિચારોથી પોતાના આત્માની પરીક્ષા કરી લેવી એકાન્તમા બેસીને ધર્મના વિચારો કર્યા કરવા તે વખતે જે ખરાબ વિચારો આવે અને ધર્મના વિચારોમા વિઘ્ન નાખે તેજ ખરાબ વિચારોને આપણે પ્રેમથી મુખ્યપણે સેવ્યા છે એમ સમજી લેવુ કોઇ દુર્ગુણના કાર્યમા પ્રવેશ થતા, જે પ્રકારનો સદ્વિચાર આપણને તેમાથી પાછા હઠાવવા પ્રયત્ન કરે તેજ વિચાર આપણે મુખ્યપણે સેવ્યો છે એમ નિર્ણય કરવો સરકાર શહેરોમા પાણી લઇ જવા નળ બાધે છે પશ્ચાત્ પાણી પોતાની મેળે નળમા વહ્યા કરે છે, એ દૃષ્ટાત શહેરના લોકોને જાણીતુ છે આપણે પણ શક્તિરૂપ જળનો પ્રવાહ યથેષ્ટ સ્થાનમા વહેવરાવવા માટે નળોના સાધનો રચવાની જરૂર છે નળના ઠેકાણે શુભ સંકલ્પો અવબોધવા જે તરફના આપણે શુભ સંકલ્પો કરીએ છીએ તે તરફ શુભ સંકલ્પો દ્વારા આપણા આત્માની શક્તિયો વહેવા માડે છે, અને અનેક મનુષ્યોનુ કલ્યાણ કરવા સમર્થ થાય છે આપણો નળ અને આપણી શક્તિયોને આપણે યોગ્ય વ્યવસ્થામા ગોઠવવી જોઇએ આપણો નળ કેવડો મોટો છે તે આપણા કરેલા મનના સંકલ્પોજ કહી આપશે આપણા આત્માને પૂછીશુ તો સદ્વિચારો ... કેટલા વખત જાય છે તે કહી આપશે સદ્વિચારો કરતા અશુભ વિચારો પ્રમત્ત જોરમાથી ઉત્પન્ન થઇને શુભ વિચારોને દબાવી નાખતા હોય તો સમજવુ કે હજુ આપણે પાછળ છીએ દુનિયાના માનનાથી આપણે ... ગમન કરીએ છીએ એમ માનવાના કરતા પોતાના આત્માની ... નિર્ણય કરીને આગળ છીએ વા પાછળ છીએ ? તેનો નિર્ણય કરી લેવા જોઇએ મનને કાબુમા રાખવાના અભ્યાસથી અશુભ વિચારોનો

પ્રવાહ, બધ થતો જાય છે જેવા આપણા વિચારો તેવોજ આપણો આત્મા માનીને સદ્દવિચારોથી ઉત્તમ આત્મા કરવા સતત પ્રયત્ન કર!!!

× × × ×

## સવત્ ૧૯૬૮ શ્રાવણ સુદિ ૪ શુક્રવાર તા ૧૬ મી ઑગસ્ટ ૧૯૧૨ અમદાવાદ

રાત્રીના ચરમ પ્રહરમા હેય, જ્ઞેય, ઉપાદેયનો સતત વિચાર કરવો ઇન્દ્રિયાતીત આત્માનુ સ્વરૂપ વિચારવુ બાહ્ય પદાર્થોમા પ્રિયતા પ્રગટે છે તેના કારણો વિચારવા. પ્રિયતા એ આત્મામાથી ઉદ્‌ભવે છે કે જડમાથી ઉદ્‌ભવે છે તેનો વિચાર કરવો બાલ્યાવસ્થાથી પ્રારભીને જેટલી ઉમ્મર થઇ હોય ત્યાં સુધી પ્રિયતામા થયેલ ભિન્ન ભિન્ન પરિણમન સબધી વિચાર કરી જવો પ્રેમ અને આત્માને શો સબધ છે તેનો વિચાર કરી જવો આત્મા સબધી પૂર્વે કરતા વર્તમાનમા વિશેષ શુ વિચાર્યું-મનન કર્યું તેનો વિચાર કરી જવો આત્માનુ સ્વરૂપ વિચારતા મોહનીય કર્મની કઇ પ્રકૃતિ મુખ્યતાએ વિક્ષેપ કરે છે તેનો વિચાર કરી જવો આત્માનુ ધ્યાન ધરતા કયા કયા આલબનો લેવાની જરૂર છે તેનો વિચાર કરી જવો આત્માનુ સ્વરૂપ વિચારતા મોહનીય કર્મની કઇ પ્રકૃતિ મુખ્યતાએ વિક્ષેપ કરે છે તેનો વિચાર કરી જવો આધિ અને ઉપાધિથી રહિત કાલમા આત્માની કેવી પરિણતિ વર્તે છે તેનો તેવી દશામા રહીને અનુભવ કરવો દૃઢ સકલ્પ કરીને તે પ્રમાણે વર્તવાના સાધનો સબધી વિચાર કરી જવો કઇક આત્માનુ સ્વરૂપ અવબોધતા છતા અને મોહનીય કર્મની પ્રકૃતિ તરફ અરુચિ છતા મોહનીયકર્મ પ્રકૃતિયો કેવા સયોગોમા કેવી રીતે પ્રગટે છે અને તેનુ વાસ્તવિક કારણ અને નિમિત્ત કારણ શોધવા વિચારો કરવા આત્માની શુદ્ધ પરિણતિ વહે તેવા ઉપાયો કયા કયા આદરવા યોગ્ય છે તેના વિચારો કરી જવા પશ્ચાત્ આત્માના ગુણ પર્યાયના ચિંતવનમા સતત ઉપયોગની ધારાએ પ્રવૃત્તિ કરવી પશ્ચાત્ આત્મસ્વરૂપમા ચિતવન કરતા મન થાકે ત્યારે વખત થતા પ્રતિક્રમણ ક્રિયા આરભવી પડાવશ્યકના સૂત્રો સબધી ઉપાદેયપણે અર્થ વિચારતા વિચારતા ક્રિયાઓ

કરવી આત્માભિમુખતા પ્રગટે એવી રીતે દરરોજ ક્રિયાઓ કરવી આત્માની શુદ્ધિ થાય, એવો સાધ્યનો ઉપયોગ રાખીને આવશ્યકનું આરાધન કરવું

× × × ×

## સંવત્ ૧૯૬૮ ના શ્રાવણ સુદિ ૫ શનિવાર તા. ૧૭ મી ઑગસ્ટ ૧૯૧૨ અમદાવાદ

હે આત્મન્! પ્રમાદના હેતુઓથી ચેતતો રહે પ્રમાદનો જય કરવાથી આત્માનો શુદ્ધ ધર્મ પ્રગટે છે હે ચેતન! કોઇ પણ પ્રકારની વિકથામાં ન પડ હે આત્મન્ ઉત્તમ પુરૂષોનું ધ્યાન ધર માન સન્માનથી રતિ ધારણ કર નહિ પરપરિણતિત્યાગભાવ રૂપ બ્રહ્મચર્યની પ્રાપ્તિ માટે સતત ઉપયોગ ધારણ કર! સર્વ સંગનો ત્યાગ કરવા આત્મવીર્યોત્સાહથી ભાવના ભાવ! પૌદ્ગલિક સુખનો ત્યાગ કરવા વિશેષત: ભાવના ભાવ, શરીરદ્વારા ભોગવાતા સુખમા જે સુખબુદ્ધિ અનાદિ કાલથી રહી છે તેનો પરિહાર કરીને વિશેષ વિશેષભાવે આત્મામા નિત્ય સુખ રહ્યું છે તેની પ્રાપ્તિ માટે ભાવના ભાવ આત્મ સુખની એટલી બધી શ્રદ્ધા ધારણ કર કે આત્મ સુખ શ્રદ્ધાના બળથી સ્વપ્નમાં પણ કોઇ બાહ્ય પદાર્થના ભોગનું નડતર ઉભું ન થાય આત્મસુખનુ ધ્યાન ધર અને આત્મસુખમય પોતાનો આત્મા છે એમ પોતાને દેખ પૌદ્ગલિક સુખનુ સ્વપ્ન પણ ન આવે એવી ઉચ્ચ આત્મ દશામા સદાકાલ રહેવાય એવી તીવ્રેચ્છા ધારણ કરીને આત્મ સ્વરૂપમા રમણતા કર! જ્યા સુધી મનમા પૌદ્ગલિક સુખનો સૂક્ષ્મ પણ સંકલ્પ સ્ફુરે છે ત્યા સુધી કર્મ પ્રકૃતિનું જોર છે એમ અવબોધીને આત્મ સ્વરૂપમા વિશેષત: પ્રયત્ન કર આત્માની શુદ્ધિ માટેજ મન, વચન અને કાયાની ચેષ્ટાઓ થવી જોઇયે પણ અન્યને દેખાડવા માટે ન થવી જોઇએ સ્વપ્નમા પણ પરને રંજન કરવા માટે ધાર્મિક અનુષ્ઠાનની પ્રવૃત્તિ ન થવી જોઇયે, એમ વર્તાય એવા ભાવને ભાવ ખરૂ આત્મિક બળ પ્રગટે એવા બાહ્ય અને આન્તરિક હેતુઓને અવલંબી પોતાના આત્માની શુદ્ધિ કરવા પ્રયત્ન કર્યા કર

× × × ×

## સંવત્ ૧૯૬૮ ના શ્રાવણ સુદિ ૭ સોમવાર તા ૧૯ મી ઑગસ્ટ ૧૯૧૨ અમદાવાદ.

ચેતના એ આત્માની સત્ય સ્ત્રી છે આત્મારૂપ યોગી છે અને શુદ્ધ ચેતના યોગિની છે શુદ્ધ ચેતના પોતાના આત્મ સ્વામિનું દર્શન કરી શકે છે આત્માના અસંખ્યાત પ્રદેશોમા શુદ્ધ ચેતના વ્યાપી રહી છે આત્માના અસંખ્યાત પ્રદેશ રૂપ મહેલમાં શુદ્ધ ચેતના વ્યાપી રહી છે આત્મ પ્રભુને ત્રયોદશમા ગુણસ્થાનકમા શુદ્ધ ચેતના રૂપ સ્ત્રી મળે છે શુદ્ધ ચેતનાનો વિરહ તેરમા ગુણ સ્થાનકમા ભાગે છે આત્મપતિનું સાક્ષાત્ દર્શન કરીને શુદ્ધ ચેતના સદ્જ્ઞાન - ગુણ પ્રગટ કરે છે ક્ષાયિક ભાવે શુદ્ધ ચેતના વસ્તુત ગણાય છે ક્ષયોપશમભાવની ચેતનાજ ક્ષાયિક ભાવની ચેતના તરીકે પરિણામ પામે છે ક્ષયોપશમ ભાવની ચેતના પોતાના ચેતન પતિની પ્રાપ્તિ માટે તેની શોધ કરે છે, અને સમ્યગ્ ચારિત્ર વડે આત્મ પતિનું ધ્યાન ધરતી ધરતી તેરમા ગુણસ્થાનકમા આત્મપતિનું સાક્ષાત્ દર્શન કરે છે પશ્ચાત્ તે ક્ષાયિક ભાવની શુદ્ધ ચેતના તરીકે પરિણમે છે શુદ્ધ ચેતના કદી પોતાનું રૂપ બદલતી નથી કારણ કે ઘાતી કર્મોનો ક્ષય થવાથી પોતાના પ્રગટેલા રૂપમા કોઇ હાનિ કરવા સમર્થ થતું નથી દુનિયામા જેમ પતિવ્રતા સ્ત્રી પોતાના પતિ ઉપર અત્યંત પ્રેમ ધારણ કરે છે અને તેની નવધા પ્રકારે ભક્તિ કરે છે, તેમ ચેતના પણ ચેતન પતિ પર અત્યંત પ્રેમ ધારણ કરે છે અને તેની નવધા ભક્તિથી ઉપાસના કરે છે પતિના વિરહે પતિવ્રતા સ્ત્રીની જેવી દશા થાય છે તેવી આત્મપતિના વિરહે ચેતનાની પણ દશા થાય છે પોતાના પતિ પર પ્રેમ ધારણ કરતી એવી પતિવ્રતા સ્ત્રી પોતાના સ્વામીનું ધ્યાન ધરતી છતી જ્યા ત્યા પોતાના સ્વામીની [illegible] આકૃતિયો દેખી શકે છે ચેતના રૂપ સ્ત્રી પોતાના સ્વામી પર અત્યંત રાગ ધારણ કરતી છતી પતિની ધારણાથી મનના અણુ અણુમા અર્થાત્ મનના સર્વ ભાગમા આત્મારૂપ ધ્યેયની જ્ઞાનાદિ પર્યાયો રૂપ અનેક આકૃતિયોને [illegible] શકે છે એમ અવબોધવું મનના અણુ અણુમા આત્મ પતિની અનેક આકૃતિયોને ચેતના દેખી શકે છે, તેનો અર્થ પ્રેમના અતિશયથી આત્માની ધારણામા આત્માના અનેક પર્યાયો દેખાય છે, એમ અવબોધવું

× × × ×

### સવત્ ૧૯૬૮ ના શ્રાવણ સુદિ ૯ બુધવાર તા ૨૧ મી ઑગસ્ટ ૧૯૧૨ અમદાવાદ.

આજની રાત્રીએ આશરે એક વાગે અમદાવાદના નગરશેઠ ચમનભાઈ લાલભાઈનો દેહોત્સર્ગ થયો શુક્રવારની સાજરે ઉપદેશ દેવા તથા શરણુ શ્રવણાવવા જવાનુ થયુ હતુ તેઓ ઘણી વખત અમારી પાસે ધર્મના કાર્યોની સલાહ લેવા ઉપદેશ શ્રવણ આદિ કારણોથી આવ્યા હતા તેથી તેમનામા રહેલા કેટલાક શુભ ગુણોનો પરિચય થયો હતો ચમનભાઈ ભદ્રક, લજ્જાળુ દયાળુ દાક્ષિણ્ય ગુણવત હતા. ગભીર ગુણ પણ તેમનામા ખીલ્યો હતો ત્યા આદિની ટીપોમા શક્તિ પ્રમાણે રૂપૈયા ભરતા હતા ધર્મના પર્વનુ આરાધન કરતા હતા નગર શેઠની ખાનદાનીના જે ગુણો જોઈએ તે ગુણ તેમનામા હતા વ્યાપાર આદિમા લક્ષ્મીની હાનિ થવાથી તેમનુ મન ઘણુ ચિતાતુર થયુ અને તેથી ભય શોક આદિ ઉત્પન્ન થતા રોગ વધી પડ્યા જમાનાને અનુસરી ઉત્તમ શે. હતા ધર્મ સાધન કરશે તે સુખી થશે

× × × ×

### સવત્ ૧૯૬૮ ના શ્રાવણ સુદિ ૧૦ ગુરૂવાર તા. ૨૨ મી ઑગસ્ટ ૧૯૧૨ અમદાવાદ

મનમા પ્રગટતા એવા બાહ્ય પદાર્થો સબધી વિચારો બધ કરવા મારૂ આત્મબળ ફોરવીને મોહાદિ વિચારોથી દૂર થાઉ છુ એવો દૃઢ સકલ્પ કરવો વાસનાઓથી હુ આત્મા કદિ ચલિત થવાનો નથી અને મારા શુદ્ધ સ્વરૂપના વિચારોમા હુ લીન થઈ જાઉં છુ આવો દૃઢ વિચાર કરીને આત્માના પર્યાયોનો વિચાર કરવામા તલ્લીન થઈ જવુ કોઈપણ બાહ્યનો વિચાર આવે તો તેને પાછો હઠાવવો આત્માના શુદ્ધ ધર્મના ઉપયોગમા સ્થિર થઈ જવુ સર્વ દ્રવ્યનો ઉપયોગ મૂકીને એક આત્મ દ્રવ્યના ઉપયોગમા આત્માને જોડવો આત્માના ઉપયોગની ધારા જેમ લાંબા કાળ સુધી વહે તેમ વહેવરાવવી આત્માના ઉપયોગથી સર્વ જાણતો છતા સર્વ જડ વસ્તુઓના સબધથી ન્યારો છુ એમ દૃઢ સકલ્પ કરવો પશ્ચાત્ આત્મારૂપ ધ્યાતા અને પોતાનુ સ્વરૂપ ધ્યેય અને તેનુ જે ધ્યાન તેની એકતા કરવી કે જેથી ધ્યાતા અને ધ્યેયનો ભેદ રહે નહિ

ધ્યાતા, ધ્યેય અને ધ્યાનના એકતાનમાં આત્માનુભવરૂપ અમૃતરસનો પ્રાદુર્ભાવ અનુભવાય છે આવી સ્થિતિમાં ઘણો કાલ રહી શકાતું નથી એકતાનતા થતાં સહજાનન્દરસ એટલો બધો પ્રગટે છે કે જાણે ત્રણ ભુવનમાં પણ માઈ શકે નહિ ધ્યાતા, ધ્યેય અને ધ્યાનની એકતારૂપ એકતાનતા છૂટયા બાદ પણ આનન્દનું ઘેન રહે છે આવો આનન્દ કોઈપણ દુનિયાના જડ પદાર્થોના ભોગ વા ઉપભોગથી પ્રાપ્ત થતો નથી, તે માટે આત્માનું એકતાન કરવા વારવાર અન્તરરૂચિ ઉત્પન્ન થાય છે અનુભવરૂપ અમૃત રસનું ભોજન સદાકાળ મળવું મુશ્કેલ છે, કારણ કે કર્મની પ્રકૃતિયોના વિપાકો-વિઘ્નો નાખ્યા કરે છે તેથી આત્મધ્યાનનો સદાકાળ ઉપયોગ રહી શકતો નથી, પણ લબ્ધિપણે તો ઉપયોગ રહે છે તેથી પાછી ધ્યાનની સામગ્રી પ્રાપ્ત થતાં પુનઃ અલ્પકાળપર્યંત ધ્યાતા, ધ્યેય અને ધ્યાનની એકતારૂપ અનુભવભાવ જાગ્રત્ થાય છે અને તેથી આનન્દની ઝાંખી પ્રગટે છે अवधू पीयो अनुभव रस प्याला कहत प्रेम मतिवाला એ પદનો સાર અમુક અંશે આત્મામાં અનુભવાય છે ધ્યાનાદિ વડે આત્માની સાધના કરવી આત્મધ્યાનનો વારવાર અભ્યાસ કરવાથી આત્માનું સામર્થ્ય ખીલે છે સરાગ સંયમમાં પણ આનન્દ અનુભવાય છે આગળ વધવા પ્રયત્ન કર ચારિત્ર્યની આરાધના કરવા પ્રયત્ન કર !

× × × ×

## સંવત્ ૧૯૬૮ શ્રાવણ સુદિ ૧૧ શુક્રવાર તા ૨૩ મી ઑગસ્ટ ૧૯૧૨ અમદાવાદ

હે આત્મન્ ! દુઃખોને સહન કરવાનું ધૈર્ય ધારણ કર ગમે તેવી વિપત્તિઓ પડે તોપણ જાણે કંઇ થતું નથી, એવી અન્તર્ દશા પ્રાપ્ત કરવા પ્રયત્ન કર જે જે કર્મવિપાકો ઉદયમાં આવે તે તે વિપાકોને અદીન મનથી ભોગવ વિપાકોને ભોગવતાં હુ દુ ખી છુ, ગરીબ છુ, સંકટમાં આવી પડ્યો છુ એવી ઉપાધિ કલ્પનાનો ત્યાગ કરીને આત્માને આત્મસ્વભાવ ! ભાવો નતિનો મુસાફર બનીને સદાકાલ આગળ ચાલ્યા કર પોતાના શુદ્ધધર્મનો તુ ભોક્તા છે એવો ઉપયોગ રાખ સ્વપ્નમાં પણ અંતરમાં પ્રગટતી સૂક્ષ્મવાસનાઓનો નાશ કરવા પ્રવૃત્તિ કર જે જે ઇચ્છાઓને તીવ્ર

રાગ વા તીવ્ર દ્વેષથી સેવવામાં આવે છે તેના હૃદયમાં બળવાન્ સંસ્કારો પડે છે, અને તેથી સ્વપ્નમાં પણ વિષયેચ્છાઓથી આત્મા મુક્ત થતો નથી, માટે આત્માની શુદ્ધિ કરવા તીવ્ર ઉપયોગ ધારણ કર ! સતત પોતાની સત્તા પ્રવર્તે એવી આત્માની રૂચિ થાય છે, તેજ એમ સૂચવે છે કે હે આત્મન્ ! તું ત્રણ ભૂવનનો શહેનશાહ બનવાને લાયક છે, અને તદર્થે તું પ્રયત્ન કર હે આત્મન્ ! ત્હારા શુદ્ધ સ્વરૂપમાં એટલી બધી શક્તિ છે કે તેની ઉપાસના કર્યા પશ્ચાત્ કોઇપણ જાતનું નોદુખ રહે નહિ ત્હારૂં મૂલ સ્વરૂપ અક્રિય છે પોતાના મૂલ ધર્મને તું આરાધ ! આરાધ ! ત્હારા શુદ્ધધર્મનું શરણ ગ્રહ્યા વિના તું ખરેખરો સ્વતંત્ર થઇ શકનાર નથી બાહ્યની કર્માદિ સૃષ્ટિનો કર્તા તું બન્યો છે, અને તેનો હર્તા પણ તુંજ બની શકીશ હે આત્મન્ ! જ્યાં સુધી તને કર્મ લાગ્યું છે ત્યાં સુધી ઠરીને ઠેકાણે બેસવાનો વખત નથી કર્મના ઉપર રાગ ન કરવો તેમજ દ્વેષ પણ ન કરવો કર્મને પુદ્ગલરૂપે અવલોકવાં અને તેના ઉપર રૂચિવા અરૂચિ ધારણ ન કરવી, એજ કર્મને ખેરવવાનો ઉત્તમ ઉપાય છે આવી દશા પ્રાપ્ત કરીને કર્મને ખેરવવા પ્રયત્ન કર કર્મનો સંગ ત્યાગ કરવો હોય તો કર્મના ઉપર દ્રષ્ટિ ન દેતાં આત્મા ઉપર દૃષ્ટિ દે અને આત્માને સમ્યક્પણે ભાવ !!! ત્હારા સદ્વિચારોવડે પ્રથમ તું પોતે પ્રવૃત્તિ કર, અને ત્હારી પાસે જે જે આત્માર્થી મનુષ્યો આવે તેઓને યોગ્યતા પ્રમાણે યોગ્ય બતાવ જે જે મોહનીયકર્મની પ્રકૃતિયો ઉદયમાં આવે તેના સામે અન્તરૂના પ્રદેશમાં સ્થિર થઇને અડગ ઉભો રહે દૃઢમન બનાવીને આત્મધર્મ પ્રાપ્તિ માટે ઉપરના ગુણસ્થાનકોમાં જવા પ્રયત્ન કર

× × × ×

### સંવત્ ૧૯૬૮ ના શ્રાવણ સુદિ ૧૨ શનિવાર તા. ૨૪ મી ઑગસ્ટ ૧૯૧૨. અમદાવાદ

ગુણની દૃષ્ટિથી જગત્‌ને અવલોકતાં ગુણનો લાભ થાય છે ગુણ દૃષ્ટિથી અવલોકવું એ ઉત્તમોત્તમ ગુણસંયમ છે જીવોમાં રહેલા ગુણો અને દોષો બંનેનું જ્ઞાન થાય છે ગુણોને ગુણોરૂપે જાણવા અને દોષોને દોષોરૂપે જાણવા એ સમ્યગ્જ્ઞાનની ફરજ છે, પરન્તુ દોષો તરફ લક્ષ ન

આપના ગુણોના ઉપર અત્યંત પ્રીતિ ધારણ કરવાથી અન્તરમાં રહેલો દોષરૂપ દૃષ્ટિકાચ ખરેખર દૂર જાય છે અન્યોના ગુણોની સાથે સંબંધ રાખવો જોઇએ ગુણદૃષ્ટિને ખીલવવા ખીલવતા એટલી બધી ખીલવવી કે જેથી પોતાના આત્મામાજ રહેલા ગુણોની ધારણા ધારી શકાય અને અન્તરમાં રહેલા ગુણોનુજ ધ્યાન ધરી શકાય પોતાના ઘરનો કાજો કાઢવાની શક્તિ ન હોય અને અન્યોના ઘરનો કાજો કાઢવા જવુ અને તે પણ અન્યોની આજ્ઞા લીધા વિના જવુ એ કેટલુ બધુ અયોગ્ય ગણાય અન્યોના ઘરમા અમુક જાતનો દુર્ગંધી પદાર્થ છે, એમ બોલવાના કરતા અન્યોના ઘરમા રહેલો દુર્ગંધી પદાર્થ દૂર કરવો એ લાખગણુ ઉત્તમકાર્ય છે અન્યોના દુર્ગુણો દેખીને નિંદા કરવામા પોતાનો આત્મા શોભી શકતો નથી પોતાના આત્માને શોભાવવો હોય તો અન્યો તરફ લક્ષ ન દેતા પોતાના ઘરની સ્વચ્છતા કરવી પોતાના ઘરની સ્વચ્છતા કરવાથીજ પોતાની મહત્તા વધે છે કર્મરૂપ કચરો કાઢીને પોતાના અસંખ્યાત પ્રદેશરૂપ ઘરને નિર્મલ કરવુ એજ ખરૂ કર્તવ્ય છે દરરોજ બે વખત દ્રવ્યભાવપ્રતિક્રમણ રૂપ આવસ્યકની પુંજણી વડે આત્મઘરનો કચરો કાઢી નાખવો પોતાના ગુણો પ્રતિ અવલોકતાજ ગુણોને આચ્છાદન કરનાર કચરો કાઢી નાખવાની વૃત્તિ ઉદ્‌ભવે છે સેવક બનીને અન્યોના ઘરના કચરા કાઢવામા સેવા ધર્મ બજાવ્યો એમ કહી શકાય છે ગુણદૃષ્ટિ ખીલવવાથી પોતાના આત્માના ગુણો ઉપર પ્રેમ જાગ્રત્ થાય છે, અને તેથી આત્માના ગુણો વિના સુહાતુ નથી આત્માના ગુણો પ્રાપ્ત કરવા માટે સત્પુરૂષોના ઉપદેશની જરૂર છે સાધુઓની સંગતિ કરતા મન વાણી અને કાયાને શુભ માર્ગમા વાપરી શકાય છે ગુણદૃષ્ટિ ગ્રહણ કર ! ગુણ દૃષ્ટિથી દેખતા અશુદ્ધ પરિણતિ મંદ પડશે ખરેખર હે ચેતન ! વારવાર આવા વિચારો કરીને, તેને આચારમા મૂકીને ગુણદૃષ્ટિની મૂર્તિ બન !

× × × ×

રાગ વા તીવ્ર દ્વેષથી સેવવામાં આવે છે તેના હૃદયમાં બળવાન્ સંસ્કારો પડે છે, અને તેથી સ્વપ્નમાં પણ વિકલ્પેચ્છાઓથી આત્મા મુક્ત થતો નથી, માટે આત્માની શુદ્ધિ કરવા તીવ્ર ઉપયોગ ધારણ કર ! સર્વત્ર પોતાની સત્તા પ્રવર્તે એવી આત્માની રૂચિ થાય છે, તેજ એમ સૂચવે છે કે હે આત્મન્ ! તું ત્રણ ભૂવનનો શહેનશાહ બનવાને લાયક છે, અને તદર્થે તું પ્રયત્ન કર હે આત્મન્ ! ત્હારા શુદ્ધ સ્વરૂપમાં એટલી બધી શક્તિ છે કે તેની ઉપાસના કર્યા પશ્ચાત્ કોઇપણ જાતનું તને દુઃખ રહે નહિ ત્હારૂ મૂલ સ્વરૂપ અક્રિય છે પોતાના મૂલ ધર્મને તું આરાધ ! આરાધ ! ત્હારા શુદ્ધધર્મનું શરણુ ગ્રહ્યા વિના તું ખરેખરો સ્વતંત્ર થઇ શકનાર નથી બાહ્યની કર્માદિ સૃષ્ટિનો કર્તા તું બન્યો છે, અને તેનો હર્તા પણ તુંજ બની શકીશ હે આત્મન્ ! જ્યાં સુધી તને કર્મ લાગ્યું છે ત્યાં સુધી ઠરીને ઠેકાણે બેસવાનો વખત નથી કર્મના ઉપર રાગ ન કરવો તેમજ દ્વેષ પણ ન કરવો કર્મને પુદ્ગલરૂપે અવલોકવા અને તેના ઉપર રૂચિવા અરૂચિ ધારણ ન કરવી, એજ કર્મને ખેરવવાનો ઉત્તમ ઉપાય છે આવી દશા પ્રાપ્ત કરીને કર્મને ખેરવવા પ્રયત્ન કર કર્મનો સર્વત્યાગ કરવો હોય તો કર્મના ઉપર દૃષ્ટિ ન દેતાં આત્મા ઉપર દૃષ્ટિ દે અને આત્માને સમ્યક્પણે ભાવ !!! ત્હારા સદ્વિચારોવડે પ્રથમ તું પોતે પ્રવૃત્તિ કર, અને ત્હારી પાસે જે જે આત્માર્થી મનુષ્યો આવે તેઓને યોગ્યતા પ્રમાણે યોગ્ય બતાવ જે જે મોહનીયકર્મની પ્રકૃતિયો ઉદયમાં આવે તેના સામે અન્તરના પ્રદેશમાં સ્થિર થઇને અડગ ઉભો રહે દૃઢમન બનાવીને આત્મધર્મપ્રાપ્તિ માટે ઉપરના ગુણસ્થાનકોમાં જવા પ્રયત્ન કર

× × × ×

## સંવત્ ૧૯૬૮ ના શ્રાવણ સુદિ ૧૨ શનિવાર તા. ૨૪ મી ઑગસ્ટ ૧૯૧૨. અમદાવાદ.

ગુણની દૃષ્ટિથી જગતને અવલોકતાં ગુણનો લાભ થાય છે ગુણ દૃષ્ટિથી અવલોકવું એ ઉત્તમોત્તમ ગુણસંયમ છે જીવોમાં રહેલા ગુણો અને દોષો બન્નેનું જ્ઞાન થાય કે ગુણોને ગુણોરૂપે જાણવા અને દોષોને દોષોરૂપે જાણવા એ સમ્યગ્જ્ઞાનની ફરજ છે, પરન્તુ દોષો તરફ લક્ષ ન

પ્રયત્ન કર્યા છતા, જેમ એકદમ સર્વ ગુણો કર્મના યોગે પ્રકટતા નથી તેમ સર્વત્ર એવુ જૈનો સમજશે ત્યારે જૈનોનો ઉદય થાસે છે એમ જાણવુ

× × × ×

## સંવત્ ૧૯૬૮ ના શ્રાવણ સુદિ ૧૫ મંગળવાર તા ૨૭ મી ઑગસ્ટ ૧૯૧૨ અમદાવાદ

પર્વના દિવસોમા ગૃહસ્થોએ વિશેષત ધર્માનુષ્ઠાનો સેવવા જોઇએ ધાર્મીનુષ્ઠાનો સેવતા અવિધિ આદિ દોષ લાગે તેના ભયથી ધર્માનુષ્ઠાનની સેવા કરવાનો ત્યાગ ન કરવો ધર્માનુષ્ઠાનોમા જે જે દોષ લાગે તે તે દોષોનો ત્યાગ કરવાની બુદ્ધિ રાખવી, પરન્તુ ધર્મક્રિયાઓ–ધર્મોનુષ્ઠાનો નિમ મસર સેવ્યા કરવા ધર્માનુષ્ઠાનોમા ઘણુ ગુપ્ત રહસ્ય સમાયુ છે, અને તેનો આદર કરવાથી ચિત્તની શુદ્ધિ થાય છે ગાડરીયા પ્રવાહ આદિ દોષો ટાળવાનો પ્રતિદિન ખપ કરવો ઉપાધિનો ત્યાગ થાય તેમ પ્રવૃત્તિ કરવી તિથિના દિવસે પૌષધ કરનારા શ્રાવકોના ભાવ ઘણા ઉત્તમ રહે છે ધર્મા નુષ્ઠાનોપર રૂચિ પ્રકટે એવા ઉપાયો યોજવા શ્રાવકો એક દિવસનો પૌષધ ગ્રહણ કરીને નિરૂપાધિદશાનો અનુભવ કરી શકે છે સાધુઓ, સાધુધર્મના અનુષ્ઠાનમાં પ્રવૃત્તિ કરીને પૂર્વના મુનિવરોની આત્મદશાસુખની વાન ગીનો લાભ મેળવી શકે છે સાધુપણુ લેવાનો ભાવ રાખવો પણ સાધુ પણામા કોઇ દોષ લાગી જાય એવો વિચાર કરીને સાધુ ન થવુ એવો નિશ્ચય કદિ કરવો નહિ, જે કરે છે તેને દોષ લાગે છે અને પશ્ચાત્તાપ પણ તેના હૃદયમા પ્રકટે છે પણ જે નથી કરતા તેને તો પશ્ચાત્તાપનો વખત પણ આવતો નથી, અને તેનાથી આરાધકપણુ પ્રાપ્ત કરી શકાતુ નથી સાધુપણુ વા શ્રાવકપણુ ગ્રહણ કરવુ અને વિધિનો ખપ કરવો, ઉત્સાહ પરિણામ વધે અને ધર્મની ઘણી રૂચિ વધે એવી રીતે અન્તરૂમા ભાવ રાખવો જે લોકો સાધુપણુ લેતા બીવે છે, અને દોષ લાગે માટે ન લેવુ એમ કહીને બેસી રહે છે અને અન્ય સાધુઓની ટીકા–નિંદા કરે છે તેના કરતા જે સાધુઓ થાય છે, અને દોષ લાગે છે તે ટાળવાની બુદ્ધિ રાખે છે તથા આત્માજ્ઞા વધવા પ્રયત્ન કરે છે તેવા સાધુઓ અનન્તગુણા ઉત્તમ અને ખોધવા અન્તરના પરિણામની શુદ્ધિ એવી રીતે, બાહ્ય ધર્માનુષ્ઠાનોવડે પ્રયત્ન

## સંવત્ ૧૯૬૮ ના શ્રાવણ સુદિ ૧૩ રવિવાર તા. ૨૫ મી ઑગષ્ટ ૧૯૧૨ અમદાવાદ

સાડાઆઠ વાગે આમલીપોળના ઉપાશ્રે નગરશેઠ ચમનભાઈ લાલભાઇના આત્માના સદ્ગુણો વિવેચનાર્થે એક સભા શ્રાવકો તરફથી બોલાવવામા આવી હતી, તેમા પ્રમુખ તરીકે ચમનભાઇમા રહેલા કેટલાક સદ્ગુણોનુ વિવેચન કર્યું અને નગરશેઠ ચમનભાઇના આત્માને શાન્તિ ઇચ્છી

જૈનોમા જૈનકોમની સેવા બજાવનાસઓની ઓછી કદર થાય છે એમ ઘણા જૈનો તરફથી ફરીઆદીઓ આવે છે જૈનો જેમ જેમ ઉપકાર કરવામા તત્પર થશે ત્યારે ઉપકાર કરનારાઓની કદર કરવાને પણ સમર્થ થશે વિધવા, ગર્ભિણીની વેદના ન જાણી શકે તેમ જેઓ અન્યોપર ઉપકાર કરીને પોતાના સમયનો સદુપયોગ કરી શકે છે, તેઓજ અન્યોના ઉપકારની કિમ્મત આંકી શકવાને શક્વાને સમર્થ બને છે જૈનો એક દોષથી ઘણા ગુણવાળા મનુષ્યને પણ ધિક્કારે છે અને તેને પશુના આત્મા કરતા હલકો ગણે છે જે જૈનો પાંજરાપોળના અવિવેકી પશુઓ અને પક્ષીઓ ઉપર પણ રાગ ધારણ કરે છે, તે જૈનો કોઇ મનુષ્યના એક દોષથી વા તેની એક ભૂલથી પશુપક્ષીના આત્મા કરતા પણ તેને હલકો ગણે છે તેથી જૈનોની હલકાઇ દેખાય છે, એમ ઘણાઓ તરફથી અમને કહેવામા આવે છે, પણ આ બાબતમા એટલોજ વિચાર થાય છે કે જૈનોમા જો ગુણાનુરાગદૃષ્ટિનો ફેલાવો થશે તો ઘણુ અશે ફરીયાદી કરવાનો સમય રહેશે નહિ ધર્મના આચાર્યો, ઉપાધ્યાયો, સાધુઓમાં જો આ ગુણ વિશેષ પ્રમાણમા ખીલશે તો શ્રાવકો ઉપર પણ તેની અસર થયા વિના રહેશે નહિ કૂવામા હશે તો હવાડામા આવશે સાધુઓમા આચારની પેઠે સદ્ગુણો પણ જેમ જેમ વૃદ્ધિ પામે છે, તેમ તેમ સાધુઓમા પરસ્પર ઐક્ય વધે છે મનુષ્યના આત્માને પશુપક્ષીના કરતા હલકો ગણવાનુ કોઇ ઠેકાણે જૈનશાસ્ત્રમા દર્શાવ્યુ હોય એવુ વાચવામા વા સાભળવામા પણ આવ્યુ નથી શ્રાવકોએ શ્રાવક થવાને માટે એકવીસ ગુણો ધારણ કરવા જોઇએ જે જૈનો પોતાના આત્માની કિમત અવબોધી શકતા નથી તેઓ અન્યના આત્માની મહત્તા સમજીને તેનો સત્કાર કરવાને કયાથી લાયક બની શકે ? પોતાના આત્મામા ગુણો પ્રકટાવવા

ચઢેલા મનુષ્યો મનમાં એમ જાણે છે કે ઉત્સર્ગ આચારના પ્રરૂપનારાં આચારાંગ આદિ સૂત્રોવડે લોકોની સાધુ વર્ગ તરફથી રૂચિ ઘટે એવી ઉપદેશ શૈલી અંગીકાર કરવી જોઇએ આવો વિચાર કરીને તેઓ સાધુવર્ગ તરફ અરૂચિ થાય એવા ઉત્સર્ગ આચારોની વાતો કરીને પશ્ચાત્ પોતાની જે તરફ માન્યતા હોય તે તરફ લોકોને ઘસડી જાય છે આવા જીવો ઉત્સર્ગ અને અપવાદ સૂત્રોનો મધ્યસ્થપણે વિચાર કર્યા વિના કોઇ જાતના અભિનિવેશથી સાધુવર્ગનો નાશ થાય એવી પ્રરૂપણા કરીને જૈનશાસનનો ઘાત કરવા અજ્ઞાનતાનું શરણ લે છે

× × × ×

## સંવત્ ૧૯૬૮ ના શ્રાવણ વદિ ૨ ગુરૂવાર તા ૨૯ મી ઑગસ્ટ ૧૯૧૨ અમદાવાદ

આત્માના પરિણામની શુદ્ધિ વૃદ્ધિ પામે એવી પ્રવૃત્તિ આદર ! ! ! આત્માના અધ્યવસાયો શુદ્ધ કરવામાં ઉત્સાહ ધારણ કર હે ચેતન ! હારા શુદ્ધ ધર્મનું શરણ અંગીકાર કર ! અધ્યવસાયની મલીનતા ન થાય તેવો ઉપયોગ ધારણ કર તન્દુલીયામત્સ્યના મનની મલીનતાનું દૃષ્ટાંત વિચારીને ઉત્તમ લેશ્યાનો રૂપાગ્રહ બન ! પ્રસન્નચંદ્ર રાજર્ષિનું દૃષ્ટાંત સ્મરણ કરીને આર્તધ્યાન અને રૌદ્રધ્યાનથી વિશેષતઃ મુક્ત થા હે ચેતન ! હાલ હારી જે દશા વર્તે છે તેના કરતાં આગળ વધવા અપ્રમત્ત બનીને વિશેષ પ્રકારે પ્રયત્ન કર ! બાહ્યમાં ભમતા એવા મનને આકર્ષીને આત્મામાં સ્થિર કર ! હાલ તું જે ધ્યાનનો અભ્યાસ સેવે છે, તેને આગળ વધારવા પ્રયત્ન કર ! ક્રોધાદિનો પુનઃ ઉદય ન થાય એવી રીતે પ્રવર્ત્ત ! ! ! વેદાદિકનો અંશ માત્ર ફરી ઉદય ન પ્રગટે એવું આત્મબળ પ્રકટાવવા ઉપયોગી થા ઉપાધિ રહિત દશામાં વિશેષ પ્રવર્તાય એવું નિસ્સંગ જીવન ગાળવાની તીવ્રેચ્છાથી ભાવ રાખ કોઇના પ્રતિબંધમાં આવવાનું ન થાય એવો ઉપયોગ ધારણ કર ! અન્તર્ અને બાહ્યમાં ઐક્ય રહે એવું ધાર્મિકજીવન ગાળવા પ્રયત્ન કર ! નિષ્કામભાવથી અધિકારપરત્વે યતા ધર્મકાર્યો કર ! દોષના મૂળ ખોળી ખોળીને તેનો ઉચ્છેદ કરવા પ્રયત્ન કર ! જે દોષો થઇ જાય તે બાબતનો પશ્ચાત્તાપ કરીને પુનઃ દોષો ન સેવાય એવી હૃદયમાં વિશેષ પ્રકારે

સેવવો ન કરનાર કરતા દોષ લાગે છે છતા જેઓ ધર્મક્રિયા કરે છે તે અનન્તગુણા ઉત્તમ જાણવા

× × × ×

### સંવત્ ૧૯૬૮ ના શ્રાવણ વદિ ૧ બુધવાર તા. ૨૮ મી ઑગસ્ટ ૧૯૧૨ અમદાવાદ.

જૈનશાસનના પ્રવર્તકો સાધુઓ છે સાધુ વર્ગમા શાસ્ત્રાધારે દ્રવ્યક્ષેત્ર કાલાદિને સુધારો થવાની જરૂર છે, પણ સાધુવર્ગનો નાશ થાય તેવી કોઇ પણ હીલચાલ કોઇ તરફથી કરવામા આવે તો તે મોહની ચેષ્ટા જાણવી સાધુઓ ઉપર ભક્તિપ્રેમધારણ તથા પૂજ્યબુદ્ધિ ધારણ કરવી સાધુઓ હરી તો ગમે તેને જૈનો બનાવીને જૈનધર્મ નવર્તાવી શકશે. કેટલાક કેળવાયેલામાં ખપનારાઓની સાધુવર્ગ તરફ રૂચિ જણાતી નથી તેથી તેઓને જણાવ વાનુ કે પોતે સાધુ બનીને અન્યોને જણાવો કે સાધુધર્મ આવી રીતે સેવી શકાય પોતે કરે નહિ, અને બકબમાટ કરે તો તેથી કંઇ હરી શમાય નહિ કેટલાક તો સાધુઓના સમાગમમા આવી શકતા નથી તેઓ પોતાના વિચારમા જે ભૂલ થતી હોય તે શી રીતે જાણી શકે ? સાધુઓના સમાગમમા ગૃહસ્થ જૈનોએ આવવુ જોઇએ પોતાને ગમે તેવા વિચારો પ્રમાણેજ સાધુ હોય તો સાધુ કહેવાય, એમ જો માનવામા આવે તો આગમોની શ્રદ્ધાને દેશવટો આપવો પડે, અને સ્વચ્છંદ વિચારોનુ રાજ્ય અને સંકુચિત દૃષ્ટિથી ધર્મની હાનિ કરી શકાય આગમોનો પરિપૂર્ણ અભ્યાસ કર્યા વિના ઉપર ઉપરની વાતો અને ઉપર ઉપરના એકદેશીય વિચારોથી સાધુવર્ગ તરફ અરૂચિ ધારણ કરવામા આવે તો સાધુવર્ગના નાશથી જે પાપ થાય તે પાપના ભોક્તા તરીકે અનેક અવતારો લેવાનો પ્રસંગ આવે કેટલાક તો ઉત્સર્ગમાર્ગદર્શક સૂત્રોથીજ સાધુધર્મની પરીક્ષા કરવા મથે છે, અને ઉત્સર્ગમાર્ગથીજ ચાલતા હોય તેને સાધુ તરીકે માનવા વિચાર રાખે છે, અને અપવાદ માર્ગના છેદસૂત્રોને ભૂલી જાય છે તેઓ સાધુધર્મના ઉત્સર્ગ અને અપવાદ માર્ગના આચારોથી અમાહિતગાર હોવાથી સાધુવર્ગનો નાશ થાય એવા વિચારો માનીને તથા અન્યોને જણાવીને મહામોહનીયકર્મ ઉપાર્જન કરે છે કેટલાક સાધુવર્ગનો નાશ થાય એવા વિચારોની ધૂનમા

સાધનોવડે ધર્મની આરાધના કરીને અન્તરગ પરિણામની વિશેષ શુદ્ધિ થાય તેમ પ્રવર્તવુ આત્માના પરિણામની શુદ્ધિમાટે ધર્મના સર્વ બાહ્ય નિમિત્તો કથ્યા છે આત્માના પરિણામની શુદ્ધિ રહે એવા ઉપાયો યોજવા કોઇનો પણ શુભ પરિણામ વધે એમ ઉપદેશ દેવો જે મનુષ્યોને જે ધર્મ સાધન વા જે ગુણ ઉપર રૂચિ હોય તો તેનુ ખડન ન કરતા તેમા તેની પ્રવૃત્તિ થવાથી તે ગુણની તે શીઘ્ર પ્રાપ્તિ કરે છે, તેમા જે બાધ વિઘ્ન કરે તો તેને અન્તરાયકર્મ બધાય છે, એકાન્તે ઉત્સર્ગમાર્ગથી ચારિત્રની પ્રરૂપણા કરનારથી જૈનશાસનનો ઉચ્છેદ થાય છે, એ વાત ગીતાર્થ સાધુઓએ અનુભવથી જોઇએ ઉત્સર્ગમાર્ગથી ચારિત્રની દેશના દેવામા આવે છે તે કઇ અપવાદ માર્ગનો નાશ કરવાને માટે નથી અપવાદથી ચારિત્રની દેશના દેવામા આવે છે, તે કઇ ઉત્સર્ગમાર્ગચારિત્રનો નાશ કરવા માટે નથી દ્રવ્ય, ક્ષેત્ર, કાલ અને ભાવના અનુસારે ઉત્સર્ગ અને અપવા૦ માર્ગથી ચારિત્રની દેશના દેવી અને સાધુમાર્ગનો નાશ ન થાય તેવો ખાસ ઉપયોગ રાખવો

× × × ×

## સવત્ ૧૯૬૮ ના શ્રાવણ વદ ૫ રવિવાર તા ૧ લી સપ્ટેમ્બર ૧૯૧૨ અમદાવાદ

જે જાતના મનમા વિચારો ઉત્પન્ન થાય છે તે જાતની અસર પ્રાય શરીરની ચેષ્ટામા, વાણીમા અને કાર્યોમા દેખાય છે ઉત્તમ વિચારો કર્મથી ઉત્તમ મનોદ્રવ્યનું આકર્ષણ થાય છે જ્ઞાનિમનુષ્યોના સમાગમથી મનની શુદ્ધિ થાય છે ઉત્તમ મનુષ્યોના સમાગમથી કૃષ્ણ લેસ્યાદિનો નાશ થાય છે, અને શુભ લેસ્યા પ્રગટે છે જે સ્થાનમા વા જેના સમાગમથી અશુભ વિચારો પ્રકટે ત્યાથી દૂર રહેવુ જ્ઞાનિપુરુષોને તો આસ્રવના કારણો તે સવરરૂપે પરિણમે છે, અને અજ્ઞાનિમનુષ્યોને સવરના કારણો પણ આસ્રવ રૂપે પરિણમે છે અજ્ઞાનિયો સવરના હેતુઓ કે જે ધર્મના સાધનો તરીકે ગણાય છે, તેમા મ્હારૂ ત્હારૂ કરીને કલેશ કરે છે ધર્મના નિમિત્ત કારણોમા અહત્વ મમત્વ માનનારા અજ્ઞાનિયો અસત્ય, હિંસા, કપટ, વિશ્વાસ ઘાત, અનીતિ, લોભ, ઇર્ષ્યા, ચોરી વગેરે દોષોના ભાગી બને છે, અને પ્રતિ

દાઝ રાખ!!! તારા સમાગમમા આવનારા જીવોને ધર્મલાભની પ્રાપ્તિ થાય એવો ઉપયોગ ધારણ કર ! સત્યનો ઉપદેશ દેવામાં વિશેષત આત્મવીર્ય ફોરવ સત્યોપદેશ દેતા જરા માત્ર ડર નહિ સત્ય એ ત્હારૂં ખરૂં જીવન છે, એમ અવબોધીને નયોની સાપેક્ષતાએ બોધ આપ ! સત્યનો ઉપદેશ આપતા અનેક પ્રકારની ઉપાધિયો આવી પડે તેથી ચલાયમાન થા નહિ જ્ઞાનદર્શનચારિત્ર વીર્યાદિ ગુણોમા સદાકાલ રમણતા કર ! ?

× × × ×

## સંવત્ ૧૯૬૮ ના શ્રાવણ વદિ ૪ શનિવાર તા ૩૧ મી ઑગસ્ટ ૧૯૧૨. અમદાવાદ

આત્માનો સદાકાલ એકસરખો પરિણામ રહેતો નથી નિમિત્તના અનુસારે પરિણામની તીવ્રતા મદતા થયા કરે છે ધર્મના નિમિત્ત સેવ્યા છતા પણ કોઇ વખત આત્માના શુભા ધ્યવસાયની વૃદ્ધિ દેખવામા આવે છે અને કોઇ વખત મદતા દેખવામા આવે છે સર્વ જીવને એક ધર્મ નિમિત્તની સેવામા એકસરખી રૂચિ હોતી નથી સર્વ જીવને એક વસ્તુ એકસરખી રીતે ગમતી નથી શુભ નિમિત કારણ સેવવા કે જેથી પરિણામની ધારા વૃદ્ધિ પામે કોઇની જ્ઞાનની આરાધના કરવામા વિશેષ રૂચિ હોય છે, અને અન્યમાં સામાન્ય રૂચિ હોય છે કોઇની પ્રભુ સેવા ભક્તિમાં વિશેષ રૂચિ જણાય છે, અને જ્ઞાનમા તેની સામાન્ય રૂચિ જણાય છે દરેક આત્માઓમાં ભિન્ન ભિન્ન જાતના ક્ષયોપશમથી ભિન્ન ભિન્ન પ્રેમ રના આત્માઓ હોય છે જેમ આત્મા ઉચ્ચ કોટીપર ચ ્તો જાય છે, તેમ તેની રૂચિ પણ ઉચ્ચ પ્રકારની થાય છે જેટલા ઉત્સર્ગ માર્ગો છે, તેટલા અપવાદ માર્ગો છે, જેટલા ટેકરા તેટલા ખાડા ઉત્સર્ગ અને અપવાદ માર્ગદ્વારા આત્માની શુદ્ધ પરિણતિનું સરક્ષણ કરવું એજ મુખ્ય લક્ષ્ય ભૂલવા યોગ્ય નથી એકાન્ત ઉત્સર્ગ માર્ગથી ચારિત્ર માર્ગ નભી શકતો નથી, તેમ એકાન્ત અપવાદ માર્ગથી ચારિત્ર માર્ગ નભી શકતો નથી તેમ એકાન્ત અપવાદ માર્ગથી ચારિત્ર માર્ગ ચાલવાનો નથી ઉત્સર્ગ માર્ગના રક્ષણ માટે અપવાદ માર્ગ છે ઉત્સર્ગ અને અપવાદ માર્ગથી અનેક

રાગ અને દ્વેષના પરિણામયોગે મતિજ્ઞાનરૂપ આરસીમાં ગાબડાં પડી જાય છે. રાગદ્વેષનો પરિપૂર્ણ નાશ કરવાની જૈન શાસ્ત્રે ઉત્પન્ન થાય છે. રાગરૂપનો નાશ કરનાર વીતરાગદેવના પગલે ચાલીને રાગદ્વેષથકી રહિત આત્માનું શુદ્ધ સ્વરૂપ પ્રાપ્ત કરવાનું છે. આત્મા તે પરમાત્મા છે, એમ સંગ્રહનય સત્તાથી અવબોધ્યું એટલા માત્રથી કંઇ આત્મા પરમાત્મા બની જતો નથી, પણ શુદ્ધ વ્યવહારધર્મની આરાધના કરીને આત્માની પરમાત્મદશા કે નામાં અંતરાય કરનાર એવા કર્મ છે તેનો નાશ કરવાથી આત્મા તે પરમાત્મા થાય છે. આત્મજ્ઞાન પ્રાપ્ત કરીને આત્માની પરમાત્મદશા કરવા માટે સંવર અને નિર્જરા તત્ત્વની આરાધના કરવી જોઇએ. આત્મા આત્મા એમ બોલવા માત્રથી કંઇ આત્માને પરમાત્મા બનાવી શકતો નથી, પણ આત્માના ગુણો જે જે માર્ગે પ્રકટ થાય તે તે માર્ગે પ્રવર્તવાથી આત્માની પરમાત્મદશા થાય છે. મોહના સામું યુદ્ધ કરવાથી આત્માની ક્રમે ક્રમે શુદ્ધતા થતી જાય છે, અને છેવટે પરિપૂર્ણ શુદ્ધતા થતી જાય છે. આત્માની પરમાત્મદશા કરવામાં રાગ અને દ્વેષ સામા આવીને સાધકને વિ[illegible] કરે છે. માટે હે ચેતન ! તરવારની ધાર પર ચાલવાના કરતાં અત્યંત કઠિન એવા મોક્ષમાર્ગમાં જે જે ઉપાયોથી રાગદ્વેષનો ક્ષય થાય તે તે ઉપાયોને વાગણ કરીને કર્તવ્યનિષ્ઠ થા. રાગ અને દ્વેષના પરિણામથી રહિત એવી બુદ્ધિ પ્રાપ્ત કરીને આત્માનો ધર્મ પ્રાપ્ત કરવા તીવ્રભાવના ધારણ કર !

× × × ×

### સંવત્ ૧૯૬૮ ના શ્રાવણ વદિ ૭ મંગળવાર તા. ૩ ૭ સપ્ટેમ્બર ૧૯૧૨ અમદાવાદ

હાલમાં શ્વેતામ્બરો અને દિગમ્બરોના [illegible] [illegible] ચર્ચાઓની ઉગ્રતા કરીને કલેશની વૃદ્ધિ કરવી તે યોગ્ય નથી. [illegible] પ્રવર્તવાની જરૂર [illegible] શ્વેતામ્બરો [illegible] જૈનોની પડતી થઇ અને દિગમ્બરો [illegible] વાસીઓની સાથે પણ સનાતન મૂર્તિપૂજક [illegible] મતભેદની ચર્ચાઓની ઉગ્રતા કરીને કલેશ [illegible]

## સંવત્ ૧૯૬૮ ના શ્રાવણ વદિ ૮ બુધવાર તા ૪ થી સપ્ટેમ્બર ૧૯૧૨ અમદાવાદ

શાસ્ત્રોમા લોચાદિ કાયકલેશ જણાવ્યા છે તેની પણ ઉપયોગિતા અપેક્ષાએ વિચાર કરતા અમુક અધિકારે જણાય છે કાયકલેશ અનુષ્ઠાનો એ, જ્ઞાનિપુરુષોને પણ એક કસોટીરૂપ પ્રસંગે જણાય છે શુષ્કજ્ઞાનિઓ કાયાને કષ્ટ પડે તેવા પ્રસગે ચચળ ચિત્તવાળા બને છે, અને પોતાની ભૂમિકાને છાજે તેવુ પરાક્રમ બતાવવા શક્તિમાન્ થતા નથી બાળ જીવો કાય કલેશાનુષ્ઠાનોમા એક મોટુ માહાત્મ્ય અવબોધે છે તેથી તેઓની દૃષ્ટિમા કાયકલેશાદિમા સ્થૂલ ધર્મત્વ ભાસે છે બાળ જીવો એવા ઔપચારિક કાયકલેશધર્માનુષ્ઠાનરૂપ સાધનમા સાધ્ય ન કલ્પી લે છે, અને તેથી તેઓની દૃષ્ટિ પ્રમાણે જ્યા કાયકલેશાદિક અનુષ્ઠાનો હોય ત્યાજ ધર્મત્વ માની લે છે અને સાધ્ય છે તેનાથી દૂર રહી શકે છે સાપેક્ષ દૃષ્ટિથી જ્ઞાનિમનુષ્યો, દ્રવ્યક્ષેત્રકાલભાવ પ્રમાણે બાહ્ય અને અન્તરગ ધર્મહેતુઓનુ અવલબન કરીને એકાતમાર્ગમા ગમન કરે છે જ્ઞાનિ મનુષ્યોને સાધનોમા સાપેક્ષદૃષ્ટિ હોવાથી સાધનો કદિ બધનભૂત થતા નથી અજ્ઞાનિજીવોની નિરપેક્ષદૃષ્ટિ હોવાથી તેઓ સાધનોમા હઠ, કદાગ્રહ, મમત્વ ઇર્ષ્યા આદિ દોષો વડે બધાયલા હોવાથી તેઓને સાધનો તે બધનભૂત થાય છે व्यापारी व्यापारमें, सुख करी मान दु ख, क्रिया कष्ट सुखमें गिने, यु वछित मुनि सुख આત્માના આનદરસમા રસીના બનેલા મસ્ત મુનિવરો કાયાકષ્ટાદિ દુ ખને હીસાબમા ગણતા નથી બાહ્ય સાધનોને ઉત્સર્ગ અને અપવાદથી જાણીને જ્ઞાનીઓ જે કાળે જે આચરવાનુ હોય છે તે કાળે તે આદરે છે આત્મજ્ઞાનના બળથી કાય કલેશાદિક અનુષ્ઠાનથી સકામ નિર્જરા કરી શકાય છે

× × × ×

સ્થાનકવાસીઓના સાધુઓ વગેરેએ મૂર્તિખંડન વગેરે ચર્ચાથી ક્લેશ કરીને જમાનાની પ્રગતિમાં વિઘ્ન નાખવા પ્રયત્ન કરવો એ ઠીક નથી સનાતન પ્રતિમાપૂજક જૈનોની એવી દલીલો છે કે મૂર્તિની માન્યતા સ્વીકાર્યા વિના છૂટકો નથી ગમે તે રીતે મૂર્તિનો સ્વીકાર કર્યા વિના કોઈને ચાલતું નથી આકારનું આલંબન લીધા વિના નિરાકારમાં પ્રવેશ થવાનો નથી સાકાર વસ્તુઓ મૂર્તિમન્ત છે ખંડનશૈલીથી સમ્યક્તાની હદમાં નહીં ઉપદેશ દેવાની પદ્ધતિનો ઉપદેશકોએ આદર કરવો જોઈએ. જો કે ખંડનશૈલીનો એકાંત નિષેધ નથી તોપણ ખંડનશૈલી સભ્યતાની બહાર ન હોવી જોઈએ હાલના સમયના-લેખકોએ, વર્તમાનપત્રકારોએ ધર્મના સામાજિક મતભેદોની ઉગ્રતા થાય, અને ધર્મની સમાજો, ક્લેશ ટંટામાં પડે એવા લેખો લખીને પોતાના ભાનપર કાળી ટીલી ન લગાડવી જોઈએ લેખકો અને વિદ્વાન પત્રકારો ભાડુતી ન હોવા જોઈએ તેમજ કોમ કોમ વચ્ચે, નાત નાત વચ્ચે સમાજ સમાજ વચ્ચે, મંડળ મંડળ વચ્ચે, ગચ્છ ગચ્છ વચ્ચે, નારદની પેઠે ક્લેશ કરાવનાર ન હોવા જોઈએ લેખક અને પત્રકારો સદ્વર્તનથી શૂન્ય ન હોવા જોઈએ પારકા વિચારો પ્રમાણે ચાલીને આત્મિકશક્તિથી પરના હથીઆર બનનાર લેખકો અને પત્રકારો પોતાની ફરજથી ભ્રષ્ટ બને છે શ્રદ્ધાળુ એવા લેખકોથી તથા પત્રકારોથી નાસ્તિકતાનો ફેલાવો થતો નથી જૈનાગમોના જાણકાર લેખકો અને પત્રકારો અને નયકારો ઉત્પન્ન થાય એવા ઉપાયો લેવાની ઘણી જરૂર છે જૈનોએ જૈન તત્ત્વોનું જ્ઞાન ફેલાવવા માટે અને પ્રાચીન અને અર્વાચીન ગ્રંથોનો ફેલાવો કરવો જોઈએ નયોની સાપેક્ષતાએ ધર્મનો ઉપદેશ આપનાર મુનિવરોએ જૈનધર્મનો ઉપદેશ આપવા કટિબદ્ધ થવું જોઈએ

× × × ×

## સંવત્ ૧૯૬૮ ના શ્રાવણ વદિ ૯ ગુરૂવાર તા ૫ મી સપ્ટેમ્બર ૧૯૧૨ અમદાવાદ

ઉપયોગે ધર્મ છે એમ વારંવાર શાસ્ત્રોમાં જ્યાં ત્યાં કથવામાં આવ્યું છે આત્માનો શુદ્ધ ઉપયોગ પ્રાપ્ત કરવો એજ મુખ્ય કર્તવ્ય છે આત્માના શુદ્ધોપયોગવડે પવિત્ર જીવન ગાળનારા મહાત્માઓને અમારો વારંવાર વંદન હો આત્માનો શુદ્ધ ઉપયોગ પ્રાપ્ત કરવા માટે પ્રથમ વિવેક જ્ઞાનથી દરેક વસ્તુઓ સંબંધી વિચારો કરવાની ટેવ પાડવાની જરૂર છે ખાતી વખતે પણ ઉપયોગ રાખવો કોની સાથે વદું છું, સામા મનુષ્યની કેવી યોગ્યતા છે કેટલું કથવા યોગ્ય છે તેનો ઉપયોગ રાખવો મન વાણી અને કાયાના યોગની વર્તમાનકાલમાં કેવી પ્રવૃત્તિ થાય છે, તેનો ઉપયોગ રાખવો વર્તમાનકાલમાં કેવા સંયોગો વચ્ચે રહેવાનું થયું છે તેનો ઉપયોગ રાખવો અધિકારપરત્વે મારાથી શું શું કરાય છે તેનો ઉપયોગ રાખવો સંબંધમાં આવનાર મનુષ્યોની સામે મારે કેવી રીતે વર્તવાનું છે તેનો ઉપયોગ રાખવો અધિકારપરત્વે મારાથી શું શું કરાય છે તેનો ઉપયોગ રાખવો મારા કર્તવ્યથી હું વિમુખ છું કે સન્મુખ છું તેનો ઉપયોગ રાખવો. પૂર્વના કરતા વર્તમાનમાં મારા આત્માના જ્ઞાનાદિ પર્યાયોમાં કેટલો ફરફાર થયો છે તેનો ઉપયોગ રાખવો પૂર્વના કાલ કરતાં વર્તમાનમાં ઉપાધિયોગ કેટલો છે ? તેનો ઉપયોગ રાખવો હિતમાં લાગી કેટલા અને આગળી કેટલા છે તેનો ઉપયોગ રાખવો કયા કયા સાધનોથી આગળ ચડવાનું થાય છે તેનો ઉપયોગ રાખ કયા કયા કારણોથી પ્રમાદ થાય છે, તેનો ઉપયોગ ધારણ કર જવાબનો પ્રત્યુત્તર આપતાં ઉપયોગ ધારણ કર પ્રમત્તદશામાં ભૂલો થવાનો સંભવ છે પણ તેથી નહિ ગભરાતાં આગળ પ્રવૃત્તિ કર અને ભૂલ ન થાય તદર્થે ઉપયોગ ધારણ કર કરવાનું શું શું બાકી રહ્યું છે તેનો ઉપયોગ ધારણ કર કેવા સંયોગોમાં કાર્યો કરવાના છે, અને તેના કયા કયા સાધનો છે તેનો ઉપયોગ ધારણ કર!!! મનુષ્યોને સદ્વિચારો તરફ વાળવા માટે તારાથી કેવી રીતે ઉપાયો શોધી શકાય તેનો ઉપયોગ ધારણ કર સદ્વિચારોના ફેલાવો કરવા માટે ક્યું ક્ષેત્ર કયા ... અને કેવા ભાવવાળા મનુષ્યો યોગ્ય છે તે જોઈએ તેનો ઉપયોગ ધારણ કર કયા કયા મનુષ્યો સહાયકારી છે તેનો ઉપયોગ ધારણ કર હાલમાં કઈ કઈ શક્તિયો ખીલવવા માટે મારે શું યત્ન કરે છે તેનો ઉપયોગ રાખ ઉઠતાં, બેસતાં, ખાતાં, કાર્ય

પ્રમાણે દુખ વેઠીને ચાલે છે, અને દુનિયાને પ્રભુના માર્ગમા અનેક દુખો વેઠીને લાવે છે રાજા, બાદશાહ અને શહેનશાહોના ગુરૂઓ પણ સાધુઓ છે આખી દુનિયામા ખરા સુખને દેનારી સાધુપદવીસમાન અન્ય કોઇ પદવી નથી સાધુ થઇને આત્મસ્વભાવમા રમણતા કરી સાધુ પદવીનો અનુભવ કરે તે સાધુ માહાત્મ્ય અવબોધવાને શક્તિમાન્ થાય છે ગૃહસ્થોએ સાધુઓની ભક્તિ કરવી અને તેઓની સેવા અને તેઓના હૃદયના આશીર્વાદથી પોતાના આત્માને તારવા પ્રયત્ન કરવો

× × × ×

## સવત્ ૧૯૬૮ ના શ્રાવણ વદિ ૧૪ મગળવાર તા ૧૦ મી સપ્ટેમ્બર ૧૯૧૨ અમદાવાદ

સન્તોની સેવા કરવાથી મોક્ષનુ દ્વાર ઉઘડે છે સત્વગુણધારક સતોની સેવા કરવાથી આત્માના પરિણામની શુદ્ધિ થાય છે, અને સસારની દુખદ ઉપાધિ ત્યાગ કરવાની રૂચિ પ્રગટે છે **સતોની આતરડી દુખવવાથી ભૂતકાલમા કોઇનુ સારૂ થયુ નથી, વર્તમાનમા થતુ નથી અને ભવિષ્યમા કદિ કોઇનુ સારૂ થશે નહિ** પગની ઠેસથી ઉડેલી ધળ પણ ઠેસ મારનારના શિર્ષ ઉપર ચઢી તેનો તિરસ્કાર કરે છે સતોનો તિરસ્કાર કરવાથી પોતાના આત્માનો ઉદ્ધાર થતો નથી સાધુઓની ભક્તિ કરનારાઓ સ્વર્ગ અને મોક્ષ મેળવે છે અને સાધુઓની નિદા—હેલના કરનારાઓ નરકગતિ આદિના દુખો પ્રાપ્ત કરે છે સાધુઓની ભક્તિ કરનારાઓ અનન્ત કર્મની નિર્જરા કરે છે પુણ્યાનુબધી પુણ્યવત જીવો સાધુઓની ભક્તિ પ્રાપ્ત કરી શકે છે શ્રી સર્વજ્ઞવીરપ્રભુના વચનોની શ્રદ્ધા ધારણ કરનારાઓ સાધુને ગુરૂસ્વીકારીને પરમાત્માની આરાધનામા વિધિપૂર્વક આગળ પગલુ ભરી શકે છે કોઇ પણ રીતે સાધુઓની હેલના-નિન્દાથી દૂર રહીને ગૃહસ્થોએ ધર્મનુ આરાધન કરવુ શ્રીવીતરાગદેવની આજ્ઞા છે કે રાગદ્વેષનો નાશ કરવો હોય તો ગૃહસ્થોએ સાધુઓની સેવાભક્તિ કરવી. જે છ કાયની હિસામાથી છૂટયા નથી, એવા ગૃહસ્થો સસારમા આસ્રવકર્મમા આસક્ત હોવાથી જૈનશાસનના તેમનો દરજ્જો બારવ્રતને ધારણ કરે છે, તો પણ અવ્રતમાં ગણો છે જૈનાગમોની શ્રદ્ધા જેના

દર્શાણથી વા લોકવિરૂદ્ધથી મને તે શ્રદ્ધામાં બેસે છે-રૂચે છે એમ થવું તે સત્યની બહાર છે જે વચનો પોતાને ન રૂચે વા શ્રદ્ધામાં ન બેસે તેના અન્તરે રહસ્યો જાણવા પ્રયત્ન કરવો એ સત્યની પાસે જવા ... ઉપાય જાણવો જે જનો પોતાની સ્વચ્છન્દતા પ્રમાણે પ્રવર્તે છે અને ગુણો વિના મોક્ષનો દ્વાર ઉઘાડવાનો શમ ગણે છે તેઓ નામથી જૈનો જાણવા

× × × ×

## સંવત્ ૧૯૬૮ ના શ્રાવણ વદિ ૧૩ સોમવાર તા. ૯ મી સપ્ટેમ્બર ૧૯૧૨ અમદાવાદ

સાધુઓ નિસ્પૃહદશાથી રહિત થાય છે, તેમ તેમ તેઓ ગૃહસ્થના પ્રતિબંધમાં આવતા જાય છે ગૃહસ્થોની સ્પૃહા રાખવાથી તેઓના અનુકૂલ રહેવું પડે છે ગૃહસ્થોના કહેવા પ્રમાણે વર્તનારા સાધુઓ પોતાની પદવીની શોભા ઘટાડે છે ગૃહસ્થો ગમે તેવા હોય પણ સાધુઓની પદવી કરતાં તે નીચા છે અન્યદર્શનીમાં પણ કહ્યું છે કે વિષ્ણુ ભગવાન્ પણ સાધુઓને પગે લાગતા હતા અને સાધુઓની ભક્તિ કરતા હતા સાધુએ કદિ પરતન્ત્રતા સ્વીકારવી નહિ સાધુઓનો એવો આચાર સ્થાપન કરવામાં આવ્યો છે કે જેથી ગૃહસ્થોની સ્પૃહા રાખવામાં આવી શકે નહિ ઉપાધિ રહિત સાધુની દશા છે સાધુઓ પોતાના ધર્મ પ્રમાણે વર્તીને પરમાત્મ તત્ત્વની પ્રાપ્તિ કરી શકે છે ખરા સાધુઓની દુનિયામાં ઘણી જરૂર છે સાધુઓ પોતાની સ્વસ્વભાવરમણતારૂપમસ્તાનદશામાં વર્તે છે, તેથી આખી દુનિયામાં તેમના કરતાં કોઇ સુખી અન્ય નથી ઉપાધિ દ્વારા મનમાં થનાર ચિંતા, ચંચળતા ભય, ક્લેશ, અને સ્પૃહા વગેરેથી મુક્ત એવા સાધુઓ સહજ સુખરૂપ સ્વર્ગના ભોગીઓ જાણવા સાધુઓ વસ્ત્ર પાત્ર, પુસ્તક વગેરે ઉપકરણો રાખે છે પણ તેમાં તેઓનું મમત્વ નહિ હોવાથી વ્યવહાર દશાએ નિષ્પરિગ્રહી ગણાય છે સાધુપદ ગ્રહણ કર્યું હોય તેમજ જૈનસિદ્ધાંતોનું જ્ઞાન પ્રાપ્ત કર્યું હોય, ક્ષમાદિ ગુણોની પ્રાપ્તિ કરી હોય, અને અપ્રતિબદ્ધપણે વિહાર થતા હોય તો સાધુના મનમાં પ્રગટતા આનંદને કોઇની ઉપમા આપી શકાય નહિ સાધુઓ આખી દુનિયામાં સદ્વિચારો અને સદાચારો ફેલાવે છે પ્રભુના તે ખરા ભક્તો છે, પ્રભુની આજ્ઞા

પ્રમાણે દુખ વેઠીને ચાલે છે, અને દુનિયાને પ્રભુના માર્ગમા અનેક દુખો વેઠીને લાવે છે રાજા, બાદશાહ અને શહેનશાહોના ગુરૂઓ પણ સાધુઓ છે આખી દુનિયામા ખરા સુખને દેનારી સાધુપદવીસમાન અન્ય કોઇ પદવી નથી સાધુ થઇને આત્મસ્વભાવમા રમણતા કરી સાધુ પદવીનો અનુભવ કરે તે સાધુ માહાત્મ્ય અવબોધવાને શક્તિમાન્ થાય છે ગૃહસ્થોએ સાધુઓની ભક્તિ કરવી અને તેઓની સેવા અને તેઓના હૃદયના આશીર્વાદોથી પોતાના આત્માને તારવા પ્રયત્ન કરવો

× × × ×

## સવત્ ૧૯૬૮ ના શ્રાવણ વદિ ૧૪ મગળવાર તા ૧૦ મી સપ્ટેમ્બર ૧૯૧૨ અમદાવાદ

સન્તોની સેવા કરવાથી મોક્ષનુ દ્વાર ઉઘડે છે સત્વગુણધારક સતોની સેવા કરવાથી આત્માના પરિણામની શુદ્ધિ થાય છે, અને સસારની દુખદ ઉપાધિ ત્યાગ કરવાની રૂચિ પ્રગટે છે **સતોની આતરડી દુખવવાથી ભૂતકાલમા કોઇનુ સારૂ થયુ નથી, વર્તમાનમા થતુ નથી અને ભવિષ્યમા કદિ કોઇનુ સારૂ થશે નહિ** પગની ઠેસથી ઉડેલી ધુળ પણ ઠેસ મારનારના શિર્ષ ઉપર ચઢી તેનો તિરસ્કાર કરે છે સતોનો તિરસ્કાર કરવાથી પોતાના આત્માનો ઉદ્ધાર થતો નથી સાધુઓની ભક્તિ કરનારાઓ સ્વર્ગ અને મોક્ષ મેળવે છે અને સાધુઓની નિદા-હેલના કરનારાઓ નરકગતિ આદિના દુખો પ્રાપ્ત કરે છે સાધુઓની ભક્તિ કરનારાઓ અનન્ત કર્મની નિર્જરા કરે છે પુણ્યાનુબધી પુણ્યવત જીવો સાધુઓની ભક્તિ પ્રાપ્ત કરી શકે છે શ્રી સર્વજ્ઞવીરપ્રભુના વચનોની શ્રદ્ધા ધારણ કરનારાઓ સાધુને ગુરૂસ્વીકારીને પરમાત્માની આરાધનામા વિધિપૂર્વક આગળ પગલુ ભરી શકે છે કોઇ પણ રીતે સાધુઓની હેલના-નિન્દાથી દૂર રહીને ગૃહસ્થોએ ધર્મનુ આરાધન કરવુ શ્રીવીતરાગદેવની આજ્ઞા છે કે રાગદ્વેષનો નાશ કરવો હોય તો ગૃહસ્થોએ સાધુઓની સેવાભક્તિ કરવી જે છ કાયની હિંસામાથી છૂટયા નથી, એવા ગૃહસ્થો સસારમા આસ્રવકર્મમા આસક્ત હોવાથી જૈનશાસનમા તેમનો દરજ્જો બારવ્રતને ધારણ કરે છે, તો પણ અણુવ્રતમા ગણ્યો છે જૈનાગમોની શ્રદ્ધા જેના

હૃદયમાં નથી તે જૈન ગણાયજ નહિ જૈનાગમોની શ્રદ્ધા જેના હૃદયમાં હાડોહાડ વ્યાપી રહી છે તે ખરેખરો જૈન છે જે જે જમાનાને અનુસરીને સુધારાવધારા કરવા હોય તે પણ આગમો અર્થાત્ સૂત્રોથી અવિરુદ્ધ કરવા જે જૈનસૂત્રોને માને છે અને સૂત્રો વિરુદ્ધ ભાષણ કરતો નથી તે જૈન સમજવો જે મનુષ્ય સૂત્રોનું પરિપૂર્ણ જ્ઞાન કર્યા વિના કોઇ અન્ય દર્શનીના ભરમાવ્યાથી જૈનાગમોમાં શંકાઓ કરે છે, અને જૈનાગમોનો પાર પામવા યત્ન કરતો નથી તે ખરેખર વિપરીત માર્ગ તરફ પ્રયાણ કરે છે જૈનાગમોની શ્રદ્ધા ધારણ કરીને સ્થવિરકલ્પધારી સાધુને ગુરુ માની ગૃહસ્થ જૈનોએ પોતાના અધિકાર પ્રમાણે ધર્મકરણી કરવી

× × × ×

## સંવત્ ૧૯૬૮ ના શ્રાવણ વદિ ૦)) બુધવાર તા ૧૧ મી સપ્ટેમ્બર ૧૯૧૨ અમદાવાદ

વારંવાર હૃદયમાં વિચાર કરીને પ્રથમ તો એટલું વિચારવું કે કોઇ જીવની સાથે વૈરની પરંપરા ન બંધાય, ધર્મના મતભેદથી અન્ય મતિયો ઉપર પણ દ્વેષ ન પ્રગટે એ લક્ષ્યમાં રાખવું જોઇએ પોતાનાથી ભિન્નમત ધારકો ઉપર મૈત્રીભાવના રહે એવા ઘણા પ્રસંગો પ્રાપ્ત થતાં પણ મતભેદના વિચારો સામા પોતાના સદ્વિચારો જણાવવા, પણ મતભેદ ધારક વ્યક્તિપર ક્રોધ, દ્રોહ વગેરે પ્રગટ ન થાય તેમ વર્તવું મૂઢ જીવો કે જે પોતાનું બળ જંગલીઓની પેઠે ગમે તેવા અન્યાય માર્ગ તરફ વાપરે છે તેઓ પોતાનાથી ભિન્ન ધર્મમત ધારણ કરનારાઓનું મૂળમાંથી નિકંદન કરવા પ્રયત્ન કરે છે, અને તેઓ પાડાને ઠેકાણે પખાલીને ડામ દે છે જૈનશાસ્ત્રમાં જૈનધર્મથી ભિન્ન ધર્મ ધારણ કરનારાઓનું પણ અશુભ ચિંતવવાનું કથ્યું નથી તેથી જૈનધર્મની જેટલી પ્રશંસા કરીએ તેટલી થોડી છે જૈનધર્મમાં સર્વ જીવોને ખમાવવાનું લખ્યું છે જૈનદર્શન ફરમાવે છે કે ધર્મ મતભેદના વિયોગથી કોઇના પ્રાણનો નાશ કરવાનો પ્રયત્ન ન કરવો જોઇએ ધર્મની સત્યતા માટે વાદી અને પ્રતિવાદી ભલે દિવસોના દિવસો પર્યંત સભ્યરીતિ પ્રમાણે ન્યાયથી ચર્ચાઓ કરીને સત્યતા જણાવવા પ્રયત્ન કરે એમાં વાંધો નથી, પરન્તુ ન્યાયની રીતનો ત્યાગ કરીને ચર્ચાના ઠેકાણે

ઝગ્ડા અને મગ્ડા જેવુ થાય તો તેમા જાતિનિંદા, દ્વેષ, ક્લેશ વગેરેનો સભવ થાય, અને તેથી નીતિમાર્ગથી પણ ભ્રષ્ટ થવાય અને આગળ ઉચ્ચ સદ્ગુણોના માર્ગે જતા પાછુ પડવાનુ થાય એ વાત લક્ષ્યમા રાખવા જેવી છે **જૈનદર્શનનુ પાસીફીક મહાસાગર કરતા અનન્તગણુ મોટુ પેટ છે અને તે એમજ જણાવે છે ધર્મના મતભેદો છતા કોઇપણ જીન-પરઆખ લાલ કરીને જોવુ નહિ** કોઇપણ ધર્મ એવો નથી કે તેમા મતો ન પડયા હોય અન્ય ધર્મવાળાઓએ મતભેદથી જાતિદ્વેષ કરીને, તરવારોથી લડી, લોહીની નદીઓ વહેવરાવી છે, અને જૈનદર્શનમા તો દયા ક્ષમા અને ધર્મભેદ છતા જાતિદ્વેષનો અત્યગ વેગ ન હોવાથી ધર્મ મતભેદથી તરવારો વડે મહાયુદ્ધો થયા નથી. માટે આખી દુનિયામા ઉત્તમોત્તમ એવો જૈનધર્મનો ફેલાવો કરવા આર્ય લોકોએ પ્રયત્ન કરવો જોઇએ, કે જેથી આખી દુનિયામા સદ્ગુણોનુ રાજ્ય ખીલવા માડે

× × × ×

## સવત્ ૧૯૬૮ ના ભાદરવા સુદિ ૧ ગુરૂવાર તા. ૧૨ મી સપ્ટેમ્બર ૧૯૧૨ અમદાવાદ

અધ્યાત્મજ્ઞાનિયોએ અધ્યાત્મજ્ઞાનમા આગળ વધવા પ્રયત્ન કરવો, પણ વ્યવહાર માર્ગનો નાશ થાય એવી પ્રરૂપણા કદી અધ્યાત્મની ધૂનમા ચઢી જઇને કરવી નહીં અધ્યાત્મજ્ઞાનિયોએ આગમ વચનોના દરેક આશયને જાણવા અને અપેક્ષાએ જણાવેલા આગમોના આશયને સત્ય તરીકે સ્વીકારના, અધ્યાત્મજ્ઞાનિયોએ વ્યવહારમાર્ગને અનુસરીને બાહ્યથી ચાલવુ કે જેથી તેઓના વચનની જનસમાજ ઉપર અસર થાય અધ્યાત્મ જ્ઞાન એ પારા જેવુ છે, તેને પચાવવાથી આત્માની ઘણી પુષ્ટિ થાય છે, અને જો તેને પચાવવામા નહીં આવે તો હાનિ પણ વિશેષ પ્રમાણમા કરે છે **વ્યવહાર માર્ગના સદાચરણનો મજબૂત પાયો રચીને તેના ઉપર અધ્યાત્મજ્ઞાનનો મહેલ બાધવામા આવે તો કદી તે પડે તેવો ભય રહે નહિ** અધ્યાત્મજ્ઞાનિનોએ ધર્મની વ્યવહાર ક્રિયાઓ કરનારાઓને ધર્મ ક્રિયા કરતા અટકાવવા નહિ પણ તેઓને પોતાના આત્મસમાન ગણીને તે તે ક્રિયા દ્વારા થતા લાભ અને ક્રિયાનુ સ્વરૂપ સમજાવવા પ્રયત્ન કરવો

ધર્મની ક્રિયાઓમા આળસુ થઈ પ્રવૃત્તિ કરીને પોતાની યોગ્યતા પ્રમાણે લાભ પ્રાપ્ત કરે એવી રીતે તેમને મદદ આપવા પ્રયત્ન કરવો પોતાના જ્ઞાન પ્રમાણે પોતાને જે રૂચે તે અન્યોને ન રૂચે, કારણ કે સર્વની રૂચિ એક સરખી હોતી નથી જે મનુષ્યને જે ધર્મ ક્રિયામા રૂચિ થતી હોય તેને તેમા જોડવો, અને ધર્મની ક્રિયાનુ સમ્યક્ સ્વરૂપ સમજાવવા પ્રયત્ન કરવો અધ્યાત્મજ્ઞાનિયોએ નિશ્ચય દૃષ્ટિને હૃદયમા ધારણ કરીને વ્યવહારને સમ્યગ્ વિધિએ પાળવો કે જેથી સ્વ પરને વિશેષ પ્રકારે લાભ મળી શકે અધ્યાત્મજ્ઞાનિયો નગરા ટળીને સિંહ જેવા થાય છે, તેથી વાડાના બધનમા રહેવાને તેઓ ઇચ્છા કરતા નથી, તો પણ જગતના અન્ય વ્યવહાર બધનોમા બધાઈને રહેતા હોય તાવત્ ધર્મના વ્યવહારિક બધનોની અપેક્ષાએ બધાઈને રહેવુ જોઈએ વ્યવહારનયની દૃષ્ટિથી જૈન શાસનની ઉન્નતિ અર્થે જૈનશાસનના કાર્યો કરનારાઓ ધર્મના ખરેખરા સેવકો છે એમ જાણીને તેઓના ધાર્મિક કૃત્યોમા અધ્યાત્મજ્ઞાનિયોએ પોતાની દૃષ્ટિથી તે ભિન્ન જાણીને તેમા વિક્ષેપ કરવો નહી, અને તેમના અધિકારથી તેઓ ભ્રષ્ટ થઈ ધર્મકાર્યો કરવામા નિરુત્સાહી બને એવો ઉપદેશ દેવો નહીં અધ્યાત્મજ્ઞાનિયોએ વ્યવહાર ધર્મ કાર્યોને વ્યવહાર દૃષ્ટિથી કરવા અને તેના સૂક્ષ્મ રહસ્યોને અધ્યાત્મદૃષ્ટિથી વિચારવા

× × × +

### સવત્ ૧૯૬૮ ના ભાદરવા સુદિ ૩ શુક્રવાર તા ૧૩ મી સપ્ટેમ્બર ૧૯૧૨ અમદાવાદ

પાશ્ચાત્ય કેળવણીનો એટલો બધો પવન ફૂકાય છે કે તેનો પાર પામી શકાય નહીં પાશ્ચાત્યોની કેળવણી ધર્મના પાયાને હલાવી દે છે અને તેની ભવિષ્યમા જૈનોને અસર ન થાય તે પહેલા સાયન્સની રીતિએ જૈનતત્ત્વોની સિદ્ધિ બતાવનાર ગ્રન્થો રચવાની જરૂર જણાય છે સાયન્સની સામા ટકી રહેનાર જૈન સિદ્ધાન્તો છે પણ તેનો પ્રચાર કરવા પ્રયત્ન કરવો જોઈએ જૈન સિદ્ધાન્તો પ્રમાણે તત્ત્વોનો ઉપદેશ આપનારા અને સાયન્સની સાથે જૈન શોધોની સરખામણી કરીને જૈનધર્મની મહત્તા દર્શાવનારા લાખો વિદ્વાનો બનાવવાની જરૂર છે સાયન્સ વિદ્યાથી

જે શોધો હાલ થાય છે તેઓનો જૈન સિદ્ધાન્તોની સાથે મુકાબલો કરવામા આવે તો તુર્ત માલુમ પડશે કે સૂક્ષ્મમા સૂક્ષ્મ તત્ત્વોના દર્શાવ નાર શ્રી વીર પ્રભુ હતા જૈન સિદ્ધાન્તોનો ફેલાવો જેમ વિશેષ પ્રમાણમા કરવામા આવશે તેમ તેમ અન્ય દર્શનીઓના સિદ્ધાન્તોની આગળ જૈન સિદ્ધાન્તો પોતાની ઉત્તમતા દર્શાવી શકશે આત્મભોગ આપીને જૈન ધર્મની સેવા કરનારા નિઃસ્પૃહ ત્યાગિઉપદેશકોની ઘણી જરૂર છે પ્રથમ તો જૈન વિદ્વાનો લાખોની સંખ્યામા ઉભા કરવા માટે મોટી મોટી પાઠશાળાઓ સ્થાપન કરી જૈનધર્મનો હૃદયમા રસ રેડનાર એવાં ગુરુકુળો સ્થાપવા જોઇએ હવે તો બેસી ન રહેતા એટલે ફક્ત વાતો કરીને આનંદ નહિ માનતા, જૈનોએ આગળ વધીને પોતાના બાપદાદાઓના બાપદાદાઓની પેઠે જૈનધર્મની સેવામા સર્વસ્વ અર્પણ કરવુ જોઇએ ક્ષત્રિય જૈનોએ વણિકૃત્ય અંગીકાર કર્યા પશ્ચાત્ ખરૂ શૌર્ય ઘણા ભાગે ખોયુ છે, અને તેથી તેઓ પોતાના કુળને લજાવવા જેવી સ્થિતિમાં આવી પડ્યા છે સિંહના પુત્રો સિંહ જેવાજ હોવા જોઇએ, એમ હૃદયમા ધારણ કરીને ખરા અંતઃકરણથી આત્મભોગ આપીને જૈનધર્મનો ફેલાવો કરવા કટિબદ્ધ થવુ જોઇએ, જૈનોએ આળસથી ઘણું ખોયુ છે આપણા જૈનધર્મના તત્ત્વો અન્યધર્મીઓના તત્ત્વોની હરિફાઇમા સત્ય તરીકે આગળ તરી આવે છે

× × × ×

## સંવત્ ૧૯૬૮ ના ભાદરવા સુદિ ૪ ને શનિવાર તા. ૧૪ મી સપ્ટેમ્બર ૧૯૧૨ અમદાવાદ.

આત્મા આત્માના મન્દ વીર્યનુ ઉત્કૃષ્ટ વીર્ય કરવા પ્રયત્ન કરૂ છુ પરમવીર્યમય હુ છુ, અને સત્તાએ રહેલુ મારૂ પરમવીર્ય પ્રગટાવવા પ્રયત્ન કરૂ છુ હુ મારા આત્મવીર્યે અશુભ વિચારો અને અશુભ આચારોનો ત્યાગ કરૂ છુ મારા આત્માની શક્તિયોને આત્મવીર્યના જુસ્સાથી પ્રગટાવુ છુ અને તેઓ અંશે અંશે પ્રગટ થતી જાય છે આત્માના વીર્યે હુ નિર્લેપ રહેવા સંકલ્પ કરૂ છુ મારા આત્મબળનો ઉત્સાહ મને નવુ જીવન અર્પે છે, અને નવીનભાવજીવન રસનો ભોક્તા બનુ છુ, આત્મ

બળની અનુત્સાહને દૂર કરૂં છું, અને અસંખ્ય પ્રદેશોમાં ઉત્સાહ ભરી દઉંછું અસંખ્ય પ્રદેશોમાં લાગેલી કર્મની વર્ગણાઓને ખેરવવા આત્મ બળનો જુસ્સો પ્રકટ થાય છે અને તેની અમર આત્મા ઉપર થાય છે મનોદ્રવ્યને ઉચ્ચ શુદ્ધ કરવા માટે ઉચ્ચ, શુદ્ધ શુક્લ લેશ્યાના પુદ્ગલોને આકર્ષું છું, અને અશુદ્ધ લેશ્યાના પુદ્ગલોને ખંખેરી નાખું છું જગત્માં રહેલ અશુભ મનોવર્ગણાદ્રવ્યને શુભ દ્રવ્ય તરીકે પરિણમવા ભાવના ભાવું છું અને તે પ્રમાણે થાઓ મારા આત્માનું અશુભપણે પરિણમેલું વીર્ય છે તેને શુદ્ધરૂપે પરિણમવા અસંત આત્મબળનો-જુસ્સો પ્રકટાવું છું જે જે સંયોગોની અને હેતુઓની સામગ્રી પામીને આત્મા તે પરમાત્મા થાય એવા સંયોગોની અને હેતુઓની સામગ્રી શીઘ્ર પ્રાપ્ત થાઓ એવો તીવ્ર દૃઢ સંકલ્પ કરૂં છું જૈનધર્મને આખી દુનિયામાં ફેલાવનારા મહા વિદ્વાન્ એવા ગીતાર્થ જૈનો પ્રગટ થાઓ જ્ઞાની ત્યાગી, યોગી અને ધર્મસેવક એવા મહાપુરૂષો જૈનધર્મનો ઉદ્ધાર કરવા પ્રગટ થાઓ આત્મવીર્યના જુસ્સાને ક્ષણે ક્ષણે સ્વ અને જગતનું હિત કરૂં એવા સંયોગોમાં પ્રતિ દિન આગળ વધવા તીવ્ર દૃઢ ઉમંગમય સંકલ્પ કરૂં છું સર્વ જીવોને ખમાવું છું સર્વ જીવો ખમો આત્માને આત્માના શુદ્ધ સ્વરૂપે પ્રગટાવવા આત્માના દૃઢ વીર્ય જુસ્સાથી સંકલ્પ કરૂં છું

× × × ×

## સંવત્ ૧૯૬૮ ના ભાદરવા સુદિ ૫ ને રવિવાર તા. ૧૫ મી સપ્ટેમ્બર ૧૯૧૨ અમદાવાદ

આજ સર્વ જીવોને મૈત્રી ભાવથી ખમાવ જે જે મનુષ્યોને દુઃખ થવામાં આવ્યા હોય તેઓને સંભારી સંભારીને ખમાવ તારા વિચારોથી ભિન્ન વિચારવાળા જીવોની ઉપર જે કાંઈ અપ્રીતિ, અરૂચિ, ખેદ વગેરે હોય તો તે સ્મરણ કરી કરીને ખમાવ!!! અન્યદર્શનીઓના ભિન્ન ભિન્ન મનથી અન્યદર્શનીઓ ઉપર મૈત્રી ભાવના ન રહી હોય તે સંબંધી મત સહિ ષ્ણુતાનો ધ્યાન કરીને સંભારી સંભારીને મનુષ્યોને ખમાવ ચોરાશી ગચ્છ પૈકી જે જે ગચ્છના સાધુઓ પ્રતિ અરૂચિ ખેદ દ્વેષ થયો હોય તે ખમાવ તારી સાથે સ્પર્ધા કરનાર મુનિવર્ગને ખમાવ તારી અદેખાઈ કરનારા

જીવોને ખરા અંતઃકરણથી માફી આપું ! ખરેખર તેઓને હું માફી આપું છું, પૂજ્ય મુનિવરોને ભક્તિ અને બહુમાનથી ખમાવું છું, સાધ્વીઓને આ ભમાવે ખમાવું છું, શ્રાવકો અને શ્રાવિકાઓને ખમાવું છું અને તેઓના અપરાધોની અંતઃકરણપૂર્વક માફી આપું છું અને ખમાવું છું મારા અધિકાર પ્રમાણે અને મારા અધિકારની દૃષ્ટિ પ્રમાણે સર્વજીવોની સાથે ન વર્તાયું હોય તેની પરમાત્માની પાસે માફી માગું છું મન, વાણી અને કાયાના યોગથી અન્ય જીવોની સાથે પ્રતિકુલપણે વર્તાયું હોય તેની માફી માગું છું, મારો આત્મા દેવસમાન સત્તાએ છે, તેની શુદ્ધતા કરવામાં જે પ્રમાદો સેવાયા હોય તેની આત્માની પાસેથી માફી માગું છું આત્માને મોહની સંગથી પામર બનાવી જે કંઇ ભૂલો કરી હોય તેની આત્માની પાસેથી માફી માગું છું, અને હવેથી આત્માની શુદ્ધિ કરવા ઉપયોગી થાઉં છું જ્ઞાનાદિ પંચાચારવડે આત્માની પુષ્ટિ ન કરી હોય તેનો પશ્ચાત્તાપ કરૂં છું હે વીતરાગ દેવ ! તમારી આજ્ઞાઓ પ્રમાણે વર્તવાને ભાવ છે, તમારી આજ્ઞાઓ બહુ પ્રિય લાગે છે, તમારી આજ્ઞાઓ પ્રમાણે વર્તવાને ઇચ્છા કરૂં ભાવપૂર્વક પ્રયત્ન કરાય છે તેમ છતાં આત્મોપયોગ અને આત્મવીર્યની મન્દતાથી જે કંઇ દોષો થયા હોય તેનો અંતઃકરણપૂર્વક પશ્ચાત્તાપ કરૂં છું હું હજી ભૂલને પાત્ર છું તેમ અન્ય જીવો પણ ભૂલને પાત્ર છે, તેથી અન્ય જીવો ઉપર પોતાના આત્માની સમાનદૃષ્ટિ ન રખાઇ હોય અને અન્યોને ધિક્કારદૃષ્ટિથી દેખ્યા હોય તેની હે વીતરાગ ! તમારી પાસે માફી માગું છું, અને હવેથી સર્વ જીવોની સાથે આત્મદૃષ્ટિથી વર્તવા પ્રયત્ન કરવા સંકલ્પ કરૂં છું खामेमि सव्वजीवे, सव्वे जीवा खमतु मे, मित्ती मे सव्वभूएसु वेरं मज्झ न केणइ ॥ १ ॥

## સંવત્ ૧૯૬૮ ના ભાદરવા સુદિ ૬ ને સોમવાર તા ૧૬ મી સપ્ટેમ્બર સને ૧૯૧૨

**સર્વની આગળ થઈને હસ્તમાં ધર્મસેવાનો ઝુંડો ગ્રહણ કર !!!**

૧૬ તું સર્વની આગળ થઈને સર્વનો નેતા બની,
ઉત્સાહ પ્રગટાવી ઘણો ચરતા ચગાવી જગમા,
ઉત્પાહને પ્રેરી ઘણો ચરતા ચગાવી લોકને,
નિજ ફર્જ પૂરી પાડવા શુભ કાર્યકર બહુ ખંતથી ૧

સાહસિક થઈ વિવેકથી ઝટ ધૈર્યને ધારણ કરી,
શુભ કાર્ય કર ! ફત્તેહ છે વિશ્વાસથી નિષ્કામથી
સામી રહી વિપત્તિયો તેથી અરે બીવું નહીં,
નિજ આત્મના સામર્થ્યથી વિઘ્નો સદુ દૂરે જશે ૨

પુરુષાર્થને ઝટ ફોરવી નિજ આત્મની શ્રદ્ધા ધરી,
ઉંડો હૃદયમા ઉતરી આલોચ કરજે કાર્યનો
આગળ જતા જો આખડે તો ધૈર્યને છોડીશ ના,
રાખી હૃદયમા સિંહની દૃષ્ટિ વિચારી ચાલવુ ૩

શુભ સાધ્ય દૃષ્ટિ રાખીને શુભ સાધનો રચવા ભલા,
ઉપયોગ દિલમા રાખીને ભય ખેદ ચિન્તા ટાળીને,
ગુણસ્થાન શ્રેણિ પગથીઆ ચઢનો રહે ઉત્સાહથી,
પાછળ રહ્યાને ઝાલજે આગળ રહ્યા અવલંબજે ૪

ખખેરજે એ કર્મના પરમાણુઓ લાગ્યા ઘણા,
પ્રગટાવજે નિજ આત્મના સઘળા ગુણો શુભ ભાવથી
નિજ આત્મની અંશે થતી જે શુદ્ધિ તે નિજ સિદ્ધતા,
બુદ્ધ્યબ્ધિ એ નિજ સિદ્ધતા પ્રગટાવજે ઉપયોગથી ૫

× × × ×

## સવત્ ૧૯૬૮ ના ભાદરના સુદિ ૭ ને મગળવાર તા. ૧૭ મી સપ્ટેમ્બર સને ૧૯૧૨

૧૭ મીઠા મીઠા હૃદય ઝરણા, ખામણા નીર જેવા,
ધુવે સર્વે હૃદય મળને દિવ્ય દષ્ટિ ખીલવે,
વાળે માર્ગે સહજ શિવના દુ ખના ઓઘ ટાળ,
- ઉંચા ઉંચા સકળગુણની ઉચ્ચતા શીઘ્ર આપે

સાંધે મૈત્રી નયન મનની તુચ્છતા ટાળનાર
વ્હાલા મારા પ્રતિદિન વસો દીનના આગણામા,
સદેશો એ પરમસુખનો મુક્તિનુ બારણુ એ,
ખામુ જીવો સકળ જગના સર્વ જીવો ખમાવો

સિંચે સર્વે હૃદય ગુણને મેઘની વૃષ્ટિ જેવા,
સાચી એ છે સહજ વિભુને દેખવા શુદ્ધ દષ્ટિ,
આવો પ્યારા હૃદય વસશો શાન્તિને આપનારા,
બુદ્ધયબ્ધિ હા પ્રતિદિન થશો ખામણા એ મઝાના

× × × ×

## સવત્ ૧૯૬૮ ના ભાદરવા સુદિ ૯ ને ગુરૂવાર તા. ૧૯ મી સપ્ટેમ્બર સને ૧૯૧૨

દુનિયામા કોઇની સાથે વૈર-વિરોધ થવો ન જોઇએ સ્વાર્થાદિ પ્રસગે વૈર-વિરોધ ઉઠે છે કિન્તુ સ્વાર્થાદિ દષ્ટિ દૂર કરીને વિચારીએ તો વૈર વિરોધ કરવાની જરૂર જણાતી નથી લવલવ ને લપલપને લેઇ કેટલીક ઉપાધિ પ્રગટે છે આખી દુનિયાના જીવોને નિર્દોષ આનન્દના માર્ગે વાળવા માટે દિવ્યચક્ષુ ખુલવવાનો પ્રયત્ન કરવાની જરૂર છે અન્યો તરફથી ઘણું ખમીને પણ વૈર વિરોધ ન વધે એવો આત્મભાવ પ્રગટ કરવાની જરૂર છે કર્મના ઉદયે અનેક જીવો દુ ખમા નિમિત્તભૂત થાય તોપણ દુ ખનુ વાસ્તવિક કારણ કર્મ છે, એવુ અવબોધીને તથા નિશ્ચય કરીને મનમા અન્ય જીવો સબધી કોઇ પણ પ્રકારનો વિરોધ પ્રગટ કરવો નહીં મનમા વૈર વિરોધના સૂક્ષ્મ વિચારો પ્રગટ થતાજ મૂળમાથી દૂર કરી દેવા કે જેથી ભવિષ્યમાં કોઇપણ જાતનો વૈર વિરોધનો સસ્કાર પ્રગટ થઇ શકે નહીં

પંચેન્દ્રિયોના વિષયોના સ્વાર્થે તથા માન લોભાદિ દોષો વડે અન્ય જીવોનુ પ્રતિકૂળ કરીને જીવોમા વૈર-વિરોધ પ્રગટાવવા નિમિત્તભૂત ન થવુ એમ વારવાર ઉપયોગ ધારણ કરવાની જરૂર છે, અને તે પ્રમાણે ઉપયોગ ધારણ કર ! કોઇપણ જીવને મન, વચન અને કાયાથી દુ ખવવા નહીં એવો વાર વાર ઉપયોગ રાખીને પ્રવર્તવાની જરૂર છે પોતાના નિમિત્તે કોઇ જીવ કર્મ બાધતો હોય અને તે બાબતમા પોતામે કોઇપણ જાતનુ નુકસાન થતુ હોય તો તે વેઠીને પણ અન્યોને કર્મ બાધવામા નિમિત્તભૂત ન થવાય એમ પ્રવર્તવુ અથવા સદુદ્દેશથી કોઇ પોતાના નિમિત્તે કર્મ ન બાધે એ પ્રમાણે વર્તવા પ્રયત્નશીલ થવુ કોઇપણ જીવને સમ્યક્ચારિત્રમાર્ગમા નિન નાખીને વૈર વિરોધ વધારવો નહિ વૈર વિરોધ કદાપિ કોઇની સાથે થયો હોય તો ખમાવીને દૂર કરવા અત્યત નમ્રતા ધારણ કરવામા કદી પાછા પડવુ નહીં બાહુબલિએ માનનો ત્યાગ કર્યો, દશાર્ણભદ્રે માનનો ત્યાગ કર્યો તે પ્રમાણે માનનો ત્યાગ કરીને ગુણોના વ્યાપાર કરવા સ તોના બજારમા જવુ જોઇએ સત્પુરુષોના વચનોને અમૃતની પેઠે હૃદયમા પરિણમાવવા અને પ્રશસ્તાધ્યવસાયની વૃદ્ધિ થાય તેવી રીતે આત્માને વારવાર ભાવનો જોઇએ આત્માનો ઉદ્ધાર ખરેખર આત્મબળથી સદ્ગુરુના શરણે રહીને કરવાનો છે આખી દુનિયાના મનુષ્યોના હૃદયમાથી વૈર વિરોધ શમી જાય એવા સમતારસ વિચારપ્રવાહના ઝરણા આત્મામાથી પ્રગટો ! પ્રગટો ! !

× × × ×

## સંવત્ ૧૯૬૮ ના ભાદરવા સુદિ ૧૦ ને શુક્રવાર તા ૨૦ મી સપ્ટેમ્બર સને ૧૯૧૨

આત્મા સત્તાએ પરમાત્મા છે માટે આત્મા તેજ પરમાત્મા છે એવુ ધ્યાન ધરવુ જેથી આચ્છાદિત થયેલ આત્મા જો કે વ્યક્તભાવે પરમાત્મા નથી તોપણ આત્મામા સત્તાએ રહેલુ પરમાત્મપણુ ધ્યાવવાથી આત્મામા પરમાત્મપણુ પ્રગટ થાય છે કોઇ અત્ર કહેશે કે કર્મથી આચ્છાદિત થએલુ પરમાત્મપણુ જેનુ છે એવા આત્માનુ પરમાત્મપણુ ધ્યાવવાથી શો લાભ થાય ? તેને ઉત્તરમા કહેવાનુ કે આત્મા પોતે પરમાત્મા છે એવો ધ્યાનમા

ધ્યેય રૂપે ભાસ થનાથી આત્મા તે પરમાત્મપણે અશે અશે પ્રગટ થવા પામે છે જેનુ ધ્યાન કરવામા આવે છે તેની પ્રાપ્તિ થાય છે આત્મામા રહીને પરમાત્મનનું ધ્યાન કરવામા આવે તો પરમાત્મનની પ્રાપ્તિ થાય છે ધ્યાન કરનાર આત્મા ખરેખર ધ્યેયરૂપે પરિણમી જાય છે હુ આત્મા પોતેજ પરમાત્મા છુ એમ સ્મરણ થતાજ માયાનુ આવરણ ખસી જાય છે અને આત્મામા વિશાલદષ્ટિ ઉત્પન્ન થાય છે હુ આત્મા પોતે પરમાત્મા છુ એવુ ભાન થતા પરમાત્માના ગુણોનુ હૃદયમા ચિતવન થાય છે, અને તે પ્રમાણે પ્રવૃત્તિ કરવાને ભાવ ઉત્પન્ન થાય છે આત્મા એ પોતે પરમાત્મા છે એવુ ભાન થતા સત્ય સુખનો પોતાનામા વિશ્વાસ થાય છે, અને તેથી જડ વસ્તુઓમા સુખની ઇચ્છાઓ, અહવૃત્તિ વગેરેનો અધ્યાસ થયો હોય છે તેનો નાશ થાય છે આત્મા હુ પરમાત્મા છુ એમ ભાન થતા સર્વ પ્રાણીઓની સત્તાએ ઉત્તમતા સમજાય છે આત્મા તેજ પરમાત્મા છે અને તે પરમાત્મા તેજ હુ છુ એવુ ભાન થતા સોઽહ સોઽહ ની રટના લાગે છે અને સોઽહ ની ધૂનમા વિકલ્પ સકલ્પ ટળી જતા અલૌકિક સુખનો ભાસ થાય છે. આવી ધ્યાનપૂર્વક સોઽહ ની ધૂનમા ઉડા ઉતરીને મસ્ત બનેલા સ્યાદ્વાદીયોગીઓ ચિત્તવૃત્તિને આત્મામા રમાડીને પરમસુખનો રસ આસ્વાદે છે

× × × ×

## સવત્ ૧૯૬૮ ના ભાદરવા સુદિ ૧૦ ને શનિવાર તા. ૨૧ મી સપ્ટેમ્બર સને ૧૯૧૨

મુનિવરોની સેવા કરવાથી મુક્તિ માર્ગમા વેગે ગમન કરી શકાય છે મહાત્માઓ કે જે પરમાત્માના ભક્તો છે તેની કૃપાથી ઇચ્છિત ફળની સિદ્ધિ થાય છે મહાત્માઓના અન્તરની આતરડીના આશીર્વાદો અર્થાત્ ખરા હૃદયના આશીર્વાદો દેવોની પેઠે ફળ આપવા સમર્થ થાય છે, એવો નિશ્ચય છે મહાત્માઓની સેવા કરવી એ નાની સામાન્ય વાત નથી મહાત્મા ( સાધુઓ ) ની સેવા કરતા પહેલા તેમને હૃદય સોંપવુ પડે છે, તેમની આજ્ઞાઓ ઉઠાવવી પડે છે, તેમનુ હૃદય તેજ પોતાનુ હૃદય માનીને વર્તવુ પડે છે, તેમનુ હૃદય કોઇ પણ પ્રકારે ન દુખાય એના ઉપયોગ

રાખવો પડે છે મહાત્માઓના વિચારો અને તેમના હુકમોને ઇંગિત ચેષ્ટાઓથી જાણવા પડે છે મહાત્માઓના બાલવર્તનોમાં હૃદયના આશયો કેવા પ્રકારના છે તે જાણવા પડે છે તનમનાદિથી મહાત્માઓની સેવા ઉઠાવવી પડે છે મહાત્માઓની સ૦ળ દિનથી સેવા કરવી પડે છે, અને કપટ ભાવનો ત્યાગ કરવો પડે છે તેઓના તરફ પૂજ્ય બુદ્ધિ અને પૂર્ણ શ્રદ્ધા ઉત્પન્ન કરવી પડે છે, ભૂલચૂક થતા ખરા અંતઃકરણથી તેમની માફી માગવી પડે છે તેમની આગળ અને તેમની પૂઠ પાછળ એક સરખુ ભક્તપણુ ધારણ કરવુ પડે છે, તેમની તબીયત જોઇને વાત કરવી પડે છે, તેમના હૃદયની વાતો સેવાને માટે વિશ્વાસુ અને ગંભીર થવુ પડે છે, સ્વાર્થાદિ દોષોને હઠાવીને તેમના સદ્વિચારો પ્રમાણે વર્તવુ પડે છે. કુંભાર જેમ ઘડાને ટપલા મારીને પાશરો કરે છે અને જેમ માટીથી માંડીને ઘડા પર્યંતની સ્થિતિ જેમ ઘટને ભોગવવી પડે છે તેમ મહાત્માઓ તરફથી ઘણી શિક્ષાઓ ભોગવવી પડે છે આવી રીતે મહાત્માઓની સેવા કરતા મહાત્માઓની નાભિમાથી ઉઠેલા આશીર્વાદોના યોગ્ય ભક્તો બને છે મહાત્માઓની સેવા કદિ નિષ્ફલ જતી નથી પોતાની સાચી સેવાભક્તિના બળવડે મહાત્માઓનુ હૃદય આકર્ષી શકાય છે કદાપિ મહાત્માઓ હૃદયથી આશીર્વાદ ન આપે તોપણ સાચી સેવાભક્તિમા એટલુ બધુ બળ છે કે તે ઇચ્છિત ફળ આપ્યા વિના રહેતી નથી શ્રદ્ધાથી સેવાભક્તિ કરે તો તે નકી મળે છે

× × × ×

## સંવત્ ૧૯૬૮ ના ભાદરવા સુદિ ૧૧ રવિવાર તા ૨૨ મી સપ્ટેમ્બર સને ૧૯૧૨

જ્યા જ્યા વિભૂતિ આપની ત્યા પ્રાણ મારા પાથરૂ,
તવ નામ પિયુષ પી ઘણુ આનંદથી હમતો ફરૂ,
તુજ નામના ગાનો ફરૂ શ્રવણે સુણાવુ સર્વને
તુજ સદ્ગુણો પ્રગટાવવા જે જે બને તે સૌ કરૂ ૧
તુજ પ્રેમથી અંતર ઝરે એ અશ્રુનો સાગર ભરૂ,
એ અશ્રુના સાગરવિષે ઝીલુ ઝીલાવુ સર્વને

તવ તેજના અંબારમાં દુનિયા સકલ જોતો રહુ,
કાયા અને માયા સહુ એ તેજ જોતા છે નહીં ૨

મારૂ હૃદય સોંપ્યુ તને એ પ્રેમમા અર્પણ સહુ,
જ્યા ભેદનો ખેદજ નથી ત્યા ભેદ શાના માનના,
જે હુ અને જેનુ અરે એ વૃત્તિના મધ્યે રહું,
તે શુદ્ધ તત્ત્વોપાસનામા મસ્ત હુ ગચી રહુ ૩

ગભીર તારા રૂપનો પાર જ લહુ નહિ ધ્યાનમા,
કથતા વણુ બાકી રહે એ વાતનો સાક્ષી તુહિ,
ત્હારા વિના ગમતુ નથી મનમાનતુ નહિ અન્યને,
સહેવાય નહિ વિયોગનો ક્ષણુ લાખ વર્ષો મમ થયો ૪

જે દીલમા આવે અરે તે લેખિની લખતી નથી,
વાણી સહુ કહેતી નથી એ દીન જાણે દીનને,
તારા વિના સાક્ષી નથી તારા વિના રહેવુ નથી,
તારા વિના વદવુ નથી તારા વિના જોવુ નથી ૫

જે તુ અરે તે હુ અરે જે તુ નહીં તે હુ નહિ,
જે જ્ઞાન તે હુ જ્ઞાન તુ હુ ઐક્યમા બીજુ નથી,
જે જે ગુણો ત્હારા અરે મ્હારા અરે તે તે ગુણો,
ત્હારૂ અને મ્હારૂ ખરેખર ઐક્ય છે એ વસ્તુત ૬

હારૂ મારામા દિલમા સ્ફુરે એ સર્વ તારૂ થઇ રહ્યુ
મારૂ અને ત્હારૂ અરે જો ભેદ પણુ ભૂલી ગયો
આનંદને આધાર તુ જિનરાજ ધ્યાને તુ રહ્યો
-બુદ્ધ્યબ્ધિ હર્ષોલ્લાસના કલ્લોલની ધ્વનિઓ કરે ૭

× × × ×

## સંવત્ ૧૯૬૮ ના ભાદરવા સુદિ ૧૪ ને બુધવાર તા. ૨૫ મી સપ્ટેમ્બર સને ૧૯૧૨

મોહપણું વસ્તુમાં થતી હુંપણાની બુદ્ધિનો ત્યાગ કરો અને પશ્ચાત્ તમે દરેક કાર્ય કે જે અધિકાર પરત્વે કરવાનું છે તે કરો પણ તેમાં હું નથી એવી બુદ્ધિથી કરી તો નક્કી ત્યાગની ક્રિયા હાથમાં આવશે અહંમમત્વ મુકીને પશ્ચાત્ અનુભવ કરશો તો જાણે તન હલકા થઇ ગયા હો એવો અનુભવ ભાસશે જે જે વસ્તુઓ આત્માની પાસે હોય તેમાંથી અહંવૃત્તિ દૂર કરી દો તો પાસે રહેલા વિષની પેઠે તે તે વસ્તુઓ પરિતાપ ઉપજાવવા સમર્થ થશે નહીં વિષનો વ્યાપાર કરવાથી વા વિષ પાસે હોય તેથી કંઇ મરણનો ભય નથી પણ વિષ ખાવાથી મરણનો ભય થાય છે તેમ તમે અહંવૃત્તિ વિષનો ત્યાગ કરી દેશો તો પશ્ચાત્ જે જે વસ્તુઓથકી તમે બંધાયા છો તે તે વસ્તુઓ થકી બંધાવાનું રહેશે નહીં જગત્‌ની વસ્તુઓ જગત્‌ને સોંપી દો, અને તમે તટસ્થ રહીને જગત્‌ની વસ્તુઓને જોઇ રહેશો તો તેથી બંધાવાનું થશે નહીં જગત્‌ના પદાર્થોમાં અહં અને મમત્વથી બંધાઇને તમે પરતંત્ર બનો નહીં અહં અને મમત્વભાન વિના તમારી સ્વતંત્રતા કે જે આત્માની સહજ સ્વતંત્રતા છે, તેનો ખ્યાલ કરો અને તેમાં રહેશો તો આખી દુનિયામાં પરમાત્મારૂપ પોતાને દેખી શકશો અહંવૃત્તિ વિના જગત્‌ના પદાર્થો પ્રતિબંધભૂત થતા નથી જગત્‌માં જે જે પોતાનું માન્યું હોય તે અને તેના મમત્વનો મેરૂ પર્વત કરતા અનન્ત ગણો ભાર પોતાના મન ઉપર મૂક્યો હોય છે તેનો ત્યાગ કર્યા વિના ખરી સ્વતંત્રતા પ્રાપ્ત થતી નથી જેનો ત્યાગ કરવાનો છે એના મમત્વનો રાગ કરનારાઓ ત્યાગના ખરા આનંદનો અનુભવ લેઇ શકતા નથી બાહ્ય અને અન્તરના ત્યાગથી જેઓ ત્યાગી બન્યા છે તેઓ ખરા સુખને પ્રાપ્ત કરી શકે છે જે જે વસ્તુઓ તમારી પાસે હોય તેઓના નાશથી શોક ન થવો જોઇએ આવી અવસ્થા પ્રાપ્ત થતા ત્યાગની ખૂબી પ્રાપ્ત થાય છે

૬

## સંવત્ ૧૯૬૮ ના ભાદરવા સુદિ ૧૫ ને ગુરૂવાર તા. ૨૬ મી સપ્ટેમ્બર સને ૧૯૧૨

સાધુઓ અને સાધ્વીઓમાં પરસ્પર ઇર્ષ્યાના યોગે નિન્દાદિ દોષોની વૃદ્ધિ થાય છે, તેથી તેઓ પરસ્પર એક બીજાની નિન્દા કરીને હલકા પડે છે જો તેઓ પરસ્પર એક બીજાના ગુણો તરફ દૃષ્ટિ ધારણ કરે અને દુર્ગુણો તરફ લક્ષ્ય ન રાખે, તો તેઓ મૈત્રીભાવ ધારણ કરીને એક બીજાના ગુણોની પરસ્પર આપતે કરી શકે એક ગામની પૂર્વદિશાએ એક મહાત્મા આવીને ઉતર્યો અને તે ગામની પશ્ચિમ દિશાએ બીજો મહાત્મા આવીને ઉતર્યો ગામના આગેવાનો પૂર્વ દિશાના મહાત્માને કહેવા લાગ્યા કે મહારાજ પશ્ચિમ દિશાનો મહાત્મા કેવો છે ? ત્યારે તેણે કહ્યુ કે એ તો ગધ્ધો છે લોકોએ પશ્ચિમ દિશાએ ઉતરેલા મહાત્માને કહ્યું કે પૂર્વ દિશાએ ઉતરેલો મહાત્મા કેવો છે ત્યારે તેણે કહ્યુ કે એ તો પાડો છે ગામના લોકોએ બન્ને મહાત્માઓ પાસે ઘાસ અને ખાણુ મોકલાવ્યુ મહાત્માએ કહ્યું કે અમારી પાસે ઘાસ અને ખાણુ કયુ મોકલાયા ? ત્યારે સેવકોએ કહ્યું કે ઢોરોને ઘાસ અને ખાણુ આપવુ જોઇએ મહાત્માએ કહ્યું કયા હમ ઢોર હૈ ? ત્યારે પેલા ઘાસ લાવનારે કહ્યુ કે જેની દૃષ્ટિમા અન્ય ગદ્ધાસમાન લાગે છે તેની તેવી વૃત્તિ હોનાથી તે ગધ્ધોજ કહેવાય, અને તેને ઘાસ આપવુ જોઇએ અને જેની વૃત્તિમા અન્ય મહાત્મા પાડા જેવો હલકો ભાસે તે પાડા જેવી વૃત્તિને ધારણ કરનાર હોવાથી તેને ઘાસ અને ખાણુ આપવુ જોઇએ બન્ને મહાત્માઓનુ તે ગામમા અપમાન થવાથી બન્ને ત્યાથી ચાલી નીકળ્યા માર્ગમા બન્ને ભેગા મળી પોતાની વિતકવાર્તા કહીને કહેવા લાગ્યા કે આપણે કોઇની નિન્દા કરવી નહી અને એક બીજાના ગુણોનુ વર્ણન કરવુ તેઓ બન્ને એક ગામમા પૂર્વની પેઠે પૂર્વ અને પશ્ચિમ દિશાએ ઉતર્યા બન્નેની પાસે ગામના લોકો જવા લાગ્યા અને એક બીજાના ગુણોની પ્રશંસા સાભળીને ગામના લોકોએ વિચાર કર્યો કે આ બન્ને મહાત્માઓ છે, કારણ કે એક બીજાના ગુણની પ્રશંસા કરે છે પણ કોઇના દોષની નિન્દા કરતા નથી ગામના લોકોમા તે બન્ને પૂજ્ય થયા તેમ સાધુઓએ પણ એક બીજાના ગુણો ગ્રહણ કરવા લક્ષ્ય દેવું જોઇએ, અને કોઇના છતા દુર્ગુણો પણ નિન્દા ન કરવી જોઇએ અન્ય સાધુઓના નિન્દા વગેરેથી હલકાઇ થાય તેમ વર્તવાથી અન્યોની હલકાઇ થતી નથી, પણ ઉલટી નિન્દકની હલકાઇ થાય છે અને સુજ્ઞ

પાર્શ્વનાથ પ્રભુપર કમઠ યોગીએ વર ધારણ કર્યું તે મરીને મેઘમાલી દેવતા થયો તે વખતે પણ વૈરની યાદી કરીને પાર્શ્વપ્રભુને જલનો ઉપસર્ગ કર્યો. માટે સમજવાનું કે કોઇ ગમે તેવો અપરાધ કર્યો હોય તો પણ તેના ઉપર વૈરભાવ ધારણ કરવો નહીં કારણ કે ધારણ કરેલા વૈરભાવથી આ ભવમા વૈરની પરંપરા વધારીને સંસારમા પરિભ્રમણ કરવું પડે છે શ્રીમુનિસુવ્રતપ્રભુના પૂર્વભવનો મિત્ર કે જે ભરૂચમા અશ્વ થયો હતો તેને હોમમાથી શ્રીમુનિસુવ્રતે ઉપદેશ આપી બચાવ્યો માટે આ ઉપરથી સમજવાનું કે ઉત્તમ સંત મનુષ્યોને મિત્ર કરવા, સાધુઓના ભક્ત બનવું, ધર્મિમનુષ્યોને વ્હાલા થવું જેથી આ ભવના સંબંધે પરભવમા પણ તેઓ ઉચ્ચ થયા હોય તો સ્નેહના સંબંધે આપણો ઉદ્ધાર કરે

× × × ×

## સંવત્ ૧૯૬૮ ના ભાદરવા વદિ ૭ ને ગુરૂવાર તા ૩ જી અક્ટોબર સને ૧૯૧૨

શુદ્ધ નિશ્ચયનયથી અવલોકતા અસંખ્યપ્રદેશી આત્મા અને તેના એકેક પ્રદેશમા જ્ઞાનાદિ અનંત ધર્મ છે એકેક પ્રદેશમા અનંત ગુણપર્યાય રહ્યા છે જેના એકેક પ્રદેશમા સમયે સમયે અનેક ધર્મની અસ્તિતા અને નાસ્તિતા અને રહી છે એવા આત્મા વિના આત્માની સાથે જે જે લાગ્યુ છે તે તે તના જે જે સંબંધે પોતાનું ગણાય છે તે આત્માનુ ,ન હોવાથી તે તે ભિન્ન વસ્તુઓમા અહંબુદ્ધિ કેમ ધારણ કરવી જોઇએ ? શુદ્ધ નિશ્ચયનયથી હું આત્મા છુ જાતિ, લિંગ, વેષઆદિથી ભિન્ન છુ કાયા વગેરેથી ભિન્ન છુ, સર્વથી હુ અસંગ છુ સર્વ પદાર્થોને જાણનાર તથા દેખનાર એવી જ્ઞાનાદિશક્તિમય હુ આમ જ્યારે ઉપયોગથી જોઉ છુ ત્યારે મને કોઇ બંધન જણાતું નથી કોઇ વસ્તુમા પરતંત્ર થવુ એ ભાસતુ નથી હુ પોતે અન્ય પદાર્થોથી પરતંત્ર નથી પણ સ્વતંત્ર હુ એમ નિશ્ચય છે અન્તરમા શુદ્ધ નિશ્ચયનયથી આત્માનુ સ્વરૂપ વિચાર અને બાહ્યથી વ્યવહારને યોગ્ય આચારણ આચ[illegible] નિશ્ચયનયથી આત્માનુ સ્વરૂપ વિચારતા, ધ્યાવતા પોતાની અ[illegible] ને સમજ[illegible] નકની અનંત

જીવો પોતાનું શુદ્ધ સ્વરૂપ ધ્યાઇને અને પ્રાપ્ત કરીને મુક્ત થયા, અને ભવિષ્યમાં મુક્ત થશે. આત્માનું સ્વરૂપ વિચારતાં કર્મની વર્ગણાઓ ખરે છે. આત્માની મૂળ સત્તાના ધ્યાન ઉપર લક્ષ આપ, આત્માની મૂળ સત્તાના ધ્યાનમાં નિર્વિકલ્પ થઇ જા, રાગદ્વેષાદિના વિકલ્પો સમાવવાને માટે આત્માની મૂળ સત્તાનો ઉપયોગી થા. હું ધ્યાન કરનાર ભિન્ન છું, ધ્યાન ભિન્ન છે અને ધ્યેય ભિન્ન છે એવું ભેદ ધ્યાન પ્રથમ તો સર્વને પ્રાપ્ત થાય છે. આત્માનું ધ્યાન ધ્યાતા ધ્યાન ધ્યેયની એકતાએ અભેદ સમાધિમાં પ્રવેશ કરી શકાય છે. કર્મની વર્ગણાઓને બાંધનાર તું છે, અને તેનો નાશ કરનાર પણ તું છે. કર્મને બાંધતી વખતે તારો પર્યાય જુદો હતો. ધ્યાન કરતી વખતે તું ભિન્ન પર્યાય પરિણામી છે, તેથી પર્યાયની અપેક્ષાએ પૂર્વનો તું નથી. આત્મદ્રવ્યની અપેક્ષાએ તું પૂર્વનો છે. વર્તમાનકાળમાં ધ્યાનની દશામાં પૂર્વના અશુદ્ધ પર્યાયના આરોપનું અકર્તૃત્વ તું પોતાનામાં કલ્પીશ નહીં. શુદ્ધ નિશ્ચય નય કથિત શુદ્ધરૂપી એવું પોતાનું સ્વરૂપ તું ધ્યાનમાં ધારણ કર.

× × × ×

## સંવત્ ૧૯૬૮ ના ભાદરવા વદિ ૮ ને શુક્રવાર તા ૪ થી અક્ટોબર સને ૧૯૧૨.

હે પ્રભો! તું અન્તર્યામી છે. તારા ગુણોનો હું પાર પામી શકતો નથી. તું અપરંપાર શક્તિમય છે પ્રભો! મેં જે કાંઇ લખ્યું હોય, મારાથી જે કાંઇ ઉપદેશ દેવાયો હોય, તેમાં છદ્મસ્થદૃષ્ટિથી તમારી આજ્ઞાથી વિરુદ્ધ લખાયું, બોલાયું વા વિચાર્યું હોય તો તેની માફી માગું છું. મેં જે જે અપેક્ષાએ લખ્યું હોય તે સંબંધી ઘણા આશયો હૃદયમાંથી બહાર ન નીકળે તેથી તેનો વાચકો વિપરીત અર્થ કરે, તેમાં મારા અધ્યવસાયની અપેક્ષાએ ભૂલ કરવાની વા વિપરીત અર્થ લોકો કરે એવી બુદ્ધિ ન હોવાથી મારા આત્માનો તું સાક્ષી છે. કારણ કે તું સર્વજ્ઞ છે. સર્વજ્ઞ પ્રભો! હું જાણું છું તેટલું કહી શકતો નથી, અને તેટલું લખી શકતો નથી. આખી જીંદગી પર્યંત બોલવામાં આવે વા લખવામાં આવે તો પણ પ્રજ્ઞાપનીય પદાર્થોનો અનન્તમો ભાગ કથી વા લખી શકાય છે. સર્વજ્ઞ

## સંવત્ ૧૯૬૮ ના ભાદરવા વદિ ૧૧ ને રવિવાર તા ૬ અક્ટોબર સને ૧૯૧૨

આગમોના આધારે ચારિત્ર પાળીને આત્મકલ્યાણ કરવું ના દરેક ગચ્છ વા સંઘાડાના સાધુઓએ જે જે બાબતોમાં મળતાપણું આવતું હોય, અને જે જે બાબતોમાં મળતા રહીને કાર્ય કરવાનું હોય તેમાં મળતા રહીને વર્તવું કોઈની ઉન્નતિ દેખીને ઇર્ષ્યા દ્વેષ, વા અદેખાઈ ખટપટ જેવું કરવું નહીં કોઈની નામ દઈને નિંદા કરવી નહીં તેમજ નીતિની બહાર સ્પર્ધા કરવી નહીં શિથિલ સાધુઓના શિથિલાચાર દૂર કરવા પ્રયત્ન કરવો પણ સાધુધર્મની મર્યાદા ઉલ્લંઘીને કોઈની સાથે વિરોધ કરવો નહીં દરેક ગચ્છના વા સંઘાડાના સાધુઓ ભેગા મળીને એક ઠેકાણે અભ્યાસ કરીને મૈત્રીભાવ વધારે એવી રીતની સાધુ પાઠશાળાઓ સ્થાપવા ઉપદેશ દેવો જોઈએ સર્વ ગચ્છના અને સર્વ સંઘાડાના સાધુઓને મેળ રહે એવા સામાન્ય નિયમો સ્થાપવા કે જે વડે સાધુઓ સ્વપરનું કલ્યાણ કરીને જૈનશાસનની ઉન્નતિ કરે સામાન્ય બાબતને મોટું રૂપ આપીને તકરારો કરી નિંદાઓમાં પડવું ન જોઈએ હાલમાં થોડા કાળ ઉપર શ્રીમદ્ આત્મારામજી મહારાજના સંઘાડાએ કેટલાક નિયમો ઘડ્યા છે અને તેમાંના કેટલાક તો જમાનાને અનુસરી ઉપયોગી છે સાધુઓ જો પોતાના ચારિત્રમાર્ગ તરફ જોશે નહીં અને પરસ્પર એક બીજાની અદેખાઈ, નિંદા, ક્લેશ અને શિથિલતાને સેવશે તો ગોરજીઓની પેઠે હલકા પડી જશે અને પોતાની ઉન્નતિના પર કુહાડો પોતાના હાથે મૂક્યો એમ થશે શ્રાવકોને ગમે તેમ કરીને, અન્ય સાધુઓની નિંદા કરીને પોતાના રાગી કરવા, આવી ખરાબ ટેવ જો સાધુઓમાં હશે તે સાધુ ધર્મ દ્રોહી ગણાશે ખરૂં પૂછવામાં આવે તો તેના ઉત્તરમાં કહેવાનું કે કેટલાક સાધુઓ પરસ્પર એક બીજાની ઇર્ષ્યા નિંદા તથા એક બીજા ઉપર આળ મૂકીને શ્રાવકોની આગળ હલકા પડે છે, અને તેથી સામાન્ય રુચિધારક ગૃહસ્થોની સાધુ તરફની રુચિ ઘટતી જાય છે એકે [illegible] હોય તો બીજાએ ઉથાપવું [illegible] છે તેથી શ્રાવકોને પોતાના પક્ષમાં [illegible] કરે છે અને અન્તે પરિણામ એ આવે છે કે [illegible] સાધુ [illegible] ઘટતી જાય છે સાધુઓમાં મોટા [illegible] બાબતોમાં પરસ્પર ભિન્નતા દેખીને શ્રાવકો પણ પક્ષાપક્ષી કરીને જૈનશાસનની પડતીમાં ભાગ

રહે છે. હવે જમાનો બદલાયો છે, ઘાટ બદલાયો, વેપાર બદલાયા વસ્ત્રો બદલાયા, અન્ય ઘણા ધર્મો હિંદુસ્તાનમાં આવ્યા હવે તો સાધુઓએ શિથિલતાનો ત્યાગ કરીને શુદ્ધ પ્રેમથી એક બીજાની સાથે મૈત્રીભાવ ધારણ કરી જૈનશાસનની ઉન્નતિમાં પરસ્પર મળીને કાર્ય કરવા જોઈએ સ્થાનકવાસીઓ અને દિગંબરોની સાથે પણ મળતી આવતી બાબતમાં મળતા રહીને તે તે બાબતોમાં ભેગા રહીને જૈનધર્મની ઉન્નતિનાં કાર્ય કરવાં જોઈએ કેટલાક જૈનધર્મીઓ જૈનધર્મથી ભ્રષ્ટ થાય છે, તેનાં મૂળ કારણો શોધીને ચાપતા ઉપાયો લેવા જોઈએ જૈનતત્ત્વોનો ફેલાવો કરનાં પુસ્તકોનો ફેલાવો કરવો જોઈએ જૈનધર્મનો ઉદ્ધાર કરવા જે જે યોગ્ય લાગે તે સર્વ ઉપાયો ગ્રહણ કરવા જોઈએ

× × × ×

## સંવત્ ૧૯૬૮ના ભાદરવા વદિ ૧૨ ને સોમવાર તા ૭ મી અકટોબર સને ૧૯૧૨

**ધર્મોદય લક્ષણ**-જ્યારે ધર્મનો ઉદય થવાનો હોય છે ત્યારે ઉત્તમ મહાત્માઓ પ્રગટે છે શાન્ત, દાન્ત, વૈરાગી, ત્યાગી ગુણાનુરાગી, જ્ઞાની એવા સાધુઓ ઉત્પન્ન થાય છે ધર્મની ક્રિયાદિ બાબતની નામાના તકરારો સબંધી અનક્ષ થાય છે, હઠ કદાગ્રહનો ત્યાગ દેખવામાં આવે છે સમાજ મંડળો વગેરેદ્વારા ઉન્નતિની હીલચાલો દેખવામાં આવે છે કુસંપ આદિ અવનતિના મૂળીઆને મૂળમાંથી ઉખેડી નાખવામાં આવે છે લોકો સત્યના રાગી થતા દેખવામાં આવે છે, સાચું એ મારૂં એવી માન્યતાને સ્વીકારનારા લોકો ઉત્પન્ન થાય છે અહંકાર અને દ્વેષને દૂર કરીને ધર્મ કાર્યની સેવા કરનારા મનુષ્યો પ્રગટી નીકળે છે સાધુઓ ઉપર ગ્રહસ્થોની ભક્તિ વધતી જાય છે સાધુઓ પોતાના આચાર વિચારમાં તત્પર રહે છે અને ગ્રહસ્થો ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચારે વર્ગનું આરાધન કરવા તત્પર રહે છે પ્રગતિના માર્ગ તરફ લોકોના રૂચિ થતા જાય છે દેવ, ગુરૂ અને ધર્મની શ્રદ્ધા લોકોમાં વધતી જાય છે. અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય, પરિગ્રહ ત્યાગ, દાન, તપ, પરોપકાર વગેરે ગુણોનો આદર કરવા ન તૈયાર થાય છે આગમોના ઉપર લોકોની શ્રદ્ધા

## સંવત્ ૧૯૬૮ ના આસો સુદિ ૧ ને શુક્રવાર તા ૧૧ મી ઓક્ટોબર ૧૯૧૨

આત્મન્ !!! ભૂતજીંદગીનું સ્મરણ કર, વર્તમાન જીવન કેવું વહે છે તેનો વિવેક કર મનુષ્યો! જાગૃત કરવા પ્રયત્ન કર ! મનુષ્યોને ધર્મમાર્ગ પ્રતિ વાળ ! મિથ્યા એવી વસ્તુઓના મમત્વમાં ઘણા મુંઝાઇને અમૂલ્ય એવી જીંદગીને હારે છે અજ્ઞાનથી જીવો માટીના ઘર જેવી જડ વસ્તુઓના મમત્વથી બંધાઇને અધોગમા પ્રવેશ કરે છે, તેઓ પોતાના આત્માની મહત્તા અવબોધે તો જ પોતાના આત્માઓ પ્રતિ ઉચ્ચભાવ ધારણ કરતાં શીખે રજોગુણ અને તમોગુણથી મનુષ્યો સત્ય તરફ ગમન કરી શકતા નથી આત્માને સમ્યગ્ આત્મરૂપે અવબોધ્યા વિના જડની કિમ્મત કરતા આત્માની મહત્તા જણાતી નથી અને જ્ઞાન વિના શુદ્ધપ્રેમ ધારણ કરી શકાતો નથી શ્રી સદ્ગુરુ જી આગમમાર્ગમાં કથે છે કે પરમપૂજ્ય પૂજ્ય આત્મા છે પરમપરમેષ્ઠી આત્માના ગુણો પ્રગટાવવામાં નિમિત્તકારણ છે અને ઉપાદાનકારણ આત્મા છે આત્મા જ પરમપરમેષ્ઠિરૂપ છે ઉપાદાનપણે આત્મામાં પરમપ્રભુ ત્વના ગુણો સત્તાએ રહેલા છે તેનો આવિર્ભાવ કરવા શુદ્ધોપયોગથી શુદ્ધ ચારિત્રમાં સ્થિર થવાની જરૂર છે પુદ્ગલના સંગથી રહિત એવો જ્યારે આત્મા થશે ત્યારે ચોરાશીના ફેરા ટળવાના છે પરમાત્માનું અવલમ્બન લેઇને આત્મામાં રહેલી પરમાત્મ સત્તાને પ્રગટ કરવા તીક્ષ્ણ ઉપયોગ વડે આત્મામાં રમણતા કરવાની જરૂર છે જે પુદ્ગલોની દુનિયા યાચના કરે છે અને જે પુદ્ગલો માટે દુનિયા લડી મરે છે તે પુદ્ગલોમાં સુખ નથી તે પુદ્ગલોની એઠને અનંત જીવોએ ભોગવી છે તેમાં હવે કેમ રાચવું જોઇએ, અને માચવું જોઇએ ? અત્યન્ત ન રાચવું જોઇએ અને ન માચવું જોઇએ જે લક્ષ્મી વગેરે પૌદ્ગલિક વસ્તુઓની કંઇ કિમ્મત નથી તેની લોકો કિમ્મત કલ્પીને અમૂલ્ય એવા મનુષ્યો વગેરેના આત્માઓના ભલા માટે કંઇ પણ કરતા નથી, તેવા લોકો હજી મનુષ્યપણાની ખરી કિમ્મત સમજી શકવાને લાયક બન્યા નથી અજ્ઞાની લોકોને સમાનધર્મીઓ ભૂખે મરે છે, દુઃખી થાય છે તેની કંઇ પરવા નથી અને જે લક્ષ્મી કે પરભવમાં એક પગલું પણ સાથે ભરનાર નથી, તેને માટે તેઓ ગાંડા થયે છે જડ વસ્તુઓની આગળ આત્માઓ દેવો જેવા છે, તેમ છતાં દેવો જેવા આત્માઓની સેવાભક્તિ ત્યજીને અજ્ઞાની લોકો જડ એવી લક્ષ્મીને દેવ તરીકે માનીને પોતાની જીંદગીને

બ બાદ કરે છે જડ વસ્તુઓની આગળ આત્માઓની કઇ મહત્તા નથી એવુ જેઓ માને છે તેના હૃદયમા મ્હી પ્રભુ ની વા પ્રભુના ગુણોનો ધ્યેયરૂપે વાસ થતો નથી એવા લોકોને પણ જાગ્રત કરીને આત્માની મહત્તા સમજાવવા પ્રયત્ન કર !

× × × ×

## સંવત ૧૯૬૮ ના આસો શુદિ ૨ ને શનિવાર તા ૧૨ મી અકટોબર ૧૯૧૨

શ્રદ્ધા વિના કાર્યની સિદ્ધિ થતી નથી શ્રદ્ધાથી આત્મામા કાર્ય કરવાની શક્તિ વધે છે શ્રદ્ધા વિના આત્માની હાનિ થાય છે મંત્રના આરાધનમા પણ શ્રદ્ધા વિના ઇષ્ટ સિદ્ધિ થતી નથી. પુત્રની પિતાના ઉપર શ્રદ્ધા હોય છે તો પિતાના હાથે પુત્રનુ ભલુ થાય છે પુત્રીની માતા ઉપર શ્રદ્ધા હોય છે તો પુત્રીનુ હિત કરવામા માતાની લાગણી પ્રેરાય છે ભક્તોની ગુરૂ ઉપર શ્રદ્ધા હોય છે તો ગુરૂના ઉપદેશ વડે તેઓનુ કલ્યાણ થાય છે શિષ્યની ગુરૂ ઉપર શ્રદ્ધા હોય છે તો ગુરૂની વાણીની અસર સારી થાય છે અને ગુરૂના સદુપદેશ પ્રમાણે શિષ્ય પ્રવર્તે છે, અને તેથી તે આત્મોન્નતિ કરી શકે છે સંશયશીલ આત્મા હણાય છે અને શ્રદ્ધાશીલ આત્મામા ઉદય થાય છે શ્રદ્ધાના ઉપર એક શેઠનુ અને કઠીયારાનું દૃષ્ટાંત નીચે પ્રમાણે સમજવુ –

એક નગરમા એક સાધુ રહેતો હતો, તેની સેવા એક વણિક શેઠ કરતો હતો ગુરૂને દરરોજ દેવતાની સાધના માટે વિનતિ કરતો હતો પણ ગુરૂ તેને યોગ્ય જાણતા નહોતા એક દિવસે તેણે સાધુને કહ્યું કે મને મંત્ર આપો આપ્યા વિના છૂટકો થવાનો નથી સાધુએ તેને મંત્ર આપીને કહ્યુ કે ગામની બહાર એક વડતળે ધૂળનો ઢગલો કરી તેના ઉપર તરવાર ખોસીને તુ ઝાડ ઉપર ચઢીને મંત્ર ભણી ભૂશકો માર કે જેથી તને દેવતા તુર્ત પ્રસન્ન થશે પેલો વાણિયો ગામની બહાર વડના ઝાડ નીચે તરવાર ખોસી ઝાડ ઉપર ચઢયો મનમા વિચારવા લાગ્યો કે શુ આ વાત ખરી હશે ? આ તો મારા નાશનો ઉપાય લાગે છે એમ ચિંતવી નીચે ઉતર્યો, પાછો વૃક્ષ ઉપર ચડયો અને પડવાની તૈયારી કરતા વિચારવા

લાગ્યો કે આ કાળમા દેવતા કયાથી આવે ? દેવતા હશે કે કેમ ? સાધુને ભ્રાંતિ થઇ હશે અથવા તેઓનુ વચન અસત્ય હશે ? આ પ્રમાણે વિચાર કરીને ઉતરતો હતો અને પાછો ચઢતો હતો એકસોઆઠ વાર એમ ચઢ્યો ને ઉતર્યો એવામા ત્યા એક કઠિયારો ભારી લેઇને આવ્યો તેણે શેઠને બધુ વૃત્તાંત પૂછ્યુ કઠીયારાએ તે કાર્ય કરવાનુ માથે લીધુ અને મંત્ર શીખી વૃક્ષ પર ચઢીને મંત્ર બોલી પડ્યો કે તુર્ત વચમાથી દેવતાએ ઝીલી લીધો અને ઇષ્ટ વર આપ્યુ અને દેવ । જવા લાગ્યો ત્યારે શેઠ કહેવા લાગ્યો કે હે દેવ ઉભા રહો ! હવે હુ મંત્ર ભણી ઝાડ પરથી પડુ છુ દેવતાએ કહ્યુ કે હવે માથાકૂટ ન કર ! હવે પડીશ તો મરી જઇશ એ તો વિશ્વાસથી કાર્ય થાય છે આ પ્રમાણે કહી દેવતા અન્તર્ધાન થઇ ગયો આ દૃષ્ટાંત ઉપરથી સમજવાનુ કે શ્રદ્ધાથી ઇશક્તિયો ખીલે છે, શ્રદ્ધાથી નાનુ બાળક માતાના ખોળામા રમે છે અને તેનુ પોષણ થાય છે શ્રદ્ધા વિના કોઇ પણ કાર્ય કરી શકાતુ નથી શ્રદ્ધા વિના દુનિયાનો વ્યવહાર ચાલી શકે નહીં પરોક્ષ એવા પરમાત્મા ઉપર પણ શ્રદ્ધા વિના ભક્તિ રહે નહિ શ્રદ્ધા એજ ધર્મનુ મૂળ છે

× × × ×

## સવંત્ ૧૯૬૮ ના આશો સુદિ ૩ ને રવિવાર તા ૧૩ મી અક્ટોબર ૧૯૧૨

જૈનોમા પણ સુધારકો અને જુનાઓ એમ બે પક્ષ પડવાનો સંભવ જણાય છે જૈનધર્મના આગમોની માન્યતા અને આચાર વિચારથી શૂન્ય એવા કુધારાને સુધારાના નામે ચલાવનારાઓને વિજય પ્રાપ્ત થવાનો નથી' જૈન સુધારાની વ્યાખ્યા હાલના કેટલાક કુધારકો કરે છે તે સુધારાની વ્યાખ્યા પરિપૂર્ણ સાચી નથી જૈનાગમોની શ્રદ્ધાથી ભ્રષ્ટ અને સદાચારથી ભ્રષ્ટ એવા સુધારાભાસકો પોતાની ભૂલોને દેખશે અને પોતાના વિચારોમા ખામી દેખીને આગમોના આધારે પ્રવર્તશે તો તેમનામાં ખરા પ્રગટશે. સુધારાભાસકો વિચારે છે કે લોકોને અમારી તરફ વળવામા સાધુઓ હરકત કરે છે પણ સાધુઓનુ મૂળ ખોદી કાઢવામા આવે તો માર્ગ સાફ થાય આવા તેમના વિચારોમા જુસ્સાના આવેશથી તેઓ

જૂનં દેખતા નથી, પણ સત્યની દૃષ્ટિએ દેખતા ઘણી જૂનો રહે છે આપણા જૂના રીત રીવાજોને અને આગમોને બાધ ન આવે એવી રીતે જમાનાને અનુસરી પ્રગતિ કરી શકાય એવી સ્થિતિમાં આચારો મૂકવા એજ સુધારો કહી શકાય જે લોકો જૈનાગમો જાણતા નથી અને જૈનાગમોની નિન્દા કરે છે, તેઓ મૂર્ખનું ડહાપણ ધારણ કરે છે યોગ્ય એવા સુધારાઓ કરવાની જરૂર છે અને તે બહુ ડહાપણ ભરેલી રીતે ધીમે ધીમે આગમોને આગળ કરીને કરવાના છે, એમ જો નહીં કરવામાં આવે અને સ્વચ્છંદ મતિથી નાસ્તિકતાનો ફેલાવો કરવામાં આવશે, તો ત્રિશંકુના જેવી અવસ્થા થઈ પડશે પ્રાચીનકાળની જનો આગળ પડતો ભાગ લેનારા છે જૈનોના આગમોમાં જે સદાચારો અને સદ્‌વિચારો દર્શાવ્યા છે તે સુધારકોની છેલ્લી શોધ છે આપણું પ્રાચીન તપાસવામાં આવે અને તેનો સુધારકોના સુધારાની સાથે મુકાબલો કરવામાં આવે તો પ્રાચીનની સત્યતા જણાઈ આવશે પાશ્ચાત્ય લોકો આપણા પ્રાચીન તત્ત્વોની પ્રશંસા કરે છે પાશ્ચાત્ય લોકોનું બધું ખરૂં છે એવો ભ્રમ કદિ રાખવો નહિ પાશ્ચાત્યોના આચારો વિચારો અને આપણા આચારો વિચારોનો મુકાબલો કરીશું તો તેમાં આપણું સત્ય લાગશે, સંપ-પ્રેમ, સહાય, ઉદ્યમ, બહાદુરી, ખરી નીતિ, ટેક, સહનશીલતા, આત્મભોગ વગેરે આપણા ગુણો તેઓમાં ગયા અને દુર્ગુણોથી આપણે મિત્રાચારી કરી તેથી આપણા લોકોની અવનતિ થઈ છે આત્માના ગુણો પ્રાપ્ત કરવાની તૈયારી કરો જુનાઓએ દુરાગ્રહ અને વ્હેમી બાબતોમાં 'ન્હોરાના નાડા'ની પેઠે કદાગ્રહ કરીને યોગ્ય સુધારાના ઉદય માર્ગમાં કાંટા નાખવા નહિ આત્માના ગુણોથી આપણો ઉદય થવાનો છે પોતાના આત્માની મહત્તા અવબોધો પોતાના આત્માની પેઠે અન્યોને ગણીને તેઓની સાથે શુદ્ધ ભાવથી વર્તીને તેઓને મદદ કરો શ્રી મહાવીર પ્રભુના માર્ગમાં સ્થિર થાઓ શ્રદ્ધાથી આત્મબળ ખીલશે અને તેથી આપણો ઉદય થશે

× × × ×

## સંવત્ ૧૯૬૮ ના આસો સુદિ ૪ ને સોમવાર તા ૧૪ મી અકટોબર ૧૯૧૨

અધ્યાત્મશાસ્ત્રો વડે આત્માનું સ્વરૂપ અવબોધીને આત્માનું સ્વરૂપ અનુભવવા પ્રયત્ન કરવો જોઇએ આત્માનો આનન્દ આસ્વાદ્યા વિના પર ભાવની તૃષ્ણાનો દાહ ટળતો નથી, અને તે વિના ખરી શાંતિ થતી નથી આત્માનો અનુભવ કરીને આત્મામાં રમણતા કરનારાઓ જે પ્રકાશ મેળવે છે તે બાહ્ય વિદ્યાના અભ્યાસથી અવબોધવાને શક્તિમાન્ થતા નથી આગમોમાં કહેલું એવું આત્માનું સ્વરૂપ જાણીને શુષ્કજ્ઞાનની દશામાં પડી રહેવું નહિ કિન્તુ આત્મામાં ઉંડા ઉતરીને નિર્વિકલ્પદશામાં સ્થિર થઇ શુદ્ધ જ્ઞાનનો અનુભવ લેવો શાબ્દિક તાર્કિક ઝઘડાઓની વિટંબનામાં અહંત્વ સ્ફુરે છે બાહ્ય પદાર્થોમાં વારવાર અહંત્વ સ્ફુરે છે તેથી આત્માના આનન્દરસની નદીઓ, વાદના પ્રદેશમાં ક્લેશ તાપથી સુકાઇ જાય છે જે મનુષ્ય એકવાર આત્માના શુદ્ધધર્મમાં રમણતા કરવાને ઉંડો ઉતરે છે, અને કંઇક અનુભવ મેળવે છે તેને ફક્ત બાહ્ય જીવને જીવવાની રૂચિ રહેતી નથી જે મનુષ્ય અન્તરના શુદ્ધ આત્મામાં તલ્લીન થઇને આત્માના આનન્દરસને પ્રગટાવે છે તેનું બાહ્યજીવન પણ આનન્દની કાન્તિથી ખીલેલું લાગે છે આત્મામાં અન્તર્દષ્ટિથી ઉંડા ઉતરવાથી કર્મની પ્રકૃતિયો ટળે છે અને ભેદભાવના નિયમોનું એકાન્ત સાંપ્રદાયિક રચનાઓનું બંધન તેને બંધરૂપ લાગે છે, અને તે અસંખ્ય ભેદોમાં છુપાયલા આત્માઓને પોતાના જેવા દેખવા સમર્થ બને છે, અને તેથી તે વિશુદ્ધ પરિણામતા વીર્યોલ્લાસને ધારણ કરવા સમર્થ બને છે આત્માના જ્ઞાનની ઉચ્ચભાવાવસ્થામાં શુદ્ધ પ્રેમનો પ્રવાહ અનવધિ વહેવા માંડે છે, અને તેથી ઉચ્ચ પરિણામે ધારણ કરનાર આત્મા, ઉપરના ગુણ સ્થાનકને પ્રાપ્ત કરે છે બાહ્ય દુનિયાના સ્વરૂપને તે બાહ્યરૂપને તે બાહ્યરૂપે દેખે છે, અને અન્તરને અન્તરૂપણે દેખે છે તે તટસ્થપણે સર્વને દેખતો છતો સામ્યના પ્રદેશો તરફ પ્રવૃત્તિ કરે છે અને પ્રભુ શ્રીવીરના વચનોના અનુસારે આત્માના પ્રદેશે પ્રદેશે રહેલી અનન્તજ્ઞાનાદિ ઋદ્ધિના પ્રદેશો પાસે વસવારૂપ પામે છે, અને એ પ્રદેશે પણ પોતે છે એમ અનુભવીને ભેદદૃષ્ટિનો અભેદ ભાવમાં લય કરે છે શ્રુતજ્ઞાન વડે આત્મદ્રવ્યની ઉપાસના કરનારો પોતે પોતાને કર્તા, કર્મ, કરણ સંપ્રદાન, અપાદાન, અને અધિકરણકારકરૂપે અનુભવે છે અને તે સર્વ કારકોને પોતાનામાં અભેદ રૂપે દેખે છે અને પરમસુખની ખુમારી પામે છે

× × × ×

## સંવત્ ૧૯૬૮ ના આસો સુદિ ૫ ને મંગળવાર તા° ૧૫ મી અક્ટોબર સને ૧૯૧૨

આત્મન્! પોતાના શુદ્ધધર્મનું અન્ય કોઇથી અપમાન થવાનું નથી બાહ્ય સંયોગો તરફ અવલોકતાં માન અને અપમાન છે પણ અન્તરની દૃષ્ટિથી આત્માના શુદ્ધધર્મના ધ્યાનમાં વિચારતાં માન અને અપમાનની કલ્પના આત્માને કદનવા શક્તિમાન થતી નથી અશુદ્ધ રાગદ્વેષની પરિણતિવડે પોતાનું અપમાન પોતાના હાથે કરી શકાય છે જે મનુષ્યો અન્યોના આત્માઓનું અપમાન કરવા ઇચ્છે છે તેઓ પ્રથમ અશુભેચ્છા વડે પોતાના આત્માનું અપમાન કરે છે કારણ કે અપમાન કરવાની અશુભપરિણતિવડે પ્રથમ પોતાના આત્માને કલંકિત કરે છે જેઓ અન્યોના આત્માઓને ધિક્કારી કાઢે છે, તેઓ પ્રથમ આત્મામાં ઉત્પન્ન થયેલી અશુભપરિણતિ વડે પોતાને ધિક્કારી કાઢીને નીચ બને છે જેઓ અન્યોનું જે જે અશુભ ઇચ્છે છે તેઓને તે તે અશુભપરિણતિવડે અશુભ પ્રાપ્ત થાય છે રાગદ્વેષવડે અન્યો પ્રતિ જેવું ઇચ્છવામાં આવે છે તેવું રાગદ્વેષની પરિણતિથી પરિણામ પામેલા આત્માને પ્રાપ્ત થાય છે અન્તરમાં આ સંબંધી વિશેષ વિચાર કરવામાં આવે તો કદી કોઇનું અપમાન કરવાની વૃત્તિ થાય નહિ, તેમજ અન્તરમાં આ સંબંધી ઉપયોગ દેવામાં આવે તો રાગદ્વેષની પરિણતિવડે લેપાયમાનપણું થાય નહિ તથા આત્માની શુદ્ધિમાં પ્રતિદિન વૃદ્ધ થતી જાય અન્ય મનુષ્યો અપમાન-ધિક્કારની જે જે ચેષ્ટાઓ કર તેનો આત્માને સંબંધ નથી, એવો નિશ્ચય કરીને આત્માને નિર્લેપ ભાવવો અસંખ્યપ્રદેશી આત્માનું અન્તરદૃષ્ટિથી અવલોકતાં કોઇ અપમાન કરવા સમર્થ નથી માન અને અપમાનમાં મમત્વની કલ્પના કરનારી બહિર્વૃત્તિથી શુદ્ધાત્મા ન્યારો છે, અને તેના સ્વભાવમાં રમણતા કરવી એજ મુખ્ય કાર્ય છે એવો નિશ્ચય કરીને તેમાં સતત તન્મય રહેનારને માન અને અપમાનમાં સમત્વ રહે છે આવી દશાના વિચારોને આચારમાં મૂક્યા વિના હોળીના રાજાની પેઠે વા ઉન્માદીની પેઠે શુષ્કપણું ધારણ કરવાથી આત્મ કલ્યાણ થતું નથી કોઇ પણ આત્માનું અપમાન કરીને તેનામાં ક્ષોભ ઉત્પન્ન કરવાથી ભાવહિંસાનો દોષ લાગે છે સાધુપણાની ઉચ્ચ ભૂમિકામાં પ્રવેશ કરતાં પ્રમાદ ન નડે એવો ઉપયોગ રાખવાની જરૂર છે **આત્માના સદ્‌ગુણોમાં વિઘ્ન નાખનારી માનાપમાનની વૃત્તિને જીતવાથી પોતાના આત્માને ખરા રૂપે દેખી શકવાનો અનુ**

ભવ પ્રકટે છે. લાખો ઘણા અવા વિચારો કરીને પણ એક ઘણુ આચા રમા મૂકવાનો નિશ્ચય કરીને આન્તરિક જીવન વડે જીવવુ જોઇએ

× × × ×

## સંવત્ ૧૯૬૮ ના આસો સુદિ ૯ ને શનિવાર તા ૧૯ મી અક્ટોબર ૧૯૧૨

સદ્વિચારો વડે દુનિયાને જાગ્રત્ કરી શકાય છે જે આત્માઓમા સદ્વિચારો પ્રગટે છે, તેઓ હળવે હળવે તે પ્રમાણે વર્તવાની ગતિ કર્યા કરે છે **મગજને વિશ્રામ મળે તેમ વર્તવાની જરૂર છે મગજ થાકે એટલે વિચારો કરતા બંધ પડવુ જોઇએ** નેપોલીયન બોનાપાર્ટમા એવી શક્તિ હતી કે તે પોતાની મરજી પ્રમાણે ઉંઘે તે ધાર્યા વખતે સુઇ જતો અને ધાર્યો વખતે ઉઠતો તે ચાલતી લડાઇએ આનન્દથી કાવ્યો રચતો હતો પોતાની પાસે પડેલા બંદુકના ગોળાથી ધૂળ ઉડતી તેને તે લખેલા કાગળ ઉપર નાખતો તે અડધા કલાક પર્યંત ઉંઘતો **તેનો દૃઢ સંકલ્પ હતો કે જેથી તે ધારે તે પ્રમાણે તેને ઉંઘ આવતી હતી.** અમેરીકાના રૂઝવેલ્ટમા પણ મગજને તાબે રાખીને કાર્ય કરવાની શક્તિ ઉત્પન્ન થઇ છે તેને ગોળી મારનાર ઉપર પણ તેણે ક્રોધ કર્યો નહી છાતીમા ગોળી બે ઇંચ પેસી જવા છતા ભાષણના ટાઇમને સાચવવા માટે દોઢ કલાક ભાષણ આપ્યા બાદ છાતીમાથી ગોળી કઢાવી. હાલ તેની તબીયતમા સુધારો થતો જાય છે પાશ્ચાત્ય પ્રજામાં વખતસર કાર્ય કરવાનો રીવાજ પડેલો છે તેઓ વખતની તથા વિચારની તથા કાર્યની અતિ કિમ્મત આંકે છે ટાઇમ સર દરેક કાર્ય કરવાની ટેવથી તેઓ કર્મયોગીઓ થયા છે ટાઇમસર સર્વ કાર્ય કરવા માટે તેઓ સદા આતુર રહે છે તેઓ વિચારને આચા રમા મૂકવા પ્રયત્ન કરે છે આર્યાવર્તમા તેઓનામા રહેલા ઉત્તમ ગુણો જેવા કે સપન્ન-નિયમસર કાર્ય કરવાની ટેવ-સમયની કિમ્મત આંકવી વગેરે દાખલ થશે તો આર્યાવર્તની ઉન્નતિ થશે **નિયમિત વિચારો અને આચારોનું સેવન કરવુ એ સ્વોદયનુ પ્રથમ ચિન્હ છે** અનેક કાર્યમા ગુંથાયલા મગજને કાયા અને વાણીને શાન્તિ આપવાની ખાસ જરૂર છે **મન, વાણી અને કાયાની પાસેથી હદબહાર કામ લેવાથી ધાર્યા કરતા હાનિ વિશેષ**

પહોંચે છે મન, વાણી અને કાયાને આરામ આપવાથી શાન્તિ મળે છે અને તેઓ દ્વારા પુન કાર્યો સારી રીતે કરી શકાય છે છેલ્લી જીંદગીમા દુનિયાના વ્યાપારો વિરામ પામીને પરમાર્થતની સેવા કરવી સાધુઓએ છેલ્લી જીંદગીમા આ મ સેવો શાન્ત સ્થળમા સાધુઓએ છેલ્લી જીંદગી ગુજારવી અને પરમાત્માનુ ધ્યાનજ ધરવુ સ્વચ્છ હવા, શાન્ત સ્થળ, પવિત્ર સ્થાન, સાત્વિક આહાર, પ્રભુ ભક્તિ ઇત્યાદિના સેવન થકી ગૃહસ્થોએ વિશે પત છેલ્લી જીંદગી ધર્મમા ગાળવી

× × × ×

## સંવત્ ૧૯૬૮ ના આસો સુદિ ૧૦ ને રવિવાર તા. ૨૦ મી અકટોબર સને ૧૯૧૨

આત્માનુ ચિંતવન કરવામા મન જોડાય છે તો મનવડે મોક્ષની સાધના થાય છે પચેન્દ્રિયના વિષયોમા રાગ અને દ્વેષ વડે મન ભટકે છે તો તે મન તેજ સસાર છે મનમાથી વિષયોની વાસના ટળે છે તો શરીર પણ પવિત્ર રહી શકે છે મનની અસર શરીર પર થાય છે અધ્યાત્મનયની અપેક્ષાએ રાગ દ્વેષાદિ મોહના વિકલ્પસહિત ચિંતવન તે જૈન શૈલીએ મન કહેવામા આવે છે મન જો મરે છે તો સર્વ પ્રકારની આતરિક અશાન્તિ વિલય પામે છે મનને હળવે હળવે આત્માના ગુણો તરફ વાળવુ, મન ઉપર વિજય મેળવ્યા વિના કદિ મહા વિજય પ્રાપ્ત કર્યો એમ કથી શકાય નહિ મનના ઉપર વિજય મેળવનાર આખી દુનિયા ઉપર વિજય મેળવી શકે છે મનને જીત્યા વિના કદી ખરો સયમ પ્રાપ્ત કરી શકાતો નથી સ્થૂલ દુનિયાના ઉપર વિજય મેળવી શકાય પણ મનના ઉપર વિજય મેળવવો એ કાર્ય ધાર્યા કરતા પણ અત્યત દુષ્કર છે આખી દુનિયાનુ રાજ્ય પ્રાપ્ત કરવુ તે સહેલ છે પણ મનમા ઉત્પન્ન થનાર મોહને જીતવો તે મુશ્કેલ છે લશ્કરીનો પોષાક માત્ર પહેરવાથી ખરા લડવૈયાનુ પદ મળી શકતુ નથી, પણ યુદ્ધમા વીરત્વ બતાવવાથી ખરા લડવૈયાનુ પદ મળે છે તેમ સાધુનો વેષ ધારણ કરવા માત્રથી કઇ મનમા ઉત્પન્ન થનાર મોહને જીતી શકાતો નથી, પણ મોહના વિકારો સાથે યુદ્ધ કરવાથી ખરુ સ ... નુ થાય છે. મે મોહને જીત્યો છે, એવુ કદી

સાધુઓએ અભિમાન ધારણ કરવુ નહિ, કારણ કે એવો થનો અભિમાન પણ મોહ છે વિષયોમા મોહ ઉત્પન ન થાય એવી ભાવના ભાવ્યા કરવી ક્ષાયિકભાવે મોહ ક્ષીણ થયા વિના મોહનો ઉપશમ ભાવ થયે છતે કૃતકૃત્ય થયો છુ એમ માની બેસુ નહિ રાગ દ્વેષની ઉત્કૃષ્ટ સામગ્રી મળતા મોહનો ઉપશમભાવ ટકી શકતો નથી મોહનો ઉપશમભાવ અને ક્ષયોપશમભાવ સદાકાલ રહેતો નથી, માટે અપ્રમત્તપણે આત્માના ધર્મમા ઉપયોગવડે રમણતા કરવી મનમા ઉત્પન્ન થનાર મોહનો કદિ વિશ્વાસ ધારણ કરવો નહિ કારણ કે અનુપયોગ સામા મનમા મોહનુ સામ્રાજ્ય પ્રવર્તે છે એમ સમજી લેવુ મનમા ઉત્પન્ન થતી અનેક દુષ્ટ વાસનાઓનુ મૂળમાથી ક્ષય કરવા પ્રયત્ન કરવો એક ભવમા કઇ સપૂર્ણ કાર્ય સિદ્ધ કરી શકાય નહિ આખા ભવપર્યંત મોહની સાથે યુદ્ધ કરવાની જરૂર છે શુદ્ધ ભાવથી આત્માને ભાવી નિર્મલ કરવા પ્રયત્ન સેવવો જોઇએ મનની નિર્મલતા એજ મુક્તિનો સિદ્ધો માર્ગ છે

× × × ×

## સવત્ ૧૯૬૮ના આસો સુદિ ૧૪ ને ગુરૂવાર તા ૨૪મી અક્ટોબર ૧૯૧૨

પહેલા વૃદ્ધાવસ્થા થતા લોકો પ્રવૃત્તિમાર્ગથી પારગત થઇને ધર્મ સેવા ભક્તિ વગેરેમા સ્વકીય જીવન ગાળતા હતા હાલમા મનુષ્યો વૃદ્ધ થયા છતા માયાના ફદમા ફસાઇને પોતાની જીદગીના ચરમ ભાગને પણ માર્ગ કાર્યમા વાપરતા નથી કોઇ વિરલા મનુષ્યો પોતાની વૃદ્ધાવસ્થા આવતા નિવૃત્તિ તરફ વળે છે વૃદ્ધાવસ્થાયામા જેનો ઉપાધિમાર્ગનો ત્યાગ કરીને પરમાર્થ જીવન ગાળતા હોય એવા થોડા માલુમ પડે છે છેલ્લી જીદગીમા પણ ધર્મની પ્રાપ્તિ માટે જેઓ આત્મભોગ આપતા નથી એવા મનુષ્યોનુ જીવવુ પ્રશસ્ય ગણાતુ નથી ગુણોથકી જે જેનો બનેલા હોય છે, તેઓ ગૃહવાસમા પણ પચ્ચાસ વર્ષ ઉપરનો જીદગીને ધર્મકાર્યમા ગાળે છે યુવાવસ્થામા ધર્મની સેવા કરી શકાય છે સાધુઓ યુવાવસ્થામા ધર્મની જેટલી સેવા બજાવી શકે છે તેટલી વૃદ્ધાવસ્થામા બજાવી શકતા નથી દેશવીર, ધર્મવીર, કર્મવીર ઇત્યાદિ વીરો જગત્મા

પોતાનુ નામ અમર કરી શકે છે કંચન અને કામિનીના ત્યાગી એવા સાધુઓ પ્રભુના ધર્મનો ફેલાવો કરવા સમર્થ થાય છે, અને તેઓના હાથે ધર્મનો ઉદ્ધાર થાય છે ધર્મનો ફેલાવો કરવા જેણે જીદગીનો હોમ આપવો હોય તેણે તો યુવાવસ્થામા સાધુ થઇને ઉપદેશ દેવા બહાર નીકળી પડવુ જોઇએ, અને વૃદ્ધાવસ્થા છતા ધ્યાનમાર્ગમા વિશેષત જીવન ગાળવુ જોઇએ જૈનોમા આત્મભોગ આપનારા વીરપુરૂષો ઉત્પન્ન થતા નથી તેનુ કારણ એ છે કે તેઓ વણિકપણાની વૃત્તિને તજીશકતા નથી ગમે તેટલુ જુનુ હોય પણ જૈનાગમોથી વિરૂદ્ધ હોય અને તેમજ જૈનધર્મના ઉદયમા વિઘ્ન નાખનાર હોય તેનો ત્યાગ કરવો જોઇએ આત્મ વીર્ય ફોરવનારા જૈનો પ્રગટાવવા માટે આર્યસમાજીઓની પેઠે જૈનધર્મની પરિપૂર્ણ કેળવણી અને વ્યાવહારિક કેળવણી અપાય એવાં ગુરૂકુળોની સ્થાપનાઓ થવી જોઇએ જેઓના હાડોહાડમાં જૈનધર્મની શ્રદ્ધા વ્યાપી રહી હોય અને જેઓની નસોનસમા જૈનધર્માભિમાનનુ લોહી વહેતુ હોય અને જેઓ તન, મન, ધન સત્તાનો ભોગ આપવાને તૈયાર થઇ ગયા હોય એવા જ્ઞાની જૈનોથી જૈનધર્મનો ફેલાવો થવાનો છે એમ ન ળી માનુ એવા મહા પુરૂષોના કાર્યમા તન, મન અને ધનથી સહાયક બનનારાઓ મહાફળ પ્રાપ્ત કરી શકે છે મનુષ્યોના દુર્ગુણો ટાળીને તેઓને સન્માર્ગે ચલાવવા એ ખરેખરી મનુષ્યોની સેવા છે એવી સેવાનો માર્ગ બતાવનાર ઉત્તમજ્ઞાનીઓની સેવામાં સર્વસ્વ અર્પણ કરવુ એજ મનુષ્યોની ફરજ છે ઉત્તમ જૈનો પોતાના આત્મભોગવડે મનુષ્યોને ખરા મનુષ્ય તરીકે બનાવવા પ્રયત્ન કરે છે વૃદ્ધાવસ્થા આવ્યા પૂર્વે ધર્મની પ્રવૃત્તિ સેવાય તેટલી સેવવામા અંશ માત્ર પણ પ્રમાદ ન કરવો છેલ્લી જીદગીમા ધર્મની નિવૃત્તિપ્રવૃત્તિ, ધ્યાન અને સમાધિની આરાધના કરવાની જરૂર છે

× × × ×

## संवत् १९६८ ना आसो शुदि १४ ने शुक्रवार ता. २५ मी अक्टोबर १९१२.

*अध्यातमज्ञाने करी विघटे भवभयभीत ।*
*सत्यधर्म ते ज्ञान छे, नमो नमो ज्ञाननी रीति-१*

अध्यात्मज्ञाननी प्राप्ति विना जन्ममरणुनो भय टळतो नथी, अध्यात्मज्ञान विना मोहवृत्तिनु जोर टळतु नथी, अध्यात्मज्ञानथी ह वमा सत्तत्त्वनो प्रकाश थाय छे अध्यात्मज्ञानथी आत्मानु खरु चारित्र अवबोधी शकाय छे पंचपरमेष्ठी वा वीशस्थानकभूत पण पोतानो आत्मा छे एम अध्यात्मज्ञानथी अवबोधी शकाय छे आत्मामा नवपदनी ऋद्धि रहेली छे जे कई छे ते सर्व आत्मामा छे आत्मामां चित्त राखवाथी आत्माना गुणो प्रगट थवाना छे आत्माना अज्ञानथी कस्तुरीआ मृगनी पेठे आत्माने तजी अन्य वस्तुमा भटकवानु थाय छे पंचपरमेष्ठीनु आराधन करीने पण आत्मानी शुद्धि करवानी होय छे आत्मा ते परमात्मा छे एम वस्तुत विचारीए तो शास्त्रोथी सिद्ध थाय छे माटे पोताना आत्माने कदी नीच मानीने कदी दीनपणु धारण करवु योग्य नथी दरेक आत्माओने पोते तेओ परमात्माओ छे एम समजावीने तेओने खरु सुख मळे एवा मार्गे लाववानी जरूर छे मनुष्यना शरीरमां रहेलो आत्मा सत्ताथी परमात्मा छे, अने तेनो आविर्भाव करवा जे जे साम ग्रीनी आवश्यकता छे, ते सामग्री पण मळी छे आत्मारूप परमात्मानो ध्वनि कया मनुष्यना शरीरमाथी नीकळतो नथी ? आत्मा ए सत्ताए परमात्मा छे देव छे भगवान् छे एम समजनारा मनुष्यो त्यारे कहेवाय के ज्यारे तेओ दुनियाना प्राणीओने देखीने तेओना प्रति आत्मभावथी वर्ते छे आवु सम्यग् अध्यात्मज्ञान क्षीण थवाथी आखी दुनियामा मोहनु जोर वधवा माड्यु छे तेथी प्राणीओना आत्माओरूप परमात्माओनी जुदा जेटली पण महत्त्वता अज्ञानियो आकी शकता नथी, अने तेमज पोतानी दृष्टि प्रमाणे सृष्टि मानीने प्राणीओ प्रति जेवी रीते वर्तवु जोइए तेवी रीते तेओ वर्ती शकता नथी मनुष्यो, पशुओ, पंखीओ वगेरेमां रहेला आत्माओ वस्तुत. सत्ताए जोता परमात्माओ छे, अने तेओ सत्ताए जगम परमात्माओ जाणवामा आवता, निश्चय करता आपणु मन पोतानी अने तेओनी वच्चे अभेदपणु धारे छे एम अनुभव आवे छे दुनियाने हाल आवा उच्च ज्ञाननी केळवणी आपवानी जरूर छे,

# संवत् १९६९ नी सालना उद्गाररूप विचारो.

## नीति

બાળકોને પ્રથમથી સારી સંગતિમા રાખવા જોઇએ ન્હાના બાળકો જેવુ દેખે છે તેવુ શિખે છે ન્હાના બાળકો આસપાસના સંયોગોના સહવાસથી પોતાની જીંદગીનુ ભવિષ્ય રચે છે ન્હાના બાળકો સ્તનપાનથી આરંભીને કેળવણી ગ્રહણ કરે છે માતાના ગુણોની અસર બાળકો ઉપર ઘણી થાય છે ગુલામ અને ચાકરો પાસે બાળકોને ઉછેરવાનુ કામ લેવાથી ચાકરો અને ગુલામમા વધારો કરી શકાય છે મોટા વિદ્વાનોના હાથે જે બાળકો ઉછરે છે તે બાળકોમા ઉત્તમ સદ્ગુણો ખીલી શકે છે બાળકોના સહવાસના આધારે બાળકોનુ ભવિષ્ય કેવુ છે તે આંકી શકાય છે બાળકો એ ભવિષ્યના મહા નેતાઓ છે તેમની ઉન્નતિમા ભવિષ્યની ઉન્નતિ સમાઇ છે સદ્વિચારો વડે બાળકોના મન પોષાય છે ઉત્તમ મનુષ્યોની સંગતિથી બાળકોને બહુ શિખવાનુ છે બાળક એ ભવિષ્યનો પિતા છે

× × × ×

૧

મારા વિચાર પ્રમાણે એમ સમજાય છે કે જે મનુષ્યના હૃદયમા જેવા પ્રકારના વિચારો હોય છે તે હોઠે આવે છે જે બાબતની તે પ્રશંસા કરે છે તે બાબત સારી છે કે ખોટી છે તેનો વિવેક કરીને તે મનુષ્યની પરીક્ષા કરવી દુર્ગુણો સંબંધી તેના પ્રશંસાના બોલ હોય તો તે દુર્ગુણી છે એમ અનુમાન ઉપર આવી શકાય છે લુચ્ચા મનુષ્યપ્રતિ શઠતા કરવાની જે પ્રશંસા કરતો હોય તો સમજવુ કે તેનામા શઠતાના સંસ્કારો ઘર કરી રહ્યા

આર્યાવર્તની પડતીનું મુખ્ય કારણ દુર્ગુણો છે જે વખતે જે દેશમાં દુર્ગુણો વધી જાય છે તે વખતે તે દેશની પડતી હોય છે નાતોમાં જે લુચ્ચો કાવાદાવા કરનાર અને ઉંધુ ચિંતું કરનાર હોય તે આગેવાન થાય છે સાધુઓમાં પણ જે કાવાદાવા કરનાર અને ધમાધમ કરનાર હોય છે તે આગેવાન ગણાય છે મોજ શોખમાં જેટલું ધન પૈસા લોકો ખર્ચે છે તેટલું ધન દાન વગેરે સારાં કાર્યોમાં ખર્ચી શકતા નથી વિનય અને ભક્તિના માર્ગ ઘટવા લાગ્યા છે લોકોમાં ગંભીરતા ઓછી થવા લાગી છે, અને ઉછાંછળાપણું વધવા લાગ્યું છે એમ એમની ચેષ્ટામાં દગાઇ જ્યાં ત્યાં લોકો સત્યને મારી નાખે છે એવી આર્યાવર્તની દશા હાલ તો દેખાય છે રજોગુણ અને તમોગુણ તરફ દુનિયાનો ઘણો ભાગ ધમડાતો જાય છે ધર્મમાં બંધાઇ રહેનાથી દેશની પડતી થાય છે અને આગળ વધાતું નથી, એવા કેટલાક મનુષ્યોના વિચારો બહાર આવવા લાગ્યા છે બ્રહ્મચર્ય અને સત્ય તરફ લોકોનું લક્ષ ખેંચાશે ત્યારે ઉદય થશે પ્રમાણિકપણું એ પ્રાણના કરતા અત્યંત વહાલું ગણાશે ત્યારે જનો વગેરે સર્વની ઉન્નતિ થશે બોલ્યા પ્રમાણે અથવા પોતાની પ્રતિજ્ઞા પ્રમાણે વર્તવું એ વાતને પ્રાણ કરતા પ્યારી માનવામાં આવશે ત્યારે લોકોની પાસે અભ્યુદય દેવતા આવીને ખડો થશે શુદ્ધપ્રેમ, સત્સંગ, ભક્તિ, દયા, સર્વપર સમાનભાવ એ આર્યોના આર્ય દેવતાઓ થાય છે તેની આર્યો પૂજા કરશે ત્યારે આર્યોનો ઉદય સૂર્યની પેઠે ઝળહળશે આ તરફ આર્યાવર્તનું ધ્યાન ખેંચાઓ !

× × × ×

## જાતિ અનુભવ વિચારો.

૧ જે શ્રાવકો પોતાની પાસે આવીને અન્ય સાધુઓની નિન્દા કરે છે તેવા શ્રાવકોથી ચેતતા રહેવું અને તેવા શ્રાવકોની આગળ ખપ જેટલી મિત શબ્દોથી વાત કરવી કોઇની નિન્દા કરે તે કોઇ વખત પોતાની પણ કરે માટે કોઇ શ્રાવક પોતાની પાસે આવીને કોઇ સાધુની નિન્દાની વાત કરે તે કદી સાંભળવી નહિ

૨ જે સાધુઓ વા જે સાધુઓના શિષ્યો પોતાની પાસે આવીને કોઇ સાધુની વા કોઇની નિન્દા કરે તો તે સાંભળવી નહિ તેમજ તેવાઓથી

છે અને તે શઠતા પ્રગટ કરવાનો ક્રુર મનુષ્યોની વા ચોરોની ક્રૂરતા વા ચોરી પરત્વે તે પ્રશંસા કરતો હોય તો સમજવુ કે તેનામા તેના પ્રકારના દુર્ગુણોના સંસ્મરો જામેલા છે ગાડરીયા પ્રવાહની રીતિની તે પ્રશંસા કરતો હોય તો સમજવુ કે તે ગાડરીયા પ્રવાહની રીતિનો ગુલામ છે લક્ષ્મીવન્તોની પ્રશંસા કરતો હોય તો સમજવુ કે લક્ષ્મીનો ગુલામ છે કામભોગ ઘણુ કરનાર ઓની તે પ્રશંસા કરતો હોય તો સમજવુ કે તે કામભોગોમા મોહ પામેલો છે સત્તા ધારકોની વિના ગુણે પ્રશંસા કરતો હોય તો સમજવુ કે તે સત્તાનો દાસ છે ભાટ ભવૈયાની પેઠે અન્યોને રીઝવવા પ્રયત્ન કરતો હોય તો તેનુ હૃદય અને વાણી તેણે વેચેલા છે બોલ્યા પ્રમાણે ન વર્તતો હોય તો સમજવુ કે તે અપ્રમાણિક છે નીતિના વિચારોમા દૃઢ હોય તો સમજવુ કે તે પ્રમાણિક છે વા પ્રમાણિક બનશે વાણીમા જુદુ અને આચારમા જુદુ વર્તન હોય તો સમજવુ કે તે કપટી છે કોઇની કહેલી વાત તેના પેટમા ન ટકતી હોય તો સમજવુ કે તે તુચ્છ છે જ્યા જાય ત્યા તેવો થઇ જાય એવો હોય તો સમજવુ કે તે સ્વહૃદય વિનાનો છે પોતાના હૃદયના વિચારો પ્રમાણે બોલી ન શકતો હોય તો સમજવુ કે હૃદય બળ વિનાનો છે ઘણા ભાગે શબ્દો અને આચારો એ બે હૃદયના વિચારોનુ પ્રતિબિમ્બ છે

× × × ×

કેળવણી વધવા માંડી દેશપરદેશના રીત રીવાજોનુ જ્ઞાન વધવા માડયુ હુન્નરનુ જ્ઞાન વધવા માડયુ પણ નીતિ, ચારિત્ર્ય બળ ઘટવા લાગ્યુ છે વિશ્વાસઘાત કરનારાઓ ઘણા પ્રગટવા લાગ્યા છે નીતિના વિચારો બોલનારા ઘણા દેખાય છે પણ નીતિને આચારમા મૂકી બતાવનારા તો સોમા એક નીકળી આવે તો આશ્ચર્યની વાત જેવુ થઇ પડયુ છે દીલને લેઇ દીલનો ઘાત કરવો એ તો મોટી હુશિયારી થઇ પડી છે પરસ્પર એક બીજાની નિન્દા કરવી એ તો શાખભાજી જેવુ જૈનો અને ઇતર પ્રજામા ગણાય છે સત્ય એ તો મોટા દેવના દર્શનની પેઠે દુર્લભ ચીજ થઇ પડી છે એક બીજાનુ ઇર્ષ્યા કરીને થાપવુ અને ઉત્થાપવુ અને આડી અવળી ગમે તેની ઘાત દેવાની વાતો કરવી એ તો હરરોજના ધંધા જેવુ થઇ પડયુ છે પરની ઉત્કૃષ્ટતાને સહન કરનારા તો વિરલા માલુમ પડે છે કોઇને કોઇ રીતે પાડીને પોતે આગળ ચડી જવુ એવુ બોલનારાઓ ઉસ્તાદ ગણાય છે

આર્યાવર્તની પડતીનું મગ કારણ દુર્ગુણો છે જે વખતે જે દેશમાં દુર્ગુણો વધી જાય છે તે વખતે તે દેશની પડતી હોય છે નાતોમાં જે લુચ્ચો કાવા દાવા કરનાર અને ઉંધુ ચિતું કરનાર હોય તે આગેવાન થાય છે સાધુઓમાં પણ જે કાવાદાવા કરનાર અને ધરારોપ કરનાર હોય છે તે આગેવાન ગણાય છે મોજ શોખમાં જેટલું ધન પ્રમાણે ખર્ચે છે તેટલું ધન દાન વગેરે ભલા કાર્યોમાં ખર્ચી શકતા નથી વિનય અને ભક્તિના માર્ગ ઘટવા લાગ્યા છે લોકોમા ગભીરતા ઓછી થવા લાગી છે, અને ઉતાવળાપણું વધવા લાગ્યું છે એમ એમની ગદેમાં આઈ જનાને લોકો સત્યને મારી નાખે છે એવી આર્યાવર્તની દશા હાલ તો દેખાય છે રજોગુણ અને તમોગુણ તરફ દુનિયાનો વધો ભાગ ધસડાતો જાય છે ધર્મમાં બંધાઇ રહેવાથી દેશની પડતી થાય છે અને આગળ વધાતું નથી, એવા કેટલાક મનુષ્યોના વિચારો બહાર આવવા લાગ્યા છે બ્રહ્મચર્ય અને સત્ય તરફ લોકોનું લક્ષ ખેંચાશે ત્યારે ઉદય થશે પ્રમાણિકપણું એ પ્રાણના કરતા અત્યંત વહાલું ગણાશે ત્યારે જૈનો વગેરે સર્વની ઉન્નતિ થશે બોલ્યા પ્રમાણે અથવા પોતાની પ્રતિજ્ઞા પ્રમાણે વર્તવું એ વાતને પ્રાણ કરતા પ્યારી માનવામાં આવશે ત્યારે લોકોની પાસે અભ્યુદય દેવતા આવીને ખડો થશે શુદ્ધપ્રેમ, સત્કાર, ભક્તિ, દયા, સર્વપર સમાનભાવ એ આર્યોના આર્ય દેવતાઓ થાય છે તેની આર્યો પૂજા કરશે ત્યારે આર્યોનો ઉદય સૂર્યની પેઠે ઝગઝગશે આ તરફ આર્યાવર્તનું ધ્યાન ખેંચાઓ !

× × × ×

## જાતિ અનુભવ વિચારો.

૧ જે શ્રાવકો પોતાની પાસે આવીને અન્ય સાધુઓની નિન્દા કરે છે તેવા શ્રાવકોથી ચેતતા રહેવું અને તેવા શ્રાવકોની આગળ ખપ જેટલી મિત શબ્દોથી વાત કરવી કોઇની નિન્દા કરે તે કોઇ વખત પોતાની પણ કરે માટે કોઇ શ્રાવક પોતાની પાસે આવીને કોઇ સાધુની નિન્દાની વાત કરે તે કદી સાંભળવી નહિ

૨ જે સાધુઓ વા જે સાધુઓના શિષ્યો પોતાની પાસે આવીને કોઇ સાધુની વા કોઇની નિન્દા કરે તો તે સાંભળવી નહિ તેમજ તેનાઓથી

નથી મોટી મોટી વાતો કર્યાથી કંઇ વળતુ નથી તેમજ નકામા શુષ્ક વાદ વિવાદો કરવાથી કંઇ પ્રાપ્ત થતું નથી શ્રદ્ધાથી ભક્તિ કરવામા સર્વસ્વ અર્પણ કરવાથી આ ભવમાંજ ઇષ્ટ વસ્તુની પ્રાપ્તિ થાય છે અધિકાર પ્રાપ્ત થયા વિના અને પૂર્ણ શ્રદ્ધાળુ ગુરુની નિશ્રા વિના શુષ્ક તર્કના ગ્રન્થો ભણવાથી આસ્તિકતાનો નાશ થાય છે એકવાર હૃદય સ્વચ્છ કરીને તેમા શ્રદ્ધા અને ભક્તિના વિચારોને પરિપૂર્ણ સ્થાપન કરો પશ્ચાત્ પોતાના આત્માની શી ગતિ થાય છે તે પોતાને સ્વયમેવ જણાશે જેટલી પોતાની દશા હોય તેટલી યોગ્યતા હોય તો શિખામણો અન્યને કહેવી, નહિ તો મૌન રહીને શ્રદ્ધાથી પરમાત્મા અને ગુરુ તથા સાધુઓની ભક્તિ કરવી આ પ્રમાણે આત્માના ગુણો પ્રગટાવવા પ્રાણુ પાથરીને અભ્યાસ સેવવાથી પોતાના આત્મામા ચમત્કાર જણાશે અને અન્ય લોકોમા પણ તેનો ભાસ થશે **પોતાનામા શ્રદ્ધા ભક્તિ નથી અને દુનિયાની શ્રદ્ધા ભક્તિ પોતાના પ્રતિ ઇચ્છવી છે એ કદિ બની શકે તેમ નથી.** શ્રદ્ધા અને ભક્તિને મૂળમાથી ઉખેડી નાખે એવા સંયોગોમાથી પસાર થઇ પાસ થયા વિના શ્રદ્ધા અને ભક્તિનુ અભિમાન ધારણ કરવુ એ કદી યોગ્ય ગણાય નહિ પ્રતિકૂલ સંયોગોની કોટિ પ્રાપ્ત થયે છતે પણ જ્ઞાન શ્રદ્ધા અને ભક્તિની પરાઙ્મુખ ન થવાય તે વખતે શ્રદ્ધા ભક્તિનુ રૂપ ભજે છે અને તેની કિમ્મત આંકી શકાય છે મારામાં શ્રદ્ધા ભક્તિ છે એમ કહેનારા તો ઘણા મળે છે પણ શ્રદ્ધા ભક્તિને આચારમા મૂકનારા તો વિરલા જનો હોય છે લુખી શ્રદ્ધા અને વાણી માત્રમા ભક્તિ દેખાડનારા મનુષ્યો પગલે પગલે મળી શકે પણ મન વાણી અને કાયા એ ત્રણે યોગમા શ્રદ્ધા અને ભક્તિ જેઓને પરિણમી છે એવા વિરલા મનુષ્યો મળી આવે છે જે શ્રદ્ધા અને ભક્તિથી અન્ય જીવોનો નાશ થાય અને પોતાનો સ્વાર્થ સાધવામા આવે તે શ્રદ્ધા ભક્તિ રજોગુણી કહેવાય છે તમોગુણી શ્રદ્ધા ભક્તિને ધારણ કરનારાઓ પણ ઘણા મળી શકે છે સત્વગુણી શ્રદ્ધા અને ભક્તિને ધારણ કરનારાઓ અલ્પ મનુષ્યો હોય છે સત્વગુણી આહાર અને સાધુઓની સંગતિથી સત્વગુણી શ્રદ્ધા ભક્તિનો પ્રાદુર્ભાવ થાય છે

× × × ×

## ધર્મશ્રદ્ધા બલ

ધાર્મિક શ્રદ્ધાની ભાવના દરેક માનવના રોમ રોમે વ્યાપી જાય એવી રીતે ઉપદેશ દેવો જોઈએ આર્યાવર્તની આર્યતાનુ રક્ષણ કરનાર ધાર્મિક ભાવના છે ધાર્મિક શ્રદ્ધાની ભાવનાનુ બળ ઐક્ય કરાવીને ઉત્ક્રાન્તિમા આગળ વધવાનુ કાર્ય કરે છે શ્રદ્ધાનુ બળ જે કરે છે તે કોઇ કરી શકતુ નથી આખી દુનિયામા ધર્મશ્રદ્ધાનુ બળ ઉત્તમોત્તમ ગણાય છે આર્યાવર્તમા ધર્મ શ્રદ્ધાનુ બળ જે કરવા સમર્થ થશે તે અન્યથી થવાનુ નથી ધર્મ શ્રદ્ધાનુ બળ દેશનુ અને જાતનુ રક્ષણ કરે છે તેનો જે તિરસ્કાર કરે છે તે અન્યથી તિરસ્કાર પામે છે અને દેશની અધઃપાતન દશામા મદદકાર બને છે ગમે તે ઉપાયે ધર્મ શ્રદ્ધાનુ બળ વધારવુ જોઈએ અને તેના રહસ્યો સારી રીતે સમજવા જોઈએ ધર્મ શ્રદ્ધાનુ બળ પોતાના સમજવામા ન આવે તેથી એનુ તેનુ ખંડન કરવા બેસી જવુ નહીં ધર્મ શ્રદ્ધાના બળનુ માહાત્મ્ય અમુક પ્રમાણના જ્ઞાનની અનુભવ યોગ્યતા પ્રાપ્ત થતા સમજાય છે મત ગમોવડ માન્ય એવી ધાર્મિકશ્રદ્ધા વડે ધર્મની ઉપાસના કરનારાઓ આગળ વધ્યા કરે છે અને અન્યને પણ હાથ ઝાલીને આગળ વધારે છે ,ધાર્મિક શ્રદ્ધા બળની સમાજ ઉભી કરાય ,છે, અને એ સમાજ એક ઉન્નતિની દિશાએ પોતાનો ધ્યાન આપે છે આર્યાવર્તમા ધર્મ શ્રદ્ધાનુ બળ અન્તે સર્વ દેશના લોકોને પોતાનો ધ્યાન આપશે

# आध्यात्मिक विषय.

અન્ય મનુષ્યોના દોષ દેખવાની અને બોલવાની ટેવને ઉત્પન્ન થતા વારવી જોઈએ એમ વાર એ ટુરેવ પડી તો પશ્ચાત્ તેના દૃઢ સંસ્કારો પડે છે અન્યના દોષો કથીને પોતાની નિંદિતા લાવનારા મનુષ્યો દોષોના સંસ્કારો પોતાના હૃદયમા પ્રગટાવે છે જેવી પોતાની દૃષ્ટિ હોય તેવો મનુષ્ય બને છે ન્યાય વ્યાકરણ ભાષાના જ્ઞાનથી તથા ઉમ્મર વગેરેથી પોતાનામા ગુણો આવ્યા છે એમ માની લેનાર મનુષ્યમા ગુણો ઉત્પન્ન થઈ શકતા નથી ગુણો પ્રગટાવવાનો માર્ગ ન્યારો છે કોઈ પણ મનુષ્યમા ગમે તે ગુણો દેખવાની દૃષ્ટિ ધારણ કરવી એજ સમ્યક્ત્વ પ્રાપ્ત કરવાનો ઉત્તમ ઉપાય છે કોઈના દુર્ગુણો તરફ દૃષ્ટિ દેવાથી પોતાને કોઈ જાતનો લાભ થતો નથી અને નકામો વખત જાય છે તથા તેથી વખતની કિમ્મત પણ આકવામા ભૂલ કરાય છે સારૂ દેખવાની ટેવ પાડવાથી સંસારરૂપ સમુદ્રના તળીએ રહેલો મનુષ્ય ઉપર આવે છે વિદ્વાનો, પ્રોફેસરો અને કહેવાતા જ્ઞાનીઓમા શુદ્ધ દૃષ્ટિ ખીલે અને નિંદા દોષ દૃષ્ટિ ટળે તો તેઓ પોતાના આત્માને પવિત્રતાના પ્રદેશમા લાવી મૂકે છે આપણે જે લખીએ છીએ બોલીએ છીએ તે અન્યોના તરફ દૃષ્ટિ રાખીને કરીએ છીએ કિન્તુ પોતાના આત્મા તરફ દૃષ્ટિ રાખીને તે સર્વ કરવામા આવે તો પોતાના જીવનમા ચૈતન્ય રસ રેડાય એમા જરા માત્ર શક નથી અન્ય મનુષ્યોની નિન્દા કુથલી કરીને પોતાની વાત આગળ લાવવા માટે જે કંઈ કળાઓ થાય છે તેની સાક્ષી પોતાનો આત્મા પૂરે છે એમ મનુષ્યો વિચારે તો સહેજે સમજાય તેમ છે પોતાના આત્મા પ્રતિ લક્ષ દેવામા આવે તો અન્ય તરફ દૃષ્ટિ દેવાની જરૂર રહે નહિ જે તરફ દૃષ્ટિ દેવાથી પોતાના ગુણોની વૃદ્ધિ થાય તે તરફ દૃષ્ટિ દેવી જોઈએ અન્ય મનુષ્યો ખરાબ હોય તે તરફ ચિત્ત ન રાખતા પોતે સારા બનવા પ્રયત્ન કરવો એજ હિતાવહ છે અન્યોની ચર્ચા ન કરો પોતાના આત્મા તરફ દૃષ્ટિ દો સર્વગુણી વીતરાગ છે પારકી પંચાયતમા પડતા કદી પાર આવશે નહિ અમુક આવો ને અમુક તેવો એવી નિંદા કુથલીની ટેવ હડકવાના જેવી છે પોતાનુ શુ કર્તવ્ય છે તેમા ચિત્ત રાખીને પોતાના આત્મોન્નતિના માર્ગે વળવુ કરવુ એજ પરમ કર્તવ્ય છે

× × × ×

**પોતાના સંબંધી કોઈ ગમે તેવો અભિપ્રાય બાંધે તે સંબંધી જરા માત્ર લક્ષ ન દેતા પોતાના સત્ય માર્ગે વહ્યા કરવું એજ કાર્ય યોગી થવાનો મૂળ મંત્ર છે.** જગત્ પોતાના સંબંધી માટે શું કહે છે એવું જાણવા પ્રયત્ન કરવાના બદલે સદ્ગુણોના માર્ગે પ્રવૃત્તિ કર્યા કરવી એ અનન્ત ગણું ઉત્તમ કાર્ય છે સ્તુતિ અને નિન્દાના શબ્દો સાંભળતા છતાં પણ તે તરફ અલક્ષ કરીને ઉત્સાહથી પોતાની ફરજો બજાવવા સદા તત્પર રહેવું એજ ક્રિયા યોગી બનવાનો મુખ્યોપાય છે આપણે જગતના અભિપ્રાયો સાંભળીને હર્ષશોકમાં જીવન ગાળવા જન્મ્યા નથી પરં પોતાનું તથા અન્યોનું શ્રેય કરવા પ્રવૃત્તિ કરવી તે માટે જન્મ્યા છીએ આત્માના મૂળધર્મ તરફ લક્ષ રાખીને જગતમાં શુભ કરણી જેઓ અલિપ્ત પણે કરે છે તેઓ રાજ્યોગને આચારમાં મૂકનારા અવબોધવા પોતાની ગમે તેવી ટીકા કરનારાઓ તરફ લક્ષ ન દેતા સત્ય માર્ગમાં સ્થિર રહીને ઉમંગથી કાર્ય કરનારાઓ વિજય વરમાળને પ્રાપ્ત કરે છે પોતાના સંબંધી ગમે તેવી અફવાઓ ઉડે તેવી ગભરાઇ જવું નહિ અને પોતાની ફરજો અદા કરવામાં ડરકુબીઆ બનવું નહિ પોતાના કાર્યમાં ભૂલ ન થાય અને પોતાની ઉન્નતિમાં વૃદ્ધિ થાય છે કે નહિ ? તે તરફ દૃષ્ટિ દેઇને આગળ વધવાની જરૂર છે શરીરની સાથે જે રોગોનો સબંધ છે તદ્વત્ શુભ માર્ગોની સાથે વા શુભ વિચારોની સાથે વિઘ્નોનો સબંધ દુખો વેઠયા વિના, વિઘ્નો સહ્યા વિના, અનેક અફવાઓ સહન કર્યા વિના ઉત્તમ કાર્યોની સિદ્ધિ થતી હોત તો તેની અમૂલ્ય ઉચ્ચતાનો ખ્યાલ ખરેખર મનુષ્યોના મનમાં આવી શકત નહિ રાજ્યોગી સહેજે બની શકાતું હોત તો રાજ્યોગની મહત્તા ગણી શકાત નહિ સદ્ગુણો અને પોતાની શુભ ફરજો માટે લક્ષ રાખીને પોતે આગળ વધવું જોઇએ

× × × ×

પોતાના આત્માને પરમાત્મા માનીને જગતના બંધનોને ભૂલી જવા પ્રયત્ન કર ! મોહથી સર્વ પ્રકારના બંધનો ઉત્પન્ન થાય છે મોહના વિકલ્પો ટળતા આત્મા પોતે પરમાત્મરૂપે પ્રકાશે છે સર્વ જડ વસ્તુઓમાં થતી ઇચ્છાઓ નષ્ટ થતા આત્મશક્તિનો પ્રકાશ થવા માંડે છે વાસનાઓના દાસ બનાવી

આત્મા પોતાના શુદ્ધ ધર્મને ભૂલે છે દેહાધ્યાસ દૂર કરીને સર્વ બાબતોમા તટસ્થ રહીને આત્મા પ્રવૃત્તિ કરે તો તેને પોતાની શક્તિનો અનુભવ આવી શકે છે સત્યથી પરિપૂર્ણ અને સત્ય સુખમય પોતેજ છતા અન્યત્ર ભટકવાની મોહ વૃત્તિ દૂર કરાતી નથી એ કેવુ બહુ અજ્ઞાન ! ! ! સત્યની અસંખ્ય વ્યાખ્યાઓ કરવામા આવે તોપણ સત્ય રૂપ આત્માનુ પૂર્ણ કથન કરી શકાય નહિ સત્તાએ સત્ય પરમાત્મારૂપ વાચક, શ્રોતા, લેખક આદિ સર્વ છે પોતાના સત્ય પરમાત્માનો આવિર્ભાવ કરવામા અજ્ઞાન મોહ આડે આવે છે અજ્ઞાન મોહને દબાવીને છેદીને પોતાની આત્મ શક્તિઓ ખીલવવા ચૈતન્યભાવનામય બની જવાની જરૂર છે બાહ્ય સર્વ મોહક વસ્તુઓના સબંધને વચ્ચે આવતા છેદી નાખો પરમાત્મ સ્વરૂપપ્રગટાવવાને સત્ય પ્રકારની ઇચ્છાઓરૂપ પશુઓનો ત્યાગયજ્ઞમા ભોગ આપો અરણિમા અગ્નિ રહી છે તેને પ્રગટાવવાની યુક્તિ શિખવાની જરૂર છે દુગ્ધના ઘૃત રહ્યુ છે માત્ર ઘૃત કાઢવાની યુક્તિ શિખવાની જરૂર છે આપણો આત્માજ સત્તાએ પરમાત્મા છે તેને શ્રીવીર પ્રભુએ દર્શાવેલા ઉપાયોવડે પ્રગટ કરવાની જરૂર છે આખી દુનિયામા કે જ્યા ખરૂ સુખ નથી ત્યા ભ્રાન્તિથી સુખ શોધવા જતા કદી ભૂતકાલમા કોઈને મલ્યુ નથી વર્તમાનમાં કોઈને મળતુ નથી અને ભવિષ્યમા કોઈને મળનાર નથી આપણા આત્મારૂપ પરમાત્મામાજ અનન્ત સુખ રહ્યુ છે એનો પોતે અનુભવ કરો અને સત્ય સુખનો ભોગ કરો તથા આખી દુનિયાના મનુષ્યો સત્ય સુખ તરફ વાળો એજ પરમ કર્તવ્ય છે આપણુ સત્ય સુખ પોતાના આત્મારૂપ પરમાત્મામા છે પોતાના આત્માને દીન માનીને તેને ઇચ્છાઓના બંધનમા કદી બનાવીને પોતેજ દુ ખી થઇએ છીએ આત્મારૂપ પરમાત્મા પોતે છતા શા માટે દીનતા કરવી જોઇએ ? આત્માને મોહની વૃત્તિથી ભિન્ન દેખવો એ પરમ ચરમ કર્તવ્ય છે

× × × ×

જગત્મા ધર્મીજીવો જાગતા સારા અને અધર્મી જીવો ઉંઘતા સારા ધર્મીજીવો અપ્રમાદી સારા અને અધર્મીજીવો પ્રમાદી અર્થાત્ આલસ્ય યુક્ત સારા ધર્મીજીવો બલવાન સારા અને અધર્મીજીવો અબળવંત સારા. ધર્મીજીવો દક્ષતાવાળા સારા અને અધર્મીજીવો અદક્ષતાવાળા સારા ધર્મીજીવો

સત્તાવત સારા અને અધર્મી જીવો અસત્તાવત સારા ધર્મીજીવો દીર્ઘ આયુષ્યવાળા સારા અધર્મીજીવો અદીર્ઘ આયુષ્યવાળા સારા ધર્મીજીવો શાસનકર્ત્તા સારા અને અધર્મીજીવો અશાસન કર્ત્તા સારા તથા ધર્મીજીવો વક્તા સારા અને અધર્મીજીવો અવક્તા સારા ધર્મીજીવો કવિયો થયા હોય તો સારા તથા અધર્મીજીવો અકવિયો સારા ધર્મીજીવો લેખક સારા અને અધર્મીજીવો અલેખક સારા ધર્મીજીવો ઔત્પાતિકી આદિ ચાર પ્રકારની બુદ્ધિવાળા સારા અને અધર્મીજીવો ચાર પ્રકારની બુદ્ધિ રહીત હોય તો સારા ધર્મી એવા રાજાઓ સારા તથા અધર્મીજીવો રાજ્ય પદવી વિનાના સારા ધર્મીજીવો ધૈર્યવન્ત સારા અને અધર્મીજીવો અધૈર્યવન્ત સારા ધર્મીજીવો યોગબળવાળા સારા અને અધર્મીજીવો શક્તિવિનાના સારા ધર્મીજીવો લાગવગવાળા સારા અને અધર્મીજીવો લાગવગ વિનાના સારા પાપી જીવો અબોલા સારા અને ધર્મીજીવો બોલતા સારા પાપી જીવો પોતાની શક્તિ યોના પાપની વૃદ્ધિમા ઉપયોગ કરે છે અને તેથી તેઓ ઉંઘતા હોય તો હિંસા વગેરે પાપકર્મ કરી શકતા નથી અને અન્ય જીવોને પરિતાપ પણ કરી શકતા નથી ધર્મીજીવોની સર્વ શક્તિયો ધર્મની વૃદ્ધિ અર્થે હોય છે જ્ઞાની એવા ધર્મીજીવોની સર્વ શક્તિયો સવર હેતુભૂત થાય છે તેમજ નિર્જરાર્થે થાય છે જ્ઞાની એવા ધર્મીજીવોને સહાય આપવાથી પુણ્ય અને નિર્જરા થાય છે ધર્મીજીવોને આપેલુ દાન ઉત્તરોત્તર મુક્તિ ફલપ્રદ થાય છે સાત ક્ષેત્રમા દાન વાપરવાથી આત્માની શુદ્ધતા થાય છે ધર્મીજીવોને મદદ કરવી અને ધર્મીજીવોની સેવા કરવી અધર્મીઓને ધર્મી બનાવવા પ્રયત્ન કરવો

× × × ×

અહં અને મમત્વનો દાસ બનેલો મનુષ્ય પોતાના આત્માની ખરી સ્વતન્ત્રતા ઓળખી શકતો નથી અને પ્રાપ્ત કરી શકતો નથી મનની વૃત્તિના તાબે થએલો આત્મા પોતાનુ ખરૂ સુખ પ્રાપ્ત કરી શકતો નથી વાસનાઓ, ઇચ્છાઓ, તૃષ્ણાઓ વગેરેના શરણે જનાર મનુષ્ય પોતાના આત્માને ગરીબ કલ્પે છે અને છતા સુખે દુખી બને છે પોતાને અસતોષી માનીને આત્માઓ બાન્ત બને છે પૌદ્ગલિક વસ્તુની આશાઓને દબાવ્યા વિના આત્મા

મહાન્ બની શકવાનો નથી મોહના દાસ બનીને સુખ ગ્રહી શકશે નહિ આત્મારૂપ પ્રભુ પોતેજ છીએ સત્તાએ આત્મરૂપ પ્રભુની જ્યોતિ સર્વમાં ઝગી રહે છે આત્માની પરમાત્મસત્તાને સર્વત્ર દેખવાથી આત્માનું જન્મ મરણ ટળી જાય છે આપણા મૂલ ધર્મનો પ્રકાશ કરવો જોઇએ પોતાના આત્મામા સ્વપરપર્યાયોવડે આખા જગત્નો અન્તર્ભાવ થાય છે એમ જાણવાથી પોતાની વ્યાપકતાનું ભાન થાય છે આત્મા પોતાના સત્ય પ્રકાશે એ તો તે પોતાનામા ત્રણ ભુવનની પ્રભુતાનો ખ્યાલ કરી શકે આત્મામા સર્વ છે તેની બહાર કંઇ શાલ નથી સર્વ પ્રકારની પૂજ્યતાનો સ્વામી આત્મા છે સર્વ પ્રકારની પ્રિયતાનો સ્વામી આત્મા છે જેટલું ભૂતકાલમા થયું, વર્તમાનમા થાય છે અને ભવિષ્યમા થશે તેનો દૃષ્ટા આત્મા છે અજ્ઞાનાવરણોને ભેદીને સર્વ વસ્તુઓનો પ્રકાશ કરનાર આત્મા છે પોતાના આત્માની અશુદ્ધતા કર્મથી છે કર્મના પ્રપંચથી પોતાના આત્માને ભિન્ન દેખો પોતાના આત્માની સત્તાને ધ્યાવો દુનિયાને આત્માનો સત્ય પ્રકાશ પાડો આત્માના સત્ય પ્રકાશથી દુનિયા સ્વતંત્ર શાન્ત અને આનન્દી બને છે આત્માના મધુરા ગાનથી આખું જગત્ ભરી દો આત્માની ભાવનાવડે મન વાણી અને કાયાને શુદ્ધ કરો **સર્વ પ્રકારના તીર્થ ખરેખર આત્મામાથી પ્રગટે છે અને આત્મામા સમાય છે.** પોતાના આત્માને પૂજ્ય માનો અને દુનિયામા આત્માઓને આત્માની શ્રેષ્ટતા બતાવો

× × × ×

આ કાળમા દુઃખગર્ભિત વૈરાગ્યથી જ્ઞાનગર્ભિત વૈરાગ્યના દ્વારમા પ્રવેશાય છે જ્ઞાનગર્ભિત વૈરાગ્યની પ્રાપ્તિમા દુઃખગર્ભિત વૈરાગ્ય એ નિમિત્ત કારણરૂપે પરિણમે છે દુઃખગર્ભિત વૈરાગ્ય અને જ્ઞાનગર્ભિત વૈરાગ્યના અભ્યાસપણે અને બાહ્ય નિમિત્તભેદે ઘણા ભેદ થાય છે એ સર્વે ભેદો ખરેખર સાધ્ય દૃષ્ટિની પ્રાપ્તિ સન્મુખ જતા સાપેક્ષપણે ઉપયોગી છે રાગનો પ્રતિપક્ષી વૈરાગ્ય છે વૈરાગ્ય ગમે તે નિમિત્તે થાય પણ તે આત્માને ગુમાર્ગે જોવા માટે પરમાત્માના આશીર્વાદરૂપે છે વૈરાગ્ય એ હૃદયમા રહેલા ચેતનને જાગૃત્ કરવા પ્રભુનો સંદેશો છે સંસારની ખરી દશા ઓળખાવનાર વૈરાગ્ય એ આત્માની ઉત્તમ પરિણતિ છે આત્માના ગુણોને નષ્ટ થતિ

કરવામાં વૈરાગ્ય એ પુષ્કરાવર્ત મેઘ સમાન છે મોક્ષ માર્ગમાં પ્રવૃત્તિ કરાવનાર વૈરાગ્ય છે વૈરાગ્ય એ આત્મસુખની વધાઈ છે દરેક જીવને પોતપોતાની જ્ઞાન દષ્ટિના અનુસારે વૈરાગ્ય પ્રગટે છે સર્વ જીવોને પોતપોતાના અધિકાર પ્રમાણે વૈરાગ્ય પ્રગટે છે તેમાં ખંડન કે મંડન શું કરવું પોતાની જીંદગી ફેરવવા માટે વૈરાગ્ય પ્રગટે છે, માટે તેનો પ્રાદુર્ભાવ થતાં તેને વધાવી લેવો જોઈએ. આત્માની દશા સુધારવા માટે વૈરાગ્ય એ મહોત્સવ છે કોઈ જીવને વૈરાગ્યથી પાછો પાડવો નહિ વૈરાગ્યમાં પણ તેની પકવદશાએ આનન્દ રસ અનુભવાય છે એમ પોતાનો અનુભવ સાક્ષી પૂરે છે રાગના વખતમાં વૈરાગ્યપ્રગટે એ ઉત્તમ વેળા જાણવી મનુષ્યોને સામાન્ય વૈરાગ્યથી ઉત્તમ વૈરાગ્ય તરફ લઈ જવા પણ તેઓને ભ્રષ્ટ કરવા નહિ પ્રથમ કાળમાં પંચવિષયથી દુ:ખી થએલા જીવને વૈરાગ્યનો ખરેખરો આધાર છે રાગીઓ વૈરાગ્યને જાણ્યા વિના તેની અવગણના કરે તેથી વૈરાગ્યની દશા ન્યૂન થતી નથી વૈરાગ્ય કારક પુસ્તકો કરતાં વૈરાગીઓની સંગતિ કરવાથી ઓર પ્રકારના વૈરાગ્યનો લાભ મળે છે સજીવન વૈરાગ્ય પ્રાપ્ત કરવાને ઉત્તમ વૈરાગીઓ સજીવન મૂર્તિઓ છે તેમનો યોગ મળે તો પુસ્તકો મૂકીને પહેલું તેમની પાસે જવું વૈરાગીના મુખમાંથી નીકળેલા શબ્દો એ સજીવન વૈરાગ્ય મંત્રો છે દરરોજ ઉચ્ચ કોટીના વૈરાગ્યમાં હે આત્મન્ તું પ્રવેશ કર !

× × × ×

પોતાના ઉપર વિપરીત દષ્ટિથી જોનારા જીવો ઉપર પણ વિપરીત દૃષ્ટિથી નિરીક્ષવું નહિ અન્યોની વિપરીત દષ્ટિ દેખીને પોતાના આત્માની વિપરીત દષ્ટિ કરવી એ કોઈ રીતે યોગ્ય નથી સ્વધર્મ મૂકીને પરજીવોની વિપરીત દષ્ટિનું અનુકરણ કરવું નહિ પણ ઉલટું અન્યજીવોને શુદ્ધધર્મ બનાવવા પ્રયત્ન કરવો વિપરીત સંયોગોમાં આત્માના શુદ્ધધર્મ તરફ દષ્ટિ દેઈને જે તે નિર્ભયભાવે કર્યા કરવું એજ આત્માની ખરી કસોટી છે દુઃખ લજ્જાના વાદળો દેખીને તેમાં આત્મારૂપ સૂર્યે ઢંકાવું જોઈએ નહિ ભય એ આત્માનો મૂળ ધર્મ નથી ભય એ ક્ષણિક છે અને તે મન, કલ્પનાથી ઉભો થાય છે જે ભયથી કદિ શાન્તિ મળતી નથી તે ભયની આત્માએ શા માટે સંબંધ રાખવો જોઈએ ગમે તેની પણ ભયની કલ્પનાઓ પરિહરવા યોગ્ય છે ભવિષ્યના દુઃખોની કલ્પના કરીને વર્તમાનકાળમાં

પોતાના આત્માને દુખની ચિંતામાં નાખનાર મનુષ્યમા કાયરતા અને દીનતા હોય છે ભય અને દુખ એ આત્માનો વસ્તુત ગુણ નથી એમ નિશ્ચય કરીને આત્મામા ધૈર્યગુણ પ્રગટાવવા પ્રયત્ન કરવો જોઇએ પોતાના શુદ્ધ સ્વરૂપનો પોતાને વિશ્વાસ થાય છે તો ધૈર્યગુણ ખીલવવામા વાર લાગતી નથી આત્મા પોતાના મૂળધર્મમા પરિણમે છે ત્યારે આપોઆપ ધીરવીર આત્મા બને છે પોતાનુ વીર્ય પોતાનામા છે એનો વિશ્વાસ પોતાને થાય તો પોતાના આત્માનુ મહાવીરપણ ખીલવી શકાય છે અને અનુભવી શકાય છે ગમે તેવા નિમિત્તો મેળવીને પોતાનામા રહેલી વીરતાનો પ્રકાશ કરવાનો છે ભય, દુખ લજ્જા વગેરેનો અભાવ પોતાનામા અનુભવાય છે ત્યારે પોતાનામા આત્મવીર્ય પ્રગટયુ છે એમ અમુક અંશે શ્રદ્ધા થાય છે શ્રીવીર પ્રભુનુ ચરિત્ર હૃદય આગળ ખડુ કરીને પોતાના આત્મામા તેમનુ ધૈર્યવીર્ય ચિંતવવુ અને તેમા સયમ કરવો વીરપ્રભુના વીર્યનુ ધ્યાન ધરવાની પરિપાટીએ વેરવામા પોતાનો આત્મા શક્તિમાન્ થાય છે એમ હે આનન્દ! તુ નિશ્ચય કરીને પરમાત્માની પ્રાપ્તિ માટે વીર્યોલ્લાસ પ્રગટાવ!

× × × ×

નાભિમાથી સહેજે ઉઠેલા શબ્દો દુનિયામા ઘણા કાલ પર્યન્ત સજીવન છે કે જે નાભિમાથી ઉઠેલા વિચારો વડે પોતાના ભવિષ્યનો નિશ્ચય થાય છે પોતાના ભવિષ્યનો ખરેખર પોતાના વિચારો ઉપર આધાર રાખી શકાય છે પ્રારબ્ધ ભોગવ્યા વિના છૂટકો થતો નથી કિન્તુ આત્માની વાસ્તવિક પ્રગતિનો આધાર તો આત્માના શુદ્ધ વિચારો ઉપર છે પોતાના શુદ્ધ વિચારો નાભિમાથી પ્રગટે એવા પરિણામમા મસ્ત બનવુ જોઇએ નાભિના મધ્ય વિચારો એજ ખરેખરૂ ઉપરામન છે એવુ અવબોધીને તે પ્રમાણે આત્મભાવમા પરિણમવા પ્રયત્ન કરવો નાભિના શુદ્ધ વિચારોની પરીક્ષા કરવી એ તીક્ષ્ણ ઉપયોગ વિના બની શકે તેમ નથી જે કઇ સત્ય છે તે નાભિના શુદ્ધ વિચારોમા સમાયુ છે આત્માની ઉન્નતિના જે કઇ સત્ય ઉપાયો હોય છે તેનુ જ્ઞાન ખરેખર નાભિસ્થાન પ્રમાણે છે નાભિના વિચારોથી ગમે તેવુ સત્ય પોતાની મેળે પારખી શકાય છે નાભિમાં સયમ કરે અને નાભિમા આત્માના અસખ્ય પ્રદેશોનુ ધ્યાન ધરવુ ધ્યાતા ધ્યેય અને ધ્યાનની એકતા થતા નાભિમા સત્ય જ્યોતિ ઝગમગ થતી તેનો પ્રકાશ પ્રગટે છે નાભિ સબધી ઉત્તમ અનેક તાજેવ

જ્ઞાનમય આત્મા ખરેખર પોતાના શુદ્ધ ધર્મનો પ્રથમ સંસ્થાપક બને છે અધ્યાત્મ દૃષ્ટિમા ઉત્તમ એવુ નાભિ ધ્યાન કરવાથી ઉત્પન્ન થનાર સ્વપર જ્ઞાનની પ્રાપ્તિથી મોક્ષનો માર્ગ ખુલ્લો થાય છે નાભિમા ધારણા ધ્યાન ધરવાથી નરક અને તિર્યંચ ગતિનો માર્ગ બંધ પડે છે અને મનુષ્ય દેવ તેમજ મોક્ષનો માર્ગ ખુલ્લો થાય છે નાભિમા આત્માનુ ધ્યાન ધરતા અશુભ કર્મો ખરી જાય છે અને ઘણા વિઘ્નો ટળે છે નાભિમા ધ્યાન ધરીને પરમાત્માને ખીલવ્યા વિના ધ્યાનની સ્થિરતા થતી નથી માટે પ્રથમ ધ્યાનની પીઠિકાભૂત નાભિનુ ધ્યાન સિદ્ધ કરવુ નાભિનુ ધ્યાન સિદ્ધ થયુ એમ અપૂર્વ આનન્દની લહેર આવે ત્યારે જાણવુ નાભિના વિચારોની સાક્ષી એ પોતાપણુ નિર્ણયમા ખરી સાક્ષી છે નાભિમા ધ્યાન ધરવાથી આદિનાથનો અનુભવ આવે છે

× × × ×

કાર્તિક શુક્લ પુર્ણિમાના દિવસે ધર્મ વિચારોને સહાય મળે એવુ શુભ માનસિક પુદ્ગલાનુ તીર્થાદિ ભૂમિઓમા પ્રગટન, સમુદ્રમા ભરતીની પેઠે વર્ષના પ્રભાવે થાય છે તેથી તે દિવસે આર્ય જૈનોએ ધર્મના વિચારો અને ધર્મની ક્રિયાઓમા વિશેષત જીવન નિર્ગમન કરવુ પર્વતાદિની ગુફાઓમા શિલાઓ ઉપર પદ્માસન વાળીને ધ્યાન ધરવુ પ્રભુની ભક્તિમા તન્મય બની જવુ પર ભવના આયુષ્યનો બંધ પણ તીર્થના દિવસે પ્રાય થાય છે મન્દિરોમા, ઉપાશ્રયોમા, નદીના કાંઠે, જંગલના પવિત્ર પ્રદેશમા સાધુઓએ ધ્યાનારૂઢ થઈ જવુ મનની ચચળતા વારીને ધ્યેય એવા આત્માના સ્વરૂપમા ઉંડા ઉતરી જવુ જે પવિત્ર સ્થળમા ઘણા મહાત્માઓએ ધ્યાન ધર્યું હોય તેવા સ્થાનમા જવુ અને શાન્ત ચિત્તથી પરમાત્માનુ ધ્યાન ધરવુ કોઈને ધ્યાનમા વિઘ્ન કરવુ નહિ ભક્તિના અધિકારીઓએ પોતાની શુદ્ધિ કરવા ચિત્તની પ્રસન્નતા વધતી જાય તેવી રીતે દેવ ગુરુ સઘ વગેરેની ભક્તિમા મન વચન અને કાયાથી પરિણમવુ પવિત્ર તીર્થ પ્રદેશોમા ધ્યાનીઓએ મમત્વ ભાવનો ત્યાગ કરવા સબધી સંકલ્પ કરવો પશ્ચાત્ અન્યસ્થાનમા વા અન્ય કોઈ સ્થાનમા ઉત્તમ ધ્યાન કરવા યોગ્ય કોઈ શુભ મનની વર્ગણાઓ હોય તે મને સહાયકારી થાઓ એવો સકલ્પ કરવો આત્માને આત્મભાવે અનુભવુ એવી દિવ્ય માર્ગ ધ્યાન દશા પ્રગટ થાઓ એવો દૃઢ સંકલ્પ કરીને

આત્મધ્યાનમાં નિમગ્ન થઈ જવું સેવા ભક્તિના અધિકારી રુચિવન્ત જીવોએ દેવ ગુરૂ અને ધર્મની વિશેષતઃ આરાધના કરવી ઉપશમ, જપ દાન પૂજા ભક્તિ ભજન ગુરૂસેવા, શીયલભાવ આદિ વડે પોતાના આત્માના ગુણો પોષવા હર્ષોલ્લાસથી તત્પર થઇ જવું

× × × ×

આત્મધ્યાન ધર્યાવિના આત્માનો અનુભવ થતો નથી અધ્યાત્મશાસ્ત્રોના અભ્યાસથી અને મનનથી અધ્યાત્મજ્ઞાન પ્રાપ્ત થાય છે અધ્યાત્મજ્ઞાન એ પારા સમાન છે અપાત્રજીવને કાચા પારાના ભક્ષણની પેઠે અધ્યાત્મજ્ઞાન પરિણમે છે યોગ્ય જેવા આત્માઓને અધ્યાત્મજ્ઞાન પરમ સુખ અર્પે છે અધ્યાત્મ જ્ઞાન વિનાની એકલી ધર્મક્રિયાથી નિ દારૂપ અજીર્ણ ઉત્પન્ન થાય છે અધ્યાત્મજ્ઞાન એ ચિન્તામણિ રત્ન કરતા અનન્ત ગુણ અધિક છે અધ્યાત્મજ્ઞાનથી ખરી સ્થિરતા પ્રાપ્ત થાય છે અને ઉપાધિભાર ટળે છે ઔદયિક ભાવથી ચિત્તની નિવૃત્તિ કરીને આત્મામાંજ આત્મધર્મની પ્રતીતિ કરાવનાર અધ્યાત્મજ્ઞાનની ઉપયોગિતા જેટલી વર્ણવીએ તેટલી અલ્પ છે વિભાવ પરિણતિથી આત્મા અનાદિકાલથી સંસારમા પુદ્ગલ ભાવમા રાચી માચી રહ્યા છે વિભાવિક પરિણતિ એ આત્માનો શુદ્ધ ધર્મ નથી અશુદ્ધતાનો નાશ કર્યાવિના શુદ્ધધર્મ પ્રગટતો નથી આત્માના શુદ્ધધર્મ વિના બાકી સર્વે પર ભાવ છે આત્મા પોતાના શુદ્ધધર્મની દૃષ્ટિ ધારણ કરીને પોતાના શુદ્ધધર્મમા રમે એજ આ સાચી ખરી કરણી છે આત્માનો ધર્મ આત્મામા છે આત્માનો ધર્મ મૂકીને અન્યમા ચિત્ત ભમવાથી આત્માની ખરી શાન્તિ પ્રગટવાની નથી આત્માનો શુદ્ધધર્મ છે તે આત્મામાંજ છે હે જીવ ! કેમ તું પોતાનો શુદ્ધધર્મ પોતાનામા છે તેના સામુ જોતો નથી અને અન્ય જડ વસ્તુઓમા ધર્મની બુદ્ધિ ધારણ કરે છે ? આત્માનો શુદ્ધધર્મ સત્તાએ રહ્યો છે તેની પ્રકટના કરવા આત્માની સત્તામા લક્ષ્ય ગમવાની જરૂર છે આત્માને આત્મભાવે દેખવાથી દુનિયામા પ્રાપ્ત કરવા લાયક અન્ય કંઇ દેખાતું નથી હે આત્મન્ ! હારે હવે પોતાના શુદ્ધ ધર્મ તરફ દૃષ્ટિ વાળીને વ્યવહારથી વર્તવાનું છે હે આત્મન્ ! પોતાના શુદ્ધ ધર્મમા દૃષ્ટિ રાખીને આશ્રવના હેતુઓને સંવરપણે પરિણમવવાની કાળજી

એશે શક્તિ ધરાવતો જા પોતાના શુદ્ધ ધર્મની દૃષ્ટિથી જો સર્વ જીવો પોતાના નજીકના અને પોતાના સમાન લાગશે અને તેથી સર્વ જીવોની સાથે ઐક્યાત્મ ભાવે અભેદ થશે પોતાના શુદ્ધ ધર્મમા સર્વ સમાયુ છે એવો દૃઢ ભાન ક્ષણે ક્ષણે એનો અભ્યાસ વધારતો જા - શરીરના ધર્મોમા અહંવૃત્તિ સ્ફુરે છે ને સર્વેનુ મૂળ પાછુ ટળી જાય પૂતળીની પેઠે શારીરિક કર્મોમા અહંત્વ અને મમત્વ ન થાય એવી રીતે આત્મશુદ્ધ ઉપયોગમા વર્તે પોતાના શુદ્ધધર્મે પરિપૂર્ણ પરિણમન થાય તાવત્ આત્મધ્યાનથી અન્તરમા પ્રવૃત્તિ કર અને આગળ ચાલ

બાળજીવો રાગદ્વેષની વૃદ્ધિ અર્થ પોતાની શક્તિનો ઉપયોગ કરે છે માટે તેઓનુ બાળવીર્ય ગણાય છે અભવ્ય જીવોને અનાદિ અનન્તમા ભાગે બાળવીર્ય હોય છે ભવ્યજીવોને અનાદિ સાન્ત ભાગે બાળ વીર્ય હોય છે જ્ઞાનિઓને સાદિ સાન્ત ભાગે પણ્ડિત વીર્ય હોય છે અજ્ઞાનિજીવોનુ વીર્ય હિંસા, જૂઠ, ચોરી, કામભોગ, આસક્તિ વગેરેમા વપરાય છે પાપવર્ધક શાસ્ત્રો અને શસ્ત્રોમા જે વીર્યનો વ્યાપાર થાય છે તે બાળવીર્ય જાણવુ પરજડ વસ્તુઓની પ્રાપ્તિ માટે જે શક્તિયો વાપરવી પડે છે તે બાળ વીર્ય અવબોધવુ બાળ અર્થાત્ અજ્ઞાનિજીવો પોતાના વીર્યથી સંસારમા કર્મગ્રહણ કરીને બંધાય છે

જ્ઞાની પુરુષો સંવર અને નિર્જરાની પ્રાપ્તિમા આત્મશક્તિનો ઉપયોગ કરે છે જ્ઞાની મનુષ્યોનુ વીર્ય પોતાના આત્માના ગુણોની પ્રાપ્તિ અર્થે પરિણમે છે કર્મબન્ધનના હેતુઓથી જ્ઞાનીઓનુ વીર્ય છૂટુ પડે છે જ્ઞાની પોતાના વીર્ય વડે કષાયો ઉપર જય મેળવે છે, અને તે સુભટની પેઠે મોહમલ્લની સામો લડે છે પણ્ડિત વીર્યવાન મહાત્મા પુણ્ય અને પાપના ફળોમા હર્ષ શોક ધારણ કરીને ઉંચો નીચો થતો નથી પણ્ડિત વીર્યવાળો મહાત્મા સંયમાનુષ્ઠાનમા તત્પર રહે છે, અને આત્મધ્યાન સમાધિના ગુહ્ય પ્રદેશમા મસ્ત થઈને વિચરે છે પણ્ડિત વીર્યવાન્ મહાત્મા છ પ્રકારના આવશ્યકભાવની પરિણતિ વડે પોતાના આત્માને પુષ્ટ કરે છે અને તે મરણ પ્રસંગે મુંઝાતો નથી પણ્ડિત વીર્યવાન્ માયા-મૃષાવાદ-વિશ્વાસઘાત વગેરે દુર્ગુણોને સેવતો નથી પણ્ડિત વીર્યવાન્ સેવા-ભક્તિ વગેરેમા આત્માને યોજે છે પણ્ડિત વીર્યવાન્ પંચ-સમિતિ અને ત્રણ ગુપ્તિ, પંચાચાર, પંચમહાવ્રતપાલન વગેરેમા ઢઢ ભાવવાળો બને છે સમ્યક્ત્વવંત પણ્ડિત જીવોના ધર્માનુષ્ઠાનો કર્મબંધ રહિત હોય છે પણ્ડિત વીર્યવાન્ મુનિવર્ જે કાર્ય કરે છે, લખે છે બોલે છે, અને

વૃત્તિથી જાગતો નથી પણ તેમાં તો તે ઉંઘે છે આત્માના જ્ઞાનાદિ ધર્મને આત્મધર્મ તરીકે ઓળખીને તેમાં ધર્મની શ્રદ્ધા ધારણ કરે છે

× × × ×

પોતાના આયોગ અને વિયોગે અને પોતાની જીંદગી તરફ લક્ષ આપવાથી પોતાના આત્માને ધર્મતરફવાળી શકાય છે પોતાના આત્માને કયુ કાર્ય સારૂ કયુ અને કયુ કાર્ય ખોટું કર્યું તેના પ્રશ્નો પુછીને તેના ઉત્તરની રાહ જોવી પોતાની જીંદગી સુધારવાના પ્રશ્નો પોતાના આત્માને પુછવા અને તેનો ઉત્તર નાભિમાંથી નીકળે અર્થાત્ પોતાનો આત્મા ખરી રીતે આપે તે માટે રાહ જોવી એમ કલાકોના કલાકો પર્યન્ત પ્રશ્નો પુછીને ઉત્તર મળવા !! આશાના વિયોગમાં પ્રવૃત્ત થવાથી દૈવીશક્તિની પેઠે અંતરૂથી જીંદગી સુધારવાના વિચારો પ્રગટે છે, અને પોતાની જીંદગી સત્યના રૂપમાં ફરી જાય છે મોટા વિદ્વાનોની શિખામણથી જે અસર થતી નથી તે અસર આ પ્રમાણે દર્શાવેલા અનુભવથી થાય છે પોતાના આત્માને સત્ય પૂછવું કે જેથી અન્તરૂથી સુમતિ પ્રગટી શકે પોતાના આત્માને પ્રશ્નો પુછીને જીંદગી સુધારનાર એવા ઘણા મનુષ્યો અમુક બાબતમાં અનેકધા કરે છે પરંતુ વિશ્વાસથી પરમાત્માની પેઠે પૂજ્ય ધારીને પોતાના આત્માને પુછવાથી થોડા વખતમાં પોતાનું રૂપ બદલાઈ જાય છે પોતાના આત્માને સુધારવા માટે વારંવાર આ પ્રમાણે પ્રવૃત્તિ કરવાની જરૂર છે જ્ઞાનિમનુષ્યોએ પોતાના આત્માનું ધ્યાન ધરીને સહજાનન્દ પ્રાપ્ત કર્યો છે ખરામાં ખરા કર્તવ્ય સબંધી પ્રશ્નો પુછવાથી પ્રથમ તો સમુદ્રમાં હોડીની પેઠે પોતાનો આત્મા હાલકડોલા કરતો હોય એવો જણાય છે પશ્ચાત્ અન્ય જ્ઞાન પ્રકાશ વડે પુછેલી બાબત ઉપર અજવાળું પડે છે પાપી મનુષ્યોની જીંદગી પણ આ પ્રમાણે વર્તવાથી ધર્મીના રૂપમાં બદલાઇ જાય છે પોતાનો આત્મા પોતાને સત્ય તરફ વળતાનુ જણાવે છે, પણ શાંત ચિત્તથી અન્તરૂનો વિચારધ્વનિ શ્રવણ કરવાની જે મનુષ્યો દરકાર કરતા નથી, તે સત્યનો માર્ગ પ્રાપ્ત કરી શકતા નથી વિદ્વાનો પોતાના આત્માને પ્રેમથી પ્રશ્ન પુછીને પોતાનો આગળનો માર્ગ દેખે છે અને પરમાત્મપદમાં પ્રવેશ કરે છે

× × × ×

સંયમના પુસ્તક વાંચનાથી સંયમનું જ્ઞાન થાય છે પણ સંયમનો ખરો અનુભવ તો ચારિત્ર લીધા બાદ મળે છે ધૈર્યનું પુસ્તક વાંચનાથી ધૈર્યનું જ્ઞાન થાય છે, પણ ધૈર્યના વખતે ધૈર્ય રાખતા જે જે વિપત્તિયો આવી પડે છે તે વખતે અડગ રહેવાથી ધૈર્યનો અનુભવ મળે છે વૈરાગ્યના પુસ્તકો વાંચવાથી વૈરાગ્યનું સ્વરૂપ સમજાય છે, પણ વૈરાગ્યનો અનુભવ તો વૈરાગ્ય જ્યારે હૃદયમાં પ્રગટે છે ત્યારે થાય છે પ્રેમના પુસ્તક અને પ્રેમના વચનોથી કંઇ ખરો પ્રેમનો અનુભવ મળતો નથી પણ ખરો પ્રેમ તો આંખ, હૃદય, અને ખરી વખતે કાર્યો કરવાથી માલુમ પડે છે અધ્યાત્મના પુસ્તકો વાંચનાથી અધ્યાત્મસંબંધી જે કંઇ વિચારો આવે, લખાય વા બોલાય તેના કરતા આત્મામાં અધ્યાત્મ પરિણતિ જાગ્રત્ થવાથી જે કંઇ અનુભવ આવે છે, લખાય છે, બોલાય છે તેમાં સત્યતાનું જીવન રહે છે, વિચારીને કાર્યમાં મૂકીને અનુભવ લીધા બાદ પારિણામિક બુદ્ધિ ઉત્પન્ન થાય છે વૃદ્ધોમાં પારિણામિક બુદ્ધિનો અંશ વિશેષ ભાગે રહેલો હોય છે તેથી નવા સાધુઓને ગુરૂકુળ વાસમાં સ્થવિરોની પાસે મૂકવામાં આવે છે કે જેથી તેઓ સંયમ માર્ગમાં સ્થિર થઇ શકે છે અનેક અનુભવો જેઓએ મેળવ્યા છે એવા વૃદ્ધોના હૃદયમાં અનેક શાસ્ત્રોના, આચારોના અને વિચારોના નિચોળ રહ્યા હોય છે તેથી તેઓની સેવા કરનારા મનુષ્યોને વૃદ્ધોના વચનો અને અનુભવો તે શાસ્ત્રરૂપ થઇ પડે છે ગીતાર્થ સાધુઓ ચારિત્ર પાળીને અનેક પ્રકારના અનુભવો મેળવી શકે છે, તેથી તેઓની સેવા કરીને તેમનું હૃદય લેવું જોઇએ હજારો વિચારો પણ એક અનુભવી વિચારને પહોંચી શકતા નથી અનુભવી વૃદ્ધ પુરૂષોનો અનાદર કરવો એ દેશની, સમાજની અને નાતની વર્મસંધની પડતીનું ચિન્હ છે જે બાબતમાં જેણે ઘણો અનુભવ મેળવ્યો હોય તે બાબતમાં તેના બોધો ઉપયોગી થઇ પડે છે ઘણા અનુભવના વિચારોથી તે તે દેશકાળમાં તે તે મનુષ્યોની વૃત્તિયોના અનુકૂળ આચારો ઉદ્ભવે છે તેમાંથી દેશકાળ સમાજ પરત્વે સાર એંચીને પરિપૂર્ણ પરીક્ષા કરી વિચારોને આચારમાં મૂકવા. દ્રવ્ય ક્ષેત્ર કાલ અને ભાવપ્રમાણે કોઇની સાથે વૈર ન બંધાય તેમ હે આત્મન્ ! લક્ષ રાખ ભવની પરંપરાની પેઠે અવતારની સાથે વૈરની પરંપરા પણ પ્રગટે છે આ અમુક મનુષ્ય મારો શત્રુ છે, એવો કદી મનમાં અંશ માત્ર પણ વિચાર કર નહિ સમરાદિત્ય ચરિત્ર વાંચીને વૈરની પરંપરાનું બીજ ન રોપાય એવો સતત ઉપયોગ રાખવાની જરૂર છે જેના ઉપર દ્વેષ આવે તેના ઉપર દરરોજ શુદ્ધ પ્રેમ નાખવા પ્રયત્ન કર પોતાના ઉપર વિચારભેદ, આચારભેદ, ધર્મભેદ, કાર્યભેદ

આદિ અનેક કારણો વડે ઘણા જીવો વિરૂદ્ધ દ્રષ્ટિથી દેખે તો પણ હે આત્મન્ ! કદી તું અન્ય જીવો ઉપર વિરૂદ્ધ ભાવથી દેખ નહિ જડ જેવી વસ્તુ પણ સર્વની દ્રષ્ટિએ એક સરખી દેખાય નહિ તો તું સર્વની દ્રષ્ટિએ ભિન્ન ભિન્ન દેખાય એમ જાણીને કદી મોહ શેતાનના વશમાં આવી પોતાના શુદ્ધ ધર્મથી દૂર થા નહિ સામાના પ્રતિ શાઠ્ય ધારવું એ દુનિયાની કૂટ નીતિ છે આત્માનો શુદ્ધોપયોગ વા આત્માનો નિત્ય ખરખર એ કૂર નીતિથી દૂર રહેવા સંબોધે છે અને તેજ પ્રમાણે દુષ્ટોની શ્રેણિરોમાં વચ્ચે રહીને વર્તવા પ્રયત્ન કર કોઈ જીવને મન વાણી, અને કાયાની નઠારૂ ખરાબ તાગથી કાંઈ વર ખમે તો તેને તું ખમ અન્યને કષાયોદલમાં નિમિત્તભૂત તું ના બન ! તારા સમાન મુનિઓને તારી માન સ્પર્ધા કરવી પડે છે એમ તું જાણે છે તો તેમના ઉપર અને માન પણ અશુભનિન્દાદિ વૃત્તિ વારણ ના કર તને હલકા પાડવા માટે અન્ય ગમે તેવી યુક્તિઓ કલાઓ કરે અને તે જાણવામાં આવ્યા છતાં પણ ત્હારે તો તેમનું મનવાણી અને કાયાથી અશુભ કરવા કદિ સ્વપ્નમાં પણ પ્રવૃત્ત થવું નહિ, એજ કર્મબંધનોમાંથી મુક્ત થવા માટે ઉત્તમ ઉપાય છે આ પ્રમાણે વર્તવાને દૃઢ સંકલ્પ કર ! પોતાના હૃદયની સાક્ષી લેઈને પોતાના હિતાર્થે આ પ્રવૃત્તિ કરવાની જરૂર છે હે આત્મન્ ! તું મોહના સામો થઈને આ પ્રમાણે અંતરમાં ઉપયોગ રાખીને વર્ત ! ત્હારા કૃત્ય માટે હૃદય સાક્ષી પૂરે એમ કર હે ચેતન ! ઘણા મોહના સંસ્કારોના મૂળ નાશ કરવા શુદ્ધ ભાવનાઓ ભાવ ! કરોડો, નિર્મલ જીવોના સહવાસમાં આવતાં તેમને ઉત્તમ બનાવવા અને તેઓનું કર પણ તેમનો અશુભ લેપ પોતાને ન લાગે તેવો તીવ્ર ઉપયોગ રાખ

× × × ×

ગાડરીયા પ્રવાહમાં, સત્ય જાણ્યા વિના જે મનુષ્યો ધસડાય છે તે મનુષ્યો પોતાના આત્માને દીન બનાવે છે સત્યને અન્વેષી સત્યના માર્ગે ગમન કરતાં દુઃખો પડે તો પણ સારાં પરન્તુ અસત્ય ગાડરીયા પ્રવાહમાં ગમન કરતાં સ્મશાનના લાડુની પેઠે કદાપિ સુખનાં સાધનો મળે તો પણ ખોટાં અવશ્ય સત્ય જગતમાં સત્યની શોધ કરવાની છે અસત્ય ગાડરીયાપ્રવાહમાં પડી રહીને

દૃષ્યાદિનો ઉપયોગ મૂકીને હૃદયમાં ઊંડા આલોચ્ય કરવામાં આવે છે તો આનંદમય પોતપોતાનો આત્મા જ છે એવો દૃઢ નિશ્ચય થઇ શકે છે ભિન્નભિન્ન મનુષ્યોના ભિન્ન આચારોને અને વિચારોને દ્રવ્ય ક્ષેત્ર, કાલ, ભાવ અને યોગ્ય અપેક્ષાના હેતુઓથી તપાસવા અને જેમાંથી ઉપાય દૃષ્ટિ અને સત્યના અનેક નયોની અપેક્ષાએ સત્ય તારવી માનવું તથા તેનો અનુભવ કરી તે પ્રમાણે પ્રવર્તવું

× × × ×

ઉત્તમ ક્ષેત્રમાં વાવેલું બીજ વૃદ્ધિ પામે છે ઉષર ભૂમિમાં વાવેલું બીજ સફલ થતું નથી વાવનાર કુશળ જોઇએ બીજ વાવવાની વિધિ પણ જોઇએ બીજ વાવવાનો કાળ પણ જોઇએ તદ્વત્ યોગ્ય જીવ રૂપ ક્ષેત્રમાં આત્મધર્મ રૂપ બીજ વાવનાર પણ ઉત્તમ ગુરૂ જોઇએ યોગ્ય ક્ષેત્રમાં ધર્મ રૂપ બીજ વાવવામાં આવે છે તો તેનું સાફલ્ય થાય છે શ્રી મુનિ સુંદરસૂરિ મહારાજ આ સંબંધમાં વિશેષ પ્રકાશ પાડે છે

**जुग्गेहिं जुग्ग वासे, सोपुण जुग्गो गहिज्जए विहिणा**
**संपुन्नसुहफलोज पवत्तियअग्गहाइयरं ॥ १ ॥** ઉપદેશ રત્નાકર

ધર્મનો ઉપદેશ દેતા પહેલાં યોગ્ય ક્ષેત્ર અને યોગ્ય જીવોનો તપાસ કરવો તેમજ યોગ્ય જીવોના હૃદયમાં કેવી રીતિએ ધર્મનું બીજ વાવવું તેનો નિશ્ચય કરવો ભાવિત અભાવિત ઘટની પેઠે યોગ્ય અને અયોગ્ય જીવોની પરીક્ષા કરવી જેને ઉપદેશ દેવામાં આવે છે તે કેટલીક હદ સુધી ધર્મના આચારો અને વિચારો ગ્રહણ કરવા યોગ્ય છે તથા તેમને કેટલા ધર્મના વિચારો પચી શકશે તેનો યોગ્ય વિચાર કરવો જોઇએ. ઉપદેશ્ય જીવોની પોતાની પ્રતિ કેવી રૂચિ છે ભક્તિ શ્રદ્ધા છે તેનો અનુભવ કરવો ઉપદેશ્ય જીવોના ચારિત્ર્યનું સૂક્ષ્મ દૃષ્ટિથી અવલોકન કરવું ઉપદેશ્ય જીવોના આજુબાજુના કેવા સંયોગો છે તેમની વિચાર શ્રેણિયો દરરોજ કેવી થયા કરે છે તે તરફ લક્ષ દેવું ઉપદેશ દેવાથી શ્રોતાઓના આચારો અને વિચારમાં શો ફેરફાર થયો છે તેના સંબંધી લક્ષ રાખવું કેટલાક જીવો પર ઉપદેશની અસર પત્થર પર કોતરેલા અક્ષરની પેઠે થાય છે કેટલાક જીવો પર ઉપદેશની અસર થતી નથી વ્યુદ્ગ્રાહિત ચિત્તવાળા જીવોને પ્રાય ઉપદેશની અસર થતી નથી દૃષ્ટિરાગી દુષ્ટ, મૂઢ અને વ્યુદ્ગ્રાહિતને કાંઇ અતિશય જ્ઞાની પ્રતિબોધી શકે, જે મનુષ્યોના

મૂલ્ય રહ્યું હોય છે, તેઓ સૂક્ષ્મ બોધના અધિકારી થતા નથી ઉપદેશકપર શ્રદ્ધા ભક્તિ વિના શ્રોતાઓને શ્રવણની સફલતા થતી નથી મનુષ્યોની ચેષ્ટાઓથી જે મહાત્મા તેઓના હૃદય વિચારોની પરીક્ષા કરી શકે છે તેજ મહાત્મા પોતાના ઉપદેશ કાર્યમાં વિશેષત વિજયવંત નીવડે છે મન-વાણી અને કાયાની ચેષ્ટામાં એકતા જેઓની હોય છે તેવા ઉપદેશકો પોતાના વિચારોને શ્રોતાઓના હૃદયમાં વિદ્યુત્ વેગે ઉતારી શકે છે આત્માના ગુણોની પ્રાપ્તિમાં ઉપદેશકે લક્ષ દેવું પોતાના ગુણો વડે જે આકર્ષાઇને આવે છે તેઓ ત્વરિત ઉપદેશ રહસ્ય પ્રાપ્ત કરી શકે છે સાકરમાં ગળપણ છે તો કીડીયો પોતાની મેળે સાકર પાસે આવે છે

× × × ×

ઉત્સાહ અને આનન્દથી જે જે કાર્ય કરવામાં આવે તેમાં એકતાન બનવું જોઇએ ઉત્સાહ અને આનન્દ એ બે કાર્ય વિજયના શુભ ચિહ્નો છે ઉદારભાવ, ખંત અને આત્મભોગ વિના કાર્યમાં વિજય મળતો નથી જલમાં પરપોટા ઉદ્ભવે છે તેની પેઠે મનમાં અનેક કાર્યો કરવાના વિચારો ઉદ્ભવે અને લય પામે તેમજ કાર્યારંભમાં જરા પ્રવૃત્તિ થાય અને જરા ઉપાધિ-દુઃખો આવતા પાછું હઠાય અને વારંવાર સંકલ્પો ફેરવવા પડે એવી જેની વિચાર અને આચાર દશા છે તે મનુષ્ય પોતાના આત્માનો પોતે ઘાત કરે છે અને જગતનો પોતાના પ્રતિનો વિશ્વાસ ખુવે છે જે કાર્ય કરવા ધાર્યું હોય તેનો વિચાર એકદમ જાહેર કરવો નહિ જે કાર્ય કરવામાં અન્ય તરફથી વિઘ્ન નડે તેનો પ્રચાર, વિચારકોની આગળ ન કરવો જોઇએ ધર્મ-કાર્ય કરવામાં મગજની સમતોલતા, અભયતા અને અખેદ એ ત્રણ ગુણ તો અવશ્ય હોવાજ જોઇએ પોતાનું કાર્ય કરવામાં ચારે તરફના સંયોગોમાં જે જે અનુકૂળ સંયોગો હોય તેવા આલંબનોનું અવલંબન કરીને પ્રતિકૂલ સંયોગોની સામે ઉપયોગ પૂર્વક અપ્રમત્તપણે ઉભા રહેવું જોઇએ. હૃદય-વાણી અને કાયાને પરવશ કરીને કોઇ મનુષ્ય કદી મહાન્ બન્યો નથી અને ભવિષ્યમાં કોઇ દિન મહાન્ બનનાર નથી પોતાના અધિકારપરત્વે કરવા ધારેલાં કાર્યોમાં પોતાની સ્વતંત્રતા ગમે તે ભોગે ખોવી નહિ અને પારકાના દાસ બનીને કરવા જોઇતું કાર્ય પડતું  કરેલું કાર્ય પડતું મૂકવાથી આત્મનું

૧ સદાચારોમાં જે મનુષ્યો દૃઢ રહે છે તે મનુષ્યો આદર્શ પુરૂષ બની શકે છે સદાચારની મર્યાદામાં રહીને તર્કવિતર્ક કરવાથી હાનિ થતી નથી ચારે બાજુએથી દ્રવ્યાદિકના જ્ઞાનવડે સર્વ પ્રકારનો અનુભવ મેળવીને આચારોમાં ફેરફારો કરવાની જ્ઞાની પુરૂષોને ધર્માવિરૂદ્ધપણે અનુજ્ઞા છે એમ દૃઢ નિશ્ચય કરીને પણ કોઈ ક્ષેપ કરીને પૂર્ણ સત્ય પ્રાપ્ત કરવા અનુભવની દિશાએ ગમન કરવું

૨ દરેક મનુષ્ય પોતાના વિચારોને પ્રાય કોઈની આગળ ખાલી કરે છે પોતાના વિચારો અન્યની આગળ કહ્યા વિના પ્રાય ઘણા લોકોને ચાલતુ નથી પોતાના વિચારોને ઉદ્ગારો વડે ખાલી કરવાનું સ્થાન દરેક મનુષ્યનુ હોય છે, અને તેથી વિચારોને કહેનારની માનસિક દશાનુ ચિત્ર સમ્યગ્ આલેખી શકાય છે દરેક મનુષ્યો પોતાના હૃદયમાં ઉત્પન્ન થએલા વિચારો અન્યને કહે છે તે વિચારોવડે વદનારનું બાહ્ય તથા આભ્યંતરિક ચારિત્ર કેવુ છે તે અનુમાનો વડે પ્રાય નિર્ણિત થઇ શકે છે કોઇ જાતના ભેદ ભાવવિના કોઇપણ મનુષ્ય કોઇની આગળ પોતાનુ હૃદય ખાલી કરે છે અને તે અનુભવમાં આવે છે માટે તે બાબતપર લક્ષ દેઇ કોઇની આત્મદશાનુ અવલોકન કરવામાં આવે તો તેનામાં કયા કયા ગુણો ખીલ્યા છે તે સમ્યગ્ જાણી શકાય છે.

૩ બાહ્ય સૃષ્ટિના વૃત્તાંતોનો ભંડાર દરેક મનુષ્યનુ અમુક અંશે ખીલેલુ મન છે દરેક મનુષ્યના મનમાંથી કપટ વિના કેવા ઉદ્ગારો નીકળે છે તે અવલોકીને તેમાંથી કંઈ સાર ભાગ હોય તે ગ્રહણ કરવો, બાકી અસાર ભાગની ઉપેક્ષા કરવી માનસિક સૃષ્ટિનાં ઘણા ચિત્રો પ્રાય ઇતિહાસોમાં આવી શકતા નથી માનસિક વિચારોનો અલ્પ ભાગ પ્રાય. સ્થૂલ શરીર દ્વારા બાહ્ય દેખાય છે એવા છાદ્મસ્થિકમનુષ્યોના વિચારોનું અવલોકન એ ઘણુ દુષ્કર કાર્ય છે પોતાના સમાગમમાં આવનારા અનેક મનુષ્યો હોય છે તેઓની માનસિક સૃષ્ટિમાં અંતર્ દૃષ્ટિથી વિચારવુ એ અતિશય જ્ઞાનીઓના હાથમાં છે તે સમાગમમાં આવનાર મનુષ્યોના વિચારોમાં અને આચારોમાં કેટલા [illegible] કઈ કઈ બાબતોમાં કઇ કઇ અપેક્ષાએ કયા કયા અધિકાર પ્રમાણે છે, તેનો નિર્ણય કરનાર મનુષ્ય જ અમુક અંશે કોઇના ચારિત્ર સબંધી નિર્ણય કરવા સમર્થ થાય છે વર્તમાન, ભૂતકાળના વિચારો અને આચારોના [illegible] મનુષ્યનુ ભાવિ ચારિત્ર અમુક અંશે બની શકે એમ અનુમાન કરી શકે છે સમાગમમાં આવનાર પ્રત્યેક મનુષ્યના ખાનગી અને [illegible] અને વિચારોના ભેદ અભેદ વગેરેનું જ્ઞાન કરનાર મનુષ્ય [illegible]

×

સંકુચિતવૃત્તિથી ઉદાર ભાવના પ્રદેશમાં આગળ વધી શકાતું નથી મતસત્ત્વોની સ્યાદ્વાદ દૃષ્ટિએ થયેલી શ્રદ્ધાને સંકુચિતવૃત્તિ ન કહેવાય ઉદાર ભાવની જ્યાં આવશ્યકતા હોય ત્યાં સંકોચાવાનું થાય ત્યાં સંકુચિતત્વ કથી શકાય છે સ્વમતિ શક્ત્યનુસારે અન્ય યોગ્ય જીજ્ઞાસુ મહાશયોના સદ્‌ગુણો પ્રતિ લક્ષ દઈ તેમને સદ્વિચારોનો લાભ આપવા યથાયોગ્ય રીતિએ તેમના સમાગમમાં આવવું એ ઉદારભાવ ગણી શકાય છે બાહ્ય સ્થૂલ બાબતોમાં પણ તેવી રીતિએ શુભમાર્ગે શુભ ઉદાર ભાવ ગણી શકાય સ્વસદ્‌ગુણો શ્રદ્ધાદિમાં હાનિ ન થાય તેવી દશાએ અન્ય મનુષ્યો પ્રતિ ઉદાર ભાવથી વર્તવામાં આવે તો અન્યોના વિચારો અને આચારોમાં સુધારો વધારો કરીને પોતાની ફરજ અદા કરી શકાય છે

દરેક મનુષ્ય ઉત્તમોત્તમ થવા ઇચ્છે છે કિન્તુ ઉત્તમોત્તમ થવાની સામગ્રીઓ મેળવી આપનારા સેવક મહાત્માઓની ખોટ છે દરેક મનુષ્યને સારૂં ગમે છે, સુખ ગમે છે ઉચ્ચ થવું ગમે છે, પણ તેમને સારા વિચારો અને ઉપાયો મેળવી આપનારા પુરુષો જે પ્રમાણમાં જોઇએ તે પ્રમાણમાં મળે તો દરેક મનુષ્ય વિદ્યુત્ વેગે પોતાની ઉન્નતિ કરી શકે દરેક મનુષ્યને સતત શુભાલંબનો મળતા હોય તો અશુભ માર્ગમાં ગમન કરવાનો સમય ન આવે મનુષ્ય જો ધારે તો સમાગમમાં આવનાર દરેક મનુષ્યના જીવન ચરિત્રમાંથી ઘણું શીખી શકે અને દરેક મનુષ્યને પોતાના જ્ઞાનનો શુભ લાભ આપી શકે દરેક મનુષ્ય અન્યની ઇર્ષ્યા ન કરવાથી પોતાના આત્માને સુધારી શકે છે મનુષ્યની જાતિમાં ભેદ ભાવ રાખ્યા વિના અધિકારપરત્વે ગુણોનો બોધ આપીને સન્માર્ગે ચઢાવવાનું કાર્ય કરનારા મહાપુરુષોના ઉત્થ રસમાં જે અમૃત રહ્યું છે તે અમૃતનું પાન કરતા આવડે તો દરેક મનુષ્ય પોતાના આત્માને અમર બનાવી શકે

આપણા સમાગમમાં આવનાર દરેક મનુષ્યો કંઇક બુદ્ધિ અનુસારે આપણી પાસેથી ગ્રહણ કરી શકે છે અને આપણે પણ પોતાના સમાગમમાં આવનારાઓ પાસેથી શુભાશુભ ગ્રહણ કરીએ છીએ કે જે શુભાશુભની પોતાને પણ ખાત્રી રહેતી નથી દરેક ઇન્દ્રિય દ્વારા મન વડે શુભાશુભ ગ્રહણ કરવાનું કાર્ય સતત ચાલુ રહે છે અને તે રાત્રી દિવસ ચાલ્યા કરે છે ઉપયોગ રાખીને વિવેકથી સર્વ તપાસવામાં આવે તો હૃદયમાં શુભ સંસ્કારો પાડવાને સ્વતંત્ર બની શકાય છે પોતાના હૃદય તરફ ઇન્દ્રિયો તરફ જોવું અને ચિત્તમાંથી શું ગ્રહાય છે તેનો ઉપયોગ રાખી પોતાના આત્માની શુદ્ધિ કરવી

શુષ્કજ્ઞાન અને શુષ્ક ક્રિયાથી આનન્દ રસ પ્રગટતો નથી જે [illegible] અને જે ક્રિયાથી આનન્દ રસ પડે તેવા જ્ઞાન ક્રિયા સેવતા પ્રતિદિન [illegible] ભાન રહે છે અને હર્ષો નાસમા ગયો વખત જણાતો નથી ગીતાર્થ [illegible] સેવાથી જ્ઞાન ક્રિયાના અભ્યાસમા રસ પડે એવી દશા પ્રગટે છે જે જે [illegible] કરવામા આવે તેનુ સમ્યગ્ જ્ઞાન ખરેખર અનુભવ ગીતાર્થના હૃદય [illegible] રહેવાથી મળે છે અને તેથી શુષ્કતાનો ભય રહેતો નથી **गीयत्थ वयणेण हलाहलविषं माअगीयत्थ वयणेण अमयमवियुंटए** ગીતાર્થ વચને [illegible] હલ વિષ પીવુ પણ અગીતાર્થ વચને અમૃત પણ પીવુ સારૂ નથી [illegible] માલામા આ વચન જણાવ્યુ છે તેનો ખરો અનુભવ વર્ણવ્યા [illegible] નહિ પ્રત્યેક ધર્માનુષ્ઠાન કરતી વખતે રસ પડે એવી [illegible] આત્માને મૂકવો

આગમમા કહ્યુ છે કે–" तथणजत अणुभागकम्मत अत्येगइ य वेएइ, अत्येगइय नोवेएइ, तत्थणज्ञ त पएसकम्मत नियमा वेएइ " એમ કર્મ તો ભોગવવા પડે છે અને અધ્યવસાયથી જેનો રસ હણાયો છે તે ભોગવવા પડતા નથી અને પ્રદેશ કર્મ તો અવશ્ય ભોગવવા પડે છે પ્રસન્નચન્દ્રર્ષિએ નરક યોગ્ય કર્મના પ્રદેશોજ નિયમ એવા વેદ્યા છે પણ તેનો રસ વેદ્યો નથી અનુભાગ તો તેણે શુભ અધ્યવસાયવડે હણ્યો હતો માટે તેને નરક સબન્ધિ દુઃખોદય થયો નહિ कर्मणाविपाकानुभव एव सुख दु खयोर्वेदनात અશાતા વેદનીયનો દ્રવ્ય, ક્ષેત્ર, કાલ, ભવ ભાવ પામીને ઉદય થાય છે, સદ્ગુરુ, પુણ્ય ક્ષેત્ર, મનુષ્ય ભવ, સમ્યગ્ જ્ઞાન આદિ પામીને કર્મનો નાશ થાય છે વેદનીય કર્મનો ઉપશમ અને ક્ષયોપશમ થતો નથી મિથ્યાત્વ મોહનીયનો તીર્થ વગેરે પ્રાપ્ત થતા વિલય થાય છે દ્રવ્ય, ક્ષેત્ર, કાલ ભાવ પામીને પુણ્ય અને પાપ ઉદયમા આવે છે દ્રવ્ય, ક્ષેત્ર, કાલ, ભાવ પામીને પુણ્ય અને પાપનો ક્ષય થાય છે કોઈ દ્રવ્ય ક્ષેત્ર કાલ, ભાવ પામીને રોગ નાશી જાય છે અને કોઈ દ્રવ્ય ક્ષેત્ર કાલ ભાવ પામીને રોગ પાછો ઉત્પન્ન થાય છે તપ, જાપ, ધ્યાન ગુરુસેવ, સન્તસેવાભક્તિ વગેરેની આરાધનાથી અશુભ કર્મનો ઘાત થાય છે તેમજ અશુભ કર્મ પણ શુભ કર્મરૂપે પરિણામ પામે, અશુભ કર્મ ઉદયમા આવે ત્યારે દીન ન બનવુ કિન્તુ તપ, દાન ભક્તિ શુભાધ્યવસાયમા તત્પર રહેવુ અનિકાચિત અશુભ કર્મનો ઉદય હોય છે તો તપ વગેરેથી ટળે છે પ્રાયઃ નિકાચિત હોય તોપણ તે તપથી ટળે છે

× × × ×

કોઈ પણ મનુષ્યનુ બુરૂ ન ઇચ્છવુ અને અશુભ ન બોલવુ એજ જગતમા ચિર નન્દિત જીદગી ગુજારવાનો એક મહાન્ ઉપાય છે કોઈનુ બુરૂ ઇચ્છવાથી અને અશુભ બોલવાથી અશુભ કર્મ બધાય છે અને અપકીર્તિ કર્મની ઉદીરણા થાય છે કોઈનુ બુરૂ થાય એવી મન વાણી કાયાથી ચેષ્ટા પણ ન થાય ત્યારે સમજવુ કે દુનિયામા શાન્તિ પ્રસરાવવાની પોતાનામા શક્તિ આવી [illegible] શુભ માર્ગમા વિઘ્ન નાખવાને, કોઈનો તિરસ્કાર કરવા માટે [illegible] નથી એમ નિશ્ચય થયા વિના જગતના જીવે

પ્રતિ નીતિના આધારે વર્તી શકાતું નથી કોઇના આચારો અને વિચારો જો ધર્મથી વિરૂદ્ધ હોય તો તેને ઉપદેશ આપવો જોઇએ પોતાના પ્રતિસ્પર્ધિઓ અને પ્રતિપક્ષીઓ પ્રતિ અશુભવૃત્તિથી જોવું નહિ તેમજ તેમની કાળી બાજુ જોવી નહિ અને તેમનું અશુભ ઇચ્છવું નહિ એજ પોતાની ઉચ્ચ દશા કરવાનો મુખ્ય ઉપાય છે સર્વનું પણ શુભ ઇચ્છવું અને તે આચારમાં મૂકી બતાવવું એવું જ પોતાના આત્મામાં બળ પ્રગટાવવા પ્રતિદિન અભ્યાસ કરવાની ટેવ પાડવી ભાવના આરામાં વિચારની સાથે આચારમાં પ્રવૃત્તિ થાય એમ જે ક્રમ બનવું મુશ્કેલ છે માટે બનેલું આચારમાં મૂકવાની ટેવ પાડવી જે મનુષ્યો ઉચ્ચ અધ્યવસાયો કરે છે તેઓ પરમાત્માની પાસે ગમન કરે છે એવું હૃદયમાં અવધારીને કોઇના સંબંધી અશુભાધ્યવસાય ન કરતાં આત્માના શુદ્ધાધ્યવસાયની પ્રાપ્તિ માટે સતત લક્ષ દેવું આત્માના શુદ્ધ અધ્યવસાયોથી આત્માના અસંખ્ય પ્રદેશોની ચંચલતા ટળે છે

ગૃહસ્થ દશા કરતાં સાધુની અવસ્થામાં આત્માની અનન્ત ગુણી વિશેષ શુદ્ધિ થાય છે અને સહજ સુખનો અનુભવ આવે છે એમ અન્તરમાં પ્રતીતિ થાય છે અધ્યાત્મજ્ઞાન જ્ઞાનગર્ભિત વૈરાગ્ય અને આગમજ્ઞાતામુનિવરોનો પરિચય તથા અલ્પ ઉપાધિ એવી દશામાં સહજાનન્દ વિલસે છે એનો અન્તરમાં સ્વાનુભવસાક્ષી પૂરે છે મુનિની અવસ્થા ગ્રહણ કરનારાઓ નિવૃત્તિ માર્ગનો સત્યાનુભવ પ્રાપ્ત કરીને જે આત્મિક હૃદયોદ્ગારો કાઢે છે તેવા, પ્રવૃત્તિમાં રચીપચી રહેલા ગૃહસ્થોના હૃદયમાંથી ક્યાંથી ઉદ્ગારો નીકળી શકે ? સાધુના વ્રત અંગીકાર કરવાથી આત્માનું સુખ મળે છે અને પરવશતાનું દુઃખ ટળે છે એવો અમુક અંશે અનુભવ આવે છે સાધુ અવસ્થા પ્રાપ્ત થવાથી પોતાનો આત્મા સાક્ષી પૂરે છે કે હવે સુખની પરીક્ષાનો પ્રસંગ મળ્યો છે

× × × ×

વિશ્વાસથી વર્તનારા મનુષ્યો દુનિયામાં અલ્પ સંખ્યાવાળા હોય છે એકસરખી શ્રદ્ધાવાળા મનુષ્યોનું હૃદય ઘણું પ્રેમવાળું હોય છે એકસરખી શ્રદ્ધાવાળો મનુષ્ય વિશ્વાસ્યમાં એકનિષ્ઠ રહી શકે છે અને નાદાન નપિકૃ વૃત્તિવાળા સ્વાર્થી મનુષ્યોને કોઈ પણ શ્રદ્ધામાં એકસરખો વિશ્વાસ રહી શકતો નથી વિશ્વાસના ઘાતક અને હૃદય લેઈને પરમાં હૃદયનો ઘાત કરનારા મનુષ્યો સૂક્ષ્મમાં તો સિંહ વગેરેની વૃત્તિ જેવા હોય છે જ્યાં ત્યાં કળાથી વાત કઢાવી લેનાર મનુષ્યના ઉપર કદી વિદ્વાનોએ વિશ્વાસ મૂકવો નહિ અને તેમજ તેણે આપેલા વિશ્વાસ વચનની એકદમ શ્રદ્ધા કરવી નહીં સત્તા, પત્ની, મોટાઈ, લક્ષ્મી અને વિદ્યાધારક મનુષ્યની પરીક્ષા કર્યા વિના વિશ્વાસ કરવો નહિ બિલકુલ અજ્ઞાનાવસ્થાના મનુષ્યો પર જેટલો વિશ્વાસ મૂકી શકાય તેટલો અર્ધદગ્ધ કેળવાયલા મનુષ્યો પર વિશ્વાસ મૂકી શકાય નહિ એવું અનુભવથી અવબોધાય છે ભક્તો અને શિષ્યોમાં પણ વિશ્વાસ્ય શિષ્ય ભક્તો તો વિરલા મળી આવે છે એક સરખી શ્રદ્ધાની ટેક ધારનાર મનુષ્યો તો રત્નની પેઠે દુર્લભ જણાય છે જેની રહેવે એમ તેના ગાણાં ગાનારા સ્વાર્થ સાધક મનુષ્યોનો વિશ્વાસ ન કરવો જોઈએ મનુષ્યના વિચારની ટેક જો સદાકાળ આચારમાં ઉતરતી હોય તો પરીક્ષા કરીને તેના ઉપર વિશ્વાસ રાખવો ઘટે છે જે મનુષ્ય ઉપર વિશ્વાસ મૂકવો હોય તેની મન વાણી કાયાનું વર્તન ભૂતમાનમાં કેવું હતું અને વર્તમાનમાં કેવું છે તેની પરિપૂર્ણ તપાસ કરવી પશ્ચાત્ તેના ઉપર વિશ્વાસ રાખીને હૃદયની યોગ્યતા પ્રમાણે હૃદયની વાત કહેવી પોતાના ઉપર જાણે પરિપૂર્ણ વિશ્વાસ હોય એવી રીતે કેટલાક મનુષ્યો વર્તે છે અને પરોક્ષમાં તેમનું હૃદય અને દેહ જૂદા પ્રકારની ચેષ્ટા કરે છે વિશ્વાસના ઘાતકો ખરેખર નન સૂરિના ચહાનો છે એમ જાણવું સ્વાર્થથી ધારેલો વિશ્વાસ વા શ્રદ્ધા એ કદી ખરા વખતે અને ખરારૂપે સદાકાલ રહેતી નથી જે મનુષ્ય ગુરૂઓને બદલતો હોય, ઘડી ઘડીમાં આચાર વેષને બદલતો હોય તેના ઉપર વિશ્વાસ રાખવો નહિ અંધ, કાણો, ઠુંઠો અને વાણિયાનો પણ પરીક્ષા કર્યા વિના વિશ્વાસ રાખવો નહિ, કારણ કે તેઓના હૃદયની કોઈ બાબતમાં એક સરખી નિષ્ઠા રહેતી નથી વિશ્વાસનો ઘાત ન કરનાર હોય અને વચનનો ટેકીલો હોય એવા ચઢાનના વચન ઉપર પ્રતીતિ રાખવી પણ જેના ચિત્તનું અને વચનનું ઠેકાણું ન હોય અને એક સરખી શ્રદ્ધાવાળો ન હોય એવા ઉત્તમ કુળવાળા મનુષ્ય ઉપર વિશ્વાસ રાખવો નહિ દરેકના મુખે જૂદી જૂદી વાત કરનાર

મનુષ્યને અન્તરની વાત કહેવી નહિ યાચકના વચન ઉપર એકદમ વિશ્વાસ રાખવો નહિ વિશ્વાસુ મનુષ્યો સુખ દુઃખની વાતના વિસામા છે

× × × ×

## વિશ્વાસ

વિશ્વાસ વિના કોઇપણ જાતનો વ્યવહાર ચાલી શકે નહિ વ્યવહારરૂપ મન્દિરનો મૂળ પાયો વિશ્વાસ છે અને તેમા રહેનાર એ ચેતનરૂપ દેવ છે કોઇના ઉપર વિશ્વાસ રાખ્યા વિના તેનો વિશ્વાસ આપણા ઉપર મેળવી શકાય નહિ એકલવ્યની સત્તામા શિક્ષકના કથન પ્રમાણે વિશ્વાસ રાખવો પડ્યો હતો વિશ્વાસ વિના કોઇપણ કાર્યમા પ્રવૃત્તિ થઇ શકે નહિ વિશ્વાસ ઉપર કોઇપણ મનુષ્યનુ હૃદય લેઇ શકાય નહિ ધર્મમા વિશ્વાસ રાખ્યા વિના ધર્મની ક્રિયાઓ થઇ શકે નહિ કોઇપણ ફલનો પરોક્ષમા વિશ્વાસ રાખીને તત્પ્રાપ્તિ અર્થે પ્રવૃત્તિ કરતા લોકોને દેખવામા આવે છે આખી દુનિયાના મનુષ્યોમાથી વિશ્વાસનુ તત્ત્વ ખેચી લેવામા આવે તો દુનિયાના મનુષ્યોમા પ્રાણ રહી શકે નહિ ગમે તેવો જ્ઞાની મનુષ્ય હોય તો પણ તેને ભવિષ્યમા થનાર વા ન થનાર ફલ માટે પહેલાથી વિશ્વાસ ધારણ કરવો પડશે ગમે તેવો પ્રમાણ વિના વસ્તુનો અસ્વીકાર કરનાર વાદી પણ સ્ત્રી પુત્રપર વિશ્વાસ ધારણ કરતો માલુમ પડે છે પ્રમાણો પણ જ્યા પહોચે નહિ ત્યા વિશ્વાસ ધારણ કરીને લોકો પ્રવૃત્તિ કરે છે પોતાની જાતનો વિશ્વાસ પોતાને હોય તોજ જીવી શકાય છે વિશ્વાસ વિનાનુ જીવન એ ભયકર છે અને તેથી આત્મામા વા જગતમા કોઇપણ જાતનુ બળ પ્રગટાવી શકાતુ નથી જે વિશ્વાસથી દયા સત્ય અસ્તેય, બ્રહ્મચર્ય નિષ્પરિગ્રહ, ભક્તિ, શુદ્ધપ્રેમ ધર્મક્રિયામા પ્રવૃત્તિ, દાન, શીયલ તપ અને ભાવના વગેરે ગુણો પ્રગટે છે તેજ ઉત્તમ વિશ્વાસ અવબોધવો પરમાત્મા અને ગુરુની ભક્તિ ખીલાવનાર ઉત્તમ વિશ્વાસની આરાધના કરવાની જરૂર છે વિશ્વાસ એજ ધર્મનુ બીજ છે કદિ કોઇ કાર્યમા પરિપૂર્ણ આત્મભોગ આપવામા આવે છે તો પ્રથમ ત્યા વિશ્વાસની આવશ્યકતા સ્વીકાર્યા વિના રહી શકાતુ નથી વિશ્વાસને કેટલાક અંધશ્રદ્ધા કથનારાઓ પણ સ્વહૃદયનુસારે અમુક વ્યવહારોમા વિશ્વાસ રાખીને પ્રવર્તે છે એમ તેમની ખાનગી રીતભાત તપાસતાથી માલુમ પડી આવે છે, મોટી મોટી બાબતોમા પ્રમાણ વિના

વિશ્વાસ નહિ ધારણ કરનારાઓ પણ સામાન્ય બાબતોપર વિશ્વાસ મૂકે છે એમ સૂક્ષ્મ દૃષ્ટિથી તેમનુ જીવન જોતા જણાય છે દુનિયાના દરેક કાર્યોમાં વિશ્વાસની તો ખાસ જરૂર છે

× × × ×

જ્યા રહેવાથી પોતાના આત્માની શુભ ભાવના ન રહે તે સ્થાન સજીને અન્યત્ર ગમન કરવુ જે દેશના વા જે ગામના લોકો વિશેષ સદ્ગુણી હોય ત્યા વાસ કરવો જેના વિચારો અને જેના શબ્દોવડે આત્મામા શીતળતા ઉત્પન્ન થાય તેની પાસે રહેવુ જોઇએ જે દેશના લોકોમા ઇર્ષ્યા અજ્ઞાન વગેરે દોષો ઘણા હોય તે દેશમા વાસ કરવાથી આત્મહિત થતુ નથી જેની પાસે વસવાથી રાગ દ્વેષ ક્લેશ વૈર વધે તેને ખમાવીને તેનાથી દૂર રહેવુ જે મનુષ્ય પોતાના ગુણ ન જાણી શકે અને તેમજ પોતાના ગુણોને પણ અવગુણ તરીકે ગ્રહણ કરે એવા મનુષ્યોથી દૂર રહીને સત્પુરૂષોની સગતિ કરવી, જે મનુષ્યો શાસ્ત્રોના બોધ ન ઝીલી શકે અને પોતાનો કદાગ્રહ આગળ કરે તેઓની સામે માથાકુટ કરવાથી કઇ ફાયદો થતો નથી જે મનુષ્યોના સસર્ગથી લાભ થાય વા મનુષ્યોને પોતાના સંસર્ગથી લાભ આપી શકાય એવી રીતે સ્વકીય પ્રવૃત્તિ કરવી અન્યથા પ્રવૃત્તિની નિવૃત્તિ વડે આત્માના ધ્યાનમા રહેવુ એજ વધુતર કલ્યાણકારક માર્ગ છે જે મનુષ્યોની પોતાની વાણીપર પૂર્ણ શ્રદ્ધા ન હોય તે મનુષ્યોની આગળ બોલવાથી ફાયદો થતો નથી જે સ્થાનમા રહેવાથી આત્માના અધ્યવસાયોની શુદ્ધિ થાય તે સ્થાનમા વાસ કરવો જે સ્થાનમા રહેવાથી અશુભાધ્યવસાયો ઉત્પન્ન થાય તેનો ત્યાગ કરવો આત્માના અધ્યવસાયોની ઉજ્જવલતા થાય તેજ વાત ધ્યાનમા લેવાની જરૂર છે જે મનુષ્યો પોતાની પાસે રહેતા છતા પોતાના ગુણો તરફ દૃષ્ટિ ન હોય, ગુણોનો રાગ ન હોય અને દોષ દૃષ્ટિવાળા હોય તેઓને પાસે ન રાખવા, કારણ કે તેઓથી પોતાને કઇ લાભ થતો નથી અને તેઓને કઇ લાભ આપી શકાતો નથી જે મનુષ્યો દૂર વસતા હોય વા પાસે વસતા હોય પરન્તુ ગુણાનુરાગી અને મધ્યસ્થ હોય તેઓને દૂર રહીને વા તેઓની પાસે રહીને પોતાનાથી બનતો લાભ આપવો એજ યોગ્ય માર્ગ છે સામાન્ય મનુષ્યો પાસે આવનારા સર્વને સરખા ગણીને

વિવેક વિના પોતાનાં વિચારો જણાવે છે ગામનું પરીક્ષાવી વિવેકપૂર્વક લાભ લાભનો તપાસ કરીને પાસે આવનારાઓ સંબંધી પ્રવૃત્તિ નિવૃત્તિ કરે છે પોતાની પાસે આવનારાઓને જ્ઞાન દર્શન ચારિત્રનો લાભ આપવા પ્રવૃત્તિ કરવી આત્મસમાધિમા રહેવાય તેવી બહિર્ દ્રવ્ય, ક્ષેત્ર, કાલ, ભાવથી અને અન્તરથી પ્રવૃત્તિ નિવૃત્તિ કરવી

× × × ×

અન્તઃકરણમા એવી વિચિત્ર સ્ફુરણા ઉઠે છે અને તે આત્માનો અપૂર્વ અનુભવ પ્રાપ્ત કરવા ઉપયોગ આપે છે પોતાને જે માર્ગે જવાનુ છે તેના વિચારોમા ઉપયુક્ત રહેવુ અને તેના પ્રતિપક્ષી વિચારોથી દૂર રહેવુ એમ અન્તઃકરણમા સ્ફુરણા થાય છે જેનો નાશ થવાનો છે તેના વિચારોમા લીન થવાનું બને જે સ્વાભાવિક ધર્મથી મોહનો નાશ થવાનો છે એવા સ્વાભાવિક ધર્મના વિચારોમાં લીન થઇ જવુ એમ પોતાની વ્યક્તિ શુદ્ધિ અર્થે સ્ફુરણા ઉઠે છે તે સંબંધી અનુભવ પણ એ વિચારોને પ્રિય જણાવે છે અને એવી રીતે પ્રવૃત્તિ કરવાના વિચારોથી આગળ વધવાનો અભ્યાસ સેવાય છે

દ્રવ્ય-ક્ષેત્રકાલ અને ભાવની અપેક્ષાએ આત્મસમાધિનો ક્ષણે ક્ષણે અભિનવ અનુભવ પ્રગટે છે અને તે સહજ સુખનું ભાન કરાવે છે જાણે પરમાત્માના પ્રતિનિધિ હોઇએ એવું આત્માની સહજ સમાધિમા સુખ અનુભવાય છે પરન્તુ સદાકાલ તેવી દશા રહેતી નથી મોહના સ્થાનકોની કંઇક અસર થાય છે અને તેથી અન્તરથી સ્ફુરણા જણાવે છે કે આત્મબળ પ્રાપ્ત કરીને સતત ઉપયોગે નિર્મોહ દશામા રહેવાય એવા ચોતરફ બાહ્ય અંતર સાધનો રચો

આત્માની સમાધિ યોગ્ય એવા દ્રવ્ય ક્ષેત્રકાલાદિનું નિયમિત સેવન કરવાનું અન્તઃસ્ફુરણા જણાવે છે મોહના પ્રતિબંધકના પ્રારબ્ધયોગે વેદાય તે વેદી તેમાં નિર્મગ્નતાનું સેવન કરવામા આગળ વધાય એવી તીવ્રેચ્છા વર્તે છે ગાવાનું મન થાય છે પણ બોલવાનુ મન થતું નથી એવો તો અન્તરમા ઉલ્લાસ વર્તે છે અને તે પ્રતિક્ષણે વૃદ્ધિ પામતો જાય છે

ઉક્ત અન્તરના પરિણામે (આત્માની અપેક્ષાએ) સમાધિ રમણતા

કરવાની તીવ્રેચ્છા વર્તે છે અને તેના સાધનોની પૂર્ણતા કરવા પ્રયત્નો સેવાય છે પ્રારબ્ધથી જે વેદાય છે તે તરફ આસક્તિ નથી તેથી બાહ્યમાં મનને ગમતું નથી અને આગળ ઉપર મનને બાહ્યમાં નહિ ગમે તેમ હાલનો અનુભવ જણાવે છે ઉચ્ચ ઉર્ધ્વ સંયમ સ્થાનના અધ્યવસાયોવડે આગળ આત્માની દશાનો શુદ્ધાનુભવ કરવા ઘણી ગુરુણાઓ વારંવાર હૃદયમાં વાસ કરે છે, અને હવે ઉપરના ગુણસ્થાનકના શુભ અધ્યવસાયોની ગણીનો અમૃતસ્વાદ આસ્વાદીને અમર બનવા અન્તરમાં પૂર્ણ દાઝ રહે છે

× × × ×

વિનયાદિ ગુણો વડે યોગ્યતા પ્રાપ્ત કર્યા વિના અન્યની પાસેથી સદ્ગુણો વા હૃદયની અમુક વિદ્યા પ્રાપ્ત કરી શકાતી નથી અન્યના હૃદયને પરિપૂર્ણ સંતોષ આપ્યા વિના તેનું હૃદય પોતાના પર ઉતારી શકાય નહિ સર્વસ્વાર્પણ કર્યા વિના અન્યરૂપે પોતાનાથી થઇ શકાય નહિ, તેથી કૃત્રિમતાનો ત્યાગ કર્યા વિના કદિ પોતાની ખરી ઉન્નતિ કરી શકાય નહિ

જેવી સ્થિતિ ઇચ્છી હોય તેવો સંયમ ધારણ કરીને તેવી સ્થિતિ પ્રાપ્ત કરવી એજ અન્યત્યાજ્યરૂપ મરણ અને સ્વગ્રાહ્ય જીવન અનુભોગવવું આત્માની ઉચ્ચ દશામાં તન્મય થઇને જીવવું એટલે બાહ્ય દશાથી મરવું એવું અર્થાપત્તિથી આવી જાય છે. પોતાના હૃદયને જે વચનો અસર કરે છે તે વચનો પોતાના માટે જીવતા છે એમ જાણીને તેનું રહસ્ય હૃદયમાં ઉતારવું એજ અન્ય વિપત્તિઓનો નાશ કરવાનો માર્ગ છે પોતાનું જીવન પોતાને જે અંશે ઉચ્ચ લાગતું હોય છે, તેમાં પણ આગળ ચઢેલા પુરૂષોની દ્રષ્ટિએ તો સુધારણા કરવાની બાકી રહે છે આત્માના જ્ઞાનાદિ ગુણોની સુધારણા કરવાનું કાર્ય દરરોજ કાયમ રહે છે માટે ઉદ્યમની નિવૃત્તિ કરવી યોગ્ય નથી

હૃદય લેવું અને દેવું એ પરસ્પરની યોગ્યતાએ મળતા ગુણો અને સ્વભાવ વડે બની શકે છે કોઇના હૃદયમાં ઉતર્યા વિના તેની કિમ્મત આંકી શકાતી નથી જે મનુષ્યો હૃદયમાં ઉતરે છે તે મનુષ્યો ખરો હીરો પારખવાને શક્તિમાન્ થાય છે હૃદય અને આચારોના તફાવતને જાણવો એજ પોતાની ઉત્ક્રાન્તિ કરવાનો મૂળ મંત્ર છે કેટલું આગળ વધાયું અને કેટલું બાકી છે આ બાબતનો દરરોજ વિચાર કરવાથી આત્માની ઉત્ક્રાન્તિમાં આગળ વધી શકાય છે,

સાગર વર ગંભીરા એ સૂત્રનું અનુકરણ કરીને પોતાની જીંદગીને સુખમય કરી શકાય છે અને તેના સ્મરણથી તેનો અર્થ હૃદયમાં ગંભીરતા ઉત્પન્ન કરે છે અને ખરૂ હૃદય સુધારવા ઉપરનું સૂત્ર પરમાત્માના સંદેશાને પ્રાપ્ત કરે છે સાગરની પેઠે ગંભીર થવું એજ પ્રથમ ધર્મની યોગ્યતા પ્રાપ્ત કરવા માટે સમજવું ' સાગર વર ગંભીરા " એ મંત્રનું ચારિત્ર્યની અભિવૃદ્ધિ અર્થે સદાકાલ સ્મરણ હો સાગર વર ગંભીર મનુષ્યોને ક્રોડો વખત નમન હો અને તેમનું સ્મરણ થાઓ

× × × ×

કોઈપણ ઇચ્છા મનમાં ઉત્પન્ન થાય કે તુર્ત તે ઇચ્છા કેવા પ્રકારની છે તેનું શું પરિણામ આવશે તેનો ઉપાદેય બુદ્ધિથી વિચાર કરવો જે ઇચ્છાથી આત્માના ગુણોની વૃદ્ધિ ન થાય અને સંતોષરૂપ ફળ અન્તે ન જણાય તેવી ઇચ્છાને ઉત્પન્ન ન થવા દેવી એ આત્મ વીર્યનું અને વિવેક બુદ્ધિનું કામ છે જે પ્રાપ્તવ્ય છે તે આત્મામાં છે અને તે આત્માથી ભિન્ન નથી આ પ્રમાણે અવબોધના અધિકાર પરત્વે ઉત્તમ ઇચ્છા થવાની અને તેથી ઉત્તમ ફલ પ્રાપ્ત થવાનું એમ અનુભવીઓ અધિકારભેદે અવબોધી શકે છે નામ અને રૂપના અભિમાનથી અનેક ઇચ્છાઓ પ્રગટે છે અને તેવી વાસનાઓથી મુક્ત થવાતું નથી અને તેથી નિષ્કામપણે પ્રવૃત્તિ ન થવાથી સ્વાર્થનો કીડો હૃદયના ગુણોને કોરી ખાય છે નિષ્કામ પ્રવૃત્તિ વિના મન વાણી અને કાયામાં શુભ વીર્યનું સ્ફુરવું થતું નથી મન વાણી અને કાયાની નિષ્કામ પ્રવૃત્તિમાં એવું બળ રહે છે કે જેથી પ્રવૃત્તિ કરનાર અન્યનો દાસ બની શકતો નથી અને અન્યોના હૃદયમાં પોતાનું હૃદય ઉતારી શકે છે સ્વાર્થની ઇચ્છાઓ કે જે ઇચ્છાઓમાં મોહનું સામ્રાજ્ય અને એકલપેટાપણું છે તેવી ઇચ્છાઓના તાબે થવાથી જગતના દાસ બનવું પડે છે માટે મનમાં ગમે તેવી ઇચ્છાઓ કર્યા ન કરવી ઇચ્છાઓથી મન વાણી અને કાયામાં વીર્યની ચંચલતા થાય છે અને તેથી પ્રવૃત્તિ ચક્રમાં પડવાનું થાય છે ઇચ્છાઓને વારી ન શકાતી હોય તો અશુભ ઇચ્છાઓને બદલે હૃદયમાં શુભેચ્છાઓ પ્રગટાવવી કે જેથી અન્તે આત્મા પુણ્યના યોગે દેવ, ગુરૂ, ધર્મની સામગ્રી પ્રાપ્ત કરવાને લાયક બની શકે બાહ્ય પર્યાયોની જેમ જેમ ઇચ્છાઓ મન્દ પડે છે તેમ શુભાધ્ય

પ્રમરના તીર્થોની નયો ઠી અપેક્ષાએ ને તે દષ્ટિધારકોને માટે અધિકાર પરત્વે ઉપયોગિના અવબોધે છે આપચારિક તીર્થત્વ અને અનુપચારિક તીર્થત્વનો વિવેક થતા અધિકાર પરત્વે દ્રવ્ય, ક્ષેત્ર, કાલ અને ભાવથી તીર્થની આરાધના કરી શકાય છે જેનો આત્મા તીર્થરૂપ થઈને તીર્થની આરાધના કરે છે તે સ્વય તીર્થરૂપ બને છે તીર્થત્વ અને તીર્થકરત્વ આત્માઓમા રહ્યુ છે, તેનો ખરો વિવેક કરાવનારી તીર્થ સ્વરૂપ મુનિવરોની ઉપાસના કરવાની જરૂર છે સત્તાએ પ્રત્યેક જીવમા તીર્થત્વ અવલોકનાર અને વ્યવહારથી લૌકિક અને લોકોત્તર તીર્થ જાણનાર પોતાના આત્મામા રહેલુ તીર્થત્વ પ્રગટાવે છે

× × × ×

## યોગ.

યોગ સાધવામા નીચે પ્રમાણે સૂચનાઓ ઉપર યોગીઓએ લક્ષ રાખવાની જરૂર છે

ગામની બહાર નિર્જીવ ભૂમ્ય એકાન્ત સ્થાનમા બેસીને આત્માના વિચારો કરવા

મનુષ્યોના ગાઢ પરિચયમા ન અવાય અને ગૃહના પ્રતિબધમા ન અવાય તેવી રીતે રહેવુ

પોતાની પાસે રાખવામા આવેલી ઉપાધિ ઘણીજ વધે અને તેથી ઉપાધિ ન થાય તેનો ઉપયોગ રાખવો

શરીરની આરોગ્યતા સચવાય તેમ આહારગ્રહણ ગમન આગમન ભાષણ શયન વગેરે મર્યાદામા પ્રવર્તવુ

પોતાના આત્મામા ઉપયોગ રહે એવા પુસ્તકોનુ વાચન કરવુ અને એવા સાધુઓની સગતિ કરવી

વનમા અમુક અવલબન ધરી વાસ કરીને નિર્ભયતામા વૃદ્ધિ કરવી આગમોના અર્થોનો તીવ્ર ઉપયોગ વધે એવી રીતનુ મનન સ્મરણ કરવુ

મનમા આર્તધ્યાનાદિ ન પ્રગટે એવા સ્થાનમા વિચરવુ

નિષ્કામ ભાવે ધાર્મિક કાર્યો કરવા પ્રવૃત્તિ કરવી પોતાની શક્તિ બહારના અનુષ્ઠાનોમા પ્રવૃત્તિ ન કરવી તેમજ પોતાની શક્તિ ગોપવીને શિથિલ બનવુ

યથાશક્તિ પંચાચારની આરાધનામા હરરોજ અપ્રમત્તપણે રહેવુ

પાચ પ્રમાદના યોગથી આરાધનામા તલ્લીન થઇ જવુ

આત્માની નિર્વિકલ્પદશામા રહેવાય અને સામર્થ્યનો અભ્યાસ ટળી જાય એવી રીતે ધ્યાનમા લયલીન રહેવુ.

નિર્વિકલ્પદશામા રહેવા માટે કોઇ પણ પ્રકારની વાસનાને પ્રગટ થતીજ વારવી

દુનિયાના અશુભ વિચારોની પોતાનાપર અસર ન થાય તેમજ દુનિયા નિન્દા કરે તેની પોતાના આત્માપર અસર ન થાય એવી પોતાની આત્મ દશા પ્રગટાવવી

× × × ×

સદ્વિચારો, સદ્ગુણો અને સદાચારોવડે પોતાની જીદગીને ઉત્તમ બનાવવા હરરોજ પ્રયત્ન કરવો જોઇએ સદ્વિચારોવડે પોતાના આત્માને ઉત્તમ બનાવવા હરરોજ પ્રયત્ન કરવો જોઇએ સદ્વિચારોવડે પોતાના આત્માને ઉત્સાહિત કરવાથી સદાચારનુ જીવન છે અને અમૃતમયમય બને છે અને તેથી અન્ય મનુષ્યોને વિના બોલે સુધારી શકાય છે ગમે તેવા વિપત્તિના પ્રસગોમા પણ સદ્વિચારોવડે પોતાના આત્મામા ઉત્સાહ પ્રગટાવવો અને અન્તરમા સદ્વિચારોનો પ્રવાહ વહેરાવવો કે જેથી ચિન્તા શોક, ભયવડે હૃદયનો શાંત ન બની શકે પોતાના આત્મામા ઉત્સાહનો અમૃત રસ સદાકાલ વહેરાવવો કે જેથી પ્રવૃત્તિમાર્ગના યોગી થવામા ચિત્ત વિક્ષેપો રહે નહિ સદ્વિચારોવડે ઉત્સાહવૃદ્ધિ કરવામા આવે છે તો સ સારમા હરરોજ આગળ વધી શકાય છે અને આનન્દામૃતના પાનથી સુખની પ્રસન્નતા રક્ષી શકાય છે દુ ખના પ્રસગોમા કટાળી ન જવુ અને દુ ખની અવસ્થા ટળી જશે એવી દૃઢ ઉત્સાહ—ભાવના કાયમ રાખીને પોતાના અધિકારપરત્વે જે જે કાર્યો કરવાના હોય તે કરવા અને તે બાબતનો ઉપયોગ રાખવો એજ જીદગી સુધારવાનો મુખ્ય ઉપાય છે સદ્વિચારોના આધારે ગમે તેવી વિપત્તિના સમયમા પણ પોતાની જીદગી પોતાના ભાવે સુધારી શકાય છે એવો દૃઢ નિશ્ચય રાખી ઉપસર્ગો સહીને શુભોન્નતિમા આગળ વધવા પ્રયત્ન કરવો જોઇએ

× × × ×

જે જે બાબતોનો નિશ્ચય કરવો હોય તેની ચારે તરફના હેતુઓની અપેક્ષા જાણવી જોઇએ અધશ્રદ્ધાથી હાજી હા કરીને મીયાંને ચાટેમાટ કર વાથી વિચારશક્તિ ખીલતી નથી અને વિચારમાં પરના દોરાયલા સાંસ્ટેવુ પડે છે માટે હેતુઓ વડે પ્રત્યેક બાબતનો નિર્ધાર કરવા પોતાના આત્માને પ્રયોજવો જોઇએ કે જેથી અનેક હેતુઓની અપેક્ષાના અવબોધથી યથાર્થ નિર્ણય સબંધી વિચારશક્તિ ખીલતી જાય

આગમોને યુક્તિવડે પરીક્ષવા અને વસ્તુતત્ત્વનો બોધ કરવા પ્રયત્ન કરવો અતીન્દ્રિય પદાર્થોના નિર્ણય શ્રદ્ધાની અત્યંત આવશ્યકતા છે નિગોદ દેવલોક, નરક વગેરેનો શ્રદ્ધાવડે અવબોધ કરવો શ્રીસર્વજ્ઞની વાણીથી પ્રતિકૂલ તર્ક કરવાથી આત્મહિત થઇ શકતુ નથી શ્રીસર્વજ્ઞના વચનોની સિદ્ધિના અનુકૂળ તર્કો અને શ્રદ્ધાથી આત્મહિત કરવા સદા પ્રયત્ન કરવો જોઇએ

આગમોના પ્રચારવડે જે સદ્જ્ઞાનનો પ્રકાશ પડે છે તે અન્યથી પડી શકતો નથી આગમોનો પ્રચાર કરનારને નિર્જરા અને પુણ્યાનુબંધી પુણ્યની પ્રાપ્તિ થાય છે આગમોની પ્રચારણા અને તેનુ રક્ષણ એજ આગમોની ખરી ભક્તિ છે આ કલિકાલમા આગમોનો આધાર છે આગમો પ્રતિ બહુમાન ધારણ કરવાથી અને આગમોનો ઉદ્ધાર કરવાથી તીર્થંકરની ભક્તિ કરી એમ કથી શકાય છે આગમોથી વિરૂદ્ધ ઉપદેશ ન દેવો અને આગમો પ્રતિ જગતની પ્રીતિ થાય એવો સદુપદેશ દેવાથી મનુષ્ય તીર્થંકરનામ પ્રાપ્ત કરે છે આગમોનુ રક્ષણ અને ભક્તિ કરવાથી દુનિયાનુ રક્ષણ અને દુનિયાની ભક્તિ કરી એમ નિશ્ચય થાય છે કારણ કે આગમોથી દુનિયામા ધર્મનુ રક્ષણ થાય છે

× × × ×

શુભ તેજની આશા ધરી અંધકારમાહી ચાલવુ,
ચાલ્યા જવુ આશા ધરી દુ ખી જીવન પણ ગાળવુ
આશા જ્યારે પ્રાણને શુભ યત્નમા પ્રેરે ઘણું,
આશામય જીવન સદા થાઓ ખરૂ એવુ ભણુ ૧
દષ્ટિ અને ભાષા સદા આનન્દમય વર્તી રહો
આનન્દના કલ્લોલમા જે દશ્ય લે તેવુ વડો,

આનન્દથી ભરીયુ જગત્ આનન્દ પામ્યા વણુ મરે,
આન દ વણુ જે જીદગી તે જાતો સચો ખરે ૨
આનન્દ વણુ જીવાય નહિ રહેવાય નહિ રૂચે નહીં,
લાગે મખ્લ લુખુ જમણુ એ વાત જ્ઞાની ગમ રહી
આનન્દથી અમરત્વને સિદ્ધત્વ પ્રગટે છે ખરૂ,
બુદ્ધચબ્ધિ આનન્દે રહી જીવન મઝાનુ મન ધરૂ ૩

× × × ×

તત્ત્વ વિચારનો સમાગમ અને સતપુસ્તકનુ વાચન એ બેથી પોતાનુ અમૃતમય જીવન કરી શકાય છે પોતાના સદ્વિચારોને ઉત્સાહ આપનારા અને સતકાર્યોને ઉત્સાહ આપનારા મનુષ્યોના સબધથી વિદ્યુત્ વેગની પેઠે સ્વો ન્નતિ માર્ગમા આગળ વધી શકાય છે

પોતાના જેવા વિચારકને મેળવવાથી વા પોતાના જેવો વિચાર નવીન ઉત્પન્ન કરવાથી એ એકડે અગીયારની પેઠે અગીયાર જેટલુ બળ પ્રાપ્ત થાય છે પોતાના સદ્વિચારોને સર્વત્ર ફેલાવવા હોય તો જગત્મા સેવાધર્મ સ્વીકારવાની જરૂર છે

પોતાની ઉન્નતિ કાયમ રાખવા માટે પોતાની આજુબાજુના મનુષ્યોને ઉચ્ચ બનાવવાની જરૂર છે પોતાની આજુબાજુ રહેલાઓની શ્રેષ્ઠતા કરવાથી પોતાની શ્રેષ્ઠતા વધે છે, પોતાનુ ઉચ્ચ જીવન કરવુ એ પોતાના હાથમા છે પોતાના શુભ વિચારોથી પોતાને અને પરને લાભ મળે છે એમ નક્કી સમજવુ જોઇએ.

વિજાતીય વિચારોથી ભિન્ન ભિન્ન મત ધારણ કરીને પરસ્પર વિરોધ કરી રાગદ્વેષની વૃદ્ધિ કરનારાઓ કરતા વિચારભેદે ભિન્નમત છતાં સાપેક્ષતાએ મળતા વિચારો અને આચારો વડે મેળ રાખીને સામાજીક- ધાર્મિક કાર્યો કરનારા અનન્તગુણ ઉત્તમ ગણી શકાય અને તેવા વિચારવિરોધો અને આચારવિરોધો છતાં સાપેક્ષપણે મળતાપણું અને મળતા આવતા વિચારો વડે સહિષ્ણુતાપૂર્વક કાર્ય કરનારાઓ જગતમાં ખરેખર સેવકો અવબોધવા અને તેઓ જગતનું ભલું કરનારા અવબોધવા.

મનુષ્યોના દોષોનો નાશ કરવા પ્રયત્ન કરવો એજ પોતાની મુખ્ય ફરજ છે. મનુષ્યોના દોષો દેખી મનુષ્યો પર અરૂચિ ધારણ કરનારાઓ કરતા મનુષ્યોપર પ્રેમ ધારણ કરીને તેઓના દોષો ટાળવા જે મહાત્માઓ પ્રયત્ન કરે છે તે અનન્ત ગુણ ઉત્તમ જાણવા.

× × × ×

હે ચેતન ! તું મનુષ્યનો અવતાર પામીને મનુષ્યજન્મ સફલ કરવા પ્રયત્ન કર. આત્માના ગુણો વડે ઉત્ક્રાન્તિના માર્ગમાં આગળ વધવા પ્રયત્ન કર. સર્વ મનુષ્યો સાથે પ્રેમભાવથી વર્ત. મનુષ્યકર્તવ્ય સંબંધી ઉપયોગ રાખ. પોતાના કર્તવ્યોમાં લક્ષ્ય રાખ અને તે ક્રમ નિયમ વ્યવસ્થાદિ વડે સેવા કરતો રહે.

પોતાના કર્તવ્યોની સમાલોચના કરીને તેમાંથી ભૂલચૂકનો પરિહાર કરીને સુધારો વધારો કર્યા કર. પોતાના કર્તવ્યોની ઉપયોગિતાની કિમ્મત આંકતા શીખ અને તેના પોતાનું જીવન વહન કર.

સામાજીક-સાર્વજનિક ધાર્મિક અને આત્મિક કર્તવ્યકાર્યોની દ્રવ્ય ક્ષેત્ર કાલ અને ભાવથી વિચારણા કર અને અધિકારભેદે અને અધિકારે શાસ્ત્રાધારે ઉપદેશ આપવા પ્રયત્ન કર.

લોકોથી જે મનુષ્યો વિચાર આદિ ભેદે વિરૂદ્ધ હોય તેની તેમ સામું ન જો પણ પોતાના કાર્ય તરફ લક્ષ્ય રાખીને તે કર્યા કર. સ્વકર્તવ્ય કાર્યો કરવાનો તારો અધિકાર છે પણ તેના ફલની આકાંક્ષા અને લોકની સ્તુતિની નાધારણા કરવાનો તારો અધિકાર નથી. પોતાના સ્વકર્તવ્યોની ગેરૂ

કરણીમાં આનંદ લેવાનો છે અને તે પ્રમાણે વર્તીને કર્મયોગી થવાનો તેં અધિકાર છે

× × × ×

અધ્યાત્મજ્ઞાનવડે તું અન્તરમાં ઉપયોગ ધારણ કરીને અશુદ્ધ ક્રિયા રૈને આતતાજ પાછા હઠાવ. અધ્યાત્મજ્ઞાનના ઉપયોગથી સર્વ જીવોની સાથે સમરસી બનીને વર્તન ચલાવ ઉપદેશ દેતા ચાલતા, ખાતા પીતા, લખતા વાંચતા અને વાતચિત કરતા અધ્યાત્મજ્ઞાનોપયોગે સમરસભાવે અન્તરમાં પ્રવૃત્તિ કર બાહ્યના અધિકારમેં અનેક કાર્યો કરતા છતા અન્તરમાં સમભાવ ધારણ કર સ્વકર્તવ્ય કાર્યો કરતા છતે અંતરમાં અધ્યાત્મ સમપરિણતિ જે જે વખતે ન વહેતી હોય તે સંબંધી પશ્ચાત્તાપ કરીને અધ્યાત્મપરિણતિ રહે એવો અભ્યાસ સેવ

બાહ્યથી ધાર્મિક પ્રવૃત્તિની સાથે અન્તરથી ધાર્મિકનિવૃત્તિનો પ્રગટભાવ કર્યા કર. આન્તરિક ધર્મ નિવૃત્તિની સેવનાથી બાહ્ય ધાર્મિકપ્રવૃત્તિ કરતા મુંઝાવાનું થતું નથી એવો અરે ખરો અનુભવ આવે છે અધ્યાત્મજ્ઞાનની ભાવનાથી મન, ઇન્દ્રિયો અને શરીરપર શાન્તરસની અસર ઉત્પન્ન કર દ્રવ્યાનુયોગના શાસ્ત્રોના જ્ઞાનવડે આત્માનુભવપ્રકાશ ખીલવવા દરરોજ વિશેષ પ્રકારે ઉપયોગ ધારણ કર અને સ્વકર્તવ્યમાં સદા તત્પર થા

× × × ×

અપ્રમત્તદશામાં રહ્યા વિના આત્માના ગુણોની શુદ્ધિ થતી નથી રત્નત્રયીના ઉપયોગવડે અપ્રમત્ત દશામાં રહીને આત્માની વિશુદ્ધિ કરવી એજ મુખ્ય કર્તવ્ય ખાસ લક્ષ્યમાં રાખ. જેટલી ઉપાધિ વધારીશ તેટલી વધશે અને જેટલી ઉપાધિ ઘટાડવામાં આવશે તેટલી ઘટશે એમ ખાસ ઉપયોગ ધારણ કર અને નિરુપાધિદશામાં આગળ વધવા પ્રયત્ન કર જે જે બાહ્ય વસ્તુઓ, મનમાં રાગદ્વેષની અસર કરે છે અને આત્માને આત્મસ્વરૂપે ભિન્ન થાય છે તે તે વસ્તુઓના સંબંધમાં ખાસ ધર્માર્થકારણ વિના આવવું યોગ્ય નથી આ મારે કૈશુ સાધ્ય છે એવી નક્કી કરવી જોઇએ કે બાહ્ય વસ્તુઓના

સાનુકૂલત્વથી વા પ્રતિકૂલત્વથી આત્માને રાગદ્વેષના પરિણામની અસર થાય નહિ રાગદ્વેષના પરિણામની અસર પોતાને કંઇ કંઇ વસ્તુઓના સંબંધથી થાય છે, તેનો ઉપયોગ કરીને અપ્રમત્ત રહેવાની આન્તરિક ભાવના ભાવવી જોઇએ બાહ્ય વસ્તુઓના સંયોગોમાં પ્રતિકૂલત્વ અને સાનુકૂલત્વ ન ભાસે અને શારીરિક સંબંધે બાહ્ય વસ્તુઓની ઉપયોગિતા અવબોધાય પણ તેમાં બંધાવાનું ન થાય એવી આધ્યાત્મિક ઉચ્ચદશામાં સતત જીવન વહે એવી અધ્યાત્મચારિત્ર શાળા અન્તરમાં ઉપયોગ રાખ અને તે પ્રમાણે વર્તવા ખાસ કાળજી રાખ. આત્માનો અને જડનો ધર્મ ભિન્ન છે માટે જડ ધર્મનો આત્મામાં આરોપ ન માન. જડ ધર્મ એ આત્માનો ધર્મ નથી એવો ઉપયોગ ધારણ કરીને આત્માના શુદ્ધધર્મમાં રમણતા કર ધર્મના પારમાર્થિક કાર્યો કરતાં છતાં રાગદ્વેષથી મુંઝાઇ ન જવાય એવો ઉપયોગ ધારણ કર સ્વાધિકાર પ્રાપ્ત કરણીય એવાં આવશ્યક સ્વપર કાર્યો કરતાં અહંવૃત્તિમાં લીન ન થવાય એવો ઉપયોગ ધારણ કર હાલ તું જે જે ધર્મપ્રવૃત્તિ કરે છે અને ભવિષ્યમાં જે કરશે તે સંબંધી અહંવૃત્તિથી નિર્લેપ રહી જીવન દશા ગાળ દુનિયા તારૂં બાહ્યાચરણ દેખી શકશે પણ આન્તરિકદશાને તો સાક્ષાત્ દેખશે નહિ પોતાની આન્તરિક શુદ્ધદશા વિશેષ પ્રગટાવવા પ્રતિદિન પ્રવૃત્તિ કર અને દોષ થાય તેનું પ્રતિક્રમણ કર

× × × ×

## સાધુવિષય.

ધર્મમાં સત્કાન ચોલમજીઠની પેઠે રંગ લાગી રહે તો મનુષ્ય અલ્પભવમાં પરમાત્મપદ મેળવી શકે છે દેવગુરૂધર્મની પૂર્ણશ્રદ્ધા વિના આત્માના ગુણોનો પ્રકાશ થઇ શકતો નથી

આ કાલમાં અગ્રમૂઢ અને અલ્પજ્ઞ જીવોની ગુરૂપર પૂર્ણ પ્રીતિ રહેતી નથી જૈનોમાં ગુરૂતત્ત્વ સંબંધી શ્રદ્ધા શિથિલ થતી જાય છે એક વખત એક નામનો જૈન ગુરૂને વાદે નમે બાપજી બાપજી કરે અને તેને અન્ય કોઇ ભરમાવે એટલે પાછો ફરી જાય આ પ્રમાણે શ્રાવકોમાં પ્રાય. પચ્ચાશ ટકા જેવા બારના ખીલા જેવા શ્રાવકો દેખાય છે વા તેથી અધિક દેખાય છે એમ તો પણ ચાલી શકે તેમ છે સાધુશિષ્યોમાં પણ ગુરૂની આજ્ઞાને

અન્તરંગ અને બાહ્યથી કોઇ રીતના પાળતા દેખાય છે સાધુથી જુદા પડેલા શિષ્યોને ગામડાના શ્રાવકો અને અન્ય સંઘાડાના સાધુઓ સંગ્રહે છે તેથી ગુરૂઓના તાબામાં સ્વચ્છન્દી શિષ્ય સાધુઓ રહેતા નથી અને આ પ્રમાણે સ્વચ્છ-ન્દતા વધતી જવાથી વિનય આજ્ઞા અને આરાધકપણું દરેક સંઘાડામાં ન્યૂન થતુ જાય છે ગુરૂથી જૂદા પડેલા શિષ્યો પોતાના ગુરૂની નિન્દા કરી પોતાની નિર્દોષતાને ભોળા શ્રાવકો આગળ જાહેર કરે છે અને તેનુ પરિણામ ખરાબ આવે છે ગુરૂઓ પ્રથમ શિષ્યોને તેમની વિનય અને આજ્ઞાની ફરજો સમજા-વતા નથી અને કદાપિ સમજાવે છે તોપણ અપાત્ર સાધુ શિષ્યોને અસર થતી નથી પોતાના ગુરૂની આજ્ઞામાં રહેનાર સાધુઓ ઉદ્ભવે એવો આગમોના આધારે ઉપદેશ આપવાની જરૂર છે ગુરૂની આજ્ઞાપાલક અને વિનય કરનારા શ્રાવકો તથા સાધુઓ વિરલા દેખવામાં આવે છે અને તેથી જૈનશાસનની હાનિ થાય છે વિનય, ભક્તિ અને આજ્ઞાપાલન આદિ ગુણો ઘટવાથી ભવિષ્યના જૈનોને ઉત્તમ વારસો આપી શકાતો નથી ભવિષ્યનો આધાર વર્તમાન ઉપર રહેલો છે તે ભૂલવુ ન જોઇએ અજ્ઞાનકો રહેવાથી અને ગુરૂની શ્રદ્ધા, ભક્તિ અને આજ્ઞાપાલન આદિ ગુણો વિના જૈન કોમની પડતી થાય છે અને જો વર્તમાનમા યોગ્ય ઉપાયો લેવામા નહીં આવે તો જૈન કોમની હાનિ થશે તેનો દોષ વર્તમાનમા વર્તતા એવા આચાર્યો, વાચકો અને સંઘાડાના નાયકોના શિર છે ગુરૂપર શ્રદ્ધા, ભક્તિ અને વિનય વિના કદિ શિષ્યોની ભૂતકાળમા ઉન્નતિ થઇ નથી વર્તમાનમા થતી નથી, અને ભવિષ્યમા થનાર નથી

× × × ×

## શરીર બળ.

શારીરિક બળ વિના માનસિક બળ વૃદ્ધિ પામી શકતુ નથી શારીરિક બળથી માનસિક બળ ટકાવી શકાય છે શારીરિક બળ ઘટતા મનના ઉપર બરાબર કાબુ રાખી શકાતો નથી તેમજ મનમાં અનેક પ્રકારની અશુભેચ્છાઓ પ્રગટે છે શારીરિકબળને વીર્યાદિનું સંરક્ષણ કરી સાચવવામા આવે છે તો વિષય ભોગની ઇચ્છા ઘટી જાય છે રામમૂર્તિ સેન્ડો વગેરે કસરતબાજોના દાખલાઓ આ બાબતમા મૌજુદ છે 'વીર્યની ' જેમ જેમ હાનિ થાય છે,

તેમ તેમ મન ઉપરનો કાબુ ઘટતો જાય છે કસરત, પ્રાણાયામ વગેરે વડે વીર્યનું સંરક્ષણ કરવામાં આવે છે તો કામેચ્છાઓ સ્વયં દબાઈ જાય છે અને તેનો શન જ્ઞાન નાશ થતો જાય છે શારીરિકબળને કસરત વગેરે કરી સાચવવું જોઈએ કસરત વગેરે વડે શરીરમા ઉત્પન્ન થનાર વીર્યને શરીરમા સમાવી દેવું જોઈએ કે જેથી તેનો વિકાર થાય નહિ શારીરિક બળ વિના ધાર્મિક ક્રિયાઓમાં મન સ્થિર રહેતું નથી અને તેમજ શારીરિક કસરત વિના દરરોજ અપ્રમત્તપણે ધર્મ ક્રિયા થઈ શકતી નથી શારીરિક બળ વિના મનમા ઘણા વિચારો કરવાથી મન થાકી જાય છે અને શારીરિક પ્રકૃતિ સારી રહેતી નથી ગૃહસ્થાવાસમા જેઓએ કસરત કરીને શરીરને કસ્યું છે તેઓ સારા થાય છે તો તેમની પ્રકૃતિ સારી રહે છે અને ધર્મપ્રવૃત્તિયોમા શારીરિક બળને વાપરવાને શક્તિમાન્ થાય છે શ્રીવીરપ્રભુના પિતાશ્રી સિદ્ધાર્થરાજા દરરોજ કસરત કરતા હતા તેથી તેમને ત્યા વીરપ્રભુનો જન્મ થતા શ્રીવીરપ્રભુ ચારિત્ર પાળવાને તથા પરિષહ સહન કરવાને શક્તિમાન્ થયા હતા અનન્ત બળના સ્વામીને પણ જેવું શારીરિક બળ તથા નૈતિક બળ સારું હોય છે ત્યા જન્મ લેવો પડે છે એમ નિમિત્ત કારણની અપેક્ષાએ કહી શકાય છે નિમિત્ત કારણ વિના ઉપાદાનની સિદ્ધિ થતી નથી શારીરિક બળવૃદ્ધિ નિમિત્ત કારણ સેવીને ઉપાદાનભૂત આત્મિક બળની વૃદ્ધિ અર્થે પ્રયત્ન કરવાની આવશ્યકતા અવબોધવા યોગ્ય છે. શારીરિક બળ વધારીને માનસિક બળ ખીલવી આત્મિક ધર્મનો પ્રકાશ કરવો જોઈએ શારીરિક બળને સાત્વિકાહારથી સંરક્ષવું જોઈએ જૈનોએ શારીરિક બળ ખીલવવા સબંધી ધ્યાન દેવું જોઈએ

× × × ×

## મનોબલ.

મનમા કામભોગનો વિચાર કરવાથી વીર્યનો નાશ થાય છે અને તેથી શારીરિક તથા માનસિક બળ નષ્ટ થાય છે માનસિક બ્રહ્મચર્ય બળવાન્ હોય છે તો તેની અસર શરીરપર થાય છે અને તેથી શારીરિક વીર્યની રક્ષા થાય છે વાનરોમા એ જાતના દાખલા દેખવામા આવે છે વાનરા ટોળામા વાનરઓ હોય છે તેમા કોઈ વાનરી રહેતી નથી, બીજુ વાનરીઓનું

રાણુ હોય છે તેમા એક વાનરો હોય છે વાનરીયોના ટોળામા જે વાનરા હોય છે તે કાયિક બ્રહ્મચર્ય પાળી શકતો નથી વાનરાનુ ટોળુ પ્રાય કાયિક બ્રહ્મચય પાળતુ હોય એમ દેખાય છે વાનરા ટોળાના વાનરાઓ મનમા વાનરીઓ સાથે કામ ભોગ કરવાના વિચારો કરે છે તેથી તેઓનુ શારીરિક વીર્ય ઘટી જાય છે તેથી તેઓ વાનરીયા ટોળાના બુઢીયાની સાથે લડતા હારી જાય છે પચ્ચીસ પચ્ચીસ બુઢીયાઓ પણ એક વાનરી ટોળાના બુઢીયાના સામા થઇ શકતા નથી કાયિક બ્રહ્મચર્ય પાળનારા વાનરાઓથી માનસિક બ્રહ્મચર્ય નહિ પાળી શકવાથી કાયિક વીર્યથી તેઓ હીન થાય છે અને તેથી તેઓ પોતાની જાતના એક બુઢીયાને પણ ભેગા થઇ જીતવા પ્રાય સમર્થ થતા નથી આ ઉપરથી અવબોધવાનુ કે શારીરિક બ્રહ્મચર્ય પાળતા છતા પણ માનસિક બ્રહ્મચર્ય ઉપર ખાસ લક્ષ રાખવાની જરૂર છે મનમા કામ ભોગના વિચારો કરવાથી વીર્યનો નાશ થાય છે અને અશુભ પરિણામથી કર્મનો બધ પડે છે માનસિક વિચારોની અસર શરીર પર થાય છે અને શરીરના સબધે મનમા અસર થાયછે શરીરની સાથે મનનો નજીકનો સબધ છે મનમા કામભોગના વિચારો કરવાથી કાયિકબળ, માનસિકબળ, વાચિક બળ અને આત્મિકબળ ઘટે છે મનમા કામભોગના વિચારો ન આવે તો શારીરિકબળ વૃદ્ધિ પામે છે અને તેથી ઉત્તમ કાર્યો કરી શકાય છે

× × × ×

આત્મધ્યાન ધરતા પહેલા પોતાના આત્માનુ શુદ્ધ સ્વરૂપ વિચારવુ આત્માના શુદ્ધ સ્વરૂપમા તલ્લીન થઇ જવુ સર્વ દુનિયાની સાથે મોહ જાતનો સકામભાવે વ્યાવહારિક સબધ નથી એમ વિચાર કરી જવો મન, વાણી અને કાયાના ધર્મોનો આત્માની સાથે વાસ્તવિક સબધ નથી એમ વિચાર કરવો પશ્ચાત્ જે જે દેહના સબધે નામો પડ્યા હોય અને તેના યોગે જે જે કલ્પના ઉઠી હોય વા ઉઠતી હોય વા ભવિષ્યમા ઉઠવાની હોય તેમા આત્માનો સબધ નથી તેથી બાહ્ય સબધોમાં કઇ પણ સકલ્પ વિકલ્પ કરવો યોગ્ય નથી એવો વિચાર કરી જવો આ પ્રમાણે વિચાર કર્યા બાદ આત્માના શુદ્ધસ્વરૂપમા એક સ્થિરચેતનાદૃષ્ટિથી નિર્વિકલ્પપણે અવલોકવુ આ પ્રમાણે અર્ધકલાક, કલાક અને બબે કલાક પર્યન્ત અભ્યાસ સેવવાથી

તરફ લક્ષ-રુચિ પ્રવૃત્તિ રાખવાથી આત્માના જ્ઞાન દર્શન ચારિત્રાદિ સદ્ગુણોની અભિવ્યક્તિ થાય છે આત્માના ગુણોની સેવા એજ જૈનધર્મની સેવા છે જૈનધર્મ વસ્તુત આત્મામા રહે છે અને આત્માના સદ્ગુણો ખીલવવા એજ જૈનધર્મની ઉપાસના છે આત્માના ગુણો પ્રતિ પ્રેમ ધારણ કરવો આત્માના ગુણોનુ કીર્તન કરવુ અને આત્માના વીર્યને આત્માના ગુણોની અભિવ્યક્તિ સમ્મુખ કરવુ એજ દુર્ગુણોથી છૂટવાનો ઉપાય છે આત્માના ગુણો તરફ રુચિ ધારણ કરવાથી આત્માનો રુચિ ગુણ પોતાના આત્મામા ભળે છે અને દુર્ગુણો તરફથી અરુચિ ટળે છે દુર્ગુણો તરફ અનપેક્ષ રાખવાથી દુર્ગુણો તરફ મનોવૃત્તિનુ બળ પરિણમતુ નથી તેથી દુર્ગુણો સ્વત વિલય પામે છે મનમા દુર્ગુણના વિચાર ન આવે એવી દશા પ્રાપ્ત કરવાથી આત્માના ગુણો ખીલવા લાગે છે અને આત્મા તે પરમાત્મા થાય છે

× × × ×

ધાર્મિક ભાવનાને હૃદયમા વારંવાર લાવવાથી સંસ્કારી હૃદય બને છે ધાર્મિકભાવના ખીલી ઉઠે અને ચાર ખંડના મનુષ્યો જૈનો બને, એવા દ્રવ્ય, ક્ષેત્ર, કાલ અને ભાવથી ધર્માવિરુદ્ધ ઉપાયો આદરવાની જરૂર છે પતિત મનુષ્યોને પાવન કરનાર જૈનધર્મ છે કારણ કે તેમા પાપનો નાશ કરવાની શક્તિ રહી છે પતિત ભ્રષ્ટ મનુષ્યોને સિદ્ધાચલની યાત્રા, શત્રુંજયી નદીના પાણીથી સ્નાન વગેરે શાસ્ત્રોક્ત વિધિથી પાવન કરી શકાય છે ગમે તે વર્ણના મનુષ્યને જૈનધર્મમા ધર્મની શ્રદ્ધાદિગુણોથી લઇ શકાય છે ગમે તે વર્ણના મનુષ્યને પ્રાયશ્ચિત્ત આપી જૈનધર્મની શ્રદ્ધા કરાવી જૈનધર્મમા લેઇ શકાય છે એમ અસલ રીવાજ હતો નવકારમંત્રના જાપથી મિથ્યાત્વાદિ પાપોનો નાશ થાય છે અને ચાર હત્યાદિ કરનારાઓનો પણ જૈનધર્મ સ્વીકારવાથી વા નમસ્કાર મંત્ર જાપથી ઉદ્ધાર થાય છે જૈનધર્મની શ્રદ્ધાથી મનુષ્ય પવિત્ર થાય છે જૈનધર્મ પાળનાર ગમે તે વર્ગનો હોય તો પણ તે અન્યધર્મવાળાઓ કરતા પરમ પવિત્ર છે એમ જૈનોએ દૃઢ શ્રદ્ધા ધારણ કરવી જૈનાગમોની શ્રદ્ધાથી જેઓના મન વાણી અને કાયા પવિત્ર થયા છે એવા જૈનો પરમ પવિત્ર છે જૈનોના ચરણસ્પર્શથી પૃથ્વી પવિત્ર થાય છે ગંગા આદિ તીર્થો એ દ્રવ્યતીર્થો છે અને જૈનાગમોની પૂર્ણ શ્રદ્ધા તથા

આચારથી પવિત્ર થએલા જૈનો ભારતીયો કે જૈનધર્મના શાસ્ત્રોના પઠન પાઠનથી અને જૈનધર્મનો ફેલાવો કરવાથી જન્મ, જરા અને મરણના દુઃખ છૂટે છે અને ઉત્તમ ગતિની પ્રાપ્તિ થાય છે ઇત્યાદિ સર્વ કહેવું તે અનેક રીતીથી સત્ય ઠરે છે કે જે રીતીઓ દર્શાવતા એ મહાન્ ગ્રંથ થઇ જાય

× × × ×

## ચિત્ત સમાધિ.

ચિત્તમાં અનેક પ્રકારના રાગદ્વેષાત્મવિકલ્પ સંકલ્પો પ્રગટે છે તેનો જે વિલય થવો તે સમાધિ કહેવામાં આવે છે ચિત્તની એક ધ્યેય વસ્તુમાં ધ્યાતા ધ્યેય અને ધ્યાનની એકતારૂપ લીનતા થઇ જવી તેને સમાધિ કહેવામાં આવે છે હઠયોગની સમાધિ છે તે શરીરના સંબંધને આશ્રયી છે અને શરીરનો સંબંધ તો સદા રહેતો નથી માટે હઠયોગની સમાધિ કરતાં સહજસમાધિની અનંત ગુણી ઉત્તમતા છે હઠયોગની સમાધિમાં કાલની મર્યાદા છે અને સહજ સમાધિમાં કાલની મર્યાદા નથી. હઠ સમાધિનો આનન્દ અમુક કાલ પર્યન્ત રહે છે અને સહજ સમાધિના આનંદની મર્યાદા નથી હઠયોગની સમાધિ તો મનોવૃત્તિને દાબવાની અપેક્ષાએ છે અને સહજ સમાધિ તો આત્માના શુદ્ધ સ્વભાવે વર્તા કરે છે હઠ સમાધિ કરતાં સહજ સમાધિમાં આત્માની અનંતગુણી વિશેષ શુદ્ધતા છે હઠ સમાધિના બળ કરતાં સહજ સમાધિનું વિશેષ બળ છે હઠ સમાધિ કરતા સહજ સમાધિથી અનન્તગુણી વિશુદ્ધતા પ્રગટે છે જે વાસનાઓના મૂળ ખરેખર હઠસમાધિથી ટાળી શકાતા નથી તે વાસનાઓના મૂળને સહજ સમાધિથી ટાળી શકાય છે ઉભા થતાં, બેસતાં, ખાતાં, પીતાં, સહજ સમાધિદશામાં અધ્યાત્મ જ્ઞાનના પ્રયોગે રહી શકાય છે હઠ સમાધિ કરતા સહજ સમાધિથી દુર્ગુણો ઉપર સારી રીતે કાબુ મેળવી શકાય છે આ બાબતનો જાતિ અનુભવ છે તો પણ અમુક અપેક્ષાએ સહજ સમાધિમાં હઠ સમાધિની ઉપયોગિતા છે અને તેનો સ્વાનુભવ પ્રમાણીભૂત છે વીર્યાદિના સંરક્ષણાર્થે હઠ સમાધિની અત્યંત ઉપયોગિતા છે

× × × ×

કોઈના ઉપર રાગ ન કરવો તેમજ કોઈના ઉપર દ્વેષ ન કરવો એજ સહજાનન્દના માર્ગમા આગળ વધવાનો સદુપાય છે રાગ અને દ્વેષ વિનાની દશાથી ખરૂ સુખ અનુભવાય છે જેમ જેમ વીતરાગદશા વધે તેમ તેમ સહજ સમાધિનો માર્ગ ખુલ્લો થાય છે રાગ અને દ્વેષ પરિણતિનો જે જે અંશે નાશ તે તે અંશે સમાધિ અવબોધવી આત્માનો મલિન પરિણામ ન હોય તે વખતે આત્માની સમાધિ અવબોધવી આત્માના અધ્યવસાયની શુદ્ધિ વધતી જાય છે તે સમાધિદશાનુ અવલબન કરવા યોગ્ય છે ક્રોધ-માન-માયા અને લોભનો નાશ થાય તે માર્ગે પ્રવૃત્તિ કરવી એજ સમાધિનો અભ્યાસ જાણવો નિર્મલ પરિણામે ધ્યેય વસ્તુમા અમુક વખત પર્યન્ત લીનતા કરી જવી તે સમાધિનુ વારવાર સેવન કરવાની આવશ્યકતા છે શ્વાસોશ્વાસથી આત્માના સ્વભાવમા રમણતા કરવી એ અપ્રમત્તદશાની ઉત્તમ સમાધિ છે કોઈ પદાર્થ દેખવો વા અવધિજ્ઞાનથી કોઈ પદાર્થ જાણવો, વા મનપર્યવજ્ઞાનથી કોઈનુ મન જાણવુ એ સમાધિ નથી સમાધિનુ ફળ એ છે કે આત્માના સુખનો અનુભવ થાય અને દુનિયામા મારાપણાની મોહવૃત્તિનો ક્ષય થતો જાય નૈગમનયથી હઠયોગમા પ્રવૃત્તિ કરવી તે સમાધિ કહેવાય છે સંગ્રહનયથી સત્તાએ રહેલી સમાધિદશાને સમાધિ કહેવાય છે વ્યવહારથી વાચનાથી ચિત્તની સ્થિરતા જેવા બ્રહ્મરન્ધ્રમા પ્રાણવાયુને ચઢાવવો તે સમાધિ કહેવાય છે ઋજુસૂત્રનયથી વર્તમાન કાલમા રાગદ્વેષના તીવ્ર પરિણામની મન્દતાને સમાધિ કહેવાય છે શબ્દનયથી સમકિતની પ્રાપ્તિ પૂર્વક મનમા ઉપજતા કષાયની ઉપશમતાને સમાધિ કહેવામા આવે છે સમભિરૂઢનયથી સાતમા ગુણઠાણાના ઉપર બારમા ગુણઠાણા પર્યન્તના નિર્મલ પરિણામને સમાધિ કહેવામા આવે છે એવભૂતનયથી ઘાતીકર્મનો ક્ષય થતા તેરમા ગુણઠાણે કેવળજ્ઞાન ઉપજતા સમાધિ કહેવામા આવે છે

× × × ×

આચારથી પવિત્ર થએલા જનો ભાવતીર્થ છે જૈનધર્મના શાસ્ત્રોના પઠન પાઠનથી અને જૈનધર્મનો ફેલાવો કરવાથી જન્મ જરા અને મરણના દુખ છૂટે જ અને ઉત્તમ ગતિની પ્રાપ્તિ થાય છે ઇત્યાદિ સર્વ કહેવુ તે અનેક દલીલોથી સત્ય ઠરે છે તે જે લીલો દર્શાવતા એ મહાન્ ગ્રથ થઇ જાય

× × × ×

## ચિત્ત સમાધિ

ચિત્તમા અનેક પ્રકારના રાગદ્વેષાત્મકવિકલ્પ સકલ્પો પ્રગટે છે તેનો જે વિલય થવો તેને સમાધિ કહેવામા આવે છે ચિત્તની એક ધ્યેય વસ્તુમા ધ્યાતા ધ્યેય અને ધ્યાનની એકતારૂપ લીનતા થઇ જવી તેને સમાધિ કહેવામા આવે છે હઠયોગની સમાધિ છે તે શરીરના સબધને આશ્રયી છે અને શરીરનો સબધ તો સદા રહેતો નથી માટે હઠયોગની સમાધિ કરતા સહજસમાધિની અનન્ત ગુણી ઉત્તમતા છે હઠયોગની સમાધિમા કાલની મર્યાદા છે અને સહજ સમાધિમા કાલની મર્યાદા નથી હઠ સમાધિનો આનદ અમુક કાલ પર્યન્ત રહે છે અને સહજ સમાધિના આનન્દની મર્યાદા નથી હઠયોગની સમાધિ તો મનોવૃત્તિને દાબવાની અપેક્ષાએ છે અને સહજ સમાધિ તો આત્માના શુદ્ધ સ્વભાવે વર્ત્યા કરે છે હઠ સમાધિ કરતા સહજ સમાધિમા આત્માની અનન્તગુણી વિશેષ શુદ્ધતા છે હઠ સમાધિનાબલ કરતા સહજ સમાધિનુ વિશેષ બળ છે હઠ સમાધિ કરતા સહજ સમાધિથી અનન્તગુણી વિશુદ્ધતા પ્રગટ છે જે વાસનાઓના મૂળ ખરેખર હઠસમાધિથી ટળી શકતા નથી તે વાસનાઓના મૂળને સહજ સમાધિથી... છે ઉભા થતા, બેસતા, ખાતા પીતા, સહજ સમાધિદશામા, જ્ઞાનના ઉપયોગે રહી શકાય છે હઠ સમાધિ કરતા સહજ સમાધિ... ઉપર સારી રીતે કાબુ મેળવી શકાય છે આ બાબતનો જાતિ તો પણ અમુક અપેક્ષાએ સહજ સમાધિમા હઠ સમાધિની ... અને તેનો સ્વાનુભવ પ્રમાણીભૂત છે વીર્યાદિના સંરક્ષણાર્થે હઠ અત્યત ઉપયોગિતા છે,

× × × ×

ટાળના અને આત્માના શુદ્ધધર્મમાં પરિણમવું એ મારો ધર્મ છે, એ પ્રમાણે દુનિયાના સર્વ જીવોમાં શુદ્ધજ્ઞાનદર્શનાદિ ધર્મો રહ્યા છે તેમાં તેઓ પરિણામ પામે એવો શુદ્ધ ધર્મનો ઉપદેશ દેવો એ મારૂ કર્તવ્ય છે માગે જેવો શુદ્ધ ધર્મ પોતાના આત્મામાં રહ્યો છે તેવો સર્વ જીવોમાં રહ્યો છે એવી પ્રતીતિ અને અનુભવ એજ સમ્યક્ત્વ છે, એવો ધર્મ સર્વ જીવોને સમજાવવા પ્રયત્ન કરવા ઇચ્છા રાખું છું કારણ કે સર્વ જીવોમાં તેવો ધર્મ રહ્યો છે રાગદ્વેષ રહિત સમભાવભાવે આત્મધ્યાનમાં રમણતા કરવી એજ મારો સાધન ધર્મ છે જે જે અંશે આત્માના ગુણો પ્રગટે તે મારો આવિર્ભાવ ધર્મ છે

નિન્દકથી ડરવું નહીં, નિન્દો ભલે હજાર
જે કરશે તે ભોગવે, નિન્દા પાપ અપાર ૧

પરને આળ ચડાવતા, પરભવ તેવો થાય
કર્મ કર્યાં તે આવતા, જ્ઞાની સમતા થાય ૨

દ્વેષી દ્વેષ કરી ઘણો, બાંધે કર્મ અનન્ત,
જ્ઞાની મન કરુણા ઘણી, દ્વેષી પર પણ તંત ૩

ઉગ્ર પાપ આ ભવવિષે, ફળ આપે નિર્ધાર,
સમતા ભાવે રહી સદા, આતમને તું તાર ૪

× × × ×

## ધ્યાન.

ધ્યાનથી આત્માના શુદ્ધધર્મમાં તલ્લીન થવાય છે, ત્યારે આ દેખાતા જગતની ચળવળ બધી વિસ્મરણ થઇ જાય છે આત્માના કેવળ શુદ્ધધર્મને ધ્યેયરૂપે ધારીને તેમાં તલ્લીન થવાથી આત્મિક ગુણોનો અનુભવ આવે છે, અને નિઃસંગશુદ્ધધ્યેયની એકતાનતાના સુખનો અનુભવ આવે છે આવી શુદ્ધધર્મ ધ્યેયની એમ્લીનતા વખતે જન્મ, મરણ ભય વગેરે કંઇ જણાતું નથી આવી દશાનું વારંવાર ધ્યાન કરીને મસ્તાર પામવા ઇચ્છું છું, કારણ કે તેથી કર્મના ઘણા ભારથી આત્મા હલકો થાય છે, અને પરભવમાં મુક્તિની સન્ સામગ્રી તુર્ત મળે છે દેવતાઓ વા ચક્રવર્તિના સુખ ભોગવવાની ઇચ્છા રહેતી નથી. આત્મા એજ પરમાત્મા છે એવી ભાવના વડે આત્મામાં ખરો પ્રેમ લાગ્યો છે,

એવી પદ્ધતિથી ઉપદેશ દેવામા આવે અને જૈનધર્મના વાસ્તવિક આચારોને અને વિચારોને દુનિયા સરલતાથી સમજી શકે એવી રીતથી દુનિયાની સર્વ ભાષામા પુસ્તકો રચવામા આવે તો જૈનોની સખ્યામા વધારો થઈ શકે, અને વીતરાગપ્રભુના ઉપદેશની સમ્યગ્ સેવા થઈ શકે, ધર્મને અંગીકાર કરનારા દુનિયાના સર્વ મનુષ્યોને યોગ્ય સહાય આપવી તથા તેની સેવા ભક્તિ કરવી, એવી રીતનો પૂર્ણ ઉપદેશ આપવો તથા તેવી રીતનુ યોગ્ય સુવ્યવસ્થિત બધારણ રચવુ અને તે બધારણ કાયમ રહે એવા પ્રસગોપાત્ત ઉપાયો લીધા કરવા દુનિયાના ભિન્ન ભિન્ન દેશના ભિન્ન ભિન્ન વિચાર મનુષ્યોને તેમની ગમ્યતાનુસારે રુચિના અનુસારે મોક્ષ માર્ગમા આગળ ચલવા ઉપયોગી થાય એવા જૈનધર્મથી અવિરુદ્ધ નિયમોને પ્રવર્તાવવા ધર્મના એવા કાર્યોને માન આપનાર દરેક ધર્મબન્ધુ સધાયેલો છે એવી દૃઢ પ્રતિજ્ઞા ધારણ કરી આગળ વધવુ અને વાર્ષિક મહાન્ ધર્મસમેલન કરવુ અને સુધારા વધારા કરી આગળ વધવુ

× × × ×

## મારો ધર્મ.

જગતમા રહેલા સર્વ પ્રાણીઓની દયા કરવી અને તેઓની રક્ષા કરવી એ મારો ધર્મ છે જગતમા સર્વ પ્રાણીઓને આત્મદૃષ્ટિથી દેખવા અને તે પ્રમાણે આચરણા કરવી એ મારો ધર્મ છે

જગતમા સર્વ જીવોમા સત્તાએ પરમાત્મપણુ રહેલુ છે, તે સગ્રહનય દૃષ્ટિથી દેખવુ અને પોતાનામા તેવુ પરમાત્મત્વ તિરોભાવે રહ્યુ છે તેને પ્રગટાવવુ એ મારો ધર્મ છે

દુનિયામા રહેલા સર્વ આત્માઓ ઠેકાણે પણ એ આત્મા હુ મારા આત્મા નુ વિપત્ત જેવુ મારાથી ઇચ્છાય છે અને કરાય છે તેવુ સર્વાત્માઓ પ્રતિ ઇચ્છવુ અને કરવુ એ મારો ધર્મ છે શ્રીસર્વજ્ઞ વીતરાગ દેવે જેવો આત્માનો શુદ્ધ ધર્મ ઉપદેશ્યો છે તેજ મારો અર્થાત્ આત્માનો શુદ્ધધર્મ છે એવુ જાણીને સર્વ જીવોને પોતાનુ શુદ્ધધર્મસ્વરૂપ સમજાવવા ઇચ્છા કરવી અને ઉપેક્ષા દિ ઉદ્યોગ કરવો એ મારો ધર્મ છે આત્માને લાગેલા કર્મોને

ટાળવા અને આત્માના શુદ્ધધર્મમા પરિણમવુ એ મારો ધર્મ છે, એ પ્રમાણે દુનિયાના સર્વ જીવોમા શુદ્ધજ્ઞાનદર્શનાદિ ધર્મો રહ્યા છે તેમા તેઓ પરિણામ પામે એવો શુદ્ધ ધર્મનો ઉપદેશ દેવો એ મારુ કર્તવ્ય છે મારો જેવો શુદ્ધ ધર્મ પોતાના આત્મામા રહ્યો છે તેવો સર્વ જીવોમા રહ્યો છે એવી પ્રતીતિ અને અનુભવ એજ સમ્યક્ત્વ છે, એવો ધર્મ સર્વ જીવોને સમજાવવા પ્રયત્ન કરવા ઇચ્છા રાખુ છુ કારણ કે સર્વ જીવોમા તેવો ધર્મ રહ્યો છે રાગદ્વેષ રહિત સમભાવભાવે આત્મધ્યાનમા રમણતા કરવી એજ મારો સાધન ધર્મ છે જે જે અશે આત્માના ગુણો પ્રગટે તે મારો આવિર્ભાવ ધર્મ છે

નિન્દકથી ડરવુ નહીં, નિન્દો ભલે હજાર,
જે કરશે તે ભોગવે, નિન્દા પાપ અપાર ૧

પરને આળ ચડાવતા, પરભવ તેવો થાય
કર્મ ક્યા તે આવતા, જ્ઞાની સમતા થાય ૨

દ્વેષી દ્વેષ કરી ઘણો, બાંધે કર્મ અનન્ત,
જ્ઞાની મન કરૂણા ઘણી, દ્વેષી પર પણ તંત ૩

ઉગ્ર પાપ આ ભવવિષે, ફળ આપે નિર્ધાર,
સમતા ભાવે રહી સન્ત, આતમને તુ તાર ૪

× × × ×

## ધ્યાન.

ધ્યાનથી આત્માના શુદ્ધધર્મમા તલ્લીન થવાય છે ત્યારે આ દેખાતા જગતની ચળવળ બધી વિસ્મરણ થઇ જાય છે આત્માના કેવળ શુદ્ધધર્મને ધ્યેયરૂપે ધારીને તેમા તલ્લીન થવાથી આત્મિક ગુણોનો અનુભવ આવે છે, અને નિરાગશુદ્ધધ્યેયની એકતાનતાના સુખનો અનુભવ આવે છે આવી શુદ્ધધર્મધ્યેયની એકલીનતા વખતે જન્મ, મરણ, ભય વગેરે કઇ જણાતુ નથી આવી દશાનુ વારવાર ધ્યાન કરીને સસ્કાર પાડવા ઇચ્છુ છુ, કારણ કે તેથી કર્મના ઘણા ભારથી આત્મા હલકો થાય છે, અને પરભવમા મુક્તિની સર્વ સામગ્રી તુર્ત મળે છે દેવલોક વા ચક્રવર્તિના સુખ ભોગવવાની ઇચ્છા રહેતી નથી. આત્મા એજ પરમાત્મા છે એવી ભાવના વડે આત્મામા ખરો પ્રેમ લાગ્યો છે,

અને તેથી સર્વત્ર આત્માઓ પર શુદ્ધ પ્રેમનો પ્રવાહ વહે છે શરીરમા રહેલા આત્માઓ પર પ્રેમ પ્રગટે છે પ્રેમમા વિશેષત શુદ્ધતા જાગે છે આત્મામા શુદ્ધપ્રેમનો પ્રવાહ પ્રગટે છે અને તેથી આત્મા રૂપ ધ્યેયમા ધ્યાનથી રગાવાનુ થાય છે આત્માના શુદ્ધધર્મનો પ્રેમ હવે એકતાનતા, એમ્લીનતા અને શુદ્ધ ધર્મ ગતાને જમાવે છે આત્માની ધ્યાન દશાના ઉત્થાનકાલમા જે અનુભવ પ્રગટે છે તે લખ્યો લખી શકાય તેમ નથી મુગાએ ગોળ ખાધો તેનુ વર્ણન તે શી રીતે કરી શકે ? એવી દશા અનુભવાય છે જે જ્ઞાની આત્માના શુદ્ધ સ્વરૂપમા ધ્યાનથી તલ્લીન થાય છે તે આ પ્રમાણે ઉદ્ગારો કાઢે છે

શરીરના આન્તર્ગતમા રહેલા આત્માપર વસ્તુત જ્ઞાનીને પ્રેમ પ્રગટે છે, તેથી ઉપચારે શરીર સબધે પ્રેમ પ્રગટ્યો કહેવાય છે શરીરમા આત્મા નથી હોતો વા શરીરમા રહેલો આત્મા દુશ્મન બને છે તો તેના શરીરપર પ્રેમ થતો નથી, તે ઉપરથી સિદ્ધ થાય છે કે શરીરમા રહેલા આત્માના યોગે પ્રેમ પ્રગટે છે તેથી આત્માની પેઠે શરીર પણ પ્રેમથી પૂજ્ય કહેવાય છે

× × × ×

ખાવાને માટે આ દુનિયામા જીવવાનુ નથી પણ આનન્દ માટે જીવવાનુ છે આનન્દમય જીવન ગાળવા માટે શ્વાસોચ્છ્વાસ લેવાની જરૂર છે શોક અને ચિન્તાના શ્વાસોચ્છ્વાસથી મૃત્યુ છે ઉદાસીનતાથી દુ ખ થાય છે અને દુ ખ એ આત્માના સ્વભાવથી વિરુદ્ધ હોવાથી મૃત્યુ સમાન છે આનન્દ એજ આત્માનુ લક્ષણ છે આનન્દથી શ્વાસોચ્છ્વાસ ચાલે છે ત્યારે આત્મા પોતાના ધર્મને ધારણ કરે છે, એમ અવબોધવુ શાતાવેદનીયજન્ય આનન્દથી ભિન્ન એવો વાસ્તવિક આનન્દ તેજ વસ્તુત આનન્દ છે, અને તે આનન્દરૂપ આત્મા છે વાસ્તવિક આનન્દની લ્હેર જ્યા વહે છે ત્યા આત્મા જાગૃત દશામા છે, એમ અવબોધવુ આત્માના સ્વાભાવિક આનન્દના ભોગથી આત્મા પોતાનુ સ્વરૂપ જાણી શકે છે અને તેથી તે અન્ય પદાર્થોથી નિવૃત્ત થઈને પોતાના શુદ્ધાનન્દસ્વરૂપમા અખડ ઉપયોગથી રમ્યા કરે છે આનન્દનુ જીવન અનવધિ છે, આનન્દનુ જીવન એ પોતાનુ જીવન છે અને દુ ખ શોક વગેરેનુ જીવન તે પોતાના વાસ્તવિક વિશુદ્ધજીવનથી પ્રતિકૂળ જીવન છે શુદ્ધ જ્ઞાનની સાથે વાસ્તવિક આનન્દનો અનુભવ આવે છે અને

તેથી આનન્દની ઘેન મુખના ચ્હેરા પર પણ આનન્દ ચિન્હો પ્રગટાવી શકે છે જ્ઞાનગર્ભિત વૈરાગીનું જીવન આનન્દની ઝાંખીવાળું હોય છે, તેના હૃદયમાં સરલતા, સ્વચ્છતા, નિર્ભયતા, સુજનતા અને શુદ્ધપ્રેમનાં ઝરણાં વહે છે, અને તેથી તેનું આન્તરિક હૃદય ઉચ્ચગુણોની ભૂમિભૂત બને છે જ્ઞાની દુઃખના પ્રસંગોમાં પણ દુઃખના વિચારોને હઠાવી વાસ્તવિક સુખની લ્હેરીનો અનુભવ લે છે જ્ઞાની દુઃખના વિચારોને સુખના વિચારો રૂપે પરિણમાવી દે છે, અને તેના અન્તરમાં સુખી જીવન વહે છે આનન્દ જીવન એજ જીવનાર આત્માનું લક્ષણ છે

× × × ×

ગમે તેવી વિપત્તિ અને ઉપસર્ગોના પ્રસંગોમાં સ્વાભાવિક આનન્દ જીવનમાં વિક્ષોભ ન થાય એવા આન્તરિક સદ્વિચારો કરવા, અને આત્માના મૂળ આનન્દમાં અખંડ ઉપયોગ રાખવો આત્માના આનન્દમાં લીન થવાને માટે પાંચે ઇન્દ્રિયો અને શરીર, નામ તથા બાહ્ય પદાર્થોના સંબંધમાં છતાં પણ તે સંબંધ છે જ નહિ, અને તે સંબંધને લેઇ મનમાં કંઇ વિકલ્પસંકલ્પ ઉઠે નહિ એવી આત્મભાવનામાં સ્થિર થઇ જવું આત્માના આનન્દાદિ મૂળ ગુણમાં સ્થિર થઇને બાહ્ય કાર્યો કરતાં છતાં વા બાહ્ય સંબંધોમાં અનેક પ્રકારે અધિકાર પરત્વે આવતાં છતાં મનમાં બાહ્યની અસર ન થાય એવી રીતે ઉપયોગની સતત ધારા વહેવડાવવાથી આત્માના અખંડાનન્દરૂપ જીવનને આન્તરિકતાએ ભોગવી શકાય છે જ્યાં વૃત્તિ વહે ત્યાં અખંડ ઉપયોગથી ગમે તેવા પ્રસંગોમાં આનન્દની વાસ્તવિક ધારણા કરવી સહજાનન્દની ધારણા રાખીને તેમજ આનન્દમય હું આત્મા છું એવો ઉપયોગ રાખીને બાહ્યના પ્રસંગોમાં વર્તવાથી આત્માના આનન્દની ઝાંખી જણાય છે બાહ્યના ગમે તેવા પ્રસંગોમાં હું આનન્દમય આત્મા વર્તું છું અને વર્તીશ એવો દૃઢ નિશ્ચય કરવો અશાતાવેદનીયના પ્રસંગોમાં આત્મા પોતાના સહજાનન્દ સ્વરૂપમય છે એવા ઉપયોગથી દૃઢ નિશ્ચય ધારણ કરવો આત્માના શુદ્ધાનન્દનો ભોગ એજ મારૂં ખરૂં જીવન છે અને એજ ખરૂં કર્તવ્ય છે એવો પૂર્ણ નિશ્ચય કરવો આત્માનો આનન્દ વેદવો એજ બાહ્યજીવનનો પણ હેતુ છે એવો દૃઢ નિશ્ચય ધારણ કરીને બાહ્યથી વર્તતાં દુઃખના પ્રસંગો પણ સુખના

પ્રસંગોરૂપ જણાય છે આત્માના ઉપર ભય, અપકીર્તિ શોક, ચિન્તા, અરતિ, ઉદ્વેગ, દ્વેષ વગેરેની અસર થાય નહિ એવી આત્માની દશા કરવાથી આનંદ રસ વડે અમર જીવન કરી શકાય છે

× × × ×

દરેક મનુષ્યમા જુદા જુદા ગુણો હોય છે દરેક મનુષ્યની શક્તિ અનુસારે તેમને યોગ્ય માર્ગમા કાર્ય કરવા પ્રવર્તક થવુ જોઈએ જે મનુષ્યની જે તરફ વિશેષ રુચિ હોય અને જે શુભ બાબતમા તેની રુચિની સાથે એકરસના થતી હોય તેમા તેને યોજવાથી તેને વિશેષ લાભ થાય છે અને કાર્ય કરવાની વ્યવસ્થા સરલતા, સિદ્ધતા અને સાનુકૂળતા વધતી જાય છે સાધુઓ અને શ્રાવકોમા દરેકના ગુણો અને દરેકની ધર્મકાર્યરુચિની પરિણતિ જાણવી જોઈએ દરેક મનુષ્યમા એક જાતની મુખ્ય રુચિ હોય છે તેને જાણીને તેનો શુભમા વિનિયોગ થાય એવી પ્રેરણા તરફ પ્રવર્તિક થવાની આવશ્યકતા છે મનુષ્યની રુચિ ક્રમે ક્ષેત્ર કાળ અને ભાવને અનુસરી બદલાતી જાય છે તેનો વિકાસ જેમ અને તેમ શુભમા વિનેશન થાય એવી પ્રવૃત્તિ પ્રેરણામા ધ્યાન આપવાની જરૂર છે

× × × ×

## આધ્યાત્મિક પ્રાર્થના

હે પ્રભો ! ત્હારા ગંભીર વચનોના પરિપૂર્ણ આશયો અવબોધવાની શક્તિ મારામા નથી, તેથી તારા વચનોના આશયો પરિપૂર્ણ ન સમજવાથી કંઈ વિપરીતતા થઈ હોય વા થાય છે વા થશે તેની ક્ષમા યાચુ છુ હે પ્રભો ! મારા મનમા તારા ગુણોનુ સદા ધ્યાનરૂપે રહો એમ પ્રાર્થુ છુ સર્વ વસ્તુઓની પ્રરૂપણા કરવામા હે પ્રભો ! ત્હારી આજ્ઞાનુસારે સમ્યગ્ ઉપયોગ રહો એમ ઇચ્છુ છુ

હે પ્રભો ! તારુ શરણુ સદા કરુ છુ અને ત્હારા પવિત્ર વચનોનો આખી દુનિયામા ફેલાવો થાઓ એમ ઇચ્છુ છુ દુનિયામા મનુષ્યો જડ વસ્તુઓ પર જેટલો રાગ ધારણ કરે છે તેટલો રાગ જો તેઓ હે પ્રભો ! ત્હારા ઉપર ધારણ

કરે તો તેમનું કલ્યાણ તુર્ત થાય. હે પ્રભો ! હારા ઉપર મ્હારો પૂર્ણ પ્રેમ જામો અને તે વડે આગળની અનન્ત શક્તિયો ખીલવવાનો માર્ગ ખુલ્લો થાઓ હે વીતરાગ દેવ ! તારા ઉપર થનાર પ્રેમ તે તારા પ્રતિનિધિત્વની ગરજ સારે છે કારણુ કે હારા ઉપર થનાર શુદ્ધ પ્રેમ તેજ હારી પ્રાપ્તિની સાક્ષી પૂરે છે

હે વીતરાગ પ્રભો ! હારા ઉપર ઉપજતો શુદ્ધ પ્રેમજ મને તારાસ્વરૂપની પ્રાપ્તિ માટે મોટુ અવલંબન છે પોતાનાપર જેનો વિશ્વાસ વા રાગ ન હોય તેને જે કંઈ હિતશિક્ષાનો ઉપદેશ દેવામા આવે છે તે ઉપદેશની તેનાપર પ્રાય સારી અસર થતી નથી પોતાની પાસે આવનારાઓનો પોતાનાપર રાગ પ્રગટે અને પોતાના વિચારોથી શ્રદ્ધા થાય એવો ઉપાય પ્રથમ કર્તવ્ય છે

× × × ×

વ્યવહારમાર્ગમા એકાન્ત ક્રિયારૂચિવાળા સાધુઓને મૂલ ક્રિયાઓના ઉદ્દેશને સ્યાદ્વાદરીતિએ જાણે અને દ્રવ્ય ક્ષેત્ર કાલ અને ભાવ પ્રમાણે અધિકારી પરત્વે ધર્મક્રિયાઓની ઉપયોગિતા ઉપદેશે તો તેઓ સામાન્ય આચરણાઓમા પરસ્પર વિરૂદ્ધતાએ ક્લેશ કરવાના સયોગોમા ન આવી પડે દરેક ક્રિયાઓના ઉદ્દેશોને વિસ્તારપૂર્વક અવબોધવામા આવે તો ઘણી બાબતોમા ક્રિયાસબધી થતો આગ્રહ છૂટી જાય ક્રિયાઓના ઉદ્દેશો ધ્યાનમા રાખીને રાગ દ્વેષની મન્દતા થાય અને આત્માની ઉજ્જ્વલતા થાય એવી રીતે પ્રવર્તવાનુ છે એમ લક્ષમા રાખવુ જોઇએ નિમિત્ત કારણરૂપ ક્રિયાઓવડે આત્માની ઉપાદાન શુદ્ધપરિણતિ પ્રગટાવવાની છે એમ સાધુઓ લક્ષ રાખીને વિચારે તો જૈનશાસનની ઉન્નતિમા વિઘ્નરૂપ થએલા કેટલાક કદાગ્રહનો નાશ થાય ગણધરોએ અને આચાર્યોએ ધર્મની ક્રિયાઓ શા માટે કથી છે અને તેથી પોતાના આત્માને કેવી રીતે લાભ થાય છે એનો વિચાર કરીને પોતાના અધિકાર પ્રમાણે ધાર્મિક ક્રિયાઓનુ જ્ઞાન મેળવીને તે પ્રમાણે વર્તવાની ઉપયોગિતા અવબોધવાની આવશ્યકતા છે ક્રિયાઓના ઉદ્દેશો તપાસવામા આવે તો માલુમ પડશે કે ધર્મની ક્રિયાઓ જગતને મોક્ષ તરફ વાળનારી છે, અને આત્માની શાતિ અર્પનારી છે ધર્મની ક્રિયાઓમા મતભેદે ક્લેશ ટટા કરીને આત્માના અધ્યવસાયોની શુદ્ધિમા પોતાના હાથે વિઘ્ન કરવુ નહિ એમ ખાસ સાધુઓ ઉપયોગ રાખે તો પ્રીતિ-ભક્તિવડે ધર્માનુષ્ઠાનોમા અમૃત

શુદ્ધ ધર્મમા છે ચેતના અન્તરૂદષ્ટિથી મનુના કરો જૈનદર્શનની સેવા કરવાની પ્રવૃત્તિમા પણ આવા આન્તરિક શુદ્ધધર્મના ઉપયોગ ધારણ કરી આતર લોકોત્તરભાવ પ્રાપ્ત સાધવાનો શુભ મન છે આતર શુદ્ધિમા ગમન કરવા માટે લોકોત્તર દિવ્ય દશા વિમાન છે

× × × ×

વ્યવહારનયની અપેક્ષાએ વ્યવહારિક ધર્મના ભેદો અનેક પ્રકારના હોવાથી તથા તેમા શુદ્ધ અને અશુદ્ધ આદિ ભેદોની ગુણસ્થાનક પડવાથી વ્યાવહારિક ધાર્મિક ક્રિયાઓના ભિન્નભિન્ન મતભેદે ભિન્નભિન્ન મત અને ગચ્છો ઉભી થવાથી તેમા સાધ્યસ્થાને આચારોના અનપૂર્ણતાનો ભેદ થાય છે અને ધર્મક્રિયા ભેદોની તકરારોમા તેઓને ક્રોધ અહકાર, ઈર્ષ્યા, મદ વગેરે દોષો પ્રાપ્ત થાય છે વ્યવહારનયના ધર્મભેદોની ભિન્નભિન્ન માન્યતાઓના નિરપેક્ષમમત્વથી દુનિયા ધર્મના નામે ધર્મયુદ્ધ આરભે છે અને સર્વે શરીરધારી આત્માઓનુ શુભ કરવા પ્રયત્ન કરે છે નિશ્ચયનયથી આત્મામા રહેલ એવા ધર્મમા રમણતા કરવાથી વ્યવહારદૃષ્ટિના ભેદોના ખેદનો નાશ થાય છે અને આત્મામા ખરી સમાધિ જાગ્રત થાય છે વ્યવહારના ભિન્નભિન્ન મતભેદોની ભિન્નભિન્ન માન્યતાઓના આગ્રહથી પરસ્પર જીવોમા ભેદ, ક્લેશ અને ઈર્ષ્યાબુદ્ધિ ઉત્પન્ન થાય છે એમ જ્ઞાનદૃષ્ટિથી સૂક્ષ્મ અનુભવ લેનાર જ્ઞાનીને આ બાબતની સહેજે સમજાતુ પડી શકે તેમ છે નિશ્ચયનયથી શુદ્ધિ તો આત્માના શુદ્ધધર્મને જાણનારી હોવાથી આત્મામા તેથી સમાધિ પ્રગટે છે અને આત્મા અભેદતા, શાન્તતા વગેરે ગુણોથી પુષ્ટ બને છે વ્યવહારનય અને નિશ્ચયનયની મતિની તુલના કરતા છતા શ્રીમદ્ યશોવિજયજી કહે છે કે —

हारी देवारकी कितिदोरे मति व्यवहार प्रकाशी हो
अगम अगोचर निश्चयनयकी, दोरी अनन्त अगासी हो । चिदानन्द-४

नाना घटम एक पिछाणे, आतमराम उपासी हो,
भेद कल्पनामें जड भूल्यो, तृष्णा तृष्णा दासी हो चिदानन्द-५
नाम भेख किरियाकु सबही, देखे लोक तमासी हो
चिनमूरत चेतनगुण चिने, साचो सोउ सन्यासी हो चिदानन्द-६

**धर्म सिद्धि नवनिधि है घटमें, क्या ढुंढत जय काशी हो,**
**जस कहे शान्त सुधारस चाख्यो पूरन ब्रह्म अभ्यासी हो चिदानन्द-७**

શ્રીમદ્ ઉપાધ્યાયજી વ્યવહારની મતિને મહેશ્વરની દોરીની ઉપમા આપે છે અને નિશ્ચયનયની મતિને અનન્તગણી ઉપમા આપે છે ભેદકલ્પનારૂપ વ્યવહારમાં જડ મનુષ્ય ભૂલે છે આત્મામાંજ ધર્મ છે બાહ્યમાં ભટકવાની જરૂર નથી એમ શ્રીમદ્ ઉપાધ્યાય હૃદયના ઉભરા કાઢે છે વ્યવહારનડે ચાલવું પણ અન્તરમાં નિશ્ચયનયથી વર્તવું

× × × ×

આત્માના અસખ્ય પ્રદેશોને લાગેલા કર્મ અને અન્ય પુદ્ગલો ઇત્યાદિ જડ વસ્તુઓ આત્માની નથી તેની આત્માથી ભિન્ન કર્મ, શરીર વગેરેને મિથ્યા કલ્પવામાં આવે અર્થાત્ તે આત્મા નથી અને તે જડકર્મો વગેરેની લીનામાં કંઇ આત્મત્વ નથી એમ દૃઢ નિશ્ચયજ્ઞાનદૃષ્ટિથી દેખવામાં આવે તો આત્માને જડનું મમત્વ ટળે છે આત્માના અસખ્ય પ્રદેશની શુદ્ધતા નિર્મલતા વિના અન્ય કશું આત્માનું નથી, અને આત્માના અસખ્ય પ્રદેશમાં રહેલ જ્ઞાનાદિ ધર્મ પોતાના શુદ્ધ સ્વભાવે રહેલા છે, તેના વિના અન્ય કોઇ મારૂ નથી અને તે આત્મભાવે સત્ નથી અર્થાત્ તે અસત્ મિથ્યા, અપેક્ષાથી છે એમ શુદ્ધોપયોગની ધારના આત્મામાં આત્મધર્મ છે એમ વસ્તુત ભાસ થાય છે આત્માના શુદ્ધ ધર્મનો ભાસ થતા આત્માના ધર્મનો અનુભવ આવે છે આત્માના અસખ્ય પ્રદેશો અને તેમા રહેલો જ્ઞાનાદિ ધર્મ તેજ હુ છુ એમ ધ્યાનથી પૂર્ણ નિશ્ચય કર્યા પશ્ચાત્ આત્મા વિના અન્ય વસ્તુમાં અહમમત્વ ઉપજતુ નથી આત્માના ઉપયોગની દૃઢતા અને પરિપક્વતા કરવા માટે વ્યવહાર કાલમાં જડ વસ્તુઓમાં અસખ્ય પ્રદેશરૂપ આત્માની ભાવના કરવી જડ વસ્તુઓમાં અસખ્ય પ્રદેશ રૂપ આત્માની ભાવના એ આરોપભાવના કહી શકાય આવી આરોપ ભાવના ભાવવા એટલા સુધી વધવું કે સર્વત્ર આત્માજ અન્તર્દૃષ્ટિએ દેખાય આત્માની આવી રીતે દૃઢભાવના કરીને શુદ્ધ નિશ્ચય થી આત્મામાજ આત્માની ભાવના ભાવીને આત્માના પ્રદેશોમાં રમ્યા કર આત્માના અસખ્ય પ્રદેશોમાં રમણ કર્યા બાદ જગત્ના સ્થૂલ પદાર્થોની રચનાને તટસ્થ દૃષ્ટિએ દેખવાની શક્તિ પ્રાપ્ત થાય છે, અને સુજનકરણ ને ગુણ રણ રૂપે

પરિણમાવીને આત્મામાંજ સુખનિધિ પ્રગટાવી શકાય છે આત્માના અસંખ્ય પ્રદેશોમાં આત્મધર્મનો પૂર્ણ નિશ્ચય થયા પછી અન્તર્દષ્ટિથી દેખતાં સ્થૂલ દષ્ટિથી દેખેલું નષ્ટવું અને સાર વિનાનું માલુમ પડે છે આત્માના શુદ્ધ ધર્મનો શુદ્ધોપયોગ થવાથી અનન્તભવમાં કરેલાં ઘોર પાપોથી આત્મા છૂટે છે, અને સર્વ પ્રકારની દુઃખવૃત્તિથી મુક્ત થાય છે ૯ ઓ ના૨ એવો શબ્દ પણ વસ્તુત જ્યાં નથી એવા શુદ્ધોપયોગે આત્મા ધ્યાવવા યોગ્ય છે સદ્ગુરુ કૃપાએ તેની યથાશક્તિ ઉપાસના કરવાની નિવૃત્તિના ઘરનો ઉપયોગ થાય છે

× × × ×

જ્ઞાની અને અજ્ઞાનીનો બેઉ વ્યવહાર જીવનપર્યંત સદા પ્રારબ્ધે અનુસર છે જ્ઞાનીનો બાહ્ય વ્યવહાર આસક્તિવિનાનો અને અજ્ઞાનીનો આસક્તિ પૂર્વક વ્યવહાર હોય છે

નગરમાં પડેલા સૂર્યના પ્રતિબિંબની પેઠે જ્ઞાનીના વ્યવહારમાં ચલતા જોવામાં આવે છે, અને આત્મામાં અચલતા હોય છે

આત્માના અસંખ્ય પ્રદેશમાં રહેલા જ્ઞાનાદિ શુદ્ધધર્મમાં નર, નારી વા નાન્યતપણું નથી આત્માના અસંખ્યાત પ્રદેશમાં રહેલા શુદ્ધધર્મમાં બાળવી મનાતું એવું શ્વેતામ્બરત્વ, દિગમ્બરત્વ, હિંદુત્વ ખ્રીસ્તિત્વ અને મુસલમાનપણું નથી આત્માના અસંખ્ય પ્રદેશોમાં રહેલા જ્ઞાનાદિ અનન્ત શુદ્ધ ધર્મોમાં ચોરાશીગચ્છની ભિન્ન માન્યતાઓની ખટપટ નથી આત્માના અસંખ્ય પ્રદેશમાં રહેલા વાસ્તવિક જ્ઞાનાદિ ધર્મમાં નાતજાત વગેરેની ખટપટ નથી આત્માના અસંખ્યાત પ્રદેશોમાં રહેલા જ્ઞાનાદિ શુદ્ધધર્મમાં રાગાદિની કલુષતા નથી એવું આત્મનું શુદ્ધસ્વરૂપ ધ્યાવવા યોગ્ય છે શુદ્ધનિશ્ચય નયની દષ્ટિએ આત્માનો શુદ્ધધર્મ પ્રાપ્ત કરવા લાયક છે આત્માના શુદ્ધ ધર્મના ઉપયોગમાં પરભાવની ખટપટ નથી, એવું જાણી તેમાં રમણતા કરવાની જરૂર છે

× × × ×

અસંખ્યપ્રદેશનાળી આત્મવ્યક્તિને મનુષ્યો શરીરમાં બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર, જગન્નાથ, ઇશુ, મહમદ, બુદ્ધ, વગેરે નામોથી બોલાવે છે આત્માના અસખ્યાત પ્રદેશમા જ્ઞાનાદિ અનતધર્મ અને પરદ્રવ્યનો અનન્ત નાસ્તિધર્મ રહેલ છે અસખ્ય પ્રદેશવાળી આત્મવ્યક્તિયો જગતમા અનન્ત છે અસખ્યપ્રદેશનાળી આત્મવ્યક્તિના જ્ઞાનાદિ ધર્મને પ્રગટ કરવામા જેનાએગ અને દિગબરોને આત્માભિમુખવૃત્તિ કરવાની જરૂર છે ત્યા પરસ્પર એક બીજાપર ક્લેશભાવનાની વૃત્તિ શા માટે રાખવી? અસખ્ય પ્રદેશવાળી આત્મવ્યક્તિના શુદ્ધધર્મપ્રતિ શુદ્ધોપયોગથી અવલોકવુ એ આન્તરિકદષ્ટિનો ધર્મ છે દેશકાલથી અમુક હેતુએ અપેક્ષાવાળી દષ્ટિના યો ગે બાલક્રિયાચારોના ભેદોની પરંપરા વધવા લાગી અને તે હાલ દેખાય છે, છતા એ સર્વનો મૂળ ઉદ્દેશ તો અસખ્ય પ્રદેશનાળા એવા આત્માની શુદ્ધતા કરવી, એ મુખ્ય દષ્ટિ જો સર્વને માન્ય છે તો સામાન્ય અપ્રાસગિક નિરર્થક બહુ હાનિ અને સમાજની અવનતિ કરનાર એવી ક્રિયાભેદની ભિન્ન ભિન્ન માન્યતાઓમાં મુક્તિની મુખ્યતા માની લઇ પરસ્પર એક બીજાના આત્માને ભિન્નધર્મી માનીને વાર્તમાનિક લાભ અને આત્મહિત તથા સચોન્નતિને કોઇ રીતે ભૂલવી ન જોઇએ **વ્યવહારના અનેક ભેદો અને તેના ભેદોને અવલબીને પણ આત્માના અસખ્ય પ્રદેશોમા રહેલા જ્ઞાનાદિ અનત ધર્મોને પ્રગટ કરવાનો મુખ્ય હેતુ છે.** વ્યવહારના અનેક નિમિત્ત હેતુઓ ભિન્ન હોવા છતા ભિન્ન ભિન્ન જીવોને અધિકાર પરત્વે ભિન્ન ભિન્નપણે દ્રવ્યાદિકથી હોવા છતાં પણ રાગદ્વેષની ક્ષીણતા કરાવનારા અને પ્રભુની આજ્ઞા સન્મુખ કરાવનારા તથા આત્માના શુદ્ધધર્મને પ્રગટ કરાવવામા હેતુભૂત થતા હોય તો ભિન્ન ભિન્ન વ્યવહારોના ભિન્ન ભિન્ન બાહ્ય નિમિત્ત ભેદોની નિરપેક્ષતાએ સાધ્યદષ્ટિથી દૂર રહી નિમિત્તહેતુઓના વ્યવહારકલહમાજ દષ્ટિ દેઇ સ્વપર આત્માની અવનતિમા જીવન વ્યતીત કરવુ એ કોઇ રીતે યોગ્ય નથી જે જે અશે આત્માની શુદ્ધતા કરવા અને રાગદ્વેષની ક્ષીણતા કરવા ગમે તે તરફના મનુષ્યથી પ્રયત્ન થતો હોય તો પોતાના શુદ્ધધર્મની રમણતાને ભૂલીને તેના તરફ મતભેદ, કલહદષ્ટિથી અવલોકવુ એ શુદ્ધોપયોગથી ભ્રષ્ટ થવા જેવું છે પોતાના આત્માના અસખ્ય પ્રદેશોમાં રહેલો જ્ઞાનાદિ ધર્મ છે તેને પ્રગટાવવા ઉપાદાન અને નિમિત્ત હેતુએ પ્રયત્ન કરવો આત્માના અસખ્યાત પ્રદેશમા રહેલા જ્ઞાનાદિ શુદ્ધધર્મમા કદાગ્રહ, દ્વેષ, લડાઇ, ટટા નથી.

× × × ×

આત્માના અસંખ્યાત પ્રદેશોમાં સર્વ પ્રકારના ચમત્કારો ભર્યા છે. દેવોમાં, ઋષીઓમાં રાજામાં, પ્રજામાં, યોગીઓમાં, જે ચમત્કારો માલુમ પડે છે તેનું મૂળ સ્થાન ખરેખર દરેકમાં રહેલા આત્માના અસંખ્યાત પ્રદેશો છે. સર્વ જગ તી જ્ઞાનાદિ શક્તિયો ખરેખર આત્માના અસંખ્યાત પ્રદેશોમાં સમાય છે ધર્મને ઓળખાવનારી જ્ઞાનશક્તિ ખરેખર આત્મામાં છે મન, વચન, અને આત્માનો શુદ્ધ ધર્મ છે અને તે કર્મનો નાશ થતાં સત્તારૂપે રહેલ છે તે વ્યક્તિરૂપે પ્રગટ થાય છે આત્માના અસંખ્યપ્રદેશોમાં રહેલા શુદ્ધ ધર્મને ધ્યાતાં તેની પ્રગટતા થાય છે અને અશુદ્ધતા ટળી જાય છે આત્માનો શુદ્ધ ધર્મ પ્રગટ કરવો એજ વીરી પ્રભુનો ઉપદેશ છે શ્રીવીરપ્રભુના ઉપદેશનો સાર એ છે આત્માનો શુદ્ધધર્મ પ્રગટ કરવો આત્માના અસંખ્યાત પ્રદેશોમાં ધર્મ છે એમ જાણીને અને તેનો નિશ્ચય કરીને પર પૌદ્ગલિક વસ્તુઓને સ્વપ્ન સદૃશ જાણીને ઔદયિક ભાવે તેના પ્રસંગમાં આવતાં છતાં અન્તરથી નિર્લેપ રહેવાની જરૂર છે બાહ્ય દૃશ્ય પદાર્થો ક્ષણભંગુર છે તેમાં જેટલો પ્રતિબંધ તેટલુંજ આત્માના શુદ્ધધર્મની પ્રાપ્તિમાં વિઘ્ન છે આત્માના શુદ્ધધર્મપ્રતિ શુદ્ધપ્રેમ ધારણ કરવો એજ મોક્ષનો ઉપાય છે પદ્દર્શનોનું જ્ઞાન પણ આત્માના અસંખ્યાત પ્રદેશોમાં રહ્યું છે અનેક દર્શનની માન્યતાના ભેદ પણ આત્માનું સમ્યગ્જ્ઞાન થતાં તેમાં સમાઇ જાય છે દેવના અને દેવીઓની ઉપાસના કરવાથી જે મળી શકતું નથી તે પોતાના આત્માના અસંખ્યાત પ્રદેશોમાં રહેલા ધર્મની ઉપાસના કરવાથી મળે છે આત્માના અસંખ્યાત પ્રદેશોમાં અસ્તિ અને નાસ્તિની અપેક્ષાએ આખી દુનિયાનો સમાવેશ થાય છે આત્માના શુદ્ધધર્મની ઉપાસના કરવાથી સર્વ પ્રકારની ઉપાસનાનો અન્ત આવે છે આત્માને આત્મરૂપ થઈને દેખો અને પશ્ચાત્ સર્વ પ્રાણીઓ તરફ દેખો

× × × ×

આત્માના અસંખ્ય પ્રદેશોની સાથે ક્ષીરનીરની પેઠે સંસારમાં કર્મનો સંબંધ થયો છે કર્મનો નાશ થતાં અસંખ્યાત પ્રદેશરૂપ આત્મવ્યક્તિ નિર્મલ થાય છે આવી આત્માની દશા અનુભવવા યોગ્ય છે અસંખ્ય પ્રદેશોનું સ્વરૂપ અનુભવ વિના તેની પ્રતીતિ થતી નથી આત્માના અસંખ્ય પ્રદેશોમાં જ્ઞાનાદિ અનંત ઋદ્ધિ રહી છે રાગદ્વેષના યોગે પુદ્ગલની સાથે આત્મા પરિણમે છે, અને તેથી પોતાના આત્મપ્રદેશોની સાથે કર્મને પરિણમાવે છે રાગ,

દ્વેષ, મિથ્યાત્વ વગેરેના પરિણામથી જે જે અંશે મુક્ત થવું તે તે અંશે મુક્તિ છે રાગ, દ્વેષ, મિથ્યાત્વ પરિણામની મન્દતા જેમ જેમ થતી જાય છે તેમ તેમ આત્માના ગુણો પ્રગટ થતા જાય છે આત્માના શુદ્ધસ્વરૂપમાં રમણતા કરનારી આત્માની મુક્તિ છે બાહ્યના આડંબર પર લક્ષ ન દેતાં આત્માના પરિણામ ઉપર લક્ષ દેવાની જરૂર છે રાગદ્વેષ વગેરે અશુદ્ધ પરિણામનો નાશ ન થાય તો બાહ્યનો ત્યાગ ખપમાં આવતો નથી બાહ્ય કરતાં અન્તરમાં ધર્મ જોવાની ખાસ જરૂર છે **લાખો અને કરોડો મનુષ્યો કરતાં જે અંતરમાં આત્માના શુદ્ધધર્મમાં સાધ્યદૃષ્ટિ રાખવાનું ધારે છે તે મહાન્ છે.** જે આચાર્યો ઉપાધ્યાયો અને સાધુઓ બાહ્યદૃષ્ટિને ત્યાગી આત્મામાં ઉપયોગ ધારણ કરે છે, તે સ્વકલ્યાણની સાથે અન્ય જીવોનું કલ્યાણ કરવા સમર્થ થાય છે પોતાના આત્મામાં રહેલા સહજ આનન્દનો આસ્વાદ લીધા વિના અન્યોને ધર્મમાર્ગમાં શ્રદ્ધાળુ કરી શકાતા નથી પોતાનો સહજ આનન્દ કે જે ઇન્દ્રિયો અને બાહ્ય વસ્તુઓની અપેક્ષા રાખતો નથી એવો આનન્દ જે જાણે છે, તે અન્યોને વૈખરીવી આત્માનુભવ કરાવવા સમર્થ થઇ શકે આત્માના આનન્દરસનો અનુભવ થયા બાદ આત્માના શુદ્ધાનન્દયોગે વાણીના શબ્દોમાં કંઇ પણ સરસતાનો ખ્યાલ આવે છે " **तालो लागे जब अनुभवकी तब जाने सो सानमें** '

× × × ×

અનેકનયોવડે એક વસ્તુમાં રહેલ અનેક ધર્મને દર્શાવી શકાય છે અનેક નયોની સાપેક્ષાથી એકવસ્તુમાંહી રહેલા ધર્મનું સાપેક્ષતાએ જ્ઞાન થાય છે તેને એકેક નયની કદાગ્રહતાએ જાણવા પ્રયત્ન કરતાં વસ્તુના ધર્મનો પરિપૂર્ણ ખ્યાલ આવી શકે નહિ આત્મામાં રહેલા ધર્મો પણ અનેક નયોની સાપેક્ષતાએ જાણી શકાય છે તેમાં એક નય પકડીને તાણાતાણી કરવામાં આવે તો આત્માના અનેક ધર્મોનું સ્વરૂપ પરિપૂર્ણ જાણી શકાય નહિ અને એક નયે તાણાતાણી કરતાં સર્વ નયવાદીઓની સાપેક્ષા રૂપ સાંકળ તૂટી જાય અને તેથી અનેકાન્તવાદને હાનિ પ્રાપ્ત થાય

× × × ×

## अक्रियावादी कृष्णपक्षीयो शुक्लपक्षीया क्रियावादी रे -ध्यान विशम्स्थानकनी पूजा-क्रिया.

અક્રિયાવાદી ત્રણ કહેવાય જે દર્શનવાળા આત્માને અક્રિય માને છે, અને કહે છે કે આત્મા પુણ્યપાપની ક્રિયાથી રહિત અક્રિય છે રાગદ્વેષની ક્રિયા આત્મા કરતો નથી આત્મા કદિ કર્મથી બંધાતો નથી તેથી આત્મા અનાદિથી અબંધ છે અનાદિ કાલથી કર્મરૂપ ક્રિયાથી રહિત આત્મા છે એમ જે વાદી માને છે, તે વાદી કૃષ્ણપાક્ષિક ગણી શકાય છે જે દર્શનીઓ અનાદિ કાળથી રાગદ્વેષના પરિણમનયોગે આત્મા કર્મબંધની ક્રિયા કરે છે, અને તેનું ફલ આત્મા ભોગવે છે રાગાદિ પરિણામની ક્રિયાનો કર્તા આત્મા છે, રાગાદિ પરિણામ યોગે કર્મબંધનની ક્રિયા આત્મા કરે છે અને આત્મા પોતાના શુદ્ધ પરિણામે નિજગુણની ક્રિયા કરે છે એમ જે માને છે તે શુક્લપાક્ષિક ગણાય છે કૃષ્ણપાક્ષિક જીવ કૃષ્ણપક્ષના અંધારાની પેઠે અજ્ઞાનરૂપ અંધારાથી ઘેરાયલો હોય છે, અને શુક્લપાક્ષિક જીવ શુક્લ પક્ષના અજવાળાની પેઠે સમ્યગ્ જ્ઞાનરૂપ અજવાળાથી પ્રકાશિત થએલો હોય છે અક્રિયાવાદી આત્માને અનાદિકાલથી કર્મરૂપ ક્રિયાથી રહિત માને છે તેથી તેના મત પ્રમાણે આત્મા કોઇપણ ક્રિયાથી બંધાતો નથી અનાદિકાળથી આત્મા અક્રિય મુક્ત છે આવો તેનો સિદ્ધાંત હોવાથી તેના મત પ્રમાણે પુણ્ય પાપ બંધ મોક્ષ વગેરેની સિદ્ધિ થતી નથી તેથી તેના મતને અનુસરતા ધર્મ, તપ જપ ધ્યાન જ્ઞાન દયા સત્ય બ્રહ્મચર્ય મુક્તિ વગેરેની સિદ્ધિ થતી નથી અર્થાત્ તેના પ્રમાણે જોતા પુણ્ય, પાપ, બંધ મોક્ષ, દયા સત્ય બ્રહ્મચર્ય વગેરે ઉડી જાય છે માટે અક્રિયાવાદી અજ્ઞાની હોવાથી કૃષ્ણપાક્ષિક ગણાય છે અને ક્રિયાવાદીતો આત્માને કર્મનો બંધ માને છે તેથી બંધ મોક્ષ પુણ્ય પાપ દયા સત્ય તપ જપ ધ્યાન જ્ઞાન બ્રહ્મચર્ય વગેરેની સિદ્ધિ થાય છે ક્રિયાવાદીનું આવા પ્રકારનું જ્ઞાન હોવાથી તે શુક્લપાક્ષિક ગણાય છે અને તેની સત્ય માન્યતા હોવાથી તે અનીતિ, પાપ દુર્ગુણોથી પાછો હઠી શકે છે અને જ્ઞાનાદિ સદ્ગુણો પ્રાપ્ત કરવા સદાચાર, નીતિ માર્ગાનુસારિના ગુણો તરફ રુચિ ધરાવે છે આ પ્રમાણે આત્મામાં ક્રિયા અને અક્રિયાવાદ સંબંધી સ્વરૂપ સમજવું- ગાડરીયા પ્રવાહની પેઠે અંધશ્રદ્ધાથી અજ્ઞાની ક્રિયા કરે છે તે ક્રિયાને જ્ઞાની ન કરે તેથી તે અક્રિયવાદી ગણાય નહિ કારણ કે તેની ક્રિયાવાદની માન્યતા છે આત્મા મુક્ત થયા બાદ રાગાદિ ક્રિયાથી રહિત થએલો હોવાથી સિદ્ધની અપેક્ષાએ

જ્ઞાનમા તે સમભાવ ખરેખરો ઉદ્ધિકારક બને છે અને તેનો સાક્ષીરૂપ અનુભવ પોતાનુ હૃદય પોતાના અધિકાર પ્રમાણે આપે છે આવી રીતે અનેકાન્ત દૃષ્ટિથી થએલુ આત્મજ્ઞાન બીજના ચન્દ્રની પેઠે ભવિષ્યત્ભવમા પરિપૂર્ણ પ્રકાશ આપે છે

× × × ×

કોઈને પણ પીડા ન થાય એવી રીતે અપ્રમત્ત ભાવથી સ્વ અને પરના કલ્યાણાર્થે આયુષ્યની ક્ષણપ પરાનો વ્યય થવો જોઇએ પોતાને પ્રાપ્ત થએલ મન વચન અને કાયાની કિમ્મત કરી શકાય નહીં તેમ છે મન વચન અને કાયાનો ઉત્તમોત્તમ સદુપયોગ કરવા જોઈએ

અપ એવી છ ગીમા આત્માની ઉચ્ચ દશા થાય એવા સદુપાયો તરફ ખાસ લક્ષ આપવાની જરૂર છે

આત્માના આનન્દના ભોગમા આત્મસ્વરૂપે જીવાય છે અને તે વિના બાહ્યમા શ્વાસોશ્વાસ અને આયુષ્યથી જીવાય છે વિભાવદશામા રમનાર આત્માનુ ક્ષણે ક્ષણે મરણ છે પોતાના શુદ્ધધર્મથી વિમુખ થએલો આત્મા ક્ષણે ક્ષણે મરે છે સમયે સમયે આયુષ્ય ઓછુ થાય છે તે અપેક્ષાએ સમયે સમયે મૃત્યુ કહેવાય છે આત્મા પોતાનુ શુદ્ધ સ્વરૂપ જ્યારથી જાણીને તેનો નિશ્ચય કરે છે ત્યારથી તે અમુક અપેક્ષાએ અને અમુકાશે અમર થાય છે એમ અવબોધવુ

આત્માના આનન્દની ભાવના ભાવવાનો અભ્યાસ પાડવાથી અને આનન્દરૂપ આત્માની ભાવનાનુ બળ વધવાથી અન્તરૂમા સૂક્ષ્મ પરિણામ એ આવતું જાય છે કે તેથી પરિષહો દુ ખો વગેરે કર્મના યોગે પ્રાપ્ત થાય છે તો પણ તેમા સુઝાવાનુ થતુ નથી અને આત્મામા આનન્દનો સાક્ષાત્કાર અનુભવાય છે દુગ્ધમાથી સાર ભાગ રૂપ જેમ ઘૃત કાઢવામા આવે છે તેમ આત્મામા સારતત્વ આનન્દ છે તેને પ્રકટ કરવામા આવે છે આત્માના સહજાનન્દના ભોગથીજ સમ્યક્ત્વની પ્રતીતિ થાય છે, અને તેથી આત્માનુ આત્મભાવે પુનરુજ્જીવન થાય છે. આવા પુનરુજ્જીવનથી આત્મા દ્વિજ અર્થાત્ બીજીવાર જન્મ્યો એમ કહેવાય છે આત્માના આનન્દનો સાક્ષાત્કાર થયા પછીનુ જીવન સર્વ અમૂલ્ય ગણાય છે પારસમણિના સ્પર્શથી લોહુ જેમ સુવર્ણપણાને પામે છે તેમ આત્માના સ્વાભાવિક આનન્દથી આત્મા તે

પરમાત્મતાને પામે છે આ બધુ અન્તરૂમા જોવાનુ છે અને તે અન્તરૂમા અનુભવવાનુ છે

× × × ×

ભયાદિ અનેક પ્રકારની ચિન્તાઓ કરવાથી શરીરની આરોગ્યતાનો નાશ થાય છે હૃદયમા ભીતિ ઉત્પન્ન થવાથી શરીર તથા આયુષ્યની હાનિ થાય છે ભયચિન્તાઓના વિચારોથી મુક્ત થવાથી આયુષ્યનો ઘાત થતો નથી કીર્તિભય, અપકીર્તિભય, પ્રતિષ્ઠાહાનિભય, શરીરનાશભય, વિત્તનાશભય વગેરે અનેક ભયમાથી નિર્મુક્ત હૃદય થાય છે તો મન, કાયાની સ્વસ્થતા રહે છે બીરૂ મનુષ્યો લાબુ આયુષ્ય ભોગવી શક્તા નથી જગત્ તરફ મમત્વ અહંત્વભાવથી જોવામા આવે છે તો અનેક પ્રકારની માનસિક આધિયો, ઉપાધિયો અને વ્યાધિયોની ઝાળમા સપડાવાનું થાય છે જગત્મા દૃઢાધ્યાસ જ્યા સુધી છે ત્યા સુધી જગતનો મનની સાથે સબધ રહેવાથી મનની બહિર્મુખવૃત્તિ રહે છે અને તેની અન્તર્મુખવૃત્તિ થતી નથી મનનો જગતની સાથનો સબધ છૂટે તેના ઉપાયો આત્મજ્ઞાન વગેરે છે હૃદયમા અધ્યાત્મજ્ઞાન જો પક્વ પરિણામ પામે છે તો જગત્ સબધે ઉત્પન્ન થતો મમત્વાદિ અધ્યાસ છૂટી જાય છે અને તેથી મનની બહિર્મુખવૃત્તિથી થતી એવી ચિન્તા, ભીતિ વગેરે સ્વયમેવલય પામે છે અને હૃદયમા વાસ્તવિક નિર્ભયતા સ્થિર થઇ રહે છે જ્યા સુધી બહિરમુખવૃત્તિથી રાગદ્વેષાદિ વિકલ્પ સકલ્પમા મન પ્રવૃત્તિ કર્યા કરે છે ત્યા સુધી દુ ખનો સાક્ષાત્કાર મનથી થાય એમા આશ્ચર્ય નથી સર્વ પ્રકારનો દૃશ્ય સબધે ઉત્પન્ન થતો રાગાદિભાવ ખરેખર બહિર્મુખવૃત્તિથી થાય છે નિર્વિકલ્પસમાધિથી મનની અન્તર્મુખવૃત્તિ થાય છે, અને તેથી ઘોર નિન્દ્રાની પેઠે બાહ્ય પદાર્થોમા મન ન વર્તવાથી મન પોતે આત્મામા લય પામે છે અર્થાત્ આત્માના ગુણોની રમણતામા મન જોડાય છે

હઠયોગ અને રાજયોગનો મુખ્ય ઉદ્દેશ એ છે કે રાગદ્વેષાત્મક મનનો નાશ થવાથી આત્મા પોતાના ગુણનો ભોક્તા બને એવા ઉપાયો બનાવવા મનમા થતા વિક પ સકલ્પનો નાશ કરવો, તે માટે યોગશાસ્ત્રોની રચના થઇ છે નિર્વિકલ્પ સમાધિમા રહેવાથી સર્વ પ્રકારના ભય ખેદ અને દ્વેષ ટળી આત્મા સુખમય થાય છે, અને તેથી શરીરની આરોગ્યતા રહે છે, તથા આયુ-

અને અમુક પ્રસગના ઉપક્રમો નહિ લાગવાથી દીર્ઘ કાલપર્યંત જીવી શકાય છે માટે નિર્વિકલ્પ સમાધિ યોગી બનવાની હિતશિક્ષાનો ઉપદેશ દેવો જોઇએ

× × × ×

આખ વડે દૂર સુધી દેખી શકાય છે પણ તુર્ત પગ વડે ત્યા પહોચી શકાતુ નથી તથા જ્ઞાની દૂરથી જે દેખે છે પણ તેને તે એકદમ પ્રાપ્ત કરી શકતો નથી સાગરમા રહેવાનુ કે સદ્ગુણોને દેખી જાણી શકાય છે પણ એકદમ આચારમા મૂકી શકાતા નથી

દુર્જનો જ્યારે સાધુઓને પીડે છે, ત્યારે સાધુઓમા, મહાત્માઓમા આત્મગુણ ખીલી નીકળે છે દુર્જનો કદી મહાત્માઓના ગુણ સામુ જોઇ શકતા નથી તેઓ તો મહાત્માઓના ગુણોને પણ દુર્ગુણો તરીકે દેખે છે આવા પ્રસગે ઉત્તમ મહાત્માઓમા વીર્ય પ્રગટે છે, અને તેઓ દુર્જનોથી પોતાનો બચાવ કરી લે છે તથા દુર્જનોને હઠાવી દે છે આત્મજ્ઞાનની કસોટી ખરેખર પરિષહ વખતે થાય છે શ્રી વીરપ્રભુએ પરિષહો સહીને પોતાની પરમાત્મતા પ્રગટ કરી પરિષહો આવે છતે જે જ્ઞાન અને વૈરાગ્ય ટકી શકે અને આત્મામા લીનતા રાખી શકે તેજ જ્ઞાન અને વૈરાગ્યની ઉત્તમતા પ્રસશવા યોગ્ય છે

દુખો પડયા વિના ધૈર્ય ગુણની પરીક્ષા થતી નથી અનેક પ્રકારની શાતા ભોગવતી વખતે હુ ધીર છુ એમ કોઇ કહે તો તે ફક્ત બોલનાર છે કારણ કે સુખ સામગ્રી વખતે ધૈર્ય ગુણની પરીક્ષાનો પ્રસગ પ્રાપ્ત અલ્પ દેખાય છે, અને દુખની વખતે તો ધૈર્ય ગુણની ખાસ જરૂર પડે છે ઘરને પડતી વખતે ટેકાની ખાસ જરૂર છે તેમ દુખની વખતે ધૈર્ય ન રહે તો આત્માનુ જીવન ટકી શકતુ નથી ધૈર્ય ગુણથી જીવી શકાય છે અને અંધારાને છેદીને પ્રકાશ દેખવા સમર્થ થઇ શકાય છે દુખરૂપ વનને બાળીને ભસ્મ કરનાર ધૈર્યરૂપ અગ્નિ છે ધૈર્ય વિના મનુષ્ય નપુસકની પેઠે ભય દુખોથી કટાળીને પોતાનુ નમાલાપણુ જાહેર કરે છે ધૈર્ય વિના મૃત્યુના સામુ ઉભા રહી શકાતુ નથી અને આત્મભોગ આપી શકાતો નથી ધીરવીર જ્ઞાની હજારો સકટોને પોતાની પીઠપર વહન કરતો છતો છાતી કાઢીને આગળ ચાલે છે અને મોહના વિકટ માર્ગમાથી પસાર થાય છે

× × × ×

શરીરમા રહેના , એવા મારા આત્મામા સત્તાએ અનન્ત શક્તિ છે મારી શક્તિમા મારો વિશ્વાસ છે દેહરૂપ વસ્ત્રોમા મમતથી બધાઇને સ્વ શક્તિને હાનિ પહોચાડી શકુ એવો હુ નથી દુનિયાના બાહ્યરૂપથી પોતાનુ રૂપ ન્યારૂ છે એવો દઢ નિશ્ચય હોવાથી બાહ્ય દુનિયાની ઓઘ સજ્ઞામા હુ કઇ લક્ષ આપતો નથી મ્હારૂ શુદ્ધસ્વરૂપ લક્ષમા રાખીને મારે વ્યવહારથી દુનિયા સાથે વર્તવાનુ છે પણ ઘોર નિદ્રાની પેઠે દુનિયાની અસર મારા ઉપર ન થાય એજ મારૂ આન્તરિક વર્તન છે શુદ્ધોપયોગની મારી દૃષ્ટિથી હુ પોતાને જેવી રીતે અવબોધી શકુ અને દેખી શકુ તેવી રીતે દુનિયા મને ન દેખે તેથી મારામા વિકૃતિ ન થાય એજ મ્હારૂ શુદ્ધ વર્તન છે અને એજ સાધ્ય લક્ષ સ્વરૂપ છે દુનિયાના શુભાશુભવ્યવહારોમા બધાઇ ન જતા શુદ્ધધર્મના ઉપયોગ વડે સ્વતન્ત્ર રહેવુ એજ મારૂ અર્થાત્ આત્માનુ સત્ય સ્વાતન્ત્ર્ય છે શુદ્ધ ધર્મમય હુ છુ મારા ત્રણ યોગોનુ પ્રાસગિક વર્તન જે જે થાય તેનો હુ સાક્ષીરૂપે દ્રષ્ટા છુ અને તે યોગોની પ્રવૃત્તિથી દુનિયા જે જે અભિપ્રાયો બાધે તેમા રતિ અને અરતિમા પરિણામ પામ્યા વિના તેને દેખુ એવો હુ છુ આવો હુ આત્મભાવનાને વર્તનમા મૂકવા ઉપયોગ ધારણ કરૂ છુ

× × × ×

દાનની અપેક્ષાએ દાન મહાન્ છે શીયલની અપેક્ષાએ શીયલ મહાન્ છે તપની અપેક્ષાએ તપ મહાન્ છે અને ભાવની અપેક્ષાએ ભાવ મહાન્ છે ક્રિયાના સ્થાનમા ક્રિયા મહાન્ છે અને જ્ઞાનના સ્થાનમા જ્ઞાન મહાન્ છે દાન શીયલ આદિ એકેક ધર્મપર્યાય આદિણી જ્ઞાનાપેક્ષાને નય કથે છે સપૂર્ણ ધમ વસ્તુના એકેક ધમ પર્યાય ગ્રહનારી વાણીને નય કહે છે અન્યોન્ય સાપેક્ષ નયોને સુનયો કહે છે દાનાદિક ધર્મો અન્યોન્ય સાપેક્ષતાએ મુક્તિપ્રદ થાય છે નયોની અપેક્ષાને ધ્યાનમાં રાખીને સાપેક્ષદૃષ્ટિથી મુક્તિના અસખ્ય યોગોમા એકેક યોગને આરાધનાર એકેક યોગે અનન્ત જીવો મુક્તિ ગયા છે કથ્યુ છે કે,

> जोगे जोगे जिणसासणम्मि, दुक्करकया पउञ्जन्ते
> इक्किक्कम्मि अणता वट्टंता केवली जाया ॥ १ ॥
>
> ( धम्मरत्न-रत्नपालचरित )

અન્યયોગનો અતિરસ્કાર કરતા અને જે યોગમા પોતાની સહજ રૂચિ થતી હોય એવા એક યોગની આરાધના કરતા એકેક યોગે અનન્ત જીવો સિદ્ધિપદને પામ્યા આવુ અવગત થયા પશ્ચાત્ આત્માર્થી જ્ઞાની અનેક સાધનો પૈકી કોઇપણ સાધનયોગનુ ખડન કરતો નથી દરેક જીવને માન્યતામા સર્વ નયોની એક સરખી સાપેક્ષતા રહી છે પરન્તુ સાધનપ્રવૃત્તિ સર્વ નયોની સાધનપ્રવૃતિ એકી વખતે આદરી શકાતી નથી તેથી અધિકાર ભેદે સાધનપ્રવૃત્તિમા કોઇને કોઇ યોગની મુખ્યતા વર્ત્તે છે અને કોઇને કોઇ યોગની મુખ્યતા વર્ત્તે છે તેથી ધર્મશ્રદ્ધાનમા અને સાપેક્ષનયબોધમા વિરોધ ન આવવાથી એકેક યોગે અનન્ત જીવો મુક્તિ પામે એમ સમ્યગ્ અનુભવ આવે છે શુભાધ્યવસાયથી દરેક યોગમા મુક્તિ છે આત્માનો જે યોગમા શુભ પરિણામ વૃદ્ધિ પામે અને શુભ લેશ્યાની વૃદ્ધિ થાય તે યોગવડે મુક્તિ થાય છે આત્માની ઉજ્જ્વલ પરિણતિ વૃદ્ધિ પામે એવુ ખાસ લક્ષ રાખવુ જોઇએ આત્માની શુદ્ધ પરિણતિ ખરેખર જે યોગમા પ્રવૃત્ત થવાથી વધતી જાય અને જે યોગમા સહેજે રૂચિ તથા પ્રવૃત્તિ થાય તે યોગવડે આત્માની સત્વર મુક્તિ થાય છે એમ અનુભવ આવે છે કોઇપણ મનુષ્ય ગમે તે ધર્મક્રિયામા પ્રવૃત્તિ કરતો હોય ને તેમા તેના આત્માના પરિણામની ઉજ્જ્વલતા વધતી હોય તો તેમાથી તેને પાછો પાડવો નહિ પણ તેમા તેને ઉત્તેજન આપવુ એથી પણ કોઇ બાલજીવના પરિણામ કોઇ ધર્મ પ્રવૃત્તિથી વા ધર્મક્રિયાથી વધતા હોય તો તેમા વિઘ્ન નાખવુ નહિ તેના પરિણામની શુદ્ધતા થાય તેમ તેના અધિકાર પ્રમાણે કરવુ

× × × ×

આગમોમા વિધિવર્ણક, ઉદ્યમ, ભય, ફલવર્ણક, ઉત્સાહદર્શક ઉત્સર્ગ, અપવાદ, ઉત્સર્ગાપવાદ સૂત્ર વગેરે અનેક પ્રકારના ગભીર આશયવાળા સૂત્રો આવે છે જ્ઞાનાવરણીયના ઉદયથી સાધુની મતિ કોઇ સૂત્રમા મુઝાઇ જવાથી કદાગ્રહ થાય છે તેથી તેને તથા પરને હાનિ થાય છે આગમોના અભ્યાસી એવા કોઇ સાધુને મતિમોહથી કદાગ્રહ થાય તો તેને સમજાવવા પ્રયત્ન કરવો પણ તેનો તિરસ્કાર કરવો નહિ આગમોમા કથેલી યુક્તિયોવડે કદાગ્રહ ગ્રહેલ સાધુને મિષ્ટભાષાવડે પ્રસન્ન હૃદયથી સમજાવવા પ્રયત્ન કરવો ક્લેશ ક્રોધાદિકની ઉદીરણા ન થાય અને પોતાના આત્માને ક્રોધ ન થાય એવી

રીતિ વર્તીને અન્યને સમજાવવા પ્રયત્ન કરવો અન્ય સાધુને કદિ કઠોર વચન કહેવુ નહિ અને તેમજ કદાગ્રહી એવા ગૃહસ્થને પણ કઠોર વચન કહેવુ નહિ જબરજસ્તીથી વા બલાત્કારથી કદિ કોઇને કદાગ્રહ વા શકાગ્રહિત કરી શકાય નહિ અન્ય સાધુ કોઇ જાતના કદાગ્રહગ્રસ્ત થયા હોય તેમને સમજાવવાની શક્તિ હોય તો તેમા પ્રવૃત્તિ કરવી અન્યથા નહિ પોતાની શક્તિની બહિરના કાર્યમા કદી માથુ મારવુ નહિ સ્વશક્તિ ઉપરાતના કાર્યમા પ્રવૃત્તિ કરવાથી ખેદ અને નિષ્ફલતા મળે છે આગમોથી જેઓની વિરુદ્ધ માન્યતા હોય તેવા મનુષ્યોપર પણ કરુણા કરવી અને તેમને શુદ્ધમાર્ગમા લાવવા માટે તન મન, વાણી, અને બુદ્ધિનો ભોગ આપવો એ પોતાની ફરજ છે આગમોના સદ્વિચારોને આખી દુનિયાના મનુષ્યો પ્રાપ્ત કરી શકે એવી યોજનાઓ, ઉપાયો સગવડો કરી આપવી તે પોતાની ફરજ છે તેમ ખાસ જૈનોએ સમજવુ જોઇએ કોઇ જીવ જૈનવ ર્મને સમજાવ્યા છતા ન માને તો સમજવુ કે હજી તેની યોગ્યતા પ્રગટી નથી એમ વિચારવુ અને તે ઉપર મૈત્રી અને કરુણાભાવના તો સદા રાખવી જેની ભવસ્થિતિ પાકી હોય છે તેને સદ્વિચારો રુચે છે અને જેની ભવસ્થિતિ નથી પાકી તેનેસદ્ધર્મ રૂચતો નથી તેથી મધ્યસ્થભાવને હૃદયમા રાખી પોતાની ફરજ તરફ ફક્ત લક્ષ રાખવુ સર્વ જીવોને પોતાના આત્મ સમાન માનવા અને સર્વ જીવોની સાથે આત્મવત્ વર્તન રાખવુ

× × × ×

પ્રશ્ન—કવિ, સુધારક, જ્ઞાની અને રાજ્યનીતિ રચયિતાને દુ ખ આવી પડે છે તેનુ શુ કારણ ?

ઉત્તર—આ જગતમા જન્મની સાથે સર્વ પ્રાણીઓને કર્મયોગે દુ ખો લાગેલા હોય છે પૂર્વકર્મના યોગથી દુ ખો આવી પડે એમા કાઇ આશ્ચર્ય નથી કવિ, સુધારક જ્ઞાની વગેરેને વર્તમાનમા સુધારા કરવા પડે છે તેની તેના સામા વિરુદ્ધ વિચારવતો થાય છે તેથી તેઓને દુ ખો પડે છે

પ્રશ્ન—જ્ઞાનીઓ, લેખકો અને સુધારકોની વર્તમાનસમયમા ખરી કિમ્મત થઇ શકે કે નહિ ?

ઉત્તર—વર્તમાનસમયમા તેઓના લેખો, વિચારો અને સુધારાઓ પ્રાય. સર્વ લોકોને એક સરખી રીતે રૂચતા નથી, તેમજ વર્તમાન

સમયમાં તેઓના પ્રતિપક્ષિઓ પ્રતિપક્ષીઓ વિદ્યમાન હોવાથી તેમના વર્તમાન સમયમાં તેઓની એનબાજુનો વિશેષ પ્રકાર પડી શકતો નથી ધર્મ, આચાર રૂઢિઓનો સર્વથી જુનીઓ, લેખમ, ઉપદેશ પ્રાક વર્તમાનસમયને અનુસરી કર્યું છે તેવી તેઓના સામે જૂના વિચારો હુમલો કરે છે, અને તેઓને દાબી દેવા અનેક પ્રયત્નો કરે છે તેઓ જે કંઇ કહેતા હોય તે તરફ બાહરીમાં પ્રવાહ પેઠે ચાલનાર મનુષ્યો લક્ષ દેતા નથી પરંતુ ઉલ્ટું તેઓના મત્યને દબાવી દેવા પ્રયત્ન કરે છે આવી પરિસ્થિતિમાં વર્તમાનમાં તેઓની મહત્તાનો ખ્યાલ પરિપૂર્ણ આવી શકતો નથી

પ્રશ્ન—જૂના વિચારવાળા અને સુધારક એ બેમાંથી કોનામાં બહુ સત્ય છે?

ઉત્તર—જૂના વિચારવાળાઓ અને સુધારકો એ બન્નેમાં જૂનો થવાનો સંભવ છે જૂના વિચારવાળાઓમાં પણ સત્ય હોઇ શકે અને નવા વિચારવાળાઓમાં પણ સત્ય હોઇ શકે જૂનાઓ અને સુધારકોના મન્તવ્યોને ભિન્ન ભિન્ન અપેક્ષાએ વિચારીને આગમો અને યુક્તિવડે તેમાંથી સત્ય તારવી કાઢવું જોઇએ જૂનાઓનું અને સુધારકોનું મન્તવ્ય ખૂબ ખૂબ વિચારીને તેમાંથી અપેક્ષાએ સત્ય કાઢવું જોઇએ પણ પક્ષપાત કરીને કદાગ્રહમય થવું ન જોઇએ અનુભવજ્ઞાન મેળવીને બન્નેના વિચારોનું પરિણામિક ફળ તપાસવું જોઇએ

પ્રશ્ન—જૂના સનાતનીઓ અને સુધારકોનું ઐક્ય થઇ શકે કે કેમ?

ઉત્તર—આ પ્રશ્ન બહુ ગંભીર છે અને પ્રશ્નનો ઉત્તર પણ બહુ ગંભીર છે કોઇ અપેક્ષાએ અમુક બાબતોના વિચારોમાં બન્નેનું ઐક્ય થઇ શકે પણ સર્વથા ઐક્ય તો અસંભવ છે, ગમે તે દેશમાં ગમે તે ધર્મમાં, ગમે તે કાલમાં ગમે તે જાતિમાં ગમે તે ભાવમાં ગમે તે રૂપાન્તરે જૂનાઓ અને નવીનો એ બે પક્ષોનું ગૌણ મુખ્યરૂપે ભિન્નપણે અસ્તિત્વ રહેવાનું આચારો, વિચારોમાં અનેક નામે અને રૂપાંતરે બન્નેપક્ષ રહેવાના સ્યાદ્વાદજ્ઞાનીઓ દ્રવ્ય, ક્ષેત્રકાલ અને ભાવથી બન્નેનું કવચિત્ ઐક્ય કરી શકે છે

× × × ×

## શ્રીમદ્ ઉપાધ્યાયે આપેલો ઉપદેશ

ग्राह्य हितमपि बाला दालापैर्दुर्जनस्य न द्वेष्यम् ।
सत्यावाच्य पराशा, पाशाइवसगमा ज्ञेया ॥ ४० ॥
॥ श्र सार अनुभवाधिकार ॥

આત્માર્થી જનોએ બાળક થકી પણ હિત ગ્રહણ કરવુ પોતાનુ આત્મ હિત થાય એવુ વચન કદાપિ બાળક કહે તો તેનુ વચન પણ ગ્રહણ કરવુ સત્યહિતનો ભડાર આખા જગતમા ભર્યો છે આપણે પોતાની દૃષ્ટિના અનુસારે હિતને દેખી શકીએ છીએ આત્માનુ હિત થાય તે જ માર્ગ ગ્રહણ કરવા માટે આપણને મનુષ્ય ભવ મળ્યો છે દુનિયામા નામરૂપથી હિત નથી અજ્ઞાનીઓની દૃષ્ટિએ જે હિત છે તે જ્ઞાનીઓની દૃષ્ટિમા અહિત જણાય છે દ્રવ્યહિત, ભાવહિત, વ્યવહારહિત, નિશ્ચયહિત, લૌકિકહિત, લોકોત્તરહિત, નિમિત્તહિત, ઉપાદાનહિત વગેરે અનેક પ્રકારે હિત છે સચ્ચિદ્ અને આનન્દ સ્વભાવથી જ્ઞાન દર્શન અને ચારિત્રથી હિત અભિન્ન છે, એવુ હિત જે સ્થાથી લેવુ પોતાના આત્માને હિતમય જાણ્યા વિના સર્વનુ ખરૂ હિત, અનેક અપેક્ષાથી દેખી શકાતુ નથી, અને કરી શકાતુ નથી, દ્રવ્યાર્થિક નયની અપેક્ષાએ આત્મદ્રવ્ય તેજ હિતરૂપ છે, અને પર્યાયાર્થિક નયની અપેક્ષાએ આત્માના ગુણો તે હિતરૂપ છે આત્મામા તિરોભાવે રહેલા હિતને પ્રગટાવવાની જરૂર છે આત્મહિતનો આવિર્ભાવ કરવા, માટે અનેક નિમિત્ત કારણો અવલબવા અને આત્માનુ હિત કરવુ આ પ્રમાણે યશોવિજયજી ઉપાધ્યાયે સૂચના કરી છે દુર્જનોના આલાપો વડે કદિ દ્વેષ ન કરવો જોઇએ દુર્જનો પોતાના સ્વભાવ પ્રમાણે વર્ત્યા કરે છે તેઓના ઉપર દ્વેષ કરવાથી તેઓ સુધરતા નથી પરન્તુ દ્વેષ કરવાથી પોતાના આત્માનુ અહિત થાય છે એતો અનુભવથી જોતા સર્વને સત્ય જણાય છે પ્રકાશનો પ્રતિપક્ષી અન્ધકાર તેમજ જ્યા ત્યા સજ્જનોના પ્રતિપક્ષી દુર્જનો હોય છે દુર્જનો કદિ કોઇનુ સારૂ સહન કરી શકતા નથી તેઓનો સ્વભાવ કાગડાની પેઠે દોષરૂપી ચાદા શોધવાનો હોય છે શ્રીમદ્ ઉપાધ્યાયે અધ્યાત્મમા પ્રવેશ કરનારાઓને શિખામણ આપી છે કે અધ્યાત્મ જ્ઞાનીઓએ દુર્જનોના આલાપોવડે તેઓનાપર દ્વેષ ન કરવો ઉપાધ્યાયના સામા પણ દુર્જનો હતા તેઓએ દુર્જનોના ઉપર દ્વેષ કર્યો નથી તે પ્રમાણે વર્તીને તેઓએ આપણને ભવિષ્ય વારસો આવી ઉત્તમ શિખામણનો આપી ગયા છે ઉપાધ્યાય કથે છે કે સત્ય

વચનો વડે, પ્રિય પથ્ય અને તથ્ય વડે સુખ એવા સત્ય વચનો બોલવા, આગમોમાં સત્યવચનો કેવી રીતે વદવા તેનું સારી રીતે સ્વરૂપ દર્શાવ્યું છે પારકા ઓની પેઠે પારકી આશાઓ અને સંગમો જાણવા પારકી આશાઓ એજ બંધન છે परकी आशा सदा निराशा ए है जग जन पाशा, ते काटनकु करो अभ्यासा, लहो सदा सुखवासा आप स्वभावमां रे अवधू सदा मगन में रहेना ॥

× × × ×

સમ્યગ્ દર્શન અને સમ્યગ્ જ્ઞાનની સાથે વિરતિરૂપ ચારિત્ર ઉત્પન્ન થઈ શકે અને ઉત્પન્ન ન પણ થઈ શકે સમ્યક્ત્વની સાથે એકદમ યુગપત્ ચારિત્ર ઉત્પન્ન થાય છે સમ્યગ્ દર્શનનું એવું બળ છે કે તે વસ્તુને વસ્તુપણે જણાવે છે અને આત્મા પર પૂર્ણ પ્રેમ ઉપજાવે છે સમ્યક્ ચારિત્રની પ્રાપ્તિ તો સમ્યગ્ દર્શનપર આધાર રાખે છે જિનેશ્વરવાણી સાંભળવાની પૂર્ણ રૂચિવાળા જીવને સમ્યક્ત્વ હોય છે, જે જીવો સમ્યક્ત્વ ગુણવંત હોય છે, પણ વિરતિપણું પ્રાપ્ત કરી શક્તા નથી, તે જીવો અવિરતિ સમ્યગ્દષ્ટિ જાણવા સમ્યગ્દૃષ્ટિજીવને દેશવિરતિ વા સર્વવિરતિ ચારિત્રપર પૂર્ણ રૂચિ હોય છે, પણ જ્યાં સુધી તેઓને ચારિત્રમોહનો ઉદય હોય છે ત્યાં સુધી તેઓ વિરતિપણું અંગીકાર કરી શક્તા નથી જાણે પણ ન કરી શકે, જાણે પણ તે પ્રમાણે ન વર્તી શકે એવી અવિરતિ સમ્યગ્ દૃષ્ટિ જીવની દશા હોય છે સમ્યગ્દૃષ્ટિ જીવો દેવગુરૂની સેવાભક્તિમાં પૂર્ણ રંગી હોય છે સમ્યક્ત્વ ગુણવંતો પોતાનામાં જે ગુણ ન હોય તેની બડાઇ હાંકતા નથી સમ્યગ્ દૃષ્ટિ જીવો અવિરતિપણું સેવે છે પણ અન્તરથી તેઓ અવિરતિપણામાં ધર્મ માનતા નથી તેથી તેઓની પરિણતિમાં લુખાશ રહે છે સમ્યગ્ દૃષ્ટિ જીવો ચારિત્રમોહના ક્ષયોપશમે વિરતિપણું અંગીકાર કરે છે, અને પુનઃ ચારિત્ર મોહના ઉદયે વિરતિપણાથી પડે છે તો પણ તેઓની સમ્યગ્ દૃષ્ટિ હોવાથી પુનઃ નંદિષેણ અને આર્દ્રકુમારની પેઠે પુનઃ વિરતિપણામાં ચઢે છે કોઇ સમ્યગ્દૃષ્ટિજીવ વિરતિપણાથી પડતો હોય તો તેને પુનઃ વિરતિપણામાં લાવવા પ્રયત્ન કરવો પણ તેને ધિક્કારવો નહિ સમ્યક્ત્વ અને ચારિત્રથી પડતા જીવોને પાડવામાં જેઓ નિમિત્ત કારણ થાય છે, તેઓ દર્શન મોહનીય અને ચારિત્ર

મોહનીય કર્મ બાંધે છે જેને સમ્યક્ત્વાદિ એક ગુણનો લાખમો ભાગ ખીલ્યો હોય તેવા એક જીવ દેખીને પણ પ્રમોદભાવ વારણ કરવો, અને તેને આગળના ગુણો ખીલે એવી સાહાય્ય આપવા તૈયાર સદાકાળ રહેવું એ સમ્યગ્દૃષ્ટિજીવોનું લક્ષણ છે વ્યવહાર સમ્યક્ત્વ સમ્મુખ થનાર એવા માર્ગાનુસારી જીવોને પણ ગુણો ખીલે એવા સર્વ માર્ગો બનાવવા અને સાહાય્ય કરવી એ સમ્યગ્ દૃષ્ટિનો વૈયાવચ્ચગુણ અવબોધવો

× × × ×

મોહની વાસનાઓનો જ્યાં ક્ષય થાય છે એ ભાવતપ છે **ઇચ્છા રોધે સવરી, પરિણતિ સમતા યોગે રે, તપ તે એહિ જ આત્મા, વર્તે નિજ ગુણ ભોગે રે વીર ॥** ઇચ્છાઓનો રોધ કરીને સમતા ભાવની પરિણતિવડે આત્મગુણોનો ભોગ કરવો એજ ભાવતપ અવબોધવું માસ માસની તપશ્ચર્યા કરનારાઓના હૃદયમાં ભાવતપના ઉપયોગ વિના કીર્તિલોભ નામ આદિ અનેક પ્રકારની ઇચ્છાઓ સૂક્ષ્મરૂપે હયાતી ધરાવે છે, અને તે કારણ સામગ્રી મળે બહિરૂમાં પણ કાયા દ્વારા દેખાવ આપે છે પરમક્ષમાને પ્રાપ્ત કર્યા વિના તપનું અજીર્ણ જે ક્રોધ તેનો ક્ષય થતો નથી કામાદિ વાસનાઓ એટલી બધી સૂક્ષ્મ છે કે તે આત્મજ્ઞાન, ધ્યાન, વૈરાગ્યના પરિપૂર્ણ જોર વિના પાછી હઠીને ક્ષય પામી શકતી નથી મોહની વાસનાઓ-ઇચ્છાઓને હઠાવવા માટે પ્રથમ તો તત્સંબંધી વિચાર થાય છે, અને પશ્ચાત્ તેનું જોર હઠાવવા માટે ક્રિયા વા ચારિત્ર ઉત્પન્ન થાય છે જ્ઞાનની સાથેજ વિરતિ રૂપ ચારિત્ર ઉત્પન્ન થાય એવો નિયમ નથી આત્મજ્ઞાન થયા બાદ મોહની રતિથી એકદમ વિરામ પામી શકાય એવો નિયમ નથી આત્મજ્ઞાન પામ્યા પશ્ચાત્ મોહની સાથે યુદ્ધ કરવું પડે છે આત્મવીર્ય પ્રગટ થાય એવો ઉત્સાહ પ્રગટાવવાના ચારે તરફથી સાધનો પ્રાપ્ત થાય છે, સો મોહનીય પ્રકૃતિયોની અંશે અંશે ક્ષીણતા કરવા તરફ પ્રવૃત્તિ થાય છે આત્માનો ઉત્સાહગુણ પ્રકટી નિકળે છે ત્યારે નામ, રૂપ, કામાદિવાસનાઓની રતિમાથી અમુક અમુક અંશે વિરમવાનું થાય છે પૂર્વ ભવના અભ્યાસ વિના ચારિત્ર મોહનીયનો એકદમ નાશ કરી દેવો એ કાંઇ બની શકે તેમ નથી આત્મામાં પૂર્ણ મન લાગ્યા વિના મોહક્ષીણતા થતી નથી આત્મજ્ઞાનના જેમ જેમ દૃઢસંસ્કાર પડતા જાય છે, તેમ તેમ નામ, કામ, રૂપાદિના સંસ્કારો કે જે અનાદિકાળથી

આત્માની સાથે પરિણમેલા છે તેઓનો ક્ષય થવા માટે છે મોહનીય પ્રકૃતિયોનું જોર હઠાવવા પ્રયત્ન કરવામા આવે છે, તે પ્રકૃતિયોને ઉપશમાવવામા આવે છે પણ નિકાચિત કર્મપ્રકૃતિયોનું જોર પ્રગટી નીકળે છે કે તો આત્મામા મોહ પરિણામ ઉદ્ભવે છે તેના સામુ તેના કરતા વિશેષ આત્મવીર્ય નથી હોતુ તો પાછુ પડવાનુ થાય છે મોહ પરિણામથી કોઇ સમયે પાછુ હઠવાનુ થાય છે અને પુન મોહનો ઉદય નરમ થતા પુન આત્માનુ બળ વધે છે, અને કર્મની પ્રકૃતિયોને હઠાવી શકવામા આવે છે આ પ્રમાણે પાછુ પડવુ એમ ચડવુ એમ થતા થતા અન્તે મોહ ટળે છે અને તેમજ આત્માના શુદ્ધ પરિણામની વૃદ્ધિ થાય છે ભાવતપમા આવુ મોહયુદ્ધ થયા કરે છે અને સર્વ પ્રમાદની ઇચ્છાઓનો રોધ થાય છે દ્રવ્યતપ કરીને સર્વ ઇચ્છાઓના રોધરૂપ ભાવતપનુ લક્ષ રાખવુ અને તે પ્રમાણે વર્તવુ એજ હિતકર છે

× × × ×

## આર્યોનો પ્રેમ.

આર્યોમા પૂર્વે અપૂર્વ પ્રેમ હતો આર્યોમા અદ્યપર્યન્ત અતિથિ સત્કાર જે કઇ દેખવામા આવે છે તેમા શુદ્ધપ્રેમની ઝાંખી અવબોધાય છે જેના પર પોતાનો પ્રેમ હોય છે તેનુ રક્ષણ કરવા તૈયાર થઇ શકાય છે ક્રૂર એવો સિંહ પોતાના બચ્ચાઓનુ પ્રેમથી રક્ષણ કરે છે જો પોતાના બચ્ચાની પેઠે અન્ય પશુઓ પર તેનો પ્રેમ વર્તે તો અન્ય પશુઓ વગેરેનુ ભક્ષણ કરવા પ્રવૃત્તિ કરી શકે નહિ જગતની મનુષ્યો અન્ય પ્રાણીઓને મારી નાખે છે પણ પોતાના કુટુબનુ પ્રેમના લીધે રક્ષણ કરે છે જે દેશનો વા જે જાતનો પ્રેમ હોય છે તે દેશ વા જાતનુ રક્ષણ કરવા પ્રવૃત્તિ થાય છે જેના પર પ્રેમ હોય છે તેના સબધી જેટલુ બને તેટલુ કરવામા આવે છે પોતાના આત્માનો પ્રેમ હોય છે તેવો સર્વ જીવો પર જો પ્રેમ પ્રગટી જાય તો કોઇનુ અશુભ કરવાને માટે મન વચન અને કાયાની પ્રવૃત્તિ થઇ શકે નહિ સર્વ જગતને પોતાના પ્રેમમા નિમગ્ન દેખવામા જ્યારે આવે છે ત્યારે સર્વવ્યાપી પ્રેમ થયો એમ અનુભવી શકાય છે અને એવા સર્વવ્યાપી પ્રેમથી પોતાના આત્મામા ત્યાગનો [illegible] જે ઉલસે છે તે સ્વયં આત્મા અનુભવી શકે છે પ્રેમ સ્[illegible] [illegible]મા રહે છે, સર્વવ્યાપી

પ્રેમ થવો એ આત્મજ્ઞાન વિના બની શકતું નથી આત્મજ્ઞાનથી સર્વ જીવો પર પોતાના આત્માની પેઠે પ્રેમ લાગણી રહે છે આની પ્રેમ લાગણીમા જગતનો ઉદ્ધાર કરવાનો મનોરથ પ્રગટે છે, અને તેથી આત્મા સર્વ જીવોને શાસન રસિક બનાવવાની ભાવનાવડે તીર્થંકરનામ કર્મ બાધે છે ધર્મસ્નેહનો પ્રશસ્ય પ્રેમમા સમાવેશ થાય છે સર્વવ્યાપી પ્રેમ કરવો એ કાઇ સામાન્ય વાત નથી અનેક પ્રકારના સ્વાર્થો, ક્રોધ, અહંકારહિંસા, પરિણામ અને અસત્ય વચન આદિનો નાશ જે જે અંશે થશે થતો જાય છે, તે તે અંશે શુદ્ધ પ્રેમ વધતો જાય છે જગતના સર્વ જીવોને સતાપવા નહિ, તેમનુ રક્ષણ કરવુ ઇત્યાદિ માટે શુદ્ધપ્રેમને ખીલવવો જોઇએ **નામ અને રૂપમાથી અહં-વૃત્તિની વાસના ટળ્યાબાદ વિશુદ્ધ પ્રેમનો અંશ ખીલવા માડે છે.** આત્માનો શુદ્ધ પ્રેમ ખરેખર આત્માને પરમાત્મપદમા સ્થાપન કરવા સમર્થ થાય છે સેવા, ભક્તિ, ઉપાસના વગેરેમા શુદ્ધપ્રેમ હોય છે તેના ભક્તિ વગેરેની મહત્તા આકી શકાય છે સ્વાર્થ, વિષય, રાગ જેમા નથી એવો શુદ્ધ પ્રેમ ખરેખર આત્માની જ્ઞાનદશા ઉપર આધાર રાખે છે દુનિયા ખરા શુદ્ધ પ્રેમવડે વર્તે તો તેની સ્થિતિ બદલાઇ જાય શુદ્ધપ્રેમનો જે હૃદયમા આવિર્ભાવ થાય છે તે હૃદય ખરેખર પ્રભુની પ્રાપ્તિ કરવા સમર્થ બને છે

× × × ×

## પ્રવૃત્તિ.

પ્રવૃત્તિમાર્ગમા પ્રવેશ કરનારે જ્ઞાન માર્ગનુ પૂર્ણ જ્ઞાન કરવુ જોઇએ કારણ કે જ્ઞાન યોગી વિનાનો કર્મયોગી પોતાનો અધિકાર અવબોધી શકતો નથી, અને કર્મોમા નિર્લેપ રહી શકતો નથી જ્ઞાનયોગી **कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन** એ વાક્યના પરિપૂર્ણ સાપેક્ષ ભાવને સમજીને તે પ્રમાણે કર્મમા અર્થાત્ સ્વાધિકાર કાર્યોમા પ્રવૃત્તિ કરી શકે છે જ્ઞાનયોગી કર્મયોગને આદરતો છતો અજ્ઞાનીઓ કરતા અનન્તગણો રજોરે ઉત્તમ રહી શકે છે જ્ઞાનયોગી સાધ્યદૃષ્ટિને પામેલો હોવાથી તે કદાપિ કર્મયોગની પ્રવૃત્તિમા રાગ દ્વેષના પરિણામને કદાપિ પામે તો પણ અજ્ઞાનીઓ કરતા તે અનન્તગુણ ઉત્તમ છે, કારણ કે જ્ઞાનીના મનમા તેની દાઝ રહે છે, અને રાગ, દ્વેષના પરિણામને તે ઉત્તમ માનતો નથી અને તેને હઠાવવા પ્રયત્ન કરી

## નિયમસર કાર્ય કરવાની શક્તિ.

વખતનો સદુપયોગ કરવો અને વખતની કિંમત સમજવી એવો જેનો નિશ્ચય થયો હોય છે મનુષ્ય પોતાનુ જીવન સુધારવા સમર્થ બને છે નકામા બેસી રહેવુ વખતની કિંમત ન સમજવી એજ પોતાની અવનતિનુ મૂળ કારણ છે કંઇ પણ જોવુ અને કંઇ પણ નવુ જ્ઞાન મેળવવુ એજ પોતાની ઉન્નતિ કરવાનુ મૂળ કારણ છે **નકામુ બેસી રહેવુ એ પોતાના આત્માને કેદમા નાખવા બરોબર છે.** નિયમિત, વખતસર અને વ્યવસ્થાપૂર્વક કામ કરતા ટેવ પાડવી એજ ઉન્નતિ નિસ્સરણીનુ અવલંબન છે કોઇ પણ મનુષ્યના **કાર્યમા વિઘ્ન નાખવુ, અને તેની પાસે નકામા બેસી રહેવુ એજ પા**તીનુ કારણ છે પોતાની શક્તિ અને વિવેકથી દરરોજ પોતાને અને પરને લાભ થાય એવી રીતે પ્રવૃત્તિ કરવી જોઇએ નકામા બેસી રહેવાથી પોતાની શક્તિ કરમાઈ જાય છે અને ભાગ્ય દેવીનો શાપ વેઠવો પડે છે પોતાને મળેલી સર્વ સામગ્રીવડે વખતસર કાર્ય કરવાની વ્યવસ્થા રાખનાર મનુષ્ય પોતાની ઉન્નતિને વધારીને અન્યોને આદર્શરૂપ બને છે કોઇ મનુષ્યને મળવુ હોય તો પણ તેના કાર્યક્રમની વ્યવસ્થામા હાનિ ન થાય અને તેવી અવિવેકી ન બનવુ પડે તેનો પ્રથમ વિચાર કરવો કોઇની પાસે જતા પહેલા તે શુ કામ કરે છે, તેને મળવાથી તેના કાર્યને હાનિ પહોંચે છે, કેમ ? અને તેની મરજી છે કે કેમ ? તેની પ્રથમથી પૃચ્છા કરીને પશ્ચાત્ તેની પાસે બેસવુ ઇગ્લાંડ અને અમેરિકાના લોક વખતનો ઉપયોગ અને કાર્ય કરવાની નિયમિત સ્થિતિને એક મહાન્ ઇશ્વરીય કાર્ય સમજે છે તેથી તેઓ વ્યવહારિક પ્રવૃત્તિ માર્ગમા આગળ પડે છે ભારતમા વખતની કિંમત અને નિયમિત કાર્ય કરવાના નિયમને એક મહાન્ કાર્ય ગણવામા આવશે અને તે પ્રમાણે આર્યવાસીઓ પ્રવર્તશે ત્યારે ધારવા કરતા ભારતવાસીઓની ઉત્તમ દશા થવાની પૂર્વે આર્યદેશમા ઉપર્યુક્ત નિયમ પ્રમાણે લોકો પ્રવર્તતા હતા ધર્મિમનુષ્યોએ નિયમસર કાર્ય કરવાની અને તેમા લક્ષ રાખીને કાર્ય કરવાની પ્રવૃત્તિ રાખવી જોઇએ પોતાનો ક્ષણ માત્ર પણ સમય નકામો ન જાય એમ ખાસ લક્ષમા રાખવુ જોઇએ

× × × ×

## સદ્ગુણો પર લક્ષ રાખવું.

### કોઈની નિન્દા કરવાથી થતી સ્વપરને હાનિ.

કોઈ પણ આત્માની ઉન્નતિ કરવી હોય તો તેનામાં રહેલા ગુણોનું વર્ણન કરવું પણ તેમાં છતા વા અછતા દુર્ગુણોની નિન્દા કરવી નહિ, તેમજ તેના ઉપર આળ આક્ષેપો કરવા નહિ. કોઈને અવનતિના ખાડામાં ઉતારવો હોય તો તેના ઉપર આક્ષેપો કરવા એજ [illegible] નિન્દા કરનાર મહાપાપ કરી શકે છે. લુચ્ચા, બદમાશ, પાખંડી, ધૂર્ત, બેવકૂફ, ઠગારો, કપટી, જૂઠો વગેરે અપશબ્દોથી સામા મનુષ્યની લાગણીને ખરાબ કરી નાખવામાં આવે છે. કોઈ મનુષ્ય પર આક્ષેપ કરવાથી વા તેના સંબંધી ખોટી અફવા ઉડાડવાથી તે મનુષ્ય પૂર્વે તેવો ન હોય તોપણ તેવો પરિપૂર્ણ આત્મબળના અભાવે બની શકે છે. કોઈનામાં જે દોષ ન હોય તેને તે દોષવાળો કહેવાથી મહા અનર્થ થાય છે. જેનામાં દોષ છતો હોય છે તે વડે તેની હેલના કરવાથી તે ધીટ બની જાય છે. કોઈ પણ મનુષ્યને દોષથી પાછો હઠાવવો હોય તો દોષોથી થતી હાનિનું સ્વરૂપ વર્ણવવું, એમ કરવાથી જેનામાં જે દોષ હોય છે તેને તે દોષનો ત્યાગ કરવાની અભિલાષા પ્રગટે છે. કોઈની મશ્કરી કરવાથી તેને ઘણી હાનિ પહોંચાડી શકાય છે, અને મશ્કરી કરનારના માનસિક વિચારોમાં અશુદ્ધતાનો સંચાર થાય છે. કોઈ મનુષ્યની આડી અવળી ખોટી વાત કરવાથી તેના મનમાં ખરાબ લાગણી ઉત્પન્ન થાય છે. કોઈના ઉપર આળ ચઢાવવાથી તેની પડતી થાય છે, એટલું નહિ કિન્તુ તેના સમાગમમાં આવનારાઓને પણ તેથી ઘણી હાનિ પહોંચે છે, તેમજ આળ ચઢાવનારમાં ઘણા દુર્ગુણોનો પ્રવેશ થાય છે. આળ ચઢાવનાર મનુષ્ય અન્યોપર જે દુર્ગુણોનો આરોપ દે, તેજ દુર્ગુણો તેનામાં પ્રવેશે છે અને તે તથા તેની પાસે આવનારાઓમાં તેવી જાતના દુર્ગુણોના સૂક્ષ્મ સંસ્કારો પડે છે, તેમજ તે અવસર પામીને તેઓનામાં સ્થૂલ રૂપે દુર્ગુણો પ્રગટી નીકળે છે. મુનિયોમાં ઉત્તમ સદ્ગુણો હોવા જોઈએ. ગૃહસ્થોમાં ઉત્તમ સદ્ગુણો હોવા જોઈએ. વ્યક્તિ પરત્વે આળ દેઈને દોષોનો કોઈના પર આક્ષેપ કરવો નહિ એજ સજ્જન, જ્ઞાની અને આખીદુનિયાના શુભ સેવકોનું ખાસ કર્તવ્ય છે. પ્રત્યેક મનુષ્યને સારૂં ગમે છે. ગમે તેવો ખરાબ મનુષ્ય હોય પણ તેને સારૂં કહેવામાં આવે તો સારૂં લાગે છે. જો તે મનુષ્યમાં દુર્ગુણ હોય તો તેની આગળ તે દુર્ગુણના પ્રતિપક્ષીરૂપ સદ્ગુણનું વર્ણન કરવું. જો તેને સદ્ગુણ પર પ્રેમ

થયો તો તેના પ્રતિપક્ષીરૂપ દુર્ગુણપર અરૂચિ થવાની, અને તેનો ત્યાગ કરવા તે યથાશક્તિ ઉદ્યમ કરવાનો દરેકના આત્મામા સત્તાએ રહેલા ગુણોનુ તેની આગળ વર્ણન કરવુ એટલે તે સત્તાએ રહેલા ગુણોને પ્રગટાવવા પોતાની શક્તિથી પ્રયત્ન કરવાનો દુર્ગુણોની થતી હાનિપર લક્ષ દેવુ પણ દુર્ગુણધારક આત્માપર મૈત્રીભાવના અને કરૂણાભાવના તથા કેદ્બભાવના ધારણ કરવી

× × × ×

## સ્વાશ્રય.

ગમે તેવા વિપત્તિના સયોગોમા પણ ઉત્સાહ-ધૈર્યથી સ્વાશ્રયી બની આનન્દી રહેવુ એજ ઉચ્ચજીવનનુ કર્તવ્ય છે પોતાના આત્માને શોક, ભય, દીનતા આદિ અશુભ વિચારોથી બધનમા કદી નાખવો ન જોઇએ. ઉંઘ પશ્ચાત્ જાગૃતિ આવે છે તેમજ વિપત્તિયો-ઉપસર્ગો પશ્ચાત્ પ્રગતિનો માર્ગ ખુલ્લો થાય છે મૂગા મોઢે પોતાનુ શુભ કાર્ય કર્યા કરવુ એજ ફતેહનો મૂળ મત્ર છે વિદ્વાન્ થવુ એ જુદી વાત છે અને ધૈર્યવાન થવુ એ વાત જુદીજ છે વિદ્વાન્ કરતા ધૈર્યવાન આગળ આવે છે મહાત્માઓને સત્યનો પ્રચાર કરતા અને સત્યમા દુનિયાને ચલાવતા અનેક દુખો આવી પડે છે શ્રીમદ્યશોવિજયજીઉપાધ્યાયને સત્યનો ઉપદેશ દેવા અને સત્ય લખતા ઘણુ ખમવુ પડ્યુ છે શ્રીમદ્આત્મારામજી મહારાજને પણ ઘણી ઉપાધિ વેઠવી પડી હતી. તેમજ હાલ પણ તે પ્રમાણે ઉપાધિયો, પરિષહો આવી પડે છે, અને વિચારભેદે અસહિષ્ણુતાથી અનેક મનુષ્યો તરફથી ઘણુ સહેવુ પડે એ બનવા યોગ્ય છે. શ્રીમદ્હેમચન્દ્રાચાર્યે જૈનધર્મનો પ્રચાર કરવા માટે ઘણુ સહ્યુ છે. શ્રીઆનન્દવિમલસૂરિએ ધૈર્ય રાખીને ધર્મનો પ્રચાર કરવા ઘણુ સહ્યુ છે શ્રીસત્યવિજયપન્યાસે ક્રિયોદ્ધાર કરતા ઘણુ સહ્યુ છે શ્રીહરિભદ્રસૂરિ મહારાજે પણ ધર્મનો ઉપદેશ દેતા ઘણુ સહ્યુ છે શ્રીનેમિસાગરજીમહારાજે અને શ્રીરવીસાગરજીમહારાજે શિથિલાચારનો નાશ કરવામા ઘણા પરિષહો સહ્યા છે શ્રીમદ્જિનદત્તસૂરિએ અને શ્રીમદ્દેવચદ્રજીએ પણ ધર્મનો પ્રચાર કરતા ઘણાં દુખો સહ્યા છે કુમારપાલ રાજાએ બાલ્યા

વસ્થામાં અનેક ઉપસર્ગો સહન કર્યા હતા શ્રીમદ્‌જગચ્ચન્દ્રને પણ ઉપાધિયો નડી હતી લેખકો, વક્તાઓ, લડવૈયાઓના શિરે અનેક દુ ખો સહન કરવાના લખાયા છે **પોતાના સદ્વિચારોથી વિરુદ્ધ બોલવાથી આત્માની લઘુતા કરી શકાય છે, અને તેથી પોતાનુ હૃદય પોતાને ડંખે છે.** સદ્વિચારો ફેલાવતા વિપત્તિયો વેઠવી પડે તે સારી પણ અસદ્‌વિચારોવી માન થાય તે ખોટુ પોતાના કર્તવ્યમા ધૈર્ય ખંત અને ઉત્સાહ રાખીને આગળનો માર્ગ ખુલ્લો કરવાનો છે

× × × ×

આર્યાવર્તમા શ્રીમહાવીરપ્રભુએ જૈનધર્મના બીજો વાવ્યા છે, તેનો કદી નાશ થનાર નથી શાન્તિના જમાનામા તેનો ફેલાવો ઘણો થનાનો છે શ્રીમહાવીરપ્રભુનો ઉપદેશ આખી દુનિયાના ભલા માટે છે શ્રીમહાવીરપ્રભુના આગમોનુ મનુષ્યો વાચન કરે અને પરિપૂર્ણ મનન કરે, તો તેમાથી તેઓ પોતાની ઉન્નતિનો ખરેખરો માર્ગ શોધી કાઢે શ્રીમહાવીરપ્રભુની વાણીમા સત્યનો પ્રકાશ પ્રકાશી રહ્યો છે જે લોકોએ શ્રીમહાવીરપ્રભુના સિદ્ધાતોનો વિચાર કર્યો નથી, તેઓ ગમેતેના અભિપ્રાય બાધે તો તેમા તેઓ સત્ય બોલી શકે નહિ આખી દુનિયાને સાત્વગુણી બનાવવા માટે શ્રીવીરપ્રભુના વચનો ઘણા ઉપયોગી છે જે અમને સત્ય લાગે છે તે અમો કહીએ છીએ ઘણા વર્ષપર્યંત જૈનાગમોનુ મનન કરીને આ પ્રમાણે લખવુ પડે છે સાતનયની અપેક્ષાપૂર્વક શ્રીમહાવીરપ્રભુનો ઉપદેશ સમજવામા આવે તો વિશાલ દૃષ્ટિના દ્વાર ખુલ્લા થાય છે એમ લખવામા આવે છે ઘરની બારીના એક કાણામાથી દેખનારને આકાશનો થોડા ભાગ જણાશે સકુચિત દૃષ્ટિવાળા લોકનયની અપેક્ષાએ ધર્મની કુદૃષ્ટય વ્યાખ્યા કરે છે યોગાનમા વા પર્વતનીટોચ ઉપર ઉભા રહીને આકાશને દેખનારાઓ આકાશની મહત્તા કટલી છે તે બરાબર અવબોધી શકે છે તે પ્રમાણે સાતનયોની અપેક્ષા આદિવડે ધર્મનુ સ્વરૂપ જાણનારાઓ પણ ધર્મની મહત્તા અવબોધીને વિશાલ દૃષ્ટિમા આકાશની પેઠે વિ ાાવતા અનુભવી શકે છે શ્રીવીરપ્રભુએ સાતનયોની અપેક્ષાએ વા અસખ્યનયોની અપેક્ષાએ ધર્મની વ્યાખ્યા સમજાવીને દુનિયાને ઉચ્ચ મુક્ત કરવા અમૂલ્ય ઉપદેશ આપ્યો છે હે વીરપ્રભો ! ! ! મને જે કઇ સત્ય

થયો તો તેના પ્રતિપક્ષીરૂપ દુર્ગુણપર અરુચિ થવાની, અને તેનો ત્યાગ કરવા તે યથાશક્તિ ઉદ્યમ કરવાનો દરેકના આત્મામાં સત્તાએ રહેલા ગુણોનું તેની આગળ વર્ણન કરવું એટલે તે સત્તાએ રહેલા ગુણોને પ્રગટાવવા પોતાની શક્તિથી પ્રયત્ન કરવાનો દુર્ગુણોની થતી હાનિપર લક્ષ દેવું પણ દુર્ગુણધારક આત્માપર મૈત્રીભાવના અને કરુણાભાવના તથા કુટુંબભાવના ધારણ કરવી

× × × ×

## સ્વાશ્રય.

ગમે તેવા વિપત્તિના સંયોગોમાં પણ ઉત્સાહ-ધૈર્યથી સ્વાશ્રયી બની આનન્દી રહેવું એજ ઉન્નત જીવનનું કર્તવ્ય છે પોતાના આત્માને શોક, ભય, દીનતા આદિ અશુભ વિચારોથી બન્ધનમાં કદી નાખવો ન જોઇએ. દુઃખ પશ્ચાત્ જાગૃતિ આવે છે તેમજ વિપત્તિયો-ઉપસર્ગો પશ્ચાત્ પ્રગતિનો માર્ગ ખુલ્લો થાય છે મૂંગા મોઢે પોતાનું શુભ કાર્ય કર્યા કરવું એજ કૃતેહનો મૂલ મન્ત્ર છે વિદ્વાન્ થવું એ જુદી વાત છે અને ધૈર્યવાન થવું એ વાત જુદીજ છે વિદ્વાન્ કરતાં ધૈર્યવાન આગળ આવે છે મહાત્માઓને સત્યનો પ્રચાર કરતાં અને સત્યમાં દુનિયાને ચલાવતાં અનેક દુઃખો આવી પડે છે શ્રીમદ્યશોવિજયજીઉપાધ્યાયને સત્યનો ઉપદેશ દેતાં અને સત્ય લખતાં ઘણું ખમવું પડ્યું છે શ્રીમદ્આનન્દઘનજી મહારાજને પણ ઘણી ઉપાધિ વેઠવી પડી હતી. તેમજ હાલ પણ તે પ્રમાણે ઉપાધિયો, પરિષહો આવી પડે છે, અને વિચારભેદે અસહિષ્ણુતાથી અનેક મનુષ્યો તરફથી ઘણું સહેવું પડે એ બનવા યોગ્ય છે. શ્રીમદ્હેમચન્દ્રાચાર્યે જૈનધર્મનો પ્રચાર કરવા માટે ઘણું સહ્યું છે. શ્રીઆનન્દવિમલસૂરિએ ધૈર્ય રાખીને ધર્મનો પ્રચાર કરવા ઘણું સહ્યું છે શ્રીસત્યવિજયપન્યાસે ક્રિયોદ્ધાર કરતાં ઘણું સહ્યું છે શ્રીહરિભદ્રસૂરિ મહારાજે પણ ધર્મનો ઉપદેશ દેતાં ઘણું સહ્યું છે શ્રીનેમિસાગરજીમહારાજે અને શ્રીરવીસાગરજીમહારાજે શિથિલાચારનો નાશ કરવામાં ઘણા પરિષહો સહ્યા છે શ્રીમદ્જિનદત્તસૂરિએ અને શ્રીમદ્દેવચન્દ્રજીએ જૈન ધર્મનો પ્રચાર કરતાં ઘણાં દુઃખો સહ્યાં છે કુમારપાલ રાજાએ બાલ્યા

કરવી અને નકામી વાર્તામા લક્ષ ન દેવુ શ્રાવકોએ શ્રાવકધર્મ સબધી આગમોમા અને ગ્રન્થોમા જે જે કઇ લખ્યુ હોય તે તે સર્વનુ જ્ઞાન કરવુ જોઇએ શ્રાવકોએ દ્રવ્ય, ક્ષેત્ર, કાલ અને ભાવાનુસારે પોતાના ધર્માચારોમા દૃઢ રહેવુ જોઇએ શ્રાવકના ગુણો એજ પોતાનુ ખરૂ જીવન છે એમ શ્રાવકોએ અવબોધવુ જોઇએ એક શ્રાવક અન્ય શ્રાવકને દેખે અને તેના ઉપર ધર્મરાગ ન પ્રગટે તો સમજવુ કે સમ્યક્ત્વની પ્રાપ્તિ હજી થઇ નથી ગમે તેવા દુ ખ પ્રસગોમા પણ શ્રાવકોએ પોતાના ધર્મનો ત્યાગ કરવો નહિ સાધુઓની ભક્તિ કરવામા શ્રાવકોએ ખામી ન રાખવી જોઇએ શ્રાવકોએ આરના ખીલા જેવુ ન બનવુ જોઇએ સાધુવ્રત અગીકાર કરવાની રૂચિવિના શ્રાવક પોતાના ગુણસ્થાનકમા રહી શકતો નથી શ્રાવકોના ગુણો ધારણ કરનારાઓ જો સાધુ થાય છે તો તેઓ સાધુના વ્રત પરિપાલન કરવા સારી રીતે સમર્થ થઇ શકે છે

× × × ×

## જૈનધર્મ.

આખી દુનિયાના મનુષ્યો, સૂક્ષ્મતત્ત્વો અવબોધવા સમર્થ થવાના નથી વિદ્વાનો તત્ત્વથી બોધ પામીને જૈનધર્મનો સ્વીકાર કરે છે કેટલાક મનુષ્યો સહાય હેતુ કન અવબોધીને જૈનધર્મનો સ્વીકાર કરે છે કેટલાક મનુષ્યોથી કથાનુયોગથી બોધ પામીને જૈનધર્મનો સ્વીકાર કરે છે શાસનના પ્રભાવ આઠ કહ્યા છે તેનુ કારણ પણ મનુષ્યની ભિન્ન ભિન્ન રૂચિના ભેદે અવબોધવુ ભાવહારના અનેક દ્વારોથી લોકો જૈનધર્મને અગીકાર કરી શકે છે માટે કોઇ પણ વ્યાવહારિક ધર્મકારણનો ઉચ્છેદ કરવો નહિ પર્યાસની પરભાવના લેવા આવનારા મનુષ્યો પણ જૈનધર્મ સમ્મુખ થાય છે, એવો અમને અનુભવ છે દુનિયાના સબધે પણ જૈનધર્મ ઉપર ઉપરથી પાળનારાઓ વખત યોગ્ય સામગ્રી પ્રાપ્ત થતા, સમ્યક્ જૈનધર્મની આરાધના લોકો કરી શકે છે દુનિયાના સ્વાર્થે પણ જૈનધર્મ સન્મુખ મનુષ્યોને કરવામા આવે છે તો તેમાતો ઘણો ભાગ માર્ગાનુસારી થઇ જૈનધર્મ પ્રાપ્ત કરે છે કુળની રીતથી પણ જૈનો બનેલા ગુરૂની સગતિ પામી, જૈનધર્મ પાળવા

૫ કોઇના સંબંધી કંઇ ખોટી વાત સાંભળી હોય વા કોઇએ નિન્દા કરી હોય એવું સાંભળ્યું હોય તો જાતે મળીને ખુલાસો કરવો અને તે છતાં નાથો રહે તો મંડલના આગેવાનો પાસે સમાધાન કરાવવું

૬ દ્રવ્ય, ક્ષેત્ર, કાલ અને ભાવાદિ યોગે કોઇ ધાર્મિકકાર્યનો ઉપદેશ દેવાની જરૂર પડે તો મંડલના સર્વસાધુઓએ એકીઅવાજે ધાર્મિકકાર્ય ના ઉપદેશનું કાર્ય ઉપાડી લેવું, અને તે વખતે ધારેલ કાર્યની સિદ્ધિ કરવી

૭ જે જે ગચ્છના સાધુઓ શ્રીજૈનધર્મની સેવા માટે ખાસ સાધુ મંડળમાં દાખલ થાય તેઓને પોતાના આત્મસમાન લેખવા.

૮ ગચ્છભેદના મતવ્યમાં સહિષ્ણુતા ધારણ કરીને ઉદારદષ્ટિથી કામ લેવું અને જૈનધર્મથી વિરુદ્ધ પન્થ કોઇ નવો ઉભો થાય તો તેના સામા નીતિપૂર્વક ઉભા રહી, જૈનધર્મના સત્ય વિચારોનો ફેલાવો કરવો

૯ જમાનાને અનુસરી અન્યધર્મીઓની પેઠે જૈનધર્મનો અને જૈનોની સંખ્યાનો વધારો થાય તેવા ઉપાયો ગ્રહણ કરવા વર્ષે વા બે વર્ષે સાધુ મંડલના સર્વસાધુઓએ ભેગા થઇ વિચાર ચલાવવો અને બહુમતિથી કાર્ય કરવાનો નિશ્ચય કરવો વિચારભેદે ખટપટની લડી મરવું નહિ

૧૦ જમાનાને અનુસરી સાધુની સંખ્યામાં વધારો થાય તેવા ચાપતા ઉપાયો લેવા

૧૧ કોઇના શિષ્યસાધુને કોઇએ લેઇ લેવો નહિ અને તેમજ કોઇ સાધુને તેના ગુરુની આજ્ઞા વિના પોતાની પાસે રાખવો નહિ

× × × ×

## જૈનપ્રગતિ.

ઉન્નતિ અર્થે દરેક મનુષ્યો બોલે છે, પરન્તુ ઉન્નતિના હેતુઓને આચારમાં મૂક્યા વિના ઉન્નતિ થવાની નથી જૈનોમાં ઉન્નતિ માટે અનેક મનુષ્યો બોલે છે અને લેખે બખીા બહાર પાડે છે, પણ ઉન્નતિ કરનારાઓને પોતાનામાં જે ગુણો પ્રગટાવવા જોઇએ તે ઉપર તેઓનું લક્ષ ખેંચાતું નથી

જૈનોએ ઉન્નતિ અર્થે નીચે પ્રમાણે પ્રથમ પોતાનામાં સદ્ગુણો ખીલવવા જોઇએ

સમર્થ થાય છે કોઇ પણ લાલચની અપેક્ષાએ જૈનધર્મમા દાખલ થનારાઓ ગુરૂઆદિ સામગ્રી પામીને જૈનધર્મની પ્રાપ્તિ કરી શકે છે સામાન્યત જૈન ધર્મ પર રાગધારણ કરનારાઓ પણ આ ભવમા વા પરભવમા જૈનધર્મની સમ્મુખ થઇ શકે છે, અને પોતાના આત્માની ઉન્નતિ કરી શકે છે બાહ્ય વસ્તુઓની ઇચ્છાઓ સફલ કરવા માટે પણ જે મનુષ્યો સરોવર પ્રતિ ગમન કરે છે તેની પેઠે જૈન બને છે, તેમના હૃદયની પરામા જૈનધર્મના આચારનો વાસ થાય છે એમ તે રીતે પણ મનુષ્યોને જૈનધર્મમા સ્થિર કરવા કરેલા ઉપાયો કરવામા ધર્મની નિર્જરા થાય છે એમ જૈનોએ અવબોધવુ એક મનુષ્યને જૈન બનાવનારી ચૌદરાજલોકના જીવોને અભયદાન આપી શકાય છે જૈન થએલ મનુષ્ય ચૌદરાજલોકમા રહેલા જીવોની દયા કરવાની ભાવના ભાવે છે, અને યથાશક્તિ જીવોની રક્ષા કરવા પ્રયત્ન કરે છે જૈન થએલો મનુષ્ય કોઇનું અશુભ કરવા ઇચ્છા કરતો નથી જૈનોની સેવા ચાકરી કરવાથી જિનદેવની આરાધના જેટલુ ફળ મળી શકે છે સાધુઓને અનેક પ્રકારની મદદ કરીને જૈનધર્મમા સ્થિર કરવાથી જિનદેવની આરાધનાનુ ફળ પ્રાપ્ત થાય છે

× × × ×

## જૈનસાધુ

જૈન સાધુઓનુ નીચેના નિયમોથી એક મંડલ થાય તો જૈનધર્મની રક્ષા અને જૈનધર્મનો ઉદય કરી શકાય

૧ જૈન સાધુ મડલમા દાખલ થનારે કોઇ ગચ્છોની લડાઇઓથી ક્લેશ કરવા તૈયાર થવુ નહીં

૨ મડલમા દાખલ થએલા સાધુઓને યથાશક્તિ ધર્મકાર્યમાં મદદ કરવી

૩ મડલમા દાખલ થએલા સાધુઓને મડલની પ્રીતિ હોય તો તે જાણવી

૪ અને તે ગચ્છનો સાધુ મડલમા દાખલ થાય તેમાં શરત એટલી કે તેણે સાધુમડલના નિયમોનું ઉલ્લઘન ન કરવુ

સુવિહિતઆચાર્યની આજ્ઞા પ્રમાણે ચાલનારપ્રવર્તિનીની આજ્ઞામાં નથી તે ગચ્છમાં ગણાય નહિ

એમ્બો જે સાધુ હોય છે તે પોતાની સ્વચ્છન્દતા પ્રમાણે ચાલે છે તે દ્રવ્ય, ક્ષેત્ર, કાલ અને ભાવને ઓળખી શકતા નથી જે સાધુઓ તુચ્છપ્રકૃતિવાળા હોય છે અને જે આજ્ઞાભ્રષ્ટ હોય છે તે સાધુઓ એકલા વિચરે છે જે સાધુઓ સંયમરૂપ પ્રાણની રક્ષા કરવા ધારે છે તે એકલા વિચરી શકતા નથી એકલો વિચનાર સાધુ પ્રાય સાધુધર્મની ક્રિયા કરવામાં પ્રમાદી બની જાય છે અને તે બ્રહ્મચર્યની નવવાડ પાળવા શક્તિમાન્ થતો નથી એકલવિહારી સાધુઓની પ્રકૃતિ ગરમ થઇ જાય છે અને તે કોઇનું કહ્યું સાખી શક્તા નથી એકલવિહારી સાધુમાં પ્રાય બ્રહ્મચર્ય પણ રહી શકતું નથી એકલવિહારી સાધુઓ આગમોનો અભ્યાસ કરી શકતા નથી અને તેઓ આગમોમાં દક્ષત્વ પ્રાપ્ત કરી શકતા નથી એકલવિહારી સાધુ પોતાના આત્માનું કલ્યાણ કરવા સમર્થ થઇ શકતો નથી એકલવિહારી સાધુ પોતાના ગચ્છની ક્રિયાઓનો સુગમ પૂર્વક અનુભવ પ્રાપ્ત કરી શકતો નથી ગુરૂકુળવાસમાં રહેનારા સાધુઓમાં સ્થિરતા વગેરે શુભ ગુણો ઉપજે છે એકલવિહારી સાધુ પોતાનો બચાવ કરવા પ્રાય ઉત્સૂત્રપ્રરૂપણા કરવા પ્રયત્ન કરે છે અને પોતાના દૂષણો ઢાકવામાટે અન્ય સાધુઓના છિદ્ર કાઢે છે એકલવિહારી સાધુ પોતાનામાં અવગુણો પ્રગટાવે છે ઉપદેશમાળામાં એકલવિહારનો નિષેધ કર્યો છે રાગ દ્વેષની પરિણતિ ટળે તેમ ગુરૂની આજ્ઞા પૂર્વક વિહાર કરવો એ ઉત્સર્ગમાર્ગ છે

× × × ×

## જૈન સાધુભક્તિ.

સાધુઓની ઉપાસના કરનારાઓએ સાધુને પ્રથમ તો પ્રેમલક્ષણા ભક્તિથી ભજવા જોઇએ સાધુઓની નિન્દા કદાપિ પોતાના મુખથી ન થાય એવો ઉપયોગ રાખવો જોઇએ. સાધુઓની મન વચન અને કાયાથી આશાતના ન થાય તેવી રીતે વર્તવું જોઇએ વિનય અને બહુમાનથી સાધુઓને સેવવા જોઇએ સાધુઓએ ઉપદેશવધર્મ દેશના તરફ લક્ષ રાખવું જોઇએ.

૧ વ્યાવહારિક તથા ધાર્મિક કેળવણી માટે તન, મન, વાણી અને ધન ભોગ આપવો

૨ આપણા અભી ધારણ કરીને દરેકની ઉન્નતિ સદવી અને પ્રેમ મન રાખી સામાન્ય તકરારોની ઉપેક્ષા કરવી

૩ સામાજિક કુરિવાજોની ઉદ્દીરણા થાય એવી વ્યક્તિઓને પણ જૈને ઉન્નતિ અર્થે પરીહરવી

૪ દરેક જૈનને નાતજાતના ભેદ વિના સાહાય્ય કરવી

૫ જૈનોને મદદ મળે એવા હેતુથી એક જૈનબેંકની સ્થાપના કરવી અને તેમાથી જૈનોને અમુક નિયમો ઘડીને નાણા ધીરવા

૬ સામાન્ય નાત જાત અને સામાન્ય મનજો લડી મરવું નહિ અને જૈનોમા ક્લેશ ન થાય એવા હેતુથી એક સુનેહમંડળ સ્થાપવું જેનુ વજન સર્વે કોમ પર પડે

૭ શારીરિક કેળવણી ખીલવવી અને જૈનોની વસતિ પ્રતિદિન એવા દેશકાલાનુસારે ઉપાયો યોજવા

૮ તીર્થના ઠેકાણે લોકો મેળા થાય ત્યા મહાસભાઓ ભરવી અને જૈનોની ઉન્નતિ અર્થે પ્રયત્ન કરવો

× × × ×

## જૈન સાધુવિહાર.

આગમોમા સાધુને એકાકીવિહારનો નિષેધ કર્યો છે

જે સાધુ એકલો વિહાર કરે છે તેને ચરિત્રની આરાધના નથી

पढमो गीयत्थविहारो बीओ गीयत्थनिस्सिओ भणियो ।
इत्तो तइयविहारो, नाणुन्नाओ जिणवरेहिं ॥ १ ॥

પ્રથમ ગીતાર્થનો વિહાર છે બીજો ગીતાર્થ નિશ્રિત વિહાર છે ગીતાર્થ અને ગીતાર્થનિશ્રા વિનાના વિહારની ભગવાને અનુજ્ઞા આપી નથી ગીતાર્થની નિશ્રા વિનાના અગીતાર્થ સાધુઓના સમુદાયનો વિહાર પણ ગણાય નહિ જે સાધુઓ ગીતાર્થની આજ્ઞામા નથી અને જે

૧૧ જૈનોમા પ્રેમપૂર્ણ ભક્તિનો પ્રચાર અને સાધર્મ્યવાત્સલ્યનો ઉચ્ચાશયથી પ્રચાર કરવા ઉપદેશ દેવો

× × × ×

૧ અન્ય દર્શનીઓમા જૈનધર્મના સદ્વિચારોનો ફેલાવો કરવા ઉપદેશાદિ દ્વારા પ્રયત્ન કરવો વિશેષ લક્ષ દેવુ

૨ અન્ય દર્શનીઓને જૈનધર્મ પ્રતિ શ્રદ્ધારુચિ ઉત્પન્ન થાય એવા વાર્તમાનિક સંયોગોના આધારે ઘટતા ઉપાયોની યોજના કરવી

૩ અન્ય દર્શન અને જૈનદર્શન એ બેનો મુકાબલો કરવાની મનુષ્યોમા શક્તિ ખીલવવાના ઉપાયો યોજવા અને તેમા જૈનદર્શનના તત્ત્વોની સ્યાદ્વાદદૃષ્ટિએ લોકોને ઉચ્ચતા અવબોધાય એવો માર્ગ અગીકાર કરવો

૪ જૈનોને અન્ય દર્શનના તત્ત્વોની ઘણી માહીતી આપવી અને જૈનોને સ્વદર્શન તત્ત્વોની માહીતી પહેલા આપવી પ્રથમ જૈનતત્ત્વોના સંસ્કારો મળ્યા બાદ અન્યદર્શનીય તત્ત્વોના સંસ્કારો પ્રાપ્ત કરવાથી અને પશ્ચાત્ વિવેકજ્ઞાન થવાથી સમ્યક્ત્વ દર્શનની પ્રાપ્તિમા હાનિ આવતી નથી

૫ જૈનોમા આત્મબળ ખીલે એવા જે જે ઉપાયો વર્તમાનમા ખીલવવા લાયક હોય તે ખીલવવા

૬ જૈનોમા ધર્મતત્ત્વનો અપૂર્વ રસ રેડવો અને તેવો ઉત્તમ ધાર્મિક રસ રેડનારા મુનિવરોને તૈયાર કરવા અને તેઓ આત્મભોગ આપવો

૭ દરેક જૈનોમાં ધર્મભાવનાથી ઉત્તમ ધાર્મિક કાર્યો થાય એવી ધાર્મિક ઉપદેશશ્રેણિને યોજવી અને તે આગમોથી અવિરુદ્ધ એવી ઉપદેશ શ્રેણિની યોજના કરવી

સાધુઓની વેયાવચ્ચમા પોતાની મુક્તિ છે એમ વિશ્વાસ ધારણ કરવો જોઇએ સાધુઓના વચનોની અપેક્ષા જાણવી જોઇએ સાધુઓને ચારિત્ર પાળવામા ઉત્સાહ પ્રગટે એવી રીતની સ્તુતિ કરવી જોઇએ પોતા સાધુઓને સાહાય્ય આપીને તેમને ધર્મમા સ્થિર કરવા જોઇએ સાધુઓ ઉપરથી શ્રદ્ધા ભક્તિ ઉડે એવો ઉપદેશ દેનાર મનુષ્યોના વચન ઉપર વિશ્વાસ ન કરવો જોઇએ અમુક સાધુનુ વિપરીતાચરણ દેખી સર્વ સાધુપરથી પ્રેમ ન ઉતારવો જોઇએ સાધુઓને વિપત્તિના સમયમા સાહાય્ય આપવી સાધુઓની કોઇ નિન્દા હેલના કરે તો તેનો પરિહાર કરવો સાધુઓના ગુણોની સર્વત્ર પ્રશંસા કરવી

× × × ×

## શ્રાવકોને ઉપદેશ.

૧ શ્રાવકોએ સાધુઓ પ્રતિ કેવી રીતે વર્તવુ જોઇએ તેનો સમ્યગ્ બોધ દેવાની જરૂર છે

૨ શ્રાવકોના આચારો કેવા પ્રકારના છે તેનુ દ્રવ્યક્ષેત્રકાલ ભાવ પ્રમાણે સ્વરૂપ જણાવવાની જરૂર છે

૩ શ્રાવક વર્ગમા સંપ વધે એવા ઉપદેશકો સમ્યગ્ ઉપદેશ જણાવવા

૪ શ્રાવકોને તન-મન વાણી અને ધનથી જૈનશાસનોન્નતિમા આત્મભોગ આપવાની જરૂર છે તે પ્રમાણે ઉપદેશ દેવાની આવશ્યકતા છે

૫ શ્રાવકોને ચાર પ્રકારના અનુયોગનો ઉપદેશ દેવાની જરૂર છે

૬ શ્રાવકોએ સાગ-ઠ અને સંઘપતિ કેવી રીતે કેવા વિચારોથી વર્તવુ જોઇએ તેનો બોધ આપીને ક્ષેત્રમર્યાદિ યોગ ઉન્નતિમા યોગ્ય સુધારાનો પ્રયત્ન કરવો

૭ શ્રાવકોને નીતિના માર્ગપર વિશેષત ચલાવવા ઉપદેશ દેવો

૮ વ્યાવહારિક અને ધાર્મિક જીવનને દ્રવ્યક્ષેત્રકાલ અને ભાવ પ્રમાણે કેવી રીતે ગાળવુ તેનો શ્રાવકોને ઉપદેશ દેવો

૯ નિ કામ બુદ્ધિથી સેવાધર્મ કરવાનો ઉપદેશ શ્રાવકોને આપવાની જરૂર છે

૧૦ જૈનોની વૃદ્ધિના ઉપાયોનો બોધ આપવો

રહે એવી પ્રેરણાને અનુમોદન આપે એવો ઉપદેશ આપવો જોઇએ ગચ્છના અધિપતિયોએ પોતાનો ગચ્છગુણોનકે શોભે તેવા વિચારોને કરવા જોઇએ અને વિચારોને આચારમા મૂકી બતાવવા જોઇએ ગચ્છના અધિપતિયોએ ગચ્છને બગાડનાર સાધુઓને દૂર કરવા જોઇએ ગચ્છના અધિપતિયોએ જૈનાગમોનુ જ્ઞાન ગચ્છમા પ્રવર્તાવવુ જોઇએ ગચ્છના અધિપતિયોએ સાધુઓમા અને સાધ્વીઓમા વૈરાગ્ય, જ્ઞાન અને ધ્યાન વધે એવા નિયમો વધારવા જોઇએ ગચ્છના અધિપતિયોએ સાધુઓમા શુદ્ધ ચારિત્ર્ય વધે અને પોતાની આજ્ઞામા રહે એમ પ્રવતવુ જોઇએ ગચ્છના અધિપતિયોએ પોતાની પાટ પર ગીતાર્થ સાધુને બેસાડવા જોઇએ

× × × ×

## જૈન ગચ્છ.

જે સાધુ ગચ્છમા રહેતો નથી અને ગુરૂની આજ્ઞા પ્રમાણે ધર્મમા પ્રવૃત્તિ કરતો નથી તેવા સાધુને ગચ્છની બહાર કરવો એક સડેલ પાન જેમ અન્ય સડેલ પાનને બગાડે છે, તેમ એક ભ્રષ્ટ થએલ સાધુ અન્ય સાધુઓને બગાડે છે, માટે તેવા સાધુને ગચ્છની બહાર કરવો જોઇએ ગચ્છના સાધુઓ અને સાધ્વીઓ ઉપર ગચ્છના અધિપતિયોએ દાબ રાખવો જોઇએ ગચ્છના સાધુઓમા પ્રેમ અને વૈરાગ્ય વધે એવા ઉપાયો પ્રવર્તાવવા જોઇએ ગચ્છના સાધુઓને ચારિત્ર પાળવા માટે ગચ્છાધિપતિયોએ સાહાય્ય આપવી જોઇએ ગચ્છના સાધુઓને વિનય વૈયાવચ્ચ આદિ ગુણોનો બોધ આપવો જોઇએ ગચ્છના અધિપતિયોએ દરેક સાધુને પોતાના અધિકાર પ્રમાણે ધર્મમા પ્રવર્તાવવા જોઇએ ગચ્છના અધિપતિયોએ આગમોના પઠન-પાઠન અને જ્ઞાન ચર્ચામા જીવન વ્યતીત કરવુ જોઇએ અગીતાર્થ સાધુઓએ ગચ્છની નિશ્રાએ રહેવુ જોઇએ

ગીતાર્થ વચનથી હલાહલ વિષ પીવુ જોઇએ અને અગીતાર્થ વચનથી અમૃત પણ ન પીવુ જોઇએ ગચ્છના અધિપતિ ગીતાર્થે પોતાના ગચ્છમા સદ્વિચારોને અને સદાચારોને ફેલાવવા જોઇએ ગચ્છના અધિપતિ ગીતાર્થની આજ્ઞા પ્રમાણેજ પ્રવર્તવુ જોઇએ સામાન્ય સાધુઓએ ગીતાર્થની આજ્ઞામા

સાધુઓમાં ધાર્મિકપ્રવૃત્તિનો ઉત્સાહ ફેલાવવાની ઘણી જરૂર છે ધાર્મિકપ્રવૃત્તિ વિના ધાર્મિક નિવૃત્તિની રક્ષા થઇ શકે તેમ નથી, વાડ વિના ક્ષેત્રનું વા વૃક્ષનું રક્ષણ થઇ શકતું નથી ધાર્મિક પ્રવૃત્તિ વિના નિવૃત્તિ કોઇ કાલ રક્ષણ કરી શકાય નહિ અને તે માટે વ્યાવહારિક ધર્મમાર્ગની આવશ્યકતા છે રાજ્યનું રક્ષણ કરવા સેનાની જરૂર પડે છે, તદ્વત્ નિવૃત્તિ ધર્મ માર્ગનું રક્ષણ કરવા પ્રવૃત્તિરૂપ ધર્મની આવશ્યકતા સિદ્ધ ઠરે છે જે ધર્મમાં પ્રવૃત્તિધર્મની ગૌણતા થતી જાય છે તે ધર્મની દુનિયામાં મન્દતા-ક્ષીણતા થતી જાય છે જૈન સાધુઓમાં ધાર્મિક ઉપદેશાદિ પ્રવૃત્તિનો ઉત્સાહ ફેલાવીને જૈનોમાં આવશ્યક નિવૃત્તિનું રક્ષણ કરવાની યોજનાના ઉપાયો યોજવાની જરૂર તરફ ખાસ લક્ષ આપે એમ ચળવળ થવી જોઇએ નિવૃત્તિમાર્ગના ઉપાસકોમાં પણ ધાર્મિક પ્રવૃત્તિની દેશકાલાદિકની અપેક્ષાએ જરૂર છે એવા વિચારો ફેલાવવા જોઇએ નિવૃત્તિના ઉપાયભૂત પ્રવૃત્તિ છે અને તેની આવશ્યકતા દ્રવ્યાદિકની અપેક્ષાએ પ્રત્યેક સાધુને અવબોધાય એવી ઉપદેશપ્રવૃત્તિ કરવાની જરૂર છે મગજ સ્થિર રાખીને ધાર્મિક કાર્યો કરવાની શક્તિને પ્રાપ્ત કરે એવા મુનિવરો તથા ગૃહસ્થોને પકવવા અને તેઓ આત્મભોગ આપવો

× × × ×

## ગચ્છાધિપતિની ફરજ.

ગચ્છના અધિપતિઓએ પોતાના સાધુઓમાં અને સાધ્વીઓમાં શિથિલતા ન આવી જાય અને તેઓ સદાકાલ ધર્મમાં તત્પર રહે એવા ઉપદેશાદિ ઉપાયો કરવા જોઇએ ગચ્છના અધિપતિઓએ સાધુઓમાં સ્વચ્છન્દતા ન પેસે એવા ઉપાયો યોજવા જોઇએ ગચ્છના અધિપતિઓએ પચાચાર પાળીને અન્યોને પંચાચાર પળાવવા જોઇએ ગચ્છના અધિપતિઓએ સારણા-વારણા આદિથી સ્વગચ્છીય સાધુઓનું કલ્યાણ કરવું જોઇએ ગચ્છના અધિપતિઓએ ગચ્છનું સંરક્ષણ કરવાનો અનુભવ પ્રાપ્ત કરવો જોઇએ ગચ્છના અધિપતિઓએ વ્યવહારથી એક આંખ ચન્દ્ર જેવી રાખવી જોઇએ અને એક આંખ સૂર્ય જેવી રાખવી જોઇએ પોતાના ગચ્છના અગ્રગણ્ય શ્રાવકોને ગચ્છ સબંધી માહીતી આપવી જોઇએ અને ગચ્છના આચારોમાં સાધુઓ તત્પર

આચાર્યે પોતાના ગચ્છના સાધુઓને દરરોજ પ્રસંગોપાત્ત હિતોપદેશ આપ્યા કરવો અને તેમની સામાન્ય ભૂલોને પણ દૂર કરવા પ્રયત્ન કરવો અન્ય ગચ્છના સાધુઓના આચારો અને વિચારોનું દરેક ગચ્છના આચાર્યે નિરીક્ષણ કરવું અને પોતાના ગચ્છમાં યોગ્ય સુધારાઓ દાખલ કરવા પોતાના ગચ્છના સાધુઓ અને સાધ્વીઓ કાયોત્સર્ગ વગેરે તે સંબંધી દરરોજ વિચાર કરવો પોતાના ગચ્છના સાધુઓને ધર્મધ્યાનમાં જોડવા અને તેઓનામાં ગુણો વધે એવો માર્ગ અંગીકાર કરવો પોતાના ગચ્છના સાધુઓને ઉપસર્ગ સહેવામાં દૃઢ કરવા અને તેઓ ગુરુની આજ્ઞા પાળે એવો ઉપદેશ દેવો આચાર્યોએ પોતાની પાછળ ગચ્છનો ભાર વહન કરે એવા ખાસ શિષ્યો બનાવવા આચાર્યોએ અન્ય ગચ્છના સાધુને એકદમ પોતાના ગચ્છમાં દાખલ કરવો નહિ ગચ્છના આચાર્યોએ ગુરુકુળો અને પાઠશાળાઓને સાહાય્ય આપવી અને નવા સાધુઓ ઉભા કરી શકાય એવા ઉપાયો યોજવા

× × × ×

## જૈન પ્રગતિ.

પોતાના દેશની, પોતાની કોમની અને પોતાના ધર્મની સેવા કરવા જેઓ ખાસ પ્રેમ રાખે છે તેમનું સત્યની અપેક્ષાએ જીવવું સરળ છે જૈન ધર્મની અને જૈન કોમની સેવામાં જે જૈનો પોતાની શક્તિયો વાપરતા નથી તેઓ ગમે તેટલી બુદ્ધિવાળા અને સત્તાવાળા છતાં ભૂલનારા અને પ્રમાદી છે જૈનશાસનની સેવામાં જે જૈનો પોતાની શક્તિયોનો સદુપયોગ કરે છે તે જૈનો પોતાના દેશની અને પોતાની કોમની સેવા અવશ્ય બજાવે છે જૈન ધર્મની સેવા કરવામાં ક્રોધ, માન માયા, અને લોભ કે જે પ્રશસ્ય થાય છે તેથી પુણ્યબંધ થાય છે અને તેમજ નિર્જરા થાય છે

ધર્મ માની પ્રવૃત્તિ કરવી જોઇએ સેનાપતિ જે હુકમ કરે તે પ્રમાણે સૈનિકોએ ચાલવું જોઇએ તે પ્રમાણે સામાન્ય સાધુઓએ પણ ગીતાર્થની આજ્ઞા પ્રમાણે ચાલવું જોઇએ

× ×

ગચ્છના સાધુઓએ ગીતાર્થની આજ્ઞા પ્રમાણે વર્તવું જે સાધુ પોતાના ગચ્છની આજ્ઞાનું અપમાન કરે છે તે આત્મકલ્યાણ કરી શકતો નથી ગચ્છના અધિપતિની આજ્ઞા પ્રમાણે વર્તવાથી ગચ્છના સાધુઓનું અને સાધ્વીઓનું કલ્યાણ થાય છે જે ગચ્છના સાધુઓ અને સાધ્વીઓ પરસ્પર ક્લેશ કરે છે અને ગાળાગાળી આપે છે તે ગચ્છને ગચ્છ ન કહેવો એમ ગચ્છાચારપયન્નામાં જણાવ્યું છે ગચ્છમાંના સાધુઓ પોતાની સ્વચ્છંદતા પ્રમાણે વર્તે છે તે આરાધક થતા નથી જે ગચ્છના સાધુઓ શાસ્ત્રોનો તિરસ્કાર કરે છે તે ગચ્છને કુગચ્છ કહેવો જે સાધુઓ ગચ્છના કાયદા પ્રમાણે ચાલી શકતા નથી તેઓ ગચ્છનો નાશ કરીને હીલના કરે છે. ગચ્છમાં રહેનારા સાધુઓએ ક્ષાન્ત્યાદિક દશ પ્રકારનો ધર્મ પાળવો જોઇએ ગચ્છમાં રહેનારા સાધુઓએ ગુરુની આજ્ઞા પ્રમાણે વર્તવા સદાકાલ લક્ષ રાખવું ગચ્છમાં રહેનારા સાધુઓએ કદિ ગુરુના સામું બોલવું નહિ ગચ્છમાં રહેનારા સાધુઓએ ગચ્છના કાયદાને માન આપીને વર્તવું આચાર્ય, ઉપાધ્યાય, સ્થવિર, રત્ન, ગણિ એ પાંચ વડે ગચ્છ શોભી શકે છે જે ગચ્છના સાધુઓ પોતાના ગુરુની નિન્દા કરે છે તેઓ ભૂંડા કરતાં પણ નીચ જાણવા. ગચ્છમાં રહેનારા સાધુઓએ કોઇની નામ લેઇને નિન્દા કરવી નહિ ગચ્છમાં રહેનારા સાધુઓએ કોઇની સાથે ક્લેશ કરવો નહિ ગચ્છમાં રહેનારા સાધુઓએ ગચ્છના અધિપતિના સદાકાલ તાબે રહેવું ગચ્છમાં રહેનારા સાધુઓએ સાધુઓના આચારો પાળવા સદાકાલ ઉપયોગી રહેવું

× × × ×

## ગૃહસ્થ જૈનોએ ધાર્મિક અભ્યાસ કરવો જોઇએ.

ગૃહસ્થ જૈનો, જૈનધર્મનો પરિપૂર્ણ અભ્યાસ,વિના પોતાના ધર્મની મહત્તા સમજી શકે નહિ એમ બનવા યોગ્ય છે હાલમા જૈનધર્મગુરુસાધુઓ ગામો ગામ વિહાર કરે છે પણ દરેક ગામના સર્વ જૈનો પોતાના ગામમા આવનાર સાધુ પાસે આવી શકતા નથી એમ સ્વાનુભવથી કહેવુ પડે છે જૈનોમા ધાર્મિકરાગ ઉત્સાહ, સાધુ સમાગમની ઇચ્છા અને સાધુપ્રતિ પોતાની ફરજ વગેરેની ખામીયો દૃષ્ટિગોચર થાય છે પોતાના ધર્મગુરૂઓ પર રાગ અને બહુમાન વિના કોઇ ધર્મની કોમ દુનિયામા પ્રગતિના માર્ગમા આગળ પડતો ભાગ લેઇ શકતી નથી ગૃહસ્થ જૈનો પોતાના ધર્મગુરૂસાધુઓના આદરસત્કાર અને તેમની સેવામા પાછળ પડશે તો પોતાની અસ્તિત્વ ઉપર કુહાડો મારશે અને એના ફળ પોતાને ભોગવવા પડશે ખ્રીસ્તિયો પોતાના ધર્મગુરૂઓનો આદરસત્કાર અને તેમની સેવા કરે છે તેવી ખ્રીસ્તિયોની બાહ્યોન્નતિમા પણ હાલ વૃદ્ધિ દેખાય છે પોતાના ધર્મગુરુનો આદરસત્કાર અને બહુમાન કરવુ એ પોતાના આ રસત્કાર અને બહુમાન બરોબર છે પોતાના ધર્મગુરૂનું રક્ષણ, અસ્તિત્વ, એજ પોતાનુ અને ધર્મનુ રક્ષણ છે એમ દરેક જૈને સમજવુ જોઇએ પોતાના ધર્મગુરૂનુ બહુમાન કરવાથી આત્મભોગી એવા ધર્મગુરૂઓ ઉત્પન્ન કરી શકાય છે પોતાના ધર્મગુરુનો તિરસ્કાર એજ પોતાનો તિરસ્કાર છે એમ દરેક જૈને સમજવુ જોઇએ ત્યાગી એના અને દેશકાલાદિના અનુસારે પચમહાવ્રત પાળનારા સાધુઓ વિના ધર્મનો ફેલાવો થતો નથી ધર્મનુ રક્ષણ કરવુ અને ધર્મગુરૂઓનુ અસ્તિત્વ કાયમ રાખવુ એ કાર્ય, આચાર્યોએ અને ઉપાધ્યાયો વગેરેએ સારી રીતે બજાવવુ જોઇએ ધર્મનુ નામ ધરાવનારા અને ધર્મગુરૂઓના નિન્દક, નાસ્તિક એવા નામધારી જૈનોથી જૈન ધર્મ પ્રવર્તતો નથી ધર્મગુરૂઓના પ્રતિપક્ષી અને ત્યાગી સાધુગુરૂઓનુ ઉત્થાપન કરનારા શાસનદ્રોહી નામધારી જૈનો સામે પોતાનુ બળ ટકાવી રાખવા અને સાધુઓની સેવાભક્તિ કરવા વર્તમાનમા વિદ્યમાન એવા ગીતાર્થ ધર્મગુરૂઓએ ક્ષેત્રકાલાનુસારે જમાનાને અનુસરી ચાપતા ઉપાયો લેઇ સાધુવર્ગનું રક્ષણ કરવુ

## જૈનધર્મપ્રચારોપાય.

દરેક જૈનના હૃદયમા ધાર્મિક જુસ્સો પ્રજ્વલિત રહેતોજ જૈન કોમ દુનિયામા અન્ય કોમની હરિફાઈમા પોતાનું અસ્તિત્વ ટકાવી શકે મુસલમાનોમા ધર્મનો જુસ્સો છે પણ તેઓએ જમાનાને અનુસરી ઉન્નતિના સુધારા વધારા કર્યા નહિ, તેથી તુર્કસ્તાનનું રાજ્ય પોતાનું બળ બાલ્કનના રાજ્યોના સામુ ટકાવી શક્યુ નહિ જૈનોમા ધાર્મિક જુસ્સો એવી ઉત્તમ રીતે હંમેશ પ્રજ્વલિત રહેવો જોઈએ કે જેથી ધર્મજુસ્સાની ભાવનાના બળ વડે આખી જૈનકોમ ઉભી રહી શકે અને સ્વકોમ અને ધર્મના અસ્તિત્વ માટે ધર્માભિમાન ધારણ કરી ગમે તેવી રીતે આત્મભોગ આપતા ભય હોય નહિ જૈનકોમમા સામાન્ય ધર્મમતભેદ હોવા છતા મૂળ તત્ત્વની અપેક્ષાએ સર્વ જૈનોમા ધર્મની શ્રદ્ધા અને ધર્માભિમાન વધે એવા ઉપાયો લેવામા આવશે તોજ દુનિયામા જૈનકોમનુ અસ્તિત્વ રહી શકે તેમ છે અન્ય ધર્મની કોમો સાથે જમાનાને અનુસરી આગળ રહી શકાય અને પાછળ ન પડી શકાય એવા ગૃહસ્થો માટે ખુલ્લા માર્ગો છે અને ધર્મ ફેલાવવા માટે પણ ખુલ્લા માર્ગો છે તેનો યદિ સ્વીકાર કરવામા નહિ આવે અને ઉન્નતિના ઉપાયો સામે સંકુચિતદૃષ્ટિથી કામ લેવામા આવશે તો જૈનકોમ પોતાનુ ઉદ્ધાર પોતાના હાથે બંધ કરી દેશે જૈનકોમની ઉન્નતિના દરેક ઉપાયો જમાનાને અનુસરી ધર્મશ્રદ્ધા અને આચારમા મૂકવા યોગ્ય હોવા જોઈએ ધર્મની શ્રદ્ધા અને ધર્મના જુસ્સા વિનાના કેળવાયેલા જૈનો પોતાના ધર્મને માટે ઉપેક્ષાબુદ્ધિવાળા થશે અને એવા ઉપેક્ષાબુદ્ધિવાળાઓથી જૈનકોમનુ અસ્તિત્વ રહે નહિ જૈનકોમનુ અસ્તિત્વ અને તેના ઉદયમાટે દરેક જૈનના હાડોહાડમા અને રોમેરોમમા ધર્મનો પ્રજ્વલિત જુસ્સો પ્રગટવો જોઈએ ધર્મની શ્રદ્ધા વિનાનો જૈનકોમમાં રહેલ જૈન તે જૈન નથી કારણ કે તે જૈનધર્મરૂપ મહેલને ઉભો રાખવામા ભાગ આપવાનો નહિ પણ ઉલટુ જૈનધર્મરૂપ મહેલને તોડવામા ગમે તે રીતે તે ભાગી બનવાનો. જૈનધર્મના આચાર્યોએ અને સાધુઓએ જમાનાની હરિફાઈમાં જૈનધર્મ અને જૈનકોમ પોતાનુ બળ ધારણ કરી શકે એવા ઉપાયો લેવા જોઈએ દરેક ગચ્છના સાધુઓ સાથે સંપ રહે તેવી રીતે કરાર કરીને પોતાનુ બળ જમાવવુ જોઈએ ઉપર્યુક્ત ધર્મસેવારૂપ પ્રવૃત્તિમાર્ગ એજ પોતાનો શ્વાસોચ્છ્વાસ સમજવો જોઈએ

* * * *

## જૈનવિષય-સાધુવર્ગ.

સાધુવર્ગ વિના ધર્મનું રક્ષણ થઈ શકતું નથી. સાધુની સંગતિથી ધર્મનો બોધ મળે છે. સાધુના ઉપદેશથી સમ્યક્ત્વની પ્રાપ્તિ થાય છે. સાધુઓથી આગમોનું પઠનપાઠન, સ્મરણ મનન ચાલ્યા કરે છે. સાધુઓના ઉપદેશથી દાન, શીલ, તપ, ભાવરૂપ ચતુર્વિધ ધર્મ વહ્યા કરે છે. સાધુઓના ઉપદેશથી જ્ઞાન, દર્શન, ચારિત્રરૂપ મોક્ષમાર્ગ વહ્યા કરે છે. નહિ બોલનાર એવા સાધુઓથી જે ધર્મની અસર થાય છે, તે વક્તા એવા ગૃહસ્થથી થઈ શકતી નથી. સાધુઓના આચારોમાં અને વિચારોમાં દયાનું તત્ત્વ સદા વહ્યા કરે છે. સાધુઓના આચારમાં સ્વકલ્યાણ અને પરકલ્યાણનું તત્ત્વ રહ્યું છે. કપટરહિત યથાશક્તિ ભગવાનની આજ્ઞા પ્રમાણે સાધુઓનું પ્રવર્તન થાય છે તે મોક્ષમાર્ગમાં સાનુકૂળ પ્રવૃત્તિ છે. **ઉત્તમ સાધુઓની સંગતિથી જે પ્રાપ્ત કરી શકાય છે તે પુસ્તકોથી પ્રાપ્ત કરી શકાતું નથી.** ઉત્તમ સાધુઓની સંગતિથી અધ્યાત્મજ્ઞાન પ્રાપ્ત થાય છે. ઉત્તમ સાધુની સંગતિ ખરેખર ચિન્તામણિની પેઠે દુર્લભ છે. કપટરહિત યથાશક્તિ પ્રવર્તનાર અને સત્યધર્મનો વીતરાગની આજ્ઞાપૂર્વક ઉપદેશ દેનાર સાધુની સંગતિ કરવી.

સાધુવર્ગની ઉન્નતિ, સાધુ ધર્મોન્નતિ કરનાર,
ધર્મ પ્રેમ લઘુતા ધરી, ઉદ્યમ ધરો નિર્ધાર. ૧

ઉદાર દૃષ્ટિ રાખીને, કરી પરસ્પર સાહાય્ય,
સાધુવર્ગની ઉન્નતિ, કરશો ધારી ન્યાય. ૨

હઠ કદાગ્રહ ત્યાગીને, કરી મતાંતર દૂર
ધરી હૃદય મધ્યસ્થતા, સાધુ લહો સુખપૂર. ૩

× × × ×

## જૈન વિષય–આગમો.

પિસ્તાલીશ આગમો, પ્રકરણો અને ધર્મગ્રન્થોની શ્રદ્ધા ધારણ કરવાથી દેવ ગુરૂ ધર્મની શ્રદ્ધા સ્થિર રહે છે જ્ઞાનાદિ ગુણોના ભંડારભૂત પિસ્તાલીશ આગમો વગેરે છે તેનું શ્રવણ, મનન, નિદિધ્યાસન ભક્તિ સેવા કરવાથી શ્રીવીરપ્રભુના સત્યધર્મની પ્રાપ્તિ થાય છે આગમોની શ્રદ્ધામા ધર્મની આરાધનાનો આધાર છે આગમોની શ્રદ્ધાભક્તિથી, આરાધના કરવાથી અને તેમા કથેલા અર્થોનેિ સમ્યગ્ જાણવાથી શ્રુતધર્મ સમ્યક્ત્વ ધર્મ અને ચારિત્ર ધર્મની પ્રાપ્તિ થાય છે આગમો વાચતા, શ્રવણ કરતા અને વિચારતા શકાઓ પડે તે શકાનુ ગીતાર્થો પાસે ગમન કરી સમાધાન કરવુ આગમો અને પૂર્વાચાર્યોએ કહેલા ધર્મ પ્રમાણે હાલના જૈનો નીતિ, પ્રમાણિકતા અને વ્રતોથી વર્તે તો તેઓ દુનિયાનુ જૈનધર્મ પ્રતિ ધ્યાન ખેંચી શકે જૈનાગમોના પ્રકરણો વગેરે અને જ્ઞાન વિનાના જૈનો અને પોતાનામા ગુણો પ્રગટાવવાની પ્રવૃત્તિ વિનાના જૈનો ચિન્તામણિ રત્ન સમાન મનુષ્યજન્મ હારી જાય છે આગમો વગેરેમા કથેલ તત્ત્વોમા શકા પડે તો આગમો પર અશ્રધ્ધા ધારવી નહિ, કારણ કે જે બાબતની શકા પડે છે તે યોગ્ય વય, કાલ અને યોગ્ય જ્ઞાનની પ્રાપ્તી થતા સ્વયમેવ ટળી જાય છે. પૂર્ણ ગીતાર્થોના પાસા સેવીને આગમોમા કહેલી બાબતોનો પરસ્પર સબધ મેળવવો આગમોના પૂર્ણ અભ્યાસીઓનો અનુભવ, આગમની સાખ અને પોતાનો અનુભવ એ ત્રણેની એકતા કરીને સ્યાદ્વાદદર્શનમયિત તત્ત્વોમા પૂર્ણશ્રદ્ધા ધારણ કરવી અને જ્ઞાન, દર્શન, ચારિત્રાદિ પોતાનો શુદ્ધ આત્મિકધર્મ આરાધવા તત્પર થવુ

× × × ×

ભવિષ્યમા સાધુઓની દૃષ્ટિમા હલકા પડે છે જે સાધુઓ અન્ય સાધુઓને પોતાની તરફ પ્રેમથી અને ઉદારભાવથી આકર્ષી શકતા નથી તેઓ અન્ય ધર્મીઓને જૈન બનાવવાને શક્તિમાન્ થતા નથી જે સાધુઓ મતભેદ, સહનશીનતા ધારણ કરીને અન્ય સાધુઓને પૂજ્યબુદ્ધિ, શુદ્ધપ્રેમ અને ધર્મસ્નેહથી પોતાના સમાન ગણે છે, તે સાધુઓ સ્વપરોન્નતિ કલ્યાણ કરવા સમર્થ થાય છે

× × × ×

## ગુણો વિના ફક્ત ક્રિયાપ્રવૃત્તિની કેટલી જરૂર છે.

જૈનધર્મની કેટલીક ક્રિયાઓ કરવામા આવે પણ જૈનધર્મ પ્રમાણે ગુણોને હૃદયમા ન પ્રગટાવવામા આવે તો તેથી ગુણોની ઉત્ક્રાન્તિ થઇ શકતી નથી શ્રાવકમા અને સાધુઓમા દયા, ક્ષમા, વૈરાગ્ય, ગભીરતા, મૈત્રીભાવના, અક્ષુદ્રતા વગેરે ગુણોની ખાસ જરૂર છે પોતાનામા ધર્મીપણુ માની લેઇને અન્ય મનુષ્યોને જ્યા સુધી વિકારની લાગણીથી દેખવામા આવે, ત્યા સુધી જૈનધર્મમા કથેલી દયા પોતાનામા પ્રગટી એમ કદિ ગણી શકાય નહિ અન્ય મનુષ્યોની ભૂલોને ક્ષમા ન આપવામા આવે ત્યા સુધી પોતાના આત્મામા ક્ષમા ગુણ ખરેખરો ઉત્પન્ન થતો નથી મનુષ્ય માત્ર ભૂલને પાત્ર છે એમ દરેક જૈને સમજીને પોતાનામા ગુણો પ્રગટાવવા પ્રયત્ન કરવો એજ મુખ્ય સાધ્યદશા છે પ્રભુપૂજા કરવી, વ્રતપચ્ચખાણ કરવુ, એટલુ કરીને સન્તોષ પકડી બેસી ન રહેવુ જોઇએ પણ ગૃહસ્થ જૈનોએ પોતાનામા મૈત્રી, પ્રમોદ, માધ્યસ્થ, ભક્તિ, ગભીરતા, ક્ષમા, લઘુતા, વૈરાગ્ય, જ્ઞાન વગેરે ગુણો પ્રગટાવવા દરરોજ પ્રયત્ન કરવો જોઇએ પોતાનો આત્મા પોતાનામા પ્રગટેલા ગુણોની સાક્ષી ન આપે, અને અન્ય મનુષ્યો ગમે તેટલી પ્રશસા કરે તેથી ગૃહસ્થ જૈનોએ ભૂલીને ફુલવુ નહિ। અન્ય મનુષ્યોને ધર્મમાર્ગમા આગળ કરતા પાછળ પાડવામા આવે એવો ઇર્ષ્યાભાવ ટાળ્યા વિના જૈનપણુ વિશેષપણે પ્રગટતુ નથી ક્રિયાનુ અજીર્ણ નિન્દા છે। એવુ સમજીને ક્રિયા કરનારા જૈનોએ પોતાની જીભને વશમા રાખવી, અને તેને તરવાર બનાવીને અન્યના પ્રાણ લેવા પ્રયત્ન કરવો નહિ જૈનોએ આત્માના ગુણો પ્રગટાવવા પ્રયત્ન કરવો જોઇએ જૈનકુળમા

## જૈનોની અન્યધર્મીઓ પ્રતિ પ્રીતિ.

જૈનધર્મ પાળનારાઓએ અન્યધર્મી મનુષ્યોને ચ્હાવા જોઈએ અને અન્યધર્મીઓને પ્રેમ ભ્રાતૃભાવ સાહાય્ય વગેરેથી પોતાની તરફ આકર્ષવા જોઈએ ઉદારભાવ, વિશાલદૃષ્ટિ અને સ્વયંસેવકત્વ એ ત્રણ ગુણવી જનો પ્રતિ અને જૈનેતરો પ્રતિ સારી સેવા બજાવી શકાય છે જૈનેતર મનુષ્યોને દૂર વિડારવા નહિ કિંતુ તેઓને બોધિ ના લાભ થાય એવા સાનુકૂળ સંયોગોમાં ચારે તરફથી મૂકવા એજ જૈનધર્મના ફેલાવાના ઉત્તમ ગુણો છે

× × × ×

## એક શહેરમાં અનેક સાધુઓ.

જે શહેરમાં ઘણા સાધુઓ રહે છે અને પરસ્પર ક્રિયામાન્યતા વગેરેમાં ભિન્નભિન્ન વિચારવાળા હોય છે તો જૈનોમાં પરસ્પર સંપથી ધાર્મિક કાર્યો થઈ શકતા નથી ભિન્નભિન્ન ગચ્છ મતભેદવાળા સાધુઓ પરસ્પર એક બીજાના ગુણરાગી પ્રાય અલ્પ હોય છે અને તેથી ઈર્ષ્યા વગેરે દોષોને કેટલાક સાધુઓ સેવીને આત્મિકોન્નતિથી વિમુખ રહે છે અન્ય સાધુઓને નિંદા વગેરેથી નીચા પાડીને જે સાધુ પોતે ઉચ્ચ થવા ઇચ્છે તે ઉચ્ચ થઈ શકે નહિ પરસ્પર સંપીને રહેનારા અને ગુણાનુરાગી ઉદારદિલવાળા આત્માર્થી સાધુઓ ઉચ્ચ થઈ શકે છે, અને તેઓ સમાગમમાં આવનારા સાધુઓને ઉચ્ચ બનાવવા શક્તિમાન થાય છે જે સાધુઓ લોકદૃષ્ટિમાં સામાન્ય ગણાતી એવી બાબતોને મહાન્ રૂપ આપીને સંકુચિતદૃષ્ટિથી અન્ય સાધુઓ વા શ્રાવકો વા અન્યધર્મીઓની સાથે ભેદ ક્લેશની ઉદીરણા થાય એવું રૂપ ગ્રહણ કરે છે તે સાધુઓ જનસંઘની સેવા કરવામાં સમયજ્ઞ-દાક્ષિણ્ય વગેરે ગુણોથી વિમુખ છે જે સાધુઓ ગચ્છભેદે-સંઘાડાભેદે વા અમુક વિચારભેદે એકબીજાની જૈનોન્નતિના કાર્યમાં જુદા રહે છે, તેઓ સંઘોન્નતિના સમર્થ થઈ શકતા નથી જે સાધુઓ પરસ્પર સાધુઓની ઉન્નતિ કરવામાં સ્વપ્રાણ આપી શકતા નથી વિશાલદૃષ્ટિ અને મતભેદસહનતા રાખી શકતા નથી, તેઓ પોતાના હાથે પોતાની અવનતિના ઉપાયો યોજે છે, અને

# संवत् १९७० नी सालना ×विचारो.

સર્વ પ્રકારની શક્તિ પામવાને માટે મન, વચન અને કાયાથી બ્રહ્મચર્યની સંરક્ષા કરવી જોઇએ, અને તેથી શક્તિમાન્ થઇ જગતને ઉપદેશ દેવો જોઇએ વ્યાવહારિક તથા ધાર્મિક કાર્યો કરવાની શક્તિને અર્પનાર બ્રહ્મચર્ય છે મન, તન, વચન એ સર્વનો આધાર બ્રહ્મચર્ય છે ધર્મનો આધાર બ્રહ્મચર્ય છે દેશોન્નતિનો આધાર બ્રહ્મચર્ય પર છે દેવતાઓને વશ્ય કરવાનો ઉપાય બ્રહ્મચર્ય છે પ્રાણવિનિમય, વ્યાખ્યાન આદિ કાર્યોમાં શક્તિ સમર્પનાર બ્રહ્મચર્ય છે બ્રહ્મચર્યથી ધ્યાન અને સમાધિ થઇ શકે છે મન, વાણી અને કાયાનું રક્ષણ કરનાર બ્રહ્મચર્ય છે, ચારિત્ર્યનું રક્ષણ કરનાર બ્રહ્મચર્ય છે દીર્ઘાયુષ્યનું સંરક્ષણ કરનાર બ્રહ્મચર્ય છે અમર યશ અને અમર નામ રખાવનાર બ્રહ્મચર્ય છે સર્વ ગુણોમાં સાગર સમાન બ્રહ્મચર્ય છે દેશની અને સમાજની આબાદી કરનાર બ્રહ્મચર્ય છે પોતાના સત્વને સતત પ્રગટાવનાર બ્રહ્મચર્ય છે મન પ્રભુની એકાગ્રતાપૂર્વક મનની શાંતિ જાળવનાર બ્રહ્મચર્ય છે સર્વેન્દ્રિયોનું આરોગ્યસંરક્ષક બ્રહ્મચર્ય છે શરીર જગતની આબાદી કરનાર બ્રહ્મચર્ય છે ભવિષ્યની પ્રજાને સારા વારસો આપનાર બ્રહ્મચર્ય છે દેશમાં સત્પુરૂષોને ઉત્પન્ન કરનાર બ્રહ્મચર્ય છે દેશમાંથી રોગોને મારી હઠાવીને દેશના મનુષ્યોને બળવાન્ બનાવનાર બ્રહ્મચર્ય છે ઇચ્છિત વસ્તુઓની પ્રાપ્તિ કરાવી આપનાર બ્રહ્મચર્ય છે દેશમાંથી ચોરી, જૂઠ, હિંસા, વ્યભિચાર વગેરે પાપોને હઠાવી દેનાર બ્રહ્મચર્ય છે સંકલ્પ બળની સિદ્ધિ કરનાર બ્રહ્મચર્ય છે પરતંત્રતા, અસંતોષ, ચિન્તા, શોક આદિ સ્વાર્થાદિ દુર્ગુણોને હઠાવીને આત્માને સ્વતંત્ર બનાવનાર બ્રહ્મચર્ય છે

× સંવત્ ૧૯૭૦ ના સાલની ડાયરીમાં જે જે વિચારો લખાયા છે તે અમદાવાદ, પેથાપુર, સાણંદ, [illegible], વિજાપુર, મહુડી, [illegible], પાલનપુર, [illegible], વડનગર, ખેરાળુ, સીપોર, વીસનગર, મહેસાણા, [illegible], આજોલ, [illegible] અને માણસા વગેરે ગામોમાં વિહાર કરતાં લખાયા છે તેમાં માણસાના ચાતુર્માસમાં ઘણા વિચારો લખાયા છે

પ્રત્યેક મનુષ્યના આચારો અને વિચારોમા પરિપૂર્ણ સત્યતા હોય એમ માની લેવુ એમ તો વચનમાત્રથી કહી શકાય છે શ્રી સર્વજ્ઞ વીતરાગ દેવ સિવાય પ્રત્યેક મનુષ્યના વિચારોમા અને આચારોમા સત્યતા ન હોઇ શકે, પરતુ દ્રવ્ય, ક્ષેત્ર, કાલ, ભાવની અપેક્ષાએ અમુકાશે સત્યતા હોઇ શકે એ બનના યોગ્ય છે શ્રીવીતરાગના વચનોની અપેક્ષાએ આ બાબતનો વિચાર કરતા પ્રત્યેક મનુષ્યની દષ્ટિએ સત્ય અને અસત્ય એવા આચારો અને વિચારો મનાય છે, તેમાથી ઘણુ સત્ય તરીકે ગણાય છે અમુક બાબત અમુક દ્રવ્ય, ક્ષેત્ર, કાલ, ભાવથી સત્ય હોય છે, અને તેજ બાબત અમુક દ્રવ્ય, ક્ષેત્ર, કાલ અને ભાવની અસત્ય હોય છે વ્યવહારનયથી અમુક બાબત અમુકરૂપે ગણાય છે, અને તેજ અમુક બાબત નિશ્ચયદષ્ટિથી વિચારીએ તો અમુકરૂપે લાગે છે એક વસ્તુને અનેકદષ્ટિથી અનેકાપેક્ષાઓએ તપાસવાની જરૂર છે પ્રત્યેક મનુષ્યના વિચારો અને આચારોને ભિન્નભિન્ન અપેક્ષાઓએ જાણવા જોઇએ, અને ભિન્ન ભિન્ન દષ્ટિથી દેખીને હેય, જ્ઞેય અને ઉપાદેયબુદ્ધિથી તેનો વિવેક કરવો જોઇએ આવી રીતે વિવેકદષ્ટિથી જે દેખે છે તે કોઇ પણ બાબતપર અમુકારો વિચાર બાધવાને શક્તિમાન્ થાય છે મનુષ્યની જીદગીમા ઉત્તરોત્તર જ્ઞાનાવસ્થા થતા પૂર્વના વિચારો કરતા ઉત્તરના વિચારોમા વિશેષ સત્યતા અનુભવાય છે, પણ વાસ્તવિક દ્રવ્ય, ક્ષેત્ર, કાલ, ભાવની અપેક્ષાએ કહીએ તો જે કાળે જેટલા જ્ઞાને જેટલો નિર્ણય થાય છે, તેટલુ તે કાળે નિર્ણય માટે સત્ય રૂપે તે કાલની અપેક્ષાએ હોય છે, એમ અપેક્ષાએ વિચારીએ તો આખા જગતમા મનુષ્યોના આચારો અને વિચારોમા દ્રવ્ય, ક્ષેત્ર, કાલ અને ભાવની અપેક્ષાએ ઘણુ અવબોધવાનુ મળે, અને ઘણી રીતે અનેક પ્રકારનુ વ્યાવહારિક તથા પારમાર્થિક જ્ઞાન થાય

× × × ×

## સેવા ધર્મ.

પોતાના શરીરાદિની સેવા ગમે તેવી ઉચ્ચ સ્થિતિ થયા છતા કરવી પડે છે, તેથી સ્વાભાવિક રીતે સિદ્ધ થાય છે કે-**परस्परोपग्रहो जीवानाम्** એ સૂત્ર ઘણા મર્મ ઉદ્દેશોથી ગવાયુ છે આત્મજ્ઞાનીઓએ ગમે તેવી નિસ્પૃહ

આત્માને પરમાત્મા બનાવનાર બ્રહ્મચર્ય છે બ્રહ્મચર્ય એ દેવ છે એ દેવ જ્યાં સુધી પોતાની પાસે છે ત્યાં સુધી દુષ્ટ, દુર્જનો, પિશાચો, ભૂતો વગેરેનો ઉપદ્રવ થઈ શકતો નથી બ્રહ્મચર્યરૂપ દેવ પાસેથી જે જે માગવામાં આવે તે મળી શકે છે અમદાવાદ કાર્તિક સુદિ ૧

**શીયે શ્રી સોવન કોડીનુ પ્રત્યાચૈત્ય કરાય હો વિનીત;**
**તેહથી બ્રહ્મવ્રત ધારતાં, અગણિત પુણ્ય સમુદાય હો વિનીત નમો**

બ્રહ્મચર્યની ઉપાસના કરનારે પ્રતિપક્ષી સંયોગોમાં મન અને કાયાને વશ રાખી આત્મશક્તિ ખીલવવી જોઈએ પોતાના સદ્ગુણો તરફ વિશેષ પ્રેમ રાખવો સુખની જુઠી લાલચોએ રૂપ પશુઓને જ્ઞાન હોમમાં હોમી દઈને બ્રહ્મચર્ય દેવની પ્રસન્નતા મેળવવી

સહજ સુખનો માર્ગ ખુલ્લો કરનાર બ્રહ્મચર્ય છે બ્રહ્મચારી સાધુઓ અને સાધ્વીઓની સેવાભક્તિ કરવી બ્રહ્મચર્યનું સંરક્ષણ કરનાર ગુરુકુલ જેવા આશ્રમોની વ્યવસ્થા કરવી જોઈએ સર્વ દુનિયામાં બ્રહ્મચર્યની વૃદ્ધિ થાય એવા મન, વચન, કાયાના ઉપાયો લેવા જોઈએ પ્રવૃત્તિ અને નિવૃત્તિ માર્ગનો મૂળ પાયો બ્રહ્મચર્ય છે તેથી તેની પ્રથમ સંરક્ષા કરવી

× × × ×

દર્શન જ્ઞાનનું પરિપૂર્ણ જ્ઞાન થવાથી વસ્તુધર્મના અનન્ત બોધ અને બોધવાર્તે સમ્યગ્જ્ઞાનની નજરમાં આવી શકાય છે વસ્તુધર્મને પરિપૂર્ણ અવબોધ્યા વિના શ્રદ્ધા અને વિચારોમાં ઘણી બાબતોમાં સંકુચિતતા રહે એ બનવા યોગ્ય છે પ્રત્યેક મનુષ્ય દરેક વસ્તુના અમુકાંશને અવબોધીને પોતાને જ્ઞાની માની લે તથા વસ્તુના અમુક રૂપની વા ભોગની પોતાને જ્ઞાન ભોક્તા માની લે તેમાં તે વાસ્તવિકદૃષ્ટિથી જોતાં ભૂલ કરે છે, અને તે પોતાની ઉત્તરોત્તર વિજ્ઞાનાવસ્થામાં તે તે ભૂલોને તે દેખનાર થાય છે શ્રીવીર પ્રભુએ સર્વજ્ઞદૃષ્ટિથી પરિપૂર્ણ પદાર્થોને દેખ્યા છે તેવી દૃષ્ટિ જ્યાં સુધી પ્રાપ્ત ન થાય ત્યાં સુધી પ્રત્યેક મનુષ્ય છદ્મસ્થ હોવાથી સર્વજ્ઞ ન કહેવાય અને તેથી તે વસ્તુના અનંતધર્મના જ્ઞાનના અભાવે જાણવામાં તથા કથવામાં ભૂલ કરે એ સ્વાભાવિક છે આવી સ્થિતિ જ્યાં સુધી હોય ત્યાં સુધી સાપેક્ષદૃષ્ટિએ વસ્તુ સ્વરૂપ વિચારવું એ ભવિષ્યની ઉન્નતિ અર્થે ઉત્તમોત્તમ માર્ગ છે

## સેવાધર્મનું જ્ઞાન.

સેવાધર્મના ઉચ્ચહેતુઓનું જ્ઞાન કરવાની જરૂર છે આર્યશાસ્ત્રોમાં સેવાધર્મની ઉત્તમતા બતાવી છે, તેના અનેક હેતુઓ છે મનુષ્યનો મૂળ ધર્મ વિચારીએ તો ખરેખર તે સેવાધર્મ છે આપણે દરેક બાબતોની સગવડતાઓ વચ્ચે આગળ વધતા જઇએ તેનું મૂળ તપાસીએ તો આપણા ઉપર સેવા કરનાર અનેક પ્રાણીઓ છે પૃથ્વી, પાણી, વાયુ, અગ્નિ, વનસ્પતિ, પશુ, પંખી, એઓની સેવા તળે દબાયનો આપણો આત્મા હાલે પ્રગતિના માર્ગ પર વધ્યા કરે છે સેવા ધર્મના નિયમ પ્રમાણે અનેક પ્રાણીઓ પાસેથી જે જે પ્રાપ્ત હોય છે તે ગ્રહણ કરીને આપણે જીવીએ છીએ અને જીવોના આત્મભોગની સેવાથી આપણે ઉન્નતિક્રમના પગથીઆઓ પર ચડતા જઇએ છીએ આપણાથી ઉચ્ચ અને આપણાથી નીચા એવા ઉપાધિભેદથી વ્યવહારના આત્માઓની સેવાની પ્રસાદીવડે આપણે જીવી શકીએ છીએ તેના ખાસ લક્ષ્ય રાખવું જોઇએ અનબત, કોઇ બાબતનું અભિમાન કરવા જેવું નથી અનેક જીવો પાસેથી સેવાધર્મના નિયમ પ્રમાણે જે લેવામાં આવે છે તે પ્રમાણે તેઓની સેવા વડે તેઓને પાછું આપવાને માટે પણ સેવાધર્મના નિયમથી બંધાયલા છીએ, એમ સદા સ્મરણમાં રાખવું જોઇએ શઠતા, ધૂર્તતા, કપટ, વિશ્વાસઘાત, ક્રૂર, અપકાર, કૃતઘ્નતા, દુષ્ટ ... વગેરે દોષોથી સેવાધર્મનો આર્ય નિયમ આગળ વધતો નથી આર્ય થવું હોય અને સેવાધર્મથી પોતાની ઉન્નતિ કરવા માટે ખાસ પ્રેમ ઉત્પન્ન કરવો જોઇએ ગમે તે સ્થિતિમાં જે જે કાલે જે જે ઘટે તે સેવાધર્મ ખરેખર નિષ્કામપણે સેવવો જોઇએ દરેક જીવ સેવક છે એમ અપેક્ષાએ સમજી શકાય તેમ છે સેવાધર્મના પણ જઘન્ય, મધ્યમ અને ઉત્કૃષ્ટાદિ અનેક ભેદો પડે છે સેવાધર્મથી આખું જગત્ બંધાયું છે, એમ સૂક્ષ્મદૃષ્ટિથી વિચારતા માલૂમ પડે છે દેવસેવા, ગુરુસેવા, મુનિસેવા, આચાર્ય સેવા, ઉપાધ્યાય સેવા, સંઘ સેવા, ગચ્છ સેવા, સ્વધર્મી સેવા, ભક્તસેવા, રાજન સેવા, મહાજનસેવા, દેશ સેવા, ગ્રામસેવા, સ્વજન સેવા, માતાપિતાની સેવા, સગાવ્હાલાની સેવા, સાહાય્ય કરનારાઓની સેવા, અતિથિસેવા, વગેરે સર્વ પ્રકારની સેવા અને તેના ઉચ્ચ આશયોને જાણી દ્રવ્ય, ક્ષેત્ર, કાલ, ભાવથી નિષ્કામપણે સ્વફરજ ગણી યથાશક્તિ સેવા ધર્મ બજાવવો

× × × ×

અને કૃતકૃત્યાવસ્થામાં પણ **कर्मण्येवाधिकारस्ते** એ વાક્યનું સ્મરણ કરીને નિષ્કામપણે સેવા કરવી જોઇએ, અને પ્રારબ્ધ જ્યાં સુધી ભોગવવાનું છે ત્યાં સુધી પોતાની ફરજ છે એમ માનવું જોઇએ દેશ, કોમ, નાત, કુટુંબ સમૂહ ગચ્છ, ધર્મ, સમાજ, સંઘ વગેરેની સેવા કરવી એ પોતાની ફરજ છે, તેથી અનેક સંકટો પડતાં છતાં પણ કંટાળવું ન જોઇએ સેવાધર્મને નિર્લેપપણે જે સેવે છે તે અપ્રતિપાતિ ગુણને પ્રાપ્ત કરે છે **નામ રૂપનું અભિમાન જેઓને નથી તેઓ જગત્‌ની સમ્યક્ સેવા કરી શકે** છે આખી દુનિયા સેવાધર્મથી ઉન્નતિ ક્રમ પર ચઢે છે દુનિયાના જીવો પર જેનો પ્રેમ નથી અને દુનિયાના જીવો માટે જેણે પોતાની શક્તિયોનો આત્મભોગ આપ્યો નથી, તે પ્રભુની પાસે મહાન્ પદ માગે તો હાસ્યપાત્ર ઠરે એમાં કંઇ આશ્ચર્ય છે? શરીરમાં રહેલો આત્મા સ્વામી છે ઇન્દ્રિયો, હસ્ત, પાદ વગેરે સેવકો છે આપણે આપણા જીવનમાં પોતાના સેવકો છીએ અને પોતાના સ્વામી છીએ હરરોજ આપણામાં સ્વામી અને સેવકનો ધર્મ ચાલ્યા કરે છે “ જેવું પિંડે તેવું બ્રહ્માંડે ” એ નિયમાનુસાર પોતાના જેવું સર્વ જીવોમાં બની રહ્યું છે જગત્‌ની સમનોવૃત્તિ, પ્રેમ ખંત, કંટાળવું નહિ ભય ખેદ અને દ્વેષનો ત્યાગ સતતોત્સાહ, ત્યાગ, નિષ્કામબુદ્ધિ અને સર્વના શ્રેયમાં આત્મભોગ ઇત્યાદિ ગુણો જે જે અંશે વિશેષ ખીલે છે, તે તે અંશે સર્વ પ્રભુની ઉત્તમ સેવા કરી શકાય છે સેવામાં સ્વાર્થના કરતાં વિશેષ પરમાર્થ રહ્યો છે એમ સિદ્ધ થાય છે સેવાધર્મથી ભ્રષ્ટ થએલ આત્મજ્ઞાનીઓ આગળ ચાલીને પાછળ પડે છે, એમાં કહેવામાં જે જે અપેક્ષાઓ વિચારવાની છે તે ધ્યાનમાં રાખવી જોઇએ સેવાધર્મ એ રાજમાર્ગ છે તેમાં ઉંઘી જનારને પણ જાગ્રત્ કરી આગળ ચલાવનાર પાછળના સેવકો તૈયાર હોય છે

દુનિયાના સર્વ પ્રાણીઓના દુઃખોનો નાશ કરવો અને તેઓના ભલામાં ભાગ લેવો તેમાં પડનાર વિઘ્નો તે જીતવા એજ આત્મજ્ઞાનીઓને ખાસ લક્ષમાં રાખવું જોઇએ પોતાના સદ્વિચારો અને સદાચારોનો જો અન્યોને લાભ આપવો હોય તો સેવાધર્મ વિના અન્ય ઉપાય નથી પરમાત્માના તરફ આખી દુનિયાને યથાશક્તિએ વાળવાનો ઉપાય સેવાધર્મ છે

×

## સાધુઓની અને સાધ્વીઓની સેવા.

સાધુઓના હૃદયમાં પ્રભુનું ધ્યાન હોય છે પ્રભુના ગુણોના પ્રચાર કર નારા સાધુઓ છે આ કાલમાં સાધુઓ અને સાધ્વીઓની સેવા કરવી એજ મોક્ષનો સરલ માર્ગ છે સાધુઓના દર્શન કરવા, સાધુઓને વન્દન કરવું, સાધુઓને આહાર, જલ, વસતિ વગેરેનું દાન કરવું, સાધુઓને ધર્મ કરવામાં પડતા વિઘ્નોનો નાશ કરવો, એ કલિકાલમાં ઉત્તમ સેવા માર્ગ છે સાધુઓ પ્રભુના વ્હાલા ભક્તો છે સાધુઓની અને સાધ્વીઓની સેવા કરવાથી પ્રભુની સહેજે પ્રાપ્તિ થાય છે, અને સાધુઓથી તથા સાધ્વીઓથી ખરેખરી જગતમાં શાન્તિ પ્રવર્તે છે, સાધુઓની સેવા ભક્તિ કરવાથી અનેક પાપ કર્મોથી આત્મા મુક્ત થાય છે અને આત્મામાં પ્રભુનો દિવ્ય જ્ઞાન પ્રકાશ પડે છે સાધુઓએ અને સાધ્વી ઓએ શરીરમાં રહેલા હૃદયની ઉપમાને ધારણ કરે છે સર્વ પ્રકારના જ્ઞાન માથી ઉત્તમ એવું ધાર્મિક જ્ઞાનને સજીવન રાખનારા સાધુઓ છે સર્વ પ્રકારની આશાઓનો ત્યાગ કરીને સાધુઓની ઉપાસના કરવી સાધુઓની આજ્ઞાઓને માન આપવું તેમના ઉપર પ્રેમ ધારણ કરવો તેમના મનને અનુસરીને ચાલવું તેમનો અવિનય ન થાય એવું ખાસ લક્ષ રાખવું તેમને ધર્મના પ્રશ્નો પૂછવા અને નકામા શુષ્કવાદો ન કરતા સરલતાથી તેમના હૃદયમાથી સાર ભાગ ગ્રહણ કરવો તેઓની ભક્તિ કરવામાં આત્મ ભોગ આપવો, ઇત્યાદિથી તેઓને સેવવા

સાધુઓના સંગનો રંગ જેમ પોતાના આત્માને લાગે એવો પ્રયત્ન કરવો સાધુઓની આંતરડી કદિ કકળાવવી નહિ સાધુઓની નિન્દા થાય એવાં વચનો ઉચ્ચારવા નહિ સાધુઓની સેવા કરવી એજ પોતાનો ખાસ ધર્મ છે, એમ મનમાં શ્રદ્ધા રાખવી સાધુઓને શાસ્ત્રોના પઠન-પાઠનમાં પૂર્ણ સાહાય્ય આપવી નાસ્તિકોના સંગથી સાધુ પર કદિ અરુચિ કરવી નહિ સત્ત્વ ગુણોનું રક્ષણ કરનારા અને તેઓનો ફેલાવો કરનાર સાધુઓ છે નિષ્કામભાવથી સાધુઓની અને સાધ્વીઓની સેવા કરવાથી જે મળે છે તે અન્ય રીતે મળતું નથી જે આર્યો છે તેઓ સાધુઓની અને સાધ્વીઓની ભક્તિ સેવાથી પોતાના આત્માને શુદ્ધ કરે છે સાધુઓની અને સાધ્વીઓની પૂર્ણ ભક્તિ કરવી એજ ગૃહસ્થોનું કર્તવ્ય સેવાધર્મ લક્ષણ છે સાધુઓથી અને સાધ્વીઓથી સ્વર્ગ સમાન દુનિયા બને છે નિવૃત્તિમાર્ગના નિરૂપાધિક સુખની ઝાંખીનો અનુભવ તેઓ કરી શકે છે. કલિકાલમાં નાસ્તિક

## અનેક રીતે સેવા કરી શકાય છે.

વ્યાવહારિક તથા ધાર્મિક આદિ ઉપાધિએ અનેક રીતે કરી શકાય છે તથા ધર્મમાં પ્રવૃત્તિ કરતા એટલુ યાદ રાખવુ જોઇએ કે બીજાને ખાતાને ખવરાવવા જેવુ કરવુ નહિ બીજાને ખાતાને પશ્ચાત્ ખાવવુ એ નિરર્થક છે, ફક્ત પ્રથમથી કામના, વાસના, સ્વાર્થ અને ક્રોધાદિક દોષો પૂર્વક દેવ, ગુરૂ અને ધર્માદિની સેવા કરવાથી મોક્ષરૂપ ફલની પ્રાપ્તિ થતી નથી દાનથી, ઉપકારથી, જ્ઞાનથી, દયાથી આદિ અનેક રીતિએ સેવા કરી શકાય છે ખાતાઓને શિખામણ સદ્વિચારો, સારા આચારો, પરસ્પર અન્ય વિચાર ભાવનાની સંકલ્પના, વગેરે અનેકરીતે સેવા કરી શકાય છે જેનામાં જે ગુણોની ખામી હોય તેને તે ગુણો પ્રગટ થાય એવા ઉપાયોનુ અનેક રીતે-દાન કરવાથી તેની નિરવડે સેવા કરી શકાય છે આખી દુનિયામા સાધુઓની સેવા તે ઉત્તમોત્તમ સેવા કથી શકાય છે સાધુઓની અન્ન, વસ્ત્ર પાત્ર પુસ્તક, શય્યા, વસતિ આદિ વડે સેવા કરી શકાય છે સાધુઓની સેવા એ મુક્તિના મેવા છે સર્વસંયોગે સાધુઓની નિરવડે સેવા કરવી જોઇએ શરીરનો ઉગ જેમ જીવ છે તેમ ધર્મના ઉગ સાધુઓ છે વીર્યવડે જેમ શરીરની આરોગ્યતા સચવાય છે, અને શરીર ટકી રહી શકે છે તેમ સાધુઓ વડે ધર્મ ટકી અસ્તિત્વ રહે છે ધર્મના આધારભૂત સાધુઓ છે માટે સાધુઓનુ બહુમાન, ભક્તિ કરવાથી આખી દુનિયામા ધર્મનો પ્રચાર કરી શકાય છે કોઇની પાસે સેવા કરાવ્યા પશ્ચાત્ પશ્ચાત્તાપ કરવો એ વાવ્યા બાદ ખાતા જેવુ છે પ્રથમથી નિષ્કામ સેવા કરવી જોઇએ કે જેથી ભવિષ્યમા ગમે તેવુ પરિણામ આવે તો પણ શોક ન થાય અને આત્માની સમાનતા જળવાઇ રહે આપણી આજુબાજુમા રહેનારા આત્માઓની આપણે સારા વિચારોથી અને સદાચારોથી સેવા કરી શકીએ છીએ ધર્મી મનુષ્ય બોલ્યા ચાલ્યા વિના પણ પોતાના સદ્વિચારોના અને સદાચારોના શુભ વાતાવરણથી પોતાની આસપાસમા રહેનાર આત્માઓની સારી અસર દ્વારા સેવા કરી શકે છે સેવા કરવાના જે જે માર્ગો હોય તેમાથી પોતાને જે જે માર્ગો પ્રાપ્ત થયા હોય તે તે માર્ગે સેવા કરવી જોઇએ સેવા ભક્તિ, વૈયાવચ્ચ વિનય એ સર્વ કર્મયોગ છે જ્ઞાનયોગી થઇને સેવા રૂપ કર્મયોગની-યથાશક્તિ પોતાના વ્યાવહારિક અધિકાર પ્રમાણે આરાધના કરવી કર્મયોગ અથવા સેવાધર્મમા આનન્દરસ ગનુભવાય એ જ્ઞાનયોગનો પ્રતાપ જાણવો

× × × ×

ધ્યાન, સમાધિ વગેરેની પ્રાપ્તિ થાય છે, અને આત્મજ્ઞાનમાં ઉંડા ઉતરી શકાય છે શારીરિક શક્તિ મુજબ આત્માના ગુણોમાં પ્રવૃત્તિ કરી આગળ ચઢીને પાછળ પડાતું ન થાય તે સંબંધી ખાસ ઉપયોગ રાખવો જે જે ધર્મના સંયોગે પોતાને રૂચે તેમાં યથાશક્તિ પ્રવૃત્તિ કરીને તેમાં સફલતા મેળવી અન્યોને દૃષ્ટાંતરૂપ થવું પોતાનો આત્મા પોતાને ધર્મની સાક્ષી આપે એવી રીતે ધર્મમાં પ્રવૃત્તિ કરવી જોઇએ પોતાનો આત્મા જે ગુણની સાક્ષી ન ભરે તેમાં અન્ય મનુષ્યોની સાક્ષી માટે પ્રયત્ન કરવો એ હાસ્ય પાત્ર થવા જેવું છે જે ગુણો માટે અન્ય મનુષ્યો પોતાની પ્રશંસા કરે પણ પોતાનામાં તે ગુણો ન હોય તો તેથી ખુશ ન થવું પણ તે તે ગુણોની પ્રાપ્તિ માટે સતત પ્રયાસ કરવો જોઇએ જે મનુષ્ય પોતે સુધર્યો નથી તે અન્યોને સુધારી શકતો નથી પોતે પ્રથમ ધર્મી થવું જોઇએ ધર્મનું સુખ અનુભવવા માટે પ્રથમ સ્વયં ધર્મી બનવું જોઇએ જે પિંડને સુધારવા શક્તિમાન્ થાય છે તે બ્રહ્માંડને સુધારવા શક્તિમાન્ થાય છે.

× × × ×

સંસારસાગરને તરતાં ઘણી બાબતોનો ઉપયોગ રાખવાની જરૂર છે વ્યવહારનયથી ગુરૂરૂપ આગબોટમાં બેસવાની જરૂર છે નિશ્ચયનયની અપેક્ષાએ જ્ઞાન-દર્શન ચારિત્રરૂપ આગબોટમાં બેસવાની જરૂર છે સંસારસાગરમાં વાસનારૂપ અનેક તરંગો છે તેનાથી બચવાની જરૂર છે ચારિત્રરૂપ વહાણ છે અને તેના સદ્ગુરૂ મુનિરાજ કેપ્ટન છે ભવ્યજીવોએ સંસારસાગરને તરવા માટે ચારિત્રરૂપ યાનપાત્રનો આશ્રય કરવો જોઇએ

નિરહંકાર થતી એવી અહંવૃત્તિથી હું વિદ્વાન્ છું એવા અભિમાનની સુખ ઉપજે છે, ત્યાં સુધી સંસાર છે અનેક પ્રકારે મનમાં અહંવૃત્તિ પ્રગટે નામરૂપની અહંવૃત્તિ ટળ્યા વિના સંસારનો અંત નથી આ બાબતનો અનુભવ કરી જુઓ અને નામરૂપની વાસના તથા અહંવૃત્તિ પ્રગટની તેને ટાળવા પ્રયત્ન કરવો નામરૂપની અહંવૃત્તિના અભાવે જે થાય છે, તે આત્મજ્ઞાન ખરેખર ઉત્તમ શુદ્ધ હોય છે

[illegible] બાહ્ય બંધનો કરતાં રાગાદિ આન્તરિક બંધનોનો છેદ [illegible] સ્વરૂપ દેવું આત્માના સ્વરૂપમાં મન લીન થયા વિના

લોકોના વિચારોથી દુનિયા નાસ્તિક વિચારોમા પ્રવૃત્તિ કરે, તેઓને આસ્તિક બુદ્ધિ આપનારા સાધુઓ અને સાધ્વીઓ ઘણા ઉપયોગી થઈ પડે છે કારણ કે તેઓ આસ્તિક ધર્મના વિચારોને અને આત્મજ્ઞાન દર્શાવનારા છે અને અનેક મનુષ્યોનો ઉદ્ધાર કરે છે દ્રવ્ય ક્ષેત્ર કાલ અને ભાવાનુસારે જે સાધુઓ અને સાધ્વીઓ વિદ્યમાન હોય તેઓની સેવા કરવી કાલના અનુસારે સાધુઓ હોઈ શકે છે ચોથા આરાના સાધુઓ કંઈ પાંચમા આરામા મળી શકે નહિ સાધુઓમા તરતમયોગે અનેક ગુણો હોય છે

× × × ×

## પોતે ધર્મી થવુ જોઈએ

અન્યોને સદ્ગુણી બનાવતા પહેલા પોતાનામા સદ્ગુણો પ્રગટાવવા જોઈએ પોતે તરવામાટે જે સમર્થ હોય છે તે અન્યોને તારવા સમર્થ થાય છે પોતાનામા રહેલા ગુણની અન્યો પર મૌન રહેતા છતા અસર થાય છે જે પોતે ધર્મી બને છે તે અન્યોને ઉપદેશ નથી આપતો તો પણ પોતાના ધર્મના વાતાવરણની અન્યો પર અસર કરીને અન્યોનો ઉપકારી બની શકે છે પોતાનુ શુદ્ધ ચારિત્ર્ય, અન્યો પર સારી અસર કરી શકે છે પોતે જે ધર્મી બને છે તેનો આત્મા પવિત્ર હોવાથી સચેતનને સચેતનની અસર થાય છે એ નિયમ પ્રમાણે અન્ય જીવો પર તેની સ્વભાવતઃ સુઅસર થાય છે જે જે ગુણોવડે પોતાનો આત્મા ખીલ્યો હોય છે, તે ગુણો સબધી અન્ય મનુષ્યોને બોધ આપવાથી તેઓને સચોટ અસર થાય છે પોતે ધર્મી બનવુ જોઈએ પોતાનુ દેખીને તેનુ અનુકરણ કરનાર દુનિયાના મનુષ્યો જ્યા ત્યા દેખાય છે પોતાનામા જે કઈ સારૂ છે, તેનુ અનુકરણ કરવા માટે અન્યોને ઉપદેશ ન દેવાય તો પણ અન્ય મનુષ્યો સારાનુ અનુકરણ કરી શકે છે પોતાનામા ગુણો ઉત્પન્ન કરવા એજ પોતાનો ધર્મ છે, આત્માનો ધર્મ પ્રાપ્ત કરવાને માટે પ્રથમ શરીરની સરક્ષા કરવી જોઈએ આચાર પાળવામા, ધ્યાન ધરવામા શરીર સઘયણની આવશ્યકતા સિદ્ધ કરે છે લાખો વાતોનો સાર એ છે કે શારીરિક બ્રહ્મચર્યનુ પાલન કરવાથી શરીરની આરોગ્યતા, શરીરબળ વગેરે રહી શકે છે અને શારીરિક બળના પ્રતાપે ધર્મક્રિયાઓમા સમ્યક્ પ્રવૃત્તિ કરી શકાય છે શારીરિક બ્રહ્મચર્ય બળ પ્રતાપે

ધ્યાન, સમાધિ વગેરેની પ્રાપ્તિ થાય છે, અને આત્મજ્ઞાનમાં ઉંડા ઉતરી જવાય છે તાત્ત્વિક વૃત્તિ મુખ્ય આત્માના ગુણોમાં પ્રવૃત્તિ કરવી આગળ ચઢીને પાછા પડવાનું ન થાય તે સંબંધી ખાસ ઉપયોગ રાખવો જે જે ધર્મના સંયોગે પોતાને રૂચે તેમાં યથાશક્તિ પ્રવૃત્તિ કરીને તેમાં સફલતા મેળવી અન્યોને દૃષ્ટાન્તરૂપે થવું પોતાનો આત્મા પોતાને ધર્મની સાક્ષી આપે એવી રીતે ધર્મમાં પ્રવૃત્તિ કરવી જોઈએ પોતાનો આત્મા જે ગુણની સાક્ષી ન ભરે તેમાં અન્ય મનુષ્યોની સાક્ષી માટે પ્રયત્ન કરવો એ હાસ્ય પાત્ર થવા જેવું છે જે ગુણો માટે અન્ય મનુષ્યો પોતાની પ્રશંસા કરે પણ પોતામાં તે ગુણો ન હોય તો તેથી ખુશ ન થવું પણ તે તે ગુણોની પ્રાપ્તિ માટે સતત પ્રયાસ કરવો જોઈએ જે મનુષ્ય પોતે સુધર્યો નથી તે અન્યોને સુધારી શકતો નથી પોતે પ્રથમ ધર્મી બનવું જોઈએ ધર્મનું સુખ અનુભવવા માટે પ્રથમ સ્વયં ધર્મી બનવું જોઈએ જે પિંડને સુધારવા શક્તિમાન્ થાય છે તે બ્રહ્માંડને સુધારવા શક્તિમાન્ થાય છે.

× × × ×

સંસારસાગરને તરતાં ઘણી બાબતોનો ઉપયોગ રાખવાની જરૂર છે વ્યવહારનયથી ગુરૂરૂપ આગબોટમાં બેસવાની જરૂર છે નિશ્ચયનયની અપેક્ષાએ જ્ઞાનદર્શન ચારિત્રરૂપ આગબોટમાં બેસવાની જરૂર છે સંસારસાગરના વાસનારૂપ અનેક તરંગો છે તેનાથી બચવાની જરૂર છે ચારિત્રરૂપ વહાણ છે અને તેના સદ્ગુરૂ મુનિરાજ કેપ્ટન છે ભવ્યજીવોએ સંસારસાગરને તરવા માટે ચારિત્રરૂપ યાનપાત્રનો આશ્રય કરવો જોઈએ.

વિવાહાદિથી એવી અહંવૃત્તિથી હું વિદ્વાન્ છું એવા અભિમાનથી સુખ ઉપજે છે, ત્યાં સુધી સંસાર છે અનેક પ્રકારે મનમાં અહંવૃત્તિ પ્રગટે છે નામરૂપની અહંવૃત્તિ ટળ્યા વિના સંસારનો અંત નથી આ બાબતનો પોતે અનુભવ કરી જોવો અને નામરૂપની વાસના તથા અહંવૃત્તિ પ્રગટતી હોય તો, તેને ટાળવા પ્રયત્ન કરવો નામરૂપની અહંવૃત્તિના અભાવે જે જ્ઞાનનો ભાસ થાય છે, તે આત્મજ્ઞાન ખરેખર ઉત્તમ શુદ્ધ હોય છે.

સર્વ પ્રકારના બાહ્ય બંધનો તથા રાગાદિક આન્તરિક બંધનોનો છેદ કરવાને માટે નિરંજન તત્ત્વ આત્માના સ્વરૂપમાં મન લીન થયા વિના

મુક્તિ નથી મનમાંથી રાગાદિક વાસનાઓ ટળે એવું જે જ્ઞાનવડે બને છે, તે આત્મજ્ઞાન અવબોધવું

જ્ઞાનીઓ શરીરરૂપ પડદામાં રહેલ આત્માને દેખે છે, અને અજ્ઞાનીઓ બાહ્ય શરીરની ચેષ્ટાને દેખે છે જ્ઞાનીઓ આત્મામાં ધર્મ દેખે છે અને અજ્ઞાનીઓ શરીરની ચેષ્ટાઓમાં ધર્મ દેખે છે જ્ઞાનીઓ આત્માના શુદ્ધ પર્યાયોને શુદ્ધધર્મ તરીકે દેખે છે અને અજ્ઞાનીઓ બાહ્યદૃષ્ટિથી આરોપિત અશુદ્ધ ધર્મને શુદ્ધધર્મરૂપે દેખે છે, એ પ્રમાણે આત્મજ્ઞાનીઓની અને અજ્ઞાનીઓની દૃષ્ટિનો ભેદ જાણવો

× × × ×

જે શાસ્ત્રોથી રાગદ્વેષની પરિણતિ મંદ પડે અને આત્મામાં વૈરાગ્ય પ્રગટે તથા સર્વ જીવોપર મૈત્રી આદિ ભાવનાઓ પ્રગટે તે શાસ્ત્રોનું અવલંબન લેવું

જે શાસ્ત્રોથી મૈત્રી આદિ ભાવનાઓ નાશ પામે અને મતાગ્રહ સંકુચિત દૃષ્ટિ ભેદ, ખેદ, તુચ્છબુદ્ધિ, કલેશ વગેરે દોષો પ્રગટે એવા પુસ્તકોનું અવલંબન લેવું નહિ

આ કાળમાં મનુષ્યોની દીર્ઘાયુષ્ય સ્થિતિ નથી દુનિયામાં પુસ્તકોનો પાર નથી અનેક ભાષામાં લખાયલા અનેક પુસ્તકો વાંચી શકાય એવી સ્થિતિ નથી દરેક મનુષ્યના પરિપૂર્ણ વિચારો સાંભળી શકાય તેમ નથી આખી દુનિયામાં જેટલાં પુસ્તકો છે તેટલાં વાંચી શકાય તોપણ નવાં રચાતાં પુસ્તકો અને મનુષ્યોના હૃદયમાં પ્રગટતા નવા વિચારોને પરિપૂર્ણ જાણી શકાય તેમ નથી આવી સ્થિતિમાં શું કરવું ? તેના ઉત્તરમાં એટલું સમજવાનું કે જેથી આત્મજ્ઞાન થાય અને જ્ઞાનના આવરણો ટળે એવા ઉપાયો જેમાં હોય, એવાં જેટલાં બને તેટલાં આત્મોન્નતિ માટે વાંચવાં તેમજ આત્મજ્ઞાન થાય તેવા ઉપાયો ગુરૂઓ પાસેથી લેવા અને આત્મજ્ઞાન થાય એવું સર્વ કરવું આ રીતે પ્રવર્તવાથી આત્માની શુદ્ધતા થતાં આત્મામાં જ્ઞાનનો પ્રકાશ થશે અને તે જ્ઞાનવડે આખી દુનિયામાં જેટલા પુસ્તકોનો ભાવાર્થ જણાશે આખી દુનિયાના પદાર્થોનું જ્ઞાન થશે આખી દુનિયામાં કરી અને કરશે એવા સર્વ પદાર્થોનું જ્ઞાન થશે આત્મજ્ઞાન

પ્રાપ્ત કરીને આત્માનું શુદ્ધ ચારિત્ર પ્રાપ્ત કરવા પ્રયત્ન કરવો આત્માનું પરિપૂર્ણ શુદ્ધ ચારિત્ર પ્રગટવાથી કેવલજ્ઞાન પ્રગટશે આ માર્ગે ચાલી પૂર્વે ઘણા જીવો કેવલજ્ઞાન પામ્યા અને પામશે

× × × ×

## " आध्यात्मिक परिभाषा शैलीए "

### ब्रह्मा विष्णु महेश्वरनु स्वरुप

આધ્યાત્મિક વિચાર પરિભાષાશૈલીએ ઉત્પાદને બ્રહ્મા અવબોધવો. વ્યયને હર અર્થાત્ મહાદેવ કહેવામા આવે છે, અને ધ્રૌવ્યને વિષ્ણુ કહેવામા આવે છે આધ્યાત્મિક વિચાર પરિભાષાથી પરભાવમા પરિણામ પામેલા એવા પોતાના ગુણોને આકર્ષીને પોતાના શુદ્ધ રૂપમા લાવનાર આત્માને કૃષ્ણ કહેવામા આવે છે, અને દયા, ક્ષમા, શુદ્ધપ્રેમ, શ્રદ્ધા, ભક્તિ, સેવા, ઉપાસના, શુદ્ધચેતના આદિ વૃત્તિયોરૂપ ગોપિકાઓ અવબોધવી શુદ્ધરમણતારૂપ રાધાની સાથે આત્મારૂપ કૃષ્ણની ઉજ્જ્વલ અધ્યવસાયોરૂપ લીલા થયા કરે છે આત્મારૂપ કૃષ્ણ અને દયાવૃત્તિ આદિ ગોપીઓની પરસ્પર રમણતારૂપ રાસની લીલાનો અપાર આનન્દ પ્રગટે છે તેને આત્મામા પરિણામ પામેલા જ્ઞાનિ પુરૂષો આસ્વાદી શકે છે ચોથા ગુણઠાણાદિથી ક્ષયોપશમાદિ ભાવે આત્મારૂપ કૃષ્ણની અને અહિંસાપરિણામવૃત્તિ આદિ ગોપીઓની લીલા થયા કરે છે આત્મારૂપ કૃષ્ણ વ્યવહારનયની અપેક્ષાએ દેહ-કર્મરૂપ સૃષ્ટિનો કર્તા છે અને તેનો પાલનકર્તા છે શુદ્ધ નિશ્ચયનયની અપેક્ષાએ આત્મારૂપ કૃષ્ણ પોતાના ક્ષાયિકાદિ ગુણોની સૃષ્ટિનો કર્તા છે શુદ્ધનિશ્ચયનયથી આત્મારૂપ કૃષ્ણ અન્તર્ પ્રદેશરૂપ આર્ય ક્ષેત્રમા પ્રગટેલ કામ ક્રોધ, મોહ, મત્સર, માયા, લોભાદિ દૈત્યોનો ( દાનવોનો ) નાશ કરનાર છે આત્મારૂપ કૃષ્ણ આત્માના અસખ્ય પ્રદેશરૂપ આર્યક્ષેત્રમા ઉત્પન્ન થએલ રજોગુણ, તમોગુણ, રાગદ્વેષાદિ સેકડો કૌરવોને શુદ્ધોપયોગરૂપ અર્જુનને આગળ કરી હણે છે બ્રહ્મગુણયુક્ત એવો આત્મા બ્રહ્મા છે કર્મને હરનાર પોતાના શુદ્ધરૂપે આત્મા સ્વયં હર અને હરિ ગણાય છે આત્માના પરોક્ષપણે અને આત્માના પ્રત્યક્ષજ્ઞાનમા લોક અને અલોક પ્રત્યક્ષપણે ભાસવારૂપ વ્યાપકપણાથી આત્મા તેજ વિષ્ણુ કહેવાય છે, અને એવો કેવલજ્ઞાન પામેલો આત્મારૂપ વિષ્ણુ ક્ષાયિકભાવે પોતાના અસખ્યપ્રદેશરૂપ

અસ્તુતધામમા રહે છે અશુદ્ધ વ્યવહારની અપેક્ષાએ વપુરૂપ સૃષ્ટિનો ઉત્પાદક આત્મા અશુદ્ધ બ્રહ્મા છે અને તૈજસ વપુરૂપ સૃષ્ટિનો આયુષ્યમર્યાદા પર્યન્ત સંરક્ષક આત્મા, વ્યવહારની અપેક્ષાએ શરીરમાં વ્યાપીને રહેવાથી વિષ્ણુરૂપ ગણાય છે અને વ્યવહારનયની અપેક્ષાએ કાયારૂપ સૃષ્ટિનો સંહર્તા એવો આત્મા હર રૂપ ગણાય છે રજોગુણને બ્રહ્મા કહેવામા આવે છે, અને સત્ત્વગુણને વિષ્ણુ કહેવામા આવે છે, તથા તમોગુણને મહેશ્વર કહેવામા આવે છે આત્માના દર્શનગુણને બ્રહ્મા કહેવામા આવે છે, જ્ઞાનગુણને વિષ્ણુ કહેવામા આવે છે અને ચારિત્રગુણને મહાદેવ કહેવામા આવે છે, એમ રત્નત્રી રૂપ ત્રણ દેવને આત્મસૃષ્ટિમા દેખવા યોગ શૈલીની અપેક્ષાએ પૂરક પ્રાણાયામને બ્રહ્મા કહેવામા આવે છે, કુંભકને વિષ્ણુ કહેવામા આવે છે અને રેચકને મહેશ્વર કહેવામા આવે છે ઇડાનાડીને ગંગા કહેવામા આવે છે, પિંગલાને યમુના કહેવામા આવે છે અને સુષુમ્ણાને સરસ્વતી કહેવામા આવે છે બહિર્ભાવનો ત્યાગ તે રેચક ઉપશમાદિભાવે આત્મગુણોનુ પુરાવુ તે પૂરક અને આત્મગુણોની સ્થિરતારૂપ ચારિત્ર તે કુંભક ઇત્યાદિ ગુરુગમની પરિભાષાશૈલી જાણવી

× × × ×

મહાલક્ષ્મી, ભવાની બ્રહ્માણી વગેરે આધ્યાત્મિકદૃષ્ટિએ સૂક્ષ્મરૂપ આત્માની શક્તિઓ છે રજોગુણ, તમોગુણ અને સત્ત્વગુણ વિશિષ્ટ સૂક્ષ્મ [illegible] શક્તિયોના [illegible] પ્રમાણે નામ અવબોધવા આત્માની શક્તિયોને દેવીઓના નામ તરીકે કથવામા આવે છે આત્માની સૂક્ષ્મ શક્તિયો સ્થૂલ શરીરદ્વારા સ્થૂલરૂપે દેખાવ આપે છે આત્મામા સૂક્ષ્મ બીજરૂપ રહેલી શક્તિયો કારણ સામગ્રી પામીને સ્થૂલરૂપે પ્રકાશમાન થાય છે રજોગુણ શક્તિઓનુ પોષક [illegible] સામગ્રી રજોગુણ વિચાર, રજોગુણી આહાર અને રજોગુણી વાતાવરણ વગેરે છે તમોગુણ પ્રકૃતિનું પોષણ, તમોગુણી વિચાર વાતાવરણ, તમોગુણી આહાર અને તમોગુણ આચાર વગેરે છે સત્ત્વગુણી પ્રકૃતિનુ પો[illegible] સત્ત્વગુણી આહાર, સત્ત્વગુણી આચાર, સત્ત્વગુણી વિચારવાતાવરણ વગેરે અવબોધવુ સત્ત્વગુણ પ્રકૃતિઓ રજો વગેરે પાંચે સત્ય રીતે કથવામા આવે છે તો તેથી સત્ત્વગુણી વર્ણ પરા થાય છે, અને તેનાથી સત્ત્વગુણ વિ

વિષ્ટ જાતિ તરીકે સ્થિતિ કાયમ થાય છે આ પ્રમાણે પ્રાય પ્રત્યેક ગુણુની તનપરપરાની પ્રવૃત્તિ સામાન્યત અવબોધાય છે.

આત્માની શક્તિયોને પ્રગટ કરવાને દરેક મનુષ્ય પોતાની રૂચિ પ્રમાણે પ્રવૃત્તિ કરે છે આત્માની શક્તિયોની પ્રાપ્તિમાટે બાહ્ય અને આન્તરિક કારણોની સામગ્રીની આવશ્યકતા સિદ્ધ ઠરે છે આત્મામા દરેક શક્તિયોના સૂક્ષ્મ બીજો રહ્યા હોય છે આત્માની શક્તિયોને પ્રગટાવવી હોય તો પ્રથમ તેઓનુ જ્ઞાન કરી તેઓનો નિશ્ચય કરવો જોઇએ જ્ઞાન, દર્શન, ચારિત્ર વગેરે આત્માના ગુણોની પ્રવૃત્તિ તો તે શક્તિયો રૂપે ગણાય છે જગતમા પ્રસિદ્ધ ચીજોના નામોની આધ્યાત્મિકદૃષ્ટિએ વ્યુત્પત્તિ કરીને આત્માની શક્તિયોને તેઓના નામો લાગુ પાડી શકાય છે ચૌદ રાજલોકના આકારે મનુષ્ય શરીરની રચના બને છે, તેથી મનુષ્ય રજોગુણાદિનો ક્ષય કરીને આત્માના જ્ઞાન, દર્શન, ચારિત્રાદિ ગુણો સંપ્રાપ્ત કરી મુક્તિપદ પ્રાપ્ત કરી શકે છે આત્માના ગુણોનો એકવાર જેઓને અનુભવ આવે છે તેઓને તેનો રગ કદિ છૂટતો નથી.

× × × ×

આત્મસમાધિમા સ્થિરતા કરવા માટે નિરૂપાધિપણુ અવશ્ય જોઇએ ઉપાધિ અને સમાધિને પ્રતિકુલત્વ છે ઉપાધિના સયોગોમા મન-વાણી અને કાયાની ચચલતા થાય છે, તેથી આત્માના શુદ્ધ સ્વરૂપમા સ્થિરતા રહેતી નથી આત્માના શુદ્ધ સ્વરૂપમા સ્થિરતા કરવા માટે નિ સગપણાનુ સેવન કરવુ જોઇએ **होवत मन तन चपलता, जनके सग निमित्त, जन सगी होवे नहीं, ताते मुनि जगमित्त** (શ્રીમદ્ ઉપાધ્યાય) મનુષ્યોના સસર્ગથી વૃત્તિઓનો સક્ષોભ થાય છે, અને આત્મવિમુખ વૃત્તિઓ થવાથી આત્મવીર્ય ચલાયમાન થાય છે, માટે આત્મજ્ઞાનીએ સર્વસગપરિત્યાગ તરફ વિશેષ લક્ષ રાખવુ જોઇએ આત્મમા રમણતા કરવાથી આત્મવીર્યની સ્થિરતા થતા સમાધિસુખ અનુભવાય છે આ બાબતનો અમુક વખતપર્યન્ત નિ સગતાથી અનુભવ થયો છે બાવીસ પરિષહો વગેરે પરિષહોને સહન કરવાની શક્તિ પ્રગટે છે સાજ આત્મસમાધિનો સતત પ્રવાહ વહે છે બહિર્મુખ પ્રવર્તતી વૃત્તિયોને આત્મામા લીન કરી દેવી, અને વૃત્તિયોના બહિર્મુખ થવાના કારણોને ત્યજવા આમ કરવાથી ધીમે ધીમે સમાધિની

પ્રતિભા વધે છે બાહ્ય જગતના સંબંધો અને આત્માને કંઇ લેવું દેવું છેજ નહીં, એવો પ્રથમથીજ પૂર્ણ નિશ્ચય કર્યા વિના આત્માની શક્તિના મુસાફર બની શકાતું નથી દુનિયાની દૃષ્ટિમાં જાણે પોતે છેજ નહીં અર્થાત્ દુનિયાની દૃષ્ટિએ પોતે જગતમાં નથી, એવો પોતાને ધારે તેજ આત્મજ્ઞાની અવધૂત આત્મસમાધિમાં મગ્ન રહી શકે છે આત્મામાં સ્થિરોપયોગથી રમણતા કરવી અને બાહ્યના રાગદ્વેષના વિકલ્પસંકલ્પોનો ત્યાગ કરવો એજ સર્વ પ્રકારે આત્મસુખ ભોગવવાનો ઉપાય છે બાહ્ય રાગાદિના વિકલ્પસંકલ્પમાં આત્માનું વીર્ય પરિણમે છે, અને તેથી પરભાવ સંસારની વૃદ્ધિ થાય છે માટે બાહ્ય રાગાદિ વિકલ્પસંકલ્પનું ઉત્થાન થતાંજ તેનો વિનય કરવો એજ નિવૃત્તિદશાની સહજ યોગપ્રવૃત્તિ છે બાહ્ય દશાના કાર્યોને અધિકાર પરત્વે સ્વફરજ માનીને નિર્લેપપણે કરી આત્માના શુદ્ધોપયોગવડે આનંદસુખમાં મગ્ન થવું એજ પરમ કર્તવ્ય છે નિર્ગ્રન્થ મુનિવરોનો આત્મસમાધિ શામાં અધિકાર છે અને તેજ ઉત્તમ સહજ સમાધિ પ્રાપ્ત કરી રા છે સમાધિસુખમાં લીન રહેનારા નિઃસંગ આત્મજ્ઞાનિમુનિવરોનાં વચનો, એજ ગૃહસ્થ જીવોનો પરમાલંબનભૂત ધર્મ છે સહજ જ્ઞાનસમાધિવાળા મુનિવરોનું દર્શન, અને તેમની સેવા એજ ગૃહસ્થોને સંસારસમુદ્ર તરવાનો મહાન્ આધાર છે આત્મસમાધિમાં મગ્ન રહેવું અને આત્મસંયમને ખીલવવો એજ તેમનો મુખ્ય ધર્મ છે

× × × ×

ધર્મના અનુષ્ઠાનો જેટલાં કરવા તેટલાં દ્રવ્ય, ક્ષેત્ર, કાલ ભાવના અનુસારે યથાશક્તિ પ્રેમપૂર્વક કરવા ધર્મનું અલ્પાનુષ્ઠાન પણ ભાવપૂર્વક કરવું ધર્મના અનુષ્ઠાનો કરતી વખતે પોતાના આત્માને વાસ્તવિકદૃષ્ટિથી દેખવો અને મોહદૃષ્ટિને દૂર કરવી જે અનુષ્ઠાન સેવતાં પોતાના આત્માના અસંખ્ય પ્રદેશમાં આનન્દના ઉભરા પ્રગટે અને મૃત્યુ આદિ ભેદભાવનો નાશ થાય તે અમૃતાનુષ્ઠાનને પ્રાપ્ત કરવા પરિપૂર્ણ લક્ષ દેવું વાત, પિત્ત અને કફના ઉદ્રેકથી રહિત નિરાબાધ શરીર અને મનની પ્રસન્નતાપૂર્વક ધર્મક્રિયામાં પ્રવૃત્ત થવું સકામભાવથી સેવેલા અનુષ્ઠાનો સ્વર્ગાદિ સુખને આપે છે અને પરપુદ્ગલની ઇચ્છા રહિત નિષ્કામભાવથી સેવેલા ધર્મના અનુષ્ઠાનો પરમ બ્રહ્મ મોક્ષપદને સમર્પે છે જે ધર્માનુષ્ઠાન સેવવામાં આવે તેનું પરિપૂર્ણ

ગાન કરવુ અને ચિત્તની સમાધિ રહે તેમ ધર્માનુષ્ઠાનમા પ્રવૃત્ત થવુ સદા ઉત્સાહ પ્રેમભાવ અને સ્થિરતા સચવાય એવી રીતે ધર્માનુષ્ઠાનમા પ્રવૃત્તિ કરવી પૂર્ણ શ્રદ્ધાથી ધર્માનુષ્ઠાન સેવવા જોઈએ કે જેથી આત્માના ગુણોનો આવિર્ભાવ થાય શુભ પરિણામની શુદ્ધિ અને તેની વૃદ્ધિ એજ ધર્માનુષ્ઠાનનો મુખ્ય મર્મ છે માટે એ રસનો નાશ ન થાય એમ પ્રવર્તવુ શુભ પરિણામની શુદ્ધિ અને તેની વૃદ્ધિ એ બે ધર્માનુષ્ઠાનમા મુખ્યપણે વર્તતા હોય તો ગમે તેવુ અનુષ્ઠાન લાભ આપવા સમર્થ થાય છે આત્માના ઉ નામ પરિણામ વર્તતા હોય તોજ બાહ્યક્રિયાનુ સાફલ્ય થાય છે, દરેક ધર્માનુષ્ઠાનક્રિયા કરતી વખતે પોતાના આત્માના પરિણામની ઉજ્જ્વલતા તરફ લક્ષ દેવુ આત્માનો શુભ પરિણામ વૃદ્ધિ પામતો હોય સા ધર્માનુષ્ઠાન હોય છેજ, આ સબંધી અનુભવ કરતા ઉપર પ્રમાણે અનુભવ થાય છે

× × × ×

**लिखना पढना वाचना, ए सब वार्ता सहेल**
**कहेणी जसी रहेणी रख, आं वडी मुश्केल ॥ १ ॥**

( श्रुत )

જેવી કહેણી તેવી રહેણી એ પ્રમાણે વર્તવાથી પોતાની ઉન્નતિ થાય છે લખવુ વાચવુ, ભણવુ, ઉપદેશ દેવો એ સર્વ કૃત્યો સહેલ છે એમ ખરેખર પ્રત્યેક મનુષ્યને સાસારિક અનુભવોથી અનુભવ થાય એમા સશય નથી, સાધુઓ અને સાધ્વીઓ કહેણી પ્રમાણે રહેણીથી શોભી શકે છે જેટલા મનુષ્યો ચારિત્ર્ય સબધી કથનિ કઈ કથે છે તે પ્રમાણે જો તેઓનુ વર્તન રહે તો તેઓ પોતાની ઉન્નતિ કરી શકે છે, લચકદાર મનોહર આકર્ષણીય ભાષણો કરતા જે જે વિચારો પોતાને રુચતા હોય તે પ્રમાણે વર્તવુ એજ કલ્યાણકારી છે ચારિત્ર્યને આચારમા મૂકનાર મનુષ્ય ખરેખર આદર્શ પુરૂષ તરીકે ગણાય છે. બાહ્યક્રિયાઓથી સાધુ ચેષ્ટાઓને કરી શકાય અને અન્યોને ઠગી શકાય પરતુ તેથી સ્વનુ તથા પરનુ શ્રેય થઈ શકતુ નથી યમ નિયમાદિ વ્યવહાર અને નિશ્ચય ચારિત્રમા પરિપૂર્ણ સ્થિર રહેવુ એજ પોતાની વાણીને શોભાવનાર કૃત્ય છે આત્માના ગુણોમા સ્થિર થવુ એજ સર્વ વાચનાદિનુ ફળ છે, માટે નકામી કુથલી, વાર્તા, ચર્ચા અને

પચાતો વગેરેનો ત્યાગ કરીને ચારિત્રમાં સ્થિર થવાની જરૂર છે આગ-
મોના આધારે આત્માના ચારિત્રાદિ ગુણોવડે આત્મામાં લયલીન રહેવું એજ
પરમ કર્તવ્યમાર્ગ છે મનોવૃત્તિઓને શાન્ત કરી આત્માના સ્વરૂપમાં સ્થૈર્ય
કરવું એજ ચારિત્ર અનુભવવા યોગ્ય છે **ઉત્તમ ચારિત્ર્યધારકનો એક
શબ્દ આખી દુનિયાને કરોડો શબ્દો કરતા વિશેષ અસર કરવા**
શક્તિમાન્ થાય છે શબ્દ નામ અને રૂપથી પર એવું આત્મસ્વરૂપ છે,
તેનો જો લાભ થાય તો ક્રોડો યાત્રાઓનું કરોડો તપોનું કરોડો જાપનું
[illegible] અનન્તગણું ફળ પ્રાપ્ત થયું એમ જાણવું આત્માના શુભાધ્ય-
વસાયોની શુદ્ધિ વૃદ્ધિ જેમ જેમ વધતી જાય છે અને આત્મજ્ઞાનવડે ધ્યા-
વતા આત્મામાં સંકલ્પ વિકલ્પ રહિત સ્થિરતા જેમ જેમ વધતી જાય છે
તેમ તેમ આત્માના સ્વરૂપની ઝાંખી થાય છે અને આત્માનો ખરો આનંદ
પ્રગટતાં આત્માની પરમાત્મતા પ્રગટ થાય છે

× × × ×

આ કાળમાં સરાગ સંયમ છે સંયમના માર્ગમાં પ્રશસ્ય રાગ ધારણ
કરીને અશુભ રાગની પરિણતિ ટળે એવો ઉપયોગ રાખવાની જરૂર છે સંય-
મના રાગી પુરુષોની ભક્તિનો અશુભમાં ઉપયોગ ન થાય એવો ખાસ ઉપયોગ
રાખવાની જરૂર છે બાહ્ય ત્યાગ તો અભવ્યજીવો પણ પ્રાપ્ત કરી શકે છે,
માટે ક્રોધાદિક મોહ પ્રકૃતિયોનો નાશ થાય એવો અન્તર્ ત્યાગ પ્રાપ્ત કર-
વાની ખાસ જરૂર છે સરાગ સંયમનો પરિપૂર્ણ ભાવ સમજીને ઉત્તમ વ્યવહારને
આચરતાં સંવરનાં સાધનો તેજ આશ્રવ પરિણામને ન પ્રગટાવે એવો દરેક પ્રસંગે
ઉપયોગ રાખવાની જરૂર છે સંવરના અને નિર્જરાના સાધનોનો આશ્રવરૂપે
પરિણામ પામે એવા બાલજીવોને બાહ્ય દૃષ્ટિવી કારણો ઘણાં અનુભવાય છે
માટે આ કાલમાં જેમ બને તેમ આત્માના ગુણો સન્મુખ ઉપયોગ રહે એવી
રીતે ધર્મ વ્યવહાર સાધતી વખતે સ્મરણ ધારણ કરવાની જરૂર છે આ
કાળમાં જેમ વ્યવહારમાં લોકો તરફથી વિશેષ માન મળે, વિશેષ પૂજા મળે
તેમ તેમ જો આત્મોપયોગ ન રાખવામાં આવે તો પરંપરાએ પડવાનું થાય છે
એમ ઘણા ત્યાં અનુભવાય છે માટે ચેતન ! ત્હારી ક્ષણે ક્ષણે વર્તમાન દશા
કેવી વર્તે છે તેને તું ઉપયોગ રાખ

× × × ×

આ કાલમા સત્પુરૂષોનો સમાગમ થવો બહુ દુર્લભ છે **सत्संगतिः कथय किं न करोति पुंसाम् १** । ઉત્તમ સાધુઓ મળવા બહુ દુલભ છે ઉત્તમ સાધુઓની પાસે ઉત્તમ વિચારો હોય છે ઉત્તમ સાધુઓ આત્મજ્ઞાનમા મસ્ત રહે છે અને સમતા વગેરે ગુણોનાડે આત્મ સ્વભાવમા રમણતા કરે છે ઉત્તમ સાધુઓ, પરની નિન્દામા પડતા નથી ઉત્તમ સાધુઓ વૈરાગ્ય ત્યાગાદિ ગુણોનડે શોભે છે ઉત્તમ સાધુઓની દશા જુદા પ્રકારની હોય છે તેઓના વિચારોમા અને આચારોમા અનેકિકતા દેખાય છે ઉત્તમ સાધુઓની મન વાણી અને કાયા પરમાર્થ માટે હોય છે

× × × ×

શુભ કાર્યની સિદ્ધિમા સતત સકલ્પ પ્રવાહોત્સાહ અને અડગ વૃત્તિની અત્યત આવશ્યકતા છે શુભ કાર્યની સિદ્ધિમા વચ્ચે આવતા વિઘ્નોનો નાશ કરવા માટે પરિત ઉપયોગ અને સમયાનૂકલ આત્મબળ સ્ફોરવવાની અત્યત જરૂર છે જે શુભકાયની સિદ્ધિ કરવાની હોય તત્પ્રતિ લક્ષ દેઈને એક ચિત્તથી તે બાબત પ્રતિ કઈને કઈ કર્યા કરવુ જોઇએ, કે જેથી ભવિષ્યમા તે કાર્યની સપૂર્ણ સિદ્ધિ થાય સદ્વિચારોવડે કાર્યની સિદ્ધિમા પ્રતિકુળ વિચારોને અનેક વિચારોવડે અનુકૂલ કરીને સાધ્ય કાર્યની સિદ્ધિ કરવી જોઇએ

મનુષ્યોના ભિન્ન ભિન્ન વિચારો કેવા કેવા સંયોગોમા કેવી કેવી દૃષ્ટિએ કઇ કઇ સ્થિતિમા ઉપજે છે તેનો ખ્યાલ કરીને તત્તત્પ્રયોગે તે વિચારોની અપેક્ષાએ સત્યતા વિચારવી, અને પરસ્પર વિરૂદ્ધ વિચાર ધારક મનુષ્યોને જે જે વિચારોમા ઐક્ય થઇ શકે તે તે વિચારોની અપેક્ષાએ સમાનતા તથા જે વિચારોમા પરસ્પર ભિન્નતા અને અમેળ જેવુ જણાતુ હોય તો પરસ્પર વિરૂદ્ધ વિચારોને ભિન્ન મમત્વ છતા મધ્યસ્થતા અને એની ભાવના વડે એવી સ્થિતિના મનના પ્રયત્ન કરવો વિચા વિરૂદ્ધતાએ પરસ્પર ભિન્ન વિચારક સમાજો બધાઇને બાદવાસ્થળી ન કરે એવો સદુપયોગ અને આચાર ધારણ કરવો જોઇએ ભિન્ન વિચારકોની પરસ્પર મૈત્રી કાયમ રહે અને અપેક્ષાએ અશે અશે સમાન વિચારોમા અશે અશે પરસ્પર ઐક્ય રહે તથા તે તે કાર્યોમા તે તે દૃષ્ટિએ તે તે અશે પરસ્પરની એકતાએ કાર્ય થાય એમ ઉપયોગથી પ્રવર્તવાની આવશ્યકતા છે

× × × ×

સપ્રતિ શરીરમા રહેલ આત્માના અસખ્ય પ્રદેશનુ ધ્યાન ધરવામા આવે છે આત્માના એક પ્રદેશે અનન્ત જ્ઞાન, દર્શન ચારિત્ર અને વીર્યાદિ અનન્ત ગુણો રહ્યા છે આત્માના એક પ્રદેશમા એટલી બધી જ્ઞાનશક્તિ રહેલી છે કે તેમા જગતના ત્રણ કાલના સર્વ દ્રવ્યો અને પર્યાયોનો સમયે સમયે ભાસ થઇ શકે છે જ્ઞેય પદાર્થો અને દ્રવ્ય પર્યાયો અપેક્ષાએ આત્માના જ્ઞાનમા અને દર્શનમા ભાસનાથી આત્માના પર્યાયો ગણાય છે આત્માના એક પ્રદેશના જ્ઞાનમા ત્રણ કાલના પદાર્થો ભાસવાની આત્માના એક પ્રદેશમા રહેલા જ્ઞાનમા એક સમયમા સર્વ જાણવાની શક્તિ રહેલી છે એમ કહી શકાય છે આત્માના એક પ્રદેશના એક સમયના જ્ઞાનમા અસ્તિ અને નાસ્તિપણે આખી દુનિયાના અનન્ત અસ્તિ અને અનન્ત નાસ્તિ ધર્મનો સમાવેશ થાય છે એ પ્રમાણે સમયે સમયે આત્માના એક પ્રદેશમા રહેલા જ્ઞાનના એક સમયમા અસ્તિ ધર્મની અને નાસ્તિધર્મની અપેક્ષાએ આખી દુનિયાના અસ્તિ નાસ્તિ ધર્મ વાળા પદાર્થોનો સમાવેશ થાય છે તે અપેક્ષાએ આત્માના જ્ઞાનમા અસ્તિધર્મની અને નાસ્તિધર્મની અપેક્ષાએ આખી દુનિયા સમયે સમયે જ્ઞેયપણે રહી છે એમ કહેવાય છે આત્મા પણ પોતાના દ્રવ્ય ક્ષેત્ર, કાલ, ભાવની અસ્તિતાએ અને પરદ્રવ્ય પર્યાયોની નાસ્તિધર્મતાએ પોતાનામાં સમયે સમયે રહ્યા છે નાસ્તિ અનન્ત ધર્મની અપેક્ષાએ સર્વ દુનિયા આત્માના જ્ઞાનાદિકમા સમાય છે આત્માનો અનન્ત નાસ્તિધર્મ ખરેખર પરદ્રવ્યોમા રહે છે તે અપેક્ષાએ જગત્મા આત્મા સમાઇ જાય છે, એમ કહેવાય છે આત્માનો દ્રવ્ય, ક્ષેત્ર, કાલાદિકની અપેક્ષાએ અનન્તાસ્તિધર્મ, પોતાનામા રહે છે તેનુ પરદ્રવ્ય રૂપ જગત્મા નાસ્તિત્વ છે તે નાસ્તિધર્મની અપેક્ષાએ જગત્ રૂપ આત્મા ગણી શકાય છે આત્માના જ્ઞાનમા જ્ઞેયરૂપે આખુ જગત્ ભાસે છે તેની અપેક્ષાએ આત્મા વા ઇશ્વર ખરેખર વિશ્વમયી ગણાય છે, અને તેમજ આત્માના જ્ઞાનમા જ્ઞેયની અપેક્ષાએ તથા નાસ્તિધર્મની અપેક્ષાએ આખુ જગત્ ખરેખર આત્મામાં રહ્યુ છે એમ સ્યાદ્વાદદૃષ્ટિએ અનુભવ ગોચર થાય છે તેથી **વિશ્વમયી તુ વિશ્વ તારામાં** એવુ અનેકાન્ત દૃષ્ટિએ આત્મસ્તવન કરેવામા આવ્યુ છે સર્વ આત્માઓમા અને જડ પદાર્થોરૂપ જગત્મા નાસ્તિધર્મપણે મારો આત્મા છે અને મારા આત્મામા સર્વ જીવો અને સર્વ જડ પદાર્થો રૂપ જગત્ નાસ્તિત્વ ધર્મની અપેક્ષાએ રહ્યુ છે, એમ કહેવાય છે આ પ્રમાણે સર્વ પદાર્થોમા નાસ્તિ ધર્મની અને અસ્તિધર્મની અપેક્ષાએ સમયે સમયે સર્વ જગત્ સમાય છે એમ અવબોધવુ

× × × ×

સાધુઓમા વૈરાગ્ય ત્યાગ હોય છે તો તે જગત્‌ને વૈરાગ્ય ત્યાગનો ઉપદેશ તથા લાભ આપી શકે છે સાધુઓમા વિષય વિલાસ, મોજ શોખનો પ્રવેશ થતા ધર્મરૂપ મહેલનો પાયો નાશ પામે છે, અને ધર્મસમાજનો નાશ થાય છે વૈરાગ્યની અને ત્યાગની મૂર્તિરૂપ બન્યા વિના સાધુઓનો ઉપદેશ લોકોને અસર કરી શકતો નથી લાખો વિષયાસક્ત સાધુઓ કરતા ત્યાગી, વૈરાગી એવા બે ત્રણ સાધુઓ સારા જેના હૃદયમા વૈરાગ્ય અને ત્યાગ નથી એવો સાધુ ખરેખર ગૃહસ્થ કરતા ભૂંડો છે વૈરાગ્ય વિના સાધુનો બાહ્ય તથા આન્તર ત્યાગ ટકી શકતો નથી દુ ખગર્ભિત વૈરાગ્યથી અને મોહગર્ભિત વૈરાગ્યથી સાધુમાર્ગની આરાધના થઈ શકતી નથી જ્ઞાનગર્ભિતવૈરાગ્યથી સાધુઓ ચારિત્રમાર્ગ પાળવા સમર્થ થઇ શકે છે બાહ્યથી ધારણ કરેલો સાધુનો વેષ ખરેખર વૈરાગ્ય વિના શોભી શકતો નથી, તેમજ રહી પણ શકતો નથી ત્યાગી વૈરાગી સાધુ બ્રહ્મચર્યની નવ વાડ પાળવા સમર્થ થાય છે દુ ખગર્ભિત વૈરાગી સાધુ કારણ પામીને આ ભવમા વિષયોને ઇચ્છે છે, અને પરભવમા વિષયોને ઇચ્છે છે સમુદ્રમા મનુષ્યનુ નિર્જીવ મૃતક શરીર જેમ રહી શકતુ નથી, તેમ વૈરાગ્ય અને ત્યાગ વિના ચારિત્રમા કોઇ સાધુ રહી શકતો નથી જેનામા વૈરાગ્ય ત્યાગ અને આત્મજ્ઞાન હોય છે, એવો સાધુ વ્યવહારથી અને નિશ્ચયથી ચારિત્ર માર્ગમા રહી શકે છે, અને અન્ય મનુષ્યોને ચારિત્ર માર્ગમા લાવીને સ્થિર કરી શકે છે પાચ ઇંદ્રિયોના ત્રેવીસ વિષયોને વિષ સમાન માનીને તેનો વ્યવહારથી અને નિશ્ચયથી ત્યાગ કરનાર સાધુ ચારિત્રને આરાધી શકે છે વેષ પહેરીને સાધુઓ બનવુ એ સહેલ છે, પણ વ્યવહારથી અને નિશ્ચયથી બ્રહ્મચર્યાદિ વ્રતોને ધારણ કરવા અને વૈરાગ્ય વૃત્તિ વડે ત્યાગ માર્ગમા સદા સ્થિર રહેવુ એ ઘણું મુશ્કેલ છે મોજ શોખ શરીર વિભૂષા, સ્ત્રી આદિનુ નિરીક્ષણ કરવુ, સ્ત્રી વગેરેની સાથે આલાપ સલાપ કરનાર સાધુ પોતાના વ્યવહાર ચારિત્રથી તથા નિશ્ચય ચારિત્રથી ભ્રષ્ટ થાય છે ત્યાગ અને વૈરાગ્યથી વિમુખ, વિષયાભિમુખ વૃત્તિવાળા સાધુઓ ભૂત કાલમા ભ્રષ્ટ થયા, વર્તમાનમા થાય છે અને ભવિષ્યમા થશે વિષયને વિષ, સમાન માન્યા વિના ગમે તેવો વિદ્વાન્ વક્તા સાધુ ખરેખર ચારિત્રથી ભ્રષ્ટ થયા વિના રહેતો નથી ચારિત્ર ધર્મ રૂપ પ્રાણથી સાધુઓ જીવી શકે છે.

× × × ×

જગદ્દૃષ્ટ પર્યાયોમાંથી હું અને મારાપણાની વાસના ટળતી જાય છે તેમ તેમ સ્વસ્વરૂપે જીવવાનું થાય છે દુનિયામાં હુંની અને મારાપણાની મોહ વૃત્તિની મર્યા વિના આત્માની શુદ્ધાનન્દદશાએ જીવવું પ્રગટતું નથી આત્મજ્ઞાનની અનંતજ્ઞેયોને સ્વપરાપેક્ષાએ જાણ્યા પછી વિવેક દશા પ્રગટ થાય છે અને તેથી પરદ્રવ્ય વસ્તુઓમાં અહંવૃત્તિ થઇ શક્તી નથી આત્મજ્ઞાની ગુણગન પર્યાયોના પ્રેમમાં મુગ્ધતો નથી જ્યાં સુધી શરીરનો સંબંધ આત્માની સાથે છે ત્યાં સુધી શરીર ધર્મ બજાવ્યા વિના છુટકો થતો નથી જ્ઞાની મોહની લેશ વિના આત્મશક્તિવડે શરીરનો ધર્મ બજાવે છે અને જગતની પર વસ્તુઓને પર જાણીને આત્મજ્ઞાનમાં રમણતા પૂર્વક આહારાદિ શરીર ધર્મને બજાવતો છતો નિર્ભયપણે આત્મસાધ્યનો ઉપયોગી થઇ પ્રવર્ત્તે છે દુનિયાના સર્વ દ્રવ્યના પર્યાયોને ભૂતકાલમાં આત્માએ પોતાના ઉપયોગમાં લીધા અને વર્તમાનમાં ઉપયોગમાં લે છે જે જે દ્રવ્યના પર્યાયો થયા જે જે થાય છે અને જે જે સર્વ દ્રવ્યના પર્યાયો થશે, તે તે સર્વ પર્યાયો વાસ્તવિક રીતે આત્માના જ્ઞાનમાં જ્ઞેયરૂપે પરિણમ્યા, પરિણમે છે અને પરિણમશે તેથી તે સર્વે જ્ઞેયપણે આત્મજ્ઞાનના પર્યાયો હોવાથી તે સર્વે અપેક્ષાએ આત્માના પર્યાયો જાણવા તે તે સર્વ પર્યાયોમાં જ્ઞાન અને જ્ઞેયની એકતાની અપેક્ષાએ અભેદતા ગણાતા તે તે પર્યાયોમાં જ્ઞાનરૂપ આત્માની અપેક્ષાએ આત્મા છે એમ અવબોધવું દૃશ્ય અને અદૃશ્ય સર્વ દ્રવ્ય પર્યાયોમાં આત્માનો અનંત નાસ્તિ ધર્મ રહેલો છે આત્માના તે નાસ્તિ ધર્મની અપેક્ષાએ આત્મા પોતાનાથી ભિન્ન સર્વ દ્રવ્યોમાં નાસ્તિપણે છે એમ અવબોધવું દૃષ્ટિસૃષ્ટિવાદ વિજ્ઞાનવાદ, વિવર્તવાદ, પરિણામવાદ આદિ સર્વ વાદોના અધ્યવસાયોનું સ્થાન આત્મા છે જે જે અધ્યવસાયો દુનિયામાં ભિન્ન ભિન્ન અવલોકવામાં આવે છે તે તે સર્વ અધ્યવસાયો પૈકી કેટલાક અધ્યવસાયોને આત્માએ સ્પર્શ્યા અને બાકી રહેલા અધ્યવસાયોને ભવિષ્યમાં કારણ સામગ્રી પામીને સ્પર્શશે આત્માની સાથે જ્ઞેયોને જ્ઞાન સાથે સમયે સમયે ભાસ્ય-ભાસ્ય સંબંધ છે આત્માના જ્ઞાનાદિ ગુણો અને તેઓના કાર્યનો વિચાર કરીને આત્મજ્ઞાની વાસ્તવિક ચેતન ધર્મને પોતાનો માનીને તેમાં રમણતા કરે છે અને ઔદયિકભાવ પરિણામનો ત્યાગ કરીને આત્મ ધર્મમાં જાગ્રત્ રહે છે

× × × ×

પ્રતિકુલ વિરોધી સયોગોમા પોતાના સ્વભાવમા રમણતા કરવાની દશા જેમ બને તેમ વિશેષત જાળવવાની જરૂર છે બાહ્યધર્મ દૃષ્ટિએ મહાન્ ગણાતા ઉપાધિમત બાહ્ય ધર્મસયોગો ન થાય તેની પૂર્ણ ચીવટ રાખ દરેક પ્રતિકુલ પ્રસગે વૈરાગ્યભાવ અને સમતા કાયમ રહે છે વા નહીં તેનો ઉપયોગ રાખીને બનતી તેમા શુદ્ધિ કર પૂર્વદશાનો અને વર્તમાન દશાનો ધર્મચારિત્રાર્થ મુકાબલો કરી દરરોજ કઇક નવુ પ્રાપ્ત કરવામા લક્ષ રાખ હાલની સ્થિતિના સયોગોમા પોતાને યોગ્ય દશાનો નિર્ણય કરીને યથાયોગ્ય સ્થિતિમા રહેવા પ્રયત્ન કર

× × × ×

**વત્થુસહાવો ધમ્મો**—વસ્તુનો સ્વભાવ તે ધર્મ છે ષડ્ દ્રવ્યોનો પોત પોતાનો વાસ્તવિક જે સ્વભાવ તે પ્રત્યેક દ્રવ્યનો ધર્મ જાણવો આત્મદ્રવ્યનો વાસ્તવિક જે સ્વભાવ તે જ આત્માનો ધર્મ અવબોધવો આત્માની સાથે રહેલા પુદ્ગલ દ્રવ્યનો જે સ્વભાવ છે તે આત્માનો ધર્મ નથી આત્માના અસખ્ય પ્રદેશો લાગેલા કર્મપર્યાયોનો જે સ્વભાવ છે તેમજ રાગાદિક વિભાવપરિણતિ છે તે આત્મદ્રવ્યનો ધર્મ નથી એમ વિચારીને આત્માના અસખ્ય પ્રદેશો અને તેમા સ્વાભાવિક સત્તાએ રહેલા જ્ઞાન, દર્શન, ચારિત્રાદિ ગુણો તેજ હુ આત્મા છુ, એવો સતત ધારામય ઉપયોગ ધારીને અન્યનુ સ્મરણ કરવુ નહિ આત્માના પ્રદેશોને લાગેલી કર્મની વર્ગણાઓ અને શરીરાદિ હુ નથી, અને તેમા મારૂ કઇ નથી, એવો ત્યાગભાવ ધારીને આત્માના શુદ્ધ ધર્મોપયોગમા એ ઉપયોગથી લીન થઇ જવુ અને આત્માના શુદ્ધોપયોગ વડે થતી નિર્વિકલ્પ દશાનો અનુભવ કરવો આત્માના એકેક પ્રદેશના અસ્તિ નાસ્તિધર્મની અપેક્ષાએ લોકાલોક જગત્ ભિન્નાભિન્નપણે રહ્યુ છે અને તેના ઉત્પાદ વ્યયથી ષડ્ગુણ હાનિ વૃદ્ધિ તથા પર્યાયોની સમયે સમયે પ્રવૃત્તિ થાય છે તેનો પરિત વિચાર કરવો, અને તે ઉપયોગમા લીન થઇ જવુ આ પ્રમાણે ઉપયોગમા લીન થઇ જતા ભેદકલ્પનાનો ઉપચારરોપરૂપ મોહવૃત્તિનો નાશ થાય છે એમ પોતાના અનુભવમા આવે છે આત્માના શુદ્ધોપયોગવડે આત્માના સ્વરૂપમા રમણતા કરવાથી હુ આત્મા છુ, [illegible] છે, એવી જે સ્ફુરણા પૂર્વે ઉઠતી હતી, તેમા

શુદ્ધતા જણાય છે અને સ્વાભાવિક સદુપયોગે આત્મા તે આત્મારૂપ અને જડ તે જડરૂપ ભાસે છે, અને અપૂર્વ સહજ સ્થિરતાની ઝાંખીનો અનુભવ આવે છે અને મન, વચન, અને કાયાની બાહ્ય પ્રવૃત્તિ થતાં છતાં પણ અન્તરની ધૂનનો અનુભવ જાગ્રત્ રહે છે તથા અન્તરની ઉપયોગ ધારાના અભ્યાસ બળ વડે બાહ્ય કાર્યમાં પ્રવૃત્તિ કરતાં છતાં પણ આત્મભાવે જાગ્રત્ રહેવાય છે આ બાબતનો અનુભવ કર્યો છે અને વિશેષપણે અનુભવ કરવા પ્રયત્ન ચાલુ છે આત્માના સ્વાભાવિક ધર્મના ધ્યાનના સંસ્કારો જાગ્રત કરવા જેમ બને તેમ કરવાથી આત્મ ધર્મની શુદ્ધવ્યક્તિપણે થવાનો એ નિશ્ચય છે

× × × ×

સર્વ દુનિયામાં વિશુદ્ધ પ્રેમથી ચિદ્ઘન સત્તારૂપ પરમાત્માને ધ્યેયરૂપે ધારવા, અને તેમનામાં સર્વ પ્રકારની અહંવૃત્તિનો લય કરીને તન્મય બની જવું એ પરા ભક્તિનું ઉચ્ચ લક્ષણ છે સર્વ પ્રાણી માત્રમાં સત્તાએ પરમાત્માને દેખવા અને તેમનો અનુભવ કરવો એ પરમાત્મમય વૃત્તિ ભક્તિ અનગોધી પુદ્ગલરૂપ શરીરોમાં આચ્છાદન થનારા સર્વ જીવોમાં સિદ્ધત્વ દેખવાની ધારણા અને ધ્યાન રાખવું અને જાણે સર્વ જીવો પર કર્માદિ પુદ્ગલરૂપ આચ્છાદન નથી, એમ પરોક્ષ દશામાં અપરોક્ષ સાક્ષાત્કાર કરવાથી સર્વ જીવોની સાથે વૈર વિરોધ રહેતો નથી, અને સર્વ જીવોમાં પરબ્રહ્મનો સાક્ષાત્કાર થાય છે સંગ્રહનય સત્તા દૃષ્ટિથી ધ્યાન ધરતાં પરમાત્મ દશાનો સર્વત્ર અનુભવ રહે છે અને પરમાત્મ સંબંધી પ્રશ્નોનો અને શંકાઓનો પરિહાર થાય છે

જગતમાં શુદ્ધોચ્ચ પ્રેમભક્તિ સેવાજ્ઞાનાદિવડે આત્માના ગુણોને પ્રગટાવીને તેનો અનુભવ કરવાથી તે તે ગુણોની અન્ય મનુષ્યો વગેરે પર અસર થાય છે સૂર્યના પ્રકાશની પેઠે અને કસ્તુરિકાની ગંધની પેઠે ગુણોની ખબર તેના પૂજારીઓને પડે છે અને તેઓ લોહચુંબક વડે જેમ લોહ ખેંચાય છે તેમ ખેંચાઈને ગુણીચારિત્ર ધારકને આવી સેવે છે ચારિત્ર પ્રગટાવો તેથી પૂજ્યો સામા દેખાશે

× × × ×

## " ધર્મ. "

ધર્મ એવો હોવો જોઇએ કે સર્વ દુનિયાના મનુષ્યો ગમે તેવી કર્મપ્રવૃત્તિ કરતા છતા પણ યથાશક્તિ અમુકાશે તેને પાળી શકે પૂર્વે જૈનધર્મને ચારે વર્ણના મનુષ્યો પાળી શકતા હતા ધર્મની અમુક ક્રિયાઓને અમુક અધિકાર પ્રમાણે કરતા પ્રતિબધ-પ્રત્યવાય ન નડે, અને જે વાસ્તવિક રીતે દુનિયામા આત્માની ઉચ્ચ સ્થિતિ કરે, તથા આત્માના ગુણોની ઉચ્ચ સ્થિતિ કરે પરિપૂર્ણ સત્ય સ્વતત્રતાને જે સમર્પે તે ધર્મ ખરેખર પ્રભુનો ધર્મ છે પૂર્વે જૈનધર્મ આવુ ઉદાર વિશ્વવ્યાપકરૂપ વ્યવહારત જગતમા લીધુ હતુ, તેની હાલ સકુચિતતા અનેક હેતુઓથી અવનોમય છે જૈન ધર્મને પુન પ્રગતિ સસ્કાર સાધનોવડે સર્વત્ર વ્યાપક કરવામા આવે તો તે થઇ શકે તેમ છે તેના પ્રચારક મહાપુરુષો અને દેશકાલ માનુકૂલ સામગ્રી હાલ સાપ્રત તો દેખવામા આવતા નથી ભવિષ્યમા બને તે ખરૂ જે ધર્મની પ્રજા પોતાના પ્રમાદથી અન્ય પ્રજાઓ કરતા હીન બને છે, તે અન્ય પ્રજાઓનુ દાસત્વ કરવાને લાયક બને છે, તેવી સુજ્ઞો સમજી શકે છે કે તે ધર્મના સ્વતત્ર સૂત્રો અને તેના પ્રચારક મહાત્માઓ એ બેની તેમા ખામી છે સર્વજ્ઞ વીતરાગ પ્રભુનો ધર્મ સર્વત્ર સર્વમા સર્વથા સદા પરમા આત્મ બુદ્ધિથી દેખવાનુ કહે છે, અને સર્વમા અભેદબુદ્ધિથી આત્મભાવ ધારણ કરીને સર્વ જીવોનુ ભલુ ઇચ્છવાનુ અને સર્વ જીવોનુ શ્રેય કરવાનુ કહે છે, અને ખરી સ્વતત્રતા સરક્ષવાનુ કહે છે તે પ્રભુનો ધર્મ પાળનારા મનુષ્યો પરતત્ર દાસત્વને પામે તો સમજવુ કે તે સર્વજ્ઞ વીતરાગ પ્રભુનો ધર્મ સમજી શક્તા નથી વેદાન્તધર્મ કરતા પણ અનેક નયોની અપેક્ષાએ વ્યાવહારિક અને પારમાર્થિક સ્વતત્રતાન્તનિસુખના ઉપાયોને બતાવનાર જૈનધર્મ ખરેખર કરોડ મુખવાળો છે તેમા સકુચિતતા એ કેવલ અજ્ઞતાનુ પરિણામ છે કર્મયોગ વ્યવહારાદિની સાથે આત્મધર્મના અધિકાર પ્રમાણે વર્તવાનો ઉપદેશ દેનાર જૈનધર્મ ખરેખર અનેક શુભાશયોનો અને શુભાચારોનો મહાસાગર છે છતા તેમા ખાબોચીયા જેવુ કઇ ભાસે તે અજ્ઞાનતાનુ પરિણામ છે અનેક પેક્ષાઓવડે જે સાપેક્ષ નયવાદપૂર્વક સમ્યગ્દૃષ્ટિપણુ જણાવે છે એવા જૈનધર્મની વિજ્ઞાનખૂબીઓને વિરલ જ્ઞાનીઓ જાણી શકે છે અનેક નયોની અપેક્ષાએ અનેક ધર્મનો સ્યાદ્વાદરૂપ આત્મતત્ત્વના સમાવેશ થાય છે, એવા જૈનધર્મને જાણનારા જૈનો દુનિયામા ગૃહસ્થપણે પણ ઉચ્ચ હોય છે,

તે સર્વ રીતે સિદ્ધ થતા જાય છે એવી સ્થિતિ પ્રાપ્ત થવાના પ્રગતિ સંસ્કારોના સાધનો પ્રગટો

* * * *

' ભક્તિ '

ભક્તિનો માર્ગ ઉત્તમોત્તમ છે દેવગુરુપર પૂજ્યબુદ્ધિ ઉત્પન્ન થાય છે ત્યારે ભક્તિમાર્ગનો જીવ અધિકારી બને છે વાદવિવાદ, ચર્ચા વગેરેની માથાકૂટ કરવા કરતાં ગુરુ આદિ પૂજ્યોને પરિપૂર્ણ પ્રેમથી સેવવા અને તેમને પોતાના પ્રાણાદિનું સત્યનિષ્ઠાથી સમર્પણ કરી નિરુદ્ધવૃત્તિમય થઇ જવું એજ પરમાત્મપદપ્રાપ્તિનો સરલ ઉપાય છે પૂજ્ય દેવગુરુનું સ્મરણ, તેમની કથા અને તેમનું ધ્યાન અને તેમના અર્થે શરીરાદિનો કર્મયોગ છે હનુમાનની રામચંદ્રમાં એટલી બધી ભક્તિ હતી કે, તેના શરીરના રૂંવે રૂંવે રામચંદ્ર દેખાયા હતા એમ સંભળાય છે ગૌતમની મહાવીરપ્રભુપર એવી ભક્તિ હતી પૂજ્ય અને પૂજકનો, સ્વામી અને સેવકનો શિષ્ય અને ગુરુનો શુદ્ધપ્રેમથી જ્યાં અદ્વૈતભાવ છે ત્યાં ખરી ભક્તિ પ્રગટી શકે છે જ્ઞાનમાર્ગ કરતાં ભક્તિમાર્ગમાં એટલું વિશેષ છે કે ભક્તિમાં સર્વસ્વનો ત્યાગ કરીને પૂજ્યની દૃષ્ટિએ પોતાને દેખવું પડે છે અને પૂજ્યના વિચારો તેજ પોતાના વિચારો, પૂજ્યની આકૃતિ તેજ પોતાની આકૃતિ અને પૂજ્યના અનુકરણમાં મન, વચન કાયા વગેરેની પ્રવૃત્તિ થાય છે પૂજ્ય ગુર્વાદિની આજ્ઞા અને તેમના અર્થે બાહ્ય શરીરાદિ છે એવી ભક્તિની ઉચ્ચસ્થિતિ હોવાથી ભક્ત કદાપિ મુક્તિમાર્ગથી ભ્રષ્ટ થતો નથી તે જે જે કરે છે તેનું ફળ થયા વિના રહેતું નથી ભક્તના ગમે તેવા દોષોનો ભક્તિના પ્રતાપે નાશ થાય છે, અને તે જીવતો છતો પણ મુક્તની પેઠે નિરુદ્ધવૃત્તિની ઝાંખીનો અનુભવ કરી શકે છે ભક્તિના પરિણામથી ભક્ત પોતાના ઇષ્ટદેવ ગુરુની સહજમાં પ્રાપ્તિ કરી શકે છે વાત્સલ્ય, સેવા વગેરે ગુણોનો ભક્તિમાં સમાવેશ થાય છે ભક્તનું અલ્પજ્ઞાન પણ કાલાન્તરે વિસ્તારયુક્ત થાય છે, અને તે ગમે તેવા વિકટ માર્ગમાંથી પસાર થઇને પ્રભુના સરલ માર્ગમાં આવે છે ભક્તિના આધીન ભગવાન છે એમ જે કહેવાય છે તે સત્ય છે ભક્ત પોતાના ગુરુને હૃદયમાં ધારીને મુક્તિને અને પ્રભુને હૃદયમાં સાક્ષાત્ અનુભવી

શકે છે **જ્ઞાની પિતા જેવો છે, અને ભક્ત માતા જેવો છે.** ધર્મની પરંપરાને વધારનાર ભક્ત છે ગુરૂના હૃદયમા ભક્તનો વાસ છે અને તેનો સત્વર ઉદ્ધાર થાય છે શુદ્ધપ્રેમલક્ષણા ભક્તિવાળા ભક્તને પ્રભુ પ્રાપ્ત થયા વિના રહેતા નથી ભક્ત પોતાની ઉચ્ચ ભક્તિના પ્રતાપે સર્વત્ર પ્રભુની મૂર્તિયો દેખી શકે છે, અને તે અભેદભક્તિના યોગે સર્વદા સર્વથા ભગવાનથી પોતાને અભિન્ન દેખે છે

× × × ×

જૈનધર્મના મૂળ સિદ્ધાન્તો ઉદાર અને પ્રત્યેક પ્રાણીને આત્માની ઉચ્ચતા દર્શાવનાર આદિ હેતુઓની સાપેક્ષ શૃંખલાથી પરસ્પર સુનિયત છે આર્યો અને અનાર્યો પ્રત્યે તેઓ ભેદભાવ રાખ્યા વિના સર્વને એકસરખી રીતે આત્માની પરમાત્મતા પ્રકટ કરવાનો ઉપદેશ દર્શાવે છે, અને આત્માની પરમાત્મતા પોતાનામા જ કરવાની છે એમ જણાવીને સર્વ પ્રકારની ઇચ્છાનો આત્મામા જ સમાવેશ કરવા પૂર્વક સહજ સુખસ્વાતંત્ર્યનો માર્ગ ખુલ્લો કરે છે જે જે વિદ્વાનોને જૈનધર્મની સંકુચિતતા લાગતી હોય તો તે વર્તમાનમા વર્તતા કેટલાક સંકુચિત જૈનોના વિચારોથી અને આચારોથી જ શ્રીમહાવીરપ્રભુએ આત્માની પરમાત્મતા થવાના જે જે પ્રગતિમય સંસ્કારિત ઉચ્ચોદાર ઉપદેશો કર્યા છે, તેજ શ્રીવીરપ્રભુના જૈનધર્મની વિશ્વવ્યાપકતાનો એક ખાસ નમુનો છે શ્રીવીરપ્રભુએ વેદમાથી સાપેક્ષદૃષ્ટિએ જ્ઞાનભક્તિ આત્માદિ તત્ત્વો સમજાવીને જૈનધર્મની વિશ્વવ્યાપકતાનો આદર્શ પ્રગટ કર્યો છે જૈનધર્મે સર્વજનત્વ અને સર્વવ્યાપકત્વરૂપ ધારણ કર્યું એ ખરેખર તેનામા રહેલ ઉદાર તત્ત્વો અને જગત્ પ્રતિ અત્યંત પરોપકારવૃત્તિને આભારી લખી શકાય જૈનધર્મે સ્થૂલ જગતમા સર્વત્ર વ્યાપકત્વરૂપ લીધા પશ્ચાત્ તેનો પ્રકાશ મન્દ મન્દ થવા લાગ્યો તેનું કારણ એજ ગણી શકાય કે સર્વ ધર્મને પોતાની કક્ષામા અનેક નયોની અપેક્ષાએ સમાવીને જગતના મનુષ્યોને ધર્મજિજ્ઞાસા-તૃપ્તિ આપનાર મહાત્માઓ જેવા જોઇએ તેવા મહાત્માઓનો તે પ્રમાણમા પ્રાદુર્ભાવ ન થવા લાગ્યો, તેથી ભારતવાસીઓના મનમા શ્રીવીરપ્રભુના આત્માની પરમાત્મતા થવાના અને જગતમા પૂર્ણ સુખમય જીવન જીવવાના વિચારોનો થતો પ્રચાર અટક્યો શ્રીવીરપ્રભુના ઉચ્ચ ધાર્મિકવિચારોને આચારમા

મૂળીને વ્યવહારમાં વર્તાવનારા મહાત્માઓ જેમ જેમ અલ્પ પ્રમાણમાં પ્રગટવા લાગ્યા, અને મતવિભેદથી ધર્મકલેશ વૃદ્ધિ પામ્યો, ત્યારથી જૈનધર્મનો વિશ્વવ્યાપક ધર્મ તરીકેના મહાતત્ત્વનો અપ્રકટ થવા લાગ્યા અને અન્ય વેદાન્તાદિ મતો ત્યાંઓ ભારત બન્ધુઓની ધર્મજીજ્ઞાસાને પોતે યથાયથચિત્ તૃપ્ત કરવા લાગ્યા શ્રીવીરપ્રભુના વખતની પેઠે વ્યાપક સાધારણ તત્ત્વોની મુખ્યતા અને સામાન્ય વ્યાપક આચારોની મુખ્યતા કરીને પુન જૈનધર્મનો પ્રચાર કરવામાં આવે તો તેનું પરિવર્તન, ઉન્નતિ અને વિશ્વવ્યાપકતા પુન. પ્રગટી નીકળે

× × × ×

## " પ્રગતિ "

મનુષ્યોની પ્રગતિનો આધાર તેની ચારે તરફ વ્યાપ્ત થએના વિચારોના અને આચારોના સયોગો પર રહેલો છે મનુષ્ય કેવો છે ? તેનું અનુમાન કરવું હોય તો તેની ચારે તરફ રહેના સયોગો દેખીને કઇક અનુમાન પર આવવું જોઇએ મનુષ્ય ભૂતમાં કેવો હતો, તે તેની વર્તમાન દશા પરથી જણાઇ આવે છે, અને ભવિષ્યમા કેવો થશે તે તેના સાપ્રત વિચારોથી અને આચારોથી નિર્ણય થઈ શકે છે આપણું ભવિષ્ય કેવુ હશે તેનો નિર્ણય કરનાર આપણે પોતે છીએ. મનુષ્ય ભવિષ્યમા કેવો થશે તે તેનો આત્મા નિર્ણય કરી શકે તેમ છે પોતાનું શું થશે તે પોતાના આત્માને પૂછો ભવિષ્યમા પોતાને કેવુ સુખ મળશે તેનો વર્તમાનકાળના વિચારોપર આધાર છે ભૂતકાળના વિચારોનુ અને આચારોનું પરિણામ સાપ્રત ભોગવાતું પ્રારબ્ધ છે, અને સાપ્રત વિચારોનુ અને આચારોનુ પરિણામરૂપ પ્રારબ્ધ ભવિષ્ય માટે થશે એમ ભવપરપરામા થતુ આવ્યુ છે અને થાય છે ક્ષણે ક્ષણે થતા શુભાશુભ વિચારો પોતાનું ફળ દર્શાવ્યા વિના રહેતા નથી શુભાશુભ પ્રારબ્ધરૂપ ફલ એ પોતાના આત્માએ કર્યુ છે, અને તેનો ભોક્તા પણ પોતાનો આત્મા છે, તેમા અન્યો નિમિત્તમાત્ર છે તેઓના પર રાગ વા દ્વેષની લાગણી પ્રગટ કરવાની કઇ જરૂર નથી પોતે કરેલુ શુભાશુભપ્રારબ્ધ ભોગવતા સમભાવ રાખવો જોઇએ આપણા આત્માની પ્રગતિનો આધાર ચારે તરફ આવેલા વિચારાદિ વાતાવરણ પર રહેલો છે આત્માની શુદ્ધતા કરવા માટે મનમાં થતા વિચારોપર પૂર્ણ લક્ષ આપવુ જોઇએ અશુભ વિચારોને હઠાવીને તુર્ત

શુભ વિચારોમાં મનને રોકવાની શક્તિ આવી એટલે સમજવું કે આપણો આત્મા યોગ પ્રગતિમાર્ગમાં પ્રવૃત્ત થયો છે. અશુભ વિચારો પરત્વેથી શુભકર્મમાં પ્રશસ્ય માર્ગ પ્રગટાવવાની શક્તિ આવી એટલે સમજવું કે આત્મા પોતાના માર્ગમાં પૂર્ણ વેગે ગમન કરવા શક્તિમાન્ થયો છે સર્વ પ્રકારની મોહવાસનાનો ક્ષય કરવો એજ મંગાવિ માર્ગ છે.

× × × ×

ભૂતકાલમાં કરેલા વિચારોનુ વર્તમાનમા સ્થૂલ પરિણામ ફલ અનુભવાય છે દિવસના વિચારો સ્વપ્નમા સીનેમેટોગ્રાફની પેઠે સ્થૂલરૂપ ધારણ કરે છે, તદ્વત્ વર્તમાનમાં કરેલા રાગાદિના વિચારો ભવિષ્યમા સ્થૂલ પરિણામસ્વરૂપ ધારણ કરશે. દિવસમા કામીએ દેખેલી સ્ત્રી તેને રાત્રીએ સ્વપ્નમા દેખાય છે તે પ્રમાણે મોહવૃત્તિના સાંપ્રતકાલમા થએલા સૂક્ષ્મરૂપો ભવિષ્યમા અમુક સ્થૂલાકારે પરિણામને પામે છે, એમ અવબોધીને આત્માની શુદ્ધિવૃદ્ધિ કરવા અને વાસનાઓનો પરિપૂર્ણ ક્ષય કરવા નિવૃત્તિમાર્ગમા અત્યંત આગળ વધવું જોઈએ, અને મોહાદિ વૃત્તિયોથી ભિન્ન સર્વથા નિર્મલ આત્માનો અનુભવ થાય એવો આત્મોપયોગ પ્રાપ્ત કરવા માટે સત્સમાગમ વગેરે હેતુઓને અત્યંત ખંતપણે સેવવા ૐ શાન્તિ ૩

× × × ×

પ્રભુપર અત્યંત પ્રેમ જેનો હોય છે, તેને જગતના સર્વ જીવોમા પ્રભુત્વ દેખાય છે જે સર્વ પ્રાણીઓ પ્રતિ પ્રભુ જેવી પ્રીતિ, ભાવના અને સદ્વર્તન ધારે છે, તે પોતે પ્રભુરૂપ છે, એમ નય સાપેક્ષદૃષ્ટિથી અવબોધવું અખિલ વિશ્વમા જેની સર્વત્ર પ્રભુભાવના પ્રસરી છે, તેના ધાર્મિક વિચારોમા અનન્તગણ સ્વરૂપાનુ હોય છે, અને તે અનન્તતાને પ્રાપ્ત કરી શકે છે સમાધિ આપ્રાપ્ય અને વ્યક્તિએ પ્રાપ્ય એવા સર્વ જીવોમા પ્રભુના ગુણોને સત્તોપયોગદૃષ્ટિએ જે ભરે છે, અવલોકે છે, તે પોતે પ્રભુનામા ... ધારે છે, એમ ...

સામ્પ્રત શાન્તિયોગે અનેક ધર્મના વિદ્વાનો, શાસ્ત્રો, પત્રો વગેરે વડે પ્રાચીન ધર્મોની શોધ ચલાવ્યા કરે છે તેથી સાંપ્રત જગત્ પર અત્યંત સત્યનો પ્રકાશ પડે છે અને ભવિષ્યમાં પડશે ભૂસ્તર શાસ્ત્રિયોની ધર્મ શાસ્ત્રિયોની જ્યોતિ શાસ્ત્રિયોની ઐતિહાસિક વૃત્તાંતવિજ્ઞોની અનેક પ્રાચીનભાષાવિદોની અને વૈજ્ઞાનિકોની વર્ષે વર્ષે અમુક સ્થળે સભાઓ ભેગી થાય, અને તદ્દન તથ્ય દલીલોપૂર્વક પરસ્પર આનુભવિક વિચારોની આપ લે કરીને આગળ વધવામાં આવે તો દુનિયાને સર્વ વિષયોના જ્ઞાન સંબંધી વિશેષ લાભ મળી શકે પ્રાચીન ધર્મશાસ્ત્રોની ભાષાઓના પરસ્પર વાગ્દમાન્યથી પ્રાચીન કાલના જ્ઞાન સંબંધી સ્વચ્છ પ્રકાશ પડે છે, અને પ્રાચીનકાલ તથા વર્તમાન કાલીનવિચારોનો અને આચારોનો સમ્યક્ મુકાબલો કરી શકાય છે ભૂસ્તર શાસ્ત્રવિજ્ઞો તેમજ પ્રાચીનધર્મશાસ્ત્રવિજ્ઞો જેમ જેમ પ્રમાણ પુરસ્સર સત્ય શોધમાં આગળ વધશે તેમ તેમ સંકુચિત કદાગ્રહવિચારોની માન્યતાઓ દૂર કરવા તેઓ વિશેષ શક્તિમાન્ થશે ધર્મતત્ત્વના વિચારો અને આચારો પ્રત્યેક ધર્મમાં કેવા કેવા દ્રવ્ય, ક્ષેત્ર કાલ, ભાવના સંયોગોમાં ભિન્ન ભિન્ન થયા અને તેથી તે તે દેશના ધર્મસંસ્થાપક મનુષ્યોએ કેવું કેવું સત્ય ગ્રહ્યું હતું અને તેથી તે દેશ તે વખતે કેવો જ્ઞાનમાં વૃદ્ધિ પામ્યો હતો, અને કેટલો સુધર્યો હતો તે શોધથી સહેજે જાણવામાં આવે છે ભિન્ન ભિન્ન ભાષાઓનો અને ભિન્ન ભિન્ન ધર્મના આચારવિચારશોધોનો, ભિન્ન ભિન્ન, દ્રવ્ય, ક્ષેત્ર, કાલ ભાવમાં ઉત્પન્ન થએલા ધર્મ સંસ્થાપકોનો મુકાબલો કરવા અનુભવીએ યથામતિ ઉચિત સમર્થ થઈ શકે છે એમ પ્રાચીન અને અર્વાચીન સર્વ ધર્મવિદો અનુભવથી જાણી શકે છે જૈનાગમોમાં નિરૂપણ કરેલાં તત્ત્વોને વૈજ્ઞાનિક પરીક્ષાથી જ્યારે જૈનધર્મ સંબંધી ઉત્તમ પ્રકાશ પાડી શકશે જૈનધર્મ પોતાની પ્રાચીનતા, ભારત અને તે કરતાં ઐતિહાસિક વૃત્તાન્તો તથા તે કરતાં ઉત્તમ વિચારોથી સિદ્ધ કરી શકે છે અને ભવિષ્યમાં કરશે જૈનધર્મ વાઙ્મય ગ્રંથોનો પૂર્વે ઘણો નાશ થયો, થાય છે, તેથી તેમાં ઉત્તરકાલાદિનું વર્ણન હશે તે હાલ ન મળી શકે તો ના નહીં

× × × ×

જૈનો જ્યારે શ્રી મહાવીર પ્રભુના ઉચ્ચ આશયોથી દૂર થવા લાગ્યા; અને સંકુચિત દૃષ્ટિથી જૈનસમાજના બંધારણ જેવા આચારોમાં પ્રવૃત્ત થયા તેથી જૈનો અમુક જાતિ તરીકે હાલ વિદ્યમાન રહ્યા છે જૈનો આચારોના અને સદ્વિચારોના જૈનસમાજ બંધારણ તરફ તથા તેના વિશાલ પ્રસાર તરફ સંકુચિતવૃત્તિથી ન પ્રવર્ત્યા હોત અને જનસમાજની ધાર્મિક રૂચિને અનુસારે વિચારસંકલનાને ગુંથી હોત તો કુલાચાર તરીકે ચારે વર્ણમાં સંપ્રતિ પણ જૈનો વિદ્યમાન રહેત, અને તેઓ યથાશક્તિ વર્ણકર્માનુસારે સર્વ લોકોને જૈનધર્મ આચરતા દેખી શકત જૈનાચાર્યોએ પુસ્તકોમાં આવી સંકુચિતતા દર્શાવી હોય એમ પ્રાય અવલોકાતું નથી, પરંતુ રૂઢિના બંધનો અને સંકુચિત વિચાર, પક્ષબંધન રૂઢિના આચારોના પ્રવર્તક ગૃહસ્થોએ તત્સંબંધી ભવિષ્ય સ્થિતિનો તથા આત્મિકધર્મવિશાલતા અને ઉદારતાનો વિચાર ન કર્યો તેથી વર્તમાનના કેચિત્ ધર્મવિશાલતાપ્રચારક પ્રતિઘાતક ધાર્મિક સ્થિમધનભૂતવિચારો એકદમ જૈનસમાજમાંથી દૂર કરી શકાતા નથી તેમજ તે રૂઢિબંધનો એકાન્તે ધર્મના અંગો છે, એમ રૂઢિના પૂજારીઓ સંકુચિતવૃત્તિથી સ્વીકારીને ધર્મપ્રચારક વિશાલ વિચારોને અને તેના ઉપદેશકોને ધિક્કારવા પ્રયત્ન કરે છે સર્વદેશીય સર્વવર્ણગ્રાહ્ય અને સર્વત્ર આરાધ્ય જૈનધર્મ કરવાને ઉદાર ધર્મ સમાજ નિયમો અને વિચારો પ્રચાર કરવામાં યાવત્ પ્રતિશ્રેણિઓ આવીને ઉભી રહે છે, તાવત્ જૈનધર્મના પાલકો દુનિયામાં અમર રહે, એવી આશા પરિપૂર્ણ રાખી શકાય નહિ જે ધર્મના આચારો અને વિચારો સંકુચિત કરવામાં આવે તો તે ધર્મ માનો કે આખી દુનિયાનો ધર્મ હોય તો પણ તેના પાળનારાઓની સંખ્યાનો ઘટાડો થતાં તેનો હળવે હળવે વિનિપાત થઇ શકે છે અને તેનું અસ્તિત્વ ગ્રંથોમાં રહી શકે છે તથા ધર્મવિચારો તરીકે તે ઐતિહાસિક ગ્રંથોમાં અમર રહી શકે છે પરંતુ ધર્મના અનુયાયીઓ તરીકે તે સ્વાસ્તિત્વ સંરક્ષી શકે નહિ જૈનોના અસ્તિત્વ સહ જૈનધર્મ તત્ત્વોનું અસ્તિત્વ જે રહ્યું છે તેમાં જે હાનિ થઇ છે તે તો વાસ્તવિક રીતે વિચારીએ તો સામાન્ય ધર્મ વિચારોમાં નાના ભેદો અને તેના યોગે ભિન્ન ભિન્ન સંકુચિત વિચારોના અને આચારોના રૂઢિ બંધનોની ધનગ્રંથી અને જૈન સમાજમાં નાના મતભેદે ઉદાગ્રતા અને મતસહિષ્ણુતાને સ્થાને વ્યાપ્ત ધર્મ ક્લેશ, અસહનતા, કુસંપ વગેરે કારણો છે રાષ્ટ્ર પ્રવર્ધક સામ્પ્રદાયિક સામ્પ્રત વિચારકારક પ્રધાન મંડળોના દ્રવ્ય ક્ષેત્ર કાલાનુસારે પ્રવર્તિત વિશાલ લાભપ્રદ

સુનિયત નિયમોની પેઠે જૈનધર્મ સામાજીક પ્રબંધક સામ્પ્રત યોગ્ય વિચાર સુનિયત નિયમોનો પ્રચાર કરવામાં આવે તો જૈનોની સંખ્યામાં ઉદારભાવના એ વિસ્તૃત વૃદ્ધિ થઇ શકે એમ નિઃશંકતાએ નિશ્ચય થાય છે. સામાન્યતઃ અનેક ગૃહસ્થો તરફથી એમ સાધુઓ ઉપાલંભ વા અભ્યાશયોથી પણ કથવામાં આવે છે કે—જૈન સાધુઓ, પૂર્વાચાર્યોની પેઠે નવીન જૈનો કરતા નથી, પરન્તુ તેઓ પરિત વિચાર કર્યા વિના અસદ્વત્ બોલી જાણે છે. ગૃહસ્થ જનોને પૂછવામાં આવે તો તેઓ મૂકવત્ રહી શકશે. શું ગૃહસ્થ જનો જ્ઞાતિમાં રૂઢિબંધનોની સંકુચિતતાનો ત્યાગ કરીને કંઇ વિશાલાચાર કારક જ્ઞાતિબંધનો તરફ લક્ષ આપી શકે તેમ છે ? અન્યવર્ણના મનુષ્યો જો જૈનધર્મ આદરે અને તેઓને તે તે વર્ણની જ્ઞાતિવાળાઓ જ્ઞાતિબહાર કરે તો સાંપ્રત વણિક જૈનો તેઓને જ્ઞાતિકન્યા વ્યવહાર આદિની સાહાય્ય કરી શકે તેમ છે ? પ્રત્યેક વર્ણના મનુષ્યો જૈનધર્મના દેવ ગુરુ, પૂજાદિના આચારોને સમાચરી શકે એવા વિચારોને અને આચારોને નિયત કરવામાં સાંપ્રત જૈન સમાજે કંઇ પણ સંઘદ્વારા ઠરાવો કર્યા છે ? પ્રત્યુત્તરમાં કહેવાશે કે તેમાનું કંઇ નહિ. જૈનો ! **તમો ધર્મમાં અન્યને દાખલ કરવામાં મુસલમાનોના જેટલા ઉદાર હોવ તો નથી એમ મુક્તકંઠે કથવું પડે છે.** ખ્રીસ્તિઓની અને મુસલમાનોની પેઠે ધાર્મિક બંધનોમાં સુધારાની આવશ્યકતા સ્વીકારીને જૈનોની પ્રત્યેક વર્ગદ્વારા વૃદ્ધિ થાય એવા સખ્ત ઉપાયો આત્મભોગ આપીને યાવત્ ન લેવામાં આવે તાવત્ જૈનધર્મની ઘટતીમાં કંઇ પણ ફેર કરી શકાય તેમ નથી. હવે તો જૈનો ! ચેતો. કંઇક વિચાર કરો અને આત્મભોગ આપીને કંઇક કરો. રૂઢિના એમને દાસ ન બનો.

× × × ×

માણસા અને તેની આસપાસના ચાવડાવંશીય રજપૂતો જૈનધર્મ પાળતા હતા ચાવડા રજપૂતો વણિક તરીકે થએલા માણસાના ઉગરચંદ કરમચંદ વાળા વગેરે છે રાજાઓ ઠાકોરો વગેરેનો જૈનસાધુઓની સાથેનો પરિચય ટળવાથી અને બ્રાહ્મણોનો પરિચય થવાથી રાજાઓ ઠાકોરો વગેરે વેદાન્તધર્મના અનુયાયી થવા લાગ્યા

માણસા તરફના ચાવડા વગેરે રજપૂતો દયાધર્મને પાળે છે અને જૈન સાધુઓ તરફ પ્રેમ તથા માનની દૃષ્ટિથી દેખે છે જૈન સાધુઓએ તેમની ઉન્નતિ થાય, એવા ઉપાયોનો ઉપદેશ દેવો જોઈએ તેમના પરિચયમાં આવીને જૈનોએ સાહાય્ય કરવી જોઈએ રજપૂતાદિ અન્ય જાતોના ઉદ્ધાર માટે આત્મભોગ આપ્યા વિના તેઓનું જૈનધર્મની ઉત્તમતા સંબંધી મન્તવ્ય સિદ્ધ થતું નથી સામ્પ્રત પેઢીની સાથે અને કન્યા વ્યવહાર આદિના સાનુકુલ સંયોગોની સાથે ધર્મનો ઉપદેશ કંઇક અસર કરી શકે તેમ છે કરોડો રૂપૈયાનો ભોગ આપીને ગુરૂકુલો સ્થાપીને તેમાં રજપૂત વગેરે વિદ્યાર્થીઓને ભણાવવામાં આવે તો ભવિષ્યમાં જૈનધર્મનું સજીવનાવસ્થામાં ઉત્તર પરિવર્તન થઇ શકે તેમ છે અરે જૈનો ! તમારી આંખો ક્યારે ઉઘડશે ? તમારા કરોડો રૂપૈયા નકામા ખરચાય છે તે સંબંધી વિચાર કરો **સંકુચિત વિચારોના ગુલામ બનીને અરે તમે આખી દુનિયાને આત્મસુખ સ્વતન્ત્રતા સમર્પનાર એવા જૈનધર્મની મહત્તા ન ઘટાડો.** અરે સાધુઓ ! તમો પરસ્પર ધૂળ જેવી બાબતોમાં જ વાસ્થળી ન કરો

× × × ×

જૈનધર્મ મતભેદમાં ભિન્ન ભિન્ન સંખ્યામાં પરિગણિત જૈનબાંધવો ? સંપ્રતિ જાગ્રત્ થઇને તમારૂં વ્યાવહારિકાભ્યુદય શ્રેય અને ધાર્મિકાભ્યુદય શ્રેય પ્રતિ લક્ષ દો તમારૂં અસ્તિત્વ સંરક્ષાયલું રહે અને તેથી અનેક વિશાલ દીર્ઘદૃષ્ટિ સાધ્ય ધર્મસમાજ વિસ્તાર પ્રતિદિન પ્રવૃદ્ધ થાય એવા સામ્પ્રત સદ્વિચારોને લોક-ભયમતાનો ત્યાગ કરીને આત્મભોગ પ્રવર્તન પૂર્વક સત્ય કૃતિરૂપે સ્થૂલ જગત્ ધર્મ સમાજમાં અનેક સંકટો સામા ઉભા રહીને પ્રકટ કરશો તો સ્વધર્મ સમાજાસ્તિત્વ સંરક્ષક તરીકે ગણાશો અન્યથા તમારી સંકુચિત દૃષ્ટિ, મન્દભાન, દૈન્ય, સ્વાર્થવૃત્તિ આદિથી ભવિષ્યમાં

ઈતિહાસના પત્ર પર તમારૂં વર્તન કાલિમાને ધારણ કરશે, અને ભવાન્તરમાં તમને સ્વર્ગાદિ સુખની પ્રાપ્તિ થવાની નથી ઉદારદૃષ્ટિ પ્રવર્તક જૈનતત્ત્વ સાનુકૂલ નીતિ સદાચારોને માન્ય રાખી ધર્મસમાજ સંકુચિતમારક વિચારોને અને આચારોને હાંકી કાઢો તથા સંકુચિત રૂઢિ બંધન વિચાર માન્યિધારક સંકુચિત દૃષ્ટિવંત મુનિ વા ધનવંત ગૃહસ્થ હોય તો પણ તેના પરાધીન ન બનો એ શિક્ષા પુનઃ પુન હૃદયમાં ધારવા યોગ્ય છે

× × × ×

પ્રત્યેક ધર્મના ઐતિહાસિક વા તેની સ્થાપના કરનારા પુસ્તકના વાચનથી તે તે કાલના ધાર્મિક લોકોની દ્રવ્ય ક્ષેત્ર કાલ ભાવાનુસારે કેવી સ્થિતિ હતી ? તેનુ હૃદય આગળ ચિત્ર ખડુ થાય છે જે જે વખતે ધર્મના પુસ્તકો વિદ્વાનો ધર્મની સ્થાપનાર્થે લખે છે, તે કાલમાં તે તે વિદ્વાનો પોતાના ધર્મની મહત્તા કરવા શું શું લખે છે અને અન્ય પ્રચલિત ધર્મો પ્રતિ કેવી દૃષ્ટિથી શું શું લખે છે તે અવલોકી શકાય છે અને તેથી સત્યાસત્યનો વિવેક કરી શકાય છે જે જે દેશમાં જે જે ધર્મો તત્ તત્ સમયે પ્રચલિત હોય છે તેનું ક્વચિત્ કદાપિ ઉલ્લેખન તત્ તત્ કાલમાં રચાયલા પુસ્તકોમાં અમુક દૃષ્ટિએ કરવું હોય છે, તે વાચનથી અવલોકી શકાય છે પૂર્વ કાલમાં પ્રત્યેક ધર્મના રચાયલા પુસ્તકોથી તે સમયે સમાજ પર કેવી અસર થઇ હતી, અને અધુના તે તે ભિન્ન ભિન્ન ધાર્મિક પુસ્તકોના વિચારોની જૈન સમાજ પર કેવી અસર થાય છે, તથા પૂર્વકાલના ધાર્મિક ગ્રંથોમાંના કયા ધાર્મિક ગ્રંથના વિચારોની સંપ્રતિ પણ જૈન સમાજપર વિશેષ અસર દેખાય છે, તે સૂક્ષ્મ દૃષ્ટિથી અવલોકવામાં આવે તો જનસમાજમાં ધાર્મિક વિચારો પ્રસરાવવા માટે વિશેષાનુભવ મળી શકે તેમ છે તથા તેથી ધાર્મિક વિચારોમાં અને આચારોમાં સુધારો કરી શકાય છે

× × × ×

## "ઐક્ય."

શસ્ત્રોના કરતા જગતમા ઐક્યબળ વિશેષ કાર્ય કરી શકે છે એક સરખા વિચારો, એક સરખો પ્રેમ, એક સરખુ સકલ્પબળ અને એક સરખી પ્રવૃત્તિવડે અનેક મનુષ્યો જે જે કાર્યો કરે છે તેમા તેઓને વિજય દેવી વરમાળા આરોપ્યા વિના રહેતી નથી ઐક્યબળથી મતિકલ્પના વડે અપ્રાપ્ય કાર્યોનુ શીઘ્ર પરિણામમય ફલ પ્રગટે છે, કે જેને અવલોકી મનુષ્યો ઐક્યબળનુ મુક્તકઠે ઊંચી અવાજે વર્ણન, પ્રશસન કર્યા વિના રહેતા નથી ઐક્યબળ જ્યા પ્રગટીને પોતાની શક્તિ સ્ફુરાવે છે ત્યા પ્રત્યક્ષ સન્મુખ પ્રગટ થતી સહસ્ર વિઘ્નમાળાઓ પણ વાયુથી અભવૃન્દ વિખરાય છે, તદ્વત્ વિલય પામી જાય છે ઐક્ય બળ વિનાના મનુષ્યો સ્વાસ્તિત્વબીજાભિવૃદ્ધિસરક્ષણ પૂર્વક પરપરા પ્રવૃત્તિમા સ્વાત્મબળને વાપરી શકતા નથી, અને તેથી સ્વાસ્તિત્વવર્ધક શુભ બીજ સતાનરૂપ પ્રત્યેક મનુષ્ય વ્યક્તિનો સામાઓના ઐક્યબળથી નાશ કરાવવામા સકુચિત સ્વાર્થપરાયણ અધવૃત્તિથી સાહાય્યકારક પરસ્પર તેઓ બને છે વાસ્તવિક આયતિ દીર્ઘદૃષ્ટિધારક, સમયજ્ઞ, સ્વપરાર્થ સાધક મનુષ્યો સસાર વ્યવહારમા તથા પરમાર્થ વ્યવહારમા સ્વાસ્તિત્વ બીજાભિવૃદ્ધિને પોષક સદુપાયોને પ્રતિદિન ઐક્યબળથી પ્રગટાવતા જાય છે વ્યાવહારિક શુભ ધાર્મિક કાર્યોની અભિવૃદ્ધિ પૂર્વક તત્સરક્ષામા ભિન્ન ભિન્ન અનેક મનુષ્ય સઘબળની એકતાની આવશ્યકતા, પ્રત્યેક કાલમા અમુક કારણોના અવલબનની અપેક્ષાએ સિદ્ધ થઇ શકે છે પારમાર્થિક, નૈશ્ચયિક ધર્માવાપ્તિ માટે માનસિક એકજાતીય વિચાર સતાન પરપરાનુ ઐક્ય અત્યત ઉપયોગી થઇ પડે છે ભિન્ન ભિન્ન વિજાતીય વિચાર બળની પરસ્પર મનુષ્યોમા એકતા કરવા માટે સર્વજ્ઞ સાપેક્ષિક સજાતીય મળતા વિચારોને પ્રગટ કરવામા આવે તો વર્તમાન અને ભવિષ્યની ઉન્નતિના ઉચ્ચ શુભ ફળો માટે ભવિષ્યની પ્રજાના અનતાશિર્વાદો ગ્રહી શકાય, માટે નિષ્કામ દશાએ સ્વાધિકારે કર્તવ્યને આચારમા મૂકવુજ જોઇએ

ઇતિહાસના પટ પર તમારૂં વર્તન કાલિમાને ધારણ કરશે, અને ભવાન્તરમા તમને સ્વર્ગાદિ સુખની પ્રાપ્તિ થવાની નથી ઉદારદષ્ટિ પ્રવર્ધક જૈનતત્ત્વ સાનુકૂલ નીતિ સદાચારોને માન્ય રાખી ધર્મસમાજ સકુચિતકારક વિચારોને અને આચારોને હાંકી કાઢો તથા સકુચિત રૂઢિ બધન વિચાર માલિન્યધારક સકુચિત દષ્ટિવત મુનિ વા ધનવત ગૃહસ્થ હોય તો પણ તેના પરાધીન ન બનો એ શિક્ષા પુનઃ પુન હૃદયમા ધારવા યોગ્ય છે।

× × × ×

પ્રત્યેક ધર્મના ઐતિહાસિક વા તેની સ્થાપના કરનારા પુસ્તકોના વાચનથી તે તે કાલના ધાર્મિક લોકોની દ્રવ્ય ક્ષેત્ર કાલ ભાવાનુસારે કેવી સ્થિતિ હતી ? તેનુ હૃદય આગળ ચિત્ર ખડુ થાય છે જે જે વખતે ધર્મના પુસ્તકો વિદ્વાનો ધર્મની સ્થાપનાર્થે લખે છે, તે કાલમા તે તે વિદ્વાનો પોતાના ધર્મની મહત્તા કરવા શુ શુ લખે છે અને અન્ય પ્રચલિત ધર્મો પ્રતિ કેવી દષ્ટિથી શુ શુ લખે છે તે અવલોકી શકાય છે અને તેથી સત્યાસત્યનો નિર્ણય કરી શકાય છે જે જે દેશમા જે જે ધર્મો તત્ તત્ સમયે પ્રચલિત હોય છે તેનુ કવચિત્ કઇંક ઉલ્લેખન, તત્ તત્ કાલમા રચાયલા પુસ્તકોમા અમુક દષ્ટિએ કરેલુ હોય છે તે વાચનથી અવલોકી શકાય છે પૂર્વ કાલમા પ્રત્યેક ધર્મના રચાયલા પુસ્તકથી તે સમયે સમાજ પર કેવી અસર થઇ હતી, અને અધુના તે તે ભિન્ન ભિન્ન ધાર્મિક પુસ્તકોના વિચારોની જન સમાજ પર કેવી અસર થાય છે તથા પૂર્વકાલના ધાર્મિક ગ્રથોમાના કયા ધાર્મિક ગ્રથના વિચારોની સપ્રતિ પણ જૈન સમાજપર વિશેષ અસર દેખાય છે તે સૂક્ષ્મ દષ્ટિથી અવલોકવામા આવે તો જનસમાજમા ધાર્મિક વિચારો પ્રસરાવવા માટે વિશેષાનુભવ મળી શકે તેમ છે તથા તેથી ધાર્મિક વિચારોમા અને આચારોમા સુધારો કરી શકાય છે

× × × ×

## " ઐક્ય. "

શસ્ત્રોના કરતા જગતમા ઐક્યબળ વિશેષ કાર્ય કરી શકે છે એક સરખા વિચારો, એક સરખો પ્રેમ, એક સરખુ સકલ્પબળ અને એક સરખી પ્રવૃત્તિવડે અનેક મનુષ્યો જે જે કાર્યો કરે છે તેમા તેઓને વિજય-દેવી વરમાળા આરોપ્યા વિના રહેતી નથી ઐક્યબળથી મતિકલ્પના વડે અકલ્પ્ય કાર્યોનુ શીઘ્ર પરિણામકર ફલ પ્રગટે છે, કે જેને અવલોકી મનુષ્યો ઐક્યબળનુ મુક્તકઠે એકી અવાજે વર્ણન, પ્રશસન કર્યા વિના રહેતા નથી ઐક્યબળ જ્યા પ્રગટીને પોતાની શક્તિ સ્ફુરાવે છે ત્યા પ્રત્યક્ષ સમ્મુખ પ્રગટ થતી સહસ્ર વિઘ્નમાળાઓ પણ વાયુથી અભ્રવૃન્દ વિખરાય છે, તદ્વત્ વિલય પામી જાય છે ઐક્ય બળ વિનાના મનુષ્યો સ્વાસ્તિત્વબીજાભિવૃદ્ધિસરક્ષણ પૂર્વક પરપરા પ્રવૃત્તિમા સ્વાત્મબળને વાપરી શકતા નથી, અને તેથી સ્વાસ્તિત્વવર્ધક શુભ બીજ સતાનરૂપ પ્રત્યેક મનુષ્ય વ્યક્તિનો સામાઓના ઐક્યબળથી નાશ કરાવવામા સકુચિત સ્વાર્થપરાયણ અધવૃત્તિથી સાહાય્ય કારક પરસ્પર તેઓ બને છે વાસ્તવિક આયતિ દીર્ઘદ્દષ્ટિધારક, સમયજ્ઞ, સ્વ પરાર્થ સાધક મનુષ્યો સસાર વ્યવહારમા તથા પરમાર્થ વ્યવહારમા સ્વાસ્તિત્વ બીજાભિવૃદ્ધિને પોષક સદુપાયોને પ્રતિદિન ઐક્યબળથી પ્રગટાવતા જાય છે વ્યાવહારિક શુભ ધાર્મિક કાર્યોની અભિવૃદ્ધિ પૂર્વક તત્સરક્ષામા ભિન્ન ભિન્ન અનેક મનુષ્ય સઘબળની એકતાની આવશ્યકતા, પ્રત્યેક કાલમા અમુક કારણોના અવલબનની અપેક્ષાએ સિદ્ધ થઇ શકે છે પારમાર્થિક, નૈશ્ચયિક ધર્માવાપ્તિ માટે માનસિક એકજાતીય વિચાર સતાન પરપરાનુ ઐક્ય અત્યત્ત ઉપયોગી થઇ પડે છે ભિન્ન ભિન્ન વિજાતીય વિચાર બળની પરસ્પર મનુષ્યોમા એકતા કરવા માટે સર્વત્ર સાપેક્ષિક સજાતીય મળતા વિચારોને પ્રગટ કરવામા આવે તો વર્તમાન અને ભવિષ્યની ઉન્નતિના ઉચ્ચ શુભ ફળો માટે ભવિષ્યની પ્રજાના અનતાશિરવાદો ગ્રહી શકાય, માટે નિષ્કામ દશાએ સ્વાધિકારે કર્તવ્યને આચારમા મૂકવુ જ જોઇએ

## ગુજરાતમાં જીવદયા.

જીવદયા પાલનનું જોર આ પ્રદેશ તરફ પુષ્કલ અદ્યાપિ પર્યન્ત હિંદુઓમાં તથા જૈનોમાં પ્રવર્તે છે સાધુઓ પર સન્તો પર આ દેશના લોકોની સુપ્યનાએ પૂજ્યબુદ્ધિ વિશેષતઃ જ્યાં ત્યાં અવલોકાય છે કણબી વગેરે લોકો ધર્મની શ્રદ્ધાવાળા ઓઘદૃષ્ટિથી છે ધર્મની જીજ્ઞાસાથી અત્રત્ય લોકો સાધુઓની સેવા કરે છે કુમારપાળ વગેરે ધર્મિ રાજાઓ થઇ ગયા ત્યારથી આ દેશ પર વ્યાપ્રવૃત્તિનું પુષ્કળ જોર પ્રવર્તી રહ્યું છે બાહ્યથી ધર્માચાર પ્રવૃત્તિવાળા ઘણા લોકો દેખાય છે કિન્તુ બાહ્ય ધર્માચાર પ્રમાણે અન્તરમાં નીતિ વગેરે સદ્ગુણો જે પ્રમાણમાં જોઇએ તે પ્રમાણમાં દર્શાતા નથી કુલાચાર પ્રમાણે ધર્મશ્રદ્ધાચારવાળા અત્રત્ય લોકો અદ્યપર્યન્ત દેખાય છે અન્ધશ્રદ્ધાથી કુલ પરંપરાએ ધર્મ પાળનારા દરેક દર્શનમાં બહુ લોકો જણાય છે ખડાયતા, વિજાપુર વગેરે આ દેશમાં પ્રાચીન ગામો છે વિજાપુર વગેરે પ્રદેશમાં પૂર્વે પરમાર ક્ષત્રિયોનું રાજ્ય હતું પશ્ચાત્ મુસલમાન અને ગાયકવાડનું રાજ્ય થયું વિંહોલા, સોલકી, ચાવડા, વાઘેલા વગેરે જાતના રજપૂતો આ પ્રદેશ તરફ રહે છે અને મુસલમાનો પર પણ દયાની ઘણી અસર થઇ છે, અને તેથી તે લોકો અન્યદેશના મુસલમાનો જેટલી હિંસા કરતા નથી શ્રીહેમચન્દ્રાચાર્ય, વિજાપુર, કુકરવાડા વગેરે તરફ વિચર્યા હતા. શ્રીવિવાનન્દસૂરિ, શ્રીધર્મઘોષસૂરિ, શ્રીજિનેશ્વરસૂરિ, અગિઆરમા શતકમા થએલા શ્રીબુદ્ધિસાગરસૂરિ, શ્રીહીરવિજયસૂરિ, દેવેન્દ્રસૂરિ, વગેરે જૈનાચાર્યો આ પ્રદેશ તરફ વિચર્યા હતા શ્રીધર્મસાગરગચ્છ ઉપાધ્યાય, શ્રીરાજસાગરસૂરિ, શ્રીવિજયસેનસૂરિ વગેરે આ પ્રદેશ તરફ વિચર્યા હતા

× × × ×

## યોગ્યતાનુસારે ઉપદેશ.

મનુષ્યની યોગ્યતા અને તેની ધાર્મિકાધિકાર રૂચિનો પ્રથમ નિર્ણય કરીને પશ્ચાત્ તેને ઉપદેશ દેવામાં આવે છે તો તેની ધાર્મિક રૂચિ શક્તિની વૃદ્ધિ સમ્યગ્ થઇ શકે છે, અને તેથી તેને ઔપદેશિક ધર્મપ્રવૃત્તિભૂત સ્વાધિકાર ક્રિયાચારો, હૃદયમાં અમૃતની પેઠે પ્રિયકર લાગે છે

જે મનુષ્યની સ્વરૂચ્યનુસારે રૂઢીભૂત ધર્મક્રિયાચાર પ્રવૃત્તિ સજ્જડ થઇ હોય અને તદ્વૃત્તિ માન્યતા વિરૂધ્ધ યદ્ યદ્ ભિન્ન ભિન્ન વિચારાચારમા વિપરીતતા અન્તર્દષ્ટિત દઢીભૂત થઇ હોય તેને ન્યાતિશયનો તોલ કરીને તેની ધાર્મિક વૃત્તિ પ્રવૃત્તિનો વિકાસ થાય, અને તે સદિગ્ધદશામા ન રહે તેમ તેને અગ્રિમોચ્ચ સ્થિતિ પ્રતિ લાવવા દેશકાલજ્ઞ કુશલ વૈદ્યની પેઠે પ્રયત્ન કરવો.

× × × ×

## स्वगत

પોતાને માટે કોઇ ગમે તે કથે, વિચારે અને લખે તો પણ ઓદયિક ભાવની દષ્ટિ ન વર્તે એવો ઉપયોગ રાખ ! ! ! ઓ ચિત્ ભાવ વૃદ્ધિકારક સામ દ્વૈષાત્મક પરિણામનુ પ્રાકટ્ય અન્તરૂમા સૂક્ષ્મ ચેતન ગુણોપયોગે ન થવા દેવુ એજ તારૂ રાધાવેધવત્ સ્વસાધ્ય છે, એમ આન્તરિક વાસ્તવિક દષ્ટિએ દેખ, અને પ્રાસગિક પ્રાપ્ત શુભાશુભમા અન્તરથી નિર્લેપતાએ વર્ત

પ્રત્યેક પ્રાપ્ત શુભાશુભ વૃતાન્તને સૂક્ષ્મ વિવેક-જ્ઞાનદષ્ટિથી સ્વ અને પર દ્રવ્યનો ભેદ પાડીને અવલોકનાની અભ્યાસતા ધાર, અને બાહ્ય સ્થૂળ શુભાશુભમા અહત્વ વૃત્તિ વિના વર્ત તથા નામરૂપના સ્થૂલ તથા સૂક્ષ્મ પ્રપંચથી ભિન્ન શુદ્ધ ધર્મસ્વરૂપધારી સ્વસ્વરૂપમય થા

× × × ×

અજ્ઞાન જમાનામા રજોગુણી અને તમોગુણી ધર્મોનો આદર થવાથી રજોગુણી તમોગુણી મનુષ્યોનુ જોર વધે છે, અને જ્ઞાન જમાનામા સત્વગુણી ધર્મોનુ પ્રાબલ્ય વધે છે રજોગુણી અને તમોગુણી ધર્મોમા પ્રાય. અજ્ઞાની મોહી જીવો ઘણા હોય છે, અને સત્ત્વગુણી ધર્મમા જ્ઞાની અને નિર્મોહી મનુષ્યો અવલોકવામાં આવે છે પ્રવૃત્તિના જમાનામાં નિવૃત્તિ ધર્મની ગૌણતા અવલોકવામા આવે છે, અને નિવૃત્તિના જમાનામા દ્રવ્ય, ક્ષેત્ર, કાલ અને ભાવ ભેદે પ્રવૃત્તિની ગૌણતા દેખવામા આવે છે

વક્તાઓ અને ઉપદેશકો વગેરે જે આજીવિકા ચલાવવા માટેજ ખાસ વારવાર ભાષણો, વ્યાખ્યાનો વગેરે આપે છે, તેઓના હૃદયમા બોલવા પ્રમાણે સદ્ગુણો હોતા નથી આજીવિકાર્થે ભાષણ કરવાની ટેવ પડવાથી તન્માર્ગમા હૃદય ભાવ વિના પણ વૃત્તિ હેતુથી પ્રવૃત્તિ થયા કરે છે પશ્ચાત્ તે વક્તાના મનમા તેવો સસ્કાર પ્રવાહ પ્રવહિત થવાથી ચારિત્ર્ય ગુણોની લાગણીઓ બહેર મારી ગઈ હોય એવી થઈ જાય છે હું અન્યને માટે કહુ છુ પરતુ મારે તત્સબધી યત્કિંચિત્ કર્તવ્ય અવશેષરૂપ ભાસતુ નથી એતાદૃશ્ વિચારની સાથેજ ધાર્મિક ઉપદેશ અન્યને માટે નિશ્ચયીભૂત થવાથી તેની પોતાના ચારિત્ર્ય પર કંઇક પણ અસર ન થવાથી પોથીમાના રીંગણાની પેઠે હૃદયભાવ વિનાનુ ઉપદેશવચન અન્યને પણ હૃદયચારિત્ર્ય વિકસાવવા અસર કરી શક્તુ નથી કેનોગ્રાફ્નત હૃદય શૂન્યતાએ વક્તૃત્વશક્તિ પોતાને લાભપ્રદ થઈ શકતી નથી હૃદય શ્રદ્ધા ભાવ વિના શૂન્યપણાએ આજીવિકાર્થે કરાતી વક્તાની ઉપદેશ પ્રવૃત્તિએ તેના ચારિત્ર્યમા પોલ હોય છે

× × × ×

## સ્વગત

પરમ ચેતના પ્રગટ કરવી એ વ્યવહાર ચારિત્રનુ કાર્ય છે યથાશક્તિ ચારિત્ર્ય સાધવા પ્રયત્નશીલ છુ કોઇ જીવ ચારિત્ર્યથી ભ્રષ્ટ થાય એવા મન, વચન અને કાયાના યોગથી વિરામ પામુ છુ જગતના જીવો યથાશક્તિ દ્રવ્ય, ભાવ ચારિત્ર નિષ્ઠ થાઓ તથા મન વચન અને કાયાથી ધર્માર્થે પ્રવૃત્તિ થાઓ અન્યથા સ્વધર્મ શુદ્ધોપયોગ વડે સ્થિરતામા જીવન વહો

સર્વસંગપરિત્યાગસાધ્યવાસ્તવિકનિજાત્મ શુદ્ધ સ્વરૂપાવસ્થાન પ્રાપ્ય સર્દ જ્ઞાન દ પ્રદેશમા અનન્તરૂપે ભાવજીવન વહો ઉપશમાદિભાવે મોહની ક્ષીણતા કરવામા અગ્રિમ ગુણસ્થાનકોમા રહેલા સન્તપ્રભુઓનુ ધ્યાન ધરૂ છુ, અને અધ રહેલા ભવ્યોની સેવા કરવા યથાશક્તિ નિરુપાધિકપણે કર્મયોગી દશાએ પ્રવૃત્ત થાઉંછુ એમ આન્તરિક દશા વર્તે છે સ્વરૂપ ધ્યાનદશામા કેવલ પ્રભુ ધ્યાનાનન્દ મગ્નતામા અન્ય યત્કિંચિત્ ઇચ્છાતુ નથી આવી એકદશાનુ પરિણામચક્ર વારવાર ઘટિકાયન્ત્ર માલાવત્ પ્રવર્ત્યા કરે છે ભવિષ્યમા મગ્નતા દોની થાય છે તે પ્રસગે અનુભવારો વ્યવહારે દ્રવ્ય, ક્ષેત્ર કાલ ભાવાદિક યોગે બેમાથી એકની મુખ્યતા અને એકની ગૌણતા સ્વજીવન કાલમા થયા કરે છે,

આત્મગુણલાભ જે માર્ગે થાય તે માર્ગે પ્રવૃત્તિ કરવી એજ સ્વજીવન નિર્મલ કરવાનો મુખ્ય ઉપાય છે સ્વલાભ વ્યવહારપ્રવૃત્તિના અનેક ભેદો થાય છે તેમાં સ્વાધિકારે સ્વ યથાશક્તિ સાધ્ય વ્યવહાર ધર્મોપાય આદરણીય છે, એમ મુખ્ય લક્ષ્ય સાધ્યદૃષ્ટિનો સાપેક્ષ ઉપયોગ ધારવો એ સ્વ કર્તવ્ય છે

## કોણ ધર્મ પ્રાપ્ત કરી શકે?

મતાગ્રહ રહિત હોય, નિષ્પક્ષપાતપણે દરેક ધર્મનો અનુભવ કરનાર હોય, વિચાર સ્વાતન્ત્ર્યે ધર્મપરીક્ષાકારક હોય, પ્રત્યેક દર્શનતત્ત્વોનુ સૂક્ષ્મ દૃષ્ટિથી સ્વરૂપ વિચારનાર હોય, જગતમા પ્રવર્તતા ધર્મદર્શનોનો મુકાબલો કરી સત્યાસત્યનો સાપેક્ષપણે વિચારક હોય, અમુક દર્શનમતમા પૂર્વથી બદ્ધ દૃષ્ટિરાગી જે ન હોય, આત્માનુ અસ્તિત્વ અને તેનુ અનુભવગમ્ય સ્વરૂપ અનુભવે અવબોધક હોય, સ્વાનુભવ કરતા વિશેષાનુભવ જ્ઞાનિસન્તોનો સત્સમાગમ કરનાર હોય, આત્મધર્મ અને પરમાત્મસ્વરૂપનો એકાન્ત નિર્જન સ્થલમા અનેક યુક્તિમય તર્કોથી અનુભવ કરનાર હોય, જે જે અંશે પોતાને આત્મતત્ત્વ સમજાયુ હોય તે તે અંશે સ્પષ્ટકથક હોય, રાગદ્વેષની વૃત્તિ પ્રતિ ક્ષણ ક્ષીણ કરવા ઉદ્યુક્ત હોય અને તે તે ભાવે ધર્મતત્ત્વનો શોધક હોય તે ધર્મપાત્ર યોગ્ય છે.

× × × ×

## જૈનધર્મનો ઉદ્દેશ.

જૈનદર્શનનો મુખ્યોદ્દેશ આત્માની પરમાત્મદશા કરવાનો છે આત્માના જ્ઞાનદર્શન–ચારિત્રગુણોનો અનુભવ કરવાથી આત્માની પરમાત્મદશા થવાનુ ચિન્હ પ્રારભાય છે, એમ જૈનદર્શન પોતાની દિવ્ય વીણા વગાડીને દુનિયાને જાહેર કરે છે અનાદિકાલથી કર્મસૃષ્ટિની લીલામા આત્મપ્રભુ લયલીન થઇ રહ્યા હોય છે, તેનાથી મુક્ત થઇને પોતે પોતાના નિરાકારાનન્ત ગુણમય સ્વરૂપમા પ્રકાશિત થાય એજ પરમાત્મ સાધ્ય લક્ષ્ય સાધનરૂપ કર્તવ્ય કરણી કરવી એમ જૈનદર્શન, દેવદુન્દુભિરૂપ વાણીઘોષથી જાહેર કરે છે

× × × ×

આત્મજ્ઞાનદૃષ્ટિએ મધ્યસ્થભાવે અન્ય દર્શનોની સાથે તત્ત્વ મુકાબલો કરીને પંડિતજનોને જૈન તત્ત્વબોધ આપવો તથા હેય, જ્ઞેય અને ઉપાદેય બુદ્ધિથી વિવેક પ્રગટાવી આત્મતત્ત્વની આરાધના અધિક પ્રમાણે ઉપદેશવી

અન્યદર્શન તત્ત્વોનું જૈનદર્શન સાથે જે જે નયોની અપેક્ષાએ સામ્ય થતું હોય તે દર્શાવવું, અને જે જે નયાભાસે અભિન્નપણું થતું હોય તે દર્શાવવું જૈનતત્ત્વોને અનવબોધાનતા અન્યદર્શનીય તત્ત્વોની સાપેક્ષતાને અવબોધાવવી જોઇએ, અને સર્વદર્શનીય તત્ત્વોમાં જે જે નયોની અપેક્ષાએ સ્યાદ્વાદભાન થતું હોય તે અવબોધાવીને અનેકાંત સમ્યગ્દૃષ્ટિ સન્મુખ, ભવ્ય જીવો થાય એમ કરવું જોઇએ જૈનદર્શનના મૂલ અને અન્તરંગોમાં અન્યદર્શનીય બાહ્ય અને અન્તરંગો જે જે નયોએ ઘટે તે તે નયોએ સમાવેશ સમજાવીને જૈનદર્શનની વિશ્વવ્યાપકધર્મતા સિદ્ધ કરી બતાવવી અન્યદર્શનીય માર્ગાનુસારિ મનુષ્યો અને અન્યદર્શનીય મતાગ્રહી મનુષ્યો સ્યાદ્વાદ દર્શનના વિચારોના અને આચારોના તે ધર્મસન્મુખ થાય તેવી રીતે તેઓને સ્વરૂપ દર્શાવવું અને જૈનદર્શનીય વિજ્ઞાન ધાર્મિક સર્વમાન્ય થાય એવા સદ્વિચારોને અનેક વાઙ્મય શાસ્ત્રો દ્વારા જગતમાં પ્રસરાવવા પ્રયત્ન કરવો તથા તેના વિચારો પ્રખ્યાતાને પામે એવી સંસ્થાઓ સર્વત્ર દેશકાલાનુસારે સર્વમાન્ય વિચારોને અગ્ર કરીને સ્થાપવી

જૈનદર્શનના તત્ત્વોને બાળ જીવો સમજી શકે એવી ભાષા શૈલીથી પ્રબોધવા જીવતી ભાષાઓ દ્વારા જૈનતત્ત્વોનો પ્રકાશ કરવો આત્મકલ્યાણ તરફ જીવોની મતિ પ્રેરાય અને રાગ દ્વેષની વૃત્તિ ક્ષીણ થાય એવી રીતે સમ્યગ્ પ્રબોધ દેવો જે મનુષ્યો ગમે તે જાતિના હોય પરંતુ જૈનધર્મ સન્મુખ થતા હોય તેઓને સ્વાજીવિકાવૃત્તિથી અવિરૂદ્ધપણે જે જે અંશે આદરણીય ધર્માચારો થાય તે તે અંશે ઉપદેશ દેવો, અને અન્યધર્મના આચારોની સાથે પણ જૈનમાર્ગાનુસારિ આચારો પાળી શકે એવો ઉપદેશ દેવો. તેમાં દ્રવ્ય, ક્ષેત્ર કાલ ભાવથી લાભાલાભનો વિચાર કરવો, તથા પરધર્મની નિન્દા ન થાય અને મહાવીરધર્મપર રૂચિ થાય એવું લક્ષ ઉપદેશ દેતાં વિસ્મરવું નહીં. અન્યદર્શનીય શુભાચારોમાં અને શુભવિચારોમાં જૈનધર્મત્વ કેવી રીતે છે, તેનો પ્રબોધ કરીને જે જે જીવોની જેવી જેવી રીતે યોગ્યતા અવલોકવામાં આવે તેવી રીતે તેમ તેમ ઉપદેશ દેવો આત્માની પરમાત્મદશા પ્રગટ કરવી અને તેના યોગ્ય જે જે ઉપાયો હોય તે પ્રકાશવા તે ખાસ ધ્યાનમાં રાખવું

× × × ×

ભવ્યોએ નીચેના પ્રશ્નો પૂછીને યોગ્યતાનો વિચાર કરી સન્તોની સેવા આત્મલાભાર્થે કરવી

૧—તમે પરમાત્માને પ્રત્યક્ષ દેખ્યો છે ? આત્માને અનુભવપ્રત્યક્ષે દેખ્યો છે ? સર્વદર્શનીય અનુભવી મહાત્માઓ અને તમારા અનુભવનો મુકાબલો કરી સત્ય તત્ત્વોનો તમોએ અનુભવ કર્યો છે ?

૨—કયા કયા માર્ગે તમોએ આત્માને અનુભવ પ્રત્યક્ષે અનુભવ્યો છે ? અન્યદર્શનીય મહાત્માઓ પોતપોતાના મત પ્રમાણે શાસ્ત્રોના આધારે આત્માને અનુભવે છે, તેવી રીતે તમો શાસ્ત્રોના આધાર આત્માને અનુભવ પ્રત્યક્ષ કરો છો વા તેથી જુદી શૈલીએ આત્મને અનુભવ પ્રત્યક્ષ કરો છો ?

૩—શાસ્ત્રોના આધારે મનોવૃત્તિમા આત્મા અને પ્રભુના રૂપને જે ઠસાવવામા આવે છે તેવા રૂપે આત્મા અને પ્રભુનુ પ્રત્યક્ષ કરો છો વા તેથી ભિન્નપણે ?

૪—પ્રત્યેક દર્શનમા આત્માનુ ભિન્ન ભિન્ન સ્વરૂપ પ્રતિપાદ્યુ છે તેનુ ભિન્ન ભિન્ન સ્વરૂપ પ્રત્યક્ષ દષ્ટિએ તમોએ દેખ્યુ છે, વા નહીં તેમજ અન્યદર્શનીય અનુભવીય મહાત્માઓનો અનુભવ અસત્ય છે, તેનો પ્રત્યક્ષાનુભવ કરાવી શકશો ?

૫—વૈરાગ્ય થવાનુ શુ કારણ ? તમને સદા નિર્મોહત્વ રહે છે કિંવા નહીં ? સર્વ પ્રકારની વાસનાઓ ટળી છે વા નહીં ? પૂર્વાવસ્થાના અને સમ્પ્રતિ તમારા આત્માની એક સરખી પરિણતિ વર્તે છે ? વા કઇ ફેરફાર જણાય છે ? જણાય છે, તો તે કેવા રૂપે ?

૬—તમારા અદ્યપર્યન્ત જીવન કાલમા પરમાત્માને અને આત્માને પ્રત્યક્ષ દેખનાર કોઇ અનુભવી સન્તો દેખાયા છે ? દેખાયા છે તો કયા કયા સન્ત પુરુષો અને તેમની રહેણીકરેણી કેવા પ્રકારની છે ?

૭ તમો જે જે શાસ્ત્રોને માનો છો તે પ્રમાણે સપૂર્ણ વર્તી શકો છો ? વા તમારી શક્તિ પ્રમાણે વર્તી શકો છો ?

૮ તમે જે દર્શનના ધર્માચાર્યોને પાળો છો તે રાગથી પાળો છો ? વા નિષ્પક્ષપાતદષ્ટિએ અન્ય ધર્માચાર્યોને અસત્ય જાણીને પાળો છો તેનુ સત્ય સ્વરૂપ અનુભવાવશો ?

૯ તમારે હવે કઇ સમજવાનુ વા કરવાનુ બાકી રહ્યુ છે ? અનુભવ

આશ્રિતજનોને મુક્તતાનો અનુભવ કરાવી શકતા નથી જે સાધુઓ પોતાના આત્માનો સહજાનન્દ સ્વાદે છે, તેઓ અન્યજનોને પરિચયમા આવીને સહજાનન્દનુ ભાન કરાવી શકે છે આ સમસ્ત વિશ્વમા આત્માનન્દત. જાગ્રત્ મુનિયો અન્યધર્મજીજ્ઞાસુઓને શ્રીવીરપ્રભુની પ્રભુતા અવબોધાવવા શક્તિમાન્ થાય છે સાધુઓએ ધર્મરોગમા ન પડતા આત્માના ગુણોની પ્રાપ્તિ માટે મન, વચન, કાયાથી નિર્દમ્ભ વર્તન સેવવુ જોઇએ શાસ્ત્રોનુ જ્ઞાન અને વક્તૃત્વશક્તિ વગેરે યદિ સ્વાત્મામા, તદ્રૂપપરિણામે ન પરિણમે તો આત્માની શુધ્ધતાથી શૂન્ય રહેવાય, અને તેથી આત્મહિત ન થાય, એમ યદિ સાધુઓ પોતાના આત્માને એકાંતમા સતત પૂછશે તો પ્રત્યુત્તર તેવો જ મળી શકશે સાધુઓએ રાજયોગનો માર્ગ અવલમ્બીને પ્રથમ પોતાના આત્માની શુદ્ધતાપર ખાસ લક્ષ દેવુ જોઇએ જે જે ઉપદેશવુ, જે જે કરવુ, જે જે કરાવવુ, જે જે સ્થાપન કરવુ જે જે ક્રિયાઓ કરવી, તેમા પોતાના હૃદયની સાક્ષીએ પોતાનો આત્મા કેટલી દશાએ પહોચ્યો છે અને શુ પરિણમન થયુ છે, તેનો ખાસ સાધુઓએ ઉપયોગ રાખવો અને અન્યજનોની આગળ સ્વદશા જે દેખાય છે તેવુ અન્તર્મા પરિણમન છે કે વા નહીં, તેનો ખાસ વિચાર કરીને આત્માને આત્મરૂપ પરિણમાવવા આત્મસાક્ષીએ વર્તવુ જોઇએ.

× × × ×

અધ્યાત્મદ્રષ્ટિએ આત્મસ્વરૂપમા લીન થતા દ્રશ્ય, બાહ્ય, જડ સૃષ્ટિ પદાર્થોમા બધાયલા અર્થાત્ તે પર થતા રાગાશુભ વિકલ્પોનો વિલય થાય છે, એમ આત્મ સ્વરૂપાવસ્થાનપરિણતિએ પરિણામ પામતા તદ્વિશિષ્ટ [illegible] અન્તર્મા અનુભવ પ્રગટે છે, પરન્તુ ક્ષયોપશમીયપરિણામદશાની [illegible] એક સમાન દશા ન હોવાથી તથા ક્ષયોપશમભાવ [illegible] ન હોવાથી કર્માવરણોનો ઉદય સપ્રેમ થતા પૂર્વકાલીન અનુભવિત સ્વરૂપ પરિણતિનો તિરોભાવ થતા પોતાની સહજ સુખશાનુ [illegible] રહે છે પશ્ચાત્ [illegible] કર્મક આત્મસ્વરૂપાવસ્થાન થતા પુન આત્મ સહજસુખની ઘેનનો આસ્વાદ પ્રાપ્ત થતા-બાહ્ય દૃશ્ય પદાર્થ સમ્બધે થએલ મોહની નામ [illegible] અનાત્મ [illegible] ક્ષયોપશમભાવે આત્મરૂપાવસ્થાનપરિણમનની દશાનો સદા માટે વિશ્વાસ ન રાખી [illegible], કારણ કે કર્માવરણોના ઉદયનો સભવ છે અતએવ મોહાદિકર્મની ક્ષાયિકતા [illegible]

પરિણમન થાય તોજ તે સાચું કહે એમ વિચારીને ક્ષાયિકગુણે આત્મસ્વભાવ પરિણમન પ્રાપ્ત થાય એવા આત્મશુદ્ધધર્મકર્તવ્યને ઉપયોગમાં ગ્રહવાની આવશ્યકતા છે. આત્મશુદ્ધધર્મપરિણામે પરિણમવાનો માર્ગ અલૌકિક છે, માટે લૌકિક સંજ્ઞાના લૌકિક વ્યવહારબંધનોને વિચ્છેદવાની અને અલૌકિક માર્ગના અવલંબનોને અવલંબવાની વસ્તુનિષ્ઠતા ક્ષણે ક્ષણે સ્મરવી જોઇએ, અને આત્મ શુદ્ધધર્મ પરિણમનમાં પરિણમવાને આત્માને તેવી સ્થિતિમાં તન્મય કરવો જોઇએ આત્મશુદ્ધધર્મને સાધવો એ આવશ્યક કર્મ છે અધ્યાત્મદૃષ્ટિએ આત્માને અન્ય દ્રવ્યોથી ભિન્ન અદ્વૈતપણે ભાવીને વિકલ્પાતીતદશા અનુભવવી જોઇએ ક્રોધ, મદ, મત્સર, ભય, કામાદિનો પરિપૂર્ણ નાશ થાય ત્યારે ખરી આત્મશક્તિ પ્રગટી એમ અવબોધવું આ શરીર-હૃદય વગેરે ભયાદિથી ભયાદિ ચેષ્ટા કરે નહીં એવી સ્થિતિ થઈ શકે તેમ છે, અને તે પ્રાપ્ત થાય એવું આત્મચારિત્ર પ્રાપ્ત કરવું

× × × ×

### મુ. લાડોલ.

શું સમજવું જોઇએ ? સત્તત્ત્વ
શું કર્તવ્ય છે ?—સુખ મળે તે કરણી
શું પૂજવા યોગ્ય છે ?—જેથી બોધ થાય તે
શું પકડવા યોગ્ય છે ?—જેથી દુઃખ ટળે તેવું
સેવવા યોગ્ય કોણ ? સદ્ગુરૂ અને તેમની આજ્ઞા
શું ત્યાજ્ય છે ? જેથી દુઃખ થાય તે.
શું સત્ય છે ? અનુભવજ્ઞાનમાં ભાસે તે
શું આદરણીય છે ? જેથી સત્યની શાંતિ મળે તે
શું નિરભિમાન છે ? જેથી દુઃખના પગ વળે તે.
શું કથનીય છે ? જે અનુકરણીય સત્ય જણાય તે
ક્યા શાસ્ત્રો સાચા ? જે અનુભવમાં સત્ય ભાસે તે.
ક્યો ધર્મ સાચો ?—જે અનુભવમાં સત્ય ભાસે તે
શરીરમાં વસનાર કોણ ?—આત્મા

ખરો જ્ઞાની કોણ ?—જે અનુભવ પ્રાપ્ત કરે તે
ખરું સુખ કયું ?—જે સ્વતન્ત્ર રીતે અનુભવાય તે
ખરો વૈરાગ્ય કયો ?—જે અનુભવ જ્ઞાનથી થાય તે
મહાપુરૂષ કોણ ?—દુ:ખોને જીતનાર
જ્ઞાની કોણ છે ? આત્માનો પરિપૂર્ણ અનુભવ કરનાર
સંસારમાં વિષ કયું ?—વિષયાનંદ
સંસારમાં શત્રુ કોણ ?—મોહ
સંસારમાં નપુંસક કોણ ?—સામર્થ્યહીન
સંસારમાં પુરૂષ કોણ ?—પુરૂષાર્થ સ્ફોરવનાર
સંસારમાં અમૃત કયું ?—જ્ઞાન
ખરું જીવન કયું ?—આનન્દ
ખરો મિત્ર કોણ ?—ઉપયોગ
કેદખાનું કયું ?—પરતંત્રતા
શુભ દિવસ કયો ?—આત્મચિંતવનનો
સદ્ગુરૂ કોણ ?—આત્માને ઓળખાવનાર
સાહાય્યક કોણ ?—સુવિચારપ્રદ
સંસારમાં શીતળતા કઈ ? સમતા
સંસારમાં અગ્નિ કોણ ?—ક્રોધ
સંસારનો આધાર કોણ ?—રાગ દ્વેષ
મુક્તિનું મૂળ શું ?—સદ્વિવેક
મુક્તિનો પાયો કોણ ?—નિસ્પૃહભાવ.
મુક્તિનો પ્રસાદ કોણ ?—ચારિત્ર
મુક્તિમાં વસનાર કોણ ?—શુદ્ધાત્મા
સંસારમાં કલ્પવૃક્ષો કયા ?—સન્ત જનો
ખરો શિષ્ય કોણ ?—સ્વાર્પણ કરનાર
ખરો સાધુ કોણ ?—વાસ્તવિક ધર્મનો સાધક
ખરો પ્રેમી કોણ ?—પ્રેમ યોગ્ય વ્યક્તિ પર પ્રાણ હોમનાર અને તેમાં તન્મય થનાર
ખરો ભક્ત કોણ ?—નિસ્વાર્થ ભક્તિ કરનાર
ખરો વિવેકી [illegible] નો સુખમાર્ગ દેખનાર.
સત્ય શું ? [illegible] આત્મા સ્વસુખ મેળવી શકે તે.

ખરો વિશ્વાસી કોણ ?—ભગવત્ ગંભીર રહી હૃદયનો ભાવ નહિ ફેરવનાર
ખરો વ્યાપારી કોણ ?—સત્ય સુખનો લાભ મેળવનાર.
સૂર્ય કરતાં અધિક પ્રતાપી કોણ ?—અનુભવજ્ઞાની
ચન્દ્ર કરતાં અધિક શીતળ કોણ ?—શાન્ત રસનો ભોક્તા
દયાળુ કોણ ?—આત્માનો ઉદ્ધાર કરનાર
પરમાર્થી કોણ ?—પરમતત્ત્વનો ઉપાસક
ઉપકારી કોણ ?—આત્મસ્વરૂપનો લાભ અર્પનાર
મુનિ કોણ ?—મૌનપણું દર્શાવનાર
ખરૂં શરણ કોણ ?—જેનાથી દુઃખનો અંત થાય છે તે.
મહાન્ કોણ ?—સત્પુરુષ સન્ત ગુરૂ.
પરિહરવા યોગ્ય શું ?—દુર્ગુણો
કોની સંગતિ કરવી જોઇએ ?—સત્પુરૂષોની
પૂજવા લાયક કોણ—ગુણિજન
ધારવા યોગ્ય શું ?—ગુરુગમ.
ખરૂં દાન શું ?—આત્મજ્ઞાન
સદાય સેવા યોગ્ય કોણ ?—મિત્ર
કોનાથી દૂર રહેવું ?—દુર્જનોથી

× × × ×

નિર્ભયી કોણ ?—વૈરાગી
અંધ કોણ ?—અજ્ઞાની
બધિર કોણ ?—સત્ય તત્ત્વને નહિ સાંભળનાર
મૂઢ કોણ ?—જે પોતાને ન જાણે તે
હસવા લાયક કોણ ?—સ્વચ્છંદતા
લુચ્ચો કોણ ?—સદાચરણ રહિત
હાથ વિનાનો કોણ ?—કંજુસ
પેટ વિનાનો કોણ ?—અગંભીર
મુખ વિનાનો કોણ ?—નિન્દક
નાક વિનાનો કોણ ?—વંઠ
પૂંઠ વિનાનો કોણ ?—ધર્મોદ્યમ રહિત

ચપલ કોણ ?—મનને તાબે થનાર
ધૂર્ત કોણ ?—જે પોતાના આત્માને વંચે તે
મોટા હાથવાળો કોણ ?—દાનશૂર
વીર કોણ ?—મોહને જીતનાર
રામભક્ત કોણ ?—આત્મરામમા રમનાર
પન્થી કોણ ?—સદ્‌ગુણ માર્ગ પ્રતિ વહનાર
મુસાફર કોણ ?—જીવ
રાજા કોણ ?—સ્વગુણોથી શોભનાર
કિંકર કોણ ?—વાસનાનો દાસ
ઉપદેશક કોણ ?—અનુભવમા આવે તે સત્ય જણાવનાર
બકવાદી કોણ ?—રહેણીમા નહિ રહેનાર અને બોલવામા હોશે
શલ્ય શુ ?—અનુપયોગ
ધર્મનો આધાર શું ?—સત્ય
ખરુ જ્ઞાન કયુ ?—હૃદયના ઊભરાની સહેજે ગવાય તે
ખરુ ભાષણ કયુ ?—જે અનુભવ કરીને કહ્યુ હોય તે
કાટાઓ કોણ ?—મોહના સંકલ્પો
જીવનાર કોણ ?—આત્માનન્દનો સ્વાદક
ઉંઘનાર કોણ ?—આળસુ.
ભાતુ કયુ ?—ધર્મ
અવિશ્વાસ્ય કોણ ?—દુર્જન
જગતમા સૌથી મોટુ કોણ ?—પરમેશ્વર
ચિતા કઈ ?—ચિન્તા
મસ્ત કોણ ?—આત્માનુભવમા મગ્ન રહેનાર.
શરણ કોનુ કરવુ જોઇએ ?—સદ્‌ગુરુનુ.
વિપત્તિનુ મૂળ શુ ?—ક્લેશ
વિપત્તિનો બાપ કોણ ?—કુસંપ.
પડતીનુ મૂળ કયુ ?—કુસંપ
ચડતીનુ મૂળ શુ ?—સંપ
સંતપ્ત કોણ ?—કામાતુર
થાકેલો કોણ ?—અનુત્સાહી.
સુખની માતા કોણ ?—નિવૃત્તિ.

દુઃખની માતા કોણ ?—આશા
દુઃખનું મૂળ શું ?—મોહવાસનાઓ
પરીક્ષક કોણ ?—મધ્યસ્થ છતાં જ્ઞાની
તટસ્થ કોણ ?—જે થાય જે કરાય તેને તેનાથી ભિન્ન થઇને સાક્ષી ભૂત થઇ દેખનાર
આપ્ત પુરૂષ કોણ ?—વીતરાગ જ્ઞાની
જગત્‌માં સારભૂત શું છે ?—ધર્મ
આરોગ્યતાનું મૂળ શું ?—બ્રહ્મચર્ય
પરમાત્માને દેખાડનાર કોણ ?—સદ્‌ગુરૂ
પરમાત્માને દેખવાની આંખ કઇ ?—તત્ત્વદૃષ્ટિ
પરમાત્માને મેળવી આપનાર કોણ ?—ધ્યાન
મુક્તિ સુખની વાનગી ?—અનુભવજ્ઞાન.
પ્રભુ પ્રેમી કોણ ?—પ્રભુને સર્વ સમર્પણ કરનાર
અહર્નિશ કરણીય શું ?—આવશ્યક ધર્માચાર
આશ્રેય શું ?—દેવ ગુરૂ ધર્મ
ઉચ્ચ કોણ ?—સજ્જન
નીચ કોણ ?—દુર્જન
ફેલાવવા લાયક શું છે ?—સદ્વિચારો, સદાચારો

× × × ×

જે મનુષ્ય સ્વાત્માની ભૂતકાલના જીવનવૃત્તાન્તનો વિવેકપરિપૂર્ણ વિચાર કરીને તેનો અનુભવ લેતો નથી તે વર્તમાન જીવનપર આનન્દનો પ્રકાશ પાડવા સમર્થ થતો નથી તથા વર્તમાન અને ભવિષ્યની જીંદગીને આનન્દ સમયચારિત્ર્યથી અનુકૂલ કરવા સમર્થ થઇ શકતો નથી પોતાના જીવનનું ભૂતકાલીન ચારિત્ર્ય અનુભવવાથી જે વિચારપર્યાયોની અને આચારોની શુદ્ધતા અને અશુદ્ધતા સંબંધી વિવેકમય ધ્યાન આવવાથી સનાતન શુદ્ધ સુખ પ્રાપ્ત કરવાના ઉપાયોની પ્રવૃત્તિનો પ્રોત્સાહ પ્રવૃદ્ધ થાય છે, અને તેથી સત્ય ધર્મ પ્રાપ્તિ અર્થે યત્ન વૃદ્ધિ કરાય છે ભૂતકાલીન વિચારોનું જીંદગીમાં જે જે પરિવર્તન થયું તેના જે જે સંસ્કારોનો વર્તમાનમાં અનુભવ થતો હોય તેનો

ધ્યાન પૂર્વક નિશ્ચય કરીને વર્તમાનકાલીન વિચારોનો સુધારો કરવો જે મહાત્મા પુરૂષ પ્રગટે છે તે પોતાનુ વર્તમાનકાલીન ચારિત્ર્ય વૃદ્ધિ કરવા સપૂર્ણ લક્ષ્ય દે છે વર્તમાનકાલીન આત્માના જે જે જ્ઞાનાદિપર્યાયો છે તે ભવિષ્યકાલીન આત્માના પર્યાયોનુ કારણ થાય છે કોઇ મનુષ્ય ભવિષ્યમા કેવો થશે તેનો ઉત્તર તેની વર્તમાનકાલીન વિચાર, આચાર દશા આપે છે **વર્તમાનકાલમા શુદ્ધ ભાવનામા રમણતા કરવી હોય તો તત્સમયે ભૂતકાલીન દુઃખદશાનુ સ્મરણ ન કરવુ જોઇએ** ભૂતકાલીન મહાપાપોના પશ્ચાત્તાપ પૂર્વક ખરા અન્તઃકરણથી વર્તમાનકાલમા આત્માના સ્વભાવમા રમણતા કરવી એજ આત્માના અનન્તજીવનસાગરમા પ્રવેશવાનો સત્ય ઉપાય છે વર્તમાનકાલીન જીદગીને ઉત્તમ બનાવવી કિન્તુ ગભરાવુ ન જોઇએ જે વખતે સર્વપ્રકારની ઇચ્છાઓના સકલ્પો વિકલ્પો વિલય પામે છે, તત્સમયેજ આત્માનો સત્યમાર્ગ ખુલ્લો થાય છે, અને ધર્મબીજ પ્રવૃદ્ધિબળ સ્ફુરાયમાન થાય છે ઇત્યાદિ સર્વ આત્મામા સ્વય અનુભવવુ અને પ્રવર્તવુ

× × × ×

**જે મહાત્મા પોતાને નામો અને રૂપોમાથી નષ્ટવત્ દેખે છે, તે જગતમા જીવતો જાગતો શૂર, કર્મયોગી, આનન્દી અને મુક્ત છે** જે જે કરવુ, જે જે દેખવુ, તેમા નામરૂપ સબધી અહવૃત્તિની સ્ફુરણા ન પ્રગટે એજ આનન્દમય જીવનદશા પ્રકટાવવાનુ વાસ્તવિક લક્ષણ છે જયલક્ષ્મી નિત્ય સુખના સ્વામી થવુ હોય તો નામરૂપના જીવનથી પોતાને ભિન્ન દેખો અને હુ એવી સ્ફુરણાને ભૂલી જાઓ એટલે સુખની લક્ષ્મી તમને આલિંગશે એમ લવલેશ સશય નથી **શરીર નામરૂપનુ જે સમયમાં ભાન હોતુ નથી. એવી અવધૂત મસ્તાનન્દ દશામા વિજયના કાર્યો કરી શકાય છે,** અને પરમાત્માનો વાસ્તવિક અનુભવ કરીને આત્માની પરમાત્મતાને પ્રગટાવી શકાય છે જે જે કાર્યોમા પ્રવૃત્તિ કરીને કોઇ પણ મનુષ્ય વિજય મેળવે છે, ત્યા તે નામરૂપના અભાવેજ વિજયી થયો છે, એમ અવધારવુ લેખક, કવિ, વિદ્વાન્, ધ્યાની, શૂર ભક્ત, આદિ ભિન્ન વિષય પ્રવૃત્ત મનુષ્યો જે સમયે નામરૂપની અપેક્ષાએ પોતાને વિસ્મરે છે. તત્સમયેજ તે આનન્દમસ્તી અને વિજયના સૂક્ષ્મ આન્તર પ્રદેશમાં ` ફરે છે. દેહનામ ભાન ભૂલવાની સાથેજ આત્માની વીર્ય-

સદ્વિચારો અને સદાચારોનો સર્જન સર્વદા પ્રચાર કરનાર પવિત્ર નીતિમય જીવનને જીવનાર સત્પુરૂષો છે સત્પુરૂષોના ઉત્તમ વિચારો અને તેમની ઉદાર રહેણી કહેણીથી ખરેખરી અમર થાય છે સત્પુરૂષોની સેવાથી તેમના વિચારોમાંથી અને સદાચારોમાંથી ઘણું શિખવાનું મળે છે, અને આત્માની ઉચ્ચતા કરવા માટે સત્પુરૂષો આદર્શવત્ ઉપકારી થઈ શકે છે તથા તેમના વિચારોથી હૃદય ભરાઈ જતા આચારમાં ઉત્તમતા પ્રગટે છે માટે કહ્યુ છે કે—' सत्संगति कथय किं न करोति पुंसां ' પુરૂષોને સત્સંગતિ કહો કે શું શું કરી શકતી નથી સત્પુરૂષોની પરીક્ષા કરીને તેમનો સહવાસ કરવો જોઇએ સત્પુરૂષોની ચેષ્ટાઓમાં સિદ્ધાંતોના રહસ્યો સમાઈ જાય છે લઘુતા, ક્ષમા, સમભાવ, વિવેક, વિનય, વૈરાગ્ય, રાગ દ્વેષની મન્દતા જેવું આભ્યન્તરમાં તેવું બાહ્યમાં સ્વપ્રશંસા અને પરનિંદાનો અભાવ, જગતને સત્યનો બોધ, નિસ્પૃહતા, આત્મજ્ઞાન, સર્વના શ્રેય માં પ્રવૃત્તિ, આદિ ગુણોવડે સત્પુરૂષની પ્રતીતિ કરવી જોઇએ વેષના બ્હાના તળે સર્વે સત્પુરૂષો હોઈ શકતા નથી સત્પુરૂષના હૃદય, ઉદારભાવાદિ ગુણોવડે ઉચ્ચ બનેલા હોય છે એવા સન્તોની સત્પુરૂષોની, સાધુઓની સેવા કરવાનો પ્રસંગ પ્રાપ્ત થાય ત્યારે પુસ્તકોનુ વાચન વગેરેપર વિશેષ લક્ષ ન દેવુ કિન્તુ તેમની સેવા અને તેમના સદ્વિચારો ગ્રહણ કરવા પ્રતિ વિશેષ લક્ષ દેવુ વિદ્વાન્ થવુ સુગમ છે પરંતુ સત્પુરૂષ, સાધુ થવુ એ કાર્ય મહાદુર્લભ છે સત્પુરૂષનુ સન્તનુ અનુકરણ, બાહ્યત વપાદિથી કરી શકાય પરંતુ પોતાના આત્મામાં યાથાતથ્ય ગુણો પ્રગટાવીને સાધુની સાધુતાનો અનુભવ કરવો, એ કથવા કરતા, સમજાવવા કરતા અનેરો માર્ગ છે તેની પ્રવૃત્તિ ખરેખરા હૃદયથી થાય ત્યારેજ સન્તના હૃદયની પવિત્રતાનો ખ્યાલ આવી શકે છે ઉપદેશક થવુ, વાક્ચાતુર્ય, અને કલાકૌશલ્યની પેરી તરફ રહેવુ સન્તત્વ સાધુત્વ એ તો સન્તના, સાધુના આત્માની સાથે આત્મા મેળવતા અનુભવાય છે

× × × ×

## વ્યવહાર ધર્મની મહત્તા.

નિશ્ચયધર્મની વાતોના તડાકા મારનારાઓ જો વ્યવહારધર્મમા સાપેક્ષા ચારથી શિથિલ હોય છે તો તેમની અન્ય મનુષ્યો પર સમ્યગ્ અસર થતી નથી નિશ્ચયનયધર્મમાર્ગમા વહાવનાર વ્યવહાર ધર્મ છે વ્યવહારના અનેક ભેદ છે તેમાથી ગમે તે ભેદની આરાધના કર્યા વિના નિશ્ચયધર્મની પ્રાપ્તિ થઈ શકતી નથી આત્મામા પ્રગટેલા નિશ્ચય ધર્મને સ્થિર કરનાર વ્યવહાર ધર્મનુ અવલબન સત્ય છે વ્યવહારધર્મનુ અવલબન ત્યાગ કરતા જે નિશ્ચય ગુણ પ્રાપ્ત કર્યો છે તેમાથી પ્રમાદ થવાથી તે ટળી જાય છે માટે છદ્મસ્થ જ્ઞાનીઓએ નિશ્ચય ધર્મ પરિણતિત આત્મસુખાનુભવ કરીને પશ્ચાત્ વ્યવહારધર્મને ત્યજવો । જોઇએ અમૃતનુ ભોજન જમ્યા બાદ આનન્દ પ્રગટે એ સ્વાભાવિક છે, પરતુ તેથી અમૃત ભોજનની સામગ્રીનો સદાને માટે ત્યાગ કરવો ઘટી શકે નહિ તદ્વત્ નિશ્ચયધર્મની પરિણતિથી પરિણામ પામ્યાથી આત્મસુખાનુભવ પ્રાપ્ત થવાથી વ્યવહારધર્મના સાધનોનો ત્યાગ ન કરવો જોઇએ નિશ્ચય પરિણતિથી પડતા આલબનભૂત વ્યવહારધર્મ થાય છે માટે વ્યવહાર ધર્મરૂપ નિમિત્તકારણોનો ત્યાગ ન કરવો જોઇએ નિશ્ચયધર્મ તો સ્વને વિશેષત લાભપ્રદ છે એમ એક વ્યક્તિની અપેક્ષાએ કથીએ તો તે વાસ્તવિક છે પરતુ વ્યવહારધર્મનો તો એક અને અનેક વ્યક્તિની અપેક્ષાએ વિચાર કરીએ તો પણ તે સ્વપરહિતાવહ છે એમ બાલ્યાવસ્થાથી વેષ, આચાર, અને ઉપદેશાદિથી અનુભવગમ્ય થઈ શકે છે અતએવ શ્રી વીરપ્રભુએ પ્રથમ વ્યવહારધર્મનુ સ્વરૂપ દર્શાવ્યુ છે અને પશ્ચાત્ નિશ્ચયધર્મનુ સ્વરૂપ દર્શાવ્યુ છે નિશ્ચયધર્મની મહત્તા દર્શાવવામા આવે છે તેનુ કારણ એ છે કે વ્યવહારધર્મસાધનોને સાધનારાઓ, નિશ્ચયદૃષ્ટિને અન્તરમા ધારણ કરી શકે વ્યવહાર ધર્મની મુખ્યતા-મહત્તા, દર્શાવવામા આવે છે તેનુ કારણ એ છે કે, વ્યવહારધર્મ કારણ છે કારણ વિના કાર્યની સિદ્ધિ થઈ શકે નહિ જે જે કાર્યો પ્રગટે છે. તે તે કારણો વિના હોતા નથી મુક્તિરૂપ કાર્યની સિદ્ધિના જે જે કારણો સાધનો જે જે ગુણસ્થાનક પર્યન્ત સેવવા યોગ્ય છે, ત્યા સુધી સેવવાથી તેઓ આત્માના નૈશ્ચયિક ગુણોની સ્થિરતા પૂર્વક તેઓની પરિપૂર્ણ વૃદ્ધિ કરીને આત્માની-પરમાત્મતા પ્રગટાવે છે અત એવ વ્યવહારધર્મની આવશ્યકતા ઉપયોગિતા અને મહત્તા તેના સ્વભાવે સિદ્ધ થાય છે. તેનો સમ્યગ્ અનુભવ ખરેખર અનેકાન્તવાદી જ્ઞાનીઓ

કરી શકે છે સ્થૂલ સૂક્ષ્માદિ ભેદે વ્યવહાર સાધન પ્રવૃત્તિ ધર્મના ભિન્ન ભિન્ન નયની અપેક્ષાએ ભિન્ન ભિન્ન ભેદ પડે છે અભય અદ્વેષ, અને અખેદપણે વ્યવહારધર્મને સાધતા નૈશ્ચયિક સહજ સુખધર્મની પ્રાપ્તિ થાય છે.

× × × ×

## ज्ञानस्य फल विरतिः

જ્ઞાનનુ ફલ વિરતિ છે ગુણસ્થાનોની ગણના વાર લાગતી નથી નીતિના સૂત્રો ગણી જતા વાર લાગતી નથી પણ ગુણ સ્થાનક રૂપે પરિણામ પામવુ વા નીતિરૂપે પરિણમવુ એતો અનન્ત ગુણ દુર્લભ કાર્ય છે મુક્તિનુ જ્ઞાન થતા વાર લાગતી નથી પણ મુક્ત થતા વાગીવાર લાગે છે આત્મા તે પરમાત્મા છે એમ જાણવુ તો સહેલ છે પરન્તુ આત્માને પરમાત્મા કરવા માટે મોહભાવથી–માયાથી સંપૂર્ણ વિરામ પામવુ એ કાર્ય મહામુશ્કેલ છે શ્રી વીરપ્રભુએ સત્તાવીશમા ભવે પોતાના આત્માને પરમાત્મારૂપ કર્યો શ્રી નેમિનાથ ભગવંતે આત્મજ્ઞાન પ્રાપ્ત કર્યા બાદ નવમા ભવે પોતાના આત્માને પરમાત્મરૂપ બનાવ્યો શ્રી ઋષભદેવ ભગવંતે આત્મજ્ઞાન પ્રાપ્ત કરીને તેરમા ભવે સર્વ પ્રકારના મોહભાવથી વિરામ પામીને પરમાત્મપદ પ્રાપ્ત કર્યું શ્રી પાર્શ્વનાથ ભગવંતે આત્મજ્ઞાન પ્રાપ્ત કરીને દશમા ભવે પરમાત્મપદ પ્રાપ્ત કર્યુ સમરાદિત્યે આત્મજ્ઞાન પ્રાપ્ત કરીને વિરતિ પ્રાપ્ત કરવામા ઘણો કાલ વ્યતીત કર્યો હતો આત્મજ્ઞાન પ્રાપ્ત કરીને વિરતિરૂપ મહાપર્વતના શિખર પર પહોંચતા, તરતમ, પ્રયોગે સર્વ જીવોને ભવ કરવા પડે છે કોઈ જીવ જ્ઞાન પ્રાપ્તિની સાથેજ વિરતિત્વ પ્રાપ્ત કરે છે, અને કોઈને કર્મોદયથી તે પ્રમાણે બનતુ નથી કેટલાક જીવો આત્મજ્ઞાન પ્રાપ્ત કરીને મોહભાવથી વિરામ પામવા રૂપ વિરતિ પર્વત પર ચઢવા પ્રયત્ન કરે છે અને તે કેટલાક પગ થીયા ચઢે છે અને પુન લપસીને પાછા પડે છે કેટલાક વિરતિરૂપ પર્વતપર આરોહણ વેગે વેગે કરે છે અને કેટલાક શનૈ શનૈ કરે છે કેટલાક વિરતિ રૂપ સિદ્ધાચલ ગિરિના હીંગળાજના હડે સુધી આવીને પુન પાછા પડી કેટલાક વનાની સુધી આવીને પુન ચઢવાનો પ્રયત્ન કરે છે કેટલાક વિરતિરૂપ વિમલ પર્વતપર ચઢતા પગથીયે પગથીયે વિસામો લેતા લેતા ચઢે છે,

આત્મજ્ઞાન પ્રાપ્ત કરીને આત્માના પરભાવ વિરમણ અને સ્વધર્મભાવ રમણ રૂપ ચેતનગિરિ પ્રદેશોના શિખર પર રહેવા પરમાત્માને પ્રાપ્ત કરવા જે જે અંશે પરભાવથી વિરમાય છે, તે તે અંશે જ્ઞાનનું વિરતિરૂપ ફલ અવબોધવું

× × × ×

## આત્મસમાધિ સુખમા લયલીન રહેવા માટે નીચેની બાબતો પર લક્ષ દેવું.

૧—સર્વસંગ પરિત્યાગ કરવા પ્રવૃત્તિ કરવી અને નિ સગદશાએ નિર્ગ્રન્થ પણે વર્તવું

૨—આત્મજ્ઞાનાધિમનુષ્યોનો પણ પ્રસંગોપાત્ત યોગ્ય પરિચય સેવવો અને આત્મસમાધિ સુખનો અનુભવી મહાત્માઓ જે હોય તેઓની પરીક્ષા પૂર્વક આલંબનાર્થે નિરુપાધિપણે રહેવાય તેવી રીતે સંગતિ કરવી

૩—આત્મતત્ત્વ પ્રરૂપણા જેમા મુખ્ય હોય તેવા પુસ્તકો વાચીને તેઓનો અનુભવ કરવો

૪—આત્મસમાધિમા સ્થિરતા થાય એવા દ્રવ્ય, ક્ષેત્ર, કાલ અને ભાવને મેળવા લક્ષ્યપૂર્વક પ્રયત્નશીલ થવું

૫—રાગદ્વેષના જ્યાં જ્યાં નિમિત્તો મળતા હોય ત્યાં ત્યાંથી દૂર રહેવું અને રાગદ્વેષના સયોગોમા કદાચિત્ નિરૂપાયે રહેવું પડે તો તત્સમયે સમાનતા સમભાવે આત્માને ભાવીને આત્મવીર્ય સ્ફોરવી અપ્રમત્ત રહેવા પ્રયત્ન કરવો

૬—સ્વપરાર્થે થતી વ્યાવહારિક ધર્મપ્રવૃત્તિ પ્રસંગે પણ સાધ્ય લક્ષ્યભૂત સ્થિરતા નિવૃત્તિના ઉપયોગમા રહેવું અને આત્મસમાધિનો ભંગ ન થાય એવી યોગ્યતાની પ્રાપ્તિપૂર્વક ધર્મસેવારૂપ બાહ્યપ્રવૃત્તિ આદરવી

૭—પવિત્ર નિર્જન તીર્થસ્થળો વા અન્ય નિર્જન સ્થળોમા ધ્યાન ધરવાનો અભ્યાસ સેવવો અને સ્વસમાધિ પુષ્ટિકારકસજ્જન સાધુઓનો સહવાસ, તેઓનો અનુભવ કરીને રાખવો

૮—પોતાને આત્મસમાધિ કયા ભાવે કયા અંશે કેવા સયોગોમા વર્તે છે તેનો [illegible] કરવો અને આત્મસમાધિની ઉચ્ચદશા પ્રાપ્ત

થાય એવા સંયોગોને અને ઉપાયોને આદરવા, તથા આત્મસમાધિમાં જે જે કારણોથી વિક્ષેપ થતો હોય તેઓને દૂર કરી સુખ અનુભવવા લક્ષ્ય દેવું

× × × ×

## સાધુઓ.

**संविग्गा गुरुविणया, णाणी दंतिंदिया जियकसाया ।**
**भवविरहे उज्जुत्ता, जहारिहं साहुणो हुंति ॥ ( पंचाशक )**

દેશકાલાદિની અપેક્ષાએ યથાયોગ્ય સાધુઓ હોય છે **સંવિગ્ગા** **संसारभीरव** સંસારથી ભય પામનારા સાધુઓ હોય છે સંસારથી ભય પામ્યા વિના ગુરુનું શરણું કરાતું નથી જ્યારે સંસારથી ભય પામીને ગુરુનું શરણું કરાય છે ત્યારે ગુરુનો વિનય કરી શકાય છે અતએવ સાધુઓને **गुरुविनता** એ વિશેષણ અર્પવામાં આવ્યું છે જ્યારે ગુરુના વિનયમાં સાધુઓ મન વચન, અને કાયાથી ભક્તિ બહુમાનપૂર્વક પ્રવૃત્ત થાય છે, ત્યારે ગુરુની પ્રસન્નતાથી શ્રુતજ્ઞાન પ્રાપ્ત કરીને શ્રુતજ્ઞાનિયો બને છે અતએવ **ज्ञानिन** એતાદૃક્ વિશેષણ અર્પવામાં આવ્યું છે જ્યારે સાધુઓ ગુરુના વિનયથી જ્ઞાન પ્રાપ્ત કરીને જ્ઞાનિયો બને છે ત્યારે તેઓ **दान्तेन्द्रिया जिनाक्षा** બને છે સાધુઓ શ્રુતજ્ઞાની થયાથી પંચેન્દ્રિયોના ત્રેવીશ વિષયોને જીતવા સમર્થ બને છે શ્રુતજ્ઞાની થયા બાદ ઇન્દ્રિયોને વશમાં કરી શકાય છે અત એવ **ज्ञानिन** એ વિશેષણ પશ્ચાત્ **दान्तेन्द्रिया** એ વિશેષણ યોજવામાં આવ્યું છે સાધુઓ ઇન્દ્રિયો પર કાબુ મેળવીને મનમાં ઉત્પન્ન થનાર ક્રોધ માન, માયા અને લોભાદિ કષાયોને જીતવા સમર્થ બને છે આ પ્રમાણે દ્રવ્યભવ અને ભાવભવના વિરહમાં ઉદ્યુક્ત થએલ સાધુઓ દ્રવ્ય, ક્ષેત્ર, કાલ, ભાવાનુસારે હોય છે સાધુઓ સંવિગ્નાદિ ગુણવિશિષ્ટ બનીને કષાયોને જીતવા ઉદ્યુક્ત થાય છે જે સાધુઓ કષાયોને ઉપશમાવે છે, તેજ વાસ્તવિક ચારિત્ર ગુણધારક કથી શકાય છે વ્યવહારે વેષ અને આચારથી સાધુ બનેલાઓએ ગાથામાં કથેલ ગુણોને પ્રતિદિન વિશેષ વિશેષ પ્રકારે ખીલવવા પ્રયત્ન કરવો જોઇએ પોતાનામાં જે જે કષાયો ઉપજતા હોય તેને ઉપશમાવવા ખાસ અન્તર્દૃષ્ટિથી ઉપયોગ ધારીને આત્મહિતમાં પ્રવૃત્ત થવું જોઇએ પરિપૂર્ણ વિકસાવવા સંવિગ્નાદિ ગુણોનો જે અનુક્રમ દર્શાવવામાં આવ્યો છે,

તે અનુક્રમને અનુસરીને સાધુઓએ ચારિત્રની આરાધના કરવી જોઈએ રાગ દ્વેષાદિકભાવસંસારના અન્તની સાથે દ્રવ્યસંસારનો અન્ત આવે છે માટે સાધુઓએ દ્રવ્ય તથા ભાવસંસારનો વિરહ કરવા પ્રયત્નવંત થવુ જોઈએ. સાધુઓએ પરની નિન્દા, ખટપટ, કલેશ, પરમા રાગ અને પરની પંચાતોનો ત્યાગ કરીને આત્માના ગુણોવડે યુક્ત થવા માટે ઉપર્યુક્ત ગુણક્રમ, શ્રેણિવડે ( પગથીયાં વડે ) મુક્તિ પ્રાસાદમા આરોહવુ જોઈએ જે સાધુઓ સસારથી વિમુખ થયેલા છે તે સાધુઓ મુક્તિની સન્મુખ થાય છે, અને જે સાધુઓ સસારમાં પરિભ્રમણ કરાવનાર રાગદ્વેષાદિની સંમુખ થાય છે, તેઓ મુક્તિથી વિમુખ થાય છે જ્ઞાન, દર્શન, અને ચારિત્રગુણોવડે આત્માની પરમાત્મદશા કરવી એજ સાધુત્વ છે જે સાધુઓ રાગદ્વેષના પરિણામને પ્રગટતાજ વારે છે તે સાધુઓજ સાધુત્વની ઉચ્ચ ગુણશ્રેણિ પર આરોહતા જાય છે. સ્વસ્વભાવમા રમવુ અને પરભાવ રમણતાનો ત્યાગ કરવો એજ ભાવસાધુત્વ છે ભાવસાધુત્વ પ્રગટાવવાને સમભાવ ધારવો અને આત્મગુણોમા રમણતા કરવી, એજ દ્રવ્ય, ક્ષેત્ર, કાલ, અને ભાવે સાધુઓનુ મુખ્ય કર્તવ્ય છે આ પ્રમાણે સવિગ્નાદિ ગુણોનુ સાધન કરનારા સમભાવ આદિ ગુણોને પામી કર્મક્ષય કરી પરમાત્મપદ પ્રાપ્ત કરે છે

ૐ શાન્તિ ૩

× × × ×

## " ધર્મ ગુરૂઓએ ધ્યાનમાં રાખવા યોગ્ય બીનાઓ "

૧—વર્તમાનકાલમા મનુષ્યોની કયા ધર્મ પ્રતિ વિશેષ રૂચિ થતી જાય છે, જે ધર્મમા જે લોકો છે તે ધર્મ પ્રતિ લોકોની કેવી રૂચિ છે અને ભૂતકાલમા કેવી હતી તેની તુલના કરવાની આવશ્યકતા

૨—ધર્મ અને લોકોની પ્રવૃત્તિ એ બેનો પરસ્પર કેવો સબંધ છે ?

૩—સમાજના વાર્તમાનિક આચારવિચારો અને આજુબાજુની પરિસ્થિતિ સાથે ધર્મનો સબંધ દરેક સપ્રદાયમા કેવા પ્રકારનો છે, તેનુ સૂક્ષ્મ નિરીક્ષણ કરવાની આવશ્યકતા

૪— [illegible] ઓએ ધર્મ પ્રતિ લોકોની રૂચિ વધે એવા સુધારા અને સાહિત્ય [illegible] ની આવશ્યકતા

૫—જીવન વ્યવહારની સાથે ધર્મનીતિ એ પ્રાણભૂત કેવી રીતે બને છે ? તેની સાથે લોકોના ભિન્ન ભિન્ન વ્યવહારાનુભવ સાથે ધર્મરસનું પાન કરાવવાની આવશ્યકતા

૬—ધર્મની વર્તમાન સ્થિતિ પરથી ભવિષ્યની સ્થિતિનો ખ્યાલ

૭—ધર્મના મતભેદોથી ધર્મ સમાજને થતી હાનિ અને સ્યાદ્વાદદૃષ્ટિ તથા સાપેક્ષનયે ઐક્ય વિચારોથી અને આચારોથી ધર્મસમાજને લાભ થવાની આવશ્યકતા સબંધી વિચાર કરવાની જરૂર

૮—લોકોને ધર્મના અમુક વિચારોમાં અને આચારોમાં જણાતી ખામીઓ અને તે ખામીઓ કઇ દૃષ્ટિએ નથી, તેના વિચારોને પ્રસરાવવાની જરૂર ધર્મના અમુક આચારો અને અમુક તત્ત્વોમાં લોકોએ કાઢેલી ખામીઓ અને તેને દૂર કરવાની જરૂર ધર્મગુરુઓના આચારોમાં અને વિચારોમાં કાઢેલી ખામીઓ અને તે ખામીઓ કઇ દૃષ્ટિએ સત્ય છે અને કઇ દૃષ્ટિએ અસત્ય છે તેનો નિર્ણય કરવાની જરૂર

૯—વર્તમાનમાં ધર્મસબંધી કયા સુધારાઓ કરવાની જરૂર છે અને કયા કયા સુધારા કરવાની જરૂર નથી

૧૦—ધર્મસૂત્રોના લાક્ષણિક અને વાચ્યાર્થો સબંધે જાહેરમાં વિદ્વાનોના કેવા અભિપ્રાયો છે અને તે વાસ્તવિક શુદ્ધ ધર્મની સાથે કેવો સબંધ ધરાવે છે, તેનો દીર્ઘદૃષ્ટિથી નિર્ણય કરવાની જરૂર

૧૧—ધર્મના આચારોમાં અને વિચારોમાં ક્ષેત્રકાલાનુસારે આચાર અને વિચાર સબંધી કયા તત્ત્વને બળ આપીને પ્રચાર કરવાથી ધર્મ પાળનારાઓની વ્યાવહારિક ઉન્નતિ થાય તેનો વિચાર કરવાની અને તેનો પ્રચાર કરવાની યુક્તિઓ અને પ્રગતિની જરૂર

૧૨—આર્થિકાદિ સર્વ શુભ વ્યાવહારિક નીતિઓનો પ્રાણભૂત બનીને ધર્મ એ એવી રીતે વ્યાવહારિકદૃષ્ટિએ ધર્મને વિશ્વ લોકોમાં પ્રવર્તાવવાની આવશ્યકતાનો ઉપદેશ અને ઉપાયો લેવાની જરૂર તેમ ધર્મનીતિરૂપ પ્રાણ વડે મનુષ્યોને ઉન્નતિરૂપ સજીવનતા આપનારા પુસ્તકોના પ્રચારની જરૂર

## આવશ્યક શિક્ષણ

૧ કોઇ પણ બાબત સબંધી પ્રવૃત્તિ કરવી હોય તો પરિણામનો નિર્ણય ] કરી પ્રવૃત્તિ કરવી

૨ કોઇ પણ વિચાર કરતી વખતે સ્વ અને પર સબંધી લાભાલાભનો વિવેક કરવો

૩ કોઇ પણ કાર્ય કરતી વખતે પ્રથમ જેવો ઉત્સાહ હોય છે, તેવો સદા રહે તેવા ઉપાયો લેવાની જરૂર સ્વીકારવી જોઇએ

૪ જે મનુષ્યો આપણી સાથે વાર્તાઓ કરતા હોય તેઓની પ્રામાણિકતાનો પરિપૂર્ણ અનુભવ ક્યાં વિના તેઓના પર વિશ્વાસ મૂકવો નહિ તેમજ તેઓએ કરેલી પ્રતિજ્ઞા પર પરિપૂર્ણ વિશ્વાસ ધારણ કરવો નહિ

૫ મનુષ્યોના મનના પરિણામો સદા એક સરખા રહેતા નથી ભરતી ઓટની પેઠે મનના પરિણામોમા હાનિ વૃદ્ધિ થયા કરે છે, તેથી દરેક બાબતો સબધી મનુષ્યોના વિચારોમા ફેરફાર થયા કરે છે માટે દરેક મનુષ્યના વિચારો તપાસવા માટે દરેક બાબતો સબધી અભિપ્રાયો પૂછવા અને તેઓના હૃદયની માન્યતાઓ તપાસવી પશ્ચાત્ તેઓની યોગ્યતાનુસારે બોલવુ અને વિચારોને આપવા

૬ આપણી પાસે આવનાર અને સમાગમમા રહી ચર્ચાદિ કરનાર મનુષ્યોમા બે પ્રકારની ચિત્તવૃત્તિ હોય છે એમ સમજાય છે કેટલાક મનુષ્યો આપણી પાસેથી જે વિચારો સાભળે છે તેમા તેઓ સમ્મત થએલા માલૂમ પડે છે પણ અન્તરૂમા તેઓ તેમાથી કેટલીક બાબતોથી વા સપૂર્ણ બાબતોથી વિરૂદ્ધ હોય એવુ પણ સમજાય છે કેટલાક અમુક સયોગોના યોગે ઉપરથી આપણા વિચારોથી અસમ્મત હોય છે, અને અન્તરૂમા સ્વતન્ત્ર હૃદયથી આપણા વિચારો અને આચારો પૈકી મોટા ભાગને માન આપનારા હોય છે આપણી પાસે આવનાર મનુષ્યો સામુ પણ આપણે તેવી રીતે વર્ત્તીએ છીએ આપણા હૃદયમા સ્વતત્ર જે કંઇ વિચારો અને માન્યતાઓ હોય છે, તે સર્વને આપણે સર્વની આગળ કથી શકતા નથી, તેમજ આપણને જે જે મનુષ્યો મળે છે, તેઓની સાથે ઉપર ઉપરથી કેટલાક વિચારોથી અને આચારોથી સમ્મત થઇએ છીએ હૃદયની ખરી માન્યતા તો જેની સાથે પૂર્ણ ઐક્ય મળ્યુ હોય છે તેને કહેવાય છે આવો અનુભવ સર્વત્ર અનુભવાય છે માટે મનુષ્યોના હૃદયના ખાસ વિચારો જાણવા એ હૃદયમેળ મળ્યા વિના દુર્લભ કાર્ય છે

× × ×

## પૂજાપ્રસંગ

૧ જે જે પૂજાઓ ભણાવવામાં આવે છે, તે તે પૂજાઓના હૃદય ગહરવો સમજાવવા અને શબ્દની સાથે અર્થનું તન્મય ભાન થાય એમ ઉપદેશ દેવો

૨ પૂજામાં આપેલા દૃષ્ટાંતોનું ટુંકમાં વિવેચન કરીને પૂજકોના હૃદયમાં પૂજાનું વાસ્તવિક મહત્વ ઉતારવું

૩ પૂજા ભણાવવા બેઠેલા અને સાંભળવા બેઠેલા મનુષ્યોનું પૂજામાં ચિત્ત લાગી રહે અને તેમને આનન્દ પ્રગટે એવી રીતે પૂજા ભણાવવી

૪ શ્રોતાઓને પૂજાના પદનો ભાવાર્થ ચિંતવનમાં હર્ષોલ્લાસ વધે અને ગાવાની સાથે ભાવાર્થમાં ચિત્તની લીનતા થાય એવા ઉપાયો લેવા યોગ્ય ઉપદેશ દેવો

૫ પૂજા ભણાવતી વખતે બને તો સુજ્ઞે અન્યોને પૂજાનો ભાવાર્થ જણાવવો.

૬ હાલ જ્યાં ત્યાં પૂજામાં લોકોનો ભાવ ઘટવા લાગ્યો છે, તેનું કારણ અજ્ઞાન છે, અને જ્ઞાની ગુરૂના દાસ બનીને શ્રાવકો-પૂજાનું વાસ્તવિક સ્વરૂપ સમજતા નથી તે પણ એક કારણ છે પ્રથમની પેઠે પૂજાઓમાં શ્રાવકો વિશેષ આવે અને આનન્દરસ ચાખે તેવો ઉપાય એક છે અને તે એ છે કે જે જે પૂજાઓ ભણાવવામાં આવે તેનું પ્રથમથી ગુરૂની પાસેથી અર્થસહિત જ્ઞાન કરવું

× × × ×

## अन्तरमा परिग्रह

ज्ञान ध्यान हय गय वरे, तप जप श्रुत परतंत सलुणे
छाडे सम प्रभुता लहे, मुनि पण परिग्रहवंत सलुणे
परिग्रह ममता परिहरो

જ્ઞાનરૂપ અશ્વ, અને ધ્યાનરૂપ ગજ, તપ, શ્રુતરૂપ પરિવાર વડે પરિવાર પામેલા મુનિ પણ પરિગ્રહવંત છે કથવાનો આન્તરિક ભાવાર્થ એ છે કે-મુનિના મનમાં યદિ એમ આવે કે-હું જ્ઞાની છું, હું ધ્યાની છું હું તપસ્વી છું જાપ જપનાર છું, હું બહુશ્રુત છું, ઇત્યાદિ અહંવૃત્તિ પ્રગટતાં અન્તરમાં

અહંવૃત્તિરૂપ પરિગ્રહવંત મુનિવર અવબોધના જ્યારે મુનિ પોતાના ગુણોમાં પ્રગટતી અહંવૃત્તિનો ત્યાગ કરે છે, ત્યારે તે સમભાવરૂપ પ્રભુતાને પામે છે આ ઉપરના વાક્યથી મુનિએ હૃદયમાં આત્માના ગુણોની પણ અહંવૃત્તિ ન પ્રગટાવવી એવો સાર નીકળે છે હું જ્ઞાની છું, હું ધ્યાની છું, એવો મનમાં અભિમાન કરવો એ મુનિને યોગ્ય નથી અન્ય લોકો ન જાણે પણ મુનિના મનમાં જો જ્ઞાની, ધ્યાનીપણાનો અભિમાન થતો હોય તો તે પણ એક જાતની રાગવૃત્તિ હોવાથી તેમાં પરિગ્રહત્વે બંધાવવાનું થાય છે **मुच्छा परिग्गहो वुत्तो मूर्च्छा परिग्रह उक्त** મૂર્છા તેજ પરિગ્રહ કહેતો છે જ્ઞાન અને ધ્યાનની અહંવૃત્તિ મૂર્છારૂપ હોવાથી તેનો ત્યાગ કરવાની જરૂર છે

× × × ×

## अहंवृत्ति.

મારા જેવો કોઇ જ્ઞાતા નથી મારા જેવો કોઇ ધ્યાતા નથી મે, આટલા બધા શાસ્ત્રોનો અભ્યાસ કર્યો છે મે આટલા બધા તપ કર્યા હું તપસ્વી છું તપસ્વી તરીકે મારી કીર્તિ પ્રચાર પામી છે હું વિદ્વાન્ તરીકે જગતમાં પ્રખ્યાતિ પામ્યો છું ઇત્યાદિ અહંવૃત્તિ પરિણામથી આત્મા વસ્તુત બંધાય છે, અને પછી જે મુક્તિના સાધનો હતા તે બાધક તરીકે પરિણામ પામે છે એમ કથાય છે વસ્તુત તેનો અનુભવ તેવી દશામાં વર્તનાર આત્માને થાય છે આત્માની પરમાત્મતા પ્રગટાવનાર સાધનોમાં નિષ્પરિગ્રહવંત રહેવું એજ આત્મજ્ઞાનીઓનું આન્તરિક કર્તવ્ય છે આચાર્યોએ ઉપાધ્યાયોએ અને મુનિયોએ અહંવૃત્તિનો ત્યાગ કરવો જોઇએ આચાર્યો વગેરેને જ્યાં સુધી હું જ્ઞાની છું, હું ધ્યાની છું, ઇત્યાદિ અહંવૃત્તિ થાય છે, ત્યાં સુધી તેઓ પોતાનો ઉત્કર્ષ અને અન્યજનોનો અપકર્ષ કરવા મન, વચન, અને કાયાથી પ્રવૃત્તિ કરે છે અને જ્યારે જ્ઞાન, ધ્યાનમાં પ્રગટતી અહંવૃત્તિનો જ્યારે તેઓ નાશ કરે છે, ત્યારે તેઓ પોતાનો ઉત્કર્ષ, અને પરજનોનો અપકર્ષ કરવા, મન, વચન અને કાયાએ પ્રવૃત્તિ કરતા નથી સ્વોત્કર્ષ અને પરાપકર્ષમાં નિવૃત્તિ થવાથી, સ્વને અને પરજનોને એક સરખી દૃષ્ટિથી દેખવાને મુનિવરો સમર્થ થાય છે હું જ્ઞાની છું, હું ધ્યાની છું એમ જ્ઞાનમાં અને ધ્યાનમાં જ્યારે અહંવૃત્તિ [illegible] રે આત્માને આત્મભાવત્વે દેખી શકાય છે, અને જડને

જાગ્યભાવે દેખી શકાય છે આત્માના ગુણોએજ આત્માનો ધર્મ છે, એમાં અહંવૃત્તિ કરવાની કંઇ જરૂર નથી એવો અનુભવ પ્રગટતાં સમભાવે આત્માને ખી શકાય છે મુનિ જ્યારે આ પ્રમાણે સમભાવરૂપ પ્રભુતાને પામે છે, ત્યારે તેના હૃદયમાં આનંદનો સાગર પ્રગટે છે મુનિને આત્મ ગુણોમાં નિષ્પરિગ્રહત્વ અને નિર્મમત્વભાવે જે અનુભવ થાય છે, તેજ અનુભવ સ. સહજ સુખ સાગરમાં ઝીલાવવા સમર્થ થાય છે અને પરિગ્રહ દુઃખમય છે એવું અનુભવ સમ્ય ફળાવવા સમર્થ થાય છે

× × × ×

## स्वगत

હે મુને ! તું રાગદ્વેષના વિ પમક પોનો સંહાર કરીને સમભાવમાં રમણતા કર. હે મુને ! ગૃહસ્થોના પરિચયમાં આવતાં હારી જ્ઞાનાદિક લક્ષ્મીનો નાશ ન થાય એવો ઉપયોગ રાખ

મુને ! તું મનોગુપ્તિ વચનગુપ્તિ અને કાયગુપ્તિને ધારણ કર મનના વિકલ્પસંકલ્પને જાણી દેવથી મુખવડે બોલવાની પ્રવૃત્તિની નિવૃત્તિ થવાથી વચનગુપ્તિની સિદ્ધિ થાય છે મનોગુપ્તિ અને વચનગુપ્તિ સિદ્ધ થવાથી કાયગુપ્તિની સિદ્ધિ થાય છે મનોગુપ્તિની સિદ્ધિ થવાથી વચનપર કાબુ મુકતાં ઘણો પ્રયાસ કરવો પડતો નથી અત્ર સમજવાનું એ તુજ છે કે સૂક્ષ્મયોગમાં ઘણી શક્તિ હોય છે સૂક્ષ્મ મનો યોગની ગુપ્તિ થવાથી આત્માની શક્તિઓનો વ્યય થતો અટકે છે, અને તેનુ બળ વૃદ્ધિ પામે છે તેનું પરિણામ એ આવે છે કે-મનોગુપ્તિથી આત્માની વધેલી શક્તિ વડે વચનગુપ્તિ કરી શકાય છે વચનગુપ્તિ થવાથી વાણીમાં અપૂર્વ અસરકારક બળ વધે છે, તેથી પ્રસંગોપાત્ત બોલવાના અલ્પ શબ્દોના અસંખ્ય ગણી અસર કરનારી શક્તિ જામે છે એમ અનુભવી કહે છે કે-वचनपात करनो वार्यपात सारो આ કહેવતમાં પ્રાયઃ ઘણું સત્ય સમાયલું છે અને તે અનુભવમાં આવી શકે છે સામાન્ય મનુષ્યો લાખો શબ્દો બોલીને અન્યો પર જે અસર કરે છે, તેના કરતાં મનોગુપ્તિ પૂર્વક વચનગુપ્તિમાં વિજય મેળવનાર મહાત્મા એક શબ્દવડે લાખગણી અસર કરે છે, અને તેનો શબ્દ જગતમાં જીવતો રહે છે, અતએવ વચનગુપ્તિની આવશ્યકતા સિદ્ધ ઠરે છે

× × × ×

## મનોગુપ્તિ.

મનોગુપ્તિ અને વચનગુપ્તિની સિદ્ધિ થતાં સહેજે કાયગુપ્તિની સિદ્ધિ કરી શકાય છે. મનોગુપ્તિ અને વચનગુપ્તિદ્વારા પ્રગટેલ આત્મબળની અસર શરીરપર થાય છે, અને તેથી કાયગુપ્તિની અંશે અંશે સિદ્ધિ થાય છે કાયગુપ્તિની અસર ખરેખર મન પર થાય છે કાયગુપ્તિથી મનમાં પ્રગટતા વિકલ્પ સંકલ્પપર કાબુ મેળવી શકાય છે, એમ કથવામાં આવે તો એક અપેક્ષાએ તે સત્ય ઠરે છે કાયગુપ્તિથી શારીરિકસ્થિતિ પર કાબુ મેળવી શકાય છે, અને તેથી કાયસંયમની સિદ્ધિ થાય છે, મનોગુપ્તિથી અને વચનગુપ્તિથી અનેક સિદ્ધિયોની પ્રાપ્તિ થાય છે, અને તેથી જગતપર ધર્મોનો પ્રચાર કરી શકાય છે પોતાના આત્મામાં શક્તિયો પ્રગટાવવી હોય તો મનોગુપ્તિ અને વચનગુપ્તિની સિદ્ધિ કરવી જોઇએ મનોગુપ્તિની સિદ્ધિ થતાં આત્મા તેજ પરમાત્મરૂપ પ્રકાશથી ઝળહળ શોભ્યા કરે છે આત્મામાં પરમાત્મતાનો અનુભવ કરવો હોય તો મનોગુપ્તિ સેવવાની જરૂર છે આત્માની સ્થિરતા પ્રાપ્ત કરવી હોય અને આત્મસુખ અનુભવવું હોય તો મનોગુપ્તિને સેવો, અને પશ્ચાત્ અન્તરમાં અનુભવ કરીને તમે તેનું સ્વરૂપ પ્રકાશો મનોગુપ્તિના સૂક્ષ્મ પ્રદેશમાં ઉંડા ઉતરીને સ્થિરતા કરવાથી આત્માના વાસ્તવિક સ્વરૂપને ઓળખી શકાય છે મનોગુપ્તિ એ રાજયોગનો મહાન્ માર્ગ છે મનોગુપ્તિ એ મોક્ષનું દ્વાર છે મનોગુપ્તિ એ અનુભવજ્ઞાનનું સ્થાન છે મનોગુપ્તિ એ પાતાળી કુવાની પેઠે આત્માની શક્તિયો મેળવવાનું અખૂટ સ્થાન છે મનોગુપ્તિ સાધ્યા વિના મૌનત્વનો અનુભવ થતો નથી અત એવ મુનિયે મનોગુપ્તિની સેવના કરવી જોઇએ

× × × ×

મનની ચંચલતા વારવા માટે મનોગુપ્તિ સાધવાની જરૂર છે અનેક પ્રકારની વિકથાઓ કરતા અને લોકરંજન કરતાં કંઇ કલ્યાણ થવાનું નથી આત્માનું કલ્યાણ કરવું હોય તો મનોગુપ્તિની સિદ્ધિ કરવા પ્રયત્ન કરવો જોઇએ મનોગુપ્તિની સિદ્ધિ કરવી એ જ પરમ કર્તવ્ય છે આત્મદેવને રીઝવવા હોય તો મનોગુપ્તિનું સેવન કર સંકલ્પબળની સિદ્ધિ કરવી હોય તો મનોગુપ્તિને આદર આત્મામાં સર્વ પ્રકારની ઋદ્ધિ દેખવી હોય તો મનોગુપ્તિનું પ્રેમથી સેવન કર નકામા વિકલ્પસંકલ્પો કરીને મનો

ગુપ્તિની કેમ ઉપેક્ષા કરે છે મનોગુપ્તિરાજ્યમા મોહરાજા અને તેના પરિવારને પેસવાનો હક્ક નથી અનુભવજ્ઞાનબળે જનસંસર્ગથી દૂર રહીને મનોગુપ્તિમા પ્રવેશ કર, અને હુ, મારૂ, હારૂ એવુ પરમા થનાર ભાનને ભૂલી જા મગજને એકવાર અશુભ વિચારો કરવાની તસ્તી આપ્યાથી ઘડીયાળના ચક્રની પેઠે અશુભ વિચારોની પ્રવૃત્તિમા તે વેગથી પ્રવર્ત્યા કરે છે અને તેનુ અશુભ પરિણામ આવે છે. માટે મગજને શાન્ત કરવાને અને નકામી રીતે થનાર આત્મવીર્યવ્યયને નિરોધવા મનોગુપ્તિનુ સેવન કર. રાગદ્વેષના સંસ્કારોનો ક્ષય કરવા માટે મનોગુપ્તિનુ સેવન કર મનના અધ્યવસાયોને દૂર કરવા માટે મનોગુપ્તિની આરાધના કર અનેક પ્રકારના બાહ્ય પ ચોમા શુભાશુભવૃત્તિ ન પ્રગટે તે માટે મનોગુપ્તિની આરાધના કર ઉચ્ચ ગુણસ્થાનકની નિરૂપાધિમય અપ્રમત્ત દશા પ્રાપ્ત કરવા મનોગુપ્તિની આરાધના કર વિચારબળની પુષ્ટિ કરવા માટે મનોગુપ્તિની આરાધના કર એક વસ્તુપર એક સરખો વિચાર કરવાની શક્તિ ખીલવવા માટે મનોગુપ્તિની સિદ્ધિ કર આત્માની નિર્વિકલ્પ દશા સિદ્ધ કરવા માટે અને નિર્વિકલ્પ દશા દ્વારા સહજ સુખમા લયલીન થવા માટે મનોગુપ્તિની આરાધના કર મનોગુપ્તિની અમુક અશે સિદ્ધિ થતા વચન અને કાયયત્ર સ્વયમેવ ગુપ્તિરૂપ યત્રમા પડીને નિવૃત્તતાને પામી યોગદશા ખીલવી શકશે

× × × ×

મનોગુપ્તિની સિદ્ધિ થતા મહાત્મા વચનસિદ્ધિ પ્રાપ્ત કરી શકે છે મનોગુપ્તિ દ્વારા વિજયીમુનિ વચનદ્વારા જે જે પ્રકાશે છે તે સિદ્ધ કરી બતાવે છે મહાત્માઓના વચનો જૂઠા પડતા નથી તેનુ જે કથાય છે તેનુ ખરેખરૂ રહસ્ય મનોગુપ્તિ કર્યાથી અનુભવી શકાય છે મનોગુપ્તિ દ્વારા પ્રાપ્ત થનારી આત્મશક્તિયોને વચનગુપ્તિ સિદ્ધ કરનાર મુનિ પ્રસગોપાત્ત શબ્દો દ્વારા બહાર લાવીને જગતમા ચમત્કાર દેખાડી શકે છે વીર્યપાત કરતા વચનપાત બહુ હાનિકર છે, એવી જે કહેવત છે તેનો સારાશ એ છે કે વચનગુપ્તિ સિદ્ધ કરવાથી સ્વ અને પરજીવોનુ કલ્યાણ કરી શકાય છે મિષ્ટ યોગ્ય હિતકર અને પરિણામે સુદર એવા ભાષાસમિતિથી વચનો વદવાથી સ્વ અને અન્યજીવોને લાભ કરી શકાય છે, અને ભાષાસમિતિના ઉપયોગ વિના વદાયલા વચનો વીર્યપાત કરતા વિશેષ પ્રકારે સ્વાત્માની

શક્તિનો નાશ કરવા માટે અને અન્યજીવોને દુઃખ આપવા માટે સમર્થ થાય છે અતએવ બોલવું હોય તો ભાષાસમિતિના ઉપયોગથી બોલવું અન્યથા વચનગુપ્તિ ધારવી તેજ આત્મશક્તિયોના વિકાસનો અસાધારણ ઉત્તમ માર્ગ છે વચનસમિતિથી બોલનાર મૌની છે, અને ભાષાસમિતિના ઉપયોગ વિના મૌન રહેનાર મૌની નથી તત્સબંધી અનુભવ ગુહ્ય વિચાર ણીય છે ભાષાસમિતિ સિદ્ધ કરનાર મુનિએ વચનગુપ્તિ સિદ્ધ કરવી વચનગુપ્તિ સિદ્ધ કરવાથી કાયાના ચચલયોગને સ્થિર થવાના સાધનો સપ્રાપ્ત થાય છે, અને તેથી કાયા દ્વારા ગમનાગમનની પ્રવૃત્તિની નિવૃત્તિ સાધના પૂર્વક આત્માનંદ ખુમારીનો અનુભવ ગ્રહી શકાય છે ૐ शान्ति ३

× × × ×

## ( સ્વગત. )

હે મુને ! મુનિનો વેષ અને પ્રતિલેખનાદિ ક્રિયા કરવાથી તું કૃતકૃત્ય થયો એમ પોતાને માની ન લે સાધુનો વેષ દેખીને ત્હને હજારો લોકો પગે લાગે એટલા માનથી તું ફૂલાઇ જઇશ નહિ દરરોજ સારૂ ખાવાનુ મળે અને ભક્તો ત્હારી હાજી હા કરે તેથી પ્રમત્ત ન બન

સાધુનો વેષ અને આચારોની સાથે જો સાધુપણાના ગુણો ન હોય તો ટોળીના ગજાની પેઠે તુ ગણાઇશ હે મુને ! ત્હને લોકો માને છે અને પૂજે છે તેથી ત્હારૂ કલ્યાણ થઈ ગયુ એમ માન નહિ મેરૂપર્વતના જેટલા રજોહરણો અને મુખવસ્ત્રિકાઓ થઇ તો પણ રાગદ્વેષાદિનો નાશ કર્યા વિના ભવનો અન્ત આવતો નથી તું અન્યોને રજન કરી શકે છે, અને અન્ય લોકો ત્હારી પ્રશંસા કરે છે તેથી કંઇ સાધુપણ પ્રાપ્ત થઇ શકતુ નથી વેષ અને આચારની સાથે જો ક્ષાન્ત્યાદિ દશવિધ સાધુધર્મ પ્રગટે ત્યાર જ તું આત્મકલ્યાણના માર્ગે સચરી શકીશ હે મુને ! ક્રોધ, માન, માયા, લોભ, નિન્દા અને કામાદિ દોષોને જીત્યા વિના ત્હને મુનિપણુ પ્રાપ્ત થનાર નથી અને ત્હને ખરી શાન્તિ મળી શકનાર નથી હે મુને ! વ્યાકરણ શાસ્ત્રો, ન્યાયશાસ્ત્રો, સાહિત્યશાસ્ત્રો, ભાષાશાસ્ત્રો વગેરે અનેક શાસ્ત્રોનો અભ્યાસ કરીને અભિમાની બનવાથી ત્હારામાં મુનિપણુ પ્રગટવાનુ નથી એમ યાદ રાખજે હે મુને ! જ્યા સુધી ત્હારૂ મન અનેક વાસનાઓથી ભરપૂર છે,

ત્યાં સુધી તું વેષથી સાધુ છે, પરન્તુ ગુણોથી નથી એમ વિચાર કર હે મુને ! જ્યાં સુધી તું મન, વચન અને કાયાના યોગને વશ કરવા સમર્થ થયો નથી ત્યાં સુધી તું પ્રમાદ શત્રુના વશમાં છે એમ માન હે મુને ! તું આત્માના ગુણોને પ્રાપ્ત કરવા પ્રવૃત્તિ કર લોકોને ધટાટોપ દેખાડવા પ્રયત્ન ન કર. જૂઠો આડંબર તજીને મુનિપણાના સદ્ગુણો મેળવવા પ્રયત્ન કર કે જેથી તું સત્ય શાન્તિને પ્રાપ્ત કરી શકે.

× × × ×

## ચાર અનુયોગની ઉપયોગિતા

કથાનુયોગ, ચરણકરણાનુયોગ, ગણિતાનુયોગ, અને દ્રવ્યાનુયોગ એ ચાર અનુયોગની ઉપયોગિતા કયી કયી અપેક્ષાએ છે, એ સમ્યગ્ રીતે અવબોધાયાથી સમ્યગ્ જ્ઞાનની ઉત્પત્તિ થાય છે પ્રત્યેક અનુયોગનું મહત્ત્વ અન્ય અનુયોગની અપેક્ષાએ કઈ રીતિએ ન્યૂન વા વિશેષ છે તે સમ્યગ્ અવબોધાયાથી કેટલીક બાબતોનું સમ્યગ્ સમાધાન થાય છે ધર્મનું મૂલ અસ્તિત્વ પ્રતિપાદન કરનાર દ્રવ્યાનુયોગ છે પ્રમાણ અને નયોવડે દ્રવ્યનું જ્ઞાન કરાવનાર દ્રવ્યાનુયોગના અસ્તિત્વ સહ જૈનધર્મની અસ્તિતા અખિલ વિશ્વમાં નિર્ભયધ્વજ ફરકાવી શકે છે ચરિતાનુયોગનું જીવન વસ્તુતઃ દ્રવ્યાનુયોગ છે કથાનુયોગના માહાત્મ્ય રહસ્યનો પ્રતિપાદક દ્રવ્યાનુયોગ છે ચારિત્રકરણાનુયોગરૂપ શરીરનો પ્રાણ વસ્તુતઃ દ્રવ્યાનુયોગ છે આચારો વ્રતોનું માહાત્મ્યદર્શક ગ્રન્થોમાં દ્રવ્યાનુયોગની દૃષ્ટિએ જે કંઈ માહાત્મ્ય અવબોધાતું હોય તે અને વ્યવહારનય દૃષ્ટિએ જે માહાત્મ્ય દર્શાવવામાં આવ્યું તે અમુક અપેક્ષાએ ભિન્ન અને અમુક અપેક્ષાએ સ્વરૂપસાધર્મ્ય દૃષ્ટિએ અભિન્ન છે એમ અન્તરમાં અવતરેલા અવબોધી શકાય છે બાલજીવોને કથાનુયોગદ્વારા ધર્મનું શિક્ષણ આપી શકાય છે આત્મચારિત્ર ઉચ્ચ કરવા માટે કથાનુયોગની વાસ્તવિક આવશ્યકતા સ્વીકારી શકાય છે આત્મજ્ઞાનીઓને તથા બાલજીવોને ચારિત્રાનુયોગ સારી રીતે ઉપકાર કરે છે એમ ચરિતાનુયોગના ગર્ભપ્રદેશમાં સૂક્ષ્મ દૃષ્ટિથી અવતરતાં અવબોધી શકાય છે ગણિતાનુયોગ અખિલવિશ્વમાં વ્યાવહારિક તથા ધાર્મિક વિષયોમાં સ્વકીય ઉપયોગિતાને ધરાવે છે વ્યાવહારિક સર્વ જનસાધારણ વિષયરૂપે તથા સર્વસાધારણ ઉપયોગિતા તરી

ગણિતાનુયોગને પ્રેરાવવામા આવે તો તે સર્વૈક્તિક છે ધર્મફલપ્રતિપાદક કથાગ્રન્થોને દ્રવ્યાનુયોગદષ્ટિએ અને ચારિત્રાનુયોગદષ્ટિએ વિચારીને પરસ્પરનો વિરોધ દૂર કરવો જોઇએ ધર્મફલ વર્ણનસૂત્ર, સ્વાભાવિક ચારિત્રસ્વરૂપ દર્શકસૂત્ર, અન્તરંગસ્વરૂપ પ્રતિપાદકસૂત્ર, ઉપમાસૂત્ર, ભયદર્શકસૂત્ર, વિધિપ્રતિપાદકસૂત્ર, કલ્પિત અને અકલ્પિતકથાનુયોગસૂત્રો વગેરે સૂત્રોનુ કઈ દિશાએ કઇ દષ્ટિએ પ્રવર્તન છે તેનો સમ્યગ્ સર્વાનુયોગની રહસ્યદર્શકદષ્ટિએ વિચાર કરીને પરસ્પર અનુયોગમા ઉદ્ભવતા વિરોધનો પરિહાર કરીને સર્વ અનુયોગોનુ માહાત્મ્ય વિચારવુ

× × × ×

જગત્મા આત્માના ગુણોવડે અલંકૃત એવો જ્ઞાની હોય છે, તો તે જ્ઞાનપક્ષમા અનેક લોકોને રૂચિ કરાવી શકે છે જ્ઞાનની સાથે ત્યાગ વૈરાગ્યાદિ ગુણો હોય છે, ત્યારે અનેક લોકોપર જ્ઞાનની અસર થાય છે ભક્તિમાર્ગીમા જો આત્માના ત્યાગ શમાદિક ગુણો હોય છે, તો તે અન્ય લોકોપર સારી અસર કરવા શક્તિમાન્ થાય છે ક્રિયા પક્ષીઓમા ત્યાગાદિક અનેક સદ્ગુણો હોય છે, તો તે અન્ય લોકોપર ક્રિયાપક્ષની અસર કરવા શક્તિમાન્ થાય છે હઠયોગીઓમા ત્યાગ, વૈરાગ્ય, ક્ષમા, નીતિ વગેરે ગુણોનુ પ્રાકટ્ય હોય છે તો તેઓ વિશ્વપર પોતાના પક્ષની અસર કરવા શક્તિમાન્ થાય છે અજ્ઞાનીઓનુ જ્યારે જોર હોય છે, ત્યારે કર્મકાંડ માર્ગ વગેરે સ્થૂલ ધર્મપક્ષોનુ સામ્રાજ્ય જ્યા ત્યા દેખવામા આવે છે જ્ઞાનપક્ષગ્રાહકોમા જ્યારે વિષયવાસના, ભોગ, અનીતિ વગેરે દુર્ગુણોનુ જોર વધી જાય છે ત્યારે જ્ઞાનપક્ષ પરથી લોકોની રૂચિ ઉતરી જાય છે અને ભક્તિ વગેરે માર્ગપર લોકોનુ વલણ થાય છે જ્યારે જ્યા ભક્તિ માર્ગના અનુયાયીઓમા મોહ, રાગ, દ્વેષ, વિષય, ચાપલ્ય, કદાગ્રહ, સંકુચિતદષ્ટિ, અનીતિ વગેરે દુર્ગુણો ઉભરાય છે, ત્યારે તેઓનાપરથી લોકોની રૂચિ ટળી જાય છે, અને જ્ઞાનાદિક માર્ગોપર લોકોની રૂચિ વળે છે, એમ સ્વાભાવિક રીતે થતુ દેખવામા આવે છે દુનિયામા ચાલતા સર્વ મહાધર્મો જે જે લોકોમા વ્યાપ્ત છે, તેઓમા ઉપર પ્રમાણે ... દષ્ટિગોચર થાય છે દુનિયામા વિશેષ પ્રકારે નીત્યાદિક ગુણો ... વ્યવહારમા પ્રકટાવી બતાવનાર ધર્મનો વિશેષ ફેલાવો થાય છે ... ની વાતો છે પણ ગુણોવડે આચારવ્યવહારપર

યાના મનુષ્યોને ગ્રહાતી નકતો નથી તે ધર્મની, દુનિયાના મનુષ્યોના હૃદય કરતા, પુસ્તકોમા અસ્તિતા વિશેષ દેખાય છે જે જે ધર્મો એકવાર અખિલ વિશ્વમા વ્યાપ્ત થઇને અમુક દેશ પ્રદેશમા સકુચિત વૃત્તિએ અસ્તિત્વ ભોગવે છે, તેનુ કારણ ઉપર જણાવ્યા પ્રમાણે સદ્ગુણોથી પતન અને અનેકદુર્ગુણોવડે વાસિત થએલા ધર્મપ્રવર્તકો અવબોધવા

× × × ×

## ધર્મવૃદ્ધિના હેતુઓ.

ઉત્ક્રાન્તિની સાથે ધર્મની પ્રગતિનો સબધ છે જે ધર્મમા પરસ્પર એક બીજાને સાહાય્ય આપવામા આવે છે, તે ધર્મની વૃદ્ધિ થાય છે જે ધર્મમા એક બીજાને પ્રસગોપાત્ત આત્મવિમર્શિના સાધનોની સાહાય્ય કરવામા આવતી નથી તે ધર્મની પડતી થાય છે જે ધર્મમા ઉદારભાવના હોય છે, અને સ્વધર્મેતર મનુષ્યોનુ કલ્યાણ કરવા અનેક પ્રકારે તેમને જ્ઞાનાદિકનુ દાન તથા સાહાય્ય આપવામા આવે છે તે ધર્મની વૃદ્ધિ થાય છે

જે ધર્મમા સદાચાર યુક્ત જ્ઞાની મહાપુરૂષો હોય છે, તે ધર્મની વ્યાપકતામા વૃદ્ધિ થાય છે જે ધર્મના સદ્વિચારો, અને ગુણોને આચારમા મૂકીને દર્શાવનારા આત્મ મહાત્માઓ પ્રકટે છે અને સઘાદિકની વ્યવસ્થિત યોજનાપૂર્વક ધર્મવૃદ્ધિ પ્રયત્ન કરે છે, ત્યારે તે ધર્મની વિશ્વમા સજીવનતા અને વ્યાપકતામા વૃદ્ધિ થાય છે અપૂર્વશક્તિવાળા મહાપુરુષો જે ધર્મમા હોય છે તે ધર્મ પોતાનુ મહત્ત્વરૂપ પ્રકટ કરે છે, અને જ્યારે એવા મહાપુરુષોનુ અસ્તિત્વ હોતુ નથી, અને તેના સ્થાને ગુણી દુરાચારી, અયોગ્ય ધર્મના પ્રવર્તક બને છે, તે વખતે તે ધર્મ અસ્ત થતા દીપકની પેઠે જગતમા દેખાય છે જે મતે જે દેશમા જેવી આશાના મનુષ્યો દેખાય છે તે વખતે તેમની સ્થિતિ વગેરેનો વિચાર કરીને જનસમાજને રુચે અને તેઓની સર્વ પ્રકારની શુભ ઉત્ક્રાન્તિમા વૃદ્ધિ થાય એવો ઉપદેશ દેવામા આવે છે, અને તે આચારમા મૂકી બતાવી આપવામા આવે છે તે ધર્મની અસ્તિતા, અને વ્યાપકતા અવબોધવામા આવે છે

× × × ×

## નિયમસર કાર્ય કરવાની પ્રવૃત્તિ.

નિયમસર કાર્ય કરવાની પ્રવૃત્તિ ધારણ કરવાથી ઘણા કાર્યો કરી શકાય છે કર્મવીર, દાનવીર, ધર્મવીર અને રણવીર પુરુષોમા આ મહાગુણ જોવામા આવે છે મહાપુરુષોના જીવન ચરિત્રોમા આ ગુણ મુખ્યતાએ અવલોકી શકાય છે નિયમિત ક્રમ-વ્યવસ્થા પૂર્વક કાર્ય કરવાથી મહાપુરુષની પદવી પ્રાપ્ત થઇ શકે છે જૈન શેઠ લાલભાઇ દલપતમા આ ગુણ અમુકાશે દેખવામા આવતો હતો જે મહાપુરુષો જગતમા મહાકાર્યો કરવાને શકિતમાન્ થાય છે તેઓમા આ ગુણ હોય છે જેમા આ ગુણ હોય છે તે વખતની કિમત સમજી શકે છે, અને તે કાર્યોમા કઇ અપૂર્વતા દેખાડવા શકિતમાન્ થાય છે એક વખત આ ગુણનો અભ્યાસ કરવાથી પશ્ચાત્ સહેજે તેમા પ્રવૃત્તિ થાય છે. ”

× × × ×

હે ચેતન ! જ્યારે ત્યારે પણ જ્ઞાન અને વૈરાગ્યથી આત્મવીર્યોત્સાહને પ્રગટાવીને અપ્રમત્તદશામા સ્થિરતા કરી, રાગદ્વેષાત્મક વિકલ્પસકલ્પોને એવી રીતે દૂરે ક્ષીણ કરવા જોઇએ કે, શરીર અને ઇન્દ્રિયોની મન્દવ્યાપારસ્થિતિ થયા છતા સ્વપ્નમા માનસિક સૂક્ષ્મપ્રદેશમા તેઓનો સૂક્ષ્મ પ્રાદુર્ભાવ થઇ શકે નહિ **મોહની વૃત્તિયોનુ બીજ છેદાઈ જાય અને તે સર્વથા સ્વપ્નમા પણ દર્શન ન આપે એવુ આત્મબળ જાગ્રત્ કરવુ જોઇએ. જ્યા સુધી એવુ આત્મબળ જાગ્રત્ ન થાય ત્યા સુધી મોહશત્રુનો વિશ્વાસ સ્વપ્નમાં પણ રાખી શકાય નહિ. પોતાના આત્માની ઉપર ચારિત્રની કેટલી ઉચ્ચ અસર થઇ છે તે સ્વપ્નમા થતા વિકલ્પ સકલ્પોનાં શુભાશુભ ચિત્રોથી સમજાઇ શકે તેમ છે.** પોતાના મનના શુભાશુભ વિચારો, પરિણામો, અધ્યવસાયોનું બળ, પાચ ઇન્દ્રિયો અને શરીરને અસર કરે છે, તેથી બાહ્યશરીરના મન્દવ્યાપાર છતા પણ અન્તર્ મનમા શુ શુ થયા કરે છે, તેનો ઉપયોગ રાખીને આત્માની ઉચ્ચતા થાય એવુ ઉચ્ચ વિચારમય મન બને એવુ કરવુ એજ વાસ્તવિક આન્તરિક ધર્મકર્તવ્ય અવબોધવુ પોતાના મનના પરિણામોને મનઃપર્યવની સાહાય્ય વિના પોતાની મેળે અવબોધી શકીએ તેમ છીએ અત એવ જાગ્રત્ અને સુષુપ્તિદશામા કાર્ય કરનાર મનની આન્તરિક સ્થિતિ અનુભવવાની તથા તેને સુધારવાની

ઘણી જરૂર છે બાહ્યના દૃશ્ય ઉપર વ્યવહારના આચરણથી વિશ્વ મનુષ્યો ખુશી રહે એવું મનમાં ન લાવવું જોઇએ

× × × ×

## આત્માનુભવ

બાહ્ય પદાર્થોમાં પ્રગટતી રૂચિ વૃત્તિને આત્મજ્ઞાનબળે અન્તરમાં કોઇ ગુણમાં રમાવવી, અને અન્તરમાં પરમપ્રેમ પ્રગટે તથા અન્તરમાં રૂચિરસની ધારા વહે અને તેથી અન્તર્મુખ મન રહે એવું આત્મ સ્વરૂપ જાગ્રત્ રહે એમ પૂર્ણવીર્ય પ્રવર્તાવવાની આવશ્યકતા છે આત્માને પોતાના ધર્મમાં અત્યંત રાગ જેમ જેમ પ્રગટ થતો અવબોધાય છે, તે તે અંશે બાહ્યમાંથી અત્યંત રાગ ન્યૂન થતો અવબોધાય છે મહાસમર્થ આત્મજ્ઞાની સદ્‌ગુરૂની કૃપાએ બાહ્ય દૃશ્યમાંથી રાગ ટળે છે અને અન્તરમાં પ્રેમ લાગે છે આત્માના શુદ્ધ સ્વરૂપમાં મન એટલું બધું રૂચિરસથી લીન થવું જોઇએ કે જેથી તેના પર સંસારની વિપત્તિયોની અસર ન થાય. આત્માના સ્વરૂપમાં વિશુદ્ધ પ્રેમરસથી એટલું બધું લીન થઇ જવું જોઇએ કે, સાત પ્રકારના ભયથી તેને વા શરીરને અશાતા પણ નાચસ્ય ન પ્રગટે આત્માના સ્વરૂપમાં એટલું બધું લીન થઇ જવું જોઇએ કે મનને બાહ્ય કોઇપણ વિષયમાં સ્વપ્નમાં પણ રૂચિ ન પ્રગટે આત્માના શુદ્ધ ધર્મમાં વિશુદ્ધ રૂચિરસના તન્મયભાવથી મન લીન થઇ જવું જોઇએ કે, કીર્તિ અને અપકીર્તિના કોઇપણ શબ્દની વા વિચારની વાસ્તે તે જાતની આત્માના પર અસર ન થાય આત્માના શુદ્ધ સ્વરૂપમાં વિશુદ્ધ પ્રીતિથી મનને એટલું બધું કરવું જોઇએ કે, જેથી અઘાતી કર્મનો પ્રારબ્ધ ઉદય ભોગવતાં છતાં શુભાશુભ વિકલ્પ સંકલ્પમાં મનની પ્રવૃત્તિ ન થાય. આત્માના શુદ્ધ ધર્મમાં વિશુદ્ધોપયોગથી એટલું બધું મન લીન થઇ જવું જોઇએ કે વિશ્વમાં જાગતાં છતાં જ્ઞાનભાવે નિર્વિકલ્પક નિદ્રાની સ્થિતિનો અનુભવ થાય. આત્માના શુદ્ધ ધર્મમાં પરમપ્રેમથી મન એટલું બધું લીન થઇ જવું જોઇએ કે, જેથી આત્મજ્ઞાનીઓનું અવલંબન લેવાની જરૂર અથવા અન્યજ્ઞાનીઓના અવલંબનની જરૂર ન રહે આત્માના શુદ્ધ ધર્મમાં મન એટલું બધું લીન થઇ જવું જોઇએ કે જેથી બાહ્ય વિષયોમાં કદાપિ સુખની ભાવના ન પ્રગટે. આત્માના શુદ્ધ ધર્મમાં મનને પૂર્ણ રસ પડે અને તેથી તેને વિષયોન્મુખ થવાના નિમિત્તો મળે તોપણ તે આત્માના શુદ્ધ ધર્મમાંજ લાગી રહે એવી મનની શુદ્ધતા કરવાને હે ચેતન ! તું પ્રયત્ન કર.

આત્મવીર્યોત્સાહથી પ્રવૃત્તિ કર ત્હારી પ્રવૃત્તિ આધ્યાત્મિક હોવી જોઇએ ત્હારા મનમાં પ્રગટતા અધ્યવસાયોથી આત્માની દશામાં તું કદૌ ઉચ્ચ થયો છે તે અવબોધાશે ત્હારી વર્તમાન સ્થિતિ એ ભવિષ્ય જન્મનું આદ્ય બીજ છે માટે જેટલું બને તેટલું આત્મહિત કર

× × × ×

ભૂતકાળમાં નરક, સ્વર્ગ, તિર્યંચ અને મનુષ્યગતિના અનેક પર્યાયોને ધારણ કરનાર તું પોતેજ હતો જે જે દેવોના અવતારો ત્હેં કર્યા તેની શક્તિઓનાં બીજકો ત્હારામાજ હતા નરકમાં નારકીના અવતારો લીધા તેના હેતુઓ પણ ત્હારા મનમા હતા હવે તું વિચાર કે ત્હારામા કઇ જાતના પર્યાયોની ખામી છે આવી રીતે અવતારાદિક અશુદ્ધ પર્યાયોને ધારણ કરીને તે ભવમાં નાટકકર્મ અનન્તવાર કર્યાં, તેના સંસ્કારોના બીજકો જે કઇ સૂક્ષ્મપ્રકૃતિઓ રૂપે ત્હારા અસંખ્યાતપ્રદેશોમા વર્તતા હોય તેઓનો સંપૂર્ણ નાશ થાય એવો આત્મવીર્યભાવ સ્ફુરાવ તું શુદ્ધોપયોગે અપ્રમત્ત બનીને શુભાશુભ પરિણામરૂપે પરિણમતા આત્મવીર્યને પોતાના શુદ્ધધર્મમાં વાળીને શુદ્ધરૂપમાં પરિણમાવ સંસારરૂપયન્ત્રની કુંચી વા ઓધલર સમાન મન છે. શુભાશુભમા પરિણમતું એવું મન પોતાના આત્માના શુદ્ધધર્મમા ચિંતવનરૂપ કાર્યમા વાળવાથી મનની સ્થિરતા થતા સંસારચક્ર બંધ પડી જાય છે હે આત્મન્ ! પોતાના શુદ્ધધર્મમા મનને રમાવીને તું પોતાની શુદ્ધતાના પન્થમા આગળ વધ આ ભવમા આત્મિક પ્રગતિનો જેટલો પ્રયાસ કર્યા તેટલો આવતા ભવમા કરવો નહિ પડે અને આગળથી અભ્યાસ વધુ કરવો પડશે આત્માના જેટલા વિભાવધર્મ છે તેનામાથી અહત્વ સજીને હે ચેતન ! ત્હારા શુદ્ધ ધર્મના તન્મયભાવે સ્થિર થઈ જા અન્ય દેવોદાનવોના સાહાય્યની આશા ન રાખ. તેઓ પણ મોહનાચકમા રમણના છે તું પોતાના આત્મબળ ઉપર જુઓ ત્હારો શુદ્ધોપયોગ એ સર્વ દેવ-દેવીઓના કરતા મ્હાન સ્વરૂપની શુદ્ધિ માટે અનન્તગુણ બળવાન્ છે કથાનુયોગના અનેક પુસ્તકો વાચીને અન્યોને કથાની રીઝવવાના કરતા સ્વકીય શુદ્ધધર્મનો પૂર્ણ આવિર્ભાવ કર કે જેથી સર્વ જગતને ધર્માર્થે ત્હારૂ જીવન આદર્શરૂપ બને અને તેને કથારૂપે લોકો કથી શકે ગણિતાનુયોગમા દક્ષત્વ મેળવીને પરભાવમા ગણિતાનુયોગને ન પરિણમાવતા

પોતાના શુદ્ધધર્મ પર્યાયોની ગણનામા તેનો ઉપયોગ કર કે જેથી તુ પણ અન્ય લોકોમા ધર્મસ્મરણાર્થે વ્યક્તિના અવલબન તરીકે ગણાય ચરણ્ કરણાનુ યોગની વિદ્યાનો પોતાનામા શુદ્ધ ચારિત્ર પરિપૂર્ણ પ્રગટાવવા માટે ઉપયોગ કર દ્રવ્યાનુયોગના જ્ઞાનનો સ્વાત્મ દ્રવ્યના શુદ્ધપર્યાયોની વ્યક્તતામા ઉપયોગ કર ચાર પ્રકારના અનુયોગના જ્ઞાનને પોતાના હિતાર્થે વાપર

× × × ×

## ચાર અનુયોગનો ઉદ્દેશ.

ચાર પ્રકારના અનુયોગ જ્ઞાનનો ઉદ્દેશ પ્રત્યેક આત્માની ઉન્નતિ થાય એવા પ્રકારનો છે ચાર પ્રકારના અનુયોગનુ જ્ઞાન યથાયોગ્ય રીતે સપ્રાપ્ત કરીને તેનો ઉપયોગ ખરેખર પોતાના આત્માની શુદ્ધિ કરવા માટે કરવો જોઇએ ચાર પ્રકારના અનુયોગના જ્ઞાનનુ ફળ એ છે કે, સર્વ રાગાદિક વૃત્તિયો તથા પ્રવૃત્તિયોથી વિરામ પામીને આત્માના શુદ્ધધર્મમા લીન થવુ, અને રાગાદિકનો નાશ કરવા આત્મિકપરિણામે અને બાહ્યનિમિત્ત સાધનોવડે પ્રવૃત્ત થવુ આવો નિવૃત્તિમાર્ગ એ મુક્તિનો રાજમાર્ગ છે, અને એવા સહજયોગમાર્ગે વા રાજમાર્ગે વિચર્યા વિના આત્મોન્નતિના અનુભવો સપ્રાપ્ત કરી શકાય નહિ ચાર પ્રકારના અનુયોગનુ જ્ઞાન પોતાના આત્મામા વિરતિભાવે પરિણમે એવી રાજમાર્ગની પ્રવૃત્તિ આદરવા યોગ્ય છે હે ચેતન ! તુ સાધુવેષ, આચાર અને આત્મ ગુણોથી એવી સહજયોગની દશામા પરિણામ પામ અને પરભાવથી પરિપૂર્ણ વિરામ પામ કે જેથી પરમાત્મદશા પ્રાપ્ત થવાની આ ભવમા અનુભવજ્ઞાનમા પરિપૂર્ણ નિશ્ચયતા થાય ત્હને થનારા જ્ઞાન અને ચારિત્રના અનુભવો આગળના અનુભવોને પ્રગટાવે છે, અને જ્ઞાનચારિત્ર સબધી આગળના અનુભવો છે તે તેની આગળના અનુભવોને પ્રગટાવે છે, આ પ્રમાણે પરપરાનુભવ શ્રેણિયોના સસ્કારોમા એકઠુ થતુ જ્ઞાન ચારિત્રબળ, છેવટ ચરિમ શુદ્ધ નૈશ્ચયિક મુક્તિના અનુભવને પ્રગટાવે છે માટે હે ચેતન ! ત્હારામા રહેલા પરિપૂર્ણ શુદ્ધજ્ઞાન નૈશ્ચયિક અનુભવને પ્રગટ કર તુ જેમ જેમ રાગાદિક વિકલ્પસકલ્પ વૃત્તિયોથી વિરામ પામીને પરમ પ્રેમથી અન્તરમા રમણતા કરીશ તેમ તેમ તે તે જાતો વિરતિ નિવૃત્તિ પ્રદેશોના અનુભવાનન્દને પ્રાપ્ત કરીશ બાહ્ય તથા આન્તરિક સાધન સામગ્રીની ત્હને અમુકાશે પ્રાપ્તિ થઇ છે અને હવે શુદ્ધો પયોગથી આગળની સામગ્રી પણ ત્હારે પ્રાપ્ત કરવી જોઇએ શરીરપ્રવૃત્તિ

કરતા આ આસનમાં હારે મનને અન્તર્મુખ કરીને શુદ્ધોપયોગથી આત્મ સ્વભાવમા સ્થિર રહેવાની ઘણી જરૂર છે પોતાના શુદ્ધધર્મમા પરમાનન્દ રસ પડે એવી રીતે સ્થિર થઇ જ નિર્વિકલ્પદશામા બહુકાલ વ્યતીત થવાથી આત્મામા આપોઆપ મોક્ષ અનુભવાયો અને અનુભવાશે

× × × ×

પોતાનો આત્મા સાકાર કેવી રીતે છે ? નિરાકાર કેવી રીતે છે ? નિત્ય કેવી રીતે છે ? અનિત્ય કેવી રીતે છે ? આત્મા એકલોજ સત્ છે ? કર્માદિ વિભાવ કઇ નથી ? ઇત્યાદિક કઇ અપેક્ષાએ છે ? તે સર્વ અનેકાન્તજ્ઞાનનો આત્મામા અનુભવ કરતા અવબોધાય છે, અને તેથી વિશ્વમા પ્રવર્તતા અને કધર્મો કયા કયા આશયોએ-વિચારનયોએ ઉત્પન્ન થએલા છે સમ્યક્ અવબોધાયાથી આત્મામા સ્વસ્વરૂપનો નિર્ણય થાય છે તેથી **યથા પિણ્ડે તથા બ્રહ્માણ્ડે** એવો અનુભવ થવાથી કદાગ્રહના મૂલબન્ધનો છૂટી જવાથી આત્મા, આગ્રહરૂપ ભારથી લઘુ થાય છે હેય, જ્ઞેય અને ઉપાદેયપણે સર્વનયોની સાપેક્ષતાએ સર્વધર્મોના સર્વ પ્રકારના ઉદ્દેશ, વિચારોનુ દ્રવ્ય, ક્ષેત્ર, કાલ અને ભાવથી જ્ઞાન થતા ભૂતકાલ, વર્તમાનકાલ અને ભવિષ્યકાલમા થનાર અનેક ધર્મોના મૂળ આશયોનુ પ્રસ્ફોટન થાય છે આવા અનેકાન્ત જ્ઞાનના અનુભવ પ્રદેશમા સર્વનયોની અપેક્ષાએ અનેક મતધર્મોને અવલોકવાની દૃષ્ટિ પ્રાપ્ત થયા બાદ, પોતાના આત્માના ભૂતપર્યાયોમા એવા એકાન્તિક અનેક મતધર્મોના ચિત્રો અવલોકાવી, પોતાના આત્માના પ્રદેશે પ્રદેશે તેવા એકાન્તજ્ઞાન સંસ્કારના સત્તાબીજએ ન રહે, તેવો આત્મવીર્યભાવ પ્રગટાવવાની આવશ્યકતા અવલોકાય છે, અને તે પ્રમાણે અનેકાન્ત અનુભવજ્ઞાનની વૃદ્ધિ કરવાના સ્યાદ્વાદવિચારશ્રેણિએ આગળ વધી શકાય છે આવી દશાનો અનુભવ આવે છે અને તેથી કષાયની ક્ષીણતા અમુક રીતિએ અમુક ભાવે થાય છે તેવો અનુભવ આવે છે આવા એકાન્તજ્ઞાનસસ્કારોનુ દાર્ઢ્ય થતુ જાય છે અને ભવિષ્યમા તેનુ ઉચ્ચ શુદ્ધજ્ઞાન વિશેષ વિશેષભાવે ખીલતુ જાય એવા ઉપાયોને વર્તમાનમા જોવાની જરૂર છે શ્રીવીરપ્રભુની પટ્ટપરપરાએ પ્રાપ્ત થએલ આગમોવડે સ્યાદ્વાદજ્ઞાનની પ્રાપ્તિ થતા આવી દાર્ઢ્ય ર [illegible] થાય છે, અને આત્માનુ સમ્યગ્જ્ઞાન જગતના

માર્ગ-જીવોને પ્રાપ્ત થાય એવી કર્તવ્યતા પ્રતિ પ્રવૃત્તિ કરાય છે આત્મજ્ઞાન એજ બ્રહ્મજ્ઞાન છે આત્મજ્ઞાનના અનુભવની ખુમારીની સ્ફુરણાઓ જીવના શબ્દોને હૃદયદ્વારા ઉદ્ગીરે છે, અને આત્માભિમુખવૃત્તિની સાધનામા આ ત્મબળને પ્રેરે છે આવુ અંતરૂમા પ્રવર્તતા ભવિષ્યમા આત્મપર્યાયોની શુદ્ધતામા પરપરાએ વૃદ્ધિ થશે એવો અનુભવ આવે છે

× × × ×

સમભાવની દશામા સ્થિરતા વિશેષ થાય એમ પ્રવૃત્તિ કરવી જોઇએ કાયાની ચચલતા, મનની ચચલતા અને વચનનો રોધ કરવાથી આત્માની સ્થિરતા થાય છે આત્મજ્ઞાનનો ઉપયોગ પ્રવર્તાવીને આત્મામા લયલીનતા કર વાથી આત્માના ગુણોમા સ્થિરતા થાય છે આત્માનો જ ફક્ત એક ઉપયોગ ધારણ કરવાથી સમભાવના માર્ગમા વિચરતા આગળ આત્માનો શુદ્ધજ્ઞાન પ્રકાશ પ્રગટે છે આ સસારનુ કોઇ પણ પોતાનુ નથી, શુભાશુભ, પુણ્ય પાપ સબધીનુ કઇ પણ પોતાનુ નથી, એવુ મનમા ખાસ નિર્ણયરૂપ થ વાથી અને ફક્ત એક આત્માના શુદ્ધોપયોગ પ્રતિ ખાસ ક્ષણે ક્ષણે લક્ષ દેવાથી પુણ્ય-પાપના બ ને ભાવથી આત્મા ન્યારો રહેતો અનુભવાય છે શુભા શુભમા હુ નથી અને તેમા હુ મારૂ એવી સ્ફુરણા ન થાય ત્યારે અવબોધવુ કે સ્વય પરમાત્મ સ્વરૂપથી ભિન્ન નથી સ્વય પરમાત્મા છુ, એવો શુભાશુભ વિમ્બ બોધ પડવાથી એવો અનુભવ આવે છે, એવી દશા પ્રાપ્ત કરવા આત્મવીર્ય ફોરવવુ. આવી દશામા જ્ઞાની આવે છે ત્યારે તે સમભાવરૂપ પોતાને નિરખે છે

સ. ૧૯૭૦ અષાઢ વદિ ૩.

## વ્યવહાર અને નિશ્ચય સમ્યક્ત્વ પ્રાપ્ત કરવાના ઉપાયો.

રાગદ્વેષની વૃત્તિ ક્ષીણ કરવી જોઇએ કે જેથી મધ્યસ્થભાવ રહે કોઇ પણ વસ્તુનુ જ્ઞાન કરવાની પૂર્વે તે વસ્તુ સબંધી પક્ષપાતદૃષ્ટિ ન હોવી જોઇએ. સમ્યક્ત્વ પ્રાપ્તિ માટે જે જે પુસ્તકો-શાસ્રો, (પ્રાચીન અર્વાચીન) વાચવામા આવે તત્સબંધી કોઇનાપર રાગ અને કોઇનાપર દ્વેષ ન હોવો જોઇએ સમ્યક્ત્વ પ્રાપ્ત કરવાની પૂર્વે કુલાચારે જે ધર્મ ગ્રહવામા આવ્યો, તેમા અગર તે વિનાના અન્ય પ્રચલિત ધર્મો પર રાગ દ્વેષ ન હોવો જોઇએ આત્મા વા જડ વસ્તુઓ સબંધી વિચાર કરીને અનુભવમા આવે તેની માન્યતા મધ્યસ્થભાવથી સ્વીકારવી જોઇએ પહેલાથી કોઇ પણ દેવ, ગુરૂ, અને ધર્મની માન્યતાના આગ્રહે અમુક તત્ત્વમા બદ્ધવૃત્તિવાળા ન થવુ જોઇએ હુ અમુક ધર્મી છુ, એવો વિચાર સ્વપ્નમા પણ ન આવે એવો મધ્યસ્થભાવ ધારણ કરીને, સાત નય, ચાર પ્રમાણ, અને અનુભવ દૃષ્ટિથી તત્ત્વોની વિચારણા કરવી જોઇએ સમ્યક્ત્વની પૂર્વે જે જે ધર્મના સસ્કારો હૃદયમા વાસિત થયા હોય તે તે સસ્કારો સબધી જે જે માન્યતાઓ સ્વીકારી છે તે સત્ય છે, અને તેથી ઇતર માન્યતાઓ અસત્ય છે એમા કુલાચાર, સસ્મરવૃત્તિ, અને આસપાસના વિચાર આચારના વાતાવરણો અને આસપાસના સયોગે પ્રાપ્ત થએલ ધર્મ પુસ્તકો સબધી કારણોમા સત્ય અને અસત્ય કેવી રીતે છે ? વા નિષ્પક્ષપાત મધ્યસ્થ દૃષ્ટિથી ન્યાયાધીશની પેઠે હુ જે ધર્મ પાળુ છુ તે કયા પ્રમાણથી સત્ય વા અસત્ય છે, અને તેમા મારો આન્તરિક અનુભવ મ્હને કયુ તત્ત્વ ગ્રહણ કરવા પ્રેરે છે, તેનો નિષ્કષાયભાવે જ્ઞાન દૃષ્ટિથી કષાયોના ત્યાગ પર્યન્ત વિચાર કરવો જોઇએ વિશ્વમા વર્તમાનકાલ, વિદ્યમાન સર્વ ધર્મના પ્રવર્તકો, તેઓના ગુણો અને તેઓના દ્રવ્યથી અને ભાવથી દ્રવ્ય, ક્ષેત્ર, કાલ ભાવનો વિચાર કરવાની સાથે તેઓએ કઇ દૃષ્ટિએ કેવા જીવોને ક્યા દ્રવ્યાદિકની અપેક્ષાએ કેવા ધર્મનો કેવી રીતે કયા કયા ઇશ્વરાદિ તત્ત્વો સબધી ઉપદેશ દીધો, ને સર્વધર્મોના તત્ત્વોનો મધ્યસ્થભાવથી મુકાબલો કરીને પરિપૂર્ણ સત્યને નય અને પ્રમાણથી શોધવુ, અને પૂર્વથી અગીકૃત ધર્મ અને પશ્ચાત્ અગીકૃત ધર્મ સબધી અનુભવ ગમ્ય જે થાય અને જે સત્ય હોય તેને સ્વીકારાય એવા ગુણોએ યુક્ત મનુષ્ય સમ્યક્ત્વ પ્રાપ્ત કરી શકે છે

× × × ×

જેમ જેમ મનુષ્ય રાગ અને દ્વેષ વૃત્તિને ક્ષીણ કરે છે તેમ તેમ તે સત્યધર્મની પરીક્ષા કરવાને લાયક થતો જાય છે પૂર્વગૃહીતધર્મ વા પશ્ચાત્ ગૃહીતધર્મના પ્રમાણો અને નયોવડે બોધ કરવો જોઇએ દ્રવ્ય, ક્ષેત્ર, કાલ ભાવ, અધિકારથી પ્રત્યેક ધર્મના ઉત્પન્ન થવાના તથા તેના અસ્તિત્વ સંબંધી વિચારો કરવાથી તેમાંથી નયોની અપેક્ષાએ સત્યના અંશો પોતાના હૃદયની આગળ તરી આવે છે શાસ્ત્રો જે જે વસ્તુઓને પ્રતિપાદન કરતા હોય તે તે વસ્તુઓના નકશાઓને તેઓ સાક્ષરાની આગળ રજુ કરે છે તે નકશાઓનો હૃદયમાં અનુભવજ્ઞાનથી અનુભવ કરવો જોઇએ અને પશ્ચાત્ મધ્યસ્થ દૃષ્ટિથી તેમાં રહેલું સત્ય અવલોકવું જોઇએ આત્માદિ જે જે તત્ત્વો બાહ્યેન્દ્રિયોથી અગોચર છે, અને જેઓને માટે ભિન્ન શાસ્ત્રો ભિન્નભિન્ન સ્વરૂપે તેઓનું પ્રતિપાદન કરતા હોય છે, તથા પ્રત્યેક લક્ષણ ભિન્નભિન્ન અનુભવાતા હોય છે ત્યાં અત્યંત સૂક્ષ્મજ્ઞાન દ્વારા મધ્યસ્થ ભાવે સ્થિર રહીને તત્ત્વવિચારણાને કરવી જોઇએ અનુભવગમ્ય તત્ત્વ થાય એવી સ્થિતિમાં નિર્ણય સમાધાન કરી શકાય માટે એવી સ્થિતિ પ્રાપ્ત ન કરી શકાય ત્યાં સુધી મધ્યસ્થ રહીને આત્માદિ તત્ત્વોનું મનન કરવાની આવશ્યકતા છે પ્રથમથી રાગદ્વેષાદિ વૃત્તિવડે કોઈ પણ આત્માદિ તત્ત્વોની માનીનતા સંબંધી એકપક્ષી ન થતાં રાગાદિનો ઉપશમ કરીને મધ્યસ્થભાવે શાસ્ત્રોદ્વારા અનુભવગમ્ય તત્ત્વો થાય એવી સ્થિતિમાં આવવા પ્રયત્ન કરવો પ્રથમથી કોઇ પણ ધર્મની માન્યતા સંબંધી સત્ય વા અસત્ય સંસ્મરો થઇ જાય છે તો પશ્ચાત્ ધર્મની સત્યતા સંબંધી રાગાદિક હેતુઓ આડા આવે છે અને તે સત્ય તત્ત્વની વિચારણામાં મુખ્ય હેતુભૂત મધ્યસ્થ ભાવને ઉત્પન્ન થવામાં વિઘ્નભૂત થાય છે માટે પૂર્વથી હું અમુક ધર્મનો છું અને અમુક મારો ધર્મ છે, એવી અહંવૃત્તિના સંસ્કારથી સંસ્કારિત ન બનતાં રાગ-દ્વેષ અને અહંવૃત્તિની ક્ષીણતા પૂર્વક મધ્યસ્થભાવ પ્રાપ્ત કરવો અને આગમો, શાસ્ત્રો દ્વારા સત્યધર્મની પરીક્ષા કરવી અને અનુભવગમ્ય થનાર ધર્મને સ્વીકારવો કે જેથી આત્માનું ઉચ્ચગુણમાં ચઢનાઇ જવું થાય પ્રથમ વા પશ્ચાત્ જે સત્યધર્મ વસ્તુત. અનુભવ જ્ઞાનગમ્ય કરીને ગ્રહણ કરવામાં આવ્યો હોય તો તેથી આત્માની શીઘ્ર ઉન્નતિ થાય છે શ્રી વીતરાગે સમ્યક્ત્વની પ્રાપ્તિમાં સાત પ્રકૃતિનો ઉપશમ, ક્ષયોપશમ અને ક્ષાયિકભાવ થાય તો સત્યધર્મનો નિશ્ચય થાય છે એમ કહ્યું છે માટે એવું કથન અનુભવગમ્ય કરવાની જરૂર છે

× × × ×

## जैनदृष्टिए आत्मानुं अनन्त वर्तुल.

મનુષ્ય જેમ જેમ જ્ઞાન સંપ્રાપ્ત કરતો જાય છે, તેમ તેમ તે સંકુચિત વિચાર અને આચારના વર્તુલને અનુક્રમે મહાન્ કરતો જાય છે કોઇ એક નયની અપેક્ષાએ વિચાર કરીએ તો મનુષ્ય પોતાના વિચારો અને આચારો જેવડો છે પોતાના વિચારો અને આચારના વર્તુલમા પ્રત્યેક મનુષ્ય રહે છે, અને તેનાથી ભિન્ન વિચારાચાર વર્તુલને તિરસ્કારે છે વા અસત્ય તરીકે સંબોધે છે. મનુષ્ય જેમ જેમ આસપાસના વિચાર અને આચારના વર્તુલો દેખીને તેઓને સાપેક્ષજ્ઞાનનયદૃષ્ટિએ આત્મામા સમાવતો સમાવતો આગળ વધે છે, તેમ તેમ તે અજ્ઞાન દૃષ્ટિએ મતિ, શ્રુત, અવધિ, મનઃપર્યવજ્ઞાન, અને છેવટે કેવલજ્ઞાનને પ્રાપ્ત કરીને લોકાલોકને પોતાના કેવલજ્ઞાનમા સમાવીને સર્વવ્યાપક વર્તુલત્વને પ્રાપ્ત કરી શકે છે સારાશકે-તે કેવલજ્ઞાનમા લોકાલોક સર્વ જ્ઞેય પદાર્થોને પોતાનામા સમાવી શકે છે મિથ્યાત્વ-રાગ-દ્વેષાદિનો જેમ જેમ ક્ષય થતો જાય છે, તેમ તેમ આત્મામા જ્ઞાનનો આવિર્ભાવ થતો જાય છે, રાગાદિના ઉપશમાદિભાવે જેમ જેમ જ્ઞાનવર્તુલ મહાન્ થતું જાય છે, તેમ તેમ તે જ્ઞેયપદાર્થોની સત્યવિચારણાઓમા આગળ વધતો જાય છે, અને તે પૂર્વના દૃષ્ટિરાગ ઘણા કદાગ્રહોથી મુક્ત થતો જાય છે આવી સ્થિતિમા જ્ઞાની આત્મા અનુભવ કરીને કથે છે કે, પૂર્વના કરતા હુ વિચારમા આગળ વધ્યો છુ આવી રીતે જ્ઞાનરૂપ વર્તુલમા આગળ વધનાર આત્મા અન્ય અનેક સાપેક્ષ નયવાળા વિચારોમા આગળ વધવાને અધિકારી થતો જાય છે, અને તે રાગાદિની ઉપશમતા આદિની યોગ્યતાએ જ્ઞાનરૂપ વર્તુલમા આગળ વધતો જાય છે આવી સ્થિતિ પ્રાપ્ત કરવાને માટે સત્સમાગમ, સદ્ગ્રન્થવાચન અને અનુભવજ્ઞાન એ ત્રણ અસરકારક ઉપાયો છે આત્મા પર માયા, પ્રકૃતિ યાને કર્માવરણ હોવાથી જે જે અંશે રાગદ્વેષાદિ ક્ષયે આત્મજ્ઞાન વિસ્તરતુ જાય છે, તે તે અંશે જ્ઞાનરૂપ વર્તુલની અપેક્ષાએ આત્મા પણ એવડો ગણાય છે અનન્ત જીવો છે સર્વ જીવોને જ્ઞાનાવરણીયાદિ કર્મો વળગ્યા લાગેલા છે તે જે જે અંશે ટળે છે તે તે અંશે જ્ઞાનાદિ વર્તુલોનું પૃથુત્વ સર્વ જીવોમા ષટ્ગુણ હાનિવૃદ્ધિરૂપે પરિણમતુ જાય છે સાપેક્ષ જ્ઞાન દૃષ્ટિમાન્ જીવ આ પ્રમાણે અવબોધીને તે અનન્ત જ્ઞાનરૂપ વર્તુલનો પ્રકાશ કરવા પ્રવર્તે છે

## जैनदृष्टिए आत्मानुं अनन्त वर्तुल.

સાપેક્ષ નયદૃષ્ટિથી રાગાદિનો ઉપશમાદિભાવ કરીને જેઓ આત્મજ્ઞાનમાં ઉંડા ઉતરીને સર્વધર્મના વાંતોને સ્યાદ્વાદપણે આત્મામાં પરિણમાવે છે, તેઓ જ્ઞાનાદિ વર્તુલના પૃથુત્વ વિકાસથી સાર્વભૌમ ધર્મરાજ્ય પ્રવર્તક મુખ્ય નેતાઓ થવાના અધિકારી બને છે. જેઓ સમ્યગ્ જ્ઞાનાદિએ વિશાલ વિચારાચાર વર્તુલવાળા હોઇ અન્ય ધર્મોને અપેક્ષાએ સ્વમાં સમાવવા સમર્થ બને છે, અથવા અન્ય ધર્મીય મનુષ્યો પર ઉપશમાદિ દૃષ્ટિએ સામ્યભાવ ધારીને સ્વવિચારાચારનું મહદ્ વર્તુલ અવબોધાવવા સમર્થ બને છે તેઓ સર્વ ધર્મ સર્વાધિપત્યને પ્રાપ્ત કરી શકે છે. આવી અધિકારતા વસ્તુતઃ સ્યાદ્વાદ દૃષ્ટિ ધારક તત્ત્વચિન્તક મહાજ્ઞાનીઓને ઘટી શકે છે. જે વર્તુલમાં અન્ય સર્વ વર્તુલો સમાઇ જાય છે તે વર્તુલ વસ્તુતઃ મહાન્ ગણાય છે. તદ્વત્ અત્ર પણ જે ધર્મની દૃષ્ટિમાં સાપેક્ષ નયયોગે સર્વ ધર્મ સત્ય વિચારાચારોનો અન્તર્ભાવ થાય છે તે ધર્મ, સર્વ ધર્મમાં સાર્વાધિપત્ય ભાવને ધારી શકે છે. લઘુ વર્તુલમાં મહાવર્તુલનો સમાવેશ થતો નથી. તદ્વત્ જે દર્શન ધર્મ વા મત પોતાના લઘુ સંકુચિત વિચારો અને આચારોવાળો છે તેમાં અન્ય વિશાલ વિચારાચારોવાળા મહા ધર્મોરૂપ મહા વર્તુલોનો સમાવેશ થતો નથી. વીતરાગ કથિત સ્યાદ્વાદ દૃષ્ટિએ જૈન ધર્મનું વર્તુલ એટલું બધું મહાન્ છે કે તેમાં અનેક નય સાપેક્ષ દૃષ્ટિએ સત્ય વિચારો અને આચારો ભિન્નભિન્ન અધિકારીઓ માટે અસંખ્ય પ્રકાર ભિન્ન છે તેમાં વિચારોની અપેક્ષાએ સર્વ ધર્મના તત્ત્વ વિચારોનો સાપેક્ષ દૃષ્ટિમાં સમાવેશ થાય છે, અને ચારિત્રરૂપ બાહ્યાભ્યન્તર આચારોની અપેક્ષાએ અવિરતિ દેશવિરતિ સર્વવિરતિ આદિ આચારોનો ચારિત્ર ધર્મમાં સમાવેશ થાય છે. ચારિત્ર ધર્મના આચારોના અસંખ્ય ભેદો છે, અને સાપેક્ષપણે એકેક આચારને પાળતા ધર્મની આરાધના હોઇ શકે છે. આવી સ્યાદ્વાદનયોની અપેક્ષાવાળા જૈનદર્શનરૂપ મહા સાગરમાં સર્વ ધર્મના વિચારો અને આચારોનો સમાવેશ થવાથી, અને કેવલ જ્ઞાનદૃષ્ટિના લોકાલોક રૂપ સર્વ વિશ્વનો સમાવેશ થવાથી સર્વ ધર્મમાં જૈન ધર્મ સર્વાધિપત્ય પદને યોગ્ય છે. પરંતુ વર્તમાનમાં તેવી જ્ઞાનદૃષ્ટિના ધારક નિઃસંગતાધારક, ધર્મગાંભીર્ય પ્રકરણના પરિપૂર્ણજ્ઞ, સર્વ ધર્મના દ્રવ્ય ક્ષેત્રાદિ સાથે જૈન ધર્મના દ્રવ્ય ક્ષેત્ર કાલ અને ભાવને અવબોધીને તેવી સ્થિતિમાં સાપેક્ષનયયોગે વિચારો અને આચારોને વિશ્વમાં પ્રવર્તાવનાર મહાત્માઓના પ્રાદુર્ભાવની સાથે વિશ્વ મનુષ્યો જૈન ધર્મનું મહાન્ વર્તુલ અવબોધશે અને અનુભવ કરવા પ્રયત્ન કરશે.

× × × ×

શ્રીસર્વજ્ઞધર્મ દેશકાલાદિવડે અપરિછિન્ન વર્તુલ સમાન અનન્ત છે. મુક્ત થવાના અસખ્યયોગો શ્રીજૈનદર્શનમા જણાવ્યા છે અસખ્ય યોગોમા વિશ્વના સર્વધર્મોનો સાપેક્ષિકદૃષ્ટિએ સમાવેશ થાય છે આત્માના સામર્થ્ય વિશેષરૂપ અસખ્ય યોગો છે અસખ્ય યોગોનો જ્ઞાન-દર્શન અને ચારિત્રમા સમાવેશ થાય છે અસખ્યયોગોવડે આત્માના ઉપશમાદિગુણો પ્રાપ્ત કરીને મુક્ત થવુ, એજ લક્ષ દૃષ્ટિમા અવધારવા યોગ્ય છે કર્મસહિત આત્મા રજોગુણ, તમોગુણ અને સત્વગુણની અપેક્ષાએ બ્રહ્મા, મહાદેવ અને વિષ્ણુ વગેરે નામોથી સબોધિત થતો હોય તો જૈનદૃષ્ટિ તેને પોતાનામા સાપેક્ષપણે એના બ્રહ્માદિ પર્યાયોને સકર્મચેતનપર્યાયો ગણીને સમાવી દે છે નાભિ કમલમા આત્માના આઠ રૂચક પ્રદેશ છે તે સિદ્ધસમાન નિર્મલ છે શરીરમા વ્યાપ્ત થએલો આત્મા તે શરીરરૂપ સૃષ્ટિની અપેક્ષાએ સમષ્ટિરૂપ લેવો તેનો શરીરની સાથે ક્ષીરની વત્ સયોગ છે શરીરને પીંપળાની ઉપમા આપવામા આવે અને તેના ઉદર ભાગને એક ડાળ વા પત્રની ઉપમા આપવામા આવે, તેમા પર સત્વગુણી પ્રકૃતિની મુખ્યતાવાળા આત્માને વિષ્ણુની ઉપમા આપવામા આવે, તેમાથી નાભિમા અષ્ટકમલ પાખડીવાળુ કમલ ઉત્પન્ન થયુ એમ માનવામા આવે, તેમાથી રૂચક અષ્ટપ્રદેશવડે સહ આત્માથી ચિતિરૂપ બ્રહ્મા ઉત્પન્ન થયા, એમ માનવામા આવે, અને તદ્દ્વારા સર્વજ્ઞેયરૂપ વિશ્વનુ જ્ઞાન જગત્મા ઉત્પન્ન થયુ એમ પૌરાણિક કલ્પનાને ઘટાડવામા આવે તો જૈનજ્ઞાનદૃષ્ટિએ અવિરોધભાવે જૈનદર્શનમા તેનો સમાવેશ થાય છે દર્શનને બ્રહ્માની ઉપમા આપવામા આવે, જ્ઞાનને મહાદેવની અને ચારિત્રને વિષ્ણુની ઉપમા આપવામા આવે તો એ રીતે ત્રણ ગુણરૂપી ત્રણદેવોનો જૈન દૃષ્ટિએ આત્મામા સમાવેશ થાય છે અન્ય અપેક્ષાએ જ્ઞાનરૂપ વિષ્ણુમાથી ક્ષાયિકસમ્યક્ત્વરૂપ બ્રહ્માનો અને તેમાથી ચારિત્રરૂપ મહાદેવનો પ્રાદુર્ભાવ યુક્તિયુક્ત કરી ઘટાડીને તેનો આત્મામા સમાવેશ કરવામા આવે તો જૈન દૃષ્ટિએ એ ત્રણ ગુણોના વર્તુલમા બ્રહ્માદિ દેવોનો અન્તર્ભાવ થાય છે એ ત્રણ ગુણોને બ્રહ્માદિની ઉપમા આપીને એકેકમા અન્યનો અવતાર અપેક્ષાએ માનવામા આવે તો ઘટી શકે છે. શ્રુતજ્ઞાનથી દર્શનથી પ્રાપ્તિ થાય છે દર્શનથી જ્ઞાનનો પ્રગટભાવ સમાન્ય થાય છે ચારિત્રમાથી કેવલજ્ઞાન અને દર્શન પ્રગટ થાય છે ઇત્યાદિ સાપેક્ષ યુક્તિદ્વારા ઘટાડીને આત્મામા બ્રહ્માદિનો સમાવેશ કરવો 'પૂરક', રેચક અને કુભકને યોગની શૈલીએ બ્રહ્મા, મહાદેવ, અને વિષ્ણુ કથવામાં આવે છે, તેનો [illegible] એ આત્મામા સમાવેશ થાય છે, યોગ પરિભાષાએ

ઇડાનાડીને ગંગા કહેવામાં આવે છે પિંગલાને યમુનાનું રૂપક આપવામાં આવે છે, અને સુષુમ્ણાને સરસ્વતીનું રૂપક આપવામાં આવે છે એ ત્રણનો જૈન દૃષ્ટિએ શરીરસૃષ્ટિમાં સમાવેશ થાય છે ત્રિપુટીને કાશી કહેવામાં આવે છે બ્રહ્મરન્ધ્રને સિદ્ધશિલા, અચ્યુતધામ વગેરે કહેવામાં આવે છે, તેનો પણ પિંડમાં સમાવેશ થાય છે, અને એના પરને જૈનદૃષ્ટિએ જૈનદર્શનમાં સમાવવામાં આવે છે તેથી જૈનદર્શનની અર્થાત્ આત્મ યાને બ્રહ્મદર્શનની અપરિમિત વર્તુલતાનો અનુભવ સહેજે થઇ શકે તેમ છે પંચભૂતનો દગો સમજવો અને તેમાં દિલ તકીયો સમજવો અને તેમાં આત્મારૂપ ખુદા નિરંજન નિરાકાર છે, એવી કલમો ભણવાની છે મનરૂપ મક્કામાં અન્તરાત્મારૂપ મહંમદનો અવતાર અર્થાત્ પ્રગટભાવ થતાં તે નિરંજન-નિરાકાર એવા ખુદાને શોધવા ધ્યાન ધરે છે, અને તે પરાભાવરૂપ વહીઓને આત્મારૂપ ખુદાના મોકલાએલી માનીને તે જગતની આગળ રજુ કરે છે અને કહે છે કે-નિરાકાર નિરંજન આત્મરૂપ ખુદાને જેઓ પ્રાપ્ત કરે છે, તેઓનો ફરી અવતાર થતો નથી આમ સાપેક્ષદૃષ્ટિએ જૈન દર્શન ગર્જના કરીને કથે છે એકાન્તવાદિયો આચાર્યની અનવબોધનાએ એકાન્તપણે તેનો સ્વીકાર કરે છે અનખધ્યાનનો નિશો કરીને આત્મા, ચૌદસ્તબક અર્થાત્ ચાદ રાજલોકની ઉપર રહેલા સિદ્ધસ્થાનમાં ખુદારૂપ બનીને રહે છે આની રીતે કર્મરૂપ શેતાનના પાશમાથી મુક્ત થવાનું શિખવનાર મુસલમાન માન્યતા છે, તેનો આધ્યાત્મિક ઉપકરણીએ જૈનદર્શનમાં સમાવેશ થવાથી જૈનદર્શનરૂપ અનન્ત વર્તુલતા અપરિમિત સમસ્ત વિશ્વવ્યાપક હોવાથી જૈન દર્શન, જૈનધર્મ, વિશ્વવ્યાપક ધર્મ છે એવી સાપેક્ષદૃષ્ટિએ સત્ય વિચારો અને સદાચારોની અવબોધાઇ શકે છે અન્તરાત્મારૂપ ઇશુ તે સ્વામીએકભાવે સિદ્ધ પરમાત્માનો પુત્ર છે અન્તરાત્મારૂપ ઇશુની માતા ખરેખર વિવેકબુદ્ધિરૂપ કુંવારી કન્યા છે, અને તે પરમાત્મામાં ભાસતા સત્ય વિચારોને પરમાત્માના સંદેશાઓ કહીને તેનો જગતમાં પ્રચાર કરવા ઉપદેશ આપે છે ક્ષપક શ્રેણિરૂપ શૂળીપર ચઢીને અન્તરાત્મારૂપ ઇશુ તેરમા ગુણસ્થાનકમાં પોતાના સ્વરૂપભૂત સર્વજ્ઞ પરમાત્માને પ્રાપ્ત કરે છે આની આધ્યાત્મિક વિચારણારૂપ શૈલીએ ઇશુના આધ્યાત્મિક સાપેક્ષદૃષ્ટિમાન્ય સત્યમન્તવ્યોનો જૈનદર્શનમાં સમાવેશ થાય છે તેનું જ્ઞાની ગુરૂદ્વારા વિશેષ પ્રકારે સમાધાન કરીને અન્તરમાં નિશ્ચય કરવો અને અનેક નયોની અપેક્ષાએ તેઓના સત્ય મન્તવ્યોનો જૈન દર્શનમાં અન્તર્ભાવ થાય છે તે સમ્યગ્ રીતે અવબોધવું

× × × ×

આધ્યાત્મિક વિચારણાઓ સ્થૂલરૂપે સ્થૂલમા પ્રગટે છે, અને તે સ્થૂલ આચાર ધર્મનુ સમષ્ટિરૂપ ધારણ કરીને જગતમા ભિન્ન ભિન્ન ધર્મો તરીકે અસ્તિત્વને ધારણ કરીને વિશ્વના ઇતિહાસને પાને પોતાનુ સ્વરૂપ આલેખાવે છે, ઉપર પ્રમાણે આધ્યાત્મિક સાપેક્ષવિચારશૈલીએ મુસલમાન અને ખ્રીસ્તિ ધર્મની આધ્યાત્મિક સદ્વિચારણાઓનો અને સદાચારોનો જૈનદર્શનમા સમાવેશ થવાથી જૈનદર્શન ખરેખર સર્વધર્મદર્શનાધિપત્યપદને પ્રાપ્ત કરવાને અધિકારી બની શકે છે બૌદ્ધદર્શન આત્માને પર્યાયરૂપ એકાન્તે માનીને તેને અનિત્ય સ્વીકારે છે જૈનદર્શન, દ્રવ્યાર્થિકનયે આત્માને નિત્ય સ્વીકારે છે અને પર્યાયાર્થિકનયે આત્માને અનિત્ય સ્વીકારે છે, તેથી તેના ક્ષણિકવાદનો પર્યાયાર્થિકદૃષ્ટિએ જૈનદર્શનમા સમાવેશ થાય છે, અને તેના વિજ્ઞાનવાદનો જ્ઞાનનયદૃષ્ટિએ જૈનદર્શનરૂપ આત્મામા અન્તર્ભાવ થાય છે **અદ્વૈતવાદરૂપ વેદાન્તદર્શનનો એક આત્મદ્રવ્યમા આત્માસ્તિત્વની અપેક્ષાએ ફક્ત સમાવેશ થાય છે.** બ્રહ્મરૂપ આત્મા હોવાથી અને તે સત્તાએ સિદ્ધ પરમાત્મા હોવાથી સંગ્રહનયની દૃષ્ટિએ અન્યનયોના સાપેક્ષપણે તેનો આત્મામા અન્તર્ભાવ થાય છે રામાનુજ અને વલ્લભાચાર્યના મન્તવ્યોનો જીવ અને અજીવ એ બે તત્ત્વોમા સમાવેશ થવાથી જૈનદર્શનમા તે બેનો અન્તર્ભાવ સાપેક્ષપણે કરી શકાય છે આર્યસમાજીએ માનેલા જીવો, ઇશ્વર, જગત્ વગેરેનો જીવ અને અજીવ એ બે તત્ત્વોમા સમાવેશ કરી શકાય છે, તેથી આર્યસામાજીક તત્ત્વ માન્યતાઓને પણ સાપેક્ષપણે જૈનદર્શન પોતાના સાપેક્ષનયરૂપ ઉદરમા સમાવેશ કરી દે છે ચાર્વાક અર્થાત્ જડવાદીઓની માન્યતાઓ એ જૈનદર્શનના ઉદરસમાન છે આ પ્રમાણે વિશ્વપ્રવર્તિત સર્વધર્મોને સાપેક્ષદૃષ્ટિએ પોતાનામા સમાવનાર જૈનદર્શન હોવાથી જૈનદર્શનનુ અપરિમિત સર્વવ્યાપક જ્ઞાનવર્તુલ છે, એમ સાપેક્ષનયદૃષ્ટિએ વિચારતા અવબોધાય છે જૈનધર્મ, જૈનદર્શન, સ્યાદ્વાદદર્શન, અનેકાન્તદર્શન, વીતરાગદર્શન, જૈનશાસન ઇત્યાદિ નામથી સંબોધિત આત્મધર્મમા અસ્તિનાસ્તિત્વપણે સર્વનો સમાવેશ થવાથી સર્વધર્મોમા રાજકીયધર્મ તરીકે વિશ્વવ્યાપકધર્મની પદવીને ધારણ કરનાર જૈનધર્મ છે, એમ વિશ્વવ્યાપકધર્મ વિચારોથી અને સદાચારોથી સ્યાદ્વાદદૃષ્ટિએ અસંખ્ય યોગોની અપેક્ષાએ અવબોધાય છે આવા વિશ્વવ્યાપક અપરિમિત ધર્મવર્તુલવાળા જૈનદર્શનની ઉપયોગિતા સર્વ વિશ્વ મનુષ્યોએ આદરવા યોગ્ય છે, એવી વિશ્વવ્યાપક ગર્જનાઓ કરીને વદનારા મહાત્માઓના અવતારોની જરૂર છે

× × × ×

જૈનદર્શનનું બાહ્યાભ્યન્તર સ્વરૂપ અનવબોધનારાઓ જૈનદર્શનની મહત્તા આંકી શકવા સમર્થ થઈ શકતા નથી કેટલાક કુલાચારે રૂઢિથી જૈનધર્મી ગણાતા જનો જૈનદર્શનની સાપેક્ષાઓ અવબોધી શકતા નથી, તેથી તેઓ વસ્તુતઃ જૈનધર્મની આરાધનાથી વિમુખ રહે છે અને તેથી તેઓ આત્માના ગુણોની ઉત્ક્રાન્તિના માર્ગે આત્મવીર્ય સ્ફોરવીને સ્વયં વહવા તથા અન્યોને વહાવવા સમર્થ થઈ શકતા નથી જે ભવ્ય મનુષ્યો જ્ઞાનની તીક્ષ્ણતાએ અને વૈરાગ્યની તીક્ષ્ણતાએ મધ્યસ્થભાવે રહીને જૈનદર્શનની ઉપયોગિતા સંબંધી વિચાર કરે છે, તેઓ રાગાદિના નાશપૂર્વક મુક્તિપ્રદ જૈનધર્મ છે એમ અવબોધવા સદ્ગુરુ કૃપાથી સમર્થ થઈ શકે છે એકેકનયની અપેક્ષાએ એકાન્તવાદે ઉત્થિત ધર્મો એ વ્યષ્ટિરૂપ ધર્મો છે, અને સર્વનયોની પરસ્પર સાપેક્ષતા ધારણ કરીને સર્વ ધર્મોને પોતાનામાં સમાવનાર એવો જૈન ધર્મ એ ખરેખર વિશ્વવ્યાપક સમષ્ટિધર્મ છે. એમ અપેક્ષાએ અવબોધાય છે રાગ, દ્વેષ, મોહ, મત્સર, શોક, પક્ષપાત, આદિ દોષોની જેમ જેમ ક્ષીણતા થતી જાય છે તેમ તેમ અનેકાન્તજ્ઞાન પ્રકાશે છે જૈનધર્મ એ સર્વધર્મનો સમષ્ટિધર્મ છે, એમ અનુભવ આવી આવી પ્રકટતો જાય છે વિશ્વવ્યાપક જૈનધર્મના વિચારોની વિશાલતા આકાશની પેઠે અપરિમિત છે તેને અલ્પ મનુષ્યો સમજ્યા વિના પોતાની શક્તિના અનુસારે પરિમિત કરી શકે અર્થાત્ સ્વશક્તિના અનુસારે વિચારો અને આચારોના લઘુ વર્તુલમાં જૈન ધર્મને સમાવી દે તો તેમાં તે મનુષ્યોની ભૂલ અવબોધવી સ્યાદ્વાદ તત્ત્વ દૃષ્ટિએ અનેકનયોનો પરિપૂર્ણ અભ્યાસ કરનારા મધ્યસ્થજ્ઞાનિમુનિવરો જૈનધર્મનું અનન્તતારૂપ વર્તુલ કે જેમાં સર્વધર્મના વર્તુલોનો સમાવેશ થાય છે, તેને સમજાવવાને શક્તિમાન્ થાય છે અનન્ત જ્ઞાન વર્તુલમાં સર્વધર્મ જ્ઞાન વર્તુલોનો સમાવનાર એવા જૈન ધર્મને દ્રવ્યાનુયોગના શાસ્ત્રોદ્વારા સર્વ વિશ્વમાં પ્રસરાવવા પ્રયત્ન કરવો જોઈએ સર્વનયોની સાપેક્ષવાળા જૈનધર્મના જ્ઞાનથી ધર્મના નામે વિશ્વમાં રહેલી નદીઓ વહેતી નથી પોતાનાથી ન્હાના જીવોનો પણ આત્મસમાન માનવાનું તે શિખવે છે પોતાનાથી મોટા જીવોની ભક્તિ કરવાની પ્રવૃત્તિ શીખવે છે સર્વ વિશ્વ પ્રાણીઓને મિત્રભાવે અવલોકવાનું કાર્ય જૈનધર્મ શિખવે છે રાગદ્વેષાદિ દોષોને મારી હઠાવીને સત્યોન્નતિ કરવાની દિશા ખરેખર જૈનધર્મ દેખાડે છે કોઈ પણ મત પન્થ સમ્પ્રદાય ઉપર પણ તે મત વા વગેરેને ધારણ કરનાર મનુષ્યપર સામ્ય ભાવ, મૈત્રીભાવ, કરૂણાભાવ ધારણ કરવાનું જૈનધર્મ શિક્ષણ આપે છે

સર્વ જીવોના શ્રેય. અર્થે પરોપકાર કરવાનુ શિક્ષણ આપનાર જૈનધર્મ છે સત્ય સ્વાતન્ત્ર્ય અને સત્ય પારતન્ત્ર્યનુ શિક્ષણ આપનાર જૈનધર્મ છે અશાતિ, યુદ્ધ, હિંસા વગેરેને હઠાવીને સર્વત્ર સર્વ દેશમા સર્વથા, સર્વદા શાતિ અને દયાનો ફેલાવો કરનાર જૈનધર્મ છે શ્રીવીતરાગ મહાવીર પ્રભુએ જૈનધર્મના ઉદાર તત્ત્વો સમસ્ત વિશ્વ મનુષ્યોને જાહેર કર્યા છે તેનો લાભ આપવાને વિશ્વમા જૈન મહાત્માઓએ ઉદાર સર્વનય સાપેક્ષ દ્રષ્ટિથી ઉપદેશાદિવડે પ્રવૃત્ત થવુ જોઇએ

× × × ×

આત્મામા ષડ્દર્શનો આદિ અનેક દર્શનોની દૃષ્ટિયો સમાઇ જાય છે ક્ષયોપશમભાવે અનેક મત દૃષ્ટિયો જગત્મા ઉત્પન્ન થાય છે સમ્યક્ ક્ષયોપશમે અસંખ્ય દૃષ્ટિયો ઉદ્ભવે છે પણ તે સર્વે પરસ્પર વિચાર સાપેક્ષતાએ એક સાકળના અંકોડાની પેઠે સબંધિત થએલી હોય છે કુક્ષયોપશમે અસંખ્ય દૃષ્ટિભેદો પડે છે, અને તે દૃષ્ટિયો પરસ્પર એક બીજાની સાથે સબંધિત થતી નથી **जावइया वयणपहा, तावइया चेव हुति नयवाया** આ વાક્યને અનુસરી જેટલા વચન-શબ્દો છે તે અર્થાત્ જેટલા વચનમાર્ગો છે તેટલા નયવાદો છે સર્વનયવાદો સાપેક્ષ દૃષ્ટિએ સમ્યક્ત્વના છે, અને સર્વે નયવાદો એક બીજાની અપેક્ષા વિના મિથ્યાત્વને અનુસરનારા છે જેટલા નયવાદો છે તેટલા દર્શનો-મતો છે સર્વ મતો અગર દર્શનોનો આધાર ક્ષયોપશમભાવે આત્મા હોવાથી સર્વનય સાપેક્ષ દૃષ્ટિએ આત્મામા વસ્તુ સ્વભાવે ધર્મનો આવિર્ભાવ કરવા પ્રયત્ન કરવો જોઇએ " ષડ્દર્શન જીન અંગ ભણીજે " એ વાક્યને આત્મામા સાપેક્ષપણે ઉતારવામા આવે તો વિશ્વમાં પ્રવર્તતા અન્ય સર્વ ધર્મોપર સાપેક્ષ દૃષ્ટિએ આત્મભાવ પ્રવર્તવાથી સર્વ ધર્મોમાથી સમ્યક્ સાર ખેચવાની વિવેકશક્તિ પ્રકટે છે, અને તેથી સર્વ ધર્મો પર સમભાવ પ્રવર્તે છે કોઇ ધર્મ પર ઇર્ષ્યા-દ્વેષ ઉત્પન્ન થતો નથી તેમજ કોઇ ધર્મ પર મિથ્યા રાગ-કદાગ્રહ થતો નથી સર્વ ધર્મો પર સમભાવની પરિણતિ વડેનાથી રાગ અને દ્વેષમા બંધાવવાનુ થતું નથી અનતાનુબધી કષાય [illegible] મોહનીયાદિનો ઉપશમાદિ ભાવ થવાથી આત્મામા સમ્[illegible] અને તેથી વસ્તુને વસ્તુસ્વભાવે 'સમ્યગ્ અન

બોધી શકાય છે આવી સમ્યક્ત્વદશાને વિરલ જ્ઞાનીઓ ધારી શકે છે આવી સમ્યક્ત્વદશા પ્રાપ્ત થયા પશ્ચાત્ અનેક મત પન્થોના કલેશોમા હર્ષ ઉત્પન્ન થતો નથી, તેમજ સર્વ મતોમાથી સાપેક્ષ દૃષ્ટિએ સાર ખેચવાનો વિવેક પ્રાપ્ત થવાથી પક્ષપાતદૃષ્ટિ રહી શકતી નથી તેથી સમ્યક્ત્વદશાવંત જ્ઞાનીઓ સ્યાદ્વાદ તત્ત્વના અવિરોધીપણે અન્ય ધર્મ શાસ્ત્રોમાથી સાર દૃષ્ટિએ સાપેક્ષપણે જે જે અંશે જે જે કઇ સત્ય હોય છે, તે માને છે અને અન્ય બાબતોમા નિરપેક્ષ રહે છે આવી આત્મજ્ઞાનીની દૃષ્ટિ થવાથી તે જ્ઞાનીઓની અપેક્ષાએ વિશાલ ધર્મ તત્ત્વના વર્તુલવાળો બને છે અર્થાત્ તે ધર્મની બાબતમાં સર્વ ધર્મ અંદરનો ધર્મ વ્યાપાર દર્શાવનારો બની શકે છે કારણ કે તે દ્રવ્ય, ક્ષેત્ર કાલ અને ભાવથી અનેક જીવોને પ્રત્યેક જીવની યોગ્યતા પ્રમાણે ધર્મ માર્ગને બતાવનારો થાય છે, તેથી તેવો આત્મજ્ઞાની આખી દુનિયામા સર્વ જીવોને ગમે તે સ્થિતિમા જે જે અંશે ધર્મ સધાય તે તે અંશે દર્શાવી વિશ્વમા ભિન્ન ભિન્ન દેશોમા વસનાર ભિન્ન ભિન્ન જાતીય મનુષ્યો પૈકી કોઇને સામાન્ય ધર્મના અંશરૂપ ધર્મને બતાવીને, અથવા કોઇને તેના કરતા વિશેષ પ્રકારે ધર્મ બતાવીને રાગાદિ દોષોના ક્ષયપૂર્વક આત્માના ગુણોની આવિર્ભાવતા પ્રતિ આકર્ષક અનેક નયસાપેક્ષબોધનારો જૈન ધર્મ છે અને એવ તેની મહત્તાની જેટલી પ્રશંસા કરીએ તેટલી ન્યૂન છે એક પર્વતના અમુક શિખર પર ચઢવાને માટે કરોડો પગથીયા હોય અને પગથીએ પગથીએ ભિન્ન ભિન્ન દીવાઓનો સરવાળો કરોડો જેટલા થાય. પ્રત્યેક પગથીયા પર ચઢનાર વા પગથીયાને અંતરથી ઉભો રહેનાર શિખરની સન્મુખ ગમન કરનારો ગણી શકાય તદ્વત્ આત્માના સિદ્ધત્વ પર્યાયને પ્રાપ્ત કરવાને માટે, અસંખ્યયોગરૂપ અસંખ્ય પગથીયા છે ગુણસ્થાનકના નામથી નિર્દેશ કરાયલા સર્વ ગુણસ્થાનકો સિદ્ધત્વ પર્યાયરૂપ મોક્ષદશાના પગથીયા છે, તેથી ગુણસ્થાનકો પૈકી ગમે તે ગુણસ્થાનકમા રહેનાર જીવ મોક્ષના પગથીયામા રહેલો ગણાય અતએવ કોઇ પણ ગુણસ્થાનકમા રહેનાર જીવ પ્રતિ તિરસ્કાર, દ્વેષદૃષ્ટિ તો ધારણ કરવાની જરૂર નથી એમ જૈનધર્મ શિખવે છે પોતાના કરતા ઉચ્ચ ગુણસ્થાનકરૂપ પગથીયા પર રહેલા જીવોમા પોતાના કરતા વિશેષગુણો હોય અને પોતાના કરતા નીચેના પગથીયાઓમા રહેલા જીવોમા પોતાના કરતા અલ્પ ગુણો અને વિશેષ દુર્ગુણો હોય તેથી તેઓના પર કદી તિરસ્કારની દૃષ્ટિ ન દેખવી જોઇએ આપણે પણ કોઇ વખત હેઠ નીચે પગથીયા પર હતા ત્યાથી હળવે હળવે અન્યોની માહાત્મ્યથી આગળ ચઢેલા છીએ.

વિચાર કરાવનાર અને સર્વ જીવોના શ્રેય મા યથાશક્તિ ભાગ લેવાનો વિચાર કરાવનાર અને સર્વ જીવોની સેવામા ઉદારભાવથી પ્રવર્તાવનાર જૈનધર્મ હોવાથી ખરેખર જૈનધર્મ-જગતમા મહાન્ ધર્મ ગણાય છે પરસ્પર મતભેદથી ભિન્ન અને પરસ્પર એક બીજાને અવર્મી માનનાર એવા ભિન્ન ભિન્ન ધર્મિ મનુષ્યો કે જે એક બીજાને શત્રુ માનીને એક બીજાનુ બુરૂ કરવા અને પરસ્પર નાશ કરવા ઉદ્યત થએલા હોય છે તેઓના ઉપર પણ કરુણા, મૈત્રી, અને ' **वसुधैव कुटुम्बकम** ' એવો ભાવ રખાવીને પરસ્પર ધર્મ મતભેદે **યુદ્ધ** કરી લડી મરતા જીવોના પર આત્મભાવ રખાવીને તેઓના વિચારોમા સુધારો વધારો કરાવીને તેઓને સાચી શાન્તિ સમર્પનાર જૈનધર્મનો મુખ્ય ઉદ્દેશ હોવાથી વિશ્વ મનુષ્યોના કલ્યાણાર્થે, સર્વ જીવોની વ્યાર્થે, વિશ્વમા સર્વત્ર શાતિ પ્રસરાવવા અર્થે, જૈનધર્મનો આખી દુનિયામા સર્વત્ર ફેલાવો કરવાની જરૂર છે સૂક્ષ્મજ્ઞાન-દૃષ્ટિધારક આત્મજ્ઞાનિયો જૈનધર્મના અનન્ત ધર્મવર્તુલના મહત્ત્વને અવબોધીને જૈનધર્મનો પ્રચાર કરવા પ્રયત્ન કરે છે

× × × ×

**જૈનધર્મનો મુખ્ય ઉદ્દેશ રાગ દ્વેષનો નાશ કરીને આત્માની પરમાત્મતા પ્રાપ્ત કરવાનો છે.** વિશ્વવર્તિ સર્વજીવોમાથી ક્રોધ, માન, માયા, લોભ, કામ, મત્સર, નિન્દા, તૃષ્ણા, ભય અને શોક વગેરે દોષોને દૂર કરવા અને સર્વજીવોના જ્ઞાન, દર્શન-ચારિત્રાદિ ગુણો ખીલવવા એ જૈનધર્મનો મુખ્યોદ્દેશ છે શારીરિક, વાચિક, અને માનસિક, શક્તિયો ખીલવીને સાત્વિક ગુણ પૂર્વક આત્મા અને પરજીવોના ગુણો ખીલવવા યથાશક્તિ પ્રયત્ન કરવો, કરાવવો અને જે પ્રયત્ન કરતા હોય તેઓની પ્રશંસા કરી ઉત્તેજન આપવુ એવુ જૈનધર્મ શીખવે છે અને નાત, જાત, દેશ, વગેરેનો ભેદ રાખ્યા વણ ઉદારભાવે સર્વને સર્વત્ર સર્વથા સર્વદા શાસન કરે છે. અતએવ જૈનધર્મની મહત્તા અને તેની અનન્તતાનો સ્વીકાર સર્વ વિશ્વવર્તિ મનુષ્યોને કરાવવા સ્વવિચારોને પ્રદીપવવા પડે છે પાશ્ચાત્ય વગેરે દેશના ડાર્વિન વગેરે વિદ્વાનોએ યદિ જૈન ધર્મકથિત ઉત્ક્રાન્તિવાદ અવબોધ્યો હોત, તો તેઓની તેઓના વિચારોમા સમ્યગ ઉત્ક્રાન્તિવાદનુ ચિત્ર ખડુ થાત એમ સાપેક્ષ દૃષ્ટિએ કથવુ પડે છે ગૃહસ્થધર્મના આચારો અને સુવિચારો સબધી જૈનધર્મમા અનેખા શાસન

કર્યું છે જીવોની કર્મથી થયેલી દશાથી તેમની યોગ્યતાના અનુસારે અવિરતિ અને વિરતિ એવા ગૃહસ્થ શ્રાવકના બે વિભાગ પાડવામાં આવેલ છે અને તે બે વર્ગમાં સર્વ પ્રકારના ગૃહસ્થ જૈનોનો સમાવેશ કરવામાં ધાર્મિક વિશાલ દૃષ્ટિનું વિશાલ ધર્મવર્તુલ જગતની દૃષ્ટિ આગળ ખડું કર્યું છે ગૃહસ્થ જૈનોના બે વર્ગમાં સર્વ દેશના સર્વ પ્રકારના મનુષ્યોને જૈનાનુયાયી થતાં યથાયોગ્ય અધિકારે દાખલ કરવામાં આવે છે, અને તે પણ ગુણોવડે આત્માને ઉચ્ચ કરવા માટે એવું ખાસ લક્ષ્યમાં રાખવું જોઈએ સ્થવિરકલ્પી અને જીનકલ્પી એવા બે સાધુના ભેદ છે હાલ સ્થવિરકલ્પની અસ્તિતા સ્વીકારવામાં આવી છે ગૃહસ્થ જૈનોના સાધુઓ ગુરૂ હોઈ શકે છે જ્ઞાન-દર્શન અને ચારિત્રના ધારક એવા ત્યાગી સાધુઓની અસર સ્વાભાવિક રીતે ગૃહસ્થો પર પડી શકે છે ધર્મને પાળવો અને પળાવવો અને ધર્મ સંબંધી સર્વ પ્રકારની પ્રવૃત્તિ કરવી એ કાર્ય મુખ્યતયા ધર્મગુરૂઓનું હોય છે તેમની આજ્ઞાઓને માન આપીને યથાશક્તિ પ્રવર્તવું એ કાર્ય ખરેખર ગૃહસ્થોનું છે ત્યાગી ગુરૂઓમાં આચાર્ય, ઉપાધ્યાય, વગેરે અનેક પ્રકારની ગુણોની અને કાર્ય કરવાની અપેક્ષાએ પદવીઓ હોય છે ઉત્સર્ગ અને અપવાદથી દ્રવ્ય, ક્ષેત્ર કાલ અને ભાવ પ્રમાણે ગૃહસ્થ જૈનોના અને સાધુઓના વ્રતો તથા આચારો, આગમોમાં પ્રતિપાદ્યા છે ગૃહસ્થ જૈનો અને ત્યાગીઓનું મુખ્ય કર્તવ્ય આત્માના જ્ઞાનાદિ ગુણોને પ્રાપ્ત કરવા અને રાગાદિ દોષોને ટાળવા એજ છે દયાદિ ગુણોએ વિભૂષિત જૈનોએ ભૂતકાલમાં ભારતાદિ ક્ષેત્રો પર કરોડો ઉપકારો કર્યાં છે

× × × ×

વર્તમાનમાં કરે છે અને ભવિષ્યમાં કરશે સર્વજીવો સંબંધી ઐક્ય કરવાના વિચારોમાં અને આચારોમાં મગ્ન રહેનાર જૈનો ધર્મ માટે મનુષ્યોનું રક્ત વહેવરાવે એવો બનાવ ઉત્સર્ગ માર્ગે કદી ભૂતકાલમાં બન્યો નથી, વર્તમાનમાં બનતો નથી, અને ભવિષ્યમાં બનનાર નથી સર્વ જીવોના કલ્યાણાર્થે અને સર્વ જીવોના ગુણોની ઉત્ક્રાન્તિ અને સર્વજીવોની સાથે મૈત્રીભાવ ધારણ કરીને વર્તવા માટે અને સર્વ જીવોને મોક્ષ પ્રાપ્ત કરાવવા માટે શ્રીમહાવીર પ્રભુએ જૈનધર્મને ઉપદેશ્યો છે અને એજ સર્વ વિશ્વવર્તિ

મનુષ્યોને જૈનધર્મનો લાભ આપવા માટે સર્વ દેશોમા સર્વ જાતના મનુષ્યોની આગળ જૈનધર્મના સદુપદેશોને રજુ કરવા જોઇએ અને કીડીને કણ હાથીને મણ એ ન્યાય પ્રમાણે જૈનધર્મમાથી કીડી જેટલી શક્તિવાળા અલ્પધર્મ અગીકાર કરી શકે છે, અને વિશેષ શક્તિવાળા જૈનધર્મ અવબોધીને વિશેષ ધર્મ ગ્રહી શકે છે જૈનધર્મ સર્વમનુષ્યોને પોતપોતાની શક્તિ પ્રમાણે શ્રુતધર્મ અને ચારિત્ર્યધર્મ ગ્રહણસબધી ઉપદેશ કરે છે વ્યક્તિસ્વાતત્ર્ય, બુદ્ધિસ્વાતત્ર્ય, આચારસ્વાતત્ર્ય, સઘસ્વાતત્ર્ય, અભિપ્રાયસ્વાતત્ર્ય વગેરે નાના પ્રકારના સ્વાતત્ર્યોની જે જે અશે આવશ્યકતા જે જે નયદૃષ્ટિએ ઘટે છે, તેનો સ્વીકાર પ્રચાર કરાવનાર જૈનધર્મ છે અત એવ વ્યક્તિ આદિ સ્વાતત્ર્યથી તે ઠેઠ પરમાત્મ સ્વાતત્ર્ય સુધીનો જાહેર ઘોષ કરનાર અને સર્વ પ્રકારની દુ ખ,શારૂપ પરતત્રતાની બેડીમાથી મુક્ત કરીને વાસ્તવિક સ્વાતત્ર્ય સમર્પનાર જૈનધર્મ હોવાથી તેના ઉદારતત્ત્વાદિ વિચારોનો વિશ્વમા સર્વત્ર ફેલાવો કરવો જોઇએ જગતમા પારતત્ર્ય લાજ્ય છે અને કયુ પારતત્ર્ય ક્યા સુધી કોને કેવા દ્રવ્યાદિભાવે આદરવા લાયક છે, તેનો વિવેક કરાવીને સદ્ગુણોને ઉત્પન્ન કરનાર કરાવનાર એવા વ્યાવહારિક તથા ધાર્મિક પારતત્ર્યની ઉપયોગિતા અને આદેયતા શિખવનાર તથા તેમા પ્રવર્તાવનાર જૈનધર્મ હોવાથી જૈનધર્મનો સર્વત્ર ફેલાવો કરવાની જરૂર છે વાસ્તવિક સુખપ્રદ એવુ વાસ્તવિક સ્વાતત્ર્ય તથા વાસ્તવિક પારતત્ર્યની દશા દર્શાવનાર જૈનધર્મ હોવાથી તે વિશ્વવ્યાપકધર્મની યોગ્યતા ધરાવવા સમર્થ થાય છે દયા, સત્ય, શુદ્ધપ્રેમ, મૈત્રીભાવના, કરુણાભાવના, માધ્યસ્થ્ય, પ્રમોદભાવના, ગુણાનુરાગ, વ્યસનત્યાગતા, અસ્તેય, બ્રહ્મચર્ય, પરિગ્રહપરિમાણ, સમભાવ, શાન્તિ, દાન અને સેવા વગેરે ધર્મો સર્વ દેશમા સર્વ મનુષ્યોને આદરવા લાયક હોવાથી અને સર્વદેશના સર્વ મનુષ્યોની વ્યાવહારિક તથા ધાર્મિક ઉન્નતિ કરનાર હોવાથી તેઓ વિશ્વવ્યાપક ગુણધર્મો કહેવાય છે એવા વિશ્વવ્યાપક દયાદિગુણો એજ જૈનધર્મ હોવાથી જૈનધર્મ એ વિશ્વવ્યાપક ધર્મ થવાની યોગ્યતાવાળો હોવાથી જૈનધર્મને વિશ્વવ્યાપક કરવા સર્વ દેશના સર્વ સાક્ષર મહાત્માઓએ લક્ષ આપીને ઉદાર ભાવથી તેનો ફેલાવો કરવો જોઇએ.

× × × ×

શ્રી વીરપ્રભુએ ઉપદેશેલા નવતત્ત્વ અને ષડ્દ્રવ્યોમા વિશ્વવર્તિ સર્વ પદાર્થોનો સમાવેશ થાય છે વિશ્વમા એવો કોઇ પદાર્થ નથી કે જેનો ષડ્ દ્રવ્ય વા નવતત્ત્વોમા સમાવેશ ન થતો હોય તત્ત્વને તત્ત્વરૂપ જોવાની શક્તિ જ્યારે આત્મામા પ્રગટે છે, ત્યારે મનુષ્યને આત્મજ્ઞાન પ્રાપ્ત થાય છે અસ્તિ અને નાસ્તિ આદિ ધર્મોવડે જે આત્માને જાણે છે, તે સર્વને જાણે છે અત એવ આગમમા કહ્યુ છે કે—

एग जाणइ सो सव्व जाणइ, जे सव्व जाणइ से एगं जाणइ
एको भाव सर्वथा येन दृष्टः, सर्वे भावा सर्वथा तेन दृष्टा ॥
सर्व भावा सर्वथा येन दृष्टा, एको भाव सर्वथा तेन दृष्ट ॥

ઇત્યાદિ આપ્ત પ્રમાણેથી અવબોધાય છે કે, જો દ્રવ્ય, ક્ષેત્ર, કાલ અને ભાવથી સ્વ અને પરની અપેક્ષાએ આત્માને જાણવામા આવે તો આત્મજ્ઞાનની પ્રાપ્તિ થાય છે આત્મજ્ઞાનની પ્રાપ્તિ પશ્ચાત્ દ્વિતીયચન્દ્રકલાવત્ આત્મગુણોનો આવિર્ભાવ થાય છે આત્મામા સત્તાએ છતા એવા અનંત ગુણો છે, પણ કર્મના યોગે તેઓનુ આચ્છાદન થવાથી આત્માના ગુણો આત્મામાં તિરો ભાવે રહે છે, અને જ્યારે જે જે અશે કર્માવરણ ટળે છે, તે તે અશે આત્માના ગુણોનો આવિર્ભાવ થયો એમ ત્યારે કહેવાય છે કર્મ એ જડ પુદ્ગલ દ્રવ્ય સ્કંધરૂપ છે જડ અને ચેતન એ બે દ્રવ્યોમા સર્વદ્રવ્યોનો સમાવેશ થાય છે કર્મ અનાદિકાલથી આત્માને લાગ્યુ છે કર્મનો કર્તા આત્મા છે રાગ-દ્વેષાદિ પરભાવ અશુદ્ધ પરિણામે આત્મા કર્મનો કર્તા બને છે અને રાગાદિ પરિણામના નાશપૂર્વક જ્ઞાન, દર્શન અને ચારિત્રાદિ સ્વભાવ ગુણોએ પરિણામ પામેલો આત્મા કર્મનો હર્તા બને છે આ પ્રમાણે આત્મા અને કર્મનો સબંધ અનાદિકાળથી છે, પણ ચારિત્રભાવે કર્મનો નાશ થવાથી આત્મા મુક્ત થાય છે આત્મા તે પરમાત્મા સિદ્ધ-બુદ્ધ બને છે અનન્તકર્મ ટળવાથી આત્મામા અનન્તગુણ ખીલે છે કર્મ અનાદિ સાન્ત અને અનાદિ અનન્ત છે ભવ્ય જીવોની અપેક્ષાએ અનાદિ સાન્ત છે, અને અભવ્ય જીવોની અપેક્ષાએ અનાદિ અનન્ત છે જૈનો કર્મને વાસ્તવિક જડ પદાર્થ માને છે જૈનધર્મ એમ જાહેર કરે છે કે, વિશ્વના સર્વ મનુષ્યોને કર્મના દોષોથી મુક્ત કરીને તેઓને અનન્તસુખ આપવાનો માર્ગ દર્શાવુ છુ માટે મારો સર્વત્ર વિશ્વમા ફેલાવો કરવાની જરૂર છે

× × × ×

દુર્ગુણો પર જે જે અશે જય મેળવવામા આવે છે, તે તે અશે જૈનત્વ ગણાય છે દુર્ગુણો પર જય મેળવવો, એ વિશ્વવ્યાપક ધર્મ છે કામ ક્રોધાદિ દુર્ગુણો પર જય મેળવવાથી આત્માની વાસ્તવિક શાન્તિ પ્રાપ્ત થાય છે એમ જૈનધર્મ શિખવે છે, તેથી જૈનધર્મનો વિશ્વના મનુષ્યોએ ખરી શાન્તિ પ્રાપ્ત્યર્થે ફેલાવો કરવાની ખાસ જરૂર છે આત્માના વાસ્તવિક જ્ઞાનાદિ ધર્મને જૈનધર્મ દર્શાવે છે, અને તેની પ્રાપ્તિના સમ્યગ્ ઉપાયોને જૈનધર્મ જણાવે છે, તેથી જૈન ધર્મનો જગતમા સર્વત્ર પ્રચાર થાય તો વિશ્વવર્તિ મનુષ્યો સ્વકીય વાસ્તવિક ધર્મને અવબોધવા સમર્થ થઇ શકે **અહિંસા પરમો ધર્મ** દયા સમાન કોઇ ધર્મ નથી અહિંસાના પ્રચારથી જગતમા સર્વ જીવોને શાન્તિ મળે છે, જૈનધર્મનો વિશ્વમા સર્વત્ર પ્રચાર કરવાથી વિશ્વમા સર્વત્ર યુદ્ધો, ખુનો, પશુઓ વિગેરેની કતલ થતી અટકી જાય અને તેથી વિશ્વમા સર્વત્ર ખરેખરી શાન્તિ સ્વયમેવ રહી શકે છે એમ સમ્યગ્ અવબોધાય છે જૈનધર્મના પાલકો દયાના ગુણવડે વિશ્વમા દયાધર્મીઓ તરીકે પ્રખ્યાત છે યદિ જૈનધર્મનો સર્વત્ર પ્રચાર થાય તો સર્વત્ર પરમાત્માનુ સામ્રાજ્ય પ્રવર્તે એમ કથવામા અતિશયોક્તિ કિંચિત્ પણ નથી જૈનધર્મે ભારતવાસીઓને દયાદિ ગુણોનો ઘણો લાભ આપ્યો છે ભારતદેશમા દયાની મુખ્યતા અન્ય દેશોની અપેક્ષાએ પ્રવર્તે છે, તે ખરેખર જૈનધર્મના પ્રતાપે છે દયાળુ મનુષ્યોનો જગતમાથી નાશ થાય છે એમ ભૂતકાલમા બન્યુ નથી, વર્તમાનમા બનતુ નથી, અને ભવિષ્યમા બનનાર નથી પક્ષીઓમા કબુતર પંખી સડેલો દાણો પણ ખાતુ નથી તો પણ તેની સખ્યામા કાગ ડોઓ વગેરે માસાશી પક્ષીઓ કરતા ઘટાડો થએલો દેખવામા આવતો નથી જૈનો દયાથી બાયલા બની ગયા અને તેથી દેશ પરતત્ર થયો એમ પણ કથી શકાય તેમ નથી, કારણ કે વિશ્વમા સર્વદેશોમાં સર્વત્ર દયા પ્રવર્તે તો કોણ રાજા કોના ઉપર ચઢાઇ કરે અર્થાત્ કહેવાનુ કે કોઇના પર કોઇ ચઢાઇ કરે નહીં, અને કોઇને કોઇ મારી નાખવા પ્રયત્ન કરી શકે જ નહીં પશુઓનો અને પખીઓનો નાશ થતો પણ અટકી શકે મનુષ્યો પણ પરસ્પર એક બીજાઓનુ ખૂન કરી શકે નહિ ઇત્યાદિ અનેક પ્રકારે રાજાઓને અને પ્રજાઓને જૈનધર્મથી લાભ મળી શકવાના હેતુથી અનન્તવર્તુલરૂપ જૈનધર્મનો ફેલાવો કરવાની જરૂર છે

× × × ×

આ વિશ્વમા સર્વત્ર સર્વજીવો જીવવાને ઇચ્છે છે, પણ કોઇ મરવાને ઇચ્છતું નથી સર્વજીવોને પોતાના આત્મસમાન ગણીને કોઇની પણ હિંસા કરવામા પ્રવૃત્તિ કરવી નહિ એમ જૈનધર્મ બોધ આપે છે અને એક આત્મવત્ सर्व भूतानि य पश्यति स पश्यति એ સૂત્રની કેસરીથી તથા રહેણીથી સિદ્ધિ કરવાને વિશ્વમા સર્વત્ર જૈનધર્મનો પ્રચાર કરવાને દયાના માનવ ભોએ કટિબદ્ધ થવુ જોઇએ દયા એ પ્રત્યક્ષ અનુભવમા આવનાર મહાધર્મ છે અને તે વ્યાપક ધર્મ છે જ્યા દયાનો ઘોષ રહેલો હોય છે ત્યાથી આસુરી ભાવનાવાળા દુર્ગુણ દૈત્યો પલાયન કરી જાય છે પ્રભુના હૃદયમાથી દયારૂપ ધર્મનો ઝરો વિશ્વના શ્રેય માટે વહ્યો છે તેનો સર્વત્ર પ્રચાર કરવો જોઇએ વિશ્વવ્યાપક દયાધર્મ છે અને જ્યારે એ ખરી રીતે સર્વત્ર ફેલાશે ત્યારે વિશ્વમનુષ્યો પ્રભુને પ્રાપ્ત કરનારા થશે જીવોને રજોગુણથી અને તમોગુણથી મુક્ત કરીને સત્ત્વગુણમા લાવનાર જૈનધર્મ હોવાથી જૈનધર્મને પાળવાની તથા તેનો વિશ્વમા સર્વત્ર ફેલાવો કરવાની ઘણી જરૂર છે જૈનધર્મમા જે જે સદ્‌ગુણોને કથ્યા છે, તે તે સદ્‌ગુણો એવા છે કે તે જે જે મનુષ્યોમા રહે છે તે તે મનુષ્યોની વ્યાવહારિક તથા ધાર્મિક ઉન્નતિ કર્યા વિના રહેતા નથી આર્યાવર્ત્તમા જૈનોએ અદ્યાપિ પર્યન્ત વ્યાવહારિક તથા ધાર્મિકોન્નતિ જાળવી રાખી છે તે ખરેખર જૈનધર્મના પ્રતાપથી અવબોધવુ રજોગુણ **અને તમોગુણનડે થનારી ઉન્નતિ ખરેખર કોઇ પણ દેશમા સદા રહેતી નથી,** અને રજોગુણ અને તમોગુણની ઉન્નતિથી અશાન્તિ મારામારી ફેલાય છે, અને એ જ્યા ઉત્પન્ન થાય છે તેનોજ તે નાશ કરનારી બને છે અને એવ મનુષ્યે જો વ્યાવહારિક તથા ધાર્મિકોન્નતિ કે જે ખરેખરી સુખની આપનારી છે તેને પ્રાપ્ત કરવી હોય તો જૈનધર્મની આરાધના કરવી જોઇએ અને તેને વિશ્વમા ફેલાવવા પ્રયત્ન કરવો જોઇએ. વિશ્વમા સર્વદેશોમા પ્રવર્તતા સર્વ રાજ્યોની પડતીના ઇતિહાસો તપાસવામા આવે અને વિશ્વમા સર્વદેશોની સર્વ પ્રજાઓની પડતીના ઇતિહાસો તપાસવામા આવે તો પડતી કરવા અને કરાવવામા તે તે દેશના રજોગુણી અને તમોગુણી રાજાઓ તથા રજોગુણ અને તમોગુણવાળી પ્રજાજ હતી એમ સિદ્ધ થશે સર્વકાલમા આ પ્રમાણે પ્રવર્તે છે જૈનધર્મ ખરેખર રજોગુણ અને તમોગુણથી દૂર રહેવાનુ શિખવે છે અને સત્ત્વગુણ સેવવાનુ શિખવે છે તેથી વિશ્વમા સર્વદેશના રાજાઓ અને પ્રજાઓમા સત્ત્વગુણના પ્રચારાર્થે જૈનધર્મનો ફેલાવો થવાની જરૂર છે કારણ કે તેથી સર્વદેશોમા ખરેખરી વ્યાવહારિક તથા ધાર્મિક ઉન્નતિ સદાકાલ માટે સ્થિર થઇ શકે

× × × ×

જૈનદર્શન, સંગ્રહનય સત્તાએ एगे आया એવું આત્મત્વ જાતિ સામાન્યે સ્વીકારી આત્મા રૂપ બ્રહ્મની અસ્તિ વિશ્વમાં સર્વત્ર સ્વીકારે છે, અને તેમાં સર્વનો અન્તર્ભાવ કરે છે સાપેક્ષ સંગ્રહનયે જૈનો શંકરાચાર્યના બ્રહ્મવાદનો આત્મામાં અન્તર્ભાવ કરીને જૈનધર્મની અનન્ત વર્તુલતાનો જગતને ખ્યાલ કરાવી આપે છે ધર્મના એકાન્તવાદિ લઘુવર્તુલો મહાવર્તુલમાં સમાય, પણ જે સ્યાદ્વાદ જ્ઞાનરૂપ અનન્ત વર્તુલ છે તેનો અન્ય એકાન્તવાદાત્મક લઘુવર્તુલમાં સમાવ થાય નહીં હાથીના પગમાં સર્વના પગ સમાય પણ અન્યના પગમાં હાથીના પગ સમાય નહીં આ નિયમ પ્રમાણે અન્યદર્શનો ખરેખર અનેક સાપેક્ષનયોની અપેક્ષાએ જૈનદર્શનમાં સમાઇ જાય છે શ્રી આનન્દઘનજી કથે છે કે-**षड्दर्शन जिनअंग भणीजे ॥ जिनवरमां सघळां दर्शन छे दर्शने जिनवर भजनारे सागरमां सघळी तटिनी सही तटिनीमां सागर भजनारे षड्दर्शन जिम** જડવાદીઓના મતને પણ જૈનધર્મરૂપ પુરૂષની કુખ સમાન ગણીને જે દર્શન પોતાનામાં તેને સાપેક્ષપણે સમાવે છે તે દર્શનની અનન્તવર્તુલતાને કોઇ પહોંચી શકે તેમ નથી **અપરિમિત સાપેક્ષજ્ઞાનમય અનન્તવર્તુલરૂપ જૈનદર્શન એ એક મહાસાગર છે, તેમાં અન્યદર્શનો રૂપ નદીઓ સમાઇ જાય છે. અહો! આવા સ્યાદ્વાદ જૈનદર્શન સ્વરૂપને જૈનો તરીકે ગણાતા જૈનોમાંથી પણ આગળીના ટેરવા પર ગણાય એટલા વિદ્વાનો સમ્યગ્ રીતે ઉપર કથ્યા પ્રમાણે અને તેનો ભાવાર્થ અન્યોને સંપૂર્ણ રીત્યા અવબોધાવવા સમર્થ થાય છે.** જૈન તરીકે કહેવાતા જૈનો દ્રવ્યાનુયોગી અને અધ્યાત્મજ્ઞાની ગીતાર્થોની સેના કરીને જૈનદર્શનની અનન્ત વર્તુલતા પરિપૂર્ણ અવબોધી શકે તો તેમની વિશાલદષ્ટિ થાય અને તેઓના હૃદયમાંથી સંકુચિતવૃત્તિ ટળી જાય તેમજ તેઓ સર્વ દર્શનોમાં વ્યાવહારિકોન્નતિ તથા ધાર્મિકોન્નતિ કરવામાં અગ્રગણ્યપદ ધારણ કરનાર જૈનધર્મની અનન્ત વર્તુલતાનો વિશ્વમાં બોધ આપી શકે નયોની અપેક્ષાઓ, વિચારો અને ઉત્સર્ગ તથા અપવાદમય આચારો કે જે દ્રવ્ય, ક્ષેત્ર, કાલ, ભાવ, પ્રમાણે સાધુઓને તથા ગૃહસ્થોને આચારવાના છે તેઓનો ખ્યાલ જગતને આપવા માટે ગીતાર્થોએ અનેક ભાષામાં અનેક વિચારમય પુસ્તકો લખીને તથા ભાષણો આપીને પોતાની ફરજ બજાવવી જોઇએ આચારોમાં અને વિચારોમાં જૈનધર્મ ઉદાર છે, અને તે જગતને દિવ્ય બનાવવાના ઉપાયોને દર્શાવી શકે છે માટે જૈનધર્મને પૂર્વની પેઠે રાજકીય ધર્મનું રૂપ આપવું જોઇએ સર્વદેશમાં વ્યાપકધર્મ થવાને અને સર્વદેશમાં સર્વજનની વ્યાવહારિક તથા આત્મિકોન્નતિ

કરવાને જૈનધર્મ યોગ્યતા ધરાવે છે, તેથી જૈનધર્મનો સર્વદેશમા સર્વલોકોમા સર્વભાષાઓ દ્વારા ફેલાવો કરવાની અત્યંત આવશ્યકતા છે આર્યાવર્તમા પૂર્વે અનેક જૈનરાજાઓ થઇ ગયા છે, અને તેઓએ જૈનધર્મનો ફેલાવો કર્યો છે વિશાલદૃષ્ટિથી અને ઉદારભાવથી પૂર્વની પેઠે, જૈનો જો લોકોને જૈન બનાવવા પ્રયત્ન કરે તો તેઓ સંપ અને કાર્ય કરવાની યોજનાપદ્ધતિના નિયમો પ્રમાણે પ્રવર્તનથી જગતમા ફાવી શકે, અને એકવાર પુન અનન્ત જ્ઞાનવર્તુલવાળા જૈનધર્મનો ઉદ્ધાર કરવા સમર્થ થઇ શકે સાર્વજનિક, સર્વદેશીય, સર્વજન માનનીય સર્વત્ર વ્યાપક, ધર્માચાર સામાન્ય નિયમોને સર્વત્ર ફેલાવવા જોઇએ

× × × ×

આત્મજ્ઞાનની સીમા અપરિમિત છે સમ્યગ્ આત્માનું અવબોધવું અને આત્માના ગુણો પ્રકટ કરવા એ જૈનધર્મનો સાર છે આત્માની સાથે લાગેલા કર્મનો નાશ કરીને આત્માની શુદ્ધતા પ્રાપ્ત કરવી એ જૈનધર્મ સમયસારને નિશ્ચયત અવબોધવો આપણે જેમ જેમ અનુભવમા આગળ વધીએ છીએ તેમ તેમ સંકુચિતવૃત્તિનો નાશ થાય છે, અને પૂર્વકાલમા જે જે માન્યતાઓ સ્વીકારી હોય છે તેમા સુધારો કરવાની આવશ્યકતા અવબોધાય છે પૂર્વપૂર્વનું જ્ઞાન ખરેખર ઉત્તરોત્તર કાલના જ્ઞાનની અપેક્ષાએ લઘુવર્તુલવાળુ હોય છે જેમ જેમ જ્ઞાનની વૃદ્ધિ થાય છે, તેમ તેમ, જ્ઞાન સ્વરૂપાત્માનું વર્તુલ વધતું જાય છે મતિજ્ઞાનરૂપ આત્મા કરતા શ્રુતજ્ઞાનરૂપ આત્માનું વર્તુલ વધતા વધતા અવધિજ્ઞાન અને મન:પર્યવજ્ઞાનરૂપ વર્તુલથી આગળ વધીને અનન્ત કેવલજ્ઞાનાત્મારૂપ અનન્તવર્તુલ થાય છે આ ઉપરથી અવબોધવાનું કે કેવલજ્ઞાનરૂપાત્માની પ્રાપ્તિ એ જૈનધર્મ સેવનનો મુખ્ય સિદ્ધાન્ત છે, અને એ સિદ્ધાંતના સન્મુખ સંસારવર્તિમનુષ્યો થાય તો તેઓ અજર, અમર, શુદ્ધ, બુદ્ધ, નિરંજન નિરાકાર, પરમાત્મરૂપ પોતાનું સ્વરૂપ પ્રાપ્ત કરીને અનન્ત સુખમય બની શકે. આવી જૈનધર્મ સર્વજ્ઞાત્મારૂપ દશા પ્રાપ્ત કરવાને અનેક ઉપાયોરૂપ પગથીઆ છે, અને તેનું સ્વરૂપ જૈનશાસ્ત્રોમા દર્શાવવામા આવ્યું છે જો તેઓનો ગુરુગમપૂર્વક સૂક્ષ્મ દૃષ્ટિથી અભ્યાસ કરવામા આવે તો જૈનધર્મ સાધ્ય, અનન્ત, કેવલજ્ઞાન

સ્વરૂપાત્મામા પોતે પોતાને દેખી શકાય, અને વિશ્વવર્તિ સર્વજીવોનો જૈન ધર્મની અપરિમિત અનન્ત ધર્મવર્તુલતાનો જાહેરબોધ આપવાનો ધર્મઘોષ કરી શકાય ઉપર્યુક્ત જૈનધર્મની આરાધના કરવા તથા અન્ય મનુષ્યોને તેનો લાભ આપવા જગત્મા સર્વત્ર જૈનધર્મનો પ્રચાર કરવા તથા કરાવવાને જૈનધર્મ તથા જૈનોની સેવા કરવી જોઇએ જમાનાના અનુસારે જૈનધર્મને વિશાલદૃષ્ટિથી જગત્મા પ્રસારવા માટે લાખો ગીતાર્થો તરફથી આત્મભોગ આપવામા આવે ત્યારે કંઇ વિશ્વ મનુષ્યોના કાનમા જૈનધર્મ શબ્દનો ધ્વનિ જઇ શકે અને તેથી તેઓ જૈનધર્મના વિચારો તથા આચારો સબધી વિવેક પ્રાપ્ત કરી શકે અમારા આત્મરૂપ જૈનબધુઓ જાગો, આપણા જૈનધર્મનુ વર્તુલ હાલ કેટલુ અન્ય લોકોના કલ્પનામા આવે છે તેનો ખ્યાલ કરો અને વસ્તુત પ્રયત્ન કરો **તમારા જેવા જૈનધર્મના સાકડા વિચારો નથી** વિશાલદ્રષ્ટિથી આગળ વધો વિશ્વમા પ્રવર્તતા સર્વધર્મોમા જૈનધર્મની મહાન્ તરીકે ગણના થાય એવુ સર્વ કરો

× × × ×

## આચાર્યનુ કર્ત્તવ્ય

૧ આવશ્યક કર્ત્તવ્યોમા ચતુર્વિધસઘને યોજવો

૨ આગમોનુ આપ્તત્વ સિદ્ધ કરવુ અને આગમોનો શાસ્ત્રોનો પ્રચાર કરવો તથા આગમોના સમ્યગ્ ભાવાર્થને શિષ્યોને સમર્પી તેનો પ્રચાર કરવો

૩ પચાચાર પાળવા અને સાધુઓ તથા સાધ્વીઓ પાસે પચાચાર પળાવવા સાધુઓને અને સાધ્વીઓને પચાચાર પાળતા વિઘ્નો વગેરેનો નાશ કરવા તેઓએ સાહાય્ય કરવી

૪ સાધુઓ અને સાધ્વીઓને સ્વગચ્છના આચારવિચારથી કુશલ બનાવવા, અને અન્યગચ્છોના આચારો સમાચારીઓનુ જ્ઞાન આપવુ અન્યગચ્છોના સાધુઓ તથા સાધ્વીઓના આચારો અને અન્યદર્શનીય ધર્મ ગુરુઓના આચારો અને વિચારોનુ મુખ્યતાપૂર્વક શિક્ષણ આપવુ સ્વગચ્છ અને અન્યગ[illegible] સમાલોચક બુદ્ધિપૂર્વક જ્ઞાન આપવુ સ્વગચ્છ

અને પરગચ્છોની ચડતી પડતીના કારણો સમજાવવા અન્યધર્મોના ચડતી પડતીના કારણોને ઇતિહાસ પૂર્વક સમજાવવા

૫ જૈનધર્મની ચડતી પડતીના કારણોને ઇતિહાસદષ્ટિથી અવબોધાવવા અને દ્રવ્ય ક્ષેત્ર, કાલ અને ભાવનુ વર્તમાનમાલે જ્ઞાન આપીને વર્તમાન કર્તવ્ય શુ ? છે તેનો પરિપૂર્ણ નિશ્ચય કરાવવો

૬ વર્તમાનકાલમા સાધુઓએ અને સાધ્વીઓએ શ્રુતધર્મ અને ચારિત્રધર્મના પ્રચારાર્થે કેવી રીતે ઉપદેશ દેવો ? અને કેવી રીતે વર્તવુ ? અન્ય જૈનધર્મીય પન્થોના સાધુઓ સાથે કઇ કઇ બાબતોમા કઇ કઇ દૃષ્ટિએ કેવી રીતે કયા કયા વર્તવુ ? તેનુ સંપૂર્ણ જ્ઞાન આપવુ

૭ સાધુઓને અને સાધ્વીઓને વિદ્વાન બનાવવાને માટે જે જે યોગ્ય ઉપાયો લાગે તે અમલમા મૂકવા ઉપાધ્યાય, પ્રવર્તક સ્થવિર, રત્ન વગેરે પદવીઓ જેઓને ઘટે તેઓને આપવી, અને વિહાર વગેરેની તથા ચાતુર્માસ કરવા સબંધીની યોગ્ય યોજનાઓની વ્યવસ્થા કરવી

૮ અન્ય ગચ્છો કરતા સ્વગચ્છના સાધુઓને તથા સાધ્વીઓને શ્રુત ધર્મ તથા ચારિત્રધર્મમા ઉચ્ચ બનાવવા માટે જે જે ઉપાયો આદરવા ઘટે તે આદરવા અને સ્વગચ્છની ઉન્નતિ થાય તેવા વર્તમાનમા જે જે ઉપાયો લેવા ઘટે તે ગ્રહવા વ્યાકરણમા, ન્યાયમા, સિદ્ધાન્તમા, જ્યોતિષમા, સાહિત્યમા, અધ્યાત્મશાસ્ત્રમા લેખનમા, વ્યાખ્યાનમા અને ઐતિહાસિક જ્ઞાનમા પોતાના ગચ્છમા પ્રત્યેક વિષયમા મહાન્ વિદ્વાનો તૈયાર કરવા

૯ પોતાના ગચ્છની ઉન્નતિ થવામા જે જે ખામીઓ વિઘ્નકર્તા તરીકે લાગે તેઓને દૂર કરવી પોતાના ગચ્છના શ્રાવકોને અને શ્રાવિકાઓને ઉચ્ચ બનાવવા પ્રયત્ન કરવો પોતાના ગચ્છના શ્રાવકોને પરસ્પર સાહાય્ય આપવાનો ઉપદેશ દેવો અને તેઓની ઉન્નતિ થાય એવા ઠરાવો તેમને જણાવવા

૧૦ અન્ય ગચ્છના સાધુઓ પાસેથી જ્ઞાન વગેરે ગ્રહણ કરવા માટે પોતાના ગચ્છના સાધુઓને કાલે રજા આપવી અન્યગચ્છમા જે જે સાગરીયાજે પ્રવર્તતા હોય તેઓને સ્વગચ્છમા દાખલ કરવા અને જમાનો ઓળખી સુધારો કરવો

૧૧ પ્રતિદિન વિધિપૂર્વક સૂરિમંત્રનો જાપ કરવો સૂરિમંત્રકલ્પમા કથ્યા પ્રમાણે સૂરિમંત્રની આરાધના કરવી,

૧૨ અમુક દેવ વા દેવીને આરાધીને પોતાના અનુકુલ કરવી કે જેથી પ્રસગોપાત્ત કાર્ય પ્રસગે તેની સાહાય્ય થાય

૧૩ આચાર્યે પોતાની પાસે યોગ્ય વિશ્વસનીય, સમર્થ, સમયજ્ઞ, સ્વાનન્યમનસ્ક એવા સાધુઓને રાખવા અને તદ્દ્વારાએ કાર્યો કરાવવા જેમા પોતાની ચર્ચા ન થાય એવા ધાર્મિક કાર્યો પોતે કરવા

૧૪ સ્વગચ્છ અને પરગચ્છીય સાધુઓ, સાધ્વીઓ, શ્રાવકો, અને શ્રાવિકાઓ પૈકી પોતાનાથી અનુકૂલ, અને પ્રતિકુલ કોણ, કોણ, શા શા વિચારોથી છે તેનો ગુપ્તપણે પત્તો મેળવવો અને તત્સબધી યથાયોગ્ય પ્રવૃત્તિ કરવી

૧૫ સર્વસાધારણ ચતુર્વિધ મહાસઘની ઉન્નતિના દ્રવ્ય, ક્ષેત્ર, કાલ અને ભાવથી કાર્યો કરવા, અને ચતુર્વિધ મહાસઘની સર્વ પ્રકારે ઉન્નતિ થાય એવો સદુપદેશ દેવો, ટેકાવવો અને તેવા કાયમા સ્વગચ્છીય, વા પર ગચ્છીય જે જે સાધુઓ પ્રવૃત્તિ કરતા હોય તેઓને યથાયોગ્ય સાહાય્ય તથા અનુમોદન આપવુ

૧૬ સ્વગચ્છ સાધુઓ તથા સાધ્વીઓની હાનિ થાય વા સ્વગચ્છની પડતી થાય એવી પ્રતિકુલતા ધરાવનારા અન્યગચ્છીય સાધુઓ વગેરેને પ્રથમ સમજાવવા, અને તેમને અનુકુલ કરવા પ્રયત્ન કરવો અને તેમ જો ન બને તો તેઓ હાનિ કરવા ન સમર્થ થાય, એવા યુક્તિપૂર્વક દેશકાલાનુસારે યથાયોગ્ય ઉપાયો લેવા

૧૭ સ્વગચ્છના સાધુઓ અને સાધ્વીઓને અપરાધ યોગ્ય પ્રાયશ્ચિત્તો આપવા, સ્વગચ્છમા ફાટફુટ કરનાર અને કરાવનારાઓને યથાયોગ્ય હિતશિક્ષા કરવી, પરગચ્છીય જે જે સાધુઓ તથા સાધ્વીઓ પોતાના સ્વગચ્છમા દાખલ થવા ઇચ્છે, તેમા સુનેહનો ભગ ન થાય, અને તેએ િ યોગ્યતા તપાસીને યોગ્ય લાગે તો તેઓને સ્વગચ્છમા દાખલ કરવા

૧૮ સ્વગચ્છના સાધુઓ અને સાધ્વીઓનુ વાર્ષિક વા દ્વિવાર્ષિક સમેલન કરવુ અને, તે પ્રસગે સ્વગચ્છીય ઉત્તમ, અનુભવી, રાગી, દક્ષ શ્રાવકોની હાજરી ઇચ્છવી સ્વગચ્છીય, શ્રાવકો અને શ્રાવિકાઓમાથી રાગી અને અનુભવીઓને પોતાના કેટલાક સ્વગચ્છીય વિચારોથી માહિતગાર કરવા, કે જેથી તેઓ ગચ્છની ઉન્નતિમા અને રક્ષામા યથાયોગ્ય ભાગ લેઇ શકે, અને બનતી સાહાય્ય આપી શકે

૧૯ યુવક સાધુઓની પાસે અને સાથે વૃદ્ધ સાધુઓને રાખવા અને યુવક સાધ્વીઓની સાથે વૃદ્ધસાધ્વીઓને રાખવી ચોથા વ્રતમાં દોષ ન લાગે એવી દેખરેખ તથા વ્યવસ્થા રાખવાનું કાર્ય જે જે સાધુઓને સોંપવા જેવું ઘટે તેને સોંપવું, અને ગુપ્ત રીતે પોતે દેખરેખ રાખવી

૨૦ સ્વગચ્છના સાધુઓ અને સાધ્વીઓ અન્યગચ્છીય સાધુઓની નિંદા ન કરે એવી સૂચનાઓ આપવી, અને અન્યગચ્છના સાધુઓ વગેરે સ્વગચ્છીય સાધુ વગેરેની નિંદા હેલના ન કરે એવા સમયાનુસારે ઘટતા ઉપાયો લેવા

૨૧ સ્વગચ્છના સાધુઓમાં અને સાધ્વીઓમાં પરિષહો સહન કરવાની શક્તિ પ્રગટાવવી, તથા સ્વગચ્છની ઉન્નતિ માટે અનેક ધાર્મિક કાર્યો કરવાની ઉત્સાહશક્તિ પ્રગટાવવી, અને સ્વગચ્છની રક્ષાર્થે તથા તેની ઉન્નતિ વૃદ્ધ્યર્થે આત્મભોગ આપવાની શક્તિ પ્રગટાવવી, અને આચાર્યની અપેક્ષાઓને સાધુઓ તથા સાધ્વીઓ સમજી શકે એવા ઉપાધ્યાય વગેરે દ્વારા ઉપાયો યોજવા

૨૨ ગચ્છના પ્રત્યેક કાર્યની યોગ્ય પદવીધરોને સંભાળ રાખવા સૂચના કરવી ઉપાધ્યાય પ્રવર્તક, સ્થવિર ગણિ વૃષભ પ્રવર્તિની વગેરેને જે જે ઘટે તે તે કાર્યોની વ્યવસ્થા કરવાનું કામ સોંપવું, અને પોતે તેની દેખરેખ રાખવી, અને યોગ્ય ભલામણો કરવી ગોચરી વગેરે કાર્યો યોગ્ય સાધુઓને સોંપવાં આ પ્રમાણે કાર્યો વહેંચીને તેના ઉપરીઓ નીમવાથી કાર્યની સિદ્ધિ થશે, અને પ્રત્યેકને તે માટે ચીવટ રહેશે

૨૩ પોતાના ગચ્છમાં લાયક સાધુઓને ઘટતી પદવીઓ આપવી, અને તેમને ધાર્મિક કાર્યો કરવામાં ઉત્સાહ આપવો, અને તેમને સાહાય્ય આપવાની વ્યવસ્થાઓની યોજના કરવી

૨૪ સ્વગચ્છના સાધુઓ વગેરેને અન્ય ગચ્છના સાધુઓ ભ્હેકાવે નહિ એવી વ્યવસ્થા કરીને ઘટતા ઉપાયો લેવા સ્વગચ્છીય શ્રાવક અને શ્રાવિકાઓને અન્ય ગચ્છીય સાધુઓ વગેરે ન ભરમાવે તેવા યોગ્ય ઉપાયોને યોજવા તથા ભરમાયેલાઓને ઠેકાણે લાવવા યોગ્ય સાધુઓને તે કાર્ય માટે યોજવા અને અન્ય પણ જે ઘટે તે ઉપાયો આદરવા

૨૫ ગચ્છના સાધુઓ અને સાધ્વીઓનો આચાર્ય, સંરક્ષક છે, અને મુક્તિમાર્ગ પ્રતિ તેઓને લઇ જનાર સાર્થવાહ છે, એવું તેણે જાણીને સાધુઓ અને સાધ્વીઓની સંરક્ષા કરવી અને તેમની સેવા ઉઠાવવી અર્થાત્ તેઓના ભલા માટે પોતાનાથી બનતું કરવું

૨૬ ગચ્છસ્થિત માંદા સાધુઓ અને સાધ્વીઓની દવા કરાવવી, અને તેમને રોગના નાશાર્થે સાહાય્ય આપીને ચારિત્ર્યમાં સ્થિર કરવા

૨૭ સ્વગચ્છમાં નવા સાધુઓ તથા સાધ્વીઓ થાય એવા ઉપદેશાદિ ઉપાયોમાં પ્રવૃત્ત થવું અને અન્યોને પ્રવૃત્ત કરવા

૨૮ ગચ્છનું બંધારણ મોક્ષની આરાધનાર્થે છે એમ લોકોને સમજાવવું, અને ગચ્છની સમાચારી દ્રવ્ય, ક્ષેત્ર, કાલ અને ભાવથી સંવરસમુ ખતાને ભજનારી છે અને તેથી વિશ્વમનુષ્યોને ધાર્મિક લાભ મળે છે એમ સમજાવવા માટે હેતુઓ પૂર્વક યોજનાઓ રજુ કરવી ( જીજ્ઞાસુઓની આગળ )

૨૯ છેદશાસ્ત્રોને અનુસરીને ક્ષેત્ર કાલાનુસારે અપવાદ માર્ગે પ્રવર્તિને સ્વગચ્છનું રક્ષણ કરવું, અને સ્વગચ્છીય સાધુઓને ઉત્સર્ગ અને અપવાદ પૂર્વક પ્રવર્તાવાનું જ્ઞાન આપવું

૩૦ સ્વગચ્છીય સાધુઓ જૈન ધર્મની પ્રભાવના કરવાને પ્રભાવકો બની શકે એવી વિદ્યાઓ તેઓને આપવી, અને પાત્ર પ્રમાણે મંત્રાદિકનું દાન કરવું

૩૧ કોઇ પણ ગચ્છના ગ્લાન સાધુની વૈયાવચ્ચ કરવી તેને આહાર પાણી લાવી આપવો

૩૨ કોઇ પણ ગચ્છના સાધુની સાથે ફેટાવંદનનો વ્યવહાર રાખવો, અને અન્ય ગચ્છના આચાર્યાદિક મળે તો ગુણાનુરાગદૃષ્ટિથી તેઓના ગુણો જે વ્યક્ત થયા હોય તેની પ્રશંસા કરવી, અને પોતાની પાસે આવે છતે આસન વગેરે આપવી યથાયોગ્ય સન્માન સાચવવું કોઇ ગચ્છના સાધુનું અપમાન કરવું નહિ અને કરાવવું નહિ

૩૩ અન્ય ગચ્છના સાધુઓ, આચાર્ય વગેરે પરસ્પર સલાહ સુલેહના બંધારણથી બંધાય તો તેઓની સાથે યોગ્ય નિયમિત કરેલા વ્યવહારથી વર્તવું, અને ઐક્યસંપવડે અક્યની સંરક્ષા કરવા બનતા ઉપાયો લેવા

૩૪ અન્ય ગચ્છોની ભિન્નભિન્ન મતભેદની જે જે ચર્ચાઓથી પરસ્પર ક્લેશની ઉદીરણા થાય, તેવી રીતે વર્તવું નહિ અન્ય ગચ્છના આચાર્યાદિક કદાપિ સ્વગચ્છની સાથે ક્લેશની ઉદીરણા થાય એવી રીતે વર્તે તો તેમની સાથે પ્રેમથી કામ લેવું પશ્ચાત્ તો જેમ ક્લેશની ઉદીરણા જે રીતે શમે તે રીતે દ્રવ્ય, ક્ષેત્ર, કાલ અને ભાવથી કામ લેવું

૩૫ સ્વગચ્છના સાધુઓએ તથા સાધ્વીઓએ શ્રાવકો તથા શ્રાવિકાઓ સાથે કોઇ પણ જાતની કલેશની ઉદીરણા ન થાય તેવી રીતે વર્તવુ કોઇ સાધુ વા સાધ્વીને શ્રાવક વા શ્રાવિકા સાથે કલેશની ઉદીરણા થાય તો સાધુ તથા સાધ્વીને ખમાવવાનુ કહી ખમાવવાની ક્રિયા કરાવવી સાધુઓ તથા સાધ્વીઓને પરસ્પર ક્ષમાપના કરાવવી વાર્ષિક પર્વે તો અવશ્ય ખમાવવુ જોઇએ

૩૬ એક સાધુને એકલા વિચરવાની આજ્ઞા આપવી નહિ યુવક સાધુ ઓની સાથે વૃદ્ધ સાધુઓને રાખવા, અને યુવક સાધુઓને શ્રાવિકા તથા સાધ્વીને ભણાવવાની આજ્ઞા આપવી નહિ તેમજ એકાન્ત વાતચિત્તનો પ્રસગ ન આવવા દેવો તેમજ સાધ્વીઓને એકાન્ત પુરુષ પ્રસગ ન આવવા દેવા માટે પ્રવર્તિની સાધ્વીને યથાયોગ્ય ઘટતી સૂચનાઓ આપીને બદોબસ્ત કરાવવો

૩૭ સ્વગચ્છ સાધુઓ તથા સાધ્વીઓના આચારોના નિરીક્ષણ માટે ગુપ્તાનુચરો નીમવા અને તેઓની ખાનગી રીતે આચાર સબધી હકીકત મેળવીને તેઓને ઘટતી સૂચનાઓ કરવી

૩૮ પશુ અને નપુસકના પરિચયથી સાધુઓ અને સાધ્વીઓને દૂર રાખવા સૂચનાઓ આપવી નવવિધ બ્રહ્મચર્યની વાડો પાળવા તથા પળાવવા પ્રયત્ન કરવો

૩૯ પરિગ્રહની વ્યાખ્યા લાગુ થાય એવી ચીજોથી સાધુઓ તથા સાધ્વીઓને દૂર રાખવી ઘણા મૂલ્યવાળા વસ્ત્રોને સાધુઓ તથા સાધ્વીઓ રાખે નહિ એવો બદોબસ્ત કરાવવો ઉપધિ તે પરિગ્રહરૂપ ન થાય એવી સાવચેતી રખાવવી

૪૦ સ્વગચ્છીય સાધુઓ તથા સાધ્વીઓને સ્વાધ્યાયમા યોજવા વિકથાદિક પ્રસગમા સાધુઓ તથા સાધ્વીઓ ન પડે એવી વ્યવસ્થા કરવી સાધુઓ તથા સાધ્વીઓ રાત્રે અમુક ગાથાની સઝાય કરે એવા નિયમો કરાવવા

૪૧ સર્વગચ્છોના આચાર્યો ભેગા થઈને જૈનધર્મની રક્ષા, પ્રભાવના, તથા વૃદ્ધિ અર્થે જે જે ઉપાયો યોજવા ઇચ્છે તેમા પોતાની સમ્મતિ જણાવવી અને યથાશક્તિ તેમા ભાગ લેવો તેવા કાર્યને ઉત્તેજન આપવુ સર્વ ગચ્છના આચાર્યો વગેરે, પરસ્પર ગચ્છોમા સુનેહસપ રહે તેવા કાર્યો માટે ભેગા થાય તો પોતાની પસદગી જણાવવી અને તેમા યથાશક્તિ ભાગ લેવો તેવા સમેલનને અત કરણથી વધાવી લેવુ

૪૨ સર્વગચ્છોની પરસ્પર મતભેદ ચર્ચાદ્વારા થતી કલેશની ઉદીરણા

શાન્ત થાય અને પરસ્પર પ્રેમ સપમા વૃદ્ધિપૂર્વક સર્વગચ્છીય મહાસઘદ્વારા જૈનધર્મનો વિશ્વમા સર્વત્ર ફેલાવો થાય, એવા ઉપાયો યોજવામા અને તે પ્રમાણે પ્રવર્તવામા યથાશક્તિ આત્મભોગ આપવો મહાસઘદ્વારા જૈનશાસનો ન્નતિના કાર્યોમા સર્વગચ્છીય સૂરિયો વગેરેને પ્રવર્તાવવા યથાશક્તિ ભાગ લેવો અને તેવા કાર્યો પ્રસગે ગમે તેવી તકરારો મૂકીને ઐક્ય કરવામા પોતાનાથી બનતો આત્મભોગ આપવો

૪૩ સર્વગચ્છોની સાથે અમુક માન્યતાઓથી મેળ કરીને જૈન મહાસઘદ્વારા જૈનધર્મની ઉન્નતિ કરે એવા પુસ્તકો છપાવવા સર્વગચ્છીય સાધુઓ ભેગા થઇને ભણે એવી કાયમપૂર્વક ધાર્મિક પાઠશાલા ઉઘાડવી

૪૪ અન્યધર્મીઓને પૂર્વની પેઠે જૈન બનાવવા માટે સર્વગચ્છીય જૈનાચાર્યોએ ભેગા મળીને ઉપાયો યોજવા, અને જૈન બનેલાઓને વર્ણ વ્યવસ્થામા ગોઠવવા અને તેઓને આર્થિક આદિની સાહાય્ય આપવી જે સાધુઓ અગર શ્રાવકો અન્યધર્મીઓને જૈન બનાવે તેમને ઘટતુ માન આપવુ

૪૫ રાજ્યતત્રની પેઠે ધર્મરાજ્યતત્રની વ્યવસ્થા છે ધર્મરાજ્યતત્રની વ્યવસ્થામા કુશલ મનુષ્યો જોઇએ ધર્મરાજ્યતત્રની વ્યવસ્થા જેમ બને તેમ બહોળા ઉચ્ચ પાયાપર મૂકાય એવી યોજનાઓ કરવી અન્યધર્મીય આચાર્યોની ધર્મરાજ્યપ્રવર્તક વર્ધક યોજનાઓને અભિત અવબોધીને તેમાથી જે જે ગ્રહણ કરવા યોગ્ય હોય તે તે ગ્રહણ કરવી

૪૬ જૈનધર્મનો અન્યધર્મીઓમા પ્રચાર થાય તે માટે વર્તમાનકાલને અનુસરી ચાપતા ઉપાયો લેવા, અને શ્રદ્ધાલુ ઉપદેશકોની ધર્મપ્રચારાર્થે યોજના કરવી સર્વદેશના સર્વજાતીય મનુષ્યોમા જૈનધર્મનો પ્રચાર થાય એવા મનુષ્યો પેદા કરવાને જૈનગુરૂકુલો ઉપદેશક પાઠશાલાઓ, લેખક પાઠ શાલાઓ વગેરેની યથાયોગ્ય જ્યા ઘટે ત્યા યોજનાઓ કરવી

૪૭ આગમો અને નિગમોનો સાર ખેચીને વર્તમાન જમાનાના અનુસારે જૈનધર્મના આચારો, વિચારો અને સસ્કારોને સુધારવા અને સર્વ જગતના મનુષ્યો લાભ લે તેવી દૃષ્ટિથી તેનો ફેલાવો કરવો

૪૮ અન્યધર્મ પાળનારા રાજાઓ, રાણાઓ વગેરેના સમાગમમા આવીને તેઓને ધર્મનો ઉપદેશ દેવો, અને તેઓને જૈનધર્માનુકુલ કરવા

૪૯ જૈનસાધુઓ અને સાધ્વીઓને જૈનધર્મ અને અન્યધર્મોના

તત્ત્વોનો અને આચારોનો મુનખનો કરવાનું શિક્ષણ આપવું અને જૈનધર્મની મંડનશૈલીથી વાદીઓ બનાવવા પ્રયત્ન કરવો. વાદીઓને વર્તમાન જમાનાને અનુસરીને, વાદ કરવાનું શિક્ષણ આપવા તથા અપાવવા યોજના કરવી.

૫૦ અન્યદર્શની લોકોને જૈનધર્મના તત્ત્વો જણાવવા માટે વ્યાવહારિક પાઠશાળાઓ સાથે ધાર્મિક પાઠશાળાઓ સ્થાપવી. અન્યદર્શનીને જૈનધાર્મિક જ્ઞાન પ્રાપ્ત કરવામા બનતી સગવડ કરી આપવાનો ઉપદેશ દેવો.

૫૧ અન્યદર્શનીય ગુરૂઓની સાથે કલેશની ઉદીરણા થાય એવી રીતે ચર્ચા કરવી નહિ. સભ્યતાપૂર્વક અન્યદર્શનીય ગુરૂઓની સાથે લાભાદિ સમજાવતા ધર્મ ચર્ચા કરવી અને વિશાલ તથા સત્યદૃષ્ટિથી સત્યનો વિચાર કરવો.

૫૨ અન્યદર્શનીય ધર્મગુરૂઓ જૈનધર્મ સંબંધી જે કંઇ ભૂલો પોતાના ભક્તોને સમજાવતા હોય તેનુ સૂક્ષ્મદૃષ્ટિથી નિરીક્ષણ કરીને તેઓને સમજાવવાના પ્રબંધોની યોજનાઓ કરવી અને કરાવવી.

૫૩ વર્તમાન કાલમા વિશ્વમનુષ્યોના બહોળા ભાગે શા શા વિચારો છે તે જાણતા રહેવું, અને તેઓનુ મન જે રીતે સંતોષ પામે તે રીતે તત્ત્વાવિરૂદ્ધપણે ધર્મનો ઉપદેશ દેઇ તેઓનું ધર્મપ્રતિ ચિત્ત આકર્ષવા બને તેટલો પ્રયત્ન કરવો અને તેવી યોજનાઓ દ્વારા અન્યો પાસે તેવો પ્રયત્ન કરાવવો.

૫૪ સ્વસમયજ્ઞ અને પરસમયજ્ઞ ગીતાર્થોએ અન્યધર્મીઓ પોતાના સમાગમમા આવીને ધર્મસન્મુખ થાય એવા સ્થાનોમા વાસ કરવો, અને તેઓની વર્ણકર્મની સ્થિત્યનુસારે જૈનચારિત્રધર્મની ક્રિયાઓને આચારમા મૂકાવવા ઉપદેશ દેવો. ગીતાર્થોને એવી સ્થિતિમા મૂકવાને અને તેઓને બનતી સાહાય્ય આપવાને આચાર્યે યથાશક્તિ સર્વ કરવું.

૫૫ સાધુઓ યથાયોગ્ય જાહેર સભાઓમા ધર્મનો ઉપદેશ દે એવો જ્યા ઘટે ત્યા પ્રબંધ કરવો. જે જે ભાષામા જે જે મનુષ્યો સમજે તેઓને તે તે ભાષામા બોધ દેવો અને દેવરાવવો. રાજ્ય કરનાર પ્રતિ અવિરોધભાવે રહીને જાહેર વ્યાખ્યાન દેવા.

૫૬ ધર્મની રક્ષા સાધુ સાધ્વીઓના કાયદાઓ વગેરે બાબતોમા જે જે ખાનગી બાબતો રાખવાની હોય, અને ખાનગીમા તે તે બાબતોની સૂચના કરવાની હોય તે તે બાબતોમા તેવી રીતે વર્તવું, અને અન્યોને વર્તાવવા યોજનાઓ ઘડવી.

૫૭ જૈનધર્મનું પ્રતિપાદન કરવામાં તથા જાહેર વ્યાખ્યાન વગેરેમાં મુખ્યતાએ પ્રતિપાદકશૈલીનું આલંબન લેવું પ્રતિપાદક શૈલીમાં ગુણાનુરાગની વૃદ્ધિ થાય છે ખંડન શૈલીનું અનેક અપેક્ષાયુક્ત યુક્તિપૂર્વક વર્તમાન જમાનાને અનુસરી અવલંબન લેવું આ બાબતનો અનુભવ સ્વગચ્છીય સાધુઓને તથા સાધ્વીઓને આપવો

૫૮ માર્ગાનુસારિ અન્યદર્શનીય મહાત્માઓના સુવિચારોને દર્શાવીને અન્યદર્શનીયોને બોધ આપવો જેમ જે મનુષ્યો વિવેકજ્ઞાન સન્મુખ થતા જાય તેમ તેમ તેઓને જૈનતત્ત્વો સમજાવવા પ્રયત્ન કરવો જીવોને પ્રથમ ગુણાનુરાગ ઉત્પન્ન કરાવવો પશ્ચાત્ જૈનધર્મની ખૂબીઓ સમજાવવી

૫૯ જૈનોની વસ્તિપર જૈનધર્મની અસ્તિત્વ સજીવનતાનો આધાર છે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર એ ચાર વર્ણ આદિ સર્વ દુનિયાની મનુષ્ય જાતિમાં જૈનધર્મ ફેલાય અને જૈનોની વસતિ વધે એવા આગમ અને નિગમના અવિરુદ્ધપણે ધર્મ ફેલાવનાર મહાપુરુષો પ્રગટાવવા, અને તેઓની આજ્ઞામાં સર્વ અર્પણ કરવું

૬૦ જૈનતીર્થોની રક્ષા કરવી દેવદ્રવ્યાદિનો વિનાશ ન થાય એવો બંદોબસ્ત કરાવવો જ્ઞાનભંડારોની રક્ષા કરાવવી

૬૧ જૈનોમાં જે જે હાનિકારક રિવાજો હોય તેઓનો નાશ થાય એવી રીતે ઉપદેશ વગેરે કાર્યમાં પ્રવૃત્ત થવું, અને અનુભવગમ્ય ઘટતા સુધારા કરાવવા ઉપદેશ દેવો પારિણામિક લાભ થાય એવી રીતે દીર્ઘ દ્રષ્ટિથી વર્તમાનકાલને અનુસરી સુધારા વધારા કરવામાં યથાયોગ્ય ચતુર્વિધસંઘને સૂચના આપવી

૬૨ પોતાની પાછળ આચાર્ય, ઉપાધ્યાય, સ્થવિર, રત્ન, ગણી, પ્રવર્તિની વગેરે ઉત્તમ વર્ગ ઉત્પન્ન કરવા યથાયોગ્ય પ્રવૃત્તિ કરવી પોતાની પાછળ આચાર્યપદયોગ્યગુણીને આચાર્યપદ આપવું ગચ્છમાં મતભેદ ન ઉત્પન્ન થાય એવી ઉપદેશાદિવડે યોજનાઓ કરવી ગચ્છમાં મતભેદ, કુસંપ, ક્લેશ, ફાટકુટ ન થાય એવો ઉપદેશ દેવો અને ગચ્છની સુસંપતા અને એકતાવડે જૈનશાસનોન્નતિ સ્વ, પરને લાભ, આદિની સ્વગચ્છીય સાધુઓ, સાધ્વીઓ, શ્રાવકો અને શ્રાવિકાઓને સમજણ આપવી પછીઓ માટે મતભેદ, ક્લેશ વગેરે ન થાય તેના આપતા ઉપાયો લેવા

૬૩. ગચ્છમાં ઉત્પન્ન થતા મતભેદો શમાવવા, ક્રિયા વગેરેમાં પડેલા

મતભેદોને વાસ્તવિકતત્ત્વદૃષ્ટિએ શમાવવાની ઉપદેશ શૈલીનો પ્રચાર કરવો સ્વગચ્છીય ચતુર્વિધ સંઘનું ઐક્યબળ ન તુટે એવા નિયમો ઘડવા અને તે પ્રમાણે પ્રવર્તવુ તથા અન્યોને પ્રવર્તાવવા સ્વગચ્છીય સાધુઓ અને સાધ્વી ઓની બહુમત, વર્તમાન સમય, લાભ, હાનિ, વગેરેનો વિચાર કરીને સ્વ ગચ્છના કાર્યો કરવા અને કરાવવા

૬૪ જે જે ગચ્છો જે જે સંઘાડાઓની સાથે જે જે શરતોથી સંપ, ભેદ, સંપ અને સાહાય્યના કરાર, લેખો પરસ્પર કર્યા હોય તેઓની સાથે તે તે શરતોમાં તે તે પ્રમાણે વર્તવુ અને અન્યોને કરાર લેખ પ્રમાણે સાહાય્ય આપવા ચૂકવુ નહિ સ્વપરગચ્છ સંઘાડાઓના સુનેહસંપના જે જે કરારો કર્યા તે તે કરારોથી સ્વગચ્છીય સાધુ, સાધ્વી શ્રાવક અને શ્રાવિકા ઓને વાકેફ કરવા

૬૫ સ્વધર્મિબંધુઓની અને અન્યદર્શનીઓની સાથે મૈત્રી, પ્રમોદ, માધ્યસ્થ્ય અને કારૂણ્ય એ ચાર ભાવનાઓ પૂર્વક વર્તવુ અન્યદર્શનીઓની નિન્દા કરવી નહિ. તેઓ તરફ ધિક્કારની દૃષ્ટિથી વર્તવુ નહિ તેઓ જૈન ધર્મના રાગી બને એવી યોજનાએ યથાયોગ્ય સાહાય્ય આપવી તેઓ કદિ ધર્મનો ઉપદેશ દેતા અપમાન વગેરે કરે તો તે સહીને તેઓનુ ભલુ થાય એવી રીતે તેઓની સાથે વર્તવા લક્ષ દેવુ

૬૬ સ્વગચ્છની સાથે જે જે ગચ્છોનો ન્યૂન ન્યૂન મતભેદ રહેતો હોય તો તે ગચ્છોની સાથે અમુક રીતિની અપેક્ષાએ જોડાઇને જૈનબળની પુષ્ટિ કરવી એક ગચ્છમાં સંઘાડાની રીતિએ ઘણા આચાર્યો હોય તો તેઓની સાથે ભળતા રહીને સર્વસાધારણ, ધાર્મિક કૃત્યો કરવા, અને પરસ્પર મેળ રહે એવા નિયમોથી પરસ્પર બદ્ધ થવુ

૬૭ સ્વગચ્છ સંબંધમાં અન્ય ગચ્છીયો અનેક પ્રકારની ચર્ચા કરે તો તેનો ઉત્તર આપવા તથા તે સામે યોગ્ય પ્રવૃત્તિ કરવા વ્યવસ્થા કરવી ને ક્લેશ શમાવવા

૬૮ સ્વપરોન્નતિસાધક જૈનધર્મોન્નતિકારક, સ્વગચ્છોન્નતિકારક ચતુ ર્વિધ મંડળસંઘોન્નતિકારક કાર્યો જે જે આરંભ્યા હોય તેઓથી પરિષહો થતા પાછા હઠવુ નહિ

૬૯ ધર્મનિરોધકોને હરેક રીતે યોગ્ય જવાબ આપે અને તેમના નેત્રોને ઉઘાડી વાળે એવુ સાધુ સાધ્વી, શ્રાવક અને શ્રાવિકાનુ મંડલ બનાવવુ કે જેથી સ્વગચ્છીય મનુષ્યોને શાતાપૂર્વક ધર્મની આરાધના થાય,

૭૦ સ્વગચ્છીય સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકાઓ પોતાની આજ્ઞા પ્રમાણે વર્તે એવા બંધારણો રચવા, અને તે પ્રમાણે સર્વે વર્તે એવી રીતે સાધુઓ વગેરે દ્વારા ઉપદેશ દેવરાવવો

૭૧ ગામો ગામ વિહાર કરનારા સાધુઓના મંડળો યોજવાં, અને તેઓને વિહાર, ઉપદેશ, ચાતુર્માસાદિની યોજનાઓનું શિક્ષણ આપવું વિહાર કરનારા સાધુઓ વગેરેને પ્રસંગોપાત્ત આવશ્યક સૂચનાઓ કરવી અને તેઓની વિજ્ઞપ્તિ ઉપર લક્ષ દેઇને ઘટતી વ્યવસ્થા કરવી

૭૨ સાધ્વીઓ દ્વારા સ્ત્રી વગેરેને ધાર્મિક બોધ આપવાની અમુક રીતિએ વ્યવસ્થા કરવી, અને જૈન શ્રાવિકા વગેરેને આચારમાં કુશલ કરે એવું જમાનાને અનુસરી શિક્ષણ આપવું સાધ્વીઓ, શ્રાવિકા વગેરેને સુધારે એવી રીતની શિક્ષણ પ્રણાલિકા આચારમાં મૂકાવવી અન્યદર્શનીય સ્ત્રી વર્ગને જૈનધર્મનું શિક્ષણ કેવી રીતે આપવું તથા તેઓની યોગ્યતાનુસારે ઉપદેશ દેવાની તેઓને યુક્તિઓ શીખવવી

૭૩ વિશાલદષ્ટિથી જૈન દર્શનનું દ્રવ્ય, ક્ષેત્ર, કાલ અને ભાવ પ્રમાણે પ્રવર્તન થાય એમ ઉપદેશ દેવા માટે સાધુઓ વગેરેને સૂચનાઓ આપવી, તેમજ જે જે સ્થાને જે જે સાધુઓ ચોમાસુ કરવાને યોગ્ય હોય તેઓને તે તે સ્થાને ચોમાસું રહેવાને આજ્ઞા આપવી, અને સાત ક્ષેત્ર સંબંધી જે કાલે જે સ્થાને જે ક્ષેત્રની પુષ્ટિ કરવાની હોય તે તે સંબંધી સૂચનાઓ આપવી

૭૪ સાધુઓને તથા સાધ્વીઓને દીક્ષા આપવાની તથા ભણાવવાની રીતિમાં સુધારા કરાવવા સાધુઓ તથા સાધ્વીઓ વધે એવી રીતની સુધારાની રીતિયો પ્રવર્તાવવી

૭૫ આચાર્યે પોતાની પાસે સ્વપરસમયજ્ઞવ્યવહાર કુશલ ગીતાર્થ સાધુઓ બેસાડવા, અને જે જે મનુષ્યો જે જે પૂછે તેનો ઉત્તર તેઓની પાસે અપાવવો તેઓને એવું શિક્ષણ આપવું કે જેથી તેઓ પોતાની પાસે જે જે વાદીઓ ચર્ચા કરવા માટે આવે તેઓના અભિપ્રાય જાણીને તેઓને યથા યોગ્ય ઉત્તર આપે પ્રસંગોપાત્ત પોતાનો કથવાનો અવસર આવે ત્યારે યોગ્ય પરિમિત ગંભીર મિષ્ટ શબ્દોથી જવાબ આપવો

૭૬ સ્વકીય ગચ્છના સાધુઓ અને સાધ્વીઓ અન્યગચ્છીય મનુષ્યોની સાથે ... સંવાદ, ક્લેશકારક ઝઘડા વગેરે કરે નહીં એવી શિક્ષા

સૂચનાઓ આપ્યા કરવી અને તેઓને ઉપાલંભ, દંડ વગેરે ઘટે તે પ્રમાણે આપવો ચારે બાજુઓની તપાસ કરીને પરીક્ષા કરી કાર્ય કરવુ અન્ય ગચ્છીય સાધુઓ વગેર સ્વગચ્છીય સાધુઓની સાથે તકરાર કરે તો તેઓના આચાર્ય વગેરેને સૂચના અપાવી બંદોબસ્ત કરાવવો

૭૭ અન્યગચ્છીય સાધુઓએ જેઓને દીક્ષા આપવા પોતાની પાસે રાખ્યો હોય તેને ભરમાવીને સ્વગચ્છીય સાધુઓ દીક્ષા ન આપે, આચાર્ય, ઉપાધ્યાય વગેરેને પૂછ્યા વિના અને આજ્ઞા લીધા વિના સ્વગચ્છી સાધુઓ તથા સાધ્વીઓને કોઇ દીક્ષા ન આપે એવી વ્યવસ્થાની સંરક્ષાના નિયમો ઘડવા અને તે પ્રમાણે સર્વેને વર્તાવવા પ્રયત્ન કરવો

૭૮ સ્વગચ્છીય સાધુઓ વગેરેને ખાનગી હકીકતો માટે નોટબુકો આપવી અને ખાનગી નોટબુકોમા જે જે કંઇ સૂચનાઓ જણાવે તેને વાચી મનનુ કરવુ આલોચના વગેરે દેવી પ્રાયશ્ચિત આપવુ

૭૯ સ્વગચ્છીય ગીતાર્થ સાધુઓનુ વાર્ષિકમડળ ભેગુ કરવુ અને તેઓ જૈનોની વૃદ્ધિ અર્થે તથા જૈનધર્મના ફેલાવા માટે વર્તમાનકાલને અનુસરી ગુપ્ત વા જાહેર કૃત્ય તરીકે જે જે ઉપાયો જણાવે તત્સબંધી લક્ષ દેવુ, અને સ્વગચ્છના સાધુઓ તથા સાધ્વીઓને તે પ્રમાણે કૃત્ય તથા ઉપદેશ માટે સૂચનાઓ આપવી સ્વગચ્છીય સાધુઓ તથા સાધ્વીઓને તે પ્રમાણે વર્તાવવા માટે ઘટતી સૂચનાઓ આપવી

૮૦ જૈનસંઘની મર્યાદા પ્રમાણે અને હાલના જમાનાને બંધ બેસે, સ્વગચ્છમર્યાદા પ્રમાણે શ્રાવકો તથા શ્રાવિકાઓ ચાલે એવા બધારણો રચવા કોઈ શ્રાવક નાસ્તિક બનીને સ્વગચ્છ-સંઘ અને જૈનધર્મની વિરૂદ્ધ પડે તો તેને જેટના ઉપાયે બને તેટલા ઉપાયે સમજાવી આસ્તિક બનાવી સ્વગચ્છાદિમા રાખવો અન્યથા સ્વગચ્છાદિને હાનિ ન થાય એવી રીતે બંદોબસ્ત કરાવવો

૮૧ નવકારથીમા નવકારની આરાધના કરનાર અન્ય ધર્મવાળાઓ જૈન ધર્મી બનીને આવે તો તેઓને સંમાન અને વ્યવસ્થાપૂર્વક જમે એવો બંદો- બસ્ત ઉપદેશ દ્વારા કરાવવો અને તેઓને આમંત્રણ અપાવવા વગેરે કાર્યનો ઉપદેશ દેવો

૮૨ અન્યધર્મીઓની સાથે દયા, સત્ય, બ્રહ્મચર્ય, પશુશાલા વગેરે બાબતોમા પરસ્પર મળીને કાર્ય કરવાનો રીવાજ, અમુક યોજનાઓ રજુ કરીને રાખવા માટે સદુપદેશ દેવો

૮૩ અન્યદર્શનીયો દયાદિ જૈનાગમ પ્રતિપાદ્ય સદાચાર પાળતા હોય વા જૈનાગમને અનુસરનારા પુનર્જન્મ, કર્મ, પુણ્ય, પાપ, વગેરે સિદ્ધાન્તો માનતા હોય અને તે સિદ્ધાન્તોનુ જડવાદીઓ ખડન કરતા હોય તો તે બાબતમા તેઓને યથાયોગ્ય દલીલોની સાહાય્ય આપવી

૮૪ પુનર્જન્મવાદ, ચૈતન્યવાદ, કર્મવાદ, વગેરેમા નાસ્તિકો, જડવાદીઓની સાથે ચર્ચા કરતા પુનર્જન્મ વગેરેને સિદ્ધ કરનારા અન્ય દર્શનીઓની તે તે વાદમા સામેલ રાખવા દ્રવ્ય, ક્ષેત્ર, કાલ અને ભાવને અનુસરી અપવાદ અને ઉત્સર્ગ માર્ગના બલાબલ અને લાભાલાભનો વિચાર કરી આ બાબતમા પ્રવર્તવુ

૮૫ જૈનાગમની પુષ્ટિ કરનારા, જૈનાગમને અનુસરના, જૈનાગમતત્ત્વોથી અવિરુદ્ધ જે જે માન્યતાઓ, અન્યદર્શનીય ગ્રથોમા હોય તેઓની સાક્ષીઓ આપીને અન્યદર્શનીય જનોને જૈનધર્માનુકુલ કરવા તેનો ઉપદેશ તથા તેના સાક્ષીઓવાળા ગ્રથો લખાવવાની સૂચનાઓ કરવી

૮૬ અન્યદર્શનીય અમુક સપ્રદાયોને પોતાનાથી અમુક બાબતોમા, અનુકુલ રહી સપીને ચાલવાની યોજનાઓ ઘડી તે પ્રમાણે વર્તાવવા પ્રવૃત્તિ કરાવવી

૮૭ અન્યધર્મીય રાજા, વા અન્યદર્શનીય ધર્મગુરૂઓ વગેરેની સાથે દેશને તથા દેશની પ્રજાને હાનિ ન થાય તથા લોક વિરૂદ્ધ ન ગણાય એવી રીતે પરસ્પર અમુક મળતા આવતા અને આગમથી અવિરૂદ્ધ એવા નિયમો ઘડીને વર્તવુ

૮૮ વિશ્વમા પ્રવર્તિત સર્વ ધર્મો કરતા જૈનધર્મ વસ્તુત વ્યાવહારિક અને આધ્યાત્મિકાભ્યુદયમા કેવી રીતે આગળ વધી શકે છે, અને તેનુ વર્તમાન કાલે કેવુ સ્વરૂપ છે, તથા તેમા પરસ્પર ધર્મોના મુકાબલે જૈનતત્ત્વથી અવિરૂદ્ધપણે કેટલો સુધારો વધારો કરવાની જરૂર છે, તેના નિયમો અને યોજનાઓ ઘડીને જૈનોને તેનુ જ્ઞાન આપવુ

૮૯ સ્વગચ્છીય સાધુઓ, સાધ્વીઓ, શ્રાવકો અને શ્રાવિકાઓ પોતાના ગચ્છની ઉન્નતિ માટે પ્રસગ આવે સર્વસ્વ અર્પણ કરીને પ્રવર્તે એવુ અભ્યુદયદૃષ્ટિએ શિક્ષણ આપવા બદોબસ્ત કરવો

૯૦ સ્વગચ્છના કાયદાઓને સમ્મેલન વખતે વાચી સભળાવવા અને તે પ્રમાણે સ્વગચ્છીય સાધુઓ વગેરે પ્રવર્તે એવો ઉપદેશ દેવો

नमे सर्वधर्मवाळाओ आर्यभूमिना पुत्रो छो तेना प्रति एक सरखी पूज्य प्रेमदृष्टि रहेवी जोइए. उपयुक्त धर्म निमित्त आर्यभूमिसेवा ए स्वकर्त्तव्य छे, एवु मानी स्वस्वफर्ज अा । क्या करो ॐ शान्तिः ३

× × × ×

## आर्य जैनोए चैतन्य पूजारी बनवु जोइए.

आर्यजैनो ! तमे चतन्यपूजारी छो, परतु जडपूजारी न बनो जड वस्तुओमा अह ममत्वमानीने प्राणधारक जीवोनी उत्क्रान्ति करवा माटे उत्तम सेवा मार्गथी पाछा न पडो देहधारक आत्माओने सेवाधमवडे सन्मार्गे चलावबा ए तमारी चैतन्यपूजा छे जड वस्तुओ तमारी मटेनतनी किम्मत आकी शके तेम नथी जडवस्तुओना ममत्वथी वारवार न मरो तमारी लक्ष्मी तमारु मन काया, अने वाणी इत्यादिवडे तमो सर्व देहधारक जीवोनी शुभोत्क्रान्ति माटे प्रयत्न करो मनुष्योना आत्माओ खरेखर परमात्माओ बनी शके छे तमो प्रत्येक मनुष्यना सद्गुणोनी उत्क्रान्ति थाय एवी रीते सेवाधर्म स्वीकारो तमारा क्रियायोगने पण मनुष्योना शुभगुणोनी उत्क्रान्ति माटे वापरो चैतन्यवादी एवु नाम धरावनार भारतवासीओ ! तमे जडवादीओ करता जडवस्तुओमा विशेषत अहममत्व धारण करो तो तमे नाम मात्रना चैतन्यवादी कही शकाशो जडवस्तुओ द्वारा सुख प्राप्त करवानी लालसाथी तमो जडवादीओ करता विशेष पाप कृत्य करो तो तमो जडवादीओ करता विशेष नालायक ठरशो तमो जीवोनी दयामा अत करणथी प्रवृत्त थता नथी, त्या सुधी तमारापर चतन्यवादे असर करी नथी, एम कथवामा कोइ जातनो विरोध आवतो नथी जडवस्तुओना पूजारीओ ! तमे जडवस्तुओमा सुखनी आशा राखो छो अने जडवस्तुओनी प्राप्ति माटे अन्य जीवोना प्राणोनो नाश करो छो, अने मुखे कहो छो के अमे प्रभुने मानीए छीए. आ तमारु कथन उन्मत्त वचनवत् छे तमारा विचारो अने आचरणथी तमे जडवादीओ करता बूरा छो, कारण के चतन्य धारक मनुष्यो तमे प्राणीओ करता जडवस्तुओने विशेष इष्ट गणो छो, अने तेमा तन्मय बनीने चेतनानो नाश करवा रात्रि दिवस प्रयत्न करो छो अरे भारतवासीओ ! तमे प्रभुने मानो छो, अने पोताने आस्तिक मानो छो, छता

તમે કેટલાક જડવાદી નાસ્તિકોના જેટલો પરોપકાર અને નીતિધારણ કરવા સમર્થ થતા નથી ત્યારે તમે કહો કે, તમારામા ખરેખર આસ્તિકપણું કયા ઉતર્યું છે ? અને કહો કે તમે કેવી રીતે આર્ય લોકોનો ઉદ્ધાર કરી શકશો ? જડ પ્રેમ કરતા સમસ્ત વિશ્વમા રહેલા દેહધારક જીવો પર તમને નિષ્કામ, શુદ્ધ પ્રેમ જાગ્રત્ થશે અને તેઓની રક્ષામા તથા તેઓને ગુણોની ઉત્ક્રાન્તિમા સાહાય્ય રૂપ સેવાધર્મનુ બલિદાન આપશો, ત્યારેજ તમો ચૈતન્યવાદી અર્થાત્ આસ્તિક એવુ નામ ધારણ કરવાને પાત્ર બનશો જે મનુષ્યો આસ્તિક બનીને જડ વસ્તુઓના રાગ, અહ મમત્વને કચરી નાખીને આર્ય લોકોની શુભોન્નતિ માટે સેવાધર્મ સ્વીકારે છે, અને દાન, શીયળ, તપ અને ભાવનાને સેવે છે, તેઓ ચૈતન્યવાદી થવાને અર્થાત્ આર્ય થવાને પાત્ર બને છે જડવસ્તુઓના અહ મમત્વને કચરી નાખ્યા વિના તમે આર્યદેશનો ઉદ્ધાર કરી શકવાના નથી માટે ભારતવાસીઓ હવે જાગ્રત્ થાઓ જડવાદનો ત્યાગ કરીને વાસ્તવિક ચૈતન્યવાદીઓના ગુણોને ધારણ કરી સર્વજીવોના દુ ખો દૂર કરવાને અને તેઓની રક્ષા કરવા પ્રયત્નશીલ બનો

× × × ×

પોતાની પાસે આવનારા મનુષ્યો અનેક આશયોવાળા હોય છે. પોતાની પાસે અનેક કારણોથી મનુષ્યો આવે છે જે મનુષ્યો ધર્મજ્ઞાન લેવા આવ્યા હોય તેઓને તેઓના અધિકાર પ્રમાણે રૂચિની પરીક્ષા કરીને ધર્મજ્ઞાન આપવુ ધાર્મિકજ્ઞાન ગ્રહણ કરનારાઓનો પરિચય કરીને તેઓની પરીક્ષા કરવી તેઓના હૃદયના ઉભરાઓ કઢાવવાના ઉપાયો કરીને તેમના હૃદયના ઉભરાઓ કઢાવવા, અને પશ્ચાત્ તેમના યોગ્ય જ્ઞાન આપવુ અધિકાર તપાસ્યા વિના આપેલો ઉપદેશ નિષ્ફલ જાય છે જે મનુષ્યો જ્ઞાન લેવા આવે તેઓના હૃદયના આશયોને સમજી લેવા પ્રયત્ન કરવો જે મનુષ્યો વાદ વિના મહેજે પ્રશ્નો પૂછવા આવેલા હોય તો તેમના આગળ ખાછળના આશયો અવબોધવા જે કઇ પૂછવુ હોય તે પૂછીને યથાયોગ્ય જે ઘટે તે ઉત્તર આપવો અન્યથા મૌન રહેવુ અગર તે વખતે જે કઇ સુઝે તે કરીને પ્રવર્તવુ જે મનુષ્યો ચર્ચા કરવાને માટે આવેલા હોય તેઓને તપાસીને યોગ્ય ઘટે તે ઉત્તર આપવો અથવા મૌન રહેવુ જે મનુષ્યો છિદ્ર જોવા આવ્યા હોય તેઓનાથી ચેતતા

રહીને તે વખતે જે યોગ્ય લાગે તે પ્રવૃત્તિ કરવી. જે મનુષ્યો શિષ્ય વા ભક્તબુદ્ધિ ધારણ કરીને આવ્યા હોય તેઓને તેમના અધિકાર પ્રમાણે આગળ ચઢાવવા જ્ઞાનની કુંચીઓ આપવી જે મનુષ્યો નકામી નિંદા કરવા તથા ઠગવા આવ્યા હોય તથા નકામી ચર્ચા વગેરેની માથાકૂટ કરવા આવ્યા હોય તેઓનાથી દૂર રહેવુ અથવા તેઓને સન્માર્ગે ખેંચવા પ્રયત્ન કરવો વા એવો કોઇ અન્ય ઉપાય લેવો કે જેથી તેઓને ખોટુ ન લાગે અને તેઓનો સબંધ છૂટે જે મનુષ્યો અમુક વાત કઢાવવા માટે સ્વાર્થ કપટ વા અન્ય કોઇ કારણથી ભક્ત વા શિષ્ય જેવા બની વિનય વગેરે કરે તેઓની અનેક ઉપાયે પરીક્ષા કરવી, અને તેઓના હૃદયના આશયો સમજી લેઈ જેમ યોગ્ય લાગે તેમ પ્રવર્ત્તવુ કૃતઘ્ન કાર્ય કરનારા, ચાડીનુ કાર્ય કરનારા, પેટમા પેસીને પગ પહોળા કરનારા, ચાડી ચુગલી કરી અન્યની પાસેથી પૈસા કઢાવનારા, ક્ષણમા માન મળતા તુષ્ટ થનારા, અને ક્ષણમા માનાદિ ન મળતા ક્રોધી બનનારા, મનુષ્યો પાસે આવે ત્યારે સાવચેત રહીને પ્રવર્ત્તવુ જે મનુષ્યો હૃદયમા નાસ્તિક હોય, જે મનુષ્યોના પેટમા કોઇ વાત ન ટકતી હોય જે મનુષ્યો વિશ્વાસની વરસી કરનારા હોય તેવા મનુષ્યો પોતાની પાસે આવે ત્યારે સાવચેતીથી વર્ત્તવુ ધર્મ વિરુદ્ધ વર્ત્તનારા વિરોધી, નિંદક, ઇર્ષાળુ, મનુષ્યોના પરિચયથી ચેતતા રહીને વર્ત્તવુ રાજ્યદ્રોહી મનુષ્યોના પરિચયથી ચેતતા રહેવુ અન્યસાધુઓ, ધર્માચાર્યો, વગેરે તરફથી ડીટેકટીવ જેવુ કાર્ય કરવામા જે પ્રવૃત્ત થએલા હોય તેઓનાથી ચેતતા રહેવુ આભ્યતર પરિષદ્મા બેસવા યોગ્ય હોય તેઓને આભ્યન્તર શિષ્યો બનાવવા અન્તેવાસીઓને જે જે યોગ્ય ઘટે તે તે તત્ત્વજ્ઞાન આપવા પ્રયત્ન કરવો બાહ્ય પરિષદ્ યોગ્ય મનુષ્યોને તેઓના અધિકાર પ્રમાણે આગળ વધવાનો માર્ગ બતાવવો દૃષ્ટિરાગી, કદાગ્રહી, દુષ્ટ મૂઢ વગેરે જીવોને તપાસી જેમ લાભ થાય તેમ ઉપદેશાદિક કર્ત્તવ્યમા પ્રવર્ત્તવુ પોતાની પાસે આવનાર જીવોની પરિણતિની પરિચય પૂર્વક પરીક્ષા કરીને જેમ યોગ્ય લાભ દેખાય તેમ પ્રવર્ત્તવુ ૐ શાન્તિઃ ૩

# पत्र सदुपदेश.

## क. સન્નાવાળો પત્ર.*

મુકામ મુંબાઇ. મુનિ બુદ્ધિસાગર.

મુકામ પાદરા સુશ્રાવક વકીલ શા મોહનલાલભાઈ હીમચંદભાઇ યોગ્ય ધર્મલાભ, તમારો પત્ર પહોચ્યો વાચી બીના જાણી ભાઇશંકરને અત્યંત મંદવાડ છે તે જાણ્યુ પુત્ર રૂપે થયેલા જીવોને પણ આત્મવત્ દેખવા તેમના આત્માને અમરભાવવો, કારણ કે આયુષ્યની સમાપ્તિ થતા જીવો શરીર બદલે છે, પણ આત્મા તો અન્ય ગતિમા પણ તેનો તે રહે છે જે થાય તેમા તટસ્થપણે દૃઢ બની રહેવુ વ્યવહાર દશાને સાચવી પણ અન્તરૂથી તો ધૈર્યતા ધારણ કરવી જે કાલે જે બનવાનુ છે તે મિથ્યા થતુ નથી પોતાની કલ્પનાથીજ તે તે વસ્તુઓનો વિરહ થતા હૃદયમા આઘાત થાય છે, પણ પોતાની કલ્પના કર્યા વિના સંસારમા વ્યવહાર ચલાવતા એકદમ અત્યંત મોહનો ઉત્પાદ થતો નથી જે જે વસ્તુઓ ઉત્પન્ન થઇ છે, તે તે વસ્તુઓનુ રૂપાન્તર થયા વિના રહેનાર નથી જેણે જન્મ ધાર્યો છે, તેનુ રૂપાન્તર થવાનુ છે બાલ્યાવસ્થાથી આ પ્રમાણે દેખતા આવ્યા છીએ શ્રી વીરપ્રભુ પણ એમજ જણાવ્યા કરે છે ત્યારે હવે શા માટે મનની સમાનતા તજવી જોઇએ ? અનમત ન તજવી જોઇએ જગત્મા સર્વ જીવોના ભિન્ન ભિન્ન માર્ગ છે કોઇ કાઇનુ નથી શા માટે મમતાથી મનમા ઓછુ લાવવુ જોઇએ ? અલબત્ત ઓછુ ન લાવવુ જોઇએ શંકરને બનતો ઉપદેશ દઈ તેનુ ભલુ કરવુ, સ્વાર્થનો સંબંધ ન ચિંતવતા તેની સાથે પરમાર્થનો સંબંધ ચિંતવવો, સર્વ જીવો કર્મના વશ છે **कोइ नहि तेरा कोइ नहि मेरा, क्या करे मेरा मेरा** આ વાક્યનુ સ્મરણ કરવુ અને આત્માના

---

क—આ પત્ર વકીલ શા મોહનલાલ હીમચંદ પાદરાવાળાનો પુત્ર શંકર બહુ માંદો હતો તે વખતે મોહનીય કર્મનો ઉદય સમાવવા માટે લખાયો છે-પુત્રનુ મરણ થતા પિતાને ચિન્તા થાય છે તેવા પ્રસંગે આ પત્ર વાચવાથી શોક-દશા દૂર થઇ શકે છે

કરવુ જોઇએ પ્રમાદી મનુષ્ય પોતાનું અગર અન્યનુ શ્રેય કરવા સમર્થ થતો નથી જાગ્રત થાઓ દેવગુરૂ અને ધર્મની આરાધના કરો મોક્ષ માર્ગના મુસાફર બનો પોતાની શક્તિ પ્રગટાવ્યા વિના ઉચ્ચ થવાનુ નથી **આપ સમાન બળ નહીં** પોતાનુ તત્ત્વ વિચારો ૐ **શાન્તિ** ૩

વૈશાખ સુદિ ૩ સંવત્ ૧૯૬૭

× × × ×

**મુકામ માણસા લિ॰ બુદ્ધિસાગર॰**

મુંબાઇ મધ્યે શ્રા॰ યોગ્ય ધર્મ લાભ

**દુહા॰**

વૈરાગ્યે મન વાળીને ધ્યાન વિષે થા લીન
બાહ્ય દશામા શુ પડે ? પુદ્‌ગલથી તુ ભિન્ન ૧

અનંત રાજા રોકીયા, થઇ ગયા ને થાય
ઉપાધિમા લીન થઇ, ચાર ગતિ ભટકાય ૨

અનંત ભવમા ભટકતા, પામ્યો નર અવતાર
હાર નહીં હાથે કરી, ચેતનને ઝટ તાર ૩

સમકિત દાયક સાધરે, તેનો કર ઉપયોગ
છોડી બાહ્ય દશા સહુ, ભોગવ નિજ ગુણ ભોગ. ૪

વીર પ્રભુ દૃષ્ટાંતથી, વૈરાગ્યે ઝટ ચેત
માયામા મુઝીશ નહીં કાળ ઝપાટા દેત ૫

દેવ દેવગુરૂના સંગથી, પામો સત્યાનંદ
મોહ દશા ટળશે સહુ ટળશે માયા ફંદ ૬

ચાર દિવસનો ખેલ છે, ભવ છે દુઃખનુ મૂળ
બાજીગર બાજી સમુ, મત્યુ જ અંતે ધૂળ ૭

ગુરૂ કૃપાથી ચાલશે કામાદિકનો નાશ,
ચેત ચેત ઝટ ચિત્તમા, કરજે અંતર વાસ. ૮

પ્રેમી ધર્મી ઝટ બની, આતમને ઝટ તાર,
પામી અવસર ચેતજે, ઉત્તમ છે અવતાર ૯

કરી પ્રતિજ્ઞા પાળતા, ટળશે સઘળા દુખ,
સદ્‌ગુરૂ કૃપા કટાક્ષથી, મળશે સાશ્વત સુખ ૧૦

વારવાર આ વાચજો, ધર્મપત્રની રીત,
વચન બોલ્યા પાળશો, ઉત્તમ જનની નીતિ ૧૧

ચેતનને ઉદ્ધારવા, અવસર આઠે બેશ,
ઉત્તમ વ્રતને આદરો, પામો સુખ હમેશ ૧૨

હારીશ નહિ મનુજન્મને, શીખ હૃદયમા ધાર,
સ્વારથીઆ સસારમા, ધર્મ શરણ સુખકાર ૧૩

ભજન સગ્રહો વાચીને, કરજો ભક્તિ નિત્ય,
સદ્‌ગુરૂ શ્રદ્ધા રાખતા, થાશો નિત્ય પવિત્ર ૧૪

× × × ×

**મુકામ માણસા.**

શ્રી મુબાઇ મધ્યે શ્રાવક ના .. ... યોગ્ય ધર્મલાભ
વિશેષ નીચેના દુહા વાચી ધર્મસાધનમા પ્રમાદ ટાળશો

## दुहा

उपाधि समारनी—महा दु खनी खाण ।
कोइ न साथे आवतु—नक्की मनमा जाण ॥ १ ॥

पीपल पाननी कुपळो—अन्ते बगडी जाय ।
युवा अवस्था तेहवी—नक्की विणशी जाय ॥ २ ॥

अमीने आ पृथ्वीमा—कर्यो न धर्मोद्धार ।
मायामा फसता अरे—अन्ते दु ख अवतार ॥ ३ ॥

चेत चेत मानव ओ—अंते कोइ न साथ ।
कल्प वृक्षने मूकीने—मेरे शु बावळ बाथ ॥ ४ ॥

समारे सुख नहि कदी—आ समार असार ।
वीरप्रमुए त्यागीयो—दु खदायी समार ॥ ५ ॥

अनुभवीना अनुभवो—समारे बहु दु ख ।
व्हाला बंधो ! ! ! चेतजे—जैन धर्मथी सुख ॥ ६ ॥

करी प्रतिज्ञा पाळजो—पामो बहु कल्याण ।
वाची पत्र झट चेतजो—" धर्मलाभ " सुख खाण ॥ ७ ॥

× × × ×

મુકામ લોદરા.
લેખક મુનિ બુદ્ધિસાગર.

શ્રી ગામ        મધ્યે સુશ્રાવક        યોગ્ય ધર્મલાભ
વિ. તમારા અંતરમાં ઉદ્ભવેલા સદ્વિચારો પત્ર દ્વારા આવ્યા તે વાંચી હૃદયમાં પ્રતિબિંબિત કર્યા છે આત્મતત્ત્વની સ્વચ્છતા ને અર્થે ધારો કે, સદ્નિમિત્ત અવલંબવાની ખાસ જરૂર છે, કિન્તુ તે નિમિત્તથી ઉપાદાનકારક થઈ આત્મોપયોગે વર્તે તોજ નિમિત્તની સફળતા છે શુદ્ધશ્રદ્ધાથી નિર્મળ બનેલા હૃદયમાં આત્મતત્ત્વનું ચિત્ર પડેલું, તે શું મૂળ રૂપતાને ત્યાગે ? ના નહીં ત્યાગે બાહ્યની ડોળધાલુ પારમાર્થિકતા જો કે અંતરમાં પણ તેનું અનુમાન કરાવતી હોય તો તે પણ ત્યાજ્ય છે, અને વ્યવહારની શુદ્ધિ કરવાની ઉપયોગિતા આદરણીય છે

આત્માના દયાળુઓ અને વૈરાગ્ય સરોવરમાં ઝીલનારા હંસોનો એવો સ્વભાવ છે કે તેઓ ધર્મનો ચારો ભક્ષણ કરે અન્યથા અધર્મરૂપ ઘાસ ભક્ષે નહીં, અને સંતોષ ધારણ કરે સોનાના રૂપે થયેલી આત્મશ્રદ્ધા વિચિત્ર સંયોગો પામતા અવાંતરરૂપે પરિણમે છે જો કે આ સદ્વિચારોની ઉર્મિથી ઉઠેલા આત્મિક વચનો ને સ્વબુદ્ધિ અનુસારે જીવો પ્રત્યેક ભિન્ન ભિન્ન

અર્થની કલ્પનામા સ્વચિત્તને તસ્દી આપવી, પણ સત્ય હાર્દ તો આત્મસા ધક મહાવધુ, શિઘ્ર શ્રદ્ધાભક્તિના યોગે જાણી શકશે વ્યાવહારિક વાદળાથી ઢંકાયેલો-સૂર્ય તે પોતાનુ મૂળ રૂપ ત્યાગ કરે નહીં રીત નિવારણાર્થે અગ્નિની જરૂર છે, તેમ આત્માર્થીપણામાટે સત્સમાગમની ખાસ જરૂર છે વખત વીતી જાય છે કર્યું ન કર્યા રૂપે જણાશે વખતની કિમત પ્રાય પુરૂષોજ જાણી શકે છે ગયો વખત પાછો આવનાર નથી મનના મનોરથ મનમા ને મનમા રહેશે આયુષ્ય પોતાનુ કામ કરે છે આત્મશુદ્ધપરિણામે કાળ નિર્ગમન થાય તો જીવનની સફલતા જાણવી અનત જન્મ્યા અને ગયા આ પ્રમાણ પ્રાણીમા શુ વિશેષ છે ! આસન્ન ભવ્યોને જ તત્ત્વરુચિ ઉદ્ભવે છે પરમાત્મપદ સિદ્ધિ પ્રતિ ગુરુવિશ્વાસ એજ આર્હતને પ્રથમ કર્તવ્ય છે જેના મનમા ભદ્રિકતા છે, તેને આ મહાવાક્ય રૂપ રત્ન સ્વસ્ત્ર હૃદયમા ઉતરે છે નિશ્ચયદૃષ્ટિસાધ્યને લક્ષી અને વ્યવહારે વર્તાય તેમ સમયજ્ઞ સુજ્ઞ પુરૂષો પ્રવર્તે છે યશકર્મ અને અપયશ કર્મથી દરેક વ્યક્તિ સારા ખોટા રૂપે કરી વ્યવહરાય છે, તેથી યદા કર્મવાળાઓનેજ ધર્મી માનવાને માટે એકાત નિશ્ચય કરવો નહિ આત્મસ્વરૂપ જ્ઞાતાઓની ભલે કોઇ નિંદા કરે, સ્તુતિ કરે, તેથી આકાશની પેઠે તેને કઇ સારા ખોટાનો સ્પર્શ થતો નથી, પણ આવી દશા પ્રાપ્ત થવી દુર્લભ છે એક વચન જેણે સદ્‌ગુરુ દ્વારા તત્ત્વ હૃદયમા ઉતાર્યું તેને પુન પુન સભારી આત્મભાવે રમે તેને અન્યત્ર પરિભ્રમણની જરૂર નથી સાધ્યસાપેક્ષબુદ્ધિથી દ્રવ્યક્ષેત્ર કાલાદિ વિચારી થોડી જીદગીમા ઘણુ થાય તેમ ઉત્તમ પુરૂષો પ્રયત્ન કરે છે

ॐ अर्हम्

× × × ×

ॐ नमो वीतरागाय

( ऐ नम )

લિ મુનિ બુદ્ધિસાગર મુ સાણદ.

શ્રી ગામ . સુશ્રાવક , યોગ્ય

શુદ્ધવ્યવહાર નિશ્ચયનયસ્વરૂપ અનિમત ધર્મની પ્રાપ્તિ થાઓ

વિ વ્યવહાર અને નિશ્ચયનય એ બે નયવડે જૈનશાસન અને સ્યાદ્વાદપણે પ્રગટ કરી હઠ કદાગ્રહ દૂર કરાવે છે, એ સપ્તનયની ખબર જેમ જેમ પડતી જાય છે તેમ તેમ મતમતાન્તરના આગ્રહો છૂટે છે

સૂયગડાંગ સૂત્રમાં કહ્યુ છે કે—

कल्लाणे पावएवावि, ववहारों न विज्जई
ज वेर त न जाणंति, समणा बाल पंडिया ॥ १ ॥
असेस अक्खयवावि, सव्व दुक्ख निया पुणो
वज्झापाणा न वज्झति, इति वाय न नीसरे ॥ २ ॥
दीसंति समियाचारा, भिक्खुणा साहुजीविणा
ए ए मिच्छो व जीवंति इति दिट्ठि न धारए ॥ ३ ॥

એકાંતપક્ષના આશ્રયો કરી સર્વથા અખ્યાણવાન્, સર્વથા અપાયવાન્ એવા એકાંત ભાખણવડે કરી શાક્યાદિક જે અજ્ઞાનવાદીયો કંઈ જાણતા નથી ઇત્યાદિ જાણી લેવું માટે એકાંતમાર્ગ જાણવા સારૂ ભવ્ય પુરૂષો દિનપ્રતિદિન પ્રયત્ન કર્યા કરે છે એ ભવ્ય જીવોને આત્માનું ઇષ્ટ કેમ થાય ? તેજ મનમાં એક નિશ્ચય હોય છે જૈનાગમોમાં જે છે તે જાણવાથીજ સમ્યકત્વની પ્રાપ્તિ થશે

ભવ્ય જીવો સંસારમાં કોઇ વસ્તુને સારભૂત ગણતા નથી જાણે છે કે આ સંસાર અસાર છે તેમાં કોઇ મારૂં નથી સૌ કુટુંબ પરિવાર કર્મ સંયોગે કરી ભેગો થયો છે, અને પાછો વિલય થઇ જશે, કોના દીકરા અને દીકરીઓ ? મરતી વખતે કાંઇ માગી સાથે આવનાર નથી અને હું બીજા કોઇની સાથે મૃત્યુબાદ જનાર નથી ફક્ત જીવો અનાદિકાળથી મારૂં મારૂં કરી કર્મ બાંધે છે, અને હજી પણ કોણ જાણે કેટલા બાંધશે ? ચાર ગતિમાંથી મૃત્યુબાદ કઇ ગતિમાં જવું પડશે અને ત્યાં ગયા પછી હાલ જેવો આત્માનો ઉપયોગ વર્તે છે, તેવો વર્તશે કે નહીં ? અને આત્મસ્વરૂપની પ્રાપ્તિ થશે કે નહીં ? તે જ્ઞાની જાણે જીવી સામગ્રી પામી જ્યારે ચેતન પ્રમાદ કરશે ત્યારે તેને જ્ઞાનીઓ કેવો કહેશે ? એ ચેતનને કંઇ વિડંબના લાગુ પડે છે ત્યારે અધીરો બની જાય છે પણ તેમ કરવાથી કંઇ દુઃખની નાશિ વિનય થતી નથી એ દુઃખ ગણિ તો આત્મભાવે રમણતા કરવાથી નાશ પામે છે માટે આત્માએ ધૈર્ય ધારણ કરી જ્ઞાનથકી મંડિત થવા પ્રયત્ન કરવો

સૂયગડાંગ સૂત્રમાં કહ્યું છે કે—

**जस्स धिइ तस्सतवो, जस्स तवा तस्स सुगति सुलहा**
**जो अधीइमत पुरिसा, तवो विपलु दुलहो तेसिं ॥ १ ॥**

" જે પુરૂષને ધૈર્ય છે, તે પુરૂષને તપ છે અર્થાત્ ધૈર્યવાન પુરૂષ તપ કરી શકે છે, અને તેજ પુરૂષની સારી ગતિ થાય છે, અને જે અધીરા પુરૂષો છે, તેમને તપ પણ દુર્લભ છે માટે પૈદ્‌ગલિક ભાવની આપત્તિ આવે છતે ધીરજ ધારણ કરવી એજ અત્યુત્તમ માર્ગ છે જે પુરૂષો આત્મસ્વરૂપા ભિલાષી છે તે તો પર પુદ્‌ગલના ઉત્પાદ અને વિનાશ થકી કઇ હર્ષશોક કરતા નથી એમને એમ ભાસે છે કે, પુદ્‌ગલના ધર્મ પુદ્‌ગલ કર્યા કરે છે એમા તારો કાઇ ઉપાય ચાલે તેમ નથી તારા શરીરની પણ એક દિન રાખ થઇ જવાની ! તો બીજાનુ તે પ્રમાણે થાય તેમા શી નવાઇ !

### દુહા.

કર્મ સયોગે આતમા, શરીર જામા પાઇ,
ચાર ગતિ ભટકે સદા, નવ નવ કર્મ ઉપાઇ ॥ ૧ ॥
કબહુ મનુષ્યાકાર થઇ, ભોગવે ભોગ વિલાસ,
પણ આતમ અનુભવ વિના, ફોગટ પુદ્‌ગલ ધ્યાસ ॥ ૨ ॥
લાખ ચોરાશી યોનિમા, ઉપજે વિણશે જીવ,
નાચે ખેલે આતમા, પાડતો મુખ રીવ ॥ ૩ ॥
રોગ શોક વિયોગથી, દુખદાયી સસાર,
તેમા મારૂ શુ ? કરે, ચેતન દિલ વિચાર ॥ ૪ ॥
ચેતન દિલ વિચાર સત્ય, ભવ ભટકે તું કેમ ?
કારણ કર્મ વિચારીએ, લહિએ શિવપુર ક્ષેમ ॥ ૫ ॥
ખટપટ ઝટપટ ત્યાગ કર, આત્મસ્વરૂપ વિચાર,
આત્મસ્વરૂપ વિચારતા, લહીએ ભવજલ પાર ॥ ૬ ॥
સત્યમાર્ગ જીનવરતણો, સેવો ભવી હિત લાય,
ભવોભવ ભ્રમણ નિવારવા, એમ કહે જીનરાય ॥ ૭ ॥
શરીરવાણી મનથકી, આતમ તત્ત્વ છે ભિન્ન,
નિર્મલ—આતમ ધ્યાવતા, થઇએ શિવપદ લીન ॥ ૮ ॥

થએ શિવરૂપ લીન એમ, બુદ્ધિ કહે નિરાકીશ,
એવો ધ્યાવો આતમા, યાવો શિવપુર ઇશ ॥ ૯ ॥

એ પ્રમાણે આત્માને ધ્યાવતા અધ્યાત્મશાન્તિ થશે. ઇતિ શાન્તિ ૨

× × × ×

ૐ અર્હનમ

મુકામ સાણંદ બુદ્ધિસાગર.

શ્રી ગામ મધ્યે સુશ્રાવક યોગ્ય ધર્મલાભ વિશેષ તમારો પત્ર આવ્યો તે મળ્યો

વિ જે કરવાની તારી ઇચ્છા હોય તે તરવારના ઘાથી પણ હસતા મુખના પ્રભાવથી કરાવી લેજે

સાવધ અને શાત રહો, શાત મગજ અત્યત આનદ આપે છે

ડાહ્યાનુ મુખ હૃદયમા છે, મૂર્ખનુ હૃદય મોઢામા છે વાચા રૂપુ છે પણ મૌન સોનુ છે

જેઓ વિશ્વાસ રાખે છે તેઓ અણવિશ્વાસ રાખનારા કરતા વારવાર વધારે ખરે રસ્તે ચાલે છે વિશ્વાસ પણ પૂર્ણ આંધળો ન હોવો જોઇએ

ઝેર એ ઝેર નથી પણ મોટુ ઝેર દેણુ છે એ દેણુ દ્રવ્ય ભાવથી જાણવુ

આ દેહનો નાશ થયા પછી હમેશને માટે જીવિત રહેવુ એ અમર રત્ન પદ છે

આપણી શરમ જો વિશ્વાસઘાતી છે અને તે ચલ કરવાની બીકથી આપણું જે ભલુ તેને તે વખતોવખત ખોવનારે છે

સહન કરવુ અને મજબુત થવુ એ કેવુ ઉત્તમ છે ?

મન ભ્રમરની ચપળગતિ સયમથી અટકાવી શકાય છે, મનના વિકારો મનમા સમાવે તે સ્તુત્ય છે

મોટાની નિશાની ગભીરતા, ઉત્તમની વિનયતા, અને શોધવાનુ નિજ અતરમા છે

સમય સામગ્રીની મહત્વના કોણ ચૂકશે ?

જેવા વિચારો મનમા થાય છે તે પ્રમાણે માનવ અગર નઠારા ફળને આત્મા મેળવે છે સસારમા કોઇ મિત્ર નથી, તેમ કોઇ પણ શત્રુ નથી મનમા નઠારો વિચાર થાય છે, તેજ આપણા શત્રુ, અને મનમા સારા વિચારો થાય છે તેજ આપણા મિત્ર મનમા કોઇ જાતનો વિચાર થવા દેવો નહીં મનમા વિચારો થાય છે તેજ દુખનુ કારણ છે કેમકે પોતાના વિચારો વીજ પોતાને કર્મની જાળમા ઘેરી લે છે એમ સમજવાનુ છે વિચારમા સમાયેલા જોખમોનો ખ્યાલ નહીં હોવાથી લોકો પોતાના મનમા સારા નઠારા મર્મે વિચારો સુખેથી આવવા દે છે હવે જે સસ્કારો પડે છે તેજ પાછા દબાણ કરી તેવા વિચારો કરાવે છે કે જેની અણસમજુ લોકોને ખબર નહીં હોવાથી તેમ થતુ અટકાવવાની કોશીશ કરવાને બદલે વારવાર તેવાજ વિચારો ઉત્પન્ન થવા દે છે, અને તેનુ છેવટ પરિણામ એવુ આવે છે કે, એકજ વિચાર પાચ છ વખત કીધાથી વિચારોના કબજામા પોતે આવી જાય છે, અને તે નઠારા વિચાર, પછી તેની મરજી ઉપરાંત તેનાથી થઇ જાય છે દરેક માણસે આ બાબતની અતરમા તપાસ કરવી એવી રીતે સારા કે નઠારા વિચારના બધનમા તે પડે છે, તેજ કર્મ જાણવુ તેનો કરનાર પોતે અને તેમા બધાનાર પણ પોતેજ છે જે નઠારા વિચારથી એક વેળા મોકળો હતો તે વિચાર અણજાણ પણે ફરી ફરી કરવાથી તેમા પોતે બધાઇ જાય છે નઠારા વિચારોથી છેવટે નઠારૂ કામ થઇ જાય છે, કે જેનુ કડવુ ફળ ભોગવવાની વેળાએ તે દુખી થાય છે ખરાબ વિચાર નહીં કરવા માટે લાબા વખત સુધી મહેનત કરવી પડે છે છેવટે તે મનમા આવતા કામ, ક્રોધ, લોભ, મોહ, માયા, શોક, નિદા, ચિતા રૂપ ખરાબ વિચારોને છેવટે અટકાવી શકાય છે કામ પડતા ઉપયોગી વિચારો મનમા થવા દેવા મનમા કોઇ જાતનો વિચાર થાય છે તેથી સારૂ ખોટુ કર્મ ઉત્પન્ન થાય છે ખરાબવિચાર થવા દેવોજ નહીં તેથી સતોષ ઉત્પન્ન થાય છે, અને મનથી આત્મા જુદો પાડી શકાય છે આ એક સુખી થવાની કુચી છે કરે સો પાવે इत्येव शान्ति

ॐ नमः स्वात्मने

પોતાના પ્રતિ પોતે શંકાયુક્ત થવું તેજ ઉપાધિ આપત્તિના વાદળા જ્યાં સ્વાભાવિક પ્રીતિ ત્યાં અપ્રીતિ સ્વભાવે છે તો તેથી હર્ષ શોક શાને? ઉપાધિના તથા દુખના યોગે થતી ચિંતા અગ્નિ સમાને ધીરપણું પ્રગટાવ!!!

કૃત કર્માને અજ્ઞાનના વેરી તે તો સમજુને સાધુમાર્ગીનો નિયમ છે

જેનાથી આપત્તિના વાદળ પડે છે તેના તરફ લક્ષ્ય આપવું કે તેનું મૂળ શોધવું

નિશાત્રીની પેઠે શાતારૂપી નિયમ અને અશાતારૂપ ગાડીનું ચક્ર ફરે છે તેનાથી શાને ભય?

જોગી દુનિયા અનંત વાર સારા ખોટા કહે તો તેથી પોતાને શું?

જો પોતે શુદ્ધ છે તો તેને અશુદ્ધ કહેવાથી શું? અને અશુદ્ધ છે તો તેને શુદ્ધ કહેવાથી શું?

ધૈર્યતાની પરીક્ષા દુખમા અને સુવર્ણની પરીક્ષા કસોટીએ થાય છે

સત્ય તે સત્યજ થવાનું તો બીજાની વાણીથી નાહક કેમ સંકલ્પ વિકલ્પ કરવા?

માતા પિતાની અપ્રીતિ તે પ્રીતિરૂપજ છે ને તેમના કડવા વચન મીઠા છે તે અનુભવથી જણાશે

વિનયને પ્રાણાંતે પણ સુજ્ઞ પુરુષો ત્યાગતા નથી કોઇ આંબાને પથ્થર મારે છે પણ આંબો કેરીને આપે છે ચંદન સુવાસને આપે છે

પ્રીતિ સંયુક્ત વાણીથી શત્રુની શત્રુતા દૂર થાય છે સાફ દિલની છાપ ખરી પડશે

ઘર સંસારમાં સહનશીલતા અને ગંભીરતા એ મોટા ગુણો છે

ગુરુકૃપા એવી છે કે દુખમા સુખનો અનુભવ અવશ્ય થાય છે સમજુને દુખમા વૈરાગ્ય થાય છે માટે દુઃખને પણ સારું માનવું

धर्मकार्ये प्रवृत्ति सुखदायिका

૭૬ ચાય

प्रभो पार्श्वप्रभु नमी चरणमां सत्पथ उपकारथी
लेख आनंद उरमा प्रगटियो श्रेष्ठोतणाचारथी

श्राद्ध धर्म विशाल पालक सदा रत्नमणि लेखचो
धर्मे लाभ सदा विशाळ सुखनो बुद्धि कहे देखजो ॥१॥
માયકાળ વિષે મળે સહજમા જેના બધા પખીઓ,
તેના કર્મબળે મળ્યા સાહજમા સર્વત્ર સબધિઓ,
આ જાયા જનની અને જનક તે જાણ્યા અહકારમા
વારવાર વિચાર ધાર મનમા શો સાર ? સસારમા ૨
આખુ ઉત્તમ આ શરીર પણ તે છે હાડમ ચામડા,
લાળી લાલ પુરીષ મત્ર મળના ભોગ બધા ખાબળા,
મારૂ માન મમત્વથી મનવિષે માનુ હુ અજ્ઞાનમા,
વારવાર વિચાર ધાર મનમા શો સાર ? સસારમા ૩
જાવુ જન્મ જરા વિપત્તિ સમા અને અર એકલા
અજ્ઞાને સબળા જનો રડવડી રોક હજુ રોકલા,
સાર કાઇ સહાય હોય ન મળે દીસે ગયો હારમા,
વારવાર વિચાર ધાર મનમા શો સાર સસારમા ૪
आतमज्ञान विचारणा मनविषे, कीधी नहीं कांइरे
चोरासी लख योनिमा भटकता दु खो बहु थायरे
चेताबु मनमा सुणी गुरुतणो विश्वास आधाररे
ज्ञान ध्यान विवेक भक्ति धरणा ससारमा साररे. ५

श्री शान्ति

× × × ×

લી. બુદ્ધિસાગર.

શ્રી ગામ સુશ્રાવક યોગ્ય ધર્મલાભ વિ

અત્ર શાતિ વર્તે છે તમને ક્ષયોપશમભાવે આત્મિક શાતિ વર્તો જેમ જેમ આત્મતત્ત્વને વિષે ખરી રમણતા તેમ તેમ વસ્તુત ખરી શાતિ જાણવી બાકી શરીરની શાતિ તો દરેક જણને હોઇ શકે શરીરથી ભિન્ન શરીરમા વ્યાપી રહેનો આ સ્વરૂપે એમ તો બાહ્ય પદાર્થ પ્રપચથી શી રીતે કર્મ બાધી શકે ? શાતિ આત્મોપયોગે અનુભવી છે તેને બાહ્યશાતિથી કઇ

વિશેષ શું ? જેમ જેમ બાહ્ય વિષયોમાંથી મમતા ટાળી ચેતન, અરૂપી અખંડ શાશ્વત આત્મતત્ત્વ તરફ મનની વૃત્તિ લક્ષે છે ત્યારે તેને હું મનુષ્ય છું ? કે સ્ત્રી છું ? બાલ છું કે વૃદ્ધ છું ? રોગી છું, કે ભોગી, બેઠો છું કે ઉભો છું ? તેની પણ ખબર પડતી નથી તેવા સમયે શુદ્ધ તાત્ત્વિક સુખ અનુપમેય આત્મા ભોગવે છે તે મુખથી કહી શકાય નહીં બાકી સ્ત્રી ધન પુત્ર, ઘર, હાટ આદિ પ્રપંચોમાં અમૂલ્ય વખત ગુમાવી અજ્ઞાનવશે કર્મની રાશિઓ ઉપાર્જન કરીને જીવ ક્યાં જશે ? ક્યાં જઈને કેવા અવતાર પામશે ? ક્યાં સુધી ભવમાં ભટકશે ? તે કહી શકાતું નથી વખત વહી જાય છે સાધ્ય સાધી લો એજ

स्वपर हितशिक्षा

× × × ×

લી. મુનિ બુદ્ધિસાગર, મહેસાણા

શ્રી ગામ મધ્યે સુશ્રાવક યોગ્ય ધર્મલાભ વિ. પત્ર પહોંચ્યો બીના જાણી છે વિ આત્મહિતમાં પ્રવૃત્તિ કરશો આત્મામાં પ્રવૃત્તિ કરવી એ શ્રેષ્ઠ પુરૂષોનું લક્ષણ છે બાકી સંસારી કામમાં પ્રવૃત્તિ કરવી તે તો અનાદિકાળથી ચેતન અજ્ઞાનપણે કરે છે, તેથી કાંઇ રાજી થવાનું નથી પુત્ર, પુત્રી સ્ત્રી, ધન, કુટુંબ પરિવાર એ સર્વના ઉપર અનાદિ કાળથી આત્મા મોહ કરે છે પણ તેથકી નિવૃત્તિ પામી આત્મા કર્મકંટક હરવા પ્રયત્ન કરે તે જ સારું છે ધર્મ એજ ચિંતામણિ રત્ન છે એ ધર્મને માટે આત્માની પ્રવૃત્તિ થતાં આત્માને વિષે અનંતધર્મ પ્રગટશે એજ આત્મામાં રહેલા અનંતધર્મથી અનંત સુખ થશે બાકી બહારની વસ્તુઓ ઉપર મોહ કરવાથી સંસાર વધવાનો ધર્મને માટે દરેક મનુષ્યો જુદું જુદું કથન કરે છે પણ ખરો ધર્મ જો પાળી શકાય તો પછી આત્મા પરમાનંદ પામે છે કહ્યું છે કે—

દુહા

નિત્યાનિત્ય અનેક રૂપ, ભિન્નાભિન્ન સ્વરૂપ
તેને નમુંએ ભવિજના, લોકમાંહે ચિદ્રુપ ॥ ૧ ॥

આતમસ્વરૂપ વિચારણા, આતમધ્યાને લીન,
આતમ ઉપયોગી થઇ, કરો કર્મને છિન્ન ॥ ૨ ॥
ધર્મ ધર્મ જગ સૌ કરે, કરતા પર ઉપદેશ,
આતમ ધર્મ વિના અહો, સમજ્યા નહિ તે લેશ ॥ ૩ ॥
ધર્મ નામના ભર્મમા, જગત્ જનો મુઝાય,
આપઆપની તાણમા, રાગદ્વેષને પાય ॥ ૪ ॥
નદીપ્રવાહેકાષ્ટ દૃષ્ટ, નદીપ્રવાહે તણાય,
પયોનદી પ્રવાહમા, જગ જન ગોથા ખાય ॥ ૫ ॥
અનેકમત જગમા થયા, ભિન્ન ભિન્ન કહે તત્ત્વ,
અરસપરસના ભેદને, કયુ કરી સમજે સત્વ ॥ ૬ ॥
ભેદજ્ઞાન ઝવેરો ભર્યો, સ્વમતની કરી તાણ,
ઉપદેશક પણ તેહવા, શુ ? સમજે જન આણ ॥ ૭ ॥
ઝેર ફુલડી ખાવતા, સ્થાવર ફરતુ જણાય,
મિથ્યાજ્ઞાને જીવને, એહ ઉખાણો ન્યાય ॥ ૮ ॥
દુષમ પચમ કાળમા, આપમતિ અનુસાર
ઉપદેશે છે ધર્મને, મગન બની મમકાર ॥ ૯ ॥
ષડ્દર્શનના ચક્રમા, યુક્તિનો વિસ્તાર,
હાલ અનાદિ અનત છે, વિરલો સમજે સાર ॥ ૧૦ ॥

× × × ×

મુ. અમદાવાદ,

શ્રી ગામ ... ભવ્ય જીજ્ઞાસુ સુશ્રાવક ... યોગ્ય ધર્મલાભ

વિ. આત્મધર્મના ઉપયોગમા જાગતા રહેશો બાહ્યજડપદાર્થોમા રાચી માચી રહી પરભાવમા જીવન ગાળશો નહીં જેનાથી ઉપદેશ ઇચ્છો છો તેના પ્રતિ પૂજ્યબુદ્ધિ ધારણ કરો સારાશ કે એવી બુદ્ધિ થયા વિના ઉપદેશ હૃદયમા દૃઢ પરિણમશે નહીં તમે કોઇ પણ જાતિ છો, ઇંદ્રિયો છો, નામરૂપ છો એવુ ભલી જાઓ આત્મામા અત્યન્ત પ્રેમ થશે તો બાહ્ય

વસ્તુમાથી અરૂચિ થશે રાગ ઉતરશે બાહ્ય વસ્તુમા આત્મતત્ત્વની શૂન્યતા દેખો આત્મા પરમાત્મા થાય છે તમારૂ જીવન સુધારવુ હોય અને અપૂર્વ આનદ ભોગવવો હોય તો ક્ષણે ક્ષણે હુ પરમાત્મા છુ એવી ભાવના અજમાવવાની ખાતર ચાર દિવસ ભાવશો કઇક જીવનમા ખરેખર દરરોજ કરતા સુધારો થશે પ્રતિદિન આત્મજીવન, સ્વશુદ્ધભાવનાથી આનદમય બનાવો મારાથી શુ થઇ શકે એવુ બાયલાપણુ છોડી દો ગમે તે આરામા પણ તમારી શુદ્ધભાવનાથી શુદ્ધ થશો ઉત્સાહ રાખો, ધૈર્ય ધરો, તાપમા પણ શાન્તિ ભોગવવાની જ્ઞાન ક્રયીઓ ગ્રહણ કરો શુ વિચારો છો? ઉદ્યમ કરો તમે બાળ, વૃદ્ધ, યુવાન, સ્ત્રી વા પુરૂષ નથી તમે તો અરૂપી આત્મા છો, એકરૂપ છો આત્માના ધ્યાનમા જ્ઞાનમા ઉદ્યમ કરો

× × × ×

### શ્રી સરસ્વત્યૈનમ

#### દુહા

પ્રથમ નમુ અરિહતને ગુણુ તેના ચિત્ત ધ્યાઉ,
વાણી જેની ગગ સમ, ઝીલી નિર્મળ થાઉ ॥ ૧ ॥
આત્મસ્વરૂપ બતાવવા, ભાનુસમ જસ વાણુ,
સ્યાદ્વાદસત્તાથકી, તે મે દિલમા આણી ॥ ૨ ॥
ચેતનને બહુ સુખકરી, ઘરમા દીપ સમાન
આતમ ઘરમા તિમ દુઓ, જીમ નાસે અજ્ઞાન ॥ ૩ ॥
ભવિક જનને આજકાલ, તેનો અતિ આધાર
ભવસતાપે પીડિયા, તેને શીતલકાર ॥ ૪ ॥
જીનવાણી છે મેઘસમ આતમક્ષેત્ર મઝાર
વરસતી જલધાર સમ, અકુર સમકિત ધાર ॥ ૫ ॥
અકુર વધતા કારણી, ધૃત ઋતુને તાપ
સમકિત અકુરમા તથા ગુરૂજન કારણ છાપ ॥ ૬ ॥
શાળુ બીજ નહીં ઉગતુ અભવીને તેમ જાણુ
જીનવાણી રૂપ મેઘથી, બુઝે ન મગશેલ પ્હાણુ ॥ ૭ ॥

કાલ સ્વભાવને નિયતિ, કર્મને ઉદ્યમ સાર,
પંચ એ કારણ મેળથી, કાર્ય થાય મન ધાર ॥ ૮ ॥

ઉપદેશ નિમિત્ત માત્ર છે, થાય ભલી સુખકાર,
લખવું તે પણ હિતભણી, આતમને સુખકાર ॥ ૯ ॥

પોતાની જે જાતિ છે, આતમરામ નિદાન
વિજાતીય પુદ્‌ગલતણી, સંગતિ દૂર ટાળ ॥ ૧૦ ॥

જડને જડની સંગતિ, કરે ન આતમરામ,
આતમ સંગતિ જ્ઞાનની, ભજતા શિવ વિશ્રામ ॥ ૧૧ ॥

બાગ સમુ એ સિંહ બાળ, કાઢે બેક કાળ,
જાતિ સિંહ નિહાળીને, નાઠો વન દે ફાળ ॥ ૧૨ ॥

ચાર દિશાથી ઘર સળગતા, ઘરમા કિમ રહેવાય,
રહેવે તેહિજ દુ ખીઓ, ભવાભિનંદી જણાય. ॥ ૧૩ ॥

સંસારે સુખ માનતો રાતોમાતો થાય
અહો પુદ્‌ગલની સંગતિ, હોવે દુ ખનું ઠામ ॥ ૧૪ ॥

સા'ના'। કથા જે ગપ્પા મારે ભાઇ
કરણી તેની જોઈને, વિરલા સજ્જન પાય ॥ ૧૫ ॥

કહેણી રહેણી જો મિલે, શિવ સુખ કરમા હોય,
જન્મ મરણ ફેરો ટળે, આનંદઘન પદ જોય ॥ ૧૬ ॥

આતમ ધનને હારશે, સહુ જન રીશ સુહાય,
આતમ અનુભવ વિણ તે, ચાર ગતિ અથડાય ॥ ૧૭ ॥

મનમા જાણે જ્ઞાની હુ, જ્ઞાનીનો નહીં લાગ,
જ્ઞાની જન મુક્તિ લહ્યા, નમુ જ્ઞાની મહાભાગ ॥ ૧૮ ॥

સકળ શાસ્ત્રનો સાર છે, પુદ્‌ગલ સંગ નિવાર
પુદ્‌ગલ સંગી આતમા કયુ પામે ભવપાર ॥ ૧૯ ॥

પુદ્‌ગલ પુદ્‌ગલ સહુ કરે, નહીં સમજ્યા તે મર્મ,
સમજ્યા તેહીજ પામિયા, આતમ અનુભવ શર્મ ॥ ૨૦ ॥

આતમ આતમ સહુ લવે, આતમ વસ્તુ વિચાર,
જાણે નહીં તે બાપડા, શુકપાઠી અનુસાર ॥ ૨૧ ॥

આતમ અનુભવ સુખનવે, મુકે ન મમતા સગ
એ પણ છે પુદ્ગલદશા, મોહરાયનો ઢગ ॥ ૨૨ ॥

મલઅનાદિથી અર, પુદ્ગલસગ સુહાય
પુદ્ગલ સગત મીઠડી, જાણુતા પાપ થાય ॥ ૨૩ ॥

અહો અહો પુદ્ગલ દશા, રખડાવે સસાર
ચઉદ પૂરવી તેહ પણ નરકનિગોદ મઝાર ॥ ૨૪ ॥

જીવ બાપડા શુ ? કરે, ધનગાત્રી અવાર
શુ ? દેખે શુ ? પરિહરે જ્ઞાનદીપક નહ ધાર ॥ ૨૫ ॥

ભવ પ્રપચ મન જાલની, બાજી છે પ્રતિકુલ
ચાર પાચ દિન સુખ થતુ અત ધુલની ધૂલ ॥ ૨૬ ॥

આતમ અનુભવ જાણુતા ભાગે મોહ પ્રચાર,
સમકિત સૂરજ ઉગતા, જોવે સમ સસાર ॥ ૨૭ ॥

સસારે સુખ નહિ કશુ ? દેખે આતમરાય
આતમઘાતી જન કહ્યા, એ છે અતિ દુ ખદાય ॥ ૨૮ ॥

દુ ખદાયી સસાર છે શર્મ નહી લવલેશ,
વિષ્ઠામાહી ભૂડ જેમ, સસારે સહુ કલેશ ॥ ૨૯ ॥

કરેત કરેત સસારમા લેશ ન આતમ સુખ
સસારે જે મોહીયા, લહે જનો અતિદુ ખ ॥ ૩૦ ॥

દુ ખ દુ ખની રાશિયો પામી વાર અનત
શુ ? સસારે માચીયો ચેત ચેત ભવ સત ॥ ૩૧ ॥

મત સત તબ થાવશે જોશે આતમરૂપ
જોતા આતમરૂપને પડે ન ભવજલ કૂપ ॥ ૩૨ ॥

ભવજલકૂપની સગતિ, વૈરાગે દૂર થાય
વૈરાગીજન આતમા કર્મે નહી લેપાય ॥ ૩૩ ॥

કર્મે નહી લેપાય છે ઉદાસીનતા સેવ
ઉદાસીનતા સેવતા, ચિદાનદ સુખમેવ ॥ ૩૪ ॥

ચિદાનદ સુખ સેવતા કર્મકલક કટાય
ઘાતી કર્મ ખપાવતા કેવલજ્ઞાન પ્રગટાય ॥ ૩૫ ॥

કેવલ જ્ઞાનથી જીવને, આત્યંતિક સુખ થાય,
લોકાલોક સ્વરૂપને, ક્ષણમાં દેખે તાય ॥ ૩૬ ॥

ચેતો આતમ આજકાલ, આયુષ્ય ખૂટી જાય,
કાચકુંભના જેહની, કાયા માયા ભાય ॥ ૩૭ ॥

કાયા માયા જેહને, ભાસી ચિત્ત સમધાર,
જલપંકજવત્ તેહને ભાસે સમ સંસાર ॥ ૩૮ ॥

સંસારે સહુ મોહીયા, કરે ન આતમ ખોજ
આત્મસ્વરૂપ વિચારતા, પ્રગટે ગુણગણ મોજ ॥ ૩૯ ॥

માયા આલપંપાલ સમ, ભાસે જસ સંસાર
તે ચાખે સમતા સુધા, પામે ભવજલ પાર ॥ ૪૦ ॥

ભવજલ પાર તે પામશે, જેને સદ્ગુરૂ સંગ,
સત્સંગી ભવી આતમા, પામે અનુભવ રંગ ॥ ૪૧ ॥

પામે અનુભવ રંગ તે, નિષ્કપટી દિલધાર
ચાતકને જેમ મેઘની, ધર્મપ્રીતિ મનોહાર ॥ ૪૨ ॥

મનોહાર તે ધર્મની, પ્રીતિ આતમ હેત,
કરતાં દુઃખ તે ભાગશે, ચેત ચેત જીવ ચેત ॥ ૪૩ ॥

કાજલ કોટડીમાં વશે, નિર્મલ જેની બુદ્ધિ,
તેની ગૃહસ્થાવાસમાં, આતમની છે શુદ્ધિ ॥ ૪૪ ॥

પીલતાં જેમ વેળુને, નહીં તેલ તે પાય
મોહથકી જીવો અરે, કરતા મુક્તિ ઉપાય ॥ ૪૫ ॥

મોહરાજનો વાસ જ્યાં, ત્યાં સુખ ક્યાંથી થાય,
સ્ત્રી ધન પુત્ર મોહવાસ, મોહ જાતનો પાસ ॥ ૪૬ ॥

જ્યાં પ્રીતિ ત્યાં મોહવાસ, તેનો સંગ નિવાર,
છળ તાકતો મોહરાય, રખડાવે સંસાર ॥ ૪૭ ॥

મોહસ્થાનની સંગતિ, કરવી તે દુઃખદાય,
તજવી પણ મુશ્કેલ છે, ત્યાગે વિરલા ભાય ॥ ૪૮ ॥

મો[illegible] ત્યાગી તે, વૈરાગી મન થાય,
[illegible] ભટકશે, ઇમ ભાખે જીનરાય ॥ ૪૯ ॥

ભાખે છે જીનરાજ જેમ, ધર્મ કરે સુખ થાય
આપોઆપ વિચારતા, પરમાતમ પ પાય ॥ ૫૦ ॥

લખનારો તે આતમા, વાચે આતમ ગય -
મિથ્યાબુદ્ધિ હઠાવીને, ધર્મધ્યાન ચિત્ત ધ્યાય. ॥ ૫૧ ॥

બુદ્ધિસાગરની રીતનિ ધારે જે ભવિ લોક
આતમ સુખ તે પામશે કરશે ભવજલ સ્તોક . ॥ ૫૨ ॥

ધર્મધ્યાન રૂપશ્રેપની, ફૂલ માલ સમ એહ,
કંઠે ઠવતા આતમા પામે શિવ સુખગેહ ॥ ૫૩ ॥

× × × ×

મુકામ મુંબાઇ

શ્રી અમદાવા મધ્યે સુશ્રાવક યોગ્ય ધર્મ લાભ. વિશેષ અધ્યાત્મજ્ઞાન ચર્ચા સબધી તમારૂ પત્ર આવ્યુ તે પહોચ્યુ છે આત્મા અને જડ વસ્તુનુ પરોક્ષ પ્રમાણથી જ્ઞાન કરીને આત્મતત્ત્વમા પ્રેમ ધારણ કરવો કર્મથી બન્ધાયેલ આત્માને તારવા માટે સાધનોને અવલમ્બવા અન્તરમા દૃષ્ટિ ધારીને વ્યવહારધર્મ સેવવાની આવશ્યકતા છે રાગ અને દ્વેષનો નાશ કરવાને માટે અધ્યાત્મજ્ઞાનની આવશ્યકતા છે દ્રવ્યાનુયોગના ગીતાર્થો અધ્યાત્મતત્ત્વને સમ્યગ્ રીત્યા અવબોધી શકે છે આત્માના ષટ્કારકોની પરિપૂર્ણ શ્રદ્ધા થયા વિના નીતિના સિદ્ધાન્તની આચરણા થઇ શકતી નથી દ્રવ્યાનુયોગના અભ્યાસ માટે સદ્ગુરુની આરાધના કરવી જોઇએ. શાસ્ત્રોનો અભ્યાસ કર્યા વિના અધ્યાત્મજ્ઞાન અને અધ્યાત્મક્રિયામા પ્રવેશ થઇ શકતો નથી કેટલાક મનુષ્યોને વ્યવહારમાર્ગમા અત્યત રુચિ હોય છે, અને અધ્યાત્મજ્ઞાન પ્રતિ અરૂચિ દેખાય છે તેવા જીવોને વ્યવહારધર્મક્રિયાના ઉત્તમ ઉદ્દેશો અને વ્યવહારક્રિયાના ઉત્તમ રહસ્યો સમજાવીને તેમા વિશેષ રુચિવાળા કરવા એમ કરવાથી તેઓની ધર્મવ્યવહારની ભૂમિકા ઉચ્ચ થશે અને પશ્ચાત્ અધ્યાત્મજ્ઞાનના પણ વખત આવે અધિકારી થશે અધ્યાત્મજ્ઞાન પારા સમાન છે બાળજીવોને તેની સમજણ આપવી મુશ્કેલ છે, અને બાળ જીવોને તે પચવુ પણ મુશ્કેલ છે વ્યવહારધર્મની ક્રિયાઓમા ઉંડા ઉતરવામા

આવે છે તો તે ક્રિયાઓ અધ્યાત્મજ્ઞાનમય ભાસે છે જી આગમના સૂત્રોમા અધ્યાત્મતત્ત્વજ સમાયુ છે કેટલાક શુષ્કઅધ્યાત્મજ્ઞાનિયોને પણ આવશ્યક સૂત્રોના ઉત્તમ ગભીર રહસ્યો સમજાવામા આવે તો તેઓ પણ તેમા અધ્યાત્મ તત્ત્વનેજ દેખી શકે જીવોને અધિકાર પ્રમાણે કહેવુ, અને તેના અધિકાર પ્રમાણે ધર્મની ક્રિયાઓ છે કોઈ નયનુ ખંડન કરવુ નહિ એ **વીતરાગની આજ્ઞા છે.** વ્યવહાર અને નિશ્ચયનય એ બે નયવડે ધર્મની આરાધના કરવી

ૐ શાન્તિઃ ૨

× × × ×

મુ. માણસા.

લખી શા ... તથા યોગ્ય ધર્મ લાભ સાવત્સરિક ક્ષમાપના પત્ર મળ્યો હો સનાતનીયોથી પરિપૂર્ણ સ્યાદ્વાદ સમુ અનગાહ્યા વિના ધર્મ ક્ષમાપનાની સુગન્ધિ અનુભવાતી નથી જ્ઞાનીઓનો સમાગમ, વિનય, શ્રદ્ધા, ભક્તિ વિના, ગુરુગમ વિના યથાર્થ આત્મસ્વરૂપ સમજી શકાતુ નથી. એકાન્ત અને અનેકાન્તનુ અતર દ્રવ્યાનુયોગના અનુભવ વિના સમજી શકાતુ નથી, અને તેથી અધ્યાત્મસ્વરૂપ ઓળખી શકાતુ નથી તત્ત્વસન્મુખતાને પ્રાપ્ત કરાવનાર સદ્ગુરુ કે જે બાહ્ય આભ્યન્તર પરિગ્રહ રહિત છે, તેમની સેવા વિના શી રીતે સસાર પાર પમાય. આત્મતત્ત્વના રાગ માત્રથી આત્મસ્વરૂપ પમાતુ નથી મોહની હરિણ વાણીરો ઓળગવાની છે હરાયા ઢોરની પેઠે વા વનના ગજની પેઠે ભ્રાન્તિથી જ્યા ત્યા પરિભ્રમણ આત્માએ કર્યું, કરે છે વાક્યપત્રે કરવાના આત્મસ્વરૂપમા સતોષ નહિ માનતા આત્મસ્વરૂપ આચારમા મગ્ન થવુ આન્તર ઉપયોગ વિના શ્વાસોશ્વાસ જીવ જાય છે સમતામા શ્વાસોશ્વાસ ઉઠતા જાણવુ આત્મહિતમા પ્રવૃત્તિ કરી મગ્નતા પામવી

× × × ×

મુ. પાલીતાણા.

મુ૦ અમદાવાદ યોગ્ય ધર્મલાભ વિશેષ આત્મતત્ત્વ વિચારી અન્તરૂમાં ઉપયોગ રાખશો યુવાવસ્થામાં મોહનુ સામ્રાજ્ય વિશેષત. હોય છે, માટે આત્મબળથી મનને તાબામાં લેવું જોઇએ મનને જો છુટું કરવામાં આવે તો ન કરવાના અશુભ વિચારો પણ કરે છે પશ્ચાત્ એજ નિયમ ખરાબ વિચાર કરવાની ટેવ પડવાથી વારવાર ખરાબ વિચારો થયા કરે છે માટે ખરાબ વિચારો થતા અટકાવવા જોઇએ ખરાબ વિચારોથી સાસારિક અને આત્મિક ઉન્નતિ થઇ શકતી નથી ખરાબ વિચારો મનમાં જે જે સમયે થાય છે, તે તે સમયે આત્માના બળથી સામા શુભ વિચારો કરવાથી અશુભ વિચારોનો નાશ થાય છે ખરાબ વિચારો, મનમાં ન આવે તે માટે ક્ષણે ક્ષણે તે પ્રસંગે ગુરૂનુ સ્મરણ કરવુ જોઇએ અનેક મનુષ્યોના ભિન્ન ભિન્ન વિચારો ન માનતા જોઇએ સાસારિક જે જે કર્તવ્ય છે તેમાં અહંમમત્વ ભાવ ન કલ્પતા અન્તરૂના ઉપયોગથી ભિન્નતા રાખી વર્તતા સમભાવે નવીન કર્મનો બંધ આત્મા અલ્પ કરે છે અને ઘણા કર્મ નિર્જરી શકે છે આની સ્થિતિ પ્રાપ્ત કરવામાં ઉત્તમ જ્ઞાન વિશેષત સદ્ગુરૂ સમાગમ અને તીવ્ર જીજ્ઞાસાની આવશ્યકતા છે ભવ્ય જિજ્ઞાસો !!! જેમ જેમ ઉમ્મર વધતી જાય છે અને સાસારિક જ્ઞાન વધતુ જાય છે તેમ તેમ ચિંતાના વિચારો પણ મનને ઘેરતા જાય છે અનેક વિચારોના વિકલ્પસંકલ્પમાં આત્મા લક્ષ્યસ્થાન બની જઇ પરમાં આત્માધ્યાસ કલ્પી સહજશાંતિ મેળવી શકતો નથી આત્માની સહજશાન્તિ મેળવવા માટે તીર્થંકરોએ આત્મધ્યાન કર્યુ હતુ માટે આપણે પણ સહજશાન્તિ મેળવવા તે માર્ગે વળવુ જોઇએ સાસારિકજડપદાર્થો ક્ષણે ક્ષણે બદલાય છે જડ પદાર્થોની સુંદરતા ફક્ત મનની માન્યતાના લીધેજ છે મન જો સાસારિક પદાર્થો ઉપ સમભાવ રાખે તો જડની સુંદરતા વા અસુંદરતા રહેતીજ નથી. કર્મ પણ આઠ પ્રકારના શુભાશુભ છે તેની સુંદરતા માત્ર મનના માનવાથીજ છે વસ્તુત વિચારીએ તો જડમાં કંઇ પણ ઇષ્ટાનિષ્ટપણુ નથી જડવસ્તુમાં ઇષ્ટાનિષ્ટપણુ પરમાર્થથી નહિ માનનાર જ્ઞાનિઓ ભોગી છતા યોગી છે અને અજ્ઞાનિઓ જડ વસ્તુમાં ઇષ્ટાનિષ્ટપણુ માનતા છતા ત્યાગી છતા ભોગી છે હવે વિચારવાનુ કે ભોગી છતા યોગી કેમ થવાય વીતરાગ વચનો અપેક્ષાએ જણાવે છે કે-ज्ञानिको भोग सहु निर्जराको हेतु है ज्ञानि

યોના સર્વ ભોગો પણ નિર્જરાના હેતુભૂત થાય છે જ્ઞાનિયોને આસ્રવના હેતુઓ સવરપણે પરિણમે છે, અને અજ્ઞાનિયોને નિર્જરાના હેતુઓ સવર રૂપે પરિણમે છે અજ્ઞાની જ્યા જ્યા બધાય છે, તે તે વસ્તુઓથી જ્ઞાની છૂટે છે જડ પુદ્ગલ વસ્તુથી આત્મા છૂટી શકે છે જડ વસ્તુ કરતા આત્માની શક્તિ અનન્તી છે જડ વસ્તુને પણ આત્માજ ગ્રહી શકે છે, અને છોડી શકે છે આત્માના સામર્થ્ય વિના જડવસ્તુમા એવી શક્તિ નથી કે તે પોતાની મેળે કર્મરૂપે બની આત્માને લાગી શકે ? કર્મના અનેકભેદ છે પણ તેના મુખ્ય આઠ ભેદ છે આઠ ભેદને પણ આત્માજ દૂર કરી શકે છે માટે આત્માની શક્તિઓ ખીલવવા આત્મજ્ઞાનપૂર્વક ધ્યાન કરવાની આવશ્યકતા છે આત્મા જેમ જેમ સૂક્ષ્મધ્યાનમા પ્રવર્તે છે તેમ તેમ તેનો ઉપયોગ તીક્ષ્ણ થતો જાય છે, અને તે ઉપયોગમા એવી શક્તિ છે કે તે આત્માના અસખ્યાતપ્રદેશે લાગેલા કર્મોને ક્ષણમા ખેરવી નાખે છે આત્માની અનન્ત શક્તિ છે એ વાત ખરેખર અનુભવજ્ઞાનથી સિદ્ધ થાય છે દુનિયામા છેવ્વામા છેલ્લી શોધ આત્મજ્ઞાન અને ધ્યાનની છે તેની સિદ્ધિ થતા મુક્તિ કરતલમા છે

આત્માની સહજ દશામા અનત સુખ છે તેની પ્રાપ્તિ માટે દેવગુરૂના અવલબનની જરૂર છે સાસારિક પદાર્થો ઉપર જેટલો રાગ થાય છે તેના કરતા વિશેષરાગ શ્રી સદ્ગુરૂ ઉપર થવો જોઇએ શ્રી સદ્ગુરૂપર પરિપૂર્ણ પ્રેમ થતા જલમા સ્થલમા જ્યા ત્યા ગુરૂગુરૂની ધ્વનિ ઉઠે છે, અને તેવી સ્થિતિમા સદ્ગુરૂનો ઉપદેશ જે જે સાભળ્યો હોય છે, તે તે યાદી આવે છે, અને તેથી આત્મામા ધર્મના દૃઢ સસ્કાર જામે છે સદ્ગુરૂના ઉપદેશ વચનોમા, અપૂર્વ તત્ત્વ સમાયલુ હોય છે, તેની ખબર ભક્તશિષ્યને પડે છે તેવી સ્થિતિમા સદ્ગુરૂ પ્રેમવડે શુદ્ધ હોવાને લીધે સમાન્દશા વિસરાય છે, અને કઇક આત્માનુ સ્વરૂપ નવુ જાગ્રત્ થાય છે આત્માના સુખનો અનુભવ આવે છે, અને મનમા એક વસ્તુમા અમુક કાલ સુધી સ્થિરતા થાય છે સદ્ગુરૂનો ઉપદેશ સાભળ્યો પણ આચાર મા મુક્યા વિના આત્મસમ્મુખ પ્રવૃત્તિ થઇ શકતી નથી આત્મદૃષ્ટિ થવા માટે નિયમિત કાલમા આત્માના સારા વિચાર કરવા વાટીઓ દિવસ તો કદી નાખવો નહિ. જ્ઞાનદર્શન ચારિત્રમય આત્મા છે ઉત્પાદ વ્યય અને ધ્રુવતામય આત્મા છે જેણે એક આત્મા જાણ્યો તેણે સર્વ જાણ્યુ જગતમા સર્વદા આત્માજ ઉપાદેય છે સ્વપર પ્રકાશક આત્મા છે રાગદ્વેષનો ક્ષય થાય તેમ પ્રવૃત્તિ કરવી યોગ્ય છે ષટ્સ્થાનકથી આત્માનુ સ્વરૂપ વિચારવુ જોઇએ

સર્વ સુખનુ સ્થાન તમે પોતેજ છો બાહ્યમા ક્યાથી સુખ હોય ? આત્મામા સુખ શોધો ૐ શાન્તિ ૩

× × × ×

મુ સુરત, ગોપીપુરા.

સુશ્રાવક આત્માર્થી યોગ્ય ધર્મલાભ

વિશેષ તમારો પત્ર આ યો હતો

પર્વમા ધર્મના પુસ્તકો વાચીને તેનો મનમા વિચારજ કર્યા કરશો થોડુ વાચવુ અને હેનો વિચાર આખ મીચીને ખૂબ કરવો જે જે વાક્યો વચાય તેના ઉપર પુષ્કળ વિચાર ચલાવવો જે જે વિચારો કરતા શકાઓ ઉત્પન્ન થાય તેની એક નોટબુકમા નોધ કરી લેવી પશ્ચાત્ રૂબરૂમા મળતા ખૂલાસો કરી લેવો આમતત્ત્વ વાચન, એકાન્તમા સ્થિર ચિત્તથી કરવાથી પ્રતિદિન જ્ઞાનની વૃદ્ધિ થયા કરશે અને અદ્દભૂત અનુભવ આવશે વાચતી વખતે જે વિષય ચાલતો હોય તેમા મનને એકાગ્ર કરવુ જે વિષય આવતો હોય તેમા તદાકારમન કરી દેવુ મનમા તદાકારજ્ઞેય ભાસવાથી જ્ઞાનની વૃદ્ધિ થયા કરશે ઘોઘાટ કે ઘણા મનુષ્યો કલબલ હોહો કરી રહ્યા હોય ત્યાથી દૂર થઇ એકાન્તમા વાચવુ વાચતી વખતે અન્યના શબ્દો સભળાય તેમા લક્ષ્ય આપવુ નહિ જે પુસ્તક વાચીએ તેના ઉપર તથા તેના કર્તા ઉપર ભક્તિ ધારણ કરવાથી વિશેષ જ્ઞાન થતુ જાય છે હુશિયારી રાખવી લોકોના બોલવા ઉપર વિચાર કર્યા વિના વિશ્વાસ લાવવો નહિ સાવચેતીથી ચાલવુ સદ્દગુરૂ નિદકોની સગતિ કરવી યોગ્ય નથી આત્માના સત્યવિચાર ઉપર દૃઢ રહેવુ ૐ શાન્તિ ૩

× × × ×

ॐ નમ પાર્શ્વનાથાય ભગ ! ! ! આત્મધ્યાન કરો

પ્રેમ વિના શું પત્ર ?, પ્રેમવિના શી વાત
હૃદય મળ્યા વણુ વિનતી, વાત કદી નહિ થાત ૧
હૃદય મળે સંકોચ શો ?, શો લજ્જા અવકાશ,
દીન ન ચિત્તે પત્રમાં તે નહિ પત્રવિલાસ ૨
દીન મળે ત્યાં દીનતી, વાતો પત્રે થાય
સૂખો પત્ર નીહાળતા, તેનુ શુષ્ક જણાય ૩
મન મળતા મન મેલ તો, પ્રેમે હોય ન લેશ
શ્રદ્ધા ભક્તિ જ સત્ય તો, અન્તર્ હોય ન કલેશ ૪
જેનુ મન જેમાં ભળ્યુ, તેમાં તેને પ્યાર,
મન મળતા સંકોચ શો ? હૃદયપ્રેમથી ધાર ૫
પ્રેમે મન આનન્દમાં, પ્રેમે પત્ર લખાય,
પ્રેમવિના નહિ ધર્મ છે, સમજુને સમજાય ૬
દુનિયાની લજ્જાથકી, મનમાં રાખ ભીત
પત્ર લખ સંકોચથી, એ નહિ ઉત્તમ રીત ૭
અંતરૂના ઉદ્ગારથી, પત્ર બને છે બેશ,
અન્તરૂના ઉદ્ગારમાં, શો લખવો સંદેશ ૮
અન્તરના પ્રેમમાં, દુનિયાની શી લાજ,
લાજે કાજ સરે નહિ, પામો શું ? સામ્રાજ્ય ૯
દુનિયા રંગી સદા, તેનામાં શું ? સાચ,
સદ્ગુરૂ વાણી સત્ય છે, બાકી જાણો કાચ ૧૦,
પત્ર લેખ ગંભીર છે, જાણે સાચો ભક્ત,
દિલ દિલની વાતો લહે, શિષ્યવૃત્તિથી રાક્ત ૧૧
ધર્મ કર્મ વૃદ્ધિ લહો, પ્રેમી પ્રતાનાલ,
બુદ્ધિસાગરધર્મથી, હોવે મંગલમાલ ૧૨,

ॐ શાન્તિ ૩

× × × ×

ॐ नमः पार्श्वनाथाय

મું. મુંબાઇ.

तत्र सुश्रावक યોગ્ય ધર્મ લાભાશી વિશેષ તમારો આજ રોજ પત્ર આવ્યો તે પહોંચ્યો છે તમારી પત્નીએ દેહોત્સર્ગ કર્યો તેથી તમારા મનમા ઘણું લાગે એ બનવા યોગ્ય છે સાંસારિક સબંધ ક્ષણિક છે અનેક ભવમા અનેક વખતે સ્ત્રી તરીકે આત્માને અવતરવુ પડયુ, તેમજ અનેક ભવમા પુરૂષ તરીકે અવતરવુ પડયુ છે જગતમા સર્વત્ર પખીના મેળા છે વિષયના સબધે ઉત્તને બાહ્યપાદ્ગલિકદશાર્મા જે જે વિચારો થાય છે, તે તે પરિહરવા યોગ્ય છે ક્ષણિક સબંધોમા કયા રાચવું? અને કયા વિશ્રામ લેવો? વિષય સ્વાર્થના સબધો અન્તે વિષમમા લાગશે ત્યારેજ આગળનો માર્ગ સુઝશે બાહ્ય પદાર્થો પર રાચવુ એ મોહ ચેષ્ટાનુ લક્ષણ છે જગતમા નામ અને રૂપનો નાશ છે કોઇનો સબધ સદાકાળ રહેવાનો નથી

આંખો ઉઘાડી જોઇ લો, સસાર છે મોહે ભર્યો<br>
સબધ સર્વે કારમા સબધ જો તે શુ? કર્યો<br>
યૌવન અવસ્થા નહિ રહે, શોભા સહુ ખાલી જશે,<br>
જે વિષયના પ્રેમી બન્યા તે, દુખ અન્તે પામશે<br>
ચાલ આગળ ચાલ આગળ, મોહ માયા પરિહરી<br>
પત્ની જ કોઇ નહિ સદાની, ચેત દીલમા હર્ષધરી<br>
આ વિશ્વમા અમૃત અને વિષ, એક તેમા પારખો<br>
ઝટ ઝેર ત્યાગીને અરે શુભ દીલમા અમૃત ધરો<br>
ત્હારૂ જ ત્હારી પાસ છે સુખ બાહ્યમા ભમવુ નહી<br>
વ્યવહારની જજાળમા હીં, ચેતતા રહેવુ અહીં<br>
શુભધ્યાનમા મસ્તાન થઇ, નિજ શુદ્ધ આત્મામા રહો<br>
આનદદાયક સદ્ગુરૂના, રગમા રાચી રહો

કવ્વાલી

જગત્ છે ખેલ બેરગી, સદા નહિ કોઇ રહેવાનુ<br>
સગા વહાલા રહે નહિ કોઇ ક્ષણિક સસારના મેળા

નથી અજ્ઞાનથી શાન્તિ, ખરૂ સુઝે નહીં મોહે,
જગતના અધ ઠેળામા, ક્ષણિક સસારના મેળા ૨

જીવોને બાધતી માયા, અનાદિથી બન્યુ એવુ,
હવે તો ચેતવુ સારૂ, ક્ષણિક સસારના મેળા ૩

ક્ષણિકનો પ્રેમ ક્યા સુધી, ક્ષણિક વસ્તુથકી નહિ સુખ,
હૃદયના ધા રૂઝારી લો, ક્ષણિક સસારના મેળા ૪

અનુભવ આવશે જ્ઞાને, લખેલુ સત્ય સમજારો
ફકીરી વા અમીરીમા, ક્ષણિક સસારના મેળા ૫

ક્ષણિક વગાડ્યને ગગ જ, અવસ્થા એક સમતાની,
લહે કોઇ યોગીઓ તેને, ક્ષણિક સમાગના મેળા ૬

મનુષ્યની જીદગી દુર્લભ, બના માટે કરો ઉપયોગ
બુદ્ધયબ્ધિ લેખ વાચીને, અધિકારે કરો ધર્મ જ ૭

મનુષ્યના રોગ પૂર્વ કર્મના ઉદયે દુખો આવી પડે છે પણ દુખનો અનુભવ સુખની પ્રાપ્તિ માટે જ્ઞાનીને બની શકે છે તે સર્વે સારા માટે બને છે મનુષ્ય એક વખત ભૂલે છે પણ બીજી વખત તો ચેતીને ચાલે છે સદાને માટે બ્રહ્મચર્ય ધારણ કરવાનો ભાવ થાય તો તે પણ આદરવા યોગ્ય છે, પણ તે બ્રહ્મચર્ય ગુણવારણ કરવાની શક્તિ પોતા નામા છે કે નહિ તેનો પોતાની મેળે ખ્યાલ કરવો પ્રસગોપાત્ત ચેતવણી આપી છે મારી ફરજ મે બજાવી છે આ સસારમા સુખ નથી એમ જો નિશ્ચય થયો હોય તો હવે ઉપાધિમા પડવુ યોગ્ય નથી ધર્મ સાધન કરશો ધર્મના પુસ્તકો વાચશો પત્રનુ રહસ્ય વિચારશો ૐ શાન્તિ ૩ સવત્ ભાદ્રપદ સુદિ ૧૧

× × × ×

મુંબાઇ તરફ વિહાર, મુકામ આમલસાડ.

સુશ્રાવક યોગ્ય ધર્મલાભ બાલ્યાવસ્થામાં જે આનંદ અનુભવાય છે તેનો ફેરફાર યુવાવસ્થામાં થાય છે તેમાં પણ વિશેષ એટલું કે ગુરૂકૃપાથી જ્ઞાનદશામાં અનેક ઉપાધિયો છતાં આત્માનન્દનો અનુભવ થાય છે સર્વ પ્રકારની ચિંતાઓમાંથી કેટલીક તો અમુક સંયોગે યુવાવસ્થામાં પ્રગટે છે, પણ જો આત્મજ્ઞાનિની ઉપયોગ દશા રહે તો અનેક પ્રકારની ચિંતાઓનો નાશ થાય છે જેણે સદ્ગુરુની જ્ઞાન કૃપા મેળવી છે તેને ઉપાધિયોની ચિંતાઓ પીડી શકતી નથી બાલ્યાવસ્થામાં જે જ્ઞાન મેળવ્યું હોય છે તેનો અનુભવ યુવાવસ્થામાં મળતા જ્ઞાનના પરિપક્વ મરમરો થાય છે જે વસ્તુઓમાં સુખ નથી એમ હજારો વચન સમજાવવામાં આવે તેનાથી જે જ્ઞાન થાય છે, તે કરતાં પણ તે વસ્તુનો અનુભવ કરતાં પક્વ જ્ઞાન થાય છે તેથી અસત્ય વસ્તુનો પરિપૂર્ણ નિશ્ચય થતાં બાહ્ય વસ્તુઓમાં સુખ નથી એમ દૃઢ નિશ્ચય થાય છે જે જે વસ્તુઓની અભિલાષા કરો છો તે તે વસ્તુઓ મળ્યા બાદ તેમાં રાગ કરશો નહીં અને નવી મેળવવા ઇચ્છા કરશો જ્ઞાની એમ કહે છે કે મનના વેગો સમાવ્યા વિના સુખ નથી ગુરુના સમાગમથી અજ્ઞાનના પડદાઓ ચીરાઇ જાય છે, અને સુખ અનુભવાય છે ૐ શાન્તિ ૩

× × × ×

મુ સુરત ગોપીપુરા, લિ.

શ્રી અમદાવાદ તત્ર શ્રદ્ધાવંત, દયાવંત, દેવગુરૂ ભક્તિકારક સુશ્રાવક યોગ્ય ધર્મલાભ વિશેષ અત્ર શાન્તિ છે તમને શાન્તિ વર્તો, વિશેષ તમારા શરીરની નરમ સ્થિતિ સાંભળી છે પણ હવે આરામ થયો હશે, તેના સમાચાર જણાવશો જરૂર મંદવાડના સમયમાં સારા વિચારો કરવા હાય વગર કરવી નહીં વીરપ્રભુના ઉપસર્ગો વિચારી આત્માને ભાવવો આત્માનો અને રોગનો શો સબંધ છે? તેનો વિચાર કરવો સદ્ગુરૂએ દીધેલ બોધ વિચારવો રોગ સદાકાળ રહેતા નથી રોગ પણ શિક્ષા રૂપે સમજણ આપે છે કે હવે ચેતન તું ચેત !!! કંઇ ધર્મ કર

લાકડાનો લાડુ ખાય તે પણ પસ્તાય અને ન ખાય તે પણ પસ્તાય એવી આ સંસારની દશા વિચારી આત્મસ્વભાવમાં રમણતા કરો ૐ શાન્તિ ૩

× × × ×

## મુ. માણસાથી

છપ્પય.

સ્મરણ કરો નિજ રૂપ તત્ત્વને હેતે ધારી,
ભજો જીનેશ્વરનાથ વિષયને વિકથા વારી,
વિનયે રાખી ચિત્ત નિત્ય ચાલો શુભવાટે,
કરી કુમિત્રો સંગ વહો નહિ અવળા ઘાટે
દિનદિન ચઢતા ભાવથી પરમાર્થમાં મન વાળીએ
વિચારી બોલી બોલ જગમાં બોલ્યું તેવું પાળીએ ૧

નિદ્રા દોષો વિકથા આલસ દીનથી વારો,
પામી નરભવ પુણ્યો યથી હવે ન હારો,
દશદૃષ્ટાંતે દુર્લભ માનવ ભવ નહિ હારો,
આત્મોન્નતિના ગ્રહી ઉપાયો નિજને તારો
દુઃખ સહુના ટળવાને ભાવના શુભ ભાવીએ,
સહુ જગત્ જીવનું ભવ્ય કરતાં શીઘ્ર શિવપદ પામીએ ૨

ખંત ધરીને વિદ્યાભ્યાસે મનડું વાળો,
સુખકર સમતાભાવ ધરીને સત્ય નિહાળો,
સદ્ગુરૂ શ્રદ્ધા ભક્તિ કરતાં દુઃખ ન આવે,
શ્રદ્ધા વણ આતમનો અનુભવ કાંઇ ન પાવે
મન પ્રેમ સદ્ગુરૂથી રાખીને આનંદથી વર્તો સદા,
અશુભ પરનું કદિ ન ચિંતો સમજશો દીલમાં મુદા ૩

ધર્મ કર્મનો નિત્ય નિયમ સાચવનો ટેકે,
ઉદ્યમથી કલ્યાણ વિચારો વાતવિવેકે,
કોઇક નિંદે કોઇક વંદે તો પણ સમતા,
સદ્ગુરુ ભક્તો જ્ઞાન લહીને કાંય ન ભમતા

**અલખ દેશમે વાસ હમારા—એ રાગ.**

હું તું ને મહું એ ટળ્યો ઝટ, નિશ્ચય નિર્મલ હું પોતે,
સહુમાં થાય પ્રવૃત્તિ પણ હું, જાણું છું નિર્મળ જ્યોતે ૧
સાપેક્ષાથી સહુ સમજાયું, આતમ પરમાતમ પ્યારો,
દૃશ્ય સ્થૂલમાં નહીં રગાવું, ઝળહળ ધર્મ ઉજીયારો ૨
મોહવાસના ખાદ્ય ભમાવે, મોહવાસનાથી ન્યારો
કર્મ ભોગવવાના ભોગો, અંતરથી ન્યારો પ્યારો ૩
પુદ્‍ગલ પુદ્‍ગલમાં પરિણામી, ચેતન નિજરૂપ પરિણામી
સાક્ષી દ્રષ્ટા પરનો હું પણ, ન્યારો છું અંતર્યામી ૪
ઔદયિકકાયાના ભાવોને, દુનિયા મારામાં થાપે
પણ તેથી ન્યારો હું આતમ, સમજણ સાચી સુખ આપે ૫
દુનિયા સારો ખોટો કહેવે, પણ તેથી શું ? છે મારે,
હું કરનારો આતમ નિજપદ, સમજી પોતાને તારે ૬
પૂર્વ જન્મને દેખ્યાથી પણ, અચરિજ તેમાં કંઇ નહીં
બુદ્ધિસાગર સુરતા નિજપદ, આવી નિશ્ચય ઠામ રહી ૭

× × × ×

મુંબઈ

સુખાઇ મધ્યે શા

અરે બંધો હૃદય જો તું, રહું છું સુખ શાતામાં,
સદા શાંતિ રહો તુજને, ગુરૂના ધર્મના લાભે ૧
ઘણું વાચ્યું વિચાર્યું નહે, લખું છું લેખમાં ભાઇ,
મહાજનો ધર્મ સાધી લે, હન્નમાદિ ધરી સમતા ૨
ઉપાધિયોગ વ્યાપારે, ધર્મેશ ના લોભની વૃત્તિ
અરે સંતોષમાં રહીને, જીવન રેખા સુધારી લે ૩
તજી વિકથા પ્રવૃત્તિને, ખરા ઝટ વાચજે ગ્રન્થો,
ભલી વૈરાગ્યની વૃત્તિ, હૃદયમાં ધારજે બન્ધુ ૪

સબધે બનવાનો જળકમળ અને ધાવમાતાના દ્રષ્ટાંતને સફળ કરવાને આજનો દિવસ ખતમ સૂચક છે આજનો દિવસ પરત વ્રતાનો છે કે સ્વત વ્રતાનો છે તેનો નિર્ણય કરાવનાર છે આજનો દિવસ શોક અને હર્ષના પડદામાં આત્માને પ્રવેશાવનાર છે આજનો દિવસ ગૃહસ્થાશ્રમ આરંભક છે દિવસ ગણો ક આત્મા ગણો કર્મ ગણો જે કર્યું તે ભોગવતા વૈરાગ્ય બળથી ન્યારા રહી અંતરમા રહેશો દેવગુરુનુ આલંબન સત રાખશો ગુરુનો બોધ મનન કરશો સુખમય થાઓ કલ્યાણ થાઓ ૐ શાન્તિ ૩ સંવત્ ૧૯૬૬ માઘ વદિ ૬

× × × ×

ધર્મબંધો સુશ્રાવક
સુ૦ સુરત.

યોગ્ય ધર્મ લાભ

વ્યાવહારિક કેળવણીથી મનને કેળવો તો તેની સાથે ધાર્મિક કેળવણીથી દરરોજ મનને કેળવતા રહેશો વખતનો સદુપયોગ સોનેરી તક છે વિજકે ઝબુકે મોતી પરોઈ લે, સો પરોઇ લે. આ કહેણીનો અર્થ જો આત્માની સાધ્ય દશા તરફ ઉતરશો તો માલમ પડશે કે ધર્મની અત્યન્ત આવશ્યકતા છે આત્મસ્વરૂપ ગ્રંથ ફરીને વાચી જશો. પુછતા રહેશો. તેમના સમાગમથી કંઇ પણ આત્માની ચર્ચાનો લાભ મેળવી શકશો. માતાજીના સમાગમથી પણ આત્મજ્ઞાન જ મેળવવુ જોઇએ વખતની એવી યોજના કરવી જોઇએ કે જેથી અમુક કાળે અમુક કલાક ધર્મની આરાધના તો થાય. દેવગુરુ ભક્તિ તો દરરોજ સ્તુતિ દ્વારા થવી જોઇએ દેવની, સદ્ગુરુની છબી સામુ જોઇ રહી તેમના ગુણો તથા ઉપદેશનુ સ્મરણ કરતા આત્માની શક્તિ સતેજ થાય છે અને મનમા નવીન ભાવ ઉત્પન્ન થાય છે ષડ્દ્રવ્ય વિચારનુ પણ મનન કરશો. એક શ્રદ્ધાથી વર્તવુ જ્યા ત્યા ભટકવાની બુદ્ધિ ન રહેવી જોઇએ તેથી સ્થિરતાની વૃદ્ધિ થશે ૐ શાન્તિ ૩

× × × ×

## અલખ દેશમેં વાસ હમારા–એ રાગ.

હું તું નો સહુ ભેદ ટળ્યો ઝટ, નિશ્ચય નિર્મલ હું પોતે,
સહુમાં થાય પ્રવૃત્તિ પણ હું, જાગુ છુ નિર્મળ જ્યોતે ૧
સાપેક્ષાથી સહુ સમજાયું, આતમ પરમાતમ પ્યારો
સૂક્ષ્મ સ્થૂલમા નહીં રંગાવું, ઝગમગ ઘટમા ઉજીયારો ૨
મોહવાસના ખાલ ભમાવે, મોહવાસનાથી ન્યારો,
કર્મ ભોગવવાના ભોગો, અંતરથી ન્યારા પ્યારો ૩
પુદ્‌ગલ પુદ્‌ગલમા પરિણામી, ચેતન નિજ પરિણામી,
સાક્ષી દ્રષ્ટા પરનો હું પણ ન્યારો છુ અંતર્યામી ૪
ઔદયિકકાયાના ભાવોને, દુનિયા મારામા થાપે
પણ તેથી ન્યારો હુ આતમ, સમજણ સાચી સુખ આપે ૫
દુનિયા સારો ખોટો કહેવે, પણ તેથી શુ ? છે મારે,
હુ કરનારો આતમ નિજપદ, સમજી પોતાને તારે ૬
પૂર્વ જન્મને દેખ્યાથી પણ અન્યજિજ્ઞ તેમા કંઈ નહીં
બુદ્ધિસાગર સુરતા નિજપદ, આવી નિશ્ચય ઠામ રહી ૭

× × × ×

સુરત

સુભાઈ મધ્યે શા

અરે બંધો હૃદય જો તુ, રહુ છુ સુખ શાતામા,
સદા શાંતિ રહો તુજને, ગુરુના ધર્મના લાભે ૧
મધુ વાચ્યુ વિચાર્યું નહે, લખુ છુ લેખમા ભાઈ,
મહાજનો ધર્મ સાધી લો, હૃદયમાહિ ધરી સમતા ૨
ઉપાધિયોગ વ્યાપારે, ધરીશ ના લોભની વૃત્તિ
અરે સંતોષમા રહીને, જીવન રેખા સુધારી લે ૩
તજી વિકથા પ્રવૃત્તિને, ખરા ઝટ વાચજે ગ્રન્થો,
ભલી વૈરાગ્યની વૃત્તિ, હૃદયમા ધારજે બન્ધુ ૪

તનુ રક્ષા યથાશક્તિ કરીને ધર્મ આદરજે,
સકળ દોષો પરિહરજે, કહ્યું તું સતતું કરજે
સુધરજે ધર્મ ઉદ્ધરજે, ઉતરજે આત્મને ધ્યાને
અનન્તા ગુણની વાડી, તરો લાલન મન બનજે
ખરૂં તું સાધ્ય સાધી લે, અચિન્ત્યા આયુની સમજી
મુસાફરને મમત જ શું ? જગતની ધર્મશાળામાં
સબંધી મોહના પ્રેર્યા સગા એ સર્વ મેમાનો
ગણીને લક્ષ્ય અંતરનું, સદા ધરજે સુખી રહેજે
મન્યો તું શિષ્ય , ગુરૂપ્રેરા આદરજે
ગણી સહુ દશ્યને ન્યારૂં, ભવાબ્ધિ ત્વરિત તરજે
ખરૂં ચારિત્ર આદરજે, યથાશક્તિ વ્રતો ધરજે,
અડગ શ્રદ્ધા ખગ જ્ઞાને, ખુમારી શાન્તિની વરજે ૧૦
વિનય ભક્તિ ઘણી ધરજે, અનઘનું ગાન ગાજે તું,
વિષયના વેગ વારીને, સદા ઉપયોગમાં રહેજે ૧૧
અહો રૂડું ભલી કહેણી, ખરી કરણી ખરૂં સોનું
કરી લે ઉચ્ચતા જ્ઞાને, થશે સહુ ભાવીનું ધાર્યું ૧૨
જગત્ વ્યવહારનો સાક્ષી, વિવેકે દેખજે સાચું
બુદ્ધચબ્ધિ સદ્ગુરૂભક્તિ નિશાની શાંતિની નક્કી ૧૩

× × × ×

## સુરતથી લે.

ભવ્ય ? ધર્મલાભ. ભવ્ય શ્રદ્ધાળુ પત્રદર્શને ઉપદિષ્ટ વિચારો પુન પુન હૃદયમાં સ્ફુરતા હશે પણ હાલ તેની પ્રવૃત્તિ જ્ઞાન ધ્યાન, રમણતાથી ત્યારી થતી નથી બાહ્યત્યામાં ચિત્ત દેવાનો વ્યાપાર અના યાસે ધરતો જાય છે તો પણ તમારી ભક્તિમય પ્રવૃત્તિની વૃદ્ધિ અર્થે સ હજ લખવું થાય છે સર્વશાસ્ત્રોનું ગૂઢરહસ્ય એ છે કે બાહ્ય જગતમાં થતો અહંમમત્વ ભાવ પરિહરી અન્તરની આત્મસૃષ્ટિનું ધ્યાન દ્વારા દર્શન કરી તેમાં મન પ્રવૃત્તિને યોજવી બાહ્યના ક્ષણિક માયિકપદાર્થોમાં આદયિકભાવ

યોગે ભોગાદિક પ્રવૃત્તિ થતી હોય તો પણ જ્ઞાની વૈરાગ્ય બળે અંતરથી ન્યારો વર્તી અપુનર્બન્ધકત્વ સંપ્રાપ્ત કરીને આત્માભિમુખતાને સેવતો જાય છે સંસારના સુખ વિષ્ટા સમાન અને ગૃહાદિક જાજરૂ સમાન સમજીને શ્રમણ ભાવનાથી પુનઃ પુનઃ જાગૃતિ કરવી સર્વથા પરિગ્રહારંભત્યાગરૂપદ્રવ્યસંયમ વિના ભાવ સંયમની દશા પ્રાપ્ત કરવી મહા દુર્લભ છે, એમ તીર્થંકરના વચનો અનુભવથી જોતા સત્ય જણાશે, એમ અમને ભાસે છે સંસારમા રહેતા પણ જ્ઞાની સંસારને બંદીખાનું સમજે છે, તેથી તે જલપંકજવત્ ન્યારો વર્તી શકે છે અનંતભવના બાંધેલા કર્મ વિખેરવાને માટે મનુષ્ય જન્મમા યથાયોગ્ય સામગ્રી મળી છે, તેને યથાશક્તિથી સ્વકાર્યમા પ્રવર્તાવજો, આત્મસ્વરૂપ ભાવજો, રાગાદિકને ઉપશમાવજો, અંતરાત્મત્વને એકાન્તમા જ્ઞાન દ્વારા ધ્યાવજો ચિત્તવૃત્તિને અન્તરૂમા રમાવજો સદ્ગુરુની આજ્ઞા મસ્તકે ચઢાવી ભજેના મનુષ્ય જન્મથી સ્વસદ્ધિ મેળવજો ખરેખર સુખ તો અન્તરૂમા છે તેના ભોગી જોગીને પુનઃ પુનઃ નમન હો હર્ષથી ધર્મ માર્ગમા પ્રવૃત્તિ કરો ૐ શાન્તિ ૩

× × × ×

મુ૦ માણસા

કિન્તુ વસ્તુત નામાતીતના ધર્મ લાભ પૂર્વક ચા મોહન પત્રદ્વારા તમારા સમાચાર જાણ્યા વિશેષ હુ ક્ષેત્ર સ્પર્શના અનુદિએ અત્ર છુ અન્તર્ અસખ્યાતપ્રદેશી લોકાલોક પ્રકાશક ક્ષેત્ર છે, તેનાથી તમે ભિન્ન નથી તેનુ અનોખ્ન અન્તર્ દૃષ્ટિથી કરશો વિદ્યાપુર તરફ આવવાનો પરિણામ મદ છે હવે થોડા દિવસ પશ્ચાત્ અન્યત્ર ગમન થશે તમારી શાન્તિ તમારી પાસે છે ક્ષણે ક્ષણે અન્તર્ ઉપયોગ રાખવો. ધૂમાડાના બાચકા સમાન આ ચક્ષુએ દેખાતુ ધન પોતાનુ માની નાના મોટા, સુખી દુ ખીનો, દુનિયા મનુષ્યો પ્રતિ વ્યવહાર કરે છે, તે વ્યવહાર કલ્પનારૂપ અસત્ય જાણી અખંડ અક્ષય ધન પ્રતિ લક્ષ્ય આપવુ સસાર જાણે મોહ સ્વપ્નુ તેમા શુ ખરૂ ? સ્વપ્નાને જાણનાર પોતે એક ખરો

**ઇતિશ્રી શાન્તિ શાન્તિ શાન્તિ**

× × × ×

ॐ नमो वीतरागाय

વિનયરત્ન સુશ્રાવ-                    યોગ્ય ધર્મ લાભ વિશેષ તમારો પત્ર આવ્યો અત્ર સુખશાતા વર્તે છે વિ૦ હવે લોદરાથી વિહાર કરવા વિચાર છે પત્ર લખો તો લોદરાએ લખશો ધર્મ સાધન સારી રીતે કરશો અભ્યાસ જે કર્યો છે તે સારી રીતે પુન પુન સંભારતા જશો જે જે ધર્મ વિષે સૂચનાઓ આપેલી છે તે ધ્યાનમાં તરત થાય નહીં આત્મતત્ત્વ જ્ઞાતા બનવું, અને જ્ઞાનની મહત્વતા હૃદયમા સ્થાપન કરવી શુ કર્તવ્ય છે? શુ કર્યું? અને શુ સંસારમા કરવાનું બાકી છે? તેનો વિચાર કરવો એક દિવસ શરીરાદિ રહેવુ પુદ્ગલ નથી આત્મા ભિન્ન થશે માટે જે કરવાનુ છે તે ભૂલાય નહીં શ્રદ્ધા દૃઢતા વિષે જે સત્ય વાત કરી છે, તે પ્રાણાન્તે પણ વિસરી જાય નહીં અને સદ્ગુરૂની સેવાભક્તિ એજ આત્માને અત્યન્ત હિતકારક છે વંદનાદિ વિનયના માટે પહેલાથીજ શિખામણ આપી છે

भटकी भटकी भटकीया, शिर पटक्यु सावार
सद्गुरुनी श्रद्धा विना, पाम्या नहा भवपार

ઉત્તમ આત્માર્થી તમારા જેવા વિનય લોકોને કંઈ લખવુ પડે તેમ નથી મોરના ઇંડાને ચિતરવા પડતા નથી ક્ષણવાર પણ તમો કેમ પ્રમાદ કરો? તમારી કુલીનતા વિનયતા તેજ તમારા ગુણોને વધારે છે ઉપદેશ પ્રાસાo, ન્યાયસાગરને આપ્યો છે બીજુ કાંઇ કામકાજ લખશો પત્ર લોદરે લખશો ॐ शान्ति ३

× × × ×

સુ શરીરનિષ્ટ ચેતનનુ ક્ષેત્ર સ્પર્શના યોગે આણમા આત્મ સાધક ભવ્ય           યોગ્ય અવ્યાબાધ, અખંડ અવિનાશી ભગવમય સ્વકીય ધર્મ લાભ પ્રાપ્તિ અને ધર્મ પ્રાપ્તિના હેતુઓનો સયોગ થાઓ ઇત્યેવમાશી વિશેષ ધર્મમા આત્મસંયોગી ચિત્તને યોજતા હશે અનતમનની લાગેલો સાંસારિક મબંધ ચિત્તની વિકલતા કરી બહિર્ગમન કરાવી સ્વભાન ભૂલાવે છે બહિર્ગમનતાથી આત્માને યત્કિંચિત્ પણ સુખાભાસમેવ તાત્વિક

રૂપે નથી, તો પણ મનોવૃત્તિએ બહિર્ગમનનો દૃઢ સંસ્કાર કર્યો છે, તેથી કારણ સામગ્રી યોગે મન, આત્માના તાબામાં નહીં રહેતાં છટકીને ભટકે છે મનોનિગ્રહ કર્યા વિના સુખની આશા ઝાંઝવાના જળની પેઠે ભ્રમણારૂપ છે મન અને મર્કટ બે અતિ ચપળ છે માટે જ્ઞાનીઓ મનને મર્કટની ઉપમા આપે છે યમ, નિયમ, તપ, જપ, સર્વ મનોનિગ્રહ અર્થે છે મનોનિગ્રહ કરવાને તત્પર થએના ઘણા દરેક આડા અવળા ફાંફાં મારી અન્તે થાકે છે, કારણ કે મોટી અગર નાની કુંચીઓનો જથ્થો ભેગો કરવાથી શું ? આપણે ઘાલેલું તાળું ઉઘેડવું હોય તો જે બેસતી આવે તે કુંચીની જ જરૂર છે બીજી કુંચીથી તાળું ઉઘેડતાં કાંતો કુંચી ભાગે અથવા તાળું બગડે માટે સદ્ગુરૂએ બતાવેલી ગુરૂગમરૂપયુક્તિકુંચીથી કર્મનું તાળું ઉઘેડી શકાય છે, આ મનોનિગ્રહ સહેજે બને છે સ્વેચ્છાએ લક્ષ પ્રયત્નથી જે કાર્ય સિદ્ધ થતું નથી, તે કાર્ય ગુરૂગમ કુંચીથી સહેજમાં બની આવે છે સદ્ગુરૂ વિશ્વાસી અને સદ્ગુરૂના અન્તઃકરણથી શુદ્ધ ભક્તો જે આત્મહિત દરરોજ મેળવ્યા કરે છે તે અન્યથી લાખો પ્રયત્ને થવું મુશ્કેલ છે આપણું મન કેવું છે ? અને તેને નિર્મળ બનાવવું એ ગુરૂ કૃપાધીન છે ભલે કેટલાક નામ ધારી સદ્ગુરૂ માનનો દાવો કરે કિંતુ અનુભવી સદ્ગુરૂ, અંતઃકરણના વિશ્વાસરૂપયોગે થએના અનેક રોગોને સહજ વારમાં દૂર કરે છે

> गुरु नामकी औषधी, प्रेम प्रेमी खाय,
> मन बुद्धि सुख शान्ति दे, अजर अमर हो जाय

ગુરૂશ્રી તત્પરમાત્મ નામનો મન્ત્રોચ્ચારણ કરતાં ચિત્તની પ્રસન્નતા થાય છે રાગ, દ્વેષ દૂર થાય છે શ્રદ્ધા ભક્તિથી સદ્ગુરૂનું સ્મરણ કરતાં ધર્મ, અર્થ અને કામની સિદ્ધિ થાય છે અનાધાર આધાર ગુરૂ ત્રિવિધ તાપને દૂર કરે છે વિચિત્ર શક્તિ એ છે કે શ્રદ્ધાભક્તિથી ગુરૂનામોચ્ચારણ કરતાં અનંત ભવના પાપ બળીને ભસ્મીભૂત થઈ જાય છે મનોનિગ્રહ થવા અર્થે ગુરૂભક્તિ, ગુરૂસ્મરણ, ગુરૂનામ સમાન અન્યાદિક ઔષધિ કોઈ નથી રાજ્ય, સમતા, કદી ન પ્રાપ્ત થનાર તે પણ ગુરૂવરનું નામ મંત્ર સ્મરણ કરતાં પ્રાદુર્ભવે છે, તો મનના સંકલ્પ વિકલ્પનો જય થાય એમાં શી નવાઈ [illegible] કઈ નહીં, મન નહીં મેથી લાગુ નથી માટે તેને કોઈ કાર્ય [illegible] જોઈએ. મનને ગુરૂ પર રોકવાના સ્વાભાવિક

તે કાર્યમા સ્થિર થઇ જાય છે માટે યાદ રાખવુ કે, અનેક ગુરૂઓને જે મન ચળવિચળ કરે છે, તેના પાશમા નહીં ફસાતા એક ટેકીથી સુગમ ઉપાય પ્રભુ પ્રેમ ભક્તિથી આદરવો ગુરૂ પ્રભુ નામોચ્ચારમા મનની એવી એકાગ્રતા કરવી કે મનમા એ શબ્દ વિના બીજુ કઇ યાદી આવે નહીં એમ પ્રભાત સમયમા વા રાત્રિએ એકાન્ત સ્થાનમા સર્વ વ્યાવહારિક કાર્યથી પરવાર્યા બાદ આ ઉપાયનો આદર કરવો પરમાત્મ ગુરૂ નામોચ્ચાર કરતા વચ્ચમા અનેક ઠેકાણે મન દોડશે, અનેક ઠેકાણે મન જશે જે વસ્તુની યાદી ન આવતી હશે તેની પણ યાદી આવશે પણ જે જે વિચારો મનમા ઉઠે તેને વારવા અને એકાગ્ર ચિત્તથી પરમાત્મ નામોચ્ચારણ મનમા કર્યા કરવુ ફરી કે જેને નભિ કહે છે તે ઠેકાણે ગુરૂ વા પ્રભુનુ સ્થાપન કરી નિશ્ચયચિત્તથી બે ત્રણ કલાક અભ્યાસ જારી રાખવો એમ કરતા એક મહીનો થતા અનેક નહિ દીઠેલા અનુભવો દેખાશે અને પોતાનુ મન વશ થઇ જશે, અને વિનયની વૃદ્ધિ થશે વિશેષ એજ કે આનદ આનદ સર્વત્ર પ્રસરી જશે એમ દૃઢ અભ્યાસ કરતા સાક્ષાત્ પ્રભુ, સ્વપ્નમા દેખાશે અને મસ્તક ઉપર હાથ દેશે જો એમ તે અભ્યાસ વૃદ્ધિ પામે તો અનેક શકાનુ નિરાકરણ સ્વપ્નમા દેવ પ્રત્યક્ષ દેખાઇ કરશે અને આત્માનુભવ ભાસશે પરા, પશ્યન્તી, મધ્યમા વૈખરી એ ચાર પ્રકારની વાણીથી આત્મા ભિન્ન છે પાચ પ્રકારના દેહથી આત્મા ન્યારો છે મનથી આત્મા ન્યારો છે આત્મા અસખ્યાત પ્રદેશથી અને લોકાલોક પ્રકાશક છે અનત સુખ આનદ જ્ઞાનમય આત્મા છે આત્મા સ્વય પ્રકાશ છે જ્યોતિર્મય છે કદી તે ઉત્પન્ન થયો નથી, માટે અજ છે કદિ તેનો વિનાશ થતો નથી માટે અવિનાશી છે ગુરૂદેવનુ છાતીના મધ્ય ભાગમા એટલે હૃદયમા-મનમા નામોચ્ચારણ પૂર્વક જો ધ્યાન ધરે તો મહાલાભ થાય છે અનન્તભવમાં કરેલાં પાપ ક્ષય પામે છે, અને વિચિત્ર આત્માનુભવ થાય છે આત્મા અનન્ત ગુણી છે આત્મા આત્માને જાણે છે કર્મને પણ અશુદ્ધ પરિણતિથી આત્મા ધારણ કરે છે, અને કર્મનો ક્ષય પણ આત્મા કરે છે આ સસારમા અજ્ઞાનથી આત્મા બધાય છે પોતાને વિષે આત્મપણાની બુદ્ધિ જે ભવ્યો ધારણ કરે છે, તેઓ સાસારિક કાર્ય કરતા પણ કર્મથી બધાતા નથી આત્મ સન્મુખ થએલો ભક્ત પરપરાએ અનત સુખમય પરમધામ પ્રાપ્ત કરે છે આ સસાર સ્વપ્ન સમાન છે તેમા સગપણ આદિપણુ સ્વપ્ન જે દેખાય છે તે સર્વ સ્વપ્ન સમાન છે તેમા થતી અહપણાની બુદ્ધિ છોડી આત્મભાવે રહેવુ પણ ભૂલવુ જોઇતુ નથી કે પ્રથમ પગથીયુ ગુરૂદેવ ભક્તિજ

૩. ચાર છ માસ સુધી અર્હં મંત્રને નવ લાખ જપે ત્યારે મન શુદ્ધ થાય છે, અને તદ્દ્વારા મનોજય થાય છે તે સર્વ ગુણોને પ્રાપ્ત કરે છે માટે ૐકાર સહિત પરમાત્મ મંત્ર જપ્યા કરો, અને તેનું ધ્યાન કરવું ત્યાર બાદ બીજાનું પગથીયું તમારા હાથમાં આવશે સમયે સમયે આયુષ્ય ખૂટે છે માટે આત્મધર્મ સાધક થવામાં પ્રમાદ કરવો નહીં તમારી સંગતિથી બીજા પણ યોગ્ય ગંભીર શ્રદ્ધાવાનોને પછી ખાતરી થાય તો આ માર્ગ બતાવી તેનો ઉપયોગ કરવો ધર્મ સાધન કરશો ॐ शान्तिः शान्तिः शान्तिः ॥

× × × ×

મુ લોદ્રાથી લે સુશ્રાવક ધર્મલાભ સદાકાળ શાશ્વતરૂપે પ્રત્યક્ષ થાઓ, વિશેષ તમારૂં ગમન આત્મામાં થશે કે કેમ ? બહિર્ વ્યવહારભાવે વર્તતા નિશ્ચય સદ્ધર્મ ભૂલાય નહીં અહર્નિશ સદ્ગુરૂ દેવ ધ્યાન, તેમનું સ્મરણ તેજ પરમ ગંગા પ્રવાહમાં સ્નાન કરી નિર્મલ થશો વિશેષ શું તમારા હૃદયમાં સૂર્ય પ્રગટયો છે તેને જાળવી રાખશો ? જિન દેવગુરૂ તેજ [illegible] ક્ષણે ક્ષણે આત્મ પ્રતિ ઉપયોગ દેતા રહેશો આત્માની શાન્તિ [illegible] જ્યાં જાઓ ત્યાંથી પત્ર કામ સહિત કારણ યોગે લખશો

× × × ×

મુ૦ આજોલ.

શ્રી અમદાવાદ વાસ્તવ્ય શ્રદ્ધાવન્ત, દયાવંત, દેવગુરૂ, ભક્તિકારક, વિનયવંત યોગ્ય ધર્મ લાભ પહોંચે વિશેષ હાલમાં પત્ર નથી પરમાત્મ ધ્યાનમાં નિમગ્ન થયા હશો ફરતા ને હરતા મનમોહન પરમાત્મા પાસેના પાસે છે શરીર જુદા દેશ જુદા પણ આત્મામાં પ્રભુ તો પાસેજ છે શરીર જુદાં તેથી શરીરને દુ ખ પણ મનમાં ક્યાંથી દુ ખ ? અનંત સુખમય આત્માની આવી સ્થિતિ થાય છે [illegible] બુદ્ધિમાં ઉત્પન્ન થએલી સુક્તિ રૂપ વેલડી દરરોજ

રિદ્ધિ પામે છે આત્માની પરમાત્મસ્વરૂપતા પ્રગટ કરવી તેને મૂર્ખ મનુષ્યો સમજી શક્તા નથી બાહ્ય ભપકા દેખી લોકો મોહ પામે છે આત્મા તરફ જ્ઞાની વિના કોણ લક્ષ આપે ? આ મલિન સાપેક્ષ ક્રિયા વિના ત્રિકુટ ક્રિયા વિષ સમાન જાણવી સાચાભાવ ચિત્તની એકાગ્રતાએ થોડી ધર્મક્રિયા પણ ઘણુ ફળ આપે છે લોકો કોઇને વખાણે અગર નિંદે તેની કાંઇ કા ભણુી નહીં ગુરૂનુ તથા દેવનુ સ્મરણુ તથા તેમના વચનોની યાદી કરવી ખરૂ પુછો તો શ્રદ્ધાજ ફળ આપનારી છે ઠેકાણે ઠેકાણે ભટકવાથી શુ ? સદ્ગુરૂએ જે જે ઉપદેશ દીધો હોય તે વિનયથી તેમને સભારી સ્મરણુ કરવાથી ચિત્ત ઠેકાણે આવશે અને જ્યા સુધી નેત્રમા આસુ ન આવે ત્યા સુધી સમજવાનુ કે સદ્ગુરૂ વચન પર શ્રદ્ધા થઇ નથી, તથા પ્રીતિ પણુ થઇ નથી, કસાએના પામ થએલા તમરા હૃદયમા દેવ ગુરૂભક્તિરૂપ કલ્પવૃક્ષ ઉગેનુ છે અને તેને હવે ફળ ફુલ આવશે, જે જે શ્ર થો વચાયા છે તે તે પોતાની મેળે ધ્યાન ધરી વાચી જવા, અને સત્યમાર્ગે વર્ત્તવુ સસાર સાગર સદ્ગુણોથી તરાય છે દેવગુરૂની પ્રીતિ ભક્તિ વિના ગુણો પામી શકાતા નથી સદ્ગુરૂની નિંદા સાભળવી નહીં તેમના ગુણો પ્રકાશવા પ્રશસા અને નિંદા, આત્માના વરની નથી તેથી સમજવુ કે, નિંદા અગર સ્તુતિ કીર્તિ એ તો પુદ્ગલ છે, તેથી સારો ખોટો આત્મા થતો નથી, માટે તે તરફ લક્ષ દેવુ નહીં બાહ્ય સંસારમા રહ્યા છતા પણુ ન્યાય નીતિ, વિનયથી ધર્મનુ સેવન કરવુ મોરના ઈંડાને કોણ ચિતરે છે ? તેમ તમને શુ વધારે કહેવુ ? જે કહેવાનુ છે તે તમારા આત્મામા છે તમારા આત્મામા જ્ઞાનાદિ ગુણોનો અક્ષય ભડાર ભર્યો છે તેને શી બીજી ચિંતા ? આયુષ્ય ક્ષણે ક્ષણે ઓછુ થાય છે માટે પ્રમાદમા કાળ વ્યતીત કરવો નહીં ધર્મ ધ્યાન કરશો સતત આત્મોન્નતિમા તત્પર રહેશો ૐ શાન્તિ શાન્તિ શાન્તિ ॥

× × × ×

ૐ નમોઽર્હતે

મુ. મ્હેસાણા,

શ્રી વિદ્યાપુરાશ્રિત આત્મિકગુણાભિલાષુક, સવેગભાવિતાત્મા, સ્યાદ્વાદ તત્ત્વાભિજ્ઞાસુ, તત્ત્વત્રયારાધક સ્વભાવ સાધક
યોગ્ય ધર્મ લાભ થાઓ વિશેષ અત્ર શાન્તિ અનાદિકાળથી વિચિત્રકર્મ ગ્રહી આ ચેતનજન્મ જરા મરણ વ્યાપ્ત ચતુર્ગતિમા એકેન્દ્રિયથી તે પચે ન્દ્રિયપય તના અવતારો ધારણ કરી ભમ્યો શુ એમા હેતુ-ઉત્તર, અજ્ઞાન- ચાર ગતિના જીવો અજ્ઞાનરૂપ અધકારમા હિતાહિત દેખી શકતા નથી સિદ્ધ પરમાત્મા સદશ આ પ્રત્યક્ષ શરીરમા અસખ્યાતપ્રદેશે કરી વ્યાપેલો આત્મા તેને કેટલુ દુ ખ ? દશા કેવી ? શરીરમા શુ સુખ? તે વિચારતા વિવેક પ્રગટ થતા ભાસે છે કે, અરે હુ દેગટ ઝાંઝવાના કૃત્રિમ, ક્ષણિક, અસત્ય નીરની ભ્રાન્તિની પેઠે આ ક્ષણિક દુ ખદ ભ્રમણારૂપ સસારમા સુખની બુદ્ધિથી ભ્રમણાએ ભૂલ્યો અને રજગુણથી ડુલ્યો, અને પરભવમા ફુલ્યો અને હજુ તેમા રાચુ છુ, માચુ છુ આત્મા તું તો નિરાકાર અને શરીર તો સાકાર-ચેતન ગુણવાન-અને પુદ્ગલ તો જડ, ચેતન અવિનાશી-અને શરીરરૂપ પુદ્ગલ વિનાશી ચેતનની ઋદ્ધિ નિર્મલ અખુટ અવિનાશી છે, અને પુદ્ગલની માનેલી ઋદ્ધિ મલીન, ક્ષણિક અને સયોગી વિયોગી છે પર વસ્તુમા સુખની બુદ્ધિથી જીવો આ દેખાતી પૃથ્વીની મમતાએ, ધનની મમતાએ, રાજ્યની મમતાએ રાગદ્વેષે કરી કર્મ ઉપાર્જી નરકગતિના મેમાન થયા હાલ થાય છે અને ભવિષ્યત્કાળે થશે પરભાવે આત્મા અનાદિ કાળથી પરિભ્રમણ કરે છે પણ અત આવ્યો નથી હાલ કઇક ,સામગ્રીની યોગ્યતા પ્રાપ્ત થઇ છે, તો કેમ હવે પ્રમાદ થશે ? શુ વારવાર મનુષ્ય જન્મ પ્રાપ્ત થનાર છે ? ના, નહીં સસારમા અવશ્ય મનુષ્ય જન્મનું ફળ સસિદ્ધ કરવુ, એજ વિવેકની પરિસીમા છે બાકી ખાવુ, પીવુ, ઉંઘ, સંસાર, વ્યવહાર દરેક ગતિમા આ જીવે અનન્તીવાર કર્યો, પણ તેથી તેને ખરી શાન્તિ પ્રાપ્ત થઇ નહીં પુણ્યથી થએલી જે લવલેશ શાન્તિ તેથી કઇ તાત્ત્વિક શાન્તિ મળી કહેવાય નહીં આત્મામાં રહેલી તાત્ત્વિક શાન્તિ આત્મજ્ઞાન વિના મળવી મુશ્કેલ છે કસ્તુરીયા મૃગની પેઠે આ જીવ બાહિરથી ( બીજી વસ્તુમાથી ) શાન્તિ મેળ વવા ધારે છે ત્યા સુધી સમજવુ કે ખરૂ તત્ત્વ તેના સમજવામા આવ્યુ નથી જે છે તે આત્મામા છે આત્મામા ખોજ કરતા સર્વ લભ્ય થાય છે આત્માતિરિક્ત બાકીની વસ્તુઓને કે જે મારાથી ભિન્ન ત્રિકાલ છે, તેઓને

પોતાની કેમ માનુ ? તેમા હર્ષ શોક કેમ કરૂ ? તેના નાશે હુ કેમ દુખી થાઉ મારૂ શરીર સર્વથી ન્યારૂ છે સર્વ પાદ્દગલિક વસ્તુઓ મારાથી ન્યારી છે કોઇની થઇ નથી ને થવાની નથી નાહક મારી મારી કેમ માનુ ? મારૂ તે મારાથી પૃથક્ નથી, અને ન્યારૂ તે મારૂ નથી જ્યા રાગ ત્યા દ્વેષ, જ્યા પ્રીતિ ત્યા ભીતિ, જ્યા ભોગ ત્યા રોગ, જ્યા સનાહ ત્યા કલેશ, જ્યા હાસ્ય ત્યા શોક—એમ અરઘટ્ટમાળ ન્યાયનુ ચક્ર પરભાવે જીવને સદાકાળ લાગી રહ્યુ છે તેને પોતાનુ માનવુ તે દુખ છે, અને તેથી ન્યારા રહેવુ તેમા નિરૂપાધિપણે સુખ છે, અરે જીવની દયા કરો દયા કરો અરે જીવને શુ દુખ પડ્યુ છે જીવો અનન્ત છે પોતાના જીવને મોહરૂપ કસાઇ દુખ આપે છે તેને મારે છે, છેદે છે, શેષ લે છે તેનાથી પોતાના આત્માને છોડાવો આત્મા તેનાથી કેમ છુટે ? પુરૂષાર્થ કરવાથી આત્મસ્વરૂપ ઓળખીએ તો એ મોહરૂપ કસાઇ આપોઆપ દૂર ખસે છે આખા જગતમા મોહથી અધારૂ વ્યાપી જાય છે, તેને જ્ઞાનરૂપ સૂર્યના કિરણો ક્ષણવારમા વિલય કરે છે મોહ અધારૂ, આત્મિકગુણોને અવલખતા ક્ષણવારમા દૂર જાય છે અરે શુ કર્મનુ જોર ? હુ સિદ્ધના સમાન છતા કર્મવડે પરતત્ર બન્યો છુ ? હા બન્યો છુ પ્રત્યક્ષ તુ રક જેવો થયો છે, અને પરતત્ર બન્યો છે તારી પરતત્રતા ક્યારે નાશ થાય કે જ્યારે તુ પોતાને સ્વતત્ર સમજે અને સર્વથી પોતાને ન્યારો ગણે ત્યારે તુ સ્વત સ્વતત્ર આપોઆપ પ્રકાશે હુ અને મારૂ આ પ્રત્યયથી તુ બધાય છે, અને હુ કોઇનો નથી કોઇ મારૂ નથી, સર્વ સબધિવર્ગમા રહ્યો છતા તેથી ન્યારો છુ શરીરમા વસ્યા છતા શરીરથી ન્યારો છુ બોલુ છુ છતા બોલવાથી ન્યારો છુ ગમનાગમન કરૂ છુ છતા તેથી હુ ન્યારો છુ મારૂ મારામા સમાયુ છે જેને ઇચ્છુ છુ તે મારામા છે જેના વિના હુ દુખી થાઉ છુ તે મારામા છે જેથી હુ ત્રણ લોક દેખુ તે જ્ઞાન ગુણ મારામા છે હુ પોતે આત્મા સ્વપર પ્રકાશક છુ, તેની મોટાઇ ત્રણ ભુવનમા પણ માય તેમ નથી તેની મોટાઇ તેનામા સમાઇ છે આ સસારની ઉપાધિને ઘોર નિદ્રાહુની પેઠે ભૂલી જાઉ તો મારૂ સુખ મને ભાસશે મારા આત્માના સ્વરૂપમા ક્ષણે ક્ષણે જાગતો રહુ તો સસારમા રહ્યા છતા પણ અસસારી કહેવાઉ હુ ત્રણ ભવમા એકરૂપ છુ મારો કોઇ નાશ કરી શકતુ નથી હુ ઉત્પન્ન થયો નથી માટે અજ છુ મારો કોઇ શત્રુ નથી મને નિન્દા લાગતી નથી, સ્તુતિ પણ લાગતી નથી, અને મને ગાળ લાગતી નથી કારણ કે હુ આત્મા અરૂપી છુ તેને બીજી વસ્તુનો સ્પર્શ નથી તો નિંદા સ્તુતિથી મને

હાનિ લાભ નથી. મારા ગુણો અનાદિકાળથી કર્મના આવરણથી ઢંકાયા છે તેથી હું સર્વજ્ઞ છતાં હાલ અલ્પજ્ઞ છું પણ હું સત્તાએ સર્વજ્ઞ છું માટે મને મળશેજ ક્યારે કે જ્યારે મારી મને કાળજી થાય ત્યારે આત્માની ચાહના થાય ત્યારે આત્મામાં હું વિકલ્પ સંકલ્પ ત્યાગી શાંત ચિત્તથી રમી શકું તો સ્વપદનો ભોગી યોગી થાઉં એ પદની મને ચાહના થાઓ, સ્વપરને એનું યાથાતથ્ય સ્વરૂપ પ્રાપ્ત થાઓ

ઇત્યેવ શ્રી શાન્તિ શાન્તિ શાન્તિ

× × × ×

મુ. મહેસાણા,

શ્રી રાજનગરે સદ્દગુરૂ શરણાધીન, વચનામૃત સેવી, આત્મગુણાકાંક્ષી, ગંભીર . યોગ્ય ધર્મ લાભ પહોંચે વિશેષ પત્ર આવ્યો સમાચાર જાણ્યા, શાતાદ્વારા તમારી આત્મોન્નતિ સહજસ્વભાવે વૃદ્ધિ પામો સદ્દગુરૂગુણધામ આત્મતત્ત્વનું સ્વરૂપ તમારા હૃદયમાં વહો એક ગુરૂ શ્રદ્ધા અર્પણના સંબંધી નિર્મળ એવી તમારા હિતાર્થે સ્થિર થાઓ પુસ્તકોનું તથા ભણેલા ગ્રંથોનું અવલોકન કરવું ધર્મ કાર્ય લખશો.

× × × ×

મુ. મુંબાઇ,

વલસાડ મધ્યે સુશ્રાવક, શા કેશરીચંદ ગુલાબચંદ તથા શા નાથાલાલ ખુમચંદ તથા શા ફુલચંદ રામચંદ્ર યોગ્ય ધર્મ લાભ

પ્રત્યેક તત્ત્વમાં ઉંડા ઉતરવાને માટે વિચારશક્તિ ખીલવવાની ઘણી જરૂર છે જૈનશાસ્ત્રોનું અહર્નિશ નિયમાનુસાર વાચન કરવાથી અભિનવ જ્ઞાનની ઉત્પત્તિ થાય છે, આત્માનો ગુણ અપૂર્વ છે તેને ખીલવવા જેમ જેમ પ્રયત્ન કરવામાં આવે છે, તેમ તેમ જ્ઞાનાવરણીય કર્મ ટળતું જાય છે દરેક કર્મોને ટાળવા ઉપાયો અવબોધવા જોઇએ જડ અને ચૈતન્ય તત્ત્વનું પૂર્ણ

સ્વરૂપ અવબોધવા માટે તીવ્રક્ષયોપશમની આવશ્યકતા છે પ્રત્યેક વિચારો કરવાની કળા પ્રાપ્ત કરવી જોઇએ. તતસંબંધી પ્રથમથી કંઇક અવબોધવું જોઇએ સર્વ બાબતોના વિચારો કરતા આત્મિકવિચારોની વિશેષત આવશ્યકતા છે આત્માનું સ્વરૂપ ઓળખવું અને પરમગતિ પરિહરવી એજ ચારિત્રયોગિનો ઉત્તમ સિદ્ધાંત પૂર્ણ અવબોધાય તેવું મનન કરવું જોઇએ સદ્ગુરૂ કૃપાથી ઘણું અવબોધાય છે

ૐ શાન્તિ ૩

× × × ×

પાદરા, ૧૯૬૮ કા. વદિ ૧૦

સુરતમાં સુશ્રાવક શા નેમચંદભાઇ દેવચંદ યોગ્ય ધર્મલાભ

વિ. હાલમાં હું નિરૂપાધિ અને નિવૃત્તિસ્થાનમાં હોવાથી અને ઉપયોગી જ્ઞાનાદિક બાબતોમાં જોડાવાથી પત્ર લખી શકતો નથી તમારી પાસે જે પુસ્તકો છે તે વાંચીને શાન્તિમય જીવન ગાળશો **જે જ્ઞાનથી સર્વ પ્રકારની વાસનાઓ ટળે છે અને સર્વ જીવો પર કરૂણાભાવ રહે છે, તેમજ સર્વ જીવો જેનાથી આત્મવત્ પ્રિય લાગે છે, તે જ્ઞાનની પ્રાપ્તિ કરવા પ્રયત્ન** કરશો. તેનાથી હૃદયમાં સમતાભાવ ઉત્પન્ન થાય છે, એવા અધ્યાત્મ જ્ઞાનની પ્રાપ્તિ માટે પ્રતિદિન પ્રયત્ન કરશો વૃદ્ધાવસ્થામાં વૈરાગ્યભાવનાથી આત્માની ભાવના રહેશે દુર્જનમનુષ્યોના સહવાસથી દૂર રહેશો, અને તેઓને પણ સજ્જન કરી શકાય એવી શક્તિ પોતાનામાં દેખતા હો તો સુધારવાને માટે સંગતિનો લાભ આપવો યોગ્ય છે જેની સંગતિથી ચિત્તની ચંચળતા થાય તેવા મનુષ્યોની સંગતિથી દૂર રહેશો આ કાળમાં જેની પાસે બેસવાથી ચિત્ત ઠરે એવા સ્થાનકો અલ્પ છે આત્માનું શાન્તિ ગુણ પેદા થાય તેવા કારણોનું અવલંબન કરવું આત્માર્થિની સંગતિ નહીં મળે તો ધર્મના પુસ્તકો વાંચી શાન્તિમય જીવન ગાળશો

ૐ શાન્તિ ૩

× × × ×

સં. ૧૯૬૮ ફા. વદિ ૯ પાદરા

શ્રી અમદાવાદ સુશ્રાવક પ્ર ૩

## હરિગીત

સાક્ષી બને છે પ્રેમનો એ પ્રેમ મનમા જાણજે,
ઝે પ્રેમમા અદ્વૈત સત્ગુ પ્રેમ મનમા આણજે,
એ શુદ્ધપ્રેમે સ્વાર્થ તૃષ્ણા કામ તૃષ્ણા ઝટ ટળે,
સુવિશુદ્ધપ્રેમી કાઠ થાવે સોનુ જેવુ ઝળહળે ૧

સારા ગુણોને દેખતો તે શુદ્ધ પ્રેમી જાણવો,
સારા ગુણોનો રાગ તેહજ પ્રેમ મનમા આણવો,
સુવિશુદ્ધપ્રેમી ભક્તિ પામે ચિત્તની સ્થિરતા કરે,
નિજ હૃદય નિર્મલ શુદ્ધપ્રેમે શુદ્ધ ચેતનને વરે ૨

મતભેદ સઘળા ભાગતા જ્યા ખેદ સઘળા જાય છે,
મ્હારૂ નહિ ત્હારૂ નહિ જ્યા વાસનાજ દહાય છે,
સુવિશુદ્ધપ્રેમ જ મુક્તિનુ શુભદ્વાર માન્યુ પ્રેમીએ,
એ શુદ્ધરીતિ નીતિમાહી પ્રેમને ઉવેખીએ ૩

અતિ દૂર પણ પાસે વસે છે શુદ્ધ પ્રેમી જાણીએ,
સાચા ગુરૂને દેવ ઉપર પ્રેમ એવો આણીએ
જડમા વસે નહિ પ્રેમ કિઞ્ચિત્ પ્રેમશુદ્ધિ કીજીએ,
શુભ આત્મભાવે પરિણમે તે શુદ્ધપ્રેમ ગણીજીએ ૪

તે પારખે છે જ્ઞાની સન્તો શુદ્ધ પ્રેમ દશા ખરી,
તે મુગ્ધ જન નહિ પારખે લન સ્વાર્થ પ્રેમ દશા ધરી,
સુવિશુદ્ધ પ્રેમે મ્હાલીએ મન પ્રેમ પ્યાલા પીજીએ,
શુભ બુદ્ધિસાગરજ્ઞાનદર્શનચરણ પ્રેમે રીઝીએ ૫

× × × ×

મુ પાદરા,

શ્રી

## કવ્વાલી

લખેલા પત્રનો ઉત્તર, લખ્યો હ્‌વે તે સકલ વાચ્યો,
પ્રભુના પન્થમા વહેતા, ગતિ એ પન્થીઓની છે. ૧
બને છે ભાવી અનુસારે, પ્રયત્નો પણ થતા એવા,
કદી ઉદ્યોગ નહિ તજવો, સકલ છે યત્નની પાછળ ૨
હૃદય ઢીલુ બની ઢીલુ, નથી ઉત્સાહ વળુ કાંઈ,
નથી ઉત્સાહ, પ્રીતિવણુ, કર પ્રીતિ પ્રભુબોધે ૩
અનન્યશુદ્ધપ્રીતિથી, પ્રભુનો ધર્મ ધરવાનો,
ગુણોના બીજ વિકસાવી, ગુણોનો બાગ શોભાવો. ૪
કરીને શોધ સાચાની, રમણુતા રાખ હરદમ તું,
પ્રભુથી લય લગાવીને, વહો આગળ અચલ પ્રેમે ૫

---

પામો ઋદ્ધિનિશદિન-સત સદ્ગુરૂના પ્રતાપે,
પ્રજ્ઞા ત્હારી નિશદિન વધો, સત્ય સિદ્ધાન્તપાઠે.
ગાચી સાચી પ્રભુ ગુણુ લહી, સત્ય આનંદ ચાખો,
એવી આશી. નિત્યદિન હું, ધર્મનો લાભ પામો ૧
કર્તા ભોક્તા નિજગુણુ તણો, શુદ્ધ ચૈતન્ય સ્વામી,
જ્ઞાનાનન્દી વિભુ ગુણુમય, શુદ્ધદૃષ્ટિથકી જે
ભોગી યોગી નિજગુણુતણો, ધ્યાનથી શીઘ્ર થાજે,
આશી એવી નિજગુણુતણી, જીવને જીવ દે છે ૨
કર્તા ચેતન નિજગુણુતણો, કર્મ છે મોક્ષ સિદ્ધિ,
સહુ જ્ઞાનાદિ કરણુમય છે, સંપ્રદાને ગુણોનુ
જે જે દોષો નિજ થકી ટળે તે અપાદાન જાણો,
આધારીએ સહજ સુખનો એમ બુદ્ધ્યબ્ધિ વાણી ૩

× × × ×

સં. ૧૯૬૮ વૈશાખ સુદિ ૯ પાદરા

અમદાવાદ મધ્યે

## મોહણી.

આશા સુકોમલ પુષ્પની, સુગંધ લેવા બહુ ભમે,
ગુંજારવો કરતો ઘણો અન્તો નહિ ઉડી ઘણું,
નિજ ચિત્ત ચોંટયું વનિતાઓના પુષ્પની સુગંધમાં,
પણ જાણતો નહિ વનિતાઓની પુષ્પ શોભા કારમી ૧

શોભા સુકોમલ વનિતાઓની છેવટે કરમાય છે,
પંકજતણી શોભા રહે નહિ મોહ તેનો શું ? કરે,
ભોળા ભ્રમર સમજી ધાર્યું આન કેમાગે હવે,
કૃત્રિમ પુષ્પ સુગંધની શોભાથકી દૂરે રહે ૨

અન્યો હમે ચર્ચા કરે બહુ-ભ્રાન્ત મનકુ દેખીને,
શીખ્યો ઘણું જાણ્યું ઘણ પ્રભાતણો લાભ જ અન્યો,
નિજ શુદ્ધ બુદ્ધિ ધારીને ઝટ ભ્રાન્તિ સઘળી ત્યાગી રે
"બુદ્ધ્યબ્ધિ" સન્ત સમાગમે લુન્યાન અંતર બાગમાં ૩

× × × ×

નગપરામા એક મુનિપર લખેલ પત્ર

સં ૧૯૬૮ વૈ. વ. ૨ બોરસદ

પ્રેમી પંખા નિજ મતિયકી સત્કલો ચાખવાને,
જ્યાં ત્યાં બહુ બહુ ભમ્યો સ્વાદતિખ્ખો અંશા લે,
તારી ઇચ્છા હજી પણ રહી ઠામ ઠામે ભમ્યાની,
પાડી ટેવો કદિ નહિ ટળે પૂર્ણ યત્નો વિના તે ૧

પક્ષી ઝાઝા જગત તલમાં સર્વના ભાવ જૂદા,
જે તે પંખી મળ્યાં તુજ જતાં કેટલ સંસ્કાર પાડી,
જેના પિચ્છા સકળ સરખાં તેહમું થાય ટોળું,
અનયન નિરખ્યા સર્વ[illegible]ના પન્ય ભાગ. ૨

રસ્તો સુઝાડ્યો સત્ય તેમાં ચાલ નિંદા ત્યાગીને,
ગુરુગમ લઇ વિશ્વાસથી ઝટ પન્થ આગળ ચાલજે,
તું ધ્યાન કર તું ધ્યાન કર નિજ આત્મ શુદ્ધ સ્વભાવનું,
આનંદ અપરંપાર છે નિજ આત્મમાં એ જાણજે ૫
સદ્ગ્રન્થ વાંચી આત્મના પર્વે વહો ઉમંગથી,
વિકલ્પ પ્રગટે મોહના તે વારજે ઉપયોગથી,
ગુરુની શિખામણ શીરની ઝપા ચૂરી કર નહિ અરે,
બુદ્ધ્યબ્ધિ' વમોવમ કરી નિજ ધર્મને પ્રગટાવજે ૬

સં ૧૯૬૮ વૈશાખ વદિ ૧૦ ગાવીહા

× × × ×

મુ૦ ગાવીહા.

સુ અમદાવાદ૦ મ સુ જા દ શ્રે યો

ધર્મલાભ તમારા પત્રથી તમારી વૃત્તિ જાણી વિવેક દૃષ્ટિથી જો વિચાર કરવામાં આવશે તો સાંસારિક પદાર્થોની તૃષ્ણા સમાવવાનો માર્ગ ખુલ્લો થશે મોહની પ્રબલતાથી જીવ ઘેરાય છે અને તેથી તે ધર્મ માર્ગમાં પ્રેમ ધારણ કરી શકતો નથી અને કદાપિ કોઈ ધર્મ કરણી કરે છે તો તેમાં પરિપૂર્ણ લક્ષ્ય રાખી શકતો નથી મોહના ઉદયથી દેવ ગુરુના વચનો ઉપર પણ પરિપૂર્ણ રુચિ થતી નથી અને સ્વાર્થિક પ્રપંચોમાં રુચિ થાય છે આવી દશા જેના હૃદયમાં તીવ્ર વર્તે છે તેને સંસારમાંથી એકદમ ક્યાંથી છૂટી શકાય? જીવ જાણીને પ્રમાદ કરે છે પોતે જાણે છે કે મારું આયુષ્ય નિષ્ફલ ચાલ્યું જાય છે તો પણ તે આંખ આડા કાન કરીને આગળ ચાલ્યો જાય છે અને દુષ્કૃત્યોનો કિંચિત્ માત્ર પણ પશ્ચાત્તાપ કરતો નથી મોહનીય કર્મની સેનામાં ઘેરાએલો મનુષ્ય જે ક્ષણિક પદાર્થો છે તેમાં નિત્ય બુદ્ધિ ધારણ કરે છે અને લોકોત્તર સદ્ગુરુના ઉપદેશને પણ હૃદયમાં ઉતારી શકતો નથી બાહ્ય લક્ષ્મીની અસ્થિરતાના સંબંધથી જેનું ચિત્ત અસ્થિર છે તે બાહ્ય લક્ષ્મીના પૂજારી બનીને સત્તાએ ત્રણ ભુવનના નાથ છતાં પણ સેવક બને છે અને સંતોષ વિનાની જીંદગી ગાળીને આત્મિક સુખની ગંધ પણ ગ્રહણ કરી શકતા નથી રત્ન દ્વીપમાં આવીને પથરા લઈને

જીવ પાછો ફરે એવુ ન થાય તે માટે વારંવાર ઉપયોગ ધારણ કરવાની જરૂર છે

કાવીઠા વૈશાખ વદિ ૧૦ સ ૧૯૬૮

× × × ×

મુ. કાવીઠા ( બોરસદપાસે ) સ ૧૯ ૮ વૈ વદિ ૧૦

સુ સુ વી દ યોગ્ય ધર્મ લાભ

વિશેષ તમારો પત્ર આવ્યો વૃત્તાંત જાણ્યો લોભ કરવાથી ચિત્તની ચચલતા થાય છે, અને તેથી અનેક પાપ કૃત્યો સેવાય છે જડ વસ્તુઓની પ્રાપ્તિથી ખરેખર આત્માનો આનંદ મળતો નથી પાડો સરોવરને જેમ ડોળી નાખે છે તેમ લોભ રૂપ પાડો પણ શાન્તિ સરોવરને ડોળી દે છે લોભરૂપ સમુદ્રનો પાર પામી શકાતો નથી અને તેથી અનેક જીવોને પરિતાપ ઉપજાવી શકાય છે **જેને દુનીઆની વસ્તુઓ નાકના મેલ સમાન લાગેછે તેવો સન્ત પુરૂષ પોતાના હૃદયની શુદ્ધિ કરીને આત્મતત્ત્વ સન્મુખ થઇ શકે છે** સદ્ગ્રન્થો વાચીને તેનો અન્તરમા વિચાર કરવામા આવે તો બાહ્ય લક્ષ્મીની કરતા આન્તરિક લક્ષ્મી ઉપર અનન્ત ઘણો પ્રેમ પ્રગટ્યા વિના રહે નહિ જે વસ્તુ પોતાની નથી તેની પ્રાપ્તિ અરે જીવ વલખા મારે છે અને તે વસ્તુઓનુ પરમેશ્વર કરતા અધિક ધ્યાન ધરીને પોતાની યાચક દશાનુ સંસારમા નાટક કરીને અન્યોને દેખાડે છે વિષને વિષ તરીકે જાણનાર તો અમૃતરૂપ રૂચિ ધારણ કરીને અમૃતનો સેવક બનીને વિષના નાટકની મિથ્યા દશાને દૂર કરે છે ઘડીમાત્ર શોક કરવાથી કઇ વળવાનુ નથી સ્મશાન વૈરાગ્યનો ક્ષણ સ્થાયી સ્વભાવ છે માટે જ્ઞાનગર્ભિત વૈરાગ્યને પ્રાપ્ત કરવા પ્રયત્ન કરો અને આત્માના શુદ્ધ ધર્મની મૂર્તિ બનવા પ્રયત્ન કરો

× × × ×

## કર્તવ્ય

સ્વાદ સુંદરને ચાખ પણ ઝેરીત નહિ તું રસને,
પુષ્પો સુગંધી સુંઘ પણ તું છોડને તોડીશ ના
સાંભળ મનોહર શબ્દને પણ વાદ્યને ભાંગીશ ના
જલપાન કર તું કૂપનું પણ કૂપમાં મૂતરીશ ના ૧

સર્વત્ર ફર તું બાગમાં પણ પુષ્પને તોડીશ ના,
જે જે દીએ અન્યો તને તે આત્મનું માનીશ ના,
ઉંચો ચઢી નીચા પગથીઆ ભાગ નહિ પ માથ ના,
જેના થકી ઉંચો થયો તેને ગર્વથી ના નીચ તું ૨

એ ન્હું સરનું ચૂસીને શાહ થા તું વટિનો,
પણ અન્યો પીડીને ના એ ગુપ્ત કૂચી મુક્તિની
જે વાડ ફળને રક્ષતી તે વાડને ભાંગીશ ના,
પયપાન જનુ તું કર તેને કીડી ના નાશ તું ૩

જે દીપથી દેખ્યું ઘણું તે દીપને ઓલવ નહીં,
દતવેની પ નાર્જન્યના તું પાત્રને ભન્જીશ ના
માગ ઘણા દૂરે ઠરી તું ચાલ આગળ માર્ગમાં,
પણ માગમાં તું નાખ નહિ કાંટા ઘણા દુઃખદિયા ૪

જે જે પુછે તે પન્થીઓને માર્ગ તું બતલાવજે,
પણ પંથીઓથી લડ નહિ એ વાત દિલમાં લાવજે
ઈચ્છા પ્રમાણે ખા ઘણું એહું કરીશ નહિ સર્વને
'બુધ્ધિ્ધ' જે જે તું લહે તે અન્યને પણ આપજે ૫

સં ૧૯૬૮ વૈશાખ વદિ ૧૨ સોમવાર
મું. વડતાલ.

× × × ×

મુ. વસો.

તત્ર સુશ્રાવક, ઝવેરી જીવણચંદભાઈ ધરમચંદ યોગ્ય ધર્મલાભ વિશેષ તમારો પત્ર પાદરાએ લખેલો પહોંચ્યો છે વિશેષ કે વિહારમાં હોવાથી અને ઉપદેશ દેવામાં પ્રવૃત્ત થવાથી પત્ર લખી શકયો નથી, વિશેષ ગુરૂકુલ માટે તમોએ લખ્યું તે જાણ્યું ગુરૂકુળના વિચારોનો ગામોગામ અને દેશો-દેશ ફેલાવો થાય છે જૈનોનો મોટો ભાગ જૈન ગુરૂકુળ સ્થાપવામાં પાછળથી સામેલ થશે, એવો સંભવ રહે છે તીર્થસ્થળની પાસે જૈન ગુરૂકુળ સ્થાપવું એમ તમારો વિચાર છે, અને તેમાં મુખ્ય કારણ યાત્રિક જૈનોની મ મળવાનું દર્શાવો છો તમારૂં લખવું અમુક અપેક્ષાએ સત્ય છે જવડીઆ તીર્થ નર્મદાની પાસેના પ્રદેશમાં જૈન ગુરૂકુળ સ્થાપવામાં આવે તો ઠીક લાગે છે તમો તમારા જેવા ત્રણ ચાર ગૃહસ્થોને જૈન ગુરૂકુળમાં આત્મ ભોગ આપવાને માટે ઉભા કરો તો તે યોગ્ય છે નામની તકરારોમાં પક્ષ પાડીને જૈનો લાખો રૂપીઆનું પાણી કરી અને આવી ઉત્તમ બાબતમાં લક્ષ્મી ખરચવા લક્ષ્ય રાખતા નથી, એ કેટલું બધું દિલગીર થવા જેવું છે!!! જૈનોની લક્ષ્મીનો જૈન ગુરૂકુળ જેવી સંસ્થાઓમાં વ્યય થાય તો જૈનોની ભાવી પ્રજાનો ઉદ્ધાર થયા વિના રહે નહિ ગુરૂકુળ જેવી સંસ્થા સ્થાપતાં આત્મભોગ આપ્યા વિના છૂટકો નથી આઠ દશ વર્ષથી જૈન ગુરૂકુલનો ઉહાપોહ અનેક રીતે જાહેર કરાય છે પણ જૈનોના ભાવી ઉદય પ્રમાણે બનશે

જૈનોનો ઉદય આવી સંસ્થાઓના માર્ગમાં પ્રવૃત્તિ કરતાં થવાનો છે, એમ નક્કી માનશો દુઃખ વેઠીને પણ આ કાર્ય જૈનોએ કરવું જ જોઈએ જૈનોના ઉદય માટે આત્મભોગ નહિ આપવામાં આવે તો ભવિષ્યની જૈન પ્રજા માટે આપણે સાપ જેવા ગણાઇશું, ભવિષ્યની જૈન પ્રજાનો ઉદય આ-પણા ઉપર આધાર રાખે છે જે જૈનો કાંઈ કરતા નથી અને જે કરે છે તેના સંબંધી લવારો કરે છે, એવા જૈનોની ટક્ટક ઉપર કંઇ લક્ષ આપવું જોઇએ નહિ તમો અન્ય કાર્યોમાંથી ચિત્ત ખેંચી લઈને આવા ઉત્તમ કાર્યોમાં આપશો તો ભવિષ્યની જૈન પ્રજાને માટે ઉત્તમ બીજ વાવનારા ગણાશો જૈન બંધુઓને જાગૃત કરો આ સંબંધી વિશેષ પ્રયત્ન કરો અમારે તો ઉપદેશ આપવાનું કાર્ય છે પણ તમારે તો કરવાનું છે આ સંબંધમાં ખાનગી ગુરૂકુળના હિમાયતીનું એક મંડળ ભેગું કરીને વિચારો ચલા વશો તો શુભ પરિણામ આવશે ૐ શાન્તિ વૈશાખ વદિ ०)) १९६८

આવરણ ટળવાના નથી આત્મારૂપ સૂર્ય ઉપર વિટાયેલુ કર્મરૂપ વાદળ દૂર કરવાને માટે ક્ષણે ક્ષણે ઉચ્ચ વૈરાગ્ય બાર ભાવના ભાવવાનો ઉદ્યમ કર્યો પ્ર છે ૐ શાન્તિ ૩

× × × ×

સુશ્રાવક ઝવેરી નેમચંદ અભેચંદ તથા ઝવેરી લલ્લુભાઈ ધર્મચંદભાઈ યોગ્ય   મુ. વઢવાણ. ધર્મલાભ વિશેષ સંસારિક ઉપાધિયોમા રહ્યા છતા શાલિભદ્ર અને ધન્નાકુમારના વૈરાગ્યનુ સ્મરણ કરશો શ્રી વીરપ્રભુના શાસનમા અનેક કાંટાઓ દેખીને મોક્ષ માર્ગમા પ્રવૃત્તિ કરજો દુનિયા જીતવા કરતા પોતાના આત્મને સદ્‌ગુણોવડે જીતવો એ અનંત ગુણ ઉત્તમ કાર્ય છે અશાન્તિ અને અશા... ન્તિ પ્રિય મનુષ્યોના સહવાસથી શાન્તિના માર્ગમા ચાલનારાઓને પણ અશાન્તિ અને ક્લેશની વિટંબના નડે છે કષ્ટદ કલાકમા રાચી માચી રહેના દુર્ગુણોના ઉપર થી ઘણા જીવોના ભાવ પ્રમાણે હણાય છે તેથી જ્ઞાનીઓના મનમા કરુણા ઉત્પન્ન થાય છે સત્ય અને સમભાવ ગુણને ગ્રહણ કરીને ઉત્તમ મનુષ્યો મોક્ષ માર્ગમા નિર્ભયપણે સંચરે છે શ્રી ભરત ચક્રવર્તિના વૈરાગ્યનુ સ્મરણ કરીને જલમા કમલ જેવો આત્મા બનાવવાને ધર્મની આરાધના કરો.

× × × ×

મુકામ મુંબાઇ સં. ૧૯૬૮ વૈશાખ સુદિ ૨

અમદાવાદ તત્ર સુશ્રાવક શા લલ્લુભાઇ રાયજી યોગ્ય તથા તમારા સુપુત્રો યોગ્ય ધર્મલાભ. વિ. કેટલાક દિવસ પહેલા તમારો પત્ર આવ્યો હતો તે પહોચ્યો અને તેમજ અન્ય મનુષ્યો દ્વારા તમારી હકીકત જાણીને લખવાનુ કે તમારા ઉપર આવી પડેલી ઉપાધિયોથી ગભરાઇ ન જતા ધૈર્ય ધારણ કરશો, પૂર્વ ભવમા જેવા કર્મ બાંધ્યા હોય છે તેવા ઉદયમા આવે છે હસતા હસતા પણ જે કર્મ બાંધવામા આવે છે તે રોતા પણ છૂટતા નથી, દુનિયામા મોટા

મનુષ્યોને દુ ખો પડે છે ચન્દ્ર અને સૂર્યના ઉપર ગ્રહણ છે પણ તારા ઉપર ગ્રહણ નથી પૌદગલિક વસ્તુઓની લીલા સદાકાલ એક સરખી રહેતી નથી લક્ષ્મીના વખતમા તમોએ પોતાની શક્તિ પ્રમાણે બોર્ડીંગ વગેરેમા લક્ષ્મીનો સદુપયોગ કર્યો છે અને ગરીબ દુ ખી મનુષ્યોને તથા સ્વજાતિ મનુષ્યોને જે જે સહાય આપી છે તે માટે તમારૂ નામ અમર રહેશે લક્ષ્મી ચપળ છે કોઇના ઘેર તે સદાકાલ રહેતી નથી લક્ષ્મી જાય છે અને આવે છે ઉત્તમ મનુષ્યો, બાહ્ય લક્ષ્મીનો શોક કરતા નથી તેમજ બાહ્ય લક્ષ્મીનો શોક કરવાથી કંઇ તે પોતાની પાસે આવતી નથી તેમજ લક્ષ્મીના જવાથી હિમ્મત હારી જતા નથી હરિચંદ્ર અને નળરાજાને કેટલા બધા દુ ખો પડયા હતા !!! તેના વિચાર કરો શ્રીવીર પ્રભુને કેટલા પરિષહો નડયા હતા તેનો વિચાર કરો સીતા અને દમયતીએ બહુ વિપત્તિ ભોગવી હતી જેણે આત્મા અને કર્મનુ સ્વરૂપ જાણ્યુ છે તેના મનમા સકટ વખતે પણ સવરની અતરની લક્ષ્મી વર્તે છે તેથી તેને બાહ્ય લક્ષ્મી કઈ હિસાબમા નથી પોતાના આત્માના ગુણો પ્રકટાવવા માટે સદાકાલ પ્રયત્ન કરવાની જરૂર છે બાહ્ય લક્ષ્મી કદી પોતાની થઇ નથી અને કદી પોતાની થનાર નથી અને તેમજ છે બાહ્યલક્ષ્મીથી કોઇ ખરો સુખી થયો નથી વર્તમાનમા ખરો સુખી કોઇ નથી અને ભવિષ્યમા કોઇ થનાર નથી બાહ્યલક્ષ્મીવડે મળેલુ માન ક્ષણિક હોવાથી સદાકાલ કોઇને રહ્યુ નથી અને કોઇને રહેનાર નથી ઉત્તમ મનુષ્યો લક્ષ્મી પ્રાપ્ત થતા હર્ષાયમાન થતા નથી અને લક્ષ્મીનો નાશ થતા શોક ધારણ કરતા નથી બાહ્ય લક્ષ્મી જડ છે તે પોતે તો કઇ સમજી શકતી નથી તેની સગતિથી પોતાના ગુણો વૃદ્ધિ પામતા નથી ઉત્તમ મનુષ્યો પોતાના સહજ સુખની પ્રાપ્તિ કરવા પ્રયત્ન કરે છે ત્રણ ભુવનમા કોઇ લક્ષ્મીવડે સદાકાલ પૂજ્ય બન્યો નથી અને ભવિષ્યમા કોઇ બનનાર નથી ઉત્તમ મનુષ્યો નીતિના માર્ગે પ્રવૃત્તિ કરેછે અને મેરૂ પર્વતની પેઠે ધીર બનીને પોતાનું જીવન વહે છે બાહ્યલક્ષ્મીથી ખરૂ સુખ મળવાનુ હોત તો તીર્થંકરો ગૃહસ્થાવાસનો ત્યાગ કરીને દીક્ષા અગીકાર કરત જ નહીં ઉત્તમમનુષ્યો જ્ઞાન, દર્શન અને ચારિત્ર રૂપ સત્ય લક્ષ્મી પ્રાપ્ત કરવા પ્રયત્ન કરે છે પૌદ્ગલિક વસ્તુઓમા કદી મારાપણાની બુદ્ધિ ધારણ કરવી યોગ્ય નથી

**कबहिक काजी, कबहिक पाजी, कबहिक हुआ अपभ्राजी कबहिक जगमें कीर्तिगाजी—सब पुद्गलकी बाजी, आप स्वभावमेरे अबधू सदा मगनमें** આત્માના શુદ્ધ સ્વરૂપને ઓળખીને આત્માના ગુ

ણેને પ્રગટાવવા જોઇએ જેમ મનુષ્યો લક્ષ્મીને એક જાતની ઉપાધિ ગણે છે અને નિરૂપાધિદશાની જીંદગી ગાળવા માટે સતત પ્રયત્ન કરે છે બાહ્ય વસ્તુઓની તૃષ્ણાથી કંઇ સુખ થવાનું નથી પ્રારબ્ધથી શરીરનો નિર્વાહ તો ગમે તે પ્રકારે થયા કરે છે પુત્રોના કર્મ પ્રમાણે પુત્રોનું થયા કરશે એમ નિશ્ચય કરીને પોતાના આત્માનું કલ્યાણ થાય એવો માર્ગ લેવો જોઇએ સંસારાદિના વ્યવહારોથી મનુષ્યોનું મન સદાકાળ ચંચળ રહે છે અને તેથી ચિત્તની સમાધિ પ્રાપ્ત થઇ શકતી નથી એ સંબંધી પૂર્વે તમને ખાસ સંકોચ ન કરવો એમ ભાગ્યે કહ્યું હતું પેર હવે કથિત ઉપદેશ લક્ષ્યમાં રાખીને ચિત્તની સમાધિ રહે એવા આલંબનોવડે શરીર નિર્વાહ ચલાવવો જોઇએ. ઉત્તમ મનુષ્યો ભવિષ્યની ચિન્તાઓ કરીને દુ:ખી થતા નથી ભાવી બનવાનું હશે તે બનશે એમ ઉપયોગ ધારવો પોતાના કુટુંબને સદુપદેશવડે ધૈર્ય આપવું ધાર્મિક પુસ્તકો વાંચીને અને તેમજ અન્યોની પાસે વંચાવીને સંતોષ વાગ્ય રાખવા આત્માના ગુણોમાં રમણતા કરવી મનમાં થતા વિકલ્પ સંકલ્પ ટાળવા પ્રયત્ન કરવો આત્માનો આનંદ પ્રાપ્ત કરવા પ્રયત્ન કરવો પ્રમાદ દશા ગાળીને ધર્મ સાધન કરવામાં સદાકાલ તત્પર રહેવું इत्येवं ॐ शान्ति ३

× × × ×

મુકામ અમદાવાદ સં ૧૯૬૮ અશાડ વદિ ૩

શ્રી મુંબાઇ તત્ર જૈન શ્વેતાંબર કૉન્ફ્રસના સેક્રેટરી શા કલ્યાણચંદ સૌભાગ્યચંદ તથા ભાઇ અમરચંદ વગેરે યોગ્ય ધર્મ લાભ વિ તમારો પત્ર પહોંચ્યો કૉન્ફરન્સ હેરલ્ડ માટે સૂચવેલી સૂચના પ્રમાણે સુધારો કરવાનું લખ્યું તે જાણ્યું છે જૈનોના વાર્તમાનિક બારીક મામલા પ્રસંગે મધ્યસ્થત્વ ધારીને પડેલા ભેદો શમાય એવી દીર્ઘ દ્રષ્ટિ વાપરીને યથાશક્તિ પ્રયત્ન કરશો જૈનોમાં સંપ વધે તે માટે તમારા જેવા પ્રયત્ન કરશો તો અન્તે પાછી શાન્તિ થઇ જશે સુશ્રાવક ગુલાબચંદ ઢઢા તથા શા મોતિચંદ ગિરધર કાપડીયાનો કૉન્ફરન્સ ભરવા સંબંધી શો વિચાર છે ? તે લખી જણાવશો કૉન્ફરન્સ ભરવાની આવશ્યકતા છે પણ તેના આગેવાનોએ સમયજ્ઞ થવું જોઇએ અને જરા હિંમત ન ગુમાવવી જો એ વરસાદમાં કૉન્ફરન્સ ભરવા સંબંધી

વ્યવસ્થા કરી હતી અને ત્યાંનો સંઘ અમારા ઉપદેશથી કાર્ય ઉપાડી લેત પણ આધુનિક ક્લેશની વિટંબનાથી બાજી પાછી સંકેલી લેવી પડી હતી તે સંબંધી હકીકત, શા. ગુલાબચંદ ઢઢ્ઢાના જાણવામાં હતી. કોઇપણ કાર્ય કરતાં વિટંબના ભોગવવી પડે છે. ગામડાં કરતાં શહેરમાં કોન્ફરન્સ ભરવાની સગવડતા અને કાર્યવાહકોને પણ સુગમતા થાય એમ બનવું સ્વાભાવિક છે. કોન્ફરન્સને જૈનોનો મોટો ભાગ ચહાય છે. અને તે પ્રગતિ માર્ગમાં હેતુભૂત છે પણ તેની સાથે જણાવવાનું કે કોન્ફરન્સના આગેવાનોએ અને તેના લાગતા વળગતાઓએ ચારે તરફથી ઘણું સંભાળીને પ્રવર્તવું જોઇએ. અનેક જૈનોના મન મેળવીને અને અનેક જૈનોને પોતાના સંવિભાગી આપીને તથા દેશ કાલ પ્રમાણે વર્તીને ધીમી ધીમી ગતિ કરીને મંગીન સુધારા જોઇએ. કોઇપણ બાબતમાં બે મતભેદ પડે એમાં કાંઇ આશ્ચર્ય નથી. પણ તેમાં સત્ય શું ? છે તેનો નિર્ણય કરવો જોઇએ. અન્યકામો કરતાં જૈનકોમ પાછી રહે એમ તો કદી ઇચ્છવા યોગ્ય નથી. અન્યકોમો કરતાં જૈનકોમ આગળ વધે એવા ઉપાયો લેવા જોઇએ. તુર્ત વાવેલાં બીજ કંઇ એકદમ ફળ આપી શકતાં નથી. બીજ વાવનારાઓએ પોતાને ફળ મળે એવી આશાએજ બીજ ન વાવવાં જોઇએ પણ ભવિષ્યની પ્રજા માટે સત્કાર્યનાં બીજો વાવવાં જોઇએ. જૈનોમાં હાલ ચાલતો કુસંપ સદાકાળ રહેવાનો નથી. જે થાય છે તે સારાને માટે થાય છે. ભવિષ્યમાં કંઇ સારૂં પરિણામ આવવાનું હશે તો કોણ જાણે. ગંભીરતા અને સહનશીલતા ધારણ કરીને જૈનબંધુઓનું ભલું કરવા પ્રયત્ન કરશો. મનમાં પ્રગટ થતા ખેદને શમાવી દેશો. શ્રીવીતરાગ ધર્મની આરાધના કરશો. પ્રભુભક્તિમાં સદાકાલ તત્પર રહેવું. જૈનધર્મની આરાધના કરવામાં પ્રમાદ કરવો નહિ. ધર્મનાં કાર્યો કરવામાં પ્રવૃત્તિ કરવી. પરભવનું ભાતું બાંધવામાં ખામી રાખવી નહિ. જ્યાંસુધી આયુષ્ય છે ત્યાંસુધી ધર્મની સાધના ખરાભાવથી કરશો. ઘરમાં એક આગેવાન ધર્મી હોય છે તો આખા ઘરના મનુષ્યોને ધર્મી બનાવે છે. ૐ શાન્તિ ૩

× × × ×

મુ. વસો ૧૯૬૮ જેઠ સુદિ ૧

ધર્મજીજ્ઞાસુ, સુશ્રાવક શા ડાહ્યાભાઇ કેશુભાઇ તથા શા નાથાલાલ ફુલચંદ તથા શા હીરાભાઇ તથા સ તુભાઈ તથા વીરચંદભાઇ વગેરે યોગ્ય ધર્મલાભ વિશેષ તમારો પત્ર આવ્યો. પાદરાથી ગામોગામ વિહાર કરીને વસો સુધી અવાયુ છે યથાશક્તિ વિહારમા ઉપદેશ દેવાય છે કેશરીના મરણથી તમોને ધર્મોત્સાહ પ્રેરક પુરૂષની ખોટ પડી છે પણ હવે તમો પોતેજ જૈન ધર્મની સેવા કરવામા સર્વને ધર્મોત્સાહ પ્રેરક બનશો સદ્ગુરૂના ઉપદેશથી જેનુ હૃદય ભેદાયુ નથી તે ઉપર ઉપરથી કારણ મળે ધર્મમા પ્રવૃત્તિ કરે છે, પૂણ શ્રદ્ધા ધારીને ધર્મની આરાધના કરનારાઓ ધર્મશાસ્ત્રો વાંચીને ધર્મમાર્ગમા ઉડા ઉતરે છે ધર્મ માર્ગ મા જેને રસ પડે છે તે મનુષ્ય ખરેખર ધર્મમાર્ગમા ગમન કરી શકે છે આત્મભોગ આપ્યા વિના જૈન ધર્મની આરાધના થઇ શક્તી નથી એ નક્કી માનશો દશ પદર ગોદડીઓ ઓઢીને ઉંઘી ગયેલા મનુષ્યને શ્રી સદ્ગુરૂ બોધરૂપ લાકડીવડે જગાડે છે તોપણ તે જરા હાલીને પાછો ઉંઘી જાય છે પુન: જાગે છે પુન ઉંઘે છે હવે તો બરાબર જાગ્રત થઇને ધર્મમાર્ગમા ગમન કરશો સર્વને ધર્મ લાભ જણાવશો

× × × ×

જેવી મળે છે સંગતિ તેવો અરે તુ થઇ જતો,
સંકલ્પ જે જે તે કર્યાં તે પર્ણવત્ બહુ હાલતા,
પ્રતિ પક્ષીઓના સંગનો સબંધ પામી મુઝતો,
પ્રાગલ્ભ્ય નહિ નિજ બુદ્ધિનુ તેથી અરે તુ ડગમગે ૧

ભરમાય છે નાકાય છે સબંધ પણ ગણે અર,
એ શિષ્યનો સબંધ હળદર વસ્ત્ર જેવો જાણવો,
એના સબંધે શિષ્યનો ઉદ્ધાર થાતો નહિ કદી
જે ચિત્ત નહિ અન્તરૂ થળી તે રોઝ વનનુ જાણવુ ૨

શ્રદ્ધા અને પ્રેમ વણુ તો શિષ્ય નહિ કો જગ વિષે .
શ્રદ્ધા અને ભક્તિ વિનાના શિષ્ય પત્થરના સમા,

સબંધ તનુ ને મેળનો એ મેળની કિંમત નથી,
મેલા ઘણા ચેલા થતા એ શિષ્ય નહિ છે સ્વપ્નમા ૩

બોલો જગતના સાભળીને ગારના ખીલા બનો,
એવુ થયુ બહુ વાર એમા જ્ઞાન ખામી જાણવી,
નિજ રરજ જાણી એ કથ્યુ શુભ સાર લેજે ચિત્તમા,
લેવુ નથી દેવુ નથી એ વાતમા મારે જગ ૪

પરવા નથી મુજ ઇન્દ્રની કે ચન્દ્રની નાગેન્દ્રની,
જેવુ સુઝાડે બુદ્ધિ તેવુ કર મને પરવા નથી,
પૃથ્વીતણી શય્યા કરીને ચન્દ્ર ભાનુ દીવડા,
આકાશના તબુ વિષે નિજ આત્મમાહી મસ્ત છુ ૫

મળશો અરે જોવા હૃદયથી સાર તેનો પામશો,
કથની કરે સહુ કો અરે જેવુ કરે તે ભોગવે,
આલમ બધી નિજ દીલના બહુ તાનમા મસ્તાન છે,
" બુદ્ધચબ્ધિ" અન્તરૂમા રમણતા સર્વ સુખનુ સ્થાન છે ૬

સ ૧૯૬૮ જેઠ સુદિ ૩ મુ વસો.

× × × ×

મુકામ વડોદરા.

તત્ર મુનિરાજ શ્રી પ્રવર્તક શ્રી ૧૦૦૮ શ્રી કાન્તિ વિજયજી તથા મુનિરાજ શ્રી હસવિજયજી વગેરે યોગ્ય, વસોથી લે બુદ્ધિસાગરની ૧૦૦૮ વાર વદના અવધારશો વિશેષ મુનિરાજ શ્રી વલ્લભવિજયજી મહારાજનો જૈન ગુરૂકુળ સ્થાપના વિચાર છે એમ સાભળ્યુ છે અને મારો પણ છે તેઓએ અદ્યાપિપર્યન્ત તે માટે કેવા પ્રકારના વિચાર કર્યા છે તે જણાવશો તો આભાર માનવામા આવશે પ્રવર્તકશ્રીને માલુમ થાય કે ત્યા ભેગા થવાથી આપના સમૂહ વડે કોઇપણ ઉત્તમ કાર્ય થાય તો તે વિદ્વાનોએ બુદ્ધિગમ્ય સ્વાતત્ર્ય અને આધુનિક દશાનો વિચાર કરીને જૈનધર્મનો ઉદય કરવા વિશાલદૃષ્ટિથી પ્રયત્ન કરવો જોઇએ વિશાલ દૃષ્ટિ અને ભવ્યાભાવને વારીને વર્તમાનની સોનાની તકને ન ખોવી જોઇએ નિરક્ષર ધનવંતોના

સંકુચિત વાતાવરણને તાબે ન થતાં સ્વહૃદય અવિરુદ્ધ અને ધર્માવિરુદ્ધ કાર્યને કરવા જોઇએ દીર્ઘદૃષ્ટિથી વિચાર કરીને કાર્ય કરશો જૈન ધર્મની વિજય પતાકા ફરકે એમ જોવા ઇચ્છું છું જૂના અને નવામાંથી સત્ય લેઇ વિશાલ દૃષ્ટિથી કાર્ય કરશો

સંવત ૧૯૬૮ ના જ્યેષ્ઠ સુદિ ૮

× × × ×

મુ. વસો.

રાધનપુર મધ્યે સુશ્રાવક પંડિત હરગોવિન્દદાસ ત્રિકમદાસ તથા પંડિત બેચરદાસ જીવરાજ યોગ્ય ધર્મલાભ વિ. તમારો પત્ર આવ્યો તે પહોંચ્યો જૈનધર્મનો ફેલાવો કરવા માટે પરસ્પર સહાય કરીને પોતાની ફરજ અદા કરવી એ ઉત્તમ મનુષ્યોનું કર્તવ્ય છે પરસ્પર એક બીજાનું શ્રેય કરવામાં જે ઉન્નતિભાવનો રસ રેડાય છે તે રસથી સ્વ અને અન્યોને આપણે ઉત્તમ બનાવી શકીએ છીએ જે મનુષ્યો વિશાલદૃષ્ટિ ધારણ કરીને પ્રત્યેક મનુષ્યોની સાથે અમુક વિષયમાં ખરા અંતઃકરણથી મળતા રહીને જૈનધર્મની સેવા કરે છે તેઓ પોતાની જીંદગીની સાથે અનેક મનુષ્યોની જીંદગી ઉત્તમ કરી શકે છે જે મનુષ્યો પોતાની ઉન્નતિ અને મહત્તા ઇચ્છતા હોય તેઓએ અન્યોના ઉપર તેવી દૃષ્ટિથી વર્તવું જોઇએ જૈનધર્મની ઉન્નતિના માટે આત્મભોગ આપનારાઓના હૃદયો બહુ ગંભીર, વિશાલ, વિશ્વાસી, પ્રેમ અને ગુણાનુરાગ આદિ સદ્ગુણોથી ભરેલાં હોવાં જોઇએ. સ્વાર્થ અને આશા વિનાના ધર્મસ્નેહથી જોડાયલા મનુષ્યો પોતાની જીંદગીને ઉત્તમ બનાવી શકે છે, ભાષા પાંડિત્ય આદિ શક્તિઓ બહુ ઉપયોગી છે, છતાં તેની સાથે શુદ્ધ પ્રેમ, ગંભીરતા, ઔદાર્ય સંપ સહનશીલતા, કૃતજ્ઞતા આદિ જે ગુણો હોય છે તો તે મનુષ્યો પોતાના આત્માને મહાપુરુષ જેવો બનાવીને હજારો જીવોને આનંદ આપી સંસારસાગરને તરી જાય છે, જૈન કોમમાં આત્મિક સદ્ગુણોની વૃદ્ધિ થાય તેવા અનેક ઉપાયોને યોજવાની જરૂર છે આપણે પણ પોતે તે પ્રમાણે પ્રયત્ન કરીશું તો અન્યોને સહાય કરી શકીશું ધર્મ સાધન કરશો

સંવત ૧૯૬૯ જ્યેષ્ઠ સુદિ ૫

× × × ×

સુ. વસો.

સુશ્રાવક શા . યોગ્ય ધર્મ લાભ વિ. તમોએ લખેલી હકીકત વાચી સમાચાર જાણ્યા છે. તમો શકા વિગેરેની બાબતમા ચપાગલીમા શા લ૯ુભાઈ કરમચદ કાપડ દલાલને હકીકત જણાવશો એટલે તે પોતે ઉત્તર આપશે વા લખી જણાવશો, એટને સમાધાન કરીશ પત્રમા હકીકત કેટલી લખી શકાય વિશેષ સદ્ગ્રથો વાચીને પ્રતિદિન આત્માના સદ્ગુણો ખીલવવા પ્રયત્ન કરશો દુનિયામા જે જે મનુષ્યોમા સદ્ગુણ દેખાય તે તે સદ્ગુણોની અનુમોદના કરવી જૈનાગમોમા આત્માની પરમાત્મતા થવા માટે પરિપૂર્ણ ઉત્તમ ઉપાયો બતાવ્યા છે જેમ જેમ અનુભવદૃષ્ટિ ખીલતી જાય છે, તેમ તેમ જૈનાગમાથી ઉત્તમ રહસ્ય પ્રાપ્ત કરી શકાય છે આત્માના ગુણોની પ્રકટતા કરવા માટે દ્રવ્ય અને ભાવથી અપ્રમત્તપણે સદાકાલ પ્રયત્ન કરવો જોઇએ આ દુનિયામા મનુષ્યો જેવી જેવી સગતિ પામે છે તેથી તે સગતિના અનુસારે તેવા તેવા પ્રકારની મનોવૃત્તિને ધારણ કરે છે ચાલણીની પેઠે કાકરાનો જેઓ સગ્રહ કરે છે, તેઓ ગુણાનુરાગદૃષ્ટિ વિના અવગુણો તરફ ધસનાર છે દેવગુરૂ ધર્મનુ સાધન કરવુ

સવત ૧૯૬૮ ના જેઠ સુદિ ૫

× × × ×

શ્રી અમદાવાદ. તા ૬-૮-૧૨

શ્રી પાદરામધ્યે શ્રદ્ધાવત, દયાવત, દેવગુરૂ ભક્તિકારક સુશ્રાવક વકીલ શા મોહનલાલ હિમચદભાઇ યોગ્ય ધર્મલાભ પત્ર આવ્યો તે પહોંચ્યો શરીર કઇ જોઇએ તેવુ ઠીક રહેતુ નથી તોપણ કાર્યમા તેનો ઉપયોગ થયા કરે છે દેહમા આત્મબુદ્ધિ રાખીને આત્માને ન ભૂલવો જોઇએ આત્મા પોતાના દ્રવ્ય ક્ષેત્ર, કાળ અને ભાવની અપેક્ષાએ સત્ છે તેનામા વિશ્વાસ રાખી તેની ઉપાસના કરનાર પણ આત્મા છે આધ્યાત્મિક પુસ્તકો પણ કલાકોના કલાકો પર્યંત એક સતત વિચારપ્રવાહ વહેવાથી પ્રતીતિ થાય છે. આત્માનુ ધ્યાન ધર્યા વિના આત્મા

અનુભવ પ્રતીતિ થતી નથી હાન તો તેની આત્મદશાના વિચારોની શ્રેણિથી આત્માને વિચારવાની પ્રવૃત્તિ અંગીકાર કરવા યોગ્ય છે ધ્યાન ભાવનાવડે આત્માનો અનુભવ કર્યા વિના આગળ ચડાશે નહિ પુસ્તકો દ્વારા આત્માના ગુણો વાચી ગયા એટલે બસ થઈ ગયુ એવો સંતોષ ન માની લેવો જોઇએ કારણ કે ચારિત્રભાવનાવડે વાસનાઓના મૂળ હઠાવ્યા વિના ઉપર ઉપરનુ વાચિકજ્ઞાન પરિપક્વદશાવાળુ થઇ શકશે નહિ પોતાનો આત્મા પોતાના સ્વરૂપની સાક્ષી એવી આપે છે કે આજ સ્વરૂપ ખરૂ છે અને તે માટે સર્વે પ્રાણો કુરબાન છે એજ પક્વજ્ઞાન ગણાય અને એવુ પક્વજ્ઞાન તો આત્માનુ સ્વરૂપ વિચાર્યા વિના પ્રગટી શકે નહિ પોતાની મેળે એકાન્તમા સદ્‌વિચારોવડે આત્માનુ સ્વરૂપ અનુભવવુ જોઇએ હિંદુસ્તાન આદિ ચારે ખંડના નકશા જોયા પછી ચારે ખંડને સાક્ષાત્ જોવા જોઇએ તે પ્રમાણે આત્માના સ્વરૂપને પ્રતિપાદન કરનારા એવા ગ્રન્થોરૂપ નકશાઓ જોઇને પણ આત્માને સાક્ષાત્ અનુભવવા સદ્‌વિચારો કરવા જોઇએ આત્માનુ ધ્યાન કરીને સહજાનન્દ અનુભવો ॐ શાન્તિ

પાય કારણોથી કાર્યની સિદ્ધિ થાય છે મારા અમુક આશયોને મે તમારી આગળ જણાવ્યા નથી, અને તે કહેવાનો વખત આવ્યો નથી, તેમ છતા અનુમાન કરી ને આ ાય ની બિન્નવિયોગની કલ્પનાનો હૃદયમા અવકાશ ન મળે એમ બને તો સારૂ પચમકાલમા આત્માનુ સાધન કરવામા સર્વ પ્રકારની સામગ્રી મળવી એ મહાભાગ્યની વાત છે સાધુઓને ક્યા ક્યા અનુકુલ અને કયા પ્રતિકુલ સયોગો છે તે દક્ષશ્રાવકો જાણે છે, અને સાધુઓની ભક્તિ કરે છે પાદરાના શ્રાવકોને કોઇ બરાબર ઠેકાણે લાવે એવા સાધુની જરૂર છે દુનિયાના કેટલાક મનુષ્યો ધામધમને પૂજે છે, કેટલાક ધમાધમને પૂજે છે, અને કેટલાક સદ્ગુણોને પૂજે છે સર્વમનુષ્યોના બિન્ન બિન્નવૃત્તિના અનુસારે બિન્નબિન્ન અધિકાર હોવાથી એક્જ વસ્તુ સર્વેને એકસરખી લાગી શકે નહિ સદાકાલ ધર્મ સાધન કરશો

સવત્ ૧૯૬૮ ના જેઠ સુદિ ૬

× ×

મુ. વમો.

કપડવણુજ શ્રદ્ધાવત, સુશ્રાવક જેસગભાઇ પ્રેમાભાઇ યોગ્ય ધર્મલાભ. વિ તમારા લેખોની ઉત્તમતા વધતી જાય છે, એવા પ્રકારના લેખો જનાગમ અવિરૂદ્ધતાએ લખતા રહેશો શ્રુતજ્ઞાનની પ્રતિદિન વૃદ્ધિ થાય અને સદ્વિચારોનો પ્રકાશ વધતો જાય એવા સદુપાયોનુ પ્રતિદિન સેવન કર્યા કરશો નયોની સાપેક્ષતાએ વિશાલદષ્ટિ ધારણ કરીને શ્રીવીરપ્રભુના ધર્મનો ફેલાવો કરવા માટે પ્રયત્ન કરશો આત્માની શક્તિયોને ખીલવવા માટે કરતો પ્રયત્ન કદાપિ કાલે નિષ્ફળ જવાનો નથી પોતાની શક્તિયોનો સદુપયોગ જેમ બને તેમ વિશેષ કરશો નિયમસર પ્રતિદિન [illegible]શક્તિયોનો અભ્યાસ કરવામા અત્યત ગુપ્ત રહસ્ય સમાયુ છે, તેનો વિચાર કરશો તો અનુભવ આવ્યા વિના રહેશે નહિ જે પુસ્તક વાચવુ તેના કર્તાનો ઉદ્દેશ પરિપૂર્ણ અનુભવીને વિવેકશક્તિથી આગળ વધવા પ્રયત્ન કરશો ગુરૂઓ અને શાસ્ત્રો દિશા દેખાડી શકે છે, બાકી તે તરફ પ્રયાણ કરીને આત્મશક્તિયોને ખીલવવી એતો શિષ્યની ફરજ છે સદ્ગુરૂના વિચા[illegible] [illegible]તો એ શિષ્યનો ધર્મ છે શ્રી મહાવીર પ્રભુના

શાસનનો અભ્યુદય કરવા જૈનોએ એકશુદ્ધપ્રેમભક્તિની સાંકળે બંધાઈને, મોક્ષમાર્ગમાં સાથી બનીને લાખો કરોડો મનુષ્યોને દોરવવાના છે, પણ તે કાર્ય ખરેખર આત્મશક્તિ સ્ફોરવા વિના બની શકે તેમ નથી, માટે આગળ વધવા પ્રયત્ન કરશો.

સં. ૧૯૬૮ ના જેઠ સુદિ ૭

× × × ×

સં. ૧૯૬૮ ના અશાડ વદિ ૧૧

મુ. અમદાવાદ.

શ્રી કપડવંજ તત્ર સુશ્રાવક શા. જેસંગભાઈ પ્રેમાભાઈ યોગ્ય ધર્મ લાભ. વિ. જૈનધર્મની આરાધના કરવા સતત ઉદ્યમ કર્યા કરશો. દ્રવ્યાનુ યોગનું જ્ઞાન પામેલા એવા જૈનો અન્યમનુષ્યોને પોતાના ધર્મતત્ત્વો સમજાવી શકે છે. જૈનો જૈનતત્ત્વોનું જ્ઞાન પામે તો તેઓ અન્યોને પણ ઉપકાર કરી શકે. આચાર પાળનારા એવા કેટલાક જૈનો આચારનું પણ જ્ઞાન ધરાવી શકતા નથી અને તેથી તેઓ પૃચ્છકોની શંકાઓનો પણ પ્રત્યુત્તર દેઈ શકતા નથી. આચારોના ઉચ્ચરહસ્યોને અવબોધીને મહાત્યાગેને પાળનાર એવા જૈનો ખરેખર સદાચારોથી ભ્રષ્ટ થઈ શકતા નથી અને ગાડરીયા પ્રવાહથી આચારો પાળનારાઓ કદાપિ અન્યના સંસર્ગથી જૈન ધર્મથી ભ્રષ્ટ પણ થઈ શકે છે. મારવાડ, દક્ષિણ વગેરે દેશમાં તત્ત્વજ્ઞાન વિનાના ઘણા શ્રાવકોના કુળો અન્યદર્શનીઓના સંસર્ગથી જૈનધર્મથી ભ્રષ્ટ થયા તેમાં ખરૂં કારણ તો એ છે કે તેઓએ જૈનતત્ત્વોનું પરિપૂર્ણ જ્ઞાન કર્યું નહિ. તેમજ તેઓએ જૈન ધર્માચારોના ઉત્તમ રહસ્યો જાણ્યા નહિ. ગાડરીયાપ્રવાહથી પણ આચારો પાળવાનો કોઈને નિષેધ કરવો નહિ પણ તેઓને આચારના ઉચ્ચરહસ્યો સમજાય એવા વર્તમાનકાલ માટે તથા ભવિષ્યકાલને માટે પણ ઉપાયો યોજવા. દુનિયામાં સર્વે પરિપૂર્ણ તત્ત્વોને જાણનારા પણ થઈ શકે નહિ તેમજ સર્વે કંઈ અજ્ઞાની પણ રહે નહિ. દુનિયામાં સર્વે પરિપૂર્ણ આચારયુક્ત બની શકે નહિ. તેમજ સર્વે મનુષ્યો સર્વ પ્રકારના શુભાચારથી ભ્રષ્ટ બની શકે નહિ. મધ્યમમાર્ગે જૈન ધર્મ મોટા ભાગે આચારો અને વિચારોથી વહ્યા કરે છે. સર્વ મનુષ્યોને

તત્ત્વજ્ઞાની બનાવવા એવી મનમા ઉચ્ચભાવના રાખવી તત્ત્વજ્ઞાનનો પોતે અભ્યાસ કરવો અને જમાનાને અનુસાર અન્યો પણ ધર્મમા જોડાય એમ પ્રવૃત્તિ કરવી ધર્મ સાધનમા સ કાળ પ્રવૃત્તિ કરી કનિષ્ઠ હેણી

× × × ×

મુ. ખેડા.

અમદાવાદ શ્રદ્ધાળુ, દયાળુ, દેવગુરુભક્તિકારક ભગતજી વીરચંદભાઇ ગોકલભાઈ યોગ્યનામ જે મનુષ્યો સદ્‌વિચારોવડે અને સદાચારોવડે પોતાના આત્માના ગુણોનો પ્રકાશ કરવા ઇચ્છે છે તેઓની જીદગી પ્રશસ્ય છે મનુષ્યો પુણ્ય અગર પાપના જેવા કાર્યો કરે છે, તે તે પ્રમાણે તેઓ પુણ્ય અને પાપ ફલના ભોક્તા બને છે કર્મનો અચલ સિદ્ધાત કોઇ ફેરવવા શક્તિમાન્ થતો નથી જેવુ વાવવામા આવે છે તેવુ લણવામા આવે છે, મનુષ્યના ભવમા ધર્મ કરવાની સામગ્રી પ્રાપ્ત થયા છતા જેઓ પ્રમાદના વશમા પડીને ધર્મ સામુ જોતા નથી તેઓ છેવટે માખીની પેઠે પગ ઘસે છે, અને પશ્ચાત્તાપ કરીને છેલ્લો શ્વાસ મૂકે છે ધર્મના કૃત્યો કરવા પોતાના હાથમા છે મનુષ્યો ગમે તેવા ઉચ્ચ હોય છે તોપણ તેઓ પ્રમાદના વશમા પડીને પોતાની જીદગીને ધૂળમા રગદોળે છે લક્ષ્મી અને વિદ્યા પામીને જેઓ તેનો સદુપયોગ કરતા નથી તેઓ પણ પોતાની જીદગીનુ સાધ્યબિંદુ ભૂલે છે, અને ઇતર સામાન્ય મનુષ્યોની પેઠે પોતાની જીદગી ગુજારે છે મનુષ્ય જીદગીની કીમત જેટલી કરવામા આવે તેટલી ઓછી છે દુર્ગુણોનો ત્યાગ કરવાનો અભ્યાસ અને સદ્‌ગુણોનો પ્રાપ્ત કરવાનો અભ્યાસ પ્રતિદિન વધવો જોઇએ પોતાના આત્મામા સદ્‌ગુણોને પ્રકાશ કરવાનો જે અભ્યાસ સેવે છે તે મનુષ્ય અન્યોને પણ સદ્‌ગુણોનો પ્રકાશ કરવામા મદદગાર સહાકાર બની શકે છે ધર્મ સાધન કરવામા વિશેષતા ઉદ્યમ કરશો

× × × ×

સવત્ ૧૯૬૮ અધિક અશાડ વદિ ૧
મુ. અમદાવાદ.

મુબાઇ મધ્યે સુશ્રાવક, ઝવેરી જીવણલાલ પનાલાલ ખાસ યોગ્ય ધર્મ લાભ મન, વાણી અને કાયા વડે પોતાના આત્માનુ, અન્યાત્માઓનુ કલ્યાણ કરનાર સત્પુરૂષોનો કલ્પવૃક્ષની પેઠે આશ્રય કરવા યોગ્ય છે સત્પુરૂષોની આન્તરરીનો આશીર્વાદ ખરેખર શુભાત્માઓના ઉદયનુ ઉત્તમ લક્ષણ છે જેને દેવતાઓ પ્રાપ્ત કરવા ઇચ્છે છે, તે વસ્તુઓ વડે સત્પુરૂષો ની સેવા કરનારા ભક્તો આ પકાળમા મુક્તિના દ્વાર આગળ આવી શકે છે જે મનુષ્યો ઉન્નતિને ઇચ્છે છે, અને જેઓની ઉન્નતિ થાય છે, તેઓના ઉપર સત્પુરૂષોની કૃપા છે એમ અવબોધવુ જગતના પદાર્થો મેળવવાના વિચારો કરતાં તેઓનો સદુપયોગ કરવામા ઉદાર પુરૂષોનુ ચિત્ત વિચાર કર્યા કરે છે જેનો કદી વિનાશ નથી, અને જેનામા પરિપૂર્ણ શાતિ છે એવા પરમાત્મ દેવનુ ધ્યાન કરનાર મનુષ્યો ખરેખર અશાન્ત એવા જગતમા શાન્તિનો અનુભવ લેઇ શકે છે પરમશાન્તમાર્ગમા ગમન કરવુ જોઇએ કે જેથી આપણુ ભવિષ્ય ચળકતુ થાય આપણી બુદ્ધિ, વાણી અને કાયા વડે એવો ઉત્તમ પુરૂષાર્થ સેવવો જોઇએ કે જેથી દૃષ્ટિ નાખતા જેનો પાર આવે નહિ એવા સસાર સાગરની પેલી પાર જઇ શકાય આત્મામા અનત બળ છે એમ જાણીને બેશી નહિ રહેતા આત્મામા અનત બળ પ્રગટાવવા ઉદ્યમ કરવો જોઇએ આખ મીચીને અને ધ્યાન ધરીને જરા જુઓ કે તમારૂ સ્થાન અને સુખ ક્યા છે? એ બધુ આત્મામા છે પરમાત્માને સેવીને તે પ્રાપ્ત કરો ૐ શાતિ

× × × ×

મુ અમદાવાદ સવત્ ૧૯૬૮ અધિક અશાડ વદિ ૧૩

તત્ર સુશ્રાવક ઝવેરી શા લલુભાઇ ધર્મચદ યોગ્ય ધર્મ લાભ વિ પ્રભુ ભક્તિમા વિશેષ લક્ષ્ય રાખશો જેઓ પ્રભુ ભક્તિમા લીન બની જાય છે તેઓ આધ્યાત્મિક સુખ પ્રાપ્ત કરી શકે છે પ્રભુ ભકિત કરતા કરતા

પ્રભુની સાથે એકત્ર કરી દેવુ જોઇએ પ્રભુના સદ્ગુણોના ધ્યાન વડે આત્માને પોષવો જોઇએ દુનિયામા એવી કોઈ વસ્તુ નથી કે જે પ્રભુના ધ્યાનથી પ્રાપ્ત ન થાય શુદ્ધ પ્રેમથી જ પ્રભુભકિતરૂપ અમૃતરસનુ પાન કરી શકાય છે પ્રભુ ભકિતથી પૂર્વના પાપકર્મ પણ પુણ્યરૂપે પરિણમે છે આપણે પ્રભુના ઉપર અસત શ્રદ્ધા ધારણ કરવી જોઇએ પ્રભુનો ઉપદેશ શ્રવણ મનન કરવા યોગ્ય છે પ્રભુમા એટલો બધો પ્રેમ વધારવો જોઇએ કે જેથી જ્યા ત્યા પ્રભુનુ ચિત્ર ખરેખર હૃદય ચક્ષુ આગળ ખડુ થાય પ્રભુ ભકિત કરનારે ધર્મ નામના મુકિત મહેલના પગથીયા પર સ્થિર રહેવુ જોઇએ દુનિયામા સર્વ જીવોનુ ભલુ કરવાની બુદ્ધિ જેમ જેમ અતરમા વિશેષ પ્રગટશે તેમ તેમ પ્રભુના ભક્તિના ઉચ્ચ પ્રદેશમા વિચરવાનુ થશે પ્રભુમા ધારેલી પૂજ્ય ભકિતનો પ્રવાહ એટલો બધો હોવો જોઇએ કે જેથી આખુ જગત્ પણ તે ભકિત રસના પ્રવાહમા પ્રવાહિત થઇ જાય આપણે મનુષ્યનો અવતાર લેઇને મનુષ્ય જ રહેવાનુ નથી પણ આગળ વધીને પરમાત્મા થવાનુ છે એ વાત આપણા લક્ષ્યની બહાર ન રહેવી જોઇએ આપણા આત્મામા શુદ્ધ ભક્તિનો પ્રવાહ ખરેખર ગગાના પ્રવાહની પેઠે બે કાઠે પૂર્ણ વહેતો જોઇએ પ્રભુની ખરી ભકિત અને સતોની ખરી સેવાથી મનુષ્ય આખી દુનિયાને પોતાની તરફ આકર્ષી શકે છે મનુષ્યની જીદગીના જેટલા ક્ષણો, પ્રભુ ભકિત સેવા વગેરેમા ગયા તેટલાજ લેખે છે પ્રભુની ખરી ભકિતમા આખી દુનિયાનુ મમત્વ ત્યાગી શકાય છે તો પછી કુટુબ ધન વગેરેનુ તો અતરથી મમત્વ ન રહે એમા શુ કહેવુ ? પરમાત્મા વીતરાગ દેવનુ ક્ષણે ક્ષણે સ્મરણ કરો આપણા આત્માને આપણે ઉચ્ચ શુદ્ધ બનાવવો હોય તો વીતરાગની ભકિત તરફ લક્ષ્ય રાખવુ જોઇએ આનદ, ઉત્સાહ, હર્ષ, શુદ્ધ પ્રેમ, પરોપકાર, ઉત્તમ વૈરાગ્ય વગેરે ગુણો વધે તો જાણવુ કે મારો આત્મા હવે પ્રભુ ભકિતમા આગળ વધ્યો તમારો આત્મા તેવો થાઓ ૐ શાન્તિ

× × × ×

મુ અમદાવાદ સવત્ ૧૯૬૮ અધિક અશાડ વદિ ૧૩

સુશ્રાવક વકીલ શા મોહનલાલ હીમચદભાઇ યોગ્ય ધર્મલાભ. વિ પત્ર મળ્યો શરીર નિરોગી થયુ છે અને ધર્મ કાયમા જોડયુ છે શરીરની આરોગ્યતા બગડવાથી જો કે ધર્મની પ્રવૃત્તિ સાધનામા વિઘ્ન નડે છે તથાપિ વૈરાગ્યભાવ તો વધે છે દુનિયામા જો રોગો ન હોત તો ભવનો ભય રહેતજ નહિ અને શરીરની મમતા ટળત નહિ રોગો પણ એક જાતના શિક્ષકો છે અને તે સારમાદિમનુષ્યોને ઘણુ શીખવીને પાછા આવ્યા જાય છે જ્ઞાન કસોટી કરવામા રોગની ગરજ તે સારે છે ખરૂ પચ્ય જ્ઞાન ખરેખર રોગોના વખતમા અતરથી સામર્થ્ય આપે છે અને આત્માને રોગોના વખતમા ગભીર બનાવે છે વાચિકજ્ઞાન તો દુઃખનાના સયોગોમા પુષ્પની જેવી અવસ્થા થાય છે તેવી અવસ્થાને પામે છે રોગોના સબધે આપણામા કેટલુ સામર્થ્ય પ્રગટયુ છે તેનો અનુભવ થાય છે રોગો ખરેખર પ્રમાદ દશાનુ ફળ છે જ્યા કર્મ છે ત્યા રોગ છે રોગો આપણને એવો પાઠ શીખવે છે કે તમે માગથી દૂર થાઓ એવી દશા પ્રાપ્ત કરો શરીર ઉપરથી કેટલુ આપણુ મમત્વ દૂર થયુ છે તે આપણને ગુરુની પેઠે પરીક્ષા લઇને રોગ જણાવે છે પડિત મરણ થાય અને તે વખતે સમાધિ રહે એવા શુદ્ધજ્ઞાનરૂપે આપણો આત્મા પરિણમે એવી દશા પ્રાપ્ત કરવી જોઇએ સર્વ પ્રકારના મરણને આપણે ભૂલી જવા જોઇએ અને અત્યંત નિર્ભય દશામા આત્માને મૂકવો જોઇએ ૐ શાન્તિ ૩

× × × ×

મુ અમદાવાદ.

સુશ્રાવક કાપડીયા યોગ્ય ધર્મ લાભ વિ તમારો પત્ર પહોચ્યો વાચી બીના જાણી જમાનાને અનુસરી જૈનોએ પ્રગતિ કરવી અને તેમજ જૈનધર્મના ફેલાવા માટે અનેક ઉપાયો કરવા એ તેમની ખરી ફરજ છે જૈનોએ આ શાતિના જમાનારૂપ સોનાની તક ખોવી જોઇતી નથી. જો સોનેરી તક પામીને પ્રગતિને બદલે અવનતિના માર્ગે પ્રવૃત્તિ કરવામા આવશે તો પોતાની ભૂલનું અશુભ પરિણામ ભોગવવુ

પરો અને ભવિષ્યની જૈન પ્રજાના શ્રાપોના ભોગ થવુ પડશે પ્રગતિમાર્ગમા પ્રવૃત્તિ કરતા જે જે વિઘ્નો આવે તેઓને મારી હઠાવવા જોઇએ આપણા સદ્વિચારો અને આપણુ સદ્વર્તન ખરેખર આપણી ચારે બાજુએ એવા શુભ સયોગો ઉત્પન્ન કરે છે કે જેથી આપણાથી અન્ય મનુષ્યનુ ભલુ થઇ શકે છે માનસિક, વાચિક, અને કાયિક શક્તિયોને ખીલવવાની શુભ ટેવ વર્ણીને આવકાર આપીને આપણે સ્વાશ્રયી બનવુ જોઇએ પરાશ્રયી ભિક્ષાની ઇચ્છા ન કરતા સ્વાશ્રયી બનીને આપણે દુનિયાની ઉન્નતિ કરવા પ્રયત્ન કરવો જોઇએ શ્રીજૈનાગમોમા કથેલા સદ્વિચારોને ફેલાવવા માટે આપણે કટિબદ્ધ થવુ જોઇએ જૈનોપર ઝઝુમી રહેલા ક્લેશના વાદળો અન્તે વિખરાશે, અને તે માટે આપણે સપના માર્ગમા આગળ વધવા આત્મભોગ આપવો જોઇએ જો આપણા વિચારો સારા છે અને તેથી જગતનુ કલ્યાણ થવાનુ છે, એમ નિશ્ચય થતો હોય તો સત્ય વિચારોનો ફેલાવો કરવા કમ સ્વાર્પણ ન કરવુ જોઇએ? આપણા જૈન ધર્મની ભવિષ્યમા ઉન્નતિની આશા આપણા વર્તમાન કાલના ઉદ્યમ ઉપર આધાર રાખે છે સદ્વિચારો ગમે ત્યા ગમે તેવા મનુષ્યોમા અમુક યોગ્યતાએ પ્રકટી રહે છે સત્ય વિચારો ગમે ત્યા પ્રકટી નીકળવાના જગતને દયા-સત્ય, બ્રહ્મચર્ય, સપ-શુદ્ધ પ્રેમ, આત્મદૃષ્ટિ આદિસદ્ગુણોથીજ શાન્તિ થવાની છે આપણો જૈનધર્મ ખરેખર આખી દુનિયાના મનુષ્યોનો ધર્મ છે, એમ માનીને આખી દુનિયાના મનુષ્યોના હૃદયમા તે પ્રકટી નીકળે એવા ઉપાયોવડે જગતને જૈનધર્મનુ દાન તેજ ખરી જગત્ સેવા છે એમ માનીને સેવા ધર્મમા આગળ વધવુ જોઇએ પાશ્ચાત્યોની પ્રવૃત્તિને આપણે શુભ રૂપમા ફેરવીને તેવડે ભવિષ્યની પ્રજાના કલ્યાણ માટે આગળ વધવુ જોઇએ પ્રવૃત્તિ વિના ચેન પડતુ નથી ગમે તે પ્રકારની પ્રવૃત્તિ કર્યા વિના છૂટકો થતો નથી ત્યારે ઉપર્યુક્ત જગત્ સેવા રૂપ પ્રવૃત્તિમા ભાગ લેવા માટે કેમ આત્મભોગ ન આપવો જોઇએ ? આત્માને વિશાલ દૃષ્ટિ અને શુદ્ધ પ્રેમ ગમે છે આત્માનો ધર્મ ખરેખર આત્માને ગમે છે આપણને શ્રીમહાવીરની વાણી પોતાનો ખરો આત્મધર્મ જણાવે છે અને તે માર્ગે આપણે સદ્વિચારોથી અને સદ્વર્તનથી ગમન કરવુ જોઇએ વિચાર દૃષ્ટિથી જૈન ધર્મનો જગતમા વિસ્તાર થઇ શકશે શ્રીમહાવીરની વાણીનો સદેશો આખી દુનિયાને પહોચાડો આખી દુનિયાના મનુષ્યોના હૃદયમા મહાવીરની વાણીનો અમૃતરસ રેડો એવી જગત્ સેવા કરવાને લાયક બનો અને જગત્ સેવા કરો આપણો અને આપણા ધર્મનો ઉદ્ધાર આપણા હાથે થવાનો છે વિઘ્ન

સતિપીઓ ઉપર પણ કરૂણાભાવ ચિંતવીને તેઓને હરગ્ત ન કરતા જૈનધર્મ વડે જગત્ સેવા કરવા માટે પ્રગતિ માર્ગમાં પ્રવૃત્ત થાઓ આપણા અન્ત ક રણના શુભધર્મના જુસ્સાવડે આપણો માર્ગ ખુલ્લો કરી શકીશુ અને કાંટાઓને દૂર ફેકી દેઇશુ તમારા મિત્રોમાં, સબંધીઓમાં ધર્મનો રસ રેડો અને તેઓને પોષો તમારા સદ્‌વિચારો ફેલાવ તેવા ઉપાયો આ રો આપણે શ્રીમહાવીરના સેવકો છીએ તેમના સદેશાને જગતમાં પહોંચાડવા માટે આપણે તારના દોરડા જેવા વા તાર માસ્તર જેવા બનવાનુ છે વ્હાલા બધુઓ જાગો અને આખા જગતને જગાડો શુભ લેખો લખો અને આર્યાવર્તમાં મહાત્માઓ ઉત્પન્ન થાય તેવા ઉપાયો યોજો આપણો સેવાધર્મ, ભક્તિધર્મ, ક્રિયાધર્મ, અને જ્ઞાનધર્મ છે અધિકાર પરત્વે આદરો ૐ શાંતિ સવત્ ૧૯૬૮ અસાડ સુદિ ૧

× × × ×

સવત્ ૧૯૬૭ વૈશાખ સુદિ ૧

મુ. મુબાઇ.

શ્રી અમદાવાદ મધ્યે સુશ્રાવક શેઠ લાલભાઇ દલપતભાઇ યોગ્ય ધર્મલાભ.–વિશેષ અત્રશાન્તિ તત્રાસ્તુ જૈન કોમમાં હાલ જે ચર્ચા ચાલે છે તેનાથી ભવિષ્યમાં શીસ્થિતિ થશે તે કળી શકાતું નથી

તમોએ અમને મુબાઇ ચૈત્રમાસમાં મળ્યા હતા ત્યારે કહ્યુ હતુ કે સાધુઓમાં પડેલા બે મતનો શ્રાવકોથી નિવેડો લાવી શકાય નહિ પરતુ જો એ રીતે તમારા જેવા સુશ્રાવકથી સાધુ વર્ગમાં પડેલા ભેદનુ સમાધાન થતુ હોય તો બહુ સારૂ આપણી વચ્ચે જે વાતચિત થઇ તે આધારે જોતા મારે હાલ બને તે રીતે સમાધાન કરાવવા પ્રયત્ન કરવો ઇત્યાદિ વિચારોપર હુ આવુ છુ તથાપિ કેટલાક સયોગો સાનુકુલ ન હોવાથી મારાથી મારા વિચારો પ્રમાણે પ્રવર્તી શકાશે નહિ એમ લાગે છે અહંત્વથી કદાગ્રહ કરીને હાલ જે બન્ને પક્ષકારો અનુચિત પ્રવૃત્તિ કરે છે તેથી જૈનસંઘમાં

અનેક મનુષ્યો કર્મ બાંધી શકશે જેઓની શક્તિ છે તેવો હાલ સ્વશક્તિ પ્રમાણે પ્રવૃત્તિ કરીને જૈન શાસનની સેવા બજાવી શકતા નથી અને આવી બાબતોમા પડવાથી લાભ તથા આત્મહિત અવબોધાતુ નથી તેથી મારી ઉપર્યુક્ત બાબતમા ઉપેક્ષા દેખીને બન્ને પક્ષ તરફના લોકો ગમે તે માની લેઈ તોપણ મારે તો મારા વિચારોને અનલબીને ચાલવાનુ છે મારાથી બને ત્યા સુધી કોઇને હરકત ન થાઓ એમ ઇચ્છુ છુ જૈનાગમોના અનુસારે સત્યનો ઉપદેશ દેવો અને જૈનાગમોથી વિરુદ્ધ કોઇનુ મન્તવ્ય હોય તો તે ન માનવુ અને જૈનશાસનની ઉન્નતિ અર્થે જે યોગ્ય લાગે તે શુભપ્રવૃત્તિ કરવી એમ મને ઠીક લાગે છે જૈનાગમોના આધારે ઉપદેશ દેવો અને બને ત્યા સુધી જૈન સઘમા કલેશની ઉદીરણા ન થાય એવી રીતે ધર્મપ્રવૃત્તિ કરવી એમ મારૂ મન્તવ્ય છે તમો જૈન સઘમા શાન્તિ વર્તે એવા હાલમાત્ર ઉપાયો લેશો તો ભવિષ્યમા જૈન સઘને અનિષ્ટ પરિણામ ભોગવવુ પડશે નહિ અહંકારત્યાગ અને સમયસૂચકતા એ બે ગુણોને લક્ષ્યમા રાખીને જૈન ધર્મના આગેવાનો હાલ પ્રવૃત્તિ કરશે તો જૈન શાસનની શોભામા વધારો થશે જૈનધર્મના પ્રવર્તકોએ દીર્ઘદૃષ્ટિ અને સમય સૂચકતા વાપરીને જૈનશાસનની ઉન્નતિમા ભાગ લેવો જોઇએ જૈનસઘમા સામાન્ય જે કલેશની ઉદીરણા ચાલે છે તેની સામા આખ મીંચામણા કરીને આગેવાનો બેસી રહેશે તો બે કાચડાની લડાઇથી જેમ આખા વનનો અને તેમા રહેનાર પ્રાણીઓનો નાશ થયો એમ જૈન સઘમા પણ તેનાથી કિંચિત્ હાનિ પ્રાપ્ત થઈ શકશે સાધુ સાધ્વી, શ્રાવક અને શ્રાવિકારૂપ જૈન સઘ પાચમા આરાના છેડા સુધી પ્રવર્તવાનો છે જૈન શાસનમા કોઇ પન્થ ઉભો કરવા માગશે તો તે ચાલનાર નથી, સત્યના બળથી અસત્યનો નાશ થાય છે ભિન્ન ભિન્ન સઘાડાના સાધુઓમા જો સપ હશે તો તેઓના સામુ કોઇ-નાથી જોઇ શકાશે નહિ જૈનધર્મની રીતિએ જે ચાલશે તે મોક્ષ પ્રાપ્ત કરી શકશે કેટલાક ટોળાળા લેખકોથી જૈનોના મનમા અસદ્ વિચારોની અસર થાય છે જુનો અને નવો એ બે જમાનાને ઓલખી જૈનાગમોને બાધ ન આવે તે પ્રમાણે ચતુર્વિધસઘ પ્રવૃત્તિ કરે તો ખરેખર જૈન ધર્મની ઉન્નતિ થયા વિના રહે નહિ કેળવાયેલાઓએ જૈનશાસ્ત્ર સબધી ઘણુ જાણવુ જોઇએ સામાન્ય મત ભેદોને દૂર કરીને એક બીજાની સાથે પ્રેમ ધારીને પ્રવૃત્તિ કરવી જોઇએ પ્રતિપાદક શૈલીથી જૈન લેખકોએ લેખો લખવા જોઇએ જો કે તેમા પણ કઇ એકાન્તે કહેવાતુ નથી

દુનિયામા મતભેદ હોય છે પરસ્પર એકબીજાના વિચારોમા પણ મતભેદ પડે છે પણ મતભેદનો અપેક્ષાએ અન્ત લાવી શકાય છે મતભેદના વિચારોનુ સાપેક્ષનયવાદથી સમાધાન લાવી શકાય છે વિવેકબુદ્ધિથી મત ભેદ ટાળવા જોઇએ પણ મતભેદથી સ્થૂલ જગતમા ક્લેશના આન્દોલનો ન પ્રગટે એવો હૃદયમા ખ્યાલ લાવવામા આવે તો મતકદાગ્રહનો અન્ત આવી જાય જેઓને નયોની અપેક્ષાએ આગમોના આધારે વિવેકબુદ્ધિ પ્રગટી હોય છે તેઓ મતભેદથી સ્થૂલ જગતમા યુદ્ધોને આમંત્રણ કરતા નથી મતભેદથી પરસ્પર મળેલા અન્તઃકરણ જુદા થાય છે અને જે આખમા પ્રેમ હોય છે તે આખમા દ્વેષ પ્રગટે છે અને એક ધર્મ બાલાની સાકળે બધાયેલા સઘમા મહાન્ ભેદ પ્રગટે છે મતભેદથી ગુરૂ અને ભક્તના હૃદય જુદા પડે છે મતભેદ પડાવનારા મનુષ્યો શાન્તિના સામ્રાજ્યમા રાક્ષસનુ આચરણ આચરે છે મતભેદ ગમે તેટલા પડો વા કોઈ પડાવો તોપણ જેઓની સ્યાદ્વાદદૃષ્ટિ થઇ હોય છે તેઓ તો નયોની અપેક્ષાએ સર્વમાથી સત્ય જુએ છે દાવાનલને પણ જે અમૃતરૂપે પરિણમાવી શકે છે તે સામાન્ય બાબતને શુભરૂપે પરિણમાવે તેમા શુ આશ્ચર્ય ? તદ્વત્ જેઓ મિથ્યાશ્રુતને પણ સમ્યક્શ્રુત રૂપે પરિણમાવી શકે છે તેઓને મતભેદ-પક્ષપાતની કંઇ અસર થઇ શકતી નથી મનુષ્યો સ્યાદ્વાદદૃષ્ટિથી સઘળુ વિલોકે તો મતભેદોને સહેજે દૂર કરી શકે વા મતભેદથી યુદ્ધ આરભે નહિ જેઓના મનમા રાગદ્વેષનો નાશ કરવાની ઇચ્છા વર્તે છે તેઓ મતભેદના પક્ષપાતમા પડીને પોતાના આત્માનુ તથા અન્યોનુ અકલ્યાણ કરવા પ્રયત્ન કરતા નથી આ જગત્ માથી સર્વથા સર્વ [illegible] સઘમા મતભેદ ન પડે એમ તો કદી બની શકે નહિ મતભેદથી મગજ તપાવીને કરૂણા અને મૈત્રીભાવનાને દેશવટો આપીને અન્ય મનુષ્યોનુ અશુભ તો કદી ઇચ્છવુ જોઇએ નહિ જૈનાગમો ઉદારભાવ શિખવે છે અને ઉદારભાવ રાખવાનુ કહે છે તથા મતસહિષ્ણુતાને ક્ષમાના પાઠ તરીકે જણાવીને તેને આચારમા મૂકવાનુ કથે છે પણ તેથી એમ ન સમજવુ કે સત્યોપદેશ દેવાનુ કાર્ય બધ કરી દેવુ આગમોમા દર્શાવેલી અપેક્ષાઓને ધ્યાનમા રાખીને જૈનશાસનના સેવક બનીને આખી દુનિયા આગળ સત્યધર્મ ધરવામા જે દુઃખો આવી પડે તે સહેવા અને જગતને ઉદારભાવ તથા મતસહિષ્ણુતાનો પાઠ શીખવવા અને આગળ વધવુ અજ્ઞાન મનુષ્યોની અનુપયોગી બાધાથી સુજ્ઞમનુષ્યોએ સત્યમાર્ગનો પરિહાર કરી અસત્ય માર્ગમા પગલુ ન દેવુ જોઇએ પક્ષાપક્ષીમા અસત્ય

અને બીન ઉપયોગી ધાધળ ચાલતી હોય છે અને તેનુ પ્રાબલ્ય વધીને અન્યોને આડે માર્ગે દોરવાનુ રૂપ લે છે ત્યારે અપેક્ષાવાદીને જાણનાર સુજ્ઞમનુષ્યો સત્યને હૃદયમા રાખીને સત્યનો જય ઇચ્છે છે, અને આજુ બાજુના સાનુકૂળ સંયોગો કે જેવડે સમાધાન થાય તેવુ નથી જોતા તો તત્સમયે તટસ્થ જેવી દશા ધારણ કરે છે અને સત્યને અપેક્ષાએ જણાવે છે, તેના સમયમા તેઓને ઘણુ સહેવુ પડે છે અને તેવી દશામા આત્મબળ કેટલુ છે તેની ખરેખરી કસોટી થાય છે, મતભેદને નિવૃત્ત કરવાની શક્તિ ખરેખર સ્યાદ્વાદભાવમા રહી છે જ્યા સુધી દુનિયાને સ્યાદ્વાદભાવનુ ઉચ્ચ જ્ઞાન નહિ થાય ત્યા સુધી મતભેદરૂપ મગરના મુખમાથી નીકળી શકવાની નથી આખી દુનિયામા તે શક્તિ પ્રગટ થાય એમ આપણી ભાવના છે આપણે તો સ્યાદ્વાદદૃષ્ટિએ સર્વ મતભેદોને સમાવવા પ્રયત્ન કરવો જોઇએ વાયુના યોગે દીપકની શિખા કંપે છે પરન્તુ જો વાયુ નથી હોતો તો દીપકની શિખા સ્થિર રહે છે તદ્વત્ જ્યા સુધી આત્મામા એકાન્તદૃષ્ટિ હોય છે ત્યા સુધી મતભેદથી આત્મા મનની ચચળતા પ્રગટ કરે છે અને પોતે પારકાના દુખે ચચળ બને છે અન્ય મનુષ્યોની મતભેદ દૃષ્ટિ હોય તેથી તેઓના ઉપર દ્વેષ કરીને જ્ઞાનીઓએ શા માટે ચચળ બનવુ જોઇએ ? અને શા માટે એકાન્તદૃષ્ટિઓ ઉપર દ્વેષ કરવો જોઇએ ? દર્દીઓનો રોગ દેખીને દર્દીઓ ઉપર દાક્તરોએ શા માટે ખેદ વા દ્વેષ કરવો જોઇએ દાક્તરે તો દર્દીઓનો રોગ ટાળવા પ્રયત્ન કરવો જોઇએ, અને તેઓના ઉપર દયાભાવ લાવવો જોઇએ એક દર્દીના સસર્ગથી અન્યોને રોગનો ચેપ લાગે એવુ જો ધારવામા આવે તો તે ઠીક છે પણ દાક્તરોએ અન્ય મનુષ્યોને જણાવવુ જોઇએ કે અમુક રોગીનો સસર્ગ ન કરવો પણ અમુક રોગીપર દ્વેષ ન કરવો, પણ રોગીના ચેપના લીધે પ્રયોજન વિનાની અને ઘણાઓને હરકત કરનારી એવી નકામી ધાધળ કરવાની પ્રવૃત્તિ કોઇ રીતે પ્રશસવા યોગ્ય ગણી શકાય નહિ વિવેક, વૈરાગ્ય, બ્રહ્મચર્ય, શુદ્ધપ્રેમ, ઉત્તમ બધારણોવડે અન્ય મનુષ્યોને ધર્મમાર્ગ તરફ વાળી શકાય છે સત્ય કદી છાનુ રહેવાનુ નથી અને અસત્ય કદી ખોટુ પડયા વિના રહેવાનુ નથી

મતભેદનો નાશ કરવાની ઇચ્છાવાળાઓએ કોઇને પોતાના મનમા જે જે વિરોધી વિચારો [illegible] તે એકદમ કહેવા નહિ અને બનતા પ્રયત્ને એવા ઉપાયો લેવા [illegible] મતભેદની ઉપશાન્તિ થાય

શાન્ત મન કરીને સર્વત્ર શાન્તિ પ્રસરાવના અને તે ઉપાયો કરવા જે ભાવિ હોય છે તે બને છે અને તે પ્રમાણે સંયોગો મળે છે સર્વનું ભલુ થાઓ સર્વત્ર શાન્તિ પ્રસરો એવી ભાવના સફળ થાઓ

મનુષ્યોએ કાનના કાચા થઇને એક પક્ષીમત કદી બાંધી લેવો નહિ કોઇ પણ બાબતનો મત બાંધતા પહેલા પોતાના હૃદયમા સત્યનો નિર્ણય કરવા પ્રયત્ન કરવો જોઇએ દુર્જનો અનેક પ્રકારના ગપ્પગોળાઓ ફેકે છે તે ગપ્પગોળાઓને મનના કાચા અને અક્કલના આંધળા મનુષ્યો સત્ય માની લેછે પરસ્પર એક બીજાના દ્વેષથી યુક્તિમાળો એવી એવી અકલ્પનીય વાતો કરે છે કે જેથી આગળ પાછળનો વિચાર નહિ કરનારા અને બાબાવાક્ય પ્રમાણ એમ માનનારા જીવો તે તે ગપ્પોને સત્ય માનીને ઘણી ભૂલો કરીને આડા માર્ગે દોરાયછે માટે ક્લેશની ઉદીરણાના કોલાહલોમા થતા અકલ્પનીયપ્રપચોથી શાણા મનુષ્યો એકદમ કોઇપણ જાતનો અમુક વ્યક્તિ સબધી મત બાંધી લેતા નથી અને સમ્યગ્ ઉપયોગવડે ચારે બાજુઓનો તપાસ કરીને અમુક નિર્ણય પર આવવા પ્રયત્ન કરે છે અને કોઇનાથી વિરૂદ્ધ મત બાંધવામા ભૂલ ન થાય એમ વારવાર વિચાર કરે છે, તથા જાતે તપાસ કરીને કાઇ બાબતનો અભિપ્રાય આપવો હોય તો તે આપી શકે છે

ઉપર્યુક્ત બાબતો પર ધ્યાન આપીને ગ્રાહ્ય સારને આદર્શો અને સદ્બુદ્ધિથી સ્વપરના હિતાર્થે જે યોગ્ય લાગે તે કરશો આ કાલમા ગુણાનુરાગ ધારણ કરે તેઓને ધન્યવાદ ઘટે છે આ કાલમા ગુણો મૂકીને કાગની પેઠે ચાંદા ખોળનારા મનુષ્યોની ખોટ નથી અવગુણો કોઇનામા દેખવામા આવે તેમા કઇ આશ્ચર્ય નથી આ કાલમા ગુણ દેખવામા આશ્ચર્ય છે દોષ દેખનારા તો લાખો મળી આવે છે પણ દોષોને ટાળવાનો ખપ કરનાર તો લાખોમા થોડા મળી આવે છે જૈન શાસનની ઉન્નતિ થાય તેવા કાર્યો કરવામા સદાકાલ લક્ષ્ય આપતા રહેશો જૈનધર્મ પામીને જે મનુષ્યો પ્રમાદ કરે છે તે ચિન્તામણિ સમાન નરભવને હારી જાય છે

लब्ध्वापि शासनं जैनं, यो रागादिषु रज्यति
स हारयति काचेन, मूढश्चिंतामणिं हहा ॥ १ ॥

જૈનાગમોની શ્રદ્ધા, અને તેઓનુ શ્રવણ, મનન, વિરતિ પ્રભુ ભક્તિ, વ્રતની આરાધના, સંઘની ભક્તિ જૈન શાસનની પ્રભાવના ઇત્યાદિ વડે સ્વાત્માનો પ્રકાશ કરશો અને અન્ય જીવોનુ કલ્યાણ કરવા પ્રયત્ન કરશો.

ॐ शान्ति ३ મુબાઇ-લાલબાગ

× × × ×

સંવત્ ૧૯૬૮ અસાડ સુદિ ૭ મુ. અમદાવાદ.

સુબાઇ સુશ્રાવક ઝવેરી જીવણચંદભાઇ ધર્મચંદભાઇ યોગ્ય ધર્મલાભ ઉત્તમ પુરૂષો દીર્ઘ દષ્ટિ ધારણ કરીને સ્વપરકલ્યાણાર્થે યોગ્ય પ્રવૃત્તિ આદરે છે ક્ષણિક આયુષ્ય અવબોધીને જે ધર્મકાર્યોથી સ્વપરની ઉન્નતિ થાય તેવા કાર્યો કરવા જોઇએ સત્યના માર્ગમા ગમન કરવુ અને અસત્ય માર્ગથી પાછા હઠવુ દુનિયાના મનુષ્યોના ભિન્ન ભિન્ન વિચારો સાભળીને તેમાથી સ્વસુહૃદયનુ સારે સાર ખેચવો વીતરાગના વચનોના આધારે આત્મકલ્યાણ કરવા પ્રબલ લીન થવુ આ જગતમા જે મનુષ્ય સત્યવિવેકથી કાર્ય કરે છે તે મુક્તિને પામે છે પોતાના મનમા જે જે વિચારો ઉઠે તે બરાબર યોગ્ય છે કે કેમ? તેને પુનઃ પુનઃ વિચાર કરી જોવો અનુભવી બુદ્ધિશાળી અને ડહેલ મનુષ્યોના સદ્વિચારોના અનુસારે ધાર્મિક કાર્યો કરવાથી પરિણામે ભવિષ્યમા અત્યત લાભ થાય છે સજ્જન અને જ્ઞાની મનુષ્યોના હૃદય ઘણા ગભીર અને અનેક આશયોથી ભરેલા હોય છે તેઓના આશયોને અવબોધવા પ્રયત્ન કરવો જોઇએ ઉત્તમ પુરૂષો પોતાના કાર્ય સમાપ્ત કરીને અન્યોને તેઓનુ પરિણામ બતાવે છે વર્તમાન અને ભવિષ્યકાલમા કરોડો મનુષ્યોને જે ગુરૂકુળો વિગેરે ધર્મ કાર્યો કરવાથી સુખ મળે તે તે કાર્યોનો આરભ કરીને તેઓને પૂર્ણ કરવા લક્ષ્ય દેવુ જ્ઞાન, દર્શન અને ચારિત્ર એ રત્નત્રયીની આરાધના સદાકાળ કર્યા કરવી જડ વસ્તુઓમા સુખ નથી એમ નિશ્ચય કરીને વીતરાગ વાણી અનુસારે વ્યવહાર અને નિશ્ચય નયથી જૈન ધર્મની આરાધના કરશો દેવગુરૂ ધર્મની આરાધનામા તત્પર રહેશો આત્મ શાતિ તરફ ઉપયોગ દેશો. ॐ शान्ति ३

× × × × ×

મુ અમદાવાદ સ ૧૯૬૮ અશાડ સુદિ ૧૨

સુરત સુશ્રાવક શા ગો. દભાઇ દેવચદભાઇ યોગ્ય ધર્મલાભ પત્ર પહોચ્યો પૂર્વે જણાવવામા આવ્યુ છે કે સાધકે આત્માની ઉચ્ચ દશા કરવી હોય તો તેણે મન, વાણી અને કાયાનો સદુપયોગ કરવો, કાયાનો કર્તા આત્મા છે કાયા રૂપ મદિરમા વાસ કરનાર આત્મા છે, કાયાનુ યોગ્યરીત્યા પોષણ કરવુ પરતુ કાયાનુ મમત્વ ભૂલી જવુ સર્વ પ્રકારની વાસનાઓથી મુક્ત થવુ એ જ્ઞાનનું ફળ છે, જે જે અનુભવરગો પ્રગટ થાય છે તેઓને

છવી જોઇએ, સાંસારિક પદાર્થોના ભોગની ઇચ્છાઓનો કદી અન્ત આવવાનો નથી મોક્ષમાર્ગપર ચાલતા એક બીના ધ્યાનમા રાખવાની છે અને તે એ છે કે ધર્માંધતા અન્યમતાંતરીઓ પર થતો તિરસ્કાર અને ધર્મમા પડેના વહેમ ઇત્યાદિ અશુભ વૃત્તિયોને ભૂલી જવી જોઇએ મોક્ષ માર્ગની મુસાફરી કરનારાઓએ આત્માના સત્ય સિદ્ધાંત પર આરૂઢ રહેવુ જોઇએ, સર્વ પ્રકારના આગમો ગ્રંથો, વેદો વગેરે જેનામાથી નીકળ્યા છે નીકળે છે અને નીકળશે તે આત્મા છે, સર્વ જ્ઞાનનો ભંડાર એવો આત્મા આ દેખાતા શરીરમા રહેલો છે તેની પ્રાપ્તિ તેજ ઉત્તમોત્તમ કાર્ય અવબોધવુ જોઇએ મોક્ષની મુસાફરી કરનારાએ જગતના કોઇ પદાર્થ પર મમત્વ ન કરવુ અને પોતાની પાસે જે કંઈ હોય તે જગતના ભલા માટે વાપરવુ શરીર, લક્ષ્મી ભોજન વડે અન્યોના સ્થૂલ શરીરોને પોષી શકાય છે, અને આત્મજ્ઞાનવડે અન્યોના આત્માઓને પોષી શકાય છે આત્માના ગુણોની પુષ્ટિ થાય તેવી રીતે આત્માને પૌષધ વડે પોષનાર શ્રી સદ્ગુરૂ છે ગુરૂની કૃપાથી ખરો પૌષધ, સામાયિક વા ખરી પ્રભુ પૂજા થાય તો આત્મામાથી આનંદ રૂપ ખુશબો મહેક્યા વિના રહે નહિ, આત્માનો આનંદ પ્રાપ્ત કરવો તેજ ખરો ધર્મ તપ, જપ અને સંયમ છે આંખ મીંચીને અંતરમા આ બાબતનો વિચાર કરો અને સત્ માર્ગ પર ચાલો ॐ શાન્તિ ૩

× × × ×

મુ અમદાવાદ સંવત ૧૯૬૮ અસાડ સુદ ૧૩

તત્ર વિનેય સુશ્રાવક શા પ્ર૦ ઉ૦ યોગ્ય ધર્મલાભ વિ. સર્વયોગમા શ્રેષ્ઠ એવા જ્ઞાન-દર્શન ચારિત્ર યોગનુ આરાધન કરશો દ્રવ્ય સમ્યક્ત્વની પ્રાપ્તિથી તત્ત્વશ્રદ્ધાન રૂચિની અપેક્ષાએ ભાવ સમ્યક્ત્વની અસ્તિતાનુ અનુમાન થાય છે વીતરાગ વચનપર તત્ત્વશ્રદ્ધાન પૂર્વક પૂર્ણ રૂચિ થવી એજ સમ્યક્ત્વનુ મુખ્ય લક્ષણ છે વીતરાગ તત્ત્વની શ્રદ્ધા અને ચારિત્રની રૂચિ પોતાના આત્મામા છે કે નહિ તેનો પોતાની મેળે અનુમાનથી અનુભવ થાય છે ભવ્ય જીવ આશ્રયી દ્રવ્ય સમ્યક્ત્વરૂપ કારણની અસ્તિતાએ ભાવ સમ્યક્ત્વરૂપ કાર્યની અસ્તિતા અવબોધવી નિશ્ચયનયની અપેક્ષાએ કારણ કાર્યભાવ એક સમાન કાળમા વર્તે છે, નિશ્ચયનયની અપેક્ષાએ ઉપ

શમ, ક્ષયોપશમ અને ક્ષાયિક એ ત્રણ સમ્યક્ત્વ અવબોધવા ઉપશમાદિ સમ્યક્ત્વ અરૂપી છે તેથી તેઓને કેવલી જાણી શકે છે દર્શન, જ્ઞાન, ચારિત્ર માર્ગની દૃઢ ભાવથી આરાધના કરી ૐ શાન્તિ ૩

× × × ×

મુ અમદાવાદ સંવત ૧૯૬૮ અસાડ સુદિ ૧૩

મુ સાણંદ તત્ર શા . .. તથા શા ..............
યોગ્ય ધર્મ લાભ

વ્હેલો વેગે ગમન કરજે મુક્તિના માર્ગમાહી,
શ્રદ્ધા સાચી ત્વરિત બનશે પામીને શર્મ આહી,
સદ્ગુણોના ઉપવનવિષે ખૂબ આરામ લેજે,
આવે જે જે નિજ સમીપમા તેહને સત્ય દે જે ॥ ૧ ॥
સાક્ષી થૈને સકલ નિરખી સાર લે સત્ય પ્રેમે,
ઉંડા ઉંડા અનુભવ કરી ચાલજે નિત્ય નેમે,
વાચી ગ્રન્થો મનન કરીને ચાલજે સામ્યભાવે,
આત્મા પેઠે સકલ જીવને દેખજે શુદ્ધભાવે ॥ ૨ ॥
મુક્તિ માટે મનુ ભવ મળ્યો હાર ના તું હવેતો,
ઓ વિવેકી હૃદય દીપના તેજથી ખૂબ ચેતો,
હારે મા તું હિમત કદિએ હિમ્મતે મર્દ થાવુ,
સાચુ શૌર્ય પ્રકટ કરીને હિમ્મતે મોક્ષ જાવુ ॥ ૩ ॥
અજ્ઞો, બોલે પ્રતિકૂળ ઘણું લક્ષ ના રાખ તેમા,
જ્ઞાની બોલે સુખ કર સદા લક્ષ તુ રાખ એમા
ન્યાગ પથો સકલ જનના સર્વની વાત ન્યારી,
સાચુ લાગે ગ્રહણ કર તે એમ બુદ્ધ્યબ્ધિ ભાખે ॥ ૪ ॥

ૐ શાન્તિ ૩

× × × ×

મુ વિજાપુર

શ્રી સાણુદ મધ્યે શ્રદ્ધાવંત દયાવંત દેવગુરૂ ભક્તિકારક પુણ્ય પ્રભાવક વિનયવંત સુશ્રાવક શેઠ ચુનીલાલભાઇ ઉમેદભાઇ તથા શાંતિલાલ તથા કેશવલાલ વગેરે યોગ્ય ધર્મલાભ પહોંચે તમારો પત્ર આવ્યો તે પહોંચ્યો છે વાંચી સમાચાર જાણ્યા છે તમો એકવાર આવી જશો ગાડીના ટેમ વિશેષ છે તેથી વાર લાગશે નહિ મોગા ગુરૂ મહારાજ તથા ન્યાયસાગરના ધર્મલાભ પહોંચે મનુષ્ય જીંદગાની પુન પુન મળવી મુશ્કેલ છે ગયો વખત પાછો આવનાર નથી માટે ધર્મ સાધનમા પ્રમાદ કરવો નહિ સારા સારા પુસ્તકો વાચવાનો વિશેષ મહાવરો રાખવો આયુષ્ય ચલ છે દુર્લભ અમૂલ્ય વખતની કીમત જ્ઞાનીઓ આંકી શકતા નથી માટે તેની સાર્થકતા કરવી ઇત્યેવં તા ૨૪ જુલાઇ ૧૯૦૫

× × × ×

મુ વિજાપુર

સાણુંદ મધ્યે દેવગુરૂ ભક્તિકારક પુજ્યપ્રભાવક સુશ્રાવક ચુનીલાલભાઇ ઉમેદભાઇ યોગ્ય ધર્મલાભ પહોંચે અત્રે દેવગુરૂ ધર્મ પ્રભાવે કુશલ વર્તે છે તમારી તરફ તે પ્રમાણે વર્તમાન હશે ધર્મ સાધન કરજો હાલ વિજાપુર ક્ષેત્ર સ્પર્શના થઇ છે બનશે તો વિજાપુરથી કેશરીયાજી સપરિવારના સંઘમા જવા વિચાર છે અંત:કરણથી ધર્મકામમા ઉદ્યમવંત રહેજો મનુ જન્મ આવેલ ફરી ફરી મળવો દુર્લભ છે ધર્મ મનુજન્મનુ સારતત્ત્વ છે ચિંતામણિ પુસ્તક છપાવવા તાકીદ કરશો સમાજને ભલામણ કરશો ગુરૂ મહારાજે સર્વને ધર્મલાભ ૐ શાન્તિ ૩ વી સ ૨૪૩૨ માર્ગશીર્ષ કૃષ્ણપક્ષ ૧૩

× × × ×

મુ પાલીતાણા.

ઠે નરસી કેસવજી ની ધર્મશાળા

શ્રી સાણદ તત્ર શ્રદ્ધાવત સુશ્રાવક શા .. તથા
વગેરે યોગ્ય ધર્મ લાભ

વિ દ્રવ્ય ભાવથી યથા યોગ્ય દ્રવ્ય ક્ષેત્ર કાલાનુ ભાવે ધર્મની સાધના થાય છે તીર્થના સ્થાનમા ધ્યાનના અવલબનો અનત્નલાભ છે આત્માનુ વિશેષત ધ્યાન કરી શુદ્ધ સ્વરૂપનો વિચાર કરૂ છુ જગતમા સારમા સાર એ કે કર્માવરણોનો નાશ થાય અને જ્ઞાનાદિક ગુણોની ઉત્પત્તિ થાય તેમ પ્રવૃત્તિ કરવી મનમા ઉઠતા રાગ દ્વેષના વિચારોને દાબવામા આવે તો કઇક આત્મ જ્ઞાનિનો અનુભવ થઇ શકે છે અનેક પ્રકારની રાગદ્વેષ કારક ઉપાધિના સસર્ગોથી આત્માને દૂર રાખવામા આવે તો શુદ્ધ ચારિત્ર પ નો અનુભવ આવી શકે છે સત્ય અને અસત્યના નિશ્ચયને માટે જ્ઞાનની આવશ્યકતા છે સદ્ગુરૂ સમાગમથી સદ્જ્ઞાનની પ્રાપ્તિ કરવામા આવે તો આત્મા સહજ શુદ્ધ સ્વરૂપને અવલબેજ સદ્ગ્રથોને અત્યત દૃઢ નિશ્ચયથી વાચવા જોઇએ વાચીને સાર ખેચવો જોઇએ અપેક્ષાઓ સમજવી જોઇએ નિમિત્ત અને ઉપાદાન હેતુનુ જ્ઞાન થવુ જોઇએ સાધ્ય બિદુ પરમાત્મ તત્ત્વ છે એમ નિશ્ચય થવો જોઇએ પોતાના આત્માને તારવા માટે અત્યત વૈરાગ્યથી પ્રયત્ન કરવાનો છે એવી સ્થિતિમા આત્માને મૂકવા પ્રયત્ન કરો ૐ શાન્તિ ૩

તા ૧૭ જાન્યુઆરી સન ૧૯૧૦

× × × ×

મુ કુભસ વિજયમાગ.

સાણદ સુશ્રાવક શા તથા તથા ,
યોગ્ય ધર્મલાભ તથા યોગ્ય ધર્મ લાભ વિશેષ ચૈત્ર સુદિ આઠમના રોજ પૂજા વખતે એક કલાક ઇષ્ટ મત્ર જાપ તથા ધ્યાન જે કઇ સારા વિચારો આવે તેમ કરવુ નાટકમા ભજનો ગવાયછે તેમા મારી પ્રેરણા [illegible] દોષ દેવાય વૈરાગ્યના ભજનો ગાવાથી કુફાયદો

સમજાતો નથી હા કે નામા મારી વૃત્તિ નથી સર્વે ભેગા થઇ પુસ્તકો વાચશો પ્રમાદનો ત્યાગ કરો જ્ઞાન ક્રિયાથી મોક્ષ મળશે ૐ શાન્તિ

તા ૧૮ એપ્રીલ સન ૧૯૧૦

× × × ×

મુ અમદાવાદ. તા ૫-૮-૧૯૧૨

શ્રી વડોદરા મધ્યે સુશ્રાવક શા કેશરલાલ લાલચદ યોગ્ય ધર્મલાભ વિશેષ તમારા પુત્ર ભાઇ ભીખાનુ મૃત્યુ જાણી લખવાનુ કે તમો ભીખાના મૃત્યુથી દિલગીરી કરશો નહિ દુનિયામા જન્મ અને મરણની ધમાળ ચાલ્યા કરે છે જેનો જન્મ છે તેનુ મરણ પણ છે જ્ઞાની પુરૂષો જન્મ અને મરણથી દિલગીર થતા નથી તેઓ જાણે છે કે શરીર સર્વકાળ બદલાયા કરે છે સર્વ મનુષ્યો પોતાની આયુષ્ય મર્યાદા પૂર્ણ થતા દેહરૂપ વસ્ત્રનો ત્યાગ કરીને અન્ય દેહરૂપ વસ્ત્રને ગ્રહણ કરે છે જે વસ્તુનો શોક કરવામા આવે છે તે વસ્તુ કાંઇ પોતાના તાબાની નથી, અને તેના ઉપર કાઇ પોતાનો હક નથી, અને જે વસ્તુ પોતાની છે તેની દિલગીરી નથી મનુષ્યો મોટા ભાગે ભ્રાંતિથી સ્વાર્થની ખાતર રડેકૂટે છે પોતાનો સ્વાર્થ મુકી દેવામા આવે ને પરમાર્થદૃષ્ટિથી વિચાર કરવામા આવે તો અજ્ઞાન દૃષ્ટિ અને મોહનુ જોર દૂર થઇ શકે આત્મા નિશ્ચયની અપેક્ષાથી મરતો નથી કર્માનુસારે આત્મા અન્ય ગતિમા જાય છે રોનારાઓ જો આત્માને રોતા હોય તો અમર આત્માને રોવુ એ કદી બનવા યોગ્ય નથી ને જો રોનારાઓ શરીરને રોતા હોય તો સમજવુ જોઇએ કે શરીર ક્ષણિક છે અને પરપોટાની માફક ચચળ નાશવત છે શરીર જડ છે તે કાંઇ રોનારની મતલબ સમજી શકતુ નથી માટે તે શરીરનુ રૂદન કરવાથી ફાયદો થવાનો નથી મરનારના ગુણો સભાળીને જો દિલગીર થવાનુ હોય તો સમજવાનુ કે દિલગીરીની સાથે ગુણોને લેતા મોહનો ત્યાગ કરીને સમભાવદૃષ્ટિથી ગુણોને ગ્રહણ કરવા તે વધારે હિતકર છે દિલગીરી શા માટે કરવી જોઇએ ? દુનિયામા વસ્તુત વિચાર કરીએ તો દિલગીરી કરવાનુ કાંઇ પણ પ્રયોજન જણાતુ નથી આપણને જેનો સબધ થાય છે તેના સબધે આપણે આગળ વધવુ જોઇએ આ દુનિયા એક

મુસાફરખાનુ છે, અને તેમા આપણે બધા મુસાફરો છઇએ સર્વને વહેલા મોડા પોતાનો માર્ગ લેવાનો છે વળી મુસાફરોના જવાથી દિલગીરી શા માટે કરવી જોઇએ ? કારણ કે આપણે પણ મુસાફરજ છઇએ અને આપણી મુસાફરીથી અન્યોને ચિંતા ન થાય તેમ પ્રવર્તવુ જોઇએ આપણી મુસાફરીના સબધમા જે જે મનુષ્યો આવતા હોય તે તે મનુષ્યોનો મોહ ધારણ ન કરવો જોઇએ પણ અતરૂથી નિર્મોહદશા ધારણ કરીને વીતરાગના માર્ગમા આગળ વધવુ જોઇએ આપણે આ જગતને પોતાનુ માનીશુ તો બધાવુ પડશે જગતમા મોહદષ્ટિથી બધાવુ તે યોગ્ય નથી અજ્ઞાન દષ્ટિથી જો આ જગત્ પ્રત્યે જોવામા આવે તો જગત્ પોતાને બધનરૂપ થશે, અને જ્ઞાનદષ્ટિથી જગત્ પ્રત્યે જોવામા આવે તો મોહનુ જોર ટળી જશે આપણુ જીવન પુત્રાદિના જીવન ઉપર આધાર નાખતુ નથી આપણે બીજાના ઉપર આધાર રાખીને દુ ખના રોદડા રોઇએ તે છતી આખે નહિ દેખવા જેવુ છે જે જે બનાવો બને છે તેમાથી આપણને કાઇપણ જોવાનુ મળે છે, શીખવાનુ મળે છે વિવેક બુદ્ધિથી વિચાર કરીને શોકના સ્થાનકોનુ નિવારણ કરવુ જોઇએ ભીખાનો આત્મા એ સ્વતત્ર હતો એ કઇ બધાયનો ન હતો માટે એનો શોક છોડી દો, અને હૃદયમા હિમત ધારણ કરો, ભાઇ નેમચદ ના મૃત્યુ નિમિત્તે લખાયલો શોક નિવારણ નિબધ વાચો, અને તમારા આત્મા ઉપર આવતા રાગદ્વેષોના આવરણો દૂર કરી તમારા આત્માને શુદ્ધ કરો તમારો આત્મા જ વિચારવા યોગ્ય છે ધ્યાન કરવા યોગ છે બાહ્ય વસ્તુની મમત્વ કલ્પનાનુ બધન સહુ ઘો, અને વીતરાગ માર્ગ ઉપર સ્થિર થાવ આપણેજ મોહને ત્યજીએ છીએ શાતિના માર્ગ તરફ વળો, અને ભીખાના આત્માની શાતિ ઇચ્છો હુ પણ તેના આત્માની શાતિ ઇચ્છુ છુ ભીખાના જન્મ અને મરણમા સમભાવ દષ્ટિવાળા થાવ સમભાવ દષ્ટિથી પોતાના આત્માને અને પરના આત્માને દેખશો તો જગત્નુ મોહ રક જુલી જશો, અને તમારા આત્માની તમે શાતિ પામશો

સવંત ૧૯૫૮ શ્રાવણ વદિ ૮

× × × ×

મુ વિજાપુર

શ્રી સાણદ મધ્યે શ્રદ્ધાવત દયાવત દેવગુરૂ ભક્તિકારક પુણ્યપ્રભાવક વિનયવત સુશ્રાવક શેઠ ચુનીલાલભાઇ ઉમેદભાઇ તથા શાતિલાલ તથા કેશવલાલ વગેરે યોગ્ય ધર્મલાભ પહોચે તમારો પત્ર આવ્યો તે પહોચ્યો છે વાચી સમાચાર જાણ્યા છે તમો એપ્રીલ આરી જશો અને નોટબુક જે અમે લખીએ છીએ વા નવા પુસ્તકો તરીકે સીશાપેનના અક્ષરથી લખુ છુ તે લેતા આવશો ગાડીના ટાઇમ વિશેષ છે તેથી વાર લાગશે નહિ મોગ ગુરૂ મહારાજ તથા ન્યાયસાગરના ધર્મલાભ પહોચે મનુષ્ય છદગાની પુન પુન મળવી મુશ્કેલ છે ગયો વખત પાછો આવનાર નથી માટે ધમ સાધનમા પ્રમાદ કરવો નહીં, સારા સારા પુસ્તકો વાચવાનો વિશેષ મહાવરો રાખવો આયુષ્ય ચચળ છે દુલભ અમૂલ્ય વખતની કીમત અજ્ઞાનીઓ કરી શકતા નથી માટે તેની સાર્થકતા કરવી ૐ અર્હ શાતિ શાતિ શાતિ

તા ૨૮ જાનાઇ સને ૧૯૦૫

× × × ×

પત્ર મુ વિજાપુર.

સાણદ મધ્યે દેવગુરૂ ભક્તિકારક પુણ્યપ્રભાવક સુશ્રાવક ચુનીલાલભાઈ મોતીભાઇ યોગ્ય ધર્મલાભ પહોચે અત્ર દેવગુરૂ ધર્મ પ્રભાવે કુશલ વર્તે છે તમારી તરફ તે પ્રમાણે વર્તમાન હશે, ધર્મ સાધન કરશો, હાલ વિજાપુર ક્ષેત્ર સ્પર્શના થઈ છે મનશે તો શ્રીઋષભદેવજીના સઘમા કેશરીયાજી જવા વિચાર છે, ધમ કામમા ઉદ્યમવત રહેજો, મનુષ્યજન્મ આવો ફરી ફરી મળવો દુર્લભ છે ધર્મ મનુજન્મનુ સાર ધર્મ તત્ત્વ છે ચિતામણિ પુસ્તક છપાવવા તાકિદ આપજો, સમાજને ભલામણ કરશો, ગુરૂ મહારાજે સર્વને ધર્મલાભ કહેવરાવ્યા છે વી સવત ૨૪૩૨ માર્ગશીર્ષ કૃષ્ણપક્ષ ૧૩ તા ૨૪ ડીસેમ્બર સને ૧૯૦૫

× × × ×

મુ વિજાપુર.

તત્ર શ્રદ્ધાવત દયાવત દેવગુરૂ ભક્તિકારક પુણ્યપ્રભાવક સુશ્રાવક શા ચુનીલાલભાઇ ઉમેદભાઇ તથા શાતિલાલ વગેરે યોગ્ય ધર્મલાભ વિ અત્રે કેશરીયાજીની યાત્રા કરી ગુરૂ મહારાજ સહિત આવવાનુ થયુ છે શાતિ છે પ્રાતિજમા સાધ્વી રત્નશ્રીનુ શરીર તાવથી નરમ થયુ છે તે સહેજ લખ્યુ છે મોટા મહારાજ ત્યા દર્શન આપવા જવાના છે ત્યા સાધુ મહારાજ કોણ કોણ કયા કયા સુધીની સ્થિતિએ રહેનાર છે તે જણાવશો આત્મહિત પ્રતિલક્ષ આપશો ધર્મકૃત્ય સાર છે બાકી સસારની ખટપટ કોઇની સાથે આવનાર નથી કોઇ કોઇનુ નથી આ જુવાન શરીર તરફ જરા રાત્રસી તનપ માગશે માટે ચેતી લેશો રાગદ્વેષ રહિત ધર્મનુ શરણુ સારભૂત છે ઇત્યેવ શાતિ શાતિ શાતિ તા ૮ ફેબ્રુઆરી સને ૧૯૦૯

× × × ×

ઠે નરશી કેશવજીની ધર્મશાળા

મુ પાલીતાણા

શ્રી સાણદ તત્ર શ્રદ્ધાવત સુશ્રાવક શા મણિલાલ વાડીલાલ શા સુખલાલ ઉજમશી ચા આત્મારામ ખેમચદ તથા ખોડીદાસ (પ્રેમાનદ)વગેરે યોગ્ય ધર્મલાભ. વિ દ્રવ્યભાવથી યથાયોગ્ય દ્રવ્ય, ક્ષેત્ર, કાલાનુભાવે ધર્મની સાધના થાય છે, તીર્થના સ્થાનમા ધ્યાનના અવલબનો અવલબાય છે આત્માનુ વિશેષત ધ્યાન કરી શુદ્ધ સ્વરૂપનો નિશ્ચય કરવુ જગતમા સાર એ છે કે કર્મ વર્ગણાનો નાશ થાય અને જ્ઞાનાદિક ગુણોની ઉત્પત્તિ થાય તેમ પ્રવૃત્તિ કરવી મનમા ઉઠતા રાગદ્વેષના વિચારોને દાબવામા આવે તો કઇક આત્મ શાતિનો અનુભવ થઇ શકે છે અનેક પ્રકારની રાગદ્વેષકારક ઉપાધિના સસર્ગોથી આત્માને દૂર રાખવામા આવે તો શુદ્ધ ચારિત્રપદનો અનુભવ આવી શકે છે સત્ય અને અસત્યના નિશ્ચયને માટે જ્ઞાનની આવશ્યકતા છે સદ્ગુરૂ સમાગમથી સદ્જ્ઞાનની પ્રાપ્તિ કરવામા આવે તો આત્મા સહજ શુદ્ધ સ્વરૂપને અવલોકે સદ્ગ્રથોને અત્યત દૃઢનિશ્ચયથી વાચવા જોઇએ, વાચીને સાર ખેચવો જોઇએ અપેક્ષાઓ સમજવી જોઇએ નિમિત્ત અને ઉપાદાન હેતુનુ જ્ઞાન

થવુ જોઇએ, સાધ્યબિંદુ પરમાત્મતત્ત્વ છે એમ નિશ્ચય થવો જોઇએ પોતાના આત્માને તારવા માટે પશ્ચાત્ અત્યંત વૈરાગ્યથી પ્રયત્ન કરવાનો છે એવી સ્થિતિમા આત્માને મૂકવ–પ્રયત્ન કરો ૐ શાન્તિ ૩ તા ૧૭ જાન્યુઆરી સન ૧૯૧૦

× × × ×

મુ૰ કુમસ વિજયબાગ

સુશ્રાવક શા મણિલાલ વાડીલાલ તથા ભાઇ સુખલાલ તથા ભાઇ આત્મારામ યોગ્ય ધર્મ લાભ તથા પ્રેમાનંદ યોગ્ય ધર્મ લાભ

વિશેષ ચૈત્ર સુદિ આઠમના રોજ પૂજા વખતે એમ ક્લાક છપ્પન ૫૬ તથા ધ્યાન કરવુ તેવી જે કંઇ સારા વિચારો આવે તેમ કરવુ

નાગમા ભજનો ગવાય છે તેમા મારી પ્રેરણા નથી કોના મુખે હાથ દેવાય વૈરાગ્યના ભજનો ગાવાથી ફાયદો સમજાતો નથી હા કે નામા મારી વૃત્તિ નથી, સર્વે ભેગા થઇ પુસ્તકો વાચશો, પ્રમાદનો ત્યાગ કરે જ્ઞાનથી મોક્ષ મળશે ૐ શાન્તિ ૩ તા ૧૪ એપ્રિલ સન ૧૯૧૦

× × × ×

મુકામ મુંબાઇ

સુશ્રાવક શા નિમાનલાલ મલુકચંદ યોગ્ય ધર્મ લાભ વિશેષ તમારો પત્ર આવ્યો તે પહોચ્યો છે કેટલીક ધાર્મિક પ્રવૃત્તિઓમા ચિત્ત હોવાથી પત્ર લખી શકાયો નથી વિશેષ હાલમા આનંદઘનચોવીશી, દેવચંદ્રકૃત ચોવીશી અને આત્મપ્રકાશ વાચવાનો મહાવરો રાખવો પોતાનુ હિત કરનાર પોતાનો આત્મા છે ગુરૂઓ પાસેથી તત્ત્વજ્ઞાન લેવાની યુક્તિઓને આચારમા મૂકવી જોઇએ હૃદયમા આત્મતત્ત્વ પ્રાપ્ત કરવાની કાળજી રાખવી જોઇએ ધર્મ સંબંધી જે જે વિચારો થાય તે પ્રમાણે વર્તવાને પ્રયત્ન કરવો જોઇએ આત્મનિષ્ઠા આત્મશ્રદ્ધા, આત્મભક્તિ, આત્મપ્રેમ, આત્મોપાસના, આત્માની શુદ્ધતા વગેરે પર [illegible] આત્માના કર્તા પર્યંત વિચાર કરવાથી કંઇક

આત્મપ્રદેશમા ઉંડા ઉતરવાનો અધિકાર પ્રાપ્ત થશે આલબન વિના કઈ થતું નથી એમ કહી પશ્ચાત્ કંઇપણ પ્રયત્ન કર્યા વિના પ્રમાદમા જીવન ગાળવુ એ કઇ તીવ્રજિજ્ઞાસાનો ભાવ નથી આત્મા ઉપર ખરો પ્રેમ પ્રગટવો જોઇએ સાધ્ય દૃષ્ટિ લક્ષમા રાખી ઉપયોગ પ્રમાણે ધાર્મિક પ્રવૃત્તિ કરવી જોઇએ પ્રતિદિન અભિનવજ્ઞાન પ્રાપ્ત કરવુ જોઇએ પ્રમાદીમનુષ્ય પોતાનુ અગર અન્યનુ શ્રેય કરવા સમર્થ થતો નથી જાગ્રત્ થાઓ દેવ, ગુરૂ અને ધર્મની આરાધના કરો મોક્ષ માર્ગના મુસાફર બનો પોતાની શક્તિ પ્રગટાવ્યા વિના ઉચ્ચ થવાતુ નથી **આપસમાન ચળ નહીં** પોતાનુ તત્ત્વ વિચારો ૐ **શાન્તિ** ૩ વૈશાખ સુદિ ૩ સવત્ ૧૯૬૭

× × × ×

સવત્ ૧૯૬૭ ના ચૈતર વદિ ૧૧ લાલબાગ—પાંજરાપોળ મુ મુબાઇ

( " નથી સસારમા શાન્તિ " )

કવ્વાલિ

જગતમાં સ્વપ્નવત્ દીઠુ, રહે ન્હાલુ નહીં કોઇ,
પલકમા સુખ પલકમા દુ ખ, નથી સસારમા શાન્તિ ૧

નથી પ્યારી નથી પ્યારૂ, કરેલી કલ્પના ખોટી,
હસો તો શુ ? રૂવો તો શુ ? નથી સસારમા શાન્તિ ૨

મળેલા મેળ કયા સુધી, લખેલા લેખ કયા સુધી,
ધરેલુ દેહ કયા સુધી, નથી સસારમા શાન્તિ ૩

રૂવે કોને જુએ કોને, તજી દે ભ્રાન્તિ મનમાની,
હવે તો માર્ગ પકડી લે, નથી સસારમા શાન્તિ ૪

મઝા નહિ મોજ માર્યાથી, હવે તો જોઇ લે સાચુ,
જવુ પડશે ઉઘાડે હસ્ત, નથી સસારમા શાન્તિ ૫

કળાઓ કેળવો કોડી, ભણો ભાષા કરોડો પણ
કરી લે જ્ઞાન જિન ભાખ્યુ, નથી સસારમા શાન્તિ ૬

પરભાવનો ત્યાગ કરવા લાગ્યા, અને ત્રણ ગુપ્તિરૂપ ત્રણ કોટથી પરદેશીઓને આત્મનગરમા પેસતા અટકાવ્યા અને પાચ સમિતિરૂપ પાચ પ્રધાનોએ આત્મ રાજ્યનો વધારો કર્યો, અને ધર્મધ્યાન ને શુક્લ ધ્યાનરૂપી યોદ્ધાઓએ કટક લઇ ઉપયોગરૂપ શસ્ત્રોના બળથી પરદેશી કર્મ સુભગોને હાકી કાઢ્યા અને વૈરાગ્ય ગુણે આત્માનુ ઉપરીપણુ સર્વ અસખ્યાત પ્રદેશમા કબુલ કરાવ્યુ પરદેશીઓને આવવાના જે માર્ગ હતા તે આશ્રવરૂપી માર્ગને ઠેકાણે સવરના ૫૭ યોદ્ધાઓને સ્વરાજ્ય રક્ષણ કરવા મૂકી દીધા, એમ કરવાથી પરદેશીઓ ભાગ્યા અને આત્માના અસખ્યાત પ્રદેશમા રહેનારા આત્મરાયની જ્ઞાન દર્શન ચારિત્રાદિ પ્રજા મોટો વ્યાપાર કરવા લાગી, અને અનહદ સુખ પામી, સાસારિક મોટાઇ અને સુખને તુચ્છ ગણવા લાગી અને કર્મરાજાના મોહાદિક સુભગ વેગળા રહ્યા ઇત્યાદિ વ્યાપાર કરી આત્મા જો ધારે તો થોડા દિવસમા સ્વરાજ્ય પામી શકે બાકી દ્રવ્ય કોંગ્રેસ તથા કૉન્ફરન્સથી તો સસારનો વધારો છે એ પણ પુદ્ગલ સુખની વાચ્છાએ બાહ્ય કોંગ્રેસ યા કૉન્ફરન્સ દોડે છે પણ પુણ્ય વિના તે શી રીતે બીજાનુ ભલુ કરી શકવાની હતી ? પચમઆરામા જે દુ ખપણુ છે તે ટાળ્યુ ટળે વાનુ નથી ખરી કોંગ્રેસ તો ભાવથકી ઉપર લખી તેનો જો ઉદય થાય તો ખરા વ્યાપાર કરી આપણે શાશ્વત સુખ પામીએ ભાવ કોંગ્રેસનો આશ્રય લીધો છ દ્રવ્ય કોંગ્રેસની ઉન્નતિ ધારો કે આત્માનુ શુ ભલુ કરી શકવાની છે ? અને તે દ્રવ્ય કોંગ્રેસથી શાશ્વત્ સુખ શુ કદાપિ કાળે મળશે ? બાહ્ય થકી જે પૈસાદાર યા હોદ્દેદાર હોય, અને અનેક જાતના પુદ્ગલોનો વ્યાપાર કરી સોનારૂપારૂપ પુદ્ગલોના ઢગલાથી સુખી થવા મા તો હોય તો તેથી સર્યુ શુ ? તેથી કદાપિ કાળે સુખ થવાનુ નથી એ પુદ્ગલ ક્ષણિક છે જે દેશના જીવોનો પુણ્યનો ઉદય જાગે છે, તે લોકોને તે હરેક પ્રકારે પુદ્ગલ લક્ષ્મી મળી શકે છે ખરી આત્માના પ્રદેશની લક્ષ્મી તો કર્મદેશના સુભગ હરે છે તેના તરફ તો આપણે લક્ષ દેતા નથી અને આ બાહ્ય લક્ષ્મીની લુટાલુટમા નાના છોકરા જેમ દીગના ગિંગલી પરણાવે છે, તેવી રમતમા મોહનાવશથી પ્રવૃત્તિ કરીએ છીએ પણ એવી પ્રવૃત્તિથી આપણને હવે શ્રેય શો નહિ માટે હવે ધ્યાને નિહાળેલી તાત્વિક શાશ્વતી આત્માની લક્ષ્મી પામવાને માટ વિચાર રૂપ સભામા ઉપયોગરૂપ ભાષણદ્વારાએ આત્માને આત્મ લક્ષ્મી તરફ દોરો આપણે જવાનુ મુકામ તરફ છે, અને ભાવનગર તરફ જવુ તો દક્ષિણ નગર શુ પામી ગયાના ? ॥ કદી નહિ કોઇ કહેશે કે

દ્રવ્યન્તક્ષ્મી જો હોય તો તે દ્વારા ભાવ લક્ષ્મી પામી શકાય છે એમ કહેવુ તે પણ ખોટુ છે, કારણ કે ભાવ લક્ષ્મીનો વ્યાપાર કરતા અવશ્ય ધન, ધાન્યાદિ, દ્રવ્ય-લક્ષ્મીનો ત્યાગ કરવો પડે છે, અને ભાવ લક્ષ્મી ઉપર એક ચિત્ત રાખવુ પડે છે માટે બાહ્ય લક્ષ્મીના કામમા જો ઉત્તેજન આપીએ તો સાપેક્ષ બુદ્ધિથી સ્વધર્મી ભાઇયોની પ્રત્યે પ્રશસ્ય છે આત્મા અનાદિકાળથી બાહ્ય લક્ષ્મીની મમતાથી રઝળે છે, અને હજી પણ કોણ જાણે અહિથી મૃત્યુ પામ્યા બાદ કેવો અવતાર આવશે ? અને ત્યા કેવી હાલત થશે ? અને કેવા પ્રકારનુ શરીર પામશે ? તે જ્ઞાની જાણે હાલ આપણે સત્ય વસ્તુ જાણ્યા છતા પણ તેને ગ્રહણ કરવા ઉદ્યમ નહિ કરીએ તો હવે બીજા ક્યા ભવમા કરીશુ ? વારવાર ભાવ લક્ષ્મીના કારણભૂત મનુષ્ય જન્મ પામવો દુર્લભ છે વારવાર આપણે જેમ બને તેમ પ્રવૃત્તિ કરીએ છીએ ભવ દરિયામા મનુષ્યાકાર વહાણમા બેઠેલો આત્મા મોહરૂપ વાયુના જોરથી અવળે રસ્તે ચઢી જશે તો તેમા ખાવાનો શો વાક ? હવે તન, મન અને ધન એની ઉન્નતિ કોરે મૂકી આત્મ લક્ષ્મીને શોધો આત્મા તે થકી અલગો છે અને તે મનથકી જણાય છે એવા આત્માની ઋદ્ધિ સપાદન કરવા ઉત્તમ વ્યાપારી બનો અને જો તે આત્માના ગુણોનો વ્યાપાર કરશો તો કોઇ કાળે ખૂટે ના એટલી શાશ્વત લક્ષ્મી પામશો અને પછી આનન્દમા રહેશો ઇત્યલ વિસ્તરેણ

ભાવ લક્ષ્મી આતમતણી, લૂટે છે નિત્ય કર્મ,
ઉપયોગે જોશો તમે, જાણો કર્મનો મર્મ ૧

દ્રવ્યલક્ષ્મી વધવા થકી, શિવ સુખ કોઇ ન પાય
ભાવ લક્ષ્મી વધવા થકી, ક્ષણમા ઋદ્ધિ સુહાય ૨

ભાવ લક્ષ્મી જયકાર છે, ભવજલમાહિ નાવ
જ્ઞાનીઓ એવુ કહે, તેનો છે મુજ ભાવ ૩

ભાવ લક્ષ્મી દર્શાવવા, કીધો એહ પ્રયાસ,
વકીલ મોહનલાલભાઇ, કરશો એહની આશ ૪

ભાવલક્ષ્મી આતમતણી, પામે દુ ખ દૂર જાય,
સિદ્ધ બુદ્ધ થઈ આતમા, પરમાતમ પદ પાય ૫

ૐ શાન્તિ

પાદરા મ વ મો હિ —વિ કે તમારૂ શાન્તિ પત્ર પહોચ્યુ બીના જાણી છે વિ કે પૂર્વ કૃતકર્મ પ્રમાણે આ ઔદારિક શરીર શાતામા અશાતામા હોય તે સ્વાભાવિક છે પણ કર્મના સબધથી આત્મા સ્વસુખ મેળવી શકતો નથી મહાત્માઓ આત્મસ્વરૂપમા રમે છે. અને પરભાવ ત્યાગ કરે છે વિકલ્પ સંકલ્પ રહિત ખરૂ સુખ આત્મસ્વભાવે રમવાથી છે આત્મભાવે રમતા જે વખત ગયો તે લેખે છે કર્મરૂપી પ્રકૃતિયોનો કોટ આત્મારૂપી ઘરની સંપત્તિ દેખવા દેતો નથી બાહ્ય પદાર્થોમા જે સુખ લાગે છે તે વસ્તુતઃ ભ્રમ છે બાહ્યદૃષ્ટિથી દેખતા આત્મામા વિકલ્પ સકલ્પ ઉત્પન્ન થાય છે તેથી કર્મની વર્ગણાઓ આત્માને લાગે છે, પણ અન્તરદૃષ્ટિથી આત્મસ્વરૂપ દેખતા વિકલ્પ સકલ્પ રૂપશ્રેણિયો નાશ થાય છે આત્માનુ અનતજ્ઞાન અત્યાર સુધી આચ્છાદન થયુ છે અને વળી આ આત્મા ચાર ગતિમા ભટકી ભયકર દુખ પામે છે આ ઉપરથી જો આપણે ખરા ડહાપણ હોઇએ તો આત્માને ચાર ગતિરૂપ કેદખાનામાથી છોડાવવો જોઇએ, અને સ્વસુખ ભોક્તા થવુ જોઇએ દેખાતુ શરીર લાંબો કાળ ટકવાનુ તો નથીજ, અને એક દિવસ તે શરીરનો નાશ થશે, અને ખાખરૂપ થઇ જશે અને આત્માને શુભાશુભ કર્મ પ્રમાણે પરભવમા શરીર તો ધારણ કરવાનાંજ રહ્યા તો આપણી શી હુશીયારી ? અને જાણપણુ શુ ? કહી શકાય ? પોતાની જ્ઞાન દર્શનરૂપ ઋદ્ધિનો નાશ થતો જાય છે, પણ તે જાણતા છતા સર્વનો નાશ થવાનો છે જેટના જન્મ્યા તેટલા મરણ પામવાના તે નક્કી છે, તો આપણે પણ આ શરીરનો ત્યાગ કરી બીજુ શરીર ધારણ કરવાના અને તેમા હાલ જેને ઓળખીએ છીએ, સગા સબધિ ધારીએ છીએ, તેની પરભવમા ક્યાં ઉત્પત્તિ થશે ? આ શરીરોથી માનેલો સબંધ તે શરીર છે ત્યા સુધીજ, અને તેથી બાધેલુ મોહનીય કર્મ ચેતન પોતે ભોગવશે ખરી વિદ્યા યા ખરૂ જ્ઞાન તે ગણાય કે જેથી આત્માનુ સ્વરૂપ, સ્યાદ્વાદ રીતે ઓળખવામા આવે અને આત્મસ્વરૂપમા રમવાનુ થાય જો કે ઓળખ્યા પ્રમાણે હીન સત્વોનુ વર્તન દેખાતુ ન હોય તો પણ જેટલો ઉપયોગ આત્માના ધ્યાનમા ગયો તેટલો લેખે છે પણ તેથી હીમત હારવી નહિ ઉદ્યમ કરવાથી સર્વ કાર્ય સિદ્ધ થાય છે પણ આત્મા આત્મા એમ પોકારવાથી એકલુ કંઇ નહિ આત્માના ગુણો પ્રગટ કરવા જેટલી યોગ્યતા મેળવવી એ સાધ્ય છે કેટલાક જીવો આત્મશાળીઓ ખાવ કાર નિશ્ચયપૂર્વક યથાશક્તિ આવા પચમ કાળમા પણ ઉદ્યમ કરે છે, તેને ધન્ય છે એક ગુણ પણ જો આત્માનો પ્રકટ થાય તો બીજા ગુણ પણ

પ્રકટ થઇ શકે વૈરાગીઓ આત્માના સ્વરૂપમા રમવાને માટે સસારનો ત્યાગ કરી જગલ વગેરે એકાન્તવાસમા ધ્યાન સમાધિ કરે છે આયુષ્ય ઓછુ થાય છે, શરીરબળ ઘટે છે આશાઓ વધે છે, કર્મનો સચય પણ વધે છે તો વિચારો કે શી રીતે ભવમાથી છૂટી શકાય પણ આવી રીતે સસારસ્વરૂપ જાણવામા આવે છે, તેથી મોટી પુણ્યાઇ જાણવામા આવે છે સમયે સમયે સાત વા આઠ કર્મનો બધ થતો જાય છે પણ હજી પ્રમાદ દશા તો અળગી થતી નથી દશ દષ્ટાતે દુર્લભ આ મનુષ્ય જન્મ વારવાર મળવો મુશ્કેલ છે હવે જેમ જાણીને કરવુ તે આપણા હાથમા છે ધર્મના કાર્યમા પણ મિથ્યાત્વ અને મોહ રાજા આડો આવે છે હવે ચેતન ચેત વારવાર આ સમય મળવો દુર્લભ છે કોઇ ખરાબ ગતિમા ચાલ્યો જઇશ તો પાછો મનુષ્ય જન્મ મળવો દુર્લભ છે, તો મોક્ષની તો આશાજ શી? માટે જે સામગ્રી ધર્મના યોગ્ય પામવાની તે તુ પામ્યો છે દુ ષમ કાળ પણ ધર્મના યોગે સુખદ જેવો થયો છે, માટે ચેતન સમય માત્ર પણ પ્રમાદ કરીશ નહિ તો અંતે શિવસુખ પામીશ

દુહા

આપ સ્વભાવ આતમા, ધ્યાવો પાવો સુખ,<br>
પ ભાવે રમતા થકા, પામો નિશ દિન દુ ખ ૧

ધર્મ ધર્મ પોકારતા, કર્મ ન જાયે દૂર<br>
ધર્મ અર્થ સ્યાદ્વાદથી, જાણતા સુખ પૂર ૨

આત્મતણા જે ધ્યાનમા, કાઢે લેખે કાળ,<br>
તે ભવિ શિવ સુખ પામશે, પામે મગળ માળ ૩

દુ ષમ કાળના જોરથી, મિથ્યાવાસી જીવ,<br>
ઘણા જગતમા જાગશે, લેશે દુ ખ અતીવ. ૪

સત્ય ધર્મ જીનરાજનો, સેવતા સુખ થાય,<br>
આઠ કર્મ દૂરે થતા, લક્ષ્મી લીલા પાય ૫

કર્મ મદિરા કેફમા, છાકયો આતમરાય,<br>
જડસગે તિમ રાચતો, ચતુર્ગતિ ભટકાય ૬

કર્મ વસ્તુની સગતે, આતમ ભૂલ્યો ભાન,<br>
પરને પોતાનુ ગણી, પામે દુ ખ અજ્ઞાન ૭

કર્મરોગના જોરમાં, ડાગ્યો આતમરાય
ભાન ભૂલીને આત્મનું, ચતુગતિ ભરમાય ૮

કર્મ ભર્મ દૂરે કરી, રમતો આતમરામ
આપ સ્વભાવે થિર થઇ પાવે શિવપુર ધામ ૯

કર્મ ભર્મને જાણીને, તેનો કરજો ત્યાગ
આપ સ્વભાવે આતમા ભાવતા શિવ રાગ ૧૦

આતમ તે પરમાતમા, નિશ્ચય નયથી જોય
કર્મ કલંક નિવારતા, સિદ્ધ શુદ્ધરૂપ હોય ૧૧

આતમ ભાવે ખેલતા, જે જાવે નિજ કાળ,
તે તો લેખે જાણજો બીજો આળ પંપાળ ૧૨

સેવો આતમ થિર થઇ સમજો આપ સ્વરૂપ
આપો આપ વિચારતા, આનન્દઘન પદરૂપ ૧૩

મોહભાવની જાળમા, ફસીયા પ્રાણી જેહ
વિવિધ દુખો પામશે ચારે ગતિમા તેહ ૧૪

રાગદ્વેષ પરભાવ છે, તેને દૂર નિવાર
રાગદ્વેષ તે મૂળ છે જાણો આ સંસાર ૧૫

તેના ત્યાગે ત્યાગીયા, નહિ એમા સંદેહ
કર્મોપાધિ ત્યાગતા, પામો શિવપુર ગેહ ૧૬

સપ્ત ભંગી ને સપ્ત નય, નિક્ષેપાદિક ચાર
ષડ્દ્રવ્ય વિચારણા, ધ્યાવો ચિત્ત મઝાર ૧૭

નવ તત્ત્વમા સારભૂત, આતમ તત્ત્વ તે હોય,
આશ્રવ બંધને ત્યાગતા, રોગ સોગ દૂર જોય ૧૮

ઉપાદેય ને હેય જ્ઞેય, તત્ત્વતણોજ વિચાર
કરતા શિવસુખ પામીએ, બુદ્ધિ કહે જગસાર ૧૯

અક્ષર અલ્પ ને અર્થ બહુ, ધ્યાવો મનમા સાર
વકીલ મોહનલાલભાઇ પામો ભવજળ પાર ૨૦

પર જંજાળમાંથી ચિત્ત નિવારીને આપસ્વભાવમા રમવું એજ સાર છે રોગ અને શોક તો વારંવાર હૃદયમા પ્રવેશ કરે છે તેનો ત્યાગ કરી આત્મ સ્વભાવે રમી આ આત્મા શિવસુખ પામો એજ લખવાનું સાર છે

× × × ×

વડોદરાથી લે૦—વિ૦ કે તમારો પત્ર વાચી સાર જાણ્યો છે આત્માને સન્માર્ગે પ્રવર્તતા મોહરાજાના કાઠીયા વિમુખ કરે છે, પણ આત્મસ્વરૂપ ચિંતવન કરતા કરતા તેનો ચાર ઓછો થતો જાય છે માટે શાસ્ત્રમા કહ્યુ છે કે—

આત્મસ્વરૂપ નિર્ધારણા રે લાલા, એહિજ શિવ સુખ શર્મ,
માનાપમાને સમ હુવે રે લાલા, ક્યમ કરી બાધે કર્મ રે ભવિક
આત્મસ્વરૂપભાવિત મતિ રે લાલા, ઓળખે આત્મસ્વરૂપ,
મોહરાય કરે નાશ, તેર કાઠીયા છૂતતા રે લાલ, ચિદાનંદ પ્રમાણ રે ભવિક

ઇત્યાદિકથી પણ સ્પષ્ટ સમજાય છે વળી કહ્યુ છે કે—

રાગદ્વેષ કે ત્યાગ બિન, મુક્તિકો પ નાહિ,
કોટી કોટી જપ તપ કરે, સભી અકારજ થાઇ ॥ ૧ ॥

વળી આત્મસ્વરૂપહિતાર્થીએ નીચે મુજબ ભાવના ભાવવી તે જણાવુ છુ

પરમાતમ તે આતમા, અવર ન બીજો કોઇ,
પરમાતમને ધ્યાવતા, એ પરમાતમ હોઇ ૧

શુદ્ધ અમારૂ રૂપ છે, શોભિત સિદ્ધ સમાન,
અનંત ગુણથી યુકત છે, ચિદાનંદ ભગવાન્ ૨

શા માટે ફરતો ફરે, સિદ્ધ થવાને કાજ,
રાગદ્વેષને ત્યાગી દે, ભાઇ સુગમ ઇલાજ ૩

રાગદ્વેષના નાશથી, પરમાતમ પ્રકાશ,
રાગદ્વેષના યોગથી, પરમાતમપદ નાશ ૪

જો પરમાતમ પદ ચહે, તો તું રાગ નિવાર,
દેખી શુદ્ધાત્મા પ્રભુ, હૃદયે સત્ય વિચાર, ૫

લાખ વાતની બાત એક, તે હુ દઉ બતાઇ,
જો પરમાતમ પદ ચહે, રાગદ્વેષ તજ ભાઇ ૬

રાગ દ્વેષ પરિણામથી, થાય ન આત્મપ્રકાશ,
દેહાધ્યાસ ટળ્યા પછી, બ્રહ્મસ્વરૂપ વિલાસ ૭

રાગદ્વેષ પુદ્ગલ દશા, અન્તર્ આતમખેલ,
આ [illegible] પરમાતમા, નહીં કર્મનો મેલ ૮

ક્ષણ ક્ષણ આયુ જાય છે, પામર જીવ વિચાર
દુખ અનંતા પામીયા, નરકનિગોદમઝાર ૯

કર્મસયોગે દુખ છે જ્ઞાનસયોગે શર્મ
તે કારણ ભવિજીવડા, નાશ કરો સહુ કર્મ ૧૦

પરપરિણતિ પોતાતણી, માને તેહ ગમાર
પરપરિણતિ દૂર કરે, પામે તે ભવપાર ૧૧

અંજલિ જલજિમ આઉખુ, જોબન એળે જાય
ધર્મક્રિયા અઘ સૌ હરે ધર્મધ્યાન ચિત્ત લાય ૧૨

મુખ પોકારે આતમા, ક્ષણમા ભૂલી જાય
ઉપયોગી થઇ આતમા સમય સમય ચિત્તલાય ૧૩

નરકનિગોદે તુ ભમ્યો, જીવ અનંતિવાર
આઠ કર્મની વર્ગણા ગ્રહી લહ્યો અવતાર ૧૪

ચેત ચેત અવસર મળ્યો મમતા દૂર નિવાર
ધૂમાડા બાચક સમો, પુત્રાદિક પરિવાર ૧૫

અહમમજ એ મંત્ર છે, ભવ ભ્રમણનો હેતુ
નાહ ન મમ મંત્ર છે ભવસાગરનો સેતુ ૧૬

હાડ રૂધિર માંસે બન્યુ એહ શરીર વિચાર
પાણી પરપોટા સમુ, જાતા થાય ન વાર ૧૭

સંસારે વ્યવહારથી જગમા મોંઘો થાય
શરીર સોના કુરૂપવત્, મનમા શુ ફુલાય ? ૧૮

માનાપમાન નિંદાતણું, કારણ પુણ્ય ને પાપ
એ પણ છે પુદ્ગલ દશા આતમ અવિચલ છાપ ૧૯

કોણ તું ક્યાથી આવ્યો, જાઇશ ક્યા જ વિચાર
એકીલો તું આવીયો માતા ગર્ભ મઝાર ૨૦

ગર્ભકાળના દુખનુ, ભાન જ ભૂલ્યો ભાઇ
આળપંપાળે વીટીયો માની જૂઠ્ઠ સગાઇ ૨૧

ઇંદ્રિય પુદ્ગલ મન વચન એ સહુ કર્મે હોય
તેની મમતા પરિહરે, સહેજે શિવપુર જોય ૨૨

વારવાર આ નહિ મળે, મનુષ્યભવ અવતાર,
પર પુદ્ગલ નિજનોગણી, જારો નરકદાર ૨૩

પડીપાર નહિ પામવો, સવ શાસ્ત્ર જગસાર,
જિનવાણી અનુભવ કરી, અહો આતમ હિતકાર ૨૪

સ્થાનક પાપ અઢારની, ત્યાગબુદ્ધિ જબ હોય,
ત્યારે મોહ મહીપતિ, પોકે પોકે રાય ૨૫

નિદ્રાવિકથા પરિહરો, નિદા વિષયકષાય,
શુદ્ધસ્વભાવે આતમા, પરમાતમપદ પાય ૨૬

અહો અહો આ આતમા, અનત શક્તિનો સ્વામિ,
અજર અમર અવિનાશી છે, પૂર્ણાનન્દ અકામ ૨૭

દર્શન જ્ઞાનચરણતણો, ભોક્તા આતમરાય,
નિત્યાનિત્ય અરૂપી છે, એકાનેક સુહાય ૨૮

અષ્ટપક્ષથી આતમા, સ્વરૂપ વિચારે જેહ,
શુદ્ધદશા તે જાણવી, કરે કર્મનો છેહ ૨૯

મુડ મુડાવે વેષ લઇ, ધરે જ પરની આશ,
અહો અહો બહિરાતમા, કરતો નિજનો નાશ ૩૦

ચરણ ગ્રહી નિન્દા કરે, પરના અવગુણ ગાય,
એ પણ છે પુદ્ગલ દશા, તેનો સગ નિવાર ૩૧

ગુણ લહીજે જ્યાથકી, ત્યા તું ધર ભવિ રાગ,
નિદા કરતા પરતણી, ઘરમા મૂકે આગ ૩૨

આરોપિત પુદ્ગલપણું, નિજમા છે તે દુ:ખ,
પર ઉદ્વેગથી નિસ્તરો, પામી આતમ સુખ ૩૩

ધરો ધ્યાન નિજ પ્રભુનુ, ભાવના બાર વિચાર,
સત્ સગમ જગ દોહલો, કર્મ વિનાશક ધાર

નિમિત્ત જેવા પામતો, તેવો આતમ થાય,
ઇલી ભમરી સગ જિમ, સત્સગમ જયકાર ૩૫

કૃષ્ણપક્ષીયા જીવડા, પચમ આર મઝાર,
મોહે મુઝી વિશ્વમાં, માને સાર અસાર ૩૬

પચવિધ મવિયા ઉહા, મોહ ૫ પ્રચાર
પુણ્યોદયથી જીવને, સત્સગમ આધાર ૩૭

મોહરાય શત્રુતણો નાશ કરો લઈ સાજ,
મોહન નામ સફલ કરી રાખો જગમા લાજ ૩૮

આત્મસુદ્ધિથી ગવાતા, આતમગાય અનૂપ,
વારવાર મનન કરે હોવે તે ચિ ૫ ૩૯

× × ` ×

વરોડાથી લે૦–વિ૦ કે તમારા લખેલો પત્ર નદલાલભાઈ મારફત આવ્યો તે પોહ્યો છે વાચી સમાચાર જાણ્યા છે વિ૦ કે અહિ વાણી તેડાવવા બાબત લખ્યુ છે તે આવતી કાલે પ્રાય આવશે અહિંથી કેટલાક દિવસ પશ્ચાત્ તમારી તરફ આવવાનો પરિણામ વર્તે છે પછી બને તે ખરૂ તમારી લાગણી વિરોષ છે તે મારી ધ્યાનમા છે અહિના લોકોનો ઘણો આગ્રહ છે પરતુ અમારા ગુરૂ મહારાજનો પણ અહિ રહેવાનો પરિણામ હાલમા ઘણો લાગતો નથી તેથી તમારે કોઈ જાતની ચિતા કરવી નહિ દેવગુરૂ પસાયથી સારૂ થશે એજ–કિરણોયુક્ત સૂર્યથી જેમ અધકારનો નાશ થાય છે, તેમ જ્ઞાનાદિ ગુણયુક્ત વૈરાગ્ય વાણીથી મોહરૂપ અધકારનો નાશ થાય છે કહ્યુ છે કે—

પર પુદ્ગલની ચાહના પર પુદ્ગલનો સગ,
પર પુદ્ગલ ભક્ષણ કરે, મોહપરિણતિરગ ૧

મોહભાવને ત્યાગીને, આતમભાવ નિહાળ,
પરપુદ્ગલ મમતા તજો, એ સહુ આળપપાળ ૨

આળ પપાળ પુદ્ગલ દશા મોહ નાચ બહુરગ
ગ્રહણ કરે ઉર એહને પામે કુમતિ સગ ૩

પદનપાઠન જ્ઞાન કર, ધરો નિરતર રાગ
આત્મોપયોગે વર્તતા, પામો ભવજલ પાર ૪

રત્નત્રયી રમણી સદા, અનંત ગુણ આધાર,
આત્મસ્વરૂપ વિચારતા, અક્ષયભાવ વિચાર ૫

ધનરમણી પરિવારને, છંડે તે ભવિ કોય,
આત્મસ્વરૂપ વિચારતો, આતમજ્ઞાની હોય ૬

અનંત ભવભ્રમતા થકા, લહ્યા અનંતા દુખ,
તે સવે ભૂલી ગયો, માની એકો સુખ, ૭

પણ વિપાકોદય છતે, મહારૌરવ પોકાર,
કરતો ભટકીશ પ્રાણિયા, તિહા કોણ આધાર ૮

ચેત ચેત અવસર મળ્યો, મનુષ્ય જન્મ અવતાર,
ક્ષણે ક્ષણે આયુ ઘટે, ધર તુ તત્ત્વ વિચાર ૯

તત્ત્વ વિચારે રમણતા, વૈરાગે ચિત્ત લાય
બુદ્ધિ શાશ્વત સુખ લહે, જન્મ મરણ દુખ જાય ૧૦

ભવ સન્તતિનો હેતુ છે, મોહરાય બળવાન,
તેહનો સંગ નિવારતા, પ્રગટે નિર્મલધ્યાન ૧૧

(તા ૨૫-૧-૧૯૦૨)

× × × ×

વડોદરાથી લે૦ નિ૦ આત્મ સાધન યથાયોગ્ય કરતા રહેશો

મંગલમ્ (શાર્દૂલવિક્રીડિત વૃત્ત)

લોકાલોક પ્રકાશનાર અરિહા, જ્ઞાને કરી વ્યાપતા,
ભવ્યોના અઘ ટાળવા ધર્મ દયા, સ્યાદ્વાદ વિસ્તારતા
જીવાદિ નવ તત્ત્વ યુક્ત ત્રિપદી, સાચી શુભા શાસ્ત્રની,
ષડ્દ્રવ્યાદિ વિકાસથી મમમુખે, વાણી વસો ભાગ્રતી ॥ ૧ ॥

(દુહા.)

[illegible]દેત પ્રભુ, ઉપદેશે જીનધર્મ,
[illegible]ધો ભવિ, પાવો શાશ્વત શર્મ ૧

શ્રમણધર્મ પહેલો કહ્યો, પંચમહાવ્રત ધાર
સમિતિ ગુપ્તિ ગુણ ધારણા, નિસંગી નિર્ધાર ૨

દ્રવ્યભાવથી પચખાણ, ચાર નિક્ષેપે સાર
સાતનયે વિસ્તારિયે, ષડ્દ્રવ્યાદિ વિચાર ૩

દ્રવ્ય સાધુપ ભાવનુ, કારણ માનો ભવ્ય
સાપેક્ષવચને શુદ્ધ છે, ભાવ અને વળી દ્રવ્ય ૪

અતિશુદ્ધપ્રણિધાનથી, કર્મકલંક કટાય
બાહ્યક્રિયા કારણ ભજી અનન્તે સુખ થાય ૫

અનુયોગના ચાર ભેદ દ્રવ્ય વડો જગ સાર,
ઉપદેશપદાદિ ગ્રન્થથી, ધરજો મનમા સાર ૬

ષડ્દ્રવ્યાદિ પદાર્થનું સમ્યગ્જ્ઞાન જો થાય
નિશ્ચયસમકિત પામીએ મુજમન એ સોહાય ૭

ષડ્દ્રવ્યોમા ભાખીયો, આતમ અતિ હિતકાર,
ઉપાદેય તે જાણવુ બીજા હેય વિચાર ૮

તત્ત્વ રમણ જેને થયુ, મોહે ના લેપાય
આતમ અનુભવ બુદ્ધિથી નિર્લેપી થઇ જાય ૯

પરે પઠાવે શાસ્ત્રને, વાદી જગ કહેવાય
આતમ અનુભવ વણ અહો ચતુર્ગતિ ભટકાય ૧૦

પત્થર પગ પગ પામીયે, સોનુ રૂપુ ખાણ
ચિંતામણિ સમ વિશ્વમા, વિરલો આતમ જાણ ૧૧

ભાગ્યદશા જો જાગરી, આતમ અભિમુખ થાય
ચિદાનંદ અનુભવથકી ઋદ્ધિ ઘટમા આય. ૧૨

મનમા જાણે જ્ઞાની હુ મુજ સમ જગ નહિ કોય,
આતમ અનુભવ વણ અહો, મૂઢમતિ જગરોય ૧૩

બાહિર હિત જે દેખતો, તે હિજ આતમમઝાર
દેખે તેહિજ દેખતો અંતરદૃષ્ટિ નિહાળ ૧૪

જગ જાણે ઉન્મત્ત એ એ જાણે જગ અંધ
જ્ઞાની જગમા દેખતો નહી કો મુજ સંબંધ ૧૫

રૌપ્ય ભ્રાન્તિથી સીપમા, હોવે મૂઢ પ્રયાસ,
ચિ ાનદ નિજ રૂપમા, મુક્તિ રમણી વાસ ૧૬

પરોપકારી તે ખરો, ભાવ યા દાતાર,
આતમસ્વરૂપ બતાવતો, નિ સગી નિર્ધાર ૧૭

જનમનરજન કારણે, ધર્મ શના દેત,
મૂન ન એક બદા તુ, ચેત ચેત ભવિ ચેત ૧૮

પુદ્ગલ ોગે ગરિ ો, લપટા ો તુ છેક
સ્રીપુરૂષમમ ા રહ્યા, જાણે હિ તુ એક ૧૯

અનત કલેવર મૂકિયા, કોઇ ન આવ્યુ સાથ
આ પણ છોડી જાવશે, કરતા કરતા વાત ૨૦

છડો મમતા તેહથી, મડો સમતા સગ,
ખડો કર્મ કુટીલને, ો દુષ્ટ અનગ ૨૧

આઠમોનો ત્યાગ કર, શુદ્ધ સહ્રને ધ્યાવ,
આઠ ગુણ આતમતણા, સેવતા સુખ થાવ ૨૨

જ મ થાવરની પરે, જેને ભામે નિત્ય
સમતા રાગી ે ની તે કિમ થાવે જડચિત્ત ૨૩

ચાર નિક્ષેપે ાના, નિશ્ચયને વ્યવહાર,
આતમ અનુભવ જાણતો, લહેશે જ્ઞાની પાર ૨૪

માર્ગ અનુસારી ક્રિયા, કરતો ધરતો ધ્યાન,
આતમ અનુભવ જાણતો, લહેશે કેવલજ્ઞાન ૨૫

નિશ્ચયનય હૃદયે ધરી, ધરતો શુભ વ્યવહાર,
આતમ અનુભવ જાણતો, જીનશાસન જયકાર ૨૬

નવતત્ત્વ ષડ્દ્રવ્યને, દ્રવ્ય ગુણ પર્યાય,
આતમ અનુભવ જાણતો, આતમરૂપી થાય ૨૭

ષડ્ દ્રવ્ય ઉત્પાદને, વ્યય ધ્રૌવ્યનું જ્ઞાન
આતમ અનુભવ જાણતો, તે લહેશે બહુમાન. ૨૮

ગીએ વહેંચતો ષડ્ દ્રવ્યોને જેહ,
અનુભવ જાણતો, નિજસુદરી ઘરે ને

દેખે તે નહિ આતમા, આતમ નહિ દેખાય
રાગ દ્વેષ તું કયાં કરે જડમાં શું ? મુંઝાય ૩૦
અવ્યય નિરંજન આતમા વ્યાપી રહ્યો શરીર,
ખીર નીર સમ ઘ જિમ, શુદ્ધ બુદ્ધ ધીર્ગીર ૩૧
રાગી નહી દ્વેષી નહીં, અયોગી નિત્ય નિર્ભય
અનંત સુખનો ભોગી છે અનંતશક્તિ સ્વરૂપ ૩૨
સિદ્ધતણા સાધર્મી છે સત્તાએ સ્વરૂપ
રાગદ્વેષ તું શું ? કરે મોહે મુંઝયા ક્લીબ ૩૩
સ્વજાતિ સર્વિ જીવપર જે જન ધરતો વેર
અહિરાતમ શિરોમણિ, કરતો માંગ્યો ફેર ૩૪
શુદ્ધ કરતા મેં નહી, સમય જગમાં થાય
કર્મવિપાક વિચારીને, નડશે મનનાથ ૩૫
આતમામાં સ્થિરતા ધરે, પગલો નહી પ્રચાર
ધર્મધ્યાનના તાનમાં સ્વસત્તા નિધાર ૩૬
ઋદ્ધિ સિદ્ધિ સુખ સંપતિ, આતમમાહિ સુહાય,
સુખ શાશ્વત મુક્તિ લહે, બુદ્ધિસાગર ધ્યાય. ૩૭

એજ ધર્મ સાધન કરશો આ પત્ર વારવાર વાચશો વિ૦ સુ૦ ૧૫ સુધી કારણસર અહિ રોકાતુ થશે તે સહજ જણાવુ છુ તમારા મનની લાગણી હુ સારી રીતે જાણુ છુ પણ ચિંતા કરશો નહિ અને ફેરો ખાશો નહિ, તમારી તરફ આવીશુ આજ પાવાની છુટી છે તેથી તમારી ઉપર કાગળ લખી શક્યો છુ

( પોષ શુદિ ૧ )
સં ૧૯૫૯

× × × ×

વૈરાગ્યથી લે૦—વિ૦ આ સંસાર સ્વરૂપ યથાતથ્ય જાણનાર સુજ્ઞો સંસારથી જલ પંકજવત્ ન્યારા રહે છે તેમને કોઇ પણ પદાર્થથી સુખ પામવાની ઇચ્છા રહેતી નથી અને નીચે મુજબ ભાવના ભાવે છે

देविंदचक्कवट्टित्तणाइ, रज्जाइ उत्तमा भोगा ।
पत्ता अणतखुत्तो, नयह तित्ति गओ तेहिं ॥ १ ॥

અર્થ—ઇંદ્ર ચક્રવર્તિ આદિ રાજ્ય અને ઉત્તમ ભોગ અનંતવાર હે જીવ તું પામ્યો, તો પણ તે ભોગોવડે કઇ ત્હને તૃપ્તિ થઇ નહિ અને સંસારમા વિલુબ્ધ થયો, અનેક પ્રકારના દુઃખ ભોગવે છે તો પણ હજુ ત્હને પુદ્ગલ ઉપરથી રાગ ઉતરતો નથી મુખેથી જડસુખ ખોટુ ખોટુ એમ પોકારે છે પરંતુ તેમા રાચી માચી રહ્યો છે માસાહસ નામના પક્ષીની પેઠે ફક્ત વાદ્ ચાતુર્યવાન્ થયો છે, પણ હજી સ્પર્શ જ્ઞાન થયુ નથી હે ચેતન !!! પુદ્ગલોને ગ્રહણ કરવાની જે ઇચ્છારૂપી જે તૃષ્ણા તે સ્વયંભૂરમણસમુદ્ર જેટલી મોટી છે તે ઇચ્છારૂપ અગ્નિને શાન્ત કરવા જ્ઞાનમય [illegible] અને વૈરાગ્યનું સેવન કર કે જેથી સ્વ સ્વભાવમયી તું થઇ જન્મ મરણ નિવારે વિચાર કર કે હે ચેતન ! તે કયા કયા પુદ્ગલ ગ્રહણ કર્યા નથી ? અર્થાત્ સર્વ પુદ્ગલોને ત્હે અનંતિવાર ગ્રહણ કર્યા છે તે બતાવે છે

संसार चक्कवाले, सव्वेविय पुग्गला मए बहुसो ।
आहारिया य परिणामिआ य नय तेसु तित्तोऽहं ॥ १ ॥

અર્થ—આ સંસાર રૂપી ચક્રવાલમા ભમતા અનંતિવાર સર્વ પુદ્ગલોનું ભક્ષણ કર્યુ તો પણ હું તૃપ્તિ પામ્યો નહિ, વળી હે ચેતન ! આ લોકાકાશના પ્રત્યેક પ્રદેશે તે જન્મ મરણ કર્યુ અને સર્વ પ્રદેશોને સ્પર્શ્યા વળી વ્રચકગોલક ન્યાયે કરી મનુષ્યત્વ પામ્યો તેમા પણ પ્રમાદથી કર્તવ્ય નહિ વિચારીશ તો અનંતદુઃખનો ભોક્તા થઇશ જેમ જેમ પદાર્થમા લપટાય છે, તેમ તેમ કર્મની અષ્ટવર્ગણાઓને તું ગ્રહણ કરે છે પુદ્ગલની ઇચ્છા કરે છે, અને તેનો સંગ કરવા ઇચ્છે છે, તો તું પણ [illegible] ડ થઇશ એ ઉચિત જ છે માટે આત્મસ્વરૂપી રત્નથી પ્ર[illegible] કર એટલું વિશેષ છે કે અજ્ઞજન, અજ્ઞાનતાએ ખોટાને તો વિશ છતા ખરાને ખોટુ એવુ અપરમાર્થનાણુ આચ

રણ કર છે તે તને કેમ ઘટે ? જાણ્યા છતા સદ્વસ્તુને ગ્રહણ કર નહિ તેના જેવો મૂર્ખ કોણ કહેવાય ? ક્ષણમાત્ર જેમા સુખ છે અને બહુકાળ જેનાથી નરક નિગોદાદિના દુખ પ્રાપ્ત થવાના છે, એવા સાંસારિક ભોગમા રાચીમાચી રહેવુ એ પ્રત્યક્ષ દુખનુ કારણ છે કહ્યુ છે કે —

રાચ્યો માચ્યો પુદ્ગલે, તેહશુ ધરતો પ્રેમ
મોહવશે થયો બાવરો, દુખ પામતો તેમ ૧

દુખ કારણ પુદ્ગલ કહ્યુ, સુખનો હેતુ ધ્યાન
સમજ સમજ ચેતન અહો ધરો હિ અનુભવજ્ઞાન ૨

કર્મવશે જગ પ્રાણીયા, રાચે માચે ખાય,
હર્ષ શોક વિયોગથી, સુખી દુખી દેખાય ૩

કોઇ રમાડે બાળને, કોઇક હસતા હોય
કોઇક રોતા ફરતા, કોઇક ગોળી જોય ૪

એહ પ્રભાવ પુદ્ગલતણો તેમા તારુ ન કાંઇ,
તારુ આતમ દ્રવ્ય છે, પરમારથ ઉછાહિ ૫

મદિરાપાન કર્યાથકી બુદ્ધિ તુર્ત વિલાય
મોહમદિરાપાનથી, શુદ્ધરૂપ વિસરાય ૬

મોહરાજવશ થઇ જતા, ભૂલ્યો આપ સ્વરૂપ
ભવ ભ્રમણ કરી અતિ ઘણા, પડ્યો હિ ભવજળ કૂપ ૭

કાજ કરે નિર્લજ્જતુ, ભૂલી આતમ ભાન
આતમ જ્ઞાનરસ્યા ભજી, પામે પદ નિર્વાણ ૮

જે જે કામ કરે ભવી, તેમા તારુ ન કોય
પાપારંભ કર્યા થકા, નિશ્ચય દુર્ગતિ હોય ૯

મુક્તિ મારગ ભિન્ન જે, જશ અપજશ કહેવાય
તેની લાલચ પ્રાણીયો, વ્યવહારે દોરાય. ૧૦

પોતાના જશવાદથી, માને આતમ સુખ
ધર્મ કરણી કરતો ભમે, પામે વિધવિધ દુખ ૧૧

અધિકપરિણામી વળી ભાવનાભાવિત હોય
તેનો પણ અપજશ થતો, કર્મ સમુ નહિ કોય. ૧૨

કપટી લોભી માનીને, દ્વેષી મનમા જોય,
પૂરવ પુણ્ય પસાયથી, ગાવે જશ સહુ કોય ૧૩

એમા કઇ નહિ આત્મનુ, પુદ્ગલભાન વિચાર,
પરપુદ્ગલ રમવુ તજી, તત્ત્વ અતત્ત્વ વિચાર ૧૪

તત્ત્વવિચાર હૃદય ધરી, પુદ્ગલભાવ નિવાર,
સ્વસ્વરૂપને જાણીને, તરીશ ભવજળ પાર ૧૫

નિદાપુદ્ગલ સુખ ગ્રહી, ભમતો સમ સસાર,
સગત તેની જે કરે, તે પણ તેવો ધાર. ૧૬

અહો અહો આ આતમા, ક્ષણુમા પનટી જાય,
મોહે ઘેર્યો આતમા, તાતો માતો થાય. ૧૭

ગગદ્વા ક્ષણુમા ભજે, ક્ષણુમા દ્વેષી થાય,
રૂચિ અરૂચિ પુદ્ગલે, ભૂલ્યો આતમરાય. ૧૮

પુદ્ગલભાવે રૂચિ જ્યા, ત્યાજ અરુચિ સુહાય,
રાગદશા જ્યા પુદ્ગલે, દ્વેષ જતા જ કહાય ૧૯

રાગદ્વેષ પુદ્ગલ ગ્રહી, કર્મવશી હૌ જાય,
અહો અહો આતમ તને, કર્મ કલક છાય ૨૦

શરો જ્ઞાની ધ્યાની તે, ધીર વીર તે જાણ,
આતમભાવ વિચારશે, ધરશે જીનવર આણ ૨૧

એજ સાર ઉપદેશનો, વારવાર વિચાર,
ભાવના ભાવિતશુદ્ધિથી, લેશે શિવ સુખ સાર ૨૨

એ પ્રમાણે ભાવનાથી આત્મા સ્વાનુભવમા રમશે અને શિવ સુખ ભજશે એજ લી૦ બુદ્ધિના ધર્મલાભ રત્નત્રયી પ્રાપ્તિરૂપ માગલ્ય દાતા થાઓ

× × × ×

રણુ કરે છે તે તને કેમ ઘટે ? જાણ્યા છતા સદ્વસ્તુને ગ્રહણ કર નહિ તેના જેવો મૂર્ખ કોણ કહેવાય ? ક્ષણમાત્ર જેમા સુખ છે અને બહુકાળ જેનાથી નરક નિગોદાદિના દુ ખ પ્રાપ્ત થવાના છે, એવા સાસારિક ભોગમા રાચીમાચી રહેવુ એ પ્રત્યક્ષ દુ ખનુ કારણ છે કહ્યુ છે કે—

રાચ્યો માચ્યો પુદ્ગલે, તેહશુ ધરતો પ્રેમ
મોહવશે થયો બાવરો દુ ખ પામતો તેમ ૧

દુ ખ કારણ પુદ્ગલ કહ્યું, સુખનો હેતુ ધ્યાન
સમજ સમજ ચેતન અહો, ધરો હિ અનુભવજ્ઞાન ૨

કર્મવશે જગ પ્રાણીયા, રાચે માચે ખાય
હર્ષ શોક વિયોગથી સુખી દુ:ખી દેખાય ૩

કોઇ રમાડે બાળને, કોઇક હસતા હોય
કોઇક રડતા ફરતા, કોઇક શોધી જોય ૪

એહ પ્રભાવ પુદ્ગલતણો તેમા તારૂ ન કાંઇ
તારૂ આતમ દ્રવ્ય છે પરમારથ ઉરમાંહિ ૫

મદિરાપાન કર્યાથકી બુદ્ધિ ધુર્ત વિલાય
મોહમદીરાપાનથી, શુદ્ધરૂપ વિસરાય ૬

મોહરાજવશ થઇ જતા, ભૂલ્યો આપ સ્વરૂપ
ભવ ભ્રમણ કરી અતિ ઘણા, પડ્યો હિ ભવજળ કૂપ ૭

કાજ કરે નિર્લજ્જતા, ભૂલી આતમ ભાન
આતમ જ્ઞાનદશા ભજી, પામે પદ નિર્વાણ ૮

જે જે કામ કરે ભવી, તેમા તારૂ ન કોય,
પાપારંભ કર્યા થકા, નિશ્ચય દુર્ગતિ હોય ૯

મુક્તિ મારગ ભિન્ન જે, જશ અપજશ કહેવાય
તેની લાલચ પ્રાણીયો વ્યવહારે દોરાય ૧૦

પોતાના જશવાદથી, માને આતમ સુખ
ધર્મ કરણી કરતો ભમે, પામે વિધવિધ દુ ખ ૧૧

ભદ્રિકપરિણામી વળી ભાવનાભાવિત હોય
તેનો પણ અપજશ થતો, કર્મ સમુ નહિ કોય ૧૨

કૃપણી લોભી માનીને, દ્વેષી મનમા જોય,
પૂરવ પુણ્ય પ્રમાયથી, ગાવે જશ સહુ કોય ૧૩

એમા કંઇ નહિ આતમનુ, પુદ્ગલમાન વિચાર,
પરપુદ્ગલ રમવુ તજી, તત્ત્વ અતત્ત્વ વિચાર. ૧૪

તત્ત્વવિચાર હૃદય ધરી, પુદ્ગલભાવ નિવાર,
સ્વસ્વરૂપને જાણીને, તરીએ ભવજળ પાર ૧૫

નિજપુદ્ગલ સુખ ગ્રહી, ભમતો સબ સંસાર,
સગત તેની જે કરે, તે પણ તેવો ધાર. ૧૬

અહો અહો આ આતમા, ક્ષણમા પલટી જાય,
મોહે ઘેર્યો આતમા, તાતો માતો થાય. ૧૭

રાગ્યા ક્ષણમા ભજે, ક્ષણમા દ્વેષી થાય,
રુચિ અરુચિ પુદ્ગલે, ભૂલ્યો આતમરાય. ૧૮

પુદ્ગલભાવે રુચિ જ્યા, ત્યાજ અરુચિ સુહાય,
રાગ્રા જ્યા પુદ્ગલે, દ્વેષ જતા જ કહાય ૧૯

રાગદ્વેષ પુદ્ગલ ગ્રહી, કર્મવશી હો જાય,
અહો અહો આતમ તને, કર્મ કલક છવાય ૨૦

શૂરો જ્ઞાની ધ્યાની તે, ધીર વીર તે જાણ,
આતમભાવ વિચારશે, ધરશે જીનવર આણ ૨૧

એજ સાર ઉપદેશનો, વારવાર વિચાર,
ભાવના ભાવિતબુદ્ધિથી, લેશે શિવ સુખ સાર ૨૨

એ પ્રમાણે ભાવનાથી આત્મા સ્વાનુભવમા રમશે અને શિવ સુખ ભજશે એજ લી૰ બુદ્ધિના ધર્મલાભ રત્નત્રયી પ્રાપ્તિરૂપ માગલ્ય દાતા થાઓ

× × × ×

પરમાતમ તે એક છે, તેહતણા જીવ અંશ,
વે વચન પ્રપંચથી, કરતો જગ પ્રશંસ ૧૦

અર્થ—ગાથા ૧૦ મીનો ભાવાર્થ અદ્વૈતવાદી પરમાત્મા એક માને છે અને પ્રત્યેક શરીરે ભિન ભિન જીવ દેખાય છે અને તે પરમાત્માના અંશ છે અને તે પરમાત્મામા સમાઇ જાય છે જેમ ગંગાના તરંગો ગંગામા સમાય છે, ને જેમ પારાના કણીયા એકમેક મળી જાય છે, અને જેમ અગ્નિથી ઉડેલા તણખા અગ્નિમા સમાઇ જાય છે તેમ આ જીવ પરમાત્મામા લીન થઇ જાય છે અને તે પરમાત્માના અંશોજ છે

एक एव हि भूतात्मा, भूते भूते व्यवस्थित
एकधा बहुधा चैव, दृश्यते जलचन्द्रवत्

અર્થ—એમજ ભૂતાત્મા છે, અને તે સર્વભૂતનેવિષે રહ્યો છે એક છે, તોપણ અનેકની પેરે ભાસે છે જેમ જલમા એક ચંદ્રનુ પ્રતિબિંબ અનેક રૂપે ભાસે છે તેમ જાણવુ એમ તે અદ્વૈતવાદી પ્રતિપાદન કરી જગમા અદ્વૈતમતની પ્રશંસા કરે છે, અને વેદવચનનો પ્રપંચ વિસ્તારે છે તેને સ્યાદ્વાદી નીચે પ્રમાણે કહે છે

પરમાતમથી ભિન્ન એ જગજીવો દેખાય,
પરમાતમ અંશ જ્ઞાની વા, અજ્ઞાની કહેવાય ૧૧

અર્થ—હે ભિન પરમાત્માથકી જગતનેવિષે રહેલા જીવો (અંશભૂત) ભિન્ન છે વા અભિન્ન છે ? અને તે પરમાત્માના અંશ જ્ઞાની છે કે અજ્ઞાની ? જો પરમાત્માથકી જીવરૂપ અંશ ભિન્ન માનશો તો પરમાત્મામા લીન થઇ જશે નહીં એમ કહેવામા દોષાપત્તિ આવે છે, પરમાત્મામા જીવભૂત અંશો અભિન્ન ( એક સ્વરૂપ ) કદી થશે નહિ

જ્ઞાનીમહા પરમાતમ અંશ, અજ્ઞાની દેખાય,
યદિ કહો અજ્ઞાની તો, જ્ઞાની કેમ જણાય ૧૨

અર્થ—જો પરમાત્માના અંશ ભૂત જીવોને જ્ઞાની કહેશો તો તે પ્રત્યક્ષ અજ્ઞાની દેખવામા આવે છે અને જો અજ્ઞાની કહેશો તો જ્ઞાની પણ દેખવામા આવે છે પરમાત્મા જો જ્ઞાની હોય તો તેના અંશો પણ તેના સરખા

જ્ઞાની હોવા જોઇએ જેમ आम्र कटक કેરીનો કડકો જો કેરી ખાટી હશે તો તેનો કડકો પણ ખાટો હોય છે, ને જો મીઠી હોય છે, તો તેનો કડકો પણ મીઠો હોય છે એક કડકાથી આખી કેરીનુ અનુમાન થાય છે, તેમ જીવ પણ જ્ઞાની હોવા જોઇએ પણ તે દેખવામા અનુમાન વિરોધ આવેછે માટે જ્ઞાની જીવો પણ કહી શકાતા નથી, અને જો જીવોને અજ્ઞાની માનીશુ તો ઇશ્વર ( પરમાત્મા ) પણ અજ્ઞાનમય થઇ જવાનો, કારણ કે અજ્ઞાની જીવો, પણ તેના અશ છે જેવા અશો હોય છે તેવો અશી હોય છે માટે જીવ પણ જ્ઞાની તથા અજ્ઞાની પણ કહી શકાતો નથી

જ્ઞાનાજ્ઞાનમયી અહો, જો માનો તે અશ
જ્ઞાનાજ્ઞાનમયી થયો, પરમાતમપદભ્રશ ૧૩

અર્થ—પરમાત્માના અશો જ્ઞાની અને અજ્ઞાનીભૂત એ બે પક્ષ સ્વીકારશો તો ઇશ્વર પણ જ્ઞાનમય અને અજ્ઞાનમય થયો ત્યારે શુદ્ધજ્ઞાનમય ઇશ્વર કહેવાશે નહિ, અને અજ્ઞાનમયરૂપી મહાપ પરમાત્માને લાગુ પડશે, અને એકાતપક્ષ ત્યાગ કરવાથી સ્યાદ્વાદમત અગીકાર કરણની પ્રાપ્તિ થશે, અને જ્ઞાન રૂપ પરમાત્મપદનો નાશ થશે માટે પરમાત્માના અશ તરીકે જીવ મનાય નહિ અશ શબ્દ પુદ્ગલને લાગુ પડે છે, પણ આત્મા નિરાકાર છે તેને અશ ક્યાથી હોય ? પરમાત્માતો નિરશી છે કારણ કે અશતો પુદ્ગલના ધર્મ છે માટે તેના અશ માનવા તે ભ્રમ છે

પરમાતમથી ભિન્ન નિત્ય, જો માનો તે જીવ,
વ્યક્તિરૂપ પરમાતમા, નહિ તે થાય સદીવ ૧૪

અર્થ —જો પરમાત્મથકી જગતના જીવો નિત્ય ભિન્ન માનશો તો તે કોઇપણ કાળે પરમાત્મસ્વરૂપ થશે નહિ કારણ કે જે વસ્તુ નિત્ય ભિન્ન હોય છે, તે ભિન્નરૂપેજ રહે છે જેમ સિદ્ધાત્મા અને પુદ્ગલ દ્રવ્ય એ બે ભિન્ન છે તો કોઇ કાળે એક સ્વરૂપ ( અભિન્નરૂપ ) થવાના નહિ તેમ એ જીવો કોઇપણ કાળે પરમાત્મા સ્વરૂપ થવાના નહિ

અભિન્ન પરમાતમ થકી, જગત જીવ કહો ભાઇ,
[illegible]ની ભિન્નતા, પ્રગટી ક્યા દેખાઇ ૧૫

અથ—પરમાત્માથકી જગતના જીવો અભિન્ન કહેશો તો પ્રત્યેક શરીરે ભિન્ન ભિન્ન જીવ જવામા આવે છે, તે નહિ દેખાવા જોઇએ, અને દેખાય છે માટે અભિન્ન પણ કહેવાય નહિ, ચેત્રાત્ મૈત્ર પૃથક્, અય ક્ષસ્માત્ પૃથક્—આવો ભિન્ન જીવધારી શરીરનો વ્યવહાર થાય છે, તે નહીં થવો જોઇએ, માટે અભિન્ન પણ જીવ અશ કહી શકાતા નથી

> ભિન્નાભિન્ન કહો યદિ, પરમાતમથી જીવ
> સ્યાદ્વાદનો સિદ્ધ થઈ, કરો શુ ? ખોટી રીવ. ૧૬
>
> જ્ઞાનથકીજ અભિન્ન છે, વ્યક્તિસ્વરૂપે ભિન્ન
> નિત્યાનિત્ય વચનથકી બનો ન મનમા ખિન્ન ૧૭

પરમાત્માથકી કથચિત્ ભિન્ન અને કથચિત્ અભિન્ન જીવ માનશો તો સ્યાદ્વાદમત અગીકાર કરવો સિદ્ધ થયો ત્યારે શા કારણથી પરમાત્માના અશ જીવભૂત છે એમ રીવ એટલે પોકાર કરો છો ? જ્ઞાનથકી જીવ પરમાત્માથકી અભિન્ન છે, અને વ્યક્તિ એ ભિન્ન છે

× × × ×

સુ વડોદરાથી લે૦—હિ અત્ર શાતિ છે, તમને વર્તો વિ ગુરુ મહારાજનુ શરીર નરમ રહે છે, તેથી દવા નિમિત્તે જાની શેરીમા રહેવાનુ થયુ છે હાલ તો અહિ સ્થિરતા છે આગળ મહારાજજીનુ શરીર સુધરશે પછી વિહાર થશે આત્મગુણોદ્ભાવનમા પ્રયત્ન કરવો એજ સાર છે ધર્મસાધન સારીરીતે કરશો બાહ્યવસ્તુ થકી થતા સકલ્પ વિકલ્પ દૂર કરવા અને આત્મસ્વરૂપમા રમવુ કર્મ ઘણા છે ઉદ્યમ થોડો છે પચમ કાળ છે, વિષય કષાયનુ જોર એહ છે, તેમા ઉપયોગી જીવ ધર્મસાધનમાં આળસ કરતા નથી, અને પરભાવને દૂર હઠાવે છે એજ (કાર્તિક વદિ ૩)

× × × ×

દશાપુરાથી લે૦—વિ અત્ર શાતા છે ગામમા શાંતિ છે અમદાવાદથી રતનચદભાઇના ભાઈ મણિલાલના કાગળ મધ્યે પત્ર આવ્યો છે રતનચદ ભાઈ હોય તો તેમને ધર્મલાભ કહેશો આત્મસાધન કરશો દુષમકાળમા આત્મસ્વભાવમા રમવુ અતિદુષ્કર છે ચારે તરફથી જીંદગી ઉપર હુમલા થાય છે જીવ મરણથી બીહે છે, પરન્તુ ઇષ્ટકર્ત્તવ્યને દૃઢશક્તિથી વળગી રહેતો નથી, જ્યા જ્યા આત્મસુખની ભ્રાન્તિએ દોડે છે, ત્યા ત્યા કર્મની વિચિત્રતા આત્મસુખ પામવા દેતી નથી વિષયકષાયપ્રમાદાદિ દોષો સમસ્ત એ જીવને ચાર ગતિમા ફેરવે છે પણ તેની સામે થવાતુ નથી દરેક સસારિકકાર્યમા જીવ સુખની ભ્રાન્તિથી દોડે છે પણ મૃગ જેમ ઝાઝવા દેખી દોડી ખેદયુક્ત થાય છે, તેમ જીવને પણ સ્વસ્થતા થતી નથી રામ, પાડવ, કૌરવ વગેરે લાખો મનુષ્યોએ આ દેખાતા શરીરનો ઝટવારમા ત્યાગ કર્યો છે પારકી વસ્તુ જડપુદ્ગલ આત્માનુ શુ હિત કરી શકશે? કદી હિત કરનાર નથી જેટલુ થવાનુ હશે તેટલુ આ મનુષ્યભવમા થશે મનુષ્યશરીર પાછુ નહિ મળે વારવાર આ વાક્ય યાદ કરો કે દેખાતી વસ્તુ પારકી છે આયુષ્યની માલુમ નથી, થોડો કાળ રહ્યો છે, આનાદિ વ્યાધી વૃદ્ધિ પામે છે, આયુષ્ય ઓછુ થાય છે, ઘડપણ સામુ આવે છે, ત્રણ શત્રુ માથે ગાજે છે પરભવમા શુ ? થશે તે તો જ્ઞાની જાણે, બહોત ગઇ અને થોડી રહી છે એવા સમયમા જે કરવાનુ હોય તે શીઘ્ર કરવુ એમ વીતરાગ ભગવત ઘણી દયા કરીને કહે છે થાઓ તૈયાર, ઉપયોગરૂપ કવચ ધારણ કરો, ધ્યાનખડ્ગ ધારણ કરો, હીંમત રાખો, અને આપસ્વભાવમા રમણતા કરો કે જેથી અનન્તસંસાર રખડવાનુ મટે દ્વારકાનો દાહ શુ ભવ્યજીવોને શીખામણ નથી આપતો ? જેની સાથે વાતો કરતા, હરતા, ફરતા, તે દેખતા દેખતા પરભવમા ચાલ્યા ગયા તો આ ખોળીયાને આ જીવ કયા સુધી ધારણ કરશે તે વિચારવા જેવુ છે ધર્મમા તત્પર થવુ તેજ સાર છે ( સ ૧૯૫૮ આશ્વિન સભવે છે )

× × × ×

મા ... વિ કે તમારો પત્ર પહોચ્યો વાચીને બીના જાણી
છે ભાઇ ... ીર નમ્ર છે તે જાણ્યુ, છે ધર્મસાધન કરતા સૌ

સારૂ થઇ જશે નિરતર ધર્માભ્યાસથી મન પવિત્ર થતા અસખ્યાતપ્રદેશી આત્માપણ નિર્મળ થાય છે સત્શાસ્ત્રોનુ પુન પુન અવલોકન, સ્મરણ, મનની એકાગ્રતા કરે છે અને મનમા ઉદ્ભવ પામતી વિકલ્પસકલ્પની શ્રેણિયોનો નાશ કરે છે आत्मतत्त्वजिज्ञासुसाधकों आधि व्याधि उपाधि दूर थाय छे. तमने पण मगलमयपरमात्मा मा गल्यपद आपो तथास्तु इति श्री शान्ति शान्ति शाति

( તા ૧૧-૪-૩ )

× × × ×

મોથી લી—વિ૦ અહિંથી આવતી કાલે સવારના પહોરમા સઘ સહિત સાચોરે જાત્રા કરવા જવા વિચાર છે, અને ત્યાથી વિહાર કરી નાયમ નવાગામ મારેજ કાશીપા થઇ સાણદ જવા વિચાર છે ત્યાથી ભોયણી થઇ મહેસાણે જવા વિચાર છે સાચોમિત્ર પુસ્તક વાચ્યુ वैराग्यरता आत्मसाधन करवा चूकता नथी समये समये आयुष्य खूटी जाय छे भव्यो चेते छे अभव्या भूले छे गयो वखत पाछो आवनार नथी हु कोण ? मारु कोण ? क्याथी आव्यो ? क्या जईश ? ए वाक्योना मर्म शिवशर्म आपशे

સ ૧૯૫૮ ફાલ્ગુન

× × × ×

ભોયણીથી લી૦—વિ૦ અત્ર દ્રવ્યશાન્તિ ભાવશાન્તિકારણભૂત વર્તે છે તેમ તમને પણ વર્તો એ ભાવશાન્તિ પામ્યા જીવ અનાદિઅનન્તમે ભાગે છે તેમ ભાવશાન્તિપ પામ્યા જીવ આદિઅનતમે ભાગે પણ છે શાન્તિ એ કઇ આખે દેખાતી નથી પણ જ્ઞાનદ્વારા ભાસે છે દ્રવ્યશાન્તિ ને ભાવશાન્તિ એ બન્ને સાથે સદા રહી શકે નહિ કારણ કે દ્રવ્યશાન્તિ ૦જનિત છે, અને ભાવશાન્તિ એ આત્મિકગુણ છે આત્મની દ્રવ્ય

શાન્તિ ન હોય પણ અન્તર્ ભાવશાન્તિ વર્તતી હોય છે દ્રવ્યશાન્તિ હોય પણ ભાવશાન્તિ ન હોય એકને ભાવશાન્તિ હોય છે સિદ્ધને પણ દ્રવ્યશાન્તિ સિદ્ધમા નથી દ્રવ્યશાન્તિ હોય ત્યા ભાવશાન્તિ લાભે દ્રવ્યશાન્તિ સાશ્રિત અનન્તમે ભાગે છે તેમ દ્રવ્યશાન્તિ આદિ સાન્ત છે ભાવશાન્તિ સિદ્ધના જીવોની અપેક્ષાએ પ્રવાહ આશ્રયિ અનાદિઅનન્તમે ભાગે છે સાદિ અનન્તમે ભાગે પણ છે હવે આત્મન્ તમે વિચારો કે, તમારે હાલ દ્રવ્યશાન્તિ છે કે ભાવશાન્તિ ? જો દ્રવ્યશાન્તિ છે તો તે દ્રવ્યશાન્તિથી ભાવશાન્તિના કારણો સધાય છે કે નહિ ? જો દ્રવ્યશાન્તિથી ભાવશાન્તિના કારણો સધાતા ન હોય તો તે દ્રવ્યશાન્તિ શા ખપની ? વળી વિચારો કે દ્રવ્યશાન્તિ પણ શાશ્વતી નથી, પરપુદ્ગલથી થયેલી છે તે ક્યા સુધી રહે વાની ? દ્રવ્યશાન્તિ પણ બે પ્રકારની છે ૧ સાર્થકદ્રવ્યશાન્તિ, ૨ નિરર્થક દ્રવ્યશાન્તિ દ્રવ્યશાન્તિ પામીને જે આત્માઓ પોતાની ભાવશાન્તિ માટે પ્રવૃત્તિ કરે છે, તેની દ્રવ્યશાન્તિ સાર્થક છે અને જે દ્રવ્યશાન્તિ પામીને એશઆરામ, ખાવુ, પીવુ, અદેખાઇ, મમતા, મોહ, આરભ વગેરે કરે છે, તેની દ્રવ્યશાન્તિ નિરર્થક છે કારણ કે દ્રવ્યશાન્તિથી જે આત્મહિત કરવાનુ હતું તે થયુ નહિ અને અન્તે દુર્ગતિમા જવાનુ થાય તે કોઇ કામની નથી વળી દ્રવ્યશાન્તિ બે પ્રકારની છે ઇત્વર્ દ્રવ્યશાન્તિ—અને યાવદ્ દ્રવ્યશાન્તિ થોડા કાળ રહે તે ઇત્વર્ દ્રવ્યશાન્તિ, અને જાવજીવ સુધી રહે તે યાવદ્ દ્રવ્યશાન્તિ તીર્થંકર વગેરેને મરણપર્યન્ત હોય છે

વળી દ્રવ્યશાન્તિ બે પ્રકારની છે ભવહેતુક દ્રવ્યશાન્તિ, મુક્તિહેતુક દ્રવ્યશાન્તિ ભવ્યોને તો મુક્તિહેતુક દ્રવ્યશાન્તિ પ્રાપ્ત કરવા યોગ્ય છે દ્રવ્યશાન્તિ કારણ છે ને ભાવશાન્તિકાર્ય છે દ્રવ્યશાન્તિ ઉપાય છે ને ભાવશાન્તિ ઉપેય છે દ્રવ્યશાન્તિ પુણ્યાનુયોગે પ્રાપ્ત થાય છે ને દ્રવ્યશાન્તિ ભોગવતા છતા પણ જે આત્માઓ દ્રવ્યશાન્તિને નકામી ગુમાવી દે છે, તેઓ પામ્યા પણ નહિ પામ્યા જાણવા તેમને દ્રવ્યશાન્તિ દુ ખકારિકા ભાવીકાળમા જાણવી. એ દ્રવ્યશાન્તિ જે પુરુષોમા નથી તેઓ પણ ભાવશાન્તિ મેળવે છે તેવા સસારત્યાગી પરિસહસન્મુખ થયેલા ગજસુકુમાલ, ઢંઢણઋષિ મેતાર્યમુનિ, વગેરે યોદ્ધાઓ સસારરણમા કર્મરાજાની સાથે લઢી મુક્તિ પ્રાપ્ત કરનારા જાણવા દ્રવ્યશાન્તિ ના હોય તેને ભાવશાન્તિ ના હોય એવા દુ ખી મિથ્યાત્વી, નિષ્પુણ્યીયા જીવો જાણવા જેઓને સદ્ધર્મભાવ શાન્તિરૂપ પ્રાપ્ત-થઇ શકે નહિ એ પ્રકારે શાન્તિસ્વરૂપ જે પામવા ઇચ્છા

હોય તો તેના કારણોને ભવ્યાત્માઓએ સેવવા જોઇએ આનંદઘનજી કૃત શાંતિનાથસ્તવન ભાવશાંતિરૂપ જાણવું અને દ્રવ્યશાન્તિનો તો પુણ્ય સિવાય બીજો ઉપાય નથી એ પુણ્યોદયે દ્રવ્યશાન્તિ પામીને પણ જે જીવો આળસ, વિકથા, નિદ્રા કષાય પરભાવરમણ, સ્વભાવત્યાગ, ઇત્યાદિની પ્રવૃત્તિમાં નકામો કાળ ગુમાવે છે તે હાર્યા, હારે છે ને હારશે અને જે ભવ્યજીવો સામગ્રી પામી સ્વભાવરમણપરભાવ ત્યાગ કરે છે, તે કર્મને જીત્યા, જીતે છે, ને જીતશે ને પરમાત્મપદ વર્યા, વરે છે ને વરશે એ ભાવશાન્તિ આત્માનો ગુણ છે તે પામી જીવો શાશ્વતપદ ભોક્તા થાય છે તે પદની સ્વપરને પ્રાપ્તિ થાઓ એજ શાન્તિ શાન્તિ શાન્તિ

સં ૧૯૫૮ ચૈત્ર વદિ ૧૦

× × × ×

સાણંદથી લે૦—વિ૦ કે ચતુર્ગતિસંસારસમુદ્રમાંથી તારવા પ્રવહણ સમાન, કર્મવલ્લીછેદનકુઠારસદૃશ, ભવતાપશમાવવા પુષ્કરાવર્ત મેઘ સમાન અત્યન્ત નિર્મળ રત્નત્રયીરૂપ જે આત્માનો ધર્મ તેની પ્રાપ્તિ થાઓ એજ હિતાકાંક્ષા, સંસારચક્રમાં ફરતા એવા જીવને સત્યઆત્મધર્મની પ્રાપ્તિરૂપ ધર્મ લાભ જેમ બીજાને કહેવામાં આવે છે, તેમ સ્વઆત્માને જો થાય તો કર્મોથી ભય ક્યાંથી ? રોગ ક્યાંથી ? શોક ક્યાંથી ? અને શા પાદ્ગલિક સંભોગ ? શું કહીએ ! કંઇ નહિ એ શુદ્ધઆત્મિક ધર્મલાભ પામ્યા પછી કોઇ કોઇને તેનું સ્વરૂપ બતાવવા પ્રયત્ન કરે નહિ એમ પણ કહેવાય ધર્મલાભ એવો શબ્દ મુખથી બહાર કાઢવો સહેલ છે પણ એજ ધર્મલાભ અન્તરમાં ધારવો મુશ્કેલ છે ધર્મલાભ એ શબ્દથકી કેટલાક તો રાજી થાય છે કેટલાક તેનું અર્થયુક્ત સ્વરૂપ સમજી રાજી થાય છે અને કેટલાક તે ધર્મલાભ આત્મામાં પ્રાપ્ત કરી શકે થાય છે નામ ધર્મલાભ સ્થાપના ધર્મલાભ દ્રવ્ય ધર્મલાભ, અને ભાવ ધર્મલાભ વળી વ્યવહારનયે ધર્મલાભ અને નિશ્ચયનયે ધર્મલાભ વળી એક ગાડરીયા પ્રવાહે ધર્મલાભ; અને બીજો સદ્ગુરૂજ્ઞાનપૂર્વક ધર્મલાભ એમ અનેક પ્રકાર ધર્મલાભ કહેવામાં આવે છે ધર્મ અને લાભ આ બે શબ્દોને સમજવા ઘણા મુશ્કેલ

परभाव दारु पी करी, भूल्यो आतम भान,
बाळ पुरुष क वृद्ध छु, भूल्यो तनी सान ४

परभाव मदिरा घेनमा, आत्मस्वरूप विनाश,
चतुर्गतिमा भटकतो, थइयो परनो दास ५

परपुद्गलना दास थइ, दु ख घणा जीव पाय,
परभाव मदिरा नासता, शुद्धे शुद्धज थाय ६

આત્મા આત્મભાવે રમતો છતો પરભાવે બાધેલા લાખો ભવોના ચીકણા કર્મોનો પણ નાશ કરે છે માટેજ કહ્યુ છે કે **ज्ञानी श्वासोश्वासॅम, करे कर्मनो खेह** જ્ઞાની તો તેજ કહેવાય કે જે અતરાત્મદશા પામવાનો ઉદ્યમ કરે છે અને બીજા પાસે તેનો ઉદ્યમ કરાવે છે એ અતરાત્મપણુ જો કે સદાકાળ રહેતુ નથી, તો પણ આત્મોપયોગે આત્માના વર્તતા અતરાત્મપણુ ઉદ્ભવે છે અને પાછુ પરભાવે રમતા અતરાત્મપણાનો નાશ કરે છે, અને બહિરાત્મપણુ ઉત્પન્ન થાય છે એમ બહિરાત્મપણુ અને અતરાત્મપણુ એક પછી એક એમ આખા દિવસમા થયા કરે છે બહિરાત્મભાવે હુ રમુ છુ એટલુ પણ જે પુરુષો જાણે છે, અને પશ્ચાત્તાપ કરે છે તેને ધન્ય છે, બાકી બહિર્ ને અન્તર્ એ બે ભેદમાથી હુ કયા ભેદમા છુ, એની પણ જેને માલુમ નથી તે જીવોને કેટલો સસાર ભટકવુ પડશે તે વિચારવાનુ છે ચેતન કોઇ વખત **अह** અને **मम** એ બે શબ્દના અર્થમા ચઢે છે, પણ તેને **नाह न मम**, એ બે શબ્દો પાછા આત્માને ઉપયોગમા લાવી **अह मम**ની પરાધિનતા પ્રાપ્ત કરવા દેતા નથી. જાણ્યા છતા પણ જો સસાર વૃદ્ધિના કારણો સેવાય તો તેમા પોતાનો દોષ સમજવો બાકી પુરુષયોગે કરી જીવ સદ્હેતુઓ પ્રાપ્ત કરી શકે છે જીવ જાણે છે કે હુ મુક્તિ મેળવુ કર્મનો નાશ કરૂ પણ એકલી ઇચ્છા માત્રથી શુ થવાનુ? પુરૂષાર્થનો આશ્રય કરીએ તો ઇચ્છિત ફળ પામી શકીએ

વીતરાગના વચનો વીતરાગભાવ પ્રાપ્ત કરવા માટે છે માટે હે ચેતન! તુ જો સસાર અસાર જાણતો હોય, તો હવે કર્મનો નાશ કરવા ઉદ્યમ કર!!! આશ્રવભાવ ત્યાગ કર!!! વીતરાગની આજ્ઞા વ્યવહારનિશ્ચયરૂપ ધારણ કર!!! વીતરાગવચન વિરુદ્ધ શ્રદ્ધા ન કરીશ નહિ વીતરાગવચન વિરુદ્ધ કથન પણ કરીશ નહિ. વીતરાગમાર્ગ સત્ય છે, જે જે ભવ્યો તર્યા છે તરે છે ને તરશે

તે તે સર્વ વીતરાગના વચનથી વીતરાગ માર્ગ અવલંબીને તર્યા છે, તરે છે ને તરશે એમ જાણવુ વીતરાગ એ શબ્દનો અર્થ ચિંતવતા આત્મા અક્ષર પણ થાય છે અને અનક્ષર પણ થાય છે એ આત્મા અસંખ્યાત પ્રદેશે નિર્મલ છે, પણ આત્માના એકેક પ્રદેશને અનન્તી કર્મની વર્ગણાઓ લાગી છે તેથી આત્મજ્ઞાન આચ્છાદન થઇ ગયુ છે તે આત્મજ્ઞાન આત્મભાવ રમણતાવડે શુદ્ધ પ્રગટે છે શરીરમા રહ્યો છે તો પણ શરીર થકી ન્યારો આત્મા છે એ આત્મા પરમાત્મપદ પામે એજ આત્માની આકાંક્ષા સફળ થાઓ શરીરની હાનિ થાય છે, તોપણ પરભાવની હાનિ કે વૃદ્ધિ થાય છે, તે આત્મા જાણી શકે છે શરીર વધ્યે આત્માનુ શુ વધ્યુ? ને શરીર ઘટયે આત્માનુ શુ ઘટયુ? શરીર ક્યા સુધી રહેશે? આત્મા ક્યા સુધી અશુભ પ્રવૃત્તિયો કરશે? તેની સમજણ, આત્મા જાણે છે આત્માએ સંસાર પાર પામવા માટે કેવા કેવા પ્રયત્નો કરવા જોઇએ? અને કેવી કેવી ભાવનાઓ ભાવવી જોઇએ? એ સૌ આત્મા જાણે છે, એજ

વિ૦ અહિં શરીર સારૂ રહેતુ નથી છાતીના દરદનો હુમલો પાછો હતો તેવોને તેવો ઉત્પન્ન થયો છે પણ સ્થિર ભાવે સહન કરવુ એજ સાર છે ચોમાસુ ક્યા કરવુ તે હજી નક્કી નથી ભાવી ભાવ બને તે ખરૂ તા ૧૩-૫-૧૯૦૩

× × × ×

મ્હેસાણાથી લે૦—વિ૦ આત્મા કે જે દેવ, મનુષ્ય, તિર્યંચ, નારકી વિગેરે ચાર ગતિમાં અનાદિકાળથી ભટકતો ભટકતો હાલ મનુષ્ય ગતિમા આવ્યો છે શરીર અનંત ધારણ કર્યા પણ જીવતો તેનો તેજ એક જીવે અનંત શરીર ધારણ કર્યા તેમ અનંત જીવે અનંત શરીર ધારણ કર્યા કેટલાક જીવ મુક્તિ ગયા, પણ આ આત્મા તો હજી ચાર ગતિના ભટક છે, હાલ મનુષ્ય શરીર ધારણ કર્યુ છે તેથી જો આત્મા સ્વભાવે રહે તો, મુક્તિ પદ મુશ્કેલ નથી આ આત્મા અનંત શક્તિનો ધણી છે છતાં હાલ કર્મના યોગે રાંક જેવો થઇ ગયો છે અનંત શક્તિવાળો આત્મા આ શરીરથી કેવી ચેષ્ટાઓ કરે છે, ક્ષણમા કેવા ઉપયોગમા વર્તે છે, અને ક્ષણમા દિલગીર બની જાય છે ક્ષણમા રુવે છે, ક્ષણમા હસે છે પુદ્ગલ સંગી

આત્માની સ્થિતિ વર્ણન કરવામાં શું વિશેષ? વિશેષ તો એજ છે કે આત્માના અસંખ્યાત પ્રદેશ છે, દરેક પ્રદેશે કર્મની અનંતી વર્ગણાઓ લાગી છે તે દૂર થઇ જાય અને કર્મ દૂર થતાં આત્મા તે **પરમાત્માપદ** પામે એજ મહા આકાંક્ષા પુરૂષાર્થથી સિદ્ધ થાઓ. પૃથ્વીમાં ઘણા જીવો છે તે દરેકની પ્રવૃત્તિયો કર્મના યોગે જુદી જુદી ભાસે છે તેમની પ્રવૃત્તિ જોઈ આપણે વિચારવું કે હે ચેતન! કર્મ રાજાએ જીવોને જુઓ કેવા ફસાવ્યા છે? જીવોનો કંઇ વાંક નથી એ વાંક સર્વકર્મપ્રકૃતિયોનો છે કેટલાક જીવોને કર્મપ્રકૃતિએ વાઘરૂપ બનાવ્યા છે કેટલાક જીવોને કર્મપ્રકૃતિએ કૂતરારૂપ બનાવ્યા છે એમ સર્વજીવોને કર્મપ્રકૃતિએ જુદા જુદારૂપે બનાવ્યા છે તોપણ એવું જાણ્યા છતાં જીવોમાં પાછો રાગદ્વેષ વ્યાપે છે જીવોને કર્મ રાજાએ એવી રીતે ફસાવ્યા છે કે કોઇ ભાગ્યવંત જીવ કર્મરાજાના ફંદમાંથી છૂટી જાય. કર્મના ફંદમાંથી છૂટવાનો એક મોટો ઉપાય ગુરૂમહારાજ એમ બતાવે છે કે આત્માઓ તમે સ્વસ્વભાવમાં રમણતા કરો, અને પરભાવનો ત્યાગ કરો તો તમો તમારૂં શુદ્ધસ્વરૂપ પામી જશો જે જીવો પરમાત્મપદ પામ્યા છે પામે છે ને પામશે તે સર્વ **સ્વસ્વભાવ** રમણતાથીજ એ વિના મુક્તિપદ પામવાનો બીજો કોઇ મોટો ઉપાય નથી પૌદ્ગલિક સુખને દુઃખ કરી માનવાં, અને આત્મિકસુખ પ્રાપ્ત કરવા જો જીનાજ્ઞા મુજબ પ્રયત્ન કરવામાં આવે તો મુક્તિપદ સાધ્ય જાણવું મુક્તિપદ પામવા મથવા જેવું છે.

પરપુદ્ગલ સંયોગથી દોરિત આતમરાય,
પરપુદ્ગલના ત્યાગથી નિર્મળ આતમ થાય ૧

જડ ચેતન લક્ષણ લહે, ન્યારો આપ સ્વરૂપ
ચિદાનંદ શાશ્વત સદા, ધ્યાતા શિવપુરભૂપ ૨

અજ અવિનાશી આતમા, અખંડ પૂર્ણાનન્દ,
સેવો ધ્યાવો ભવિજના, આતમ શિવ સુખકંદ ૩

ફરતો ફરતો શું કહે, કિમ મનમાં અકળાય,
ખાસ આપને ખોજીનો, ભૂલો ભ્રમથી ભાય ૪

આપ આપકું દેખના, કર્મકલંક હટાય
અજરામર થઇ આતમા, પરમાતમપદ પાય ૫

આત્માની જેમ મુક્તિ થાય તેમ પ્રયત્ન કરવો વખત ચાલ્યો જાય છે પ્રમાદ વધતો જાય છે, પણ ચેતન સમજતો નથી કે હજી હારે ક્યા સુધી આ શરીરમા રહેવાનુ છે ? જોતાજોતામા આયુષ્ય ખૂટી જશે આત્મા અતે પશ્ચાત્તાપ કરશે વારવાર આવી ધર્મસામગ્રી પામવી મુશ્કેલ છે આ મનુષ્ય શરીર છોડયા પછી કેવુ શરીર પ્રાપ્ત થશે, તે મનમા જો ખરા પરિણામથી વિચારવામા આવે તો પછી આ સંસાર એક સ્મશાન થકી પણ ભુડો દેખાશે આ સંસારમા સુખી થયો નથી ને થવાનો નથી આ સંસાર જેણે ત્યાગ કર્યો છે અને જે મહાત્માઓ આત્મસ્વરૂપમા તલ્લીન થયા છે, તેઓ સસારનો પાર પામશે શરીર મારૂ નથી, ઇંદ્રિય, મન, લેશ્યા મારૂં નથી શરીરથી હુ ન્યારો છુ મારો સ્વભાવ જડ કરતા ન્યારો છે હુ ચેતન છુ, અ પી છુ, શાશ્વત છુ, અસગી છુ, નિર્મલ છુ, સ્વસ્વરૂપ ભોગી છુ, પરભાવ ત્યાગી છુ, હુ શરીરને વ્યાપી રહ્યો છુ, મારે ને શરીરને વસ્તુત સબધ નથી શરીર મારી વસ્તુ નથી તો વળી સ્ત્રી, પુત્ર, ધન, ઘર, હાટ, મારા શી રીતે હોઇ શકે ? દ્રવ્યનિશ્ચયથી આત્મા તુ હવે વિચાર કે હારે શુ કર્તવ્ય છે, શુ ત્યાગ કરવા યોગ્ય છે, આત્માના ગુણપર્યાયનુ આત્મા ચિતવન કરે તો આત્મા પરમાત્મપદ પામી શકે જીનેન્દ્રની વાણીરૂપ અમૃત જે ભવ્યો પીવે છે તે અજરામરપદ પામે તેમા શી નવાઇ ? જે ભવ્યો સમ્યગ્ભાવથી આત્મભાવે રમશે, તે શિવસુખ પામશે તમો પણ તે પદને પામો એજ આકાક્ષા શાન્તિ શાન્તિ શાન્તિ (તા ૫–૭–૧૯૦૩)

× × × ×

મ્હેસાણાથી લે૦—વિ૦ કર્મરાજાના સુભટો અનાદિકાળથી આત્માને પીડે છે એક આત્માને પીડે છે એમ નહિ પણ અનેક આત્માને પીડે છે એ કર્મની પ્રકૃતિયોનો એવો સ્વભાવ છે કે પોતાનો જે જે સ્વભાવ છે, તે પ્રકૃતિયો બજાવ્યા કરે છે. એ પ્રકૃતિયો જડરૂપ છે, પુદ્‌ગલ રૂપ છે, એના કરતા આત્માની શક્તિ અનતી છે આત્મા સ્વવીર્ય ફોરવે તો કર્મનો નાશ કરી શકે, પોતાનો આત્મા કેવા સ્વભાવમા વર્તે છે તે પોતાને માલૂમ પડે છે [illegible] સ્વ [illegible] રૂપમા રમે છે ? એમ પ્રશ્ન પૂછતા ચેતન જો

માણસાથી લે૦—વિ૦ શ્રી ઇષ્ટપરમાત્મસ્મરણ દ્વારા થયેલી સમાધિથી સ્વપર શાંતિ પ્રવર્તો અનાદિકાળથી કર્મવલ્લિથી વીંટાયનો આત્મા અશુદ્ધપરિણતિ ધારણ કરી પરને પોતાનુ માની કામ, ક્રોધ, લોભ, મોહ, મત્સરાદિથી પુન પુન. રાતો તાતો માતો થતો સ્વશાન્તિને ત્યાગ કરી આધિવ્યાધિઓથી દુ ખદ્વારા પોતાનો કાળ નિર્ગમન કરે છે એમ જણાય છે હુ ઉપાધિમા વર્તુ છુ એમ જાણતા છતા યથાયોગ્ય ધર્મસાધન કરવામા ત્રિકરણયોગની એકાગ્રતાએ પ્રયત્ન કરતો નથી, અને પ્રમાદનામા રમતો ખાતો, પીતો, વાતો કરતો, અનુપયોગ વર્તતો સ્વકાર્ય ગુમાવે છે, તે શુ આત્માને ઘટી શકે? આત્મિક અનતસુખનો ત્યાગ કરી જનચક્રભ્રાન્તિ તત્ પરને પોતાનુ માની તેની આશાએ અનેક પ્રકારે પ્રયત્ન કરી નવનવા કર્મ ઉપાર્જન કરે છે અહો આ આત્મા ક્ષણભગ વિવિધ પદાર્થોનુ ચિતવન મનથકી કરે છે, તેમ છતા આત્માને તેથી તૃપ્તિ થતી નથી ખસને ખણવાથી જેમ વિશેષ વ્યાધિ થાય છે તેમ સસારિક વિષયોનો સબધ પણ આત્માને ઉપાધિમા યોજે છે આત્માનીઅવળી દશા કર્મથકી થઇ છે જેમ દારૂથી આત્મા સ્વભાન ભુલે છે તેમ કર્મરૂપ દારૂથી આત્મા સ્વભાન ભૂલી અન્યથા રીત્યા સસારને સાર માની હર્ષશોકાદિનુ આવરણ કરે છે

કર્મબધના હેતુઓને જ્ઞાનવડે જાણી તેનો સબધ સ્વત નાશ પામે તેમ વર્તવુ હુ કોઇ નથી, હુ મોની નથી હુ પુરુષ નથી, હુ સ્ત્રી નથી, હુ નપુસક નથી, હુ શોકવાન નથી, હુ રોગી નથી, હુ ઉપાધિયુક્ત નથી, હુ રાગી નથી, હુ દ્વેષી નથી, હુ રૂપી નથી ઇત્યાદિ વાક્યોની દૃઢભાવના કરવાથી આત્મા સ્વત નિર્મલ આનદમય થશે હુ દુ ખી નથી, હુ શરીરી નથી, હુ સગાવ્હાલાથી જુદો છુ સૌ મારાથી જુદુ છે જુદાને પણ હુ જાણુ છુ ને જુદો પણ હુ છુ ઇત્યાદિ મહા વાક્યો પુન પુન સ્મરણ કરવાથી અલૌકિક અધ્યાત્મજ્ઞાન સ્ફુરે છે

હુ ચાલુ છુ, હુ બોલુ છુ, હુ ઉત્તમ જાતિવાળો છુ ઇત્યાદિ વ્યવહારથી કહેવાય છે નિશ્ચયથી તો ચાલનાર, બોલનાર, ઉચ્ચનીચ જાતિયુક્ત આત્મા નથી પુદ્ગલદ્રવ્યના સબધથી આત્મા પુદ્ગલદ્રવ્યમા અહ પ્રત્યય ધારણ કરે છે તેથી પરોપાધિથી હર્ષશોક આત્મા ધારણ કરે છે આત્મ શાતિ એક અત્યુત્તમ ગુણ છે તે વિરલા મનુષ્યોને પ્રાપ્ત થાય છે જો કે કર્મની વિચિત્રતાએ જ્ઞાનનો ક્ષયોપશમ અલ્પ બહુત્વાદિ ભેદે કરી જુદા જુદા જીવોમા

આઠકર્મની વર્ગણા, માટે સૂક્ષ્મ વિચાર,
લોલીભૂત થઇ તેહથી, ભવ ભટકે બહુનાર ૭

ભાવકર્મથી દ્રવ્યકર્મ, બંધાયે જીવ સાથ
લોલીભૂત થઇ પ્રાણીયો, ખૂંચે ભવજળ પાથ ૮

પરભાવે આ જીવની, અશુદ્ધપરિણતિ થાય
ભરોળાયો જિમ લાળને, તિમ ભવવૃદ્ધિ પાય ૯

અરઘટ્ટમાળા ઉપરે, જીમ હોય ઘટનો ફેર
ધાન્ની બળદ ફરતો રહે, પણ તે ઠેરનો ઠેર ૧૦

કર્મવશે ભવચક્રમા, પુન પુન ભટકાય
ઉંચ નીચ કુળ જન્મતો, સંસાર સ્થિર થાય ૧૧

આત્મસ્વરૂપ જાણ્યું યદા પ્રગટે સમકિત ખાસ,
આત્મા જડ વ્હેંચણ કરી શુદ્ધતત્ત્વ દિલ પાસ ૧૨

એક ખરો હુ આતમા, નિરાકાર ગુણવાન્,
સ્વપર જ્ઞાતા ભોગી હુ, શિવસુખસિદ્ધ સમાન ૧૩

આંખે જે દેખાય છે, તે નહિ ચેતન તત્ત્વ,
પુદ્ગલ આંખે દેખીયે તેમા પણ દ્રવ્યત્વ ૧૪

ષડ્દ્રવ્યાદિ સ્વરૂપનો જ્ઞાની ચેતનરાય
પંચદ્રવ્યથી ભિન્ન છે શુદ્ધબુદ્ધ સિદ્ધરાય ૧૫

અનંતધર્મનું સ્થાન તે આતમતત્ત્વ કહાય
દ્રવ્યગુણપર્યાયવંત, નિત્યાનિત્ય જણાય. ૧૬

શાશ્વત સિદ્ધપદ યોગી હું, રત્નત્રયીનો સ્વામી
જ્ઞાતા લોકાલોકનો, નિરાગી નિષ્કામી ૧૭

પુદ્ગલ જડ સ્વભાવ છે, તેથી છુ હુ ભિન્ન,
પુદ્ગલરૂપી દ્રવ્ય છે, હુ નહિ તેમા લીન ૧૮

લીન રહુ જો પુદ્ગલે, તેની કરૂ જો આશ
ભવમા ભટકુ હુ સદા, પુદ્ગલનો થઇ દાસ ૧૯

પુદ્ગલ મારૂ માનીને પુદ્ગલપર કરૂ પ્યાર
તો હુ મૂર્ખ શિરોમણિ, પદ પામુ નિર્ધાર, ૨૦

તનુમા ધર્મ ન પુદ્‌ગલે, મમતા કરતા જીવ,
નરકતણા દુ ખ ભોગવે, પાડતા બહુ રીવ

શરીર જામા પહેરીયા, તેને પણ મમકાર,
કરતા ચેતન ભટકતો, કરવો સો તસ પ્યાર

અચલ જ્ઞાનાનદી હુ, પુદ્‌ગલ ચલ સ્વભાવ,
અમૂર્ત દેહ વ્યાપી સદા, નિ સગી નિર્ધાર

મિથ્યા રાગ ને દ્વેષ તે, આસ્રવ તત્ત્વ કહાય,
તેહ થકી હુ ભિન્ન છુ, સવરભાવ રહાય

સાદિ અત જેમા નહી, એવુ મુજ સ્વરૂપ
ધ્યાન કરતા આતમા, અજરામર ચિદ્રૂપ

અક્ષય અક્ષર હુ સદા, અમ ન અમલગુણભૂપ,
નિરક્ષર અગમ્ય હુ, ટાઢ તૃષા નહિ ધૂપ

વિભાવદશા નહિ માહરી, નિર્લેપી નિર્માયી,
સહુથી હુ ન્યારો સદા, કોની નહી સગાઇ

સમ્યગ્‌દર્શન જ્ઞાનનો, ભોક્તા આતમ કહાય,
અજઅવિનાશી શિવશર્મ, મુજથી એહ ગ્રહાય

લેસ્યા પુદ્‌ગલરૂપ છે, લેસ્યાતીત મુજરૂપ,
આત્મસ્વરૂપે ખેલતો, પડીએ નહિ ભવકૂપ

વેદ નહિ ને ખેદ નહિ, અખડ જ્ઞાનાનન્દ,
શુદ્ધ ચિદાનદરૂપમા, રમતા હર્ષ અમદ

અસ્તિ સદા મુજ રૂપની, અનખ અગોચર ધર્મ,
ધ્યાતો ધ્યાની આતમા, બાધે નહિ નવકર્મ

અસ્તિનાસ્તિ સ્વભાવ તે, ચેતનમાહી લહાય,
ઉપયોગે તસ વર્તતો, આતમ એક જણાય

નિત્યાનિત્ય સ્વભાવ તે, આતમમાહી પમાય,
એકાનેક સ્વભાવ સહુ, આત્મા માહી લહાય

ભેદાભેદ સ્વભાવ તે, મુજમા કરતા વાસ,
તત્ત્વ એ સમજે જે સદા, તે વરતો શિવ ખાસ

કાળ નિર્ગમે છે તે શાશ્વતપદ પામ્યા, પામે છે ને પામશે સ્વપરને એજ અભિલાષા છે ઇતિ શ્રી શાન્તિ. શાન્તિ શાન્તિ

સં ૧૯૬૦ કાર્તક સુદિ ૧૩.

× × × ×

વિજાપુરથી લે૦—વિ૦ તમારો પત્ર તથા મોકલેલા પુસ્તકો આવી પહોચ્યા છે અત્ર આવતી કાલે શ્રીકમલવિજયસૂરીશ્વરાદિ ૧૩ ઠાણા આવવા વકી છે અને સ્થિરતા થવી અગર ન થવી તે નક્કી નથી ચાત્રીજી હજી સુધી આવ્યા નથી બને તે ખરૂ આત્મધર્મમા પરમાર્થતાએ સુખદષ્ટિ લક્ષી તેમા ક્ષણે ક્ષણે ઉપયોગ દઈ વર્તવુ એ આત્મસાધક ભવ્યાત્માનુ હિત લક્ષણ છે રત્નચદ્ર તથા ઝવેરભાઇને ધર્મલાભાદી અનુભવપચવિશતિ પૂર્ણ થશે અધ્યાત્મશાંતિગ્રથ સમાપ્ત થયો ૐ રૂ શાન્તિ શાન્તિ શાન્તિ

તા૦ ૨૦-૧૨-૧૯૦૩

× × × ×

માણસાથી લે૦—વિ૦ ડુગરપુર સુધી વિજાપુરના સઘમા આવવાનુ થયુ છે પોષ વદિ ૭ મે કેશરીયાજી પહોચાશે ત્યા ૬—૭ દિવસ સુધી ટકવાનુ થશે. પત્ર લખો તો ત્યા લખશો

ભાઇ! સસાર અસાર છે એમ હૃદય હવે કહી આપે છે જો કહી આપે છે તો કેમ અસારમાથી સાર ખેચી કાઢતા નથી? હજી સસારની જે જાળમા બરાબર ફસાવાનુ થયુ નથી તોપણુ વાનગીનો સ્વાદ જીવ ચાખ્યા કરે છે તેવા સમયમા હૃદય ધર્મમાર્ગમા શી રીતે વળશે?

ચપલતા દોડાવે છે, વચન વશમા નથી શુ કરવુ ક્યા જવુ શુ કહેવુ શા ઉપાય લેવા તે વિચાર!!! ભાઇ! ખરે સુખ સસારની જજાળમા નથી ખરેખર આત્મામા છે હે આર્ય! હજી સમજ્યા તો ભુલ્યા ત્યાથી ફરીથી ગણો બધનાદિ સર્વ સસારની મોહિની છે તેમ સર્વ કૃત્રિમ અસત્ય છે કોઇ કોઇનુ નથી હે આર્ય!!! સત્સમાગમ વિના સસારસમુદ્ર તરાશે નહિ

જ્યા જશો બોલશો ગમશો ત્યા ઉપાધિ, ઉપાધિ, ઉપાધિરહિતપદ કેવળ આત્મદશામા છે તેની કુચી પ્રાપ્ત કરો

ચિંતામણિ સમાન મનુષ્યજન્મને ફોગટ ગુમાવવો યોગ્ય છે ? ભાઇ !!! કર્મથી શાતા અશાતા ઉત્પન્ન થાય છે કોઇ જગતમા મિત્ર નથી કોઇ શત્રુ નથી વ્હાલા વરીમા ભિન્ન બુદ્ધિ, અજ્ઞાનથી થાય છે

ભાઇ !!! હજી જે માર્ગ હસ્તગત કરવાનો હતો તે બાકી છે, યોગ્યતાનો વિચાર કરો, સાધનોમા પ્રયત્ન કરો સત્યમાર્ગ ગ્રહણ કરો પ્રિય સત્ય વચન વદો ગભીરતા સમાન ગુણ નથી જે કાયામા રહીને તમે બોલો છો તથા નામ ધરાયુ છે તે નામ વા અપર સર્વ નામ અસત્ય છે આ કાયાની હાલ દેખાય છે તેવી દશા નહિ રહે આત્માને પરભવમા જવુ પડશે શરણુ, ધર્મ વિના કોઇનુ નથી ભાઇ ! સત્ય કહુ છુ સત્ય માન ! માન્યા કરતા વારવાર યાદ રાખ, સુખતો આત્મામા છે બાહિરની ઉપાધિની પ્રીતિ દૂર કર ગુરૂગમદોરીથી મોક્ષમ્હેલમા ચઢવાનો સમય પુન પુન નહિ મળે સગત તેની અસર

વિષય વિષ સરખા જાણ ! આત્મા શરીરની અદર છે તેનાથી પ્રીતિ કર બાકી સર્વ પ્રીતિ અસત્ય છે અને તે અનતવાર થએલી છે એમ જાણ જ્ઞાની વચન અસત્ય હોય નહિ હે મુમુક્ષુ ! તરણુ તારણ ગુરૂરાજનુ અવલબન કર મિત્ર સ્ત્રી, શરીર, ધન ઉપર ખરી પ્રીતિ જેને છેજ નહિ તેવાઓની સાથે પ્યારથી સત્યથી વર્તવુ એટલુ બસ છે શુ કર્યુ ? શુ કરશો ? જાગો ! ધર્મ સાધન કરો સત્ય સભારો ! ધારો ઇત્યેવ શ્રી શાન્તિ શાન્તિ શાન્તિ

બાહ્ય પ્યારમા પડી સત્ય આલબનભૂત દેવગુરૂને વિસરીશ નહિ. શરીર છે ત્યા સુધી હજી હુ કહુ છુ પશ્ચાત્ ભાઇ ! તમને કોણ લખશે ? ખરેખર સત્ય જાણ ભાઇ !!! જીવન અમૂલ્ય છે અલેખે ગુમાવીશ નહિ ધર્મલાભ તમને હૃદયમા વચાઓ શ્રી શાન્તિ શાન્તિ શાન્તિ

સાણંદથી લે૦—વિં૦ મનુષ્યજન્મ અનુકૂળ અને પ્રતિકૂળ સયોગોથી ભરપૂર છે સુખ અને દુખ વારાફરતી પેરે આવે છે અને જાય છે સતોનુ કર્તવ્ય એજ છે કે ભવ્યોને સુખ દુખ પડતા તેઓને સમભાવ વચ્ચે પસાર થવા શિખવવુ દુખના સયોગોમા જીવ સમભાવી બને છે તો ઉત્ત્વ દશા વૃદ્ધિ પામે છે મનમા સારા અને નઠારા વિચારોનુ યુદ્ધ થયા કરે છે તેમા સારા વિચારોનુ પ્રાબલ્ય વધતા નઠારા વિચારો ટકી શકતા નથી આખા જીવનને બગાડનાર ભવિષ્ય ચિંતા છે કાળની ખબર કોને છે? પ્રિય ભવ્ય! તમારી જીદગી ગમે તે અવસ્થામા હોય તેની ચિંતા ન કરો પણ જરા દુખો વેઠવાની ટેવ પાડો દુખની પાછળ સુખ રહ્યા છે જીવને વર્યે નથી મનુષ્યજન્મ શ્રેય સાધક તમે અનેક પ્રકારના રોગના કાકડા ઉથતા અચકાઓ તમારો આત્મિકધર્મ તમારાથી દૂર નથી હરિશ્ચદ્ર, પાડવો રામ, નળ વગેરેની દુખાવસ્થા આગળ તમારી દુખાવસ્થા હીસાબમા નથી નસીબ મારૂ થતા સો સારૂ થાય છે આનદના વિચારો કરો શત્રુ ઉપર પણ કરૂણા લાવો તમારી જીદગી તેથી સુખવાળી થશે ભવ્ય!!! ધર્મ લાભ

ઇતિ શ્રી શાન્તિ શાન્તિ શાન્તિ

× × × ×

વિજાપુરથી લે૦—વિં૦ તમારો પત્ર વાચી સમાચાર જાણ્યા અત્ર પણ તેમજ વરસાદની ધામધૂમ હતી પ્રચમમળ છે આયુષ્યની સ્થિતિનુ ભાન નથી સર્વ ક્ષણિક પદાર્થોથી નિર્લેપ રહેવુ એ આત્માર્થીનુ કર્તવ્ય છે માયાના પાસમા ફસાવુ એજ મહાબધન છે ઔદાસીન્યભાવે વૈરાગીયો વર્તે છે હુ અને મારૂ એ મમતાનુ સ્વરૂપ આત્માને ભ્રાન્તિમા ભમાવે છે

મહારોગોની બિમારી, જન્મ જરા મૃત્યુથી વધે તેમ નથી માટે આત્મિકધર્મ ઉપર ક્ષણે ક્ષણે લક્ષ આપવુ એજ પરમપુરૂષાર્થ પરમકર્તવ્ય છે ઇતિ શ્રી શાન્તિ શાન્તિ શાન્તિ

તા૦ ૮-૫-૧૯૦૪

× × × ×

પેથાપુરથી લે૰—વિ૰ પત્ર પહોંચ્યો વાચી બીના જાણી ધર્મના પુસ્તકો નવરાશના વખતમા વાચશો મનુષ્યજન્મ પ્રાપ્ત કરી તન મનધનથી ધર્મનુ આરાધન કરવુ વખત ગયો પાછો આવનાર નથી જ્ઞાન મેળવવા અહર્નિશ મથ્યા કરવુ માતાપિતાની આજ્ઞાને અનુકૂળ તમારા જેવા વિનયી શિષ્યો ચાલે છે નો હાલ પત્ર નથી ધર્મલાભ પૂર્વક લખશો કે તેઓ ધર્મસાધન કરે મારા લાયક ધર્મકાર્ય લખશો પેથાપુર વા જ્યા જઇશુ ત્યાથી પત્ર લખીશુ सबकु धर्मलाभ दे देना— ચિંતામણિ પુસ્તક ક્યા છે? તેને છપાવવા વિચાર છે માટે મોકલાવી આપશો

× × × ×

પેથાપુરથી લે૰—વિ૰ રતનચદભાઇના પત્રથી જાણ્યુ છે કે તમો કાશીગએ આવશો સતસમાગમની ઘણી આવશ્યકતા છે આત્મિકપરિણતિ તરફ તમારૂ લક્ષ ખેચાતુ દેખી આનદ થાય છે તેમ પ્રતિદિન વૃદ્ધિ પામશો વિ૰ અધ્યાત્મશાન્તિ વિષે મણીભાઈ કારભારી વિજાપુર આવ્યા ત્યારે વાતચિત થઇ હતી આ બુકો તેમણે અન્યત્ર મોકલાવી છે કેટલીક આ તરફ મોકલાવી છે બાકીની બુકો તમો લખો ત્યા મોકલી આપશે

વિ૰ ધ્યાનવિચાર, અનુભવપચ્ચીસી વચનામૃત, તત્ત્વપરીક્ષાવિચાર, ધર્મકર્મવાદ, જ્ઞાનદીપિકા આદિ ગ્રન્થોની એક બુક છપાવવી તે વિષે તમારાથી બનતો પ્રયત્ન કરશો આયુષ્યની ખબર નથી, કાળચક્ર ફર્યા કરે છે માટે તે વિષે બનતો પ્રયાસ લેશો નહિ તો જેવી ભવિતવ્યતા ધર્મસાધન કરશો મારા લાયક ધર્મકાર્ય લખશો મણિલાલ, સવાઇ, ઠાકર, મણિલાલ, મનસુખ, વગેરેને ધર્મલાભ કહેશો બને તો આની જવુ મણિલાલ વગેરેને ભણાવવા ટાઇમ આપવુ વૈરાગ્યકારક આધ્યાત્મિક માત્ર પુસ્તકો વાચશો. રતનચદભાઈ ઉપર લખેલ પત્ર અવશ્ય વાચશો આત્મહિતમા પ્રવૃત્તિ કરશો ઇત્યેવ શ્રી શાન્તિ શાન્તિ શાન્તિ

લોદ્રાથી લે૦—નિ૦ વિમલ્પસંકલ્પનાશક, સંવેગાદિ ગુણગ્રામક, અનંતાત્મગુણપ્રકાશક, સ્વભાવપ્રકાશક, પરમરૂપ સ્થાપક, દ્રવ્યગુણપર્યાય સ્વરૂપ, આત્માના અનંતગુણો તે રૂપ ધર્મનો લાભ સાદિ અનંતમા ભાગે અનુભવજ્ઞાનથી પ્રાપ્ત થાઓ સ્વપર આત્મા કે જેની અભેદતા ગુણોથી છે, તેનું આત્મભાવે સ્મરણ કરવું એજ દૃષ્ટિ છે, સ્યાદ્વાદજ્ઞાન સૂર્યની પેઠે પદાર્થોના યથાતથ્ય સ્વરૂપને વર્ણવે છે, એ સ્યાદ્વાદ જ્ઞાન જડ આત્માથી પણ દૂર નથી પાસે સમજે તો પાસે છે, ને દૂર સમજે તો દૂર છે પણ આત્માનું સ્વરૂપ સ્વયમેવ સ્યાદ્વાદે કરી પ્રગટાય છે જ્યાં સુધી અંતર્દૃષ્ટિથી આત્મસ્વરૂપ જોવામાં આવતું નથી, ત્યાં સુધી બહિરાત્મપણું છે ત્યાંસુધી સમયે સમયે કર્મની વર્ગણાઓ ગ્રહણ કરી નીચગતિનરગમન કરી આત્મા પોતાને અનંત દુઃખનો ભોક્તા બનાવે છે

રાજા, રંક, શેઠ આદિ સર્વજીવો બહિરાત્મયોગે પરદ્રવ્યનું સ્વરૂપ સમજ્યા વિના અનંતશરીર મૂકે છે અને ગ્રહે છે તેમાં વળી આ શરીર પણ એક વધારે, જન્મની સાર્થકતા શીઘ્ર વિલાજ કરી શકે છે અંધાધુંધ વ્યવહારની જાળમાં સપડાયલા જડાત્માઓની ચતુરાઈ આરંભનિમિત્તમાં અર્પે થાય છે આત્મસાધક તો અંતર્દૃષ્ટિથી અંતરાત્મસૃષ્ટિ નિહાળી અનહદ આનંદ ભોગી બને છે બાહ્યની કલ્પના જાળ છે તે આ મારૂં, આ તારૂં એવા ભ્રમથી આત્માની અધોગતિ કરાવે છે, અને આ આત્મા બહિર્ભાવે અનેક પ્રકારના પ્રયત્ન કરે છે અનેક તરંગોથી તરંગિત થાય છે ક્ષણ માત્ર પણ આત્માના સ્વરૂપનું ચિંતવન કરતો નથી તો કહો કે આત્માના દરેક પ્રદેશે લાગેલી અનંતકર્મની વર્ગણાઓ શુક્લધ્યાનયોગ વિના કેમ દૂર થઈ શકે ? કેટલી મંદભાગ્યતા અંધાધુંધ ? બહિર્ ઉન્નતિથી આત્માની ઉન્નતિ કેમ થઈ શકે ? જ્યાં બહિર્ દૃષ્ટિ ત્યાં કર્મ અને જ્યાં અંતર્દૃષ્ટિ ત્યાં આત્મોપયોગતા છૂટવું અને બંધાવું આત્માના સ્વાધીનપણામાં છે કર્મનો કર્તા પણ આત્મા અને ભોક્તા પણ આત્મા જ્યાં આર્તધ્યાન અને રૌદ્ર ધ્યાનના પ્રવાહો અનંતતા વહ્યા કરે ત્યાં પરમાત્મપદમાધર્મપણું મુનિ વા શ્રાવકને કથં ( કેવી રીતે ) હોઈ શકે ? જળમાં પંકજની પેરે સંસારમાં વર્તતા છતા પણ તેથી અલિપ્ત રહેવું એજ મહાપુરૂષોનો મહાતંત્ર જગત્ તારક અને સુખકારક છે જગત્‌ની ચંચળતા આત્મસ્વરૂપે વિચારતા સ્થિરરૂપે ભાસે છે કર્મયોગે વિચિત્ર સ્વભાવને ધારણ કરનારાઓને આ વચનામૃત એક સરખું શી રીતે પરિણામે ? એક સરખું જ્ઞાન થવામાં કર્મની વિચિ

ત્રતા ભવિતવ્યતા પ્રતિબધક છે એ પ્રતિબધકપણુ વિઘટે ત્યારે આત્મ સાક્ષાત્કાર થાય છે આત્મ સ્વરૂપ દ્રષ્ટાને સુખદુખ ઉપર પણ સમત્વનુ ભાસે છે આત્મજ્ઞાનીને આધિ વ્યાધિ ઉપાધિ પણ સતાપ કરી શકતી નથી સૂર્યોદયે અધકાર ક્યાથી ? બહિરાત્મભાવે થયેલા અઘોરી જીવો કદાપિ બાહ્યભાવે ઉન્નતિ માટે અહર્નિશ મથતા હોય પણ તેમને અત રાત્મનુ સ્વપ્ન પણ ક્યાથી આવે ? શુ કર્મની વિચિત્રતા ! કર્મના યોગે વાયુથી જેમ તૃણ ભમે તેમ જીવ ભમે છે કેટલી આત્માની દીનતા ? શુ હવે આ શરીરમા રહેલો આત્મા તેવોને તેવો રહેશે ? આ શરીર પ્રાપ્ત કર્યા બાદ મોહ નિદ્રામાથી ક્યારે જાગશો ? કેટલો સમય લેખે થયો ? હવે શુ થશે ? આત્માની દીનતા શુ ગાડી ઘોડા દોડાવ્યાથી, હરવા ફરવાથી, જગતની મોટાઇથી નાશ પામશે ? ના કદી પણ નહિ પામે

પુરૂષાર્થયોગે નિશ્ચયદષ્ટિ, હૃદયમા ધારણ કરી વ્યવહાર માર્ગે આચ રણ કરી પરમાત્મપદધ્યાનમા અહર્નિશ રમ્યાથી શાશ્વત્ પદ આત્મા પામશે, માટે તેની કહેણી રહેણી તત્પદ સાધતા સતત હૃદયમા સ્થિર થાઓ એજ સાધ્યપદની પરાકાષ્ટા

( તા ૨૦-૪-૧૯૦૪ )

× × × ×

મ્હેસાણાથી લે૦—વિ૦ આત્મહિતાર્થે પરઉપાધિ નિરર્થક જાણી ભવ્યાત્માઓ સ્વદેશોન્નતિ માટે એકાગ્ર ચિત્તથી પરમાત્મપદ ધ્યાનમા રમે છે સિદ્ધાતાનુસાર આત્મસ્વરૂપને પામ્યા એવા જ્ઞાની પુરૂષોએ આત્મ મહત્તા સ્વીકારી છે, પોતાથી જેનો ઉત્પાદ તેનો પોતાનાથી નાશ. સ્વસ્વરૂપ અન્યથી થતું નથી અન્યસ્વરૂપ પોતાનુ થતુ નથી કર્મધારી ચેતનની પ્રવૃત્તિ પોતાનામા સમાયતો મોક્ષ, ચેતનની પરમા પ્રવૃત્તિ તેજ બધ, બધ અને મોક્ષ આત્મસ્વરૂપે રમતા યથાર્થ ભામે છે પોતાની .પોતાના સ્વરૂપે રમણુતા ક્ષણુ માત્ર પણ ક્યાથી ?

ધૂમ્રના બાચકસદશ સસારની ક્ષણિકવસ્તુમા શાથી મોહ ? અવિનાશી સ્વસ્વરૂપની કોણુ ઉપેક્ષા કરે ? અજ્ઞાની પરતત્ર, જ્ઞાની સ્વતત્ર, ઉપાધિથી દુ ખ અને નિરૂપાધિથી સુખ. જ્યા સ્વદેશોન્નતિ ત્યા પરદેશોન્નતિ હોય વા નહિ

આત્માર્થિને સ્વઅસખ્યાત પ્રદેશ ઉન્નતિ અને તેની નિર્મલતાની ચાહના પ્રસગે સહજ ૫ ાતમા પ્રેરોન્નતિના નિમિત્તરૂપે છે, ઉપાધિ ત્યા દુખજ લણુ ભ ગુર આ વિશ્વની મર્યાદામા ધર્મ વૈરાગીનેજ

લખેલુ, વાચેલુ આત્માનુ આત્મામા ઉત્તર તો લિસાદિ. ઇત્યેવ શ્રી શાન્તિ શાન્તિ શાન્તિ

( તા ૨૮-૭-૧૯૦૪ )

× × × ×

પ્રાતિજથી લે૦—વિ૦ ધમ સાધન કરતા હશો અતર્દષ્ટિથી ઉપ યોગમા રહી વ્યવહારમા પ્રવર્તતા જ્ઞાની જીવો ઉદાસીનપણે જીવન નિર્ગમન કરે છે આયુષ્ય નિર્ગમન થતુ જાય છે સમભાવમા ઉત્કૃષ્ટ આત્માર્થિઓની વિશેષ સમય જાય છે

આત્મિયભાવથો શાતા વા અશાતા વેદનીયનુ વેદવુ તેને જીવ સ્વભાવમાં રહી કરે તો સવરની વૃદ્ધિ જાણુવી પચમકાળ, અસત્ આલબન ઘણા, સત્ આલબન અલ્પ, કથની કરતા રહેણી અલ્પ એવો દુષમકાળ છે ધર્મ સાધન શ્રેષ્ઠ છે પ્રમાદમા ઘણો સમય અને ઉપયોગમા અલ્પ વખત જાય તોપણુ લક્ષ્યવૃત્તિ અતર્ રાખવાનો પ્રયત્ન કરતા ભવ્ય જીવો શાશ્વત પદ પામે છે

ઇત્યેવ શ્રી શાતિ શાતિ શાતિ

( તા ૧૯-૧૨-૧૯૦૮ )

× × × ×

વડોદરાથી લે૦-વિ૦ અત્ર શાન્તિ છે ,તમને શાન્તિ વર્તો વિ૦ દીવા ળીના ત્રણ દિવસોમા સારી રીતે ધર્મ સાધન કરશો તેરસ, ચાદસ ને અમાવાસ્યા એ ત્રણ દિવસના સારી રીતે ધર્મ સાધન કરવુ પ્રાય. સવિ મગલ સ્તોત્રનો મહામગલમરી મત્ર ગણવો તેથી જૈનધર્મમા વિશેષ ભક્તિ રહે છે અને શ્રદ્ધા સ્થિર રહે છે, અને સમાધિમરણ થાય છે તથા

સાત આઠ ભવમા શિવ પ્રાપ્તિ કરાવે આપે છે, તેમ વૃદ્ધ સપ્રદાયથી હુ જાણું છુ તે મન ગણવાના દિવાળીના ૩ દિવસ છે તે મત્ર નીચે મુજબ

ऋदपिमडलमत्रम्—ॐ ह्राँ ह्रीँ हुँ हूँ हेँ हैँ होँ ह्रौँ ह्र असिआ

उसा सम्यग् ज्ञानदर्शनचारित्रेभ्यो ह्रीं नम

એ મત્ર ત્રણ દિવસ આમિલ કરી ધૂપદીપ પૂર્વદિશા સન્મુખ એક ધ્યાનથી આઠ હજાર ગણવા થકી મહામગન કા ી‌ભૂત છે, પછે જેટલીવાર ગણે તેટલો ફાયદો છે

તેરસની ગત્રે અને ચૌદશની રાત્રે થઇ હજારનાર વા બે હજાર વાર ગણે તો પણ મહાસુખદાયી છે, અને મોક્ષના સાધનો મેળવી આપે છે તે નિવેદન કર્યું છે

સરસ્વતિ મત્ર નિચે મુજબ

ॐ क्लीँ वद वद वाग् वादिनि ह्रीँ नम

આ મત્રની તેરસની અને ચૌદસની ગત્રિ મળી દરેક રાત્રિએ વીશ નવકાર વાળી ગણવાથી ભણતા લાભ થાય છે અન્તરાયો નડતા નથી તેમ વૃદ્ધ સપ્રદાય છે . તેને શીખનશો અને શાન્તિ છે ધર્મસાધન કરશો.

( ૧૯૫૮ ના આરો )

× × × ×

ગોધાવીથી લે૦—વિ૦ આવતી કાલે અમદાવાદ તરફ વિહાર કરવાનો છે અલ્પદિવસ ત્યા રહેવા વિચાર છે પશ્ચાત્ વડોદરા વા પાટણની દિક્ પ્રતિ ભવ્યતાએ ગમન યત્રમેનમા શરીરગમન સબધ હશે ત્યા જવાશે બાહ્યવિહાર કરતા અન્તર્વિહારજ આવશ્યક છે સાધ્યદૃષ્ટિનુ લક્ષ થયા બાદ અન્યભાવત વર્તન વિવેકી સત્પુરૂષોને હોતુ નથી સ્વજ્ઞાન ત્યા અજ્ઞાન ? જ્ઞાનીની અઘાતિક આત્મિકભાવની ચેષ્ટાઓ યોગ્ય અયોગ્યને । લાભ અલાભ આપી શકે છે અન્તરાત્માનીજ

આત્માર્થીને સ્વઅસખ્યાત પ્રદેશ ઉન્નતિ અને તેની નિર્મલતાની ચાહના પ્ર
સહજ પરાત્મા પ્રદેશોન્નતિમા નિમિત્તરૂપે છે, ઉપાધિ ત્યાં દુખજ, ૯
ભ ગુર આ વિશ્વની મર્યાદામા ધર્મ વગ રીનેજ

લખેતુ, વાચેતુ આત્માનું આત્મામા ઉતરે તો સિનસાદિ ઇત્યેવ ૐ
શાન્તિ શાન્તિ શાન્તિ

( તા ૨૮-૧૭-૧૯૦૮ (દ

× × × ×

પ્રાતિજથી લે૦—વિ૦ ધમ સાધન કરતા હશો અતર્દૃષ્ટિથી ઉપ
યોગમા રહી વ્યવહારમા પ્રવર્તતા જ્ઞાની જીવો ઉદાસીનપણે જીવન નિર્ગમ
કરે છે આયુષ્ય નિર્ગમન થતુ જાય છે સમભાવમા ઉત્કટ આત્માર્થિઓનો
વિશેષ સમય જાય છે

એ વિભાવયોગે શાતા વા અશાતા વેદનીયતુ વેદવુ તેને જીવ સ્વભાવમાં
રહી કરે તો સવરની વૃદ્ધિ જાણવી પચમકાળ, અસત્ આલબન ઘણા
સત્ આલબન અલ્પ, કથની કરતા રહેણી અલ્પ એવો દુષમકાળ છે ધર્મ
સાધન શ્રેષ્ઠ છે પ્રમા ના ઘણો સમય અને ઉપયોગમા અલ્પ વખત જાય
તોપણ લક્ષ્યવૃત્તિ અતર્ રાખવાનો પ્રયત્ન કરતા ભવ્ય જીવો શાશ્વત
પદ પામે છે

ઇત્યેવ શ્રી શાતિ શાતિ

( તા ૧૯-૧૨-૧૯૦૮

× × × ×

પડોદ્રાથી લે૦-વિ૦ અત્ર શાન્તિ છે તમને શાન્તિ વર્તો વિ૦ દિ
વાળીના ત્રણ દિવસોમા સારી રીતે ધર્મ સાધન કરશો તેરસ, ચૌદસ
અમાવાસ્યા એ ત્રણ દિવસમા સારી રીતે ધમ સાધન કરવુ પ્રાય ન
ઉદ્ધ સ્તોત્રનો મહામગલમારી મન ગણવો તેથી જૈનધર્મમા ભ
ક્તિ રહે છે અને શ્રદ્ધા સ્થિર રહે છે, અને સમાધિમરણ થાય છે

સાત આઠ ભવમા શિવ પ્રાપ્તિ કરાવે આપે છે, તેમ વૃદ્ધ સંપ્રદાયથી હુ જાણું છુ તે મંત્ર ગણવાના દિવાળીના ૩ દિવસ છે તે મંત્ર નીચે મુજબ

ऋषिमंडलमंत्रम्—ॐ ह्रॉ ह्रीँ ह्रुँ ह्रूँ ह्रेँ ह्रैँ ह्रोँ ह्रौँ ह्र असिआ

उसा सम्यग् ज्ञानदर्शनचारित्रेभ्यो ह्रीं नम

એ મંત્ર ત્રણ દિવસ આંબિલ કરી ધૂપદીપ પૂર્વ દિશા સન્મુખ એક ધ્યાનથી આઠ હજાર ગણવા થકી મહામંગલ કારણીભૂત છે, પછે જેટલીવાર ગણે તેટલો થાય છે

તેરસની રાત્રે અને ચૌદશની રાત્રે થઈ હજારવાર વા બે હજાર વાર ગણે તો પણ મહાસુખદાયી છે, અને મોક્ષના સાધનો મેળવી આપે છે તે નિવેદન કર્યું છે

સરસ્વતિ મંત્ર નિચે મુજબ

ॐ ह्रीँ वद वद वाग् वादिनि ह्रीँ नम

આ મંત્રની તેરસની અને ચૌદસની રાત્રિ મળી દરેક રાત્રિએ વીસ નવકાર વાળી ગણવાથી ભણતા લાભ થાય છે અન્તરાયો નડતા નથી તેમ વૃદ્ધ સંપ્રદાય છે તેને શીખવશો અને શાન્તિ છે ધર્મસાધન કરશો.

( ૧૯૫૮ ના આરો )

× × × ×

ગોધાવીથી લે૦—વિ૦ આવતી કાલે અમદાવાદ તરફ વિહાર કરવાનો છે અલ્પદિવસ ત્યા રહેવા વિચાર છે પશ્ચાત્ વડોદરા વા પાટણની દિક્ પતિ ભવ્યતાએ ગમન યત્રક્ષેત્રમા શરીરગમન મનોધ ઘરો ત્યા જવાશે બાહ્યવિહાર કરતા અન્તર્વિહારજ આવશ્યક છે સાધ્યદષ્ટિનુ લક્ષ થયા બાદ અન્યભાવનુ વર્તન વિવેકી સત્પુરૂષોને હોતુ નથી સ્વજ્ઞાન ત્યા અજ્ઞાન હોતુ નથી જ્ઞાનીની બાહ્યાતિક ઓ વિકલ્પાવની ચેષ્ટાઓ યોગ્ય અયોગ્યને પરિણામદષ્ટિથી લાભ અલાભ આપી શકે છે અન્તરાત્માનીજ

જવુ, કાય પ્રસગ છે તમે આવો ત્યારે સમુદ્ર વહાણુ સવાદની પ્રત લાવશો નકીલ ફેરાનનાત પ્રેમચન્દને ખપ છે, માટે તેની જૂની પ્રત લેતા આવશો

(તા ૨૧-૭-૧૯૦૮)

× × × ×

મોરઇયાથી રે૦-વિ૦ તમારો પત્ર પહોંચ્યો અત્રથી શેઠ ધધુમ થઇ પાલીતાણે જવા વિચાર છે મુખ્યતાએ આત્માની જગમ યાત્રાપૂર્વક સ્થાવર તીર્થની નિમિત્ત યાત્રાનો ઉપાદાનશુદ્ધિથી ઉદ્દેશ છે સર્વ બાહ્ય ઇચ્છાનો ત્યાગ કરતા આત્મસ્વરૂપ ખીલે છે આત્મતીર્થમા સર્વ તીર્થોનો સમાવેશ થાય છે બાહ્ય શત્રુજયાદિ પુષ્ટ નિમિત્ત તીર્થો છે આત્મસ્વરૂપ જણાવનાર શ્રુતગ્રંથોનુ અહર્નિશ મનન કરવુ જોઇએ પુણ્યાનુબધિપુણ્યનો ઉદય હોય તો આત્મધર્મપ્રતિ રૂચિ થાય છે અધ્યાત્મ સ્વરૂપની રૂચિ થવી એ કઇ સામાન્ય વાત નથી મોટા મોટા વૈયાકરણો તથા નૈયાયિકો તથા ભાષાના પ્રોફેસરો પણ અતરની દૃષ્ટિ ખીલવવા માટે પ્રયત્ન કરતા નથી કોઇ વિરલા પુરૂષો જડનો સર્વ મમત્વભાવ ત્યાગી આત્માનેજ આત્મસ્વરૂપમા રહી આરાધે છે ધર્મસાધન કરશો ધામધામની ઘેનને ઘેરે મૂકી સ્વચ્છ શુદ્ધ આત્મસ્વરૂપ ઉપયોગમા રાખવા લાયક છે ઉપયોગની પરપગ આત્મામા સદા કાળ વહેરાવવી ૐ ३ શાન્તિ શાન્તિ શાન્તિઃ

તા૦ ૨૬-૧૨-૧૯૦૮

× × × ×

વડોદરેથી૦—વિ૦ કે સતવસ્તુ પ્રતિ પ્રેમની વૃત્તિથી જોવાથી પણ તે વસ્તુની નજીકમા આત્મા મુકાય છે આત્મિકસહજસ્ફુરણાઓમા જે સત્ય સમાયુ છે તે વસ્તુત આત્માનુ હોવાથી આત્મા તેને પોતાનુ માને અને તે હુ છુ એમ કહીને આચારમા મૂકે તો ખરેખર તે ઉચ્ચ થઇ શકે છે જગતમા સહજ સ્ફુરણાઓની વૃત્તિઓ વિરુદ્ધ વૃત્તિવાળાઓ તેના પ્રતિપક્ષી થાય તોપણ ધીરપુરૂષ પ્રમલમા પ્રમત્ત અતરાયોને પણ દૂર કરી પોતાનો

સરળમાર્ગ પસાર કરીને ઇચ્છિત સ્થાને પહોંચે છે, આત્માના અનુભવની વિરૂદ્ધવર્તન કરનારાઓ કેટલીક વખત જગતની ટીકાઓમા આવી પડે છે પણ જે સહજ આત્માનુભવમાર્ગે પ્રવર્તે છે તેને કોઇ રીતે ડરવાનુ નથી સત્ય છે તેમાજ સર્વ સમાયુ છે સત્યમાથી સત્યનો પ્રાદુર્ભાવ થાય છે આત્મિકવૃત્તિયોના પ્રત્યેક વિચારો કેવા સયોગોમા કયા કાળે ઉદ્ભવે છે, તેનુ તટસ્થપણે અવલોકન કરીશુ સુધારાવધારા સાથે નિશ્ચયસયમ માર્ગમા સ્થિર થવુ અને સહજ નિરૂપાધિ સુખ ભોગવવુ એજ

( તા ૨૦-૨-૧૯૧૦ )

× × × ×

ડુમસથી લે૦—વિ૦ નિર્વિકલ્પદશામા વિશેષ સ્થિતિ રહેવા માટે ઉમગથી અભ્યાસ કરવો જોઇએ ઉત્સાહ અને આત્મોપયોગની જાગૃતિથી નિર્વિકલ્પ સ્વરૂપ અશે અશે અનુભવાશે

જ્યાથી સકલ્પ વિકલ્પ ઉઠે છે ત્યા સ્થિરોપયોગથી જોઇ રહેવુ એમ જોવાથી નિર્વિકલ્પ મન રાખવાની યુક્તિઓ અનુભવથી અનેક હાથમા આવશે જે જે સમયે નિર્વિકલ્પદશાનો અભ્યાસ કરવાની ટેવ પડી હોય તે સમય કદી ચૂકવો નહિ એમ કરવાથી પ્રતિદિન વૃદ્ધિ થવાનીજ અને અનુભવ પણ વૃદ્ધિ પામશે નિર્વિકલ્પસ્થિતિનો અભ્યાસ કરવાને માટે સત્ સમાગમની પણ જરૂર છે જ્ઞાનની પણ આવશ્યકતા છે જગતને સ્વપ્નવત્ જાણવુ જોઇએ આત્મામા આત્મબુદ્ધિ ધારણ કરવી જોઇએ

( તા૦ ૬-૪-૧૯૧૦ )

× × × ×

ડુમસથી લે૦—વિ૦ આત્મભાવના ભાવતા હશો ઉપાધિયોમા પણ અન્તરૂથી ન્યારા રહેવા પ્રવૃત્તિ કરતા હશો સહજ શાત દશાનુ સુખ વેદશો રાગ અને દ્વેષની વૃત્તિયોથી આત્માને ન્યારો રાખવો વૈરાગ્યનુ બીજ વૃદ્ધિ પામે તેવા ઉપાયો યોજવા બળતા અગ્નિસમાન સસારમા આત્માના સ્વરૂપનુ

ભાવ થકી આવ્યુ કોણ કહી શકે ? કેટલાક બહિરાત્માઓ પરપુદ્‌ગલમાં હિત માને છે, અને તેની પ્રાપ્તિ માટે અમૂલ્યનરભવ હારી જાય છે, અને કેટલાએક અતરાત્માઓ પોતાનામા પોતાનું હિત માની તેને ધ્યાવે છે, તેનુ મનન કરે છે અને તે પોતાનો આત્મા મોક્ષ સુખ પામે તેમ પ્રયત્ન કરે છે નિવૃત્તિદશામા અતર્ સુખનો અનુભવ થઈ શકે છે અતર્ સુખની પ્રાપ્તિ માટે ભવ્યાત્માઓ વિષયને વિષ સરખા જાણી ઓને નરકનુ બારણુ જાણી કુટબપરિવાર વિકલ્પ સકલ્પનુ કારણુ સમજી જેમ સ્વસ્થનુ મન વધે તેમ પ્રવૃત્તિ કરે છે અતરાત્માને બાહિરની કોઈ પદવીથી અગર માનથી શાન્તિ થતી નથી. અતરાત્મા વિચારે છે કે બાહિરની મોટાઈને બહિર્દૃષ્ટિઓ સારી ગણે છે, પણુ અતરાત્મા તેને વિપરીત ગણે છે પોતાની ખરી આત્મિક મોટાઇ નથી ત્યા સુધી બીજી મોટાઇવી કંઈ થવાનુ નથી અતરાત્મા બાહિરની વસ્તુ દેખી ખુશી થતો નથી, પણુ બહિરાત્મા બાહિરની વસ્તુને પોતાની માની ઘાચીની ઘાણીના બળદની પેઠે અતર્દૃષ્ટિહીન ચાલ્યા કરે છે, અને આઠ કર્મની વર્ગણાઓના પોકપોકને સમયે સમયે ગ્રહણુ કરી ભારે થતો જાય છે આત્માએ ગ્રહણુ કરેલુ કર્મ આત્માનેજ દુ:ખી કરે છે, કે જેથી આત્મા હુ કોણુ છુ ? ક્યાથી આવ્યો અને ક્યા જઇશ ? ઇષ્ટ શુ છે ? અનિષ્ટ શુ છે ? કૃત્ય શુ છે ? અકૃત્ય શુ છે ? હેય શુ છે, જ્ઞેય શુ છે, હુ આત્મા છુ કે જડ છુ ? કર્મનો કર્તા છુ કે હર્તા છુ ? તે જાણુવા દેતુ નથી જેમ કોઇ અજ્ઞાન માણુસ ગુરૂના વચન નહિ માનતા દારૂનો શીશો પી જાય અને જ્યારે તેને દારૂ ચડે ત્યારે તે દારૂની કેફથી સ્વભાન ભૂલી જાઇ હુ પુરૂષ અગર સ્ત્રી છુ તે પણુ જાણુવાસમર્થ થાય નહિ તેમ તમે કર્મરૂપી દારૂનો શીશો ભવિજીવરૂપ ગુરૂનુ વચન ન માનતા પી જાઓ તો તેના કડવા ફળ પામી પર વશ થઇ જાઓ અને નવા કર્મ ઉપાર્જન કરી સસારમા નવા નવા ભવમા ભટકો ત્યારે કોણુ દુ:ખમાથી છોડાવે ? અનાદિકાળથી એ કર્મરૂપ પુદ્‌ગલ દળિયાં આત્માને રખડાવે છે, અને આત્માની બેહાલત કરી દુ:ખી કરે છે આત્માને મુક્તિ સુખમા વિઘ્ન કરે છે અરે હે ભવ્ય જીવો ! તમને દયા હોય તો તમો આત્માને મારી નાખનાર, દુ:ખ દેનાર કર્મશત્રુને દૂર હઠાવો. નહિ તો તમારી દયા ક્યા રહેશે ? દયવત એ વિશેષણ સફળ કરો આત્મા સિદ્ધ સમાન થઇ કર્મ વશ રાંક બની ગયો છે તેની દયા કેમ કરતા નથી ? શુ તમો જાણ્યા છતા દયા નહિ કરો ? અને કર્મરૂપ કસાઇના હાથમા ને

નહિ તો તમારામાં દયાના પરિણામ શી રીતે કહેવાશે ? એમા કઇ પૈસાનો ખર્ચ પડતો નથી કઇ દેશોદેશ મુસાફરી કરવી પડતી નથી ફક્ત આત્માને સ્વસ્વભાવમા લાવશો તો કર્મરજ આપોઆપ દૂર થઇ જશે એ કર્મ કરનાર પણ આત્મા છે, અને તેનો નાશ કરનાર પણ આત્મા છે કોઇ વખત કર્મ બળવાન્ થઇ જાય છે ને કોઇ વખત આત્મા બળવાન્ થઇ કર્મને હઠાવે છે આચારપ્રદીપ ગ્રથમા કહ્યુ છે કે—

कथ्थवि जीवो बलिओ, कथ्थविकम्माविहुंतिबलिआइ;
जीवस्सयकम्मस्सय, पुव्वनिबद्धाइ वेराइ ॥ १ ॥

कम्मवसाखलुजीवा, जीववसाइ कहिंवि कम्माइ
कथ्थविधणिओ बलवं, धीरणीऊ कत्थइ बलव ॥ २ ॥

કોઇ વખતે કર્મને વશ જીવ થઇ જાય છે, અને કોઇ વખતે આત્માને વશ કર્મ બની જાય છે હવે પોતાનેજ પોતે પૂછવુ કે હે આત્મન્ ! તુ કર્મને વશ છે કે કર્મ તારે વશ છે જો કર્મને વશ તુ હોઇશ તો કર્મનો નાશ શી રીતે કરી શકીશ? માટે હે ચેતન ! તુ કર્મને વશ થઇશ નહિ એ કર્મ આપણે ખાતુ નથી પણ જ્ઞાન દૃષ્ટિથી જાણી શકાય છે કોઇ આસન્નભવિજીવ કર્મ સામે દૃષ્ટિ કરે છે અરે ! હવે વસ્તુને વસ્તુગત્યા ક્ષયોપશમાનુસારે જાણ્યા છતા આત્મા કેમ અહિતમાર્ગમા પ્રવૃત્તિ કરે છે ? શુ હજી તેમા હિત જાણ્યુ છે ? જો હિત ન જાણ્યુ હોય તો હે આત્મન્ ! હવે તમે સીધામાર્ગ પર ચાલો અને ખરાબ રસ્તો છોડી દો તમે હવે પરદ્રવ્યમા પ્રવૃત્તિ કરશો નહિ અને સ્વભાવે રહો આ વચનો હૃદયમા ધારણ કરી પ્રમાદ ભાવને હે આત્મન્ તમે ત્યાગ કરો. એ પ્રમાદ મોહરાજાનો સૈનિક છે તે તમને સસાર કેદખાનામાથી છુટવા દેશે નહિ એમ વારવાર મનન કરો, અને કર્મફલકને દૂર કરો આચારપ્રદીપ ગ્રથમા કહ્યું છે કે—

कम्म जदवि जियाणा, भवभमताण देइ दुख्खु तं,
तहवि निहणेइ सव्व, धम्मस्स उज्जमोतवि ॥ १ ॥

ભવમા ભટકતા એવા આત્માએને જો કે કર્મ અતિ દુખ દે છે તો પણ ધર્મના ઉદ્યમે કરી આત્મા કર્મનો નાશ કરે છે કારણ કે અનતશક્તિમય આત્મા ... શૂરા સિહની પેઠે ઉદ્યમ કરે તો મોક્ષ નગર કયા

દૂર છે? આત્મા પોતાની કુચાલ છોડી સુચાલ ચાલશે તો ધર્મરાજા પોતાની મુક્તિ નામની પુત્રીનો વિવાહ તે આત્મા સાથે કરશે, અને પોતે જ્યારે સુચાલ ચાલતા જ્ઞાનદર્શન ગુણે કરીને શુદ્ધ દશા કરી જુવાન અવસ્થા પામશે, ત્યારે ધર્મરાજા પોતાની મુક્તિ નામની પુત્રીના લગ્ન નિર્ધારશે ત્યારે ભવ્ય આત્મા શુક્લ ધ્યાનરૂપ ઘોડા પર ચઢીને સ્વભાવ રમણતા રૂપ માથે છત્ર ધરાવીને જ્ઞાન અને ધ્યાનરૂપ નોબતો ગડગડાવતો ગુણસ્થાનરૂપ શેરીઓને ઉલ્લંઘતો શુક્લધ્યાનના ચાર પાયારૂપ ચાર ફેરા ફરતો ચોથા પાયારૂપ ફેરામા મુક્તિરૂપ સ્ત્રીને પરણી અનંતકાળ પર્યન્ત શાશ્વત સુખનો ભોક્તા થશે બાકી અશુચિમય નરકના બારણારૂપ માયા સ્ત્રીને પરણવા થકી કંઇ સુખ મલી શકવાનુ નથી એ પ્રવાહ અનાદિકાળનો ચાલે છે, પણ તે માર્ગે ગાડરીના પાણીની પડે અસત્ય ભાળી સ્વહિતમાં પ્રવૃત્તિ કરવી એ ભવિજનનું લક્ષણ છે સંસારના અનેક જીવો છે તે બિચારા કર્મને આધીન થયા છતા સત્યસ્વરૂપ સમજી શકતા નથી પણ થોડા ભવમા મુક્તિ પદ પામવા લાયક થાય છે ભવ્ય જીવોને આત્મિક ધર્મમા પ્રવૃત્તિ થાય છે પુદ્ગલમા આત્મ ધર્મ રહેતો નથી ધર્મ તો આત્માનો ગુણ છે, તેને અને પુદ્ગલને કંઇ સંબંધ નથી આત્મિકધર્મ પામવાને માટે કંઇ પૈસો ખર્ચ કરવો પડતો નથી એ આત્માનો ધર્મ પામવાને માટે જેમ થોડી જરૂર હોય તેમ વિશેષ વિશેષ આત્મહિત સાધી શકાય છે

આત્મિકધર્મ જે તત્ત્વવેદી જીવો પામ્યા તેજ મોટા છે અને તેમનું જ આલંબન લેવું પણ જેથી વિકલ્પ સંકલ્પ થાય અને આત્મા કર્મગ્રહણ કરે તેને ધર્મ કહી શકાય નહિ કહ્યુ છે કે

**आतमगुणरक्षणा तेह धर्म, स्वगुणविध्वंसणा ते अधर्म**
**भावअध्यातमअनुगतप्रवृत्ति, तेहथी होय संसारछित्ति**

પોતાના આત્મગુણોનું રક્ષણ કરવું સ્વગુણ જેથી પ્રાપ્ત થાય તેવું સદ્ગુરૂ આલંબન સેવવુ તે ધર્મ જાણવો પોતાના આત્માના ગુણોનો જેથી વિનાશ થાય તે અધર્મ જાણવો નામઅધ્યાત્મ અને સ્થાપનાઅધ્યાત્મ અને દ્રવ્યઅધ્યાત્મ એ ત્રણનો ત્યાગ કરી ભાવઅધ્યાત્મને અનુસરી પ્રવૃત્તિ કરવાથી સંસારનો છેદ થાય છે ભાવઅધ્યાત્મ પામવાના કારણો પ્રાપ્ત કરીએ તો ભાવઅધ્યાત્મ પામી શકીએ જે જે અશે નિરૂપધિપણુ પમાય, તે ધર્મ જાણવો એમ જ્ઞાનીઓ ફરમાવે છે અહર્નિશ

પરભાવમા પ્રવૃત્તિ કરી મેરૂપર્વત જેટલી કર્મની વર્ગણાઓ ગ્રહણ કરી તે જરા માત્ર ધર્મ સેવનથી શી રીતે નાશ થઇ શકે? અલબત ધર્મનુ સેવન વધારે કરાય તો કર્મનો નાશ વિશેષ થઇ શકે આખુ ઘર બળવા માડયુ ત્યારે એક લોટા જેટલા પાણીથી શી રીતે ફાયદો થઇ શકશે? માટે જેમ બને તેમ હે આત્મન્! હુ શુદ્ધચેતના તને કહુ છુ કે તુ તારા સ્વસ્વભાવમા રમણતા કર જે પોતાના સ્વભાવમા નહિ રમીશ તો મોટા વાયુવડે આકડાનુ તૂલ જેમ આકાશમા અહિતહિ ફરે છે તેમ તુ કર્મરૂપી મહાવાયુવડે સસાર રૂપ મેદાનમા ભટકી ભટકી અઘોરદુખ પામીશ તે વખતે તને કોઇ સહાય કરી શકશે નહિ ખરો આ અવસર છે ચેતીને તને તેરકાઠીયા કર્મજાળમા મૃગની પેઠે ફસાવે નહિ તે ધ્યાનમા રાખજે વારવાર હે આત્મન્! શુ કહેવુ? સમજુને વધારે શુ સમજાવવુ? બૃહસ્પતિની આગળ શી વાકચાતુરી! તેમ તુ પોતે જાણે છે તે છતા કેમ મોહદશામા પોઢે છે હે આત્મન્! તુ શરીર રૂપ ઘરમા વાસો કરી રહેલો છે તે શરીર રૂપ ઘર ભાડાની કોટડી સમાન તારૂ નથી એ શરીર ઘરની ચારે તરફ આગ લાગી છે છતા તુ કેમ જાગીને હજી પ્રયત્ન કરતો નથી? એ શરીરરૂપ ઘર હવે ઘણો કાળ નભશે નહિ એ પારકુ તે પારકુ છે જ્યા સુધી તેમા વાસો કરી ધર્મસાધન જેટલુ થાય તેટલુ કરી લે નહિ તો અંતે પસ્તાઇશ કોઇ જીવ શરીરરૂપ ઘર સાથે લઈ ગયો નથી જો તારે પોતાના ખરેખરા ઘરમા જવા ઇચ્છા હોય તો વૈરાગ્યદશાથી પરને પારકુ જાણી સદ્ગુરૂમહારાજને નમ્રતાથી પુછીશ તો તને પોતાનુ ઘર બતાવશે વ્યવહાર અને નિશ્ચયરૂપ બે ચક્ષુથી ચાલતા ગુરૂકૃપાથી તુ મોક્ષરૂપ ઘરમા પ્રવેશ કરીશ, કે જેથી પછી તેમાથી કોઇ વખત નીકળવા પામીશ નહિ વળી હે આત્મન્! તારો પુત્ર ઉપર મોહ હોય તો તેવા પુત્ર પામવા ઇચ્છા કરજે કે જે પુત્રનો તારાથી કદાપિ કાળે વિયોગ થાય નહિ બાકી પુદ્ગલમા રહેલો કોઇ અન્ય આત્માને અને તે પુદ્ગલને પોતાનો પુત્ર માને છે તે જ્યા સુધી તારો પુત્ર કહેવાશે? એવા પુત્ર થકી તુ સુખની આશા રાખીશ નહિ હે આત્મન્!! જો તારે ખરા પુત્રની ઇચ્છા હોય તો તે વાત ગુરૂમહારાજને નમ્રતાથી પૂછ ગુરૂમહારાજ તને જ્ઞાનરૂપપુત્રની ઓળખાણ કરાવશે કે જેથી તુ જ્ઞાનરૂપપુત્ર પામી તેનો વિયોગ કદાપિ પામીશ નહિ, અને તેથી તુ અત્યતસુખી થઇશ તે વિના અન્યપુત્રોથી શુ આત્મહિત થવાનુ છે? તે વિચારવાનુ છે વળી હે આત્મન્! તુ પુદ્ગલઋદ્ધિથી મોટા મનાતા જીવોને દેખી પુદ્ગલઋદ્ધિ મેળવવા

પ્રયત્ન કરે છે, પણ તે પુદ્‌ગલઋદ્ધિથી તું કાંઇ સુખ પામવાનો નથી વળી તે પરવસ્તુ જડરૂપ છે તે તારી નથી તેનાથી તને સુખ થવાનું નથી. માટે આત્મિકઋદ્ધિ મેળવવા પ્રયત્ન કરજે એ આત્મિકઋદ્ધિ પામ્યા પછી તું કદી દુઃખી થઇ શકીશ નહિ તે વિના પાદ્‌ગલિકઋદ્ધિથી શોભા પામેલા જીવોને કસાઇના ઘેર પુષ્ટ થયેલા બોકડાની પેઠે અગર દશરાના દિવસે શણગારેલા પાડાના સરખા ક્ષણિકસુખી જાણવા

ભવ્યજીવો પુદ્‌ગલથી થયેલા સુખને દુઃખકારી જાણે છે આત્મિકસુખ જાણ્યા પછી આ સંસારના કોઇ પણ પદાર્થથી સુખ ભાસતું નથી એ સ્વત. આ લેખના અનુભવથી પોતાને પોતાના હૃદયમાં ભાસે છે તેમ સર્વ જાણશે કારણ કે એ વાત અનુભવ સિદ્ધ છે અનુભવથી જોતા આ આત્મા હાડકાને લોહીથી શણગારેલી કાયારૂપી કોટડીમાં વાસો કરે છે, એમ જાણ્યા બાદ આ કાયા ઉપર પણ મોહ રહેતો નથી પણ એક શિક્ષા એ છે કે તે જ્યાં સુધી રહે ત્યાં સુધી સાદ રાખવું એ ન્યાય છે આત્મિક સુખને વીરલા જાણે છે, અને આંખે દેખાય તેને માનનાર કોણ નથી? વીતરાગભગવાને પ્રરૂપેલા સ્યાદ્વાદધર્મમાં આત્માને દોરવો સારી અગર ખોટી પ્રવૃત્તિવિના એક સમય પણ ખાલી જતો નથી, તો હે આત્મન્! પર પૈસારૂપપુદ્‌ગલ દ્રવ્યનો રોજમેળ કોરે મૂકી સ્વચૈતન્ય ગુણરૂપ ધનનો રોજમેળ તપાસ કે આજ ત્હારે કેટલી ખોટ ગઈ? અને આવક શી થઈ? એમ આત્મિક બાબ રોજમેળ દરરોજ તપાસતા આત્મહિતમાં પ્રવૃત્તિ થશે મારા આત્માથી આ લખાણ તમારી નિર્મલ વૈરાગ્યતા તથા ભક્તિ ખેંચી તમને અર્પણ કરે છે જેમ દોરીવડે કૂવાથી પાણી કાઢી પોતે પીવું તેમ આ પણ તમારી ભક્તિ આ આત્મામાં રહેલું ધન તમને અર્પણ કરે છે તેમાં તમારૂં ભાગ્ય છે, નિર્મલ એવી તમારી ભક્તિરૂપ દોરી એવી ને એવી રહી સ્વગુણ જળ સ્વ કૂવામાંથી કાઢીને પીશે કે પીએ છે એમ કહી શકાય છે આ લેખ લખતા તમારી ભક્તિએ મારા આત્માની શક્તિ જગાડી પ્રયત્ન કરાવ્યો છે તે સફળ થાઓ સીસાપેન ઘસાઈ જઈ કાગળનો પાર આવ્યો પણ લખવાની ઇચ્છા કાયમ છે તેમ આયુષ્યરૂપી સીસાપેન ઘસાઈ જાય છે કાગળરૂપી શરીર સમાપ્તિ પામ્યા છતા પણ મનની ઇચ્છા તો તેવીને તેવીજ રહે છે તે ઘસાઈ જતી નથી એ આશ્ચર્ય છે હરકત નહિ પરોપકારકારિણી ઇચ્છા કાયમ રહો અને કાગળરૂપ શરીરમન કાયમ રહો કે જેથી શિવસુખ ,મી શકીએ વખત જાય છે આત્મા ઘડી પહેલા કેવા વિચારમાં હતો,

હાલ કેવા વિચારમા છે, અને ઘડી પછી કેવા વિચારવાળો થશે તે વચાલ્યુ રાગદ્વેષ રૂપ મોહના પુત્રો રણેને આત્માને મોક્ષમાર્ગમા જતા હરકત કરે. જેમ બને તેમ હે ચેતન ! રાગાદિ શત્રુઓનો ક્ષણમા પણ વિશ્વાસ રાખીશ નહિ આ મહાવાક્યો હૃદયરૂપ કાગળમા લખી નાખી તે પ્રમાણે વર્તવા શુદ્ધોપયોગ ધારણ કરવો કે જેથી કર્મને આવવાના બારણા રોકી શકાય

( દૂહા )

કર્મકર્મ જગ સૌ કરે, સમજે નહિ તસરૂપ,
કર્મશત્રુ સમજ્યા પછી, કર્મ પડે ભવકૂપ
કર્મમર્મ દૂરીકરણ, આતમધર્મ ઉપાય,
કરતા શિવસુખ સંપજે, જન્મમરણ દૂર જાય,
સમજુ સમજે સત્ય તે, કર્મ મર્મ કરે દૂર,
કર્મમર્મના નાશથી, હોવે શિવસુખ પૂર
નગર પાદરાવાસી જે, વકીલ મોહનલાલ
ઝવેરભાઇના કારણે, લખતા મંગલમાલ
મંગલ તે નિજ આતમા, સમજે ભવિ સુખકાર,
બુદ્ધિ સુખ શાશ્વત લહે, હોવે જય જયકાર,

આ લેખનો ઉતારો કોઇ સારી નોટમા કરી મનન કરશો કારણ કે આ લેખ લખતા જે મારો આત્મા ઉલ્લાસ પામ્યો છે તે પોતેજ જાણે છે તમારા ઉપર પત્ર લખતાજ આત્મામાથી એવા ઉદ્ગારો નિકળે છે અને કોઇની આગળ એવા ઉદ્ગારો પ્રાય આત્મામાથી નીકળતા નથી પૂર્વના લખેલા પત્રનો પણ સંગ્રહ કરી તેનો ઉતારો કરી લેવો તે પછી બીજી વાર વાચતા વૈરાગ્ય જાગશે અને ઉદાસીનતા પ્રાપ્ત થશે આ વાક્યો યોગ્ય જીવોની આગળ નીકળી શકે છે તેથી તેનુ સંરક્ષણ કરવુ તે પ્રમાણે જેમ બને તેમ પ્રવૃત્તિ કરવી આયુષ્ય અસ્થિર છે કાળનો વિશ્વાસ નથી ધર્મકાર્યમા વિઘ્ન ઘણા આવે છે આત્મા કઇ ચિંતવે છે ને કર્મના બળે કઇ બને છે માટે અશુદ્ધઆલંબનનો ત્યાગ કરી શુદ્ધઆલંબન ગ્રહણ કરવા [illegible] પ્રમાણે આત્મિકહિત પ્રવૃત્તિ જારી રાખવી ઝવેરભાઇ તમારી [illegible] છે તેમને આ કાગળ વાચવાનો પ્રસંગ મળશે એમ [illegible] છે વકીલજી નગીનલાલભાઇને ધર્મલાભ કહેશો

આત્મા સિદ્ધ સમાન છે પણ એક વચમા કર્મનો તફાવત છે એ તમો જ્ઞાનપણું સદા કાયમ રાખવા ઇચ્છા રાખો તો ધર્મમાર્ગમા પ્રવૃત્તિ કરો કે જેથી શિવપુરમા આત્મભાવ કાયમ રહેશે, અને તે પ્રમાણે રહો એમ અંતઃકરણથી ઇચ્છાય છે ૐ શાન્તિ શાન્તિ શાન્તિ ( સં ૧૯૫૮ ના માહ વદિ ૮ )

× × × ×

અમદાવાદથી લે૦—બુદ્ધિ૦ તમારા પત્ર પહોંચ્યો તા સુ ૩ ને વિહાર કરી જેતલપુર, બારેજા, નવાગામ, નાયકા માતર, અને ત્યાથી વસો જઈ શકાશે ઉતાવળથી પત્ર લખ્યો છે તેથી વિશેષ યોગ્ય લેખ લખ્યો નથી તે ધર્મલાભ જણાવશો વકીલ છગ-

નલાલભાઇ તથા ભાઇ પાનાચંદને ધર્મલાભ કહેશો આત્મસાધન કરશો તમો આત્મસાધન કરવામા પ્રવૃત્તિ કરો છો તેથી આનંદિત થાઉ છુ ઉપાધિ વધારી વધે છે, ને ઘટાડી ઘટે છે પછી તો જેવી ઉપયોગ દશા નિવૃત્તિ શાએ સુખ વધ્યા કરે છે ને ઉપાધિએ દુઃખ જાણવુ ઉપાધિ એ દેખતા છતા આત્માને આડે રસ્તે દોરી જાય છે જીવ જાણે છે છતા તેને દૂર કરે નહિ તો લાભ શી રીતે પામી શકે? ધર્મી પુરુષો ઉપાધિને એક બેડી સમાન ગણે છે, અને તેથી દૂર રહેવા પ્રયત્ન કરે છે એ માર્ગને જેણે આદર્યો છે તેની ઉત્તમતા ક્યા? અને પરવસ્તુમા સુખના ભ્રમે લોભાતા જીવોની દશા ક્યા? સાસારિક સુખ તેજ દુઃખ જાણવુ એ સુખ શાશ્વતુ નથી, તોપણ અનાદિ કાળના અભ્યાસથી ચેતન તેનાનાજ સુખ માની ચારે ગતિમા પરિભ્રમણ કરે છે, આ માની લ્યા જાગશે તો ધન્ય માનીશ જો કે સદાકાળ આત્મોપયોગમા રમણતા રહેવી દુષ્કર છે તો પણ નિવૃત્તિના યોગે સારા વારા મને આત્મા પોતે પોતાનુ તપાસે તે પણ સ્વાભાવિક છે આત્માના સ્વરૂપનુ ચિંતવન કરતાજ ઉપાધિઓ પોતાની મેળે દૂર થાય છે ઉપાધિનો કર્તા પણ ચેતન છે અને ઉપાધિનો હર્તા પણ ચેતન છે એ ચેતન અનંતશક્તિમાન્ છે તે સિદ્ધ સમાન છતા પણ કર્મરૂપ પિંજરમા પડી દુઃખી થાય છે માટે એ કર્મપાંજર તોડવા પ્રયત્ન કરશો એ ઉચિત છે, અને નિત્ય સુખ પામશો એ સદર છે

×

વસોવી લે૦—વિ૦ આજરોજ અહિં આવવાનુ થયુ છે માસક ૫ બનશે એમ લાગે છે પછી બને તે ખરૂ વિ૦ આત્મહિતૈષીઓએ વારવાર આત્મોપયોગમા રમણતા કરવી નિદિધ્યાસન ( સ્વસ્વરૂપ ધારણા ) વાર વાર કરી જોઇએ પોતાના આત્માને ઉપદેશ આપવો એ ઉત્તમ વાત છે કારણ કે પોતે સુધર્યા વિના બીજાને ઉપદેશ આપી શકાતો નથી જે મહાત્માઓ વિશેષ ગુણવાન્ અને વૈરાગી છે તેમનો ઉપદેશ બીજાને વધારે અસર કરી શકે છે જેમ કાચ વિશેષ નિર્મલ હોય છે તેમ તેમા સ્વપ્રતિબિંબ વિશેષ ભાસી શકે છે પુદ્ગલદ્રવ્ય કરતા પણ આત્મામા અનત શક્તિ વિશેષ છે એ સર્વ શક્તિને કર્મની વર્ગણાઓએ ઢાકી દીધી છે આત્મામા પ્રત્યેક પ્રદેશે અનતકર્મવર્ગણાઓ લાગી છે તે બધી કર્મ વર્ગણાઓનો જો નાશ થાય તો કૈવલ્યપદ સ્વત પ્રકાશિત થાય પણ એ સર્વ ઉદ્યોગ થકી બને છે મનુષ્ય મન ધારે તો ઉદ્યોગથી શુ ન પામી શકે? પણ અસત્ સગતિથી આત્મા આડે રસ્તે જાય નહિ એ ખૂબ વિચારવા જેવુ છે જીવો કર્મને આધિન છે ઠેર ઠેર અસત્ સયોગો દેખાય છે, પણ જો અત કરણપૂર્વક આ આત્મા ધારે તો શુ ન કરી શકે? અને જ્યારે આત્મા શુદ્ધસ્વરૂપાભિલાષી થાય તો તેને કોણ વારી શકે? રાગ, દ્વેષ, ભય, ક્રોધ, અદેખાઇ, કપટ, હાસ્ય એ સર્વ બહિરાત્મપણાની દશામા આત્માને છેતરે છે, પણ જ્યારે આત્મા આપ સ્વભાવમા રમતો હોય છે ત્યારે તેને કોઇ પણ છેતરવા સમર્થ નથી બહિર્ભાવે કરીને જીવો બીજાને છેતરે છે, પણ જાણતો નથી કે બીજાને છેતરતા પહેલા તુ પોતેજ છેતરાય છે માઠી બુદ્ધિ વિના પરને છેતરવુ થતું નથી, અને માઠી બુદ્ધિ આત્માને છેતરે છે, અને અજ્ઞાનદશાએ આત્મા હુ પરને છેતરૂ છુ એમ અભિમાની થાય છે, પણ અભિમાન એ અવગુણ પરભાવમા રમતાજ ઉદયે આવે છે જ્યારે સ્વસ્વ ભાવમા રમવુ થાય છે, ત્યારે અભિમાન એ શુ છે તેનુ પણ ભાન રહેતુ નથી, અને આત્માની ઐકયતા થયે અનુભવ દશા જાગે છે તેનો અનુભવ શુદ્ધ અગર એકાન્તસ્થાનમા જણાશે કર્મનો નાશ કરવાની કુચી સહેલામા સહેલી એ છે કે પુદ્ગલ રમણતાથી દૂર રહેવુ કદાપિ તે ખટપટ કર્મના યોગે કરવી પડે તો પણ જળપકજવત્ અલગ રહી કરવી

આ આત્માની શાન્તિ કોણ ઇચ્છતુ નથી? અને તેને મહેનત કર્યે છતે કોણ પામી શકતુ નથી? પણ મહેનત યથાર્થ વ્યવહાર નિશ્ચય પૂર્વક કરવી એ દરેક જીવો જુદા જુદા પ્રકારની વસ્તુ મેળવવા જુદી જુદી

તો મનુષ્ય શુભભાવે કરી સમભાવે આત્માને ભાવતો છતો દ્રવ્યથી ગિરિરાજનું સ્પર્શન કરતો છતો અને ભાવથી પોતાના આત્મારૂપ જે સિદ્ધ-અચલ એટલે ચલે નહિ એવું જે સ્થાન તેના ઉપર ચઢતો છતો કર્મરૂપરજથી રહિત થયો છતો શાશ્વતસુખ પામી શકે છે એ વાત સત્ય છે સિદ્ધાચલ બે પ્રકારે છે એક દ્રવ્યસિદ્ધાચલ, બીજો ભાવસિદ્ધાચલ દ્રવ્યસિદ્ધાચલ શ્રી શત્રુંજય તીર્થ જાણવું અને ભાવસિદ્ધાચલ પોતાનો આત્મા જાણવો કારણ કે સિદ્ધ પણ આત્મા છે ને અચલ પણ આત્મા છે જેમ સિદ્ધાચલ પર્વત શુદ્ધ તેના સ્કંધોથી બનેલો છે તેમ આત્મા અસંખ્યાત પ્રદેશોથી પરિપૂર્ણ છે દ્રવ્યસિદ્ધાચલ જેમ પવિત્ર કરે છે તેમ સિદ્ધાચલરૂપ જે આત્મા તેનું સ્મરણ કરતાં ધ્યાન કરતાં અનંત જન્મ મરણના દુઃખ ટાળે છે કહ્યું છે કે

**एकैकस्मिन् पदे दत्ते, शत्रुंजयगिरिं प्रति**
**भवकोटि सहस्रेभ्य पातकेभ्यो विमुच्यते ॥ २ ॥**

શુદ્ધ દેવગુરુ ધર્મની શ્રદ્ધા સહિત વીર્યોલ્લાસ વધતે છતે જે ભવ્યજીવ સિદ્ધાચલ સન્મુખ એકેક ડગલું ભરે છે તે જીવ ક્રોડ વર્ષ સુધી કરેલા પાપોથી છૂટી જાય છે પાપી અભવિજીવોને તો એ ગિરિરાજના દર્શન પણ થવા દુર્લભ છે એ ગિરિરાજનો એવો મહિમા છે કે ત્યાં જનાર જીવોની પરિણામની ધારા સારી શુભ શુદ્ધ થતી જાય છે, અને કર્મમેલ દૂર થતો જાય છે માટે સાક્ષાત્ એ ગિરિરાજના દર્શન કરતાં ચક્ષુ પામ્યાનું સાર્થક જાણવું અને ગિરિરાજના સ્પર્શન થકી પગ પામ્યાનું સાર્થક જાણવું ત્યાં જઈ દ્રવ્યથી ગિરિરાજનું નમન કરવું અને ભાવથી મનની નિર્મળતા કરવી, શુદ્ધ વસ્ત્રો પહેરી પહેલા તલાટીએ સમતા પૂર્વક ચૈત્યવંદન કરી ઉપર નીચીદૃષ્ટિ રાખી સમભાવે કરી કલક નાશ કરતા કરતા ચઢવું અને ચાલતા કારણવિના બીજા માણસ સાથે વાતચિત પણ કરવી નહિ, તેમ હસવું પણ આત્મસ્વરૂપનું ચિંતવન કરવું અગર ચાલતા પગને થાક લાગે તો ચેતન ખરો થાક આજ સહન કરજે કે જેથી વારંવાર શું માણુ

આ

તેટલા સભારી સભારી શુદ્ધઅતકરણપૂર્વક મિચ્છામિ દુક્કડ દેવો ચોરી, જારી, છળ, કપટ, જીવની હિસા, અસત્યવચન, દેવગુરૂધર્મની નિદા કરી હોય તે સર્વે દુષ્કૃત્ય વૈરાગ્યપૂર્વક મનમા સભારી નિદવા કે જેથી પાપકર્મ આત્મા સાથે લાગેલા છે તે નાશ પામતા જાય વળી મનમા વિચારવુ કે હે ચેતન ! ઘણા સારા ભાવથી અહિ કર્મનો નાશ કરવા આવ્યો છે, માટે કઇ પણ બાકી મૂકીશ નહિ ભવ્યજીવોને એ ગિરિ સ્વપ્નમા સુવર્ણનો દેખાય છે એ વાત સત્ય છે એ ગિરિના ભાવથી દર્શન કરતો મનુષ્ય આત્માને ઉજ્જવલ કરે છે, અને પોતાનો સિદ્ધાચલ આત્મા તેના દર્શન કરે છે એ ગિરિ ચઢતા જ્યારે અપ્રમત્ત હિગળાજનો હડો આવે છે ત્યારે પાપનો ઘડો ફુટે છે હિગલાજ સુધી આવતા ખુબ થાક લાગે છે ત્યારે ચેતન થાક લેવા વિશ્રામ કરે છે તે વખતે ભાવના ભાવવી કે હે ચેતન ! મનમા વિચાર કે તે કોઇ વખત ભાવે કરી આત્મારૂપ સિદ્ધાચલ ગિરિના દર્શન કર્યા હોત તો આ થાક લાગે છે તે લાગત નહિ આ થાક તને લાગતો નથી, થાક પુદ્ગલને લાગે છે પણ તે તે સારો થાક લાગે છે કે જેથી તારા ભવોભવના પાપ ચાલ્યા જતા તું થાકરહીત થાય છે માટે ચઢતા પરિણામ રાખ સ્ત્રી પુત્ર પરિવારને માટે તડે ટાઢ, તડકા, ભૂખ, તૃષા ઇત્યાદિ ઘણા દુ ખ સહન કર્યા પણ તે દુ ખથી મુક્તિપદ પામ્યો નહિ, પણ જો આ વખતે તુ શરીરનુ દુ ખ સહન કરીશ તો મુક્તિપદ સહેલુ છે એમ વિચારી શુભભાવે હે ચેતન ! આગળ વધ અને આદિનાથના દર્શન કરી આત્મસ્વરૂપ પ્રાપ્ત કર એમ વધી આગળ ચાલતા પાડવો વિગેરેના દર્શન કરી વિચારો કે અહો ! તે પુણ્યવતા મહાબળવાન હતા તેઓ પણ એક વખત આ જગત્માથી ચાલ્યા ગયા તો હે ચેતન ! વિચાર કે તુ કેમ પારકી વસ્તુ પોતાની માની પાપની પ્રવૃત્તિ કર્યા કરે છે મરતી વખતે જીવની સાથે પુણ્ય ને પાપ આવે છે માટે આત્મ ધ્યાનીઓ તો કાળાનુભાવે પુણ્ય અને પાપનો પણ ત્યાગ કરી સિદ્ધ સ્થાનમા બીરાજે છે જે જીવ ભાવથી શત્રુજય પર ચઢે છે તે જીવ પોતાને ઉત્પન્ન થયેલા એવા જે સાગ ભાવ તેથી ગુણશ્રેણિપર ચઢી કેવલજ્ઞાન પામી પરમાત્મપદ પ્રાપ્ત કરે છે

વળી આગળ ચઢતા એ તો વિચારવુ કે અરે ! હુ આ ગિરિ ચઢતો છતો તુ ક્યા ધ્યાનમા વર્તે છે એને આર્તધ્યાન અને રૌદ્રધ્યાનનો મનમા પ્રવેશ થાય ધર્મધ્યાનવડે આત્મા નિર્મલ થતો છતો ઉપર ચઢી , નવટુક વગેરે ॥ દર્શન કરી જન્મ સફળ કરે છે ભાવથી આત્મગુણનુ આરાધન કરતો

નવવિધ બ્રહ્મચર્યવ્રત પ્રાપ્ત ધારણ કરતો છતો નવ જાતના પાપનિયાણા કરે નહિ એમ ઉપયોગ રાખતો છતો યુગાદિ દેવશ્રી ઋષભદેવની ટુકમા પ્રવેશ કરતો છતો વિચારે કે ચેતન!!! આવો દિવસ વારવાર પમાશે નહીં એમ વિચારી પહેલા શ્રી શાન્તિનાથ ભગવાનના દર્શન કરી, બીજુ ચૈત્યવન્દન કરી અધ્યાત્મશાન્તિ, ભાવે કરી પ્રાપ્ત કરતો છતો ચક્રેશ્વરી શાસનદેવતાને શ્રાવક નમસ્કાર કરે ત્યાથી આગળ વધી કુમારપાળરાજાએ કરાવેલુ દહેરાસર જુહારી મનમા વિચારો કે ધન્ય છે પુણ્યવતોને કે જેના નામ સૂર્ય ઉગતા લોકો સભારે છે મહાત્માઓ સૂર્ય ઉગ્યા પહેલા ભવિજનોના હૃદયરૂપ ક્ષેત્રમા પ્રગટે છે અહો! હુ ક્યારે તેમના જેવો થઇશ ધન્ય છે કુમારપાળને કે જે આવતી ચોવીસીમા પદ્મનાભતીર્થકરના ગણધર તરીકે થશે વળી આગળ વધી ચેતન યુગાદિદેવને ત્રણ પ્રદક્ષિણા દેતો છતો રાયણતળે યુગાદિદેવની પાદુકા આગળ ચૈત્યવદન કરે ત્યાથી પુડરિક ગણધરને વદી ત્યા ચૈત્યવદન કરે ત્યાથી નવા આદીશ્વરભગવાન્ સમક્ષ સ્થિરતાપૂર્વક ચૈત્યવદન કરે ત્યાથી ત્રણ પ્રદક્ષિણા પૂર્ણ થયે છતે યુગાદિદેવના ગુણ સ્તુતિ કરવા નવ વચન તેને ગાથાવડે ભક્તિપૂર્વક પ્રયત્ન કરવો ચૈત્યવદનના જેમ ભાવ વધે તેમ કરવુ પછી શાન્ત મનથી પોતાના અને પ્રભુના વચ્ચે જે અતર છે, તે શુ છે ? તે સબધી ચિતવન કરી ઉપયોગપૂર્વક ભાવ કરી ચેતન, ત્રિવિધ યોગ પણ ભાવપૂર્વક ગ્રહણ કરે દ્રવ્યસ્નાન કરતી વખતે મનમા વિચારવુ કે હે ચેતન! આ પાણીવડે હારે ક્યા સુધી સ્નાન કરવુ પડશે ? આ શરીર અનાદિકાળનું અપવિત્ર છે હાડકાની માળા અને ઉપર ચામડી છે એવુ જે આ શરીર કદિ પાણીવડે નિર્મલ થશે નહિ કારણ કે શરીર તે તો પુદ્ગલ છે, અને તેનો હાનિવૃદ્ધિનો સ્વભાવ છે તે કર્મના યોગે પ્રાપ્ત થયુ છે તેના ઉપરથી મોહ ઉતાર અને આત્મસ્વરૂપપ્રાપ્ત કરવા ઉદ્યમ કર કે જેથી શિવસુખ પામી શકે વળી વિચારવુ કે આવો વખત પામી જીવ પરભાવમા પેસીશ નહિ આગળ વધી સ્નાન કરી આવ્યો કરતી વખતે એમ ચિતવવુ કે એક દેવગુરુધર્મની શ્રદ્ધા તેજ મને હોજો વળી કુસુમગ્રહણ કરી સમતાપૂર્વકકુસુમવડે અને ચદનવડે પ્રભુને પૂજવા, અને મનમા વિનતિ કરવી કે હે પ્રભુ! કુસુમના જીવોમા અનતિશય દુઃખ થયો તેના ઉપર હુ હવે મમતા રાખીશ નહિ દ્રવ્યપૂજા ભાવપૂજાપૂર્વક કરી ચૈત્યવદન જેમ કર્મ નાશ થાય અને આત્માનદ થાય તેમ કરવુ વાર થાય તેની દરકાર રાખવી નહિ, પણ સમભાવે પોતાના શરીરની શક્તિ મુજબ

દરેક કૃત્ય કરવુ હેઠળ ઉતરી ગુસ્સે થવાનો અખત આવે તોપણ જેમ બને તેમ સમનાવે જેટલા દિવસ ગ્હેવાતુ થાય ત્યા સુધી ગ્હેવુ કહ્યુ છે કે—

अन्यस्थाने कृतपाप, तीर्थस्थाने विमुच्यते,
तीर्थस्थाने कृतपाप, वज्रलेपो भविष्यति ॥ ४ ॥

અન્યસ્થાનમા કરેલુ પાપ તીર્થસ્થાનમા ત્યાગ કરાય છે, અને તીર્થસ્થાને જે આવીને પાપ કરીએ તો વજ્રલેપસમાન થાય છે માટે ભવ્યાત્માઓએ જેમ બને તેમ ઉપયોગમા વર્તવુ ગિરિ ઉપર ચઢીને એકાન્તમા જ્યા ચિત્ત ઠરે ત્યા બેસીને વૈરાગ્ય વધે તેમ આત્મસ્વરૂપ ભાવવુ, અને જે જે પાપો કર્યા હોય તે સ્મરણ કરીને તેની નિદા કરવી ત્યા જ્યા ભાડુતી લોકો સાથે કલેશ ન થાય તેમ વર્તવુ વિશેષ શુ ? ગિરિ ઉપર ચડતા ને ઉતરતા પણ સારી સગતિ કરવી ઘણા માણસો સાથે પણ જો પરભાવમા પેસી જવાય તેમ જાણો તો જવુ નહિ વારવાર આવો જોગ મળવો દુર્લભ છે શરીર કાચા કુભસમાન છે જગડુશાહ મોતિશાહ શેઠ વિગેરે પણ ચાલ્યા ગયા તો સ્વ શરીરનો શુ ભરોસો રાખવો ? પોતાના આત્માના ગુણનુ ચિતવન કરતો જીવ શત્રુજયગિરિ પ્રત્યે એકેક પગલુ ભરતા હજારો ભવના કરેલા પાપોથી મુકાય છે એ વાત સત્ય ઠરે છે એ પ્રમાણે ગિરિરાજના દર્શન કરતા અનેક જીવો મુક્તિપદ પામ્યા અને પામશે

छट्ठेण भत्तेण, अप्पाणएण च सत्तजत्ताओ
जो कुणइ सेत्तुंजे, सो तइयभवे लहइ सिद्धि ॥ ५ ॥

દ્રવ્ય અને ભાવ એ બે પ્રકારવડે જીવ છઠ્ઠની તપશ્ચર્યા કરતો છતો જો એ દ્રવ્યભાવ સિદ્ધાચલ ગિરિની સાતવાર બે દિવસમા જાત્રા કરે તે જીવ ત્રીજાભવમા સિદ્ધિપદ પામે એમ જાણવુ વળી કહ્યુ છે કે—

वपु पवित्रीकुरु तीर्थयात्रया, चित्त पवित्रीकुरु धर्मवाछया
वित्त पवित्रीकुरु धर्मदानत कुल पवित्रीकुरु सच्चरित्रत ॥ ६ ॥

હે આત્મા તીર્થવડે શરીર પવિત્ર કર અને દ્રવ્ય તથા ભાવ એ બે પ્રકારની ધર્મવાચ્છાવડે મન પવિત્ર કર અને પાત્ર દાન થકી પૈસાને પવિત્ર કર, અને

સારા આચરણવડે કુળ પવિત્ર કર આત્મા મનમાં વળી વિચારે કે હે ચેતન ! દશ દૃષ્ટાંતે દુર્લભ આ મનુષ્યજન્મ વારંવાર મળી શકશે નહિ કોણજાણે કઇ ગતિમાં જવું પડશે અને ત્યાં શું થશે ? કર્મની વર્ગણાઓ ટાળવી મુશ્કેલ છે માટે હે ચેતન ! સમ્યગ્રીતે ધર્મસાધન કરવા પ્રયત્ન કર તું એક છે, તારૂં કોઇ નથી, તું કોઇનો નથી, તારી સાથે બીજું કાંઇ આવનાર નથી અને તું સાથે બીજાને લઇ જાય તેમ નથી ફક્ત હે ચેતન ! મારૂં મારૂં કરી કર્મ કેમ બાંધે છે ? તારૂં તો તારી પાસે છે તેને પ્રાપ્ત કરવા પ્રયત્ન કર, મનવાણીતેમ્યા શરીરથી પૃથક્ આત્મતત્ત્વ છે તે અરૂપી અનંતગુણમય છે, તેને પ્રાપ્ત કરી પરમાત્મપદ પામવું એજ લક્ષ્ય છે એજ ઉપાદેય છે, તેને પામતાં ચેતન મગનમાલા પામ્યો એમ સમજવું એ પ્રમાણે જો આત્મા વર્તે તો આત્મા પરમાત્મપદ પામે

આત્મોપદેશજ આત્મન, કરતા શિવસુખ થાય
આતમ તે પરમાતમા, હોવે સુખ બહુ પાય ૧
વકીલ મોહનલાલના, હેતે જય પ્રયાસ
કરતા મન ઉલટ વધો, પ્રગટી શિવસુખ આશ ૨
દ્રવ્યભાવથી જાતરા, કરશો ચિત્ત લગાય
બુદ્ધિસાગર સુખ લહો, પરમાતમપદ પાય ૩

વકીલ નથ્થુલાલભાઇને જણાવશો કે નિર્મલ પરિણામથી યાત્રા કરશો વારંવાર એવી જોગવાઇ મળવી દુર્લભ છે શરીરનો ભરૂસો નથી આત્માના ચઢતા પરિણામ જેના છે અને જે ધર્મધ્યાન ધ્યાવે છે તે મોટો જાણવો

વ્યવહારથી લોકો જે વ્યવહાર કરે છે તે લોકના સુખેજ ફળ તરીકે જાણવો પણ આત્માનું કાંઇ નહિ માટે અમૂલ્ય વખત મળેલો છે તેની પુનઃ પુનઃ યાદી આવે એમ તેનો ઉપયોગ કરી શિવસુખને માટેજ લક્ષ્ય રાખવું એજ તત્ત્વોપદેશ છે

વકીલ નથ્થુલાલભાઇ તથા ચતુરભાઇ તથા મણિલાલ મોહનલાલ તથા સવાઇભાઇ, શંકરભાઇ વિગેરેને ધર્મલાભ પહોંચે ધર્મસાધન કરશો આ પત્ર લખતાં મને તો પ્રત્યક્ષ જાણે તેમ સર્વઆભાસ થતાં ભાવે કરી યાત્રા જેવું થયું છે એજ શાંતિ શાન્તિ. શાન્તિ

( તા૦ ૧૫-માર્ચ-૧૯૦૩ )

× × ×

વસોથી લે૦—વિ૦ અહિંથી તમારા ઉપર પત્ર લખ્યો છે તે વાચીને સમભાવે સંસારસ્વરૂપ નિત્ય વિચારતા, અનેક પાપોને સંભારી પશ્ચાત્તાપ કરતા, ગિરરાજના સ્પર્શનયોગે આત્મગુણસ્પર્શન અત્યંત સુખ આપશે જીવે અનાદિકાળ મિથ્યાત્વદશામા ગુમાવ્યો પણ હવે એવો ઉદ્યમ કરવો કે જેથી ચારગતિમા થતુ ગમનાગમન બધ પડી શાશ્વત્ સુખ પામી શકાય આ ચેતને અનતવાર પુદ્ગલસ્વરૂપશરીર ધારણ કરી પુદ્ગલસ્વરૂપ ભોજન ઇત્યાદિભક્ષણ કર્યા, પણ હજી તે થકી ક્યારે દૂર થશે? અને શાન્તિસ્વરૂપ પામશે, તે મનમા વિચારવુ શ્રી આનદઘનજી મહાવાક્યબોધ કહે છે કે —

માન અપમાન ચિત્ત સમગણે, સમગણે કનક પાષાણ રે
વદક નિદક સમગણે, ઇસ્યો હોય તુ જાણ રે—શાન્તિ ૧
સર્વ જગજતુને સમગણે, સમગણે તૃણ મણિભાવ રે,
મુક્તિ સસાર બિહુ સમગણે, મુણે ભવજળનિધિ નાવ રે—શાન્તિ ૨

ઇત્યાદિ વાક્યોથી આત્માને લાગેલો મેલ દૂર કરવા પ્રયત્ન કરવો એ આત્માને હિતશિક્ષા છે પરની નિન્દાથી પરાઙ્મુખ રહેવુ ને કોઇની નિન્દા તેના સ્થળે સાભળવી પણ નહિ પરિણામ ચઢતા રહે ત્યાસુધી ત્યા નિવાસ ઉત્તમ છે કે જેથી વિશેષ લાભ થાય સમભાવે સિદ્ધાચલ ગિરિરાજપર માન ધારણ કરી ચઢવુ ને શરીરની શક્તિ મુજબ પરિણામ વધે તેમ ધર્મકાર્ય કરવુ, ઉપર એકાન્તજગાએ બે ત્રણ કલાક એકાગ્રચિત્તથી આત્મસ્વરૂપ વિચારવુ ભવ્ય જીવે સમજવુ કે પુન પુન અહિ આવવુ દુષ્કર છે કુટુબ ઉપર પણ આ સ્થળે ગુસ્સે થવુ નહિ, કોઇને છેતરવુ નહિ, રત્નદ્વીપે જઇ પરિપૂર્ણ કમાવુ એ દૃષ્ટાતમા ખાલી જાય ને ભર્યો આવે, ભર્યો જાય ને ખાલી આવે એ માથી ખાલી જાય ને ભર્યો આવે તે ધર્મ આશ્રયી જાણવુ પાપે કરી ભર્યોજીવો અહિ આવે છે પણ પાછા ખાલી થઇ જાય છે એવા આત્મ સિદ્ધાચલ સ્થાનને નમસ્કાર હો

ૐ ૩ શાન્તિ. શાન્તિ શાન્તિ
( સવત્ ૧૯૫૯ ના ફાગણ વદિ ૫ )

પગોથી લે૦—વિ. આત્મા પરમાત્મપદ પામે એજ કરી કરીને કરવાનું છે, આ ભવસમુદ્ર તરવો એજ તરી તરીને તરવાનું છે કર્મરહિત થવું એજ સિદ્ધની દૃષ્ટિ લક્ષમાંથી ભૂલાય નહિ એ આત્મા મહાપુણ્યોદયે કરી આત્માનું લવલેવ (આત્મભાન) સ્વરૂપ સમજી મનમાં વિચારે છે કે હે ચેતન ! તું કોણ છે ? તારું કોણ છે ? તું કયાંથી આવ્યો ? અને તું કયાં જઈશ ? વળી હે ચેતન ! આત્માનું સ્વરૂપ વિચારતો પોતે પોતાને પૂછે છે કે હે ચેતન ! તારું નામ શું ? તારું ઠામ કયાં ? તારું ગામ કયાં ? તારી શી પુછી ? તારું શુદ્ધસ્વરૂપ શું છે ? ત્હારે શરીર ધારણ કરવાનું શું પ્રયોજન છે ? શરીરને સુખ હોય કે નહિ ? શરીર એ કઈ વસ્તુ છે ?

આપે ઘરહાટ સ્ત્રીપુત્રપરિવાર દેખાય છે તેને અને ત્હારે શો સબંધ છે ? હાલ તું કયાં આવ્યો છે ને શું કામ કરે છે ? હાલ તું મનમાં પાપના વિચાર કરે છે કે કેમ ? મનમાં પાપના વિચાર થયા તો તે પાપના વિચારની મુખ્ય ઉત્પત્તિ કરાવનાર કોણ છે ? પાપવિચારો કેવા સંસર્ગથી થતા હશે ? અને જે કર્મ આત્માની સાથે લાગ્યું તે ભોગવવું પડશે એમ વિચાર ખૂબ ઉંડા ઉતરીને વિચાર કરતાં સતને સત્ય અને અસત્યે અસત્ય આત્માને લાગ્યા વિના કેમ રહેશે ?

જ્યારે ષડ્દ્રવ્યનું યાથાતથ્યસ્વરૂપ કહ્યું તે પૃથક્ પૃથક્ઓળખતાં આત્મા અને પુદ્ગલ એ બે દ્રવ્યનાં લક્ષણ જૂદાં ભાસશે પછી વિચાર થશે કે હું આત્મદ્રવ્ય છું કે પુદ્ગલદ્રવ્ય છું ? પુદ્ગલ છું એમ તો કહેવાય નહિ કારણ કે પુદ્ગલદ્રવ્ય તો જડરૂપી છે હું તો તેથી વિપરીત લાગું છું, માટે હું તો આત્મદ્રવ્ય છું હું જ્યારે આત્મદ્રવ્ય છું ત્યારે મારે હાલ પુદ્ગલદ્રવ્ય જે શરીરાકારે છે તેમાં રહેવાનું શું કારણ છે ? ત્યારે ઉત્તરમાં સમાધાન થશે કે આત્મા અને પુદ્ગલદ્રવ્યને અનાદિકાળથી સંયોગ સંબંધ થયો છે તે કારણથી મારે કર્મરૂપપુદ્ગલદ્રવ્યના સંબંધથી તેની ભાગીદારીમાં રહેવું પડે છે ત્યારે વળી પ્રશ્ન થશે કે મારું આત્મદ્રવ્યનું પુદ્ગલદ્રવ્ય હિતકર્તા છે કે અહિતકર્તા છે ? પુદ્ગલદ્રવ્ય મારો શત્રુ છે કે મિત્ર છે ? એમ આત્મા મનમાં વિચાર કરતાં ઉત્તરમાં અનુભવજ્ઞાનથી કહેવાશે કે આત્માનું પુદ્ગલદ્રવ્ય અહિતકર્તા છે અને પુદ્ગલદ્રવ્ય આત્માના શત્રુ તરીકે છે કારણ કે તેના સંયોગથી આત્મા સંસારમાં ૮૪ લાખ જીવયોનિમાં વિચિત્ર પ્રકારના અવતારો ધારણ કરી દુઃખની પરંપરા પામે છે માટે કર્મરૂપ જે પુદ્ગલદ્રવ્યની આસક્તિ તે આત્માનો શત્રુ જાણવો.

પ્રશ્ન —શુ કર્મરૂપ પુદ્ગલ આત્માને જોરથી વળગે છે કે તેને તમો શત્રુરૂપ કહો છો ?

ઉત્તર —કર્મ તે તો જડ છે તેનામા એવી અક્કલ નથી કે તે બીજાનુ બુરુ કરવા વિચાર કરે એ કર્મ વસ્તુ જડ છે તેનો સસર્ગ કરે તે દુખી થાય એમા તે કર્મ શુ કરે ? જેમ વિષનુ જે ભક્ષણ કરે તેને પ્રાણવિયુક્ત કરાવે એવો તેનો સ્વભાવ છે તેમા તેનો શો દોષ સમજવો ? જીવ કર્મ ગ્રહણ કરે છે અને કર્મનો ભોક્તા પણ જીવ છે એ કર્મ થકી રહીત જ્યારે આત્મા થશે ત્યારે તાત્વિકસુખ આત્મા પામશે એ તાત્વિક-સુખને માટે જે પ્રયત્ન કરે છે તેને ધન્ય છે આત્માને એ સુખનીઅભિલાષા થાય છે છતા મોહથી પૌદ્ગલિકસુખને માટે પ્રયત્ન કરે છે

પૌદ્ગલિકસુખની અભિલાષા અતરાત્માઓને થતી નથી કારણ કે તેમને તો વિષ્ટાસદ્દશ પૌદ્ગલિકસુખ લાગે છે, તેથી તેનાપર તેમની રૂચિ કેવી રીતે થઇ શકે ? તે વિચારે આધ્યાત્મિકગુણે ક્ષણમા જે સુખ ભોગવે છે તેની તુલના થઇ શકતી નથી

આતમ ઉપયોગે રહ્યા, નિરૂપાધિપદ હોય
સાધક આતમધર્મ ત્યા, સમજે વિરલા કોય ૧

મનજ આતમમા ધરે, મન વશ કરવુ સાર,
આશ્રવદ્વારો રોકતા, પામીજે ભવપાર ૨

સવરતત્ત્વ વિચારણા, કરજો મનમા બાધ,
કર્મોપાધિ પરિહરી, શિવવધુ કરો વધાઇ ૩

સત્ય સત્ ચિત્ શુદ્ધ બુદ્ધ, ચિદાનદ સાકાર,
નિરાકાર પણ આતમા, સેવતા જયકાર. ૪

રાગદ્વેષરહિતપણે આત્મા વર્તે તો પૂર્વકર્મનો નાશ થતો જાય, અને નવા કર્મ બધાય નહિ. જ્યા સુધી આત્મા આત્માના સ્વભાવમા રમતો નથી ત્યા સુધી બીજા ઉપાયો નિષ્ફળ છે પરિણામે બધ એ મહા વાક્યને યાદ કરી શુદ્ધપરિણામ રાખવા જે પ્રયત્ન કરે છે, અને રાગદ્વેષથી દૂર રહી સ્વસ્વભાવે સ્થિરતાને જે અનુભવે છે, તેને અહિયા મુક્તિના સુખ અનુભવમા આવે છે

ચૈતન્યયુક્ત આત્મા કર્મસયોગે કયે ઠેકાણે ભમ્યો નથી ? આ ચેતને પુદ્ગલદ્રવ્ય સ્કધોને અનતિવાર આહારપણે ગ્રહણ કર્યા અને હજી કરે છે, હજી પરપુદ્ગલની એઠ ભક્ષણ કરે છે તેથી આવતા ભવમા કેવી ગતિ થશે ? તે કહી શકાતુ નથી આત્મા પરસગતિને ક્યારે છોડશે ? તે જ્ઞાની જાણે હજી આત્માને સસારનો જોઇએ તેવો ભય લાગો નથી તેનુ કારણ સસાર ઉપર મોહ છે એ મોહનો જે જે અશે નાશ થાય તે તે અશે આત્મધર્મ જાણવો સસારમા કોઇ કોઇની સાથે જવાનુ નથી કોઇ પોતાનુ થવાનુ નથી કોઇ પદાર્થ નિત્ય દેખાતો નથી આત્મા પોતેજ જ્યારે બળીયો થઇને કર્મનો નાશ કરવા ઉદ્યમ કરશે ત્યારે કર્મનુ જોર ટળશે જુઓ કે કર્મ બહિરાત્માઓને પુન પુન ભવોદધિમા ભટકાવે છે પણ જેણે શરીર થકી ભિન્ન આત્મા છે એમ નિશ્ચય કર્યો છે અને પુદ્ગલ અને જીવનો જુદો જુદો સ્વભાવ જાણી આપસ્વભાવે રમે છે તેની આગળ કર્મશત્રુઓનુ કઇ જોર ચાલતુ નથી ઉત્તમપુરૂષોને આત્માની ચિંતા છે અને નષ્ટમપુરૂષોને નારાપાણીની ચિંતા રહે છે સસારમા કોઇને કઇ ચિંતા ને કોઇને કઇ એમ કરોડજનો ચિંતારૂપચિતામે બળી અનન્તમા બળી ગયા છે અને ચાર ગતિમા ભટકે છે

સસારમા આત્મા, પારકાની પોતે ચિંતા કરે છે સ્ત્રી, પુત્ર, ધન, સગાસબધિ જે અત્યત પોતાનાથકી ભિન્ન છે તેને પોતાના માનીને તે સબધી ચિંતા કરે છે એમનુ ભલુ શી રીતે થશે ? ઇત્યાદિ વિકલ્પ સકલ્પરૂપતેરંગિણીઓની લ્હેરીયો મનમા ધારણ કરી સમુદ્રની ઉપમાને પામે છે અહો ! ક્યારે આત્મા પોતાનુ સ્વરૂપ પ્રાપ્ત કરવા ચિંતા કરશે ? અને ક્યારે કર્મરૂપ બેડી થકી રહિત થશે ? આ સસારમા થોડા દિવસની મુસાફરી છે કયે ઠેકાણેથી જીવ આવ્યો છે ને કયે ઠેકાણે જશે આત્માએ શુ જાણ્યુ ? શુ ગ્રહણ કર્યુ ? આત્માને શાથી આનન્દ ? આત્મને લાલચ કોની ? એ આલાપકોનુ જેટલુ વિશેષ મનન તેટલો વિશેષ લાભ છે

આત્માની અનન્તશક્તિ છે આત્મા અનન્ત જ્ઞાની છે આત્મા સ્વસ્વરૂપે સત્ નિરાકારઅનન્તરત્નત્રયીનો ભોક્તા છે એમ જ્યારે વિચારીએ છીએ, ત્યારે પરભાવની પ્રવૃત્તિ લુખા મનથી થાય છે, અને આત્મા સવેગરસરૂપ ગગાજળવડે પાપપકથકી રહિત થઇ આધ્યાત્મિકસુખ અનુભવે છે, વીતરાગભાવે જે ભવ્યો આત્માનુ મનન કરશે, નિદિધ્યાસન કરશે, સમભાવે રહેશે, તે ભવ્યો કર્મકલક ખપાવી પરમાત્મપદ પામશે લેખકને તથા વાચ

કને એ શાશ્વતપની પ્રાપ્તિરૂપ ધર્મલાભ થાઓ વસો, માતર, નાયકા, નવાગામ, કાસદ્રા સુધીની ભૂમિ નિહાળી છે પણ આત્માના અસખ્યાત પ્રદેશોમુક્તઆત્માને જ્ઞાનથકી દેખવામા આવે, એજ આકાક્ષા છે

લાખવાતની વાત એક, નક્કી સત્ય વિચાર
આપસ્વભાવે સ્થિર થઇ, પરપુદ્ગલ પરિહાર . ૧
વકીલ મોહનલાલભાઇ, વાચો પત્ર વિશાલ
પરમાતમપદ ધ્યાઇને, પામો મગલમાલ ૨

ૐ૨ શાન્તિ શ્રાન્તિ શાન્તિ (તા ૨૦-૩-૧૯૦૩)

× × × ×

બોચસીથી ૨૦—વિ આત્માએ કર્માનુસારે મનુષ્યશરીર ધારણ કરી તિર્ચ્છાલોકના દક્ષિણાર્ધભરતમા ક્ષેત્રસ્પર્શના કરવા માડી છે હવે કયા સુધી કરશે તે જ્ઞાની જાણે શરીરવડે જેમ બહારના ક્ષેત્રની સ્પર્શના થાય છે તેમ જો આત્માના ઉપયોગેકરી આત્માના અસખ્યાતપ્રદેશની સ્પર્શના થાય તો ચારગતિભવભ્રમણભય ભાગી જાય, અને તાત્વિકશાશ્વતઆત્મસુખની આત્માનેજ પ્રાપ્તિ થાય કહ્યુ છે કે—

ચારગતિભવભ્રમણનો, હેતુકર્મ કહાય,
તેના યોગે આતમા, જન્મમરણ દુ ખ પાય ૧
જન્મમરણ દુઃખ પામતો, મનમાહી મુઝાય,
મુઝાતો એ આતમા, બહિરાતમપદ પાય ૨
બહિરાતમપદ અનુભવે, કાળઅનાદિ ધાર,
ખાતોપીતો ખેલતો, મમતા કરે અપાર ૩
મમતા ડાકિની ગ્રહ્યો, કરતો પાપ અઘોર,
કૂદે નાચે આતમા, કરતો શોર બકોર ૪
રોગપરિગ્રહ મનથકી, દુખે અલગો થાય,
અનગો જેને એ થયો, તેને શિવસુખ થાય, ૫

શિવસુખ ઇચ્છા સહુ કરે, પણ તે અતિમુસ્કેલ,
ઉપાદાનકારણથકી, શિવસુખ પ્રાપ્તિ સ્હેલ ૬

શિવનગરી પ્રતિ ચાલવા, ગમન કરે સૌ લોક
પણ મારગ ભૂલ્યા થકી, મહેનત જાતી ફોક ૭

મ્હેનત જાવે ફોક તસ, સગુ નહીં જસ સાથ
ગલ પડ્યુ છે પાસ પણ અધ ન લેવે હાથ ૮

મોહ વાયુ પિત્ત દ્વેષ કફને રાગ પિછાણ
રોગ ત્રિદોષે આતમા, રોગી જગમા જાણ ૯

મમતા તાવ ચઢયો અતિ, મતિ વિભ્રમ બહુ હોય
ઉનરી આતમગુણતણી ત્યા શરણ કુણ જોય ૧૦

કુટુંબ સ્નેહ વિષરસ જીહા, મિથ્યાત્વક્ષય દર રોગ
ભૂખ જીહા જે રાખ્યતુ, ક્ષિમ ત્યા હોય ન ભોગ ૧૧

એવા રોગે રોગીઓ, મનમા બહુ અકળાય,
કાળલબ્ધિ ને વૈદ્યવણ કહો રોગ કેમ જાય. ૧૨

વૈદ્ય મળ્યો પણ કાળ નહિ, ત્યા સિદ્ધિ નહિ થાય
હોય ઉભય પણ કર્મવિણ, રોગી રોગ ન જાય ૧૩

વૈદ્ય કાળ ને કર્મ જ્યા મળીયા ત્રણ્ય ઉપાય,
પણ ઉદ્યમ કીધાવિના, રોગી રોગ ન જાય ૧૪

વૈદ્ય કાળ કર્મોદ્યમે, પણ સિદ્ધિ નહિ થાય
પાકી નહિ ભવિતવ્યતા, રોગી રોગ ન જાય ૧૫

સ્વભાવ સિદ્ધિ જ્યા નહીં ત્યા કિમ વૈદ્ય ઉપાય
પામી અભવીજીવને, કર્મરહિત નવિ થાય ૧૬

પંચસમવાયી કારણે, કાર્યોત્પત્તિ કહાય,
એક એક કદાગ્રહે, મત મત જૂદા થાય ૧૭

સત્ સામગ્રી પામીને, કર્મરોગ કર દૂર,
મારૂ સારૂ એ ચાલતુ, ચિદાનંદ ભરપૂર ૧૮

જૈન જીનેશ્વર વૈદ્ય જ્યાં, દવા ધર્મ જ્યાં ખાસ,
રોગી બનીને આપતા, થાને રોગ વિનાશ ૧૯

સંવર કરણી ધર્મ છે, અપથ્ય અવિરતિ જાણ,
ત્યાગે પામે આતમા, અનુભવ નિર્મલ જ્ઞાન ૨૦

કુકુરૂવૈદ્યો જ્યાં મલ્યા, વાગે વીગતિ તામ,
દવા મલી જ્યાં ઉલટી, ત્યાં કિમ શિવસુખ ધામ ૨૧

ખાનારો પણ મૂર્ખ જ્યાં, મલિયો યોગેયોગ,
તે શિવ સુખ કિમ ? પામશે, આતમ નહિ ઉપયોગ ૨૨

ઢાંક ઉપરનો બહુ કર્યો, પણ નહિ આતમભાન,
તથા કહો કયું તારશે, જસ નહિ સમ્યગ્જ્ઞાન ૨૩

સમ્યગ્જ્ઞાનવિના કહી, કિરિયા જૂઠ ઠકાણ,
આતમ અનુભવજ્ઞાનથી, કિરિયા સફલી જાણ ૨૪

કિરિયા પચક જાણજો, આતમ અનુભવકાજ,
આતમજ્ઞાન વિના કહી, કિરિયા અંધ સમાજ ૨૫

અનન્ત વિષગરલ થકી, ચાર ગતિમાં ભમંત,
તદ્ધેતુ અમૃતથકી, કેવલજ્ઞાન લહંત ૨૬

જાણે નહિ હું રોગીયો, દવાતણી ત્યાં આશ,
ફોગટ જાણો તેહને, જે છે પુદ્ગલદાસ. ૨૭

પુદ્ગલપર પ્રીતિ કરે, પુદ્ગલ માને સાર,
પુદ્ગલપર જસ રાગદ્વેષ, તે છે ભવ ભમનાર ૨૮

આતમઋદ્ધિ ખોઈને, પુદ્ગલ માને ઋદ્ધિ,
તે શિવસુખ કિમ પામશે, જસ નહિ આતમસિદ્ધિ ૨૯

મનહર પુદ્ગલ વસ્તુને, દેખી મન લલચાય
પુદ્ગલનંદી આતમા, મુક્તિ કહો ક્યમ પાય ૩૦

આ ધન આ ઘર પ્યારૂંસુજ, મનોહર પ્યારી કાય,
પુદ્ગલ પ્યારૂં જેહને, તે મુક્તિ કિમ પાય ૩૧

પ્યાર સ્ત્રી પુત્રો બહુ, તે વણુ ઘડી ન જાય,
જસ મન વર્તે એહવું, તે મુક્તિ કમ પાય ૩૨

માર્‌ તારૂ માનતો, પરભાવે હરખાય,
જસ મન વરતે એહવુ, તે મુક્તિ કયમ પાય ૩૪

હિંસાલીક ચોરી કરે, મૈથુન પરિગ્રહ ધ્યાય,
જસ મન વર્તે એહવુ, તે મુક્તિ કયન પાય ૩૫

રાગ અને અદેખાઈથી, જેનુ મન વર્તાય,
પરભાવે રમતા છતા, તે કેમ મુક્તિ પાય ૩૬

સાધુ નામ ધરાવતા, મોટા જગ કહેવાય,
પણ આતમઅનુભવ વિના, મુક્તિ કહો ક્યમ પાય ૩૭

સત્ય જ આત્મસ્વરૂપમા, જેનુ મનવર્તાય,
જિનવાણી મન પરિણમે, તે જીવ મુક્તિ પાય ૩૮

જીવાદિક નવતત્વનો, સાચો અનુભવ પાય,
શ્રદ્ધા સવેગે કરી, તે જીવ મુક્તિ પાય. ૩૯

ધર્માદિક ષડ્દ્રવ્યના, દ્રવ્યગુણપર્યાય
શ્રદ્ધાથી સાચા ગ્રહ્યા, તે જીવ મુક્તિ પાય ૪૦

વિષ હલાહલ સારીખો, પુદ્‌ગલ સગ કહાય,
તેથી ન્યારો જે રહે, તે જીવ મુક્તિ પાય ૪૧

જાણે દાવાનલ સમો, સ્ત્રીધનનો સમુદાય
તેથી ન્યારો જે રહે, તે જીવ મુક્તિ પાય. ૪૨

કાયા વિષ્ઠા કોથળી, તેમા નહિ લપટાય,
મમતા તજી સમતા ભજે, તે જીવ મુક્તિ પાય ૪૩

જીન વાણી અમૃત લહી, મનમાહી હરખાય
નિરાસક્તિ મનમા વહી, તે જીવ મુક્તિ પાય ૪૪

સર્વજ્ઞવાણી જાણીને, જે નહિ પરમા જાય
ઉપાદેય આતમ ભજે, તે જીવ મુક્તિ પાય ૪૫

પુદ્‌ગલ ન્યારો આતમા, નિ સગી નિરુપાય
અરૂપી ચેતન ધ્યાવતા, પરમાતમપદ પાય ૪૬

આત્માનદી આત્મને, ધ્યાવે ચિત્ત મિલાય,
ધ્યાતા ધ્યેયપદ લહી, પરમાતમપદ પાય ૪૭

સત્ય એ શિક્ષા જિનતણી, જાણો ચેતન રાય,
કરો ન નિંદા પારકી, તો મુક્તિ સુખ થાય ૪૮

મત મતવાદી હઠ કરી, કહેતા આત્મવિચાર,
સમજ્યા નહિ તે બાપડા, ક્યમ પામે ભવપાર ૪૯

નિર્જનસ્થળમા બેસીને, ધ્યાવે ચેતનરાય,
અસખ્ય પ્રદેશે નિર્મલો, આતમ મુક્ત કહાય ૫૦

ભોયણી ગામે શોભતા, મલ્લિજીણુંદ પસાય,
દર્શન કરતા તેમના, સ્તવતા મન હર્ષાય ૫૧

અનુભવ બાવની એ કહી, વાચે જે ધરી ધ્યાન
સત્સ્વરૂપ લહી આતમા, પામે ભવજલ પાર ૫૨

સમય ( સિદ્ધાંત ) સાર વિચારીને, કીધી એ હિત લાય,
હઠકદાગ્રહ ત્યાગીને, વાચે તે શિવ પાય ૫૪

તરવુ છે જીવ એહથી, નિમિત્ત શુદ્ધ કહાય,
સમજુ સમજે ચિત્તમા, સત્ય પરમ સુખ પાય ૫૫

અનુભવ આતમનો કરી, સદ્‌ગુરુવાણી પસાય,
**બુદ્ધિસાગર સુખ લહે ચિદાનંદ પદપાય** ૫૬

એ તાત્વિકસુખ પામ્યા જીવોને કાઈપણ દુખ નથી, એની પ્રાપ્તિ માટે ઉદ્યમ કરવો તે સફળ છે તે વિના બાકીનો કાળ અલેખે જાણવો એક એક ઘડી કરોડો રૂપીઆ ખર્ચે પણ મળે નહિ તેવી છે તેને જે ખરાબ કામોમા ગુમાવી દેછે તે મૂઢ જાણવો જેટલો વખત આત્મભ્રાંતિમા ગયો વા જાય છે અને જશે તેટલો લેખે વખત જાણવો એજ **પરમપુરુષ જિનેશ્વર વચનામૃત છે** એજ વીર સવત્ ૨૪૨૮ના વૈશાખ સુદિ બીજ

× × × ×

વડોદરેથી લે૦—વિ૦

૧ જીવને પ્રમાદ છે એમ ક્યારે સમજાય ?

સ્વસ્વભાવ રમણતાના ઉપયોગમાથી અન્યત્ર ઉપયોગ જાય—ત્યારે નિશ્ચયથી પ્રમાદ જાણવો વ્યવહારથી ધર્મસાધન હેતુથી અન્યત્ર પરિણમન થાય ત્યારે પ્રમાદ કહેવાય છે

૨ જીવને ઉત્થાન છે એમ ક્યારે ગણવો ?

અષ્ટકર્મનુ સૂક્ષ્મદૃષ્ટિથી સ્વરૂપ સમજાયા બાદ જીવ ઘાતીકર્મ અને અઘાતીકર્મનો ઉદય જાણી શકે છે ઘાતીકર્મનો ઉદય નિકાચિત અને અનિકાચિત છે તે એ પ્રકારના ઉદયને જીવ જ્ઞાનથી જાણે છે પુરૂષાર્થની પ્રવૃત્તિ કર્યા બાદ પશ્ચાત્ ઉદયનુ સ્વરૂપ માલૂમ પડે છે માટે સદ્ધર્મવિહીન થવુ નહિ સદ્ધર્મ કરતા નિષ્ફળતાથી શ્રુતજ્ઞાનીને તો અનુમાનથી ઉદય સમજાય છે અઘાતિકર્મ જે ચાર છે તે તો તીર્થંકરને પણ ઉદયાધીનપણે ભોગવવા પડે છે ઘાતીકર્મના પરમાણુસ્કંધોની વર્ગણા ઉપરજ લક્ષ્ય દૃષ્ટિ નાખી આત્મ સ્વરૂપમા રમવાથી કર્મ ખરે છે, માટે ઉદ્યમમા પ્રવૃત્ત થવુ પરભાવપરિણતિના ઉદ્યમથી કર્મ બંધાય છે અને સ્વસ્વભાવપરિણતિના ઉદ્યમથી કર્મ છૂટે છે આત્મધ્યાન, આત્મરમણતા, આત્મજ્ઞાનાદિનુ પ્રયત્ન ખરેખર આત્મશુદ્ધિ કરનાર છે

૩ મોહ છે એમ ક્યારે જાણવુ ?

મોહનુ સ્વરૂપ સમજાયા બાદ મનમા મોહના વિચારો થાય છે તે સમ જાય છે (ક્રોધ, માન, માયા લોભ એ સર્વ મળી મોહ છે) મોહની પરિણતિ પોતે જ્ઞાની આત્મા મનથી જાણી શકે છે, પરમા રમણતા થાય અને આત્મામા રમણતા ન થાય ત્યારે જ્ઞાની પુરૂષો જાણે છે કે—જીવ મોહની પરિણતિમા લીન થયો છે રાગદ્વેષની પરિણતિનુ, ઉત્થાન ન થાય અને આત્મા સ્વસ્વરૂપ ઉપયોગમા લીન થાય ત્યારે સમજવુ કે તે વખતે મોહનો ઉદય નથી આવી સ્થિતિને નિશ્ચયચારિત્ર થાય છે અને તેવી સ્થિતિના હેતુઓને વ્યવહારચારિત્ર કહે છે ઇત્યાદિ મોહનુ સ્વરૂપ જ્ઞાનીઓ સમજે છે ત્યારે પરભાવથી દૂર રહી સ્વસ્વભાવરમણમા સ્થિર રહે છે

૪ અનુકપા છે એમ ક્યારે જાણવુ ?

દ્રવ્યદયાના પરિણામથી—દ્રવ્ય અનુકપા, અને ભાવદયાના પરિણામથી ભાવઅનુકપા સમજવી બે પ્રકારની અનુકપાનુ સૂક્ષ્મસ્વરૂપ સમજાયાથી,

પશ્ચાત્ પોતાના અંતરપ્રદેશમાં ઉપયોગ મૂકવાથી માલુમ પડે છે કે, મને અમુક અનુકંપા વર્તે છે, જ્ઞાની સમજી શકે છે "સવી જીવ કરૂં શાસન રસી" ઇત્યાદિ ભાવઅનુકંપાના પરિણામ કહેવાય છે પોતાના પરિણામ જેવા ઉત્પન્ન થાય છે, તે પોતે જ્ઞાની જાણી શકે છે આત્માની સ્થિતિ પોતેજ જ્ઞાનથી જાણી શકે છે પોતે મનમાં જે વિચાર કરે છે તેની પોતાને ખાત્રી થાય છે કે મે અમુક જાતનો વિચાર કર્યો પણ તે વિચારને અન્ય જાણી શકે નહિ વ્યવહાર વર્તન ( વર્તના ચારિત્ર ) માટે બાહ્યના આચારો ઉપર આધાર રહે છે અને અંતરના શુદ્ધાશુદ્ધપરિણામ ઉપર અંતરના વિચારનો આધાર છે વ્યવહારવર્તનથી બીજાઓ અનુમાન ઉપર આવે કે અમુક અમુક કૃત્ય કરે છે તેથી તે આવો હોવો જોઇએ અને નિશ્ચયપરિણામ જે આત્મપરિણતિ છે તેની તો ખાત્રી પોતાને થાય છે વા કેવલજ્ઞાનીને થાય છે બીજા શ્રુતજ્ઞાનીઓને અનુમાન ઉપર ખાત્રીને માટે રહેવું પડે છે આત્મજ્ઞાન અને અંતરથી રમણતાનો દેખાવ વાણી બોલતા અનુમાનથી વિશિષ્ટ જ્ઞાની જાણે છે, પણ આત્મા પોતે પોતાના માટે પરીક્ષક છે તેમ અન્ય પ્રત્યક્ષપણે તેટલો પરીક્ષક નથી

૫ પરમાણુના વર્ણ, ગંધ–રસ–અને સ્પર્શરૂપ પર્યાય પોતાના સ્વભાવથી બદલાય છે માટે તે વિશ્રસા પરિણામ છે વર્ણ, ગંધ, રસ, અને સ્પર્શનો અગુરુલઘુ ગુણની સમયે સમયે ઉત્પાદ–વ્યય થાય છે એમ તત્ત્વાર્થ સૂત્રમાં કહ્યું છે

૬ પરમાણુ પારદર્શક છે કે નહિ ?

એક પરમાણુ પારદર્શક નથી પણ તેનામાં પારદર્શક થવાની યોગ્યતા રહેલ છે તે સંબંધી ઘણી ચર્ચા છે

૭ એક પરમાણુનું પ્રતિબિંબ પડતું નથી?

તત્ત્વાર્થસૂત્રમાં પરમાણુ અધિકારમાં એક પરમાણુનું પ્રતિબિંબ પડે નહિ તેમ કહ્યું છે પુદ્ગલસ્કંધનું પ્રતિબિંબ પડે છે એમ ઘણી ચર્ચા થયા બાદ તત્ત્વાર્થવૃત્તિથી પુદ્ગલસ્વરૂપ જોઈ શાસ્ત્રાધારે નિર્ણય કર્યો છે ક્ષયોપશમ અનુસારે જે સમજાયું તેટલું લખ્યું છે વિ સૂક્ષ્મઉપયોગીઓ જાણે

× × × ×

સવત્ ૧૮૭૧ જેઠ વદિ ૧૪ વડોદરા ના ન મો

### કવ્વાલી.

તમારો પત્ર વાચીને, હકીકત ચિત્તમા ધારી,
વિવેકે સત્પ્રવૃત્તિને, કર્યા કર પ્રેમ ઉત્સાહે ૧

પ્રમાણિકતા ખરૂ જીવન, કદી ના ત્યાગવુ તેને,
યથા કહેણી તથા રહેણી, ધરીને સ્વોન્નતિ કરવી ૨

અનીતિમાર્ગથી દૂરે, રહીને સ્વોન્નતિપન્થે,
સદા વહેવુ વિવેકે એ તમારે કાર્ય કરવાનુ ૩

સદા મર્યાદમા રહેવુ, ત્યજી સ્વાચ્છન્દ્યવૃત્તિને
જગતના અશ્રુ લુવાની પ્રવૃત્તિને સદા ભજવી ૪

જુવાની તો દિવાની છે, મદિરા સમ અરે સત્તા
વિવેકે એ વિચારીને, સદા શુભ કર્મયોગી થા ૫

કરીને કાર્ય દેખાડયા, પછી કહેણી બને સાચી
સદા એ લક્ષ્યમા રાખી, ધરી લો વાક્‌ની સમિતિ ૬

અદા નિજ ફર્જને કરવી, કદી ના મુઝવુ તેમા *
અહતાને ત્યજી દેવી, સદા પરમાર્થ કરણીમા ૭

વિચારી શાસ્ત્રમર્મોને વિવેકે જ્ઞાન કરવાથી,
થતી ના ભૂલ, કાર્યોમા, થતી નિજલક્ષ્યની પ્રગતિ ૮

સદા સ્વાત્મરમન કરવુ, ખરો એ યોગ છે જગમા,
રહી એ યોગના તાબે, સુધારી લે પ્રવૃત્તિને ૯

પગથીયા ઉન્નતિક્રમના, ઘણા છે એમ ધારીને
ચડ્યા કરવુ ગુણો પામી ગુણોવણ શુ ? ઘટાટોપે ૧૦

સદા પ્રામાણ્યવૃત્તિથી, પ્રવર્તો સર્વ કાર્યોમા,
બની આદર્શવત્ જીવી, જીવાડો વિશ્વને પ્રેમે ૧૧

કથ્યા કરતા કરીને જે બતાવે તે સદા મોટો,
વિચારી સવમા એવુ, ખરી આલોચના કરવી. ૧૨

મહત્તા આત્મની સાચી, ખરેખર રહેણીથી શોભે
નિર્ભયતા એ ગજે સાચુ પાછીથી પૂછવુ કોને ૧૩

નિજાત્મા વખવાથી તો, મહત્તા ના કદી થાતી,
સમાલોચી જીવન સઘળુ, પ્રતિક્રમણે કરો શુદ્ધિ ૧૪

પ્રથમમાર્ગાનુસારી જે, થતો તે ધર્મને પામે,
કરો ઝાઝુ વદો થોડુ, જગત સહુ જાણશે સાચુ ૧૫

સુધારે ભૂલ પોતાની, નિહાળે ભૂલ પોતાની,
ખરી તેની થતી પ્રગતિ, થતો તે સર્વનો સ્વામી ૧૬

ગુણો સામા ધરે દ્દષ્ટિ, જગત્ તવ પાછળે વહેશે,
બુદ્ધ્યબ્ધિસ્વોન્નતિમાર્ગે, વહ્યા કર સત્ય ઉપયોગે ૧૭

× × × ×

મુ કાવીઠા લા મણીલાલ રતનચદભાઇ,

કર્મનો અનુલ્લઘનીય નિયમ સર્વત્ર વ્યાપી રહ્યો છે મનુષ્ય જે પ્રકારનુ કર્મ કરે છે તે પ્રકારનુ તેને ફળ પ્રાપ્ત થાય છે સુખદુ ખ અવશ્ય ભોગવવા પડે છે ' **સુખ આવે સદા સુખ નહિ જાણવુ, દુ ખ આવે સદા દુ ખ જાણવુ નહિ.'** વચન વિચારીને બોલતા આત્મહિત વિશેષ થાય છે દુ ખ વિના સુખનો અનુભવ થતો નથી જેને પોતાનુ ધારીએ છીએ અને જેને માટે મનમા હજારો વિચારો કરીએ છીએ તે વસ્તુ પોતાનાથી દૂર રહે છે ત્યા કર્મ વિના બીજુ કયુ કારણ ? મધુબિદુ સુખની ભ્રાતિથી જીવ, દેવ, સતશાસ્ત્રને ભૂલી મોહમાયામા પડે છે, અતે દુ ખનો તે અનુભવ કરે છે જેનુ દીલ સ્વચ્છ છે તેનુ આખુ જગત્ મિત્ર છે **અપરાધ ઉપર ક્ષમા** એ સજ્જનોનો ધર્મ છે આપણે કયા બેઠા છીએ ગયો વખત કેવો ગયો તેનો વિચાર કરો મોક્ષ પ્રાપ્તિની આશા કરો દુનિયા દુ ખની ક્યારી છે તેનો અનુભવ હજી થાય છે ને થશે, અતે ક્યાસુધી શરીર પોતાનુ " શુ સાથે આવશે, વિચારો " વિચારો " વિનય, વિવેક, કરુણાનુ સેવન હિતકારી છે હાલ કયી સ્થિતિ અનુભવો છો ? શુ તેમા સાર છે ? સસારમા રહેતા પણ સસારથી ન્યારા રહેવુ દુનીઆ દુ ખ દોષની આગશી છે દુનીઆ નેરગી છે સર્વજીવને કીર્તિ અને અપકીર્તિ બે આખની પેઠે સાથે રહે છે નિડરપણે વર્તવુ ગભરાવુ, હજી ઘણુ કરવાનુ છે, જે થાય છે તે સારા માટે ગમે તેવી સ્થિતિમા આનદ માનવો, ધર્મસાધન કરશો


× × × ×

સંવત ૧૯૭૩ ના જેઠ વદિ ૪ મુ પાદરા વા મકમે.

સદા આત્મોન્નતિ કરવા, પ્રથમ પ્રામાણ્ય વર અન,
પ્રવૃત્તિમા ધરી નીતિ, ગુણો ધર સદ્ગુરૂ સગે ૧

વિચારી બોલ બોલીને, ખરૂજીવન સદા વહેજે,
પ્રતિષ્ઠા તેથકી વધશે, વિવેકે કાય કર ત્હારા ૨

રજસ્તમપ્રેમવૃત્તિના પ્રવેગે ના ફસાતો ક્યા
ખરા સાત્વિકપ્રેમી હો, વિચારી દેખ અન્તરૂમા ૩

અચલ આત્મોન્નતિ કરવા, પ્રથમ તો સ્વાશ્રયી બનવુ,
રહી છે દુખના ગર્ભે, ખરી આત્મોન્નતિ જગમા ૪

સહ્યાનણ તો વિપત્તિઓ, કસોટીએ ચડયા વણુ તો
થતા સ્વાનુભવો ના કોઇ, થતી સ્વાનુભવે પ્રગતિ ૫

ખરા આત્મોન્નતિ બીજો, ત્યા છે દુખના માંહે
નથી તે દુખ ત્યા મળતા સહી દુખો અહો બીજો ૬

નિરાશા ના કદિ ધરવી, વહીને સ્વોન્નતિપન્થે,
થતી અથગામાઓ તેથી રહોઠો પન્થમા જાણો ૭

પ્રવૃત્તિમા પરખનાતુ, પરબ્રહ્મ સદા પ્રેમે,
પછીથી કાર્યમા યુજને, ખરી નિર્બંધતા રહેશે ૮

પ્રતિકર્તવ્યના સ્વાત્મા, વિવેકે જ્ઞાનયોગીની
ખરી કતવ્યતા પામી ક્રિયાયોગી થશે પશ્ચાત્ ૯

ઉપગ્રહ વિશ્વને દેવા, ત્યજી યાચકપણું જગતુ,
અવસ્થા એ થતા નક્કી ખરી નિષ્કર્મતા પ્રગટે ૧૦

હજી તો બહુ રહ્યુ ચડવુ અહો આત્મોન્નતિ શિખરે
ત્યજીને દૃશ્યની મમતા, વહ્યા કર ઉન્નતિમાર્ગે ૧૧

થતી નિજઉન્નતિ જેથી ગમે તેવી અવસ્થામા
ખરેખર કર્મને ભાવે કર્યા કર સર્વ એવા તું ૧૨

હૃદયમા સત્ય જે પ્રગટે ખરૂ જીવન અહો તત એ,
મરીને આત્મથી કરતા ઘણા જન વિશ્વ પૂજાતા. ૧૩

નિજાત્માને વિકસાવે, નિજાત્માનું કર્યા કરજે,
નિજાત્માને છુપાવ્યાથી, અધર્મા થાય છે માનવ ૧૪
નિજાત્માવત્ પરાત્માઓ, વિલોક તે થતો ધર્મી,
બુદ્ધચબ્ધિદષ્ટિસૃષ્ટિની, અલૌકિક રમ્યતા દેખો ૧૫

× × × ×

મુ પાદરા તા મો હિ

મોહાદિ અશુદ્ધવૃત્તિયોથી ભિન્ન એવા શુદ્ધાત્માનો શુદ્ધોપયોગે અનુભવ કરવો

વૈરાગ્યપરિણામ અન્તે પરિપક્વ થઇ આનન્દરૂપમા લીન થઇ જઇ સત્ય નિર્ભયતાનો પ્યાલ આપે એવી રીતે આત્મામા આત્મરૂપ થઇ પરિણમવુ

અન્તર્મુખોપયોગ રહે એવા સદ્આલબનો વડે સદા વેરાઈ જવુ કે જેથી બહિર્મુખવૃત્તિનુ બળ થઈ શકે નહિ

શુભાશુભની કલ્પના શાથી ઉઠે છે ? તેનો વિચાર કરવો અને અનેક પ્રકારની કામનાઓ જ્યાથી ઉઠે છે તેનુ મૂળ તપાસી સર્વેચ્છાઓથી પેલી પાર સ્વશુદ્ધધર્મ છે એવો અનુભવ કરવો

વિકલ્પસકલ્પ કેવી રીતે ઉઠે છે ? તેનો સૂક્ષ્મખ્યાલ કરવો વિકલ્પસકલ્પ દશાવિનાનુ નિર્વિકલ્પદશાના અભ્યાસાથે મનમા કઇ પણ ભાણનુ ન ચિતવાય એવો ઉપયોગ રાખવો

જલમા તરવાના અભ્યાસની પેઠે બાહ્યપદાર્થોમા આવશ્યકપ્રવૃત્તિ પ્રસગે શુભાશુભસ્વભાવની પરિણતિવિના પ્રવૃત્તિ થાય એવો ખાસ ઉપયોગ રાખીને અભ્યાસ સેવવો

તા ૨-૨-૧૫ એ લખ્યો છે

× × × ×

મુ અનન્તવાદથી લે૦—પાદરા મધ્યે તા મો હિ

વિ૦ વિશેષાવશ્યક વ્યાખ્યાનમા પૂર્ણ વાચ્યુ છે, ધર્મરત્ન પ્રકરણ વ્યા ખ્યાનમા પૂર્ણ વાચ્યો છે, કાર્તિક શુકલપૂર્ણિમા પશ્ચાત્ તુર્ત વિહાર કરવા વિચાર છે જ્યા ક્ષેત્રફરસના હશે ત્યા વિહાર થશે પ્રાય ચોમાસામા શાન્તિ છે શાસ્ત્રોનુ વાચન ઠીક થયુ છે, પ્રમાદ વિનાનુ જીવન જતું હોય તેને ધ ય છે નિરૂપાધિક એકાન્ત સ્થળોમા કેટલાક માસ રહીને નિવૃત્તિધર્મ મા વિશેષ ઉપયોગ ધારણ કરવા જીજ્ઞાસા વર્તે છે બાકી હશે તેમ બનશે ધ્યાન સમાધિના આનંદવિનાની એકલી વ્યાવહારિકપ્રવૃત્તિ અધિકાર વિના નિરસ લાગે છે સહજ આત્મધર્મના શુદ્ધોપયોગની સાથે વ્યાવહારિકપ્રવૃત્તિ થાય તે સહનાયોગ્ય છે લખવા કરતા, વાચવા કરતા એકાન્તમા આત્મગુણોનુ ધ્યાનોના ધ્યાન પર્યન્ત જે મનનસ્મરણ થાય છે તેમા જે અનુભવાય છે, થાય છે અને તેના જે દૃઢ સસ્કાર પડે છે તે સમાધિ આપવાને શક્તિમાન્ થાય છે, અને પરભવમા પણ તેની સહેજે પ્રાપ્તિ થાય છે ધ્યાનવડે આત્માનુ વારવાર સેવન કરવાથી અને તેનો અનુભવ કરવાથી પરભવમા આગળની સ્થિતિ પ્રાપ્ત થાય એવી સામગ્રી મળે છે માટે એનો અનુભવ કરીને આત્માના ગુણોના વ્યાપારમા, વાચન, ચર્ચા, શ્રવણ મનન, ધ્યાન અને સમાધિવડ વૃદ્ધિ કરવી કે જેથી આત્મગુણોની વ્યાપારસાફળ આ ભવથી પરભવની એમ્સરખી બની રહે

× × × ×

મુ માણસાવી લે૦— મુ પાદરા મધ્યે તા મો ચી વિ અત્રે ચોમાસુ હવે થશે અન તા વીરચ૦ કૃષ્ણાજી વિના અધ્યાત્મયોગજ્ઞાનના રસિક અન્ય નથી ગામોગામ તેવુ છે અધ્યાત્મજ્ઞાન દ્રવ્યાનુયોગમા રુચિ, અભ્યાસ ધરાવનાઓ ભણી આવે છે અત્ર સહેજે ચાતુર્માસ થયુ છે કઇ ધારીને મહારાજ દેખીને કરવામા આવ્યુ નથી પરતુ નિવૃત્તિ ગામડામા સારી રહે છે અને અત્ર તેવુ જાણી રહેવાનુ થયુ છે આત્મામા આત્માના ભાવ ચોમાસાના દ્રવ્ય, ક્ષેત્ર, કાલ, અને ભાવની ચોમાસુ ઉપશમ, ક્ષયોપશમ અને ક્ષાયિકભાવે થાય એમ ઉપયોગ ભાવે કરવુ ડ બાહ્યનુ નિમિત્ત ચોમાસુ અન્તરના ભાવ ચોમાસાની શુદ્ધિવૃદ્ધિ અર્થે થાય તો પુરુષાર્થની સરલતા થશે

તે જીવો મુક્ત થયા-થાય છે અને થશે, કે જેઓએ આત્મામા ભાવચોમાસુ કર્યું હતુ તથા જેઓ કરે છે અને કરશે સાધ્યદૃષ્ટિએ ઉપયોગની મુખ્યતાએ બાહ્યક્ષેત્રનુ ચોમાસુ સ્થિરતામા ઉપકારી થાય છે એમ ભાવના ભાવુ છુ જે જીવો આપણા નિમિત્તે ધર્મના સન્મુખ થવાના હોય છે તેજ આપણા આલબનને સેવી શકે છે અને તેઓના મનમા તેવા પ્રકારની રુચિ પ્રગટે છે બાકી અન્યોને તારવાને માટે અહ વૃત્તિની સ્ફુરણા માત્ર પણ ન થાય એવી રીતે ઉપયોગ રાખવાની જરૂર છે જ્યા ત્યા ચોમાસુ થાય પણ આત્માના ગુણો પ્રગટાવવા એજ મુખ્ય ઉદ્દેશ છે એવી દશામા રહેવા ઇચ્છુ છુ

× × × ×

મુ. મુજાથી લે૦ પાદરા મધ્યે શા મો વિ

હાલ તો વિહારપ્રવૃત્તિએ નિસ્સગદશાજન્યચેતન ધર્માનુભવપ્રદેશમા વિહરાય એમ કથચિત્ યોગ્યતાએ ઉપશમાદિભાવે બની શકે એ સ્વાભાવિક છે

શાસ્ત્રો સર્વે નકશારૂપ, અનુભવે પ્રત્યક્ષ સ્વરૂપ,
યથાદૃશ્ય આદર્શે ગાય, તથા રૂપ છે ચેતનરાય ૧

ઔપશમાદિ અનુભવ થાય, પરિણમન અન્તર્ પર્યાય,
આત્મિકભાવે શુદ્ધ જીવાય, મનન સ્મરણ તેથે સહુ થાય ૨

પરિપૂર્ણ આવે વિશ્વાસ, અનુભવમા જો આવે ખાસ,
કાલલબ્ધિથી થાવે પાન, અનુભવ ત્યારે વેદે માન ૩

વૃત્તિથી જે અનુભવ થાય, વૃત્તિમાહી તેહ સમાય,
નિર્વૃત્તિથી અનુભવ થાય, તે તો આવ્યો કહ્યો ન જાય ૪

અસખ્યવૃત્તિ અનુભવભેદ, આત્માનુભવથી નિર્વેદ,
આત્માનુભવભેદ અપાર, ગુણસ્થાનકપરિણામ વિચાર ૫

પ્રગટાવે જે સહજાનદ, ટાળે મિથ્યાવૃત્તિ ફન્દ,
સ્વાભાવિક પ્રગટાવે જ્ઞાન, અનુભવે વિરલા મસ્તાન ૬

ક્ષણે ક્ષણે એનો અભ્યાસ, મરજીવા થાવે તે ખાસ,
અવિનાશી થાય, વ્યવહારતા નિશ્ચયતા થાય ૭

કરવો એવો અનુભવ બોધ, જેથી થાવે મોહનિરોધ,
બુદ્ધિસાગર શિક્ષા સત્ય, અભ્યાસે થાવે કૃતકૃત્ય ૮

× × × ×

મુમ્બઈ માણસા લે બુદ્ધિસાગર, પાદરાતઃ સુશ્રાવક વકીલ વા મોહનલાલ હિમચન્દભાઇ યોગ્ય ધર્મલાભ વીરચંદભાઇના કથનથી તમારી શારીરિક સ્થિતિ નરમ રહે છે એમ જાણ્યુ શરીરધર્મો વાસ્તવિકદૃષ્ટિથી અનોકતા આત્માથી ભિન્ન છે એવો જેને અનુભવ થયો છે, તે શરીરની અનારોગ્યતા પ્રસંગે વૈરાગ્યથી પોતાના આત્માને ભાવે છે અને અશાતાવેદનીયના હુમલા સામે બહાદુર ભાવલડવૈયાનીપેઠે સ્થિર ઉભો રહે છે, અસાતાવેદનીય પ્રસંગે જેટલું જ્ઞાન કેટલા અંશે પરિણમ્યુ તેનો અનુભવ થાય છે, તેથી શાતાઔદયિકદૃષ્ટિનો પરિહાર કરીને જ્ઞાની, આત્મધર્મમા વિશેષત સ્થિરોપયોગ ધારે છે ઔદયિક દૃષ્ટિના ઉપયોગને અન્તરૂમા ઉપશમાદિભાવે પરિણમાવીને આત્માને આત્મરૂપે જોવો અનુભવવો અને આત્મબળ ખીલવવુ એજ જડકર્મની સાથે ખરૂ યુદ્ધ છે જ્ઞાની યુદ્ધના એવા પ્રસંગોને શાન્તઉત્સવ સમાન માનીને અન્તર્દૃષ્ટિથી સર્વ પૌદ્ગલિકભાવથી ન્યારો રહી સ્વાનુભવમા સ્થિર થાય છે, ભૂતકાલમા આવી દશા ન આવી તેથી હજી ભ્રમણ છે વર્તમાનમા એવી સ્થિતિમા ન રહેવાય તો ભવિષ્ય ભવ ભ્રમણ થશે, એવુ અનુભોધીને ઉપશમાદિભાવ વડે અશાતાદિ પ્રસંગે આત્મસાક્ષીએ આત્મરમણતાના પ્રયત્ન બળમા પ્રતિક્ષણ વૃદ્ધિ કરીને અમૂલ્ય દુર્લભ મનુષ્ય જન્મદ્વારા આત્માની પરમાત્મદશા સાધ્ય કરવી

× × ×

મુમાનવાળી લે૦—બુદ્ધિસાગર શ્રી પાદરાતત્ર શ્રદ્ધાવંત, દયાવંત, દેવગુરૂ ભક્તિકારક સુશ્રાવક વકીલ વા મોહનલાલભાઇ હિમચંદભાઇ યોગ્ય ધર્મલાભ વિશેષ હાલમા તમારો પત્ર નથી તેનુ શુ કારણ છે તે જણાવશો અહીં પત્રનો જવાબ આપો હાલમા સમયસારબાબતની ટીકા વાચી સમાપ્ત કરી તમો હાલ શુ વાચો છો તે જણાવો શરીર નરમ તો નથી ને ? અત્રથી બનશે તો કુભારીયા તરફ જઇશુ મણિલાલ, બાબુ, વગેરેને ધર્મલાભ. માણેકલાલ આવતા હશે તેમને ધર્મલાભ જણાવશો ધર્મસાધન કરશો ઉપાધિ વગેરે સયોગોમા શુદ્ધધર્મનો ઉપયોગ રાખી ધર્મની આરાધના કરવી. મનની ચચલતા હઠાવ્યાવિના ખરી શાન્તિ થવાની નથી વૈરાગ્ય, ત્યાગ અને જ્ઞાન એ ત્રણે ગુણવડે મનની સ્થિરતા સાધી શકાય છે એ ત્રણ ગુણમા જેની ન્યૂનતાવર્તે છે તે અશે મનમા વિકલ્પસકલ્પ થયા કરે છે સાધુના સમાગમે, પુષ્ટનિમિત્તયોગે આત્મા પોતાના ધર્મમા વર્તે છે, પોતાની સ્થિરતા ગમે ત્યારે પણ આત્મબળને સ્ફોરવ્યાવિના થનાર નથી ગમે તેવા સયોગોમા મગજની સમતોલતા રાખીને વ્યવહાર જાળવી અન્તરથી આત્માના શુદ્ધોપયોગમા રમણતા કરવાની જરૂર છે અને તે પ્રમાણે આત્મોત્સાહે પ્રવૃત્તિ કરવા લક્ષ દેવાની જરૂર છે તા ૨૮–૧–૧૫

× × ×

વિજાપુરથી લી૦—પાદરા મધ્યે મો૦ હિ૦ યોગ્ય ધર્મલાભ

પદ.

વ્હાલમજી દ્યોને દર્શન રે, વિયોગે કેમ તલસાવો,
સર્વાઇ પિંડમાંહી રે, કેમ ના પ્રગટ થાવો,

તવાવરહે ક્ષણ લાખવર્ષસમ, ઉઠે દીલમા આગ,
જ્યા ત્યા જોઉં ત્યા સહુ સૂનુ, વિરહનુ દુખ અથાગ
આપને સમ કહુ છુ રે, જવાય નહિ કરુણા લાવો વ્હાલમજી ૧

ત્હારી જ્યોતિ જીવન મ્હારૂ, શોધુ તુને સદાય,
પ્રેમ પાત્ર પુરૂષોત્તમ સ્વામી, તુજવણ ના રહેવાય,
રહીને છાનો જગમા રે, નેમીના દિલ થતો મ્હાવો, વ્હાલમજી. ૨

બોલાવે જે તે હું બોલું, ઈચ્છાવે તે ચ્હાઉં,
દેખાડે તે તે હું દેખું, ધ્યેયપણે તુજ ધ્યાઉં
બુદ્ધિસાગર બ્હાલા રે, પ્રત્યક્ષ મળો દિલ આવો વ્હાલમજી ૩

ભાવાર્થ—સત્તાએ રહેલા પરમાત્મન્ !!! તમે મને દર્શન દ્યો તમે કેમ વિયોગી હવે મને તલસાવો છો હે આત્મપ્રભો ! તમે પિંડમાં સત્તાઈને રહ્યા છો મ્હારી અપૂર્વભક્તિથી તમે કેમ પ્રગટ થતા નથી ? હે પ્રભો ! ત્હારો એક ક્ષણનો વિરહ મ્હને લાખ વર્ષ સમ લાગે છે અને ત્હારા વિરહનું અથાગ દુઃખ લાગે છે ત્હારા વિરહથી દિલમાં આગ ઉઠે છે જ્યાં જોઉં છું ત્યાં ત્હારા વિરહે સર્વ શૂન્ય લાગે છે હે આત્મ પ્રભુ ! હું સમ ખાઈને કહું છું કે ત્હારા વિના હવે મને જીવી શકાય તેમ નથી માટે હે દયાળુ ! હવે દર્શન આપો હે આત્મપ્રભો ! ત્હારી જ્યોતિ તેજ મારે જીવન છે હે પ્રભો ! સદા હું ત્હને શોધું છું કારણ કે ત્હારા મળવાથી અનન્ત સુખ વેદી શકાય તેમ છે હે પ્રેમ પાત્ર પુરૂષોત્તમ સ્વામિન્ ! હવે તો તમારા વિરહની હદ થઈ ગઈ માગું કે ત્હારા વિના હવે જગમાં રહેવાય તેમ નથી તું જગમાં છાનો છે પણ પ્રેમીના દિલમાં પ્રગટ થાય છે અને પ્રેમીને વ્હાલો થાય છે એવી ત્હારી સ્થિતિ છતાં મને કેમ હજી સાક્ષાત્ મળતો નથી હે આત્મપ્રભો ! જે જે તું બોલાવે છે તે તે હું બોલું છું હે તિરોભાવી પરમાત્મન્ ! તું જે જે ઈચ્છાવે છે તે તે હું ઈચ્છું છું હે આત્મપ્રભો ! તું જે જે દેખાડે છે તે તે હું દેખું છું હે આત્મપ્રભો ! તું મારૂં ધ્યેય છે અને તને ધ્યેય રૂપ ધારીને ધ્યાઉં છું બુદ્ધિસાગર કહે છે કે જ્ઞાનસાગર એવા હે આત્મપ્રિય ! તમે તમે હવે સર્વ વાતો છોડીને પ્રત્યક્ષ મળો અને દિલમાં પ્રત્યક્ષ આવો એમ આત્મસ્વામીની શુદ્ધ ચેતના કહે છે તા ૨૦-૪-૧૪

× × × ×

મુકામ પાદરા વકીલ વા મોહનલાલ હિમચંદ યોગ્ય ધર્મલાભ.

હાલમાં ધર્મ ગ્રન્થોના વાચનમાં વિશેષ પ્રવૃત્તિ હોવાથી પત્ર લખી શકાતો નહોતો ધર્મના આધ્યાત્મિક પુસ્તકો વાંચીને તેનું મનન કરી અન્તરૂમાં અનુભવ કરવો ઔપચારિક અને અનુપચારિકધર્મની નયની અપેક્ષાએ

રહેવાનુ કરી સદ્ભૂત વ્યવહારથી આત્માના જ્ઞાન, દર્શન, ચારિત્ર, વીર્ય અને ઉપયોગનો વ્યવહારથી અને નિશ્ચયથી વિવેક કરીને આત્મપરિણામની શુદ્ધતા થાય અને તેવા ઉપયોગમા રહેવાય તે માટે ખાસ લક્ષ દેશો આત્માના પર્યાયોનુ સત્તાગ્રાહકનયની અપેક્ષાએ ધ્યાન ધરીને તલ્લીન થવાથી વ્યક્તિની અપેક્ષાએ આત્માના જ્ઞાનાદિપર્યાયોનો આવિર્ભાવ અર્થાત્ શુદ્ધતા થાય છે શુદ્ધપર્યાયનયની અપેક્ષાએ આત્માના ગુણ પર્યાયોના ઉપયોગમા સ્થિર રહેવાથી આત્મપર્યાયોની શુદ્ધતા થાય છે આત્માની જ્ઞાન પરિણતિમા પોતાના આત્માની જેવી ધ્યેય દશા પરિણમાવવામા આવે તેવો આત્મા બને છે દ્રવ્યાર્થિકનયની અપેક્ષાએ ત્રણ કાલમા એક સરખો આત્મા છે ધ્યાન કરવાની ઉપર પ્રમાણે એ યુક્તિયો બતાવી તે પ્રમાણે ધ્યાન ધરીને આત્માના ગુણોમા તલ્લીન થવાથી પોતાના આત્માના શુદ્ધપર્યાયો રૂપ પરમાત્મતા પોતાનામા અનુભવાય છે એવો અનુભવ ખરેખર તેમા લીન થવાથી પ્રાપ્ત થાય છે સિદ્ધાતદ્વારા ઉપર્યુક્ત ધ્યાનપરિણતિમા તલ્લીન થવાથી આ કાલમા તેનો અનુભવ આવે તે યોગ્ય જે ધર્મ સાધનમા ઉપયોગની મુખ્યતા છે તા ૧૮-૧૧-૧૮

× × × ×

મુમુક્ષુ પાદરા વકીલજી શા મોહનલાલ હીમચદ યોગ્ય ધર્મ લાભ વિ નીચે લખેલુ પદ મનન કરશો

પ્રભુજી ત્હને મળવા રે, જીવ મારો તલપી રહ્યો,
વ્હાલા વધુ કયાય ન ગમતુ રે, અકળાઇ હવે ખૂબ ગયો
તુજને મળવા કરવુ ઘટે તે, કર્તો પ્રેમે સર્વ,
હવે શુ કરવુ બાકી રહીયુ, કીધા ઉપાયો ખર્વ,
મળે તે રીતે મળવા રે, ભક્તિભાવે ઉમહ્યો પ્રભુજી-૧

ભવતાપે તપીયુ મન બહુતુ, રજે નહિ ત્યા ચિત્ત,
મ્હારૂ તે સહુ ત્હારૂ કીધુ, બાકી શુ મળવા વિત્ત ?
આજીજી કરતી ઘટતી રે, તે તે સહુ કરી રહ્યો પ્રભુજી ૨

વૃત્તિથી બાધી તુજ સાહી, શ્રદ્ધા ભક્તિ બેશ,
નિર્વૃત્તિથી તુજને મળવા, રુચિ વધતી હમેશ,
દિધા [illegible] રે, પરોક્ષે ખૂબ વિરહે દહ્યો પ્રભુજી ૩

નિવૃત્તિથી સહજપણે શુ, પવારૂપ ૫ ખાય
ત્યારે અનહદશાંતિ પ્રગટે, દ્વિધાભાવ દૂર જાય,
વ્હાલામા વ્હાલા વ્હાલમ રે, જોતા તુને પ્રેમ વધે પ્રભુજી ૪

જગને આવુ શુ૫ જણાવુ, જાણે છે શુ એક,
પ્રત્યક્ષે મળજો મુજ વ્હાલા આત્મસમર્પણુ ગ૰
નિશ્ચયથી પૂર્ણ ધારીરે, બુદ્ધિસાગર જાણી લહો પ્રભુજી ૫

(તા ૨૩ ૯-૧૮)

× × × ×

ન મ પાદરા વકીલ ભા મોહનલાલ હિમચંદભાઈ મે નવુ દિવસમા દિવાળી પર્વ આવશે શ્રી વીર પ્રભુનુ નિર્વાણ સ્મૃતિમા લાવીને કર્મ વૈરિને જીતવા પ્રયત્નશીલ બનવુ એજ આપણુ કર્તવ્ય છે આત્માનો એક ગુણ પ્રાપ્ત કરવાથી અન્યગુણો પ્રાપ્ત થાય છે સર્વ ગુણોનુ મૂલ સમ્યક્ત્વ છે શ્રીવીરપ્રભુએ નિશ્ચયસમ્યક્ત્વનુ સ્વરૂપ દર્શાવ્યુ છે તેવુ સમ્યક્ત્વ જો આત્મામા પ્રગટે તો આપણા હૃદયમા ભાવદીવાળીપર્વ પ્રગટયુ એમ સમજવુ આત્માના ગુણો પોતાના સ્વરૂપે પરિણામ પામીને આત્માની પરમાત્મા પ્રગટાવે એજ મુખ્યકર્તવ્ય છે દ્રવ્યદિવાલીપર્વ દ્વારા ભાવદિવાળી પર્વનુ આરાધન કરવુ એજ ખાસ લક્ષમા રાખવુ જોઇએ, જે સમ્યક્ત્વગુણે ભા[illegible] થાય છે તે ભાવદિવાલીપર્વનુ યાથાતથ્ય આરાધી શકે છે મિથ્યાત્વ ભ્રમમા મુઝાયલા જીવો મરેલા છે, તેઓ સમૂર્છિમની પેઠે શ્વાસોચ્છ્વાસ પૂર્ણ કરે છે યથાપ્રવૃત્તિ એ બાલજીવો ઓઘસંજ્ઞાએ જે ધર્મ ક્રિયાઓ કરે છે તેની શક્તિ તો ભવ [illegible] પણ [illegible] મિથ્યાત્વભાવ મરેલા મનુષ્યો ૨૦ અન્યને જાગ્રત્ કરવાને શક્તિમાન થતા નથી ઉંઘેલા મનુષ્યો જ્ઞાનીના વચનોનો નિર્ણય કરવા શક્તિમાન્ થતા નથી કેટલાક અજ્ઞાનીઓ નૈગમનયની એકાંત પનાએ ધર્મને માની જ્ઞાનીઓના શુદ્ધધર્મને તિરસ્કારી કાઢે છે ક્રિયા[illegible]જીવને આગળ જ્ઞાનમાર્ગપર ચઢાવવા એ ગીતાર્થોનુ કર્તવ્ય છે ગીતાર્થ વિના બાળજીવો ધર્મના નામે પરભાવને સેવી ચતુર્ગતિસંસારમા પરિભ્રમણ કરે છે ગુણોમા પરિણામ વિનાની એની ગુણક્રિયા ખરેખર આત્માનુ હિત કરવા સમર્થ થતી નથી, સમ્યક્ત્વ પામ્યાની જીવની સવળી દૃષ્ટિ

થવાથી તે જે જે કરે છે તે સર્વ સવળુ પરિણમે છે ધનાદિક જડ વસ્તુઓ કરતા આત્માની કિમ્મત જેને અનન્ત ગુણી વિશેષ ભાસતી નથી તે સમ્યક્ત્વનો અધિકારી શી રીતે થઇ શકે વારૂ ? સમ્યક્ત્વ પામ્યાવિના આત્માના ઉપર રગ ચોટતો નથી સ્યાદ્વાદનયે આત્મા ઓળખવો એ કઇ સહેજ વાત નથી આરો પિતધર્મમા જેની વાસ્તવિકધર્મબુદ્ધિ થાય છે એવા અજ્ઞાનીઓ ઉપાદાન ધર્મને સેવી શક્તા નથી આ કાલમા ધર્મનો ખરેખરો રગ લાગવો એ જાણ્યા કરતા કઇક અનન્તગુણાધિક વિશેષકાર્ય છે સાધ્યની સાપેક્ષા વિનાનો વ્યવહાર તે સાસરિક્ફલ પ્રદ છે જ્યારે ધર્મના ઉપદેશ સબધી વિચાર કરીએ છીએ ત્યારે જણાય છે કે ધર્મનુ ખરેખરૂ સ્વરૂપ સમજવા માટે યોગ્ય શ્રોતાઓની ખોટ માલુમ પડે છે ગાડરીયા પ્રવાહની રીતિએ લોકો ધર્મ સાભળે છે ઉખર ભૂમિમા પડેલી વર્ષાની પેઠે પ્રાય ધર્મના ઉપદેશની પ્રવૃત્તિ થાય છે દ્રવ્યાનુયોગ અધ્યાત્મ જ્ઞાનનો ઉપદેશ ગ્રહણ કરનારો શ્રોતા નીમળી ગને વિરલા શ્રોતા મળે તેમ છે જૈન ધર્મપૂજા પ્રતિક્રમણ, તપ, જપાદિ ક્રિયા કરનારાઓ પૈકી આત્માનુ શુ સ્વરૂપ છે તે સમજનારા પ્રાય કોઇ વિરલા દખાય છ, છતા પણ વ્યવહારાધિમર પ્રમાણે ફર્જ અત કરીને ઉપદેશપ્રવૃત્તિ કરાય છે હાલ પણે વા આવ્યો છે અને કેડે વા આવ્યો છે ગમનાગમનમા હજી અડચણ પડતી નથી દવા ચાલે છે જેવુ પ્રારબ્ધ બાધ્યુ હોય છે તેવુ ભોગવ્યાવિના છૂટ । નથી તીનતાએ ભોગવ્યા કરતા સમભાવે વર્તતા લાભી ભાગવવામા -વિ, પ્રવૃત્તિ રહે છે માણસાનુ ચોમાસુ પૂર્ણ થવા આવશે સૂયગડાસૂત્ર વ્યાખ્યાનમા પૂર્ણ થશે નવપદપ્રકરણ વૃત્તિના વ્યાખ્યાનમા બેપદ પૂર્ણ થયા છે ભાવ લાવીને વ્યાખ્યાન કરાય છે પરતુ બાળજીવો, તેમની બુદ્ધિના અનુસારે ગ્રહણ કરે છે દરેક ઠેકાણે વ્યાખ્યાનનુ મહત્ત્વ અને તેનો સાર ખેચનારા વિરલ કોઇક મનુષ્યો હોય છે બાકી ગાડરીઓ પ્રવાહ સર્વત્ર વર્તે છે જૈનવાણીયાઓને ઉપદેશની અસર થતી હોય અને તે કાયમ રહેતી હોય એમ વિચારતા, અવલોકતા મોટા ભાગે સમજાતુ નથી છતા વ્યવહારફર્જથી ઉપદેશપ્રવૃત્તિ તો સેવવી પડે છે ધર્મરૂચિ, જ્ઞાનરૂચિ, ઉપદેશરૂચિ, સાધુસેવારૂચિવાળાજીવો પ્રાય વિરલ દેખાય છે, એમા શોક કરવાની જરૂર નથી આગમના અનુસારે વસ્તુતત્ત્વ વિચારતા જીવોની પરિણતિ અનેકપ્રકારની દેખાય છે તેથી ઉલટી સમકિતભાવની પુષ્ટિ થાય છે આત્માના અધ્યવસાયોની ઉજ્જ્વલતા થાય અને આત્મા સ્વસ્વભાવમા રમણતા કરે એવા જાગતા સત્પુરુષોની સગતિ મળવી દુર્લભ છે નિષ્કામ વૃત્તિએ ધર્મકર્મને સેવવાની પ્રવૃત્તિ થવી એ દુર્લભ છે. અધ્યાત્મજ્ઞાનપૂર્વક

ધર્મ ક્રિયા કરીને આત્માને આનંદ ગુણમા ઝીલવવાની પ્રવૃતિ કરનાર વિરલ મનુષ્ય મળી આવશે આ કાળમા શાસ્ત્રોનુ અને ગુરૂનુ અવલબન લેઇ આશ્રયી બની આત્મ કલ્યાણમા પ્રવૃત્ત થવુ એજ હિતકર છે પોતાના આત્મ સ્વભાવમા વર્તાને જીજ્ઞાસુ જીવોને તેમની યોગ્યતા પ્રમાણે ધર્મમા સિંચવા એમ ઉપયોગ રાખીને પ્રવર્તવુ જોઇએ ધર્મના શાસ્ત્રો વાચીને આત્માનો અનુભવ કરવા પ્રયત્ન કરવો જોઇએ ધર્મશાસ્ત્રોને અનેક મહાત્માઓ વાચે છે, પણ તે દ્વારા આત્મજ્ઞાન પ્રાપ્ત કરીને આત્મામા પરિણમવુ એ કાર્ય કરનાર તો વિરલા જણાશે પોતાના આત્માનુ સ્વરૂપ અનુભવીને ઉચ્ચ ભાવનાઓવડે આત્માને ઉચ્ચધર્મમા પરિણમાવવો **અપ્પા સો પરમપ્પા** ઇત્યાદિ દ્વારા આત્મામા પરમાત્મપણાનો આ ભવમા અનુભવ લેવો જોઇએ આ ભવમા પરમાત્મત્વનો અનુભવ આવશે તોજ પર ભવમા પરમાત્મપણુ પૂર્ણ રીતે પ્રાપ્ત કરી શકાય એવી જન્માદિની સર કતાઓ મળશે આત્માની પરમાત્મદશા થાય એવા અન્તરૂમા સસ્કારો પાડવાની જરૂર છે મનના ઉપર અમુક વિચારની અસર થઇ હોય છે તોજ અમુક કામાદિ વિકારીસ્વરૂપ આવતા નથી, તદ્વત્ આત્મામા **અપ્પા સો પરમાત્મા** ઇત્યાદિ ભાવનાના એવા સસ્કાર પાડવા જોઇએ

માનસિક સૃષ્ટિની લીલા ખરેખર સ્વપ્નદ્વારા પણ આત્માભિમુખ થયેલી દેખાય છે મનની વલણ ખરેખર ફેરવવા માટે અન્તરૂમા ઉચ્ચભાવનાઓમા તન્મય બનીને પરિણમવુ જોઇએ, અને તે ભાવે પોતાનો આત્મા પરિણમે એવા અનુભવમા ઉંડા ઉતરવુ જોઇએ શરીર કરતા સૂક્ષ્મ મન છે અને મન કરતા અરૂપી આત્મા છે માટે આત્મામા ઉચ્ચભાવનાનો પરિણામ થાય તો તેની અસર મન ઉપર પણ થાય છે માટે આત્માની પરમાત્મતા પ્રગટાવવા અને તેનો અનુભવ સાધ્યદૃષ્ટિએ કરવા પ્રયત્ન કરશો સ ૧૯૭૦ ના આશો વદિ ૧૨ તા ૧૬-૧૦-૧૪

× × × ×

મુ પાદરા મધ્યે શા મો હિ સવત ૧૯૭૧ ના માગશર સુદિ ૭

પાચમા ગુણ સ્થાનકમા આર્તધ્યાન અને રોદ્રધ્યાન છે આત્મધ્યાન અને રાદ્રધ્યાનમાં આલબનો ઘણા છે અજ્ઞાની જીવ તો ધર્મધ્યાનના આલબનોને પણ આર્તધ્યાન અને રૌદ્રધ્યાનના આલબનોરૂપે પરિણમાવી શકે છે તીવ્રવૈરાગી, આત્માર્થી, આર્તધ્યાન અને રૌદ્રધ્યાનના હેતુઓને નિષ્ફળ કરે છે અર્થાત્ આર્તધ્યાન અને રૌદ્રધ્યાનના હેતુઓ પણ ધર્મધ્યાનની લેસ્યાઓને ફેરવી ન શકે એવો વૈરાગ્ય અને જ્ઞાનદ્વારા પુરૂષાર્થ સ્ફોરવે છે જ્ઞાન અને વૈરાગ્યદ્વારા આત્મ પુરૂષાર્થ સ્ફોરવ્યા વિના આત્મગુણોનો આવિર્ભાવ થતો નથી ધર્મધ્યાનના પ્રભાવથી આત્મા પોતાની સિદ્ધતા સમ્મુખ થાય છે સાતમા અપ્રમત્ત ગુણસ્થાનકમા **घर्मध्यान भवत्यत्र, मुख्यवृत्त्या जिनोदित, रुपातीततया शुक्ल-मपिस्यादंशमात्रत** ( ગુણ સ્થાનક ક્રમારોહ ) અશ માત્રથી રૂપાતીત શુકલધ્યાન પણ હોય છે અપ્રમત્ત મુનિયો ધ્યાન પ્રભાવે શુકલધ્યાનની ઝાખી પ્રાપ્તિ કરીને આત્માનુભવને પ્રાપ્ત કરે છે રૂપાતીત ધ્યાનયોગે અશથી રૂપાતીત આત્મસ્વરૂપની ઝાખી અનુભવાય છે આ કાલમા સાતમા ગુણસ્થાનક સુધીની હદ છે તેથી અધ્યાત્મશાસ્ત્રોના અનુભવીધ્યાની અપ્રમત્ત મુનિયો તેવી ધ્યાનદશામા રહીને આ કાળમા રૂપાતીત આત્મસ્વરૂપ ઝાખીનો શુકલધ્યાનના અશથી અનુભવ કરીને મુક્તિસુખને આત્મામા અહીંઆજ અનુભવે છે અપ્રમત્તદશામાથી પુન પ્રમત્ત દશામા આવતા આત્મજ્ઞાનિમુનિયોને આત્મ સુખનો સ્વાદ પોતાની સ્મૃતિમા રહે છે તેથી પુન અપ્રમત્તદશામાટે સતત પ્રયત્ન કરે છે અને પુન તેને પ્રાપ્ત કરે છે આવી દશામા ક્ષણ માત્ર સ્થિતિ થવાથી પૌદ્ગલિક સુખની ઇચ્છા ટળે છે અને આત્મસુખનો પરિપૂર્ણ વિશ્વાસ પ્રગટે છે, અને તેના યોગે અનેક ઘોર પરિષહો સહી શકાય છે અને નામ રૂપથી ભિન્ન આત્મસ્વરૂપના અનુભવમા મસ્ત રહીને દોરગી દુનિયાના શબ્દોને ભૂલાય છે અને આત્મામા આત્મા લયલીન રહે છે તા ૨૫-૧૧-૧૪

મુ પાદરા મધ્યે વકીલજી શા મોહનલાલ હિમચંદભાઇ ધર્મલાભ અને શારીરિક આરોગ્ય નરમગરમ વર્ત્યા કરે છે સર્વજીવોના પ્રદેશોની સાથે આત્માના પ્રદેશોની એક સરખી સમાનતા અનુભવાય અને આત્મપ્રદેશોમા લય લાગી રહે અને તેથી અન્ય પદાર્થોમા શુભાશુભત્વ ન પ્રગટે એવી રીતે અન્તરમા ઉપયોગ ભાવે ધ્યાન પરિપક્વ સેવાય છે અને તેથી બાહ્યસંયોગો ગમે તેવા હોવા છતા અન્તરમા શુભાશુભ પરિણામ કેટલેક અંશે ટળવાથી સહજાનન્દની ઘેનનો અનુભવ થાય છે સર્વ વિશ્વમા આત્મપ્રદેશોનુ જ કેવલ ધ્યાન કરાય છે એ ત્રણ માસથી આવુ ધ્યાન વિશેષ પ્રકારે કરાય છે તેથી આત્માની શુદ્ધપરિણતિ સમભાવદશા નવીન અનુભવ અને મુક્ત નિસંગદશામા વૃદ્ધિ અનુભવાય છે સર્વ આગમોનુ સાર જાણે એજ છે એમ અનુભવ થાય છે બાહ્યવ્યવહાર જે કંઇ વેદવા યોગ્ય આવે તે વેદતા છતા અન્તરમા આ ધ્યાનથી શાન્તિ રહે છે સર્વ જીવોના સર્વત્ર આત્મપ્રદેશો જ્ઞાનાદિકથી ભરપૂર છે એવુ એક સ્થિરોપયોગે ધ્યાન કરતા સર્વ જીવો પર શુદ્ધપ્રેમ, સર્વ જીવોની સાથે ઐક્ય અને વૈરાદિ સંસ્કારોનો નાશ થતો હોય એમ અનુભવ આવે છે આત્માના જ્ઞાનાદિગુણો વિના અન્ય કંઇ છે નહિ એવી દૃષ્ટિએ ધ્યાન ધરતા વિશેષભાવ જાય છે ત્યારે બાહ્ય શરીર રૂપ, નામ આદિનુ ભાન ભૂલાય છે અને તેની સાથે પરમશાન્તિનો આવિર્ભાવ થતો અનુભવાય છે શરીરની નરમ દશા છતા આત્માને કઇ રીતે બાહ્યમા વા અન્તરમા સંતાપમા હાનિ દેખાતી નથી એવુ દિવસમા ઘણી વેળા અનુભવાય છે આત્માના શુદ્ધોપયોગે આ જગતની માયા અલોપ થઇ જાય છે આ ભવમા મુક્તિસુખનો આનુભવિક નિશ્ચય થાય છે, તેથી પરભવમા આગળ વધારો એમ નિશ્ચય થાય છે લેખનપ્રવૃત્તિ, વાચનપ્રવૃત્તિ મંદ સેવાય છે પત્રવ્યવહારપ્રવૃત્તિ પૂર્વની જેવી તીવ્ર રહી નથી સહેજે તથા પ્રસંગે જે કંઇ થાય છે તેમા અન્તરથી સમભાવ તથા સાક્ષીભાવ રહે છે, એવો અનુભવ આવે છે આધ્યાત્મિક પુસ્તકોના ભાવાર્થનુ એકાન્ત શાન્ત સ્થળમા ધ્યાન કરવામા આવે છે ત્યારે હૃદયમા એટલો બધો આનંદ ભાવ પ્રગટે છે કે તે કંઇ કહી શકાય વા લખી શકાય નહિ એકાન્ત શાન્ત સ્થળો અને નિવૃત્તિને વિશેષ પ્રકારે ચાહુ છુ આત્મામા જેટલી રમણતા કરાય તેટલી કરી લેવી તા ૧-૧૨-૨૫

× × × ×

મુ પાદરા મધ્યે ના મોહનલાલ હીમચંદભાઈ વિ હાલ યોગ્ય ધર્મલાભ ધર્મધ્યાન સ્વાધ્યાય યથાશક્તિ પ્રવર્તે છે, ધર્મપુસ્તકોનુ અવલોકન થાય છે **વત્થુ સહાવોધમ્મો (વસ્તુ સ્વભાવ ધર્મ)** એ સૂત્રથી આત્માનો વાસ્તવિકસ્વભાવ તેજ આત્માનો ધર્મ છે એ ધર્મનો અનુભવ કરવાને જડ અને ચેતન દ્રવ્યની વહેચણ કરીને સ્વધર્મમા રાગદ્વેષની પરિણતિના અભાવે રમણતા કરવી જોઇએ આત્માનો સ્વભાવ ખરેખર આત્મરૂપે સ્થિત થયાવિના અનુભવા તો નથી અને તે વિના ખરો ભાવ પ્રગટતો નથી આત્માને આત્મરૂપ બનીને અનુભવવો જોઇએ રાગદ્વેષાત્મક મનના ધર્મમા રહીને શુદ્ધાનન્દરૂપ આત્માનો અનુભવ કરી શકાતો નથી આત્મરૂપ બનીને આત્મા વા પરમાત્માની રમણતા રૂપ અનુભવ કરવામા આવે છે તે ચારિત્ર યોગીનો અનુભવ કહેવાય છે આવી આત્મદશા કર્યાવિના મોહવૃત્તિથી મરી શકાતુ નથી અને આત્મભાવે સજીવન થઇ અમર થઇ શકાતુ નથી આવી આત્મસ્વભાવધર્મદશા માટે તેના યોગ્ય જ્ઞાનસંસ્કાર અને ચારિત્રસંસ્કારને હૃદયમા પાડવા જોઇએ, અને તેનો સતત યત્ન કરવો જોઇએ કારણ કે તેવી દશાવિના કર્મરૂપ શત્રુના ભારે ઉછાળા વખતે સ્થિર ન રહી શકાતુ નથી જ્યારે કર્મનો ઉછાળો મન્દ હોય તે વખતે આત્મધર્મમા રમણતા કરવાનો ખરો સમય છે અને તેવો સમય પોતાના અનુભવથી જાણી શકાય તો મોહવૃત્તિથી સર્વથા છૂટવાનો આરો આવે છે આત્મા પોતાની સ્વતન્ત્રતા પ્રાપ્ત કરે તેજ તેની નગદ કમાણી છે તેમા ઉપયોગ પુન પુન દેવો જોઇએ તા ૪-૧-૧૪

× × × ×

મુ પાદરા મધ્યે વકીલજી શા મોહનલાલ હિમચંદભાઇ તમો ત્યા ગમન કરી બાહ્યનિવૃત્તિ સાધશો એમ ઇચ્છુ છુ, સ્થાવર તીર્થની યાત્રા વડે આત્મતીર્થની યાત્રામા પ્રવૃત્ત થઇ શકાય અને અધ્યાત્મજ્ઞાનને આત્મામા પરિણમાવીને શુદ્ધોપયોગે સહજાનન્દ સ્વાદી શકાય એવી રીતે આત્મબલ ફોરવવાની જરૂર છે આનન્દરસના ઉભરાઓથી આત્મા ઉભરાઇ જાય અને શારીરિકભાવનુ જ્યા વેદન ન થાય એવુ શુદ્ધાત્મસ્વરૂપ અનુભવાય એવુ સાધન સાધવુ જોઇએ સ્થિર એવા ગિરિથી ભાવગિરિની સાથ એજ લક્ષ્યમા રાખવા યોગ્ય છે, આબુજી જેવા સ્થળે

વડે સહજ શાન્તિની વૃદ્ધિ થાય એવું ઇચ્છું છું સત્ખાતયોગોમાં એ સ રખી આત્માની શાન્તિ રહે એવી સહજયોગે દશા પ્રાપ્ત કરવા ધ્યાન તો સાધકાવસ્થા છે અને તેવી આત્મશાન્તિની પરિણતિએ જગતથી અલિપ્ત રહી પરિણમાય એવો ઉપયોગ અંતરથી ધારું છું પોતાનું શાન્તસ્વરૂપ છે એ કંઇ બહિરથી લેવા જવું પડે તેમ નથી આત્મજ્ઞાનવડે તેની પ્રાપ્તિ કરી શકાશે તા ૧-૫-૧૮

× × × ×

સુ પા૦ ૧ મધ્યે શા મોહનલાલ હિમચંદભાઇ યોગ્ય ધર્મલાભ શુદ્ધ વ્યવહાર કથિતઆત્મધર્મના ઉપયોગમા દીર્ઘકાલપર્યંત સ્થિરતા કરવાથી આત્મ ધર્મની શુદ્ધિ થાય છે અને જેવું આત્મધર્મકર્તવ્ય છે તેવું આત્માના ઉપ યોગમા ભાસે છે ઔપચારિકધર્મ એ વસ્તુત આત્માનો ધર્મ નથી માટે શુદ્ધ સદ્ભૂતધર્મનો ખાસ ઉપયોગ રાખશો મિથ્યાદષ્ટિઓને શુદ્ધવ્યવહાર ધર્મ અને નિશ્ચયધર્મની સમજણ પડતી નથી તે તો ઉપરના દેખાદેખી ધર્મને ધર્મ માની કંઇક આચરણ કરેછે બાલજીવો ધર્મનું જ્ઞાન ખરેખર પ્રાપ્ત કરી શકતા નથી શરીરમા વ્યાપી રહેલા ચેતન પ્રભુના ધર્મનો ઉપયોગ રાખશો શરીરમા વ્યાપી રહેલા આત્માના અસંખ્ય પ્રદેશોમા સર્વ સુખ છે એવો દૃઢ નિશ્ચય કરીને શરીરના ભાન વિના એમલા આત્માના અસંખ્યાત પ્રદેશોમા રહેલા અનંત ગુણ પર્યાયોનો ઉપયોગ રહે અને તે વિના હું એ અન્ય કોઇ નથી એવો ઉપયોગ રાખી ધ્યાન કરીને તેમા લીન થઇ જવું કલાકોના કલાકો પર્યંત અસંખ્યપ્રદેશી આત્માના ગુણમા ઉપયોગથી તન્મય થવામા આવે છે ત્યારે લોકસંજ્ઞાને જીતવાની સ્ફુરણા અને ઉપાયો જણાય છે આવી દશા એમન્તમા દ્રવ્યાનુયોગના પુસ્તકોના અવલંબનદ્વારા આત્મગુણોમા લીન થવાથી ઉદ્ભવે છે તેથી આત્માનો શુદ્ધ સમ્યક્ત્વ ગુણ કેવો હોય છે તેનો અનુભવ આવે છે તા ૧૨-૧૧-૧૪

× × × ×

મુ પાદરામધ્યે વકીલજી શા મોહનલાલ હિમચદભાઇ ધર્મલાભ
ધર્મના પુસ્તકોનુ અવલબન લેઇ આત્માની પરિણતિ સુધારવા દરરોજ અપ્રમત્તપણે પ્રવર્તવુ યોગ્ય છે અવલબનયોગે આત્માની પરિણતિશુદ્ધ રહે છે અને આત્માનુભવમા વૃદ્ધિ થાય છે મનુષ્યે જ્યા ત્યા પોતાની ચારે બાજુએ ગમે તે કાલે જ્ઞાનવૈરાગ્યના વિચારવાતાવરણો ગોઠવી રાખવા જોઇએ કે જેથી તેને જાગ્રત્ રહેવાનુ બની શકે આત્માના ગુણો માટે સ્વાધિકારે પ્રયત્ન કર્યાજ કરવો ગમે તેવા સયોગોમા બાહ્યકર્તવ્ય અને અન્તરૂકર્તવ્યનો ભિન્નોપયોગ રહે એવી આત્માની ઉચ્ચ દશા કરવી જોઇએ એ બાબતમા તીવ્રભાવનાપૂર્વક અભ્યાસપ્રવૃત્તિ સેવ્યા કરવી તા ૨૨-૨-૧૫

× × × ×

મુ પાદરા મધ્યે શા મોહનલાલ હિમચદ ભાઇ યોગ્ય ધર્મલાભ

આપણે આપણી ફર્જ બજાવ્યા કરવી જેને જેવી અસર થવાની હશે તેવી થશે. તત્સબધી કર્તવ્યફર્જ બજાવ્યા કરતા વિશેષ કઇ વિચારવાનુ રહેતુ નથી શ્રીમદ્ દેવચદ્રજીની ચોવીશીપર જે પ્રસ્તાવના લખી છે તેના કરતા જો કહેવામા આવ્યુ હોત તો સારી પ્રસ્તાવના લખી આપી તેમા સુધારો કરી આપત. દેવચદ્રજીના સર્વ પુસ્તકોનો એક ચોપડો થાય તો તે પર પ્રસ્તાવના લખવાનુ ઠીક બની શકે જે જે અધ્યાત્મજ્ઞાનીઓ થયા તેના સર્વ ગ્રન્થો ભેગા કરી એક પુસ્તક તરીકે કરવામા આવે તો તે ઉપરથી વાચકોને ઘણો લાભ મળી શકે વિશેષ હાલ ઉપાધિયોગથી [illegible] સેવાય છે, કઇક વચાય છે, અનુભવાય છે અને હાલ શાન્ત જીવનની [illegible] રેખા આલેખાય છે ભાવનામા શ્રુતજ્ઞાનના આલબનથી ઉચ્ચ [illegible] શકે છે, આત્માના આનુભવિકજ્ઞાનની પરિપક્વતાની પ્રવૃત્તિમા [illegible] પ્રયત્ન કરી શકાય છે શુદ્ધોપયોગે આત્માની રમણતાની [illegible] સુખનો અનુભવ આવે છે, તેની પ્રાપ્તિમા જીવન વહે [illegible]

મુમમ પાદરા મધ્યે શ્રા મોહનલાલ હીમચંદભાઈ યોગ્ય ધર્મલાભ

અન્તરૂમા ખાનગી રીતે તેઓ પ્રત્યનીક ભાવની પ્રવૃત્તિ કરતા હતા પણ અમોએ તત્સબધી કઇ પણ લક્ષ્ય ન દેતા સમભાવે જીવન ગાળવા પ્રવૃત્તિ કરી છે અને કઇ પણ વિષમતા દેખાય એવુ કર્યું નથી છતા પાણીમાથી પુરા કાઢવા જેવુ કાઇની દષ્ટિમા હોય તેમા સ્વાત્માને શુ ? સર્વ જીવો પોતપોતાના કર્મને માટે જવાબદાર છે પોતાના જેવા સવ જીવો બની શકે નહિ શુભા શુભ વ્યાવહારિક પ્રસગોમા સ્વનિર્લેપત્વ સાચવવુ એ સ્વફરજ છે કાઇની સાથે વૈર વિરોધનો અન્તરૂમા ભાવ વધારવો એ સ્વફરજ નથી, છતા અન્ય જીવો તેવી પ્રવૃત્તિ કરે તેમા તે જીવોની દષ્ટિનો દોષ ખરેખર તેઓને ભારી છે આપણે તે સર્વ જીવોની સત્તાને નિરીક્ષી ભાવીને પોતાનામા વિષમતા ન પ્રગટે અને સમતા રહે એવો પુરૂષાર્થ કરવો જોઇએ, અને તે પ્રસગે તો ખરી રીતે પુરૂષાર્થ કરવો જોઇએ આત્માને ઉપશમાદિભાવે પરિણમાવવો અને ઔદયિક ભાવની પ્રવૃત્તિ છતા નિર્લેપ રહેવુ એવી સાધ્યદશા કરવાની છે અને તે ખરેખર રાધાવેધ સમાન છે રાગદ્વેષથી આત્માના મૂળધર્મથી બાહ્ય પ્રદેશના ન જવાય એવુ સર્વ વ્યવહારપ્રવૃત્તિમા ધ્યાન રાખીને તે પ્રમાણે વર્તવુ જોઇએ, એજ કર્મયોગીનુ સ્વકતવ્ય છે જ્ઞાનયોગી નિર્લેપ દશાને વ્યવહારના રાખવા પ્રથમ અભ્યાસી બને છે અને પશ્ચાત્ એવી દશા ખરે ખરી પ્રાપ્ત કરી શકે છે રાગદ્વેષની પરિણતિ ન ઉઠે એવી રીતે વર્તવુ જોઇએ પણ મરણથી ડરવુ એતો કાયરતા છે આપણે સર્વને વીતરાગ જેવા વા આપણા સમાન બનાવી શકીએ નહિ પરતુ પોતાને તો વીતરાગ બનાવવા શક્તિમાન છીએ પરતુ તે આત્મદષ્ટિથી બનાવી શકીએ જગતની દષ્ટિથી સ્વાત્માને દેખતા ભ્રમ છે અને પોતાને પોતાની દષ્ટિથી દેખતા બ્રહ્મ છે એવુ જાણી અનુભવી તે પ્રમાણે વર્તવુ જોઇએ એજ વાસ્તવિક સ્વકર્તવ્ય છે એવો શુદ્ધોપયોગ રહો તા ૨૮-૧-૧૫

× × × ×

સુ અમદાવાદ મધ્યે શ્રા નેમચંદભાઈ ઘટાભાઈ યોગ્ય ધર્મલાભ

ચેતન શક્તિ વધારો, તમારી ચેતન શક્તિ વધારો,
હિમ્મત હેડે ન હારો, તમારી૦

નિયમિતવ્યવસ્થાક્રમે રે, ધર્માભ્યાસ સુધારો
વાચી મનન કરી બહુ રે, તત્ત્વ હૃદયમા ઉતારો તમારી૦૧

સતતાભ્યાસોત્સાહથી રે, થાશે ઉદય તમારો,
શ્રદ્ધાભક્તિ ભાવથી રે, કાર્ય સિદ્ધિ અવધારો તમારી૦૨

આત્મામા સર્વે રહ્યુ રે, અનુભવ આવે સારો,
બુદ્ધિસાગર ધર્મનો રે, મળીયો સેવ્યા વારો તમારી૦૩

હે આર્ય, ક્રમેક્રમે ખત, હર્ષ, સતતાભ્યાસ, ધૈર્ય અને અનુકૂલ સયોગોવડે આત્માના ગુણોમા વૃદ્ધિ કરવી એજ મનુષ્ય જન્મનુ કર્તવ્ય સ્વદૃષ્ટિ આગળ સદા ખડુ થવુ જોઇએ મનુષ્ય પોતાના દૃઢ સકલ્પથી આત્મકાર્યની સિદ્ધિ કરી શકે છે વાચનમા એક મીનીટ જાય તો મનનમા પા કલાક જાય એવી રીતે સ્થિર ચિત્તથી વાચન કરવામા આવે તો તેથી હૃદયમા જ્ઞાનના સસ્કાર દૃઢપણે જામે છે અને તેનો પ્રાદુર્ભાવ ખરેખર વહેલો થાય છે ઉત્સાહ અને હિમ્મતથી પ્રત્યેક આવશ્યક કાર્યોમા સાધ્યદૃષ્ટિથી પ્રવર્તવુ

× × × ×

સુ અમદાવાદ મધ્યે શ્રા ભ સુ ન વ યોગ્ય ધર્મલાભ

નાચ્યો પાસે પ્રતિદિન ઘણી વાર્તા તારી કરાતી,
એથી ઝાઝુ નહિ નહિ કર્યુ, દેખ હારીજ ધાતી,
આ સસારે પરવશપણુ મોહથી હોય દેખો
શુ શુ કીધુ હૃદય ઉતરી, જ્ઞાનથી પૂર્ણ પેખો

અધારામા સહુ અડવડે, દેખતુ ના ખરુ શુ,
ઉંઘે મોહે નહિ નત ધરે કૃત્ય તો દુ કરુ શુ ?
જો … નહિ જગ વિશે ચેન તેને પડે રે,
… દિન ખરે, ચિત્તમા ના રડે રે,

હારા ચિત્તે ખટપટ થતી કાર્ય ચિન્તાવડે રે
કેની રીતે પ્રગતિપથમાં શક્તિયો સાંપડે રે,
ખોટી ચિન્તા કદિ નહિ કરો, સ્વાધિકારે રહીને,
થાશે સારૂં હૃદય ગત એ, ભાવનાને વહીને ૩

હારા મિત્રો અનુભવ વિના, પૂર્ણ ના તેહ જાણે,
તોયે હારી પ્રગતિ પથમાં ઉન્નતિ ભાવ આણે,
થાવાનું તે સહજ બનશે, સદ્ગુરૂ ભક્તિભાવે,
ધર્મે હાલ શુભ પથવિષે, શ્રેય છે ધૈર્ય દાવે ૪

ઇચ્છા ત્યાંતો પથ જગ થતો દેખશો એજ દેખી,
આત્મશ્રદ્ધા બહુ બળવડે પેખશો એજ પેખી,
શાનું દેખો અહિ નહિ પડે થાય છે જે થવાનું
સારૂં સૌ છે જગ સહુ થયું ને થશે જેહ ધાર્યું ૫

જે જે ફૂલે તરુશિર રહી તે બજારીજ લેવી,
આનન્દી થૈ જગત વિચરી, શાન્તિથી ફૂર્જ વ્હેવી,
ધર્મે નક્કી જગત જય છે, સદ્ગુરૂના પ્રતાપે
સોહં સોહં હૃદયરટના, શિષ્યને પૂર્ણ વ્યાપે ૬

થાતો ના તું અવનિતલમાં, શોક ચિન્તા પ્રસંગી,
થાતો ના તું અવનીતલમાં, મોહથી ખૂબ રંગી,
રાગદ્વેષે વિવિધ વિષયે, મોહમાં ના ફસાતો
સૌમાંહીને સહુથી અળગો થાવ ના બાઘરાતો ૭

સોહં સોહં હૃદય ઘટમાં જાપ જાય છે મઝાનો
આત્માનન્દી સતત બનજે ધારીને ધર્મતાનો,
ધર્મપ્રેમી પ્રતિદિન બની ચાલજે ધર્મવાટે,
બુદ્ધ્યબ્ધિ સદ્હૃદય ધન છે માલ છે લીધે વાટે ૮

સુકામ—પોદરા૦ લેખક બુદ્ધિસાગર. સુશ્રાવક આત્મારામ ખેમચંદ યોગ્ય ધર્મલાભ

૧ જેમ બને તેમ આત્માના સ્વરૂપનો એકાન્તમા વિચાર કરો

૨ ગુરૂશ્રદ્ધા પ્રીતિભક્તિથી આત્મસ્વરૂપનો અનુભવ ખીલે એ નિશ્ચય છે

૩ જડ અને ચેતનની ભિન્નતાનો આનુભવિક નિશ્ચય કરીને આત્મ સુખનો અનુભવ કરો

૪ જે જે દુ ખના વિચારો છે તેથી નિસગ થાઓ

૫ મનમા દુ ખનો એક વિચાર માન ન આવે એવી ઉપયોગ દશાનો અનુભવ કરવા અભ્યાસી બનો

૬ ચોથા આરામા જેવુ કેવલજ્ઞાન પ્રાપ્ત કરવુ તેવુ આ ભવમા સમ્યક્ત્વ પ્રાપ્ત કરવુ એમ અવબોધવુ

૭ જ્ઞાનગર્ભિતવૈરાગ્ય પ્રગટવો જોઇએ

૮ તેવી દશાના સાધનોવડે પૂર્ણોત્સાહી થવુ જોઇએ.

૯ સત્સમાગમના વિરહને અત્યત પ્રિયમિત્રના વિરહ સમાન અનુભવવો જોઇએ

૧૦ આત્માનો અનુભવ આવતા સ્વયમેવ આત્મા તેની સાક્ષી પૂરશે

૧૧ મન વચન અને કાયાના યોગને નકામી બાબતોમા વાપરવાના કરતા તે થકી વિરામ પામવાની પ્રવૃત્તિને ક્ષણે ક્ષણે સેવો

૧૨ જ્યાથી આત્મસ્વરૂપનો અનુભવ થાય એવી તીવ્રરૂચિ ખાસ પ્રગટવી જોઇએ અને તેની સ્વાત્મા સાક્ષી પૂરે એમ ખાસ પોતાને અનુભવ થવો જોઇએ

૧૩ સદ્દગુરૂ વચનામૃતોને સૂક્ષ્મોપયોગથી વારવાર મનન કરો અને તેથી વિરામ ન પામો.

× × × ×

મુ વિજાપુર૦ લે બુદ્ધિસાગર સુશ્રાવક આત્મારામ ખેમચંદ યોગ્ય ધર્મલાભ.

૧ આત્મચારિત્ર્ય ખીલવો
૨ નામ ખાવાની ટેવ પાડો
૩ સ્થિર વિચારો કરો
૪ સ્વાશ્રયી બનો
૫ આત્મશ્રદ્ધા રાખો
૬ જૈન સિદ્ધાંતોનો અભ્યાસ કરો
૭ અપ્રમાદી થાઓ.

ૐ ૩ શાન્તિ ૩

× × × ×

મુકામ અમદાવાદ૦ લેખક બુદ્ધિસાગર શા મણિલાલ વાડીલાલ આત્મારામ ખેમચંદ તથા દેવચંદ યોગ્ય ધર્મલાભ

વ્હેલા વો ગમન કરશો મુક્તિના પન્થમાંહી
બન્યો જ્ઞાને હિમગમને પામીને સુખ આદી
સદ્‌ગુણોના ઉપવન વિષે ખૂબ આ રામ લેશો
આવે જે જે નિજરૂતેજના તેહને મા ર્ગ દેશો. ૧

તાકી ચેતે સકલ નિરખી સાર ને સત્ય પ્રેમે
ઉંડા ઉંડા અનુભવ કરી ચાલજો નિત્ય નેમે
વાચી ગ્રન્થો અનુભવ કરી ચાલજો સામ્યભાવે
આત્મા પેઠે સકલ જગને દેખજો શુદ્ધભાવે ૨

ઊંચે નવા અનુભવ મળ્યો હાર તું ના હવે તો
ઓ વિવેકી ! ! ! હૃદય દીપના તેજથી ખૂબ ચેતો
હિમ્મત્‌ હારો નહિ કદિ જરા હિમ્મતે મર્દ થાવુ
આત્મશક્તિ પ્રગટ કરીને, હિમ્મતે મોક્ષ જાવુ ૩

અજ્ઞો બોલે પ્રતિકુળ ઘણા લક્ષ ના રાખ તેમાં
જ્ઞાની બોલે સકલ સુખદ લક્ષ્ય તુ રાખ એમા

ન્યારા પન્થો સકલજનના સર્વની વાત ન્યારી
સારુ લાગે ગ્રહણ કર તે શાન્તતા ચિત્ત ધારી ૪

શ્રદ્ધા, ભક્તિ, પ્રેમથી તરવો આ સંસાર
સેવક થઇ સ્વામી બનો ગુરૂ ચરણ ચેટીસાર ૫

ૐ ૩ શાન્તિ ૩

× × × ×

મુમ્બઇ શ્રેષ્ઠરા૦ ને બુદ્ધિસાગર ના આત્માગમ ખેમચન્દ્ર યોગ્ય ધર્મલાભ

અધ્યાત્મકલ્પ વૃક્ષની રક્ષા કરો રક્ષા કરો
ખવાળની રક્ષા કરો ને વાડની રક્ષા કરો
જે વૃક્ષફળના સ્વાદની આનન્દ દરિયો ઉછળે
તે વૃક્ષના શુભ ક્ષેત્રની રક્ષા કરો મોટા બળે ૧

જે યોગીઓનુ શાન્ત સરવર તેહની રક્ષા કરો
જે જે પ્રસગ જે ઘટે તેમાંજ બળને વાપરો
અધ્યાત્મરસના પોષકોની સેવના સાચી કરો
દુર્જનતણુ બળ ટાળવા સુયુક્તિઓ દિલમા ધરો ૨

અધ્યાત્મરસના નાશકોના સર્વ બળને સંહરો
અધ્યાત્મરસને પોષવા વ્યવહાર શક્તિ વાપરો
સાચા ગુરૂના સેવકો નિજ આત્મબળને વાપરે
બુદ્ધ્યબ્ધિસૂરિ ધર્મરક્ષકક્ષત્રિયો ધાર્યું કરે ૩

ૐ ૩ શાન્તિ

× × × ×

મુ સાણી૦ હે સુદ્ધિતાર સ ૧૯૭૨ ના માહ શુદિ ૧૨ શ્રી સાણંદ તત્ર ) ના આત્મારામ ખેમચંદ તથા ના કેશવનાર નાગજી યોગ્ય ધર્મલાભ.

## કવ્વાલી

લખેલો પત્ર તર વાન્ચો, હકીકત સહુ લખી જાણી,
વિહારે દેવચંદનને, થતો ઉપદેશ જૈનોને ૧

ઘણા જિનમન્દિરો જૂના, વગલી પેઠ મહામા,
તથા દેરાસ પોળોમા, નિહાળે તોર મન થતો ૨

હજી કુમારીયા ભાગ્યુ, જવાનુ પ્રાય થવાનુ,
રહે તો લાભ લેવાને, કદી ના ભૂલ આ વખતે ૩

હતી જાહોજલાલી બહુ, અહો પૂર્વેજ જૈનોની,
જણાતી ના અધુના એ, ગતિ છે દૈવની ન્યારી ૪

રહી તો જૈનબંધુઓ, પડ્યા છે ઘોર નિદ્રામા
પરસ્પર ક્લેશ કકાસે, નકામુ આયુ જાળે છે ૫

ભણે ના ધર્મની વિદ્યા, પરસ્પર સંપી ના ચાલે,
અરે આ શી ? દશા આવી, નદી ના પાણીમા બાકી ૬

વધે છે ક્લેશ જૈનોમા, ખરાબીઓ વધે તેથી,
ઘટે છે જૈનની વસતિ, થશે શુ ભાવિમા એથી. ૭

ઘણા નિર્ધન અરે જૈનો ભમે ત્યા ભીખ માગે છે;
મરે રખડી ઘણા બાળો, ઘણા વટલાય છે જનો ૮

ગૃહસ્થો લક્ષ્મીના મદની, કરે છે રાખ લક્ષ્મીની
કરે ના સાહાય્ય તેઓની, સ્વધર્મિની સગાઈ ક્યા ૯

નકામા ખર્ચ જૈનોમા, થતી લખલૂટ લક્ષ્મીની
ગુરૂઓ પોક પાડીને, કથે તેની અસર ક્યા છે ૧૦

સ્વચ્છન્દે વર્તતા જૈનો, નહીં ગણુનારતા સાધુ,
ભમાવ્યાથી કુગુરૂઓના, નિખેપે શ્રેયમા પથરા ૧૧

ગુરૂકુલો વિના પ્રગતિ, થવાની ના ગૃહસ્થોમા,
સુધારો એજ જૈનોને, ખરેખર દાન કરવાનો. ૧૨

રહ્યા પાછળ અરે જૈનો વધે આગળ અરે બીજા,
નિહાળે ના અરે અન્ધો પ્રવૃત્તિમાં રહ્યા પાછા ૧૩

પ્રવૃત્તિ વિણ નિવૃત્તિની, કદી રક્ષા ન થાનારી,
જુવે જૈનો અરે ક્યાથી, ગુરુગમ વણ યતું ના કંઇ ૧૪

હવે તો જ્યારથી જાગ્યા, અહો હો ત્યારથી કરશો,
સદા જૈનોન્નતિ કાર્યો, તમારૂં શ્રેય છે તેમા ૧૫

ઉઠાડો ઉંઘતાઓને, જગાડીને કરો કાર્યો,
કરો સેવા ઉદય માટે, પરસ્પર સાહાય્ય આપીને ૧૬

પરસ્પર મૈત્રી ધારીને, નકામા ક્લેશ ટટાઓ,
ત્યજી મોટી ધરી દૃષ્ટિ, કરો જૈનોન્નતિ સેવા ૧૭

ગુરૂ આજ્ઞા ધરી શીર્ષે હઠો ના સંકટો પડતા,
બુદ્ધ્યબ્ધિસદ્ગુરૂ શિક્ષા, પ્રમાણે વર્તશો યત્ને ૧૮

ૐ ૩ શાન્તિ ૩

× × × ×

મુકામ માણસા

સુશ્રાવક ભક્ત આત્મારામ ખેમચંદ યોગ્ય ધર્મલાભ

૧ દુનિયાના શુભાશુભ શબ્દો નામ અને રૂપથી સ્વાત્મા ભિન્ન જાણ્યો હોય છે તોજ ચિન્તા શોક અને રોગથી ઘણા અંશે મુક્ત થઇ શકાય છે

૨ આત્માના અનુભવ પ્રમાણે વા સ્ફુરણા પ્રમાણે વર્તીએ તો મગજ ઠેકાણે રહી શકે છે

૩ મનપર થતો શોકચિંતાદિનો બોજો ન્યૂન કરાય છે તોજ ભાન રહે છે

૪ નકામી જીંદગી સબંધી કલ્પનાઓ કરીને આત્મહત્યા કરવી તેના સમુ કોઇ [illegible] પુસ્તક મડતા. મનુષ્યોને સ્વજીંદગી ખરાબ લાગે છે મનુષ્યની [illegible] મળતી નથી

૫ મૃત્યુના વિચારોથી અનીષ્ટપરિણામ આવે છે આખી દુનિયા સામી પડે તોપણ આત્મજ્ઞાની સમભાવે તે સર્વ સહીને કર્મયોગી બનેછે

૬ જે આ ભવમા સહન કરવાનું છે તેનાથી, બ્હીશો અને જીંદગીનો નાશ થશે તો પરભવમા તે ભોગવ્યા વિના છૂટકો થવાનો નથી માટે પુરૂષાર્થ અવલમ્બી હિમ્મત ધારણકર અને બહાદૂર બન !!! બને તો જન્માસ્થાનનો બંધોકર

૭ જશ અપજશની બ્રાન્તિથી, દૂર રહે. આનન્દમય પોતાનો આત્મા છે તેના ઉપર કોઇની, અસર નથી એમ દેખ એજ ગુરૂની આજ્ઞા પાલ !!
ॐ शान्ति ३

× × × ×

ॐ शान्ति ३

લે૦ ધર્મલાભ વિશેષ ગુરૂકુલ માટે લખ્યુ તે જાણ્યુ તે સબધી વિચારદ્વારા માર્ગ દેખાડવાનો આપણો મુખ્ય ધર્મ છે માટે જે કરે તેને કરવા દો પરિપૂર્ણ સાધનોની સિદ્ધિ થયા બાદ જે કરવાનું હશે તે કરાશે તેમા લાગણી ઉત્સાહ પ્રયત્ન માટે પરસ્પર હૃદયની સાક્ષીજ માની લ્યો ×××××× જૈન પત્રમા ત્રણ રવિવારે ગુરૂકુલ સબધી લેખો લખીને કેવી યોજનાઓથી ઉભુ કરવુ તે માટે ચર્ચા કરો ગુરૂકુલની કેવી યોજનાઓ જોઇએ તે સબંધી જાહેર વિદ્વાનોના અભિપ્રાયો માટે જાહેરમા લેખોની માગણી કરો ગુરૂકુલની શિક્ષા લોકો સમજે, અને તેથી, ખરી બીનાથી માહિતગાર થાય એ વાતને માટે લેખો લખો, ધર્મસાધન કરશો.

× × × ×

સ ૧૯૭૦ અ. સુ. ૭

ચાતુર્માસસ્થળ મુકામ માણસા લેખક બુદ્ધિસાગર

શ્રી જૈન બાલ મિત્રમડળ તથા સેક્રેટરી ચીમનલાલ વાડીલાલ યોગ્ય, ધર્મ લાભ વિ તમારો પત્ર પહોંચ્યો શ્રીમદ્ ગુરુવર્ય રવિસાગરજી જીવનચરિત

રચનાર્થ વિજ્ઞપ્તિ તમોએ કરી તે સ્વીકારવામા આવે છે અને તેની અવસરે પ્રવૃત્તિ કરીશ બાલમિત્રમડલે બાલ્યકાલમા અત્યુત્તમ ગુરૂ ભક્તિ સેવા પ્રચારક સાહસ કર્યું છે અને તેનો પ્રવોધ વિશ્વમા પાડવા પ્રયત્ન કર્યો છે તેથી હુ પ્રમુદિત બનુ છુ તમારા આવા પ્રશસનીયકાર્યો તમારા જીવનમા વારવાર થાઓ અને તેથી તમો સ્વપર આત્માઓની ઉન્નતિ કરવા ભાગ્યશાલી બનો એમ આશી દઉછુ તે સફલ થાઓ હાલ જેવો ઉત્સાહ છે તેવો ભવિષ્યમા રહેશે કે કેમ તે વિચારશો વિ તમારા બાલ મિત્રમડલના સર્વ બધુઓ આવી બોધ લ્યો તમારા શુભ વિચારોની વૃદ્ધિ થાય એમ બને એ ઇચ્છુ છુ વિદ્યાર્થી જીવનને ઉન્નત કરવા પ્રયત્ન કરશો તમારી આત્મોન્નતિ થાય એવા પ્રયત્નો જારી રાખશો તમોએ જયતીમા અગ્રભાગ લીધો તેથી હુ તમને ધન્યવાદ દઉ છુ અને ભાવી હશે તો તમારા શુભોત્સાહની વૃદ્ધિમા મારાથી બનતી સાહાય્ય આપી તમને ઉચ્ચ કરવા પ્રયત્ન કરીશ જે જે વક્તાઓએ ભાષણ આપ્યા તેઓને ધર્મલાભ પૂર્વક ધન્યવાદ આપુ છુ ધર્મ સાધન કરશો ધર્મકાર્ય લખશો ૐ૨ શાન્તિ ૩

× × × ×

મુ માણસા લે.

શ્રી સાનન્દ તત્ર શ્રદ્ધાદિ ગુણાલકૃત સુશ્રાવક આત્મારામ ખેમચદ યોગ્ય ધર્મલાભ વિશેષ તમારો પત્ર આવ્યો વાચી સમાચાર અવબોધ્યા આત્મશાન્તિ માટે અધ્યાત્મશાસ્ત્રોનો ઘણો અભ્યાસ કરવો જોઇએ અને ગુરૂગમ લેવા માટે ગુરૂના પાસાવેઠી અનુભવ જ્ઞાન પ્રાપ્ત કરવુ જોઇએ પ્રભુનો સાક્ષાત્કાર કરવો અને અધ્યાત્મજ્ઞાનવડે આત્માનો અનુભવ સાક્ષાત્કાર કરવો એ એકજ છે અધ્યાત્મજ્ઞાની ગુરૂના પાસા વેઠવાથી અધ્યાત્મ શાતિ પ્રાપ્ત થઇ શકે છે અતએવ અધ્યાત્મશાસ્ત્રોના અભ્યાસ પૂર્વક ગુરૂગમ લેવા ગુરૂ પાસા સેવવા પ્રયત્ન કરશો જેની લગની લાગે છે તેની પ્રાપ્તિ કરી શકાય છે અધ્યાત્મ જ્ઞાનની લગની લાગ્યા પશ્ચાત્ ઉન્મનીભાવ પ્રાપ્ત થાય છે તમોગુણી ભક્તિ, રજોગુણી ભક્તિથી ઉત્તમ એવી સાત્વિક ભક્તિની પ્રાપ્તી કરવી જોઇએ અને પ્રીતિદ્વારા ગુરૂનુ હૃદય લેવા ગુરૂના સૂત્રોના સર્વ આશયો ધ્યાનમા રાખીને વાચી તેના ભાવા

थईने હृदयमा पचाववो જોઇએ એટલે આત્માનન્દના અધિકારી બનવાને યોગ્ય થશો ३ ॐ शान्ति ३

× × × ×

મુમ્બ. અમદાવાદથી લે૦—બુદ્ધિસાગર સુશ્રાવક વા આત્મારામ ખેમચંદ યોગ્ય ધર્મલાભ. વિ. પત્ર પહોંચ્યો. શ્રાવકના પ્રાત કૃત્યોની યોજનાઓને જાણવી હોય તો શ્રાદ્ધવિધિ, શ્રાદ્ધદિનકૃત્ય વગેરે ગ્રન્થોમાથી મળી આવશે ધર્મરત્નપ્રકરણમાથી શ્રાવકોના આચારોનુ અને વિચારોનુ વિવેચન મળી આવશે. તે ગ્રન્થોનુ પૂર્ણ મનન કરીને પરસ્પર વિરોધ આવતો હોય તેનુ સમાધાન કરી લેવુ ધાર્મિકકાર્યોમા દત્ત ચિત્તવાળો હોવાથી હાલ ઘણુ તમને પત્રદ્વારા વિશેષ લખી શકુ તેમ નથી પ્રાત કાલમા કરતા આવડતા હોય તો છ આવસ્યક કરવા યોગ્ય છે અને તેની પૂર્વે આત્માનુ શુદ્ધસ્વરૂપ ધ્યાવવા યોગ્ય છે આત્માનુ શુદ્ધસ્વરૂપ કેવી રીતે ધ્યાવવુ જોઇએ તેનુ પરમાત્મજ્યોતિ, સમાધિશતક, આત્મપ્રકાશ, યોગદીપક વગેરેમા વિસ્તારથી સ્પષ્ટીકરણ કર્યું છે પૂર્વાચાર્યોના ગ્રન્થોમા તત્સબધી સમ્યગ્ સ્પષ્ટીકરણ કરવામા આવ્યુ છે

આત્માનુ શુદ્ધસ્વરૂપ ધ્યાવવાથી જીવનમા દુખાશ ભાસતી નથી અને જો જીવનમા દુખાશ ભાસે તો સમજવુ કે આત્માના શુદ્ધસ્વરૂપનુ ધ્યાન ખરેખરી રીતે કરવામા આવ્યુ નથી જાણો તો જાણી લો કરો તો કરી લો સ્થિર વૃત્તિની લીલા જુદા પ્રકારની છે જ્યા સુધી તમે પોતાને જાણી શક્તા નથી ત્યા સુધી તમે મ્હને જાણી શકવાના નથી અને તેમજ આખી દુનિયાને જાણવા સમર્થ થવાના નથી

આત્મજીવનનો ક્ષણે ક્ષણે વિકાસ થાય એવા સદ્વિચારો અને આચારો સેવવાની ખાસ જરૂર છે મ ાજની સમતોલના, દૃઢસકલ્પ, સતતપ્રયત્ન, ઉત્સાહ, અભેદભાવ કર્મયોગ પ્રવૃત્તિ ઇત્યાદિવડે આત્માની પરમાત્મદશા પ્રાપ્ત કરવા જે પ્રયત્ન કરે છે તે પોતાના જીવનમા ઉત્તરોત્તર સ્થિરતા, નવીનતા, ઉચ્ચતા, શુદ્ધતા, અને આનન્દતાનો અનુભવ કરે છે

× × × ×

અમદાવાદથી લે.          સુશ્રાવક શા આત્મારામ ખેમચંદ યોગ્ય ધર્મલાભ વિશેષ પત્ર પહોચ્યો પ્રભુની ભક્તિમા લક્ષ્ય રાખશો સર્વ જીવોને સદા ખમાવતા રહેશો કોઇ જીવની સાથે વૈર વિરોધ ન થાય તે લક્ષ્યમા રાખશો કોણ જાણે કયારે આ શરીર છૂટવાનુ છે તેનો નિશ્ચય નથી આયુષ્યનો ભરૂસો નથી માટે એક ક્ષણને લાખેણી જાણીને જરા માત્ર ધર્મ સાધનમા પ્રમાદ કરશો નહિ આત્માને વૈરાગ્યવડે અને બારભાવનાવડે ભાવવો. ધર્મમા ચોલમજીઠ રંગ ધારણ કરવો નકામી વાતોમા લક્ષ્ય ન આપતા સમયનો સદુપયોગ કરવા લક્ષ્ય દેશો ધર્મરત્નપ્રકરણના છપાયલા સર્વે ભાગો વાચી જશો આગમસારનુ વાચન શ્રાવક મગનલાલભાઇની સાથે રહી કરવુ જૈન ગ્રન્થો જેટલા વચાય તેટલા વાચી જવા આત્માને [illegible] સદાકાલ ઉત્તમ ભાવનાઓ ભાવવી કષાયોની મંદતા કરવા દરરોજ [illegible] કરશો સંસારની અનિત્યતા ભાવીને પૌદ્ગલિક વસ્તુઓ ઉપરથી રાગ [illegible] અને આત્માના ગુણોનો રાગધારણ કરવો દેવગુરૂ ભક્તિ કરવી. સર્વ [illegible] મુક્ત થવા અને આત્માનુ સહજ સુખ પ્રાપ્ત કરવા અત્યંત તીવ્ર [illegible] ધારણ કરવી

મનુષ્યોના મન સદા એક સરખા રહેતા નથી [illegible] સ્વભાવવાળા હોય છે શુદ્ધપ્રેમ, ભક્તિ, દઢ શ્રદ્ધા, [illegible] વગેરે ગુણોની પોતાનામા કેટલી શક્તિ જામી છે તેનો [illegible] આત્મા છે તેના પર યદિ વિશ્વાસ હોય તો [illegible] નથી વિચારોની અને વચનોની આપ્તતા જો [illegible] તો પશ્ચાત્ બાહ્ય અનેક વિજાતીયસંયોગોની [illegible] નથી અને તેનાથી પોતાનો આત્મા ખાતો નથી. [illegible] નીતિવૃત્તિ અને આચારને પાળી શકે છે [illegible] જેવો થતો નથી આત્મકલ્યાણના માર્ગમા [illegible] કરવો પડે છે અને મનમા આવતી કલ્પનાઓને [illegible] પોતાનુ સ્વાર્પણ અન્ય પૂજ્યવ્યક્તિને [illegible] જોઇએ અને પશ્ચાત્ તો સત્ શિક્ષાને [illegible] જોઇએ માનના પૂજારી ન બનતા [illegible] બનવુ જોઇએ વાણીને વશમા રાખીને [illegible] તીર્થના [illegible] જોઇએ. આત્માની [illegible]

નકામા પ્રસગ વિનાના શબ્દોને બોલતા વારી આત્મકલ્યાણમા મન અને વાણીને યોજે

× × × ×

સુખમ માણસા લે૦ બુદ્ધિસાગર

તત્ર શ્રદ્ધાવત દયાવત દેવગુરૂ ભક્તિકારક સુશ્રાવક આત્મારામ ખેમચદ યોગ્ય તથા ભાઇ કેશવલાલ નાગજી યોગ્ય ધર્મલાભ તમારો પત્ર પહોંચ્યો ગીતાર્થ ગુરૂના હૃદયે સમીપ વસવાથી અનેક સ્વપરોન્નતિકારક વિચારોની શ્રેણિયોનો સુવ્યવસ્થાબદ્ધ અનુક્રમ અવબોધાયાથી પશ્ચાત્ તદનુસાર વિચાર શ્રેણિ પ્રવાહનું પ્રહવન થયા કરે છે ગીતાર્થ સદ્ગુરૂના વિચારોમાં વર્તમાન તથા ભવિષ્યનો ઉદય છે એમ પરિપૂર્ણ નિશ્ચય થયા પશ્ચાત્ ખરૂ શિષ્યત્વ યાને સેવકત્વ પ્રાપ્ત થાય છે સદ્ગુરૂનો આત્મા પોતાનામાં શ્રદ્ધા ભક્તિદ્વારા ઉતરે અર્થાત્ શિષ્યના હૃદયમા સદ્ગુરૂના ઉત્તમ વિચારો પ્રતિબિબિત થાય એવી સ્થિતિ પ્રાપ્ત કરવાથી સ્વપરાત્માઓને ઉદ્ધારવાની શક્તિ સપ્રાપ્ત થાય છે આ સ્થિતિ પ્રાપ્ત્યર્થે સદ્ગુરૂ લેખિત જ્ઞાન ગ્રન્થો અને પ્રતિબોધિત વિચારોનુ સ્મરણ મનન અને નિદિધ્યાસન કરવાની આવશ્યક્તા જણાવવામા આવે છે સદ્ગુરૂના પ્રકટ વા અપ્રકટ વિચારોનુ પરોક્ષમા મનન કરીને તેની જીવનમૂર્તિ રૂપ બનવુ જોઈએ યદિ આવી સ્થિતિ સપ્રાપ્ત થાય તો મન વચન અને કાયાના યોગનુ વિદ્યુતની પેઠે શુભ માર્ગમા પરિણમન થાય અને તેનો પૂર્વના કરતા સ્વાત્મા સબધી ઉત્તમ અનુભવ અનુભવી શકાય. ઉત્તમજ્ઞાન દ્વારા સદ્ગુરૂ ભક્તોની આવી સ્થિતિ થાય છે અને તેથી આત્મજીવનની શુદ્ધતામા વૃદ્ધિ અને ઉત્કર્ષતા સ્વયમેવ અવબોધાય છે એમા અન્યપ્રમાણનો અવકાશ ક્યાથી હોય ? જ્ઞાન પરિકર્મિત વ્યવહાર શિષ્ટાચારાદિમા આત્મા સ્વયમેવ પ્રભાશી શકે છે સ્વયમેવ આવી સ્થિતિમાં કેટલી પોતાની યોગ્યતા છે તેનો વિચાર કરીને અગ્રિમ સ્થિતિ પ્રાપ્ત કરવા અવશ્ય પ્રયત્નશીલ થવુ એ સમયોચિત કર્તવ્યતાનો ભાર સ્વશીર્ષ ધારવો જોઇએ ઉપર્યુક્ત કથનનો સાર મનનીય અને આદેયતા રૂપ અવબોધીને કર્તવ્યપરાયણ થવુ ૐ રૂ શાન્તિ રૂ.

× × × ×

મુકામ પેથાપુર લે૦

સુશ્રાવક આત્મારામ ખેમચંદ યોગ્ય ધર્મલાભ વિશેષ તમારો પત્ર મળ્યો તમો જે માટે લખો છો તે સત્ય નથી માટે તે વાત કરવી યોગ્ય નથી તેમ છતા તમારો આત્મા એકાન્ત ગગદષ્ટિએ વા ભોળપણે તેમ કરવા હા પાડતો હોય વા તમારીદૃષ્ટિએ તમને સત્ય જણાતુ હોય તો તેમા અમારી ના નથી ભવિષ્યમા પરિણામ સારૂ નથી રાગના સ્થાને વૈરાગ્યની જરૂર છે અને સમતાથી કાર્ય કરવાની જરૂર છે ઝાંઝવાનુ જલ તે ખરૂ જલ નથી છતા મૃગો ભ્રાન્તિથી દોડીને થાકી જાય છે વ્યાવહારિકરીતિએ અને ધાર્મિકરીતિએ જે કર્તવ્ય કરવાનો ત્હારા શીર્ષ પર બોજો છે તે વહ્ન કર શ્રાવકના અધિકાર પ્રમાણે દરરોજ પ્રવૃત્તિ કર પરવસ્તુમા નકામો ભ્રાન્તિથી મુગ્ધઇને અસત્યસબધોને સત્ય સબધો માની લેઇ વિકલ્પ સકલ્પ કરી દિવ્ય માર્ગથી શા માટે ભ્રષ્ટ થાય છે ત્હારે કોઇની જરૂર નથી ત્હારા આત્માને સુધાર જ્ઞાનાભ્યાસમા વૃદ્ધિ કર સૂડના ગાગડે ગાધી માનીને આગળ અભ્યાસ કરવામા જે પ્રમાદ કરે છે, તેથી ભવિષ્યમા પશ્ચાત્તાપ પામીશ, માટે પ્રકરણો વગેરેનો અભ્યાસ કર કોઇની અપેક્ષા ન રાખ ત્હારા વ્યાપારમા લક્ષ રાખ કર્તવ્ય પ્રમાણે પ્રવર્ત્યા વિના પુસ્તકોના વાચન માત્રથી ખરૂ જ્ઞાન વર્તુ નથી શાસ્ત્રોનુ જ્ઞાન કરવા પ્રયત્ન કર ધર્મક્રિયામા પ્રવૃત્તિ કર આત્મસાક્ષીએ રૂચે તે કર ત્હને રૂચે તે કર હુ તેમા માથુ મારવા ઇચ્છતો નથી ૐ ૨ શાન્તિ ૨

× × × ×

મુકામ પેથાપુર લે૦

સુશ્રાવક શા આત્મારામ ખેમચંદ યોગ્ય ધર્મલાભ જે મહાત્મા સ્વામી પાસે પ્રાણાયામ કરવા વિચાર રાખો છો તે પણ અહિંઆ આવશો ત્યારે આ દેશમા તેમની પાસે તમને મોકલવામા આવશે માટે ઇચ્છા હોય તો અત્ર આવવુ ××××× વિશેષ–હિમ્મત ન હારી જવી પત્થર જેવી છાતી રાખીને વર્તવુ કદી ગભરાઇ જવુ નહિ ગભરાઇ જવુ એ બાયલા નપુસકનુ લક્ષણ છે કર્મયોગીઓ હજારો વિપત્તિયો વચ્ચે ઉભા

રહ્યા અને રહે છે તેઓ ધર્મને સમજનાર જાણવા ચારે તરફનો ઉપયોગ રાખવો

વિ સામયક, પ્રતિક્રમણ, પૂજા અને ભણવામા પ્રવૃત્તિ સેવશો કેશવલાલનો પત્ર આવ્યો હતો તેનો જવાબ આપ્યો હતો

અપેક્ષાઓ સમજી કાળજી કેમણે રાખી વર્તવુ સાધુનો ધર્મ ફક્ત ઉપદેશ દેવાનો છે કોઇ બાબતમા પડવાનો નથી (સંસારિક બાબતોમા)

× × × ×

મુકામ તારગા લે૦

સુશ્રાવક શા આત્મારામ ખેમચંદ યોગ્ય ધર્મલાભ વિશેષ તમારા સર્વે પત્રો પહોચ્યા તમારો લેખ અહિંઆ માસ્તર નકરલાલ ડાહ્યાભાઇને છપાવવાનુ કહી આપ્યો છે લેખમા કંઇ વિશેષ નથી તમારી કાવ્યશક્તિ જો અભ્યાસ વધારશો અને વિદ્વત્ કવિજનોનો સમાગમ રાખશો તો વૃદ્ધિ પામશે ઉપદેશ માટે લખ્યુ તે જાણ્યુ વર્તમાનમા ચાલતી ચર્ચાઓ પુસ્તકો અને શાતા અને અશાતાના કારણોથી મનોવૃત્તિ પ્રમાણે જે તમે વિચારશો તેમા મારા હૃદયનો ઉપદેશનો કંઇક ભાગ સાપેક્ષ દષ્ટિથી વિચારશો તો આવી જશે તો પણ સત્સમાગમથી જે સાક્ષાત્ લાભ મળે છે તે તો ઓરજ પ્રકારનો પ્રત્યક્ષ અને પરોક્ષમા ઘણો ફેર છે ધર્મ સાધન કરશો સર્વને ધર્મ લાભ

× × × ×

# ક્ષમાપના પત્રમ્

( લેખક-બુદ્ધિસાગર )

ધર્મબંધુ ધર્મલાભ વિશેષ ક્ષમાપનાની એ વિધિએ સદાકાળ ક્ષમાપના હો, ક્ષમાપના એ હૃદયની અશુદ્ધતાનું પ્રક્ષાલન કરવા સ્વચ્છવારિ સમાન છે ક્ષમાપનાથી આત્માને પવિત્ર આશય પ્રગટ થાય છે ક્ષમાપના એ સકળ પાપ ધોવાનો દિવ્ય ઉપાય છે ધર્મબંધો ! ! ! ક્ષમાપનાને કરતા એવા ઘણા ભવ્યાત્માઓ સિદ્ધબુદ્ધ મુક્ત થયા ક્ષમાપના એ દિવ્યૌષધિ છે આત્માના ઉંડા જ્ઞાનપ્રદેશમા ઉભેલા મહાત્માઓ ક્ષમાપનાનું વસ્તુત વાસ્તવિક સ્વરૂપ અવબોધી શકે છે ક્ષમાપનાના માર્ગપ્રતિ ગમન કર્યા વિના શિવપુરની પ્રાપ્તિ થતી નથી ક્ષમાપના એ મોક્ષનું બારણુ છે અનેક જીવો સાથે અનન્તભવ પરિભ્રમણ કરતા જે જે ક્રોધાદિક સબધે જે જે કર્મ ગ્રહણ કર્યા હોય તેનો સબધ છેદવાને ક્ષમાપનાનું શરણ અગીકાર કરવુ જોઇએ અન્તરમા ઉંડો પશ્ચાત્તાપ થયાથી કર્મના કઠિનપત્થરો માખણની પેઠે ઓગળી જાય છે આપણી આંખે દોષ કરનારા, અપરાધ કરનારા અશુભ કરનારા, અનેક જીવોની શરીરાકૃતિઓ દેખાય છે તે જીવોપ્રતિ ઉદારદિલથી માફી આપ્યાથી આપણામા ત્યાગ, ક્ષમા અને ઉદારપણાનો ગુણ પ્રગટે છે જેણે પોતાની સાથે પ્રતિકુલ સબધ રાખ્યો હોય, અને પોતાની દૃષ્ટિથી પોતાને પ્રતિકુલ જણાયા બાદ તેની સાથે અપ્રીતિ-દ્વેષ ખેદ આદિ થતા હોય તેવી વ્યક્તિ ઉપર પણ તેવી અપ્રીતિ ખેદ ઉત્પન્ન ન થાય અને તેના ગુન્હા માટે તે વ્યક્તિને પણ હૃદયથી ઉદારભાવે માફી આપવામા આવે અને શુદ્ધપ્રેમ યાને મૈત્રીભાવથી વર્તવામા આવે ત્યારે ક્ષમાપનાના દ્વાર આગળ જવાનો અધિકાર પ્રાપ્ત થાય છે ધર્મબંધો ! આપણી મનોવૃત્તિથી વિરૂદ્ધવર્તનવાળાઓ ઉપર પ્રાય. દ્વેષ ઉત્પન્ન થાય છે અને વૈરનો બદલો વૈર તરીકે લેવા આપણું મન ઉશ્કેરાય છે અને તેથી અનેક ઉપાયે પ્રતિકૂલ વ્યક્તિનુ અશુભ કરવા પ્રવૃત્તિ થાય છે આવા પ્રસગે વૈરનો બદલો કરુણા અને મૈત્રીભાવનાથી વાળીને ક્ષમાપનાના ઉંડા પ્રદેશમા ઉતરવાની જરૂર પડે છે કોઇ પણ વ્યક્તિએ આપણા ઉપર વૈર ધાર્યું હોય અને તે આપણા જાણવામા હોય તો આપણે અતઃકરણથી તેની ક્ષમાપના ઇચ્છવી એવો વીતરાગનો ઉપદેશ છે 'સર્વ મનુષ્યજાત નિર્દોષ જ હોય એવી કયાથી આશા રાખી શકાય' ! ! ! મોટા મોટા મુનિવરો પણ કર્મના ઉદયે આગળના પગથીયાથી પાછા પડે છે તો

આપણો શો હિસાબ ! છદ્મસ્થદૃષ્ટિ-જીવ ભૂલે છે, અને આગળ પણ કારણ સામગ્રી પામી ચઢે છે આપણે તો દોષીના ઉપર પણ શુદ્ધપ્રેમમૂળભૂત મૈત્રીભાવના ધારણ કરવી જોઇએ. આપણી ભૂલો જેમ કર્મના ઉદયથી થાય છે તેમ અન્યો પણ કર્મના ઉદયથી ભૂલ કરી શકે છે માટે અન્યોના દોષોને ન દેખતા ગુણાનુ રાગદષ્ટિથી તેઓના ગુણો દેખવા જોઇએ અને દોષીઓના દોષોથી દોષીઓ ઉપર દ્વેષ ન પ્રગટે તેમ ઉદારદૃષ્ટિથી તેઓની સાથે ક્ષમાપના કરવી જોઇએ અન્યોના દોષોથી અન્યો ઉપર દ્વેષ ધારણ કરવાથી કોઇ રીતે તે જીવોને તથા પોતાને ફાયદો થઇ શકતો નથી અને તેમજ અન્યોના દોષોમા ચિત્ત રાખવાથી તે તે દોષો પોતાનામા પ્રવેશ કરી શકે એવો સભવ રહે છે કારણ કે દોષો ઉપર ચિત્ત રહેતા દોષોની સાથે ચિત્તનો ધ્યેયાકાર સબધ થાય છે અને તેથી દોષદૃષ્ટિ વધતી જાય છે અને પરિણામે એક દુર્ગુણથી અન્યદુર્ગુણો પ્રગટવાનો સભવ રહે છે માનસિક દોષો ટાળવા માટે ઘણાકાળપર્યંત અભ્યાસ કરવો પડે છે આપણી દૃષ્ટિએ સાક્ષાત્ જે અપરાધો લાગતા હોય છે તેમા પણ ભૂલ થવાનો સભવ રહે છે અન્યોના હૃદયના વિચારાશયો અવબોધવાની ઘણી જરૂર છે ઘણાકાળપર્યંત તેના હૃદયની પાસે રહ્યાવિના તેના હૃદયની વિરૂદ્ધમત બાંધીને આપણે ભૂલ કરી વૈર વિરોધ વધારી શકીએ એવો પ્રસગ પ્રાપ્ત થાય છે માટે અન્યોના હૃદય તપાસીને તેઓનાથી વિરૂદ્ધ જે જે અભિપ્રાયો બાંધી અશુભવિચારો કર્યા હોય તેની ક્ષમાપના કરવી જોઇએ **આપણા ધાર્યામા અનેક ભૂલો આવી જાય સર્વજ્ઞ વિના અન્યોના આશયો પરિપૂર્ણ ન જાણી શકાય.** વિચારભેદથી ક્લેશ થવાનો પ્રસગ રહે છે મતભેદથી પણ વ્યક્તિદ્વેષ થઇ શકે છે જગતમા સર્વજીવોના એકસરખા વિચારો હોતા નથી ભિન્નભિન્નધર્મની ઉપાસના કરનારા મનુષ્યોમા અશે અશે કઇક સત્ય અવલોકી શકાય છે બાકી વીતરાગ શાસનવિના ભૂલો થવાનો સભવ રહે તેથી ભૂલો કરનારી વ્યક્તિઓ ઉપર દ્વેષ ન ધારતા મધ્યસ્થ-મૈત્રીઆદિ ભાવનાઓ ધારણ કરવી એ વીતરાગનો સત્ય માર્ગ છે ધર્મબંધો ! ! ક્ષમાપનાના ઉંડા પ્રદેશમા ઉતરો ! સર્વજીવો પોતાના મિત્ર સમાન છે એવો હૃદયકમ્પકર સર્વજીવોને હુ ખમાવુછુ નાના અને મોટા સર્વજીવો મારા આત્મા તુલ્ય છે એમ ભાવ ધારણ કરીને શુદ્ધપ્રેમદૃષ્ટિથી સર્વજીવોને દેખ. પૂર્વના અશુભ સબધોને અભેદી નાખીને પરતુ આત્મદૃષ્ટિથી સર્વને દેખુ છુ એવો ભાવધારણકર કાળા ડગલામા રહેલા મનુષ્યના આત્માને દેખ. કાળા ડગલાથી અન્તરમા રહેલા

આત્મા ઉપર દ્વેષ ખેદ ધારણ કર નહિ !!! પોતાનાથી પૂજ્ય એવા મનુષ્યોમા પણ ગુણો અને દોષો રહેલા હોય છે કોઇમા ગુણો વિશેષ હોય છે અને એક બે મોટા દુર્ગણો પણ હોય છે દુર્ગણો ટાળવા માટે જ્ઞાનીઓ પણ પ્રયત્ન કરે છે પૂજ્ય મનુષ્યોના સદ્દગુણો તરફ રૂચિ ધારણ કર અને દોષ તરફ અલક્ષ રાખ રોગી મનુષ્યમા એક રોગ હોય તેથી સર્વથા તેનો ત્યાગ કરવો ન ઘટે કારણ કે રોગને ટાળવાથી ફાયદો છે રોગીનામા સર્વ રોગોજ હોય અને તેના આત્મામા કઇ ગુણો ન હોય એવો નિયમ નથી રોગીઓ દોષથી મુક્ત થયા બાદ ઉજ્વલ થવાના રોગનો ઉદય ભોગવીને રોગીઓ પણ નિરોગી થવાના રોગીના રોગથી રોગીના આત્મા ઉપર દ્વેષ ધારણ કર્યો હોય તેની ક્ષમાપના કરીને ભવિષ્યમા પુન જાગ્રત્ રહી આત્મોન્નતિ કરવાની જરૂર છે આપણા સબધમા ઘણા મનુષ્યો આવે છે તેઓના આત્માઓને કોઇ પણ રીતે દુ ખવવામા આવે છે એવો દ્વેષના યોગે સબધ પ્રાપ્ત થાય છે માટે જે જે પ્રતિદ્વેષપરિતાપ વગેરે કર્યા હોય તે તે બાબતો સભારી સભારીને ઉદારદીલથી અન્યોને ખમાવવા જોઇએ કે જેથી ભવિષ્યમા વૈરની પરપરાઓ ન ભોગવી શકાય

લાખો વા કરોડો ગુન્હાઓ જેઓએ કર્યા હોય, આપણ સર્વથા પ્રકારે ગુરૂ કરવા જેઓએ પ્રયત્ન કર્યા હોય તેવા જીવો ઉપર પણ કરૂણા ધારણ કરીને માફી આપવી જોઇએ આપણી નિન્દા કરનારાઓ હોય, આપણા ઉપર આળ ચઢાવનારા હોય તેવા જીવો મોહના તાબામા આવી ગએલા હોવાથી તેઓ પોતાના આત્માની કિમ્મત સમજી ન શકે એમ બનવા યોગ્ય છે અને તેથી આપણને ન ખમાવે તોપણ આપણે તો પોતાના આત્માને શુદ્ધ કરવા ક્ષમાપના કરવી જોઇએ એ આપણો ધર્મ છે પ્રાય સબધમા આવનાર મનુષ્યોની સાથે દ્વેષ, ખેદ, કલેશ થવાનો સભવ રહે છે સબધમા આવનાર મનુષ્યોને, પશુઓને અને પખીઓને ખમાવવાની જરૂર છે આપણુ જીવન ઉચ્ચ કરવાને ક્ષમાપનારૂપનિસરણી ઉપર ચઢવાની જરૂર છે શ્રી મહાવીરપ્રભુએ ચડકોશીયાસર્પપર જેવી દ્દષ્ટિ ધારી હતી તેવી દૃષ્ટિ ધારણ કરવાને ઉચ્ચ ક્ષમાની આવશ્યક્તા છે, સામર્થ્ય છતા અપરાધીજીવોના ગુન્હાઓની માફી આપવી એ ઉત્તમ ક્ષમાપના કહેવાય ગભીરતાનો ત્યાગ કરીને તુચ્છતા ધારણ કરવાથી અનેક મનુષ્યોના દીલ દુખાવ્યા હોય તેની પણ પરમાત્માની સાક્ષીએ ક્ષમા માગવાની જરૂર છે સાગરની પેઠે ગભીર રહીને અન્યોના ગન રક્ષણ કરનારા ઉત્તમ મનુષ્યોની ક્ષમાના ઇચ્છક

મુ માણસાથી લે૦

સુશ્રાવક શા. કસ્તુરલાલ નાગજી તથા આત્મારામ ખેમચંદ યોગ્ય ધર્મલાભ વિશેષ-તમારો પત્ર આવ્યો હતો તમો જે માટે લખો છો તે બાબતમાં રૂબરૂમાં મળી ખુલાસો મેળવવાથી સમાધાન થશે ચાર તરફનો વ્યાવહારિક તથા નિશ્ચયનો ઉપયોગ રાખી સાધકબાધક સબંધોની વ્યવસ્થા જોઈ સ્વપરહિતાર્થે પ્રવૃત્તિ કરવી અને જ્ઞાનદર્શનચારિત્રની આરાધના કરવી માગશર વદિ પાચમ લગભગ આટલામા થશે પશ્ચાત્ યાત્રાદિમા પ્રવૃત્તિ થાય તો થાય સાનુકૂલ અને પ્રતિકૂલ સયોગો સબધી ખાસ લક્ષ દેઈ બનતુ કરવુ અને વિઘ્નકારક સબધોથી જાગ્રત્ રહેવુ અને અન્યોને જાગ્રત્ કરી પરભાવમા ફસામણી ન થાય એવુ પહેલાથી વિચારવુ અને પ્રવર્તવુ ધર્મસાધન કરશો સાધ્યભાવની પુષ્ટિ થાય એવા સયોગોને કળ, બળ અને ઉપયોગથી વધારવા ૐ રૂ શાન્તિ રૂ

× × × ×

સ ૧૯૬૯ પોષ સુદિ ૧૩

મુ અમદાવાદથી લે૦

સુશ્રાવક મગનલાલ તથા શાહ કેશવલાલ નાગજી તથા શા આ ત્મારામ ખેમચદ વગેરે યોગ્ય ધર્મલાભ વિશેષ બોધ કરવા પ્રવૃત્તિ કરશો સયોગ અને વિયોગથીજપદાર્થોનો સ્વભાવ અવબોધીને સમભાવે પોતાના જીવનને આનદમય કરવા જે કાઇ ગ્રાહ્ય હોય તે ગ્રહશો શ્રીવીતરાગદેવે ક્ષણિકતા જડતાવાળા પદાર્થોની મમતામા લક્ષ ન દેવાનુ દર્શાવ્યુ છે આપણી જીદગીમા આત્મધર્મની વૃદ્ધિ થાય તેજ કર્તવ્ય ધ્યાનમા રાખવાનુ છે આત્માના સબધમા ગમે તેવા મનુષ્યો આવે તોપણ પોતાની અને તેઓની વાસ્તવિકતાનો વિવેક કરવાથી સત્યનો માર્ગ ખુલ્લો દેખાય છે અને તેથી " આવેલ ને સત્કાર દે જનારનેજ વળાવજે " એવી તટસ્થકાર્યકરણપરાય ણતાની નિષ્કામબુદ્ધિ સ્વાધિકારકૃત્યને આગળ કરે છે, પણ નિર્લેપતામા સગતા કરાવતી નથી અને તેથી વાસ્તવિક આનદદશાનો નાશ થતો નથી આત્માના યોગોનો સ્વાધિકારે સદ્વ્યય થાય તો તેમાજ ફરજ છે એવો નિશ્ચય થતા દુનિયાના ,પદાર્થો ખરેખર આત્માને બાધી રાખવામા સમર્થ

મુ૦ પેથાપુર લે બુદ્ધિસાગર

શ્રી મહેસાણા તત્ર વૈરાગ્યાદિ ગુણાલંકૃત મુનિ ઋતસાગરજી યોગ્ય અનુવંદના વિશેષ પત્ર વાંચી સમાચાર જાણ્યા શારીરિક તનીયત જાળવશો દેહમાં રહ્યા છતાં દેહરૂપ પુદ્ગલોથી આત્માને ભિન્ન માનવો મન પ્રમાણની નામરૂપાદિની આસક્તિ વિના વ્યાખ્યાનાદિ કાર્યો કરવાં નામરૂપનો મોહ જાગ્રત્ થાય નહીં અને અભ્યમાન વિના કર્તવ્ય કરવાં એજ સંન્યાસીનો અર્થાત્ ત્યાગીનો ક્રમ માર્ગ છે જૈન પાઠશાળાના સ્થાપનમાં પ્રવૃત્તિ ન કરાવી પરંતુ આસક્તિ ત્યાગથી ધર્મ્ય પ્રવૃત્તિ વિના ત્યાગજીવનનો વિકાસ થતો નથી, અને ત્યાગીનો યોગ પરિપક્વ થતો નથી તેમ ખાસ લક્ષમાં રાખવું શ્રી રંગસાગરજી અને ભક્તિસાગરજી વગેરે સાથે ચાતુર્માસમાં ધર્મ ગોષ્ઠીમાં જીવન ગાળશો જૈનોની અને જૈનધર્મની પ્રગતિના જે જે ઉપાયો જણાય તેનો નિર્ભયપણે સચોટ ઉપદેશ દેવો ધાર્મિક જ્ઞાનના પ્રચાર માટે જે થાય તે કરવું, અને વ્યાવહારિક કેળવણીની સાથે ધાર્મિક કેળવણી મળે એવા પ્રયત્નો જારી રાખવા ઉપદેશ દેવો જૈનકોમ વ્યાપારી છે લક્ષ્મી પુત્રોમાં પ્રાય અજ્ઞાનતા રહે છે તેઓને સત્ય માર્ગે દોરવવામાં ખામી રાખવી નહીં જૈનોની લક્ષ્મીનો સદુપયોગ થાય તેમ ઉપદેશ દેવો સ્વાધ્યાયમાં ધ્યાનમાં અપ્રમત્ત રહેવું આગમોનું, ગ્રન્થોનું વાચન મનન કરવું શરીર બળનો ક્ષય ન થાય તેવી રીતે દરેક પ્રવૃત્તિ કરવી સારસંભાળ કે રીસ ગમ ન થાય તેવી રીતે પ્રવૃત્તિ કરવી શ્રી રંગસાગરજીનું મન આનંદમાં રહે તેમ સમયજ્ઞ થઈ પ્રવર્તવું કે જેથી ભવિષ્યમાં ધર્મ્યપ્રવૃત્તિમાં તેઓ સહાયકારી બને ધર્મસાધન કરશો ધર્મકાર્ય લખશો

ૐ ર્‌ અર્હમ્ શાન્તિ ૨ સં ૧૯૭૧ શ્રા સુદિ ૧

× × × ×

મુકામ પેથાપુર લે બુદ્ધિસાગર

શ્રી મેહસાણા તત્ર વૈરાગ્યાદિ ગુણાલંકૃત, મુનિ શ્રી રંગસાગરજી શ્રી ઋદ્ધિસાગરજી ઋતસાગર ભક્તિસાગર યોગ્ય અનુવન્દના સુખશાતા વિશેષ તમારો ધાર્મિક પત્ર મળ્યો વાંચી સમાચાર જાણ્યા પરસ્પર એક બીજાના આચારોને અપેક્ષાએ મેળવી ધર્મ પ્રવૃત્તિ

કરવી પ્રારબ્ધકર્મ ભોગવવામાં સમભાવ ધારણ કરવો અને વ્યવહારથી દાન વગેરેનો ઉપયોગ કરવો અભિનવજ્ઞાન પ્રાપ્ત કરવા સદા પ્રયત્ન કરવો સર્વદર્શનોના પુસ્તકો વાંચવા પરંતુ સ્યાદ્વાદ દ્દષ્ટિએ તેમાંથી સાગ્રહના લક્ષ દેવું ખંડન શૈલીએ ધર્મનો ઉપ૦ ... મુખ્યતાએ મંડન શૈલીએ ધર્મનો ઉપદેશ દેવો એક પણ સદ્વિચાર કર્યો નકામો જતો નથી એક પણ સદ્વિચાર આગળની આત્મોન્નતિમાં સાહાય્યભૂત થાય છે માટે મહર્વિચારોની ભાવના સદા કર્યા કરી આત્માની શુદ્ધતા કરવા માટે ખાસ લક્ષ્ય રાખીને જે બને તે સ્વપરાર્થે કરવું ફલની આશા રાખ્યા વિના સ્વાધિકાર રજ્જવી ધર્મ્ય પ્રવૃત્તિયો સેવવી અભય, અદ્વેષ અને અખેદતાને કર્મયોગી બની કર્તવ્યકર્મો કરવાં એમ સ્વકૃત કર્મયોગમાં વિવેચન કર્યું છે આ ભવમાં જે જે કર્તવ્યકર્મો કરાય છે તેનાથી ઉત્તમ સંસ્કાર જામે પરભવમાં આત્મોન્નતિ થવાની છે એમ ખાસ શ્રદ્ધા રાખવી રજોગુણી અને તમોગુણી વૃત્તિયોને પ્રગટતી વારીને આત્મોપયોગ રાખીને વા સાત્વિક બુદ્ધિથી કર્તવ્યકર્મો કરવા પણ અક્રિય જેવી દશાની તામસવૃત્તિને તો આધીન ન થવું જોઇએ શુદ્ધ બુદ્ધિથી જે જે કર્તવ્યો કરવામાં આવે છે તેનું અંતે ફલ સારૂં આવે છે ચોમાસા બાદ માણુંદ તરફ પ્રાય જવાનું થશે હરગોવિન્દદાસ વગેરેને ધર્મલાભ ધર્મસાધન કરશો ધર્મકાર્ય લખશો.

સં ૧૯૭૧ આસો સુદિ ૧૫

× × × ×

મુ વિજાપુર લે૦—બુદ્ધિસાગર.
સ. ૧૯૭૨ ના શ્રાવણ સુદિ ૧૫

શ્રી મેહસાણા તત્ર વૈરાગ્યાદિ ગુણાલંકૃત મુનિ જીતસાગરજી તથા ભક્તિસાગરજી યોગ્ય અનુવન્દના સુખશાતા

વિ૦ વિજાપુરમાં ઠાણાંગસૂત્ર તથા આવશ્યક બાવીશહજારી વંચાય છે છે પ જયચંદ્ર વગેરે કર્મગ્રન્થ ટીકા સહિત ધારે છે તમો ઠાણાંગસૂત્ર વાંચોછો તે જાણ્યું તમને સાણંદ તથા કલોલમાં ઉપદેશ આપ્યો હતો તે ધ્યાનમાં રાખશો આત્માની શુદ્ધ પરિણતિ માટે તે ઉપદેશ પ્રમાણે પ્રવૃત્તિ કરશો તમને જે જાપ જપવા જણાવ્યું છે, તે પ્રમાણે જાપ જપશો, શારીરિક પ્રકૃતિની શિથિલતાથી દૈન્ય ધારણ કરવું નહીં, પરંતુ કમનું દેવું

ચૂકવાને શાની મારી વેળા મળી છે એમ આ તરફના દૃઢ નિશ્ચય કરજો શુભા
શુભ પ્રારબ્ધ ભોગવવા આત્માની શુદ્ધતા થાય તેવા વિચારોમાં લયલીન
થવું અને સમભાવથી આત્માને ભાવવો પામે આવના મનુષ્યોને સન્માર્ગે
તેમના અધિકાર પ્રમાણે ચઢાવવા, અને તેઓને ધર્મથી રંગિત કરવા વિષમ
પ્રસંગોમાં આત્મસન્મુખ નિરોધ પ્રગટ થવું કે જેથી બાલભાવ રહે નહીં
આત્માનો ઉદ્ધાર આત્માએ આત્માવડે કરવો છે માટે આત્મરામી બનવું
જોઇએ દેવગુરુનું આલંબન તો જેટલી બને તેટલી આત્મોન્નતિ કરવી
શરીરને તો વસ્ત્ર સમાન માનવું તેના પર આસક્તિ ન કરવી, પરંતુ તે વડે
કર્તવ્યકર્મો કરવાં તત્ત્વજ્ઞાનના પુસ્તકો વાંચવા થોડું વાંચવું પણ ઘણું
મનન કરવું બીજું બોંતેરની સાલનું ચોમાસું મહેસાણામાં કર્યું છે હવે
ત્યાંના જૈનોની સ્થિતિ સુધારવા બને તેટલું કરશો ભક્તિસાગરજીને જણાવવામાં
ઉપયોગી થશો ધર્મ કથાવડે તે ધર્મના અપ્રમાદી રહે એમ ઉપયોગ
રાખશો ધર્મસાધન કરશો ધર્મકાર્ય લખશો

ॐ શાન્તિઃ ૩

× × × ×

સં. ૧૯૭૩ ના આસો સુદિ એકમના રોજ ૮ વાગે પાટણમાં મુનિશ્રી
જીતસાગરજીએ દેહનો ત્યાગ કર્યો તેના સમાચાર પેથાપુરમાં આસો સુદિ
બીજે આવ્યા તે પ્રસંગથી તેને આપેલી ધર્મ સ્નેહાંજલિ

જીતસાગર મુનિવરે દેહ તજ્યો,
સજી આતમ સાધન સ્વર્ગ ભજ્યો
જિત ધર્મ વિચારક રત્ન ગયું
જગમાં નિજ નામ અમર કર્યું,
યતિશ્વર જગત મશહૂર થયો
યશપુંજ લટી ઝટ ચાલી ગયો
તવ નામ સહિત ગુણરાશિ સદા,
મુજ યાદ રહે નહીં ભુલું કદા
જય જીવન જ્યોત જગાળક રે
જય આતમ તત્ત્વ ઉપાસક રે
તવ શાન્તિ મળો કૃત પાપ ટળો,

થામા ક્ષણુ માત્ર પણ પ્રમાદ કરો નહીં ચારિત્ર ભાવનામા અત્યંત દઢ થવુ એજ આત્મા વિના દરેક સર્વ પદાર્થની આસક્તિ ન હ્રુ એવો તીવ્ર ઉપયોગ ધારણ કરો સર્વ જીવોની સાથે ક્ષમાપના છે તમારી સાથે વિશેષ પ્રકારે ક્ષમાપના કરી છે તમો પણ વગેરેની અસ્થિરત્વાદિનો ઉપયોગ ધારણ કરી સર્વ જીવો સાથે ક્ષમાપના કરશો. આ વખતની ભયંકર માંદગી છે માટે આત્મામા ઉપયોગ રાખના વિશેષત અપ્રમાદી બનશો પરસ્પર આત્મપયીઓનો આત્મસબંધ આ ભવની પેઠે ભાવીભવમા કાયમ રહે છે અને ભાવીભવોમા પણ વિરૂપ કર્મવાળા કાયમ રહે છે શરીર મરે છે આત્મા મરતો નથી આ ભવમા આત્મા પોતાની શક્તિઓને વિકાસવા પ્રયત્ન કરે છે તીવ્ર કરેલી એવા ધર્મ વિચારો અને ધર્માચારો પુન પરભવમા સયોગો પામી પ્રગટ છે અને તેથી ધર્મ મુસાફરીમા વિશેષત સહનતા થાય છે માટે આત્મોપયોગ ધારણ કરશો ગુરૂએ આપેલો બોધ પ્રેમથી યાદ કરશો પેથાપુરમા આપેલો સમાધિ બોધ ખાસ પ્રસગે ધારશો તો ખપના આવશે પરભવમા પુન આત્માઓ પૂર્વ ભવની પેઠે એક બીજાને ઓળખે છે અને ત્યા સામગ્રી પામી ધર્મની પ્રાપ્તિ કરે છે રાગદ્વેષપરિણતિ વિના પોતાના શુદ્ધ સ્વરૂપની ભાવના ભાવવી સત્તાના હેતુ પરમાત્મપ યાદ કરવુ, અને તેના બળે દેહાદિક યોગે થતા વિકલ્પ સંકલ્પ ચિંતાઓ પરિહરવી. આ ભવના શુદ્ધધર્મમા ભાવનાથી મગ્નતા કરશો જૈનધર્મની પરભવમા પ્રાપ્તિ થાય અને જૈનધર્મ સાધક કર્મયોગી પરભવમા બની શકાય એવી તીવ્ર ભાવના ભાવવી વીતરાગ દેવનુ પૂર્ણભાવ તથા શ્રદ્ધાથી સ્મરણ કરવુ આત્મામા વીતરાગતા કરેલી જનનો ઉપયોગ રાખી તેનુ આરાધન કરવુ શ્રી સદ્ગુરૂની પરભવમા પુન પ્રાપ્તિ થાય એવી રીતે આ ભવના સદ્ગુરૂ મળવા માટે નેમનાર ધારણ કરવો જોઈએ એ વાતપર પૂર્ણ લક્ષ રાખશો એ ઘડીમા આ ભવ સુધારી શકાય છે તો હજી જેટલુ આયુષ્ય છે, તેટલામા જો ખાસ શુદ્ધભાવ ધારવામા આવે તો શુ ન કરી શકાય વારૂ ? પૂર્ણ દઢ નિશ્ચયથી આત્માની નિ:સગતાનો અનુભવ કરો સર્વ કષાયોના બીજ ક્ષીણ કરો સર્વ પ્રેમના યોગથી ભિન્ન આત્માને દેખી તેને પરમાત્મા બનાવો કે જેથી સર્વ પ્રેમની નગરનાગાને તમે પ્રાપ્ત કરી શકો તમારૂ કલ્યાણ થાઓ

ॐ ३ अर्हंशान्ति ३